ઉપયોગ નથી, ત્યારે એમણે મારે માથે હિંદીનું કામ નાખવાનો પોતાનો જૂનો સંકલ્પ જગાડયો. અને પ્રથમ મને દક્ષિણમાં મોકલી (૧) ત્યાંના હિંદીપ્રચારનું કામ વધારે વ્યવસ્થિત અને મજબૂત રીતે થાય, અને (૨) એને માટે દક્ષિણના જ સ્થાનિક લોકો પાસેથી પૈસા ઉઘરાવી રાષ્ટ્રભાષા-પ્રવૃત્તિનાં મૂળિયાં દક્ષિણ ભારતના લોકો-ના જ જીવનમાં પહોંચી જાય એ ઉદ્દેશથી મને ત્યાં મોકલ્યો. આ કામ સન ૧૯૩૪ના ડિસેમ્બરના પ્રારંભમાં મને એમણે સોંપ્યું. બે મહિના દક્ષિણ ફરીને હિંદી જેવી ભારતીય સંસ્કૃતિને વ્યક્ત કરતી અને બાર કરોડની જન્મભાષા જેવી હિંદીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવામાં ભારતીય સંસ્કૃતિ સમર્થ અને પરિપુષ્ટ થશે એ સમજાવવાનું કામ મેં બે મહિના સુધી ચલાવ્યું. નાણાં પણ ઠીક ઠીક ઉઘરાવ્યાં. સન ૧૯૩૪ને આખરે શરૂ કરેલું એ કામ બેએક મહિનામાં પૂરું કરી વર્ધા હું પાછો આવ્યો ત્યાં હિંદી સાહિત્ય સંમેલને પોતાના ઈંદોરના અધિવેશનનું અધ્યક્ષ-સ્થાન ગાંધીજીને બીજી વાર સોંપ્યું.

મદ્રાસ તરફના આ તાજા કામને કારણે હું હિંદીમય થયો જ હતો. ત્યાં ગાંધીજીએ ઈંદોરના સંમેલન આગળ પ્રસ્તાવ મૂક્યો કે દક્ષિણના ચાર ભાષા-પ્રદેશ ઉપરાંત બાકીના દેશમાં જ્યાં હિંદીભાષા બોલાતી નથી ત્યાં હિંદીનો પ્રચાર સંગઠિત રીતે ચલાવવો જોઈએ. ટંડનજીએ આ પ્રસ્તાવ પૂરા ઉત્સાહથી વધાવી લીધો અને એ કામ સંમેલન વતી જ થાય એટલા માટે મને પણ સંમેલનના બંધારણમાં ખેંચ્યો. હવે જાણે આ મારું જીવનકાર્ય બની ગયું. સન ૧૯૩૫થી ૧૯૪૨ સુધી એટલે કે આઠ વર્ષ મેં આ કામ પૂરી નિષ્ઠાથી અને ઉત્સાહપૂર્વક ચલાવ્યું. એમાં ધાર્યા કરતાં પણ વધારે સફળતા મળી. અને એ જ કામ જો વગર વિઘ્ને ચાલ્યું હોત તો દેશનું વાયુમંડળ જુદું જ થયું હોત. આજે હું લખું છું એની પાછળનો મારો અનુભવ, ભારતીય ઈતિહાસનું મારું વાચન અને ગાંધીજી પાસેથી જ મળેલી જીવનદૃષ્ટિ આ ત્રણેનો સમન્વય છે. એટલા જ ખાતર મારે અહીં હવે પછીની વાતો સહેજ વિસ્તારથી, પણ વધારે ઉત્કટતાથી લખવી પડે છે.

૨

ઉત્તર ભારતમાં હિંદી બોલનારા લોકોનું માનસ સમજવાની જરૂર છે. એમની સંકુચિતતા જ હિંદીપ્રચારને નડી એ વાત સાચી છે. છતાં એમને અન્યાય ન થાય એટલા ખાતર એમની દૃષ્ટિ સહાનુભૂતિપૂર્વક સમજવા માટે અમારા નાનપણના કાળના રાષ્ટ્રીય વૃત્તિના લોકોનું માનસ થોડું સમજાવવું જોઈએ. એટલે હિંદીવાળાઓનું માનસ એક રીતે રાષ્ટ્રીય જ હતું એમ આપણે સમજી શકીશું.

જ્યારે અંગ્રેજોનું રાજ આ દેશમાં મજબૂત થવા લાગ્યું, અને એની સામે કેટલાક રાજાઓએ અને ફોજના નેતાઓએ સન ૧૮૫૭માં અખિલ ભારતીય બળવો કર્યો અને એમાં એ હાર્યા ત્યાર પછીનું દેશનું વાતાવરણ જરા સમજવું જોઈએ.

તે વખતે એક મોટો પ્રતિષ્ઠિત અને દેશપ્રેમી લોકોનો પક્ષ હતો, જેના

# કાલેલકર ગ્રંથાવલિ

## સાતમો ભાગ

**આત્મકથાનકો**

સ્મરણયાત્રા, મનોમંથન
જાહેર જીવનનો આરંભ, જીવનનિવેદન, ધર્મોદય,
જીવનસભર ઈશ્વરકૃપા, ઓતરાતી દીવાલો

**નામદાર ગુજરાત સરકારશ્રી**
**તરફથી ભેટ**



પ્રકાશક
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
અમદાવાદ–૩૮૦ ૦૦૯
૧૯૮૫

સંપાદકો

સુન્દરમ્
સરોજિની નાણાવટી
સતીશ કાલેલકર
જેઠાલાલ ગાંધી

ઉમાશંકર જોશી
યશવન્ત શુક્લ
ચિમનલાલ ત્રિવેદી
કુસુમ શાહ






ગુજરાત સાહિત્ય અકાદમી(ગુજરાત રાજ્ય)ની આર્થિક સહાયથી પ્રકાશિત

પ્રથમ આવૃત્તિ, ૧૯૮૫

પ્રત ૧૫૦૦

મૂલ્ય : સમગ્ર ગ્રંથાવલિ સાતસો રૂપિયા (આગોતરા ગ્રાહકો માટે)

આવરણ ડિઝાઇન : જનક પટેલ

પ્રકાશક :

આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
C/o હ. કા. આર્ટ્સ કૉલેજ
આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

મુદ્રક :

જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ – ૩૮૦ ૦૧૪

KALELKAR GRANTHAVALI (Collected works of Dattatreya Balkrishna Kalelkar In Gujarati,—Centenary Edition) Volume 7 ; Autobiographical Writings. Published by Acharyashri Kakasaheb Kalelkar Granthavali Prakashan Samiti, Ahmedabad-380 009. 1985.

# જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણી

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફરી, ૧૯૧૫માં ગુજરાતમાં આશ્રમ સ્થાપીને રાષ્ટ્રમુક્તિની લડતને વેગ આપવા માંડયો ત્યાં દેશમાંથી અનેક તેજસ્વી યુવકો આવીને એમની સાથે જોડાયા. ત્રીસ વરસના દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર કવિવર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં અધ્યાપનકાર્ય કરતા હતા; ત્યાં જ એમને ગાંધીજીનો ભેટો થયો અને એમની પ્રત્યે તેઓ આકર્ષાયા, અને પછીથી અમદાવાદ જઈને રહ્યા. સાબરમતી તટે આશ્રમની જગ્યા નક્કી થઈ ત્યારે જમીન સાફ-સરખી કરવા પહેલો તીકમ એમણે માર્યો હતો. ગાંધીજીના નિકટના અંતેવાસી અને રાષ્ટ્રીય શિક્ષણના એક મુખ્ય સાથી એ બની રહ્યા. રવીન્દ્રનાથ કહેતા પણ ખરા, મહાત્માજી, તમે દત્તુબાબુને લઈ ગયા અને હવે પાછા આપવાની વાત જ કરતા નથી.

ગુજરાતમાં સાબરમતી આશ્રમમાં નાનાં બાળકોને ભણાવવા માંડ્યું એટલે કાકાસાહેબની સરસ્વતી ગુજરાતી દ્વારા વહેવા માંડી. 'હિમાલયનો પ્રવાસ' બાળકો આગળ અનેક વાર કહેવાયો, પછી શબ્દબદ્ધ થયો. 'સ્મરણયાત્રા'ના પ્રસંગોના પણ પહેલા આસ્વાદકો આશ્રમશાળાના નાના વિદ્યાર્થીઓ. આશ્રમની ઉત્તરે આવેલી સાબરમતી જેલની મહેમાનગતિ પછી 'ઓતરાતી દીવાલો'ની આનંદકહાણી લખી એ તો ગાંધીજીની પ્રિય થઈ પડી. ગુજરાતી પોતાની માતૃભાષા ન હોવા છતાં તેની સુંદરતા અપૂર્વ રીતે બહાર લાવતા અને પોતાની સારસ્વત મોહિનીથી ગુજરાતના સંસ્કારજીવન ઉપર છાઈ જતા કાકા કાલેલકરને ગાંધીજીએ સવાઈ ગુજરાતી તરીકે બિરદાવ્યા.

કાકાસાહેબ સત્યાગ્રહની લડતોમાં ઓતપ્રોત રહ્યા. ૧૯૨૨માં ગાંધીજી જેલમાં ગયા તે પછીના ગાળાનાં કાકાસાહેબનાં પ્રવચનોમાં, 'નવજીવન'માંનાં લખાણોમાં અને લડત અંગેની કામગીરીમાં કોઈ વિરલ સ્ફૂર્તિ પ્રગટ થયાનું મહાદેવભાઈએ નોંધ્યું છે. ધીમે ધીમે રાષ્ટ્રીય શિક્ષણ એ કાકાસાહેબનું મુખ્ય ક્ષેત્ર બની રહ્યું. સ્વરાજ મળ્યા પછી પછાત જાતિઓના પંચના અધ્યક્ષ તરીકે સેવા આપી. જુવાનીમાં હિમાલયમાં સ્વામી આનંદ, અનંતબુવા મરઢેકર અને (વચ્ચે વચ્ચે જોડાતા) જીવતરામ કૃપાલાની જેવા સાથીઓ સાથે સેંકડો માઈલો પર્યટન કરી જાણે કે ભારતીય સંસ્કૃતિના મંદિરના ગર્ભગૃહમાં એકધ્યાન રહ્યા. કેળવણીકાર અને સ્વાતંત્ર્યયોદ્ધા તરીકે પોતે આપણા આ ઉપખંડ જેવા વિશાળ દેશના અઠંગ પ્રવાસી હોવા છતાં સ્વરાજ ન મળે ત્યાં સુધી વિદેશયાત્રાનો સ્વેચ્છાથી નિષેધ પાળ્યો,

પણ સ્વરાજ મળ્યા પછી દુનિયાના ખૂણેખૂણે ઘૂમ્યા અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો શબ્દપ્રયોગ કરીએ તો 'સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય' બની રહ્યા. સ્વરાજ મળવા સુધી કાકાસાહેબનો પ્રિય મંત્ર હતો 'જીવન', સ્વરાજ્યોત્તર કાળમાં એમનો મંત્ર રહ્યો 'સમન્વય'. કાકાસાહેબ 'જીવન'ના પક્ષપાતી હતા. કાકાસાહેબ માટે શબ્દ પણ 'જીવન'ની ઉપાસનાનું માધ્યમ હતો. 'સમન્વય' મંત્રની દીક્ષા એમણે અનેકવિધતાથી સમૃદ્ધિવંત બનેલી અનોખી ભારતીય સંસ્કૃતિમાંથી લીધી હતી. તેઓ કહેતા કે ભારત એ ભિન્ન ભિન્ન ધર્મ, વંશ, સંસ્કાર એકરૂપ એક-રસ બને એને માટેની પ્રયોગશાળા છે. ભારતમાં સમન્વયનો પ્રયોગ સફળ નીવડે એટલે સારા જગતમાં પણ નીવડે. સ્વાતંત્ર્યોત્તરકાળમાં, દ્વિતીય વિશ્વયુદ્ધોત્તર-કાળમાં કાકાસાહેબ દેશમાં અને દુનિયામાં સમન્વયની ભાવનાના સંવર્ધન માટે મથતા રહ્યા.

આવું ભર્યું ભર્યું અસ્તિત્વ — ઊતરતી યુવાવસ્થાએ ક્ષયરોગનું ગ્રહણ લાગેલું છતાં તેને જીતીને પંચાણું વરસ ચાલેલું નિરામય, વીર, આર્ષ જીવન ગુજરાતી ભાષા દ્વારા તેજસ્વી રીતે અભિવ્યક્ત થતું રહ્યું. છેલ્લા દસકાઓમાં હિંદીમાં પણ એમણે લખ્યું. ગાંધીજીના અવતારકાર્યના એક સહયોગી, રાષ્ટ્રીય ઉત્થાનના કર્મઠ લડવૈયા, દેશના ખૂણેખૂણાના અનેક જીવનસાધકોના અને સંસ્થાઓના પ્રેરણામૂર્તિ, દેશ-વિદેશમાં અનેક કુટુંબો, મંડળો, સમાજોમાં ઉષ્મા, આનંદ અને પ્રકાશની લહાણ કરતા વત્સલ ગુરુજન, — કાકાસાહેબ કાલેલકરનાં આ વિવિધ પાસાં સમય જતાં સ્મૃતિશેષ થશે. રહેશે એમનો લેખનરાશિ અને એની દ્વારા પમરતું એમનું અનોખું માનવવ્યક્તિત્વ. દુનિયાના સાહિત્ય-ઇતિહાસોમાં સ્વભાષા સિવાયની ભાષાના સાહિત્ય-માં અમર સ્થાન મેળવનારાઓનાં ગણ્યાંગાંઠ્યાં દૃષ્ટાંતો મળે છે. કાકાસાહેબ તેમાંના એક છે. જન્મે મરાઠીભાષી કાકા કાલેલકર ગુજરાતી ભાષામાં અમર રહેશે. એમનું કેટલુંક લખાણ અત્યંત સમૃદ્ધ એવા ગુજરાતી ગદ્યના એક સુચારુ ઉચ્ચ શિખર સમું દીપી રહેશે.

છેક ૧૯૩૧માં 'આપણી કવિતાસમૃદ્ધિ'ની પ્રસ્તાવનામાં દસ શ્રેષ્ઠ ગુજરાતી ગદ્યકારોની યાદીમાં બલવંતરાય ક. ઠાકોરે કાકા કાલેલકરનો ઉલ્લેખ કર્યો છે. કાકાસાહેબે ગુજરાતી ભાષાની રગ નાજુકાઈથી પારખી લીધી હતી. મૂળે ભાષાઓનું એમના મનને વશીકરણ. બીજું, નાનાં બાળકો સાથે એમણે ઊંડી આત્મીયતાથી ભાષાવ્યવહાર આરંભ્યો. બાળકોની ચેતનાની શબ્દો-વાક્યઉક્તિઓ સાથેની ગડમથલો અત્યંત રસપ્રદ અને પ્રબોધક હોય છે. કાકાસાહેબની ગદ્યશૈલીનું એક મુખ્ય આકર્ષણ ભાષા સાથેની એમની બાલસહજ વૃત્તિથી ચાલતી રમતમાં જોઈ શકાય છે. અનેક નવા શબ્દો એ લીલયા બનાવે છે અને પારિભાષિક પર્યાયોની તો જાણે ટંકશાળ એમણે ન ખોલી હોય. ત્રીજું, કાકાસાહેબને ગણેશો મળ્યા તે બધા ભાષાના બંદાઓ. મૂળ સાધી સ્વામી આનંદ, જેમણે 'નવજીવન' પ્રેસ દ્વારા 'કાલેલકરના લેખો'–[૧]-

નું કલાદૃષ્ટિપૂર્વકનું ઉત્તમ પ્રકાશન, નવા નવા પ્રેસકાર્યમાં નોકરીએ જોડાયેલા તરુણ બચુભાઈ રાવતના સહકારમાં કર્યું. કાકાસાહેબ વિપુલ લખાણ મૂકી ગયા છે, પણ બીજાઓના 'હાથે' એ લખાયું છે. એમના ગણેશોમાં મુખ્ય છે નરહરિભાઈ પરીખ, જુગતરામ દવે, ચંદ્રશંકર શુક્લ, નગીનદાસ પારેખ, ઉમાશંકર જોશી, જેઠાલાલ ગાંધી, મનહરલાલ વોરા, અમૃતલાલ નાણાવટી, સરોજિની નાણાવટી, કુસુમ શાહ આદિ. (ગાંધીજી આ જાણતા એટલે ૧૯૩૦માં યરવડા જેલમાં કાકાસાહેબ એમની સાથે રહ્યા હતા ત્યારે એમણે પ્રસ્તાવ મૂકયો, કાકા, તમારે કાંઈ લખાવવું હોય તો લખાવો!)

કાકાસાહેબનું ગદ્ય પ્રકૃતિચિત્રણમાં અને પ્રવાસવર્ણનમાં અપૂર્વ સર્જકતાથી ખીલી ઊઠે છે. ભૂગોળના રસિયા તેવા જ ખગોળની સૌંદર્યસમૃદ્ધિના પણ તરસ્યા. ભારતયાત્રી કાલિદાસ પછી સ્વદેશની પ્રકૃતિશ્રીનું આકંઠ પાન કરનાર અને એને શબ્દબદ્ધ કરનાર કાકાસાહેબ જેવા ઓછા જ પાકયા હશે. એમનું ગદ્ય અનેક વાર કાવ્યની કોટિએ પહોંચે છે. કાકાસાહેબને બીજી એક મોટી અને વિરલ એવી બક્ષિસ છે તે વિનોદવૃત્તિની. (શેક્સપિયરમાં પક નામનું પાત્ર આવે છે તેના ઉપરથી ઓળખાતી પક-વૃત્તિની પણ.) એમની 'સ્મરણયાત્રા'માં અને 'ઓતરાતી દીવાલો'માં અને અનેક લલિત નિબંધોમાં એ ડોકિયાં કરે છે અને એમના ગદ્યને જીવંત બનાવે છે. એમનાં આત્મકથનાત્મક લખાણો અને અન્ય ચરિત્રસંકીર્તનો લલિત ગદ્ય બની રહે છે. એક શિક્ષક અને ચિંતક તરીકે કેળવણી, સમાજ, સંસ્કૃતિ અને ધર્મનાં વિવિધ પાસાં ઉપર સતત એ લખતા રહ્યા. તેમાંનું કેટલુંક મૌલિક, હમેશના રસનું છે તો કેટલાકનું વીસમી સદીના વૈચારિક ઇતિહાસના સંદર્ભમાં મહત્ત્વનું દસ્તાવેજી મૂલ્ય રહેશે. સાહિત્ય વિશે લખવાના એમને અનેક પ્રસંગો આવ્યા છે. આ સદીના ત્રીજાથી પાંચમા દસકામાં કેટલી તો પ્રસ્તાવનાઓ' એમણે લખી! કલા પ્રત્યે અભિમુખતા કેળવવામાં પણ એમનાં લખાણોએ ભાગ ભજવ્યો.

કાકાસાહેબે લખ્યું ખૂબ છતાં પૂછો તો કહેશે કે પોતે સાહિત્યકાર થવા કશું કરતા નથી, જીવવાના ભાગરૂપે સહજપણે લખવાનું આવે તો તે લખે છે. એમને સાહિત્યના બે સહજ પ્રકારો પત્રલેખન અને વાસરી માટે સવિશેષ આસ્થા હતી. પત્ર એ અન્ય માનવબંધુ સાથેનો અપ્રત્યક્ષ વાર્તાલાપ છે તો વાસરી એ અન્તરાત્મા સાથેની, કહો કે અંતર્યામી સાથેની પ્રત્યક્ષ વાતચીત હોઈ શકે. બંને પ્રકાર કાકાસાહેબના હાથે અઢળક ખેડાયા. હજારો પત્રો એમણે લખ્યા. વાસરી પણ તૂટક તૂટક છતાં સારા એવા પાયા ઉપર એમના હાથે ખેડાઈ. સૂત્રાત્મક વાકયો, મંત્રોદ્‌ગારો અનેક સ્વાક્ષર(ઑટોગ્રાફ)પોથીઓમાં એમણે ટપકાવ્યાં હશે તે પણ આ વર્ગમાં આવે અને એકઠાં થઈ શકે તો એક મનભર ખજાનો બની રહે. કાકાસાહેબ માણસભૂખ્યા માણસ, ગોષ્ઠિના માણસ. જેઠાલાલ ગાંધી મીઠી ફરિયાદ કરતા તેમ કાકાસાહેબ આસપાસ દરબાર ભરાઈ જાય. કાકાસાહેબનું ઉત્તમ વાતચીતમાં

પ્રગટ થતું. અખૂટ જીવનરસ, અત્યંત કુશાગ્ર બુદ્ધિ, અદમ્ય વિનોદવૃત્તિ, વસ્તુને વિશાળ સંદર્ભમાં જોવાની ફાવટ આ બધાને લીધે કાકાસાહેબનું સભર વ્યક્તિત્વ વાર્તાલાપમાં અપૂર્વ રમણીયતાથી ઊઘડતું. કોઈએ કાકા કાલેલકર સાથેની બેઠકોના અહેવાલ ટપકાવ્યા હોત તો એ ઉત્તમ સહજ સાહિત્યમાં સ્થાન પામે એવા નીવડયા હોત એમ કહેવામાં ભાગ્યે જ અતિશયોક્તિ હોય. એની અવેજીમાં, ભાઈ રવીન્દ્ર કેળેકરે મુલાકાતો લઈ તૈયાર કરેલ અનુપમ સંચય 'કાકા કાલેલકર સાથે વિવિધ વાર્તાલાપ'થી મન મનાવવું રહ્યું.

ગુજરાતી ભાષામાં પોતાનું હૃદયસર્વસ્વ રેડનાર કાકાસાહેબ કાલેલકરની વાણી એમના જન્મશતાબ્દી વર્ષમાં ગુજરાતીભાષાભાષી સમાજ ગ્રંથાવલિરૂપે પ્રગટ કરે એ બધી રીતે ઉચિત છે. ભારતમાં જન્મીને ભારતની સર્વ પ્રકારની આત્મલક્ષ્મી—નિસર્ગલક્ષ્મી તેમ જ અધ્યાત્મલક્ષ્મી વ્યક્તિત્વના તારતારમાં અનુભવનાર અને એનો અનુભવ પણ કરાવનાર એક વિરલ ભારતપુત્રની આંતરસમૃદ્ધિ એ રીતે કંઈક જળવાશે. ભારતના આધુનિક પ્રબોધકાળ અને પુરુષાર્થકાળનાં કેટલાંક સ્મરણો, ચિંતનો, નિરીક્ષણો પણ સચવાશે. આ શતાબ્દી ગ્રંથમાળા નિમિત્તે એક મોટા ગજના લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિ રૂપે રજૂ કરવાનો સુંદર નમૂનો તો આપણી ભાષાને મળશે જ.

આશા છે કે જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણીને પ્રસ્તુત કરતી કાલેલકર ગ્રંથાવલિને વ્યક્તિઓ અને સંસ્થાઓ કૃતજ્ઞભાવે વધાવી લેશે.

અમદાવાદ

૧૨-૧૦-૧૯૮૪

**ઉમાશંકર જોશી**

પ્રમુખ

ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ

# સંપાદકીય

કાકાસાહેબના નવેક હજાર પૃષ્ઠો જેટલા ગદ્યરાશિને ગ્રંથાવલિરૂપે ગુજરાતીભાષી સમાજ આગળ રજૂ કરી દેવો – અને એને માટે ૧૯૮૫નું એમનું જન્મશતાબ્દી વર્ષ એ ઉત્તમ અવસર છે – એમ કેટલાક મિત્રોને સૂઝયું. આચાર્ય કાકા કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિની રચના થઈ. પાંચસો-છસો પૃષ્ઠોનું એક એવાં પંદરેક પુસ્તકો થશે એવો અંદાજ છે. નવજીવન પ્રેસે એના મુદ્રણકાર્યમાં સહકાર આપવા તૈયારી બતાવી. આખી ગ્રંથાવલિનું મૂલ્ય રૂ. ૭૦૦ નક્કી કરી આગોતરા ગ્રાહકો નોંધવા માંડયા, જેનો પ્રતિભાવ પ્રોત્સાહક નીવડે એવો છે. આપણી ભાષામાં એક લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે પ્રગટ કરવાના આ પ્રયત્નને આપણી શાળાઓ, ઉચ્ચ માધ્યમિક શાળાઓ, કૉલેજો, જાહેર પુસ્તકાલયો અને અનેક સાહિત્યપ્રેમીઓ અને અભ્યાસીઓ આગોતરા ગ્રાહકો તરીકે નોંધાઈને સંપૂર્ણ રીતે સફળ બનાવવામાં સહાયભૂત થશે એવી શ્રદ્ધા છે. ગુજરાત સરકારે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન ટ્રસ્ટને ઉદારતાપૂર્વક ગુજરાતી સાહિત્ય અકાદમી દ્વારા રૂ. બે લાખની મદદ કરી છે અને કુલ સાત લાખ રૂપિયા ખર્ચ થાય તો વધુ દોઢ લાખની રકમ દેણગી તરીકે આપવાનું મંજૂર કરીને આ ગ્રંથાવલિયોજનાને પીઠબળ આપ્યું છે તે માટે તેના ઋણી છીએ.

કાકાસાહેબ કાલેલકર જન્મશતાબ્દી વર્ષનો ૧લી ડિસેમ્બર ૧૯૮૪થી આરંભ થશે અને પછી આખું વરસ તેની આખા દેશમાં સ્થળે સ્થળે ઉજવણી થશે. તે તારીખે આ ગ્રંથાવલિનાં ત્રણ-ચાર પુસ્તકોનું પ્રકાશન થઈ શકશે એવી ગણતરી છે. બાકીના ગ્રંથો શતાબ્દી-વર્ષ દરમ્યાન તૈયાર થશે.

કાલેલકર ગ્રંથાવલિનાં આરંભનાં પુસ્તકો લલિત સાહિત્યનાં આપવાં અને પછી સાહિત્ય, સંસ્કૃતિ, શિક્ષણ, સમાજ, ધર્મ અંગેનાં લખાણો અને અંતે વાસરી અને પત્રો આપવા એવું વિચાર્યું હતું, જોકે યોજનામાં અનુભવે ફેર પાડવો પડે છે. ગ્રંથાવલિના પહેલા બે ભાગમાં પ્રવાસ સાહિત્ય, ત્રીજામાં લલિત નિબંધો, ચોથામાં કેળવણીવિષયક, પાંચમા-છઠ્ઠામાં સમાજ-સંસ્કૃતિવિષયક, સાતમા-આઠમામાં ચરિત્રવિષયક, નવમા-દસમામાં સાહિત્યવિષયક લખાણો, ... ... ... એ રીતે ગ્રંથાવલિના ભાગોનો ક્રમ ચાલશે. શરૂઆતમાં પહેલો ભાગ (પ્રવાસ), ત્રીજો ભાગ (લલિત નિબંધો), પાંચમો (સમાજ-સંસ્કૃતિ), નવમો (સાહિત્ય), – એ ગ્રંથો તૈયાર થશે.

## કાલેલકર ગ્રંથાવલિ : ભાગ સાતમો : આત્મકથાનકો

આ ગ્રંથમાં 'સ્મરણયાત્રા' (પહેલી આવૃત્તિ ૧૯૩૪, બીજી આ. ૧૯૪૦, દસમું પુનર્મુદ્રણ ૧૯૭૭), 'મનોમંથન' (કૉલેજકાળનાં સ્મરણો), 'જાહેરજીવનનો પ્રારંભ', ('મનોમંથન' પછીની સંસ્મરણમાળા), 'જીવનનિવેદન' (આત્મકથા), 'ધર્મોદય' (પહેલી આવૃત્તિ ૧૯૫૨), 'જીવનસભર ઈશ્વરકૃપા' (કેટલાક આધ્યાત્મિક અનુભવો—બાલ્યાવસ્થાના અને પ્રૌઢાવસ્થાના) અને 'ઓતરાતી દીવાલો' (પહેલી આવૃત્તિ ૧૯૨૫, ચોથી આ. ૧૯૪૩ અને ચોથું પુનર્મુદ્રણ ૧૯૭૫) એટલાં એમનાં આત્મકથાનકો સમાવી લેવામાં આવ્યાં છે. આ પ્રકારના બાકી રહેલા લેખો હવે પછીના ગ્રંથમાં સમાવાશે.

આ ગ્રંથમાંનાં 'મનોમંથન', 'જાહેરજીવનનો પ્રારંભ', 'જીવનનિવેદન' અને 'જીવનસભર ઈશ્વરકૃપા' આ પહેલાં જુદાં જુદાં સામયિકોમાં લેખમાળા રૂપે પ્રકાશિત થયાં હતાં, પણ ગ્રંથરૂપે તો પહેલી જ વાર અહીં પ્રગટ થાય છે.

કાકાસાહેબનાં લખાણોમાં વિવિધ રસો અને જીવનશ્રદ્ધાઓ વારંવાર ઓતપ્રોત થઈને આવતાં હોય છે એટલે ચોક્કસ વિષય અનુસાર એમના લેખોનું વર્ગીકરણ કરવું તે મૂંઝવતો સવાલ છે. તેમ છતાં શક્ય તેટલું વર્ગીકરણ કરવા પ્રયાસ કર્યો છે, જોકે આમાં અભિપ્રાયભેદને ખાસ્સો અવકાશ રહે.

# અનુક્રમણિકા

## સ્મરણયાત્રા (૧–૧૯૯)

**પરિશિષ્ટ**



**મનોમંથન (૨૦૧–૩૧૬)**

**ધર્મોદય (૪૯૫–૫૯૦)**

## જીવનસભર ઈશ્વરકૃપા (૫૯૧–૬૨૨)

# પ્રયોજન અને પરિચય

## ૧

આ સ્મરણયાત્રા આત્મચરિત્ર નથી, એ તો છૂટાંછવાયાં સંસ્મરણો જ છે. જીવનનાં મહત્ત્વનાં પરિવર્તનો કે ઊંડા અનુભવો આપવાનો અહીં ઈરાદો નથી. બાળકો અને યુવાનોના પવિત્ર સહવાસમાં જેના ઘણા દિવસો ગયા છે તે જાણે છે કે, બાળકો તેમ જ યુવાનો સાથે સમભાવ કેળવવાના, તેમની ભૂમિકા ઉપર ઊભા રહી તેમને આગળપાછળનું જોવાની અને આત્મપરીક્ષણ કરવાની કળા શીખવવાનાં અનેક સ્વાભાવિક સાધનોમાં, પોતાના બાળપણનો નિખાલસ, નિ:સંકોચ અનુભવ રજૂ કરવો, એ વખતનાં આશાનિરાશા, મુગ્ધ મૂંઝવણો અને કાવ્યમય પ્રસંગોનું યથાર્થ વર્ણન કરવું, પોતાના ગુણદોષ, જયપરાજય અથવા ક્ષુદ્ર અહંકાર અને સહજ સ્વાર્થત્યાગ વગેરે વસ્તુઓનો આબેહૂબ ચિતાર આપવો એ એક ઉત્તમ સાધન છે. કેમ કે, તેમ કરવાથી સાંભળનારની યુવાવસ્થાને આપણા તરફથી એક પ્રકારની સ્વીકૃતિ (રેકોગ્નિશન) મળે છે.

યુવાનો આગળ પોતાનો અનુભવ રજૂ કરી કેટલાંયે મુગ્ધ હૃદયોને મારા પૂરતાં હું ઉઘાડી શક્યો છું. અને બીજી કંઈ નહીં તો સહાનુભૂતિની કીમતી મદદ કરી શક્યો છું. દરેક સ્મરણમાં ભારે બોધ કે ગાંભીર્ય અથવા કાવ્યમય ચમત્કૃતિ હોવી જ જોઈએ એમ નથી. દરેક સંસ્મરણથી એક પણ મુગ્ધ હૃદયનો તાર છેડી શકાય, અને એની પાસેથી 'હા, મને પણ એમ જ થયું હતું.' એવો ભીની આંખનો એકરાર મળી શકે તો બસ છે.

આ સ્મરણયાત્રા લખવામાં મને એક કીમતી અનુભવ મળ્યો. આપણા દેશમાં ચરિત્રલેખન ઝાઝું નથી. આત્મચરિત્રનું તો નામ જ નથી. સંત તુકારામે પોતાના વિશે દસપાંચ અભંગ લખતાં કેટલો કંટાળો અને સંકોચ બતાવ્યો છે? હું એમ માનતો કે ચરિત્રલેખન એ આપણા લોકોની વૃત્તિમાં નથી. પણ સ્મરણયાત્રા પરત્વે કેટલાક મિત્રોની ટીકા જ્યારે સાંભળી ત્યારે હું જોઈ શક્યો કે, આત્મચરિત્રલેખન એ આપણી સંસ્કૃતિથી અને આપણા વિવેકના આદર્શથી જ વિરુદ્ધ મનાય છે. ભર્તૃહરિએ એક શ્લોકમાં લોભી માણસને સહજ એવાં પાપોની પરંપરા ગણાવતાં છેલ્લા અને અત્યંત હીન પાપને સ્થાને 'निजगुणकथापातक'ને બેસાડ્યું છે. એ પણ એ જ વખતે યાદ આવ્યું. આત્મચરિત્ર લખાય કે ન લખાય એ વિશે ગાંધીજીએ ચુકાદો આપ્યો છે. હું પોતે માનું છું કે શ્રેષ્ઠ અથવા અસાધારણ વિભૂતિ જ નહીં પણ અત્યંત સાધારણ નિર્વિશેષ, પ્રાકૃત માણસ પણ નિખાલસપણે અને અમુક વિવેક જાળવીને આત્મચરિત્ર લખે તો તે ઇષ્ટ જ છે. દરેક માણસ પાસે સૌથી કીમતી વસ્તુ હોય તો તે એનો અંગત અનુભવ છે. એ જો કોઈ સહૃદયતાથી આપણને

આપવા માગે તો આપણે એને કેમ ન વધાવી લઈએ? સો-પચાસ ઇતિહાસ અને ચરિત્રો વાંચવા કરતાં એક સાચું આત્મચરિત્ર વાંચવાથી આપણને વધારે બોધ મળે છે. અને આપણી અભિરુચિ કૃત્રિમપણે કેળવાયેલી ન હોય તો નવલકથા કરતાં એમાં આપણને ઓછો રસ ન પડવો જોઈએ. દુઃખની વાત એ છે કે ઘણાખરા પોતાનો અનુભવ, બીજા સમજી શકે એ રૂપમાં, આપી જ શકતા નથી.

પણ મારે સ્મરણયાત્રાનો એટલો પણ બચાવ કરવાપણું નથી રહેતું, કેમ કે શરૂઆતમાં કહ્યું છે તેમ એ આત્મચરિત્ર છે જ નહીં.

કેટલાક લોકોને આ સ્મરણયાત્રામાં અમુક ઠેકાણે આત્મપ્રૌઢિની ગંધ આવશે. એ કારણે તેઓ મારા પર નારાજ થાય તે પહેલાં તેમને એટલું જ કહું કે, હું જાણું છું કે આત્મપ્રૌઢિથી માણસની પ્રતિષ્ઠા વધતી નથી પણ ઘટે છે. માણસ પોતે જ પોતાને વિશે સારું સારું લખે ત્યારે એની છાપ સારી પડતી જ નથી, પણ લોકો તરત જ સાશંક થઈ વિચાર કરે છે કે, અંતે આ પોતે જ પોતાને આપેલું પ્રમાણપત્ર છે ને? આવું જાગ્રત ભાન હોવા છતાં મેં જો કંઈ લખ્યું હોય તો તે આંધળાપણાને લઈને નહીં પણ સ્પષ્ટ જોખમ વહોરી લઈને. તેઓ સૂક્ષ્મતાથી તપાસે તો તેમના ધ્યાનમાં આવશે કે જે પ્રસંગમાં આવું બનવા પામ્યું હશે તે પ્રસંગો અત્યંત સામાન્ય છે. મારે મારા શ્રોતાઓ સુધી પહોંચવા સારુ જેટલી સ્વાભાવિકતા જરૂરની જણાય તેટલી મેં છૂટથી અખત્યાર કરી છે. આ સંસ્મરણો બોધ આપવાના ઇરાદાથી લખ્યાં નથી, પણ સમભાવ કેળવવાના એકમાત્ર ઉદ્દેશથી પ્રેરાઈને લખેલાં છે. ઘણી વાર નીતિબોધ કરતાં હૃદયપરિચય એ વધારે મદદગાર અને સંસ્કારક નીવડે છે.

જેટલાં સંસ્મરણો લખાવ્યાં છે તે જુવાનો માટે જ છે. બીજાઓ જો તે વાંચે અને તેમાંનું આપબોલાપણું તેમને ન રુચે, તો આ બધા કાલ્પનિક પ્રસંગો છે, એવી ધારણા કરીને વાંચવાનું તેમને હું સૂચવું છું.

ચિંચવડ, તા. ૯–૮–'૨૬

## ૨

માંદા પડવાથી જ્યારે જીવનયાત્રાનો વેગ ખોટકી પડ્યો ત્યારે મનોવિનોદ તરીકે આ સ્મરણયાત્રા લખી કાઢવાનું મને સૂઝ્યું હતું. મારા તરુણ મિત્ર અને સાથી શ્રી ચંદ્રશંકર શુક્લે એમાં મને ઉત્સાહ ન આપ્યો હોત અને ચીવટપૂર્વક મારી પાસેથી આ પ્રકરણો ન લખાવ્યાં હોત, તો આ ચોપડી હું લખવા ન પામત. આ ચોપડીનું શ્રેય જેટલું શ્રી ચંદ્રશંકર શુક્લને છે તેટલું જ મારી માંદગીને પણ છે. માંદગીની નવરાશ ભોગવવાનું માથે ન આવી પડત, તો આવા આત્મલક્ષી લખાણ પાછળ વખત કાઢવાનો મને હક ન પહોંચત. કુલ પ્રકરણો લગભગ ૧૦૮ કે ૧૧૨ થયાં હતાં. એકબે દુર્દૈવી ઘટનાઓને કારણે એમાંનો સારોસરખો ભાગ ખોવાઈ ગયો. બચી ગયેલાં પ્રકરણો શ્રી બચુભાઈ રાવતે પોતાના 'કુમાર'માં ક્રમશઃ

ભેગાં કરી પુસ્તકાકારે ગોઠવી આપ્યાં અને આવી ખંડિત લેખમાળા છાપવાનું નવજીવન પ્રકાશન મંદિરે સ્વીકાર્યું.

સ્મરણયાત્રાની આ આવી વિચિત્ર ઈતિહાસવાળી પહેલી આવૃત્તિ છપાયા પછી કેટલાંક પ્રકરણો જડી આવ્યાં. એકબે પ્રકરણો હિંદી અનુવાદરૂપે બચવા પામ્યાં હતાં તેમનું પણ પાછું ગુજરાતી કરી 'કુમાર'માં છપાવ્યું. બીજી આવૃત્તિનો લાભ લઈ વિખૂટાં પડેલાં આ ભાંડુઓને ગ્રંથ-ઘરની અંદર આણી મૂક્યાં છે.

ખોવાયેલાં પ્રકરણો ફરી લખી કાઢવાં એ અશક્ય ન હોય તોય અઘરું તો ખરું જ. પ્રથમ તો, એક જ વસ્તુ બીજી વાર લખતાં, પહેલાં જેટલો રસ ન આવે. કેટલાંક સ્મરણો લિપિબદ્ધ થયા પછી શરદઋતુનાં વાદળાંની પેઠે, હળવાં થઈ ઊડી જાય છે; અને છતાં પ્રયત્નપૂર્વક એ સંસ્મરણો તાજાં કરી લખવા જ બેસીએ, તો એ બયાન પહેલાં જેટલું હળવું પણ ન રહે. સ્મરણસંસ્કારો ફરી ફરી ઘૂંટવાથી તેમાં અંતર્મુખતા જ વધારે પડતી આવી જાય છે.

જ્યારે જ્યારે આ પ્રકરણો વાંચું છું અથવા આને વિશે મિત્રોને બોલતા સાંભળું છું, ત્યારે ત્યારે આવા જ જુદા જુદા અનેક પ્રસંગો યાદ આવે છે. જો એ બધા લખવા માંડું તો આ સ્મરણયાત્રા સાથે સમાંતર એવી બીજી એક સ્મરણ-યાત્રા સહેજે તૈયાર થઈ જાય. જીવનના એ જ ગાળા વિશે આ નવાં સંસ્મરણો આજની મનોવૃત્તિમાં લખી કાઢવાથી એક નવીન વસ્તુ સહેજે ધ્યાનમાં આવી શકે એમ છે. એક જ જીવનનાં એક જ કાળનાં બે પ્રામાણિક બયાનો ભિન્ન ભિન્ન કાળે અને ભિન્ન ભિન્ન વૃત્તિથી લખાયેલાં હોય તો, તેમાં એકતા હોવા છતાં કેટલી ભિન્નતા આવી શકે છે, એ જોવાને મળવાથી એ એક આશ્ચર્યનો વિષય થઈ શકે એમ છે. અને સાહિત્યમાં સોના કરતાં સોનીની અસર કેટલી હોઈ શકે છે એનો કંઈક ખ્યાલ આવી શકે છે.

જીવનના જે કાળના પ્રસંગો અહીં ટાંક્યા છે તે કાળનું જીવન મોટે ભાગે કૌટુંબિક હતું. સામાજિક તો નહીં જેવું. સામાજિક જીવનનો સ્પષ્ટ ખ્યાલ કૉલેજમાં ગયા પછી જ પ્રગટ થયો હતો. એ ચારપાંચ વરસના ગાળામાં વ્યાપક જીવનનું આકલન થયું એટલું જ નહીં, પણ જીવનનાં અનેક અંગઉપાંગોના આદર્શો પણ ઓછાવત્તા પ્રમાણમાં ચોક્કસ થયા. એ વખતની ગડમથલ અને જીવનદર્શનનું નાવીન્ય અને કુતૂહલ શબ્દબદ્ધ કર્યું હોય, તો એ જ ગાળામાંથી પસાર થનારા-ઓને કંઈક તો ઉપયોગી થશે જ, પણ એ બધું કાળના ગર્ભમાં છે. એવું કંઈક લખવાનો સંકલ્પ કરવાની પણ અત્યારે હિંમત નથી થતી.

મૂળ લખાણ કાલક્રમે લખાયું ન હતું. જુદા જુદા પ્રસંગો જેમ જેમ સૂઝતા ગયા તેમ તેમ લખાયા હતા. એ પ્રકરણો પુસ્તક માટે કાળક્રમે ગોઠવતાં એક અગવડ ઊભી થઈ છે: કેટલેક સ્થળે સ્થાનોના અને માણસોના ઉલ્લેખો આદિ પ્રથમ આવે છે અને તેમના વિશેના પ્રાથમિક પરિચયના ફકરાઓ કોક કોક વાર પાછળથી આવે છે. એ બધું સુધારવાનો અને જરૂર પડ્યે ફરી લખી કાઢવાનો

આપવા માગે તો આપણે એને કેમ ન વધાવી લઈએ? સો-પચાસ ઇતિહાસ અને ચરિત્રો વાંચવા કરતાં એક સાચું આત્મચરિત્ર વાંચવાથી આપણને વધારે બોધ મળે છે. અને આપણી અભિરુચિ કૃત્રિમપણે કેળવાયેલી ન હોય તો નવલકથા કરતાં એમાં આપણને ઓછો રસ ન પડવો જોઈએ. દુ:ખની વાત એ છે કે ઘણાખરા પોતાનો અનુભવ, બીજા સમજી શકે એ રૂપમાં, આપી જ શકતા નથી.

પણ મારે સ્મરણયાત્રાનો એટલો પણ બચાવ કરવાપણું નથી રહેતું, કેમ કે શરૂઆતમાં કહ્યું છે તેમ એ આત્મચરિત્ર છે જ નહીં.

કેટલાક લોકોને આ સ્મરણયાત્રામાં અમુક ઠેકાણે આત્મપ્રૌઢિની ગંધ આવશે. એ કારણે તેઓ મારા પર નારાજ થાય તે પહેલાં તેમને એટલું જ કહું કે, હું જાણું છું કે આત્મપ્રૌઢિથી માણસની પ્રતિષ્ઠા વધતી નથી પણ ઘટે છે. માણસ પોતે જ પોતાને વિશે સારું સારું લખે ત્યારે એની છાપ સારી પડતી જ નથી, પણ લોકો તરત જ સાશંક થઈ વિચાર કરે છે કે, અંતે આ પોતે જ પોતાને આપેલું પ્રમાણપત્ર છે ને? આવું જાગ્રત ભાન હોવા છતાં મેં જો કંઈ લખ્યું હોય તો તે આંધળાપણાને લઈને નહીં પણ સ્પષ્ટ જોખમ વહોરી લઈને. તેઓ સૂક્ષ્મતાથી તપાસે તો તેમના ધ્યાનમાં આવશે કે જે પ્રસંગમાં આવું બનવા પામ્યું હશે તે પ્રસંગો અત્યંત સામાન્ય છે. મારે મારા શ્રોતાઓ સુધી પહોંચવા સારુ જેટલી સ્વાભાવિકતા જરૂરની જણાય તેટલી મેં છૂટથી અખત્યાર કરી છે. આ સંસ્મરણો બોધ આપવાના ઇરાદાથી લખ્યાં નથી, પણ સમભાવ કેળવવાના એકમાત્ર ઉદ્દેશથી પ્રેરાઈને લખેલાં છે. ઘણી વાર નીતિબોધ કરતાં હૃદયપરિચય એ વધારે મદદગાર અને સંસ્કારક નીવડે છે.

જેટલાં સંસ્મરણો લખાવ્યાં છે તે જુવાનો માટે જ છે. બીજાઓ જો તે વાંચે અને તેમાંનું આપબોલાપણું તેમને ન રુચે, તો આ બધા કાલ્પનિક પ્રસંગો છે, એવી ધારણા કરીને વાંચવાનું તેમને હું સૂચવું છું.

ચિંચવડ, તા. ૯–૮–’૨૬

## ૨

માંદા પડવાથી જ્યારે જીવનયાત્રાનો વેગ ખોટકી પડ્યો ત્યારે મનોવિનોદ તરીકે આ સ્મરણયાત્રા લખી કાઢવાનું મને સૂઝ્યું હતું. મારા તરુણ મિત્ર અને સાથી શ્રી ચંદ્રશંકર શુકલે એમાં મને ઉત્સાહ ન આપ્યો હોત અને ચીવટપૂર્વક મારી પાસેથી આ પ્રકરણો ન લખાવ્યાં હોત, તો આ ચોપડી હું લખવા ન પામત. આ ચોપડીનું શ્રેય જેટલું શ્રી ચંદ્રશંકર શુકલને છે તેટલું જ મારી માંદગીને પણ છે. માંદગીની નવરાશ ભોગવવાનું માથે ન આવી પડત, તો આવા આત્મલક્ષી લખાણ પાછળ વખત કાઢવાનો મને હક ન પહોંચત. કુલ પ્રકરણો લગભગ ૧૦૮ કે ૧૧૨ થયાં હતાં. એકબે દુર્દૈવી ઘટનાઓને કારણે એમાંનો સારોસરખો ભાગ ખોવાઈ ગયો. બચી ગયેલાં પ્રકરણો શ્રી બચુભાઈ રાવતે પોતાના ‘કુમાર’માં ક્રમશ:

ભેગાં કરી પુસ્તકાકારે ગોઠવી આપ્યાં અને આવી ખંડિત લેખમાળા છાપવાનું નવજીવન પ્રકાશન મંદિરે સ્વીકાર્યું.

સ્મરણયાત્રાની આ આવી વિચિત્ર ઇતિહાસવાળી પહેલી આવૃત્તિ છપાયા પછી કેટલાંક પ્રકરણો જડી આવ્યાં. એકબે પ્રકરણો હિંદી અનુવાદરૂપે બચવા પામ્યાં હતાં તેમનું પણ પાછું ગુજરાતી કરી 'કુમાર'માં છપાવ્યું. બીજી આવૃત્તિનો લાભ લઈ વિખૂટાં પડેલાં આ ભાંડુઓને ગ્રંથ-ઘરની અંદર આણી મૂક્યાં છે.

ખોવાયેલાં પ્રકરણો ફરી લખી કાઢવાં એ અશક્ય ન હોય તોય અઘરું તો ખરું જ. પ્રથમ તો, એક જ વસ્તુ બીજી વાર લખતાં, પહેલાં જેટલો રસ ન આવે. કેટલાંક સ્મરણો લિપિબદ્ધ થયા પછી શરદઋતુનાં વાદળાંની પેઠે, હળવાં થઈ ઊડી જાય છે; અને છતાં પ્રયત્નપૂર્વક એ સંસ્મરણો તાજાં કરી લખવા જ બેસીએ, તો એ બયાન પહેલાં જેટલું હળવું પણ ન રહે. સ્મરણસંસ્કારો ફરી ફરી ઘૂંટવાથી તેમાં અંતર્મુખતા જ વધારે પડતી આવી જાય છે.

જ્યારે જ્યારે આ પ્રકરણો વાંચું છું અથવા આને વિશે મિત્રોને બોલતા સાંભળું છું, ત્યારે ત્યારે આવા જ જુદા જુદા અનેક પ્રસંગો યાદ આવે છે. જો એ બધા લખવા માંડું તો આ સ્મરણયાત્રા સાથે સમાંતર એવી બીજી એક સ્મરણ-યાત્રા સહેજે તૈયાર થઈ જાય. જીવનના એ જ ગાળા વિશે આ નવાં સંસ્મરણો આજની મનોવૃત્તિમાં લખી કાઢવાથી એક નવીન વસ્તુ સહેજે ધ્યાનમાં આવી શકે એમ છે. એક જ જીવનનાં એક જ કાળનાં બે પ્રામાણિક બયાનો ભિન્ન ભિન્ન કાળે અને ભિન્ન ભિન્ન વૃત્તિથી લખાયેલાં હોય તો, તેમાં એકતા હોવા છતાં કેટલી ભિન્નતા આવી શકે છે, એ જોવાને મળવાથી એ એક આશ્ચર્યનો વિષય થઈ શકે એમ છે. અને સાહિત્યમાં સોના કરતાં સોનીની અસર કેટલી હોઈ શકે છે એનો કંઈક ખ્યાલ આવી શકે છે.

જીવનના જે કાળના પ્રસંગો અહીં ટાંક્યા છે તે કાળનું જીવન મોટે ભાગે કૌટુંબિક હતું. સામાજિક તો નહીં જેવું. સામાજિક જીવનનો સ્પષ્ટ ખ્યાલ કૉલેજમાં ગયા પછી જ પ્રગટ થયો હતો. એ ચારપાંચ વરસના ગાળામાં વ્યાપક જીવનનું આકલન થયું એટલું જ નહીં, પણ જીવનનાં અનેક અંગઉપાંગોના આદર્શો પણ ઓછાવત્તા પ્રમાણમાં ચોક્કસ થયા. એ વખતની ગડમથલ અને જીવનદર્શનનું નાવીન્ય અને કુતૂહલ શબ્દબદ્ધ કર્યું હોય, તો એ જ ગાળામાંથી પસાર થનારા-ઓને કંઈક તો ઉપયોગી થશે જ, પણ એ બધું કાળના ગર્ભમાં છે. એવું કંઈક લખવાનો સંકલ્પ કરવાની પણ અત્યારે હિંમત નથી થતી.

મૂળ લખાણ કાલક્રમે લખાયું ન હતું. જુદા જુદા પ્રસંગો જેમ જેમ સૂઝતા ગયા તેમ તેમ લખાયા હતા. એ પ્રકરણો પુસ્તક માટે કાળક્રમે ગોઠવતાં એક અગવડ ઊભી થઈ છે: કેટલેક સ્થળે સ્થાનોના અને માણસોના ઉલ્લેખો આદિ પ્રથમ આવે છે અને તેમના વિશેના પ્રાથમિક પરિચયના ફકરાઓ કોક કોક વાર પાછળથી આવે છે. એ બધું સુધારવાનો અને જરૂર પડ્યે ફરી લખી કાઢવાનો

વખત પહેલી આવૃત્તિને પ્રસંગે ન હોવાથી વાચકોની ક્ષમા માગી હતી. આ આવૃત્તિમાં એવી ક્ષમા માગવાનો મને અધિકાર નથી, છતાં મારે કહેવું તો પડે જ છે કે, આ વખતે પણ એ આવશ્યક સુધારા હું નથી કરી શક્યો, ઉમેરેલાં નવ પ્રકરણો સાધારણ રીતે કાલક્રમે જ્યાં બેસવાં જોઈએ ત્યાં બેસાડી દીધાં છે. મારો વિચાર આ તમામ પ્રકરણોમાં સહેજસાજ કાપકૂપ કરી અમુક ભાગ તો કાઢી જ નાખવાનો હતો, તે પણ કરી શક્યો નથી. માળીની કઠોરતા અને કુશળતા જ્યારે હાથમાં આવશે અને જ્યારે એની ઋતુ આવશે, ત્યારે આમાંનું કેટલુંક લખાણ કાપી નાખવાની દાનત હજીયે સેવું છું. પણ એ થાય ત્યારે ખરું.

પહેલી આવૃત્તિ વખતે મેં લખ્યું હતું – 'પ્રત્યયશૂન્ય હૃદયે હવે આ સ્મરણ-યાત્રાને પુસ્તકાકારે સમાજયાત્રા કરવા મોકલું છું.' ત્યાર પછી ઘણાં વરસો વીતી ગયાં. વાચકોનું કૌતૂહલ ઓસરી ગયું. પુસ્તકને અગ્નિદાહનું દુ:ખ પણ વેઠવું પડ્યું. હવે વાચકોની અને વિદ્યાર્થીઓની કૃપાથી આને નવેસર જીવતદાન મળ્યું છે, એટલે આની ઉપયોગિતા વિશે વિશ્વાસ ન વધ્યા છતાં ઓછા સંકોચથી, મારા જીવન સાથે સંકળાયેલા આ પુસ્તકને ફરી એક વાર નવી જ પેઢીની સેવામાં મોકલું છું.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

વર્ધા, ગુડી પડવો
તા. ૮–૪–'૪૦

## સંતોષ

જીવનયાત્રાનું એક વાર સ્મરણ કરી સ્મરણયાત્રા લખી અને એ રીતે જીવનરસ બેવડાવવાનો આનંદ મેળવ્યો. હવે એ સ્મરણયાત્રા ફરી વાર છપાવતી વખતે એ સ્મરણયાત્રાનું ફરી સ્મરણ કરતાં મન રસિક બનવાને બદલે સમાલોચક બની જાય છે, અને મારે તો આ બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં સમાલોચક બનીને કશું લખવું નથી.

છતાં એક વિચાર અહીં નોંધવો જોઈએ. આવા સાહિત્યનો ખરેખર કાંઈ ઉપયોગ છે ખરો? આનો જવાબ લેખક પણ આપી શકે છે અને વાચકો પણ આપી શકે છે. લેખક પ્રધાનપણે પોતાના આત્માની પ્રવૃત્તિ પ્રમાણે જવાબ આપી શકે છે. વાચકો પોતાને આમાંથી કાંઈ રસ મળે છે કે નહીં, માહિતી મળે છે કે નહીં, તે ઉપરથી પોતાનો અભિપ્રાય કહી શકે છે. જો સાહિત્ય દ્વારા ભાષા ખેડાતી હોય અને માનવી અનુભવ, લાગણી, કલ્પના કે અનુમાન વ્યક્ત કરવાની ભાષાની શક્તિ વધતી હોય, તો ભાષાભક્તો તેટલા માટે પણ એવા સાહિત્યને જરૂર વધાવી લે.

હું તો કેવળ સમાજશાસ્ત્રના અભ્યાસક તરીકે તટસ્થપણે આ પ્રશ્નનો વિચાર

કહેવાય છે કે, શ્રી બૉસવેલે અંગ્રેજ પંડિત જૉન્સનનું જીવનચરિત્ર લખ્યું તેમાં એણે ભક્તની પેઠે ઘણી વિગતો ભરી દીધી. આજે પંડિત જૉન્સન વિશેનું કુતૂહલ ઘણું ઓછું થયું છે. બૉસવેલના સ્વભાવમાં રહેલી અંધભક્તિની અને વિભૂતિપૂજાની ટીકા કરીને પણ સમાજ થાકી ગયો છે. આજે જે લોકો બૉસ-વેલલિખિત જૉન્સનનું ચરિત્ર વાંચતા હોય, તો તે જૉન્સનને વધુ સારી રીતે જાણવા માટે નહીં અથવા બૉસવેલની મનોવૃત્તિ સમજવા માટે પણ નહીં, પણ ચરિત્રલેખનકળા કેમ ખીલવી શકાય એનો નમૂનો જોવાની દૃષ્ટિથી એ ચોપડી વંચાય છે. અને એથી વિશેષ અઢારમી સદીનો ઇંગ્લંડનો સમાજ કેવો હતો એની તાદૃશતા મેળવવા માટે જ એ ચોપડી વંચાય છે. આજનું ચિકિત્સક માનવીમન કોકે ઘડી કાઢેલો ઇતિહાસ વાંચવા કરતાં, એવો ઇતિહાસ જેના પરથી તારવી શકાય એવા કાચા દસ્તાવેજોનો મસાલો તપાસી જઈ પોતાની મેળે સ્વતંત્ર ઇતિહાસ તારવી કાઢવામાં માને છે. આ પ્રવૃત્તિને પરિણામે, રૂઢ થયેલી અનેક માન્યતાઓ બદલાઈ છે. અને ઇતિહાસના તેમ જ સમાજશાસ્ત્રના, ધર્મશાસ્ત્રના તેમ જ માનસ-શાસ્ત્રના અનેક સિદ્ધાંતો છૂટી જઈ એમને ઠેકાણે નવા બંધબેસતા સિદ્ધાંતો બંધાઈ ગયા છે. આમ રહસ્ય ઉકેલવાની કળા વધતી જ જાય છે. ખેડાણ વધે છે તેમ જમીનનો કસ જેમ સુધરે છે, તેમ જ મૌલિક સાધનોનું અધ્યયન વધે તેમ જીવનનું રહસ્ય વધારે સ્પષ્ટતાથી માણસ પામી શકે છે.

જીવનચરિત્ર કરતાં આત્મચરિત્રની કિંમત આ દૃષ્ટિએ વધારે હોય છે. માણસનો અનુભવ એકાંગી હોય કે વિવિધ, ઊંડો હોય કે છીછરો, જ્યાં સુધી એ મૌલિક છે ત્યાં સુધી એની કિંમત અસાધારણ હોય જ છે. કશું સિદ્ધ કે અસિદ્ધ કરવાના સંકલ્પ કે આગ્રહ વગર માણસ જ્યારે પોતાનાં સંસ્મરણો આપી દે છે, ત્યારે સમાજસ્થિતિના અધ્યયનની દૃષ્ટિએ એનો ઉપયોગ, જેમ જેમ વખત જતો જાય તેમ વધતો જાય છે. આ થઈ કાલક્રમની દૃષ્ટિએ મહત્ત્વ ધરાવતી વસ્તુની વાત. પણ કેટલીક વસ્તુઓ કાલનિરપેક્ષ હોય છે. મનુષ્યહૃદયની લાગણીઓ, એના રસો અને એની મૂંઝવણો જેવી પ્રાચીન કાળમાં હતી તેવી જ આજે પણ છે. આ સનાતન વૃત્તિનો ચિતાર જો સમર્પક રીતે થયો હોય તો મનુષ્યહૃદયને એ અસાધારણ તૃપ્તિ આપે છે. રામાયણ વાંચતી વખતે એ વખતનો—શ્રીરામચંદ્રના વખતનો, વાલ્મીકિના વખતનો અથવા તુલસીદાસના વખતનો—સમાજ કેવો હતો એ શોધવા તરફ આપણું મન નથી દોડતું, પણ વાલ્મીકિ કે તુલસીદાસનું હૃદય મનુષ્યહૃદયને કઈ રીતે ચીતરે છે એ જોઈ આપણું હૃદય એ જ રાગમાં નાચવા માંડે છે, અને દેશકાળનો ભેદ વટાવી જાય છે.

એવા એ ગુણને કારણે જેમ પશ્ચિમના લોકો પણ રામાયણમાંથી રસ મેળવી શકે છે, તેવી જ રીતે આપણે 'ઇલિયડ' વાંચી ગ્રીક અને ટ્રોજન લોકોની લાગણી-ઓ સાથે એકરૂપ થઈ શકીએ છીએ.

પણ એ જમાનો શૂરવીરો, રાજ્યકર્તાઓ અને બાહોશ મુત્સદ્દીઓનો હતા. સાથે સાથે એમની દુનિયાથી સમાંતર ચાલતી, પણ એ દુનિયાથી અસ્પૃષ્ટ રહેતી, એવી ત્યાગવીરોની બીજી દુનિયા પણ તે વખતે ખીલેલી હતી. દિગ્વિજય અને મારવિજય એ બે વસ્તુ તે વખતના લોકોને આકર્ષતી હતી. આજનો રસ જુદો છે. આજે પ્રકૃતિવિજય અને જ્ઞાનના વિજય પાછળ માણસ પડેલો હોવા છતાં, સાહિત્યમાં એ ખાસ કરીને આત્મપરિચયનો ભૂખ્યો છે. અને એ દૃષ્ટિએ જ આત્મચરિત્રો અને સંસ્મરણોની ઉપયોગિતા મપાય છે. ઉદાત્તભવ્યની શોધ ઓછી કરી આત્મીયતાની ઉત્કટતા વધારવાનું માણસને હવે સૂઝવા માંડયું છે. મારા જેવો જો આની પાછળ અહિંસાવૃત્તિનો ઉદય જુએ, તો વાચકોએ આશ્ચર્ય ન માનવું જોઈએ.

આવા બધા વિચારો જ્યારે મનમાં ઊઠે છે અને એમના વાતાવરણમાં સ્મરણ-યાત્રાનો વિચાર કરું છું, ત્યારે પ્રશ્ન ઊઠે છે કે, આ સંસ્મરણો કાલપ્રવાહમાં કાંઈ ટકશે ખરાં? મહાત્માઓના સત્યના પ્રયોગો અજરામર થઈ શકે છે. અશોકના વિજયના અને અનુતાપના એકરારો હજારો વર્ષ પછી પણ તાજા ને તાજા રહી શકે છે; સેંટ ઑગસ્ટાઈનનાં ‘કન્ફેશન્સ’ સાધકવૃત્તિને નવી નવી સૂચનાઓ આપી શકે છે; રૂસોનો આત્મપરિચય મનુષ્યહૃદયને હચમચાવી મૂકે છે; ટૉલ્સ્ટૉયના બાળપણના ચિતારો સાહિત્યકળાને નવી પ્રેરણા આપી શકે છે; અને સમાજમાં બધી રીતે ફજેત થયેલા ઑસ્કર વાઈલ્ડનું ‘ડી પ્રોફન્ડિસ’ પણ કલ્પનાપ્રાણ એવા માનવીના હૃદયના વલોપાત તરીકે માણસ રસપૂર્વક વાંચી શકે છે. પણ આ સ્મરણ-યાત્રાનો પ્રવાહ સખી માર્કંડીના સૌમ્ય પ્રવાહ જેવો છે. એમાં નથી કશું ભવ્ય, નથી ઉદાત્ત અને નથી લલિત. એમાં ગંભીર ખાઈઓ નથી અને ઉત્તુંગ શિખરો નથી. હું તો સામાન્ય કોટિના માણસનો પ્રતિનિધિ છું, એવો જ રહેવા માગું છું અને એ જ દૃષ્ટિ મનમાં રાખીને મારા અનુભવો મેં અહીં સંભાર્યા છે. સામાન્ય માણસને અદ્‌ભુત અને અસાધારણ જોવા-જાણવાની ઇચ્છા મુખ્યત્વે હોય છે; એવો રસ એને અવારનવાર મળે પણ છે. છતાં સામાન્ય માણસ નિત્ય વિચાર કરે છે પોતાનો જ. સામાન્ય માણસને જો દુનિયામાં સ્થાન હોય તો એનાં સંસ્મરણો-ને પણ સાહિત્યમાં સ્થાન હોવું જોઈએ: શરત એ જ કે એણે કંટાળો ન આણવો જોઈએ.

આ દૃષ્ટિએ જ્યારે વિચાર કરું છું ત્યારે મારી ચોપડી વિશેની ચિંતા ઓગળી જાય છે. કેમ કે સામાન્ય માણસે સ્મરણયાત્રાની બીજી આવૃત્તિ માગી લીધી અને પોતાનો જવાબ આપી દીધો. મને એથી સંતોષ છે.

તા. ૨૬–૩–’૪૦ દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# ૧. મારું નામ

આપણાં નામોના આદ્યાક્ષરો આપણા જન્મનક્ષત્ર ઉપરથી નક્કી થાય છે. પંચાંગમાં અવકહડા ચક્ર નામનો એક ગોળ કોઠો હોય છે. એ ચક્રની વાટ ઉપર ગ્રીક વર્ણમાળાના અક્ષરો ગોઠવેલા હોય છે. એક એક નક્ષત્રને ભાગે ચાર ચાર અક્ષર આવે છે. એ અક્ષરોને આદ્યાક્ષર ગણી ગમે તેવાં નામ પાડવાનો રિવાજ હોય છે. એ કામ મોટે ભાગે ગોર લોકો કરે છે.

પણ મારું નામ આ જૂના ચીલા પ્રમાણે ન પડ્યું. હું જન્મ્યો તેના થોડા દિવસ પહેલાં કોઈ સાધુ અમારે ત્યાં આવ્યો હતો. એણે મારા પિતાશ્રીને કહ્યું કે આ ફેરે પણ તમારે ત્યાં છોકરો જ અવતરવાનો છે. એનું નામ દત્તાત્રેય રાખજો, કેમ કે એ ગુરુ દત્તાત્રેયના પ્રસાદરૂપે છે. મારા પિતાશ્રીએ એને કંઈક આપવાની વાત કરી ત્યારે એણે કશું લેવાની ના પાડી અને ઉમેર્યું, 'પણ તમારે ત્યાં છોકરો અવતરે ત્યાર પછી દર ગુરુદ્વાદશીને દિવસે બાર બ્રાહ્મણોને જમાડજો.' મારા પિતાશ્રી જીવ્યા ત્યાં સુધી દર વર્ષે અમારે ત્યાં બાર બ્રાહ્મણોની આ સમારાધના થતી.

હું માનું છું કે દરેક માણસને પોતાનું નામ પોતે પસંદ કરવાનો હક હોવો જોઈએ. કેટલાયે લોકોને પોતાને ન રુચતું નામ આખો જન્મારો ખમવું પડે છે, છોકરીઓનાં નામ પરણ્યા પછી બદલાય છે એ ખરું; પણ ત્યાં પણ નવું નામ પસંદ કરવાની છૂટ એમને હોતી જ નથી. મને પોતાને પોતાનું નામ પસંદ કરવાનું કહેવામાં આવત તો હું કેવું પસંદ કરત તે જાણતો નથી. પણ મને એટલું તો સમાધાન છે કે, મારું નામ આકાશના તટસ્થ તારાઓના હાથમાં ન રહેતાં મારાં પ્રેમાળ માબાપના હાથમાં રહ્યું, અને તેમણે ફલજ્યોતિષ ઉપર આધાર ન રાખતાં એક વિરક્ત ભક્તનું વચન માન્યું.

મોટપણમાં એક જણે મારા નામનું મહત્ત્વ સમજાવતાં નીચેની લીટી ટાંકી હતી:

आपणासि करि आपण दत्त<br>श्रीपती म्हणति यास्तव दत्त।

પોતાની જાતને અર્પણ કરી દેવાથી દત્ત નામ સાર્થક થશે એ તે ઉપરથી મેં જાણ્યું. પોતાનું સર્વસ્વ અર્પણ કરવું, કશાનો લોભ ન રાખવો એટલી વૃત્તિ જો હું કેળવીશ તો દત્ત નામ સાર્થક થશે એ હું જાણું છું. તે પ્રમાણે જીવન ગાળી શક્યો છું અથવા ગોઠવી શક્યો છું એમ ન કહી શકું. અને તેથી નામ સાથે હંમેશનો વિષાદ રહ્યો જ છે.

દત્ત અત્રેય મળીને દત્તાત્રેય થાય છે. અત્રિ ઋષિનો દીકરો તે અત્રેય દત્ત. ત્રિ એટલે ત્રિગુણ—સત્ત્વ, રજસ, તમસ. એ ત્રણે ગુણ જે વટાવી ગયો છે, ત્રિગુણાતીત થયો છે, તે અત્રિ ઋષિ. એનો દીકરો પોતાની જાતને અર્પણ કરવામાં જ જીવનની કૃતાર્થતા માને.

પણ નામ જેવા ગુણ દુનિયામાં ક્યાં બધે હોય છે?

# ૨. જમણો કે ડાબો?

માબાપનો જે સૌથી નાનો છોકરો હોય છે તે જલદી મોટો થતો નથી. મારી દશા એવી જ હતી. હાથે જમવાનું પણ શીખવાનું હોય છે એનો ખ્યાલ સરખો મને આવ્યો ન હતો. આઈ ખવડાવે, અક્કા ખવડાવે, અથવા 'વહિની' (ભાભી) ખવડાવે. કેટલીયે વાર બાબા ચિડાઈને કહેતા, 'આટલો મોટો ઘોડા જેવો થયો છે, ને હજી પોતાને હાથે જમતો નથી!' આવી ટીકાથી મને માઠું તો લાગતું, પણ એને પરિણામે પોતાના જીવનમાં કે ટેવમાં ફેરફાર કરવાનું તો મને સૂઝ્યું જ નહીં.

એક દિવસ ઘરના બધા લોકોએ એક કાવતરું રચ્યું. આખો દિવસ કૂદંકૂદા કરીને સાંજે હું ઊંઘી ગયો હતો. ત્યાંથી મને ઉઠાડીને રસોડામાં લઈ ગયા. મારી આગળ એક થાળી મૂકવામાં આવી. ત્યાં વિષ્ણુએ ચીમીને બોલાવીને કહ્યું, 'ચીમી, આ થાળીમાં ભાતદાળ ભેળવી તૈયાર કર.' ચીમી મારી ભત્રીજી, મારા કરતાં દોઢ વરસે નાની. ચીમીએ ભાતદાળ તૈયાર કર્યાં. પછી વિષ્ણુએ ચીમીને કહ્યું, 'હવે આ દત્તુને જમાડ.' ચીમીએ એક કોળિયો હાથમાં લઈને મારા મોઢા આગળ આણ્યો. મેં ઠંડે પેટે મોઢું ખોલીને કોળિયો લીધો. બધા હસવા લાગ્યાં: 'ભત્રીજી કાકાને ખવડાવે છે, છતાં એ શરમાતો નથી!' પછી મને ખબર પડી કે મારી ફજેતી થઈ છે! હું શરમાયો અને બીજો કોળિયો લેવાની મેં ના પાડી. તે જ ક્ષણે પોતાને હાથે જમવાનો મેં નિશ્ચય કર્યો.

પણ કયે હાથે જમાય છે એની કોને ખબર? હું મૂંઝાયો. સામે બેઠેલાંના તરફ મેં જોયું. અને તેમનું અનુકરણ કરવા જતાં ડાબો હાથ થાળીમાં નાખ્યો. અરીસામાં જેમ થાય છે તેવું થયું. વિષ્ણુએ બીજી વાર ટીકા કરી, 'જુઓ, આ ઘોડાને જમણો હાથ કયો ને ડાબો કયો એ પણ સમજાતું નથી.' પછી હું પિતાશ્રી પાસે એમની જોડે બેસીને જમવા લાગ્યો. બેત્રણ વાર ભૂલો કર્યા પછી મન સાથે નક્કી કર્યું કે એ શાસ્ત્રમાં આપબુદ્ધિ કામની નથી. પછી તો રોજ જમતાં પહેલાં પિતાશ્રીને છડેચોક પૂછતો, જમણો હાથ કયો? એક વાર જમણો હાથ એઠો થયો એટલે આપણે સુરક્ષિત. એક દિવસ અચાનક મેં એક શોધ કરી કે, મારા જમણા કાનમાં બે મોતીની એક વાળી હતી. મેં સિદ્ધાંત તારવી કાઢ્યો કે જે બાજુના કાનમાં વાળી છે તે જમણી બાજુ; એ બાજુના હાથે જમાય. પછી તો રોજ જમવા બેસતાં પહેલાં હાથ બન્ને કાનને અડકાડી જોતો, ને જે કાનમાં મોતી હાથ આવે તે બાજુના હાથે જમવાનું શરૂ કરતો! જમણા કાનની મારી આ તપાસ કોઈના ધ્યાનમાં ન આવી, કેમ કે બહુ ચાલાકીથી હું એ કામ પતાવી દેતો.

નાનપણમાં અમારે બૂટ પહેરવા પડતા. અમારું ઘર જૂની ખાનદાનીવાળું. તેમાં અંગ્રેજી ફેશનનો પ્રવેશ થયેલો ન હતો. અંગ્રેજી ફેશન સાથે જે એક રોગ

હોય છે અને ગરીબો પ્રત્યે તુચ્છતાનો ભાવ હોય છે તે અમારા ઘરમાં આણનાર કોઈ હતું નહીં. છતાં દેખાદેખીથી કેટલીક પરદેશી વસ્તુઓ તો આવી જ ગઈ હતી. મારે નસીબે એક રેશમી ફ્રાક અને વિલાયતી બૂટ પહેરવાનું આવ્યું. ફ્રાક તો જાણે પહેરતાં ઝાઝી મુશ્કેલી ન પડી. પણ બૂટમાં જમણો-ડાબો એવી બે નાતો હતી. (ગુજરાતી 'જમણા' શબ્દનો ધાત્વર્થ જોતાં 'જમણો બૂટ'નો શો અર્થ થાય? જમણો એટલે જે વડે જમાય છે તે ને?) મારે રોજ સવારે ઊઠીને પિતાશ્રીને પૂછવું પડતું કે જમણો કયો ને ડાબો કયો. એમણે કેટલાયે દિવસ સુધી પગ અને બૂટના આકારનું સાદૃશ્ય સમજાવવાનો પ્રયત્ન કર્યો; પણ મારા મગજમાં કેમે કર્યું એ ઊતર્યું નહીં.

હું નથી માનતો કે પિતાશ્રીની સમજાવવાની શક્તિ ઓછી હશે. એમ પણ નથી માનતો કે મારી સમજશક્તિ છેક બૂઠી હશે. છતાં એ શાસ્ત્ર હું શીખી ન શક્યો. એમની સમજાવવાની દિશા અને મારી સમજવાની દિશા જુદી પડતી; બેનો મેળ ખાતો નહીં. માનસશાસ્ત્રના અભ્યાસીઓએ આવા દાખલા કેટલાયે જોયા હશે. કોઈ ગણિતનો વહેવારુ દાખલો બે જણ મોઢેથી ગણતા હોય ત્યારે બંને જણની ગણવાની દિશા જુદી જુદી હોય છે, ત્યારે એક શું કરે છે તે બીજો સમજી શકતો નથી.

પછી તો બંને બૂટ અભેદબુદ્ધિથી ગમે તેમ હું પહેરવા લાગ્યો; અને થોડા જ દિવસમાં એમનો આકાર મેં એવો તો કરી મૂક્યો કે, પછી પિતાશ્રી પણ ઓળખી ન શકે કે ક્યો જમણો ને કયો ડાબો!

## ૩. સાતારાનાં સ્મરણો

છેક નાનપણનાં સાતારાનાં છૂટાંછવાયાં સ્મરણો નોંધવાનું મન થાય છે.

અમારા ઘરના ઓટલાનાં પગથિયાં પર ઊભા રહીએ એટલે જમણી બાજુ દૂર 'અજમ તારા' અથવા 'અજિંક્ય તારા'નો કિલ્લો દેખાતો. એક દિવસ મેં શોધ કરી કે પગથિયાં પર ઊભો રહી હું ઊઠબેસ કરું એટલે એ ઊંચોનીચો થતો જાય છે! પછી તો મને એ મજા જોવાનો છંદ લાગ્યો. ઊઠબેસ કરું ને મોઢેથી 'અ...બ' 'અ...બ' બોલ્યા કરું. 'અ...બ' જ કેમ બોલતો હતો તે હવે યાદ નથી. મેં તરત જ આ મારી શોધ ગોંદુ ને કેશુને જાહેર કરી. પછી તેઓ પણ 'અ...બ' 'અ...બ' કરવા લાગ્યા. પડોશના દરજીના છોકરા નાના અને હરિ પણ આ રમતમાં ભળ્યા. આ આનંદનો શોધક હું છું એ ખ્યાલથી હૈયું ફૂલી જતું. માનવજાતિના બાલ્યકાળમાં માણસે આવી શોધો કરી હશે ત્યારે તેને આવો જ આનંદ થયો હશે?

મારી બીજી શોધ પણ એટલી જ આનંદદાયક હતી. એક દિવસ હું ...

પહોળા રાખીને ઊભો થયો અને નીચા વળીને બે પગ વચ્ચેથી ઊંધે માથે 'અજમ તારા' જોવા લાગ્યો. માથું ઊંધું હતું એટલે આખી દુનિયા ઊંધી દેખાવા લાગી. દુનિયા ઊંધી દેખાય એની મજા તો હતી જ, પણ આખું દૃશ્ય વધારે રૂપાળું અને આકર્ષક દેખાતું હતું એ વળી મોટો આનંદ! આપણે રોજ કોઈ દૃશ્ય જોતા હોઈએ તેનો ફોટો પાડવામાં આવે ત્યારે તે વધારે સુંદર દેખાય છે. ઊંધે માથે દુનિયા જોઈએ એટલે એ પણ એ જ રીતે કાવ્યમય થઈ જાય છે. 'નવં નવં પ્રીતિકરં નરાણામ્' બીજું શું? ઊંધે માથે લટકનાર ચામાચીડિયાંને દુનિયામાં કંઈ ખાસ કાવ્ય લાગતું હોય એમ દેખાતું નથી. રીતસર આ શોધ પણ મેં જાહેર કરી.

આ આનંદ લૂટતાં લૂટતાં મને એક વિચાર સૂઝયો, તે કોઈ તત્ત્વજ્ઞાનીને સૂઝે એવો હતો. આજ પણ મને આશ્ચર્ય થાય છે કે એ ઉંમરે એવો વિચાર કેમ સૂઝયો હશે! ઊંધે માથે દુનિયા જોતો હતો. મનમાં થયું કે આમ દેખાય છે એ અવળું કે ઊભો રહીને જોઉં છું એ અવળું? બધા જ લોકો ઊંધે માથે, પગ ઊંચા કરી, ઝાડ જેવા થઈને ચાલે, તો બધાને દુનિયા આવી ઊંધી દેખાય. પછી કોઈ અવળચંડો માણસ પગ ઉપર ઊભો રહે તો એને, આજે આપણને દેખાય છે તેવી દુનિયા દેખાય, અને પછી એ કહે, 'જુઓ, દુનિયા કેવી ઊંધી છે! માથા તરફ આકાશ અને પગ તરફ ભૂમિ!' આ વિચાર સૂઝયો ખરો, પણ એ જાહેર કરવાનું મન ન થયું. મન કેમ ન થયું એ કહેવું મુશ્કેલ છે. બાળકમાં રહસ્યગોપનની વૃત્તિ રહેલી છે એનું એ પરિણામ હોય; અથવા એ વિચારો વ્યક્ત કરવા જેટલી ભાષાસમૃદ્ધિ તે વખતે મારી પાસે નહીં, તેથી પણ એમ થયું હોય. ભાષાને અભાવે માણસજાત ઓછું દુઃખ વેઠતી નથી.

મારા પિતાશ્રીને ફોટોગ્રાફીનો શોખ હતો. પેટી જેવા બે મોટા કેમેરા ઘરમાં હતા. અમને ખુરશી પર સામે બેસાડીને એક કાળું લૂગડું માથે ઓઢીને તે કેમેરામાં જોતા. એક દિવસ મેં કહ્યું, 'તસવીર ખેંચવાના આ યંત્રમાં શું દેખાય છે એ મને જરા જોવા દેશો?' એમણે મને એક ઘોડી પર ઊભો કર્યો અને માથા પર કાળું કપડું ઓઢાડીને કહ્યું, 'જો, આ દૂધિયા કાચ પર શું દેખાય છે?' પહેલાં તો મને એવો ખ્યાલ હતો કે કાચમાંથી આરપાર જોવાતું હશે. પણ તરત જ મેં જોઈ લીધું કે દૂધિયા કાચ પર જ છબી પડે છે. પણ અરે, આ શું? સામેની ખુરશી ઊંધે પાયે દેખાય છે! અરે, એ જુઓ! કેશુ ખુરશી પર આવીને બેઠો છે એ પણ ઊંધે પગે ચાલે છે! એ જુઓ, મની પણ પૂછડું ઊંચું કરી કેશુના પગે નાક ઘસે છે! કેશુ જીભ કાઢે છે ને હાથ હલાવે છે. હવે ખબર પડી. સાચી દુનિયા ઊંધી જ છે! આપણે પગ પર ચાલીએ છીએ તેથી આપણને આવું અવળું અવળું દેખાય છે. સાચું તો, આકાશ નીચે છે ને દુનિયા ઉપર છે!

તાક દ્યા. પોટાંત આગ પડલી આહે.' મને થયું કે આ માણસે ભૂલથી અંગારા ખાધા હશે; નહીં તો પેટમાં તે વળી આગ શાની પડે? મેં કહ્યું, 'તને એક લોટો પાણી પાઉં એટલે આગ ઓલવાઈ જશે.' મને તાજુબી તો થતી જ હતી કે કેમ કરીને એણે આગ ખાધી હશે! (શ્રીકૃષ્ણે દાવાનળ ભક્ષણ કરેલો એ વાત તે વખતે હું જાણતો ન હતો.) એટલામાં અંદરથી વિષ્ણુ આવ્યો. એણે ડોસાની વાત સાંભળી અને એને ખાસો એક લોટો છાશ પાઈ. ડોસો આશીર્વાદ દેતો દેતો ગયો. બીજે દિવસે બપોરે આવ્યો ને કહેવા લાગ્યો કે, 'પેટમાં આગ લાગી છે; છાશ આપો.' મેં મનમાં નક્કી કર્યું કે, ડોસો લુચ્ચો છે; ગઈ કાલે જ એની આગ ઓલવી નાખી છે ને? મેં એને કહ્યું, 'લુચ્ચા, જા અહીંથી, નહીં તો લાત મારીશ.' પણ વિષ્ણુએ આવીને મને ધમકાવ્યો અને ફરી એને છાશ પાઈ. બિચારો ડોસો! એની સાચી સ્થિતિ હું જાણત તો હું એનું આવું અપમાન ન કરત; અને એ જો મારું અજ્ઞાન જાણત તો એને પણ મારાં વચનનું માઠું ન લાગત. પણ હવે તેનું શું? ડોસો થોડો જ મને હવે ફરી મળવાનો હતો?

*

કાશીભાભીનો મારા તરફ ખાસ પક્ષપાત હતો. મને નવડાવે, ચોખ્ખાં કપડાં પહેરાવે, માથાના વાળનો ચોટલો વાળે, ને કપાળે ચાંલ્લો પણ કરે. એ જોઈને કેશુગોંદુ મારી મશ્કરી કરે, 'જો. છોકરીની પેઠે ચોટલો વળાવે છે ને ચાંલ્લો કરે છે!' હું રોઈ પડું એટલે કાશીભાભી મને હિંમત આપે ને કહે, 'એ લોકો છો બકતા. તારે એનું સાંભળવું જ નહીં.' પણ આખરે હું તો કેશુ તરફ ઢળી પડ્યો. ને મેં ચાંલ્લો કરવા દેવાની ના પાડી. તે દિવસથી કેશુ મને ગણાનું તિલક કરવા લાગ્યો. અમે સ્માર્ત શૈવ રહ્યા, એટલે અમારું તિલક તો આડું જ હોય. મરાઠીમાં તિલકને 'ગંધ' કહે છે. 'ગંધ' લગાડીને હું આઈ પાસે ગયો, દાદી પાસે ગયો, અને પૂછ્યું, 'મારું ગંધ કેવું દેખાય છે?' એમણે કહ્યું, 'બહુ જ રૂપાળું.' બસ, હું નાચતોકૂદતો દોડ્યો, 'માઝેં ગંધ છાન, છાન.' ઈશુ ખ્રિસ્તે કહ્યું છે કે પડતાં પહેલાં માણસને ગર્વ ચડે છે. તે દિવસે મારું એમ જ થયું. પાછલે બારણે આંગણામાં દોડવા ગયો ત્યાં ખાસી ઠોકર ખાધી ને નીચે પડ્યો. કપાળ પર સરસ ઘા થયો. લોહી વહેવા લાગ્યું. બધાં દોડી આવ્યાં. કોઈ જઈને પિતાશ્રીને બોલાવી લાવ્યું. તેમણે ઘા ધોઈ તેના પર મલમપટ્ટી ચોડી દીધી. કેશુ કહે, 'જુઓ તો દત્તુનો ઘા. ગુણાકારના ચિહ્ન (×) જેવો છે!' એ પણ જાણે એક બહાદુરી જ. બધાં જ મારી દયા ખાતાં હતાં; પરંતુ કાશીભાભી તો એવામાં પણ કહેતાં ભૂલ્યાં નહીં, 'જો, ચાંલ્લો છોડી તિલક કરવા ગયો તેનાં આ ફળ.' પણ એક વાર કાશીભાભીનો પક્ષ છોડ્યો તે કંઈ ફરી લેવાય? મેં જરા અક્કડ થઈને કહ્યું, 'ઘા તો શું, માથું ફૂટી જાય તોપણ ફરી ચાંલ્લો ન કરાવું.'

પણ મારી જીદનું કે બહાદુરીનું સરસ ઉદાહરણ તો બીજું જ છે. એક દહાડો

ઘરમાં સાંબાર પૂડ નામનો એક મસાલો તૈયાર થતો હતો. એમાં ટોપરું ને ચોખા તવા પર ભેગાં શેકીને તેની ભૂકી નાખવાની હોય છે. વિષ્ણુ રસોડામાં જઈને શેકાઈને લાલચોળ થયેલા ચોખા ખાવા માટે લઈ આવ્યો. છોકરાઓને આવો કર ન મળે તો ઘરનું કોઈ પણ કામ નિર્વિઘ્ને પૂરું થાય નહીં એ વાત દુનિયાની બધી માતાઓ જાણે છે. મેં વિષ્ણુને પૂછ્યું, 'તું શું ખાય છે? મને આપને?' એને શી દુષ્ટ બુદ્ધિ સૂઝી, કોણ જાણે! વિષ્ણુનો સ્વભાવ અટકચાળો ખરો, પણ દુષ્ટ નહીં. પણ તે દિવસે એને સાચે જ દુર્બુદ્ધિ સૂઝેલી. એક કોથળામાં લાલ મરચાંનાં ધોળાં ધોળાં બિયાં પડેલાં હતાં. તે તરફ આંગળી કરી વિષ્ણુ મને કહે, 'એ કોથળામાં જે છે તે હું ખાઉં છું.' મેં ઉતાવળે ઉતાવળે મૂઠી ભરીને મરચાંનાં બિયાં લઈ લીધાં ને મોઢામાં ઓરી દીધાં! વિષ્ણુ આભો બની જોઈ રહ્યો ને કહ્યું, 'કેવાં લાગે છે?' મેં કહ્યું, 'સરસ!' રોવાનું મન થયું, પણ મરદ કંઈ એમ હારી જાય? મોઢામાં નાખેલાં બધાં બિયાં, બની શકે તેટલું ઠાવકું મોઢું રાખી, ચાવીને હું ગળી ગયો અને રણ જીત્યો! બીજે દિવસે શૌચ જતાં શી મુશ્કેલી નડી તે તો મારા જેવો મરચાંબહાદુર જ જાણી શકે.

*

અસ્પૃશ્યતાનો ખ્યાલ મને પહેલવહેલો ક્યારે આવ્યો એનો વિચાર કરતાં નીચેની બીનાઓ યાદ આવે છે. એક દિવસ બપોરે બે વાગ્યે કેશુ નિયમ પ્રમાણે નિશાળે જવા ઊપડયો. એ જમાનામાં બધા છોકરા ટોપી પહેરતા નહીં. કેટલાક ફેંટો પણ પહેરે. કેશુનો ફેંટો કાળો હતો ને એમાં સફેદ ટપકાં હતાં. નિશાળે જવા નીકળ્યા ને ચારછ મિનિટ પણ નહીં થઈ હોય એટલામાં એ દફતર લઈને પાછો આવ્યો. દાદીએ પૂછ્યું, 'પાછો કેમ આવ્યો?' તો કહે, 'નિશાળે જતાં રસ્તા પર ગધેડું અડી ગયું, એટલે નાહવા પાછો આવ્યો છું.' દાદીએ તરત જ થોડું પાણી ગરમ કર્યું, એનાં કપડાં પલાળ્યાં અને એને નવડાવ્યો. ગધેડાને અડકાય નહીં, અડાય તો નાહવું પડે એનો આ મારો પહેલો પદાર્થપાઠ.

તે જ દિવસે સાંજે મને જાંબુ ખાવાનું મન થયું. એટલે આઈએ મને મહાદુના ખભા પર બેસાડી બજારમાં મોકલ્યો. પૈસા મારા હાથમાં તો કોણ આપે? તે તો મહાદુ પાસે જ હતા. જાંબુ પણ ઘેર આવ્યા પછી જ ખવાય. રસ્તામાં નહીં. હું મહાદુના ખભા પર સવાર થઈ બજારે ગયો. મેં જાંબુ પસંદ કર્યાં તે મહાદુએ ખરીદ્યાં. અમે પાછા આવતા હતા એટલામાં રસ્તે વિષ્ણુ મળ્યો. મેં એને કહ્યું, 'મને તરસ લાગી છે.' એ અમને એક ગોળ હોજ આગળ લઈ ગયો. હોજની ચારે કોર જાત જાતનાં પ્રાણીઓનાં મોઢાંમાંથી પાણી વહેતું હતું. એક તરફ માણસ, એક તરફ ગાય, એક તરફ સિંહ, એ પ્રમાણે. મારા મનમાં વિચાર આવ્યો, માણસના મોઢામાંથી પાણી આવે છે એ તો એઠું ગણાય. એટલે મેં આગળ જઈને ગાયના મોઢામાંથી નીકળતું પાણી પીધું. એટલામાં તો વિષ્ણુએ બૂમ પાડી, 'અરે, આ

તેં શું કર્યું? એ બાજુએ તો મહાર લોકો પાણી પીએ છે! એ ચકલીને તો અડાય પણ નહીં.' મારી જિંદગીનો એ પહેલો સામાજિક ગુનો! વીલું મોઢું લઈ હું ઘેર આવ્યો. પછી મારે અને મને ઊંચકી લાવનાર મહાદુને બંનેને નાહવું પડયું. મેં શીખી લીધું કે જેવાં ગધેડાં તેવા મહાર; બંનેને અડકાય નહીં.

મારો આ રીતે કેળવેલો સ્પર્શાસ્પર્શભાવ પંઢરપુર ગયા પછી મોળો પડયો. પણ તેનું વર્ણન અહીં ન કરું.

*

અમારી નિશાળને રસ્તે ટપાલ ઑફિસ આવતી હતી. તાર ઑફિસ પણ એની સાથે જ હતી. તાર ઑફિસનો એક તાર પાસેના પાણીના હોજમાં રાખ્યો હતો. ડાંગ્યા કરીને એક મુસલમાન છોકરો અમારે પડખે રહેતો હતો. તેણે મને પહેલવહેલું કહ્યું કે, 'આકાશમાંથી જ્યારે વીજળી પડે છે ત્યારે આ તારમાં ઊતરી પાણીમાં સમાઈ જાય છે. આ તાર ન હોય તો મકાન બળીને ભસ્મ થઈ જાય.'

એક દિવસ શાળામાં કંઈ ઇનામનો મેળાવડો હશે. અમને એકડિયાંવાળાને આવવાની હેડમાસ્તરે મનાઈ કરી હતી. મને થયું, 'આપણને ઇનામ ભલે ન આપે, પણ જોવાની મજા તો મળશે.' હું સરસ રેશમી જામો અને પોપટવાળી ટોપી પહેરીને નિશાળે ગયો. પણ મને કોઈ અંદર જવા જ ન દે. હેડમાસ્તર પોતે જ બારણે ઊભા હતા. મેં કરગરીને એમને કહ્યું, 'મને ઇનામ નહીં મળે તો અંદર રોઈશ નહીં, પણ મને જવા દો!' પણ તેઓ એકના બે ન થયા. મને પાછો કાઢયો. પાછા વળતાં હૈયું ભરાઈ આવ્યું, પણ રસ્તા પર રોવાય જ કેમ? ઘેર આવતાં પગ ઊપડતા ન હતા. હેડમાસ્તર અને નિશાળ પર સારી પેઠે ચીડ ચડી હતી. હું ટપાલ ઑફિસને બારણે પગથિયાં પર બેસી ગયો. કેટલોયે વખત સુધી બેઠો હોઈશ. ચીડ કેમ કઢાય? એક વિચાર મનમાં આવ્યો. અમલમાં મૂકવાનું મન થયું. પણ સાથે સાથે મનમાં બીક પણ એટલી જ હતી. લાંબા કાળ સુધી 'ભવતિ ન-ભવતિ' કરી આખરે હામ ભીડી, નિશ્ચય કર્યો, આમતેમ જોઈ લીધું, મનની બધી ચીડ ભેગી કરી નિશ્ચયને ટેકો આપ્યો. પછી ધીમે રહીને રસ્તા પરથી એક કાંકરો ઉપાડી લીધો અને ઝટ દઈને ટપાલની પેટીમાં નાખી દીધો! મરાઠીમાં કહેવત છે: 'ભિત્યા પાઠીં બ્રહ્મરાક્ષસ'. મેં કાંકરો નાખ્યો ને રસ્તા પરનો એક માણસ મારી પાસે આવીને ઊભો. એણે મને પૂછ્યું, 'અલ્યા, તેં અંદર શું નાખ્યું?' શો જવાબ આપવો એ મને સૂઝયું નહીં. હોઠ હલાવ્યા. એટલામાં ડહાપણ સૂઝયું કે આવે પ્રસંગે હોઠ હલાવવા કરતાં પગ હલાવવા એ જ સારું. ત્યાંથી જે દોટ મૂકી, તે કાંકરાબહાદુર ઘેર આવીને ઊભા!

# ૪. ‘બાબાચી ખોલી’

મારા સૌથી મોટા ભાઈ બાબા અમારી નીતિના ચોકીદાર હતા. તેમની ભણવાની ઓરડી એ તો એક ભારે જાહેર સંસ્થા જેવી હતી. બાબા નિશાળે જતા ત્યારે બધું સૂનું સૂનું થઈ જતું. પણ બાકીનો આખો વખત કાવ્યશાસ્ત્ર અને વિનોદની પિચકારીઓ ચાલતી. બાબાને ચોપડીઓનો શોખ અસાધારણ હતો. એટલે, હાઈસ્કૂલના વિદ્યાર્થીઓને જરૂર હોય તેવી, અને જરૂર ન હોય તેવી પણ જાત જાતની ચોપડીઓનો ઢગલો એમની ખોલીમાં પડેલો હોય. સ્વાભાવિક રીતે નિશાળના છોકરાઓ, ગોળને માખીઓ ચોંટી રહે તેમ, બાબાની એ ઓરડીને ચોંટી જ રહેતા. બાબા નિશાળમાં જેટલું ભણે તેટલું ઘેર આવી છોકરાઓને ભણાવે. સંસ્કૃત અને ઊંઘ એ બે એમના ખાસ વિષય! ઊંઘતા ન હોય ત્યારે સંસ્કૃત શ્લોકો ગણગણતા હોય; અને શ્લોકોથી થાકે ત્યારે સોડ તાણીને સૂઈ જાય! એમની ઊંઘ પણ મૂંગી ન હતી. પથારી ભેગા થયા કે તરત જ તેમનું ઘોરવાનું શરૂ થાય.

અણ્ણા, એ બાબાથી નાના ભાઈ. એમને બાબાનું ઘોરવું પસંદ ન પડે. તેઓ સૂતરની નાનકડી દિવેટ વાળી બાબાને ‘હવા લગાડતા’. ‘હવા લગાડવી’ એ અમારો પારિભાષિક શબ્દ. દિવેટ નાકમાં ઘાલે એટલે જોરથી છીંક આવે અને ઊંઘ તૂટી જાય. લોકજાગૃતિની આ સેવાનું ‘હવા લગાડવી’ એ સાદું નામ હતું.

એક દિવસે મને થયું કે, ચાલો આપણે કંઈક પુણ્ય મેળવીએ. સૂતરની દિવેટ જડે નહીં. એટલે દીવાસળી લઈ લીધી, અને ધીમે રહીને બાબાના નાસિકા-વિવરમાં તેનો પ્રવેશ કરાવ્યો! કહે છે કે, કલિયુગમાં કર્મનું ફળ તરત જ મળે છે. મને એનો અનુભવ ઠીક ઠીક થયો. પુણ્યના ફળ ઉપરાંત ‘દ્વાડ’ (અટકચાળો) મસ્તીખોર અને ‘ખાડકર’ એવા ત્રણ ઇલકાબ પણ મને મળ્યા!

ભિસે માસ્તર રાત્રે બાબાને અને અણ્ણાને ભણાવવા આવતા. ભાષા, ગણિત અને ક્રોધ એ એમના ખાસ વિષય. એ ઘરમાં આવે કે તરત અમારે ઉંદરબિલાડી ન્યાયે ખૂણામાં ભરાઈ રહેવું પડતું. એટલે ભિસે માસ્તર વિશે અમારા નાના છોકરાઓમાં ખાસ અણગમો હોય એ સ્વાભાવિક હતું. એક દિવસ ભિસે માસ્તરને ભણાવવાનો ખૂબ રસ ચડ્યો હતો. મને અદેખાઈ આવી. રંગમાં ભંગ કેમ પડાય એ વિચારમાં હું ચડ્યો;—‘પડ્યો’ કેમ કહેવાય? આખરે કશું ન સૂઝવાથી બારણા આગળ ઊભા રહી ‘કુઉઉઉ--ઉઉ-ઉ-ઉ-’નો મહામંત્ર લલકાર્યો! બસ, ભિસે માસ્તર કાલિનાગની પેઠે ફૂત્કારી ઊઠ્યા. એમની નજર મારા પર પડે તે પહેલાં તો હું છૂ લઈને નાઠો. એટલામાં ગોંદુના દુર્ભાગ્યે એને દોડતો દોડતો ત્યાં આણ્યો. ભિસે માસ્તરે એને પકડી એને લપડાક લગાવી દીધી અને કહ્યું, ‘કેમ રે લુચ્ચા, બૂમ શાને મારે છે?’ એ બિચારો શું સમજે? એણે તો જોરથી ભેંકડો તાણીને

કર્યું. પથારીનો વીંટો પડ્યો હતો એની પાછળ થાકીને સૂઈ જવાનો મેં ડોળ કર્યો. બાબાએ મને એ સ્થિતિમાં એકબે વાર જોયો છે એટલી ખાતરી કરી લીધી; અને પછી કોઈનુંયે ધ્યાન નથી એવો લાગ જોઈ, પેટે ચાલીને પલાયન કર્યું. મને આમ બહાર આવેલો જોઈ કેશુને ભારે આનંદ થયો. એણે મારી પાસેથી બધી વિગત જાણી લીધી અને ગોંદુ આગળ મારાં ખૂબ વખાણ કર્યાં. ગોંદુમાં અગમચેતી જરાયે મળે નહીં. એણે જઈને ભાભીને વાત કરી અને મારી પલાયનકળાનો ભેદ છતો થઈ ગયો! પણ કોઈએ એ પ્રસંગની ચર્ચા કરી નહીં.

મેં મનથી વિચાર્યું કે આ ઈલાજ ઠીક હાથ આવ્યો છે. બીજે વખતે વાંકમાં આવ્યો ને ઓરડીની સજા થઈ ત્યારે પહેલો ઈલાજ ફરી અખત્યાર કર્યો. પણ આ ફેરે મારા કરતાં બાબા જ વધારે ચતુર નીવડ્યા! એમણે મારી તરફ છેક દુર્લક્ષ કર્યું, અને હું સરકતો સરકતો બારણા સુધી માંડ પહોંચ્યો હોઈશ ત્યાં તો એકદમ ગરજી ઊઠ્યા, 'અરે ચોરા, પળતોસ હોય?' હું સપડાયો એનું મને દુઃખ ન થયું; પણ મારી શાખ ગઈ, હવે હમેશાં મને ચોર જ કહેશે, એવી અસ્પષ્ટ બીકને લીધે હું અસ્વસ્થ થઈ ગયો. રાતે જમતી વખતે અણ્ણાએ હસતાં હસતાં મારી વાત બધાને કહી દીધી. હું તો શરમથી પાણી પાણી થઈ ગયો. તે દિવસે મૂળાનું શાક બનાવેલું હતું. શરમને લીધે એની એક એક ચીર ગળે ઉતારતાં ખૂંચતી હતી એનું સ્મરણ આજે પણ તાજું છે.

બાળકોને પણ આબરૂ હોય છે. ફજેતીથી તેઓ કરમાઈ જાય છે. મોટેરાં કરતાં બાળકોમાં આબરૂની અને સ્વમાનની લાગણી વધારે તીવ્ર હોય છે એનો વિચાર મોટેરાં કેમ નહીં કરતાં હોય?

બે દિવસની જાહેર ફજેતીને લીધે હું કંઈક રીઢો થઈ ગયો. ત્યાર પછી જ્યારે જ્યારે મને બાબાની ખોલીમાં પૂરી રાખતા ત્યારે ત્યારે છટકી જવાનો પ્રયત્ન હું કરતો, અને તેમ કરતાં સપડાઉં તોપણ મને શરમ ઊપજતી નહીં.

એક દહાડો કેશુનો ખડિયો ઢોળાયો. નિશાળે જવાનો વખત થયો હતો. શાહી વગર કેમ જવાય? કેશુ રોવા જેવો થઈ ગયો. એટલામાં મેં તેને કહ્યું, 'કેશુ, બાબાની ઓરડીમાં શાહીની આખી શીશી ભરેલી છે; તેમાંથી જોઈએ તેટલી શાહી મળી શકશે.' પછી તો પૂછવું જ શું? કેશુએ ખડિયો ભરીને શાહી લીધી, અને સપડાઈએ નહીં એટલા સારુ તેટલું જ પાણી તેમાં ભરી દીધું! આ શોધ થયા પછી કેશુ અને ગોંદુ બંને ખડિયો સાચવવા વિશે બેદરકાર થઈ ગયા. દિવસમાં ચાર વાર ખડિયો ઢોળાય, અને ચાર વાર બાબાની શીશી પાસેથી જકાત લેવાય! થોડા જ દિવસમાં શાહી સાવ પાણી જેવી થઈ ગઈ અને અમે સપડાયા. બાબા નાહૂકીને બોલ્યા, 'કેશ્યા, શાહી ચોરે છે તે તો ચોરે છે, પણ પાછો વળી પાણી રેડી બાકીની બગાડી મૂકે છે!'

આ સાંભળી વળી પાછું મારું વિચારયંત્ર ચાલવા લાગ્યું! મેં કેશુને કહ્યું,

'આપણે કોલસા વતી પાટી ઘસીએ છીએ ત્યારે ખૂબ કાળું પાણી નીકળે છે. તે શીશીમાં ભરી દઈએ એટલે શાહી પાતળી નહીં થાય અને આપણે સપડાઈશું પણ નહીં.' પ્રયોગ અજમાવતાં વાર કેટલી!

બીજે દિવસે શીશીમાંની બધી શાહી ફાટી ગઈ. આના પ્રતાપે કેશુને માર પડ્યો. ગુનામાં મારો 'હાથ' ન હતો, માત્ર ભેજું જ હતું એટલે મને ગુનો કર્યાનું ભાન થયું જ નહીં. કેશુને માર તો મળ્યો પણ સાથે સાથે પોતાની પાસે શાહી ન હોય ત્યારે માને કહીને બાબાની શીશીમાંથી શાહી લેવાનો હક પણ મળ્યો.

ગોંદુના ભોળપણથી મારી આવી અનેક યુક્તિઓની શોધ ઘરનાં બધાં વર્તી જતાં, પણ મેં જોયું કે વઢે તોપણ સૌ મને લાડ જ કરતાં. હું સૌથી નાનો અને જે કંઈ કરતો તે કેશુ ગોંદુને મદદ કરવાની દાનતથી કરતો, એટલે મારી કીર્તિ બાબાની નિશાળના દોસ્તોમાં ફેલાઈ ગઈ. બધા મને એક મજાનું રમકડું ગણતા થયા. પણ આમાંથી અણધાર્યું પરિણામ આવ્યું. અણ્ણાએ કહ્યું, 'યા લબાડાલા આમચ્યા ખોલીતચ નિજૂં દ્યો.' (આ લબાડને અમારી ઓરડીમાં જ સુવાડવાનું રાખો.) બસ, તે જ દિવસથી મારી પથારી બાબાની ઓરડીમાં જ પાથરવાનો મહાદુને હુકમ થયો અને અણ્ણા રોજ સૂતા પહેલાં મને થોડું થોડું ભણાવવા લાગ્યા.

## ૫. સીતાફળીનું બી

સાતારામાં અમારા ઘર પાછળ સીતાફળીનું એક ઝાડ હતું. ફળ આવવાની મોસમ શરૂ થઈ; એટલે રોજ જઈને અમે ફળ તપાસીએ. ફળ તોડવા જઈએ એટલે દાદી કહે, 'આ ફળ હજી આંધળાં છે. એને તોડો મા. એની આંખો જરા મોટી થવા દો. આંખો ખૂલે એટલે ફળ પાકે.' ગોંદુનું મન નાનપણથી યાંત્રિક શોધો કરવા તરફ દોડતું. તેથી જ આગળ જતાં તે રસાયણ, પદાર્થવિજ્ઞાન અને ફોટોગ્રાફીમાં પ્રવીણ થયો. એક દિવસ ગોંદુ કહે, 'આપણી આંખો સારી નથી. એ હાલે છે. એ કાઢી નાખીને તેને ઠેકાણે સીતાફળીની આંખો બેસાડવી જોઈએ!' પિતાશ્રીએ તસવીરનું યંત્ર (કૅમેરા) ઊભું કર્યું કે તરત જ ગોંદુ કહે, 'આપણા પગ સારા નથી. વાંકાચૂકા હોય છે. એ કાપી નાખીએ ને એને બદલે કૅમેરાના સીધાસટ પગ બેસાડી દઈએ. પછી ચાલવાની બહુ મજા આવશે!'

એક દહાડો સીતાફળ ખાતાં ખાતાં એક બી મારા પેટમાં ગયું! મેં જઈને કેશુને કહ્યું, 'હું સીતાફળીનું બી ગળી ગયો. હવે શું થશે?' વાત વિષ્ણુએ સાંભળી. મશ્કરી કરવાની આવી સુંદર તક એ છોડે? એણે મોઢું વીલું કરી કહ્યું, 'અરેરે! આ શો ગજબ કર્યો? હવે તારી ડૂંટીમાંથી ઝાડ ઊગશે!' 'અને પછી અમે,' કેશુએ ઉમેર્યું, 'એ ઝાડ પર ચડીને સીતાફળ ખાઈશું. અને જેમ જેમ અમે ફળ તોડીશું તેમ તેમ તારા પેટમાં વેદના થશે. અમે ખાતા હોઈશું અને તું રોતો હોઈશ!'

હું સારી પેઠે ડરી ગયો અને રોવા જેવો થઈ ગયો. મેં મનમાં વિચાર કર્યો, 'શું આવું કોઈ કાળે બનતું હશે?' અંદરથી જવાબ મળ્યો, 'હા, હા, એમાં કંઈ શક છે? પેલું ચિત્રશાળાવાળું ચિત્ર છે એમાં સાપની પથારી પર સૂતેલા વિષ્ણુની ડૂંટીમાંથી પણ કમળનું ઝાડ ઊગ્યું છે.' વધુ ખાતરી કરી લેવા માટે ચુપચાપ દાદી પાસે જઈને મેં પૂછ્યું, 'આજી, કમળનાં બિયાં હોય ખરાં?' આજીએ કહ્યું, 'હાસ્તો, એને કમળકાકડી કહે છે. ઉપવાસને દિવસે એની લાપસી કરીને ખવાય છે.'

હવે મારી સોળે આના ખાતરી થઈ ગઈ કે, આપણા પેટમાંથી સીતાફળીનું ઝાડ ઊગવાનું ને ગમે ત્યારે કેશુ એનાં ફળ તોડીને ખાવાનો. ત્યાર પછી કેટલાયે દિવસ સુધી હું રોજ મારું પેટ તપાસતો કે ક્યાંયે અંકુર તો ઊગ્યો નથી?

## ૬. 'વિદ્યારંભ'

મારો જન્મ મહારાષ્ટ્રની રાજધાની સાતારા શહેરમાં થયો. યાદો ગોપાળ પેઠમાં લક્કડવાલાના ઘરમાં અમે રહેતા હતા, એ બીનાથી મારી બાલ્યજીવનની સ્મૃતિનો ઉદય થાય છે. અમારા પડોશમાં નામદેવ કરીને એક દરજી રહેતો હતો. નાના અને હરિ એના બે દીકરા. હરિ નાનો હતો એટલે તેની સાથે મારી દોસ્તી જામી.

સાતારાના મહારાજાના હાથીઓ રોજ અમારા બારણા આગળથી જતા. સાતારા-ના મહારાજાને ત્રણ હાથી હતા. એક ઘરડી હાથણ હતી. બીજો એક મોટો હાથી, એનું નામ દંત્યા હતું; કેમ કે એને એક જ દાંત હતો. ત્રીજો હાથી 'નાના હાતી' તરીકે ઓળખાતો, કારણ કે તેને એકે દાંત ન હતો. એક દિવસ અમે નામદેવની દુકાનમાં બેઠા હતા; એટલામાં રસ્તા પરથી જતો દંત્યા હાથી દુકાન તરફ આવ્યો; અને એણે સૂંઢ દુકાનમાં ઘાલી. અમે છળી તો ગયા, પણ દુકાન-માંથી નાસી જવાનો રસ્તો હતો જ નહીં. નામદેવે સમયસૂચકતા વાપરીને દુકાનમાં પડેલું એક નાળિયેર હાથીની સૂંઢમાં આપી દીધું, અને હાથી પણ નાળિયેર લઈને ચાલતો થયો. નામદેવની આ બહાદુરીનો કિસ્સો અમે કેટલાયે દિવસ સુધી વર્ણ-વતા હતા. આજે મને લાગે છે કે હાથી આવ્યો એ કંઈ અકસ્માત ન હતો. નામદેવે જ કોઈ તહેવારને કારણે હાથીને નાળિયેર આપવાની વાત મહાવતને કરી હશે, અને મહાવત હાથીને તેની દુકાન પાસે લઈ આવ્યો હશે. નહીં તો તે જ દિવસે દુકાનમાં નાળિયેર ક્યાંથી હોય? પણ એ તો મારી આજની કલ્પના છે. તે દિવસનો અનુભવ તો ભારે અકસ્માતથી બચી ગયાનો જ છે.

અમારા ઘરની પાછળ એક ઊમરાનું અને એક સીતાફળીનું એમ બે ઝાડ હતાં. બે વચ્ચે એક મોટો તુલસીક્યારો હતો. આસપાસની જમીન અમે હમેશાં છાણથી લીંપેલી રાખતાં અને સાંજરે પાંચ વાગ્યે ત્યાં દશમી ખાવા બેસતાં. 'દશમી' સાથે લોકવાર્તાઓનો ખોરાક પણ અમને આ જ ઠેકાણે મળતો. મારી

કાશીભાભી પાસે વાર્તાઓનો ભંડાર હતો. કાશીભાભીને નવરાશ ન હોય ત્યારે મારી દાદી પાસેથી હું વાર્તાનો કર ઉઘરાવતો. મહાદેવપાર્વતીનું આખું જીવનચરિત્ર મને મારી દાદી પાસેથી જ પહેલવહેલું મળ્યું. આજે પણ જ્યારે જ્યારે મહાદેવનું નામ સાંભળું છું ત્યારે ત્યારે દાદીએ વર્ણવેલા, લાંબી લાંબી જટ્ટાવાળા અને લાલ આંખોવાળા બાવાનું જ ચિત્ર કલ્પના આગળ ઊભું થાય છે.

ઘરમાં અમે રમતા ત્યારે કેશુ હાથી બનતો, ગોંદુ હાથીનો મહાવત બનીને ચાલતો અને હું દત્તુ રાજા થઈ કેશુની પીઠ પર અંબાડીમાં બેસતો, કેમ કે હું સૌથી નાનો. કેશુને માથે એક ગળપટો બાંધી એનો છેડો સૂંઢની જગાએ લટકતો છોડતા અને અમે ઘરની અંદર જ હાથી હાથી રમતા, કેમ કે કોઈ અમને રસ્તા પર જવા ન દે. રસ્તા પર જઈએ તો ખરાબ છોકરાઓના મોઢાની ગાળો કાને પડે! હું પાંચ વરસનો થયો ત્યાં સુધી સડક પર ગયો જ ન હતો. બજારમાં જાઉં ત્યારે મહાદુના ખભા પર જાઉં. મહાદુ એ અમારો વફાદાર ઘાટી નોકર. તેની હકૂમત અમારા ઉપર પૂરેપૂરી ચાલે. બજારમાં પણ એ અમને પાંચ ડગલાં ચાલવા ન દે. કંઈક ચાલ્યો હોઉં તો દાદી સાથે કાવતરું કરી પાછલે બારણે હનુમાનના મંદિર સુધી,--એટલે કે શેરીના છેડા સુધી.

આવી સ્થિતિમાં ઊછરેલો છોકરો વ્યવહારમાં બાઘા જેવો દેખાય તો નવાઈ ખરી? મારા ભાઈ ગોંદુ અને મારી વચ્ચે ફક્ત દોઢ વરસનું અંતર હતું. એનો સ્વભાવ સાવ ભોળો, એટલે સરખામણીને લીધે હું હંમેશાં ડાહ્યો ગણાતો.

હું પાંચ વરસનો થયો એટલે મેં હઠ લીધી કે મારે નિશાળે જવું છે. ઘરમાં કોઈ મારું માને નહીં. એટલે અઢી-ત્રણ વાગ્યે, જે વખતે પિતાશ્રી ઑફિસે ગયા હોય ને મોટાભાઈઓ નિશાળે ભણતા હોય તે વેળા, મા પાસે રઢ લઈને બેસું. આખરે અકળાઈને માએ મને જવા દીધો. ધોળાં ધોળાં ટપકાંવાળો એક લાલ ફેંટો મારે માથે બાંધ્યો અને મને નિશાળે મોકલ્યો. નિશાળના છોકરાઓને એક નવું રમકડું મળ્યું. છોકરાઓ મને વારાફરતી રમાડે અને રોવડાવે. અત્યારે તો તે વખતના, પેંઠે નામના, એક જ માસ્તર યાદ છે. એમના ગજવામાં હંમેશાં પતાસાં પડયાં રહેતાં. મને જુએ એટલે એકાદ પતાસું આપ્યા વગર રહે નહીં. આ પતાસાને લીધે શાળાનાં મારાં પ્રથમ સંસ્મરણો અત્યંત મીઠાં—ગળ્યાં છે.

પણ પહેલે જ દિવસે એક સંકટ ઊપજ્યું. રમતાં રમતાં માથા પરનો ફેંટો છૂટી ગયો. મને તે ફરી બાંધતાં આવડે નહીં, અને એ વાત છોકરાઓ આગળ કબૂલ કરતાં શરમ આવે; એટલે હું ભારે ગૂંઝવણમાં પડયો. આખરે એક છોકરાએ મને ફેંટો બાંધી આપ્યો અને પાઘડી-સલામત હું ઘેર આવ્યો.

પછી તો હું રોજ નિશાળે જવા લાગ્યો. ધીમે ધીમે સડક પર ચાલવાની હિંમત પણ આવી અને હવે તો ઘરમાં સૌ ના પાડે તોયે નિશાળે દોડતો જતો. મહાદુ મને પકડવાને મારી પાછળ ઘણી વાર આવે, એટલે દોડતાં દોડતાં પણ વારે-

ઘડીએ હું સિંહાવલોકન કરતો. મારી આ શાળાપરાયણતા જોઈ મને એક સુમુહૂર્ત પર નિશાળે મૂકવાનું નક્કી થયું. ઘણું કરીને દશેરાનો દિવસ હશે. આખી શાળા ભેગી થઈ. છોકરાઓ બધા સારાં સારાં કપડાં પહેરીને આવ્યા હતા. જૂના રાજ-મહેલના એક મોટા ચોકમાં શાળા બેસતી હતી, એટલે મકાનની ભવ્યતા તો હતી જ. બધા છોકરાઓને મીઠાઈ વહેંચવામાં આવી. શાળાના પટાવાળાઓને ધાણીના મોટા મોટા લાડુ આપવામાં આવ્યા. શાળાના માસ્તરને એક ચાંદીની થાળીમાં ખાસ મીઠાઈ આપવામાં આવી. અને હું 'પાટી પર બેઠો.' એક ઘરડા માસ્તર મારી પાસે આવીને બેઠા. એમણે મારી સ્લેટ પર મોટા મોટા મરોડદાર અક્ષરે 'શ્રી ગણેશાય નમ: ओ नामा सीधं' લખી આપ્યું. હળદર, કંકુ વગેરે છાંટી મારે હાથે તેની પૂજા કરાવી. પછી મારા હાથમાં એક પેન આપી, મારો હાથ પકડી, મારી પાસે એક એક અક્ષર ઘૂંટાવતા જાય અને બોલાવતા જાય. એક વાર ઘૂંટયું એટલે તે દિવસની નિશાળ ખલાસ. મને ઘેર લઈ જવામાં આવ્યો અને હું શાસ્ત્રોક્ત વિદ્યાર્થી બન્યો.

આ ઉત્સવને માટે મારા હાથમાં સોનાની કલ્લી, કાનમાં મોતીની કડીઓ, અને ગળામાં એક સોનાની કંઠી, એટલાં ઘરેણાં મને ઘાલેલાં હતાં. આવી રીતે નન્દીની પેઠે શણગારીને મને રોજ મહાદુની સાથે નિશાળે મોકલતા. ત્યાં એક ભારે અગવડ ઉત્પન્ન થઈ. બરાબર દસનો ટકોરો થાય કે છોકરાઓ પાટી-પુસ્તક લઈને વાછરડાંની પેઠે ઘેર દોડી જાય. મારા શરીર પર ઘરેણાંનું જોખમ, એટલે અમારા હેડમાસ્તર મને એકલો ઘેર જવા ન દે; અને મહાદુ તો કોક કોક વાર દસ દસ મિનિટની વાર લગાડે. શરૂઆતથી જ મારે આવી રીતે સજા વગરની સજા ભોગવવી પડતી. હું હેડમાસ્તરને કરગરીને કહું કે, 'કંઠી તો પહેરણની અંદર છે. કલ્લી બાંયની અંદર સંતાડી હું દોડતો ઘેર જઈશ. મહાદુ મને રસ્તામાં જ મળશે.' પણ હેડમાસ્તર એકના બે ન થાય.

નવા નિશાળિયાના નવ દિવસ પૂરા થયા અને મારો આ બધો આનંદ આથમી ગયો. ચાંદવડકર કરીને એક નવા માસ્તર અમારી નિશાળમાં આવ્યા, અને ભોગ-જોગે તેમને અમારો જ વર્ગ સોંપવામાં આવ્યો. એ શરીરે સારા હૃષ્ટપુષ્ટ હતા. ઉંમરે જુવાન હતા. પણ એમને બેઠા હોય ત્યાંથી ઊઠવાનું ભારે આળસ. દરેક છોકરાને પોતાના પાઠ માટે ઊઠીને એમની પાસે જવું પડતું. અમે સૌ એમનાથી દૂર અર્ધવર્તુળ કરીને બેસતા. અમે છોકરાઓ, એટલે તોફાન વિના તો શાના રહીએ? અને તોફાન ન કરીએ તોપણ કંઈ ને કંઈ કારણે વાંકમાં તો જરૂર આવીએ. સાચું કહું તો મારામાં કશું તોફાન હતું જ નહીં. વાંક શાને કહેવાય એ પણ હું જાણતો ન હતો, ઇયત્તા(ધોરણ)ની થોડીક કવાયત સમજું તેનું પાલન કરું, અને જ્યાં ન સમજું ત્યાં શૂન્ય દૃષ્ટિએ જોયા કરું. તે વખતના મારા ફોટા પરથી જોતાં મને લાગે છે કે, હું બાઘા જેવો તો નહીં દેખાતો હોઉં. છતાં કંઈ ને કંઈ કારણે મને રોજ માર પડતો. ચાંદવડકર માસ્તર પાસે ત્રણેક હાથ લાંબી વાંસની સોટી હતી. આસન પર બેઠા બેઠા છોકરાને સજા કરવા માટે આ દિવ્ય

શસ્ત્ર તેમને ખૂબ સગવડભરેલું હતું. સોટી ખાવા માટે હાથ ધરવાનું તેઓ કહેતા. હાથ ધરવાની મારી હિંમત ચાલતી નહીં એટલે ગુરુ મહારાજ પલાંઠી વાળીને બેઠેલી મારી ખુલ્લી જાંઘ પર સોટી ચમચમાવતા. આ તાલીમને પ્રતાપે હાથ આગળ ધરવાની હિંમત મારામાં આવી! આ દુ:ખ રોજ ચાલતું. પણ બધા જ છોકરાઓ માર ખાતા હોવાથી, આમાં કંઈ અજુગતું છે કે ઘેર કહેવા જેવું છે એમ મને લાગ્યું જ નહીં. પરંતુ નિશાળે જવાની મારી પ્રફુલ્લતા કરમાઈ ગઈ. હવે તો નિશાળે જવા હું બહુ જ મોડો ઊઠતો અને ઉત્સાહ વગર શાળાનો પંથ કાપતો.

આમ કેટલાયે દિવસ સુધી ચાલ્યું. એક દિવસ નિશાળેથી ઘેર આવીને હું પેંજ (ઘેંશ) ખાવા બેઠો. સોટીના પ્રતાપે હાથ તો લાલચોળ થયા હતા. ગરમ પેંજ હાથમાં કેમે કરી લેવાય નહીં. આંખમાં આંસુ આવ્યાં. ભાભીએ પૂછ્યું, 'શાળાના માસ્તરે માર્યો કે શું?' મેં ના પાડી. પણ ભાભી કંઈ એમ માની જાય એવાં ન હતાં. તેમણે આખા ઘરમાં પોકાર કરી મેલ્યો કે દત્તુને માસ્તર મારે છે. મને બાઘાને એમ ન લાગ્યું કે ભાભી મારું ઉપરાણું લઈને આટલો પોકાર કરે છે. મને થયું કે ભાભી મારી ફજેતી કરે છે! માર ખાય એ છોકરો ખરાબ, એટલું નીતિશાસ્ત્ર હું શીખ્યો હતો; એટલે માર ખાઈએ તોપણ કહીએ નહીં. મને ભાભી પર ક્રોધ ચડ્યો. પણ સાંજ સુધીમાં તો હું બધું ભૂલી પણ ગયો.

નિશાળનું અમારું ભણતર (!) હંમેશની પેઠે નિયમિત ચાલતું. એક દહાડો એક પોલીસ અમારી નિશાળમાં આવ્યો, અને ચાંદવડકર માસ્તરને બોલાવી ગયો. થોડાક વખત પછી તેઓ પાછા આવ્યા. તેમણે મને પૂછ્યું, 'કેમ રે, તેં ઘેર જઈને કંઈ કહ્યું શું?' મેં મુગ્ધભાવે કહ્યું, 'ના.' પણ આજે ચાંદવડકરનો રોફ ઊતરી ગયો હતો. તેઓ ચોભીલા પડી ગયેલા દેખાતા હતા. તેઓ કશું બોલ્યા નહીં અને તે દિવસે છોકરાઓને માર પણ ન પડ્યો. બીજે દિવસે ચાંદવડકર વર્ગમાં આવ્યા જ નહીં. ઉપલા ધોરણના છોકરાઓ પાસેથી ખબર મળ્યા કે, ચાંદવડકરને પાણીચું મળ્યું છે. તેઓ બિચારા નવા નવા ઉમેદવાર આવેલા હતા. ત્યાર પછી કેટલાયે માસ્તરોના માર મેં ખાધા હશે, પણ બિચારા ચાંદવડકરની જિંદગીની શરૂઆતમાં જ હું નડ્યો! પછી મને ખબર મળ્યા કે, મારા ભાભીના કહેવાથી મોટાભાઈએ ક્યાંક રાવ ખાધી હશે, અને તેને પરિણામે નિશાળની નાની દુનિયામાં આવડી મોટી રાજ્યક્રાંતિ થઈ ગઈ!

આ ઘટનાનું પરિણામ એ આવ્યું કે, આખી નિશાળનું ધ્યાન મારી તરફ ખેંચાયું, અને મારકણા માસ્તરને વિદાય અપાવવાના પુણ્યને લીધે વર્ગના છોકરાઓ મને દુવા દેવા લાગ્યા.

# ૭. આક્કા

અમે સાતારામાં હતા. એક દિવસે એક ગાડી બારણે આવીને ઊભી રહી. તેમાંથી એક બાઈ, મજાનું ટપકાંટપકાંવાળું ગવન પહેરેલી, નીચે ઊતરી. એની પાસે સામાન ખૂબ હતો. મેં બૂમ પાડી કહ્યું, 'આઈ, કોક ઘરમાં આવ્યું છે.' મારી અપેક્ષા હતી કે આઈ અંદરથી આવે ત્યાં સુધી આ બાઈ બારણે રાહ જોશે. પણ એ તો સીધી અંદર જ ગઈ. અને ઘરમાં બધે ઘરની જ હોય એમ ફરવા લાગી! પછી મને ખબર પડી કે એ તો મારી બહેન હતી. ઘણા દહાડા સાસરે રહીને પિયર આવેલી. જમી રહ્યા પછી એણે પોતાનો બધો સામાન ખોલી ખોલીને આઈને બતાવ્યો. એમાંથી પાંચ-છ સરસ રંગીન લખોટા નીકળ્યા. એ મને આપી એણે કહ્યું, 'દત્તુ, હે ઘે તુલા.' હું ખુશ તો થયો, પણ ખુશી કરતાં મને અજાયબી વધારે થઈ. બાબા અમને લખોટાને અડવા ન દે. લખોટાને તો જુગારીઓ જ અડે. લખોટાની મેલી રમત સારા ઘરના છોકરાઓ માટે ન હોય. લખોટા લઈને હું રાજી તો થયો, પણ રમાય કેમ એ હું ક્યાંથી જાણું? દોડતો દોડતો ગોંદુ પાસે ગયો અને એને કહ્યું, 'જો, આ મારા લખોટા.' એને પણ રમતાં આવડે નહીં. એટલે અમે બે જણા સામસામા બેસી લખોટા ગબડાવી ફેંકવા લાગ્યા. લખોટા ટક્કર ખાય ત્યારે મજા પડે. મનમાં બીક ખરી કે બાબા આવે તો રમત બંધ થાય એટલું જ નહીં, પણ લખોટા પણ જપ્ત થાય!

હું તરત જ જોઈ શક્યો કે આક્કા ઘરમાં બધાની માનીતી હતી. આઈ તો એના ડહાપણ પર અને હેતાળ સ્વભાવ પર વારી જતી હતી. પિતાશ્રી તો આખો દિવસ ભાગુને શું ગમે છે ને શું જોઈએ છે, એ જાણવાને જ ઇંતેજાર દેખાતા. બાબા અને અણ્ણા એની જાતજાતની મજાક કરી એને પ્રસન્ન રાખવાને મથતા. મારા મનમાં વાત ઠસી ગઈ કે આક્કાનું વર્તન ને આદર્શ વર્તન. પણ એક વાત મનમાં ખૂંચતી હતી. આક્કા હાથમાં ચોપડી પકડે ત્યારે અમને નિશાળમાં બતાવેલું તે રીતે પકડે નહીં, પણ ડાબી બાજુનાં પાનાં ગોળ વાળી બે પૂંઠાં ભેગાં કરે અને એક હાથે ચોપડી પકડી કડકડાટ વાંચી જાય. એને મોઢે વાર્તા સાંભળવી મને ગમતી, પણ ચોપડી આમ પકડે એ મારાથી કેમે કર્યું સહ્યું જતું નહીં!

તે જ દિવસથી એણે મને ભણાવવું શરૂ કર્યું. હું એકડિયામાં હતો. મને વાંચતાં આવડે નહીં તોય મારા પર ચિડાય નહીં. બહુ જ હેતથી અને કુનેહથી મને ભણાવે. રોજ સાંજે 'રામવિજય' લઈને આઈને વાંચી સંભળાવે. હું પણ ત્યાં જઈને બેસતો.

એક દિવસ આક્કા આઈને કહે, 'ઘરમાં આ પોપટ રાખ્યો છે એને આપણે છોડી મૂકીએ — ઉડાડી દઈએ?' મેં પૂછ્યું, 'કેમ? એ તો બધાંનો માનીતો પોપટ

છે.' આક્કાએ તરત જ સુસ્વર કંઠે નળદમયંતી આખ્યાન ગાવાનું શરૂ કર્યું. તેમાં જ્યારે, રાજાના હાથમાં સપડાયેલો હંસ છૂટી જવા માટે તરફડિયાં મારે છે, પોતાને છોડી દેવા માટે રાજાને અનેક રીતે કરગરીને વીનવે છે, અને તોયે રાજા છોડતો નથી એમ જોઈ નિરાશ થઈને પોતાની મા, પોતાની માદા અને બચ્ચાંનું સ્મરણ કરી વિલાપ કરે છે, એ પ્રસંગ આવ્યો ત્યારે આક્કા રડી પડી! આંસુ ખાળીને પછી દરેક કડીનો એણે અર્થ કરી બતાવ્યો. સૌનાં હૈયાં પીગળી ગયાં, અને નક્કી થયું કે પોપટને છોડી દઈએ. વિષ્ણુએ સીતાફળીના ઝાડ ઉપર પાંજરું ટિંગાડી રાખ્યું અને ધીમે રહીને એનું બારણું ખોલ્યું. એક ક્ષણ સુધી તો બહાર ઊડી જવાનું પોપટને સૂઝ્યું પણ નહીં. એ તો હેબતાઈ જ ગયો હશે. બીજી ક્ષણે પાંજરાની સળી પરથી કૂદી પડી બારણામાં બેઠો અને ત્યાંથી ભર્‌ર્‌ર્‌ર્‌ર્ આકાશમાં ઊડી ગયો. આક્કાની આંખમાં આનંદનાં ઝળઝળિયાં આવ્યાં. થોડા જ વખત પછી પોપટ પાછો આવ્યો. પાંજરા પર બેઠો. વિષ્ણુ કહે, 'એ તો જવાનો નથી. ચાલ, એને ધીમે રહીને પકડી પાંજરામાં પૂરી દઉં.' આક્કાએ ચોખ્ખી ના પાડી. પછી રોજ એ પોપટ સીતાફળના ઝાડ પર આવીને બેસે, કેળું કે મરચાં આપીએ તે ખાય, અને ઊડી જાય. આમ એકાદ મહિનો ચાલ્યું હશે. વખત જતાં એ પોપટ બીજા પોપટ સાથે ભળી ગયો, અને પછી તો અમારી પાસે આવતાં ડરતાં શીખ્યો.

થોડા દિવસ પછી બેલગામથી આક્કાના વર અમારે ત્યાં આવ્યા. અણ્ણા જેટલી જ એમની ઉંમર હતી, છતાં પિતાશ્રી એમને નાઈક કહીને માનથી બોલાવતા. તેમને હાથ ધોવા પાણી પોતે આપતા. પિતાશ્રી આવા જુવાનની આટલી ખુશામત કેમ કરે છે એ હું સમજી શકતો નહીં. મને તો બધું અજુગતું જેવું લાગતું. તેમનું નામ પણ હું ભૂલી ગયો છું. તેઓ બહુ બોલતા નહીં, અમારી સાથે ભળતા નહીં, ને જમતી વખતે બહુ ઓછું ખાતા એટલું યાદ છે.

ચીમી એ બાબાની દીકરી. ખૂબ રમતિયાળ. ઘરનું સર્વસાધારણ રમકડું. એની ઉંમરના પ્રમાણમાં ખૂબ ડહાપણ બતાવે. આક્કા એને રમાડતાં રમાડતાં કોક કોક વખત ખિન્ન થાય, અને આઈને કહે, 'આઈ, શહાણં માણુસ લાભત નાહીં (ડાહ્યું માણસ બહુ જીવે નહીં.) આપણી ચીમી આટલી હોશિયાર છે, તે કેમ કરીને ઝાઝી જીવશે, એ ચિંતા મારા મનમાં પેઠી છે.' પણ આક્કાનાં આ વચન આક્કાને જ લાગુ પડવાનાં હતાં એ તે વખતે ન આક્કાના ધ્યાનમાં આવ્યું, ન આઈના.

અમે શાહપુરમાં આવ્યા છીએ. ભિસેનું ઘર એ અમારું મોસાળ. ત્યાં અમે રહેવા આવ્યાં છીએ. આક્કા કંઈક માંદી છે. અમારી મોટી મામી રોજ સવારે ઊઠીને પેજ (ચોખાની ઘેંશ) તૈયાર કરતી, અને અમે બધા હારબંધ મોટી પંગતમાં જમવા બેસતા. શાકને બદલે કોળાની બનાવેલી વડી અમને તળીને આપતાં. સાતારામાં હમેશાં ચોખાના લોટની વડી ખાવાને હું ટેવાયેલો. મને આ પતકાળાની વડી શાની ભાવે? મેં મારો અણગમો નીચે પ્રમાણે મામીને જણાવ્યો: 'અમારે

ત્યાંની વડીઓ કાવ્ કાવ્ બોલે છે; તમારે ત્યાંની ચીવ્ ચીવ્ બોલે છે. માટે મને તમારી વડી નથી ગમતી.' આ મારું કાવ્ય બધે ફેલાયું.

થોડા જ દિવસમાં ઘરમાં બધે ગમગીની ફેલાઈ ગઈ. આક્કાને સખત તાવ આવવા લાગ્યો. ડૉક્ટરે કહ્યું કે, 'નવજવર' (ટાઈફૉઈડ) છે. સુવાવડ પછીનો ટાઈફૉઈડ. પછી પૂછવું જ શું? એક દિવસ અમને સવારે ઊઠતાંવેંત સામેના ઘરવાળાને ત્યાં જમવાનું નોતરું મળ્યું. અમે બધા છોકરા ત્યાં જમવા ગયા. કોણ જાણે શા કારણે અમને આખો દિવસ ત્યાં ને ત્યાં જ રોકી રાખવાના પ્રયોગો થવા લાગ્યા. હું ઘેર જવાની વાત કરું, એટલે કોઈ મોટો છોકરો રોકીને મને કહે, 'ચાલ, તને એક વાર્તા કહું.' વાર્તા પૂરી થાય એટલે કોઈ ગાય. આખરે સાંજ પડવા આવી. હવે મને લાગ્યું કે, આખો દિવસ અમને અહીં ગોંધી રાખવામાં કંઈક ભેદ છે. હું કંટાળીને રોવા લાગ્યો. સમભાવને કારણે ગોંદુ પણ રોવા લાગ્યો. અમારા મેજબાન છોકરાઓ અકળાયા. તેમણે એક નાટક ભજવવાનું નક્કી કર્યું. એક લાંબો ફેંટો માથે બાંધી એનો એક છેડો નાક્થી નીચે લટકતો રાખ્યો. આવી રીતે સૂંઢવાળો દુંદાળો દેવ તૈયાર થયો. બેચાર સાવરણીઓ ભેગી બાંધી તેની મોરની કળા બનાવી; મયૂરવાહની સરસ્વતી પણ તૈયાર થઈ. અને પેલા કૂદવા લાગ્યા.

નાટક તો લાંબું ચાલ્યું, પણ કેમે કર્યો રસ જામે જ નહીં. એટલામાં પડોશનાં બીજા એક છોકરાએ આવીને મને કહ્યું, 'તારો બાપ પોક મૂકીને રુએ છે.' મને એ વચન અપમાન જેવું લાગ્યું. મારા પિતાશ્રી વળી રોતા હશે? જનમભરમાં એવું કોઈ કાળે બન્યું નથી. . મેં ચિડાઈને એને કહ્યું, 'તું જૂઠો છે.' છેવટે નવ વાગ્યે અમને ઘેર લઈ ગયા. ત્યાં બધે ગમગીનીની શાંતિ હતી. કોઈ કોઈની સાથે વાત ન કરે. સ્મશાનમાંથી પાછા આવેલા ડાઘુઓ ગરમ પાણીએ નહાતા હતા એટલી જ હિલચાલ ઘરમાં દેખાતી હતી. એક ખૂણામાં ચોખાની ભરેલી અડધી ગૂણ ઊભી હતી, તેના પર પિતાશ્રી એક પાતળો ખેસ ઓઢીને બેઠા હતા, છતાં ટાઢે ધ્રૂજતા હોય એમ જ લાગતું હતું. મને ખોળામાં લઈ દુ:ખી અવાજે કહેવા લાગ્યા, 'દત્તુ, આપણી ભાગુ (ભાગીરથી) આપણને છોડી દૂર ગઈ.' હું કંઈ સમજું નહીં કે થયું છે શું. દૂર એટલે ક્યાં સુધી? શા માટે? પિતાશ્રી આટલા દુ:ખી કેમ છે? ઘરમાં કેમ કોઈ કોઈની સાથે બોલતું નથી? પિતાશ્રી ફરી ફરી એક જ વાત કરે, 'આપણી ભાગુ આપણને છોડી દૂર ગઈ છે.'

હું અંદર ગયો. મેં જોયું કે આઈ સોડ તાણીને સૂઈ ગઈ છે. મને શી ખબર કે, સૂતી નથી, પણ વજ્રઘાતથી બેભાન થઈને પડી છે! મારી માસી એની પાસે બેઠી હતી. મને જોઈને એ રોવા લાગી. મામા એના પર ચિડાયા. કહે, 'તું રોવા લાગે તો છોકરાઓ શું કરે?'

રાત જેમતેમ વીતી. બીજે દિવસે આઈ કંઈ ખાય નહીં. કોઈનું કહ્યું માને નહીં. છેલ્લા ઇલાજ તરીકે રામમામા મને આઈ પાસે લઈ ગયા. એમણે મને

કહ્યું, 'તારી આઈને કહેજે કે મારા ગળાના સમ તું ન જમે તો.' હું કહેવા જતો હતો, પણ આઈએ દૃઢતાપૂર્વક કહ્યું, 'દત્તુ, એવું કંઈ બોલીશ મા.' માતૃભક્ત દત્તુની જીભ પછી ઊપડે જ શાની? સૌ મારી પર ચિડાયાં. રામમામાનો મારા પ્રત્યેનો તિરસ્કાર સ્પષ્ટ દેખાતો હતો. પણ હું ન બોલ્યો તે ન જ બોલ્યો.

'શહાણં માણુસ લાભત નાહીં' એ આક્કાનું વચન આખરે આક્કા વિશે જ સાચું પડયું. આઈ રોજ એ વચન સંભારે અને રુએ. આક્કા વિશે મારાં પ્રત્યક્ષ સ્મરણો તો આટલાં જ ગણાય. છતાં નાનપણથી એ સ્મરણોનું જ ધ્યાન કરી કરીને તેને હું પોષતો આવ્યો છું. સાધારણ રીતે હિંદુ કુટુંબમાં દીકરીઓ તરફ બેદરકારી જ હોય છે. દીકરા તેટલા વહાલા અને દીકરી તેટલી અળખામણી, એ માન્યતા અનેક પ્રાંતમાં છે. અમારા ઘરમાં આક્કાની સ્થિતિ સ્પૃહણીય હતી. માણસની લગભગ બધી જ શુભ વૃત્તિઓ કૌટુંબિક વાતાવરણમાં જ ખીલે છે. તેમાં પણ મા પછી જો ભારેમાં ભારે કોઈની અસર થતી હોય તો તે બહેનની છે. માણસનો મા સાથેનો સંબંધ તેમ જ સ્ત્રી સાથેનો સંબંધ એકાંતિક અથવા સાધારણ હોય છે. દીકરીનો સંબંધ પણ એવો જ હોય છે. પણ જે સંબંધ સહેલાઈથી વ્યાપક થઈ શકે, આખી સ્ત્રીજાતિનો અંતર્ભાવ કરી શકે, એવો સંબંધ તો ભાઈબહેનનો જ. હું સમજણો થયો એના પહેલાં જ મારી બહેન ગુજરી ગઈ, તેથી જિંદગીનો મારો એ વિભાગ શૂન્યવત્ થઈ ગયો છે. સ્ત્રીઓને હું દૂરથી પૂજું છું, પણ તેમની સાથે સ્વાભાવિક રીતે સંબંધમાં આવતાં મને આવડતું જ નથી. ભગિનીપ્રેમની ભૂખ રહી જ ગઈ છે. જેમ જેમ જીવનની વ્યાપકતા અને સર્વાંગસુંદરતાનો આદર્શ બંધાતો ગયો છે, તેમ તેમ મારે એક બહેન હોય તો કેવું સારું, એવો વિચાર મનમાં આવી મન ઝૂરે છે. એમાં પોતાને બહેન ન હોવાને કારણે નવી બહેન મેળવતાં ન આવડે એ મુશ્કેલી છે જ.

મારા આદર્શ પ્રમાણે પૂજનીય એવી કેટલીક બહેનો હું જોઉં છું. તેમના પરિચયથી હું જરૂર પાવન અને ઉન્નત થઈશ એવી મને ખાતરી થાય છે. પણ હૃદયની ભૂખ તો આક્કાના પવિત્ર સ્મરણથી જ શમાવવી રહી.

## ૮. પૈસા ખોયા

ખરાબ છોકરાઓ પાસેથી અમે ગંદી ભાષા શીખી લઈશું એ બીકથી જેમ અમને કોઈ કાળે ઘરમાંથી રસ્તા પર જવા દેતા નહીં તેમ કોઈ પણ વખતે કોઈ પણ કારણે અમારા હાથને પૈસાનો સ્પર્શ થવા દેતા નહીં. સારા ઘરના છોકરાઓને જેમ હાડકાને કે બીડીને અડવા ન દે તેટલી જ ચોકસાઈથી અમને પૈસાની આભડછેટ રાખેલી. પૈસા કે રૂપિયાને આપણાથી અડાય નહીં એ વાત અમારી રગેરગમાં

ઊતરી ગઈ હતી. છતાં એ જ કારણે ઘણી વાર ગોળ ગોળ સિક્કા હાથમાં લઈને રમવાનું મન થઈ આવતું ખરું.

એક વાર શાહપુરમાં નારાયણમામા સાથે ગાડીમાં બેસી દાક્તરને ત્યાં ગયો હતો. પાછા આવતાં મેં મામાને કહ્યું, 'નારાયણમામા, નારાયણમામા, તમારી પાસે પૈસા છે તે મને જરા હાથમાં લઈને જોવા દો ને.' માગવાની હિંમત તો મેં કરી. પણ મનમાં લગભગ ખાતરી જ હતી કે, નાના છોકરાઓથી પૈસાને અડાય જ નહીં એ ચિરપરિચિત સ્મૃતિવાક્ય નારાયણમામા મારા માથામાં મારશે. પણ એવું કશું ન બન્યું. ઊલટું, તેમણે ત્રણેક આનાના પૈસા મારા હાથમાં આપી દીધા. મારા આનંદનો તો પાર ન રહ્યો. મૂઠી ભરાય એટલા પૈસા હાથમાં આવ્યા એ કંઈ નાનીસૂની વાત હતી? એક એક પૈસો હાથમાં લઈને મેં ગોળ ગોળ ફેરવ્યો. બધા પૈસા ફરી ફરી ગણી જોયા. (તે વખતે મને સો સુધી ગણતાં આવડતું હતું.) પછી પૈસા જોવાનો રસ ઊતરી ગયો. છતાં પૈસા મૂઠીમાં જ રાખી, ગાડી પાછળ પગથિયાં પર કોઈ ભિખારી છોકરો બેસે નહીં એટલા માટે, પાછો વળીને હાથ ગાડીમાંથી બહાર લટકાવીને હું જોવા લાગ્યો.

મારુતિના મંદિર સુધી આવ્યા હોઈશું; ત્યાં કેટલાક છોકરા મોઈદંડા રમતા હતા. તે તરફ ધ્યાન ગયું; અને મૂઠી તરફનું ધ્યાન ઓછું થયું, મૂઠી ઢીલી પડી. હાથમાંના પૈસા ઢીલા પડી ગયા! આ ભયંકર અકસ્માતથી હું એવો તો દિગ્મૂઢ બની ગયો કે, શું કરવું એ મને સૂઝ્યું નહીં. આપણે કહ્યે ગાડી રોકાય એ તો ધ્યાનમાં આવે એવું હતું જ નહીં. નાના છોકરાઓની ઇચ્છાને માન અપાતું હોય એવું મેં કોઈ કાળે જોયેલું નહીં. મામાને કહું તો તે વઢશે એની પણ મનમાં ખાતરી. એટલે ચુપચાપ બેસી રહેવું એ બીકણ બાળકોની સાર્વભૌમ નીતિ મેં અખત્યાર કરી! મોઈદંડા રમનાર છોકરાઓમાંથી એક જણે પૈસા પડતા જોયા. એ ધીમે ધીમે ચાલતો રસ્તા પર આવ્યો, એણે પૈસા ઉપાડ્યા. મારા તરફ જોયું. ને પૈસા ગજવામાં નાંખ્યા. મેં શૂન્ય નજરે એના તરફ જોયું. એણે એક પળ વાર નજર મારા તરફ નાખી, અને પછી જાણે કશું બન્યું જ ન હોય એમ, ઠાવકું મોઢું કરીને ધીમે ધીમે ચાલતો ચાલતો પાછો રમતમાં ભળી ગયો. આસપાસના છોકરાઓએ એના તરફ જોઈને મોં મલકાવ્યાં. એ હાસ્યમાં, પોતાના દોસ્તને ઓચિંતો લાભ થયો એનું અભિનંદન અને પોતાને એ લાભ ન મળ્યો એની અદેખાઈ, બંને સ્પષ્ટ દેખાતાં હતાં. મોઢા પરથી માણસનો આટલો સૂક્ષ્મ ભાવ કળી જવા જેટલી અક્કલ મારામાં હતી. છતાં આવે પ્રસંગે કંઈક પગલું ભરવાનું હોય છે એટલું ન સમજવા જેટલી બાઘાઈ પણ સાથે સાથે જ હતી.

નાના છોકરા વર્ગમાં ધ્યાન ન દે, ઝટ જવાબ ન આપે, અથવા સાનમાં સમજી કહ્યું ન કરે, ત્યારે ઊકળી પડનાર શિક્ષકો અને માણસોએ મારો આ કિસ્સો ધ્યાનમાં રાખવા જેવો છે. બાલમાનસનો વિકાસ અમુક ચોક્કસ ક્રમમાં થતો નથી. એમાં અનેક સંસ્કારોને લીધે મોટેરાંના કળ્યામાં ન આવે એવી વિવિધતા હોય

છે. આટલું પણ જો તેઓ ધ્યાનમાં રાખે તો તેઓ પૂરતી ધીરજ કેળવી શકશે અને બાળદ્રોહમાંથી બચી જશે.

ગાડી ઘરને બારણે આવીને ઊભી. મામા કહે, 'દત્તુ, લાવ પૈસા જોઉં.' દત્તુ પૈસા કયાંથી લાવે? એ તો ટગર ટગર જોઈ જ રહ્યો. પણ કંઈક જવાબ તો આપ્યે જ છૂટકો. મેં કહ્યું, 'પૈસા હાથમાંથી પડી ગયા!'

'કયાં પડી ગયા? કેવી રીતે પડી ગયા?'

'મારુતિના મંદિર આગળ. પેલા છોકરા હતા ત્યાં.'

'ત્યારે બાઘા, મને તે જ વખતે કેમ નહીં કહ્યું?'

મામા તિરસ્કારથી હસ્યા. જવાબમાં મેં શરમાળ અને દીન મુદ્રા તેમને બતાવી. મામા મને વઢયા નહીં અને મારા દેખતાં ઘરમાં બીજા કોઈને તેઓ કહેવા પણ ન બેઠા, એ આનંદમાં મારી શરમ તો હું ભૂલી જ ગયો. પોતાની માનીતી બહેનનો સૌથી નાનો ભાણો ઘેર આવ્યો છે, એને કેમ વઢાય, એવો ઉદાર વિચાર કરી મામાએ મનની વાત મનમાં રાખી હશે. છોકરો સાવ બેવકૂફ છે એમ એમણે તોલ બાંધ્યો હશે, અને આખરે તેઓ એ વાત ભૂલી ગયા હશે. પણ મારી નજર આગળ તો તે દિવસનો એ બધો દેખાવ તે દિવસના જેટલો જ આજે તાજો છે. કહો તો મારુતિના મંદિર આગળની એ જગ્યા આજે પણ બરાબર બતાવું.

## ૯. જામફળ અને જલેબી

સાતારાથી અમે ઘણી વાર શાહપુર આવતા. શાહપુર અને બેલગામ લગભગ એક જ છે. શાહપુર અમારું મોસાળ. એ દિવસોમાં રેલવે ન હતી, એટલે મુસાફરી બળદગાડીમાં થતી. અમે એક વાર બળદગાડીમાં બેસીને સાતારાથી શાહપુર આવેલા તેનું સ્મરણ હજી છે. અમે અમારા વચલા ભાઈ વિષ્ણુના લગ્નપ્રસંગે જતા હતા. વાટમાં એક સુંદર પથરાના પુલ તળે નદીકાંઠે ઊતર્યા હતા. પિતાશ્રી સાથે ન હતા. ગાડાંની મુસાફરીમાં વખત ઘણો જાય. અને એમને એટલી રજા મળે એમ ન હતું, એટલે તેઓ પાછળથી ટપાલના ટાંગામાં આવવાના હતા. મારા ભાઈએ નદીને કાંઠે ત્રણ પથરા ગોઠવી મંગાળો માંડી રસોઈ કરવાની તૈયારી કરી. એટલામાં બાએ કહ્યું, 'અહીં રસોઈ ન થાય; ચાલો આગળ જઈએ.' આવો મજાનો પુલ, મીઠી છાયા, ભૂખનો વખત; એવે સમયે બાએ કૂચ કરવાનો હુકમ કેમ આપ્યો હશે એની કંઈ સમજણ ન પડી. બાએ કહ્યું, 'નદીનું પાણી બધું પરપોટાવાળું છે.' જોઉં તો, સાચે જ પાણી ધીમે ધીમે વહે છે અને ઉપર ગંદાં ફીણ અને પરપોટા ખૂબ છે! મેં દલીલ કરી, 'પણ માંહ્યલું પાણી તો સારું છે ને!' બાએ કહ્યું, 'ના, પણ નદી અપવિત્ર છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, નદીમાં આવા પરપોટા હોય ત્યારે એ પાણીને અડાય પણ નહીં.'

શાહપુર આવ્યા ત્યાં તો નવી જ દુનિયા. જમીન બધી લાલ લાલ. પહેલે દિવસે મેં કેટલાક લાલ કાંકરા ભેગા કર્યા. મારા મામાની દીકરી મારી સાથે બોલે તે ભાષા હું બરાબર ન સમજું. મારી ભાષા મરાઠી, એમની કોંકણી. બધું જંગલી જંગલી જેવું લાગે. લાડુબહેન મને કહે, 'ચાલ, આપણે મોડકા (ઠૂંઠા) માસ્તરની નિશાળે ભણવા જઈએ.' મોડકા માસ્તર એક વિચિત્ર વ્યક્તિ હતા. કદમાં ઠીંગણા, સ્વભાવે ઉગ્ર અને બંને હાથે ઠૂંઠા! ધોતિયું બદલવું હોય ત્યારે સ્ત્રીની મદદ લે! પણ ભણાવવામાં એક્કા. એમને ત્યાં ચોકમાં છોકરાઓ હારબંધ બેસતા. મોડકા માસ્તર દરેક છોકરા આગળ વારાફરતી આવીને બેસે. પગમાં પેન ઝાલી સ્લેટ ઉપર સુરેખ અક્ષરે લખી આપે અને કહે, ઘૂંટ. કાગળ પણ જમીન પર રાખી, કલમ પગના અંગૂઠા અને પાસેની આંગળી વચ્ચે પકડી, એવા તો સરસ અક્ષરે ઝપાટાબંધ લખતા, કે જાણે આજકાલના રિપોર્ટર!

ચાંદવડકર માસ્તરનો અનુભવ તાજો જ હતો. પણ મોડકા માસ્તરને જોયા પછી મનમાં વિચાર આવ્યો, અહીં તો આપણે સલામત છીએ. જ્યાં હાથ જ નથી ત્યાં સોટીનો ભો શો? પણ મારો એ આનંદ ઝાઝો વખત ટક્યો નહીં. હું જરા આમતેમ જોતો હતો એવામાં મોડકા માસ્તરે આવીને મારી ખુલ્લી જાંઘ પર પગ વતી એવી ચૂંટી ખણી, કે હું ચીસ પાડીને નિશાળમાંથી નાસી જ ગયો! બીજે દિવસે આપણે નિશાળે જવાની સાફ ના પાડી. મેં વિચાર કર્યો કે અહીં ક્યાં બાબા છે તે મને ડરાવીને નિશાળે મોકલશે? પણ મારા દુર્ભાગ્યે બાબાનું કામ મારી મોટી મામીએ કર્યું. મને ઉપાડીને કેડે બેસાડીને મને નિશાળે લઈ ગઈ. રસ્તામાં જ મેં મનસૂબો કર્યો કે, આજે હાર્યા તો નિશાળની બલા હંમેશ માટે કપાળે—અથવા સાચું કહું તો જાંઘે—ચોંટવાની! એટલે નિશાળને બારણે મામી મને જમીન ઉપર મૂકે એટલી જ વાર. બંને પગનો પૂરો ઉપયોગ કરી શેરીનો બીજો છેડો મેં સાધ્યો! મામીનું શરીર કંઈ હળવું નહોતું કે મારી પાછળ પડીને મને પકડી શકે. અંતે મારો વિજય થયો અને શાહપુરમાં હોઉં ત્યાં સુધી નિશાળે ન જવાની મને છૂટી મળી. મારે લીધે લાડુબહેન પણ ઘરમાં જ રહેવા લાગી. અને અમે લોકવાર્તાઓની ઉજાણી શરૂ કરી.

બેળગુંદી એ અમારું મૂળ ગામડું. શાહપુરથી લગભગ આઠ માઈલ પર તે આવેલું છે. બે મજાની ટેકરીની તળે એક બાજુ પર પથરાયેલું છે. અમે એક વાર બેળગુંદી જોવા ગયા અને મામાને ત્યાં રહ્યા. પહેલે જ દિવસે મામા સાથે ગ્રામજોશીને ત્યાં સહેજ ગયા હતા. ત્યાં ગયા કે તરત જ તેમની ઝૂંપડીના નીચા છાપરાની વળી પકડીને આપણે તો હીંચકા ખાવા મંડ્યા! ગામડાનું છાપરું, એ કંઈ એવા અટકચાળાં ખમે? એણે તરત જ કરડડ કરડડ અવાજ કરી મારી સામે ફરિયાદ કરી. બધાં મારા પર ચિડાયાં. મને ત્યાંથી યુક્તિથી હાંકી કાઢવા ખાતર મારી નાની મામીએ કહ્યું, 'અમારી આ નાની યેસુને લઈ ઘેર જા. એને ખૂબ

સાચવજે હોં. રસ્તામાં ઠોકર ખાઈને બંને પડતાં નહીં.' વીરો બહેનીને લઈને ચાલ્યો તો ખરો, પણ 'મામાનું ઘર કેટલે' તે યાદ ન રહ્યું! બહેનનો હાથ ઝાલીને ચાલ ચાલ કર્યા જ કર્યું. ગામની સામેની બાજુની ભાગોળ આવી, અંત્યજવાડો આવ્યો, તોપણ અમે ચાલ્યાં જ જતાં હતાં. આખરે એક મહેતરાણી ડોસીએ અમને જોઈને કહ્યું, 'આ કોનાં છોકરાં છે? ક્યાં જાય છે?' મારી આગળ આવીને મને પૂછે, 'બાળ, તૂ કોણાચા?' (બેટા, તું કોનો દીકરો?) હું રસ્તો ભૂલી ગયો છું અને મારો પત્તો મેળવવા આ ડોસી મને પૂછે છે એટલુંયે મારા ધ્યાનમાં ન આવ્યું. મેં તરત જ જવાબ વાળ્યો. 'મી આઈચા.' (હું મારી માનો.) રસ્તા પરના બધા લોકો હસવા લાગ્યા. મારો જવાબ કંઈ એટલો બાઘાઈભરેલો ન હતો. અમારા ઘરમાં સગાંવહાલાંમાંથી કેટલીયે ડોસીઓ આવીને, અમારો પક્ષપાત મા તરફ છે કે પિતા તરફ તે જાણવા સવાલો પૂછતી કે, 'બેટા તું કોનો?' પછી તે દિવસની લહેર પ્રમાણે અમે કહી દેતા, બાનો અથવા બાપાનો. મને થયું કે આ ડોસી પણ એ ભાવે લાડ લડાવવા પૂછે છે. એટલે મેં મારો સ્પષ્ટ જવાબ આપી દીધો હતો. ડોસીએ યેસુ ભણી વળીને પૂછ્યું, 'અને દીકરી તું કોની?' બહેની કંઈ વીરાને બેવફા નીવડે? એણે તરત જ કહ્યું, 'મી નાનાચી.' એ પોતાના પિતાને નાના કહેતી. અમારી પાસેથી આના કરતાં ઝાઝી હકીકત મળે એમ તો હતું જ નહીં. એટલે ડોસીએ કહ્યું, 'દીકરા, ચાલ મારી સાથે. હું તને ઘર ભેગો કરી દઉં. આ નથી તારો રસ્તો.' અમે ડોસીની પાછળ પાછળ ચાલ્યાં. રસ્તામાં પૂછપરછ કરતી કરતી ડોસી અમને મામાના ઘર સુધી લઈ આવી. ત્યાંથી જ એ પાછી વળી જાત તો હું એનો ઉપકાર આજન્મ ભૂલત નહીં. પણ એ ડાકણે તો અમારા સવાલ-જવાબનો રિપોર્ટ અક્ષરેઅક્ષર મામાને આપી દીધો! બધાં હસી પડ્યાં. જ્યાં જાઉં ત્યાં મારી ઠેકડી થવા લાગી. જે મને જુએ તે કહે, 'મી આઈચા.' દત્તુ સાવ બાઘો છે, એવી મામાને ઘેર બધાને ખાતરી થઈ ગઈ. પણ ઈશ્વરકૃપાથી બીજે જ દિવસે મારી લાયકી સિદ્ધ કરવાનો પ્રસંગ મને મળી આવ્યો.

અમારી માશીના બગીચામાં જામફળ બહુ સારાં પાકતાં, અંદરથી પૂરેપૂરાં લાલ હોવા છતાં ઝાઝાં બિયાં નહીં. માશીએ એક મોટો ટોપલો ભરીને મોટી મોટી નારંગી જેવડાં જામફળ મોકલ્યાં. નોકર ટોપલી જમીન પર મૂકે તે પહેલાં તો અમે બધાં છોકરાં ત્યાં પહોંચી ગયાં અને અકેક જણે અકેક મોટું જામફળ હાથમાં લઈ લીધું. નાનાં બાળકો આખું જામફળ ખાઈ જાય તો માંદાં પડે એવી બધાંની માન્યતા એટલે મારા મોટા ભાઈ અણ્ણા અને વિષ્ણુ અમારી પાછળ દોડ્યા અને કહે, 'લાવો બધાં જામફળ પાછાં,' છોકરીઓ તો બધી બીકણ. હથિયારબંધીનો કાયદો થયો ત્યારે જેમ હિંદુસ્તાનના લોકોએ પોતાનાં શસ્ત્રો સરકારને સોંપી દીધાં હતાં, તેમ છોકરીઓએ એક પછી એક પોતાનાં જામફળ ટપોટપ પાછાં આપી દીધાં. પણ અમે છોકરાઓ તો બહારવટિયા રહ્યા, એટલે જ્યાં સુધી શ્વાસ ટકે ત્યાં સુધી શરણે ન જવાનો અમારો નિશ્ચય હતો. અમે પલાયનયુદ્ધ શરૂ કર્યું!

આણ્ણા અને વિષ્ણુ અમારી પૂંઠે પડયા. કેશુ, ગોંદુ વગેરે બધા પલાયનયુદ્ધમાં પ્રવીણ હતા. કોઈ હાથમાં ન આવ્યો. હું સૌથી નાનો, મારું શું ગજું હોય? તરત જ આણ્ણાએ મને પકડી પાડયો, પાછળથી આવી મારાં બે પડખાં ઝાલી મને એમણે અધ્ધર જ ઉપાડી લીધો. કેશુગોંદુએ હાહાકાર કર્યો. અને કેમ ન કરે? પોતાના પક્ષનો એક મહારથી (જોકે મહાપગી કહેવું જોઈએ) પડે એ કેમ સહ્યું જાય? અને જો મારું જામફળ છીનવી લેવામાં આવે તો પછી જામફળ ખાવામાં સ્વાદ કેમ આવે? એમનાથી મને કશી સહાય કરી શકાય એમ તો હતું નહીં. કેશુ કહે, 'ફેંકી દે તારું જામફળ મારા ભણી.' પણ એને શી ખબર કે વિષ્ણુ, પાછળથી આવીને, ક્રિકેટના ક્ષેત્રપાળ(ફિલ્ડર)ની પેઠે, એની પાછળ જ આવીને ઊભો છે! હું ફેંકું કે તરત અધ્ધરથી જ ઝીલી લે. હવે શું કરવું? મારા હૃદયમાં એ ક્ષણે કેટલો વલોપાત થયો હતો! આજે હારી જાઉં તો આખી બેળગુંદીમાં મારી આબરૂ ન રહે. હજી ગઈ કાલે જ આપણી ફજેતી ગવાઈ ગઈ છે. પણ ભગવદ્ગીતામાં કહ્યું છે, 'દદામિ બુદ્ધિયોગં તમ્' એ પ્રમાણે મને યુક્તિ સૂઝી. મારા હાથ છૂટા હતા. મેં જામફળને એક મોટું બચકું ભર્યું અને આણ્ણાને કહ્યું, 'હવે લો આ એઠું જામફળ ખાવું હોય તો.' એમણે મને જમીન પર મૂકી દીધો. અને સાચે જ મારા હાથમાંથી જામફળ લેવા માટે હાથ લંબાવ્યો. મેં મનમાં અભેદ-બુદ્ધિ રાખી, જામફળના જેટલા જ સ્વાદથી, એમના પહોંચાને બચકું ભર્યું! એ ચિડાય એ પહેલાં જ કેશુ અને ગોંદુએ વિજયધ્વનિ કર્યો. મારી બહાદુરીથી રાજી થઈ વિષ્ણુ પણ મારી કદર કરવા લાગ્યો. એટલે આણ્ણાએ પણ હવે ચિડાવા કરતાં હસી પડવામાં જ ડહાપણ માન્યું.

જામફળ નિરાંતે આરોગી લીધા પછી જમવાની ભૂખ ઓછી હતી. પણ કેશુ કહે, 'જો આજે આપણે ઓછું જમ્યા તો ટીકાને પાત્ર જ થવાના. આપણે તો સિદ્ધ કરવું જોઈએ કે જામફળ ખાવાં એ તો છોકરાઓ માટે રમત વાત છે.' એટલે અમે પોતાની શાખ બેસાડવા ખાતર તે દિવસે રોજ કરતાં વધારે ખાધું. અમને કોઈને એ ન સૂઝયું કે સાચી શાખ તો માંદા ન પડવામાં છે. એટલે જામફળથી જે ન થાત તે આબરૂના આ ખોટા ખ્યાલથી થયું, અને ગોંદુ ખરેખાત માંદો પડયો.

બીજે દિવસે એકાંત સાધી મેં અને કેશુએ ગોંદુને ખૂબ ધિક્કાર્યો. 'તું સાચો વીર જ નથી. આબરૂ જાળવવા ખાઈએ તેમાં માંદા પડાતું હશે? બે દિવસ પણ તારાથી રાહ ન જોવાઈ?'

ચાર દહાડા પછી ગોંદુ બે લીલાં મરચાં લઈ આવ્યો અને મને કહે, 'ચાલ દત્તુ, આમાંનું એક ખા જોઈએ.' મેં કહ્યું, 'કેમ વારુ?' એ કહે, 'તને ખબર છે? આજે આબા (નાના) કહેતા હતા કે, બાળપણમાં કષ્ટ વેઠશો તો મોટપણે સુખી થશો, નાનપણમાં કડવું ખાશો તો મોટપણે ગળ્યું મળશે. ચાલ, આપણે

બંને આજથી મરચાં ખાઈએ; એટલે મોટપણે આપણને પેંડા-જલેબી મળશે.' નાનાની વાત તો મારે ગળે ન ઊતરી, પણ ના પાડું તો કાયરમાં ખપું એ બીકે ગોંદુની બાધાઈનો હું ભોગ થઈ પડયો! અમે બંને જણાએ એકેક મરચું ખાધું. ગોંદુને એટલું તો સમાધાન હતું કે, આના વ્યાજમાં મોટપણે ગળ્યું ગળ્યું ખાવાનું મળશે. મારી પાસે તો એટલું સમાધાન પણ નહોતું. મારું તો શુદ્ધ નિષ્કામ કર્મ હતું.

થોડા જ દિવસમાં અમે પાછા શાહપુર ગયા. કોણ જાણે શાથી મારામાં અને ગોંદુમાં જેટલી નીતિનિષ્ઠા હતી તેટલી કેશુમાં ન હતી. એ ગમે ત્યારે, ગમે તે વસ્તુ, (બેશક ઘરની હોય તો જ) ગમે તે રીતે ઉપાડી લાવતો. એના નીતિશાસ્ત્રમાં ચોરીની હદ પારકા ઘર સુધી જ ગણાતી; પોતાને ઘેર ગમે તે થઈ શકે!

લગનગાળો આવ્યો. પિતાશ્રીએ કબાટમાં કંડિયો ભરીને જલેબી રાખેલી હતી. બિલાડીને પણ ખબર પડે તે પહેલાં કેશુને એની ખબર પડી ગઈ! એણે એમાંથી બેચાર ગૂંચળાં કાઢી લીધાં. પણ વહાલા દત્તુ વગર ખવાય કેમ? મને એકાંતમાં બોલાવીને કહે, 'લે, આ જલેબી ખા.' આ પહેલાં મેં કોઈ કાળે જલેબી જોઈ કે ખાધી ન હતી. સ્વાદ જાણ્યા વગર એનો આકાર કોઈને ગમે એવો તો નથી જ હોતો. એક કટકો મેં મોઢામાં નાખ્યો, પણ એનો ખટમીઠો સ્વાદ મને ગમ્યો જ નહીં. મેં ખાવાની ના પાડી. પોતાની બહાદુરી એળે જતી જોઈને કેશુને મારા પર ચીડ ચડી. એણે મારો ગાલ પકડી જોરથી અમળાવ્યો અને કહ્યું, 'મ્હારડ્યા (ઢેડા), ખા. ખા નાહીંતર મારતો બઘ.' મારની બીકે મેં જલેબી ખાધી અને કસાણું મોં કરી ત્યાંથી નીકળી ગયો. ચારપાંચ દિવસ સુધી રોજ જલેબી ખાવાની આ જબરદસ્તી મારા પર ચાલી, અને એ 'કેળવણી'ને અંતે મને જલેબી ભાવતાં આવડયું!

## ૧૦. 'મને રુક્કો આપો'

અમે કારવાર ગયા હતા. પહેલવહેલો સમુદ્ર જોવાનું કૌતુક કંઈક ઓછું થયું હતું. ઊંચાં ઊંચાં અને ઘટાદાર સરુનાં ઝાડમાંથી સૂસવતો પવન પણ હવે ઓળખીતો થઈ ગયો હતો.

હું મરાઠી નિશાળમાં ભણવા જતો. ઘણું કરીને બીજા ધોરણમાં હોઈશ. રામ-ભાઉ ગોડબોલે કરીને એક છોકરો અમારી સાથે ભણતો હતો. એક દિવસે એણે મને પૂછ્યું, 'કેમ અલ્યા કાલેલકર, તારી પાસે પોતાના કંઈ પૈસા છે કે નહીં?' મેં મુગ્ધભાવે કહ્યું, 'ના ભાઈ, છોકરાઓ પાસે પૈસા ક્યાંથી હોય? એક દિવસ લિમયેને ત્યાં હું ગયો હતો, ત્યાં મને મીઠાઈ સારુ આઠ આના આપ્યા હતા. મેં તે તરત ઘેર આપી દીધા.' રામભાઉ કહે, 'તેથી શું થયું? એ પૈસા કહેવાય

તો તારા જ. આઈ પાસેથી માગી લેજે. આપણે બજારમાંથી કંઈક સરસ સરસ ખાવાનું લઈશું.' મેં કહ્યું, 'આપણે થોડા જ શૂદ્ર છીએ કે બજારની ચીજ લઈને ખાઈએ?' પેલો કહે, 'તું કંઈ સમજતો જ નથી. પૈસા લઈ તો આવ. પછી તને શીખવીશ, એ પૈસાનું શું કરવું તે. તારા પૈસા તને ન મળે એનો અર્થ શો?'

મને કોઈ ચીજ વેચાતી લઈને ખાવાનું મન તો હતું જ નહીં. પણ ઘેરથી હું પૈસા ન મેળવી શકું એમ ગોઠિયાઓ આગળ કબૂલ કેમ કરાય? એટલે મેં હા તો પાડી. છતાં રામભાઉએ કહ્યું, 'જો, બા પૈસા આપવાની ના પાડે તો રડી રડીને પણ લેજે.'

આટલી શિખામણથી સજ્જ થઈ હું ઘેર ગયો. બીજે દિવસે સવારે આઈ પાસે પૈસા માગવા ગયો. મારા પૈસા કેમ ન મળે એ ભૂત મગજમાં હતું જ. પણ આઠ આના માગવાની હિંમત કોઈ કરે? મેં ફક્ત એક રુક્કો માગ્યો. રુક્કો એટલે અડધો પૈસો — દોઢ પાઈ. એ સિક્કો આજકાલ જોવામાં નથી આવતો. આઈએ કહ્યું, 'બાપુ, હું જ મારી પાસે પૈસા રાખતી નથી તે તને ક્યાંથી આપું? એમની પાસે જઈને માગી લેજે.'

હું સીધો પિતાશ્રી પાસે ગયો અને કહ્યું, 'મને રુક્કો આપો.'

કોઈ કાળે પૈસાનું નામ ન લેનાર દીકરો આજે રુક્કો કેમ માગે છે એની એમને નવાઈ લાગી. તેમણે પૂછયું, 'તારે રુક્કાને શું કરવો છે?'

ગોઠિયાનું નામ તો દેવાય કેમ? બજારની ચીજ લઈને ખાવી છે એમ પણ કેમ કહેવાય? આબરૂ જ જાય. અને મારા મનનાં પણ તેમ કરવાનું તો ન હતું, એટલે મેં કહ્યું, 'તે નહીં કહું. મને એક રુક્કો આપો.'

પિતાશ્રીએ ચોખ્ખેચોખ્ખું સંભળાવ્યું, 'શા માટે જોઈએ છે તે કહ્યા વગર મારી પાસેથી રુક્કો તો શું, પાઈ પણ ન મળે.'

હું પણ જીદે ચડયો હતો. શિખામણ પ્રમાણે મેં રડવાનું શરૂ કર્યું: 'મને... રુક્કો આ...પો, મને...રુક્કો આ...પો.' સવારથી અગિયાર વાગ્યા સુધી ચલાવ્યું. થોડા દહાડા પર મારી નાની ભાભીએ બાને મારા પિતાશ્રીને પગાર કેટલો મળે છે તે પૂછેલું. બાએ કહ્યું, 'બસો.' દસ વરસની ભાભીનું કુતૂહલ જાગ્યું. બસો રૂપિયા તે કેટલા થતા હશે? બાએ વહુના કોડ પૂરવા પિતાશ્રીને ખાસ કહેલું, 'આ મહિને નોટો ન લાવતા. બધા રોકડા રૂપિયા જ લાવજો.' રૂપિયા આવ્યા ત્યારે એક ચાંદીની થાળીમાં પાથરી બાએ ભાભીને તે બતાવ્યા હતા. મને મનમાં થયું, 'પારકા ઘરની ભાભી માટે આટલું કરે ને મને રુક્કો ન આપે!'

પિતાશ્રી કચેરીમાં ગયા અને હું રોતો રોતો ઊંઘી ગયો. સાંજ પડી. પાંચ વાગ્યે પિતાશ્રી ઘેર આવ્યા. મેં ફરી શરૂ કર્યું, 'મને રુક્કો આ. . . પો.' આ રુક્કાગીત રાતના દસ સુધી ચાલ્યું. આખરે મારી ઇચ્છા વગર અને મારા જાણ્યા વગર ઊંઘે મને ઘેરી લીધો અને એ કિસ્સાનો અંત આવ્યો.

બીજે દિવસે નિશાળ જવાનું મન ન થયું. રામભાઉ પૂછે ત્યારે એનો જવાબ શો આપવો એ એક વિચાર મનમાં ઘોળાતો હતો. મારું ચાલત તો તે દિવસે હું નિશાળે ન જ જાત. પણ હું જાણતો હતો કે, જો જવાની જરા પણ આનાકાની કરી તો પટાવાળાની ખાંધે ચડીને જવું પડશે. એવું થાય એટલે બેવડી ફજેતી: કચેરીમાં પટાવાળાઓ આગળ અને નિશાળમાં આખી દુનિયા આગળ. એટલે નિશાળે તો હું ગયો, અને રામભાઉને બધું વીતક કહી દીધું.

નવ વાગ્યે અમને એકીની રજા મળતી હતી. એ વખતે વિશ્વનાથ વકીલ નામનો એક છોકરો મારી પાસે આવ્યો. એનો ચહેરો હજી દૃષ્ટિ આગળ છે. માથાના લાંબા લાંબા વાળમાંથી એકાદ લઈને મોઢામાં ઘાલવાની તેને ટેવ હતી. વિશ્વનાથ સારા ઘરનો અને રૂપાળો દેખાતો હતો. તેના કપાળ પર પરસેવાનાં સ્વચ્છ બિંદુ ચળકતાં હતાં. એણે મને એક બાજુ પર બોલાવી કહ્યું, ‘ભાઈ, ગઈ કાલથી તારી ને રામભાઉની જે વાત ચાલે છે તે હું સાંભળું છું. રામભાઉ નઠારો છોકરો છે. એ તને આજે માગીને પૈસા લાવવાનું કહેશે; તને એને ઘેરથી ખાવાનું લાવીને ખવડાવશે. થોડા દિવસ પછી ઘેરથી ચોરી કરવાનું કહેશે. પછી તો એથીયે વધારે ખરાબ કામો કરવાનું કહેશે. તું એની સોબત રાખીશ મા.’

વિશ્વનાથની શિખામણની મારા પર ભારે અસર થઈ. મેં રામભાઉની સોબત છોડી. આજે વિચાર કરતાં લાગે છે કે, ત્રીજું ધોરણ ભણનાર વિશ્વનાથની શિખામણ કંઈ એના અનુભવની તો નહીં જ હોય. ક્યાંકથી સાંભળેલું કે વાંચેલું એણે મને કહ્યું હશે. પોતાની શિખામણનો પૂરેપૂરો અર્થ સરખો એ ભલે ન જાણતો હોય, પણ એની શ્રદ્ધા પૂરેપૂરી હતી. તે વિશ્વનાથ આજે પણ દૃષ્ટિ આગળ તાજો જ છે. આજે બિચારો ક્યાં છે એ હું જાણતો નથી. એની સાથે મેં બે દિવસ દોસ્તી બાંધી ખરી; પણ એ મારા કરતાં ઉંમરે બે વરસ મોટો, એટલે એ દોસ્તી બહુ પાકી નહીં.

ભલા વિશ્વનાથ, તું ક્યાં છે, શું કરે છે, એ હું જાણતો નથી. પણ તેં મારા જીવન પર એક જ ક્ષણમાં જે અસર કરી તેને માટે તને નમન જ ઘટે છે.

## ૧૧. સભા

કારવારની વાત છે. એક દિવસ પિતાશ્રીએ કહ્યું, ‘આજે સાંજે મારે સભામાં જવું છે’ ‘સભા’ એ શબ્દ જ મારે માટે નવો હતો. પૂછ્યું, ‘સભા એટલે શું?’ પિતાશ્રીએ કહ્યું, ‘મોટા મોટા લોકો ભેગા થાય છે અને ભાષણો કરે છે, બધા તે સાંભળે છે.’

‘ભાષણો એટલે શું?’

‘ભાષણો એટલે માણસ ઊભા થઈને મનમાં જે કાંઈ આવે તે બોલી નાખે અને લોકો બેઠા બેઠા સાંભળે છે.’

'ગમે તે બોલી નાખે?'

'હાસ્તો, મનમાં આવે તે જ બોલે ને?'

'તો મારા મનમાં જે આવે તે હું સભામાં બોલી શકું ખરો? ગમે તે બોલું અને તે ભાષણ કહેવાય?'

'હા હા. પણ તું નાનો છે.'

મેં કહ્યું, 'મારે સભા જોવા આવવું છે.'

સાંજ પડી અને અમે સભામાં ગયા. જોયું તો સભા અમારી નિશાળમાં જ હતી. માત્ર બેસવા માટે અમારી નિશાળના ટાટની જગ્યાએ ખુરશીઓ અને બાંકડા ગોઠવેલાં હતાં. પિતાશ્રી આગળ જઈ ખુરશી પર બેઠા, મને ઈશારો કરી દૂર બાંકડા પર બેસવાનું કહ્યું. નાનપણની અમારી માન્યતા એવી કે, અંગ્રેજી ભણે તે જ બાંકડા પર બેસે; ગામઠી ભણતર તો ટાટ પર જ થાય. એટલે, બાંકડા પર બેસતાં કાંઈ હક વગર અસાધારણ અધિકાર મળ્યો હોય એમ મનમાં થયું. મારા હરખનો પાર ન રહ્યો. હું બાંકડા પર બેઠો છું એ કોણ જુએ છે એ જોવા માટે હું આસપાસ જોવા લાગ્યો.

એટલામાં સભા શરૂ થઈ. એક જણ ઊભો થાય, કંઈક બોલે અને બેસી જાય. એ બોલતો હોય ત્યાં સુધી બીજા કશું બોલે જ નહીં. દેવોની પેઠે બેઠા જ રહે! અને પેલો બેસે કે તરત જ બધા તાળીઓ પાડે. મને થયું, આ મોટેરા-ઓને થયું છે શું કે આવી રીતે વર્તે છે? એક જણ બોલ બોલ કર્યા કરે, અને બીજા એમાં કશું ઉમેરે નહીં! અને વળી તાળીઓ શા માટે પાડતા હશે? ભેગા થયેલા લોકોમાં અમારા હેડમાસ્તર તો છેક એક ખૂણામાં ઉંદરની જેમ ભરાઈ રહ્યા હતા. નિશાળના સમ્રાટ આજે ચોરની માફક આમ ગુપચુપ કેમ ઊભા છે? પેલા પટાવાળા કરતાં પણ વધારે શરમાળ!

વક્તાઓમાં જેમને હું ઓળખું એવા તો એક લક્ષ્મણરાવ શિરગાંવકર જ હતા. તેઓ તો આકાશ તરફ જોઈને જ બોલવા લાગ્યા. શું બોલતા હતા તે તે વખતે જ નહોતો સમજ્યો, તો આજે યાદ ક્યાંથી હોય? થોડોક વખત ગયો ને હું કંટાળ્યો. ઊઠીને આમતેમ આંટા મારવાનું મન થયું. પણ બીજા કોઈ ઊઠે નહીં, એટલે અસ્વસ્થ થઈને હું બેઠો. એક આસને બેસવાની મોટા લોકોની ધીરજ જોઈને મનમાં કંઈક કૌતુક પણ થયું.

આખરે અંધારું થવા આવ્યું. દીવાની કશી વ્યવસ્થા હતી જ નહીં. સારી પેઠે કંટાળેલો પણ વ્યવહારકુશળ કોક માણસ હશે, એણે વચમાં જ ઊઠીને દીવાની માગણી કરી. થયું, બધાનું ધ્યાન ગયું કે, આપણે લાંબા વખતથી ભાષણો કરીએ છીએ. જામેલો રંગ ભાંગ્યો. સૌ ઊઠ્યા. કંઈક થોડું બોલીને બહાર આવ્યા. મને થયું, હાશ આપણે છૂટ્યા! ફરી કોઈ કાળે સભામાં આવીએ નહીં.

મારી જિંદગીની એ પહેલી સભા હતી.

# ૧૨. બે બીબાંનો ચોર

બાળક હોય કે માણસ, સ્વાદિષ્ટ પદાર્થોનો અથવા સુંદરતાનો એ જેટલો રસિયો હોય છે તેટલો જ યાંત્રિક ચમત્કૃતિ અથવા રચનાકૌશલ્યનો તે પૂજારી હોય છે. રવઈની મદદથી માખણ કેમ નીકળે છે, ગાડીના પૈડા પર લોઢાનો પાટો કેમ બેસાડવામાં આવે છે, રેંટિયામાંથી સૂતર કેમ કઢાય છે, કપડું કેમ વણાય છે, લુહારની ધમણ કેમ ચાલે છે, સંઘાડા ઉપરથી મજાની વસ્તુઓ કેમ ઊતરે છે, એ બધું જોવામાં દરેક બાળકને, બલ્કે દરેક જીવતા માણસને, અખૂટ રસ છૂટે છે.

મારા મોટાભાઈ પાસે રબરનો એક સિક્કો હતો. એની ગોઠવણ એવી હતી કે દર વખતે દબાવતાં અક્ષરો અંદર વળી જાય, શાહીની ગાદી એના પર બેસી જાય, અને ફરી દબાવે એટલે ગાદી એક કોરે ખસી તાજા ભીના અક્ષરો કાગળ પર પોતાની મુદ્રા આંકવા તૈયાર થાય. તે દિવસથી મને થયેલું કે આપણા નામનો પણ એક સિક્કો હોય તો કેવું સારું? તે વખતે હું મરાઠી બીજી ભણતો હતો. એ જ વખતે મારા મોટાભાઈએ પૂનાના શિવાજી છાપખાનામાંથી कालेलकर એટલા અક્ષરોનાં છાપવાનાં બીબાં, એ છાપખાનામાં કામ કરતા એક બીબાંનવીસ (કૉમ્પોઝીટર) પાસેથી મેળવ્યાં હતાં. એને દોરી વતી બરાબર સજ્જડ બાંધી એ વડે દરેક ચોપડી પર તે એ નામ છાપતો. એ ઊંધા અક્ષરોથી સવળું નામ છપાતું જોઈ મને કેટલુંયે આશ્ચર્ય થતું! તપાસ કરતાં જણાયું કે આવાં બીબાં બજારમાં મળતાં નથી, એટલે પિતાશ્રી પાસે કે આઈ પાસે હઠ લઈને મેળવવાનો રસ્તો તો ખુલ્લો હતો જ નહીં. એથી બીબાં મેળવવાની વાસના મનમાં ને મનમાં જ રહી ગઈ.

એ જ વરસે હું કારવાર ગયો. આ તો બીજી વાર હશે. નિશાળે જતા રસ્તા પર એક 'મોહમેડન પ્રિન્ટિંગ વર્ક્સ' આવતું. અમારી નિશાળનો એક છોકરો એમાં કામ કરતો. મને થયું કે, આની પાસેથી બીબાં મેળવી શકાય. એક દિવસે બજારમાંથી કાંઈક ચીજ લઈને હું પાછો આવતો હતો. રસ્તામાં છાપખાનું જોયું. અંદર ગયો તે યંત્ર કેમ ચાલે છે તે જોવા માટે જ. પણ અંદર પેલો નિશાળિયો કામ કરતો જોવામાં આવ્યો. મેં એને કહ્યું, 'મારા નામના ટાઈપ મને આપજે ને!' એણે મને પૂછ્યું, 'મને શું આપીશ?' મારી પાસે આપવા જેવું હતું જ શું? મેં એને કહ્યું, 'દોસ્ત તરીકે એમ ને એમ આપજે.' એણે ઠાવકું મોઢું કરી કહ્યું, 'આપણે દોસ્ત તો ખરા, પણ ટાઈપ ન અપાય. છાપખાનામાં કામ કરતી વખતે અમારે સોગન લેવા પડે છે કે આમાંથી એકે ટાઈપ બહાર ન જાય.' મને એની સાથે દલીલ કરવાનું ન સૂઝ્યું, પણ મનમાં તો થયું કે એને હું પૈસો આપત તો આપવામાં એને વાંધો ન હતો, ત્યારે એના સોગન ક્યાં જાત?

મેં એના પર વેર વાળવાનું નક્કી કર્યું. એ જરાક આડોઅવળો થયો, એટલામાં એની આગળના ટાઈપ હળવેથી ઉપાડયા. અને ત્યાંથી પસાર થઈ ગયો. મેં જોયું હતું કે ટાઈપ કાનડી છે ને એ મારા કામના નથી. પણ ચિડાયેલો માણસ ક્યાં ઝાઝો વિચાર કરવા બેસે છે? અને હું તો ચિડાયેલો બાળક હતો. રસ્તે હું વિચાર કરવા લાગ્યો કે પેલો લુચ્ચો એ ટાઈપ વગર હેરાન હેરાન થશે. મેં બે જ બીબાં લીધાં હતાં, પણ એટલાથી જ મને સંતોષ હતો. હજી થોડોક આગળ હું ગયો હોઈશ એટલામાં તો પાછળથી દોડતા આવીને મને એણે પકડયો. હાથમાં ટાઈપ તો હતા જ. એણે કડકાઈથી કહ્યું, 'ચાલ હવે મારા માલિક પાસે.' હું રોઈ પડયો. મેં કહ્યું, 'તારા ટાઈપ પાછા લે, પણ મને છોડ. દોસ્ત માટે તું આટલું પણ ન કરે?' એણે મને જવાબ સરખોય ન આપ્યો અને મારું કાંડું પકડી માલિકની દુકાન પર મને લઈ ગયો. હું એ જ દુકાનેથી થોડા વખત પહેલાં ઘરમાં જોઈતી વસ્તુઓ ખરીદી લઈ આવ્યો હતો. એ વખતે હું શાહુકાર હતો; આ ક્ષણે એ જ દુકાને ચોર તરીકે જવાનું મારા નસીબમાં હતું.

અમલદારના છોકરાઓનું જીવન બેવડું હોય છે. પિતા જોડે જ્યારે એ ફરે ત્યારે બધે એને આદરપૂર્વક આવકાર મળે; બેસવાને ખુરશી મળે; 'કેમ છો' કરીને મોટા મોટાઓ પણ એને સવાલ પૂછે. પણ જ્યારે એ નિશાળે જાય અથવા ગોઠિયા જોડે એકલો ફરે ત્યારે એ સામાન્ય માણસ થઈ જાય છે. મને પોતાને પિતાશ્રી સાથે ફરતાં મળતા આદરનો જરાયે સ્વાદ ન હતો. એમાં કૃત્રિમતા હતી અને ભારે બંધનની અંદર રહેવું પડતું. ફરવા જઈએ અને પટાવાળો સાથે હોય તો તે જરાયે ગમે નહીં. હા, જો પટાવાળો સાચી કે કૃત્રિમ રીતે બાળક થઈ મારી વાતો ધ્યાન દઈને સાંભળે તો તો એને ગોઠિયાની પેઠે વધાવી લઉં.

આ દુકાનદારને ત્યાં હું પ્રતિષ્ઠિત તરીકે ઘણી વાર ગયેલો. મનગમતી છત્રી મળે નહીં ત્યાં સુધી કેટલીયે છત્રીઓ એની પાસેથી મેં ફેરવાવી હતી. અને આજે બે બીબાંનો ચોર થઈ એની આગળ મારે જવાનું હતું. હું રોતો રોતો જ દુકાનમાં ગયો;—ગયો શાનો? પેલો બીબાંનવીસ મને ખેંચતો લઈ ગયો. દુકાનમાં માલિક ન હતો. એનો ચૌદપંદર વર્ષનો દીકરો ત્યાં ઊભો હતો. બીબાંનવીસે પોતાની ફરિયાદ રજૂ કરી. મને ઇન્કાર કરવાનીયે બુદ્ધિ ન સૂઝી. કેમ કે મને ચોરીની ટેવ તો હતી નહીં. આ મારી પહેલવહેલી ચોરી હતી. મેં રોતાં રોતાં કહ્યું, 'ફરી આવું નહીં કરું.' દુકાનદારના દીકરાને આ બધું સાંભળવાની પણ દરકાર ન હતી. એ એટલું જાણતો હતો કે આ અમલદારનો દીકરો છે અને સવાલ તો બે બીબાંનો જ છે. એટલે બેપરવાઈના અવાજથી એણે કહ્યું, 'તમે આ બીબાં લઈ શકો છો. એમાં તે વળી શી મોટી વાત?' મેં બીબાં લેવાની ના પાડી. એણે ફરી કહ્યું, 'હું સાચે જ કહું છું કે તમે એ લઈ શકો છો.' મેં કહ્યું, 'મારે એ બીબાં જોઈતાં જ ન હતાં,' એટલે એણે એ બીબાં હાથમાંથી લઈ રસ્તા પર ધૂળમાં

પડતાં મૂકયાં અને પોતાને કામે વળગ્યો. જતાં જતાં એણે પેલા બીબાંનવીસ તરફ નામરજીની નજરે જોયું. છૂટયાનો આનંદ માની હું ઘેર ગયો. બનેલી વાત કોઈને કહી તો નહીં જ, પણ ઘરમાંથી કોઈ પણ મને દુકાનમાંથી ચીજ લાવવા મોકલે તો ગમે તે બહાનું કાઢીને હું ટાળતો. જ્યારે પેલો બીબાંનવીસ થોડા દિવસમાં શાળા છોડીને ગયો ત્યારે મને હાશ જેવું થયું.

## ૧૩. બીકણ હિંમત

કારવારમાં એક વાર અમે ઉખા શેઠની વખારમાં રહેતા હતા. એ મકાનનું નામ પાડયું હતું વખાર, પણ હતો ખાસો શોખીન બંગલો. બંગલાનાં બારીબારણાંમાં બધે રંગબેરંગી કાચ જડેલા હતા. મેડા પરનો ભાગ અમારા તાબામાં ન હતો, છતાં અમે છોકરાઓ તે વાપરતા તો હતા જ.

એક વખતે અમે એક બહુ જ રૂપાળી બિલાડી ચોરી આણી હતી. એને માટે રંગીન આયના-મહાલ બનાવવો હતો. કેશુએ અને મેં મળીને ઉપલે માળે જઈ પાછળની બાજુની બારીના પાંચ લીલાંપીળા કાચ કાઢી લીધા. પછી સુતાર પાસે જઈ એક દેવદારની પેટીમાં બારીબારણાં કપાવી એનો નાનકડો મહેલ બનાવ્યો અને તેમાં પેલા કાચ બેસાડી દીધા. પૂરેપૂરું ભાડું આપીએ છીએ તો કાચ ન વાપરીએ? અમે વખાર ભાડે ન લેત તો અહીં ઉંદર પણ ન રહેત. ત્રણચાર કાચ વાપર્યા એમાં શું થયું? આવી દલીલ પોતાની સાથે કરી, પસ્તાતા મનને અમે શાંત પાડયું.

બંગલાની આસપાસ આંબાનાં ઝાડ હતાં. બધાં જ પાયરી જાતનાં. આસપાસ ઈંટચૂનાની વાડ હતી. બંગલાની સામે, બધે હોય છે તેમ, ઈંટચૂનાના બે થાંભલા હતા; અને એ ઊંચા થાંભલા પર, એક થાંભલાથી બીજા થાંભલા સુધી પહોંચતું છ ઈંચ ચોરસ જાડું લાકડું હતું. એક દિવસ દીવાલ પરથી હું થાંભલા પર ચડી બેઠો. ત્યાં બેસી મારે ચોપડી વાંચવી હતી. મને આમ બેઠેલો જોઈ કેશુ સામી બાજુની દીવાલ પરથી બીજા થાંભલા પર ચડી બેઠો. પ્રવેશદ્વાર પર અમે બંને જયવિજયની પેઠે સામસામા બેઠેલા. મને એથી ખૂબ મજા પડી. હું એક આર્યા લલકારવા લાગ્યો.

'पूर्वी जयविजयातें सनकादिकींच्या विषादशापानें ।
ज्ञाले जन्मत्रय परि मुक्तिस नेलें रतीशबापानें ।।'

પણ એટલામાં કોણ જાણે મને જ એક શાપ નડયો. કેશુ મને કહે, 'આ લાકડાના પુલ પરથી મારી તરફ ચાલતો આવ.' કેશુની આજ્ઞા તો તોડાય જ નહીં. એને હંમેશ આજ્ઞા કરવાની ટેવ અને અમને બધાને એનો હુકમ ઉઠાવવાની ટેવ.

મેં જોયું તો, મોટી ગાડી અંદર આવી શકે એટલો રસ્તો છોડી આ થાંભલા

ઊભા કરેલા, એટલે જમીનથી એની ઊંચાઈ પણ ઓછી ન હતી. અને લાકડાનો એ પુલ પૂરો છ ઇંચ પહોળો પણ માંડ હશે. એને વટાવીને જતાં પગ લપસી જવાનો. અધવચ ચક્કર આવે તો તો પગ લપસ્યા વગર જ હું પડવાનો. મેં ભાઈને કહ્યું કે, 'આ તો કામ અઘરું છે. આપણાથી એ નહીં બને.' ભાઈએ પ્રથમ ઉત્તેજન આપી કહ્યું, 'બીશ મા, તારે માટે એ જરાય અઘરું નથી.' નાનપણમાં જો કસરતની મને ટેવ હોત તો એ કામ જરાયે અઘરું નહોતું. પણ કેમે કરીને મારી હિંમત ચાલે નહીં. ભાઈએ પછી સખતાઈથી હુકમ કાઢ્યો, 'તારે આવવું જ પડવાનું છે. હવે તું કાંઈ નાનો નથી; ખાસ્સો દસ વરસનો થયો છે. આટલીયે હિંમત ન થાય? હું કહું છું કે આવ.' મેં પણ દૃઢતાથી જવાબ વાળ્યો, 'એ તો નહીં જ બને.' કેશુને ચિડાતાં વાર લાગતી ન હતી. એ બોલ્યો, 'જોજે, હોં! તું આવીશ તો ઠીક; નહીંતર આજે તો તને એવો મારવાનો છું કે તારા ગાલ લોહીલોહાણ કરી મૂકવાનો.' મેં મનમાં વિચાર કર્યો કે માર ખાવો એ તો રોજનો અનુભવ છે. એમાં તો આપણે પંડિત છીએ. પણ આટલે ઊંચેથી પડીને માથું ભાંગી જાય એ પોસાય નહીં. એટલે મેં ભાઈની આજ્ઞાનો પહેલી વાર સાદર નિરાદર કર્યો. કેશુને મેં નમ્રતાથી કહ્યું, 'ભાઉ, એ મારાથી નથી જ થવાનું. તું ગમે તે કરજે, પણ મારો પગ નથી જ ઊપડવાનો.'

ભાઉ પણ આ મારી બીકણ દૃઢતા જોઈ ચોંકી ગયો. આખરે એણે કહ્યું, 'જા રડયા અહીંથી; તું તો એવો જ રહેવાનો. હવે હું જ તને ચાલી બતાવીશ.' બસ, મારની બીકથી જે કાર્ય ન થયું તે આ વેણથી થયું. કેશુ ચાલી બતાવશે અને પહેલવહેલો આ પુલ પસાર કરશે, પછી મારી આબરૂ શી રહી? હું એકદમ ઊઠયો અને સીધો પુલ પરથી સામી બાજુ ગયો, સામી બાજુ કેશુ પણ ઊભો થયો હતો. એણે મને બાથમાં જ લીધો. એની આંખમાં હર્ષનાં આંસુ હતાં. એણે મારી પીઠ થાબડી કહ્યું, 'હું તને નહોતો કહેતો કે તારે માટે એ અશકય નથી? તારી શક્તિ તારા કરતાં હું જ વધારે જાણું છું.' પછી તો કેટલીય વાર હું આ બાજુથી પેલી બાજુ અને પેલી બાજુથી આ બાજુ જઈ આવ્યો.

તે દિવસે સાંજે કેશુએ મને હનુમાનની વાર્તા કહી. સીતાની ભાળ લાવવા માટે લંકા સુધી કોણ કૂદી જાય એની મસલત વાંદરાઓમાં આ પાર ચાલતી હતી. સમુદ્ર ઓળંગી જવાની શક્તિ એકલા હનુમાનની જ હતી. પણ દેવોએ એવું નક્કી કર્યું હતું કે, હનુમાનને જ્યાં સુધી કોઈ કહે નહીં કે તારામાં આટલી શક્તિ છે ત્યાં સુધી એનામાં એ શક્તિ પ્રગટ થાય નહીં. એનામાં આત્મવિશ્વાસ આવે નહીં.

# ૧૪. ગણપતિનો પ્રસાદ

છેક નાનપણની વાત છે.

ભાદ્રપદનો મહિનો આવ્યો. ગણપતિ બાપા મોરયા ઘરમાં પધાર્યા. ટેબલ પર એક સુંદર કીમતી બનૂસ પાથરેલું હતું. એના પર લાખી રંગનો પાટલો. પાટલા પર કુમકુમમિશ્રિત અક્ષત અને એના ઉપર ગજાનન મહારાજ વિરાજમાન હતા. ટેબલ આગળ જમીન પર તાંબાના મોટા તરભાણામાં હળદર અને ચૂનાથી બનેલું લાલ પાણી ભરેલું હતું. એ પાણીમાં ગણપતિનું જે ઊંધું પ્રતિબિંબ પડે એ જોવાથી વધારે પુણ્ય મળે છે, એવી એ વખતની માન્યતા. આજની ભાષામાં કહું તો પાણીમાં પડેલું પ્રતિબિંબ મૂળ બિંબ કરતાં વધારે કાવ્યમય હોય છે.

ગણપતિની પૂજા થઈ. ગણપતિની બે બાજુ પર બેઠેલી ગૌરીઓની પણ પૂજા થઈ. આ ગૌરીઓ તે ગણપતિની માતાઓ. એક ગૌરી નાનકડા માટલા પર માટીનું કોડિયું કે તાંસળી ઊંધી મૂકીને બનાવવામાં આવે છે. એ ગૌરીના પેટમાં ચોખા, હળદરનો ગાંઠિયો, સોપારી અને પંચરત્ન મૂકવામાં આવે છે. ગળામાં મંગળસૂત્ર, ઢાંકણા પર નાક, કાન, આંખો અને માથા પરના વાળ ચીતરેલા હોય છે. આ ગૌરીની પૂજા આખો શ્રાવણ મહિનો થાય છે. બીજી ગૌરી એ વનશ્રીની શોભા હોય છે. એકવીસ જાતનાં પાંદડાં ભેગાં કરી એની મોટી ઝૂડી બાંધવામાં આવે છે. અને એની આસપાસ બે પારણાં વચ્ચે બેઠેલી ગૌરીના ચિત્રવાળો કાગળ વીંટાળેલો હોય છે.

આવા ગણપતિની અને એની બે માતાઓની વિધિસર પૂજા થઈ. અમે તાળીઓ વગાડતાં વગાડતાં આરતી પૂરી કરી અને ગણપતિના પ્રસાદના મોદક ભક્ષણ કરી રમવા ગયા.

ઘરમાં કોઈ સામાન્ય મહેમાન આવે તોયે અમને બાળકોને આનંદ થતો; તો પછી તહેવારને દિવસે ગણપતિ જેવા દેવ પધારે ત્યારે તો પૂછવું જ શું? અમારી સ્વાગતસમિતિએ બેત્રણ દિવસ કસીને મહેનત કરી હતી અને ગણપતિની આસ-પાસ સરસ શોભા સજાવી હતી. સાંજે ચંદ્રદર્શન કરાય નહીં એટલા માટે અમે રમત જલદી પૂરી કરી ઘેર આવ્યા. તે દિવસે બપોરે પડોશના એક ભાઈએ મને ટચલી આંગળી જેટલી જાડી અગરબત્તી આપી હતી. અમારા ઘરમાં તો અગર-બત્તીઓ બધી પાતળી જ રહેતી. મેં અનુમાન કર્યું કે જાડી અગરબત્તી કીમતી હોવી જોઈએ. એની સુગંધ પણ વધારે સારી હોવી જોઈએ. અગરબત્તી લઈને ઘરમાં ઘૂસ્યો, ત્યાં ગજાનન મહારાજ જોયા. મનમાં ભક્તિનો ઊભરો ઉદ્‌ભવ્યો. આટલી સરસ અગરબત્તી તો ગણપતિને જ અપાય. ફરી વાર મનમાં થયું કે સાંજરે ફટાકા ફોડતી વખતે જાડી અગરબત્તી કેટલી કામમાં આવશે! રાતના ફટાકા

અને સન્મુખ બેઠેલા ગણપતિ વચ્ચે મનમાં લાંબા વખત સુધી સ્વયંવર ચાલ્યો. આખરે દુન્યવી ડહાપણે માંડવાળનો રસ્તો સુઝાડયો. અરધો ભાગ ગણપતિને આપીએ અને અરધો ફટાકા માટે રાખીએ. આટલી લાંબી અગરબત્તી તોડતાં પ્રથમ તો જીવ ન ચાલ્યો. આખરે બે કકડા કર્યા. પણ અંદરની વાંસની સળી કંઈ એમ ને એમ તૂટે? બીજું કશું સાધન ન હોય તોયે ઈશ્વરે દાંત અને નખ તો આપ્યા જ છે. એમનો ઉપયોગ કર્યો અને અગરબત્તીનો અરધો ભાગ સળગાવી, ટેબલને અડી ન જવાય એની સાવચેતી રાખી, સળગતો છેડો ખુલ્લો રહે એવી રીતે અગરબત્તી બનૂસ ઉપર અધ્ધરથી મૂકી દીધી. દાંત વાપરીને અગરબત્તી એઠી કરી એનો ખટકો મનમાં સહેજ આવ્યો. પણ એને ત્યાં જ દાબી દીધો અને ફટાકા ફોડવા મેડા પર ચાલ્યો ગયો.

આ વખતે અમે કારવારમાં રામજી શેઠ તેન્ની નામના કચ્છી વેપારીના ઘરમાં ભાડે રહેતા હતા. રામજી શેઠ પાસે જઈ મેં વાર્તાની ઉઘરાણી કરી. એમણે પણ, એક રાજાએ જંગલમાં સરસ દૂધ પાનાર ભરવાડ પર ખુશ થઈને એને એક પાંદડા પર બક્ષિસપત્ર કરી આપેલાં ૩૬૦ ગામ એની બકરી એ પાંદડા સાથે ખાઈ ગઈ, તેની રમૂજી વાર્તા કહી દીધી. બિચારો ભરવાડ રોવા લાગ્યો: ‘कहुं कुछ कहुं कुछ कहा न जावे. . .बकरी ३६० गाम खाकर गई और भूखी की भूखी.’ નાનપણના એ શબ્દો જેવા ને તેવા હજી બરાબર યાદ છે; એ ભાષા ગુજરાતી છે કે કચ્છી છે કે મારવાડી તેનું સંશોધન હજીયે મેં નથી કર્યું.

વાર્તા સાંભળીને ઘરમાં પાછો આવ્યો તો ત્યાં ટેબલ પરનું બનૂસ ટેબલ પર ન હતું. પિતાશ્રીના હાથમાં હતું અને એમાં બળી જઈને ખાસું કરેણના પાંદડા જેટલું કાણું પડી ગયું હતું! તહેવારને દિવસે સરસ બનૂસ બગડી ગયું એ અપશુકન જેવું તો ખરું જ, એટલે પિતાશ્રી ચિડાયા હતા. એમણે મને પૂછયું, ‘આ કોણે કર્યું છે?’ મારી અગરબત્તીનો પ્રતાપ હું તરત જ ઓળખી શકયો. એટલે ડરતાં ડરતાં મેં કહ્યું, ‘મેં જ.’ તરત જ મારા લમણા પર ફટાકો ફૂટયો અને બીજો વાંસે. હું ત્યાંથી રોતો રોતો નાઠો.

આઈ સાથે વાતચીત કરવાની નવરાશ મળી ત્યારે મેં ડૂસકાં ભરતાં કહ્યું કે, ‘બનૂસ બળી જશે તેનો ખ્યાલ મને કયાંથી આવે? મેં તો ભક્તિથી અગરબત્તીનો એક કકડો સળગાવી મૂકયો હતો.’ પણ ગણપતિ રાજી ન થયા.

મારી વાત જાણ્યા પછી પિતાશ્રીને પણ માઠું લાગ્યું કે નાહક તહેવારને દિવસે આપણે દત્તુને માર્યો. મને આટલેથી જ સંતોષ થયો.

અગરબત્તીનો બીજો કકડો સળગાવી જોયો ત્યારે એમાં જરાયે સુગંધ ન મળે. પછી તો તે અગરબત્તી પર હું ખૂબ ચિડાયો. સાચે જ એ અગરબત્તી માત્ર ફટાકા ફોડવાના જ કામની હતી.

# ૧૫. ગોકર્ણની યાત્રા

લંકાપતિ રાવણ હિમાલયમાં જઈને તપશ્ચર્યા કરવા બેઠો. એની માએ એને મોકલ્યો હતો. શિવપૂજક મહાન સમ્રાટ રાવણની મા શું મામૂલી પથરાના લિંગની પૂજા કરે? એણે દીકરાને કહ્યું, 'જા બેટા, કૈલાસ જઈ મહાદેવ પાસેથી જ એનું આત્મલિંગ લઈ આવ. તો જ મારે ત્યાં પૂજા થઈ શકે.' માતૃભક્ત રાવણ ઊપડયો. માનસ સરોવરમાંથી રોજ સહસ્ર કમળ તોડી કૈલાસનાથની પૂજા કરવા લાગ્યો. તપશ્ચર્યા હજાર વર્ષ ચાલી.

એક દિવસ, કોણ જાણે શાથી, નવ કમળ ઓછાં આવ્યાં. પૂજા કરતાં કરતાં ઉઠાય નહીં અને સહસ્રની સંખ્યામાં એક પણ કમળ ઓછું હોય એ ચાલે નહીં, હવે શું થાય? આશુતોષ મહાદેવ શીઘ્રકોપી છે. સેવામાં જરાક ન્યૂનતા આવી તો સર્વનાશ જ. રાવણની બુદ્ધિ કે હિંમત કાચી હતી જ નહીં. તેણે એક એક શિર-કમળ ઉતારી ચડાવવા માંડયું. આવી ભક્તિથી શું ન પ્રાપ્ત થાય? ભોળાનાથ રાજી થયા. કહેવા લાગ્યા, 'વર માગ, વર માગ. જેટલું માગે તેટલું ઓછું.' રાવણે કહ્યું, 'મા પૂજામાં બેઠી છે. તારું આત્મલિંગ જોઈએ છે.' શબ્દ નીકળવાની જ વાર. શંભુએ હૃદય ફાડી આત્મલિંગ કાઢી આપ્યું.

ત્રિભુવનમાં હાહાકાર વર્તી ગયો. દેવોના દેવ મહાદેવ આત્મલિંગ આપી બેઠા! અને તે પણ કોને? સુરાસુરના કાળ રાવણને! હવે ત્રિલોકીનું શું થશે? બ્રહ્મા દોડયા વિષ્ણુ પાસે. લક્ષ્મી સરસ્વતીને પૂછવા ગયાં. ઇન્દ્ર મૂર્છિત થયો. આખરે વિઘ્નનાશક ગણપતિની સૌએ આરાધના કરી અને કહ્યું, 'ગમે તે કરજે, પણ આ લિંગ લંકા પહોંચવા ન પામે એમ કરજે.'

મહાદેવે રાવણને કહ્યું હતું, 'લે આ લિંગ. જ્યાં જમીન પર રાખીશ ત્યાં જ તે સ્થિર થઈ જશે.' મહાદેવનું લિંગ પારા કરતાંયે ભારે. રાવણ લઈને પશ્ચિમ સમુદ્રને કિનારે કિનારે જતો હતો. સાંજ પડવા આવી હતી. રાવણને લઘુશંકાની હાજત થઈ. શિવલિંગ હાથમાં રાખી બેસાય નહીં; જમીન પર તો કેમ જ રખાય? આ મૂંઝવણ ચાલતી હતી ત્યાં દેવોના સંકેત પ્રમાણે, ગણેશજી ભરવાડના છોકરાનું રૂપ લઈ ગાયો ચારતા પ્રગટ થયા. રાવણ કહે, 'અલ્યા છોકરા, આ લિંગ જરાક ઝાલ જોઉં. જમીન પર રખે મૂકતો.' ગણેશ કહે, 'આ છે તો ભારે. થાકી જઈશ તો ત્રણ વાર બૂમ પાડીશ. એટલામાં તું આવે તો ઠીક, નહીં તો પછી તારી વાત તું જાણે.'

હાજત તો લઘુશંકાની જ હતી. એને કેટલી વાર લાગે? રાવણ બેઠો. કોણ જાણે આજ એના પેટમાં સાત સમુદર ભરાઈ રહ્યા હતા! જનોઈ કાને ભેરવી એટલે તો બોલાય પણ નહીં! સિદ્ધિવિનાયકે, કરાર પ્રમાણે, ત્રણ વાર રાવણના નામની બૂમ પાડી, અને 'અર્‌ર્‌ર્‌ર્‌'ની ચીસ પાડી લિંગ જમીન પર મૂકી દીધું!

મૂકયું કે પાતાળ સુધી તે પહોંચી પણ ગયું! રાવણ ક્રોધે રાતો થઈને આવ્યો અને ગણપતિના કપાળમાં ભડાક દઈને મુક્કો માર્યો. ગજાનનનું માથું લોહીલોહાણ થઈ ગયું.

પછી રાવણ દોડયો લિંગ ઉખેડવા. પણ તે વાત તો હવે અશક્ય હતી. પાતાળ સુધી ગયેલું લિંગ હાથમાં કેમ આવે? આખી ધરતી ધ્રૂજે પણ લિંગ બહાર આવે નહીં. આખરે રાવણે લિંગ ઝાલી આમળી નાખ્યું; એટલે એના ચાર કકડા હાથમાં આવ્યા. નિરાશાના આવેશમાં તેણે ચારે કકડા ચારે દિશામાં ફેંકી દીધા અને બિચારો લંકા પાછો ગયો.

આમળેલા લિંગનો મુખ્ય ભાગ જે રહ્યો તે જ ગોકર્ણ-મહાબળેશ્વર. આખી પૃથ્વી પર એના કરતાં વધારે પવિત્ર તીર્થસ્થાન નથી.

ગોકર્ણ-મહાબળેશ્વર કારવાર અને અંકોલા એ બે બંદર વચ્ચે આવેલા તદડી બંદરથી છએક માઈલ દક્ષિણે બરાબર સમુદ્રને કાંઠે આવેલું છે. દક્ષિણ દેશમાં કાશી કરતાંયે એનું માહાત્મ્ય વધારે છે. લિંગ મોટે ભાગે જમીનની અંદર જ છે. તેની જળાધારીમાં વચ્ચોવચ એક મોટું કાણું રાખેલું છે. તેમાંથી અંદર અંગૂઠો નાખીએ ત્યારે અંદરના લિંગનો સ્પર્શ થાય. દર્શનનો તો સવાલ જ નહીં. ત્યાંના પૂજારીઓ કહે છે કે લિંગની શિલા અત્યંત સુંવાળી છે. ભક્તોના સ્પર્શથી એ ઘસાઈ જાય. તેથી પ્રાચીન લોકોએ આ વ્યવસ્થા કરી છે. ઘણા વખત પછી શુભ શુકન થાય એટલે જળાધારી કાઢી આજુબાજુનું ચણતર દૂર ખસેડી, મૂળ લિંગ બેત્રણ હાથ ઊંડે સુધી ખુલ્લું કરે છે. અમુક મહિના સુધી ખુલ્લું રાખ્યા પછી મોતીચૂનો બનાવી આસપાસનું ચણતર ફરી ચણી નાખે છે. આ ક્રિયાને, હું ભૂલતો ન હોઉં તો, 'અષ્ટબંધ' કે એવું જ કંઈક નામ આપેલું છે.

અમે કારવાર હતા ત્યારે એક વાર કપિલાષષ્ઠી જેવો દુર્લભ અષ્ટબંધનો એ યોગ આવ્યો. પિતાશ્રી, આઈ અને હું, અમે ત્રણ જણાં એ યાત્રાએ ગયાં. તદડી બંદર ઉપર મને તેડી લેવા માટે 'કુલી' કરવામાં આવ્યો હતો. એના ખભા પર બેસી હું ગોકર્ણ ગયો. કોટિતીર્થમાં નાહ્યો. ગોકર્ણ-મહાબળેશ્વરનું દર્શન કર્યું. સ્મશાન-ભૂમિ અને તેની રખેવાળી કરનાર હરિશ્ચંદ્રનું દર્શન કર્યું. હાડકાં નાખીએ તો હાડકાં ઓગળી જાય એવા પાણીવાળું એક તીર્થ જોયું. અહલ્યાબાઈના અન્નછત્રમાં તે સાકરીનું બાવલું જોયું. માથે ઘવાયેલા અને બે હાથવાળા એવા ગજાનનનું દર્શન કર્યું. બ્રહ્માની એક મૂર્તિ જોઈ, અને સૌથી અગત્યની વાત તે રાવણની પેલી પ્રખ્યાત લઘુશંકાનો કુંડ પણ જોયો! આજે પણ તે ભરેલો હોય છે ને નાક ફાડી નાખે એટલો ગંધાય છે. બીજું ઘણું જોયું હશે, પણ આજે તે યાદ નથી. હા; આ પ્રદેશની ખાસિયત તો કહેવી ભૂલી જ ગયો. ઘર ગરીબનું હોય કે તવંગરનું, જમીન તો ગારાની, પણ કાળા આરસપહાણ જેવી સપાટ અને ચકચકિત જ હોય. ત્યાં જ અંદર મોઢું દેખાય! ગરમીના દિવસોમાં બપોરે કંઈ પણ પાથર્યા

વગર માણસ એ ગારાની છો પર સુખેથી સૂઈ શકે. વખતોવખત આ જમીન છાણ ને મેશ ભેળવી તેનાથી લીંપવામાં આવે છે. પણ આ લીંપણ હાથ વતી થાય નહીં. સોપારીના ઝાડ પર એક જાતનું પૂઠું તૈયાર થાય છે. તેના વતી જમીન ઘસી ઘસીને ઓપવામાં આવે છે. આ પૂઠાને ત્યાંની ભાષામાં 'પોવલ્લી' કહે છે.

ગોકર્ણથી પાછા આવતાં તદડી સુધી દરિયાવાટે વાફર એટલે સ્ટીમલૉંચમાં બેસીને જવાનો વિચાર રાખેલો. મોસમનું તોફાન શરૂ થવાને બહુ જ થોડા દિવસ હતા. આઠ દિવસ પછી આગબોટો પણ બંધ થવાની હતી. એટલે પાછા જનાર યાત્રાળુઓની ભીડ પાર વગરની હતી. તદડી બંદરેથી ચડનાર લોકોને સ્ટીમરમાં જગ્યા મળે કે નહીં એની જ શંકા હતી. એટલા જ માટે અમે સ્ટીમલૉંચમાં બેસી સ્ટીમર સુધી વહેલા પહોંચવાનું પસંદ કર્યું હતું.

ગોકર્ણનું બંદર કંઈ બાંધેલું નથી. કાંઠેથી મારી છાતી જેટલા પાણી સુધી તો ચાલીને જવું પડતું. ત્યાં હોડીમાં બેસી સ્ટીમલૉંચ સુધી જવું પડતું. જુવાન લોકો હોડી સુધી ચાલતા જાય. બૈરાંછોકરાં તો કુલીને ખાંધે બેસી અથવા બે કુલીના હાથની પાલખી બનાવી તેના પર બેસી જાય.

શરૂઆતમાં જ એક અપશુકન થયા. એક ગરીબ ડોશી શરીરે ખૂબ સ્થૂળ; પણ બે કુલી કરવા જેટલા પૈસા એની પાસે ન હતા. એણે એક લોભી કુલીને સહેજ વધારે મજૂરી આપવાની લાલચ બતાવી પોતાને ખાંધે ઉપાડી જવાનું કબૂલ કરાવ્યું. પેલો હતો દૂબળો. એ કાંઠે બેઠો. વિધવા ડોશી એને ખાંધોલે સવાર થઈ. પણ કુલી ઊઠવા જાય છે ત્યાં તો બંને તોલ ગુમાવી ગબડી પડ્યાં. એટલામાં એક અદેખા મોજાએ દોડતા આવી બંનેને કૃતાર્થ કર્યાં.

બોટ લગભગ છેલ્લી હોવાથી ગોકર્ણમાં પણ યાત્રીઓ ઘણા હતા. તે બધા સ્ટીમલૉંચમાં કેમ માય? એટલે, સો માણસો બેસી શકે એવડો મોટો એક પડાવ, એટલે કે હોડી સ્ટીમલૉંચની પાછળ બાંધી દેવામાં આવ્યો હતો. અને તેની પાછળ કસ્ટમ ખાતાના એક અમલદારની સફેદ હોડી બાંધવામાં આવી હતી. મેં જોયું કે ખાનગી હોડીઓનાં હલેસાં કડછી જેવાં ગોળ હોય છે, જ્યારે કસ્ટમવાળાઓનાં હલેસાં ક્રિકેટ-બૅટ જેવાં લાંબાં લાંબાં ને ચપટાં હોય છે.

અમારો સંઘ સવેળા ઊપડ્યો. એકબે માઈલ ગયા હોઈશું એટલામાં આકાશ વાદળાંથી ઘેરાયું; પવન જોરથી ઘૂઘવવા લાગ્યો; ભારે ઉજાણી મળી ગઈ હોય તેમ મોજાં જોરથી ઊછળવા લાગ્યાં; હોડીઓ ડોલવા લાગી; અને સ્ટીમલૉંચ પરનું તાણ પણ વધવા લાગ્યું. અરે! આ શું? ટીપાં! વરસાદનાં ટીપાં! મોટાં મોટાં બોર જેવડાં ટીપાં! હવે શું થશે? મોજાં જોરજોરથી ઊછળવા લાગ્યાં. સ્ટીમ-લૉંચ તોફાની ઘોડાની પેઠે ઉપર-નીચે કૂદવા લાગી. પાછળની હોડીનાં રાંઢવાં કર્‌ર્‌ર્‌ કર્‌ર્‌ર્‌ અવાજ કરવા લાગ્યાં. એટલામાં સ્ટીમલૉંચ અને હોડી વચ્ચે એવું તો એક મોટું મોજું આવ્યું કે હોડી દેખાય જ નહીં.

હું સ્ટીમલૉંચમાં બૉઈલર પાસેની પાટિયાંની ઓટલી પર બેઠો હતો. અમારા ટંડેલને બનતી ઉતાવળે સ્ટીમર સુધી પહોંચવું હતું. એણે સ્ટીમલૉંચ ગાંડાની પેઠે પુરજોશમાં છોડી દીધી. પાટિયું ગરમ થયું. હું દાઝવા લાગ્યો. શું કરવું એ સૂઝે નહીં. જરા ખસવા જાઉં તો 'સમુદ્રાસ્તૃપ્યન્તુ' થવાય! અને બેસવું તો લગભગ અશક્ય! આ મૂંઝવણમાંથી ભયંકર રીતે છુટકારો મળ્યો. સમુદ્રનું એક પ્રચંડ મોજું ચડી આવ્યું અને એણે મને નખશિખાન્ત નવડાવી દીધો. હવે ઓટલી ગરમ રહે જ શાની? પિતાશ્રી મૂંઝાયા. આઈને તો કુળદેવનું સ્મરણ સૂઝ્યું: 'મંગેશા! મહારુદ્રા! માયબાપા! તૂચ આતાં આમ્હાંલા તાર.' વરસાદ મુશળધાર પડવા લાગ્યો. અમે સ્ટીમલૉંચવાળા કંઈક સુરક્ષિત હતા. પણ પેલા હોડીવાળાઓનું શું? શરૂશરૂમાં તો સ્ટીમલૉંચને પાણી કાપવાનું હોવાથી તેમાં પાણી સહેલાઈથી આવતું; જ્યારે હોડીને દરેક આવતા મોજા પર સવાર જ થવાનું હોવાથી, હોડી ગમે તેટલી ડોલે તોપણ પાણી અંદર આવતું નહીં. પણ જ્યારે પવન અને વરસાદ વચ્ચે હરીફાઈ શરૂ થઈ અને બંનેનું અટ્ટહાસ્ય વધ્યું, ત્યારે એક જ મોજા સાથે અડધીક હોડી ભરાઈ જવા લાગી. મોજાં સામેથી આવે ત્યાં સુધી તો ઠીક; હોડી મોજાં પર ચડી પેલી પાર પસાર થતી. ઘડીકમાં મોજાંના શિખર પર તો ઘડીકમાં બે મોજાં વચ્ચેની ખીણમાં. કોક કોક વાર એક મોજા પરથી હોડી ઢળી પડે એટલામાં જ નીચેથી નવું મોજું ઊપસી આવી હોડીને અધ્ધર ઝીલી લેતું. આવી અણધારી હિલચાલથી અંદર ઊભેલા લોકો ધડાધડ એકબીજા પર પડી જતા.

પણ હવે મોજાં બાજુએથી આથડાવા લાગ્યાં. હોડીની અંદરનાં બૈરાંછોકરાંને તા પોક મૂકી રોવાનો જ એક ઈલાજ હતો. જેટલા જવાંમર્દ હતા તે બધા ડોલ, ગાગર કે ડબો, જે હાથમાં આવે તે લઈ, ભરી ભરીને પાણી બહાર કાઢતા. ફાયર એન્જિનના પંપ એથી વધારે ઝડપથી શું કામ કરી શકે? હોડી માંડ ખાલી થઈ જાય એટલામાં એકાદ ક્રૂર મોજું વિકટ હાસ્ય કરી 'ધ...ડ' દઈને હોડીના પાસા પર આથડાય અને અંદર ચડી બેસે. એ વખતની ચીસો અને કિકિયારીઓ કાનને ફાડી નાખતી હતી, કાળજાં ચીરી નાખતી હતી. કોઈ યાત્રીઓ અવધૂત દત્તાત્રેયના 'ધાવા' લલકારવા લાગ્યા, તો કોઈ પંઢરપુરના વિઠોબાને બોલાવવા લાગ્યા. કોઈ અંબાભવાનીની માનતા રાખે, તો કોઈ વિઘ્નહર્તા ગણેશને બોલાવે. શરૂશરૂમાં સ્ટીમલૉંચનો કપ્તાન અને ખલાસીઓ અમને સૌને ધીરજ આપતા અને કહેતા, 'અરે તમે ડરો છો શાના? જમ્મેદારી અમારી છે. અમે તો એવાં કેટલાંયે તોફાનો જોઈ નાખ્યાં છે.' પણ જોતજોતામાં મામલો એવો વધી ગયો કે કપ્તાનનું પણ મોઢું ઊતરી ગયું. એ કહેવા લાગ્યો, 'બાપુ હવે રોયે શો લાભ? માણસને એક વાર મરવું તો છે જ. પછી તે પથારીમાં હોય કે ઘોડા ઉપર, શિકારમાં કે દરિયામાં. તમે જુઓ છો, અમારાથી બનતું અમે કરીએ છીએ. પણ ઈન્સાનના હાથમાં છે શું? માલિક કરે તે ખરું.' એનાં મોં તરફ તાકીને હું જોતો હતો.

મુસાફરીએ ઊપડતાં પહેલાં જે માણસ ગાજર જેવો લાલબુંદ હતો તે હવે અળવી-ના પાન જેવો લીલો લીલો થઈ ગયો હતો!

હું એ વખતે સાવ બાળક તો હતો, પણ ગંભીર પ્રસંગે બાળક પણ પ્રસંગને સમજી શકે છે. પળે પળે સ્થાનભ્રષ્ટ થતો હતો. માંડ બે હાથે પકડીને મારું સ્થાન સાચવતો હતો. મારો બધો સામાન એક બાજુ પર પડ્યો હતો. એનો તો ભાવ જ કોણ પૂછે? પણ પૂજાની બધી મૂર્તિઓ અને નાળિયેર નેતરની એક 'સાંબળી'-(ડબા)માં રાખેલાં હતાં તે હું મારી ગોદમાં લઈને બેસતાં ભૂલ્યો ન હતો.

મારા મનમાં કેવા કેવા વિચારો આવતા હતા! એ જમાનો મારી મુગ્ધ ભક્તિનો હતો. રોજ સવારે બબ્બે કલાક તો મારું ભજન ચાલતું. જનોઈ દીધેલી નહીં એટલે સંધ્યાપૂજા કયાંથી કરાય? છતાં પિતાશ્રી પૂજામાં બેસે ત્યારે ત્યાં બેસી મદદ કરવામાં ખૂબ રસ આવતો. મનમાં વિચાર આવ્યો કે, આજે જો ભાગ્યમાં ડૂબી જવાનું હશે તો આ દેવોની સાંબળી છાતી સરસી ચાંપીને જ ડૂબી જઈશ. બીજી ક્ષણે વિચાર આવ્યો, જો આઈના દેખતાં લૉંચમાંથી પાણીમાં ઊલળી પડીશ તો આઈની શી દશા થશે? એ વિચાર એટલો તો અસહ્ય થઈ ગયો કે શ્વાસ રૂંધાયો. છાતીમાં પથરો વાગ્યો હોય એમ દૂખવા લાગ્યું. મેં ઈશ્વરની પ્રાર્થના કરી કે, જો ડુબાડવાં જ હોય તો આઈ અને હું એકબીજાને બાથમાં લઈ ડૂબી જઈએ એટલું કરજે.

દરેક બાળકને મન એના પિતા એટલે ધૈર્યના સાગર. આભ તૂટે પણ પિતા ધીરજ ખોઈ ન બેસે એવી તો બાળકને ખાતરી. એટલે આવો પ્રસંગ જ્યારે બને ત્યારે પિતાને પણ દિગ્મૂઢ થયેલા, બેબાકળા બનેલા બાળક જુએ છે, ત્યારે તો બાળકને કંઈ ને કંઈ થઈ જાય છે. હું તોફાનથી એટલો ડર્યો ન હતો, વર-સાદથી એટલો ડર્યો ન હતો, 'માણસ ગંધાય, માણસ ખાઉં' કરીને મોં વિકાસીને આવતાં મોજાંથી પણ એટલો ડર્યો ન હતો, જેટલો પિતાશ્રીનો મૂંઝાયેલો ચહેરો જોઈને અને ગળગળો અવાજ સાંભળીને ડર્યો.

જે તે ટંડેલને પૂછે, 'હવે કેટલે આવ્યા છીએ? હવે કેટલું બાકી છે?' ચારે તરફ જ્યાં નજર નાખીએ ત્યાં વરસાદ, પવન, મોજાંનું તાંડવ! આટલો વરસાદ પડ્યો પણ આકાશ કંઈ ઊઘડ્યું જ નહીં. મેં ટંડેલને કરગરીને કહ્યું, 'લૉંચ જરા કિનારા તરફથી લઈ જાઓને કે ડૂબી જઈએ તો કેટલાક તો કાંઠા સુધી તરીને જાય!' ટંડેલ ઉત્સાહ વગરનું હાસ્ય કરીને બોલ્યો, 'કેવો બેવકૂફ છોકરો! કિનારા-થી જેટલા દૂર છીએ તેટલા જ સુરક્ષિત છીએ. જરાક પાસે ગયા કે ખડક પર ચૂરેચૂરા થઈ જવાના. આજે તો જાણીજોઈને અમે કિનારાથી દૂર રહ્યા છીએ. સ્ટીમર સુધી પહોંચીએ એટલે કમાયા. આજે બીજો આરો નથી.'

મેં કોઈ કાળે પુખ્ત ઉંમરનાં લોકોને એકબીજાને વળગીને રોતાં જોયાં ન હતાં. તે દૃશ્ય આજે પેલી હોડીમાં જોયું. ત્યાં તો સ્ત્રીપુરુષો એકબીજાને બાથમાં

હું સ્ટીમલૉંચમાં બૉઈલર પાસેની પાટિયાંની ઓટલી પર બેઠો હતો. અમારા ટંડેલને બનતી ઉતાવળે સ્ટીમર સુધી પહોંચવું હતું. એણે સ્ટીમલૉંચ ગાંડાની પેઠે પુરજોશમાં છોડી દીધી. પાટિયું ગરમ થયું. હું દાઝવા લાગ્યો. શું કરવું એ સૂઝે નહીં. જરા ખસવા જાઉં તો 'સમુદ્રાસ્તૃપ્યન્તુ' થવાય! અને બેસવું તો લગભગ અશક્ય! આ મૂંઝવણમાંથી ભયંકર રીતે છુટકારો મળ્યો. સમુદ્રનું એક પ્રચંડ મોજું ચડી આવ્યું અને એણે મને નખશિખાન્ત નવડાવી દીધો. હવે ઓટલી ગરમ રહે જ શાની? પિતાશ્રી મૂંઝાયા. આઈને તો કુળદેવનું સ્મરણ સૂઝ્યું: 'મંગેશા! મહારુદ્રા! માયબાપા! તૂચ આતાં આમ્હાંલા તાર.' વરસાદ મુશળધાર પડવા લાગ્યો. અમે સ્ટીમલૉંચવાળા કંઈક સુરક્ષિત હતા. પણ પેલા હોડીવાળાઓનું શું? શરૂશરૂમાં તો સ્ટીમલૉંચને પાણી કાપવાનું હોવાથી તેમાં પાણી સહેલાઈથી આવતું; જ્યારે હોડીને દરેક આવતા મોજા પર સવાર જ થવાનું હોવાથી, હોડી ગમે તેટલી ડોલે તોપણ પાણી અંદર આવતું નહીં. પણ જ્યારે પવન અને વરસાદ વચ્ચે હરીફાઈ શરૂ થઈ અને બંનેનું અટ્ટહાસ્ય વધ્યું, ત્યારે એક જ મોજા સાથે અડધીક હોડી ભરાઈ જવા લાગી. મોજાં સામેથી આવે ત્યાં સુધી તો ઠીક; હોડી મોજાં પર ચડી પેલી પાર પસાર થતી. ઘડીકમાં મોજાંના શિખર પર તો ઘડીકમાં બે મોજાં વચ્ચેની ખીણમાં. કોક કોક વાર એક મોજા પરથી હોડી ઢળી પડે એટલામાં જ નીચેથી નવું મોજું ઊપસી આવી હોડીને અધ્ધર ઝીલી લેતું. આવી અણધારી હિલચાલથી અંદર ઊભેલા લોકો ધડાધડ એકબીજા પર પડી જતા.

પણ હવે મોજાં બાજુએથી આથડાવા લાગ્યાં. હોડીની અંદરનાં બૈરાંછોકરાંને તા પોક મૂકી રોવાનો જ એક ઈલાજ હતો. જેટલા જવાંમર્દ હતા તે બધા ડોલ, ગાગર કે ડબો, જે હાથમાં આવે તે લઈ, ભરી ભરીને પાણી બહાર કાઢતા. ફાયર એન્જિનના પંપ એથી વધારે ઝડપથી શું કામ કરી શકે? હોડી માંડ ખાલી થઈ જાય એટલામાં એકાદ ક્રૂર મોજું વિકટ હાસ્ય કરી 'ધ...ડ' દઈને હોડીના પાસા પર આથડાય અને અંદર ચડી બેસે. એ વખતની ચીસો અને કિકિયારીઓ કાનને ફાડી નાખતી હતી, કાળજાં ચીરી નાખતી હતી. કોઈ યાત્રીઓ અવધૂત દત્તાત્રેયના 'ધાવા' લલકારવા લાગ્યા, તો કોઈ પંઢરપુરના વિઠોબાને બોલાવવા લાગ્યા. કોઈ અંબાભવાનીની માનતા રાખે, તો કોઈ વિઘ્નહર્તા ગણેશને બોલાવે. શરૂશરૂમાં સ્ટીમલૉંચનો કપ્તાન અને ખલાસીઓ અમને સૌને ધીરજ આપતા અને કહેતા, 'અરે તમે ડરો છો શાના? જમ્મેદારી અમારી છે. અમે તો એવાં કેટલાંયે તોફાનો જોઈ નાખ્યાં છે.' પણ જોતજોતામાં મામલો એવો વધી ગયો કે કપ્તાનનું પણ મોઢું ઊતરી ગયું. એ કહેવા લાગ્યો, 'બાપુ હવે રોયે શો લાભ? માણસને એક વાર મરવું તો છે જ. પછી તે પથારીમાં હોય કે ઘોડા ઉપર, શિકારમાં કે દરિયામાં. તમે જુઓ છો, અમારાથી બનતું અમે કરીએ છીએ. પણ ઇન્સાનના હાથમાં છે શું? માલિક કરે તે ખરું.' એનાં મોં તરફ તાકીને હું જોતો હતો.

મુસાફરીએ ઊપડતાં પહેલાં જે માણસ ગાજર જેવો લાલબુંદ હતો તે હવે અળવી-ના પાન જેવો લીલો લીલો થઈ ગયો હતો!

હું એ વખતે સાવ બાળક તો હતો, પણ ગંભીર પ્રસંગે બાળક પણ પ્રસંગને સમજી શકે છે. પળે પળે સ્થાનભ્રષ્ટ થતો હતો. માંડ બે હાથે પકડીને મારું સ્થાન સાચવતો હતો. મારો બધો સામાન એક બાજુ પર પડ્યો હતો. એનો તો ભાવ જ કોણ પૂછે? પણ પૂજાની બધી મૂર્તિઓ અને નાળિયેર નેતરની એક 'સાંબળી'-(ડબા)માં રાખેલાં હતાં તે હું મારી ગોદમાં લઈને બેસતાં ભૂલ્યો ન હતો.

મારા મનમાં કેવા કેવા વિચારો આવતા હતા! એ જમાનો મારી મુગ્ધ ભક્તિનો હતો. રોજ સવારે બબ્બે કલાક તો મારું ભજન ચાલતું. જનોઈ દીધેલી નહીં એટલે સંધ્યાપૂજા કયાંથી કરાય? છતાં પિતાશ્રી પૂજામાં બેસે ત્યારે ત્યાં બેસી મદદ કરવામાં ખૂબ રસ આવતો. મનમાં વિચાર આવ્યો કે, આજે જો ભાગ્યમાં ડૂબી જવાનું હશે તો આ દેવોની સાંબળી છાતી સરસી ચાંપીને જ ડૂબી જઈશ. બીજી ક્ષણે વિચાર આવ્યો, જો આઈના દેખતાં લૉંચમાંથી પાણીમાં ઊલળી પડીશ તો આઈની શી દશા થશે? એ વિચાર એટલો તો અસહ્ય થઈ ગયો કે શ્વાસ રૂંધાયો. છાતીમાં પથરો વાગ્યો હોય એમ દૂખવા લાગ્યું. મેં ઈશ્વરની પ્રાર્થના કરી કે, જો ડુબાડવાં જ હોય તો આઈ અને હું એકબીજાને બાથમાં લઈ ડૂબી જઈએ એટલું કરજે.

દરેક બાળકને મન એના પિતા એટલે ધૈર્યના સાગર. આભ તૂટે પણ પિતા ધીરજ ખોઈ ન બેસે એવી તો બાળકને ખાતરી. એટલે આવો પ્રસંગ જયારે બને ત્યારે પિતાને પણ દિગ્મૂઢ થયેલા, બેબાકળા બનેલા બાળક જુએ છે, ત્યારે તો બાળકને કંઈ ને કંઈ થઈ જાય છે. હું તોફાનથી એટલો ડર્યો ન હતો, વર-સાદથી એટલો ડર્યો ન હતો, 'માણસ ગંધાય, માણસ ખાઉં' કરીને મોં વિકાસીને આવતાં મોજાંથી પણ એટલો ડર્યો ન હતો, જેટલો પિતાશ્રીનો મૂંઝાયેલો ચહેરો જોઈને અને ગળગળો અવાજ સાંભળીને ડર્યો.

જે તે ટંડેલને પૂછે, 'હવે કેટલે આવ્યા છીએ? હવે કેટલું બાકી છે?' ચારે તરફ જ્યાં નજર નાખીએ ત્યાં વરસાદ, પવન, મોજાંનું તાંડવ! આટલો વરસાદ પડ્યો પણ આકાશ કંઈ ઊઘડ્યું જ નહીં. મેં ટંડેલને કરગરીને કહ્યું, 'લૉંચ જરા કિનારા તરફથી લઈ જાઓને કે ડૂબી જઈએ તો કેટલાક તો કાંઠા સુધી તરીને જાય!' ટંડેલ ઉત્સાહ વગરનું હાસ્ય કરીને બોલ્યો, 'કેવો બેવકૂફ છોકરો! કિનારા-થી જેટલા દૂર છીએ તેટલા જ સુરક્ષિત છીએ. જરાક પાસે ગયા કે ખડક પર ચૂરેચૂરા થઈ જવાના. આજે તો જાણીજોઈને અમે કિનારાથી દૂર રહ્યા છીએ. સ્ટીમર સુધી પહોંચીએ એટલે કમાયા. આજે બીજો આરો નથી.'

મેં કોઈ કાળે પુખ્ત ઉમરનાં લોકોને એકબીજાને વળગીને રોતાં જોયાં ન હતાં. તે દૃશ્ય આજે પેલી હોડીમાં જોયું. ત્યાં તો સ્ત્રીપુરુષો એકબીજાને બાથમાં

લઈ રડારોળ કરતાં હતાં. એક બેત્રણ છોકરાંની મા બધાંને એકસામટાં બાથમાં લેવા મથતી હતી. બસ, પાંચપચીસ જવાંમર્દ તનતોડ મહેનત કરી દરિયા સાથે અસમાન યુદ્ધ લડતા હતા. તોફાન એટલું તો વધી પડ્યું અને લૉંચ તથા હોડી એટલી બધી ડોલવા લાગી કે, લોકો બીકના માર્યા રોતા બંધ થયા, એક કાળી છાયા બધે ફેલાઈ. ભાનમાં હતા એક પેલા હોડીના બહાદુરો, અને બીજા કાળાં કાળાં અંગરખાં પહેરેલા સ્ટીમલૉંચના ખલાસીઓ. અમારો ટંડેલ હુકમ છોડતાં કોક વખત ગૂંઝાતો હતો, પણ ખલાસીઓ બરાબર એકાગ્ર થઈ, વગર ભૂલ્યે, વગર મૂંઝાયે પોતપોતાનું કામ કર્યે જતા હતા. કર્મયોગ શું આથી જુદો હશે?

આખરે તદડી બંદર આવ્યું. અમે સ્ટીમરને જોઈએ તે પહેલાં જ સ્ટીમરે અમારી લૉંચને જોઈ લીધી. સ્ટીમરે ભૂંગળું વગાડ્યું: 'ભોં...!' જાણે બધાની કરુણ વાણી સાંભળી ઈશ્વરે 'મા ભૈઃ'ની આકાશવાણી ઉચ્ચારી! અમારી સ્ટીમ-લૉંચે પોતાના તીણા અવાજે જવાબ વાળ્યો. સૌનાં હૈયાંમાં આશાના અંકુર ઊગ્યા, બધે જયજયકાર થયો.

એટલામાં, જાણે છેલ્લો પ્રયત્ન કરી જોવા અને અમારાં બધાંનાં ભાગ્ય સામે હારતાં પહેલાંની છેલ્લી લડત ચલાવવા ખાતર, એક મોટું મોજું અમારી લૉંચ ઉપર ધસી આવ્યું. મારા પિતાશ્રી બેઠા હતા ત્યાંથી પાછળ પડી ગયા. મેં એક કારમી ચીસ પાડી. અત્યાર સુધી હું રોયો ન હતો. જાણે તેનું સાટું એક જ ચીસમાં વાળવું હતું. બીજી જ ક્ષણે પિતાશ્રી બેઠા થયા અને મને છાતી સરસો ચાંપી કહ્યું, 'દત્તુ, બીશ મા, મને કંઈ થયું નથી.'

અમે સ્ટીમર પાસે પહોંચી ગયા. પણ અડોઅડ જવાની હામ કોણ ભીડે? કસ્ટમવાળી બોટ એ લોકોએ ક્યારની છોડી હતી, કેમ કે લૉંચ અને મોટી હોડીના હેલા એ ખમી શકતી ન હતી. એની સલામતી તો છૂટા થવામાં જ હતી. અમારી સ્ટીમલૉંચ દૂરથી સ્ટીમરની પ્રદક્ષિણા કરી વળી, પણ કેમે કર્યો પાસે આવવાનો લાગ મળે નહીં. મોજાંથી લૉંચ સ્ટીમર સાથે અથડાય, તો છેક છેલ્લી ઘડીએ બધાંના ભુક્કા ઊડી જાય. આખરે ઉપરથી રાંઢવું ફેંકાયું અને ખલાસીઓ લૉંચની છત ઉપર ઊભા થઈ લાંબા લાંબા વાંસ વતી સ્ટીમરની દીવાલ સાથેની અથડામણ રોકવા લાગ્યા. મોજું લૉંચને ફેંકી દેવા જાય ત્યાં ખલાસીઓ પોતાના લાંબા લાંબા વાંસની અણીની ઢાલ બનાવી, બધો માર પોતાના હાથ અને પગ પર જીરવી લે. છતાં આખરે સ્ટીમરની સીડી સાથે સ્ટીમલૉંચની છત અથડાઈ, અને કડડડ દઈને એક લાંબું પાટિયું તૂટીને સમુદ્રમાં પડ્યું.

હું પાસે જ હતો, એટલે સ્ટીમરમાં ચડવાનો પહેલો વારો મારો જ આવ્યો. ચડવાનો શેનો? દડાની પેઠે ફેંકાઈ જવાનો. ટંડેલ પોતે અને બીજો એક ખલાસી સ્ટીમલૉંચમાં ઊભા રહી, એક એક માણસને પકડી, સ્ટીમરની સીડીને સૌથી નીચલે પગથિયે ઊભેલા ખલાસીના હાથમાં ફેંકી દે. એમાં ખાસ સાવચેતી એ રાખતા

કે, મોજાંની ખીણમાં લૉંચ ઊતરી હોય ત્યારે તાકીને રાહ જુઓ, અને બીજી ક્ષણે મોજાંના શિખર પર લૉંચ આવે અને સીડી સાવ પાસે આવી ગઈ હોય ત્યારે ઝટ દઈને માણસને ફેંકી દે! બંને બાજુના ખલાસીઓ જો માણસના હાથ પકડી જ રાખે તો બીજી જ ક્ષણે લૉંચ ખીણમાં ઊતરે ત્યારે માણસના ફાટીને ચીરા થઈ જાય! હું ઉપર ચડચો ને પાછો વળીને આઈ આવે છે કે નહીં તે જોવા લાગ્યો. સાવ અજાણ્યા મુસલમાનને આઈનાં બાવડાં ઝાલતો જોઈને મને કંઈ ને કંઈ થઈ ગયું. પણ એ તો પ્રાણ બચાવવાનો વખત હતો. ત્યાં કોઈ સુંવાળી લાગણીઓ કામ આવે? જરાક થોભ્યાં ત્યાં પિતાશ્રી પણ આવી ગયા. દેવોની સાંબળી તો મેં ખભે જ ભેરવી હતી. ઉપર સારી જગ્યા શોધી અમને બેસાડી, પિતાશ્રી પાછા સામાન લાવવા ગયા. હું શ્રદ્ધાળુ છોકરો ખરો, પણ તે ક્ષણે પિતાશ્રી ઉપર ખરેખરી ચીડ ચડી. બળ્યો બધો સામાન! જીવ જોખમમાં નાખવા પાછા શું કામ જતા હશે? પણ તેઓ તો ત્રણ ફેરા જઈ આવ્યા. છેલ્લે ફેરે પાછા આવીને કહે, 'ગોકર્ણ-મહાબળેશ્વરના પ્રસાદનું નાળિયેર પાણીમાં પડી ગયું!' એક જ ક્ષણે આઈ અને હું બોલી ઊઠયાં; આઈએ કહ્યું, 'અરેર!' અને મેં કહ્યું, 'એટલું જ કેની?'

લૉંચવાળા ઉતારુઓ ચડયા પછી હોડીવાળાનો વારો આવ્યો; તેઓ બધા ચડયા. ત્યાર પછી લૉંચ અને હોડી નિશાચર ભૂતોની પેઠે ચીસો પાડતી તદડીના કિનારા ભણી ગઈ અને કિનારા પર તપશ્ચર્યા કરતા બેઠેલા યાત્રાળુઓને હફતે હફતે લાવવા લાગી. તોફાન હવે કંઈક શમ્યું તો હતું. પણ અંધારી રાત અને ઊછળતાં મોજાં વચ્ચે એ લોકોના જે હાલહવાલ થયા તેનું વર્ણન કોણ કરી શકે?

સ્ટીમર યાત્રાળુઓથી ચિકાર ભરાઈ ગઈ. જે બોલે તે પોતાનો સામાન સમુદ્રમાં ડૂબી ગયાની વાત જ સંભળાવે. આખરે યાત્રાળુઓ બધા આવી ગયા. મહેર માલિકની કે એકે જીવનું નુકસાન ન થયું. સ્ટીમર ઊપડી અને લોકો પોત-પોતાની જૂની મુસાફરીનાં આવાં જ જોખમનાં સ્મરણો એકબીજાને કહી આજનું દુઃખ ઓછું કરવા લાગ્યા. રાત્રે લાંબા વખત સુધી કોઈને ઊંઘ ન આવી. હું ક્યારે ઊંઘ્યો, કારવાર બંદર ક્યારે આવ્યું, અને અમે ઘેર ક્યારે પહોંચ્યાં, એમાંનું કશું આજે યાદ નથી. પણ તે દિવસનો તે તોફાનનો પ્રસંગ જાણે ગઈ કાલે જ વીત્યો હોય એવો સ્મરણપટ પર તાજો છે. સાચે જ:

दुःखं सत्यं, सुखं मिथ्या; दुःखं जन्तोः परं धनम्।

# ૧૬. આપણે હાથી ખરીદીએ

એક વાર અમે સાંગલી જઈને મીરજ પાછા ફરતા હતા. સાંગલીના રાજ-મહેલની આસપાસ મેં કેટલાયે હાથી બાંધેલા જોયેલા. હાથીઓ કોઈ કાળે શાંત ઊભા રહેતા નથી. શરીરનો ભાર જમણી બાજુથી ડાબી બાજુ અને ડાબી બાજુથી જમણી બાજુ ફેરવવા આખો સમય ડોલ્યા જ કરે છે. આમ ઝૂલવું એ હાથીની શોભા છે. લોકમાન્યતા એવી છે કે, હાથી જો આમ ઝૂલે નહીં તો છ મહિનાની અંદર એનો માલિક મરી જાય. ન ઝૂલનાર અશુભ હાથીને કોઈ ખરીદે પણ નહીં. હાથીના લાંબા લાંબા દાંત કાપીને એમાં સોનાનું કડું ભેરવેલું હોય છે. છતાં એ પૂરતા લાંબા તો હોય જ છે. હાથીનાં બધાં જ હાડકાં હસ્તિદાંત તરીકે વપરાય છે, પણ આ લાંબા દંતૂશળના કકડા એ જ ઉત્તમ હાથીદાંત હોય છે. અને એની કિંમત પણ ખૂબ આવે છે. હાથીની પીઠ પાછળની બાજુ ઊતરતી હોય તો એ હાથી વધારે રૂપાળો ગણાય. સાવ સપાટ હોય તો એ હાથી મામૂલી ગણાય છે.

ઘોડાની પેઠે હાથી પણ રાત્રે સૂતો નથી અને બેસતો પણ નથી, એવી એક માન્યતા છે. હાથી સૂએ તો એના કાનમાં અથવા સૂંઢમાં કીડી ઘૂસી જાય છે અને એને કરડે છે; અને કીડી કરડે કે એ જ ક્ષણે હાથી મરી જાય છે એવી પણ માન્યતા લોકોમાં રૂઢ છે. આવડા મોટા હાથીનું મોત કીડીના હાથમાં છે એવો બોધ કાઢવા પૂરતી આ માન્યતા ઠીક છે; પણ હાથી બેસે છે અને જરાક સૂઈ પણ જાય છે એ વાતની મેં ખાતરી કરી લીધી છે. હાથી સૂઈ જાય છે ત્યારે પોતાની સૂંઢમાં કાંઈ ઘૂસી ન જાય એટલા માટે સૂંઢ મોઢાની અંદર લઈને સૂઈ જાય છે એમ કહેવાય છે. પણ પછી એ શ્વાસ કેવી રીતે લેતો હશે?

મીરજમાં પ્રવેશ કરતાં રસ્તા ઉપર એક નાનકડો હાથી વેચવા કાઢેલો અમે જોયો. આ હાથીની કિંમત કેટલી હશે એમ મેં પિતાશ્રીને પૂછ્યું. અમને રાજી રાખવા ખાતર પિતાશ્રીએ ગાડી ઊભી રખાવી અને ગાડી પર બેઠેલા પટાવાળાને કહ્યું કે, 'હાથી કેટલામાં વેચાય છે એ સહેજ પૂછી આવ.' પટાવાળાએ આવી કહ્યું, કે, 'એ તો પાંચસોમાં જાય એમ લાગે છે.' બસ! મેં અને કેશુએ હઠ લીધી કે, 'આપણે હાથી ખરીદીએ.' પિતાશ્રીએ કહ્યું, 'આપણાથી તે હાથી ખરીદાતો હશે!' મેં કહ્યું, 'પાંચસો રૂપિયાનો જ સવાલ છે. તમારો બે મહિનાનો પગાર આપો એટલે બસ થશે.' પિતાશ્રીએ દલીલ કરી, 'પણ હાથી લઈને કરીએ શું?' માઉએ કહ્યું, 'એના ઉપર બેસીશું અને ફરવા જઈશું.' પિતાશ્રીએ વાત ટૂંકાવવા કહ્યું, 'આવી ઘેલી વાતો કરો મા. હાથી તો રાજા લોકો જ ખરીદે. આપણા જેવા હાથી રાખે તો દુનિયા હસે.' પણ આટલાથી કેશુનું કે મારુંયે સમાધાન ન થયું. અમે એક જ નાડું પકડી રાખ્યું—'આપણે હાથી ખરીદીએ.'

એટલામાં અમારી ગાડી ઘેર આવી પહોંચી. પિતાશ્રીએ વિચાર કર્યો હશે કે છોકરાઓને સારો પાઠ ભણાવવાની આ તક છે. એમણે કહ્યું, 'ચાલો, હું હાથી ખરીદવા તૈયાર છું. માત્ર આપણે હાથી લઈએ તે પહેલાં તે દરરોજ શું ખાય છે, કેટલું ખાય છે, એના મહાવતને દર મહિને કેટલો પગાર આપવો પડે છે, એને સારુ 'ખંભારો' બાંધવા માટે કેટલો ખર્ચ આવે છે, એ બધી વસ્તુની તપાસ કરી ગણતરી કરો, અને પછી મારી પાસે આવો.'

અમે તો ઊપડયા અને અનેક ઠેકાણે ફરી માહિતી મેળવી,—અને છક થઈ ગયા! હાથીને રોજ ઘઉંનો મલીદો ખવરાવવો પડે છે. આટલાં ગાડાં ઘાસ, વડનાં પાંદડાં, અને શેરડી મળે તો શેરડી આટલી, પખાલો ભરીને પાણી તેમ જ ગોળ, ઘી વગેરે હાથીને આપવાનું હોય છે. એની ગજશાળા તો આટલી ઊંચી હોય, એની સાથે મહાવતનું રહેવાનું ઘર, હાથીનો ખોરાક રાખવાની ઓરડીઓ, ગજશાળા ધોઈને રોજ સાફ કરવા ખાસ નોકર, હાથીને નવડાવવો હોય ત્યારે મહાવતની મદદમાં આટલા લોકો. ચાલ્યું: હાથીનું બજેટ વધતું જ ગયું. અને હાથી મદમાં આવે ત્યારે ચારે પગે એને મોટી મોટી સાંકળોથી બાંધી રાખવો પડે. એક જ સાંકળ હોય તો તે તોડી ગામમાં ઉત્પાત મચાવે, એવી એવી વિગતો પણ અમે જાણી લીધી. હિસાબ કરતાં જોયું કે હાથીને ખવડાવીશું તો આપણે માટે ખાવાનું કશું રહેશે નહીં અને એને માટે ઘર બાંધતાં આપણું ઘર વેચી નાખવું પડશે. અને આટલું કરીને હાથી રાખીએ તોયે એનો ઉપયોગ શો? એકાદ દિવસ ઉપર બેસી ફરી આવવાનું એટલો જ. અને ફરવા માટે પણ હાથીને લાયક મોટી ઝૂલ અને અંબાડી તો હોવી જોઈએ. અમે અમારી મૂર્ખાઈ જાણી ગયા અને હવે હાથીનું નામ પિતાશ્રી આગળ કાઢવું જ નહીં, એવો ડહાપણભર્યો નિશ્ચય કર્યો.

પણ બીજે દિવસે પિતાશ્રીએ પોતે જ વાત છેડી. અમારે અમારો બધો હિસાબ રજૂ કરવો પડયો. અમને ભોંઠા પડેલા જોઈ એમણે એ વાત ત્યાં જ પડતી મૂકી. પછી માહિતી તરીકે એમણે અમને કહ્યું: 'તમને ખબર છે? જીવતા હાથી કરતાં મરેલા હાથીની કિંમત વધારે હોય છે. જીવતો હાથી જેટલું ખાય એના પ્રમાણમાં આપણે ત્યાં કામ નીકળતું નથી, એટલે પ્રમાણમાં એની કિંમત ઓછી હોય છે. મરેલા હાથીનાં હાડકાંની કિંમત જીવતા હાથી કરતાંયે વધારે ઊપજે છે. માત્ર એ પુખ્ત ઉંમરનો હોવો જોઈએ.' આ છેલ્લું વાક્ય શા અભિપ્રાયથી એમણે કહ્યું હશે તે તો કોણ જાણે!

પછી કોકે સિયામના રાજાના ધોળા હાથીની વાત કરી. સિયામના રાજા પાસે એક પવિત્ર ધોળો હાથી હોય છે. એ રાજાનો અને પવિત્ર હોવાથી એની પાસે સેવા તો લેવાય જ નહીં. સિયામના રાજાની પોતાના કોઈ સરદાર ઉપર અંદરથી ગેરમરજી થઈ એટલે રાજાએ દરબારમાં એનાં ખૂબ વખાણ કર્યાં અને કહ્યું કે, 'જાઓ, મેં ખુશ થઈને મારો ધોળો હાથી તમને ભેટ આપ્યો.' રાજાનો હાથી

એટલે એને સરસ ખવડાવવું-પિવડાવવું જોઈએ; એની અખંડ સેવા થવી જોઈએ; અને એટલું કરતાં સરદારનું તો દેવાળું જ નીકળી જાય! આજે પણ નફા વિનાની ખર્ચાળ પ્રવૃત્તિ કોઈ વહોરી લે ત્યારે લોકો કહે છે કે એણે ધોળો હાથી બારણે બાંધ્યો છે. કામ ન આપે અને પગાર ખૂબ લે એવો નોકર, પ્રધાન કે વજીર હોય તો એને પણ ધોળો હાથી કહે છે.

ઉપલી વાતને ત્રણેક વરસ વીત્યાં પછી કારવારમાં મેં જાણ્યું કે ત્યાં કોયલુ કરીને એક ખ્રિસ્તી વેપારી છે. એણે જંગલમાંથી મોટાં મોટાં લાકડાં ઊંચકી લાવવા હાથીઓ રાખ્યા છે. એમની પાસેથી એમના ખોરાક કરતાંયે એ વધારે કામ લે છે અને ખૂબ નફો કરે છે. આ હાથી જ્યારે એક દિવસ મેં જોયા ત્યારે મને અત્યંત દયા છૂટી. રજવાડાના હાથીઓ જેવા એ હાથીઓ ભરેલા દેખાતા નહીં. એમનાં લમણાં અને કપાળ તો જાણે મોટા ઊંડા ગોખલાઓ!

## ૧૭. વાચનનો પ્રારંભ

નાનપણમાં અમારે વાંચવાલયક ચોપડીઓ હાથમાં ઝાઝી આવતી નહીં. શાહપુરની નેટિવ જનરલ લાઈબ્રેરીમાં જ્યારે હું પહેલો ગયો અને ત્યાં જોયું કે, મહિને ઓછામાં ઓછા બે આના આપવાથી છાપાં વાંચવા મળે છે એટલું જ નહીં, પણ એ પુસ્તકસંગ્રહમાંથી વાંચવાને ચોપડીઓ પણ મળે છે, ત્યારે મને બહુ આશ્ચર્ય થયું. આવી જાતની વ્યવસ્થા જેને સૂઝી હશે તેની કલ્પકતા વિશે મારા મનમાં ભારે માન ઊપજ્યું. ચોપડીઓ ખરીદવી ન પડે અને છતાં ઘણી વાંચી શકાય એ સગવડ શું ઓછી છે? જેને આ યુક્તિ સૂઝી હશે તે માનવજાતિનો કલ્યાણકર્તા છે એમાં શક નથી, એમ તે દિવસે અસ્પષ્ટપણે મને લાગ્યું. ઘરમાં તો શિવાજીનું ચરિત્ર, શિવાજીના ગુરુ દાદાજી કોંડદેવનું ચરિત્ર, રમેશચંદ્રના 'જીવન-પ્રભાત'નો મરાઠી અનુવાદ અને હરિશ્ચંદ્ર નાટક એટલું જ વાંચેલું. ઘણુંખરું તો સમજાયું પણ ન હતું. પુરાણ સાંભળવા જઈએ તેમાં ખૂબ મજા પડતી, લાઈબ્રેરીમાંથી પહેલવહેલી વાંચેલી ચોપડી—'મોચનગઢ'—વિશે તો મેં લખ્યું જ છે. આમ, વાંચવાનો શોખ શરૂ થયો હતો, એટલામાં અમે મીરજ ગયા. તે વખતે હું મરાઠી ચોથી ભણતો હોઈશ. મીરજમાં પિતાશ્રીને મીરજવાળા સંસ્થાનના હિસાબ તપાસવાના હતા. એ સંસ્થાનના દફતરમાં કોણ જાણે શા કારણે મરાઠી ચોપડીઓનું એક કબાટ હતું. કેશુને એ પુસ્તકસંગ્રહની ક્યાંકથી ભાળ લાગી હશે. એ ત્યાંથી વાંચવા માટે ચોપડી લઈ આવ્યો. મને પણ ચોપડી લાવવાનું મન થયું. મેં પિતાશ્રીને કહ્યું કે મારે વાંચવા માટે ચોપડી જોઈએ. એમણે એ સંગ્રહ જેના હાથમાં હતો તે કારકુનને કહી દીધું કે આને વાંચવાની ચોપડી આપજો.

પિતાશ્રી અમારા ભણતર તરફ કે ઘડતર તરફ જરાયે ધ્યાન આપતા નહીં.

એમને પોતાને ચોપડીઓ કે છાપાંઓ વાંચવાનો શોખ નહોતો. વાતો હાંકવા એમની પાસે ઝાઝી મંડળી પણ આવતી નહીં. કોઈ આવી જ ચડે અને વાતો કરે તો વિવેક ખાતર સાંભળે ખરા, પણ એમાં પોતે ઝાઝો રસ ન લે. કચેરીનું મુખ્ય કામ, માંદાઓની માવજત, દેવપૂજા, સ્તોત્રપાઠ એવા જ એમના મુખ્ય વિષયો હતા. સાંજે નિયમિત ફરવા જાય, શાક પોતે ખરીદે. રાત્રે સાડા આઠ વાગે કે સૂઈ જવું ને સવારે વહેલા ચાર વાગ્યે ઊઠી ઈશ્વરચિંતન કરવું, એ એમનો હમેશનો અબાધિત કાર્યક્રમ. એમને બીજું કશું સૂઝતું જ નહીં; માંદા પડવાનું પણ સૂઝતું નહીં.

અમે શું ભણીએ છીએ, શું વાંચીએ છીએ, કોની સાથે દોસ્તી રાખીએ છીએ, અથવા અમારા મગજમાં શું ચાલે છે, એ જાણવાની તેઓ જરાયે દરકાર રાખતા નહીં. છતાં એમને શું ગમે છે, શું નથી ગમતું, એનો અમને કંઈક ખ્યાલ હતો. એમનું સાદું અને સ્વચ્છ જીવન એની મેળે પોતાની અસર અમારા ઉપર પાડતું. પણ સાહિત્યની બાબતની એમની બેદરકારી અમને ખૂબ નડી.

કારકુને મને પૂછ્યું, 'તમારે કેવી ચોપડી જોઈએ છે?' 'હું શું જાણું?' મેં કહ્યું, 'મજા પડે એવી સરસ ચોપડી તમે જ પસંદ કરી આપો.' તેણે પાંચદસ ચોપડીઓ હાથમાં લઈ એમાંથી એક મને કાઢી આપી અને કહ્યું, 'આ લઈ જાઓ; આમાં બહુ જ મજા પડશે.' એણે એ બધી ચોપડીઓ વાંચી હતી એમાં તો શક જ નથી. એણે મને જે ચોપડી આપી હતી તેનું નામ હતું 'કામકંદલા.' એ નાટક હતું કે નવલકથા હતી તે મને બરાબર યાદ નથી. મુગ્ધભાવે હું એ વાંચવા લાગ્યો. મને એમાં ઝાઝો રસ ન પડયો. રસ પડે એવી મારી ઉંમરે ન હતી, છતાં હું જોઈ શકયો કે એ ચોપડી ગંદી છે, અશ્લીલ છે.

ચોપડીની મારા ઉપર અસર થઈ તે કરતાં બીજા એક વિચારની જ વધારે અસર થઈ. હું મનમાં બોલ્યો, 'ત્યારે કેશુ પણ આવી ગંદી ચોપડીઓ વાંચે છે અને એમાં રસ લે છે? પેલો કારકુન ઉંમરે મોટો માણસ છે. અમારા જેવા નાના છોકરાઓને આવી ચોપડીઓની એ ભલામણ કેમ કરતો હશે? ચોરી કરે તો માણસ એકલો જ કરે, બે જણ જયારે ચોરી કરે ત્યારે અરસપરસ ચોર છે, એટલી ઓળખાણ તો થઈ જ જાય ને? કોઈ માણસ સાથે ચોરીમાં સહકાર કરવા જતાં એની આગળ તો બેશરમ થવું જ પડે ને? કેશુ અને કારકુન એકબીજા વિશે કેવો અભિપ્રાય ધરાવતા હશે? અને કશા સંકોચ વગર મને એણે આવી ચોપડી આપી એટલે મારે વિશે પણ એ કારકુન શું ધારતો હશે? અને કેશુ તો મારો મોટો ભાઈ; મને જે હંમેશ ડાહ્યો થવાનો ઉપદેશ કરે છે, હંમેશ જેના આશ્રય તળે જ રહું છું એ કેવી ચોપડીઓ વાંચે છે, એની હવે મને ખબર પડી છે એ તો કેશુ જાણતો જ હશે. આવી ખરાબ ચોપડીઓ આ પહેલાં મારા હાથમાં આવી નથી એ પેલો કારકુન ન જાણતો હોય પણ કેશુ તો જાણે જ છે. એણે મને ચોપડી

લેતાં કેમ ન રોકયો?' અમે કેવી જાતની ચોપડીઓ વાંચીએ છીએ એની પિતાશ્રી-ને ખબર નથી એ તો હું બરાબર જાણતો હતો. અને કોઈએ શીખવ્યા વગર જ મને સૂઝી આવ્યું કે આવી વાતો પિતાશ્રીથી છાની જ રાખવી જોઈએ.

ઉપર લખેલી વિચારપરંપરા તે વખતે આવી ભાષામાં અથવા આટલી સ્પષ્ટતા-થી તો હું ન જ લખી શકત. પણ એમાંનો એકેએક વિચાર તે વખતનો જ છે એની હું ખાતરી આપવા માગું છું. 'અમુક કામ કરવું એ ખોટું છે એમ તે વખતે હું જાણતો નહોતો.' એમ કહી જ્યારે કોઈ પોતાનો બચાવ કરે છે ત્યારે એ વાત સહેજે મારે ગળે નથી ઊતરતી. સારું શું અને ખોટું શું એનો કંઈક સ્થૂળ ખ્યાલ કોણ જાણે કઈ રીતે પણ માણસને બહુ જ વહેલો મળે છે.

સદ્ભાગ્યે તે વખતે મારામાં આવી ચોપડીઓનો રસ ઊપજ્યો ન હતો. મ્યુઝિયમ જોવા જવું, કવિતાઓ ગોખવી, રમતો રમવી, ગોંદુ જોડે વાતો કરવી અને નવરા હોઈએ ત્યારે મોટા થઈને મંદિર કે મકાન કેવી રીતે બાંધીશું એનો વિચાર કરવો એ જ મારો મુખ્ય વ્યવસાય હતો. બિલાડીઓ અને કબૂતરો એ તે વખતના મારા જીવનનાં મુખ્ય સાથીઓ હતાં. એક બ્રાહ્મણ વિધવા ડોશી અમારે ત્યાં ભિક્ષા માગવા આવતી. એની પાસે લોકગીતોનો ભંડાર હતો. મારી બાને લોકગીતોનો શોખ ભારે. એને એ શોખ આક્કાએ (મારી બહેને) લગાડ્યો હતો. લોકગીતોનું એનું ભંડોળ જબરું હતું. સીતાનો વિલાપ, દ્રૌપદીની ભીડ, દમયંતીની મૂંઝવણ, રુકિમણીનો વિવાહ, હનુમાનની લંકાલીલા, શ્રીકૃષ્ણે ગોપીઓની કરેલી વિડંબના, એ જ એ ગીતોના મુખ્ય વિષયો હતા. કોઈક કોઈક વાર સ્મશાન-વાસી બાવો મહાદેવ અને એની અનન્ય ભક્તિ કરનાર શૈલજા પાર્વતી વિશેનું લોક-ગીત નીકળતું. મારી બા અને મારી ભાભીઓ બધાં જ લગભગ નિરક્ષર, એટલે શ્રૌત પદ્ધતિથી જ તેઓ કવિતાનો આસ્વાદ લઈ શકે અને ગુરુમુખથી જ ગીતો મોઢે કરી શકે. પેલી ડોશી લગભગ આખો બપોર અમારે ત્યાં ગાળતી. એમાં એને પ્રાપ્તિ પણ ઠીક થતી; બાને તેમ જ ભાભીને કાવ્યનો રસ મળતો. હું આ રસમાં ભાગીદાર થવા ચૂકતો નહીં. બા જોડે હું પણ કેટલાંયે લોકગીતો અનાયાસે શીખી ગયો હતો. સહેજ ઉંમર વધ્યા પછી મારા મગજમાં એવું ભૂત ભરાયું કે બૈરાં-ઓનાં ગીતો યાદ રાખવાં એ મરદને છાજે નહીં, એટલે પ્રયત્નપૂર્વક મારો એ રસ મેં મારી નાખ્યો અને એ લોકગીતો હું ભૂલી ગયો.

પણ તે વખતના આવા શુદ્ધ રસ આગળ 'કામકંદલા'માં હું મશગૂલ ન થઈ શકયો. એ ચોપડી મેં પૂરી કરી એના પહેલાં જ અમારો મીરજનો વાસ પૂરો થયો અને અમે જત ગયા. મેં એવી એ એક જ ચોપડી વાંચી. એની અસર એ વખતે કશી ન થઈ. પણ ઉનાળામાં વાવેલું બીજ જેમ એમ ને એમ પડ્યું રહે અને ઘન વર્ષે પાંગરે છે, તેમ ઉંમર વધ્યા પછી એ ચોપડીના વાચને પોતાની અસર બતાવી અને મનમાં મેલા વિચારો આવવા લાગ્યા. પણ ઘરની

રહેણીકરણી અને સંસ્કારો શુદ્ધ, પિતાશ્રીની ધર્મનિષ્ઠા જબરી અને મોટાભાઈની નૈતિક ચોકી નિરંતર જાગ્રત, તેથી એ મેલા વિચારોના અંકુરો ત્યાં ને ત્યાં જ દબાઈ ગયા અને તેથી કલ્પનાની વિકૃતિ ઉપરાંત ઝાઝી માઠી અસર થઈ નહીં. વાતાવરણ શુદ્ધ હોય તો ખરાબ વાચનમાંથી પણ માણસ કંઈક બચી શકે છે. ખરાબ વાચન એ ખરાબ તો ખરું જ; એનાથી બાળકોને બચાવવાં જોઈએ. પણ નિર્દોષ અને પ્રેમાળ કૌટુંબિક વાતાવરણ એ જ સૌથી અગત્યનું છે. શુદ્ધ વાત્સલ્યનો આસ્વાદ મળતો હોય ત્યાં જીવન સહેજે સુરક્ષિત રહે.

## ૧૮. યલ્લામ્માની યાત્રા

યલ્લામ્માની યાત્રા એ અમારી તરફનો મોટો ઉત્સવ છે. કાનડી ભાષામાં યલ્લા એટલે બધા, અને અમ્મા એટલે મા. આ રીતે યલ્લામ્મા એ વિશ્વજનની છે. એનું બીજું નામ છે રેણુકા. રેણુકા યલ્લામ્મા કોણ હશે? પશુ, પક્ષી, માણસ, ઝાડપાન, કૃમિકીટ, પતંગ બધાંને જન્મ આપે, બધાંનું ભરણપોષણ કરે તે રેણુકા કોણ? 'વંદે માતરમ્' કહી જેનો આપણે જયજયકાર કરીએ છીએ તે ધરતી માતા, અસંખ્ય રેણુથી બનેલી કૃષિમાતા. એ યલ્લામ્માનો ઉત્સવ ખેડૂતોને માટે મોટામાં મોટો ઉત્સવ કેમ ન હોય? વેદકાળથી ઋષિઓ કહેતા આવ્યા છે કે વર્ષણહાર આકાશ એ પિતા છે અને શસ્યશાલિની પૃથ્વી એ માતા છે.

યલ્લામ્માની યાત્રા દર વરસે ભરાય છે. દૂરદૂરથી ખેડૂતો ભેગા થાય છે: ગુણીજનો પોતાનું કૌશલ્ય એ ઠેકાણે બતાવી શકે છે. વેપારીઓ જાતજાતનો માલ વેચવા કાઢે છે. મહાવિનિમયનો એ દિવસ હોય છે.

પણ યલ્લામ્માની યાત્રાનું મુખ્ય આકર્ષણ તો બળદોનું પ્રદર્શન છે. તમારે ઉત્તમમાં ઉત્તમ બળદ જોવા હોય, સરખા કદના, સરખા રંગના, સરખાં શીંગડાંવાળા અને સરખી જ તાકાતવાળા બળદોની ગમે તેટલી જોડીઓ ખરીદવી હોય, તો યલ્લામ્માની યાત્રાએ આવો.

મોટા મોટા અને ઢળી પડતી ખૂંધોવાળા (કોંઠ) બળદોને ગજગતિથી ચાલતા જોઈને આંખો ઠરી જાય. કેટલાક બળદોના સફેદ શરીર પર રંગમાં બોળેલા હાથના થાપા મારેલા હોય છે. એમનાં શીંગડાંને હુરમુજી લાલ તેલિયો રંગ લગાડેલો હોય છે. શીંગડાંની અણીને કાણાં પાડી તેમાં પીળા, ભૂરા કે જાંબુડા રંગનાં રેશમનાં ફૂમતાં લટકાવેલાં હોય છે. ગળામાં ઘૂઘર તો હોય જ. કેટલાક ઊંચી જાતના બળદના આગલા ડાબા પગમાં ચાંદીનો તોડો પહેરાવેલો હોય છે. શી તે દિવસની મજા! દરેક બળદના માલિકની છાતી અભિમાનથી કેટલી ફૂલેલી! એના દેખતાં એના બળદની વાત કરો તો સંભાળીને જ કરજો હોં! તમારી ગમે તેવી વાત એ સહન નહીં કરે. સાચો ખેડૂત બળદ પાસેથી સેવા તો પૂરેપૂરી લે છે, પણ એ

એનું આરાધ્ય દૈવત હોય છે. બળદ એ એનો પ્રાણ. બળદની સેવા એ કંઈ લાભની દૃષ્ટિએ નથી કરતો. દીકરા કરતાંયે એને બળદ પર હેત વધારે.

આવી યાત્રાઓ અનેક ઠેકાણે થાય છે. અમે જતમાં હતા ત્યારે આવી એક યાત્રા જોવા ગયેલા. ગિરદીમાં ફરવું એ સહેલી વાત ન હતી. રાજ તરફથી બે પટાવાળા અમને મળ્યા હતા. તેઓ લોકોને ચમકાવીને અમારે માટે રસ્તો કરે. ઠેકાણે ઠેકાણે ખાદીની દુકાનો ગોઠવાયેલી હતી અને દુકાનદારો છાતી સરસો ગજ લંબાવીને કપડું માપી આપતા. જ્યારે ખાદીનો કકડો ફડાતો હતો ત્યારે ચરડ કરતો એવો તો મજાનો અવાજ થતો કે એ સાંભળવા ઊભા રહેવાનું મન થાય. બજારમાં ફરતાં ફરતાં એક ઠેકાણે ખૂબ ભીડ હતી ત્યાં અમે જઈ પહોંચ્યા. ત્યાં ફજેત-ફાળકો ફરતો હતો. નાનપણમાં અમારા હાથમાં પૈસા તો આપવામાં આવતા જ નહીં, એટલે પારણામાં બેસવાનું મન થયા છતાં એ લોભ મનમાં જ રાખવો પડચો. ગામડિયા છોકરાઓ અને કેટલાક હોંશીલા ડોસાઓને પણ પારણામાં બેઠેલા જોઈ મને થયું કે આપણા કરતાં આ ગરીબ લોકો કેટલા સુખી! ધારે ત્યારે પારણા-માં બેસી શકે. એટલામાં અમારા પટાવાળાએ ફજેતફાળકાવાળાને કહ્યું, ‘અલ્યા એ, આ અમલદારના છોકરાઓ છે. એમને પારણામા બેસાડ.’ મેં ધીમે અવાજે પટાવાળાને કહ્યું, ‘પણ અમારી પાસે તો એક્કે પૈસો નથી.’ એણે મારો હાથ દબાવી એથીયે ધીમે અવાજે કહ્યું, ‘એનો વાંધો નહીં. તમે બેસો તો ખરા.’

ઝાઝો વિચાર કર્યા વિના ઉત્કંઠિત મન અમને પારણા તરફ લઈ ગયું. ફાળકા-વાળા ફાળકો ફેરવતા જાય અને કાંઈક ગાતા જાય. એક જણ કેટલા ફેરા થયા તે મોટેથી ગણતો હતો. બેસવાની તો ખૂબ જ મજા આવી. અમે બેઠેલા એટલે. ફાળકાવાળાએ પાંચદસ ચક્કર વધારે નાખ્યાં. એણે મનમાં કહ્યું હશે, ‘तुष्यतु दुर्जनः’

અમે ઊતર્યા અને ચાલવા લાગ્યા. મારા મનમાં મિશ્રભાવ ઘોળાવા લાગ્યા. શરીર ઊતર્યું અને મન ફજેતફાળકે ચડયું. આપણે મફત બેઠા એટલે ભિખારી જેવા થયા, એ ખ્યાલ મનમાં આવતાં બીજી ક્ષણે અભિમાન કહેતું, ‘ભિખારી શાના? એણે કંઈ આપણી દયા ખાઈને નથી બેસાડયા. આપણે અમલદારના દીકરા. આપણાથી બીને આપણને બેસાડયા. જ્યારે એ વધારાનાં ચક્કર નાખતો હતો ત્યારે બાકીનાં ત્રણે પારણાંમાં બેઠેલા છોકરાઓ અને આસપાસના પ્રેક્ષકો આપણી તરફ જ જોતા હતા ને? સાહેબી વગર કંઈ આવું થાય?’ આમ મનનું સમાધાન તો થતું, પણ ફરી વિચાર આવતો કે, ‘પારણામાંથી ઊતર્યા પછી જ્યારે આપણે ચાલતા થયા ત્યારે જે શરમ જણાઈ તે શા માટે? બીજા બધા એકેક પૈસો આપે છે, આપણે જો ગજવામાંથી પાવલી કાઢીને એને આપી હોત અને પછી એણે કેડ વાળીને સલામ ભરી હોત તો સાહેબી શોભત. પણ આપણે તો છોકરાઓ. આપણી પાસે પૈસા ક્યાંથી હોય? હા, એ ખરું, પણ તો ફાળકામાં બેસવું જોઈતું ન હતું. પણ હું ક્યાં મારી મેળે બેસવા ગયો હતો? સખારામે

મને બેસાડયો. પણ તોયે મારે ના પાડવી નહોતી જોઈતી?' એવા એવા અનેક વિચારો મનમાં આવ્યા અને ગયા! ફજેતફાળકામાં બેસી આપણે પોતાનો જ ફજેતો કર્યો છે, એથી આપણી શોભા તો વધી જ નથી, એ ખ્યાલ, ગમે તેટલો પ્રયત્ન કરું તોયે, મનમાંથી ભૂંસાય જ નહીં.

બીજે દિવસે યાત્રામાં બલિદાન આપવાનું હતું. રાજાસાહેબ (એ પણ લગભગ મારી ઉંમરના જ હતા) જાતે હાજર રહેવાના હતા. એક તંબૂ તાણીને તેમાં આબા સાહેબ અને એમના બધા અમલદારો બેઠા હતા. આબા સાહેબે રેશમનું લીલા રંગનું અંગરખું પહેર્યું હતું. માથા પર મરાઠીશાઈ પાઘડી પહેરી હતી. દાજીબા મૂળે, એમના કારભારી એમની પડખે બેઠા હતા. આબા સાહેબ ગંભીરતાથી બેઠા હતા. આવડો નાનો છોકરો આટલી ગંભીરતા ધારણ કરી શકે એ જોઈને મનમાં મને એના પ્રત્યે માન ઊપજ્યું, પણ મેં એમ પણ જોયું કે, એની સાથે રહેતો રમનાર હજૂરિયો જ્યારે દૂરથી એના તરફ જોતો ને કંઈક સૂક્ષ્મ મશ્કરી કરતો ત્યારે આબા સાહેબને પોતાનું હસવું દબાવતાં ભારે મુશ્કેલી પડતી. તેઓ કંઈક ચિડાઈને એના તરફ ન જોવાનો નિશ્ચય કરી મોઢું ફેરવતા. છતાં હઠીલી આંખો ત્રાંસી નજરે ફરી એ જ દિશાએ જોતી. અને પછી તો હસવું દાબવાનો સંયમ વધારે ને વધારે મોળો પડતો. ઠીક થયું કે, બંનેને ખબર ન હતી કે હું ત્રીજો એ બંનેની ચેષ્ટા રસપૂર્વક નિહાળતો હતો.

બાળભૂખ આકરી હોય છે. નવ વાગ્યાનો સમય થયો. એટલે કારભારીએ સહેજ ઈશારો કરી આબા સાહેબને તંબૂ પાછળની રામવટીમાં નાસ્તો કરવા મોકલ્યા. અંદર ગયા પછી આબા સાહેબે કહ્યું હશે કે પેલા ઑડિટરના બે છોકરાઓને પણ બોલાવો. અમે અંદર ગયા. એમની સાથે ખાવા બેઠા. મનમાં મોટી મૂંઝવણ ઊભી થઈ. રાજા થયો તેથી શું? આખરે તો રજપૂત; ને આપણે તો બ્રાહ્મણ. એ લોકો જોડે બેસીને કેમ ખવાય? હું ગોંદુ તરફ જોઉં, ગોંદુ મારી તરફ જુએ. અમારી સાથે ત્યાં કોઈ ન બોલે કે ચાલે એ બીજી મૂંઝવણ. એટલામાં કારભારી અંદર આવ્યા. એમણે કહ્યું, 'તમે મનમાં કાંઈ સંકોચ નહીં રાખતા. એ તો બુંદીના લાડવા છે; એ ખવાય. તમારે માટે બહાર પાણી રાખ્યું છે તે પીશો.' અમે નાસ્તો તો કર્યો, પણ જરાયે મજા ન પડી. અમને અંદર બોલાવવામાં લાગણી ન હતી પણ ખાલી વિવેક હતો. કશી ઓળખાણ વગર વાતચીત પણ કેમ થાય? જનવરની પેઠે ખાધું, બામણિયા પાણી પીધું, અને માંડ ત્યાંથી છૂટયા ને તંબૂમાં આવી બેઠા.

એટલામાં બલિદાનનો વખત થયો. મોટું ગોળ કંડાળું કરી લોકો જોવા ઊભા હતા. ધસારાને લીધે કૂંડાળું સાંકડું થવા લાગ્યું. વ્યવસ્થા રાખનાર પોલીસો લાકડી અને ચાબુક મારી લોકોને હઠાવવા લાગ્યા. પણ ત્યાં તો કારભારીએ ઊઠીને સત્તાના અવાજે પોલીસોને કહ્યું, 'ખબરદાર, લોકોને મારો તો. લોકોને સમજાવીને પાછા

હઠાવો.' મને કારભારીનો એ હુકમ બહુ જ ગમ્યો. અમલદારોમાં પણ લોકોને વિશે કાંઈક લાગણી હોય છે એ આશ્ચર્યકારક શોધ તે વખતે થઈ. હું દાજીઆ તરફ માનની નજરે જોવા લાગ્યો.

એટલામાં વાજિંત્ર વાગવા લાગ્યાં. એક નાનકડું બકરું બલિદાન માટે આણ્યું હતું. એક ઊંડી ખાઈમાં બળતા અંગારા હતા. ખાઈની આસપાસ કેળનાં ઝાડ ઊભાં કર્યાં હતાં. એક જણે બકરાના પાછળના બે પગ પકડયા; બીજાએ બીજા બે પગ. બંને જણા ખાઈની સામસામે ઊભા થયા. વચમાં બિચારું બકરું તાણેલું. ત્યાં ગોર આવ્યો. તેના હાથમાં તલવાર હતી. મારા પેટમાં કાંઈક થવા લાગ્યું. ગળું રુંધાઈ ગયું. મેં તરત જ મોઢું ફેરવ્યું.

આસપાસના લોકોએ 'ઉદો ઉદો'નો જયજયકાર પોકાર્યો. બકરાના કકડા ખાઈમાં ફેંકી દીધા હશે, અને ગોર તથા એની પાછળના બીજા અનેક લોકો એ બળતી ખાઈમાંથી પસાર થયા હશે. થોડા જ વખતમાં બધે અવ્યવસ્થા થઈ. અમે બધા સૌ સૌના વાહનમાં બેસી ગિરદીમાંથી માંડ રસ્તો કાઢી પોતપોતાને ઘેર ગયા.

યલ્લામ્માને આવું બલિદાન ભાવતું હશે? યલ્લામ્મા જાણે છે કે, ઝાડ માત્ર કાદવ ખાય છે; પશુઓ ઝાડપાન ખાય છે; પક્ષીઓ જીવજંતુને ખાઈ જાય છે; માણસ પશુપક્ષીને ખાય છે; સૂક્ષ્મ રોગજંતુઓ માણસને ખાય છે; હવા, માટી અને તડકો એ સૂક્ષ્મ જંતુઓનો નાશ કરે છે. આમ હિંસા તો ચાલ્યા જ કરે છે. 'जीवो जीवस्य जीवनम्।' પણ આ બધાની મા યલ્લામ્મા, એ તો અશના ચા પિપાસાથી પર છે. તેથી જ એ યલ્લામ્મા છે. એને વળી બલિદાન શાનું આપવાનું હોય? એના સતત આત્મબલિદાનથી તો આપણે સૌ જીવીએ છીએ. એને બલિદાન આપવાપણું ન હોય. એના બલિદાનથી આપણે આત્મબલિદાનની દીક્ષા લેવાની હોય. જ્યાં સુધી જનાવરો ખાદ્ય વસ્તુ અથવા માલમતા તરીકે જ ગણાતાં હતાં ત્યાં સુધી એમનું બલિદાન ક્ષમ્ય હતું. પણ જાનવરો આપણાં ભાઈભાંડુ છે, યલ્લામ્માનાં બાળકો છે, એ જાણ્યા પછી બલિદાનમાં એમને મારવાં એ તો ધર્મને નામે શુદ્ધ અધર્મ કર્યા બરાબર છે.

## ૧૯. વિઠોબાની મૂર્તિ

જત એ રાજધાનીનું શહેર છે. ત્યાંથી અમે પંઢરપુર જતા હતા. શિયાળાના દિવસો. ટાઢ કહે કે મારું કામ. ગાડીમાં બેસવાનો અમને કંટાળો, જોકે રાજ તરફની ગાડી હતી બહુ જ રૂપાળી અને સગવડવાળી. પણ અમે રોજ સવારસાંજ પગે જ ચાલતા. સાંજે પગ ફાટી જાય. તળિયું તો શું, પણ ઉપર ઘૂંટી સુધીની બધી ચામડી ફાટી જાય, અને નાક પરની ચામડી પણ કાચકાગળ જેવી ખરબચડી થઈ જાય અને અંદરથી લોહી નીકળે. [illegible] પિતાશ્રી [illegible] લઈને અમારા પગ

ધોઈ કાઢે અને આઈ દૂધ ઉપરની મલાઈ લઈ ગાલ અને હોઠને ચોળે. સાબુથી પગ ધોવાય તે તો અસહ્ય થતું; પણ મલાઈ ચોળવાની ક્રિયા મનગમતી થતી. આઈ મલાઈ ચોળવા બોલાવે ત્યારે હું આંખમાં ઊંઘ ભરાયાનો ડોળ કરતો, અને આઈની આંગળી હોઠ પાસે આવે કે તરત જ આંગળી મોઢામાં પકડી બધી મલાઈ ચાટી જતો. આ યુક્તિ એકબે વાર જ સફળ થતી. પણ હમેશાં કંઈ આઈ જ મલાઈ ચોળે એમ ન હતું. કોઈ દિવસ મોટાં ભાભી હોય તો કોઈ દિવસ વચેટ ભાભી હોય. અને આવી યુક્તિ કરી હું મલાઈ ખાઈ જાઉં એ આઈને ન જ ગમતું એમ કંઈ થોડું હતું? આઈ વઢે ખરી, પણ એ બધું ઉપર ઉપરનું.

એક દિવસે સાંજે એક ગામડામાં અમે મુકામ કર્યો. ત્યાં ધર્મશાળા નહોતી એટલે વિઠોબાના મંદિરમાં ધામા નાખ્યા. પંઢરપુરની આસપાસ ખૂબ દૂર સુધી દરેક ગામમાં વિઠોબાનું મંદિર તો હોવાનું જ. વિઠોબા અને રખુમાઈ (રુક્મિણી) બંને કેડ ઉપર હાથ રાખી, બંને પગ બરાબર જોડી ઊભાં રહેલાં દરેક મંદિરમાં હોવાનાં જ. સાંજ પડે કે ગામનાં લોકો—સ્ત્રીપુરુષ બધાં—એક પછી એક દેવદર્શન માટે આવે અને વિઠોબાને 'ક્ષેમ' દઈ—એટલે કે આલિંગન દઈ—નમસ્કાર કરી પાછાં જાય. એ આ પ્રદેશનો રિવાજ જ છે. અમે આ બધું આશ્ચર્યથી જોતા હતા.

પાણી તો દૂરના એક ઝરણામાંથી લાવવાનું હતું. ભાભી, ગોંદુ અને હું—અમે ત્રણ જણાં પાણી લાવવા ગયાં. અંધારામાં રસ્તો જ જડે નહીં, ટાઢને લીધે દાંત કડકડતા હતા. મેં લોટો ઝરણામાં ડુબાડ્યો. અહાહા! જાણે કાળામેશ વીંછીએ ડંખ માર્યો હોય તેવું હાથને થઈ ગયું! પાણી એટલું ઠંડું હતું કે મેં લોટો છોડી હાથ પાછો ખેંચી લીધો અને કહ્યું 'આવા પાણીમાં ફરી હાથ નાખવાની આપણી હિંમત નથી.' પણ લોટો કંઈ આમ છોડીને અવાય? ગોંદુએ હિંમતપૂર્વક પાણીમાંથી લોટો બહાર કાઢ્યો એટલું જ નહીં, પણ બાકીનાં બધાં વાસણો પણ ભરી આપ્યાં.

અમે પાછાં ફર્યાં. ગોંદુની આ બહાદુરી જોઈ મારા મનમાં એને વિશે આદર ઊપજ્યો. એનું એક સૂત્ર હતું: 'આજે દુઃખ વેઠીએ તો આવતી કાલે સુખ મળે. આજે મરચાં ખાઈએ તો આવતી કાલે ખાંડ ખાવા મળવાની.' અને આવા સૂત્રનો તે અક્ષરશઃ અમલ પણ કરતો. મોટપણમાં ખૂબ ગળ્યું ગળ્યું ખાવાનું મળે એટલા માટે તે ઘણી વાર મનેકમને મરચાં ખાતો એટલું જ નહીં, પણ મોટા ભાઈનો અધિકાર ચલાવીને મને પણ ખવડાવતો! હું ગોંદુ જેટલો શ્રદ્ધાવાન નહીં એટલે એના સિદ્ધાંતનો અક્ષરાર્થ કબૂલ ન કરી શકું. પણ જે છ ભાઈઓમાં સૌથી નાનો એને પાંચગણી તાબેદારી ઉઠાવવી પડતી. આમ ગોંદુના એ સિદ્ધાંતને લીધે એનામાં તિતિક્ષા ઠીક ઠીક આવી હતી. હું પણ તિતિક્ષા બતાવું ખરો, પણ તે બહાદુરી કેળવવાને અર્થે.

પાણી લઈને અમે ઘેર આવ્યા. રાત પડી એટલે ગામલોકો આવતા બંધ થયા. વિઠોબા પાસે એક ઊંચી દીવી બળતી હતી. હવે ગોંદુનો ભક્તિભાવ જાગ્રત

થયો! ગામના લોકોની પેઠે આપણે પણ વિઠોબાને ક્ષેમ દઈએ એમ એને થઈ આવ્યું. ધીમે રહીને તે મંદિરના ગર્ભગૃહમાં ગયો ને ભક્તિના ઉમળકા સાથે એણે વિઠોબાને બાથમાં લીધા. પણ અરે? શી ભગવાનની લીલા! વિઠોબા પોતાનું સ્થાન છોડી ગોંદુની બાથમાં આવ્યા તેમનો ભાર છાતીને અસહ્ય થઈ પડયો! ગોંદુએ જોયું કે મૂર્તિના પગ ઘૂંટીથી જરા ઊંચેથી તૂટી ગયા છે. હવે શું કરીએ? આ તો ગજબ થયો? વિઠોબાની ભક્તિ બહુ મોંઘી પડી! 'दत्तु, दत्तु, इकडे ये; हें बघ काय झालें?'

હું દોડતો ગયો. સહેજ પ્રયત્ને વિઠોબાને એની બાથમાંથી છોડાવ્યા: પછી અમે બંનેએ મળીને વિઠોબાને ફરી પગભર કરવાનો પ્રયત્ન કર્યો. પણ અઠ્ઠાવીસ યુગ સુધી આમ ઊભા રહી વિઠોબા સાવ કંટાળી ગયા હતા! એ ફરી ઊભા થાય જ નહીં. અમે હાર્યા એટલે મેં, ગોંદુ ના પાડતો હતો છતાં, પિતાશ્રીને બોલાવ્યા અને સ્થિતિ બતાવી. તેમણે પ્રથમ તો મૂર્તિ બરાબર ઊભી કરી અને પછી અમારા બંનેની ઝાટકણી કાઢી. મારો પોતાનો વાંક તો હતો જ નહીં, પણ મને સૂઝયું કે મારો બચાવ કરીશ તો ગોંદુને વધારે સાંભળવું પડશે. મૂંગે મોઢે એની સાથે સહન કરું તો બિચારાનું દુ:ખ એટલું હળવું થાય ને? સુખદુ:ખ સમાન ભાગે વહેંચી લેવું એ અમારો ત્રણ ભાઈઓનો કોલકરાર હતો. છતાં વિઠોબાના આલિંગનથી મળેલા પુણ્યનો ભાગ મને મળશે કે કેમ, એનો વિચાર સરખોયે મેં ન કર્યો.

બીજે દિવસે સવારે એક છોકરી મંદિરમાં વિઠોબાને ક્ષેમ દેવા આવેલી. વિઠોબાએ એને પણ પોતે કંટાળી ગયાનું જણાવ્યું. હું તો હવે શું થશે એની જ રાહ મારી પથારીમાંથી જોયા કરતો હતો. પણ એ છોકરી જરાયે ડરી ન ગઈ. મને પથારીમાંથી જોતો જોઈ કહે, 'આ મૂર્તિના પગ એક વાર તો ભાંગ્યા જ હતા. ગામના લોકોએ જેમ તેમ બેસાડયા હતા, આજે ફરી ઢીલા થયા દેખાય છે.' રૉઇટરના ખબરપત્રીને વેગે એ માહિતી મેં પ્રથમ ગોંદુને ને પછી પિતાશ્રીને પહોંચાડી, અને બધાના જીવ ઠંડા પડયા, — શરીર તો કડકડતી ટાઢમાં ધ્રૂજતાં જ હતાં.

## ૨૦. ઉપાસ્ય સ્વયંવર

લોકમાન્ય ટિળકે હિંદુ ધર્મની વ્યાખ્યા કરતાં એક શ્લોક ઘડી કાઢયો છે:

प्रामाण्यबुद्धिर्वेदेषु साधनानामनेकता ।
उपास्यानामनियमः एतद्धर्मस्य लक्षणम् ।।

આ શ્લોકમાં હિંદુ ધર્મની ઉદારતા અને વિશેષતા આવી જાય છે. ઈશ્વરને ઓળખવાનાં અને મેળવવાનાં સાધનો અનેક છે કેમ કે માણસનો સ્વભાવ વિવિધ છે અને એકેશ્વરવાદી હિંદુ ધર્મમાં ઉપાસ્ય દેવતો પણ અનંત છે, કેમ કે ઈશ્વરની

વિભૂતિનો અંત નથી. સાધન ને ઉપાસ્યની બાબતમાં કુલધર્મ પણ આડે આવતો નથી. ઘણી વાર એમ જોવામાં આવે છે કે, માણસનો કુલદેવ જુદો અને ઉપાસ્ય દેવ જુદો. પોતાનું ઉપાસ્ય પોતાની અભિરુચિ પ્રમાણે માણસે પસંદ કરવાનું હોય છે.

મને જનોઈ મળી તે પહેલાં જ, એટલે બહુ જ નાની ઉંમરે મને મારું ઉપાસ્ય પસંદ કરવાનું સૂઝયું. ધર્મનું ઊંડું રહસ્ય જાણ્યા વગર પૌરાણિક વાર્તાઓ પર જ મારે એ સ્વયંવર કરવાનો હતો. અમારા કુલદેવ મંગેશ મહારુદ્ર અને મહાલક્ષ્મી. મહાલક્ષ્મી એ વૈષ્ણવી શક્તિ પણ હોઈ શકે છે અને શૈવી પણ હોઈ શકે છે. મંગેશ શબ્દની વ્યુત્પત્તિ હજી નક્કી થઈ નથી. કેટલાક માને છે કે આદિમાયા પાર્વતીએ જંગલમાં વાઘથી બીને 'ત્રાહિમાં ગિરીશ' એવી ચીસ પાડી. બીકથી વાણી અસ્પષ્ટ થવાથી 'ત્રાહિ માં ગીશ' એવો જ ઉચ્ચાર થયો. મહાદેવને એ જ નામ ગમી ગયું અને 'માંગીશ' ઉપરથી 'મંગેશ' થયું. મને પોતાને આ પૌરાણિક વાર્તા પર વિશ્વાસ નથી બેસતો. હું તો 'મંગલેશ'નું જ 'મંગેશ' કરું છું. ગમે તેમ હોય! શિવશક્તિ એ અમારાં કુલદૈવત ખરાં.

પણ પંઢરપુરના વિઠોબા પર મારી ભક્તિ સૌથી પહેલી ચોંટી ગયેલી. ગોંદુ પર પણ એ જ અસર થયેલી. એટલે અમે બંને જણાએ પિતાશ્રી પાસે 'હરિવિજય'ની માગણી કરી 'હરિવિજય' એ ભાગવતનો સાર છે. અમે આખો 'હરિવિજય' વાંચી ગયા. એમાંથી કેટલુંક સમજાય અને કેટલુંક ન પણ સમજાય. કૃષ્ણગોપીનો શૃંગાર એમાં ડગલે ને પગલે આવે. પણ અમે બાળકો એમાં શું સમજીએ? શ્રીકૃષ્ણનાં પરાક્રમો ને તોફાનોનું વર્ણન આવે ત્યારે મજા પડે. બાલ્યકાળ અદ્-ભુતરસનો ભૂખ્યો હોય છે. અમારું 'હરિવિજય'નું પારાયણ ચાલતું હતું એટલામાં પૂનાથી કેશુ આવ્યો. કેશુ બાબા પાસે રહી ભણતો, એટલે એને ઉચ્ચ નીતિનું વાતાવરણ મળેલું. ધર્માભિમાન પણ પૂનાના વાતાવરણમાં એને ઠીક ઠીક મળેલું. અમને 'હરિવિજય' વાંચતા જોઈને એને આશ્ચર્ય થયું. એણે અમને સમજાવ્યા કે, 'શ્રીકૃષ્ણ એ ખરાબ દેવ છે, સ્રૈણ છે, ગોપી સાથેની એની લીલા ગંદી છે. એ વ્યભિચારીની પૂજા કરાય નહીં. સાચો દેવ તો એક મહાદેવ. એ જ આપણો કુલદેવ. એની જ ભક્તિ કરવી ઘટે. આપણે ક્યાં હાથમાં ત્રાજવું લઈ સોનું તોળનાર વૈષ્ણવ શરાફ છીએ કે વિષ્ણુની ભક્તિ કરીએ?'*

* બેલગામ તરફ અમારી ન્યાતમાં કેટલાક વૈષ્ણવ હોય છે ને તે બધા શરાફીનો ધંધો કરે છે. તેઓ ભાગવતધર્મ પાળે છે. અમે એ લોકો કરતાં ઊંચા, સ્માર્તધર્મ પાળનાર! બની શકે ત્યાં સુધી અમારી દીકરીઓ શરાફોને ત્યાં ન દઈએ. એમની દીકરીઓ બેશક લઈએ ખરા, પણ પ્રયત્નપૂર્વક એમનું વૈષ્ણવપણું ધોઈ કાઢી એમને સ્માર્ત બનાવીએ. પણ આને તો જમાનો વીતી ગયો છે, અને હવે એ ભેદ પહેલાંના જેવો રહ્યો નથી.

ગોંદુને આ ટીકા ન ગમી. એ કેશુથી જુદો પડ્યો. 'હરિવિજય' પરની એની ભક્તિ કાયમ રહી. હું કેશુનો લાડકો. એની વાત મારે ગળે ઝટ ઊતરે. મેં 'હરિવિજય' ફેંકી દીધો અને કૃષ્ણનિંદામાં રસ લેવા માંડ્યો. કેશુએ ધારેલું અરધું પરિણામ તો નીપજ્યું, પણ મહાદેવને હું મારું ઉપાસ્ય દૈવત ન બનાવી શક્યો. મહાદેવ કુલદેવ તો ખરા, પણ ઉપાસ્ય કંઈ જુદું જ હોવું જોઈએ. મેં પિતાશ્રીને પૂછ્યું કે, 'દેવો કેટલા છે?' મારે ગંભીરતાથી સ્વયંવર કરવાનો હતો. એટલે કેટલા દેવોમાંથી પસંદગી થઈ શકે છે એ જાણી લેવાય તો સારું. પિતાશ્રીએ કહ્યું, 'એમ તો દેવ એક જ છે. અને તે બધે છે,—જળ, સ્થળ, કાષ્ઠ, પાષાણ, બધે છે; તારામાં પણ છે ને મારામાં પણ છે. પણ દેવો તેત્રીસ કરોડ ગણાય.' મેં પિતાશ્રીને પૂછ્યું, 'આ તેત્રીસ કરોડ દેવોને તમે ઓળખો છો?' સવાલ અટપટો હતો. પિતાશ્રીએ કહ્યું, 'દેવો ગમે તેટલા હોય તોયે તે પાંચ દેવોના જ અવતાર. પંચાયતનમાં બધા સમાઈ જાય છે.' મેં પૂછ્યું, 'પંચાયતન એટલે શું?' પિતાશ્રી બોલ્યા, 'શિ ના ગ ર દે.' હું મૂંઝાયો. હસીને પિતાશ્રીએ કહ્યું, 'જો, શિ એટલે શિવ, ના એટલે નારાયણ, ગ એટલે ગણપતિ, ર તે રવિ, અને દે એટલે દેવી.'

મને જોઈતું મળી ગયું. મારે આ પાંચમાંથી પસંદગી કરવાની રહી. શિવ તો આપણો કુલદેવ. એ જ પહેલો આવે છે. પણ એ ભારે ક્રોધી છે. જરાક ભૂલ થાય તો સત્યાનાશ વાળી દે. એની આગળ હમેશાં બીતા જ રહેવું પડે. એ આપણને નહીં ખપે. નારાયણ એટલે કૃષ્ણ. એ તો કુકર્મી. એની ઉપાસના કોણ કરે? ગણપતિ વરસમાં એક વાર ઘરમાં આવે છે ને તે વખતે આપણને મોદક ખાવાને મળે છે. પણ એ તો વિદ્યાનો દેવ. એ કંઈ ઉપાસ્ય દેવ તરીકે શોભે નહીં. રવિ છે તો તેજસ્વી, પણ એની ક્યાંયે મૂર્તિ જડતી નથી. એનું દેવળ ક્યાંયે જોવામાં નથી આવતું. એ કંઈ મોટો દેવ ન ગણાય. હવે રહી દેવી. એ તો બૈરું. એની પૂજા કંઈ મરદ કરે?

પાંચમાંથી એકે પસંદ ન આવ્યું. પણ પાંચેની નિંદા મનમાં આણી એ જ મનમાં સાલવા લાગ્યું: હવે તો પાંચ દેવોનો કોપ થશે, અને કોણ જાણે શી શી આફત માથે આવી પડશે! મનમાં ને મનમાં હું પાંચે દેવોની ક્ષમા માગવા લાગ્યો. મહાદેવની સૌથી વધારે. છતાં કોઈની પસંદગી તો ન જ કરી.

એ જ અરસામાં પિતાશ્રીને પૂજામાં હું મદદ કરતો. અમારા દેવઘરમાં અનેક દેવો હતા. બધાને કાઢીને નવરાવવા, લૂછવા, ફરી એમને ઠેકાણે મૂકી દેવા, ગંધ, અક્ષત, ફૂલ વગેરે ચડાવવાં, એ બધું ભારે કામ હતું. મને એમાં રસ પડતો, અને પિતાશ્રીને રાહત મળતી. પૂજાના મંત્ર હું ન જાણું પણ તંત્ર બધું જાણું. એક દહાડો મૂર્તિઓ લૂછતાં વિચાર આવ્યો કે, 'આ બાલકૃષ્ણને દેવી પાસે ન મુકાય. બાલકૃષ્ણ દેખાય છે નાના; પણ જેમ રાધાને ત્યાં એકાએક મોટો થયો, તેમ અહીં પણ જો દેવી બિચારાં નાહક હેરાન થશે. ચારિત્ર્યહીન દેવ પર વિશ્વાસ ન રખાય.'

એટલે બાલકૃષ્ણને હું એક છેડે બેસાડતો, દેવીને બરાબર બીજે છેડે. આટલેથીયે સંતોષ ન થતો, એટલે સુરક્ષિતતાને વધારે મજબૂત કરવા ખાતર દેવી પાસે હું ગણપતિને મૂકી દેતો. આ જબરદસ્ત હાથી આગળ તો બાલકૃષ્ણની પાસે આવવા-વાની હિંમત પણ નહીં ચાલે એમ હું માનતો. આમ વિચાર ચાલતા અને મારું પૌરાણિક વાચન પણ આગળ ચાલતું. વાંચતાં વાંચતાં એમાં દત્તાત્રેય જડયો. મારો જ એ નામધારી, એટલે એના પ્રત્યે મારો પક્ષપાત તો હોય જ. નાનપણથી, કોણ જાણે શા કારણથી, મારામાં સ્ત્રીદ્રૂષ પેસી ગયેલો. મારાં છેક નાનપણનાં સંસ્મરણોમાં સ્ત્રીજાતિ પ્રત્યેનો અણગમો હું બરાબર જોઈ શકું છું. દત્તાત્રેયમાં મેં એ લાભ જોયો કે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ ત્રણે દેવ એમાં સમાઈ જાય છે. શૈવ ને વૈષ્ણવનો ઝઘડો દત્તાત્રેય આગળ શમી જાય છે. બ્રહ્મા પ્રત્યે મારો પક્ષ-પાત તો હતો જ નહીં. પણ એની સૂગ પણ ન હતી. એને તો નમાવી લેવાય. પણ હરિહર ભેગા થાય એથી રૂડું શું? વળી દત્તાત્રેય તો બ્રહ્મચારી. આપણને તો એ જ ખપે.

પંઢરપુરથી અમે દત્તાત્રેયની એક મૂર્તિ લઈ આવ્યા. ગોંદુ એક નાનકડું ચીંથરું લઈને દત્તાત્રેયને ધોતિયું પહેરાવે. મને એ બિલકુલ ગમે નહીં. હું કહું કે, ‘પિત્તળની મૂર્તિમાં પિત્તળનું ધોતિયું કોતરેલું છે જ. એમાં આ ચીંથરું ચડાવીને તું શી શોભા વધારવાનો હતો?’ ગોંદુ કહે, ‘પણ પંઢરપુરમાં તેં નહોતું જોયું કે વિઠોબાને રેશમી કોરનું ધોતિયું પહેરાવે છે, અંગરખું ચઢાવે છે, માથે ફેંટો બાંધે છે, અને શિયાળામાં એક રજાઈ પણ ઓઢાડે છે?’ અમારો મતભેદ કાયમ જ રહ્યો. મેં તો દત્તાત્રેયનાં જેટલાં સ્તોત્રો મળ્યાં તેટલાં ભાવપૂર્વક સાંભળ્યાં. દત્તા-ત્રેયને ઊમરાના ઝાડ તળે બેસવાનું ગમે; એટલે હું પણ જ્યાં ઊમરાનું ઝાડ હોય ત્યાં તેની છાયામાં જઈને બેસતો. દત્તાત્રેયને પાપડીનું શાક ભાવે; એટલે મેં પણ પોતાને પાપડીનું શાક ભાવતું કર્યું.

હવે મને ‘ગુરુચરિત્ર’ વાંચવાનું મન થયું. મહારાષ્ટ્ર તરફ નૃસિંહ સરસ્વતી કરીને એક અવતારી પુરુષ થઈ ગયેલા. એમને દત્તાત્રેયના અવતાર સમજી ‘ગુરુચરિત્ર’માં એમની લીલાનું વર્ણન કરેલું છે. એ બધી લીલામાં મુખ્ય વસ્તુ એ જ કે દુ:ખી લોકોનું દુ:ખ દૂર કરવું. આવો આર્તત્રાણ દેવ જ સૌથી શ્રેષ્ઠ, એમ મેં મન સાથે નક્કી કર્યું. દત્તાત્રેય પોતે તપસ્વી; કષ્ટ વેઠે; શુદ્ધ બ્રહ્મચારી. પણ લોકોનું દુ:ખ જોઈ એનું હૈયું વધારે જલદી પીગળે એમ જોઈ, એ જ ગુણો આપણામાં આવે તો કેવું સારું એમ મનમાં થતું. મારી બુદ્ધિ પ્રમાણે હું દીનદુ:ખીઓને શોધવા લાગ્યો ને જ્યાં બને ત્યાં લોકોને કામ આપવા લાગ્યો. પોતે કશો લાભ શોધવો નહીં ને બીજાની સેવા કરવી, એ તે વખતે તો મારા જીવનનો આદર્શ થઈ ગયો.

ઘરમાં ‘રામવિજય,’ ‘હરિવિજય,’ ‘પાંડવપ્રતાપ’ ને ‘શિવલીલામૃત’ એટલી ચોપડીઓ તો હતી. અમારું ‘ગુરુચરિત્ર’ મામાને ત્યાં ગયેલું. ત્યાંથી એ પાછું

આણવાની અથવા નવું વેચાતું લેવાની દરખાસ્ત મેં પિતાશ્રી આગળ મૂકી. ભોગ-જોગે એ વખતે આઈ પણ ત્યાં હતી. આઈએ ગંભીરતાથી અને ઘસીને મારી દરખાસ્તનો વિરોધ કર્યો. આઈએ કહ્યું: "આપણા ઘરમાં 'ગુરુચરિત્ર' પળતું નથી. આક્કાએ 'ગુરુચરિત્ર' વાંચવા માંડયું ને એ જ વરસે એ આપણને છોડી ગઈ."

આઈએ એવા કેટલાયે દાખલા ગણાવ્યા. બસ, મારી દરખાસ્ત ઊડી ગઈ. મને એ ક્ષણે માઠું તો લાગ્યું, પણ આઈને દુ:ખ દેવા કરતાં 'ગુરુચરિત્ર' વાંચવાની વાત છોડી દેવી એ સારું એમ મેં મારા મન સાથે નક્કી કર્યું, અને તે વિચાર કાયમનો જ થયો. હજીયે મેં 'ગુરુચરિત્ર' બીજી વાર વાંચ્યું નથી. હું મોટો થયો ને સંસ્કૃત ભણ્યો ત્યારે દત્તાત્રેયનાં સંસ્કૃત સ્તોત્રો જોઈ ગયો; અને એમાં જારણ, મારણ, ઉચ્ચાટન અને 'હું ફટ્ સ્વાહા' વગેરે વસ્તુઓ જોઈ એ ઉપાસના પરનો મારો મોહ ઊતરી ગયો. હું જોઈ શક્યો કે દત્તાત્રેયની ઉપાસનામાં આકાશમાંનો ગ્રહ ગુરુ, વિદ્યા આપી નવો જન્મ આપનાર ગુરુ, અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશથી બનેલા દત્તાત્રેય, બધાનો ખીચડો થયેલો છે. અને તેમાં તાંત્રિક સ્વરૂપ પેસી જઈ બધું જ વિચિત્ર થઈ ગયું છે. આમાંથી ગુરુભક્તિ એ જ સાચી છે. ગુરુભક્તિ જ ધર્મજ્ઞાનથી થઈ શકે છે. ગુરુભક્તિથી જ ચારિત્ર કેળવાય છે, ગુરુભક્તિથી જ મોક્ષ મળે છે. એથી આગળ જઈ મેં જોઈ લીધું કે દત્તાત્રેય એ પરમાત્માની ત્રિગુણાત્મક વિભૂતિનું પ્રતીક છે. ત્રિગુણાતીત અ-ત્રિનો એ દીકરો અનસૂયાવૃત્તિને પેટે જન્મેલો. સેવાને અર્થે એણે પોતાને અર્પણ કરી દીધો છે, માટે એને દત્ત કહે છે.

પણ મારી ઉપાસના તો નક્કી ન થઈ તે ન જ થઈ. કોક વખતે દત્તાત્રેયનું નામ લઉં, કોક વખતે 'જય હરિવિઠ્ઠલ' ગાઉં, કોક વાર 'નિવૃત્તિ જ્ઞાનદેવ સોપાન મુક્તાબાઈ, એકનાથ નામદેવ તુકારામ'ને શરણ જાઉં. પણ ઘણી વાર તો 'સાંબ સદાશિવ'ની જ ધૂન લગાવું. આખરે આ બધું છોડી મેં પ્રણવ-જાપ લીધો.

## ૨૧. પંઢરી

पंढरीचे वाटे वाभळीचे काटे ।
सखा माझा भेटे . , . . . . पांडुरंग ॥

ઘણાં વરસની ઝંખના પછી અમે પંઢરપુર જઈ શક્યા. બળદગાડીમાં કે પગ-પાળા મુસાફરી કરવામાં જે આનંદ, અનુભવ અને સ્વતંત્રતા રહે છે તે રેલગાડીમાં નથી જ હોતાં. પંઢરપુરની ભૂમિ એટલે પવિત્રમાં પવિત્ર ભૂમિ. ત્યાંનો એકેએક કાંકરો અને પથરો સંતોનાં ચરણોથી પુનિત થયેલો. ત્યાંની એકેએક વસ્તુ સુંદર છે, પવિત્ર છે, હિતકર છે, એમ માનવાને પ્રથમથી જ મન તૈયાર હતું. મંદિરને

રસ્તે બેઠેલાં આંધળાં, પાંગળાં, કોઢિયાં અને અપંગ લોકો પણ જાણે કોઈ બીજી જ દુનિયાના માણસો છે એમ મારી નજરે લાગતું.

ચંદ્રભાગા પર અમે નાહવા ગયા. ત્યાં પહેલવહેલું મંદિર જોયું પુંડલીકનું. એક ડોશી ઊંચે સાદે ગાતી હતી:

'कां रे पुंडचा मातलासी,
उभें केलें विठ्ठलासी'

પુંડલીક માતાપિતાની સેવામાં એવો તો લીન હતો કે, એની ભક્તિથી રાજી થઈ શ્રીકૃષ્ણ પોતે એને વર આપવા આવ્યા. ત્યારે માતપિતાની સેવા છોડી પર-માત્માનું સ્વાગત કરવા ઊઠવું એને ન રુચ્યું. એણે પાસે પડેલી એક 'વીટ' (ઈંટ) ભગવાન તરફ ફેંકી અને કહ્યું, 'લો આસન. જરા ઊભા રહો. મારી સેવા પૂરી થવા દો.'

સેવામાંથી પરવાર્યા પછી પુંડલીકે પૂછ્યું, 'કેમ આવ્યા છો?'

'તારી ભક્તિ જોઈ સંતુષ્ટ થયો છું. વર આપવા આવ્યો છું.'

'માતાપિતાની સેવામાં મને પૂરતો આનંદ છે. વર આપવા જ માગો છો તો એટલું માગી લઉં કે, અહીં ઊભા છો તેવા જ અઠ્ઠાવીસ યુગ સુધી ભક્તને દર્શન આપવા ઊભા રહો.'

તે દિવસથી વિષ્ણુનું નામ 'વિઠ્ઠલ' (વીટ ઉપર ઊભા રહેનાર) પડ્યું. એટલા માટે જ પંઢરપુરમાં વિઠ્ઠલ સાથે રુક્મિણીની મૂર્તિ નથી. રુક્મિણીનું મંદિર જુદું છે. પંઢરપુરમાં રુક્મિણીને રખુમાઈ કહે છે, અને રાધાને રાઈ કહે છે. ચંદ્ર-ભાગાના પટમાં જ્યાં જુઓ ત્યાં ભજન ચાલતું હોય. અહીં વર્ણાશ્રમ કે કર્મ-કાંડને મહત્ત્વ નથી. આ તો ભક્તિનું પિયર, સર્વ સંતોનું ધામ છે.

અમે નાહીને વિઠ્ઠલનાં દર્શને ગયા. ગોર મહારાજ સાથે હોવાથી દરેક સ્થાનનું માહાત્મ્ય ઝટ ઝટ સમજાઈ જતું. રસ્તામાં એક તાકપીઠવિઠોબા આવતા એવું સ્મરણ છે. આ વિઠોબા આગળ એક મોટું વાસણ હતું, એમાં લોકો છાશ અને ધાણીનો લોટ નાખતા.

વિઠ્ઠલના મંદિરમાં કેટલી ભીડ! કોઈ ગાય છે, કોઈ નાચે છે, કોઈ મોટેથી વિઠ્ઠલને સાદ પાડે છે. મંદિરના એક એક ભક્તની નિષ્ઠા જોઈ મને આનંદ થતો. પણ સરવાળે બધાની બહુ સારી છાપ પડી નહીં. બધા મળી એવો તો કોલાહલ કરે કે એના કરતાં શાકબજાર સારું. હું નાનો હતો તોયે ભક્તિનો ઊભરો બતાવ-નાર લોકોનો દંભ હું જોઈ શકતો હતો. પ્રતિષ્ઠાની લાગવગથી ખાનગી રસ્તે અમે મંદિરમાં ગયા અને સહેલાઈથી દર્શન કરી આવ્યા. પહેલું દર્શન તો ઉતાવળે જ કરવાનું હોય. મંદિરના દરેક થાંભલા સાથે કંઈક ને કંઈક આખ્યાયિકા જોડેલી છે. 'આ ગરુડસ્તંભ; અહીં તુકારામ ઊભા રહેતા; ગોરા કુંભાર અહીં બેસતા; આ ઓટલા પર નામદેવે માથું કૂટ્યું હતું.' મંદિર બહાર એક પગથિયું પિત્તળનું છે. નામદેવની પાયરી તરીકે પ્રખ્યાત છે, કેમ કે એની નીચે નામદેવ સમાધિસ્થ થયા હતા.

રખુમાઈનું દર્શન કરી અમે ગોપાળપુર જોવા ગયા. રસ્તામાં જ્યાં શ્રીકૃષ્ણે વલોણું વલોવ્યું હતું તે સ્થાન આવ્યું. ત્યાં ગોર કહે, 'જલદી આવો, જલદી આવો. થોડી જ ધાણી હવે બાકી રહી છે.' એક પિત્તાળની થાળીમાં ધાણીના દસ-પંદર દાણા પડેલા હતા. ગોરે કહ્યું, 'શ્રીકૃષ્ણ અને એના ગોવાળ અહીં શિરામણ કરી ગયા તે કાળની આ ધાણી છે. તમે ઠીક વખતસર આવ્યા. આટલી જ રહી છે.' અમે બે પૈસા આપી ધાણીના બેચાર દાણા લીધા અને આગળ ચાલ્યા. ગોપાળપુરમાં એક શિલા છે. એ શિલા પર ગાયને ઊભી રાખી શ્રીકૃષ્ણે એનું દૂધ કાઢી પીધું હતું. એ ગાયની ચાર ખરી, શ્રીકૃષ્ણના પગ અને વાટકો, એ બધાંનાં ચિહ્ન એ શિલા પર ઊંડાં ઊતરેલાં દેખાતાં હતાં. આ બાજુએ નદીમાંથી ગમે તે પથરો કાઢો તો તેના પર બાળગોપાળનાં પગલાં સ્પષ્ટ દેખાય!

નદીના વહેણમાં પાણી વચ્ચે એક નાનકડું મંદિર છે. હોડીમાં બેસી અમે ત્યાં દર્શન કરવા ગયા. અર્ધું વહેણ વટાવ્યું હશે ત્યાં હોડીવાળાને મેં કહ્યું, 'અહીં ડૂબકી મારી એક પથરો કાઢી બતાવ.' એણે એક પથરો કાઢ્યો, અને શું આશ્ચર્ય! એના પર પણ બાળકના જેવાં પગલાં સ્પષ્ટ દેખાતાં હતાં!

અહીંથી અમે જનાબાઈનું સ્થાન જોવા ગયા. જનાબાઈ એ નામદેવના ઘરની દાસી. બિચારીનું સગુંવહાલું કોઈ નહોતું; તેથી વિઠોબા પોતે એની સાથે એનું દળણું દળતા, આઠ આઠ દિવસે એને નવડાવતા અને એના વાળ ઓળતા. એક રાત વિઠોબા ત્યાં જ સૂઈ ગયેલા. જનાબાઈના વખતની એક રજાઈ આજે પણ ત્યાં જોઈ શકાય છે. એના પર તેલ રેડી રેડીને લોકોએ એને ચામડા જેવી કરી નાખી છે.

પાછા ફરતાં પેલા ધાણીવાળા ગોર પાસે અમે ફરીથી ગયા. એ વખતે એની થાળીમાં બે મૂઠી ધાણી હતી! મેં એને પૂછ્યું, 'હવે આટલી ક્યાંથી આવી ગઈ?' એ મને જવાબ શાનો આપે?

ચંદ્રભાગાને કિનારે એક નાનકડો કુંડ છે. ત્યાં તુકારામે પોતાના અભંગની ચોપડીઓ પાણીમાં પથરા બાંધીને ડુબાડી હતી, અને વિઠોબાએ એનું સમાધાન કરવા ખાતર પથરા સાથે એ ચોપડીઓ તરતી કરી હતી. એનું સત આજે પણ તમે અજમાવી શકો. બે પૈસા આપો એટલે એક માણસ પથરાની બનાવેલી એક નાનકડી નૌકા 'પુંડલીક વરદે હરિવિઠ્ઠલ' કહી પાણીમાં છોડી દે છે, અને એ નૌકા ત્યાં પાણીમાં તરે છે. એ નૌકાને તરતી મેં મારી સગી આંખે જોઈ છે. મેં પેલા માણસને કહ્યું, 'આ જ નૌકાને નદીના પાણીમાં છોડો જોઈએ. ત્યાં ડૂબી જાય તો માની લઈએ કે, આ જગાનું સત છે.' એણે મારું ન માન્યું, કેમ કે હું નાનો હતો.

સાંજે વહેલા જમી અમે વિઠોબાની પૂજા જોવા ગયા. વિઠોબાની મૂર્તિનું રસભર્યું વર્ણન સંતોનાં વચનોમાં એટલું બધું સાંભળ્યું હતું કે સાક્ષાત્ મૂર્તિ કદરૂપી

લાગે છે, એમ કબૂલ કરવા પણ મન તૈયાર ન હતું. શિયાળાના દિવસ હતા, એટલે વિઠોબા ગરમ પાણીએ નાહ્યા. ઘડા ભરી ભરીને એમને દૂધથી નવડાવ્યા. પછી દહીંથી. મોઢે માખણનો એક મોટો ગોળો ચોડી દીધો હતો. એક લોટો મધ પણ માથે રેડાયું. પછી ઘીનો વારો આવ્યો. છેલ્લે એક પવાલું ભરીને કસ્તૂરીનું પાણી માથે રેડાયું. કસ્તૂરી એ ગરમ ચીજ. કસ્તૂરીથી નાહ્યા પછી પંચામૃતની શરદી નડે નહીં. કસ્તૂરીની ગરમી ઉતારવા ચંદનના પાણીનો લોટો માથે રેડવામાં આવ્યો. છેલ્લે શુદ્ધોદક આવ્યું. શરીર લૂછીને રેશમી કોરનું ધોતિયું પહેરવા વિઠોબા તૈયાર થયા. વિઠોબાને પાટલી તો બહુ જ ફેશનેબલ પાડવી જોઈએ. અમારા જેવા ભક્તોની આંખ ઠરી જતી. પછી આવ્યો જરકસી જામો. એના પર મહારાષ્ટ્રી પદ્ધતિનો રેશમી અંગરખો. પછી પાઘડી બાંધવાની ક્રિયા શરૂ થઈ. વિઠોબા તૈયાર પાઘડી ન પહેરે, પણ માથા પર જ પાઘડી બંધાવે. એમાં અર્ધો કલાક ગયો. હવે વિઠોબા ઠીક ઠીક રસિયા દેખાવા લાગ્યા. પણ ટાઢના દિવસોમાં ઓવરકોટ વગર કેમ ચાલે? પણ ઓવરકોટ તો આધુનિક વસ્તુ! એટલે રૂદાર મશરૂની એક ગોદડી સૌથી ઉપર ઓઢાડવામાં આવી. હવે તો વિઠોબાના શરીરનો ઘેરાવો એમની ઊંચાઈ કરતાં વધ્યો. વિઠોબાએ કસ્તૂરીનો ચાંલ્લો કર્યો. પછી ભોગ ચડાવવામાં આવ્યો. એ વખતે બારણાં બંધ હતાં. ભૂખ્યા લોકો જુએ તો વિઠોબાને નજર લાગે! અને અપચો પણ થાય! મહેર બડવા (ગોર) લોકોની કે વિઠોબાએ તાંબૂલ અમારા દેખતાં જ ખાધાં.

હવે વિઠોબાને શયનગૃહમાં જવાની ઉતાવળ જણાઈ. શયનગૃહ જમણી બાજુએ સુંદર રીતે સજાવેલું હતું. પણ ત્યાં વિઠોબા કઈ રીતે જાય? એટલે વિઠોબાના પગથી શયનગૃહના મંચક સુધી એક લાંબું લૂગડું તાણવામાં આવ્યું. એના પર લાલ રંગે વિઠોબાનાં પગલાં છાપ્યાં હતાં.

અમારા ગોરે કહ્યું, 'હવે તો કળિકાળ વધ્યો છે; નહીં તો પહેલાં પહેલાં શયનગૃહમાં પાનબીડી કરી રાખી હોય તે સવાર સુધીમાં અલોપ થતી ને થૂંકદાનીમાં પાનનો લાલ કૂચો પડેલો જણાતો. ભક્તો એ લઈને ખાતા.'

બીજે દિવસે સવારે ચાર વાગ્યે અમે કાકડ આરતી જોવા ગયા. એ વખતે પણ લોકોની ભીડ ભારે હતી. કાર્તિક પૂનમથી માહ પૂનમ સુધી, પોહ ફાટે તે પહેલાં નદીમાં નાહવાનું પુણ્ય વિશેષ છે. અને કાકડ આરતી વખતે દર્શન કરવું એ તો પુણ્યની અવધિ થઈ. અમને રોજ અભિષેકના પંચામૃતમાંથી એક એક લોટો તીર્થ મળતું. અમારો સવારનો નાસ્તો એની મદદથી જ થતો.

પંઢરપુરમાં એક જ વસ્તુ વિશેષ આકર્ષક લાગી. ત્યાં સાધારણપણે ઊંચનીચ ભાવ ન મળે. બધા જ સંતો ને બધા જ સમાન. જ્ઞાનદેવ, નામદેવ, જનાબાઈ, ગોરા કુંભાર, તુકારામ વગેરે સંતોની કેળવણીનું એ ફળ છે.

# ૨૨. મોટાભાઈની શક્તિ

રામદુર્ગથી અમે પાછા આવતા હતા. તોરણલનો સાત દીવાલવાળો કિલ્લો વટાવીને અમે આગળ ચાલ્યા. રસ્તામાં એક નદી આવતી હતી. કઈ નદી તે આજે બિલકુલ ધ્યાનમાં આવતું નથી. એ નદીને કિનારે બપોરના અમે મુકામ કર્યો. મેં મજાના ત્રણ પથરા આણી, ધોઈ ચૂલો બનાવ્યો. આસપાસનાં સુકાઈ ગયેલાં લાકડાં ભેગાં કરી એ ચૂલો સળગાવ્યો. સૌથી મોટાભાઈએ નાહીને નદી પરથી પાણી આણ્યું. રસોઈ તૈયાર થતાં એક વાગી ગયો. પિતાશ્રી ખૂબ થાકેલા હતા પણ પૂજા કર્યા વગર તો જમાય નહીં. ગોંદુએ ક્યાંકથી તુલસી અને બેચાર ફૂલ આણ્યાં. પિતાશ્રીને પૂજા કરતાં જરાક વાર લાગી. અમે નાના છોકરાઓ ભૂખથી પીડાતા એક ખૂણામાં ભૂખ અને ઊંઘ વચ્ચે ઝોલાં ખાતા હતા. પિતાશ્રીની પૂજા ઝટ પતે નહીં અને છોકરાઓને વખતસર ખાવાનું મળે નહીં, એટલે મારાં બા જરા ચિડાયાં હતાં. મુકામે આવતાંવેંત ભાતું છોડીને છોકરાઓને કંઈક ખાવા આપવું એવો પિતાશ્રીનો વિચાર હતો, પણ છોકરાઓ અત્યારે ભાતું ખાશે તો જમશે શું? અને આખો દિવસ પાણી પાણી કરશે, એમ કહી બાએ અમને ખાવા આપવાની ચોખ્ખી ના પાડી. તે વખતથી જ કંઈક બગડ્યું હતું. પિતાશ્રીને ચિડાવાની ટેવ જરાયે ન હતી. પણ જ્યારે ચિડાય ત્યારે ભાન ભૂલી જાય. પણ તે અમ છોકરાઓ ઉપર જ. કચેરીમાં કારકુન ઉપર તેઓ ભાગ્યે જ ચિડાતા. પટાવાળાઓને પણ આકરા શબ્દો કહેવાની ટેવ એમને ન હતી. પણ કોણ જાણે આજે પિતાશ્રી ખૂબ ચિડાયા હતા. 'પૂજા ઝટ પતે નહીં' એમ બાએ કહ્યું કે તરત જ ગરમ થઈ પિતાશ્રીએ કાંઈક આકરાં વેણ સંભળાવ્યાં. અને તે પણ અમારા બધાના દેખતાં! બાને ભારે અપમાન જેવું લાગ્યું. મને બરાબર યાદ છે. બાનું મોઢું રાતુંપીળું તો શું સાવ નીલું થઈ ગયું. અમારા દેખતાં રોવાય પણ કેમ? ભારે પ્રયત્ન કર્યો તોપણ બે મોતી તો ટપક્યાં જ. હું કશું સમજું નહીં, એટલે ત્યાં ને ત્યાં જ હેબતાઈને ઊભો રહ્યો. મોટાભાઈ અમારા બધાના અજાણતાં ત્યાંથી છટકી ગયા. મોટાભાઈ ભાગ્યે જ પિતાશ્રી સાથે બોલતા. નાનપણથી જ, બીકથી કહો કે અંતર રાખવાની આદતથી કહો, તેઓ પિતાશ્રી આગળ ઊભા રહેતા જ નહીં. કંઈક જોઈતું કારવતું હોય તો મારી મારફતે પિતાશ્રીને કહે. હું સૌથી નાનો. મને બીક શરમ શાની? પિતાશ્રી ઝટ માને નહીં તો એમની સાથે દલીલ પણ કરું!

જમવાનો વખત થયો. થાળીઓ—ના, પતરાળાં પીરસાઈ રહ્યાં. ગોંદુ તો શરૂ કરવા આતુર થયો હતો. પણ મોટાભાઈ ક્યાં? એ તો ત્યાંથી છટકી ગયા હતા. મેં એમને 'બાબા, બાબા' કહી ખૂબ બૂમો પાડી, પણ બાબા હતા જ ક્યાં? પિતાશ્રીએ કહ્યું, 'જા, આસપાસ ક્યાંક બેઠો હશે; જઈને એને બોલાવી

લાવ.' આસપાસ હું ખૂબ રખડયો. આખરે બાબાને એક ઝાડ તળે બેઠેલા જોયા. બેઠેલા નહીં, માથું નીચું રાખીને તે આંટા મારતા હતા. હું બરાબર જોઈ શકયો કે બાબા ધૂંધવાતા હતા. મેં કહ્યું, 'ચાલો જમવા; બધા રાહ જુએ છે.' એમણે કહ્યું, 'મારે આવવુંયે નથી અને જમવુંયે નથી.' મેં દલીલ કરી, 'પણ ભાણાં તૈયાર છે તે? ગોંદુએ શરૂ પણ કર્યું હશે. બધા તમારી રાહ જુએ છે.' આકરા સ્વરે બાબાએ કહ્યું, 'ગોંદુને કહેજે કે ધરાઈને ખાય. તું જા, મારે નથી આવવું.' મેં પાછા આવી બનેલી બીના રજૂ કરી. પિતાશ્રીએ કહ્યું, 'શી હઠીલાઈ આ છોકરાની! એને કહેજે કે હું રાહ જોઉં છું. ઝટ આવી જાય.' હું ફરી દોડતો ગયો. આ વખતે બાબા જેટલા શાંત દેખાતા હતા એટલા જ આકરા થયા હતા. ખૂબ વિચારપૂર્વક એમણે પોતાનો સંદેશો વાકયમાં ગોઠવ્યો હતો. મને કહે,—અને કહેતાં એક એક અક્ષર ઉપર બરાબર ભાર મૂકતા ગયા—'કહેજે કે આવું જ સાંભળવાનું હોય તો જમવુંયે નથી અને ઘેર આવવુંયે નથી.'

ઘરમાં જયારે જયારે મતભેદ હોય ત્યારે ત્યારે અમે બાળકો હમેશાં પિતાશ્રીનો પક્ષ જ તાણતાં; કેમ કે એ મોટો પક્ષ. બાનું તો હમેશાં સહન કરવાનું જ વ્રત, એટલે પિતાશ્રીનો પક્ષ તાણવો એ જ સહેલો માર્ગ હતો. પણ બાબાને આજે આમ એકદમ પક્ષાંતર કરતા જોઈ મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. બાબાની છાપ જ એવી હતી કે ઝાઝું બોલાય જ નહીં. હું સીધો પાછો આવ્યો અને રિપોર્ટરની પેઠે મોટાભાઈનો સંદેશો બરાબર બોલી ગયો. એ વખતે પિતાશ્રીને શું થયું હશે એની કલ્પના આજે આવે છે. પોતે કોઈ કાળે ચિડાય નહીં તે ચિડાયા ને આકરું બોલાઈ ગયું; બાને ભારે દુ:ખ થયું; હું ભૂખ્યો અહીંથી ત્યાં ને ત્યાંથી અહીં દોડાદોડી કરું છું; ગોંદુ જમવાનું છોડી પિતાશ્રીના મોઢા તરફ તાકીને જુએ છે; અને બાબા જે કોઈ કાળે સામો ઊભો પણ ન રહે તે આવો સંદેશો મોકલે છે! કેટલાય વખત સુધી તેઓ બોલ્યા નહીં. આખરે કાંઈક મુશ્કેલીથી બોલ્યા: 'એને કહેજે કે જમવા આવી જાય.' હું શું જાણું કે આ વાકયમાં બધું જ આવી જતું હતું? મેં કહ્યું કે, 'આમ તે નહીં આવે.' એટલે પિતાશ્રી મારા પર પણ ખિજાયા. પણ ખિજાઈને કંઈ બોલે તે પહેલાં જ હું ત્યાંથી ખસી ગયો. મને થયું કે આવા સંદેશા આજે કેટલા લઈ જવાના હશે તે કોણ જાણે. પણ ગયો તો ખરો, અને બાબાને બરાબર કહ્યું. અને શું આશ્ચર્ય! જરાયે આનાકાની કર્યા વગર અને કાંઈક સંતોષથી મોટાભાઈ જમવા આવ્યા.

આ પ્રસંગનું રહસ્ય મારા ધ્યાનમાં તે વખતે બિલકુલ ન આવ્યું તેથી જ એ પ્રસંગ ધ્યાનમાં રહ્યો. અને સાચે જ, તે દિવસથી તે બાના અંત લગી કોઈ કાળે પિતાશ્રીએ બાની બાબતમાં પોતાનો મિજાજ ખોયો નહીં. મોટાભાઈમાં આટલી શક્તિ હશે એનો મને ખ્યાલ સરખોયે ન હતો. જેમ જેમ એ પ્રસંગને યાદ કરું છું તેમ તેમ પ્રેમનો કાયદો વધારે ને વધારે સમજતો જાઉં છું અને આખરે મન સાથે નિશ્ચય થાય છે કે પ્રેમનું સામર્થ્ય અમોઘ છે. એ પ્રેમ સાર્વભૌમ અને સર્વશક્તિમાન છે.

# ૨૩. ઘટપ્રભાને કાંઠે

ગાડીની મુસાફરી પૂરી થઈ. હવે બાકીનો પ્રવાસ રેલગાડીનો હતો. અમે રાત્રે આઠ વાગ્યે ગોકાક પહોંચ્યાં. રેલનો 'ટાઈમ' બપોરના બારનો હતો, એટલે અમે એક ધર્મશાળામાં ઊતર્યાં. થાક્યાંપાક્યાં બધાં જ ઘસઘસાટ ઊંઘમાં પડ્યાં.

સવારના ત્રણેક વાગ્યાનો શુમાર હશે. એવામાં એક કૂતરું ધર્મશાળામાં પેઠું; અને અમારું એક તપેલું, અંદર કંઈક ખાવાનું હોવાથી રૂમાલથી બાંધી રાખેલું તે, તેણે ઊંચકી લીધું ને મોટાભાઈ ઊઠે તે પહેલાં જ ધર્મશાળામાંથી બહાર નાસી ગયું. કૂતરાનો પગરવ સાંભળી ત્રણચાર જણ ઊઠ્યા અને કૂતરા પાછળ દોડ્યા; પણ તપેલું તો ગયું તે ગયું જ.

આ ગરબડને લીધે સવાર પડતાં હું જરા મોડો ઊઠ્યો. ઊઠીને જોઉં તો આસપાસ ઘણા લોકો આવતા-જતા હતા. શૌચ જવાની ક્યાંયે સગવડ ન મળે. ત્યાંથી સીધો ઘટપ્રભા નદી સુધી ગયો. ધાર્યું કે નદીના તટ તરફ શૌચ બેસવા જેટલી એકાંત જગ્યા જરૂર મળવાની. પણ નદી પર જઈ જોયું તો આખા ગામના લોકો ત્યાં હાજર. કોઈ કપડાં ધુએ, કોઈ પાણી ભરે, કોઈ વાસણ ઊટકે. મેં આસપાસ ખૂબ દૂર સુધી જોયું, પણ ક્યાંય એકાંત મળે નહીં. નદીને કિનારે કિનારે ખૂબ દૂર ઉપરવાસ ગયો. ત્યાં પણ નિર્જન સ્થાન ન મળે. જ્યાં જુઓ ત્યાં ડોસા કે ડોસી અથવા તો ઢોર ચરાવતા છોકરાઓ તો હોય જ. નદીકાંઠાના લોકોને તો મોટે ભાગે શરમ હોતી નથી. તેઓ ગમે ત્યાં બેસી જાય છે. એવા પણ લોકો મેં જોયા. એમને શરમ ભલે ન હોય પણ મને તો હતી. એટલે દૂરથી એવાઓને જોઈ મારે રસ્તો બદલવો પડતો.

હવે ધીમે ધીમે મારી ધીરજ ખૂટવા લાગી. વખતસર પાછો ન જાઉં તો આઈ વઢે. અને શૌચ બેઠા વગર પાછા જવું પણ બને એમ ન હતું. મને થયું હવે કરવું શું? ક્યાં જાઉં? ગમે ત્યાં બેશરમ થઈ લોકોના દેખતાં બેસું તે તો અશક્ય જ હતું, કેમ કે શરીરને એવી ટેવ જ ન હતી.

આખરે મને એક કાવ્યમય ઈલાજ સૂઝ્યો. પાસે જ એક ઝાડ હતું, સહેજે ચડાય એવું. એનાં પાંદડાં એટલાં તો ભરચક હતાં કે ઉપર ચડ્યા પછી કોઈ જોઈ ન શકે. ઝાડની આસપાસ સદ્ભાગ્યે કોઈ હતું નહીં. એટલે ભરેલો લોટો લઈ વૃક્ષારોહણ કર્યું. ખૂબ ઉપર ચડી અનુકૂળ ડાળી શોધી કાઢી. મનને મનાવ્યું કે કોઈ કાળે મળ્યું ન હતું એવું સરસ એકાંત મળ્યું છે. છતાં બીક તો હતી કે, રખેને એકાદ ગાય ઝાડ નીચે આવી ચડે અને એની પાછળ કોઈ ગોવાળ આવીને હાજર થાય! પણ ઈશ્વરને એટલી આકરી કસોટી કરવી ન હતી. હું નિરાંતે પાછો આવ્યો. મારા ભાઈ પણ એ જ ઉદ્દેશથી નદીએ ગયેલા તે નિરાશ થઈ પાછા આવેલા.

એમણે મને પૂછ્યું, 'શૌચ ક્યાં ગયો હતો?' મેં કહ્યું, 'નદીએ.' ભાઈએ પૂછ્યું, 'ત્યાં એકાંત જગ્યા હતી?' મેં કહ્યું, 'હા.'

ભાઈને કબૂલ કરવું ન હતું કે તેઓ એમને એમ પાછા આવ્યા છે; અને મને શરમ લાગતી હતી કે મેં વાંદરાનો પાઠ ભજવ્યો છે; એટલે 'તેરી બી ચૂપ ઔર મેરી બી ચૂપ' કરી અમે એ પ્રશ્નોત્તરી વધારી નહીં. કેટલાયે મહિનાઓ સુધી મેં મારી વાત છાની રાખી હતી. શરમનું પડ કાળના પ્રતાપે ઘસાઈ ગયા પછી તે દિવસની વાત કરવાની મારી હિંમત ચાલી.

માણસ ઘણી વાર ભારે પાપ કે ગુનો કરે તો તે કહેતાં શરમાય નહીં એટલો આવી વસ્તુઓ વિશે બોલતાં શરમાય છે. લજ્જા કરતાં વ્રીડાનું કવચ વધારે દુર્ભેદ્ય હોય છે.

## ૨૪. નિશ્ચયનું બળ

[ મહાશિવરાત્રી ]

'ગમે તે થાઓ, હું શિવરાત્રીનો ઉપવાસ તો કરવાનો જ.'

મને જનોઈ પણ આપવામાં આવી નહોતી. એટલા નાનપણમાં મને મહાશિવરાત્રી જેવા આકરા ઉપવાસ કોણ કરવા દે? પણ મેં તો હઠ લીધી કે, 'ગમે તે થાઓ, હું મહાશિવરાત્રી કરવાનો જ.'

મહારાષ્ટ્રના બ્રાહ્મણોમાં સ્માર્ત અને ભાગવત એવા મુખ્ય બે ભેદ પડે છે. સ્માર્ત બધા મહાદેવના જ ઉપાસક હોય છે એમ નથી, અને ભાગવત બધા વિષ્ણુના જ ઉપાસક હોય એવો પણ નિયમ નથી. છતાં કાંઈક એવો ભેદ ખરો. અમે મહાદેવના ઉપાસક. મંગલેશ અને મહાલક્ષ્મી એ અમારાં કુલદૈવત. અમારા ઘરની બધી ધાર્મિક વિધિઓ સ્માર્ત સંપ્રદાય પ્રમાણે ચાલે. ફક્ત એકાદશી એમાં આપવાદ. અમે બીજી એટલે ભાગવત એકાદશી કરીએ. છતાં ઘરમાં વિષ્ણુની ઉપાસના નહીં.

મારા મોટાભાઈ કેશુના સહવાસથી મારામાં મહાદેવ પ્રત્યે ખાસ પક્ષપાત જામ્યો. મહાદેવ એ જ મોટા દેવ. એની આગળ બધા દેવો તુચ્છ છે. સમુદ્રમંથન વખતે દરેક દેવ લોભથી ભિખારી થઈ એક એક રત્ન ઉપાડી ગયો. વિષ્ણુએ તો બરાબર બળિયાના બે ભાગ કર્યા. ફક્ત અમારા મહાદેવ દુનિયાનું દુઃખ વહોરી લઈ નીલકંઠ બન્યા. દેવ હોય તો એવો જ હોય, એમ મન સાથે નક્કી થઈ ચૂક્યું. આપણે પણ જિંદગીમાં એ જ ન્યાયે ચાલવું જોઈએ એમ પણ મનમાં હમેશ આવતું. એ અરસામાં નાનાએ કાંઈક હઠ લઈને 'શિવલીલામૃત'ની ચોપડી પિતાશ્રી પાસેથી લઈ લીધી. પછી તો પૂછવું જ શું? રોજ સવારે ઊઠી, નાહી

એક, બે કે વધારે અધ્યાય વાંચીએ. શ્રીધર કવિની ભાષા વર્ણનો કરે ત્યારે પ્રત્યક્ષ દેખાવ નજર આગળ ઊભો કરે. અને શબ્દસમૃદ્ધિ તો પાર વગરની. વચમાં વચમાં બહુ જ ઉઘાડો શૃંગાર આવી પણ જાય એ ખરું; પણ અમને એનો સ્પર્શ પણ થતો નહીં. આ ભાગ ગંદો છે એટલું તો જાણીએ, પણ મનમાં વિકાર પેદા થાય એવી ઉંમર જ ન હતી. એ શિવલીલામૃતમાં મહાદેવના અનેક અવતારો અને ભક્તોનાં ચરિત્ર વર્ણવેલાં હતાં. મહાદેવ ચંડકોપી પણ આશુતોષ છે, ભોળા શંભુ રાજી થાય ત્યારે ગમે તે આપે. એવા દેવની ભક્તિ જે ન કરે તે અભાગિયો, એવું મન સાથે નક્કી થઈ ચૂકયું હતું. સવારથી ઊઠીને એનું નામસ્મરણ કરીએ; આખું શિવલીલામૃત વાંચીએ; દૂર દૂર જઈ ગમે ત્યાંથી બીલીપત્ર લઈ આવીએ અને મહાદેવની પૂજા કરીએ.

એક દિવસે વાંચ્યું કે નાના છોકરાઓની ભક્તિથી મહાદેવ સવિશેષ પ્રસન્ન થાય છે. મેં હઠ લીધી કે, 'અમે મહાશિવરાત્રી કરવાના.' બાએ કહ્યું, 'તું મોટો થા, તને એક દીકરો થાય, પછી ભલે શિવરાત્રી કરજે. તું શિવરાત્રી કરે એમાં અમે રાજી છીએ; પણ તારા જેવા છોકરાઓ માટે એ વ્રત નથી.' પણ હું માનું શાનો? પિતાશ્રી સુધી વાત ગઈ કે, દત્તુ જમતો નથી કે કશું ખાતોયે નથી.

પિતાશ્રીએ મને અનેક રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો. તેમણે કહ્યું, 'મહા-શિવરાત્રી એ મહાદેવનું વ્રત છે. એ તોડાય નહીં કે છોડાય નહીં. એક વાર લીધું કે કાયમનું ચોંટયું. એના પાલનમાં ગફલત થઈ તો મહાદેવ સત્યાનાશ કરી નાખે. તારે ફળાહાર જ કરવો હોય તો એકાદશી ભલે કરજે. એ હળવું વ્રત છે. જેટલા દિવસ કરો એનું પુણ્ય મળે અને છોડી દો તોયે વાંધો નહીં. વિષ્ણુ કોઈનો સંહાર ન કરે.' મેં કહ્યું, 'મને તો મહાદેવની જ ભક્તિ છે. હું ફળાહારની લાલચે વ્રત કરવા નથી બેઠો. મારે મહાદેવને પ્રસન્ન કરવા છે. હું તો મહાશિવરાત્રી જ કરવાનો.'

'પણ તારા મોટાભાઈઓ તો જો! એક જણ સંધ્યા જ નથી કરતો અને એને ડુંગળીનાં ભજિયાં વગર ચાલતું નથી. બીજાએ માથા પર ખ્રિસ્તી લોકોની જેમ વાળ રાખ્યા છે અને હવે તો આઠ આઠ દિવસે હજામત કરવાને બદલે એકલી દાઢી જ કરે છે. ઘરમાં ભ્રષ્ટાચાર પેઠો છે. તું કૉલેજમાં જઈશ એટલે તું પણ એવો જ થવાનો. મેં ભૂલ જ કરી આ લોકોને પૂને મોકલીને. આજે વ્રત લઈશ અને કાલે તોડી નાખીશ એ શા કામનું? ડાહ્યો થઈને જમવા બેસ અને નાહક અમને દુઃખ દે નહીં.'

મેં તો એક જ વાત પકડી રાખી. કરગરીને મેં કહ્યું, 'હું આ લોકો જેવો નથી થવાનો. તમે ખાતરી રાખો કે હું શિવરાત્રીનું વ્રત કોઈ કાળે તોડીશ નહીં.' મારી નિષ્ઠા પુરવાર કરવા માટે મેં એક દાખલો પણ આપ્યો. "હમણાં જ થોડા દિવસ ઉપર હું અબોટિયું પહેરીને જમવા બેઠો હતો, એટલામાં અણ્ણા હજામત કરીને આવ્યો અને નાહ્યા વગર મને અડી ગયો. હું ભાણા ઉપરથી ઊઠી ગયો અને તે

દિવસે સવારે કે સાંજે કશું ખાધું જ નહીં. મેં એને ચોખ્ખેચોખ્ખું કહ્યું કે, 'હું કૉલેજમાં ભણીશ તોયે તારા જેવો તો નથી થવાનો.'"

મને થવા લાગ્યું કે આ શું? એક તરફ ભાઈઓ વઢે છે કે દત્તુ વહેમી છે; સાવ ભટજી છે અને બીજી તરફ પિતાશ્રી શંકા લાવે છે કે દત્તુ નાસ્તિક થવાનો, કેમ કે મોટાભાઈઓ એવા. હવે મારે કરવું શું? હું ફાટયો. મેં પિતાશ્રીને અકડાઈથી જવાબ આપ્યો, 'આજે તો હું નથી જ જમવાનો; પછી ગમે તે થાઓ.' પિતાશ્રી બરાબર ચિડાયા. તેઓ પણ મહાદેવના જ અવતાર. ચિડાય ત્યારે બરાબર પ્રસાદ ચખાડે. ડાબે હાથે મારું બાવડું ઝાલ્યું અને સાથળ ઉપર ચાર તમાચા લગાવ્યા! તમાચા દીઠ ચાર ચાર આંગળીના સોળ ચામડી ઉપર ઊઠી આવ્યા!

ઉપવાસને દિવસે ધરાઈને માર ખાય તોયે ઉપવાસ તૂટતો નથી, એ ધર્મ-શાસ્ત્રની સગવડ કેટલી સારી છે? મેં માર ખાધો, પણ ન જમ્યો તે ન જ જમ્યો. શ્રદ્ધા હતી તેટલું રોયો અને પછી છાનો રહી દેવઘરમાં જઈને નામસ્મરણ કરવા બેઠો. સાથળ તો ગરમ ગરમ થઈ ગઈ હતી. ઘરમાંથી કેટલાક લોકો વૈજનાથની યાત્રાએ ગયા હતા. મને કોઈ ન લઈ ગયું એથી ધૂંધવાતો તો હતો જ. એટલામાં ચાર વાગ્યા. હવે મારી બીજી કસોટી શરૂ થઈ. બાને થયું કે દત્તુ ઉપવાસ ભલે કરે, પણ ઉપવાસને દિવસે જે ખવાય એવી બધી વસ્તુઓ લે તો સારું; નહીં તો બાળવયમાં પિત્ત વધી પડશે તો બીજે દિવસે માંદો પડવાનો. બાએ બટાકા, મગફળી, ખજૂર અને સાબુચોખામાંથી જાતજાતના પદાર્થો તૈયાર કર્યા અને મને ખાવાને નોતર્યો. મારો વિચાર નકોરડો કરવાનો હતો. તીર્થનાં પાંચદસ ટીપાં પેટમાં જાય એના ઉપરાંત પાણી પણ પીવું ન હતું. ઉપવાસ કરીએ ત્યારે મહાદેવ પ્રસન્ન થાય એવો જ કરીએ. મેં ના પાડી.

હું આટલી જિદ્દ કરીશ એવો તો કોઈને ખ્યાલ સરખો નહોતો. ફરી પિતાશ્રી સુધી ફરિયાદ ગઈ. એમણે કહ્યું, 'તને શિવરાત્રીનું વ્રત કરવાની છૂટ છે; પણ હવે આ ફળાહારની ચીજો તો ખાજે.' આ વખતે તો દલીલ કે આજીજી કરવાની પણ મારી દાનત ન હતી. મેં તો મારું મોઢું જ સીવી લીધું. ખાવાને કે બોલવાને એ ઉઘાડે જ શાનું? મોઢું ખોલ્યા વગર ખવાય એવી તો એક જ ચીજ હતી; અને તે પિતાશ્રીને હાથે ફરી ધરાઈને ખાધી. પિતાશ્રીએ નિશ્ચય કર્યો કે આને તો ખવડાવ્યે જ છૂટકો. આ વખતે સવાર કરતાંયે વધારે માર ખાધો. એટલામાં મોટાભાઈ આવ્યા. એમણે મને પકડીને જબરદસ્તીથી મોઢામાં દૂધ રેડયું. મેં એ ઓકી કાઢયું. પછી તો હું તોફાને ચડયો. જે કોઈ પાસે આવે એની સામે થાઉં. એટલામાં મહાદેવને મારી દયા આવી અને એમણે મારા મામાને અમારે ત્યાં મોકલ્યા. મામાએ બધો પ્રકાર જોઈ લીધો — જાણી લીધો. મામાએ મારી ભેર તાણી. એમણે પિતાશ્રી આગળ વહેવારની દૃષ્ટિ મૂકી: 'જવા દો એને. લગભગ સાંજના પાંચ તો થવા આવ્યા છે. હવે બહુ બહુ તો ત્રણ કલાક એને તાણવા

પડશે. પછી સૂઈ જશે.' પછી મારી મા તરફ વળીને કહે, 'ગોંદુ, આને સવારે પાંચ વાગ્યે ઉઠાડીને નવાડીને જમાડજે એટલે પત્યું. કોઈની ધાર્મિક લાગણીની આડે ન આવીએ એ જ સારું. આટલી શ્રદ્ધાથી ઉપવાસ કરે છે એ માંદો નહીં જ પડે; અને પડશે તો વેઠી લેશે.'

હું ફાવ્યો. પિતાશ્રીએ મને કહ્યું, 'ચાલ દેવઘરમાં. ત્યાં કુલદેવ આગળ ઊભો રહી કબૂલ કર કે કૉલેજમાં જઈ ગમે તેટલો નાસ્તિક થઈશ તોયે મહાશિવરાત્રીનું વ્રત છોડીશ નહીં.' મેં રાજીખુશીથી એ કબૂલાત આપી. અને ત્યારથી આજ સુધી મહાશિવરાત્રીનો ઉપવાસ બરાબર કરતો આવ્યો છું. એક જ વખતે તિથિનું ધ્યાન ન રહેવાથી ગફલત થઈ હતી. એનું પ્રાયશ્ચિત્ત મેં બીજે દિવસે કર્યું. એ પ્રમાદનો વિષાદ હજી ગયો નથી. હું આશા રાખું છું કે મહાદેવ મને એ ત્રુટિને માટે ક્ષમા કરશે. પિતાશ્રીના ગુજરી ગયા પછી જ એ ગફલત થયેલી એટલે એમની માફી માગવાનું તો ક્યાંથી બને!

## ૨૫. રામાની ચાન્ની

રામા એ મોટા મામાનો મોટો દીકરો. સાતારાથી જ્યારે અમે શાહપુર આવતાં ત્યારે રામાને મળવાનું થતું.

રામાએ ભણતર ક્યારે છોડ્યું એની ખબર નથી. ભાગ્યે જ એ ઘરમાં રહેતો. એનો પોતાનો એક અખાડો હતો. બ્રાહ્મણ છોકરાઓ એમાં કસરત કરવા અને કુસ્તી શીખવા આવતા. સ્વાભાવિક રીતે અખાડાબાજ છોકરાઓમાંથી જ એના બધા દોસ્તદારો હતા. પિતાપુત્રને ભાગ્યે જ બનતું. એ પણ ઘરમાં ન રહેવાનું કારણ હોય. બધાં જમી રહ્યા પછી રામા ઘરમાં આવે અને એકલો જમી પાછલે બારણેથી ચાલતો થાય.

એની મિત્રમંડળીએ એક વાર 'સંભાજી નાટક' ભજવ્યું હતું. એથી એ શાહપુરમાં પ્રસિદ્ધ થયો. પણ પિતાને તો એથી બહુ જ માઠું લાગ્યું. એ કુસ્તીમાં જેટલો હોશિયાર હતો એટલો જ વાતોમાં. તેથી પોતાનું ઘર છોડી બીજે જ્યાં એ જાય ત્યાં એને આવકાર જ હતો. રામાની વાતો મને ખૂબ ગમતી. પણ વાતો કરવા પલાંઠી વાળીને બેસે ત્યારે ઘૂંટણને આખો વખત હલાવવાની એને ટેવ હતી, એ મને જરાયે રુચતી નહીં.

એક દિવસ રામા ક્યાંકથી ખિસકોલીનું એક બચ્ચું પકડી લાવ્યો. આખો દિવસ એ ખિસકોલીનું જ એને ધ્યાન. જ્યાં જાય ત્યાં એ બચ્ચું સાથે જ હોય. એક દિવસ સાંજે ખિસકોલી સાથે એ અમારે ત્યાં આવ્યો. બધા એને પૂછે, 'રામા, તારી ચાન્ની ક્યાં?' શાહપુર તરફ ખિસકોલીને ચાન્ની કહે છે.

રામા ગર્વથી ફુલાઈને દરેકને પોતાની ચાન્ની બતાવતો. એવામાં, ચાન્ની હાથમાંથી છટકે તો એ પોતે એને સહેજે પકડી શકે છે, એમ સિદ્ધ કરવાનું એને મન થઈ આવ્યું. અમને બધાને એ ઘરની પાછલી બાજુના આંગણામાં લઈ ગયો. અમે સાતઆઠ જણ હોઈશું. મદારી જેમ પોતાના ખેલને માટે પૂરતી જગ્યા કરવા તમાશગીરોની ભીડને પાછી હઠાવે છે અને પોતાની આસપાસ ખુલ્લું ગોળ મેદાન કરી લે છે, તેમ રામાએ અમને બધાને પાછા હઠાવ્યા અને ધીમે રહીને પોતાનું ચાન્નીનું બચ્ચું જમીન પર મૂકી દીધું. બે દિવસનાં અટકચાળાંથી બચ્ચું બિચારું બહેર મારી ગયું હતું. જમીન પર મૂકયું તોયે એને ખાતરી ન થાય કે પોતાને છૂટ મળી છે. બિચારું આમતેમ જોવા લાગ્યું. અમે પણ અમારું બધું ધ્યાન આંખમાં ભેગું કરી જોવા લાગ્યા કે બચ્ચું હવે કઈ દિશામાં દોડે છે! એટલા-માં રેશમના નવા કપડાનો અવાજ થાય તેવો કંઈ અવાજ અમારા કાનમાં સંભળાયો અને ઝ. . . પ દઈને એક સમળી અમારા કૂંડાળા વચ્ચેથી ચાન્નીને ઉપાડી લઈ ગઈ! એ બધું એટલું તો અચાનક અને એક ક્ષણમાં બની ગયું કે શું થાય છે એની કલ્પનાયે ન આવી. અમે બચ્ચાને છોડાવવા આગળ ધસીએ એ પહેલાં તો સમળી આકાશમાં ઊંચે ઊડી ગઈ હતી. બચ્ચાએ એક જ કારમી ચીસ પાડી. એ ચીસ મારા કાનમાંથી સોંસરી છાતી સુધી ઊકળતા પાણીની પેઠે પહોંચી ગઈ. સમળી ઊડતાં ઊડતાં ચાંચ અને નહોર વતી બચ્ચાને ફરી ફરી વધારે મજબૂત રીતે પકડવા મથતી હતી. અમે 'અરેરે!' કહીએ તે પહેલાં તો સમળી પેલા નાળિયેરના ઝાડ ઉપર જઈ બેઠી અને અમારા બધાના દેખતાં એણે પેલા બચ્ચાને ઉદરસ્થ કર્યું.

રામાનું મોઢું તો આશ્ચર્ય અને ઉદ્વેગથી સાવ ભૂરું થઈ ગયું હતું. ચહેરાની એ કાળાશને લીધે એના દાંત વધારે ધોળા દેખાવા લાગ્યા. એની એ આંખો અને દાંત હજી મારી દૃષ્ટિ આગળ તે દિવસના જેટલાં જ પ્રત્યક્ષ છે. અમે બધા અવાક થઈ એકબીજા તરફ જોવા લાગ્યા. આશ્ચર્યની અસર હજી અમારા પરથી ઊતરી નહોતી. દરેક જણને પોતે સૌથી વધારે ગુનેગાર હોય એમ લાગતું હતું. કોઈના ઉપર ચિડાઈ શકાય એવું હોત તો તો રામાએ એના દાંત જ ભાંગી નાખ્યા હોત. પણ અત્યારે તો અમે બધા અસહાય હતા. આમ કેમ થવા પામ્યું એમ જ દરેકના મનમાં ચાલતું હતું. અરે, એક ક્ષણ પહેલાં તો એ બચ્ચું અમારું હતું. કેટલા આનંદથી તેની સાથે અમે ગેલ કરતા! એક ક્ષણમાં કેટલો ફેરફાર થઈ ગયો! આમ કેમ થયું? શું એનો હવે કશો જ ઈલાજ નથી? ના, સાચે જ નથી. ઈશ્વરનાં રાજ્યમાં આમ કેમ થતું હશે? ના, આમ નહોતું જ થવું જોઈતું. આ તો અસહ્ય છે. પણ અસહ્ય હોવા છતાં સહન કર્યે જ છૂટકો. અરેરે! અમે આટલા બધા હતા; કોઈ કશું કરી ન શક્યો! અમારાથી કશું બનવા ન પામ્યું અને સૌના દેખતાં બચ્ચાને જતું કરવું પડયું! છેલ્લી ક્ષણે બચ્ચાને શું થયું હશે! સમળી-

એ એનું પેટ ફાડયું ત્યારે એને કેટલી વેદના થઈ હશે! મને તો જાણે મારું જ પેટ ચિરાતું હોય તેમ થઈ ગયું! કયા કુમુહૂર્તે પેલા બચ્ચાને પકડવાની રામાને દુર્બુદ્ધિ સૂઝી હશે? શું આ સમળીને ખવડાવવા માટે જ એ બચ્ચાંને અહીં સુધી આણીને એને સોંપી દીધું? પોતાની માના પેટ તળે હૂંફ મેળવત તે આજે સમળી-ના પેટમાં જઈ બેઠું ને! ગરીબ પ્રાણીઓનાં બચ્ચાંને પકડવાં એ ખરેખર મહાપાપ છે. હું તો કોઈ કાળે આવી ઘાતકી ક્રૂરતા નહીં કરું.

દરેક જણ પોતાને ઠેકાણે થાંભલાની પેઠે ઊભો જ હતો. કોઈ કશું બોલે નહીં. કોઈ ચાલે નહીં. આખરે રામાએ જ મોટો નિસાસો મૂકયો અને દબાયેલા અવાજે કહ્યું, 'થયું ચાલો હવે!'

જેના પ્રત્યે હૃદયની કાંઈક લાગણી હોય એવા પ્રાણીનું મોત જોવાનો આ મારો પહેલો જ પ્રસંગ હતો. હતું તે એક ક્ષણમાં ન હતા જેવું કેમ થઈ જાય છે એ સવાલ એટલા ઊંડા આઘાત સાથે હૃદયમાં કોતરાયો કે એની અસર બહુ લાંબા વખત સુધી ટકી રહી. હજીયે જયારે જયારે એ પ્રસંગ યાદ આવે છે ત્યારે ત્યારે એની એ સ્થિતિ જાગ્રત થાય છે. વેદાંતની તટસ્થ દૃષ્ટિએ મારે એવો પણ વિચાર કરવો ઘટે છે કે સમળીને કુમળું બચ્ચું ખાવાને મળ્યું ત્યારે એને કેટલો આનંદ થયો હશે! પણ રામાની ચાન્નીની બાબતમાં તો મારું એ પ્રથમ દુઃખ કેમે કરીને રુઝાતું નથી અને સમળીના સુખનો ખ્યાલ જરાયે પ્રત્યક્ષ થતો નથી.

## ૨૯. વાજાંનો ઇલાજ

લગ્નગાળાના દિવસો હતા. બપોરે ને રાત્રે, સવારે ને સાંજે, વેળકવેળનો વિચાર કર્યા વગર વાજિંત્રોના બરાડા ચાલ્યા કરતા હતા. ભાઉ અને હું ઓસરી પરની ઓરડીમાં સૂઈ રહેતા. વાજાંથી રાત્રીની મીઠી ઊંઘ બગડે એટલે વાજાંવાળા ઉપર ખૂબ ચિડાઈએ. 'આ લોકો દહાડે પરણે તો એમનું શું બગડે! એ શું નિશાચર છે તે રાત્રે પરણવા જાય છે?' એમ કહી અમે અમારી ચીડ કાઢતા.

એટલામાં અમારા પડોશમાં એક લગ્ન આવ્યું. મંડપ બંધાયો. વાજાંવાળા રોકાયા. એ લોકોને એમના શેઠને ત્યાં બેસવાની જગ્યા ન મળે એટલે એ ચાર-પાંચ જણાએ અમારી ઓસરી ઉપર ધામા નાખ્યા. જરાક નવરાશ મળે એટલે પોતાની કસરત ચલાવે: 'પોં...પોં...પી, પી, પી, પી, તડમ, તડમ, તડમ.' ભાઉનો સ્વભાવ જરા ચીડિયો. વરુની પેઠે ઓરડી બહાર આવીને એ કહે, 'હરામખોરો, ચાલ્યા જાઓ અહીંથી.' વાજાંવાળાઓએ ઠાવકે મોંએ જવાબ આપ્યો, 'ગાળો શીદ ભાંડો છો, ભાઈ? અમે રજા લઈને જ અહીં બેઠા છીએ.' ઘરનાં મોટેરાંઓ રજા આપે પછી અમારું બાળકોનું શું ચાલે? ભાઉ બિચારો ઝંખવાણો પડી ઓરડીમાં પાછો ગયો. એણે બારણું વાસી દીધું.

એટલામાં મારા ઉપજાઉ ભેજામાં એક ઈલાજ ઊગ્યો. હું સંસ્કૃત શીખ્યો ન હતો પણ કેટલાંક સુભાષિતો બાબાએ મને મોઢે કરાવ્યાં હતાં. મેં કહ્યું, 'बुद्धिर्यस्य बलं तस्य.' કૃત્રિમ ચીડના અવાજે ભાઉએ પૂછ્યું: 'દત્યા, શાની વાત કરે છે રે?' મેં કહ્યું, 'વાજાં વાગતાં હમણાં જ બંધ કરું છું!'

કાચી કેરીના દિવસો હતા. એક સરસ મોટી લીલી લીલી કેરી હું ઘરમાંથી લઈ આવ્યો અને વાજાંવાળા પીં, પીં પોં...ની કસરત કરતા હતા એમની આગળ મુગ્ધભાવે જઈ બેઠો અને કાલી કાલી વાતો છેડી. એમનું ધ્યાન જરાક મારા તરફ ગયું એટલે મેં કચડ કચડ કેરી ખાવા માંડી. ખાટી કેરીનો એ અવાજ અને એની ખાટી ગંધ નાકકાનમાં પેસી ગયા પછી જિહ્વેન્દ્રિય પોતાનો સ્વભાવ બતાવ્યા વગર કેમ રહે? મુખરસ છૂટ્યો અને શરણાઈની જીભમાં ઊતર્યો. તાડપત્રના લાંબા લાંબા ચીરા ભેગા બાંધીને એની ચપટી જીભ બનાવેલી હોય છે. અમે એને પીપી કહેતા. બસ, વાજિંત્ર બંધ પડ્યું. હું મારું હસવું દબાવી ન શક્યો એટલે ત્યાંથી ઊઠીને ઘરમાં ભાગી ગયો. વાજિંત્રવાળા પાસે કૂંચીના ઝૂમખાની પેઠે બીજી એકબે જીભો શરણાઈઓ સાથે લટકતી હોય છે. એણે બીજી જીભ બેસાડી શરૂઆત કરી. એ પણ રસથી ભીની થઈ. ત્રીજી કાઢી. એટલામાં હાથમાં થોડું મીઠું લઈને હું ફરી એમની આગળ ખાવા બેઠો. કેરી ખાતો જાઉં ને હોઠ વતી મિટક્યા મારતો જાઉં, વાજાં બંધ થઈ ગયાં. હવે ચિડાવાનો વારો વાજાંવાળાનો હતો. મોટા મોટા ડોળા કાઢી એ ત્યાંથી ઊઠી ચાલતા થયા. મારો વાંક તો શી રીતે કાઢે?

એ જ અરસાની મારી એક બીજી બહાદુરી યાદ આવે છે. પણ એ યુક્તિનો આચાર્ય હું નહોતો. અને એનો અખતરો પણ મેં કર્યો ન હતો. અમારે ત્યાં કોઈક વાર નંદી બેલ આવતા. એવા નંદી બેલો મેં ગુજરાતમાં જોયા નથી. કેટલાક પ્રતિષ્ઠિત ભિખારીઓ પોતાનો જ એક રૂપાળો બળદ રાખે, એને શણગારે, એનાં શિંગડાંને નાની નાની દાંટડીઓ અને લાંબાં લાંબાં ફૂમતાં બાંધે, એની પીઠ ઉપર રંગરંગનાં કપડાં ઓઢાડે, બે શિંગડાંઓ વચ્ચે કપાળ ઉપર થઈને મહાદેવજી કે અંબાજીની પતરાની મૂર્તિ લટકતી રાખે, અને બારણે આવી ઘરધણીને આશીર્વાદ દે. બળદ કેળવાયેલો એટલે એને પૂછેલા સવાલના જવાબમાં માલિકના અણસારા પ્રમાણે તે હા અને ના માટે માથું ધુણાવે. કોઈક વાર માલિક જમીન પર સૂઈ જાય ને બળદ પોતાના ચારે પગ ભિખારીના પેટ ઉપર ગોઠવી ઊભો રહે. જોવા ભેગા થયેલા તમાશગીરો દયાથી ત્રાસે અને પૈસા આપે. એવા ભિખારીઓ પાસે વિશિષ્ટ પ્રકારનું ઢોલકું હોય છે. વાંકી વળેલી નેતરની સોટી ઢોલકાના ચામડા ઉપર ઘસે એટલે 'ડ્રૌં, ડ્રૌં, ડ્રૌં, ગુજ, ગુજ, ગુજ' એવો અવાજ થાય.

એક વાર અમારી શેરીમાં નંદી બેલ આવ્યા અને ઢોલકું વાગવા માંડ્યું. પડોશના છોકરાને મેં કહ્યું, 'આ કર્કશ અવાજ આપણે સહેજે બંધ કરી શકીએ.' એના કાનમાં મેં મારો મંત્ર કહી દીધો. નવી શોધના આનંદથી એની આંખો ખીલી. એ દોડતો ઘરમાં ગયો. હવે સરસ મજા જોવાની મળશે એ અપેક્ષાથી હું

દૂર જઈ જોવા તત્પર થયો. મારા મિત્રે ઘરમાંથી એક ચીંથરું લઈ કોપરેલમાં બોળ્યું ને એ પૂમડું ચૂપચાપ હાથમાં સંતાડી રાખી એ ઢોલકવાળાની નજીક ગયો અને લાગ તાકીને ચપ દઈને એ પૂમડું ઢોલકાના ચામડા ઉપર માર્યું. ઢોલકાનો એક બાજુનો સાદ બેસી ગયો; સોટીના ઘ્રુજારા બંધ થયા; ભિખારી ચિડાયો અને નેતરની સોટી લઈ છોકરાને મારવા દોડયો. છોકરો પહેલેથી સાવચેત હતો. તેણે ઘરમાં ભરાઈ જઈ બારણું બંધ કર્યું અને બારી ખોલી કહ્યું, 'કેવી થઈ! કેવી થઈ! લેતા જાઓ!' આ અજબ યુક્તિ મારી શોધેલી ન હતી; પૂનામાં મેં એ સાંભળેલી.

## ૨૭. શ્રાવણી સોમવાર

અમે મહાદેવના ઉપાસક. ઘરમાં પૂજામાં અનેક મૂર્તિઓ અને શિવનાં બાણ, વિષ્ણુનો શાલિગ્રામ, ગણપતિનો લાલ પાષાણ, સૂર્યનો સૂર્યકાન્તમણિ અને દેવીનો ચળકતો સુવર્ણમુખી ધાતુનો કકડો, એવું એવું ઘણું રહેતું. પણ પૂજામાં મુખ્ય મહાદેવને ઠેકાણે એક નાળિયેરને જ રાખવામાં આવતું. નાળિયેરને રોજ અભિષેક કરીએ, ચંદનપુષ્પ ચડાવીએ, નૈવેદ્ય ધરાવીએ, આરતી કરીએ અને પ્રાર્થના કરીએ. શ્રાવણ મહિનામાં પહેલે સોમવારે જૂનું નાળિયેર બદલીને નવું મૂકવામાં આવતું. વાઈસરૉય બદલાય ત્યારે જેમ બંનેનો સાથે સત્કાર થાય છે તેમ તે સોમવારે બંને નાળિયેરને સામટો અભિષેક થાય. પણ પૂજાનું નવું નાળિયેર મુખ્ય સ્થાને વિરાજે ને જૂનું નાળિયેર બાજુ પર પડી પૂજા ગ્રહણ કરે. બીજે દિવસે જૂનું નાળિયેર વધેરીને એના કોપરાનો ઘરમાં સૌને પ્રસાદ વહેંચવામાં આવતો. હું કૉલેજમાં ભણતો ત્યારે પણ ટપાલ દ્વારા મને એ પ્રસાદ મળતો. પૂજા માટે નાળિયેર ખૂબ કાળજીથી પરિપક્વ જોઈ પસંદ કરવામાં આવતું. વરસ આખરે એનું કોપરું સારું નીવડે એટલે કુળદેવની કૃપા મનાતી. જો અંદરનું કોપરું ખોરું નીકળે અથવા કોહી જાય તો તે કુળદેવની અવકૃપાનું પરિણામ લેખાય.

આ રીતે શ્રાવણી સોમવાર એ જ અમારા કુળધર્મ પ્રમાણે અમને બેસતા વરસ જેવો લાગતો. તે દિવસે આખા દિવસનો ઉપવાસ તો હોય જ. અને લગભગ આખો દિવસ પૂજા ચાલે. પિતાશ્રીને દેવપૂજા, વૈશ્વદેવ, રુદ્ર, સૌર, ગણપતિ, અથર્વશીર્ષ વગેરે બધું મોઢે હતું. ઘરમાં ગોર વેળાસર ન આવે તો પૂજા પોતે જ કરી લેતા. પછી ગોરનું કામ આવીને દક્ષિણા લઈ જવા પૂરતું જ રહેતું. કુળદેવ પ્રત્યેની પિતાશ્રીની નિષ્ઠા અને નમ્રતા નાનપણમાં તો મને સહજ, સ્વાભાવિક જેવી લાગતી. આજે વિચાર કરતાં જોઉં છું કે, એમના જેવી નિષ્ઠા મેં બહુ થોડા લોકોમાં જોઈ છે. અને તેથી, તે અસાધારણ હતી એમ આજે કહી શકું છું.

નથી. શ્રાવણી સોમવારને દિવસે સવારે ઊઠી, નાહીધોઈ, સંધ્યાવંદનથી પરવારી પિતાશ્રી દેવઘરમાં જઈને બેસતા. ત્યાં એક સુંદર કાગળ લઈ, એને ચંદન કુંકુમ લગાડી એના ઉપર કુળદેવને ઉદ્દેશીને એક કાગળ લખતા. કાગળમાં વિવેકના શબ્દો એટલા બધા આવતા કે કાગળની અડધી બાજુ એ વિવેકના શબ્દોથી જ ભરાઈ જતી. પછી ગયા વરસની કુટુંબની બધી હાલત આવે: 'આપે આ વરસમાં આટલી સમૃદ્ધિ આપી, ઘરમાં અમુક છોકરાં અવતર્યાં, અમુક રીતે ઉત્કર્ષ થયો' વગેરે. પછી વરસ દરમિયાન મંદવાડ, ચિંતાનાં કારણો વગેરે બધું ગણાવી, 'અમે અજ્ઞાન છીએ, આપની "લીલા" સમજતા નથી, આપે જે કંઈ કર્યું છે તે શ્રદ્ધાથી વધાવી લેવું એ જ અમારો ધર્મ છે,' વગેરે આવતું. ત્યાર પછી આવતા વરસને માટે જે કંઈ મનીષા હોય તે લખવામાં આવતી. એ મનીષામાં માગેલી વસ્તુ સામાન્ય સ્વરૂપની જ રહેતી: 'બધાને આયુરારોગ્ય અને સન્મતિ આપો, કોઈ દુ:ખી ન રહે, બધાને સુખસમાધાન મળો.' આટલા પછી સામાજિક સુખદુ:ખની વાતો આવતી, જેમાં મુખ્યત્વે દુકાળ, મોંઘવારી, મરકી વગેરેનો જ ઉલ્લેખ આવતો. એમાં પણ સૌને સુખસમાધાન રહે એવું જ માગવામાં આવતું. છેલ્લે 'લિ. દાસાનુદાસ' વગેરે લખી સહી કરવામાં આવતી. આ કાગળ પૂજા પછી કુળસ્વામીને ચરણે મુકાતો.

આવા કાગળો લખવાની પ્રથા ઘરમાં છે એની જાણ પણ ઘણે વર્ષે મને થઈ. પિતાશ્રી એ કાગળ છાનો રાખતા એમ નહીં. પણ કોઈને ખાસ વંચાવતા પણ જોયા નહીં. એવા જૂના કેટલાયે કાગળો એમની પેટીમાં પડેલા જોયા ત્યારે જ એની મને ખબર પડી. મળ્યા તેટલા મેં ભેગા પણ કરી રાખ્યા હતા.

જે વરસે મને ખબર પડી તે જ વરસે પિતાશ્રી લખવા બેઠા હતા ત્યાં હું ગયો, અને એમની પાસેથી તે કાગળ વાંચવા માગ્યો. અધૂરો જ કાગળ એમણે મારા હાથમાં આપી મને કહ્યું, 'આમાં કંઈ ઉમેરવા જેવું તને લાગતું હોય તો કહેજે.' હું કાગળ વાંચી ગયો. એની અસર મારા પર ભારે થઈ. શું ઉમેરવા લાયક છે એનો વિચાર કરવા લાગ્યો. એ જ અરસામાં હિંદુસ્તાનની સરહદ પર આફ્રિદી લોકો જોડે યુદ્ધ ચાલતું હતું. આફ્રિદી લોકો હિંદુસ્તાન અને અફઘાનિસ્તાન વચ્ચેના મુલકમાં રહેનાર એક મુસલમાન જાતિ છે. એ લોકો બાહોશીથી અંગ્રેજો સામે લડતા હતા એમ છાપામાં વાંચ્યું હતું. મેં પિતાશ્રીને કહ્યું, 'અંગ્રેજોની હાર થાય અને આફ્રિદી લોકો જીતે એવું માગી ન લો?' એમણે મારી વાત સાંભળી લીધી, અને કાંઈક ઉમેરીને કાગળ પૂરો કર્યો.

બીજે કે ત્રીજે દિવસે એ કાગળ લઈને મેં વાંચ્યો. એમાં હારજીતનો ઉલ્લેખ જ ન હતો. એટલું જ હતું કે, 'સરહદ પર લડાઈ ચાલે છે અને મનુષ્યસંહાર થાય છે, ત્યાં બંને પક્ષને સન્મતિ આપો. લડાઈ શાંત થાઓ અને સૌ સુખી રહો.' મને આ મોળી માગણી જરાયે ગમી નહીં. મનમાં એ પણ વિચાર આવ્યો કે સરકારની નોકરી કરે છે એટલા માટે એમના મનમાં આ સરકાર પ્રત્યે કંઈક

પક્ષપાત હોવો જોઈએ. તકરાર કરવાની તો મારી હિંમત શાની ચાલે? મેં એટલું જ કહ્યું, 'આવું કેમ લખ્યું?' પિતાશ્રીએ કહ્યું, 'ઈશ્વર પાસે તો આમ મગાય. કોઈનું બૂરું આપણે શા માટે ઇચ્છીએ? જેનાં કર્મ ખોટાં હશે તે વેઠશે. આપણે તો બધા સુખી રહે એમ જ માગી શકીએ. એમાં જ બરકત આવે.'

## ૨૮. ટાચકા ફોડચા!

નાનપણમાં ટાચકા ફોડવાનો આનંદ કોણે નથી અનુભવ્યો? પણ મને મારા નાનપણમાં ટાચકા ફોડતાં આવડતું નહીં. દરેક આંગળી પકડી જોરથી ખેંચું તોયે અવાજ ન થાય. ગોંદુને આ વાતની ખબર પડી એટલે જ્યારે જ્યારે મને ચીડવવાનું મન થાય ત્યારે ગોંદુ કહે, 'તને ક્યાં ટાચકા ફોડતાં આવડે છે?' નિશાળમાં બેચાર દોસ્તો બેઠા હોય અને ગોંદુ આમ કહે ત્યારે આબરૂ ગયાનું દુઃખ થતું. હું એને કહેતો, 'આ જો, મને આવડે છે.' આંગળી પકડીને ખેંચું, અને ચામડીના ઘર્ષણથી 'સુ...ક્' એવો અવાજ થાય. પણ ગોંદુ કહે, 'આ ટાચકો નો'ય, ટાચકાનો અવાજ હાડકામાંથી આવે છે.' ઘણી વાર આમ ફજેતી થતી હોવાથી મેં મન સાથે નક્કી કર્યું કે, આ કળામાં અસાધારણ પ્રવીણતા મેળવ્યે જ છૂટકો. રોજ ઊઠીને અપમાન કોણ સહન કરે?

શાહપુરમાં એક હજામ હતો. એ ધંધો કરતો ન હતો, કેમ કે ગાંડો થયેલો હતો. એને સામા માણસના શરીરના ગમે તે ભાગ પકડી ત્યાં ટાચકો ફોડવાની કળા અવગત હતી. એ રસ્તા પર દેખાય એટલે અમે એને ખાવાની લાલચ આપીને ઘરમાં બોલાવતા અને કહેતા કે અમારા ટાચકા ફોડ. એ ચોટલી પકડીને ખેંચે એટલે ચોટલીના મૂળમાં અવાજ થાય. કાન ખેંચે એટલે કાનમાં અવાજ થાય. તે જ રીતે નાક, દાઢી, ડોક વગેરે દરેક ઠેકાણે ટાચકા ફૂટે. રમત પૂરી થાય એટલે આઈ પાસેથી માગીને એને કંઈક ખાવાનું આપીએ. આઈએ કહ્યું, કે 'એ હજામ મોટો જાદુગર હતો. એણે એક ભૂત વશ કરેલું. એ વખતનો એનો રોફ જોવા લાયક હતો. કહે છે કે એના ઘરમાં સોનાની દીવી હતી. તેલને બદલે એમાં એ પાણી જ રેડતો. છતાં દીવી બળતી! એણે જે સાધના કરી હતી એ એને બાર વર્ષ સુધી ફળી. પછી એકાએક એ ગાંડો થયો, એનો બધો વૈભવ ગયો, અને હવે એ ભીખ માગતો ફરે છે. એની સાધના મેલી હતી. બાર વરસ સુધી પેલું ભૂત એનું કહ્યું કરતું. બાર વરસ પછી એ જ ભૂતે એનું સત્યાનાશ વાળ્યું. જેવું કરે તેવું ભરે.'

મેં નક્કી કર્યું કે ટાચકા તો પેલા હજામના જેટલા જ ફોડતાં આવડવા જોઈએ. દિવસરાત એનું જ ધ્યાન. પંદરેક દિવસની મહેનત પછી ટચલી આંગળીમાંથી એક ટાચકો ફૂટ્યો. તે દિવસે મારા આનંદનો પાર ન હતો. મેં બમણી મહેનત

શરૂ કરી. આમ કરતાં કરતાં દરેક આંગળીમાં ત્રણ ત્રણ ઠેકાણે ટાચકો ફૂટવા લાગ્યો. મેં થોડા જ દિવસમાં શોધ કરી કે અંગૂઠામાં પણ ત્રણ સાંધા હોય છે. ત્રીજો સાંધો છેક કાંડા પાસે હોય છે. એ સાંધામાં પણ ટાચકો ફોડવામાં પ્રયત્ન કર્યો. એટલે હવે દરેક હાથે પંદર ટાચકા સુધી હું પહોંચ્યો.

પણ આટલેથીયે મને સંતોષ ન થયો. દરેક આંગળાના છેડાના બે સાંધા ત્રણ ત્રણ વાર ફોડવાની મેં પેરવી કરી. એમાં પણ હું ફાવ્યો. પછી આવ્યો કાંડાનો વારો. એ પણ વશ થયું. મારો વિજય વધવા લાગ્યો. બંને ખભા પણ હાથ આવ્યા. ત્યાં પણ હું ટાચકા ફોડી શક્યો. પછી વારો ડોકનો. એ પણ ત્રણ રીતે ફૂટવા લાગી: પાછળની બાજુ ને જમણી-ડાબી. પછી કાન પકડ્યા. એનાં મૂળિયાં પણ વાગવા લાગ્યાં. પછી ઊતર્યો કેડે. પાસાં મરડવાથી કેડ બે બાજુથી અવાજ કરવા લાગી. ગોઠણ તાબે થતાં ઘણી મુશ્કેલી પડી. એ અવાજ તો આપે, પણ લહેરમાં આવે ત્યારે જ. કોક વાર મોટાં પ્રદર્શનમાં એ દગો દે. પછી ઘૂંટીની કસરત શરૂ થઈ. એણે પણ અવાજ આપ્યો. પગનાં આંગળાં તો એના પહેલાં જ વાગવા માંડ્યાં હતાં.

હવે જીતવાનો પ્રદેશ રહ્યો ન હતો. કોણી તો વાગે જ નહીં. એટલે મેં એનું નામ છોડી દીધું હતું. એક દિવસ ઊંઘમાંથી ઊઠી બગાસું ખાતો હતો ત્યાં સૂઝ્યું કે નીચલું જડબું પણ વાગી શકે છે. પણ એ ચાળા મને પોતાને જ ગમ્યા નહીં. એટલે એકબે વાર કરી જોઈ પછી જડબું વગાડવું છોડી દીધું.

આવી રીતે મેં ગોંદુ પર વિજય મેળવ્યો. મારાં પરાક્રમો જોઈ બધાં ચકિત થયાં. પણ હું ધરાયો નહોતો. મેં તો આગળ ને આગળ ધપ્યે જ રાખ્યું. હાથનાં આંગળાં તો એવાં વશ થઈ ગયાં કે, કહો ત્યારે અને કહો તેટલી વાર એ ટાચકા આપે. કોઈ મારા અંગૂઠાનો નખ પકડે તો ત્યાં જ હું એકબે ટાચકા સંભળાવી દેતો!

આટલા વિજયમાં પણ મને એક વસ્તુ સાલતી કે ટાચકા ફૂટે છે એમાં એક હાથને બીજા હાથની મદદ લેવી પડે છે. આ દ્વૈત કેમ નભાવાય? પછી તો એક જ હાથના અંગૂઠા વતી બીજી આંગળીઓ હું ફોડવા લાગ્યો. મને થયું કે આ કળાને શિખરે હવે આપણે પહોંચ્યા. પણ ના; હજી એક પગલું બાકી હતું. બે આંગળાંના સ્પર્શ વગર, કશા દબાણ વગર, એની મેળે ટાચકો ફૂટવો જોઈએ. આપણું શરીર એ તો કલ્પવૃક્ષ છે. કલ્પના કરીએ તો તે સફળ થવી જ જોઈએ. થોડા જ દિવસમાં દરેક અંગૂઠો સહેજ ફેલાવીને એમાંથી હું અવાજ કાઢતો હતો. જ્યારે એ સ્વયંભૂ અવાજ મેં સાંભળ્યો ત્યારે મારી વિજિગીષા તૃપ્ત થઈ.

પણ હાય! એ નકામી કળા કેળવતાં મારે ભારે ભોગ આપવો પડ્યો. શરીરના બધા સાંધા ઢીલા થઈ ગયા. હાથમાં તો મુદ્દલ જોર ન રહ્યું. કંઈક વસ્તુ હું જોરથી પકડું તો નાનું બાળક પણ એ વસ્તુ ઝૂંટવી શકે.

નિશાળમાં મને પવનદડો (ફુટબૉલ) રમવાનો શોખ હતો. મારા દુર્બળ શરીરના પ્રમાણમાં હું પવનદડો સારી રીતે રમતો એમ કહી શકાય. રમતની કુશળતા કરતાં મારી પાસે ઝનૂન વધારે હતું. હાથપગ ભાંગી જાય તો વાંધો નહીં, પણ સામા માણસને હંફાવ્યે જ છૂટકો. એટલે જ્યાં ધમાચકડ જામી હોય ત્યાં પણ ભાઈસાહેબો ઘૂસવાના જ. મારા વર્ગમાં મારું કદ સૌથી ઊંચું; એટલે ઘણી વાર મારું કદ અને મારું ઝનૂન બંનેની કદર કરી રમતમાં મને લક્ષ્યત્ર (ગોલ-કીપર) નીમતા. પવનદડામાં લક્ષ્યત્ર તો સર્વતંત્ર-સ્વતંત્ર. એ પગ પણ વાપરે, હાથ પણ વાપરે, અને માથું પણ વાપરે. હું લક્ષ્યત્ર હોઉં એટલે મારો પક્ષ નિશ્ચિત રહેતો. પણ એ લોકોને ક્યાં ખબર હતી કે હું ટાચકા ફોડવાની કળા કેળવવા મથતો હતો!

એક દિવસ હું લક્ષ્યત્ર હતો. ઊંચેથી પવનદડો આવ્યો. લક્ષ્યવેધ (ગોલ) થવાની સૌની ખાતરી હતી. પણ ત્યાં તો હું એકાએક જોરથી ઊછળ્યો ને હથેળી વતી પવનદડાને રોકયો. બધે મારો જયજયકાર થયો પણ એટલામાં મેં જોયું કે પવનદડાનો વેગ રોકવાની શક્તિ મારી હથેળીમાં રહી ન હતી. નબળા હાથમાંથી પવનદડો છટક્યો ને એણે લક્ષ્યવેધ કર્યો. એક ક્ષણમાં જયજયકારને બદલે મારા પર ધિક્કાર વરસ્યો. આ કેમ થયું એની કોઈને ખબર ન પડી. ધ્યાનમાં કે ઝનૂનમાં હું કોઈ કાળે ઓછો નીવડયો ન હતો. આજે શું થયું? મિત્રો આવીને મારા હાથ તપાસવા લાગ્યા. હું કશું બોલ્યો નહીં, પણ મનમાં સમજી ગયો કે ટાચકા ફોડવાની કળા બહુ મોંઘી પડી છે!

એ જ ક્ષણે એ કળાનો ત્યાગ કરવાનો મેં નિશ્ચય કર્યો. પણ હવે 'કંબલ બાબાકો ક્યોં છોડે?' એ ઘાતકી ટેવ હજીયે મને વળગી રહી છે, જોકે એના ચાળા આજે તો હાથના બે પંજા પૂરતા જ રહ્યા છે. કેટલીયે વાર મેં પ્રયત્ન કર્યો કે, એ ચાળામાંથી હું છૂટી જાઉં; પણ જેમ આંખની પાંપણો એની મેળે હાલે છે, તેમ બંને હાથ પોતાના ચાળા ચાલુ જ રાખે છે, ટાચકા ફૂટયા જ કરે છે, અને મને એની ખબરે નથી પડતી. હાથને કંઈ ગંભીર રોગ થાત તોયે, મને લાગે છે કે, મને આટલું નુકસાન ન થાત.

વિજિગીષા—જીતવાની, વિજયી થવાની મહત્ત્વાકાંક્ષા—એ સારી વસ્તુ છે; ઝનૂન અને ટેક એ માનવજીવનનું મીઠું છે; પણ વિચાર વગર એનો ઉપયોગ થાય તો સદા પસ્તાવાનું રહે છે; અને પસ્તાવો કર્યે પણ કંઈ વળતું નથી. જીદે ચડીને કેટલીયે વાર મેં પોતાને નુકસાન કર્યું છે. સૌની પહેલો થવાનો મોહ મને આગ્રે જ વળગે છે. પણ જ્યારે જ્યારે એ વળગ્યો છે ત્યારે ત્યારે એણે મને આંધળો બનાવ્યો છે.

# ૨૯. ખોટા સંસ્કારો

શાહપુરના એક ખૂણા તરફ હોસૂર ગામ આવેલું છે. શાહપુર ને હોસૂર વચ્ચે એકાદ ખેતરનું પણ અંતર નથી. બંનેનાં ઘરો અડોઅડ છે. પણ શાહપુર દેશી રાજ્ય છે, જ્યારે હોસૂર અંગ્રેજી મુલક છે. હોસૂર એ કાનડી ગામ છે. અને એનો અર્થ નવું ગામ થાય છે, પણ ત્યાં નિશાળ તો મરાઠી જ છે.

કોણ જાણે શાથી, મને હોસૂરની મરાઠી શાળામાં એક વખત મૂકવામાં આવ્યો હતો. શાહપુરમાં નિશાળ તો હતી, પણ હોસૂરની નિશાળ અમને નજીક પડતી. પણ હું ધારું છું કે, મને એ નિશાળમાં મૂકવાનું કારણ એ ન હતું. બ્રિટિશ રાજ્યમાં જે ખેડૂતો લોકલ ફંડ આપે છે તેમને નિશાળની ફી નામની જ આપવાની હોય છે. શાહપુરની નિશાળમાં પૂરેપૂરી ફી આપવી પડત; હોસૂરમાં લગભગ મફત ભણાય એવું હતું. એટલા જ કારણસર મને બ્રિટિશ નિશાળમાં મોકલવામાં આવ્યો!

મારા ભણતર તરફ ઘરમાં કોઈનું ધ્યાન હતું જ નહીં. મારું પોતાનું તો ક્યાંથી જ હોય? હોસૂરની નિશાળમાં મહિનાઓ સુધી અમારા હેડમાસ્તર રજા ઉપર હતા. એમને ઑસિસ્ટંટ તો હતો જ નહીં, એટલે રોજ ચપરાશી આવી શાળા ખોલે અને સહેજસાજ સાવરણી ફેરવે. પછી છોકરાઓ વર્ગવાર બેસી જાય. કોઈ નકશો ખોલે, તો કોઈ કવિતા ગાય. દશ વાગે એટલે છોકરાઓમાં ઘંટ વગાડવાની પડાપડી થાય. એક મોટો છોકરો ભારે દુષ્ટ હતો. નાના છોકરાઓ ઊંચો અંગદ-કૂદકો મારી ઘંટ વગાડે, અને ઘંટમાંથી નીકળતા નાદનું દીર્ઘ અનુરણન સાંભળવા ઊભા રહે કે તરત જ એ આવી ઘંટ હાથ વતી પકડે અને નાદનો વધ કરે. તેથી છોકરાઓએ એનું નામ 'ઘંટનાદવિડંબન' પાડ્યું હતું!

એ છોકરો બીજી રીતે પણ ખરાબ હતો. રોજ નવી નવી ગંદી ચોપડીઓ એ ક્યાંકથી લઈ આવતો. પછી ઉપલા ધોરણના છોકરાઓ એની આસપાસ ટોળે વળી એનું પારાયણ કરતા. હું પણ એ જ ધોરણમાં ભણતો. મારા વર્ગમાં હું સૌથી નાનો, એટલે એ ગંદા પારાયણમાંનો બ્રહ્માક્ષર પણ ન સમજું. મને સાવ અનભ્યસ્ત જોઈ બીજા છોકરાઓ પણ મને પોતાની વચ્ચે બેસવા ન દે. મારી પ્રત્યે તિરસ્કાર ન હતો; પણ હું મુગ્ધ છું, એ મુગ્ધતા બગાડવાનું પાપ આપણે ન કરીએ એમ માનીને 'ઘંટનાદવિડંબન' મને દૂર રાખતો એમ હું માનું છું. એના એટલા સદ્‌ભાવ માટે મારે જરૂર કૃતજ્ઞ રહેવું જોઈએ. એ વર્ગમાં ચાલતી વાતચીત હું સમજતો નહોતો. મને એમાં રસ પણ પડતો નહીં. છતાં એ લોકોના કેટલાક ઉદ્‌ગારો કાન પર અથડાતા. બાળમાનસનો એ સ્વભાવ છે કે, જે વાત એ સમજે નહીં તેને એક ખૂણામાં સંઘરી રાખે. અને મન નવરું હોય ત્યારે એનું રહસ્ય ઉકેલવાનો પ્રયત્ન કરે. મારું પણ એમ જ બન્યું. ચિત્તમાં અનેક બેવકૂફી-

શત્રુની પેઠે પ્રવેશ કરતાં મને બહુ જ શરમ લાગી. ગવસુની મા સામી હું નજર પણ ન નાખી શક્યો. પણ ઘરના સ્વરાજમાં મળેલા અધિકાર સાથે આવું ગંદું કામ કરવાની ફરજ પણ મારે માથે આવી પડી હતી અને તે વફાદારીથી અદા કરવા જેટલો મોટો હું થયો હતો. કોરટમાં ગવસુએ અમારી પાસેથી નાણાં લીધાની અને વ્યાજ બિલકુલ ન આપ્યાની કબૂલાત આપી. હવે તો એનું ઘર જપ્ત કરી લિલામ કરવાની જ વાત રહી હતી. એ વિચાર મારે માટે અસહ્ય થયો. મેં મુનસફને કહ્યું કે, 'આ ગરીબનું ઘર લિલામ થાય એ હું ઇચ્છતો નથી. એને હફ્તેબંધી કરી આપો.' કોરટે ચુકાદો આપ્યો કે, પચાસ રૂપિયા અને તે દિવસ સુધીનું તેનું વ્યાજ ચૂકતે થાય ત્યાં સુધી ગવસુએ માસિક ત્રણ રૂપિયાનો હપતો ભરવો: એમાં એક મહિનાની પણ જો ભૂલ થશે તો ઘર જપ્ત કરવામાં આવશે. મેં પિતાશ્રીને કાગળ લખી બધી વિગત જણાવી. તેમનો જવાબ આવ્યો: 'તેં ઠીક કર્યું.' મારી જવાબદારી ઉપર કરેલા કામને માટે પિતાશ્રીની મંજૂરી મળી એટલે મારી ખાતરી થઈ કે હવે હું મોટો થયો જ છું.

તે વખતે હું તેર કે ચૌદ વર્ષનો હોઈશ. ગવસુએ એક વરસ સુધી ત્રણ ત્રણ રૂપિયા આપ્યા પછી એકાદ મહિને તે એક જ રૂપિયો લઈ આવે અને એકાદ મહિને આઠ આના જ લઈ આવે. આખરે કંટાળીને મેં એને કહ્યું: 'હવે આવીશ મા. ઘરનાં છોકરાંઓને ઘીદૂધ આપતો જા એટલે બસ.'

## ૩૧. પચરંગી પોપટ

કેશુ એના નાનપણમાં વારેઘડીએ માંદો પડતો. એને અપસ્મારની વ્યથા હતી. જરાક ચિડાય તોયે બેભાન થઈ પડે, અને એકદમ એના મોઢામાંથી ફીણ આવે, તેથી એની તબિયત સાથે એનો મિજાજ પણ સાચવવો પડતો. આ સ્થિતિને લીધે એના સ્વભાવમાં પણ ભારે ફેર પડયો. જે માગે એ એને મળવું જ જોઈએ. એની સામું કોઈ બોલી ન શકે. એના કોડ હમેશાં પૂરા થાય. છતાં એ અસંતુષ્ટ જ રહે. જેમ એને લાડ લડાવવામાં આવે તેમ અપેક્ષા વધતી જાય.

ગોંદુ કેશુ કરતાં નાનો. કેશુના મંદવાડને લીધે ગોંદુ તરફ કાંઈક દુર્લક્ષ થયેલું. અને ગોંદુના દુર્ભાગ્યે દોઢ વરસ પછી જ હું જન્મ્યો. એટલે સ્વાભાવિક રીતે મારા તરફ બધાની લાગણી વળી. કેશુ માંદો અને દત્તુ નાનો. બે જણ વચ્ચે ગોંદુને બહુ જ સાંકડું સ્થાન રહ્યું.

એક વખત પિતાશ્રી કેશુને સાથે લઈને ગોવા ગયા હતા. ગોવા પર પોર્ટુગીઝ રાજ્ય હતું. ત્યાંથી પાછા આવતાં કેશુએ એક પચરંગી પોપટ જોયો. એણે રઢ લીધી કે મારે એ પોપટ જોઈએ જ. આક્કાએ ઘરમાંથી પોપટ કાઢયો હતો, ત્યાર પછી ઘરમાં પોપટ આણવાની કોઈની ઇચ્છા થતી ન હતી. વિષ્ણુ

જો પોપટ માગત તો કોઈ એને અપાવત નહીં. પણ કેશુની વાત જુદી હતી. પિતાશ્રીએ પોપટ ખરીદ્યો. ગોવાની હદમાંથી પોપટ બહાર જાય તો એના ઉપર કર આપવો પડે (સ્વતંત્ર પોપટ ઉપર કર નહીં, પણ બંદી પોપટ ઉપર). પોપટ-નું રેલવેનું ભાડું પણ લગભગ માણસ જેટલું જ હોય છે.

પોપટ ઘેર આવ્યો. કેશુ આખો દિવસ પોપટને લઈને રમે અને એની જ વાતો સાંભળે. પોપટની ડોક ઉપર કાળી લીટીનો કાંઠલો હતો. અમે એને કંઠી કહેતા. એ કંઠીને લીધે પોપટ કેટલો દીપી ઊઠતો! કેશુએ એને વિઠુ વિઠુ બોલતાં શીખવ્યું હતું. એને ખવડાવવાપિવડાવવાનું કામ મને સોંપવામાં આવેલું. રોજ બજારમાં જઈને એને માટે હું કેળાં લઈ આવું. એને લીલાં મરચાં ખવ-ડાવું. લીલાં મરચાં એટલે પોપટની ઉજાણી. ચાંચમાં મરચું પકડી પોપટ જ્યારે જીભ વતી એનો સ્વાદ લે ત્યારે એ જોવાની ખાસ મજા પડતી. કુંવારના કકડા એને બહુ ભાવે. એટલે એના ખાખરા કાઢી કાઢીને આપવાનું પણ મારું કામ. સવારસાંજ પાંજરું ધોવાનું હોય. પાણીની વાટકી તો હમેશાં ભરેલી રહે. સૂતી વખતે ચણાની દાળ પાણીમાં પલાળી રાખું, અને પો ફાટતાં જ પોપટને નાસ્તામાં આપું. પાંજરામાં મારી આંગળી ઘાલું એટલે પોપટ ચાંચમાં એ પકડે પણ કરડે નહીં. ગોંદુની એ હિંમત ન ચાલે. એક દિવસે પોપટની પૂંછડી પાંજરા બહાર આવેલી. ગોંદુને એ લાગ મળ્યો. પીંછું જોરથી ખેંચ્યું. પોપટે બૂમાબૂમ કરી મૂકી. અમે બધા દોડી ગયા. કેશુએ રીસમાં ગોંદુની ચોટલી પકડી અને એવી તો જોરથી ખેંચી કે ગોંદુને પોપટનું જ અનુકરણ કરવું પડ્યું.

પોપટની સેવા મારે કરવી પડતી, પણ પોપટ તો કેશુનો જ ગણાતો. મારે નામે હમેશ એક બિલાડી તો ઘરમાં હોય જ. ગોંદુને થયું કે આપણું પણ એક જાનવર હોય તો ઠીક. નારાયણ મામાને ત્યાં એક કૂતરી હતી. એનું નામ હતું ટૉમી. 'ટૉમી' શબ્દ ઈકારાન્ત રહ્યો એટલે મામાને લાગ્યું કે એની નારી જાતિ હશે. મામાને અંગ્રેજી તો આટલું જ આવડતું. પણ કૂતરાનું નામ અંગ્રેજી રાખીએ તો જ કેળવાયેલા ગણાઈએ ને? ગોંદુ ટૉમીને લઈ આવ્યો અને માને કહે, "ટૉમી'ને કંઈ ખાવાનું આપ.' માએ કહ્યું, 'દગડીમાં છાશ છે તે કૂતરીને ખવડાવ. ગોંદુએ આખું વાસણ કૂતરી આગળ મૂકી દીધું. એમાં માખણનો ગોળો તરતો રાખેલો તે પણ ટૉમી ગળી ગઈ. ભાભીએ આ જોયું અને ઘરમાં બધાને કહી દીધું. માખણ ગયું અને પથરાનું વાસણ પણ કૂતરીએ બોટયું. બધાએ ગોંદુની ઝાટકણી કાઢી. દગડી એ ખાસ પથરાનું વાસણ હોય છે. એમાં દાળ પણ રંધાય. ચૂલા પરથી નીચે ઉતારીએ તોયે પંદરવીસ મિનિટ સુધી એમાં દાળ ઊકળ્યા જ કરે. આવું સરસ વાસણ હવે તો ફેંકી દેવું રહ્યું. ગમે તેમ પણ ટૉમી ગોંદુ પર ખૂબ રાજી થઈ. प्रथमग्रासे नवनीतप्राप्तिः।

રાતના આઠ વાગ્યાનો સમય હશે. દીવાનખાનામાં કોઈ હતું નહીં. મોટેરાં

ધાં બહાર ફરવાં ગયાં હતાં. સ્ત્રીવર્ગ રસોઈ કરવામાં રોકાયો હતો. ભાભી રસોડામાં ાળીવાટકા ગોઠવતી હતી. ટૉમી આવવાજવાના રસ્તા પર સૂતી હતી. અને મોટાભાઈ ઘરમાં નહોતા એનો લાભ લઈ એમની ઓરડીમાંથી 'મોચનગઢ' ામની નવલકથા લઈ વાંચતો હતો. નવલકથાનો નાયક (એનું નામ ગણપતરાવ શે) એક કિલ્લામાં બંદીવાન થઈને પડ્યો હતો. છૂટી જવાનો બીજો રસ્તો નહીં ળવાથી, નેતરની પાંસળીવાળી એક મોટી છત્રી હાથમાં લઈ, એને આધારે કેલ્લા નીચે ભૂસકો મારવા જતો હતો. મારું ચિત્ત સમભાવથી એકાગ્ર થયું હતું. વાસ રુંધાઈ ગયો હતો એટલામાં પાંજરામાંથી પોપટે ચીસ પાડી. રાત પડે એટલે પોપટ સૂઈ જાય. એની ચીસ સાંભળીને મને નવાઈ લાગી. નવલકથાની ઉત્તેજના તો હતી જ. એટલે ચોંકીને મેં પાંજરા તરફ જોયું તો કેવું ભીષણ દૃશ્ય! બારણા ઉપરથી ખીંટી ઉપર અને ખીંટી ઉપરથી છત સાથે ટિંગાડેલા પાંજરા ઉપર ભૂસકો મારી બિલાડી પોપટનું વાળુ કરવાની તૈયારીમાં હતી. હું તીરની પેઠે દોડ્યો. હાથની એક ઝાપટથી બિલાડીને નીચે પાડી. કોણ જાણે તે દિવસે કેવું મુહૂર્ત હશે. બિલાડી જે પડી તે ટૉમી ઉપર. સૂતેલી ટૉમીને શું થયું એની ખબર ન પડી. એ ઘરની બિલાડી છે એ ઓળખવા જેટલું ટૉમીને ભાન ન રહ્યું. એણે તો બિલાડીને પોતાનો પંજો ચખાડ્યો. મેં જો ટૉમીને લાત ન મારી હોત તો તે દિવસે મારી બિલાડી મરી જ ગઈ હોત, કેમ કે ટૉમીએ બિલાડીની ગરદન લગભગ દાંતમાં પકડી હતી. એક ક્ષણમાં પોપટ-ઘાતકી બિલાડી પ્રત્યેનો મારો રોપ દયામાં પરિણમ્યો; પોપટને બદલે બિલાડી દયાને પાત્ર થઈ; અને મની પરનો રોપ કૂદીને ટૉમી પર સવાર થયો. મેં ટૉમીને બે લાતો મારી.

એટલામાં બહારથી ગોંદુ પાછો આવ્યો. એને અહીંના વૃત્તાંતની શી ખબર! એણે મને ટૉમીને લાત મારતો જોયો. પછી પૂછવું શું! 'મારી કૂતરીને કેમ મારે છે?' એમ કહી એણે મને બે તમાચા માર્યા. મુહૂર્તની અસર આટલેથી જ પૂરી થવાની ન હતી. એટલે એ જ ક્ષણે બજારમાંથી કેશુ પાછો આવ્યો. કેશુનો હું માનીતો, એટલે એણે મારું ઉપરાણું લીધું. શું ચાલે છે એ પૂછવાની પ્રસ્તાવના તરીકે એણે ગોંદુને બે લગાવી દીધી. અમારો કોલાહલ સાંભળી બધાં ભેગાં થયાં. પરિસ્થિતિના પ્રમાણમાં ત્યાં સર્વજ્ઞ તો હું જ હતો. એટલે મારો જ મિજાજ ઠેકાણે હતો. ખાધેલા તમાચા ભૂલી જઈ મેં હસતાં હસતાં આખું પ્રકરણ વિગત-વાર બધાને કહી દીધું; અને બધાં આશ્ચર્યમગ્ન હતા એનો લાભ લઈ ચૂપચાપ 'મોચનગઢ'ની નવલકથા ભાઈની ઓરડીમાં મૂકી આવ્યો.

# ૩૨. નાનો થવાથી

છેક નાનપણથી કેશુનો મારા તરફ ખાસ પક્ષપાત. તેથી મારા ઉપર એ કંઈક વાલીપણું પણ ચલાવતો. એને સંતોષ થાય એટલી મારે કસરત કરવી, એ કહે તે કામ કરવું, એને પસંદ હોય તે ચાહવું, એને જેની સાથે દુશ્મની હોય તેની મારે નિંદા કરવી, તેની છાની વાત ગમે ત્યાંથી મેળવી કેશુને કહેવી. વળી કેશુ મને મારે તોયે એની તકરાર ન કરવી એટલું જ નહીં, પણ માર ખાતી વખતે જો કોઈ મારી દયા ખાઈ છોડાવવા આવે તો મારે એને કહી દેવું કે ભલે કેશુ મને મારે, તમારે વચમાં પડવાની જરૂર **નથી!** આવા આવા અનેક પાઠ મારે ભજવવા પડતા. અને એ બધા હું એક જાતની રાજીખુશીથી ભજવતો. સેનાપતિનો હુકમ ઉઠાવતાં સૈનિકને જે કર્તવ્યપાલનનું સમાધાન મળે છે તે મેં કેળવેલું હતું. કેશુમાં શુદ્ધાચારનો ઊભરો આવે ત્યારે મારે મરજાદી વૈષ્ણવ જેવા થઈ જવું; એને શૃંગારી પદો ગાવાની લહેર ચડે ત્યારે મારે પણ રસિક બનવું; અને તેમાંથી જ્યારે એને પશ્ચાત્તાપ થાય ત્યારે એ જ ઘડીએ મારે પણ પશ્ચાત્તાપ ધારણ કરવો; એવું અપૂર્વ અને આદર્શ અનુયાયીપણું મેં કેળવ્યું હતું. આમાં જેટલો સારો ભાગ છે તે હજીયે મારી પાસે છે; અને કેટલીક માઠી અસર પણ હજી મારામાં રહી હશે. આવી સાધનામાંથી એક પરિણામ તો આજે હું સ્પષ્ટ જોઈ શકું છું કે કોઈ માણસ મારી સાથે વાતો કરે તો તરત જ એના પ્રત્યે સમભાવ ધારણ કરી એનું કહેવું હું બરાબર સમજી લઉં છું અને એની મનોવૃત્તિ પારખી શકું એટલું જ નહીં, પણ આરખી ધારણ પણ કરી શકું છું. આથી દરેક પક્ષની બાજુ અને એની ખૂબી સામાન્ય લોકો કરતાં મારા ધ્યાનમાં ઝટ આવે છે. પરિણામે, જ્યાં સુધી પ્રયત્નપૂર્વક કેળવું નહીં ત્યાં સુધી, કોઈને વિશે મારા મનમાં ચીડ જામતી નથી.

કેશુનું અનુયાયીપણું હું જેમ જેમ કેળવતો ગયો તેમ તેમ એનું જોહુકમીપણું પણ વધતું ગયું. પ્રેમ સ્વભાવે જ સુલતાન હોય છે. અને તેમાં વળી **यथेच्छसि तथा कुरु** એવી વૃત્તિવાળો મારા જેવો અનુયાયી મળે તો આપખુદીને બીજું પોષણ કયું જોઈએ? આમ અનુભવથી હું શીખી ગયો કે જાલિમ જાલિમ બને છે. એનું કારણ ગુલામની ગુલામી વૃત્તિ જ છે. એક નરમ રહે તો બીજો ગરમ કેમ ન થાય?

આ મારા નાનપણના અનુભવને લીધે મને બીજા ઉપર હકૂમત ચલાવવાનું જરાયે ગમતું નથી. બીજાનો વિકાસ થાય એટલા માટે હંમેશ હું પોતાનો સંકોચ કરું છું. મારા આ સ્વભાવને લીધે કેટલાય પોતાની મર્યાદા ઓળંગી મારા પર સવાર થાય છે, કેમ કે દુનિયા બે જ વૃત્તિ જાણે છે: સવાર થવું અથવા બીજાની

સવારી કબૂલ રાખવી. કાં તો ડરીને બીજા તરફ ઊંચું જોવું અથવા અમલદાર બની બીજા તરફ તુચ્છતાથી નીચે જોવું. સમાન ભાવે સમાન જોવું અને પોતાની મર્યાદા રાખવી એ કળા થોડા લોકોમાં હું જોઉં છું. જ્યાં મળે ત્યાં ગેરલાભ લેવો. અને જ્યાં ન ચાલે ત્યાં નરમ થઈ બીજાને તાબે થવું એ જ સર્વત્ર નિયમ દેખાય છે. Looking up અને Looking down એ બે વસ્તુ સર્વત્ર દેખાય છે. Looking level એ બહુ જ ઓછું જણાય છે. આને પરિણામે મારે હમેશાં કાં તો કેળવેલો સંબંધ ઓછો કરવો પડે છે અથવા તો સાવ તોડી દેવો પડે છે. આમ કરતાં પ્રેમની સ્થિરતા બગડી જાય છે એનું મને માઠું લાગે છે. કોઈની સાથે એક વાર સંબંધ બાંધ્યો તો એ આખી જિંદગી સુધી બરાબર ટકાવવો એ મારો ખાસ આદર્શ છે. એના પર તાણ પડે છે ત્યારે અત્યંત દુઃખ થાય છે, અસહ્ય વેદના થાય છે. પણ દુનિયાનો સ્વભાવ હું કેમ બદલાવી શકું?

કેશુની આટઆટલી ગુલામી કર્યા પછી મારે એની સામે બેઠો બળવો કરવો પડ્યો. બાની શિખામણો તો એવી કે મોટા ભાઈઓની આમન્યામાં રહેવું. પોતાના કરતાં ઉંમરે જે મોટા તે બધા ગુરુજન; તેમને વશવર્તી રહેવું. તેમનું અપમાન થાય તેવું કશું કરવું કે બોલવું નહીં. એટલે જ્યારથી મારા મનમાં બગાવત પેઠી ત્યારથી સવિનય બળવો કેમ કરવો એનો હું વિચાર કરવા લાગ્યો. કેશુ કંઈ હુકમ કરે અને મને એ પસંદ ન હોય તો અત્યંત નમ્રતાથી હું એને કહેતો કે મારાથી આ થશે નહીં. કેશુને આખા ઘરમાં અવજ્ઞાનો અનુભવ તો હતો જ નહીં. એને તો મારો જવાબ માનભંગ જેવો લાગે, એટલે ચિડાઈને મને મારે. ગાલ ઉપર એવી તો ચૂંટી ખણે કે લોહી જ નીકળે. કોક વાર ઉપવાસ કરવાની સજા ફરમાવે. ધિક્કાર અને તિરસ્કાર કરે એ તો સહેજ વાત. હું એ બધું ખમતો. બીજી જ ક્ષણે કાંઈ સાદી આજ્ઞા કરે તો તે બમણા ઉત્સાહથી ઉઠાવતો. ઘણી વાર કેશુનું માથું દુખતું. મને મારીને એ પથારીમાં જઈ પડે કે તરત જ એનું માથું દબાવવા જતો. કેશુનો સ્વભાવ મહાદેવ જેવો શીઘ્રકોપી પણ આશુતોષ; પણ વિચારતો નહીં જ. એટલે દર વખતે એ જ નાટક ફરી ફરી ભજવાતું.

પણ આખરે મારી ધીરજનો વિજય થયો. મને મારી સ્વતંત્રતા મળી ગઈ. એમાં બીજું પણ કારણ હતું. નાનપણમાં ઘરમાં બધાં મને ઠોઠ નિશાળિયો ગણતાં. જ્યારે ભાવનગરમાં કેશુએ મારી બુદ્ધિની ચમક જોઈ ત્યારે એ જરા પીગળ્યો. અંગ્રેજી કવિતા તો એના કરતાં મને વધારે સમજાય છે, એવું જ્યારે એણે જોયું ત્યારે તો એ સાવ નરમ પડ્યો. આખરે એને લકવાનો ભારે રોગ લાગુ પડ્યો. પછી તો એ અસહાય બાળક જેવો થઈ ગયો; અને એને મારું જ નર્સિંગ (માવજત) ગમતું. મનની દરેક જાતની મૂંઝવણ એ મારી આગળ ઉઘાડી કરતો, અને મારી વાતોથી એને આશ્વાસન મળતું. માંદો માણસ ચીડિયો તો બને જ. જે વખતે ઘરમાં એ બધા પર ચિડાયો હોય ત્યારે એને શાંત પાડવાનું કામ મારું. એના આખા જીવનના ગુણદોષો અને પ્રમાદો હું જાણું છતાં, અથવા તેથી, અમારો

સંબંધ ભાઈ ભાઈ કરતાં પણ વધારે ગાઢ થયો. એને હું જિગરથી ચાહતો. એની સેવા કરવામાં મને પરમ આનંદ મળતો. પણ એની જીવનપદ્ધતિ મને કોઈ કાળે પસંદ પડી નહીં. એના ઘણાખરા મિત્રો મારી દૃષ્ટિએ કાંઈક ઊતરતા દરજ્જાના હતા. એના બધા જ અભિપ્રાયો ઉતાવળે બાંધેલા હતા. એ ઝીણી ઝીણી વાસનાને સહેજે વશ થતો. અને નાનપણથી એનાં લાડ થયેલાં હોવાથી એનામાં આત્મ-પ્રીતિ વિશેષ હતી. જે માણસ પોતાને જ દુનિયાનું મધ્યબિંદુ કલ્પે છે તેને ભાગે હમેશાં દુ:ખ જ હોય છે. પૃથ્વીને મધ્ય કલ્પીને રચેલું જ્યોતિષશાસ્ત્ર જેમ ખોટું, તેમ પોતાને મધ્ય કલ્પી બાંધેલી જીવન વિશેની કલ્પના પણ ખોટી હોય છે. અને આવે ખોટે નકશે જે ચાલે એને તો ડગલે ને પગલે અથડાવાનું જ હોય.

કેશુ સામે મેં જેટલા મીઠા બળવાઓ કર્યા છે, તેમાંના કેટલાક મને યાદ છે. પણ બધા જ કંઈ સ્મરણયાત્રામાં નોંધાય?

માટે જ આટલા વિસ્તારથી એ બધા પ્રસંગનો સાર અહીં આપી દીધો છે. મારા બધા ભાઈઓમાં મારો વિશેષ પ્રેમ કેશુ પ્રત્યે જ હતો. એ હંમેશ મારા હિતની ચિંતા કરતો. અને એ રાજી રહે એમાં જ આખર સુધી મારો સંતોષ હતો. એટલે અહીં મેં જે નોંધ્યું છે તે એક કીમતી અનુભવ તરીકે જ નોંધાયું છે, કેશુને ઉતારી પાડવા ખાતર નહીં.

## ૩૩. ડાહ્યો થવાની ના

હું મરાઠી ભણતો, કેશુ અંગ્રેજી ભણતો. એક દિવસે એને મન થઈ આવ્યું કે ચાલો આપણે દત્તુને અંગ્રેજી ભણાવી હોશિયાર બનાવીએ. કોણ જાણે શાથી, તે વખતે મને અંગ્રેજી ન ભણવાનું મન થઈ આવ્યું! મેં એને બીતાં બીતાં કહ્યું કે અંગ્રેજી નિશાળે જઈશ ત્યારે અંગ્રેજી શીખીશ; આજે શી ઉતાવળ છે? એણે મને અંગ્રેજીનું મહત્ત્વ સમજાવવાનો પ્રયત્ન કર્યો. લાંબું વ્યાખ્યાન આપ્યું. અંગ્રેજીને દુનિયામાં માન છે વગેરે વગેરે બધું સમજાવી દીધું. હું આગળ બોલ્યો નહીં. એટલે કેશુ સમજ્યો કે એની વાત મારે ગળે ઊતરી છે. એણે ભાષાંતર પાઠમાળા મારી આગળ મૂકી અને કેટલાક શબ્દો ગોખી કાઢવા મને કહ્યું. આજે પાઠ આપે અને કાલે એ તૈયાર માગે એ તો નિશાળની પ્રથા. કેશુને ઉતાવળે આંબા પકવવા હતા. એણે કહ્યું કે, 'આ શબ્દો હમણાં મારા દેખતાં જ ગોખી કાઢ.' મને એ શાનું રુચે? કાચબો જેમ પોતાના પગ અને માથું પોતાની અંદર ખેંચી લે છે તેમ મેં મારું ચિત્ત અંદર ખેંચી લીધું અને મનમાં કહ્યું, 'લે, હવે મારી પાસેથી જે લેવું હોય તે લે. હું પણ જોઉં કે તારું કેટલું ચાલે છે.' અંગ્રેજી ૨૬ અક્ષરો તો મને આવડતા હતા. મરાઠી અંકલિપિ સાથે હું શીખ્યો હતો. એટલે બેઠો ગોખવા:

એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં
એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં
એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં

થોડો વખત ગયા પછી કેશુએ પૂછ્યું, 'સિટ્ એટલે શું?' પણ મને જવાબ શાનો આવડે? કેશુ ચિડાયો. એણે કહ્યું કે આ એક જ શબ્દ પચીસ વાર ગોખી કાઢ. જમણા હાથની આંગળી આગળ કરી હું એ ગણવા લાગ્યો અને ગોખવા લાગ્યો:

એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં
એસ્ આય્ ટી સિટ્, મ્હણજે બસણેં

પચીસ વખત પૂરા થયા. કેશુએ ફરી પૂછ્યું, 'સિટ્ એટલે શું?' હું તો પહેલાં જેટલો જ નિર્દોષ. જવાબ શાનો આપું? મારી જાંઘમાં એક ચૂંટી ખણી કેશુએ કહ્યું, 'હવે સો વાર ગોખી કાઢ.' સો વાર ગણવા માટે તો બંને હાથની આંગળીઓ વાપરવી જોઈએ. એટલે મૂર્તિની પેઠે બંને હાથ આગળ કરી હું ગણવા લાગ્યો અને ગોખવા લાગ્યો:

એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં
એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં
એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં

સો વાર પૂરા થયા. કેશુએ પૂછ્યું, 'સિટ્ એટલે શું?' હું નાઈલાજ થયો. મોઢામાંથી નીકળી ગયું: 'બસણેં.' એટલે કેશુને કાંઈક આશા આવી અને એણે પૂછ્યું, 'સિટ્નો સ્પેલિંગ શો?' આવો અવળો કૂદકો કંઈ ધ્યાન વગર મરાય? હું શૂન્ય નજરે એના તરફ જોતો જ રહ્યો. આ વખતે કેશુએ ખૂબ જ ધીરજ રાખી. મારવાને બદલે એણે મને વખત આપ્યો અને કહ્યું કે, 'જો સિટ્ ઉચ્ચાર ક્યા ક્યા અક્ષર મેળવવાથી થઈ શકે છે? સિટ્માં ક્યા ક્યા ઉચ્ચારો સમાયેલા છે?'

મારે ભેજું તો વાપરવું હતું જ નહીં. હોઠ હલાવીશ, મોઢામાંથી અવાજ કાઢીશ, અને બહુ બહુ તો આંગળીઓ ચલાવીશ; એટલી જ મારી તૈયારી હતી. વિચાર કરવો એ ક્યાં મેં કરારમાં ગણાવ્યું હતું? હું તો શૂન્ય નજરે જોવા જ લાગ્યો. મારી નજરમાં ન હતી બીક, ન હતી અકળામણ, કે ન હતી શરમ. દિલગીરીનુંયે નામ ન મળે. એ તો વેદાંતીઓના પરબ્રહ્મ જેવી, નિરાકાર, નિર્ગુણ, નિશ્ચલ, નિર્વિકારી શૂન્યદૃષ્ટિ. પથ્થરના બાવલામાં આવી દૃષ્ટિ સહન થાય, પણ જીવતા માણસમાં કંઈ આવી દૃષ્ટિ સહી જાય? કેશુ ભોંઠો પડયો અને બીજી જ ક્ષણે ઊછળ્યો. એણે મારું માથું ઝાલી નીચે નમાવ્યું અને બીજે હાથે પીઠ પર કેટલાયે મુક્કા લગાવ્યા! ક્રોધની વરાળ ક્રિયા દ્વારા કંઈક નીકળી ગયા પછી એ મોઢામાંથી નીકળવા લાગી: 'રડયા, મહારડયા, તું કે દી ભણવાનો હતો? સાવ નંદીબેલ છે.' આવું કેટલુંયે ચાલ્યું. મારે ક્યાં એની ગણતરી રાખવી હતી? આખરે કેશુએ કહ્યું કે, 'હવે ત્રણસો વાર ગોખી કાઢ!' મારું મશીન ફરી ચાલ્યું:

એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં
એસ્ આય ટી, સિટ્, મ્હણજે બસણેં

આ વખતે મેં મારા યંત્રમાં એક સુધારો કર્યો કે આંગળીઓ ક્યાં ગણવા બેસું? કેશુની ધીરજ કરતાં આપણી ધીરજ લાંબી છે. એ ફરી શબ્દ પૂછે ત્યાં સુધી છોને યંત્ર ચાલ્યા જ કરે:

એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં
એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં

હવે તો મારે ચોપડી તરફ જોવાપણું પણ રહ્યું ન હતું. ગમે તે દિશાએ જોઉં, મનમાં ગમે તે તરંગ ચલાવું, સમુદ્રનાં મોજાં સંભળાતાં તે ધ્યાનપૂર્વક સાંભળું, પાસેથી બિલાડી પસાર થાય તો એના તરફ મારી પેન્સિલ ફેંકું. મોઢું ચાલે એટલે બસ; બાકી તો આપણે સાવ સ્વતંત્ર એટલે આ તો ખૂબ ફાવતું આવ્યું. આંખની પાંપણ ચાલે, નાકમાં શ્વાસ ચાલે, શરીરમાં લોહી ફરે તેમ મોઢું ચાલ્યા કરે:

એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં
એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં

કોણ જાણે આમ કેટલો વખત વહી ગયો. આખરે કેશુએ ફરી પૂછ્યું કે, 'બોલ.' મેં તરત જ બોલી સંભળાવ્યું: 'એસ્ આય્ ટી, સિટ્, મ્હણજે બસણેં.' મને ઊંઘમાં બોલાવત તોયે હું એ બરાબર બોલી બતાવત એટલું એ પાકું થઈ ગયું હતું. મૂઠી વાળતાં જેમ એ ને એ જ કરચલીઓ હથેળીમાં પડે છે તેમ જીભ અને હોઠને ટેવ પડી ગઈ હતી. પણ દુર્દૈવ કેશુનું, કે એણે મને ફરી અવળો સવાલ પૂછ્યો: 'બસણેં માટે શબ્દ કયો?' મગજનાં બધાં જ બારીબારણાં બંધ રાખેલાં હતાં, ત્યાં આવા અટપટા સવાલનો જવાબ ક્યાંથી ઉદ્‌ભવે? કેશુ સાવ નિરાશ થયો. મેં ઠંડે પેટે એને પૂછ્યું, 'ફરી ગોખી કાઢું?' હવે તો ધોધમાર માર વરસશે અને આખા શરીરની ચામડી ઝેર જેવી લીલી થશે એમ મેં માન્યું હતું. આંખ કાંઈક મીંચીને, છાતી કેડમાં દબાવીને અને માથું ખભાની અંદર ખોસી ઘાલીને મેં મારના સ્વાગતની તૈયારીઓ પણ પૂરતી કરી. હા, વિલંબ કર્યે શો લાભ? જે થવાનું છે તે ઝટ પતી જાય એ શું ખોટું?

પણ દુનિયામાં ઘણીવાર અણધાર્યું જ બને છે. ચીડ, નિરાશા અને ક્રોધ એટલાં બધાં વધી ગયાં કે કેશુ આંધળો થવાને બદલે એકદમ શાંત થઈ ગયો. એ બોલ્યો (અને એ અવાજમાં જરાયે જોર ન હતું), 'ઠીક, તું જા.' હું પણ જાણે કશું થયું જ નથી એમ શાંતિથી ઊઠ્યો, પૂંઠ ફેરવી અને ચાલતો થયો.

તે દિવસથી કેશુએ મારી આગળ અંગ્રેજીનું નામ ન લીધું. આગળ જતાં ઘણાં વર્ષ પછી જ્યારે એણે એક દહાડો રાત્રે મારા ઊંઘી ગયા પછી મારા ટેબલ પર મારો એક સુંદર અંગ્રેજી નિબંધ જોયો ત્યારે એણે પોતાની પ્રતિજ્ઞા તોડી. બીજે દિવસે સ્ટેશન પર જઈ, વ્હીલર કંપનીના સ્ટૉલમાંથી સ્કૉટનું 'માર્મિયન'

ખરીદી, એણે મને ભેટ તરીકે આપ્યું! હજી એ ચોપડી મારી પાસે છે, અને જ્યારે જ્યારે તેના પર નજર પડે છે ત્યારે ત્યારે મને નાનપણના એ દિવસો યાદ આવે છે. 'માર્મિયન'માંથી કેટલાયે સારા સારા ફકરાઓ મોઢે કરી મેં કેશુને સંભળાવ્યા હતા.

## ૩૪. દેશભક્તિના ભણકારા

દેશભક્તિ તેમ જ શ્રી શિવાજી મહારાજની વાતો મેં પહેલવહેલી સાંભળી તે પૂનામાં. એ વખતે હું મરાઠી બીજીમાં હતો. પૂનામાં અમારા ઘરની પાસે જ બાબા દેશપાંડે કરીને એક પોલીસ હવાલદાર રહેતા હતા. અમારે ત્યાં એ ઘણી વાર આવે. એમની વહુ પણ અમારે ત્યાં બેસવા આવે. બહુ ભલી બાઈ હતી. બાબા અમારે ત્યાં આવીને કેશુને, ગોંદુને અને મને પાસે બેસાડી અમને ઐતિહાસિક વાતો કહેતા. દેશભક્તિ એ માણસની પ્રથમ ફરજ છે, દેશને માટે મરવા તૈયાર થવું જોઈએ, એવું એવું અમને સમજાવતા. એ જ બાબા દેશપાંડે આગળ જતાં મુંબઈ ઈલાકાના છૂપી પોલીસ ખાતાના એક મશહૂર અમલદાર થયા. મહારાષ્ટ્રની ક્રાંતિકારક હિલચાલોની જડ શોધી કાઢવામાં એ દેશપાંડેનો હિસ્સો અસાધારણ છે. આવા માણસ પાસેથી દેશભક્તિના શબ્દો પ્રથમ મારે કાને પડ્યા એ કેટલું વિચિત્ર!

પૂનેથી શાહપુર આવ્યા પછી અમે શિવાજીનો ઈતિહાસ વધારે વાંચ્યો. પછી તો સાંજે ફરવા જઈએ ત્યાં ટેકરી પર શિવાજી અને અફઝલખાનની લડાઈ રમીએ. ઘૂમટની ટેકરી પર પથરાની ખાણો ઘણી હતી. એમાંથી પથરા લઈને અમે સામસામા ફેંકતા. પૂરતા દૂર ઊભા રહીએ એટલે કોઈને વાગે નહીં.

એ તો મરાઠી ચોથીની વાત. અંગ્રેજી પહેલીમાં ગયા ત્યારે અમારી દેશભક્તિએ ભાષણોનું રૂપ લીધું. ઘરની મેડી પર કોઈ આવે નહીં એવે ઠેકાણે અમે ત્રણચાર મિત્રો ભેગા થતા અને વારાફરતી દેશભક્તિનાં ભાષણો કરતા. ભાષણોમાં શિવાજી મહારાજની સ્તુતિ અને અંગ્રેજોને તથા આજના જમાનાને ગાળો, એટલું જ આવતું. અંગ્રેજો સામે લડવું જોઈએ એટલો તો અમારો નિશ્ચય થઈ ચૂક્યો હતો. પણ તેને સારુ શરીર કસાયેલું હોવું જોઈએ. અમે કસરત અને કુસ્તી શરૂ કરી. અમારા મંડળમાં લાગુ કરીને એક છોકરો હતો. એ ઉંમરે મારા કરતાં નાનો પણ કુસ્તીમાં મને હમેશાં પાડે. પાડે એટલું જ નહીં પણ મારે અને સતાવે. પડ્યા પછી કેશુના ફિટકાર પણ સાંભળવાના હોય એટલે મેં કુસ્તી છોડી દીધી ને એ મંડળ પણ છોડી દીધું. રોજનો તેજોવધ કોણ સહન કરે?

# ૩૫. ખૂનની ખબરો

શાહપુરની અંગ્રેજી નિશાળમાં હું ભણવા જતો હતો. ઘણું કરીને બીજીમાં હોઈશ. મને પગે ગૂમડું થયું હતું. રોજ લંગડાતો લંગડાતો નિશાળે જતો. રસ્તામાં એક કંસારો મને આમ નિશાળે જતો જોઈ મારી દયા ખાતો. કોઈ વાર મારી નિશાળનિષ્ઠાનાં વખાણ પણ કરતો. એ જ કારણે મારો સદ્‌ભાવ એ માણસ પ્રત્યે કંઈક જાગેલો.

એક દિવસ એની દુકાનના થાંભલા પર 'કેસરી જાદાપત્રક' કરીને એક નાનકડી કાપલી ચોડેલી મેં જોઈ. રસ્તે ચાલતાં એ શું છે તે હું જોતો હતો ત્યાં કંસારાએ મને બોલાવ્યો, 'ભાઈ આવો; આ વાંચી તો જુઓ. દેશમાં શું થવા બેઠું છે!'

વાંચતાં ખબર પડી કે, રાણી વિકટોરિયાની ડાયમંડ જ્યુબિલીને દિવસે જ પૂનામાં બે ગોરાઓનાં ખૂન થયાં છે. ડાયમંડ જ્યુબિલી માટેના જાહેર ઉત્સવમાં અમારી નિશાળ તરફથી અમે એકબે પદ ગાયાં હતાં. પણ પૂનાનું ગાયન તો કંઈ જુદું જ નીવડ્યું. પૂનામાં પહેલવહેલો પ્લેગ ફાટેલો એને અંગે સરકારે કેટલોક લશ્કરી બંદોબસ્ત શહેરમાં રાખ્યો હતો. લોકોને થયેલું કે પ્લેગ પોસાય, પણ આ બંદોબસ્ત ન પોસાય. એ જ કારણે પ્લેગ-અમલદારનું ખૂન થયું હતું. લોકો બોલવા લાગ્યા કે, 'જરૂર આ કોઈ દેશભક્તનું કામ છે!' પછી તો નામદાર તિલકને સરકારે સજા કરી. સરદાર નાતુ ભાઈઓને રાજકેદી તરીકે બેલગામ લાવીને રાખ્યા. ગામના લોકો કહેતા કે, 'તિલક એ શિવાજીના અવતાર છે. શિવાજીના ચાર ગોઠિયા હતા: યેસાજી કંક, તાનાજી માલસુરે અને બીજા બે. આજે બે નાતુ ભાઈઓ એ ગોઠિયાના જ અવતાર છે.' બીજા બે ગોઠિયા અમે કયા ગોખ્યા હતા તે આજે યાદ નથી. અમારા મનમાં તો એવું હતું કે, તિલક તરફથી જ એ ખૂન થયેલું હોવું જોઈએ. એને સારુ અમારી પાસે પુરાવો ક્યાંથી હોય? પણ કોઈ પણ દેશહિતનું કામ થયું હોય તો તેનો સંબંધ, કશા પુરાવા વગર, તિલક સાથે જોડી દેવો એ અમારા જેવાને સહેજે ગમતું.

થોડા દહાડામાં આણણ્ણા પૂનાથી આવ્યો. એણે તો વળી નવી જ વિગતો આપી. એણે કહ્યું કે, 'રેંડ સાહેબ ઇસ્પિતાલમાં મરી ગયો તે પહેલાં એને ભાન આવ્યું અને એણે કેટલીક વિગતો કહી. એણે પોતાના મારનારને જોયો હતો. મારનાર કોઈ ગોરો હતો. કોઈ મડમની બાબતમાં એ બેને ઝઘડો થયેલો અને એને અંગે એ ખૂન થયું છે. બ્રુઈન કરીને એક પોલીસ અમલદાર આ વાતની વિગત જાણે છે; પણ એણે બધું 'હશ અપ' (Hush up) કર્યું છે.'

પછી તો પૂનેથી રોજ રોજ નવી વિગતો આવે. વિગતોના બે પ્રવાહ આવતા;

એક છાપાં દ્વારા અને બીજો પૂનેથી આવનારા મુસાફરો મારફત. દેખીતી રીતે લોકો ખાનગી માહિતી પર વધારે વિશ્વાસ રાખતા. અને લોકો વાતો કરે તે બધી એકબીજાના કાનમાં. જોકે, એ વેળાએ દરેક જણ બીજા દરેક માણસના વિશ્વાસનું પાત્ર હતો.

પછી વાત ચાલી કે સરકારની છૂપી પોલીસ શહેરે શહેરે ફરે છે. એ જ અરસામાં લિંગાયત લોકોના બે જંગમ સાધુઓ શાહપુરમાં દાખલ થયા અને બે હાથમાં દાંટડીઓ વગાડતા શહેરમાં ફરવા લાગ્યા. લોકોએ ઠરાવ્યું કે આ લોકો છૂપી પોલીસ જ હોવા જોઈએ. નિશાળના છોકરાઓએ એ વાત સાંભળી અને એક દહાડો શેરીમાં એ બિચારા સાધુઓને ઠીક ઠીક માર પડયો.

કાળે કરીને બધી અફવાઓ ઓગળી ગઈ, અને ચાફેકર ભાઈઓનાં નામ રૅંડ અને આયર્સ્ટનાં ખૂન સાથે જોડાયાં.

## ૩૯. તમાચો

અંગ્રેજી પહેલીમાં ભણતો ત્યારે વિષ્ણુ કરીને મારો એક દોસ્ત હતો; અથવા હું એનો દોસ્ત હતો એમ કહીએ તો વધારે સાચું ગણાય. અવળે રસ્તે ચડેલા એ છોકરાને કોઈ મિત્ર ન હતો. એનો આખો દિવસ કલ્પનાતરંગોમાં જતો. એણે મારી દોસ્તી શોધી. એનાં કાંતેલાં મનોરાજ્ય હું ધીરજથી સાંભળતો, એટલે હું એનો મોટો આશ્રય થઈ પડયો. અમે બંને જણે મળીને 'કલૃપ્તિવિજય' કરીને એક નાટક લખવાનું ઠરાવ્યું. પણ પ્રવેશો અને પાત્રો નક્કી કરવા ઉપરાંત એ આગળ વધ્યું જ નહીં.

વિષ્ણુ પોતાના મામાને ત્યાં રહેતો. ગાંધીને ત્યાં જઈ મામાને નામે તે ગુલ-કંદ, બદામ, કિસમિસ વગેરે વસ્તુઓ ઉધાર લાવી ખાઈ જતો. એમાંથી ભાગ પડાવવા એ મને નોતરતો. પહેલે દિવસે મેં એનો ગુલકંદ ખાધો. પણ પછી જ્યારે ખબર પડી કે એ ચોરીને ખાય છે, ત્યારે મેં એની પાસેથી કશું લેવાની ના પાડી. એ વખતે પ્રમાણિકપણાનો કંઈ ખાસ ઊંચો આદર્શ મેં કેળવ્યો હતો એમ નહીં, પણ મને એ ગંદું લાગતું. ઘરના લોકો વિશ્વાસ રાખે ત્યાં જ એ છોકરો ચોરી કરે એમાં ઈમાનદારી પણ ન હતી ને બહાદુરી પણ ન હતી.

વિષ્ણુ વિશે એકબે ખરાબ વાતો વર્ગમાં બોલાતી. કેટલાક છોકરાઓ કહેતા કે, એ સાચી ન હોય, કોકે નાહક જોડી કાઢી છે. અને કેટલાક કહેતા કે, એ છોકરા વિશે એ સાચું પણ હોઈ શકે, એ શું ન કરે?

એક દિવસ, કોણ જાણે શાથી, અમે બંને લડી પડ્યા. મેં એની સાથે વેર બાંધ્યું. મનમાં નક્કી કર્યું કે, એ નાલાયકને બદનામ કરવો જ જોઈએ. વર્ગમાં શિક્ષક ન હતા. પહેલે નંબરે પટવેકર બેઠો હતો. મેં એની પાસે જઈ કહ્યું, 'વિષ્ણુ

વિશે છોકરાઓ જે વાત બોલે છે તે સાચી છે.' બીજે નંબરે કોણ બેઠો હતો તે અત્યારે યાદ નથી. એને પણ મેં એ જ વાત કહી. વિષ્ણુ તો મારા પર ચિડાઈને રાતોચોળ—ના, ના, એનું મોઢું સાવ ફિક્કું પડી ગયું હતું. એની પાતળી ચામડી પર લોહી ભાગ્યે જ દેખાતું. ત્રીજે નંબરે મોને બેઠો હતો. એને પણ મેં કહ્યું, 'વિષ્ણુ વિશેની વાત સાચી છે.'

મોને ભલો છોકરો હતો. એને મારી આ પ્રવૃત્તિ ગમી નહીં. મારી તરફ તિરસ્કારથી જોઈ એણે કહ્યું, 'સાચી હોય તોયે શું? દરેક જણને કહેતા ફરતાં તમને શરમ નથી આવતી? મિત્ર ધારીને જ એણે પેટની વાત તમારી પાસે કરી હશે ને? આમ ખાનદાની ભૂલો મા. પોતાની જગ્યાએ જઈને બેસો.'

આ તાતું વચન તો તમાચા કરતાં પણ મને વધારે વાગ્યું. મારો પ્રચાર રદ કરી હું મારે ઠેકાણે જઈ બેઠો. મારા કાન ગરમ ગરમ થઈ ગયા હતા. ઘડીકમાં ઠંડા પડે ને ફરી ગરમ થાય. લોહી સાથે વિચારો પણ ખૂબ જોરથી ફરતા હતા. મોને પર મને જરાય ચીડ ન ચડી. એણે તો મને જીવન માટે સારી શિખામણ આપી હતી. માણસ ગમે તેટલો ચિડાયો હોય તોપણ પોતાનું કૃત્ય હીન છે એ ઓળખવા જેટલું ભાન એને હોય જ છે. વિષ્ણુ તો મારી પડખે જ બેઠો હતો. પણ દુશ્મન સાથે બોલાય કેમ? મેં કાગળના કટકા પર એક વાક્ય લખ્યું: 'મારી ભૂલ થઈ' અને એના ખોળામાં ફેંક્યું. એટલેથી એ રાજી થયો અને અમે ફરી મિત્ર થયા.

એ છોકરા જોડે મારે ચારેક મહિના દોસ્તી રહી હશે. પછી તો હું સાવંતવાડી ગયો. એ છોકરો ખરાબ છે એ હું પહેલેથી જાણતો હતો. એને મારો આધાર જોઈએ છે એટલું જોઈને જ મેં એને મારી સાથે દોસ્તી બાંધવા દીધેલી. છતાં કોઈ પણ રીતે એનો ચેપ મને ન લાગ્યો. એની પાસેથી મેં ગંદીમાં ગંદી વસ્તુઓ સાંભળેલી પણ એ વખતે મારા મન ઉપર એની કશી અસર ન થઈ. પણ, આગળ જતાં, એ વાતોના સ્મરણથી મારી કલ્પનાશક્તિ જરાયે ગંદી થઈ નહીં એમ જો હું કહી શકત તો કેવું સારું!

મિત્રાચારી ખોળતાં એણે વેરીનું કામ કર્યું. એણે મારી કલ્પનામાં જે ગંદવાડ નાખ્યો તે ધોઈ કાઢતાં મને વરસોની મહેનત પડી છે. સાંભળેલી વાતો એક કાનેથી પ્રવેશ કરી બીજે કાનેથી નીકળી નથી જતી. મગજની જબરદસ્ત વાદળી એને ચૂસી લે છે. શિલાલેખ ભૂંસાઈ જાય, પણ સ્મરણલેખ ભૂંસાતા નથી.

કબીરે એક ઠેકાણે કહ્યું છે, 'મન ગયા તો જાને દો, મત જાને દો શરીર.' એ સિદ્ધાંતમાં માની મેં ઘણું વેઠ્યું છે. સાચવવા જેવું હોય તો મુખ્ય મન જ છે.

## ૩૭. અંગ્રેજી વાચન

એક દિવસ મને થયું કે, ચાંદરણી રાતમાં માણસને વાંચતાં આવડવું જોઈએ. આટલું મજાનું અજવાળું પડે છે એમાં કેમ ન વંચાય? એટલે એક ખુરશી લઈને હું આંગણાંમાં બેઠો અને મારી લૉંગમૅનની બીજી રીડર વાંચવી શરૂ કરી. અંગ્રેજી બીજા ધોરણમાં દાખલ થયે મને બહુ દિવસ થયા ન હતા. મારા બેત્રણ પાઠો જ થયા હતા. આઈએ પૂછ્યું, 'દીવા વગર રાત્રે શું વાંચે છે?' મેં જવાબ આપ્યો, 'મારી અંગ્રેજી ચોપડી.'

બંગલાના મુસલમાન માળી ન્હન્નુની સ્ત્રી આઈ પાસે કંઈક માગવા આવેલી. એને ખૂબ આશ્ચર્ય થયું કે આટલો નાનો છોકરો ને અંગ્રેજી વાંચે છે! એ દોડતી જઈને આસપાસના કેટલાય લોકોને એ અદ્‌ભુત દૃશ્ય જોવા લઈ આવી.

અમે સાવનૂરમાં હતા ત્યારની આ વાત છે. સાવનૂર એ હુબળી તરફનું એક નાનકડું દેશી રાજ્ય છે. રાજા મુસલમાન છે. યાવલગી સ્ટેશનથી સાવનૂર જવાય છે. ત્યાંની ભાષા કાનડી. પિતાશ્રી કાનડી ઠીક જાણે. આઈ પણ સમજી શકે. પણ મારે માટે તો એ વખતે એ જાનવરોની ભાષાથી જરાય જુદી ન હતી. ઘરમાં નોકરો મુસલમાન રાખેલા, એટલે મારું કામ ઠીક ચાલતું. માત્ર આઈને વાસણો, કપડાં બધું મુસલમાનના હાથનું એટલે ધોઈ લેવું પડતું. હું આઈને એમાં ખૂબ મદદ કરતો. અહીંની મુસલમાની એટલે મરાઠી ને કાનડી શબ્દોનું વિકૃત મિશ્રણ. ઉર્દૂ શબ્દો એમાં માત્ર વીસ ટકા હશે ને ઉચ્ચાર સાંભળીને તો દયા જ છૂટે. આખરે અમને એક લિંગાયત નોકર મળ્યો, જે હિંદી બોલી શકતો હતો. એ સવારસાંજ ખૂબ ગાતો. હજીયે એનાં કેટલાંક પદો મને યાદ છે.

દત્તુ આપ્પા અંગ્રેજી વાંચે છે એ જોવા ઘણા લોકો ભેગા થયા. પણ ચાંદરણામાં અક્ષરો બરાબર વંચાય તો ને? પહેલો પાઠ તો મોઢે હતો, એટલે એ તો હું કડકડાટ બોલી ગયો. શ્રોતાઓના આશ્ચર્યનો પાર ન મળે. બીજા પાઠમાં અમારું ગાડું જરા ધીમું પડ્યું. આંખને તાણ પડવાથી (ગભરાટથી નહીં) આંખમાં પાણી આવવા લાગ્યાં. આઈએ કહ્યું, 'આમ અંધારામાં કંઈ વંચાતું હશે? ચાલ અંદર.' સભા વિસર્જન થઈ અને મને થયું, હાશ છૂટયા. સાવનૂરમાં ફરી વાર ચોપડી હાથમાં લીધી નહીં.

# ૩૮. હિંમતની દીક્ષા

સાવનૂરની જ વાત છે. અમારા ઘરની આસપાસ આંબલીનાં ઝાડ હતાં. આંબલી બરાબર પાકી ગઈ હતી. મને આંબલીનું શરબત (આંબલમાણું) બહુ ભાવે, એટલે આઈએ મને કહ્યું, 'પેલું આંબલીનું ઝાડ છે એના પર સરસ આંબલી પાકી છે; ચાલ તને બતાવું. થોડીક પાડી આપે તો આ તડકાને વખતે આપણે મજાનું આંબલમાણું કરીએ.' હું ઝાડ પર ચડ્યો. પણ સારી, પાકી અને પુષ્ટ આંબલી તો ડાળને છેડે જ હોય. મેં હાથ લંબાવ્યા, ખૂબ હિંમત કરી, પણ જોઈએ તેટલો આગળ પહોંચ્યો નહીં. આઈને મારા ઉપર ચીડ ચડી: 'સાવ બીકણ છોકરો! જુઓ તો કેવો ધ્રૂજે છે! આ તે શું સરગવાનું ઝાડ છે કે બટકી જાય? નીડર થઈને વધ આગળ, નહીં તો ખાલી હાથે પાછો આવ. અરે રામ, આટલુંય આ છોકરાથી થતું નથી.' મારી આંખે અંધારાં આવ્યાં. બીકનાં નહીં, પણ શરમનાં. છોકરાંઓ અટકચાળાં કરી જાન જોખમમાં નાખે ત્યારે માબાપ (તેમાંય ખાસ કરીને મા) બી બીને છોકરાંને રોકવા માગે, શરીર સાચવવાનું કહે, ને બેદરકારી માટે વઢે,– એ સનાતન નિયમ. જુવાનોને એ જ છાજે. એના બદલામાં મારું બીકણપણું આઈને અસહ્ય થયું ને આઈએ મારી નિર્ભર્ત્સના કરી! મને થઈ આવ્યું કે, આના કરતાં તો હું અહીં મરી જાઉં તો શું ખોટું?

પછી હું કઈ રીતે આગળ વધ્યો અને એક છેડા પરથી તથા ટોચ પરની ખૂબ આંબલીઓ તોડીને લઈ આવ્યો એ કશુંયે મારા ધ્યાનમાં ન રહ્યું. તે દિવસથી મેં મારી બીક છોડી જ દીધી એમ કહું તો ચાલે.

આજે જ્યારે જ્યારે છોકરાઓ મને પૂછે છે કે, 'આટલો સ્વાર્થત્યાગ કેમ કરાય? અમારી 'કરીઅર' ખુવાર થઈ જાય એનું શું?' ત્યારે ત્યારે હું એમને કહું છું કે, 'તમારા જેવી જુવાનીને તો લગામ શોભે, ચાબુક નહીં.' અને જેટલી વાર આ વાક્ય ઉચ્ચારું છું તેટલી વાર સાવનૂરનું પેલું આમલીનું ઝાડ અને એની તળે ઊભેલી મારી માની મૂર્તિ દૃષ્ટિ આગળ ખડી થાય છે.

# ૩૯. નાગરવેલની વાડી

સાવનૂરમાં અમે દોઢેક મહિનો રહ્યા હોઈશું. એક દિવસ સવારે વહેલો ઊઠીને હું પિતાશ્રી સાથે ફરવા ગયો. ક્યાં જવાનું છે એનો મને જરાય ખ્યાલ નહોતો. અમે ખૂબ ચાલ્યા. પછી રસ્તો ખેતરોમાંથી ચાલ્યો, અને એકાએક અમે એક સુંદર બગીચામાં દાખલ થયા. જ્યાં જુઓ ત્યાં લીંબુનાં ઝાડ. બધાં ઝાડનાં પાન લીલાં હોય છે, પણ લીંબોઈના પાનનાં રંગની ખુમારી કંઈક ઓર જ હોય છે. સોના

પાસે એકલો વર્ણ જ હોય છે, જ્યારે આ પાનમાં વર્ણ સાથે ખુશબો હોય છે. અને લીંબુ પણ કેવડાં મોટાં! નાનપણમાં તો મેં ગોળ લીંબુ જ જોયેલાં. અહીંનાં બધાં લીંબુ લંબગોળ. મેં પિતાશ્રીને કહ્યું, 'જુઓ તો પેલું લીંબુ; કેવડું મોટું અને સોનેરી લીંબુ!' બીજી જ ક્ષણે એ લીંબુ મારા હાથમાં આવી પડ્યું. વિવેકને ખાતર મેં માળીને કહ્યું કે, 'તમારા લોકોની મહેનતનું ફળ હું મફત કેમ લઉં?' સાથેના એક માણસે કહ્યું કે, 'આ વાડી સરકારી છે.' બસ, મારી દાનત બગડી. પછી તો જેટલાં સારાં ફળ દેખાય તે તોડી જ લઉં.

પાસે જ ખેતરમાં દૂધીનો વેલો હતો. વેલાનો માંડવો સારી પેઠે ઊંચો હતો. અને તેમાં ત્રણ દૂધી ઉપરથી જમીન સુધી લટકતી હતી. એવી મોટી દૂધી ત્યાર પછી મેં જોઈ નથી. મેં કહ્યું, 'આમાંથી એક અમારે ત્યાં મોકલો. મારી બાને એ બતાવવી છે.' માળી મશ્કરો હતો. એણે કહ્યું, 'તમારે હાથે જ એ તોડી લો ને.' એણે મારા હાથમાં દાતરડું આપ્યું. હું મારા પગની આંગળીઓ પર ઊભો થયો. ડાબે હાથે દૂધીનો ટેકો લીધો. પણ દાતરડું ડીંટાને પહોંચે જ શાનું! બધા હસવા લાગ્યા. અમે થોડાક આગળ ગયા. ત્યાં નાળિયેરીનાં ઝાડ હતાં. એના પરથી કેટલાંક કાચાં નાળિયેર ઉતરાવીને અમે એનું દૂધ પીધું, અને અંદરથી પાતળું માખણ જેવું કોપરું પણ કાઢીને ખાધું.

એક કલાક કરતાં વધારે ફર્યા હોઈશું. બધે જ લીલીછમ લીલોતરી. જેમ જેમ તડકો વધે તેમ તેમ છાયાની મીઠી ટાઢક વધારે આનંદ દે. હું આનંદમાં ફરતો હતો, એવામાં ખૂબ લાંબે સુધી પથરાયેલી માંડવા જેવી એક ઝૂંપડી મેં જોઈ. મેં પૂછ્યું. 'આવી વિચિત્ર અને ઠીંગણી ઝૂંપડી શા માટે બાંધતા હશે? આમાં તો ઢોર પણ સુખેથી રહી ન શકે.' પિતાશ્રીએ કહ્યું, 'બાઘા, એ ઝૂંપડી નો'ય, આને નાગરવેલ કહે છે. અંદર જઈને જો એટલે ખાવાનાં કુમળાં પાન દેખાશે. આ પાન તડકો ખમી નથી શકતાં એટલા માટે આવો માંડવો બાંધવો પડે છે.'

હું અંદર જવાને અધીરો થયો. પણ અંદર જવાનું બારણું દેખાય નહીં. ખૂબ આગળ ગયા પછી આખરે બારણું આવ્યું. વાછરડાની જેમ હું અંદર ઘૂસ્યો. ઓહોહો! કેવું મજાનું દૃશ્ય! લાંબી લાંબી થાંભલાની હાર; અને દરેક થાંભલાને, બાળક પિતાને બાઝી પડે તેમ, વીંટળાયેલી નાગરવેલો; અને એનાં ફીકાં લીલાં કુમળાં અણીદાર પાંદડાં! આટલું મનોહર દૃશ્ય કલ્પનામાં પણ આવેલું નહોતું. થાંભલાની હારો વચ્ચે હું ખૂબ દોડ્યો. મને થયું કે પરીઓની રાણીનો આ મહેલ છે. એકાદ પાંદડું તોડી લઉં કે, 'બટ્' જેવો અવાજ થાય. પિતાશ્રીએ મને બૂમ ન પાડી હોત તો મારી મેળે હું બહાર જવાનો જ નહોતો. સાથેના લોકો કહે, 'એટલામાં શું ધરાયા, આપ્પાસાહેબ, આગળ આથીયે સરસ મજા જોવાની મળશે.' મેં મનમાં કહ્યું, 'આથી સરસ કશું હોઈ જ ન શકે. મને બહાર કાઢવા અમસ્તા લલચાવે છે.'

પણ મારી ધારણા ખોટી પડી. આગળ એક તરફ પપૈયાંનાં ઝાડ, બીજી તરફ ફોફળ(સોપારી)નાં ઝાડ, અને દરેક ઝાડની આસપાસ નાગરવેલ વીંટળાયેલી! સોપારીનાં ઝાડ બહુ પાસે પાસે વાવેલાં હોય તોયે નુકસાન નથીં હોતું, અને પાસે પાસે આવવાથી એની છાયા ગીચ ગાલીચા જેવી પડે છે. અહીંની નાગરવેલ પેલી માંડવાવાળી નાગરવેલ જેટલી કુમળી ન હતી. પાંદડાં જરા મોટાં, પહોળાં અને કાળાશ પડતાં હતાં. કોકે મને કહ્યું, 'આ નાગરવેલને સિરસી પાન કહે છે. આ પાન બહુ તીખાં હોય છે. જે લોકો તમાકુ ખાય છે તે જ આવાં પાન પસંદ કરે છે.' આ ઝાડો વચ્ચે દોડવું સહેલું નહોતું. કેમ કે ઝાડો વચ્ચેથી કોસનું પાણી દોડતું હતું.

મને કૂતૂહલ થયું કે ઝાડ પર સોપારી પાકે ત્યારે કઈ રીતે ઉતારતા હશે? માળીએ કહ્યું, 'હમણાં જ તમને બતાવું.' પણ હવે કુતૂહલને બદલે મારા મનમાં બીક પેઠી. મને થયું કે, આ માળી એના પગ વચ્ચે નાગરવેલને ચગદીને ઉપર ચડી જશે. પણ ના. બગીચાને એક છેડે એક વિધુર જેવું સોપારીનું ઝાડ હતું એના પર એ ચડી ગયો. ટોચે પહોંચ્યો અને વાંદરાની જેમ આખું ઝાડ હલાવવા લાગ્યો. સોપારીનું પાતળું ઝાડ મોટા મોટા ઝોલા ખાવા લાગ્યું. માળીએ એક ઝોલા સાથે ઝટ દઈને પાસેનું ઝાડ પકડી પાડયું અને એને બાઝયો. પહેલું ઝાડ હાશ કરીને પાછું ફર્યું. હવે હું સમજી ગયો. એ વાંદરો આ જ રીતે એક ઝાડ પરથી બીજે ઝાડે વળગવાનો અને ગરાસિયાના હુક્કાની પેઠે, ઝાડનો આખો દાયરો ફરી વળવાનો. માળીએ લટકતાં લટકતાં એક હાર પૂરી કરી અને સામી બાજુના નાગા ઝાડ પરથી હેઠે ઊતર્યો.

## ૪૦. હકીમ સાહેબ

વાડીમાંથી ઘેર આવતાં ખૂબ તડકો થયો. જેમ તેમ નાહીને ખાધું. બપોરે ઘેર આણેલાં નાળિયેર પર ફરી ઝપાટો માર્યો, અને આખો દિવસ નાગરવેલની જ વાતો કરી. બીજે દિવસે મને સખત તાવ આવ્યો. સૌને ચિંતા પેઠી. સાવનૂરમાં કોઈ ભારે દાક્તર હતો કે નહીં એની મને ખબર નથી, પણ કારભારીએ ભલામણ કરીને એક પ્રખ્યાત હકીમ મારે માટે મોકલી દીધા. એ હકીમની મૂર્તિ આજેય દૃષ્ટિ આગળ તાજી છે. એમના કદાવર શરીરને એમનો લાંબો અંગરખો અને ફરફરતી દાઢી બહુ જ શોભતાં. હકીમ સાહેબ પ્રતિષ્ઠિત છતાં પ્રસન્ન દેખાતા. એ અંદર આવ્યા કે સીધા મારી પથારી પર આવીને બેઠા. એમણે નાડી તપાસી, કેટલીક હકીકતો પૂછી, અને પછી આડીઅવળી વાતો શરૂ કરી. ભાઈસાહેબની જબાનમાં એવી મીઠાશ હતી કે એ કલાકેક બેઠા તોયે એમને કે અમને ખબર ન પડી! પછી એમણે દવા આપવાનો વિચાર કર્યો. અંગરખાના લટકતા લાંબા ગજવામાંથી

એક શીશી કાઢી. એ એક જ શીશીમાં અનેક જાતની ગોળીઓ હતી. શીશી ડાબી હથેળી પર ઠાલવી હકીમ સાહેબ એક એક ગોળી હાથમાં લઈ વિચાર કરવા લાગ્યા. બે આંગળીમાં ફેરવતા જાય અને વિચાર કરે. આખરે નિર્ણય કરી એક ગોળી મારા હાથમાં આપી. પણ હું એ ખાઉં એ પહેલાં એમણે વિચાર ફેરવ્યો અને કહ્યું, 'રહો, આજે આ નહીં. કાલથી આ આપીશ; આજે બીજી આપું.' ફરી આંગળીમાં ગોળીઓ ફરવા લાગી. આખરે એક ગોળીનો નિર્ણય થયો અને તે હું ગળી ગયો. વિલાયતી વૈદક કરતાં આપણું દેશી વૈદક સારું. કરી પાળવાની હોય, પણ દવાઓ સ્વાદિષ્ટ અને રુચિકર હોય છે.

બીજે દહાડે એ જ વખતે હકીમ સાહેબ આવ્યા. હું તો એમની રાહ જ જોતો હતો. બારણામાં પેસે ત્યાંથી જ 'કી છોટે મહારાજ?' કરીને તબિયત પૂછે. પથ્યની સૂચનાઓ આપી દે ને ફરી વાતે ચડે. પિતાશ્રીને સંભાષણ કરતાં શ્રાવણ-ભક્તિ વધુ પ્રિય હતી. હકીમ સાહેબની હિંદી ભાષા સાવ સહેલી. એમાં કાનડી કરતાં મરાઠી શબ્દો વધારે. એટલે મને એમની વાતોમાં બહુ રસ પડતો. કોક દિવસ કોઈ પ્રખ્યાત ડાકુની વાતો કરે, કોઈ વાર દેશદેશાંતરનો પોતાનો અનુભવ વર્ણવે.

એક દિવસ મેં એમને વાડીમાં જોયેલી દૂધીની વાત કરી. હકીમ સાહેબ તરત જ બોલ્યા, 'અરે, એમાં તો તમે શું ભારે જોયું? મેં એક ઠેકાણે એવું જોયેલું કે માળીએ દૂધીનો વેલો માંડવા પર ચડાવવાને બદલે જમીન પર જ ફેલાવેલો. એમાં એક દૂધી જેમ વધવા લાગી તેમ એણે એની આગળની જમીનમાં ખીલી મારી. દૂધી સહેજ વાંક લઈને ડાબી બાજુ પર વધવા લાગી. એને સહેજ વધવા દઈને એણે ત્યાં ખીલી મારી, એટલે દૂધી ફરી જમણી બાજુ વળી. આમ દૂધી નાગમોડીના આકારમાં દસ હાથ લાંબી વધી. એ જોવાની મજા ઓર જ હતી.'

બિરબલ બાદશાહની વાતોનો તો હકીમ સાહેબની પાસે મોટો ખજાનો. બિરબલે લટકતા કોળાની આસપાસ એક નાનકડા મોઢાવાળું મોટું માટલું લટકતું રાખ્યું અને કોળાને માટલાની અંદર વધવા દીધું; માટલું પૂરેપૂરું ભરાયું ત્યારે ઉપરનું ડીંટું કાપી એ બાદશાહને ભેટ મોકલ્યું. એવી એવી કેટલીયે વાતો એમની પાસેથી સાંભળી.

હકીમ સાહેબની દવાથી હું સાજો થયો કે વાતોથી એ કહેવું મુશ્કેલ છે. એટલું ખરું કે એમની વાતોને લીધે ઝટ સાજા થવાની મને પરવા ન રહી. સાજો થઈશ તો હકીમ સાહેબ આવતા બંધ થશે એ બીક મને વધારે રહેતી.

હકીમ સાહેબ પોતાની હિકમતમાં બહુ હોશિયાર હતા. આઈએ અમારાં સગાંમાંથી કેટલાયે દરદીઓનાં સામાન્ય વર્ણન કરી હકીમ સાહેબને દવા પૂછી. ગેરહાજર દરદીઓનાં સામાન્ય વર્ણન પરથી પણ તેઓ ઘણી અટકળ કરી શકતા. પછી પૂછે, 'એ માણસ ઠીંગણો ને જાડો છે?' આઈ કહે, 'હા.' ફરી પૂછે, 'એને કોઈ કાળે ફેફસાંનું દરદ હતું?' આઈ કહે, 'એ પણ ખરું.' એમની એ શક્તિથી અમને અચંબો થતો.

હકીમ સાહેબ એકલી નાડી-પરીક્ષામાં જ પ્રવીણ ન હતા; મનુષ્યસ્વભાવના પણ સારા પારખ હતા. હું એકલો હોઉં ત્યારે એક જાતની વાતો કરે; પિતાશ્રી પાસે બેઠા હોય ત્યારે કોઈ જુદો જ રંગ જમાવે; અને આઈ નવરાશે સાંભળવા આવીને બેસે એટલે વાતો છોડીને મારી નાનપણની વાતો જ આઈને પૂછે. ક્યાં આવા જીવનસ્પર્શી આપણા વૈદ્યો તથા હકીમો અને ક્યાં આજના ધંધાદારી ડૉક્ટરો! વિઝિટિંગ ફી લઈને આવનારા અને ધંધા બહાર સાવ કોરા રહેનાર આજના ડૉક્ટર! પણ ડૉક્ટરનોય વાંક શો? એક એક ડૉક્ટર પાછળ રોજ સો સો માંદાઓની ફોજ પડે ત્યાં બિચારા કરે શું? જૂના વખતમાં લોકોને વારેઘડીએ માંદા પડવાની નવરાશ નહોતી.

આખરે હું સાજો થયો. મારો તાવ મટી ગયો. પછી હકીમ સાહેબ રોજ એક જાતનો મુરબ્બો કેળના પાંદડામાં બાંધીને મારે માટે લઈ આવે. રોજ ખાવા પૂરતો રોજ આણે અને હેતથી મને ખવડાવે. પહેલે દિવસે મને થયું કે મુસલમાનના હાથનું ખવાય ખરું? મેં આઈને પૂછ્યું. આઈએ કહ્યું, 'દવાની ચોળાચોળ ન કરવી.' પિતાશ્રીએ પણ કહ્યું :

'औषधं जाह्नवीतोयं वैद्यो नारायणो हरिः।

'દવા ગંગાજળ જેવી પવિત્ર માનવી, અને વૈદનું વચન એ તો સાક્ષાત્ નારાયણની વાણી.' પાછળથી કેટલાક લોકોને મોઢે એ જ શ્લોકનો મેં એથી ઊલટો અર્થ સાંભળેલો કે, 'માંદા પડયા હોઈએ તો વળી દવા કરવાની હોય? ગંગાજળ એ જ આપણું ઔષધ, અને સૌનો વૈદ ભગવાન તો માથે બેઠો જ છે.'

હકીમ સાહેબે કહ્યું, 'ઓહો છોટે મહારાજ! તમને ધર્મની વાત નડી? આમાં ગોસબોસ નથી હોં! કેટલાંયે હિંદુ ઘરોમાં મારો આવરજવર છે. તમારો રિવાજ હું જાણું છું. અમારી યુનાની હિકમતમાં દરેક જાતની દવા છે. પણ એમ તો તમારા હિંદુ વૈદકમાંયે ક્યાં માંસનો ઉપયોગ નથી કરતા?'

બસ, પછી એક વાર્તા ચાલી. કહે કે, "એક વાર હું મુસાફરી કરતો હતો. રસ્તે જતાં એક ગામડું આવ્યું. ત્યાં મેં જોયું કે, એક ઠેકાણે ઘણા લોકો ટોળે વળ્યા છે ને હોહા ચાલે છે. પાસે જઈને જોયું તો લોકો એક માણસને ખૂબ મારે છે. પૂછતાં લોકોએ કહ્યું, 'એને ભૂત વળગ્યું છે. અમે એનું ભૂત કાઢીએ છીએ.' મેં તરત જ જોઈ લીધું કે ભૂતબૂત કંઈ નથી, પણ માણસને કંઈક રોગ થયો છે. લોકોને ખસેડીને હું આગળ વધ્યો. મેં કહ્યું, 'અરે બેવકૂફો, તમે આ ગરીબનો જાન કાઢવાના છો. એને તો ભારે રોગ થયો છે. અબઘડી જો સસલાનું લોહી મળે તો જ એ માણસ સાજો થઈ શકે. નહીં તો એ આજે જ મરી જવાનો. તમે એને અધમૂઓ તો કર્યો જ છે.' લોકો કહે, 'અહીં તે વળી સસલાનું લોહી ક્યાંથી મળે!' મેં કહ્યું, 'ત્યારે તો આ માણસના જીવવાની આશા નથી.' હું ચાલ્યો. પણ ખુદાને કરવું હતું તે અચાનક સામેથી જ એક પારધી આવ્યો. તેના હાથમાં તાજું

મારેલું એક સસલું મેં દીઠું. મેં આનંદથી કહ્યું, 'મહેર ખુદાની. તમારો માણસ બચી ગયો સમજજો.' સસલાના લોહીની મેં તરત દવા બનાવી આપી ને પેલો માણસ સાજો થયો."

સસલાના લોહીની વાત સાંભળી મને આશ્ચર્ય થયું. પણ આઈએ કહ્યું કે, 'એમાં આશ્ચર્ય જેવું કશું નથી. આપણા ગામડામાં પણ એક જણ પાસે સસલા ને કબૂતરના લોહીમાં બોળી સૂકવી રાખેલ રૂમાલ છે. વૈદકમાં કઈ ચીજ કામ આવે ને કઈ ન આવે એ કહેવું મુશ્કેલ છે. એક રોગ પર બિલાડીની વિષ્ટા પણ આપે છે.'

પછી તો જાતજાતની વનસ્પતિઓના ગુણધર્મ વિશે વાતો ચાલી. વનસ્પતિની વાતોમાં લીમડો આવ્યા વગર કેમ રહે? આઈએ કહ્યું, 'લીમડાનાં પાન વાટીને, એમાં પાણીનું ટીપું ઉમેર્યા વગર, એનો રસ કાઢવામાં આવે તો એવા એક તોલા રસથી મરી ગયેલો માણસ જીવતો થઈ શકે.' પિતાશ્રીએ હસીને કહ્યું કે, 'લીમડાનાં પાનમાંથી ટીપું પણ રસ ન નીકળી શકે એટલે કોકે, આ માહાત્મ્ય જોડી કાઢ્યું છે.' હકીમ સાહેબ કહે, 'એ ગમે તે હો, પણ જો પાકું ઘરડું લીમડાનું ઝાડ તમારા જોવામાં આવે તો એની આસપાસ ફરી જોજો. કોક વાર એનું થડ આપમેળે ફાટે છે અને એમાંથી ચોખ્ખો ગુંદર જેવો રસ નીકળે છે. એવો રસ જો કદી મળે તો એ તરત જ ખાઈ જવો. એ ગુંદરમાં અદ્ભુત શક્તિ છે. અનેક રોગો એનાથી મટે છે. કેટલાક લોકોના પગ હમેશાં ફાટે છે એ તો એ રસ સહેજ ચાખવાથી જ મટી જાય છે. લીમડા પરના મધપૂડાનું મધ પણ વિશેષ ગુણકારી હોય છે.'

થોડા દિવસ પછી અમારા બંગલા સામેના લીમડા પર મેં એક નાનકડો મધપૂડો જોયો. પાસેના કૂવા પર કેદીઓ રેંટ ચલાવતા હતા. એમની પાસે મેં એ મધપૂડો ઉતરાવ્યો ને મધ એક શીશીમાં ભરી રાખ્યું. થોડા દહાડામાં એ મધની સરસ દાણાદાર ખાંડ થઈ ગઈ. એનો રંગ પીળાશ પડતો ધોળો હતો. એ ખાંડ એકબે વાર જ મેં ચાખી હશે. એટલામાં એક દિવસ મારે હાથે એ શીશી પડીને ફૂટી ગઈ. અંદર કાચની કરચો હશે એ બીકથી બધું મધ ફેંકી દેવું પડ્યું!

આખરે અમારે સાવનૂર છોડવાનો વખત આવ્યો. પિતાશ્રીએ કારકુન મારફતે હકીમ સાહેબને એમની ફી વિશે પુછાવ્યું. પિતાશ્રી હકીમ સાહેબને રાજી કરવા માગતા હતા. હકીમ સાહેબે કહ્યું, 'મારે તમારી પાસેથી પૈસા નથી લેવા. પણ તમારું આ ઘડિયાળ છે એટલું મને તમારી યાદગીરી તરીકે આપો.' ઘડિયાળની કિંમત કંઈ મોટી ન હતી. ત્રીસ પાંત્રીસ રૂપિયા હશે. પણ પિતાશ્રીએ એ આપવાની ના પાડી. એમણે કહ્યું, 'તમે બીજું ગમે તે માગો.' પિતાશ્રીએ એમને ચાળીસ રૂપિયા લેવાનું કહ્યું. બીજું ઘડિયાળ મગાવી આપવાની વાત કરી. પણ હકીમ સાહેબ કેમે કર્યા માને નહીં. તેઓ કહે, 'મને ક્યાં પૈસાની પડી છે? મારે તો તમારું વપરાતું ઘડિયાળ જોઈએ છે.' પિતાશ્રીએ ઘડિયાળ આપવાની ના કેમ પાડી એ હું સમજી

ન શક્યો, અને પૂછવાનું પણ મને ન સૂઝયું. આખરે પિતાશ્રીએ પોતાની જ જીદ કાયમ રાખી અને કારભારીની મધ્યસ્થીથી હકીમ સાહેબ પાસે કંઈક રકમ લેવડાવી.

એ ઘડિયાળ સાથે કંઈક ખાસ સંબંધ કે લાગણી હશે એવી કલ્પના મેં બાંધી. એ ઘડિયાળ પિતાશ્રી પછી મારા કબજામાં આવ્યું. કેટલાંયે વરસ સુધી એ મારી પાસે હતું. કાશ્મીરમાં એક સાધુએ મારી પાસે એની માગણી કરી. મેં પણ જીદ-પૂર્વક એને એ આપવાની ના પાડી. હું અમદાવાદ આવ્યો ત્યાં સુધી એ ઘડિયાળ મારી પાસે હતું. પણ મદ્રાસ તરફના એક મિત્રે થોડા દિવસને માટે મારી પાસે એ માગી લીધું અને ક્યાંક ખોઈ નાખ્યું. એ ઘડિયાળ મારી પાસે હતું ત્યાં લગી હકીમ સાહેબનું ઘણી વાર સ્મરણ થતું. આજે પણ એટલું દુ:ખ તો છે જ કે હકીમ સાહેબને એ આપ્યું હોત તો સારું થાત; એવા દિલદાર માણસને આપણે નારાજ કર્યા એ કંઈ સારું ન કર્યું.

## ૪૧. દીનપરસ્ત કુત્તી

ન્હન્નુ માળીની એક કાળી કૂતરી હતી. શિકાર કરવામાં એક્કો. બકરાં જુએ કે એમની પાછળ દોડી જ છે. કોક વખતે એકાદ બકરું કે સસલું મારીને લઈ આવે. સાવનૂરમાં શહેર બહાર ગેસ્ટહાઉસમાં અમે રહેતા હોવાથી મને ત્યાં બિલાડી મળી નહીં, એટલે કાળીને જ મેં પોતાની કરી. રોજ એને ધરાઈને ખવડાવું અને રમાડું. આ કાળી મુસલમાન ધર્મ પાળતી હશે. ગુરુવારે બિલકુલ ખાય નહીં. પહેલે દિવસે મને થયું કે, કાળી માંદી હશે માટે ખાતી નહીં હોય. પણ આસપાસના લોકોએ કહ્યું કે, 'ના, એ રોજો રાખે છે.' નાનપણમાં આપણું મન બહુ ચિકિત્સક નથી હોતું. ગમે તે વાત શ્રદ્ધાથી આપણે સ્વીકારીએ છીએ એટલું જ નહીં, પણ આપણે અદ્‌ભુત રસના એટલા તો રસિયા હોઈએ છીએ કે, દરેક વિચિત્ર લાગતી વસ્તુ સાચી જ છે એમ માનવા તરફ આપણું ખાસ માનસિક વલણ હોય છે. છતાં કાળીની આ વાત મને અસંભવિત જેવી લાગી. તેથી મેં એના તરફ ખાસ ધ્યાન રાખ્યું.

બીજે ગુરુવારે દૂધમાં લોટ બાંધી સરસ ભાખરી તૈયાર કરાવી. ઉપર ઘી ચોપડયું. (હું તો કાળીને પૂરી ખવડાવવાનો હતો; પણ આઈએ કહ્યું કે, 'કૂતરાંને તળેલું ન અપાય; એથી કૂતરાં હડકાયાં થાય છે કે માંદાં પડે છે.') ગુરુવારે આ ભાખરી મેં કાળીને આપી. ભાખરી સરસ મહેકે, એટલે ખાવાને મન લલચાય. કકડા મોઢામાં લે અને ફરી છોડી દે. આમ એણે અનેક વાર કર્યું, પણ ઉપવાસ તોડયો નહીં. સાંજે ચાર વાગ્યે એને ખૂબ ભૂખ લાગેલી જોઈ ફરી મેં એ જ પ્રયોગ કર્યો. એક આખી ભાખરી એના આગળ મૂકી. કાળીને આ વખતે નવો વિચાર સૂઝયો. એણે ભાખરી મોઢામાં લીધી, અને સહેજ દૂર જઈ આગલા પગ વડે

જમીન ખોદી, એમાં એ ભાખરી દાટી દીધી, અને એના ઉપર જ પોતાનું આસન જમાવી દીધું. બીજે દિવસે સવારે વહેલો ઊઠી હું કાળીને જોવા ગયો. એ પણ એ જ વખતે ઊઠી. એણે જમીન ખોદી અને જોતજોતામાં ભાખરીથી પારણું કર્યું. બીજા બે ગુરુવારે પણ મને એ જ અનુભવ થયો!

ત્યાર પછી ઘણાં વરસે મારા પિતાશ્રી બીજી વાર સાવનૂર ગયા હતા. હું ગયો ન હતો. પણ એમની પાસેથી પ્રથમ ખબર મળ્યા કે કાળીનો ધંધો હજી એનો એ જ ચાલે છે. પાછળથી કાગળ આવ્યો કે, કાળી શિકાર કરવા જતાં કંઈક અકસ્માતથી મરી ગઈ.

# ૪૨. પાઠમાળા

સાવંતવાડીમાં ગવંડળકરને ત્યાં અમે હતા ત્યારે ખગ્રાસ સૂર્યગ્રહણ થયેલું. દસ-અગિયારનો શુમાર હશે. સાવ અંધારું થઈ ગયું. એકબે ગ્રહ પણ દેખાવા લાગ્યા. કાગડા વગેરે પક્ષીઓ અકળાઈને કોલાહલ કરવા લાગ્યાં. એ વખતે મેં એક મજાની શોધ કરી. ગ્રહણ જેમ જેમ વધતું ગયું તેમ તેમ હવામાં એવો કંઈક ફેરફાર થઈ ગયો કે મૃગજળનાં જેમ આછાં મોજાં ઊછળે છે તેમ આકાશમાં દેખાવા લાગ્યું. મારી આંખનો વહેમ છે કે શું, એ શંકા દૂર કરવા મેં આસપાસનાં બધાંને એ બતાવ્યું. પછી જમીન પર જોઉં તો ધુમાડાની છાયા પડે તેવી લહેરો જમીન પર દોડતી દેખાઈ. આનું કારણ શું હશે તે હજી મારા ધ્યાનમાં બરાબર નથી આવ્યું. બીજી વાર એવું ખગ્રાસ ગ્રહણ પણ દેખાયું નથી એટલે એ અનુભવને ફરી તપાસવાની તક પણ નથી મળી. પણ એ સૂર્યગ્રહણની છાપ મગજ પર ચોક્કસ છે.

સૂર્યગ્રહણ તો એક દિવસનું હતું—અરે, અર્ધા કલાકનુંયે નહીં હોય, પણ બીજું એક ગ્રહણ મને મહિનાઓ સુધી નડ્યું. પેલી ભાષાંતર પાઠમાળા તે વખતે મેં ઠેલી દીધી. પણ એ કંઈ મને છોડે એવી ન હતી. અણ્ણાએ મનમાં લીધું કે, દત્તુ ને ગોંદુ આખો દિવસ રખડે છે, એમને કંઈક ભણાવીએ. રોજ અમારે શબ્દો ગોખવા પડતા, નિયમો યાદ રાખવા પડતા, અને વાક્યો કરવાં પડતાં. A, An અને The જ્યાંત્યાં નડે. 'પબ્લિક'નો સ્પેલિંગ હું અચૂક 'Publike' કરતો. અણ્ણા કહે, 'એનો ઉચ્ચાર પબ્લાઈક થશે.' હું એને સુધારી 'Publick' કરી દેતો. ck સાથે ચપ દઈને નેતરની સોટી હાથ પર કે જાંઘ પર વાગતી પણ cને મદદ વગર એકલી રહેવા દેવાનું મને સૂઝતું નહીં. આખો દિવસ અણ્ણા કાં તો લાઇબ્રેરીમાં જાય, કાં તો રઘુનાથ બાપુ પાસે રાજયોગનું જ્ઞાન લેવા જાય અને અમે રખડીએ. સાંજે વાળુ પછી અણ્ણા અમારું લેસન લે.

એક દિવસ અચાનક અણ્ણા બપોરે જ ઘેર આવ્યા. તડકાને લીધે માથે છત્રી

ધરી હતી, એટલે આણ્ણા પાસે આવ્યા ત્યાં સુધી અમે એમને જોઈ ન શક્યા. આવતાંવેંત અમને રખડતા જોઈ એમણે પૂછ્યું, 'શબ્દો કરીને પછી જ રમો છો ને?' મેં ઝટ કહી દીધું, 'હાસ્તો.' બચી જવા માટે જૂઠું તો કહી દીધું, પણ મનમાં ધ્રાસકો પેઠો કે આણ્ણા રાજયોગ શીખવા જાય છે; યોગની શક્તિથી સામાના મનની વાત જાણતા હોય તો? તો તો બરાબર સપડાઈશું અને બમણો માર ખાઈશું.

આણ્ણાનો રિવાજ એવો હતો કે, અમારા બે જણમાંથી જે વહેલો જમી રહે એનું લેસન એ પહેલું લે, પછી બીજાનું. એ ઉપરથી મને એક યુક્તિ સૂઝી. મેં બહુ ધીમે ધીમે વાગોળીને ખાવાનું શરૂ કર્યું. નાના જમી પરવારે અને તોપને મોઢે પહોંચે. નાનાનું લેસન પતે એટલામાં મારા શબ્દો હું જોઈ લેતો અને આણ્ણાની તપાસને પહોંચી વળવા તૈયાર થતો.

ચારેક દિવસમાં નાના મારી યુક્તિ કળી ગયો, અને ચૂપચાપ એણે પણ વાગોળવા માંડ્યું. હવે કઠણ પ્રસંગ આવ્યો. પણ મેં તરત જ મારી રણનીતિ ફેરવી. એક તરફ નાના વાગોળે ત્યાં મેં બહુ ઝડપથી કૂતરાની પેઠે કોળિયા ભરી લીધા, અને આણ્ણા જમી ઊઠે તે પહેલાં જ મારા શબ્દો પણ જોઈ લીધા. શબ્દો પાકા કરવાનો તો સવાલ જ ન હતો. શબ્દો બેત્રણ વાર જોઈ લઉં એટલામાં આણ્ણા આવે. તાજા શબ્દો ઓકી કાઢતાં શી મુશ્કેલી? મારા ઊઠ્યા પછી નાના જેટલી વાર જમવામાં વધારે ગાળે તેટલું એને નુકસાન થતું. અને અહીં મારું ભાણતર ઝટ પતી જતું હોવાથી નાનાને ઉતાવળે હાજર થવું પડતું. આને લીધે નાનાનું ભોજન દ્રુતવિલંબિત ગતિએ ચાલતું. આણ્ણા જમી રહે ત્યાં સુધી નાના બહુ જ ધીમે ધીમે ખાય, આણ્ણા ઊઠ્યા કે એની ગતિ દ્રુત થાય. આમાં વખતનું બજેટ સચવાતું પણ એમાં જ એ પકડાયો. બધા જોઈ ગયા કે છોકરાઓ આખો દિવસ રમે છે ને છેલ્લી ઘડીએ ખાવામાંથી વખત ચોરી શબ્દો ઉપરટપકે ગોખી કાઢે છે. આણ્ણાએ આનો ઉપાય શોધી કાઢ્યો. એમણે તે દિવસે જૂના શબ્દો પણ પૂછ્યા. એમાં મારું પોલ પકડાયું. તે તે દિવસના શબ્દો બરાબર આવડતા, પણ આજે એમાંનો એકે આવડે નહીં.

બીજે દિવસે મેં નક્કી કર્યું કે, હવે યુક્તિ કરવામાં માલ નથી. પ્રામાણિકપણું એ જ ઉત્તમ ચતુરાઈ છે. આણ્ણા જમી ઊઠ્યા એમની સાથે હું પણ ઊઠ્યો. મેં કહ્યું, 'મારા શબ્દો આજે કાચા છે. મને થોડો વખત આપો તો તૈયાર કરી લઉં. ત્યાં સુધી નાનાનું લેસન લો તો સારું.' અમારી આ વાતચીતની ખબર નાનાને ક્યાંથી હોય? હું સપડાયો છું એમ માની નિર્ભય થઈ એ નીચેથી ઉપર આવ્યો. પછી જ્યારે આણ્ણાએ એને જ લેસન માટે આવવાનું કહ્યું ત્યારે એ આભો બની ગયો. આમ કેમ થયું, શી યુક્તિ કરી હું છટકી ગયો એ એના ધ્યાનમાં શેનું આવે? એ આણ્ણા તરફ જુએ અને મારા તરફ જુએ. મેં તો માથું નીચું ઘાલી મલકાતે મોંએ મારા શબ્દો શરૂ કર્યા.

હવે પછી આણ્ણાએ અમને બંનેને સાથે બેસાડી રોજ પહેલેથી તે છેલ્લા દિવસ સુધીના બધા શબ્દો પૂછવાનું રાખ્યું. ઘડીકમાં આ પાઠનો શબ્દ પૂછે તો ઘડીકમાં બીજા જ પાઠનો. આ દૈનિક પરીક્ષાને પરિણામે ઝાઝી મહેનત વગર મને બધા શબ્દો મોઢે થઈ ગયા. ચારપાંચ દુષ્ટ શબ્દો જ બળવો કરતા. પણ તેમને માટે આણ્ણાએ મને મારવાનું છોડી દીધું. પછી તો અચૂક એટલા જ શબ્દો આણ્ણા મને પૂછે. ધીમે ધીમે એ શબ્દો પણ સર થયા.

આ બધી હકીકતમાં આશ્ચર્ય એ કે મને આટલી યુક્તિઓ સૂઝી, પણ બપોરે કલાકેક ગાળીને પાઠ તૈયાર કરવાનો સીધો રસ્તો મને સૂઝયો નહીં અને ગમ્યોયે નહીં!

## ૪૩. ટોળાં

'આટલા ભિખારીઓનો રાફડો કયાંથી ફાટયો છે! કોણ જાણે! અમને આટલાં વરસ થયાં, આટલો ભૂખમરો કદી જોયો નથી,' એમ શેવતી ડોશી કહેવા લાગી. અને સાચે જ, જાતજાતના ભિખારીઓ રોજ સવારે સાત વાગ્યા સુધી ઊલટતા. જાતજાતનાં પદો ગાતા. કેટલાકના હાથમાં ઊન કાંતવાની તકલી રમતી. કેટલીક માગણો તો ખજૂરીની પાંદડીની સાદડીઓ હાથે વણતી જાય અને ભીખ માગતી જાય. કેટલીક માગણો માથા પરના ટોપલામાં સોય, દોરા અને કીડિયાં વેચવા લાવે, અને સાથે સાથે ભીખ પણ માગે. 'મારા માલમાંથી કંઈક ખરીદો અને થોડી ભિક્ષા પણ આપો,' એવી એમની માગણી રહેતી.

કેટલીક માગણો ખુશામતનાં ગીતો ગાય :

'ताईबाईचे डोळे
लोण्याचे गोळे.'

કેટલીક તો સ્ત્રીઓનાં જેટલાં નામ હોઈ શકે તે બધાં એક પછી એક સંબોધનરૂપે બોલી જઈ ખાવાનું માગતી. કેટલાક પુરુષોનાં ગળામાં એક લોઢાની લાંબી સાંકળ ને લાકડાનું એક વેંત લાંબું હળ ટીંગાડેલાં હોય. તેઓ કહેતા કે, 'દુકાળમાં ખેતરના માલિકની સાંથ અમે આપી ન શકયા એટલે હવે માગી ખાઈને પૂરું કરીએ છીએ. અત્યાર સુધીમાં અઢી હજાર પૂરા થયા. હવે આઠસો રૂપિયા જ રહ્યા છે.'

પહેલાં મને એ લોકોની દયા આવતી. હું બધાને મૂઠી મૂઠી ચોખા આપતો. કેટલાકને ખાવાનું પણ આપતો. એમના ચાળા પાડતાં એમનાં કેટલાંક લોકગીતો પણ મારે મોઢે ચડયાં હતાં. હજીયે કેટલાંકની લીટીઓ યાદ રહી ગઈ છે:

'सोनार बापूजी बापूजी
नथ कां घडवली घडवली
पायां पडवली पडवली
पायाचा जोड जोड
पायाला आला फोड फोड'.

બીજું કોંકણી છે :

'आल्यान् माल्यान्, माल्यान् मोगरो
फुलेलो मोगरो, माल्यान् गो
जांबई बोले, लाडके सुने
दादान् मोगरो, माल्यान् गो.'

પછી તો રોજ રોજ એ ને એ લોકો ફરી ફરી આવવા લાગ્યાં. હું કંટાળ્યો. મારો સમભાવ સુકાઈ ગયો. મારી ખાતરી થઈ કે, આ લોકો વખાના માર્યા ભીખ નથી માગતા, પણ ભીખ માગવી એ એમનો ધંધો જ થઈ ગયો છે. કેટલાકની હું ઊલટતપાસ કરવા લાગ્યો. તેઓ હમેશાં જૂઠું બોલે. રોજ નવી નવી બીના કહે. હું કોકને કહું, 'પણ પરમ દિવસે તેં જુદું જ કહ્યું હતું.' એ નફટાઈથી કહે, 'ના જી, તમે ભૂલો છો. આજે અમે પહેલવહેલાં જ આ ગામમાં આવીએ છીએ.'

મારી ધીરજ ખૂટી. હું એ લોકોને હાંકી કાઢવા લાગ્યો. એમને આંગણામાં આવવા જ ન દઉં. શરૂઆતમાં એ લોકો કાલાવાલા કરવા લાગ્યાં. પછી બબડવા લાગ્યાં, અને આખરે ગાળો સુધી આવ્યાં. મારો હડકવા વધ્યો. મેં એક નેતરની સોટી હાથમાં રાખી. જે આંગણામાં આવે તેને મારવા દોડું. પડોશીઓ હસવા લાગ્યા. કોક વાર રમાભાભી વધેલો ભાત ભિખારીને આપવા બહાર આવે ત્યારે ભિખારીઓ દોડતા આવે. કૂતરાની પેઠે હું એમના પર ભસું. ભાભીને કહું, 'લાવો એ ભાત હું કૂતરાને મૂકી દઉં. આ એદી લોકોને કશું ખાવા આપવું ન જોઈએ. હડહડ જૂઠું બોલે છે.'

ગોંદુ કહે, 'કોઈ કોઈને દાન આપતું હોય તો વચ્ચે આડી જીભ ન કરાય; પાપ લાગે.'

'છો અમને પાપ લાગતું. જોઉં તો ખરો, આ ભિખારીને તમે શી રીતે ખાવા આપો છો!'

બધાં મને સમજાવવાનો પ્રયત્ન કરે. આખરે ઘરવાળાએ કહ્યું, 'તમારે બારણે એમને ભલે રોકો, પણ અમારે ત્યાં આવીને માગે એનોયે તમારો વાંધો?' ચીડ અને શરમથી હું રાતોપીળો થઈ ગયો, સોટી ફેંકી દીધી, અને ઘરમાં જઈ ભરાયો. પછી તો બાર વાગ્યા સુધી હું ઘરમાંથી બહાર નીકળતો જ નહીં.

પંદરેક દિવસમાં ભિખારીઓની ભરતી ઓસરી ગઈ. એટલામાં ક્યાંકથી મોટાં મોટાં રાતાંપીળાં તીડ આવ્યાં. એટલાં તીડ, એટલાં તીડ, કે આકાશ ભરાઈ જાય. વીજળીનો ડાઈનેમો ચાલતો હોય તેવો અવાજ આકાશમાં સંભળાય. શાકપાન એમણે ખાઈ નાખ્યું. ઝાડનાં ઝાડ ખલાસ કર્યાં. તીડ એ તે જીવડાં હોય છે કે આગ? ખાતાં જાય, લીંડીઓ નાખતાં જાય. સવારથી સાંજ સુધી ખાય તોય ધરાય નહીં. લોકો બાપડા શું કરે? લાંબા વાંસ લઈને તીડને ઉડાડી મૂકવાનો પ્રયત્ન કર્યો. પતરાંના ડબા વગાડી વગાડી એમને નસાડવાનો પ્રયત્ન કર્યો. પણ

હવે પછી અણ્ણાએ અમને બંનેને સાથે બેસાડી રોજ પહેલેથી તે છેલ્લા દિવસ સુધીના બધા શબ્દો પૂછવાનું રાખ્યું. ઘડીકમાં આ પાઠનો શબ્દ પૂછે તો ઘડીકમાં ત્રીજા જ પાઠનો. આ દૈનિક પરીક્ષાને પરિણામે ઝાઝી મહેનત વગર મને બધા શબ્દો મોઢે થઈ ગયા. ચારપાંચ દુષ્ટ શબ્દો જ બળવો કરતા. પણ તેમને માટે અણ્ણાએ મને મારવાનું છોડી દીધું. પછી તો અચૂક એટલા જ શબ્દો અણ્ણા મને પૂછે. ધીમે ધીમે એ શબ્દો પણ સર થયા.

આ બધી હકીકતમાં આશ્ચર્ય એ કે મને આટલી યુક્તિઓ સૂઝી, પણ બપોરે કલાકેક ગાળીને પાઠ તૈયાર કરવાનો સીધો રસ્તો મને સૂઝયો નહીં અને ગમ્યોયે નહીં!

## ૪૩. ટોળાં

'આટલા ભિખારીઓનો રાફડો ક્યાંથી ફાટ્યો છે! કોણ જાણે! અમને આટલાં વરસ થયાં, આટલો ભૂખમરો કદી જોયો નથી,' એમ શેવતી ડોશી કહેવા લાગી. અને સાચે જ, જાતજાતના ભિખારીઓ રોજ સવારે સાત વાગ્યા સુધી ઊલટતા. જાતજાતનાં પદો ગાતા. કેટલાકના હાથમાં ઊન કાંતવાની તકલી રમતી. કેટલીક માગણો તો ખજૂરીની પાંદડીની સાદડીઓ હાથે વણતી જાય અને ભીખ માગતી જાય. કેટલીક માગણો માથા પરના ટોપલામાં સોય, દોરા અને કીડિયાં વેચવા લાવે, અને સાથે સાથે ભીખ પણ માગે. 'મારા માલમાંથી કંઈક ખરીદો અને થોડી ભિક્ષા પણ આપો,' એવી એમની માગણી રહેતી.

કેટલીક માગણો ખુશામતનાં ગીતો ગાય :

'ताईबाईचे डोळे
लोण्याचे गोळे.'

કેટલીક તો સ્ત્રીઓનાં જેટલાં નામ હોઈ શકે તે બધાં એક પછી એક સંબોધનરૂપે બોલી જઈ ખાવાનું માગતી. કેટલાક પુરુષોનાં ગળામાં એક લોઢાની લાંબી સાંકળ ને લાકડાનું એક વેંત લાંબું હળ ટીંગાડેલાં હોય. તેઓ કહેતા કે, 'દુકાળમાં ખેતરના માલિકની સાંથ અમે આપી ન શક્યા એટલે હવે માગી ખાઈને પૂરું કરીએ છીએ. અત્યાર સુધીમાં અઢી હજાર પૂરા થયા. હવે આઠસો રૂપિયા જ રહ્યા છે.'

પહેલાં મને એ લોકોની દયા આવતી. હું બધાને મૂઠી મૂઠી ચોખા આપતો. કેટલાકને ખાવાનું પણ આપતો. એમના ચાળા પાડતાં એમનાં કેટલાંક લોકગીતો પણ મારે મોઢે ચડયાં હતાં. હજીયે કેટલાંકની લીટીઓ યાદ રહી ગઈ છે:

'सोनार बापूजी बापूजी
नथ कां घडवली घडवली
पायां पडवली पडवली
पायाचा जोड जोड
पायाला आला फोड फोड'.

બીજું કોંકણી છે :

'आल्यान् माल्यान्, माल्यान् मोगरो
फुलेलो मोगरो, माल्यान् गो
जांबई बोले, लाडके सुने
दादान् मोगरो, माल्यान् गो.'

પછી તો રોજ રોજ એ ને એ લોકો ફરી ફરી આવવા લાગ્યાં. હું કંટાળ્યો. મારો સમભાવ સુકાઈ ગયો. મારી ખાતરી થઈ કે, આ લોકો વખાના માર્યા ભીખ નથી માગતા, પણ ભીખ માગવી એ એમનો ધંધો જ થઈ ગયો છે. કેટલાકની હું ઊલટતપાસ કરવા લાગ્યો. તેઓ હમેશાં જૂઠું બોલે. રોજ નવી નવી બીના કહે. હું કોકને કહું, 'પણ પરમ દિવસે તેં જુદું જ કહ્યું હતું.' એ નફટાઈથી કહે, 'ના જી, તમે ભૂલો છો. આજે અમે પહેલવહેલાં જ આ ગામમાં આવીએ છીએ.'

મારી ધીરજ ખૂટી. હું એ લોકોને હાંકી કાઢવા લાગ્યો. એમને આંગણામાં આવવા જ ન દઉં. શરૂઆતમાં એ લોકો કાલાવાલા કરવા લાગ્યાં. પછી બબડવા લાગ્યાં, અને આખરે ગાળો સુધી આવ્યાં. મારો હડકવા વધ્યો. મેં એક નેતરની સોટી હાથમાં રાખી. જે આંગણામાં આવે તેને મારવા દોડું. પડોશીઓ હસવા લાગ્યા. કોક વાર રમાભાભી વધેલો ભાત ભિખારીને આપવા બહાર આવે ત્યારે ભિખારીઓ દોડતા આવે. કૂતરાની પેઠે હું એમના પર ભસું. ભાભીને કહું, 'લાવો એ ભાત હું કૂતરાને મૂકી દઉં. આ એદી લોકોને કશું ખાવા આપવું ન જોઈએ. હડહડ જૂઠું બોલે છે.'

ગોંદુ કહે, 'કોઈ કોઈને દાન આપતું હોય તો વચ્ચે આડી જીભ ન કરાય; પાપ લાગે.'

'છો અમને પાપ લાગતું. જોઉં તો ખરો, આ ભિખારીને તમે શી રીતે ખાવા આપો છો!'

બધાં મને સમજાવવાનો પ્રયત્ન કરે. આખરે ઘરવાળાએ કહ્યું, 'તમારે બારણે એમને ભલે રોકો, પણ અમારે ત્યાં આવીને માગે એનોયે તમારો વાંધો?' ચીડ અને શરમથી હું રાતોપીળો થઈ ગયો, સોટી ફેંકી દીધી, અને ઘરમાં જઈ ભરાયો. પછી તો બાર વાગ્યા સુધી હું ઘરમાંથી બહાર નીકળતો જ નહીં.

પંદરેક દિવસમાં ભિખારીઓની ભરતી ઓસરી ગઈ. એટલામાં ક્યાંકથી મોટાં મોટાં રાતાંપીળાં તીડ આવ્યાં. એટલાં તીડ, એટલાં તીડ, કે આકાશ ભરાઈ જાય. વીજળીનો ડાઈનેમો ચાલતો હોય તેવો અવાજ આકાશમાં સંભળાય. શાકપાન એમણે ખાઈ નાખ્યું. ઝાડનાં ઝાડ ખલાસ કર્યાં. તીડ એ તે જીવડાં હોય છે કે આગ? ખાતાં જાય, લીંડીઓ નાખતાં જાય. સવારથી સાંજ સુધી ખાય તોય ધરાય નહીં. લોકો બાપડા શું કરે? લાંબા વાંસ લઈને તીડને ઉડાડી મૂકવાનો પ્રયત્ન કર્યો. પતરાંના ડબા વગાડી વગાડી એમને નસાડવાનો પ્રયત્ન કર્યો. પણ

ભર્ર્ર્ર્ દઈને આવે અને હાથની બાંયમાં પણ ભરાય. સાંજ પડચે એમની પાંખો ભારે થઈ જાય, એટલે તેઓ ક્યાંક બેસી જતાં.

હવે લોકોએ એક રસ્તો શોધી કાઢચો. ખેતરોમાં ને વાડીઓમાં એક લાંબી ખાઈ ખોદી કાઢે ને રાત પડચે એમાં ઘાસનો દેવતા કરે. તાપ જોઈને તીડ કૂદી કૂદીને અંદર પડતાં ને મરી જતાં. નાનાં છોકરાંને એ જોઈને એક નવો જ ખુટ્ટો ઊઠચો. તેઓ તીડને પકડી પકડીને એમના પગ ભાંગી નાખતાં અને પછી એમને શેકીને ખાઈ જતાં. અમને એવી ચીતરી ચડતી! ગરીબ લોકોએ ઘરમાં તીડના કોથળા ભરી રાખ્યા.

તીડનો હુમલો હવે નાળિયેરીઓ પર શરૂ થયો. લાંબી લાંબી બાદશાહી ડાળો એક દિવસમાં ઊડી જવા લાગી. આઠદસ દિવસમાં નાળિયેરીનાં થડ તારના થાંભલા જેવાં ઠૂંઠાં દેખાવા લાગ્યાં. એ દેખાવ જોઈને તો રોવું જ આવે. ખેડૂતો અને માળીઓ ભારે ચિંતામાં પડચા. તેઓ કહેવા લાગ્યા, 'વરસાદ ન પડે તો એક વરસનો જ દુકાળ ખમવો પડે, અમારી નાળિયેરીઓ ગઈ. હવે તો દસ વરસ સુધી આવકનું નામ ન રહ્યું.' રસ્તા પર જુઓ કે આંગણાંમાં, ખેતરોમાં કે વાડીઓમાં, જમીન પર તીડોની લીંડીઓ પથરાયેલી હોય. એક જણે કહ્યું. 'આ ખાતર બહુ જ કીમતી હોય છે.' એક ડોશીએ ચિડાઈને જવાબ વાળ્યો, 'બળ્યું તારું મોઢું. સોના જેવાં ઝાડ ગયાં અને કહે છે કે કીમતી ખાતર થાય છે! આ ખાતર તારા ખેતરમાં વાપરી તો જો. અનાજ પણ બળીને રાખ થશે. આ ખાતર નથી, આગ છે.'

હજીયે તીડોની પલટણો એક પછી એક આવ્યે જતી હતી. માઈલો સુધી તીડો ફેલાયેલાં, પણ બધાં એક દિશાએ દોડે—જાણે ક્યાંકથી હુકમ જ લઈ આવ્યાં હોય.

દરેક વસ્તુને અંત હોય છે એમ આ તીડની પીડાનો પણ એની મેળે અંત આવ્યો. એ જેવાં આવ્યાં તેવાં ગયાં.

> अतिवृष्टिरनावृष्टिः शलभा मूषकाः शुकाः
> प्रत्यासन्नाश्च राजानः षडेता ईतयः स्मृताः।।
> (स्वचक्रं परचक्रं च सप्तैता ईतयः स्मृताः।।)

## ૪૪. વાઘની માસી

સામાન્ય છોકરાઓ કરતાં મારામાં પશુપક્ષીઓ તરફ કંઈક વધારે હેત હતું. પણ મને અત્યંત પ્રિય જનાવર તો બિલાડી. બિલાડી ખુશામત કરે, પણ કોઈ કાળે સ્વમાન ખુએ નહીં. કૂતરાને અનાર્ય થયેલાં તમે જોશો, પણ બિલાડી તો હમેશાં પોતાની સંસ્કૃતિ ને પોતાનો મોભો જાળવીને જ રહેવાની. એકાદ દિવસ પીવાનું દૂધ ઓછું હોય તોપણ તેમાંથી થોડું બિલાડીને પાયા વગર પીવું આપણને ભાવે નહીં. નાનપણમાં મેં ખૂબ મુસાફરી કરેલી. જ્યાં ગયા ત્યાં આઠદસ દિવસની

અંદર આસપાસ કેટલી બિલાડીઓ છે અને કોની કોની છે, એની આપણને ખબર તરત પડે. બિલાડી પ્રત્યેનો મારો પક્ષપાત એકાંકિત ન હતો. જ્યાં જઈને રહું ત્યાંની બિલાડીઓને મારા રાગદ્વેષ ઉભયનો અનુભવ ચાખવો પડતો. બિલાડીને ઘેરો કેમ ઘાલવો, એને માર કેમ મારવો, ખાડામાં ખૂબ કાંટા વાળી ઉપર કાગળ કે લૂગડું પાથરી બિલ્લાડીને ખાડામાં કેમ પાડવી, એ બધી કળામાં હું પારંગત હતો. બિલાડીને ઠાર મારવાથી બાર બ્રાહ્મણ માર્યાનું પાપ લાગે છે, કેમ કે બિલાડીની પૂંછડીમાં બાર ચટાપટા હોય છે, એ વાત હું જાણતો ન હોત તો મારે હાથે બિલાડીઓની હત્યા પણ થાત.

હું કારવારમાં હતો ત્યારે મેં એક બિલાડો પાળેલો. બહુ રૂપાળો હતો. મેં એનું નામ વ્યંકટેશ પાડ્યું હતું. એકાદ વરસ સુધી એ મારી સાથે રહ્યો હશે. આખરે એક કોળે એને મારી નાખ્યો. પછી તો મને બિલાડી વિના ચેન ન પડે, એટલે આખું કારવાર ફરી જ્યાં સરસ બિલાડી જોવામાં આવે ત્યાં એનું માગું કરતો. પણ બધા જ કંઈ આવી રીતે માગું સ્વીકારે? કેટલાક તો તિરસ્કારથી મને કાઢી મૂકતા. એટલે અમે એક ઘરની આસપાસ ત્રણ દિવસ પહેરો ભરતા બેસતા. અને લાગ મળે કે પિશાચપદ્ધતિએ બિલાડીનું હરણ કરતા.

બિલાડી પકડવી એ કંઈ જેવી તેવી વાત નથી. એના નખ અને દાંત સામે હજુ હથિયારબંધીનો કાયદો પસાર થયો નથી. પહેલું તો બિલાડી હાથમાં આવવી જ મુશ્કેલ છે. તમે એને પકડો કે તરત જ 'ઘુર્ર્ર્-મ્યાઉ' કરીને તે તમને કરડવાની અથવા નહોર વતી ઘા કરવાની. અમે સાથે એક કોથળો રાખતા. બેત્રણ જણા બે-ત્રણ ઠેકાણે ઊભા રહેતા. બિલાડી લાગમાં આવે કે એના પર તરાપ મારી એની ડોક પકડતા. બિલાડીને ડોક વતી પકડીએ તો એને દુઃખ નથી થતું, અને છતાં એ પૂરેપૂરી કબજે થાય છે.

ડોકની ચામડી આપણા હાથમાં હોય એટલે આપણે સુરક્ષિત. ત્યાં ન પહોંચે એના દાંત કે ન પહોંચે એના નહોર. પાછલા પગ ઉપાડીને નહોર મારવાનો એ પ્રયત્ન તો કરે. આખા શરીરને બધી દિશાએ આમળી જુએ, નવો માણસ હોય તો એને થાય કે હમણાં નહોર મારશે, અને પછી બીને એ બિલાડીને છોડી દે. એક વાર છૂટી એટલે ફરી બિલ્લીબાઈ હાથમાં ન આવે.

અમે બિલાડીને પકડીએ તે એક હાથ વતી એની ડોક ને બીજા હાથ વતી એના પાછળના પગ બરાબર ઝાલી રાખીએ, અને એને કોથળામાં નાખી ઝટ કોથળાનું મોઢું બંધ કરી દઈએ. બિલાડી અંદર પુરાઈ કે તરત બંગાળી ઈલાજ અખત્યાર કરવાની. ખૂબ અવાજ કરે, અને જાણે કોથળો ફાડી નાખતી હોય એટલી હિલચાલ કરી મૂકે. બિલીડીને પકડતાં કેટલીયે વાર મારા હાથપગ લોહીલોહાણ થયા છે. પણ જે બિલાડીને પકડવાનો નિશ્ચય કર્યો તેને કોઈ કાળે છટકવા દીધી નથી. બિલાડીને ઘેર લઈ જઈએ એટલે અમારું પહેલું કામ એ કે, એનાં નાકકાન ચૂલા

પર ઘસી કાઢવાં. માન્યતા એવી છે કે, આમ કરવાથી બિલાડી એ ચૂલાને છોડીને જાય નહીં; ત્યાં જ રહે અને ચૂલામાં જ સૂએ. કારણ ગમે તે હો, પણ અમારી બિલાડીઓ અમારા ચૂલામાં સૂઈ જતી.

એક દિવસ એક સાવ ધોળી બિલાડી મેં જોઈ લીધી. એને પૂંછડે પણ ચટાપટા ન હતા. એ જે બાઈની હતી તે બાઈ પાસે માગવા જવાય એમ ન હતું. એટલે અમે ત્રણચાર દિવસની તપશ્ચર્યાથી એ બિલાડીનો કબજો લીધો. એને ઘેર આણ્યા પછી, એને રહેવા માટે એક લાકડાની મોટી પેટીનું ઘર બનાવ્યું. એને સૂવા માટે ગાદી બનાવી. સુતાર પાસે જઈને એ પેટીને નાનાં નાનાં બારણાં બનાવડાવ્યાં. એમાં લાલ, લીલા અને પીળા કાચના કકડા બેસાડ્યા. બિલાડીને પણ પોતાનું ઘર ખૂબ પસંદ પડ્યું. પણ બિલ્લીબાઈ દહાડે દહાડે સુકાવા લાગ્યાં. એટલે આઈએ કહ્યું, 'બેવકૂફો! આ બિલાડીને જ્યાંથી આણી હોય ત્યાં પાછી મૂકી આવો, નહીં તો તેની હત્યા તમને ચોંટશે. એ તો માછલીના આહારને ટેવાયેલી છે. એને આપણાં દૂધભાત કામનાં નથી.'

આટલી સુંદર બિલાડી છોડી દેતાં અમારો જીવ ચાલ્યો નહીં. એટલે અમારા ઘરનાં વાસણ માંજનાર એક ચાકરડી હતી એને અમે કહ્યું, 'અમે તને રોજ એક પૈસો આપીશું. તારે તારે ઘેરથી લાવીને રોજ આ બિલાડીને માછલીનો ખોરાક ખવડાવવો.' બસ. માછલીનો ખોરાક મળ્યો કે ગોરી પહેલાં જેવી હૃષ્ટપુષ્ટ થઈ ગઈ. અમે પણ રાજી થયા. પણ થોડા દિવસમાં એ વાત પિતાશ્રીને કાને ગઈ. તેઓ ચિડાયા: 'આ છોકરાઓને શું કહેવું? બિલાડી પાછળ ગાંડા થયા છે ને બ્રાહ્મણના ઘરમાં બિલાડીને માછલી ખવડાવે છે!' પિતાશ્રી આગળ અમારું કંઈ ચાલે એમ ન હતું, એટલે તે જ દિવસે અમે એ બિલાડીને તેના મૂળ રહેઠાણ આગળ મૂકી આવ્યા. પછી તો એનું સૂનું સૂનું લાકડાનું ઘર જોઈ અમને ખૂબ માઠું લાગતું.

એ બિલાડી ગઈ એટલે અમે બીજી લઈ આવ્યા. એ તો સરગવાની શીંગના કૂચા થાળી પાસે નાખ્યા હોય એ જ આવી આવીને ખાતી. આઈએ કહ્યું, 'આ પણ એના માંસાહારનું જ લક્ષણ છે.' પણ અમે આઈને સાફ કહી દીધું, 'ગમે તે હોય, આ બિલાડીને અમે રાખવાના જ. જુઓ તો, કેવી રૂપાળી છે!' આઈએ પરવાનગી આપી. પણ એ બિલાડીનું અન્નજળ અમારા ઘરમાં ન હતું. થોડા જ દિવસમાં એ માંદી પડી અને મરી ગઈ. એની અંતકાળની વેદનાઓ જોઈને મારા મન પર ભારે અસર થઈ. એના પહેલાં મેં મડદાં જોયાં હતાં, પણ કોઈ પણ પ્રાણીનો અંતકાળ જોયો ન હતો.

કારવારથી અમે થોડા દિવસને માટે સાવંતવાડી ગયા. ત્યાં એક બિલાડી અમારે ત્યાં આવતી. અમે મોડા જમીએ કે વહેલા, જમવાને ટાણે એ હાજર. હું એને ધરાય એટલાં દૂધભાત આપતો. ઘરના લોકોને થયું કે દત્તુનો આ બિલાડીનો શોખ બહુ વધી પડ્યો છે; એનો કંઈક ઈલાજ કરવો જોઈએ. એટલે વિષ્ણુએ આણ્ણાએ

એ બિલાડીનું નામ પાડ્યું, 'દત્તુચી બાયકો' (દત્તુની વહુ). એ ઘરમાં આવે એટલે બધાં કહે, 'જુઓ, દત્તુની વહુ આવી.' હું એને ખવડાવું એટલે કહે, 'જુઓ, વહુને કેટલા હેતથી ખવડાવે છે.' હું શરમાવા લાગ્યો. સીધી નજરે બિલાડી તરફ જોઉં નહીં. જોઉં તો કતરાતી નજરે જ. બિલાડીને બિચારીને શી ખબર? એ તો જમવા ટાણે મારી જોડે આવીને બેસે,—સામે પણ નહીં. હું જો વખતસર એને ભાત ન આપું, તો મારા મોઢા તરફ જોઈને માથું હલાવીને મ્યાઉં મ્યાઉં કરે. લોકો એની પણ મશ્કરી કરે, એટલે બિલાડી તરફ જોયા વગર જ એક કોળિયો એના તરફ હું નાખી દઉં. લોકો એની મશ્કરી કરે. હું ન આપું તો બિલાડી હેરાન કરે એની પણ ચેષ્ટા થાય. બિલાડીને હાંકી કાઢવાનો પ્રયત્ન કરી જોયો, પણ એમાંયે હું ફાવ્યો નહીં. સાચું પૂછો તો તેમ કરવાની મારી હિંમત પણ ચાલતી નહીં.

ઘણા દિવસ સુધી આવી પજવણી સહન કર્યા પછી મેં મન સાથે નક્કી કર્યું કે, લોકો ગમે તે કહે, શરણુ આવેલાને મરણ અપાય નહીં. અને બિલાડીનો શો ગુનો? પછી તો મેં બધી શરમ કાઢી નાખી. એક દિવસ બધાંના સાંભળતાં કહ્યું, 'હા હા, બિલાડી અમારી વહુ છે. અમે એને ખવડાવવાના, રોજ ખવડાવવાના, હેતથી ખવડાવવાના; હવે કંઈ રહ્યું છે? હવે કોઈને કંઈ કહેવું છે? આવ બિલાડી, આવ; બેસ મારી પાસે.' માણસ વીફર્યો એટલે બધા જ એનાથી બીએ. તે દિવસથી કોઈએ મારું કે બિલાડીનું નામ ન લીધું.

## ૪૫. સરુનાં ઝાડ

મોટપણમાં હિમાલયમાં ફરતાં ધરાસુ પાસે એક એવા વિચિત્ર જંગલમાં હું પહોંચી ગયો હતો કે, આસપાસ નજીકમાં વસ્તી ન હોવા છતાં, મને લાગ્યું કે અહીં જ મારું ઘર છે; જાણે આ ભવમાં કે પૂર્વભવમાં હું અહીં ખૂબ રહ્યો છું. આ અદ્‌ભુત અનુભવનું અથવા ભાવનાનું કારણ શોધવાનો મેં ઘણો પ્રયત્ન કર્યો છે, પણ હજુ કંઈ કારણ કે સંબંધ હાથમાં આવતાં નથી. મનમાં એક શંકા ઊઠે છે કે, કારવાર પાસે સરુનાં ઝાડનું ઉપવન મેં નાનપણમાં જોયું હતું તેની સાથે કંઈક સરખામણી મનમાં ઉત્પન્ન થઈ હશે. કારવારના આ સરુ-પાર્કનો મારો પ્રથમ પરિચય આવો છે:

એક દિવસે ભાઉ (કેશુ) અને હું બે જણ સમુદ્રકિનારે જરા વહેલા ફરવા ઊપડ્યા. દિવસ રવિવારનો હતો, એટલે સાડા ત્રણ વાગ્યે જ સમુદ્ર ભણી ચાલ્યા. ડાબી બાજુ દૂર સુધી જવાય એવું હતું જ નહીં. માંડ પોસ્ટ ઑફિસ સુધી જવાતું; એટલે અમે જમણી બાજુનો કિનારો પકડ્યો. રસ્તામાં લીસી રેતી પથરાયેલી જોઈ લાકડી વતી એના પર કેટલાંયે વચનો લખી કાઢ્યાં. પણ થોડોક પવન આવે એટલે લખેલું બધું ભૂંસાઈ જતું. સૂકી રેતીમાં ચાલતાં પણ મુશ્કેલી

પડતી, એટલે પગ એની મેળે ભીની રેતી તરફ જવા લાગ્યા. ત્યાં લખવાની મજા કંઈક ઓર જ હતી. અમે શું લખતા હતા? 'ગોબ્રાહ્મણપ્રતિપાલક છત્રપતિ શિવાજી મહારાજકી જય', 'અંગ્રેજો આપણા દુશ્મન છે, તેમને મારવા જ જોઈએ.' મોરોપંતની એક આર્યા મેં લખી કાઢી હતી તે પણ આજે બરાબર યાદ છે, કેમ કે તે લખતાં ઘણો વખત ગયો હતો. તે નીચે મુજબ:

गरूड जसा गगनांतुनि वेगें अुतरोनी पन्नगा झडपी।
तैसा भीम बळानें दु:शासनकंठ अंघ्रिनें दडपी।।

ભાઉએ તરત જ બીજી લીટી ફેરવીને નીચે પ્રમાણે લખી:

तैसा भट्ट बळानें अुन्ह अुन्ह पोळचा तुपामध्यें दडपी।

ભટ્ટને ત્યાં જ ગરમ ગરમ રોટલીઓ ઘી સાથે જમતો રાખી અમે આગળ ચાલ્યા. છીપો વીણીએ, પસંદ કરીએ અને ફેંકી દઈએ. અલકમલકની વાતો કરીએ. અમે કેટલાયે દૂર ગયા. ત્યાં એક કદી ન જોયેલું એવું દૃશ્ય અમે જોયું. એક સુંદર નદી સમુદ્રને આવીને મળતી હતી. નદી-સમુદ્રનો સંગમ એટલે મૂર્તિમંત કાવ્ય. પહેલી વાર જ્યારે જોઈએ છીએ ત્યારે તો એ કાવ્યનો કેફ જ ચડે છે. સંગમની શોભા જોતાં જોતાં સૂર્યાસ્ત થવા આવ્યો. પછી તો પૂછવું જ શું? સોનેરી રંગ ચારે કોર પથરાયો, ઝાડો પર પણ સોનેરી લીલા રંગની કાન્તિ ફેલાઈ. સમુદ્ર તો જાણે સોનાના રસનું સરોવર છલકાતું હોય તેવો શોભવા લાગ્યો. ઉપમાઓ તો આજે સૂઝે છે. તે વખતનું મુગ્ધ હૃદય ઉપમા દ્વારા અંતરના ભાવને વહેવડાવીને હલકો કરી શકતું નહોતું. દુ:ખનો વેગ હલકો કરવાની જેટલી જરૂર હોય છે, તેટલી જ જરૂર આનંદની ઊર્મિ સમાવવાની પણ હોય છે. નહીં તો એનો કેફ અનિવાર્ય થઈ જાય છે.

વખત કેટલો વહી ગયો એનું ભાન ન રહ્યું કેશુને કે ન રહ્યું મને. જ્યાં અમે પહોંચ્યાં હતા ત્યાં એક બાજુ દરિયો અને બીજી બાજુ સરુનું ગાઢ જંગલ હતું. ભરતી વધી અને સમુદ્રનાં મોજાં સરુનાં ઝાડનું પાદપ્રક્ષાલન કરવા લાગ્યાં. હવે પાછા કેમ કરીને જવાય? હિંમત રાખીને કિનારે કિનારે થોડુંક પાછા ચાલી જોયું, પણ મોજાં ઉલ્લાસમાં હતાં. પાણી વધવા લાગ્યું. ઘનઘેરાં ઝાડોની વચ્ચે થઈને તો રસ્તો નીકળે એમ હતું જ નહીં. અને પાણીમાં થઈને જઈએ તો તે વધવા માંડેલું. ભારે મૂંઝવણ થવા લાગી. ભાઉ મારા તરફ જુએ ને હું ભાઉ તરફ. અસ્ત થતા સૂર્યનું મોં જોવાનો આનંદ ક્યાં, અને હવે મૂંઝાયેલા અમારા બંનેના મુખદર્શનની વિચિત્રતા ક્યાં! ઘણી ગડભાંજ કર્યા પછી અમે નક્કી કર્યું કે, આવ્યા એ રસ્તે તો જવાય જ નહીં. નદીને કાંઠે કાંઠે ઉપલાણે જવું જોઈએ; પછી જે થવાનું હશે તે થશે. નદીનું પાણી પણ ભરતીને લીધે વધતું હતું, કેમ કે એ ખાડી હતી. પણ સમુદ્રકિનારે પાણી સામું ઊછળતું હતું. એના કરતાં આ કંઈક સારું. નદીને કિનારે કિનારે અમે ખૂબ ચાલ્યા. જેમ અંદરના ભાગમાં જઈએ

તેમ જંગલ ઘનઘોર વધવા લાગ્યું. પ્રકાશ વધે એવું તો હતું જ નહીં.

સંધ્યાકાળનો ઓસરતો પ્રકાશ ગમગીનીભર્યો અને ગંભીર હોય છે. બધા ગૂઢ ભાવો એમાં જાગ્રત થાય છે. માટે જ ઋષિઓએ એ કાળ વ્યવહારમાંથી મુક્ત થઈને ધ્યાનચિંતનમાં ગાળવાનું વિધાન કર્યું હશે. સંધ્યાસમયની ગંભીરતા મધ્યરાત્રિની ગંભીરતા કરતાંયે ઊંડી હોય છે, કેમ કે સંધ્યાકાળ વર્ધમાન હોય છે, જ્યારે મધરાત ઠરેલ હોય છે.

આગળ જતાં જમણી બાજુએ એક કેડી દેખાઈ. એ રસ્તે જઈએ તો આખરે કારવાર પહોંચાશે એ વિશે શંકા ન હતી. પણ એ કેડી જંગલમાંથી આરપાર પહોંચી જશે એની ખાતરી કોણ આપે? અને આ સરુના જંગલમાંથી અંધારામાં રસ્તો કપાય પણ કેમ? મારી હિંમત ચાલી નહીં. મેં ભાઉને કહ્યું, 'મારે એ રસ્તે નથી આવવું. આપણે હજી થોડા કિનારે કિનારે જ ચાલ્યા જઈએ. ક્યાંક ઝૂંપડી કે ઘર મળી જશે તેમાં રાત ગાળીશું. પછી સવારની વાત સવારે.' ભાઉ કહે, 'તને ખ્યાલ નથી. આપણે પાછા ન જઈએ તો ઘેર કેટલી ફિકર થશે? સૌ આપણને શોધવા નીકળી પડશે ને રાત આખી રખડશે. ગમે તે ભોગે પાછા તો જવું જ જોઈએ.' ભાઉની વાત સાચી હતી. આખરે અમે હામ ભીડી અને તે ગહન કાંતારમાં ડૂબકી મારી.

સરુ વિના બીજું એકે ઝાડ સમ ખાવાને પણ ન મળે. સળી જેવાં લાંબાં લાંબાં પાંદડાંથી સરુનાં ઝાડ સસ્સ્સો. . . એવો લાંબો અવાજ દિવસરાત કાઢ્યાં જ કરે, અમે ઉઘાડે પગે ચાલતા હતા,—દોડતા હતા કહીએ તો ચાલે. રસ્તા પર સરુનાં કાંટાળાં ફળ ખૂબ પથરાયાં હતાં. વધતો અંધકાર, પવનનો બિહામણો અવાજ, કાંટાળાં ફળોવાળો રસ્તો, અને ઘેર શું થતું હશે તેની ચિંતા,—આવા સરંજામ સાથે અમે ચાલ્યા. અર્ધો રસ્તો વટાવ્યો હશે ત્યાં તો સાવ અંધારું થઈ ગયું. અમે મૂંઝાયા હતા, પણ બેમાંથી એકે ગભરાયો ન હતો. આવા પ્રસંગમાં જે કાવ્ય રહેલું હોય છે તેનો આસ્વાદ ન લઈ શકીએ એવા અરસિક અમે ન હતા. ટાંટિયાને બમણો વેગ આપ્યો, અને આખરે સહીસલામત મ્યુનિસિપલ હદમાં આવી પહોંચ્યા. પછી તો કશી અગવડ ન હતી. પણ રસ્તા પરનાં ફાનસ આંખને બિલકુલ ગમે જ નહીં. ઘેર પહોંચ્યા ત્યાં તો બધાં અમારી રાહ જોતાં હતાં; રસોઈ ઠંડી થઈ ગઈ હતી. અમને શોધવા તો કોઈ ગયું ન હતું. ચોરની જેમ ચુપચાપ જઈને પાટલે બેઠા.

રાત્રે એ જંગલનાં સ્વપ્નાં આવ્યાં કે નહીં એ આજે યાદ નથી.

# ૪૬. ગણિતબુદ્ધિ

ભણતરના બધા વિષયોમાં ગણિત અમુક રીતે જુદું પડે છે. હાઈસ્કૂલ-કૉલેજમાં મારું ગણિત પહેલા નંબરનું ગણાતું. એ વિષયનો મારો પ્રથમ પરિચય આજે પણ સ્મરણમાં તે દિવસ જેટલો જ સ્પષ્ટ છે.

સાતારામાં હું નિશાળે ગયો ત્યારે તો સો સુધી સંખ્યા લખવાનું જ કામ માથે હતું. પલાખાં હું ક્યારે શીખ્યો એનું મને સ્મરણ નથી. પણ એટલું યાદ છે કે, રોજ સાંજે અથવા સૂતા પહેલાં પિતાશ્રી આગળ બેસી મારે પલાખાં બોલી જવાં પડતાં. પરંતુ આંક અને પલાખાં એ કાંઈ ગણિત ન કહેવાય.

મારી ગણિતની શરૂઆત કારવારમાં સરવાળાથી થઈ. સખારામ માસ્તર કરીને એક અસંસ્કારી, અહંમન્ય અને આળસુ વાણિયો અમને ભણાવતો. એ પોતે કશું ભણાવે નહીં. તિમાપ્પા કરીને એક હોશિયાર છોકરો હતો એ જ અમને સરવાળા શીખવતો. ગણિતની બુદ્ધિ તે વખતે મારામાં સ્ફુરી જ ન હતી. એટલે હું કશું સમજું નહીં. અમે બધા હારબંધ ઊભા રહેતા. શિક્ષક કે તિમાપ્પા બે, ત્રણ કે ચાર જેટલી સંખ્યાઓ લખાવે તેટલી લખી કાઢતા. પછી જ્યારે હુકમ છૂટે કે, 'બસ, હવે દાખલો ગણો' ત્યારે એક આડી લીટી ખેંચી મનમાં આવે તેવા ને તેટલા આંકડા હું લખી નાખતો. મારી પાસે ગણવાની પંચાત હતી જ નહીં, એટલે ભૂલેચૂકે પણ સરવાળો આવવાની વકી ન હતી. ભલો તિમાપ્પા મારી ભૂલ ક્યાં છે એ શોધવા આવતો. જ્યાં ગણતરી જ ન હોય ત્યાં ભૂલ પણ ક્યાંથી જડે? એ એની શક્તિ પ્રમાણે મને દાખલો સમજાવવાનો પ્રયત્ન કરતો. પરંતુ મારા મગજનું એ બારણું ખૂલ્યું જ નહોતું, તેમાં એ શું કરે ને હુંયે શું કરું?

છતાં એની ધીરજ ન ખૂટી. હું દાખલો ગણતો (?) હોઉં ત્યારે તિમાપ્પા મારી પાછળ આવીને ઊભો રહે. એણે પહેલી શોધ એ કરી કે, સરવાળો જમણી બાજુથી ડાબી બાજુ તરફ કરવાને બદલે હું સીધો ડાબી બાજુથી જમણી બાજુ સુધી સરવાળો લખી જતો! એણે કહ્યું, 'આમ ન કરાય.' બીજા દાખલામાં મેં સુધારો કર્યો. આંકડા જમણી બાજુથી ડાબી બાજુ લખવા લાગ્યો. મારું શું જતું હતું? ગમે તેવા આંકડા જ લખી કાઢવાના હતા ને? એમાં તો સહેજે સવ્યસાચી થવાય.

પણ એથી તો ઊલટી મારી ઉપાધિ વધી. હું એકાદ આંકડો લખું એટલે તિમાપ્પા મને પૂછે, 'ઓંહ, તેં ક્યાંથી આણ્યો? મને ગણી બતાવ.' ભીડ આવી પડે એટલે માણસને યુક્તિ સૂઝે જ. મેં તિમાપ્પાને કહ્યું, 'તું મારી પાછળ ઊભીને મારા પર ધ્યાન રાખે છે, એથી હું ગભરાઈ જાઉં છું ને કશું ગણી શકતો નથી.' ઇલાજ રામબાણ નીવડ્યો. એણે મારું નામ લેવું મૂકી દીધું.

બાદબાકીથી ભાગાકાર સુધી હું પૂનામાં નૂતન મરાઠી વિદ્યાલયમાં ભણ્યો. અહીં મારા અરધોઅરધ દાખલા ખરા પડતા. આ ચારે વિધિની રીત હું શીખી ગયો હતો, પણ હજી મારામાં ગણિત ઊગ્યું ન હતું. પછી આવી ઊતરતી અને ચડતી ભાંજણી. એ ફરી કારવારમાં ઘનશ્યામ માસ્તરના હાથ તળે મારે ભણવી પડી. ઘનશ્યામ માસ્તર એ સખારામ માસ્તરનો જ ભાઈબંધ. એ પણ સાવ અસંસ્કારી હતો. પણ આળસમાં કાંઈક કાચો એટલે ઘણા દાખલા ગણાવે. વ્યવહારી અપૂર્ણાંક અને ત્રિરાશિ વખતે હું શાહપુરની નિશાળમાં આવ્યો. ત્યાં માધવરાવ માસ્તર તિનઈકર ગણિતમાં પંકાયેલા. તેમણે મને ખૂબ હેરાન કર્યો. એ ગણિતમાં એક્કા, પણ વિદ્યાર્થીમાનસ જેવી વસ્તુ હોય છે એ એમના સ્વપ્નમાં પણ નહીં આવ્યું હોય. એમનો વિદ્યાર્થીઓ પરનો પ્રેમ ભારે. વિદ્યાર્થીઓ ખૂબ ભણે એ વિશે તે ઈંતેજાર. અને તેથી જ મારી કમબખ્તી થઈ. માસ્તર બેદરકાર હોત તો હું સુખી રહેત. પણ એ તો એકે છોકરાને છોડે નહીં.

થોડુંક વિષયાંતર કરી આ જ વખતનો એક બીજો અનુભવ ટાંકું. માધવરાવ માસ્તર સનાતન શિક્ષણપદ્ધતિ પ્રમાણે વર્ગમાં સવાલો પૂછે. એકને ના આવડે એટલે નીચલા છોકરાને પૂછે. જેને જવાબ બરાબર આવડે તે ઉપર ચડે. એ તો ઠીક; પણ જેટલા વિદ્યાર્થીઓ પર વિજય મેળવી, ખરા જવાબવાળો છોકરો ઉપર જાય, તે બધાનાં નાક ડાબે હાથે પકડી જમણે હાથે તેમને પેલો છોકરો એક એક તમાચો મારે. આ જંગલી પ્રથા અમારા માસ્તર જેટલા જ જંગલી એવા કેટલાક છોકરાઓને ખૂબ ગમતી. પણ બાકીના બધાઓને એથી ત્રાસ છૂટતો. વિજયી છોકરો ગ્લૅડિયેટરની પેઠે બીજાને ન મારે તો અમારા હેડમાસ્તર (માધવરાવ માસ્તર હેડમાસ્તર હતા) ચિડાય અને એને જ મારે.

એક વાર ગોંદુ અને હું એક જ વર્ગમાં—મરાઠી ચોથીમાં—આવી પડ્યા. ગોંદુ ઉપર હતો, હું નીચે હતો. માધવરાવ માસ્તરે ગોંદુને કંઈક સવાલ પૂછ્યો. એને એ ન આવડ્યો. મેં એનો જવાબ આપી દીધો અને હર્ષભેર ગોંદુથી ઉપલે નંબરે જઈ બેઠો. પણ માધવરાવ માસ્તર કહે, 'એમ ન જવાય. મોટોભાઈ થયો તેથી શું? એનું નાક પકડી તમાચો માર ને પછી ઉપર જા.' મેં કહ્યું, 'એવું મારાથી ન થાય.' માધવરાવ માસ્તર ચિડાયા. એ કહે, 'મોટો આવ્યો છે રામનો ભાઈ લક્ષ્મણ!' હું તો ઊભો જ રહ્યો. માધવરાવ માસ્તરને હવે ધર્મચર્ચા સૂઝી. એમણે કહ્યું, 'મોટાભાઈનું અપમાન કરતાં અધર્મ થાય છે, અને ગુરુની આજ્ઞાનો ભંગ કરતાં અધર્મ નથી થતો?' હવે શું કરવું? મનમાં વિચાર આવ્યો, 'ઘરમાં તો ગોંદુ સાથે કેટલીયે વાર લડું છું. અહીં એને તમાચો લગાવું તો એમાં શી હરકત છે? ગુરુ તો પિતા સમાન. એમની આજ્ઞા ઉથાપાય જ કેમ? મેં ગોંદુનું નાક તો પકડ્યું, પણ જમણો હાથ ચાલે જ નહીં. ગોંદુની મુખમુદ્રા જોઈને જ હું અસ્વસ્થ થયો. મેં તેનું નાક છોડી દીધું અને માધવરાવ માસ્તરને કહ્યું, 'મારે

નંબર નથી જોઈતો. હું નીચે બેસવા તૈયાર છું.' મારી મૂંઝવણ અને મારી લાગણી સમજવા જેટલી શક્તિ એમનામાં નહોતી, એમાં એમનો બિચારાનો શો વાંક? એમણે મને પાસે બોલાવી એક ગરમ ગરમ સોટી ચમચમાવી દીધી. સોટી ખાઈને હું તો રોતો રોતો જગ્યાએ આવ્યો. ગોંદુને શું થતું હશે તેની મને કલ્પના હતી. એટલે મેં એના તરફ જોયું પણ નહીં પણ મનમાં નક્કી કર્યું કે રોજ નિશાળે મોડો જઈશ. મારે માટે આટલું કામ તો અઘરું હતું જ નહીં. એકાદ કલાક ઊભા રહેવું પડે તો ભલે, પણ છેલ્લો નંબર તો મળશે! અને પછી એક પણ સવાલનો જવાબ ન જ આપું; એટલે તમાચો ખાવો પણ નહીં પડે અને કોઈને મારવો પણ નહીં પડે. આ નિશ્ચયને હું વળગી શકયો હોઉં એવી મને મારા સ્મરણ પરથી ખાતરી નથી. પણ ગોંદુનું અપમાન કરવાનો પ્રસંગ ફરી કદી ન આવ્યો.

મારામાં ગણિતબુદ્ધિ જાગી અંગ્રેજી પહેલા ધોરણમાં. જોશી કરીને અમારા એક માસ્તર હતા. અમે એમને વાકસકર કે એવા જ કંઈક નામથી ઓળખતા. એમણે અમને ત્રિરાશિનું રહસ્ય બરાબર સમજાવ્યું. એમણે સમજાવી દીધું કે ગણિત એ તો દુનિયાનો સાદો વહેવાર છે. વહેવારને બરાબર સમજી જઈએ એટલે બાકી બધું ત્રિરાશિ જ છે. આ જ વર્ગમાં મારો ગણિતનો પાયો બરાબર નખાયો. મને ગણિતનું ભાન થયું ને તે દિવસથી દાખલા ગણવામાં રહેલા વિદ્યાનંદનો રસ હું ચાખતો થયો. મારો એકેએક દાખલો ખરો પડવા લાગ્યો; મારામાં આત્મવિશ્વાસ આવ્યો; અને તે દિવસથી હું વર્ગના બીજા પછાત છોકરાઓને ગણિત શીખવામાં મદદ કરવા લાગ્યો.

## ૪૭. ભાઉની શિખામણ

અંગ્રેજી બીજા ધોરણમાં હું કારવાર હિંદુ સ્કૂલમાં હતો. અહીં ગણિત અંગ્રેજીમાં ચાલતું. હું કશું સમજું નહીં. બીજા છોકરાઓએ ભાષા જાણ્યા વગર દાખલાનો અર્થ અનુમાનથી જ સમજી લેવાની કળા પ્રાપ્ત કરી હતી. મારું ગણિત ઠીક ઠીક હતું; પણ ભાષાને અભાવે હું અપંગ જેવો બન્યો. અમે છોકરાઓ ખાનગી અભ્યાસમાં દાખલા ગણતા હોઈએ ત્યારે છોકરાઓ પાસેથી દાખલાનો અર્થ હું સમજી લેતો, અને પછી એમને જ દાખલા શીખવતો.

શાળામાં દાખલ થયે થોડા જ દિવસ થયા હશે, એટલામાં સત્રાંત પરીક્ષા આવી. મને આશા હતી કે હું ગણિતમાં પહેલો આવીશ. પણ થયું એથી ઊલટું. ગણિતમાં મને સાત કે દસ જ ગુણ મળ્યા. બીજા છોકરાઓના પેપર મેં તપાસ્યા. કેટલાક છોકરાઓના જવાબ ખોટા પડ્યા હતા, છતાં દાખલાની રીત બરાબર હોવાથી એમના દાખલા અર્ધા ખરા ગણીને શિક્ષકે એમને કંઈક ગુણ આપ્યા

હતા. મને આશા આવી કે મને પણ એવા કંઈક ગુણ મળશે. નાપાસ થયો એનો આઘાત તો હતો જ, પણ નિરાશામાં આશા તો માણસને આખર સુધી રહેવાની. હું શિક્ષક પાસે ગયો. રોવા જેવો તો થયો જ હતો. મેં એમને કહ્યું, 'તમે કેટલાયે છોકરાઓને અર્ધા દાખલા ખરા આપ્યા છે, મને પણ એ રીતે ગુણ મળી શકે એમ છે.' શિક્ષક મારી વાત બરાબર ન સમજ્યા. તેઓ ચિડાયા. એમણે કહ્યું, 'મારા ચુકાદા સામે તકરાર કરે છે? મારા પર પક્ષપાતનું તહોમત મૂકે છે! મારે તારો પેપર નથી જોવો જા.' મેં દીન થઈ ફરી વાર કહ્યું, 'મારો આ દાખલો તો ફરી વાર જુઓ.' એમણે મારો પેપર હાથમાં લીધો અને રીસમાં દૂર ફેંકી દીધો.

મારી આંખોમાં ચોમાસું શરૂ થયું. સવારના અગિયાર વાગ્યાનો વખત હશે. વહેતી આંખો સાથે જ હું ઘેર પહોંચ્યો. નાહવા-જમવાનું તો સૂઝે જ ક્યાંથી? એક ખૂણામાં જઈને હું ડૂસકે ડૂસકે રોવા લાગ્યો. ત્યાં ભાઉ આવ્યો. (કેશુને હવે અમે ભાઉ કહેવા લાગ્યા હતા) એણે મને મારી વાત પૂછી. જેમ બોલવાનો પ્રયત્ન કરું તેમ રોવાનો ઊભરો વધુ જોસમાં આવે. નીચલો હોઠ સાવ નીચે વળી ગયો હતો. ભાઉએ મને છાનો રાખી ફરી મારી વાત પૂછી. મેં એને બધું કહી દીધું. એણે બહુ જ સમભાવથી મારો પેપર જોઈ લીધો. પછી એણે કહ્યું, 'તારા શિક્ષકે પક્ષપાત કર્યો છે કે નહીં એ સવાલમાં હું નથી ઊતરતો. પણ અર્ધો દાખલો ખરો માનવાની પ્રથા જ ખોટી છે. એ ખોટી પ્રથાને લીધે બીજા છોકરાઓને વધારે ગુણ મળે તો તેથી શું થયું? તારે એવા ગુણની આશા રાખતાં શરમાવું જોઈએ. અને ધારો કે તારો દાખલો અર્ધો ખરો ગણી ગુણ આપ્યા; તોયે તારો સરવાળો કેટલોક થવાનો હતો? હું નથી ધારતો કે પંદર કે સત્તર કરતાં વધારે તારો સરવાળો થાય. હવે દસ ગુણે નાપાસ થયો તોયે શું ને સત્તર ગુણે નાપાસ થયો તોયે શું? નાપાસ થયાની ફજેતી તો સરખી જ છે. તું નાપાસ થયો એનું મને દુઃખ નથી થતું, પણ દયાના ગુણની તેં આશા રાખી એની મને શરમ આવે છે.'

હું એવો તો ઝંખવાણો પડયો કે રોવાનું પણ ભૂલી ગયો. જમ્યા પછી ભાઉએ મને ફરી બોલાવ્યો અને પૂછ્યું કે, 'તારું ગણિત તો સારું હતું, છતાં આમ કેમ થયું?' ફરી ગંગાજમના વહેવા લાગી. એટલે ભાઉએ મને પાસે બેસાડી, મારાં થોડાંક વખાણ કરી મને પંપાળ્યો, અને ફરી એ જ સવાલ પૂછ્યો. મેં રોતાં રોતાં એને કહ્યું કે, 'અહીં બધું અંગ્રેજીમાં ચાલે છે એ હું સમજી શકતો નથી. દાખલાનો ખોટો અર્થ કરું, પછી ગાડું આગળ કેમ ચાલે?' ભાઉ કહે, 'ઓત્તારી! આટલું જ ને? ચાલ, આવતી કાલથી હું તને દાખલાઓનો અર્થ કહેતો જઈશ, પછી કંઈ વાંધો છે?' ભાઉએ મારી પાછળ ઠીકઠીક મહેનત લીધી. મારે તો અર્થ પૂરતી જ મદદ જોઈતી હતી, અને હિંદુ સ્કૂલના પ્રતાપે થોડા

જ દિવસમાં મારું અંગ્રેજીનું જ્ઞાન પણ વધ્યું. પછી તો ગણિતમાં હું પહેલો આવવા લાગ્યો. હરિ માસ્તરને આશ્ચર્ય થયું કે, આ છોકરો એકાએક ગણિતમાં શી રીતે આટલો પાવરધો થયો! પણ એમને ક્યાં ખબર હતી કે ગણિત એ મારો ખાસ વિષય હતો, ને મને તો અંગ્રેજી જ નડતું હતું? ગણિતમાં મારી પ્રગતિ જોઈ તે રાજી થયા ને મારું હકનું પ્રથમ સ્થાન મેળવી હું રાજી થયો.

ભાઉની મદદ કીમતી નીવડી. પણ દયાનો લોભ ન રાખવાની એની શિખામણ વધારે કીમતી હતી એ તે વખતે પણ હું સમજી ગયો હતો.

## ૪૮. જગન્નાથ બુવા

જગન્નાથ બુવા એ જૂના કાળના સંસ્કારી હરિદાસોના એક સારા પ્રતિનિધિ હતા. મહારાષ્ટ્રમાં હરિદાસ એ સમાજસેવકોનો એક વિશિષ્ટ વર્ગ છે. મનોરંજન, ધર્મપ્રવચન, કથાપ્રસંગ અને સંગીત આવાં આવાં તત્ત્વોનું લોકભોગ્ય સંમિશ્રણ કરનાર એ હરિદાસોના પ્રયોગને મહારાષ્ટ્રમાં કીર્તન કહે છે. કીર્તનના પૂર્વરંગમાં કોઈ પણ ધાર્મિક સિદ્ધાંતનું સોપપત્તિક પણ લહેજતદાર વિવરણ હોય છે. ઉત્તરરંગમાં એ જ સિદ્ધાંતને સ્પષ્ટ કરનાર કોઈ પૌરાણિક આખ્યાન રસાળ વાણીમાં અને કાવ્યમય પદ્યોના ગાયન સાથે ચલાવવામાં આવે છે. ઘડીકમાં વાર્તાકથનની વર્ણનાત્મક શૈલી આવે, ઘડીકમાં સંભાષણોનો અભિનય જામે, ઘડીકમાં ચતુર વાર્તાલાપ અને સામસામી કોટિઓની ઝડી ચાલે, તો ઘડીકમાં કારુણ્યના અનિરુદ્ધ (અરોક) પ્રવાહમાં આખી સભા આંસુભીની થઈ જાય. કીર્તન એ સંસ્થા લોકશિક્ષણનું કીમતી કામ સારતી. આમપ્રજાને રાતના નવરાશના વખતમાં કાવ્યશાસ્ત્રવિનોદ સાથે ધર્મબોધની કીમતી કેળવણી સહેજે મળતી. એમાં ચારણી જુસ્સો ન હતો એમ નથી; પણ સંસ્કારિતા વધારે. પુરાણીની કથા કરતાં હરિદાસનું કીર્તન વધારે લોકપ્રિય હોય જ, નિરક્ષર સ્ત્રીઓને તો એ એક મોટી ઉજાણી. ભાવનાપ્રધાન પણ ક્ષીણબુદ્ધિ એવી કેટલીક બહેનો તો ધર્માવેશમાં આવા હરિદાસોની પાછળ ગાંડી થયાના દાખલા પણ છે.

કારવારમાં જગન્નાથ બુવા અમારા પડોશમાં આવીને રહ્યા. ખાસો એક મહિનો રહ્યા હશે. એમની રહેણીકરણી અને એમનું વર્તન અત્યંત નિર્મળ હતાં એવી મારા પર છાપ છે. અમારે ત્યાં આવી તેઓ કલાકો ગાળતા. વ્યુત્પત્તિમાં તેઓ એક્કા. હું અંગ્રેજી બીજીમાં હોઈશ. અમારું ગણિત ચાલતું. જગન્નાથ બુવાને ગણિતનો શોખ ભારે. એક દિવસ એક દાખલા પાછળ મને મૂંઝાયેલો જોઈ એમને શૂર ચડ્યું અને એમણે મારી પૂંઠ પકડી. સવાર, બપોર, સાંજ જ્યારે મને નવરો જુએ ત્યારે પકડીને બેસાડે, અને ગણિતના જાતજાતના દાખલા મને સમજાવે, નવી નવી રીતો બતાવે. એ વખતે ગણિતમાં હું કંઈક વધારે હોશિયાર ગણાતો.

એ કારણે જ જગન્નાથ બુવા મને વળગ્યા હશે. ઘડિયાળના કાંટા સામસામા ક્યારે આવે, સામસામે દોડતી ટ્રેનોના દાખલા શી રીતે ગણાય, ઊગતું બીડ એક તરફ વધતું જાય અને બીજી તરફ ગાયોનું ધણ એ ખાતું જાય ત્યારે એનો હિસાબ કેમ કરવો, અને ભુલકણા વિદ્યાર્થીઓની સ્મૃતિ જેવા કાણાવાળા હોજનું પાણી ક્યારે ખાલી થાય છે અથવા ભરાઈ જાય છે એ શી રીતે કાઢવું, એ બધું એક વરસનું ગણિત એમણે એક મહિનામાં પતાવી દીધું. મને પણ એવો રસ લાગ્યો કે બીજા દિવસથી એમના હાથમાંથી છટકવાનો પ્રયત્ન મેં મૂકી દીધો. ગણિતી વિચાર કેમ ચલાવાય એની કૂંચી એમણે મને આપી દીધી. દાખલામાં કેટલી વસ્તુઓ આપેલી છે અને કઈ વસ્તુઓ શોધી કાઢવાની છે એનું પૃથક્કરણ એમણે મને કરી બતાવ્યું, અને આપેલી વસ્તુઓ પરથી અજ્ઞાત જવાબનો તાગ કઈ રીતે કાઢવો એનું રહસ્ય જાણે એમણે મારામાં રેડી દીધું.

રાત્રે જમી રહ્યા એટલે પેટ પર હાથ ફેરવતા અને 'હોઈયાં' કરીને મોટો ઓડકાર લેતા તેઓ અમારે ત્યાં આસન જમાવે, અને મોરોપંતી આર્યાઓ છોડે. મોરોપંતી આર્યા એટલે મોટે ભાગે મરાઠી પ્રત્યયોવાળું સંસ્કૃત કાવ્ય. એ આર્યા-ઓમાં જેણે ઠીક ઠીક અવગાહન કર્યું છે એવાને વગર ભણ્યે સંસ્કૃતનું જ્ઞાન થઈ જાય છે. મહારાષ્ટ્રમાં સંસ્કૃતનો અભ્યાસ આટલો વધારે છે એનું કારણ મહારાષ્ટ્રમાં મરાઠી કવિઓનું અધ્યયન સર્વત્ર રસપૂર્વક અને વ્યુત્પત્તિ સહિત ચાલતું એ છે.

જગન્નાથ બુવા ઇતિહાસ ભૂગોળ વગેરે પણ ઠીક ઠીક જાણે. દિવાળીનાં ફાનસ, પતંગ, એવું એવું પણ એમને સરસ બનાવતાં આવડે. એટલે છોકરાઓનું ટોળું એમની આસપાસ વીંટળાયેલું હોય જ. પણ હાલના કેટલાક શિક્ષકોની પેઠે તેઓ વેવલા, વિદ્યાર્થીઘેલા ન હતા. કોઈ વિદ્યાર્થી કાલું કાલું બોલે એ એમનાથી સહ્યું ન જાય. વિદ્યાર્થી બહુ નજીક બેસે અથવા બાઝી પડે તો એને તમાચો જ મળવાનો. કોઈ છોકરો જરા પણ રૂપાળો દેખાવાનો પ્રયત્ન કરે તો દસ છોકરાઓ વચ્ચે એની ફજેતી થઈ જ હોય. કોઈ છોકરામાં નાજુકાઈ જુએ કે તરત જ કહે, 'અરે! બજારમાં જઈને બે પૈસાની બંગડી લાવો. આ છોકરીને પહેરાવીએ, ચણિયો તો એની બહેન મફત આપશે!'

આવા શિક્ષકો આજકાલ જોવા મળતા નથી. શિક્ષકનો મર્દાની સ્વભાવ એ વિદ્યાર્થીઓના ચારિત્ર્યનો વીમો છે.

એક દિવસ નિશાળમાં મેં હરિ માસ્તરને જગન્નાથ બુવાની સંસ્કારિતાની વાત કરી. મને લાગ્યું કે હરિ માસ્તરને એમાં રસ ન પડ્યો. પણ થોડા જ દિવસમાં અમારી નિશાળમાં રવિવારે સાંજે જગન્નાથ બુવાનું કીર્તન ગોઠવાયાનું જ્યારે જાહેર થયું ત્યારે મને ખૂબ આનંદ થયો. કારવારના હિંદુ સમાજના બધા જ પ્રતિષ્ઠિત સજ્જનો અને અમલદારો તે દિવસે કીર્તનમાં આવ્યા હતા. જગન્નાથ બુવાએ સાદું ધોળું ધોતિયું, એના પર રામદાસી પંથની ભગવી કફની, અને માથે ભગવો ફેંટો, એવો પોશાક પહેર્યો હતો. કલાકો સુધી એમનું કીર્તન

જ દિવસમાં મારું અંગ્રેજીનું જ્ઞાન પણ વધ્યું. પછી તો ગણિતમાં હું પહેલો આવવા લાગ્યો. હરિ માસ્તરને આશ્ચર્ય થયું કે, આ છોકરો એકાએક ગણિતમાં શી રીતે આટલો પાવરધો થયો! પણ એમને ક્યાં ખબર હતી કે ગણિત એ મારો ખાસ વિષય હતો, ને મને તો અંગ્રેજી જ નડતું હતું? ગણિતમાં મારી પ્રગતિ જોઈ તે રાજી થયા ને મારું હકનું પ્રથમ સ્થાન મેળવી હું રાજી થયો.

ભાઉની મદદ કીમતી નીવડી. પણ દયાનો લોભ ન રાખવાની એની શિખામણ વધારે કીમતી હતી એ તે વખતે પણ હું સમજી ગયો હતો.

## ૪૮. જગન્નાથ બુવા

જગન્નાથ બુવા એ જૂના કાળના સંસ્કારી હરિદાસોના એક સારા પ્રતિનિધિ હતા. મહારાષ્ટ્રમાં હરિદાસ એ સમાજસેવકોનો એક વિશિષ્ટ વર્ગ છે. મનોરંજન, ધર્મપ્રવચન, કથાપ્રસંગ અને સંગીત આવાં આવાં તત્ત્વોનું લોકભોગ્ય સંમિશ્રણ કરનાર એ હરિદાસોના પ્રયોગને મહારાષ્ટ્રમાં કીર્તન કહે છે. કીર્તનના પૂર્વરંગમાં કોઈ પણ ધાર્મિક સિદ્ધાંતનું સોપપત્તિક પણ લહેજતદાર વિવરણ હોય છે. ઉત્તર-રંગમાં એ જ સિદ્ધાંતને સ્પષ્ટ કરનાર કોઈ પૌરાણિક આખ્યાન રસાળ વાણીમાં અને કાવ્યમય પદ્યોના ગાયન સાથે ચલાવવામાં આવે છે. ઘડીકમાં વાર્તાકથનની વર્ણનાત્મક શૈલી આવે, ઘડીકમાં સંભાષણોનો અભિનય જામે, ઘડીકમાં ચતુર વાર્તાલાપ અને સામસામી કોટિઓની ઝડી ચાલે, તો ઘડીકમાં કારુણ્યના અનિરુદ્ધ (અરોક) પ્રવાહમાં આખી સભા આંસુભીની થઈ જાય. કીર્તન એ સંસ્થા લોક-શિક્ષણનું કીમતી કામ સારતી. આમપ્રજાને રાતના નવરાશના વખતમાં કાવ્યશાસ્ત્ર-વિનોદ સાથે ધર્મબોધની કીમતી કેળવણી સહેજે મળતી. એમાં ચારણી જુસ્સો ન હતો એમ નથી; પણ સંસ્કારિતા વધારે. પુરાણીની કથા કરતાં હરિદાસનું કીર્તન વધારે લોકપ્રિય હોય જ, નિરક્ષર સ્ત્રીઓને તો એ એક મોટી ઉજાણી. ભાવના-પ્રધાન પણ ક્ષીણબુદ્ધિ એવી કેટલીક બહેનો તો ધર્મવિશમાં આવા હરિદાસોની પાછળ ગાંડી થયાના દાખલા પણ છે.

કારવારમાં જગન્નાથ બુવા અમારા પડોશમાં આવીને રહ્યા. ખાસો એક મહિનો રહ્યા હશે. એમની રહેણીકરણી અને એમનું વર્તન અત્યંત નિર્મળ હતાં એવી મારા પર છાપ છે. અમારે ત્યાં આવી તેઓ કલાકો ગાળતા. વ્યુત્પત્તિમાં તેઓ એક્કા. હું અંગ્રેજી બીજીમાં હોઈશ. અમારું ગણિત ચાલતું. જગન્નાથ બુવાને ગણિતનો શોખ ભારે. એક દિવસ એક દાખલા પાછળ મને મૂંઝાયેલો જોઈ એમને શૂર ચડ્યું અને એમણે મારી પૂંઠ પકડી. સવાર, બપોર, સાંજ જ્યારે મને નવરો જુએ ત્યારે પકડીને બેસાડે, અને ગણિતના જાતજાતના દાખલા મને સમજાવે, નવી નવી રીતો બતાવે. એ વખતે ગણિતમાં હું કંઈક વધારે હોશિયાર ગણાતો.

એ કારણે જ જગન્નાથ બુવા મને વળગ્યા હશે. ઘડિયાળના કાંટા સામસામા ક્યારે આવે, સામસામે દોડતી ટ્રેનોના દાખલા શી રીતે ગણાય, ઊગતું બીડ એક તરફ વધતું જાય અને બીજી તરફ ગાયોનું ધણ એ ખાતું જાય ત્યારે એનો હિસાબ કેમ કરવો, અને ભુલકણા વિદ્યાર્થીઓની સ્મૃતિ જેવા કાણાવાળા હોજનું પાણી ક્યારે ખાલી થાય છે અથવા ભરાઈ જાય છે એ શી રીતે કાઢવું, એ બધું એક વરસનું ગણિત એમણે એક મહિનામાં પતાવી દીધું. મને પણ એવો રસ લાગ્યો કે બીજા દિવસથી એમના હાથમાંથી છટકવાનો પ્રયત્ન મેં મૂકી દીધો. ગણિતી વિચાર કેમ ચલાવાય એની કૂંચી એમણે મને આપી દીધી. દાખલામાં કેટલી વસ્તુઓ આપેલી છે અને કઈ વસ્તુઓ શોધી કાઢવાની છે એનું પૃથક્કરણ એમણે મને કરી બતાવ્યું, અને આપેલી વસ્તુઓ પરથી અજ્ઞાત જવાબનો તાગ કઈ રીતે કાઢવો એનું રહસ્ય જાણે એમણે મારામાં રેડી દીધું.

રાત્રે જમી રહ્યા એટલે પેટ પર હાથ ફેરવતા અને 'હોઈયાં' કરીને મોટો ઓડકાર લેતા તેઓ અમારે ત્યાં આસન જમાવે, અને મોરોપંતી આર્યાઓ છોડે. મોરોપંતી આર્યા એટલે મોટે ભાગે મરાઠી પ્રત્યયોવાળું સંસ્કૃત કાવ્ય. એ આર્યાઓમાં જેણે ઠીક ઠીક અવગાહન કર્યું છે એવાને વગર ભણ્યે સંસ્કૃતનું જ્ઞાન થઈ જાય છે. મહારાષ્ટ્રમાં સંસ્કૃતનો અભ્યાસ આટલો વધારે છે એનું કારણ મહારાષ્ટ્રમાં મરાઠી કવિઓનું અધ્યયન સર્વત્ર રસપૂર્વક અને વ્યુત્પત્તિ સહિત ચાલતું એ છે.

જગન્નાથ બુવા ઇતિહાસ ભૂગોળ વગેરે પણ ઠીક ઠીક જાણે. દિવાળીનાં ફાનસ, પતંગ, એવું એવું પણ એમને સરસ બનાવતાં આવડે. એટલે છોકરાઓનું ટોળું એમની આસપાસ વીંટળાયેલું હોય જ. પણ હાલના કેટલાક શિક્ષકોની પેઠે તેઓ વેવલા, વિદ્યાર્થીઘેલા ન હતા. કોઈ વિદ્યાર્થી કાલું કાલું બોલે એ એમનાથી સહ્યું ન જાય. વિદ્યાર્થી બહુ નજીક બેસે અથવા બાઝી પડે તો એને તમાચો જ મળવાનો. કોઈ છોકરો જરા પણ રૂપાળો દેખાવાનો પ્રયત્ન કરે તો દસ છોકરાઓ વચ્ચે એની ફજેતી થઈ જ હોય. કોઈ છોકરામાં નાજુકાઈ જુએ કે તરત જ કહે, 'અરે! બજારમાં જઈને બે પૈસાની બંગડી લાવો. આ છોકરીને પહેરાવીએ, ચણિયો તો એની બહેન મફત આપશે!'

આવા શિક્ષકો આજકાલ જોવા મળતા નથી. શિક્ષકનો મર્દાની સ્વભાવ એ વિદ્યાર્થીઓના ચારિત્ર્યનો વીમો છે.

એક દિવસ નિશાળમાં મેં હરિ માસ્તરને જગન્નાથ બુવાની સંસ્કારિતાની વાત કરી. મને લાગ્યું કે હરિ માસ્તરને એમાં રસ ન પડયો. પણ થોડા જ દિવસમાં અમારી નિશાળમાં રવિવારે સાંજે જગન્નાથ બુવાનું કીર્તન ગોઠવાયાનું જ્યારે જાહેર થયું ત્યારે મને ખૂબ આનંદ થયો. કારવારના હિંદુ સમાજના બધા જ પ્રતિષ્ઠિત સજ્જનો અને અમલદારો તે દિવસે કીર્તનમાં આવ્યા હતા. જગન્નાથ બુવાએ સાદું ધોળું ધોતિયું, એના પર રામદાસી પંથની ભગવી કફની, અને માથે ભગવો ફેંટો, એવો પોશાક પહેર્યો હતો. કલાકો સુધી એમનું કીર્તન

અસ્ખલિત વાણીએ ચાલ્યું. એમના પૂર્વરંગમાંની એક જ વાત અત્યારે યાદ છે. ષડ્‌રિપુના આકર્ષણની વ્યર્થતા સિદ્ધ કરતાં છેલ્લો વારો કામવિકારનો આવ્યો ત્યારે એમણે કહ્યું, 'સાવ સુકાઈ ગયેલું નિર્માંસ હાડકું ચાવતાં ચાવતાં પોતાના જ દાંતમાંથી નીકળતું લોહી ચાટીને આનંદ માનનાર કૂતરું, અને કામી માણસ, એ બે વચ્ચે જરાયે તફાવત નથી.'

કોણ જાણે જગન્નાથ બુવા ક્યાંથી આવ્યા હતા, ક્યાંના રહીશ હતા અને ક્યાં ગયા. એમણે ભણાવેલા દાખલામાં હવે એટલો રસ રહ્યો નથી; જોકે ગણિતમાં મને રસ પમાડનાર ચાર વ્યક્તિઓમાં એમનું સ્થાન કાયમનું છે. એમણે મોઢે કરાવેલી આર્યાઓ પણ હું ભૂલી ગયો છું. પણ પેલું કૂતરાનું દૃષ્ટાંત હજી યાદ છે અને હજી કામનું પણ છે.

## ૪૯. કપાલ-યુદ્ધ

શરીરે હું નાનપણથી નબળો; ઘરના લોકો જોડેના વ્યવહારમાં સવિનય આજ્ઞા-ભંગથી હું મારું વ્યક્તિત્વ જાળવી રાખતો: પણ નિશાળમાં એ રસ્તો ચાલે નહીં; એટલે ઘણી વાર રમતો, મેળાવડાઓ અને રખડપટ્ટીમાંથી છટકી જતો. આમ જીવન સંકુચિત કરીને જ નિશાળના દિવસો હું મારે માટે સુખાવહ કરી શક્યો હતો. છતાં કોક વખત ભારે ભીડ પડતી. એને માટે, એવી જ એક ભીડ વખતે મેં એક શસ્ત્ર શોધી કાઢ્યું, જે મને ચાર-પાંચ જુદા જુદા પ્રસંગે ભીડભંજન નીવડ્યું છે.

દેવીદાસ પૈ મારો દિલોજાન દોસ્ત. અમે બંને સરકારી અમલદારના દીકરા અને બંને સરખા વાતોડિયા, એ કારણે અમારી દોસ્તી જામી. એક દિવસે ચોમાસામાં સમુદ્ર ખૂબ તોફાને ચડયો હતો. મોટાં મોટાં મોજાં રસ્તાના બંધ ઉપર આવીને અફળાય અને ઊલટાઈને પાછાં વળવા માંડે. આ પાછાં જતાં મોજાં, સામે આવતાં મોજાંઓ સામે ટક્કર ખાતાં. પરંતુ, એ બંને સમાંતર નહીં પણ કાંઈક ત્રાંસાં હોવાથી એ સામસામાં મોજાંઓની કાતર થઈ જતી. અને તેથી એ બેના સંજોગોથી પાણીના મજાના ફુવારા જેવી મોટી છોળ આકાશમાં ઊડતી, એક છેડાથી બીજા છેડા સુધી દોડી જતી. આ શોભા જેણે જોઈ હોય તે જ એનો આનંદ સમજી શકે. પવનનો સુસવાટ ચાલતો હતો; વરસાદે ઝાપટાંની પરંપરા ચલાવી હતી; અને અમે બંને ભીંજાતે કપડે એ શોભા જોતા ઊભા હતા. આમ ને આમ કોણ જાણે કેટલોયે વખત વીત્યો હશે.

અંતે ઘેર વઢશે એ બીક જાગ્રત થઈ ત્યારે અમે પાછા વળવાનું નક્કી કર્યું. એટલામાં કોણ જાણે શાથી, અમે બંને જણ લડી પડ્યા! લડતાં લડતાં (આટલો ઝંઝાવાત હોવા છતાં પણ) અમે ગરમ થયા. દેવીદાસ મારી રગ બરાબર જાણે. એણે મારા એક-બે મુક્કા ખાધા કે તરત જ મારાં બંને કાંડાં જોરથી પકડી લીધાં.

મારી નબળાઈ ત્યાં જ વધારે. એટલે ગમે તેટલી ધમપછાડ કરું તોયે હાથ છૂટે નહીં અને એને મારવાનો લાગ મળે નહીં. અમારી બંનેની ઉંમર જોકે સરખી હતી. પણ એ જોરાવર અને બેવડ હાડનો. એની આગળ મારું કાંઈ ચાલે નહીં. શરમથી મારો ક્રોધ ધૂંધવાઈને બેવડાયો.

એટલામાં મને એક વિચાર સ્ફુર્યો. ધડ દઈને મારું કપાળ મેં એના લમણા પર હથોડાની પેઠે ઠોક્યું. બિચારો એકદમ લાલચોળ થઈ ગયો. હાથ ક્યારે છૂટ્યા તેનું ભાન સરખું પણ એને રહ્યું નહીં ને એ જમીન પર પડ્યો.

અમારો ક્રોધ ક્ષણિક જ હતો. એને નીચે પડેલો જોતાં જ મને દુઃખ થયું. હાથ પકડીને મેં ઉઠાડ્યો, એનાં કપડાં પરનો કાદવ ખંખેર્યો, અને અમે બંને પહેલાંના જેવા દોસ્ત થઈ ઘેર પાછા આવ્યા. દેવીદાસ કહે, 'મને ખબર નહીં કે તું આવો મારો હોઈશ.' મેં કહ્યું, 'એ વાત જ જવા દે. મને ક્યાં કલ્પના હતી કે લમણા પર આટલું વાગે છે?'

આ જ શસ્ત્રનો તે પછી બે વાર શાહપુરમાં મેં ઉપયોગ કરેલો; એક વાર તો એક પ્રેમાળ મિત્રના આગ્રહમાંથી છટકી જવા માટે; અને બીજી વાર શાહ-પુરની નિશાળના અખાડામાં એક કસરતબાજ છોકરાએ મારી આગળ કંઈ ગંદી વાત કરેલી એને સજા કરવા ખાતર. આ બીજી વખતે સામો માણસ પણ ઠીક મજબૂત હતો. એને વાગ્યું એના કરતાં મને જ વધારે વાગ્યું હશે. પણ મેં મારું 'મોં તો રાતું રાખ્યું જ,' અને સામો છોકરો તો કાયમનો પાઠ શીખી ગયો. છેલ્લી વાર એ શસ્ત્રનો ઉપયોગ મેં ફરગ્યૂસન કૉલેજમાં જીવતરામ કૃપાલાની સામે કર્યો હતો; પણ એની વિગત વળી બીજી કોઈ વાર.

## ૫૦. પ્રેમાળ બાળિગા

પિતાશ્રીની બદલી થઈ એટલે કારવારથી અમારે ધારવાર જવાનું થયું. મને હિંદુ સ્કૂલ છોડવી તો ગમતી ન હતી, મુસાફરીએ ઊપડીશું એ જ મોટામાં મોટો આનંદ હતો. મેં નિશાળના દોસ્તદારને બધાને કહી દીધું કે અમે જવાના. બધા સાથે પ્રેમથી વાતો કરી.

દેવીદાસ પૈ એ મારો ખાસ મિત્ર. એની સાથે તો બેત્રણ દિવસ લાગલાગટ રોજ હું સમુદ્રકિનારે ફરવા ગયો. રામચંદ્ર આંગડી એ મારા કરતાં ઉંમરે મોટો, પરંતુ એની સાથે પણ દોસ્તી ખૂબ હતી. એ શહેરની બીજી બાજુએ રહેતો હોવાથી એને નિશાળમાં જ મળાય. અમારા વર્ગમાં વિચારોનો વિનિમય થઈ શકે એવા મારા આ બે જ મિત્રો હતા.

પણ ત્રીજો એક બાળિગા કરીને છોકરો હતો. એની અને મારી બૌદ્ધિક ભૂમિકા સરખી નહોતી. પણ અમારી વચ્ચે ખૂબ પ્રેમ હતો. સાચું કહું તો, હું

એને ચાહતો એના કરતાં એ મને વધારે ચાહતો. એને જ્યારે ખબર પડી કે હું સદાને માટે કારવાર છોડીને જવાનો છું, ત્યારે એની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. પાળેલો કૂતરો જેમ પૂછડી હલાવે છે, અમસ્તો ચારે પગે થનગન થનગન થાય છે, ચાટવા આવે છે, શું કરું અને શું ન કરું એમ એને થાય છે, તેમ બાળિગાને થયું. આ કૂતરાની ઉપમાથી કોઈ એમ ન માને કે એના પ્રત્યે મારા મનમાં તિરસ્કાર કે તુચ્છતા છે. એ છોકરો અત્યંત નિર્દોષ, પવિત્ર, મહેનતુ અને પ્રેમાળ હતો. પશુઓની ઉપમામાં તિરસ્કાર છે એવો ખ્યાલ માણસની હલકાઈમાંથી જ ઉદ્‌ભવ્યો છે. બાળિગાના નિર્વ્યાજ અને મુગ્ધ પ્રેમને વ્યક્ત કરવા મારી પાસે બીજી ઉપમા છે જ નહીં. માની ઉપમા બે મિત્રો વચ્ચે છાજે નહીં, નહીં તો એ જ આપત.

બાળિગા ઘરનો કંઈ પૈસાદાર છોકરો ન હતો. એમની એક ચાની હોટલ હતી, એક વીશી પણ હતી. હિંદુ સ્કૂલના પવિત્ર વાતાવરણમાં અમે સામાજિક પ્રતિષ્ઠા, જાતિનું અભિમાન અને બુદ્ધિમત્તાની મગરૂરી બધું ભૂલી જઈ સાચી લાગણીને ઓળખતાં શીખ્યા હતા. આજે પણ મારે મન બધા જ લોકો સરખા હોય છે. પૈસાથી, વિદ્વત્તાથી અથવા નીતિથી ઊતરતા ગણાતા લોકો તરફ ઊતરતી દૃષ્ટિએ જોવામાં હું ફાવી શકતો નથી. માણસની પરખ એના હૃદયથી કરવી, એના સદાચારથી કરવી એ મનોવૃત્તિ પર ખાનદાની આધાર રાખે છે, એ શિક્ષણ મને મળેલું હોવાથી બીજી રીતે જોવાતું જ નથી. દુન્યવી વ્યવહારમાં આ સ્વભાવ ઘણો નડે છે એ હું જાણું છું; પણ એનું મને માઠું નથી લાગતું.

સામાજિક ઉન્નતિનો, પ્રતિષ્ઠિત થવાનો એક જ માર્ગ છે કે પોતાના બરોબરિયા અથવા પોતાનાથી ઊતરતા લોકો પ્રત્યે તુચ્છતા અથવા બેપરવાઈ રાખવી, અને પોતાના કરતાં શ્રેષ્ઠ ગણાતા લોકોની છાની ખુશામત કરી કરીને તેમની સાથે બરાબરી બતાવવી. સભામાં ભલે માત્ર અરધો જ કલાક બેસવું હોય, તોપણ પોતાના કરતાં શ્રેષ્ઠ માણસની પાસે બની શકે તો બેસવાનો સૌનો પ્રયત્ન હોય છે. પણ પોતાના કરતાં ઊતરતો માણસ પોતાની પાસે આવીને બેસે તો તે ગમતું નથી. પ્રતિષ્ઠાના ભિખારી આ લોકો પ્રતિષ્ઠાનો પ્રતિગ્રહ ઇચ્છે છે, પણ પ્રતિષ્ઠાનું દાન કરવાની દાનત એમનામાં હોતી નથી.

હિંદુ સ્કૂલની કેળવણીને લીધે અમે બધા લાગણીની કસોટીથી જ એકબીજાને માપતા. સુબરાવ દીવેકર કરીને એક છોકરો હતો. એના પિતા મારા પિતાશ્રીના હાથ તળે કારકુન હતા. વર્ગમાં શરૂઆતમાં સુબરાવ મને કંઈક વધારે માન આપતો. પણ જ્યારે અમારો પરિચય વધ્યો ત્યારે મેં જોયું કે, અભ્યાસની નિયમિતતા, વર્ગમાં વખતસર આવવાની નિયમિતતા, અને બધા પ્રત્યે મીઠાશ તથા સમભાવ રાખવામાં એ મારા કરતાં ચડિયાતો હતો. પછી તો હું જ એના પ્રત્યે આદર બતાવવા લાગ્યો.

આ કસોટીમાં બાળિગાને અમે ઊતરતો માનતા ન હતા. જવાને આગલે દિવસે બાળિગા મારી પાસે આવીને કહે, "આજે સાંજે 'મારી' જોડે ફરવા આવીશ?" વખતે હું ના પાડીશ એ બીક એના મનમાં હોય તેમ, નમ્ર સ્વરે એણે મને એ પૂછયું. દેવીદાસ જોડે ફરવા જવાને હું ઈંતેજાર હતો એટલે બાળિગાને હું ના જ પાડત. પણ પૂછવાનો એનો અવાજ એવો હતો કે, ના પાડવાની મારી હિંમત જ ન ચાલી. સાંજે સમુદ્રને કિનારે ફરવા જવાનું અમારું નક્કી થયું. અમે દૂર સુધી ફરવા ગયા. ત્યાં બેસીને કેટલીક વાતો કરી. પછી બાળિગાએ ધીમે રહીને ગજવામાંથી એક મોટો પડિયો કાઢયો. એમાં ગરમ ગરમ જલેબી હતી. પડિયા ઉપર બીજો પડિયો ઢાંકી, એના પર સ્વચ્છ હાથરૂમાલ વીંટાળી, એણે જલેબી ગરમ રાખી હતી. હું કાંઈ પણ બોલું તે પહેલાં બાળિગા મને કહે, 'ચૂપ; બોલીશ નહીં. તારાથી ના પડાય જ નહીં. આ બધું તારે ખાધે જ છૂટકો છે. હું ના સાંભળવાનો જ નથી. મારા ગળાના સમ, જો ના પાડી છે તો!' સમુદ્રમાં નાહતી વખતે ઉપરાઉપરી આવતાં મોજાંથી જેમ આપણે ગૂંગળાઈ જઈએ છીએ તેમ મને થયું. મેં એક જલેબી લીધી અને કહ્યું, 'ચાલ ત્યારે, તું પણ ખા અને હું પણ ખાઈશ.' પણ એ થોડો જ માનવાનો હતો? એ કહે, 'આ બધું તારે જ ખાવું જોઈએ!' પછી તો મેં પણ હઠ લીધી કે, 'તું ખાઈશ નહીં તો હું પણ નહીં ખાઉં.' અમે બંને જિદ્દી. પણ આખરે હું હાર્યો. બાળિગાએ પોતે અરધી જલેબી ખાધી, બાકીની બધીનો ભાર મારે માથે—અથવા ગળે—આવી પડયો.

ખાતાં ખાતાં મેં એને પૂછયું કે, 'દુકાનમાંથી તને આટલી જલેબી આણવા કેમ દીધી હશે? તેં દુકાનમાં કહીને તો આણી છે ને?' બીજો પ્રસંગ હોત તો તે આવા સવાલથી અપમાન માનત અને સારી પેઠે ચિડાત. પણ આજે એને એવું કશું સૂઝવાનું ન હતું, એણે એટલું જ કહ્યું, 'અરે, આવું શું પૂછે છે? દુકાનમાં જઈ મારે હાથે જ આ તાજી બનાવીને લઈ આવ્યો છું.' જેટલો વખત હું ખાતો હતો તેટલો વખત બાળિગા મને નિહાળી નિહાળીને જોતો હતો. જાણે હું જ એની જલેબી ન હોઉં!

ઘેર આવીને મેં આઈને કહી દીધું કે આવી આવી રીતે મારા દોસ્તદારે મને જલેબી ખવડાવી છે. આઈએ કહ્યું, 'હા, એમ જ હોય. કૃષ્ણ અને સુદામા વચ્ચે પણ આવો જ સ્નેહ હતો. આપણે મોટા થઈએ તોયે નાનપણના સ્નેહીઓને ભૂલી ન જઈએ, સમજયો કે?'

રાત્રે બાળિગા મને ફરી મળવા આવ્યો. મેં એને દિવાળી માટે બનાવેલું રંગીન કાગળનું ફાનસ ભેટ આપ્યું. અમે કારવાર છોડીને કાયમને માટે જવાના હતા. પાંચ છ વરસ કારવારમાં રહેલા, એટલે ઘરમાં સરસામાન પાર વગરનો રહ્યો હતો. કેટલોક તો અમે વેચી નાખ્યો. કેટલોક મિત્રોને ત્યાં મોકલી દીધો. બાળિગાનો મારા પરનો પ્રેમ સાંભળી મારી આઈને એના પ્રત્યે વાત્સલ્ય ઉદ્ભવ્યું હતું,

એટલે જે ચીજ હાથમાં આવે તે આઈ બાળિગાને આપી દે. બાળિગાની વીશી અમારા ઘરથી બહુ દૂર ન હતી. તે દોડતો જઈને મળેલી વસ્તુ ઘેર મૂકી આવે. આમ ઘણી વાર એ ઘેર ગયો એટલે ઘરના લોકોને શક પડયો કે આ બધી વસ્તુઓ છોકરો ચોરીને તો નથી લાવતો! એટલે એમના ઘરનો કોઈ માણસ અમારે ત્યાં તપાસ કરવા આવ્યો. બિચારા બાળિગા ઉપર એક જ દિવસે આવી રીતે બે વાર ચોરીનું આળ આવ્યું. ભોળા પ્રેમની આવી કદર!

## ૫૧. મીઠી ઊંઘ

સવારની ગુલાબી ઊંઘના ઘૂંટડા પીતો હું પથારીમાં પડયો હતો. ઘરમાં બાકીનાં બધાં તો કયારનાંયે ઊઠીને પ્રાતર્વિધિથી પરવાર્યાં હતાં. કોણ જાણે કયારે આઈ અને મોટાભાઈ મારી પથારી ઉપર આવીને બેઠાં હતાં. અરધી ઊંઘમાં કેટલા વાગ્યા છે, હું કયાં સૂતો છું, મારું માથું અને પગ કઈ દિશામાં છે, એનું મને જરાયે ભાન ન હતું. બસ, એક ઊંઘનો આનંદ અને ઓઢેલી રજાઈની હૂંફ એટલું જ મારી આસપાસ હતું. એટલામાં આઈ અને બાબાની વાતચીત કાને પડી.

'કાય રે બાબા, તુલા કાય વાટતેં? હા દત્તૂ કાંહી શિકતોય કા?'

પ્રશ્ન સાંભળતાંવેંત મારા કાન જાગ્રત થયા. પોતાને વિશે વાત ચાલતી હોય ત્યાં ધ્યાન તો જાય જ. એ જ ક્ષણે મેં વિચાર કર્યો કે, જો ચલનવલન કરીશ તો આ સંભાષણ તૂટી જશે; હું સૂતો છું એમ ધારીને જ આ વાતચીત ચાલે છે. હું સાવ નિશ્ચેષ્ટ જ પડયો રહ્યો. બલકે કંઈક પ્રયત્નથી શ્વાસમાં પણ ફેર-ફાર ન થાય તેની સાવચેતી રાખી.

બાબાએ જવાબ આપ્યો: 'હા, એના કૌવત પ્રમાણે ભણે છે ખરો.'

આઈને એટલેથી સંતોષ ન થયો. આઈએ કહ્યું: 'એના હાથમાં હું ચોપડી તો જોતી જ નથી. આખો દિવસ રખડયા કરે છે. એક દિવસ પણ વખતસર ઊઠી નિશાળે ગયેલ યાદ નથી. એ નિશાળે પહોંચે ત્યાં આઠ તો વાગેલા જ હોય; અને રાતે પલાખાં બોલતાં બોલતાં જ વચમાં સૂઈ જાય છે, એનું શું થશે? એની જીભે વિદ્યા ચોંટશે કે નહીં?'

મારા ભણતરનું આવું વર્ણન તો હું દિવસરાત સાંભળતો જ હતો. જે કોઈ મને વઢે તે આટલા દોષોની નામાવલિ તો ઉચ્ચારવાનું જ. ભણવાની બાબતમાં મને વઢે નહીં એકલો ગોંદુ, કેમ કે એ બાબતમાં એ મારાથી સવાયો હતો. એટલે આઈના એ સવાલથી મને નવુંયે ન લાગ્યું અને માઠુંયે ન લાગ્યું. આપણે છીએ જ એવા! કૃષ્ણને કોઈ કાળા કહે તો એ શા માટે ચિડાય? મને જરાયે ઓછું ન આવ્યું. મારું બધું ધ્યાન બાબા શું કહે છે એ તરફ જ હતું.

બાબાએ કહ્યું, 'આઈ, તું નકામી ચિંતા કરે છે. દત્તુને બુદ્ધિ સારી છે. એ કંઈ 'મઠ્ઠ' નથી. જ્યારે ભણે છે ત્યારે ધ્યાન દઈને ભણે છે. શરીરે નબળો છે, એટલે બીજા છોકરાઓની પેઠે લાગલાગટ લાંબા વખત સુધી નથી ભણી શકતો. પણ એનું કંઈ નહીં. જ્યારે હું એને કંઈ સમજાવું છું ત્યારે ઝટ સમજી લે છે. તારે એની ચિંતા કરવી જ નહીં.'

આઈએ કહ્યું, 'તું ખાતરી આપે પછી મારે શાની ચિંતા હોય? હું એમાં શું સમજું? એ ઠોઠ ન રહે એટલું જ હું ઇચ્છું. અમે નહીં હોઈએ ત્યારે તમે બધા મોટા થયા હશો. મારો દત્તુ સૌથી નાનો. ભણેલો ન હોય તો એ મૂંઝાય. એ મોટો થઈને રળતો થાય ત્યાં સુધી જીવવાની ઇચ્છા છે ખરી. દત્તુને ઠેકાણે પડેલો જોઈશ ત્યારે સુખેથી હું આંખો મીંચી દઈશ.'

આ સંવાદ સાંભળતી વખતે મારા બાળહૃદયમાં શું ચાલતું હશે, એની કલ્પના નહોતી આઈને કે નહોતી મોટાભાઈને. મારામાં શ્રદ્ધા રાખીને મારે વિશે થયેલી વાતચીત મારે માટે તો આ પહેલવહેલી જ હતી. ડૂબતા માણસને કોઈ જીવતદાન આપે પછી એને જે હર્ષ થાય તેવો હર્ષ મોટાભાઈનાં વચનો સાંભળી મને થયો. મારા રખડુવેડાથી આઈને આટલી ચિંતા થાય છે એ પણ મેં પહેલવહેલું જાણ્યું. પણ એની મારા પર તે વખતે ઝાઝી અસર ન થઈ, અને જે થઈ તે પણ લાંબા વખત સુધી ન ટકી. પણ મોટાભાઈના વચનની અસર તો કાયમની થઈ.

બાબાનું કેળવણીનું ધોરણ બહુ જ આકરું હતું. અમારા દેખતાં અમારાં વખાણ તો થાય જ નહીં. બાબા એટલે અમારી બહિશ્ચર કર્તવ્યબુદ્ધિ. ડગલે ને પગલે અમને ટોકે, ડગલે ને પગલે વઢે; અને વઢે તેય જીભ કરતાં સોટી વડે જ વધારે. મારની બીકથી હું દોડતો હોઉં ને બાબા હાથમાં સોટી લઈ મારી પાછળ દોડતા હોય એવી શરતનાં ત્રણચાર દૃશ્યો હજીયે મારી દૃષ્ટિ આગળ તાજાં છે. અમારા બે વચ્ચેનું અંતર વધે છે કે ઘટે છે એ જોવા ઘણી વાર હું પાછળ નજર ફેંકતો. એ વખતે કોઈક રસિક કાવ્યજ્ઞ ઊભો હોત તો જરૂર એને કાલિદાસનો 'ग्रीवाभंगाभिरामं'વાળો શ્લોક યાદ આવત.

એ દોડમાં કોક વાર અમારા બે વચ્ચેનું અંતર ઘટી જતું, જ્યારે કોક વાર હું છટકવા પામતો. પણ જીવનની દોડમાં અમારા બે વચ્ચેનું અંતર દહાડે દહાડે ઘટતું જ ગયું. તે એટલે સુધી કે, ઘણી વાર હું બાબાનો સલાહકાર બનતો. અમારી વચ્ચેનું ઉંમરનું અંતર જોઈ અજાણ્યા લોકો અમને પિતાપુત્ર સમજતા અને સાચે જ બાબાનો પ્રેમ પિતા જેવો હતો. પણ જેમ જેમ ઉંમરમાં ને વિચારમાં હું વધતો ગયો, તેમ તેમ બાબાના કોમળ હૈયાના ઊભરાઓ ઠાલવી દેવાનું હું એકમાત્ર સ્થાન બની ગયો. પછી તો અમારા સંબંધની મીઠાશ ભાઈ ભાઈ ઉપરાંત મિત્રોની થઈ હતી. પણ એનું બીજ તો પેલી મીઠી ઊંઘ વખતનાં વચનોમાં જ હતું. તે દિવસે મને થયું કે श्रुतं श्रोतव्यम्.

# ૫૨. મારી યોગ્યતા

નિશાળે જનારા સૌ વિદ્યાર્થીઓ વર્ગમાં પ્રશ્ન પૂછવાની એક રીતથી બરોબર માહિતગાર હોય છે. બધા વિદ્યાર્થીઓને તેમના ક્રમ પ્રમાણે બેસાડવામાં આવે છે. પછી શિક્ષક પહેલા નંબરથી પ્રશ્નો પૂછવા શરૂ કરે છે. પહેલાને જવાબ ન આવડે તો બીજાને, તેને ન આવડે તો ત્રીજાને, એમ શિક્ષક જલદી જલદી પૂછતા પૂછતા આગળ ચાલે છે. એમાં જેનો જવાબ સાચો પડે તે ત્યાંથી ઊઠીને બધા નંબર ચડી જઈ પહેલો જઈને બેસે છે. પછી તેના મૂળ નંબરની પછીના વિદ્યાર્થીને બીજો પ્રશ્ન પુછાય છે. 'વિજયી વિદ્યાર્થી હારેલા બધા વિદ્યાર્થીઓ ઉપર ચડી જાય છે' એ આ પ્રથાનો સર્વસાધારણ નિયમ છે. એનો અર્થ એમ તો નહીં જ કે આ રીતે પ્રશ્નો પૂછવામાં વિદ્યાર્થીઓની સાચી પરીક્ષા થાય છે, અને એમ પણ ન કહી શકાય કે એક કલાક આ રીતે ચાલ્યા પછી વિદ્યાર્થીઓને જે નંબર મળે છે તે તેમના અભ્યાસની યોગ્યતા પ્રમાણેના હોય છે. આ તો એક પ્રકારની લૉટરી છે. શિક્ષક જો પક્ષપાતી હોય તો પોતે ચાહે તે વિદ્યાર્થીને ઇચ્છા મુજબનું સ્થાન અપાવી શકે. હા, શિક્ષકને વિદ્યાર્થીઓનો પરિચય બરાબર હોવો જોઈએ.

પ્રશ્નોની આ લૉટરી વિશાળ જીવનના જ એક પ્રતિબિમ્બ જેવી છે. પણ આમાં વિદ્યાર્થીઓ બધા જાગ્રત રહે છે. ઉત્તર દેવામાં ઝાઝો સમય નહીં મળે એમ જાણતા હોવાથી વિદ્યાર્થીઓ શીઘ્રમતિ બને છે અને શિક્ષકનો પણ ઘણો સમય બચી જાય છે. આમાં વળી શિક્ષક અને વિદ્યાર્થીઓને આળસ આવવાનો પણ ઓછો સંભવ હોય છે. આજે તો આ પદ્ધતિને હું મહત્ત્વ ન આપું, કેમ કે તેમાં અનેક દોષ છે. પરંતુ નાનપણમાં અમને પ્રશ્નની આ પદ્ધતિ બહુ ગમતી. જોતજોતામાં વિદ્યાર્થી રંકમાંથી રાય બની જતા, તે જ રાજામાંથી રંક બનવાને પણ તૈયાર રહેવું પડતું. એમાં પહેલા નંબરના વિદ્યાર્થીને તો, દરેક ઉગ્ર તપશ્ચર્યાથી બીતા રહેતા સ્વર્ગાધિપતિ ઇન્દ્રની પેઠે, હંમેશાં બીતા રહેવાનું હોય છે, કેમ કે વર્ગમાં એનાથી ઊંચું સ્થાન બીજા કોઈનું નહીં હોવાથી એને ચડવાનો આનંદ ક્યાંથી જ હોય. પડવાનો જ સવાલ એની આગળ હોય. એમાં એને પોતાને ભલે આનંદ નહીં આવતો હોય, એને સદા કંપતો જોઈને નીચેના વિદ્યાર્થીઓને જરૂર મજા પડે છે. બીજાની ફજેતીથી આનંદ મેળવવાની રીત રજોગુણી વૃત્તિવાળાને બહુ પસંદ આવે છે. પણ આમાં નીતિશિક્ષણનો નાશ છે, એ વાત એ વેળા કોઈના ધ્યાનમાં નહોતી આવી એમ લાગે છે.

એક દિવસ વર્ગમાં આમ પ્રશ્નોત્તર ચાલતા હતા. રોજના મારા નિયમ પ્રમાણે હું નિશાળે મોડો ગયેલો હોવાથી છેલ્લો બેઠો હતો. જોતજોતામાં હું અરધે સુધી

તો પ્હોંચી ગયો. એવામાં વામન માસ્તરે પહેલા નંબરને એક પ્રશ્ન પૂછ્યો. એમણે પ્રથમથી ધારેલું કે એનો જવાબ કોઈને નહીં આવડે. તેથી બધા વિદ્યાર્થીઓને એમણે ઝટપટ પૂછી લીધું. મેં વચમાં જવાબ તો આપી દીધો. પણ માસ્તરે મારા ઉત્તર તરફ ધ્યાન જ ન દીધું. મારી ખાતરી હતી કે મારો જવાબ સાચો હતો. પણ એમની આંગળી તો ઝપાટાબંધ પહેલેથી છેલ્લે સુધી ફરી વળી. જ્યારે કોઈ જવાબ નથી આપી શકતું ત્યારે શિક્ષક પોતે જ એનો જવાબ કહી દે છે, એ પ્રથા મુજબ માસ્તરે જવાબ કહ્યો. એ સાંભળ્યા પછી મારાથી ચૂપ કેમ બેસી રહેવાય? મેં ઊભા થઈને કહ્યું, 'સર, આ જવાબ તો મેં આપ્યો હતો.' વામન માસ્તરના માન્યામાં આ વાત ન આવી; અને એ અવિશ્વાસ એમણે પોતાની દૃષ્ટિથી બતાવ્યો પણ ખરો. મેં ફરીથી જોરપૂર્વક કહ્યું, 'હું સાચું કહું છું સર, મેં આ જ જવાબ આપ્યો હતો.' હવે તો વામન માસ્તર સામે મહાન ધર્મસંકટ આવી પડ્યું. પોતાના કાન સાચા કે સામે ઊભેલો આ છોકરો? એમની મુશ્કેલી હું જોઈ શકતો હતો. પણ હું એમ ખોટી હાર કેમ કબૂલ કરું? હું તો મારી જગાએ એમ ને એમ ઊભો રહ્યો. તેઓ જરા ચિડાયા પણ ખરા. પોતાનું સ્થાન છોડીને એ મારી પાસે આવ્યા, અને બંને હાથે મારા ખભા પકડીને મને પહેલા નંબરે લઈ જઈને કર્કશ અવાજે કહ્યું, 'લે બેસ અહીં.' હું બેસી તો ગયો, પણ એમનું આ વર્તન જોઈને હું અસ્વસ્થ થઈ ગયો. રહી રહીને બધા વિદ્યાર્થીઓ માસ્તરની તરફ તથા મારી તરફ એકીટશે જોતા હતા. એ પણ એક જોવાલાયક દૃશ્ય હતું. હું એવો મૂંઝાઈ ગયો કે શું કરવું એ મને સૂઝ્યું નહીં. આમ થશે એની કલ્પના મને પહેલેથી જ હોત તો હું આ વાત છેડત જ નહીં. પહેલા નંબરનો આટલો મોહ તો મને કદી હતો જ નહીં. કોણ જાણે મારી આ મૂંઝવણની માસ્તરના હૃદય ઉપર શી અસર થઈ. એમણે ફરી મને પૂછ્યું: 'Do you think you deserve the first place?' (તું માને છે કે તું પહેલા નંબરને યોગ્ય છે?) એક તો શિક્ષકની ચીડ અને અવિશ્વાસને લીધે હું મૂંઝવણમાં પડ્યો જ હતો; હું તો વિચાર કરતો હતો કે આ બધી ધાંધલ આગળ પહેલો નંબર ધૂળ બરાબર છે; તેમાં વળી આ પ્રશ્નનો ઘા આવી પડ્યો. પોતાની યોગ્યતાનો એકરાર કરવો એ આપણા હિંદુ સદાચારથી વિરુદ્ધ છે. જે એમ કહે કે, 'હું સર્વોત્તમ છું, હું લાયક છું, હું બુદ્ધિમાન છું,' એ કુલીન નથી ગણાતો. આ શીલ હું નાનપણથી શીખ્યો હતો, એટલે માસ્તરના પ્રશ્નના જવાબમાં મારા મોંમાંથી જલદી 'હા' કેમ નીકળી શકે? શરમનું માર્યું મારું મોં લાલચોળ થઈ ગયું. મેં જોયું કે મારા કાન પણ એની અસરથી ગરમ થઈ ગયા હતા. વિદ્યાર્થીઓ પણ હું શું કહું છું એ જોઈ રહ્યા હતા. મારી આંખો આગળ અંધકાર છવાઈ ગયો હતો. 'હા' કહું છું તો અવિવેક થાય છે; અને આ બધા નાટક પછી હવે 'ના' તો કહી જ કેમ શકું? અને બીજી બાજુ જવાબ આપવામાં

જેટલી વાર થતી હતી એટલો મારા પ્રત્યેનો અવિશ્વાસ વધતો જતો હતો. અંતે હું મરણિયો બન્યો, અને જોઈએ તેના કરતાં પણ વધારે જોરપૂર્વક મેં કહ્યું, 'yes, I do.' (હા, હું યોગ્ય છું જ.) માસ્તર એકદમ ચૂપ થઈ ગયા. અને જાણે કંઈ બન્યું જ ન હોય તેમ એમણે શીખવવું શરૂ કરી દીધું. પણ જે વાતાવરણ એક વાર આટલું ડહોળાઈ ગયું હોય એ આવી શાંતિથી કાંઈ સ્વસ્થ થાય ખરું? એ દિવસ વીતી ગયો. તે પછી માસ્તરે કે કોઈ બીજાએ એ પ્રસંગનો લેશમાત્ર ઉલ્લેખ કર્યો નહીં. સૌને લાગ્યું હશે કે આવા નાજુક પ્રશ્નને ન છેડવો એ જ સારું છે. અથવા તો બધા એ ભૂલી પણ ગયા હોય. પણ હું શી રીતે ભૂલું?

નાનપણમાં તેમ જ મોટપણે પણ આવા કેટલાયે પ્રસંગો આવે છે. બાળપણની મુખ્ય મુશ્કેલી એ હોય છે કે એ વેળા ભાવનાઓ કોમળ અને સરસ હોય છે; પરંતુ તેને મુકાબલે પરિસ્થિતિનું પૃથક્કરણ કરવાની શક્તિ કે ભાષા નથી હોતી. મોટા માણસો તો પોતાનું બાળપણ ભૂલી ગયા હોય છે, અને બાળકોની બાબતમાં માને છે કે તેઓ અંતે તો બાળક જ છે, એટલે એમના જીવનને એટલું મહત્ત્વ આપવાની એવી શી મોટી જરૂર? માની લઈએ કે આ બધું અનિવાર્ય છે. પણ એથી બાળજીવન સરળ નથી થતું.

નાનપણના આવા આવા પ્રરાંગોને માટે મોટા માણસોનો સ્વભાવ કેટલો જવાબદાર છે એ કોણ કહી શકશે? સારું થયું કે ઉપર કહેલા પ્રસંગમાં મારા શિક્ષક સંસ્કારી અને ધીરજવાન હતા. શકનો લાભ તોહમતદારને આપવાની ઉદારતા એમનામાં હતી. પણ એમની જગ્યાએ બીજો કોઈ સામાન્ય શિક્ષક હોત તો એમણે મને બદમાશ કહીને સજા કરી હોત, મારો ધિક્કાર કર્યો હોત, અને એ બધાની અસર મારા ઉપર કોણ જાણે કેવી પડત! મનુષ્યસ્વભાવને વિશે મારામાં કંઈક નાસ્તિકતા તો અવશ્ય આવી જાત. વામન માસ્તર મારા પ્રત્યે, બલ્કે બધા વિદ્યાર્થીઓ પ્રત્યે, બહુ સારો વ્યવહાર રાખતા હતા. એની મારા ઉપર જે અસર પડી છે તેના કરતાં પણ વધારે પ્રભાવ તે દહાડે મારા ઉપર પડયો. ઉપલા પ્રસંગે, સારી પેઠે સંશયગ્રસ્ત હોવા છતાં, મારા પ્રત્યે એમણે જે ઉદારતા બતાવી, મારા બાલઆત્માની આબરૂની જે કદર કરી, એથી તો હું એમનો ભક્ત બની ગયો. એમણે નીતિશિક્ષણના કેટલાયે પાઠ અમને શીખવ્યા હશે, પણ આ પાઠ ન્યારો જ હતો. ચારિત્ર્યગઠનમાં આવા પાઠોની અસર ઊંડી અને ચિરસ્થાયી હોય છે.

# ૫૩. શનિવારની તોપ

કારવારનું બંદર બે બાજુએ ફેલાયેલા પહાડની વચમાં છે. તેથી બહારથી આવતી આગબોટ ગામમાં વખતસર દેખાતી નથી. એ અગવડ ટાળવા માટે દેવગઢની દીવાદાંડી પર એક વાવટો રાખેલો છે. દૂરથી આગબોટ દેખાય એટલે પોસ્ટ ઑફિસ પાસેના એક ખડક પર એવો જ વાવટો ચડાવવામાં આવે. એ વાવટાથી ગામના લોકોને ખબર પડે કે આગબોટ આવે છે. એ વાવટો જોયા પછી જ લોકો ઘેરથી બંદર જવા ઊપડે. દરિયામાં ભારે તોફાન થાય ત્યારે પણ આ બંને દીવાદાંડીઓ પર વિશિષ્ટ આકારના કાળા વાવટા ચડાવવામાં આવે છે. આગબોટનો વાવટો લાલ કપડાનો હોય છે. તોફાનના વાવટા ગોળ, ત્રિકોણ કે ચોરસ એવા આકારના પટારા જેવા રહે. શહેર નજીકના વાવટાવાળા પાસે એક મજાનું દૂરબીન રહેતું, કેમ કે એને હમેશાં દેવગઢની દીવાદાંડી પર નજર રાખવાની હોય. ત્યાંના જ માણસને દર શનિવારે બપોરે બાર વાગ્યે એક તોપ ફોડવાનું કામ સોંપેલું હતું. કારવારમાં એ સ્થાનને જ 'વાવટા' કહેતા.

એક શનિવારે અમે એ સ્થાન જોવા ઊપડ્યા. વાવટાનો ખડક સમુદ્રમાં ઠીક ઠીક અંદર ગયેલો હોવાથી ત્યાં રેતીની સમુદ્રવેલા ન હતી. મોજાં સીધાં ખડક પર અફળાતાં અને પાણીનાં ફીણ તથા છાંટા ખૂબ ઊંચાં ઊડતાં. વાવટાવાળો એક ઘરડો મુસલમાન હતો. મુસલમાન એટલે એને પોતાની પ્રતિષ્ઠાનું ભાન પૂરેપૂરું હોય. અમારા જેવા છોકરાઓ ત્યાં જાય એટલે બંદર ઘૂરકી બતાવ્યા વિના રહે નહીં. અમે પણ એ સલામી માટે તૈયાર હતા. તોછડા સવાલજવાબનો પરિચય પૂરો થયા પછી અમે એને કહ્યું, 'દેવગઢની દીવાદાંડી અમારે દૂરબીનમાંથી જોવી છે. જરા બતાવોને.' એણે બંગલાના કબાટમાંથી દૂરબીન કાઢ્યું અને કહ્યું, 'આવો નીચે, હું બતાવું છું.' બંગલા નીચે તોપને પડખે અમારી છાતી જેટલો ઊંચો થાંભલો હતો. એને માથે એક લીસા પથરાની લાદી જડેલી હતી, અને એ લાદી પર ચાર ખૂણે વેંત વેંત ઊંચા ચાર નાના થાંભલા ઊભા કરી એના પર છાપરાની પેઠે ઢળતું પતરું ઠોકેલું હતું. લાદીમાં રજમાત્ર પણ ઢાળ નહોતો; એ બરાબર સમતલ હતી. એના પર એણે દૂરબીન મૂકી અમને જોવાનું કહ્યું.

બપોરનો વખત હોવાથી સમુદ્રનાં મોજાં ખૂબ ચળકતાં હતાં. દૂરનો દેવગઢ, જેનો વાવટો મારા જેવો કાકદૃષ્ટિ જ જોઈ શકતો હતો, તે દૂરબીનમાં સ્પષ્ટ અને પાસે આવેલો દેખાવા લાગ્યો. દીવાદાંડીનો ઘાટ પહેલવહેલો કોણે નક્કી કર્યો હશે? એ હંમેશાં કેટલો આકર્ષક દેખાય છે! દૂરબીન આમતેમ ફેરવી આસપાસના ડુંગરા પણ મેં જોઈ લીધા. ક્ષિતિજ પરથી પસાર થતી કેટલીક ફતેમારીઓ જોઈ.

મછવાઓના ધોળા સઢ જોઈને જળકૂકડી યાદ આવી. સમુદ્ર શાંત હોય ત્યારે પણ મોજાંઓનું તાલબદ્ધ નૃત્ય તો ચાલે જ. પાંચછ માઈલનો સમુદ્રનો વિસ્તાર દૃષ્ટિ આગળ હોય ત્યારે, પાસે મોટાં દેખાતાં મોજાં જેમ જેમ નજર દૂર દૂર ફેંકતા જઈએ તેમ તેમ ઝીણાં થતાં જાય છે એ દૃશ્ય કોને મોહિત નથી કરતું? દૂરબીનમાં એ દૃશ્ય વધારે રેખીલું દેખાય છે.

આ બધું જોઈને ધરાયા પછી મારું ધ્યાન એ લાદી પરના ટચૂકડા છાપરા પર ગયું. મેં વાવટાવાળાને પૂછ્યું, 'શું આ લાદી તડકો ખમી ન શકે માટે એના પર છાંયો કર્યો છે? કે દૂરબીન પર તડકો ન પડે એટલા માટે?'

'હમણાં એ નહીં કહું. તમારે દૂરબીનમાં જેટલું જોવું હોય તેટલું એકસામટું જોઈ લો; પછી બીજી વાત. દૂરબીન અંદર મૂક્યા પછી ફરી નહીં કાઢું.'

એની સૂચનાને માન આપવા ખાતર એ દૂરબીનમાંથી હું ફરી જોવા લાગ્યો. એક તરફ મચ્છંદરગઢ અને બીજી તરફ સરુનું ઉપવન, બધું જોઈ લીધું. વાવટાવાળાએ દૂરબીન અંદર મૂકી દીધું. પછી એ કહેવા લાગ્યો, 'હવે બારનો શુમાર થવા આવ્યો છે. મારે તોપ ફોડવાની તૈયારી કરવી જોઈએ.'

એટલો વખત પથરા-મોજાંનો સનાતન ઝઘડો જોવામાં ગાળવાનો અમે વિચાર કર્યો. માથે તડકો તપતો હતો. પથરાઓને એની જરાયે તમા ન હતી. એમનું અખંડ સ્નાન ચાલુ જ હતું. મોજું આવીને અથડાય એટલે પાણી ફાટી જઈ પથરાઓનાં માથાં પર ચડતું, અને ત્યાંથી પથરાઓની વાંકીચૂકી બખોલોમાં ઊતરી પડતું. પથરાઓ પણ મોજાંઓની લપડાકો ખાઈ ખાઈને એવા તો નફ્ફટ થયા હતા કે એમનામાં કોઈ પણ બાજુએ અણી કે કાંટો ન મળે. ચીકણા ને લપસણા. મોટા મોટા પથરાની બખોલમાં મોજાંઓની અંદર મોજ કરતા કરચલા આમતેમ ફરતા હતા. એટલા મોટા કે બીક જ લાગે. જળચરો પોતાના શરીરમાંથી એક જાતનો ચીકણો ગુંદર કાઢી પોતાની છીપો પથ્થર પર ચોડી દે છે. મોજાંથી પથ્થર ઘસાય તો ઘસાય, પણ આ છીપો તો એક વાર ચોંટી તે ચોંટી. આ મોજાંને દિવસરાત, બારે માસ, અને અનંત વર્ષો આમ પથરા પર અથડાવાથી શું મળતું હશે? આવે અને જાય, આવે અને જાય. મોજાં પાણીનાં જ રહ્યાં, એટલે ગમે તેટલી વાર અથડાય અને ફાટે તોયે એમનું કશું જતું નથી. એ પણ પેલા ખડક જેટલાં જ નફ્ફટ. પોતે હારે છે કે જીતે છે એનો વિચાર સરખો ન કરે. નિષ્કામ (નકામા) કર્મમાં વળી વિચાર શેનો? સ્થિર પાષાણ અને ચંચળ પાણીનો આ મેળાપ વિચાર કરવાની ટેવ વિનાના માણસોનાં મનમાં પણ કંઈ કંઈ ભાવ પેદા કરે છે.

પાસે જ એક મચ્છીમાર માછલાં પકડવાને એક જાડી ચાબુક હાથમાં ઝાલી નિશ્ચેષ્ટ બેઠો હતો. જાણે ભારે તપ કરતો હતો. ઉપરના તડકા કરતાં એના પેટની ભૂખ વધારે તપેલી હશે. એકાએક ચાબુકની દોરી અંદર ખેંચાઈ ગઈ. ઝટ દઈને એ ઊઠ્યો. ચાબુકની દોરી કાંઈ નાનીસૂની ન હતી. ટચલી આંગળી જેટલી જાડી

હશે. એ જોરથી ખેંચવા લાગ્યો. અંદરની માછલીનું જોર પણ ઓછું ન હતું. જ્યારે કંઈક થાક્યો ત્યારે મદદની યાચના કરતી દૃષ્ટિથી અમારી તરફ જોવા લાગ્યો. એની પૂછવાની હિંમત ન ચાલે અને અમને એને મદદ કરવાનું મન ન થાય. ઘડીભર એને થયું કે દોરી હાથમાંથી છટકી જવાની છે. એણે ઝટ દઈને દોરી જરાક ઢીલી મૂકી ફરી પાછી જોરથી ખેંચી. એમાં તો એ ઘણો ફાવ્યો. એણે દોરીને આંગળીએ આંટો દીધો ને ફરી ખેંચવા લાગ્યો. માછલી આગળ જીવન-મરણનો સવાલ હતો. એ કંઈ સહેજે જવા દે? અમને લાગ્યું કે દોરી હવે તૂટી જવાની, કેમ કે માછલીએ પથરાની બખોલમાં મજાનો આશરો લીધો હતો. મારા સાથીથી રહેવાયું નહીં. એ દોડતો ગયો. અને એણે દોરી ખેંચવામાં મદદ કરી. એકના બે થયા અને ઘાયલ થયેલી માછલી પાણી બહાર આવી પડી. મારા મોઢામાંથી નીકળી ગયું:

'तव अशरीरिणी वदली उत्तर, धर्मयुद्ध नव्हे हें।

માછલી કંઈક તાડના પંખા જેવી ગોળ ને ખૂબ જાડી હતી. એની પીઠ પર કરવતના જેવી દાંતી હતી. કેટલી મોટી અને અણીદાર! કરવતની દાંતી તો સ્થિર હોય છે. પણ આ માછલી એની પીઠ પરની દાંતી ઝપાટાબંધ ચલાવી શકતી હતી. મને થયું કે અત્યારે એની પીઠ પર લાકડાનું પાટિયું રાખ્યું હોય તો એનેય એ વહેરી નાખે. શત્રુના દરબારમાં જેમ બૃહસ્પતિની પણ અક્કલ ન ચાલે, તેમ પાણી બહાર માછલીનું જોર કામ ન આવે. માછલીએ તરફડિયાં માર્યાં, પાણી તરફ જવાનો પ્રયત્ન કર્યો, બેચાર ડચકાં ખાધાં, અને સચેતન રૂપ છોડી દઈ મનુષ્ય માટે આહાર રૂપ પકડી દીધું. ચિંતામગ્ન હું એના તરફ જોતો જ રહ્યો. ત્યાં મારો સાથી કહે, 'ચાલ, તોપ ફૂટવાનો વખત થયો હશે.'

અમે દોડતા દોડતા ઉપર ગયા. ત્યાં તોપ ફોડવાની તૈયારી ચાલતી હતી. એક લાંબા હાથાને સૂતરના ડૂચા બાંધી તોપનું મોઢું ધોવાનો કૂચો કરેલો હતો: એને પાણીમાં સહેજ પલાળી વાવટાવાળાએ તોપને દાતણ કરાવ્યું. પછી એક બશેરિયા કોથળીમાં તોપનો દારૂ ભરેલો હતો, એ બાંધેલી આખી કોથળી તોપના મોઢામાં ખોસી દીધી. ત્યાર પછી કાપેલા કાગળના મોટા મોટા બેત્રણ ડૂચા એણે એના પર ઠોકી બેસાડ્યા. ડૂચા ઠોકવામાં એને ઠીક કસરત થઈ. પછી એણે એક હાથ લાંબો સોયો લઈને તોપના પાછળના કાણામાંથી અંદરની કોથળીને કાણું પાડ્યું. પછી જમણા આડિયામાં ઝીણો દારૂ લઈ ઉપરથી એ કાણામાં ઓરી દીધો, અને હાથમાં પલીતો લઈ તૈયાર થયો.

પછી મને કહે, 'હવે આવજે અહીં. તું પૂછતો હતો ને કે પેલું ટચૂકડું છાપરું શા માટે છે? જો, એની વચ્ચોવચ એક કાણું છે. એમાંથી સૂરજનું એક કિરણ નીચલી લાદી પર પડે છે. એ લાદી પર ઉત્તર-દક્ષિણ એક લીટી દોરેલી છે. સૂરજનું કિરણ જ્યારે આ લીટી પરથી પસાર થાય છે ત્યારે કારવારના બાર વાગે

છે, અને એ જાહેર કરવા હું આ તોપ ફોડું છું.'

મને એ બધું જોવામાં ખૂબ રસ પડયો. મનમાં થયું કે, આ લાદી સમતલ રાખી છે એ તો બરાબર છે; પણ ઉપરનું પતરું તો ગમે તેવું બેસાડયું છે; એથી બાર નક્કી કરવામાં કંઈ ભૂલ નહીં થતી હોય?

એટલામાં વાવટાવાળાએ કહ્યું, 'હવે જોજે, વખત થવા આવ્યો.' મેં કહ્યું, 'હા, હા, સુમુહૂર્ત સાવધાન!'

વાવટાવાળાએ એક લાંબી લાકડીને છેડે પલીતો બાંધેલો હતો અને એ લાદી પરના સૂરજના કિરણ તરફ જોતો હતો. હવે શું થશે, કેવો અવાજ થશે એની કલ્પના કરતો હું ઊભો. એટલામાં તોપની એક બાજુએ પિરામિડના આકારમાં ગોઠવેલા તોપના ગોળાઓ તરફ મારી નજર ગઈ. શત્રુનું જહાજ આવે ત્યારે તોપમાં આ ગોળા ભરી તોપ ફોડતા હશે. પછી જહાજનું પડખું ફૂટી જતું હશે અને અંદર પાણી ભરાઈ જહાજ ડૂબી જતું હશે એવી કલ્પના હું કરું છું. એટલામાં તો વાવટાવાળાનો પલીતો તોપના કાણા પરની નાનકડી નીક પર પહોંચી ગયો. તોપના મોઢામાંથી એકદમ ફા. . . ડ દઈને એવો તો મોટો ધડાકો થયો કે મારા કાન બહેર મારી ગયા, છાતી ધડકવા લાગી, પોતે કયાં છું એનું ભાન પણ તે ક્ષણને માટે બધિર થયું. નજર સામે ધુમાડાનો ગોટો નીકળ્યો. ડૂચાના કાગળના કેટલા કકડા થયા અને કયાં ઊડી ગયા એની ખબરે ન પડી. માત્ર દારૂની ગંધ ગળામાં ઘૂસી ગઈ. તોપના ધડાકાનો અવાજ એટલો નજીક કદી સાંભળ્યો નહોતો; અને અત્યારે જે અનુભવ થયો તે એટલો અચાનક અને ક્ષણિક હતો કે મને કેવો અનુભવ થયો એનું પાછળથી પૃથક્કરણ કરવાનો વિચાર થઈ આવ્યો.

પણ એ જ ક્ષણે, એટલે કે ધડાકાની બીજી ક્ષણે, એકદમ પાછલી બાજુના પહાડોમાંથી વીજળી જેવા કડડ કડડ કડડ ધ્વનિ સંભળાવા લાગ્યા. જાણે બધી જ ટેકરીઓ શો ઉત્પાત છે એ જોવા દોડતી આવતી ન હોય! અવાજ એટલો મોટો થયો કે આજુબાજુની નાળિયેરીઓ પણ ધ્રૂજવા લાગી. તોપના અવાજ કરતાં આ પહાડના પડકાર જ મને વધારે અદ્ભુત અને આકર્ષક લાગ્યા. મારો શ્વાસ થંભી ગયો. કારણ વગર મૂંઝાઈને હું ચારે કોર જોવા લાગ્યો. પ્રતિધ્વનિ સમુદ્ર પરના વિસ્તીર્ણ આકાશમાં લીન થઈ ગયો. છતાં મારા કાનમાં તો એ પ્રતિધ્વનિ ચાલ્યા જ કરતો હતો. આજે પણ એનું સ્મરણ કરતાંવેંત તે એવો ને એવો જ સંભળાય છે. મેં સમુદ્ર તરફ નીચા વળીને જોયું તો મોજાંઓ કહે, 'અરે શું જુએ છે? કશું થયું નથી. દુનિયા છે તેવી જ છે અને તેવી જ રહેવાની.' પણ મોજાંઓનું સત્ય તે કાંઈ મારું સત્ય ન હતું.

# ૫૪. ઇન્સાફનો અત્યાચાર

હવે વધારે ભાડું મળતું હોવાથી રામજી શેઠે એમની વખારનાં ચાર ભાગ કર્યા હતા. એક ભાગમાં કુપ્પીકર મામલતદાર રહેતા હતા. પડખેના ભાગમાં અમે હતા. અમારા પહેલાં અમારા ભાગમાં ઓવરસિયર સાઠે રહેતા હતા. એમણે ઓટલા પર સાદડીની બહુ જ રૂપાળી ઓરડી બનાવી હતી. એનું બારણું, બે બારીઓ વગેરે બધું જ ઘાટીલું હતું. ઇજનેરને હાથે થયેલું એટલે પૂછવું જ શું? એ ઓરડીમાં અમે ભણવા બેસતા. બાબાને કોઈ મળવા આવે તો તેઓ પણ અમારી ઓરડીમાં જ બેસવાનું પસંદ કરતા. મને તો એ ઓરડી પર એટલો બધો મોહ હતો કે મેં રાત્રે સૂવાનું પણ ત્યાં જ રાખેલું. ઘર બહાર સૂવાથી સવારે સાડા ચાર વાગ્યે હું ઊઠી શકતો હતો એ પણ એક મોટો લાભ હતો.

અમારી જોડેના ઓટલા પર એ ઘરનાં છોકરાં રમે અને બૂમાબૂમ કરે. અમને એ ગમતું નહોતું. પણ તે સહન કરવામાં અગવડ આવતી નહીં, કેમ કે અમે પણ ચર્ચા કરવા બેસીએ ત્યારે આખી 'વખાર' ગજાવી મૂકતા. શાંતિનો આધુનિક શોખ તે વખતે અમે કેળવ્યો નહોતો. પણ જ્યારે પાડોશનાં છોકરાં એમના ઓટલા પર દોડતાં દોડતાં અમારી સાદડીની દીવાલ પર જોરથી હાથ મારતાં ત્યારે મારી ધીરજ ખૂટી જતી. અનેક વાર એ છોકરાંઓને મેં કહી જોયું, વઢી જોયું, પણ એની અસર ન થઈ. છોકરાંઓના તોફાનથી સાદડીમાં મોટો ખાડો પડ્યો અને ચોરસ તાવડી જેવો એનો આકાર થયો. દીવાલની શોભા ગઈ અને ઓરડીમાંની એટલી જગ્યા પણ ઓછી થઈ ગઈ. મેં સાદડીને અંદરથી દબાવીને બહારનો ભાગ ફુલાવ્યો. પણ એથી તો ઊંધું જ પરિણામ આવ્યું. છોકરાંઓનો એના પર હાથ મારવાનો શોખ વધી ગયો. જોરથી હાથ મારે એટલે સાદડી ફરી અંદરના ભાગમાં ફૂલે.

હવે શું કરવું? મેં જઈને છોકરાંઓની મા પાસે ફરિયાદ કરી. એ લોકો કોંકણીમાં બોલે, હું મરાઠીમાં બોલું, એટલે સમજવાની મુશ્કેલી તો ખરી જ; પણ એ લોકો એટલાં બેદરકાર કે એમણે મારી વાત સાંભળી જ નહીં. 'હશે હશે' કહી એમણે મને પટાવી દીધો.

છોકરાંઓનું તોફાન ઓછું થયું નહીં. અંતે હારી જઈને મેં એક આસુરી ઉપાય અજમાવવાનું નક્કી કર્યું. ગોંદુને લાકડામાં જાતજાતનાં બીબાં કોતરવાનો શોખ આ અરસામાં બહુ હતો. એટલે સોયા જેવું એક ઓજાર એની પાસે હતું. ગજવેલની ત્રિકોણી સળી ત્રાંસી ઘસીને બહુ જ તીણું પાનું બનાવેલું હતું. એ મેં હાથમાં લીધું અને એની અણી સહેજ સાદડીમાં ઘોંચી હું તૈયાર રહ્યો. હંમેશની પેઠે છોકરો દોડતો દોડતો આવ્યો અને એણે જોરથી બંને હથેળીઓ સાદડી પર

મારી. એણે જેટલું જોર કર્યું એટલા જ જોરથી સોયાની આણી એની હથેળીમાં ભોંકાઈ ગઈ! છોકરાએ એકદમ ચીસ પાડી. હાથમાંથી લોહી વહેવા લાગ્યું. છોકરાને વાગશે, એ ચીસ પાડશે એટલી અપેક્ષા તો મને હતી જ, અને એ આનંદની હું રાહ જોતો હતો. પણ મેં અપેક્ષા બાંધેલી એના કરતાં એ છોકરાને વધારે વાગ્યું, અને તેની ચીસે મારા ચિડાયેલા હૈયાને ટાઢક આપવાને બદલે વીંધી નાખ્યું. છાતીના મધ્યભાગમાં એકદમ ડૂચો ભરાયો હોય એવું મને થયું. મેં સોયો ટેબલ પર એક ચોપડી તળે સંતાડી દીધો ને શું થશે તેની રાહ જોવા લાગ્યો.

છોકરાની ચીસ સાંભળી એની મા દોડતી આવી. ઘરનો રસોઈયો પણ આવ્યો. હું માનતો હતો કે એ લોકો મારી જોડે લડવા દોડી આવશે. પણ એમને છોકરાને થયેલા ઘાનો ઈલાજ કરવા આગળ લડવાનું ક્યાંથી સૂઝે? એમના ઉદ્‌ગાર હું સાંભળતો હતો. એમાં ક્રોધ કે ચીડ ન હતી, પણ એકલું દુ:ખ જ હતું. આ સ્થિતિની મેં અપેક્ષા કરી ન હતી, એટલે મને બહુ વિચિત્ર લાગ્યું. હું ઝંખવાણો પડયો. એ લોકો મારી જોડે લડત તો 'ન્યાયનો પક્ષ મારો છે' એમ કહી લડવાનું મને જોર આવત. એમણે મારું નામ સરખું ન લીધું, એટલે કઈ વૃત્તિ ધારણ કરવી એ જ મને ન સૂઝે. ઈન્સાફ પોતાના હાથમાં લઈને હું બદલો લેવા ગયો; પણ ચીડથી આંધળો થયેલો માણસ ઈન્સાફ મેળવવા જતાં અત્યાચાર કરી બેસે છે. મારા કૃત્ય આગળ હવે મારી પોતાની દૃષ્ટિમાં પણ છોકરાંઓનું તોફાન નજીવું થઈ ગયું. મારી જ દૃષ્ટિએ હું ગુનેગાર નીવડયો.

છોકરો તો રોતો જ હતો. રસોઈયો એના હાથ પર પાણી રેડતો હતો. છોકરાને કેટલું વાગ્યું છે એ જોવાનું મન થઈ આવ્યું. એમના ઓટલા પર જવાની તો મારી હિંમત હતી જ નહીં. એટલે ટેબલ પર ચડી આમારી સાદડીની દીવાલ પરથી હું ચોરની માફક જોવા લાગ્યો. મારે આમ જોવાની કશી જરૂર ન હતી, પણ મારાથી રહેવાયું નહીં. હું ઉપર ચડી જોતો હતો એટલામાં મારું દુર્દૈવ કે છોકરાની માની દૃષ્ટિ મારા પર પડી. માએ મને ગાળો દીધી હોત તોયે હું વધાવી લેત. પણ એની આંખમાં શુદ્ધ ઉદ્વેગ જ હતો. એણે કહ્યું, 'જો, આ તેં શું કર્યું છે!' માનું આ વચન મને સોયા જેટલું તીણું લાગ્યું. મારું મોઢું ઊતરી ગયું. હું બોલ્યો તો ખરો કે, 'મેં કશું કર્યું નથી,' પણ મારો અવાજ જ કહેતો હતો કે મારા શબ્દોમાં કશો અર્થ નથી.

માને એટલો આઘાત થયો હતો કે એણે ન તો ઘરના માણસોને એની વાત કરી કે ન આઈ પાસે ફરિયાદ કરી. અતિ દુ:ખ અને અતિ ઉદ્વેગથી એ વાત જ રહી. પણ એણે મારી શાંતિનો પૂરતો નાશ કર્યો. કેટલાયે દિવસ સુધી મેં પડોશના લોકો આગળથી મારું મોં છુપાવ્યું. જ્યારે જ્યારે છોકરાની માને સામેથી આવતી જોઉં ત્યારે ત્યારે માથું નીચું ઘાલીને હું ત્યાંથી ખસી જાઉં. છોકરાનું તોફાન તો બંધ થયું, પણ એ જીત મને ભારે મોંઘી પડી.

દિવસો વહી ગયા. એ લોકોની ભાષા હું વધારે જાણતો થયો. એમની સાથે હું ભળી ગયો. પેલા છોકરાને રમાડવા પણ લાગ્યો. પણ ન એની માએ ફરી મારી પાસે પેલી વાત છેડી, ન મેં કોઈ કાળે એનો ઉલ્લેખ કર્યો. પેલો છોકરો એનું દુ:ખ ભૂલી ગયો હશે, પણ હું મારી એ દિવસની દુષ્ટતાનો વિષાદ હજીયે ભૂલી શક્યો નથી.

## ૫૫. હિંદુ સ્કૂલમાં

નીતિ કે સદાચાર વિશે પ્રત્યક્ષ પહેલવહેલું ભાન કરાવનાર તો મારા મોટાભાઈ બાબા હતા. પણ યોગ્ય સમયે નીતિ અને ધર્મનું તાત્ત્વિક સ્વરૂપ અને ગાંભીર્ય હૃદય ઉપર ઠસાવનાર મારા પૂજ્ય શિક્ષક વામનરાવ દુભાષી જ ગણાય.

કારવારમાં એમણે 'હિંદુ સ્કૂલ' નામની ખાનગી સંસ્થા કાઢેલી એમાં અંગ્રેજી પ્રાથમિક ત્રણ ધોરણ જ શરૂઆતમાં હતાં. ત્રણ શિક્ષકો એમાં કામ કરે. મહારાષ્ટ્રમાં અમે શિક્ષકોને એમની અટકથી ઓળખીએ. આશ્રમ જેવી સંસ્થાઓ હોય તો તેમાં અધ્યાપકોનાં 'અણ્ણા, નાના, તાત્યા, કાકા' વગેરે સગાઈસંબંધસૂચક નામો પાડેલાં હોય છે. પ્રોફેસર વિજાપુરકર તે 'અણ્ણા,' પ્રોફેસર ઓક તે 'નાના', નારાયણશાસ્ત્રી મરાઠે તે 'મામા'. પણ કારવારમાં તો વિદ્યાર્થીઓ શિક્ષકોને તેમના નામથી સંબોધે. 'હિંદુ સ્કૂલ'ના ત્રણ શિક્ષકો તે વામન માસ્તર, હરિ માસ્તર અને વિઠ્ઠલ માસ્તર. આમાંના વિઠ્ઠલ માસ્તર બહુ પ્રભાવશાળી શિક્ષક નહોતા. પણ રમતમાં અમારી સાથે ખૂબ ભળે એટલે તેઓ વિદ્યાર્થીપ્રિય થયા હતા.

મારો પહેલવહેલો પરિચય હરિ માસ્તર સાથે થયો, કેમ કે તેઓ અંગ્રેજી બીજી ભણાવતા. મરાઠી ચોથી અને અંગ્રેજી પહેલીમાં મેં ગણિત ઠીક ઠીક કર્યું હતું. પણ અહીં તો ગણિત અંગ્રેજીમાં કરવું પડતું. બીજા ધોરણના વિદ્યાર્થીને ગણિત અંગ્રેજીમાં કરવું પડે એ અત્યાચાર છે એમ તે વખતે મનાતું નહીં. ગણિતનો કલાક આવે એટલે મારા પેટમાં ધ્રાસકો પડે. હરિ માસ્તર સ્વભાવે રજોગુણી. સહેજમાં ચિડાય ને સહેજમાં વહેમાય, જોકે તેઓ વિદ્યાર્થીઓમાં ખૂબ રસ લેતા. તેમને વ્યાખ્યાન આપવાની હોંશ પણ ભારે હતી, અને કંઈક ને કંઈક પ્રવૃત્તિ હાથમાં હોય ત્યારે જ એમને શાંતિ મળતી. ટૂંકામાં કહીએ તો અશાંતિની શાંતિના તેઓ શોખીન હતા.

છોકરાંઓનું અંગ્રેજી સરસ કરી આપવું એ તે વખતની ઉત્તમ કેળવણીની કસોટી ગણાતી, અને નીતિનું શિક્ષણ આપવું એમાં શિક્ષકોને સમાધાન રહેતું. મને સ્મરણ છે કે અંગ્રેજી બીજીમાં મેં સહેલી અંગ્રેજી કવિતાઓ ખૂબ કરેલી; અને ત્રીજીમાં તો 'લેડી ઑફ ધ લેઇક'માંથી પણ બસો જેટલી લીટીઓ કરી નાખી હતી! 'હિંદુ સ્કૂલ'માં બે વર્ષમાં મારો અંગ્રેજીનો પાયો એટલો તો સરસ

પાકો થયો કે મૅટ્રિક સુધી અંગ્રેજીમાં હંમેશ હું સૌથી ચડિયાતો ગણાતો. કૉલેજમાં પણ અંગ્રેજીમાં મને ખૂબ ગુણ મળતા. પણ સદ્‌ભાગ્યે ભાષા કરતાં જ્ઞાનનો જ મોહ મને વધારે હોવાથી, કોઈ પણ ભાષામાં પ્રાવીણ્ય મેળવવાનો મેં પ્રયાસ કર્યો નથી. આજે પણ પોતાના વિચારો જેમતેમ વ્યક્ત કરતાં આવડે એટલે મને સંતોષ થાય છે.

હરિ માસ્તરને છીંકણીની ટેવ હતી. એનું તેમને માઠું લાગતું ને નિખાલસપણે વર્ગમાં તેઓ કહેતા પણ ખરા કે, 'આ બહુ ખરાબ વ્યસન છે. મેં કેટલાયે પ્રયત્નો કર્યા પણ છૂટતું નથી.' મારા ભોળા સ્વભાવ પ્રમાણે એમનું કહેવું હું સાચું જ માનતો. છતાં તે વખતે ઊંડે ઊંડે મને થતું કે છીંકણીના વ્યસન પ્રત્યે એમને હાર્દિક અણગમો નથી. આ એક વ્યસન છે, ખરાબ છે એટલું તત્ત્વતઃ સ્વીકારીએ અને પોતાની અશક્તિનો નિખાલસ એકરાર કરીએ એટલે બહુ થયું એમ તેઓ અંદરખાનેથી માનતા હશે, એવી અસ્પષ્ટ છાપ તે વખતના મારા બાળમાનસ ઉપર પણ પડયા વગર રહી નહીં.

કોંકણની ફૅશન પ્રમાણે હરિ માસ્તરની શિખાનો જથ્થો મોટો અને લાંબો હતો. વર્ગમાં તેઓ ઘણુંખરું ઉઘાડે માથે જ બેસતા. ભણાવવાનો રસ બરોબર જામે એટલે અજાણતાં એમનો હાથ એકાદ લાંબા વાળને પકડી જીભ તરફ લાવે, અને પછી જીભ તથા આંગળી વચ્ચે વાળની મદદથી ગજગ્રાહ ચાલે. વાળ મોઢામાં નાખવા એ ગંદું છે એમ નાનપણથી ઘરના સંસ્કાર હોવાથી મને હરિ માસ્તરની આ ટેવ બહુ વિચિત્ર લાગતી, ને એને લીધે વર્ગમાં મારી એકાગ્રતામાં ભંગાણ પડતું. છએક મહિના સુધી હું એમના હાથ તળે ભણ્યો, પણ મારી સૂગ જરાયે ઓછી ન થઈ.

હરિ માસ્તર ભણાવવામાં કુશળ. ઉચ્ચાર તરફ ખાસ ધ્યાન આપે. કેટલાક સંસ્કૃત શ્લોકો અમારી પાસે મોઢે કરાવે. ભાષાંતર તરફ પણ એમનું ખાસ લક્ષ રહેતું. એમની જન્મભાષા કોંકણી એટલે એમને મરાઠી કંઈક ઓછું આવડે. વર્ગમાં શુદ્ધ મરાઠી જાણનાર હું એકલો જ. બધા વિદ્યાર્થીઓ ઘરમાં કોંકણી બોલે અને નિશાળમાં કાનડી શીખે, એવી સ્થિતિ હતી. અમારા વર્ગમાં ભાષાંતર બંને ભાષામાં ચાલતું. એ રીતે જ કાનડી ભાષા સાથે મારે પ્રથમ પરિચય થયો. પોતાને મરાઠી ભાષા ઓછી આવડે છે એ હકીકત છાની રાખવાનો પ્રયત્ન હરિ માસ્તરે કોઈ કાળે કર્યો નહીં. મને સ્મરણ છે કે એકબે વાર જાહેર ભાષણમાં એમને યોગ્ય શબ્દ ન સૂઝેલો ત્યારે મને પાસે બોલાવી મારી પાસેથી એમણે એ જાણી લીધેલો.

હરિ માસ્તરના સહવાસથી હું એમનાથી કંઈક ડરતાં શીખ્યો; પણ સાથે સાથે, હંમેશાં સાચું જ બોલવું એ વસ્તુનું મહત્ત્વ પણ એમની પાસેથી જ એમના અજાણતાં હું શીખ્યો. હિંદુ સ્કૂલમાં હું જૂઠું બોલ્યો હોઉં એવો એક પણ પ્રસંગ મને યાદ નથી. પ્રથમ પ્રથમ તો અમે જૂઠું બોલવાનો મોહ નિવારીને સાચું કહી દઈએ એટલે હરિ માસ્તર અમને માફી બક્ષતા. પણ આગળ જતાં સત્ય બોલવા માટે

આટલી લાલચ આપવી એ પણ એમને ગમ્યું નહીં, એટલે ઘણી વાર અમે સાચું બોલીને પણ યથાસ્થિત માર ખાતા!

અમે ખંતથી ભણીએ એટલા માટે હરિ માસ્તરે એક મજાની યુક્તિ શોધી કાઢી હતી. શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરતાં આજે મને એનું મહત્ત્વ અસાધારણ લાગે છે. નાનપણથી અમને ગુણની, પહેલા નંબરની, હરીફાઈની અને બૅક બેન્ચની ટેવ હતી. હરીફાઈને લીધે સૌમ્ય સ્વરૂપમાં પણ એમ જ લાગતું કે બધા વિદ્યાર્થીઓ આપણા શત્રુ છે અને એમની સામે લડીને પહેલ કરવી છે. મારા જેવા પહેલા નંબર વિશેના ઉદાસીન વિદ્યાર્થીઓ આ હરીફાઈના ઝેરમાંથી બચી જતા. પણ પહેલા નંબરના લોભિયા વિદ્યાર્થીઓ આથી ઘણી વાર અદેખા, જ્ઞાનચોર, સ્વાર્થી અને ચુગલીખોર બની જતા. એમને તો ત્રણ જાતની મહેનત પડતી: વિષય શીખવો, હરીફની શક્તિઅશક્તિ ઉપર ચોકી રાખવી, અને શિક્ષકની ખુશામત કેવી રીતે થાય તે શોધી કાઢવું. પ્રાચીન કાળથી વાગ્યુદ્ધોના પ્રચારને લીધે આ બધા દુર્ગુણો આપણા વિદ્વાનો અને ગુણીજનોમાં જોવામાં આવે છે. ગુલામીનાં અનેક કારણોમાં આ એક બળવાન કારણ છે.

હરિ માસ્તરે એ હરીફાઈનું તત્ત્વ જરાક વ્યાપક કરી એના પેટમાં સહકારનું તત્ત્વ દાખલ કર્યું. તે વેળા આ ઊંડી ફિલસૂફી તેમના ધ્યાનમાં હશે એમ મને નથી લાગતું. એમણે અમારા વર્ગની બે ટુકડી પાડી. અથવા સાચું કહું તો, વર્ગને બે ટુકડીમાં વિભક્ત થવાનું સ્વરાજ આપ્યું. દર અઠવાડિયે એક એક ટુકડીના તમામ વિદ્યાર્થીઓના ગુણનો સરવાળો કરવામાં આવતો. જે ટુકડીના ગુણ વધારે જણાય તે પહેલા નંબરની ટુકડી ગણાતી ને તેને શિક્ષકની જમણી બાજુમાં બેસવાનો હક મળતો. આ યોજના થયા પહેલાં, નંબરના ભૂખ્યા ચાર-પાંચ વિદ્યાર્થીઓમાં જ હરીફાઈ ચાલતી ને તેઓ જ ભણતર તરફ વિશેષ ધ્યાન આપતા. ઉપરાંત, મારા જેવો કોઈ રડ્યોખડ્યો વિદ્યાર્થી હરીફાઈ વગર ભણવામાં રસ રાખતો. બાકીના નીચલા બધા વિદ્યાર્થીઓ, મહિષવૃત્તિ ધારણ કરી બેસી જતા. આપણે ક્યાં પહેલો નંબર મેળવવો છે, એવું સનાતની સમાધાન કેળવવામાં જ તેઓ શ્રેષ્ઠતા સમજતા.

પણ આ નવી વ્યવસ્થા પછી તીવ્ર તેમ જ મંદ દરેક વિદ્યાર્થીને પોતાથી બનતો પ્રયત્ન કરવાનો ઉત્સાહ ઊપજ્યો. પોતે પહેલો નંબર ભલે ન મેળવી શકે, પણ પોતાની ટુકડીને પહેલો નંબર અપાવવામાં તો કંઈક મદદ જરૂર થાય, એ ખ્યાલથી બધા જ વિદ્યાર્થીઓ ભણવા લાગ્યા. આગળ જતાં અમે પોતાની ટુકડીના કાચા અને મંદ વિદ્યાર્થીઓને ઘેર બોલાવીને પણ મદદ કરવા લાગ્યા. એકબીજાને ચોપડીઓ આપીએ, ન સમજાય તે સમજાવીએ, ખાસ ધ્યાન રાખવા લાયક શું છે તે તારવી કાઢીને આપીએ, અને કાંઈ નહીં તોયે ગમે તે પરિસ્થિતિમાં સમભાવનો ખોરાક જરૂર આપીએ. એક મહિનાની અંદર આ વ્યવસ્થાનો લાભ અમને પણ પ્રત્યક્ષ થયો. અમારો ભ્રાતૃભાવ વધ્યો, સંઘવૃત્તિ જામી, અમે એકબીજાને

ઘેર જવા લાગ્યા, અને ભણતર ઉપરાંત પણ એકબીજાને મદદ કરવા લાગ્યા.

આ અંતસ્થ લાભ. પણ બે ટુકડી વચ્ચે હરીફાઈ વધુ ને વધુ તીવ્ર થવા લાગી. સામી ટુકડીના માણસને મદદ કરાય જ નહીં. એ લોકોની ખામીઓ જેમ જેમ અમારા ધ્યાનમાં આવે તેમ તેમ અમને હર્ષ થાય. હિંદુ સ્કૂલમાં મળતી નૈતિક કેળવણીને પરિણામે આ દોષ મારા ધ્યાનમાં આવ્યો. મેં મારા સ્વભાવ પ્રમાણે મારી ટુકડીના વિદ્યાર્થીઓને ઉદારતાની નહીં, સદ્‌ભાવની નહીં, પણ મોટાઈ-ની અપીલ કરી. સામા પક્ષનો કોઈ પણ વિદ્યાર્થી આપણી પાસે મદદ માગે તો પોતાની ટુકડીને મદદ કરીએ એના કરતાંયે એને વધારે મદદ કરીએ, એમાં આપણી મોટાઈ છે, એમ છાતી ફુલાવીને મેં મારી ટુકડીવાળાઓને સમજાવી દીધું. આનું પરિણામ પણ સારું આવ્યું એમ કહેવાની જરૂર નથી.

થોડા દિવસ પછી તો બંને ટુકડીનાં બે રાજ્યો ગણાવા લાગ્યાં. ટુકડીનો નાયક તે રાજા. પછી પ્રધાન, સેનાપતિ વગેરે બધા જ હોદ્દેદારો નિમાયા. આ રાજ્યવ્યવસ્થામાં મને બંને રાજ્યો વચ્ચેના ઝઘડાનો નિવેડો આણનાર ન્યાયાધીશ નીમવામાં આવ્યો. વર્ગમાં હું એક ટુકડીની પ્રજા ગણાઉં, પણ વર્ગ બહાર બે ટુકડી વચ્ચેનો ન્યાયાધીશ. હવે હું જોઉં છું કે, મારાં લખાણોમાં, ભાષણોમાં, તેમ જ ચર્ચામાં નૈતિક મુદ્દાનું જે મહત્ત્વ ફરી ફરી આવી જાય છે, એનું મૂળ કારણ આ હિંદુ સ્કૂલમાં ગાળેલું મારું જીવન જ છે. જીવતરામ (કૃપાલાની) મને ઘણી વાર કહે છે કે, ટાણે ને કટાણે તું નીતિની જ વાતો કર્યા કરે છે તેથી માણસો તારાથી સહેજે દૂર થઈ જાય છે. એનું કારણ પણ આ મૂળમાં જ હોવું જોઈએ.

ન્યાયાધીશ થયા પછી ચોવીસે કલાક હું નીતિ અને ઈન્સાફનો જ વિચાર કરવા લાગ્યો. મારી બાલોચિત સ્વાભાવિકતા નષ્ટ થઈ. ન્યાયાધીશ તરીકે વિદ્યાર્થી-ઓને હું હુકમ કરવા લાગ્યો. એકાદ તોફાની છોકરો હુકમ માને નહીં એટલે મનમાં બળ્યા કરું; પણ તે ક્ષણ પૂરતું જ. મનમાં કીનો રહેતો નહીં એટલું જ નહીં, પણ એવો છોકરો કવચિત્ ગુનેગાર તરીકે મારી કોર્ટ સમક્ષ આવતો તો ન્યાયપરાયણતા સિદ્ધ કરવા ખાતર જાણીજોઈને એની તરફેણમાં જ હું વધારે ઝૂકતો. આથી, જોકે મારી પ્રતિષ્ઠા વધી પણ સ્વાભાવિકતા ગઈ. અને એ ભોગ કંઈ નાનોસૂનો નહોતો.

બીજીમાંથી હું ત્રીજીમાં ગયો ત્યારે વામન માસ્તર સાથેનો મારો પરિચય વધ્યો. એમની અસર તો મારા ઉપર આના પહેલાં જ શરૂ થઈ હતી. દર રવિવારે વામન માસ્તર અને હરિ માસ્તર મળીને એક ધાર્મિક વર્ગ ચલાવતા. એમાં સરકારી હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ પણ આવતા. કાંઈક નૈતિક, ધાર્મિક વિષયો ઉપર પ્રવચન થતું. આગળ જતાં એમણે હરિશ્ચંદ્ર આખ્યાન શરૂ કર્યું. ઓવીઓ વાંચતા જાય અને વિવરણ કરતા જાય. હરિ માસ્તરની બોલવાની અને વિવરણ કરવાની છટા બહુ સુંદર હતી. પણ વામન માસ્તરમાં લાગણી (Earnestness) અને ગંભીરતા

વધારે હતી. જીવન જેવા પવિત્ર વિષય વિશે આપણે બોલીએ છીએ એનું ભાન એમનામાં સ્પષ્ટ દેખાતું હતું. છતાં એમાં કૃત્રિમતાનો અંશ ન મળે. હું જેમ જેમ તેમનાં પ્રવચનો સાંભળતો ગયો તેમ તેમ, 'આ સામાન્ય માસ્તર નથી પણ કોઈ ભવ્ય પુરુષ છે.' એવી મારી ખાતરી થવા લાગી, અને અજાણ્યે હું એમનો ભક્ત થવા લાગ્યો.

એમને પોતાની રોજનીશી લખવાની ટેવ હતી. એક જાડી સરખી નોટ બાંધેલી, તેમાં રોજ લખ્યે જ જાય, લખ્યે જ જાય. તેઓ બધું અંગ્રેજીમાં લખતા. રોજ એ નોંધપોથી વર્ગમાં લઈ આવતા. અને અમે દાખલા ગણતા હોઈએ તે દરમિયાન કંઈક ને કંઈક એમાં ઉમેરતા જ હોય. બાલોચિત જિજ્ઞાસાથી ક્વચિત્ અમે એ હાથમાં લઈ એનાં પાનાંમાં ડોકિયું કરીએ, તોપણ અમને એ વઢતા નહીં કે વારતા નહીં. મને તો એક જ દિવસ એ નોંધપોથી હાથમાં લીધાનું સ્મરણ છે. મેં જે પાનું ફેરવ્યું એમાં ગ્રહણનું ચિત્ર હતું અને ગ્રહણ વિશે કંઈક લખેલું હતું.

વામન માસ્તર અંગ્રેજી સરસ ભણાવતા. મરાઠી કવિતા પણ એમની સાથે વાંચતાં અમને ખૂબ રસ આવતો. અમને ત્રીજી ન્યૂ રૉયલ રીડર ચાલતી. એમાં બીજો જ પાઠ માતાના હેત વિશેની કવિતાનો હતો. તે દિવસે વામન માસ્તર વર્ગમાં આવ્યા. હાથમાં ચોપડી હતી નહીં. ખુરશી ઉપર બેસવાને બદલે વર્ગમાં તેઓ આંટા મારવા લાગ્યા, અને એમણે એકાએક સરસ વર્ણન શરૂ કર્યું. 'એક મોટું જંગલ છે, ધોધમાર વરસાદ વરસે છે; વરસાદ સાથે હિમ પણ છે. એક બાઈ પોતાના બાળકને છાતી સરસો ચાંપી ઉતાવળે ઉતાવળે એ જંગલમાંથી જાય છે. બરફ વધારે પડવા લાગ્યો; ચાલવું મુશ્કેલ થઈ ગયું. માને બીક પેઠી કે બાળકથી આટલી ટાઢ ખમાવાની નહીં એટલે ઝટ દઈને એણે પોતાનો ઓઢવાનો મોટો ડગલો ઉતાર્યો અને બાળકને એમાં વીંટાળી દીધું. અને પોતે ટાઢમાં ધ્રૂજતી ધ્રૂજતી આગળ ચાલી.'

આવું કાવ્યમય અને અંતઃકરણને પિગળાવી નાખે એવું વર્ણન એમણે અમને આપ્યું. અમારામાંના એકેએક જણનું હૃદય દ્રવી રહ્યું હતું. ત્યાર પછી એમણે, અમે સમજી શકીએ એવી અત્યંત સહેલી ભાષામાં, એ જ વાર્તા અંગ્રેજીમાં કહી સંભળાવી. એમાં બેચાર જે નવા શબ્દો આવ્યા એના અર્થ ત્યાં ને ત્યાં જ કહી દીધા. આટલું કર્યા પછી તેઓ ખુરશી ઉપર જઈને બેઠા અને કહ્યું, 'ચાલો, હવે પાઠ શરૂ કરીએ.' પાઠમાં શું છે એ જોવાની તો અમે તસ્દી લીધી હતી જ નહીં! જ્યારે કવિતા શરૂ થઈ ત્યારે અમને સાવ સહેલી જણાઈ. જોતજોતામાં અમે એ કવિતાના પ્રવાહ પર તરવા અને તણાવા લાગ્યા, અને જ્યારે

'Oh God!' She cried in accents wild,
If I must perish save my child.'

આ લીટીઓ આવી ત્યારે તો વર્ગ આખો કરુણ રસમાં ડૂબી ગયો. આ વર્ગ ચાલે છે અને પાઠ શીખીએ છીએ એ ભાન પણ કોઈને ન રહ્યું!

એ પ્રમાણે 'The Blind Boy'ની કવિતા એમણે અમને ભણાવેલી. એમની વાંચવાની છટા એવી તો સરસ હતી કે, શબ્દો ન જાણીએ તોયે અર્થ મનમાં ઠસી જાય. છતાં એમના વાંચવામાં નાટકી હાવભાવ હોતા નહીં.

કવિતાઓ સાથે નીતિનો બોધ પણ તેઓ અમને આપતા. આજકાલના શિક્ષકો અને સાહિત્યસેવકો નીતિના બોધથી હમેશાં કંટાળે છે. પ્રત્યક્ષ બોધ એ નીરસ અને નિષ્પરિણામી વસ્તુ છે, એવી આજની સાર્વત્રિક માન્યતા છે. મને જરાયે શંકા નથી કે, આ માન્યતાનું કારણ બોધ આપનારની લાગણીનું છીછરાપણું છે. વામન માસ્તરે અમારા ઉપર એવી તો છાપ પાડી કે સત્યયુગના Knight (ધુરંધર) જેવો ઉત્સાહ અને પુરુષાર્થ અમારામાં આવી ગયો.

એક દિવસ નીચલા વર્ગનો એક છોકરો કોઈ કારણસર અમારા વર્ગમાં આવ્યો. એ સાવ ગામડિયો હતો. એનાં કપડાં બહુ અવ્યવસ્થિત હતાં. પહેરણ વગર જ કોટ એણે પહેર્યો હતો; ને કોટની અંદર એની છાતી માતી ન હતી, એટલે એનાં બટન પણ ખુલ્લાં હતાં.

પ્રસન્નતાથી હસતો એ છોકરો અમારા વર્ગમાં આવ્યો. વામન માસ્તરે એને કોટનાં બટન ભીડવાનું કહ્યું. માસ્તરની આમન્યા રાખવા એણે જરાક પ્રયત્ન કર્યા જેવું કર્યું. પણ એ જાણતો જ હતો કે ગમે તેટલો પ્રયત્ન કરવા છતાંય બટન ગાજ સુધી પહોંચવાનાં નથી. અમે બધા હસવા લાગ્યા. કામ પતાવીને છોકરો પાછો ગયા પછી વામન માસ્તરે અમને સૌને ઠપકો આપીને કહ્યું, 'એ છોકરાની તંદુરસ્તી કેવી હતી તે તમે જોયું? એના જેવો નિર્દોષ અને આરોગ્યવાન તથા ઊછળતા લોહીવાળો તમારામાં કોણ છે? એની એ ઉઘાડી છાતીની તો અદેખાઈ જ આવે. ઘરમાં એ સખત મહેનત કરતો હશે અને સાદું જીવન ગાળતો હશે. અને કેટલી નિખાલસતાથી એ હસતો હતો! એ છોકરાને મન તો આજે પણ સત્યયુગ જ ચાલે છે. આરોગ્ય અને શક્તિ ઘી, દૂધ કે બદામપિસ્તાંમાં નથી; પણ આવા શુદ્ધ, સ્વતંત્ર અને મહેનતુ જીવનમાં છે.' અમને વસ્તુનું ખરું મહત્ત્વ પામવાની નવી દૃષ્ટિ મળી.

અમે ત્રણેક જણ સરકારી અમલદારના દીકરાઓ હતા. ભણવામાં પણ અમે ત્રણ જણ કંઈક વિશેષ. આમ બુદ્ધિમત્તા અને સામાજિક પ્રતિષ્ઠામાં શ્રેષ્ઠ હોવાથી, અમારામાં અજાણ્યે ને અસ્પષ્ટ એવો ભાવ હતો કે, અમે જ સૌથી સારા છીએ; જોકે મનમાં અહંકાર પેદા થાય એટલું સ્પષ્ટ એ ભાન ન હતું, કેમ કે આખરે અમે મુગ્ધ તો ખરા જ. બધા સાથે સમાનતાથી જ વર્તતા. પણ આજે જ્યારે એક સાવ અશિષ્ટ ગામડિયો છોકરો અમારાથી શ્રેષ્ઠ ઠર્યો ત્યારે સારાનરસાની એક નવી જ કસોટી અમારા હાથમાં આવી: અમે 'ડેમોક્રસી' શીખ્યા.

# ૫૬. સિંહનાદ

'ઘણાં વરસો થઈ ગયાં છે; આપણે કુલદેવને દર્શને ગયાં નથી. કેટલીયે માનતાઓ પૂરી કરવાની રહી ગઈ છે; કુલસ્વામીનો કોપ થશે.'—એમ આઈને કહેતાં મેં સાંભળ્યાં હતાં, અને દર વખતે પિતાશ્રી કહેતા કે, "રજા મળે કે તરત જ 'ઘાટાખાલી' જઈશું." ઘાટાખાલી એટલે ઘાટ તળે કોંકણમાં અમારા કુલદેવ મંગલેશ અથવા મંગેશનું સ્થાન છે તે.

ગોવામાં પોર્ટુગીઝ લોકોનું રાજ્ય થયું ત્યારે ધાર્મિક જુલમનો પાર ન રહ્યો. એ લોકોએ અસંખ્ય બ્રાહ્મણો અને ઈતર હિંદુઓને જબરદસ્તીથી વટલાવ્યા. મંદિરો તોડીને એની 'ઈગરજીઓ' (ખ્રિસ્તી દેવળ) બનાવી. અમુક હદની અંદર ખ્રિસ્તી દેવળ સિવાય કોઈ પણ મંદિર હોઈ જ ન શકે. કોઈ બાંધવા જાય તો તે ગુનો ગણાય. સરઘસો તો કઢાય જ નહીં. એવા એવા કાયદાઓ કરવામાં આવેલા. આમાંના ઘણાખરા કાયદા તો અત્યાર સુધી પળાતા. હમણાં હમણાં પોર્ટુગાલમાં જ્યારે રાજ્યક્રાંતિ થઈ અને પ્રજાસત્તાક રાજ્ય નિમાયું ત્યારે આ ધાર્મિક જુલમ અને હાડમારીઓ બંધ થઈ. હાલની સરકાર ધર્મશૂન્ય નાસ્તિક છે. એની દૃષ્ટિએ બધા જ ધર્મો વહેમનાં સ્વરૂપો છે. બધા જ ધર્મો પ્રત્યે આજની ત્યાંની સરકારની સરખી ઉપેક્ષા છે.

ધાર્મિક જુલમોના એ દિવસોમાં, અમારી ન્યાતના કેટલાક ગોવાના આગેવાનો-એ, પોતે ભ્રષ્ટ થઈએ પણ કુલદેવની મૂર્તિને ભ્રષ્ટ ન જ થવા દઈએ, એવો વિચાર કરી રાતોરાત મંદિરમાંથી કુલદેવને ખસેડયા, અને કાયદાની હદ બહારને સ્થાને એમની સ્થાપના કરી. આ નવું સ્થાન આજે મંગેશીને નામે પ્રસિદ્ધ છે. મહાદેવને બચાવનાર પોતે બચી શકે એમ હતું જ નહીં. વાડીવજીફા, સગાંવહાલાં બધાંને છોડીને એ ક્યાં નાસી જાય? એટલે એમણે કમને અને બળતા હૃદયે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો; નિયમિત રીતે ચર્ચમાં જવા લાગ્યા; પણ ઘરમાં તો સોમવાર, એકાદશી, શિવરાત્રી એ બધું બરોબર ચાલે, પરંતુ પાદરીને એની ખબર પડવા ન દે. કન્યાઓ પરણાવવી હોય ત્યારે પણ પોતાની ન્યાતમાંથી જ ખ્રિસ્તી થયેલા ગોત્રપ્રવર જોઈને પછી આપે.

આખરે ઈ. સ. ૧૮૯૯માં અમે મંગેશી ગયા. દક્ષિણ તરફનાં ઘણાં મંદિરો અમુક ન્યાતનાં જ અથવા અમુક કુટુંબોનાં જ હોય; એટલે કે, એ કુટુંબના લોકો જ ત્યાં પૂજા કરવા આવે. આવાં મંદિરોની આવક સારી હોય છે અને એ આવકની વ્યવસ્થા એ ન્યાતનાં પંચોના હાથમાં જ રહે છે. ગોવામાં અમારી ન્યાતનાં આવાં પાંચછ મંદિરો જુદે જુદે ઠેકાણે છે. અમે મંગેશી જઈ લગભગ એક મહિના સુધી રહ્યા. ચારે બાજુ ઊંચી ઊંચી ટેકરીઓ; ઠેકઠેકાણે નાળિયેર, સોપારી અને

કાજુનાં ઝાડ; ખેતી મુખ્યત્વે ડાંગરની; કેળનાં ઝાડ તો દરેક ઘરના આંગણામાં હોય જ; અને જંગલમાં જ્યાં જુઓ ત્યાં પિટકુળીનાં લાલ સુંદર પણ ગરીબ ફૂલો. અમે જઈએ એટલે અમારા ગોરના મોટા પ્રશસ્ત ઘરમાં જ રહીએ. મંગેશીમાં અમારે કેટલાયે લઘુરુદ્ર, મહારુદ્ર વગેરે અભિષેક કરવાના હતા.

મંગેશીનું મંદિર જોવાલાયક છે. મંદિર, મસ્જિદ અને ચર્ચ ત્રણેની શોભા એમાં ભેગી થયેલી છે. અને મંદિરનો વૈભવ તો નાનકડા દેશી રાજા જેવો. મંદિર આગળ મિનારા જેવી એક ઊંચી દીપમાળ અને તેની અંદરથી ઉપર જવાનાં પગથિયાં. રોજ રાત્રે દીપમાળની ટોચે મોટું ફાનસ દીવાદાંડીની પેઠે બળતું રહે, જે પરથી અંધારી રાત્રે મુસાફરો જાણી શકે કે આહીં મંગેશીનું મંદિર છે. મંદિર બહાર ચારે બાજુએથી ઘાટ બાંધેલું રૂપાળું તળાવ. મહાદ્વાર ઉપર અષ્ટોપ્રહર ચોઘડિયાં વાગે, મંદિરની અંદર પણ નગારાં વાગે. મહાદેવની બે બાજુ કોડીબંધ નંદાદીપ અખંડ બળ્યા કરે. અને રહી રહીને ગોર તથા ભક્તોનાં મોંમાંથી મહાદેવનો જયજયકાર સંભળાયા કરે.

મારી ઉંમર નાની એટલે મને પૂજામાં તો કોઈ બેસવા ન દે. મેં સંકલ્પ કર્યો કે, 'મંગેશીમાં છું ત્યાં સુધી મહાદેવને રોજ સો ઘડા પાણીનો અભિષેક કરું.' કૂવામાંથી સો ઘડા પાણી ખેંચી કાઢવું એ મારે માટે એ ઉંમરે સહેલી વાત ન હતી. પણ સંકલ્પ કર્યો તે કર્યો. થોડા દિવસ પછી મારી કેડમાં દુખાવો શરૂ થયો. બેસતાં કે ઊઠતાં ભારે કળતર થાય. દીવાલની ખીંટીએ દોરી બાંધી એને પકડીને ઊઠું, ને એ રીતે જ બેસું. છતાં પાણી ખેંચવાનું તો ચાલુ જ રહેતું. એ દિવસો મારા કર્મકાંડી મુગ્ધ ભક્તિના હતા. આખો દિવસ અને રાત્રીના પણ કેટલાયે કલાક હું મંદિરમાં જ ગાળતો.

એક દિવસે અમારા ગોર ભિક્કમ્ ભટજીએ મને કહ્યું કે, 'અભિષેક ચાલતો હોય અને જો મહાદેવ સેવાથી પ્રસન્ન થાય, તો મહાદેવના લિંગમાંથી સિંહનાદ સંભળાય છે.' મેં પૂછ્યું, 'સિંહનાદ એટલે શું?' ભટજીએ કહ્યું, "ભમરો બોલે છે અથવા ભમરડો બોલે છે ને, તેવો ઘોર ગંભીર ઘૂંઙ્ઙઙ્ એવો અવાજ મહાદેવની 'પિંડી'માંથી નીકળે છે." પ્રથમ તો મને એનો વિશ્વાસ જ ન બેસે. કળજુગમાં એવી વસ્તુ બને જ કેમ? પણ ભટજીએ મને ફરી ફરીને કહીને એની ખાતરી આપી.

તે દિવસે રાત્રે મને ઊંઘ ન આવે. સો ઘડાના સંકલ્પથી મહાદેવ મારા પર પ્રસન્ન ન થાય? મેં એવાં તે કેટલાંક પાપો કર્યાં હશે કે મારી સેવા છેક જ એળે જાય? હું જૂઠું બોલ્યો હોઉં, ચોરીને ખાધું હોય, જાનવરોને અને જીવડાંને પીડયાં હોય, તે બધું યાદ કરી કરીને મેં મંગેશ મહારુદ્રની ક્ષમા યાચવા માંડી. 'એક વાર જો સિંહનાદ સંભળાય તો મરણ સુધી તારો ભક્ત થઈને રહીશ. પછી તને ન ગમે એવું એકે કર્મ નહીં કરું.' એવી મહાદેવને ખાતરી આપવા લાગ્યો. છતાં સિંહનાદ સાંભળવાને આપણે ભાગ્યશાળી થઈશું એવી પોતાના મનને કેમે કરીને ખાતરી ન થાય. આપણી ભક્તિ જ મોળી; આપણી શ્રદ્ધા જ કાચી; સિંહનાદ સાંભળવાનું

તો કોઈ ભાગ્યવાનને લલાટે લખાયું હોય; એમ વિચારી હું પોતાને નિરાશાનું આશ્વાસન આપતો. આમ કેટલાક દિવસો વીતી ગયા.

એક દિવસે મારો સોમો ઘડો જળાધારીમાં રેડી હું બહાર નીકળતો હતો એટલામાં 'ઘુડ્ડડ' એવો અવાજ સંભળાયો. પ્રથમ તો મારા કાન પર મારો વિશ્વાસ જ ન બેસે. 'मनीं वसे तें स्वाप्नीं दिसे,' એમ મેં માન્યું. પણ એવો ભ્રમ હોય તો કેટલો વખત ચાલે? સિંહનાદ તો વધ્યો અને સ્પષ્ટ સંભળાવા લાગ્યો. મેં ગોંદુને બોલાવીને કહ્યું, 'નાના, સાંભળ; તને સિંહનાદ સંભળાય છે?' વિસ્મયથી આંખો વિકસાવીને ઉઘાડે મોંએ એ સાંભળતો રહ્યો. આખરે એ બોલ્યો, 'દત્તુ, સાચે જ તને દેવ પ્રસન્ન થયા છે.'

મારી ધન્યતાનો તો પાર ન હતો: નાનપણથી જ ભક્તિ કર્યાનું, પૂજાસેવા અને નામસ્મરણ કર્યાનું આજે ફળ મળ્યું! હવે તો આપણે આખી જિંદગી સેવામાં ગાળવાના. બળ્યો બધો દુન્યવી વહેવાર. મહાદેવ પ્રસન્ન થયા! સિંહનાદ સંભળાયો! હવે એથી વધારે શું જોઈએ? ઈશ્વરનો વરદ હસ્ત આપણે માથે છે.

જમતી વખતે ગોંદુએ બધાંને સિંહનાદની વાત કહી દીધી. આઈ રાજી થયાં. પિતાશ્રી કશું બોલ્યા નહીં, પણ એમનોયે આનંદ ચોખ્ખેચોખ્ખો દેખાતો હતો. હું વિજયી મુદ્રાથી દરેકના મોં તરફ જોવા લાગ્યો અને દરેક જણ પાસેથી અભિનંદનનો કર ઉઘરાવવા લાગ્યો. તે દિવસે રાત્રે અને બીજા દિવસે સવારે મેં મારો નામસ્મરણનો સમય બમણો કર્યો. આસપાસ બીજા સૂતા હોય એનો જરાય વિચાર કર્યા સિવાય ઘાંટો પણ ચડાવી દીધો: 'सांब सदाशिव, सांब सदाशिव, जय हरशंकर, जय हरशंकर।।' આમ કેટલાયે દિવસ ગયા. એટલામાં ફરી બે વાર સિંહનાદ સંભળાયો. આ જ સ્થિતિમાં હું કાયમ રહેત તો કેવું સારું!

અમારા ગોંદુમાં નાનપણથી વિજ્ઞાનદૃષ્ટિ કાંઈક વિશેષ હતી. કોઈને કશું કહ્યા વગર એ સિંહનાદનું મૂળ શોધવા લાગ્યો. એણે મન સાથે નક્કી કરેલું કે આમાં કાંઈક ભેદ હોવો જોઈએ. રોજ કલાકો સુધી એ ગર્ભાગારમાં જઈ અભિષેકપૂજા ચાલે તે જોવા બેસતો. એક દિવસે એ મારી પાસે આવી મને કહે, 'દત્તુ ચાલ, તને એક મજા બતાવું.' હું એની સાથે મંદિરમાં ગયો. મંગેશીના મહાદેવ એટલે એક પુરાણપ્રસિદ્ધ ખરબચડી શિલા. પ્રાચીન કાળમાં એક ગાય શિલા ઉપર પોતાનું દૂધ છોડી એને પયસ્નાન કરાવતી, તે દિવસથી એ શિલાનું માહાત્મ્ય પ્રગટ થયેલું. એ શિલા ઉપર જળાધારીમાંથી પાણી પડે એટલે શિલા ઉપરનાં ફૂલો આમતેમ ખસી જાય. શિલા ખરબચડી હોવાથી તેમાં વચ્ચે વચ્ચે એક એક તસુ ઊંડા ખાડા હતા. ગોંદુએ શિલાના થાળામાંથી પાણી બહાર જતું હતું ત્યાં પોતાનો હાથ મૂકી પાણી રોક્યું અને જળાધારી બીજા હાથ વડે જરા ખેંચી. ધારા બરોબર અમુક ઠેકાણે પડવા માંડી કે તરત જ સિંહનાદ શરૂ થયો!

મને જ્ઞાનાનંદ થવાને બદલે ભારે દુઃખ થયું. મારી એક આખી સૃષ્ટિ ભાંગી પડી. ગોંદુએ કહ્યું કે, 'આજે સવારે ઘણાં ફૂલ થાળાના આ છેડા ઉપર ભેગાં

થયેલાં ને પાણી અટક્યું હતું તથા જળાધારી ઝોલાં ખાતી હતી ત્યારે મેં સિંહનાદ સાંભળ્યો. બરાબર આ જ ઠેકાણે પાણીની ધારા પડે એટલે અવાજ થાય; ધારા ખસી જાય એટલે અવાજ બંધ. એટલે લાગલા જ મેં મારા પ્રયોગો શરૂ કર્યા અને એક કલાકની અંદર સિંહનાદ હાથ આવ્યો. હવે તું કહે ત્યારે અને કહે તેટલો લાંબો સમય તને સિંહનાદ સંભળાવી શકું.'

ગેંદુના હાથમાંથી જળાધારી લઈ મેં પણ એ પ્રયોગ અનેક વાર કર્યો. દરેક વખતે સિંહનાદ બરોબર સંભળાય! મનની ખાતરી થઈ કે, આમાં દૈવી ચમત્કાર નથી; ભૌતિક નિયમોનો ખેલ છે.

આની અસર મારા જીવન પર શી થઈ તે હું ન લખું એ જ સારું. મારા એક મુરબ્બીએ મારી આ વાત સાંભળી કહેલું, 'તારી વાત તો દયાનંદ સરસ્વતી જેવી લાગે છે.' ત્યાર પછી જ દયાનંદ સરસ્વતીનું જીવનચરિત્ર મેં વાંચ્યું, અને તે પણ સમભાવ અને આદરપૂર્વક.

## ૫૭. શિક્ષકની ઈર્ષ્યા

નાનપણથી મને 'કૉપી' કરવા બાબતની ભારે ચીડ હતી. બીજા છોકરાની પાટી કે ચોપડીમાં જોઈને જવાબ લખ્યાનો એકેય દાખલો મારા જીવનમાં નથી. પરીક્ષા વખતે પડોશના છોકરાને પૂછવું અથવા છાની ચોપડી રાખી એમાંથી જવાબ જોઈ લેવો, પહેરણની બાંય ઉપર પેનસિલથી ઉપયુક્ત માહિતી લખી રાખી પરીક્ષામાં તેનો ઉપયોગ કરવો, શાહીચૂસ પર એક ખૂણે ઇતિહાસના સન લખી રાખવા, પડોશના છોકરા સાથે કાગળની અદલબદલ કરવી વગેરે ચૌર્યશાસ્ત્રનાં તત્ત્વો હું બરાબર જાણતો, છતાં એકેય દિવસ મેં એનો ઉપયોગ કર્યો નથી. જે જે નિશાળે ગયો છું (અને મેં કંઈ ઓછી નિશાળો નથી જોઈ; કોઈ પણ નિશાળમાં એકસામટું એક વર્ષ તો મેં પૂરું કર્યું જ નથી.) તે તે નિશાળમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓમાં મારી પ્રામાણિકતા સંશયાતીત રહેતી. શિક્ષકની ગેરહાજરીમાં વર્ગમાં કંઈ બનાવ બને અને શિક્ષક સુધી તકરાર જાય, તો બંને પક્ષના વિદ્યાર્થીઓ મારી સાક્ષી ટાંકે. અનેક વાર તો હું સાક્ષી આપવાની જ ના-પાડું પણ જેટલું કહું તેટલું સાચેસાચું.

એક વખતે કારવારમાં મારા દિલોજાન દોસ્ત વિશે કંઈક કહેવાનો પ્રસંગ આવ્યો. હરિ માસ્તરે મને એક મુદ્દાનો સવાલ પૂછ્યો. મારી શાખ વટાવીને જૂઠું બોલવાનું અને સહેજે મિત્રને બચાવવાનું મન થઈ આવ્યું. મનમાં જવાબનું વાક્ય પણ ગોઠવાયું. હિંમત કરી અને શરૂઆત કરવા ગયો ત્યાં હિંમત ભાંગી પડી. અરધીએક ક્ષણ મન સાથે લડ્યો અને સાચેસાચું કહી દીધું. ભલા માસ્તરની દુષ્ટ આંખોએ મારું મનોમંથન બરાબર જોઈ લીધું. તેઓ હસી પડ્યા. મારો માનસિક

ગુનો ઉઘાડો પડયો. હું શરમાયો. પણ આખરે મારી લાગણી સમજી શિક્ષકે મારા મિત્રને નહીં જેવી સજા કરી. તે દિવસથી શિક્ષક આગળ મારી શાખ ઘટવાને બદલે વધી, એ તો હું પાછળથી જોઈ શકયો.

કૉપી કરવામાં હિચકારાપણું છે એ તો સ્વાભાવિકપણે મારી રગેરગમાં હતું; પણ કૉપી આપવી એમાં તો બહાદુરી છે. દાનશૂરતા છે એમ તે વખતે લાગતું. અને એથીયે વધારે તો, ચોકીદારની આંખે આમતેમ ફરનાર શિક્ષકો સામે વેર વાળવાની એક સરસ તક છે એમ પણ હું માનતો. પણ એ બહુ નાનપણની વાત. જરાક મોટો થયો એટલે એ પણ મેં છોડી દીધું હતું. કોઈ છોકરો કૉપી માગે તો બહુ જ સૌમ્ય રીતે હું ના પાડતો. ફરી ફરીને અને કરગરીને કૉપી માગે ત્યારે શિક્ષકને કહી દેવાની એને બીક બતાવતો. છતાં કોઈ કાળે મેં કોઈને આવી રીતે ઉઘાડા પાડયાનું સ્મરણ નથી. માત્ર એક દિવસે આબાદ કૉપી આપ્યાનો દાખલો હજી બરાબર યાદ છે.

ગોખલે માસ્તર નવાસવા બી. એ. પાસ થઈને અમારી નિશાળમાં આવ્યા હતા. તેમનું ગોળ માથું, લીંબુ જેવી કાંતિ, ધૂર્ત આંખો, ઠીંગણું શરીર,—બધું જ આકર્ષક હતું. એમના અંગ્રેજીના ઠાવકા ઉચ્ચારો અને છોકરાઓ પ્રત્યેનો વિવેક એ એમની ખાસિયત હતી. 'ઇન્ડિયા'ને બદલે તેઓ 'ઇન્ડિય' ઉચ્ચાર કરતા. તેઓ હસતા હસતા છોકરાઓને કહેતા કે, 'તમારી બધી યુક્તિઓ હું જાણું છું. મને તમે છેતરી ન શકો. હું પણ તમારામાંનો જ એક છું એમ માનજો.' ગોખલે માસ્તર પ્રત્યે અમારો બધાનો સદ્‌ભાવ ખરો, પણ અમારાથી એ ન છેતરાઈ જાય એનો અર્થ શો? એ તો વિદ્યાર્થીઓનું હડહડતું અપમાન. શું અમે આટલા ભોળા થઈ ગયા? શિક્ષકોમાં જો આવો આત્મવિશ્વાસ વધવા દઈશું તો જોતજોતામાં એ આપણને પામી જશે, અને પછી તો એમનું આખું રાજ્ય સહીસલામત ચાલશે. ના, આ માસ્તરને તો પહોંચી વળ્યે જ છૂટકો.

અમારી સત્રાંત કે વાર્ષિક પરીક્ષા હશે. શાહપુરની નિશાળમાં અમે અંગ્રેજી બીજી ભણતા. ગોખલે ભૂગોળની પરીક્ષા લેવાના હતા. મને તો પચાસમાંથી પચાસ મળવાના છે એ ખાતરી. પણ આજે ગોખલે માસ્તરને જરૂર છેતરવા, એવો મેં મન સાથે સંકલ્પ કર્યો. લેખી પરીક્ષાનો શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓને કંટાળો હોય છે, અને જબાની પરીક્ષામાં બધાને સરખા જ અઘરા સવાલો નથી પુછાતા. આ અગવડને પહોંચી વળવા ગોખલે માસ્તરે એક ઉપાય શોધી કાઢયો. પરીક્ષ્ય વિદ્યાર્થી બધાઓને બહાર કાઢયા અને એક ઓરડીમાં બેસવાનું કહ્યું. પરીક્ષા માટે જુદી ઓરડી રાખી એમાં એકેક વિદ્યાર્થીને બોલાવે. આ ઓરડી સાથેની વચલી ઓરડી ખાલી રાખેલી; એમાં બીજા નંબરનો વિદ્યાર્થી આવીને બેસે. પહેલાની પરીક્ષા પૂરી થાય એટલે એ બારણું ખોલી નંબર બેને બોલાવે. નંબર બે અંદર આવતાં પહેલાં બહારની ઓરડીમાં બેઠેલ નંબર ત્રણને બૂમ પાડી વચલી ઓરડીમાં આવીને બેસવાનું કહે, અને પછી પોતે કતલખાનામાં દાખલ થાય. જેની પરીક્ષા થઈ ગઈ

તે તો પરીક્ષાની ઓરડીમાં જ આખર સુધી પુરાઈ રહે. માસ્તરના હાથમાં પચીસ સવાલો લખેલો એક કાગળ હતો. એમાંથી જ દરેક વિદ્યાર્થીને સવાલ પૂછે અને દોકડા મૂકતા જાય.

આવા સજ્જ કિલ્લામાંથી ચોરી કરીને પરીક્ષાના સવાલો બહાર ફોડવા એ સહેલી વાત ન હતી. વર્ગના વિદ્યાર્થીઓ કહેવા લાગ્યા કે આપણે હાર્યા છીએ. મેં કહ્યું, 'આમ તો લાજ ન જ ગુમાવાય. હું જઈને સવાલો તમને ચોક્કસ લખી મોકલીશ.' પરીક્ષાની ઓરડી મેડા પર હતી. મેં એક વિદ્યાર્થીને કહ્યું, 'તું બારી નીચે જઈને બેસજે. હું સવાલોનો કાગળ ઉપરથી ફેંકી દઈશ તે ઝટ લઈને ત્યાંથી નાસી જજે. ઊભો રહ્યો તો આપણે બંને માર્યા ગયા જાણજે.'

મારો વારો આવ્યો. મેં ઝટ ઝટ જવાબો આપ્યા અને પચાસમાંથી ૪૮ દોકડા મેળવ્યાનું સમાધાન લઈને એક ખૂણામાં ઢાળિયા (ડેસ્ક) આગળ જઈને બેઠો. પછી ગજવામાંથી ત્રણ કાગળ કાઢ્યા. એક કાગળ પર કેટલીક મરાઠી કવિતાઓ લખી, બીજા પર ભૂગોળના સવાલો, અને ત્રીજા પર કેટલાક રમૂજી ટુચકા. કવિતાનો કાગળ તો ઢાળિયા પર જ રાખ્યો. ભૂગોળના સવાલોવાળો કાગળ વાળી, એની અંદર એક કાંકરો મૂકી, એ તૈયાર રાખ્યો. પછી ટુચકાવાળો કાગળ ફાડીને એના નાના દસબાર ટુકડા કર્યા. અને પછી કાંકરાવાળો કાગળ તેમ જ પેલા નાના કકડા હાથમાં લઈ સીધો ચાલતો બારી આગળ ગયો અને બારી બહાર ફેંકી દીધા. શિક્ષકનું ધ્યાન મારી તરફ ન જાય એવું તો હતું જ નહીં. મેં તો શાહુકારની પેઠે સીધા ચાલતા બારી સુધી જઈ કાગળો ફેંક્યા હતા. કાંકરાવાળો કાગળ તો ઝટ નીચે પડી ગયો. પડી ગયો શાનો? મારા મિત્રે અધ્ધરથી જ ઝીલી લીધો અને એ ત્યાંથી નાઠો.

શિક્ષકને મારી હિંમત જોઈને જ મારા પર શક આણવાનું નહીં રુચ્યું હોય. એક જ ક્ષણ અનિશ્ચિતતામાં ગાળી તેઓ ઝટ ઊઠ્યા. દોડતા દોડતા બારી પાસે આવ્યા ને જુએ તો બારીમાંથી કાગળના કકડા નીચે ઊડતા પડે છે. મને પૂછ્યું, 'તેં નીચે શું ફેંક્યું છે?' મેં કહ્યું, 'નકામા કાગળના કકડા.' બારી આગળ ધ્યાન રાખી એમણે ઢાળિયા પરનો મારો કાગળ જોયો. એના પર તો મરાઠી કવિતા જ હતી, એટલે શંકાનિવૃત્તિ થઈ. છતાં ઔરંગઝેબ કંઈ વિશ્વાસથી ચાલે? માસ્તરે પોતે બારીમાં જ ઊભા રહી વર્ગના મૉનિટરને નીચે મોકલ્યો અને પડેલા બધા કાગળોના કકડા ભેગા કરી આણવાનું કહ્યું. મૉનિટરને દોડતા જઈ દોડતા આવવાનું કહેતાં તેઓ ભૂલ્યા નહોતા; રસ્તામાં એ જ સવાલો કહી દે તો?

મૉનિટર ગયો. બધા કકડા વીણી લાવ્યો. શિક્ષકે કંઈક પ્રયાસથી એ બધા કકડાના આકાર તપાસી તપાસી મેજ પર ગોઠવ્યા ને વાંચી જોયું તો એના પર રમૂજી ટુચકા સિવાય કશું હતું નહીં! એમણે મને એટલું કહ્યું, 'ફરી કાગળ ફેંકીશ નહીં, જો કેટલો વખત નકામો ગયો?' મેં પણ ડાહ્યા થઈને કહ્યું કે, 'હા જી.'

પછી જેમ જેમ વિદ્યાર્થીઓ આવવા લાગ્યા તેમ તેમ સવાલોના તેમના જવાબ સાચા પડવા લાગ્યા. શિક્ષકને શક ગયો. દરેક આવનાર વિદ્યાર્થીને પૂછવા લાગ્યા કે સવાલો બહાર ફૂટ્યા છે? પણ કોણ કબૂલ કરે? આખરે એક છોકરો આવ્યો. અમારા વર્ગનો એ ઠોઠ નિશાળિયો. એ તો એકેય વિષયમાં પાસ ન થાય, એટલે એને કોઈએ સવાલો કહ્યા ન હતા. પોતાનો આવો બહિષ્કાર એને બહુ સાલ્યો. એને જ્યારે શિક્ષકે પૂછ્યું, 'કેમ નારાયણ, સવાલો બહાર ફૂટ્યા છે?' ત્યારે એણે કહ્યું, 'હા જી.' હું તો બેઠેલે ઠેકાણે ઓગળી જ ગયો! પગમાં પહેરેલા બૂટ પણ ભારે થઈ ગયા. છાતી ધડકવા લાગી. અત્યાર સુધીની શાખ ધૂળમાં મળશે. ગોખલે માસ્તર ઘણી વાર મારા ભાઈને મળે. એટલે આબરૂનું નિશાળમાં જ નહીં, પરંતુ ઘરમાં પણ દેવાળું નીકળવાનું! મને ક્યાંથી એ કુબુદ્ધિ સૂઝી? ગયું. બધું ગયું. હવે ગમે તેટલો સાચો થઈશ તોયે ડાઘો કાયમને માટે રહેવાનો. ક્યાં આ શિક્ષકની ઈર્ષ્યા કરવા ગયો!

ઈશ્વરને ઘેર કેવો કાયદો છે એ જણાતું નથી. કોઈક વખતે ઘણા અપરાધ કર્યા છતાં માણસને સજા થતી જ નથી. એ અપરાધમાં વધ્યે જ જાય છે અને છેલ્લી ઘડીએ અપરાધનું સાટું વળાય છે. કેટલીક વાર પહેલી ઘડીએ જ એવી તો સખત સજા થાય છે કે ફરી એ અપરાધ કરવાનું નામ જ ભૂલી જાય છે. આને હું ઈશ્વરની કઠોર કૃપા કહું છું. કોઈક વાર માણસનો પશ્ચાત્તાપ એ જ એને પૂરતી સજા છે એમ સમજી ઈશ્વર એને બચાવી લેતો હશે. આ છેલ્લો પ્રસંગ મહા કઠિન. બચી જવામાં જો એ ઈશ્વરની દયા ઓળખી શકે તો ફરી ગુનો ન કરે. પણ જો બચી જવામાં પોતાના ભાગ્યની મહત્તા ગણે અથવા નીતિના નિયમની શિથિલતાનું અનુમાન કરે, તો તો એ વધારે ને વધારે અંધારા ખાડામાં ડૂબી જવાનો. ઈશ્વર ગમે તે નીતિ અખત્યાર કરે તોયે ઈશ્વર ન્યાયી છે, તેથી જ દયાળુ છે અને એને સુનીતિ પ્રિય છે, એટલું જો આપણે ધ્યાનમાં રાખીએ અને એ વિચારોને જ દૃઢતાથી વળગી રહીએ, તો જ આપણે બચી જવાના.

શિક્ષકે પૂછ્યું, 'જવાબો ક્યાંથી બહાર પડ્યા?' નારાયણે કહ્યું, 'મૉનિટર પટવેકરે ફલાણા ભાઈને કહ્યું, ફલાણાએ ઢીંકણા ભાઈને કહ્યું, એમ સવાલો બધા ફેલાઈ ગયા છે. મને કોઈએ કહ્યું નહીં; મારો બધાએ બહિષ્કાર કર્યો છે.'

કમબખ્ત મૉનિટરે બારણું ખોલતાં એકબે સવાલો હળવેથી કહી દીધા હતા, ને મારા કાગળો લાવવા નીચે ગયેલો ત્યારે પણ એકબે કહી દીધેલા, એની દુર્બુદ્ધિની ઢાલ પાછળ હું બચી ગયો. બચી ગયો એટલે કે શિક્ષક આગળ ઉઘાડો ન પડ્યો. વર્ગમાં કોઈની સાથે મારે દુશ્મનાઈ ન હતી, એટલે મારું નામ બહાર ન આવ્યું.

વર્ગના છોકરાઓ તો એ પ્રસંગ ભૂલી પણ ગયા હશે. પણ એ છેલ્લી ચાર-પાંચ ક્ષણમાં મેં જે માનસિક વેદના વેઠી છે અને મારી જાતને જે શિખામણ આપી

છે તે તો મારા જીવનના કીમતી પ્રસંગ તરીકે યાદગાર રહેશે એ હું કદી ભૂલી નહીં શકું.

જેને મેં સવાલનો કાગળ આપ્યો હતો એ વણકરનો છોકરો હતો. એણે મને સૂતરના પડીકાની બે બાજુ વપરાતાં જાડાં પૂઠાંમાંથી એક સરસ પૂઠું ભેટ દાખલ આપી દીધું. કેટલાંયે વરસ સુધી એ પૂઠું મારી પાસે હતું અને દરેક વખતે તે દિવસની વાતનું મને સ્મરણ કરાવતું.

## ૫૮. શરાબી વાચન

ઑરેબિયન નાઈટ્સ અથવા અરબી ભાષામાંની સુરસ કથાઓ એ દુનિયાના સાહિત્યમાં મશહૂર ચીજ છે. એક હજાર ને એક રાત્રિની આ વાર્તાઓ જેણે નથી વાંચી એવો ભણેલો માણસ ભાગ્યે જ મળે. દરેક જીવનમાં એવી એક ઉંમર હોય છે કે જ્યારે આવી કાલ્પનિક વાતો વાંચવાનો ને તેમનું ચિંતન કરવાનો રસ વધારેમાં વધારે હોય. આ ગ્રંથ જોડે મારો પરિચય કેવી રીતે થયો એનું સ્મરણ આપવા જેવું છે.

મોટાભાઈ પૂને ગયા હતા. એ જ વખતે પ્રખ્યાત વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરના પિતા કૃષ્ણશાસ્ત્રીએ ઑરેબિયન નાઈટ્સનું મરાઠી ભાષાંતર કર્યું હશે (અથવા મોટાભાઈની જાણમાં એ પહેલવહેલું આવ્યું હશે). એ ભાષાંતર અનુવાદની કળાનો અપ્રતિમ નમૂનો ગણાય છે. ભાષાંતર જેવું જરાયે લાગતું નથી; અને ભાષા એવી તો સરસ વાપરી છે કે, આખું પુસ્તક મરાઠી ભાષામાં સુંદર ઘરેણું થઈ પડયું છે.

આ પુસ્તક પોતાની પાસે હોય તો ઠીક એવી અભિલાષા મોટાભાઈને થઈ આવી. પણ આવડી મોટી ચોપડી ખરીદવા જેટલા પૈસા ક્યાંથી લાવે? પિતાની પાસેથી પૈસા આવતા એનો પાઈએ પાઈ હિસાબ આપવો પડતો. [એ પણ એક આશ્ચર્યની વાત છે. આગળ જતાં હું જ્યારે ભણવા પૂને જઈ રહ્યો ત્યારે પિતાશ્રીએ મારી પાસેથી કોઈ કાળે હિસાબ માગ્યો નહીં. મારી મેળે હિસાબ મોકલું તોયે પિતાશ્રી જોતા નહોતા. એક જમાનો વીતી ગયો એની એ અસર હશે અથવા નાનપણથી પિતાશ્રી સાથે રહી એમની દેખરેખ તળે ઘરની વ્યવસ્થા હું જોતો હતો, તેથી ક્યાં ખર્ચ કરવો અને ક્યાં ન કરવો એ વિશેની મારી વિવેકબુદ્ધિ ઉપર એમને વિશ્વાસ બેઠો હશે. મારી પાસેથી એમણે હિસાબ માગ્યો હોત તો મને હિસાબ લખવાની ટેવ પડત. હિસાબ લખવાની ટેવને અભાવે મેં મારી જિંદગીનો આર્થિક વ્યવહાર બહુ સંકુચિત રાખ્યો. ગમે તે થાઓ, અગવડ વેઠવી પણ ઉછીના પૈસા લેવા જ નહીં, કરજનું નામ સરખું લેવું નહીં, કોઈને પૈસા આપવા કે ધીરવા નહીં; અને જ્યારે આપવા ત્યારે ગયા સમજીને જ આપવા એવું ધોરણ જિંદગીને માટે મેં ઘડી રાખ્યું. તેથી મને હંમેશાં સંતોષ રહ્યો છે. જાહેર કામમાં પડયા પછી પણ

મેં કોઈ કાળે પૈસાની જવાબદારી મારે માથે રાખી નથી. આ રીતે સમાધાન તો રહ્યું, પણ જીવનના એક મહત્ત્વના અંગની મારી ખિલવણી થઈ નથી.]

કોણ જાણે કઈ રીતે, પણ મોટાભાઈએ ગમે તેમ કરી ચોપડીઓ ને ખોરાકીના બજેટમાં કાપકૂપ કરી એ ચોપડી ખરીદી. જે વસ્તુ મહામહેનતે મળે છે તેનાં કિંમત ને રસ અસાધારણ હોય જ. અમારા ઘરમાં ને મોટાભાઈના મિત્રમંડળમાં આ ઍરેબિયન નાઈટ્સની વાતો ખૂબ થતી. હું તે વખતે બહુ જ નાનો. સમુદ્રમંથન કરી દેવોએ અમૃત મેળવ્યું તેવું જ કંઈક મોટાભાઈએ મેળવ્યું છે એવું તે વખતે મને થતું.

પછી હું મોટો થયો. મોટાભાઈ પીઢ ગણાવા લાગ્યા. તેમને હવે જણાયું કે, ઍરેબિયન નાઈટ્સ એ અમૃત નથી પણ મદિરા છે. એટલે એમણે એ ચોપડી પોતાના કબાટમાં તાળાકૂંચીમાં રાખી. અમારો હાથ એનાં પર ન પડે એ વિશે તેઓ બહુ સાવચેતી રાખતા.

પણ ગોંદુએ એક દિવસ લાગ જોઈ એ હાથ કરી, એમાંથી એકબે વાર્તાઓ વાંચી, ને પોતાના પરાક્રમની પ્રસાદી તરીકે એ જ રાત્રે મને વાર્તાઓ સંભળાવી. પછી તો મારું કુતૂહલ પણ જાગ્યું. મેં બાબા(મોટાભાઈ)નો આખા દિવસનો કાર્યક્રમ તપાસ્યો, કયા કયા કલાકો સુરક્ષિત છે એ નક્કી કર્યું, અને નક્કી વખતે અચૂક એમની ઓરડીમાં ઘૂસી જઈ એ ચોપડી વાંચવા લાગ્યો. જનક રાજાના દરબારમાં શુક મુનિ દૂધથી ભરેલું પવાલું જેમ યોગયુક્ત થઈ હાથમાં લઈ ફરેલા તેમ મારે આ ચોપડીનું વાચન કરવું પડતું. વાર્તાનો રસ એવો તો જામતો કે જાણે જાદુઈ દુનિયામાં જ વિહાર કરીએ છીએ. ઘડીકમાં ચીન દેશમાં, તો ઘડીકમાં ખલીફ હારૂન અલ રશીદના દરબારમાં; ઘડીકમાં સિંદબાદ સાથે, તો ઘડીકમાં પેલા હજામ સાથે; એમ રાક્ષસો, પરીઓ, જાદુઈ ફાનસો અને ઘોડાઓની દુનિયામાં કલ્પનાના ઘોડા દોડતા. પણ બાબાનો પાછા આવવાનો વખત બરાબર ધ્યાનમાં રાખવો પડતો. જરાક ગાફેલ રહ્યો તો સપડાઈ જવાય.

ઘણા દિવસ સુધી આવું વાચન ચાલ્યું. પણ આખરે એક દિવસ હું સપડાયો. બાબા ક્રોધે ભરાશે અને મારશે નહીં તો વઢશે તો ખરા જ, એમ ધાર્યું હતું. મોઢું તો ઊતરી ગયું હતું. અદ્ભુત વાર્તાના બાહોશ રાજપુત્રને બદલે બાબાનો કાવ્યહીન ચોર થઈને હું તો ઊભો હતો. પણ બાબા તો ચિડાયા નહીં. એમને કદાચ પોતાનું નાનપણ યાદ આવ્યું હશે. દુ:ખી હૃદયે અને ગંભીર અવાજે એમણે એટલું જ કહ્યું કે, 'તું પોતાનું નુકસાન કરે છે, આ તો ઝેર છે; ઝેર કરતાંયે ખરાબ શરાબ છે. એને અડીશ મા.' બાબાની આ દર્દભરી સલાહની મારા ઉપર અસર થવી જોઈતી હતી, પણ હું વાર્તાના કેફમાં હતો. હું તો એટલું જ જોઈ શક્યો કે, બાબા ચિડાયા નથી એટલે વઢવાના નથી. વિષયનો માર્યો માણસ નફ્ફટ બને છે. તે જ રીતે રસનો માર્યો હું નફ્ફટ બન્યો. હવે હું કાંઈ મુગ્ધ બાળક નથી એવે અવાજે મેં બાબાને

કહ્યું, 'બાબા, તમે કહો છો એ વાત સાચી છે. પણ મેં લગભગ પોણી ચોપડી પૂરી કરી છે. હવે બાકીનો પા ભાગ મને પૂરો કરવા દો તો શું ઝાઝું નુકસાન થવાનું હતું?' બાબા પીગળ્યા કે નિરાશ થયા તે કોણ જાણે. પણ એમણે કહ્યું, 'ત્યારે હવે એ ચોપડી પૂરી કરી નાખ.' એ પ્રસંગે બાબાએ શું કરવું જોઈતું હતું એનો આજે પણ નિર્ણય નથી કરી શકતો. મેં ચોપડી પૂરી કરી. ઘણા દિવસ સુધી એ વાર્તાઓની અસર મગજ પર રહી.

પણ પ્રમાણમાં બહુ જ નાની ને નિર્દોષ ઉંમરમાં મેં એ ચોપડી પૂરી કરી એથી હશે, અથવા ઝપાટાભેર જાણે એક જ બેઠકે આખી ચોપડી પૂરી કરી એથી હશે; પણ માણસને ચક્કર આવે અને પછી શું થયું એ બધું ભૂલી જાય, તેમ એ આખી ચોપડી લગભગ હું ભૂલી ગયો છું. વીજળીને વેગે મોટી મુસાફરી કરી દિવસનાં પાંચ પાંચ દસ દસ શહેરોમાં એથીયે બમણાં વ્યાખ્યાનો આપતા ફરવું પડે, અને પછી જેમ કયે ઠેકાણે શું જોયું, કોને મળ્યા અને શું કહ્યું, એ બધું જ ભૂલી જવાય છે, તેવું જ કંઈક થયું હશે. અલીબાબાની વાર્તા અને સિંદબાદની મુસાફરીઓ ફરી એક વાર સંક્ષિપ્ત રૂપમાં અંગ્રેજીમાં વાંચવી પડી હતી, એટલે એ વાર્તાઓ સહેજસાજ મગજમાં ચોંટી ગઈ છે. બાકીનું તો બધું શૂન્યવત્ છે.

ઍરેબિયન નાઈટ્સની વાર્તાઓ તો હું ભૂલી ગયો. પણ એના વાચનથી કલ્પનામાં વિહાર અને વિલાસ કરવાની મેલી ટેવ તો ઘણા લાંબા વખત સુધી રહી ગઈ હતી. કલ્પનાને આટલી જબરદસ્ત વિકૃત કેળવણી મળી, એની અસર આખા જીવન પર પડી. અને તે બહુ માઠી હતી. ઍરેબિયન નાઈટ્સ વાંચવામાં ન આવી હોત તો, મને લાગે છે કે, કલ્પનાની કેટલીયે અશુદ્ધિમાંથી હું બચી જાત. દુ:ખમાં સુખ એટલું જ છે કે, એ ચોપડી મેં નાની ઉંમરે વાંચી તેથી એનો ઘણો ખરો શૃંગાર મગજમાં ઘૂસવાને બદલે – માથાને વીંધવાને બદલે – માથા ઉપરથી પસાર થયો.

ઘણા શિક્ષકો ને માબાપો માને છે કે, ઍરેબિયન નાઈટ્સનો શૃંગાર એ એનું ભારેમાં ભારે ઝેર છે. હું માનું છું કે, એ શૃંગાર તો જીવનને બગાડે છે જ; પણ એથીયે વધારે, આવી ચોપડીઓ વાંચવાથી સદ્ગુણ ને પુરુષાર્થ પરની શ્રદ્ધા મોળી પડી, દૈવ, અકસ્માત, સંજોગો ને કશા નિયમ વગરની માણસની અભિરુચિ, એના ઉપર આધાર રાખવાની ટેવ પડી જાય છે, એ માણસને મારી નાખે છે. એથી માણસ નિર્વીર્ય દૈવવાદી બની જાય છે, લાયકાત વગર, મહેનત વગર, દુનિયાના બધા ઉપભોગો પોતાને મળે એવી ઇચ્છા કરતો થાય છે; અને મેં જોયું છે કે, કેટલાક તો આશા પણ બાંધતા થાય છે. મગજની નબળાઈ અને પ્રયત્નમાં થાક એ આનું પ્રથમ પરિણામ છે.

આવી ચોપડીઓ માણસજાતિ ઉપર ચડાઈ કરનાર પ્લેગ ને ઇન્ફ્લુએન્ઝા જેવી છે. આજે ઘરની એ ચોપડી મારે હાથ આવે તો એને હું બાળી નાખું, પણ કોણ જાણે આજે એ કોના હાથમાં હશે. આવું સાહિત્ય ખેતરના ઘાસની પેઠે જીવવામાં પણ જબરું. સારી ચોપડીઓ કબાટમાં ને પુસ્તકાલયમાં ધૂળ ખાતી પડે

છે; આવી ચોપડીઓને એક દિવસની પણ નવરાશ કે રજા નહીં મળતી હોય
રોગનાં જંતુઓ જેમ જ્યાંત્યાં પહોંચી જાય છે, તેમ આવું સાહિત્ય સમાજમાં બધે
પ્રવેશ કરે છે. રસના ઘેલા લોકો એનો પ્રચાર કરે છે અને બેજવાબદાર ઉન્મત્ત
સાક્ષરો આવી વસ્તુઓનો બચાવ પણ કરે છે. સાચે જ,

पीत्वा मोहमयीं प्रमादमदिराम् उन्मत्तभूतं जगत्

## ૫૯. ધારવાડનું શાકબજાર

કારવારમાં રહી કાનડી ભાષા હું કંઈક સમજતો થયો હતો; પણ એ તો શિષ્ટ પુસ્તકી ભાષા. ત્યાં અંગ્રેજીનો અનુવાદ મરાઠીમાં પણ થાય અને કાનડીમાં પણ થાય અને પાઠ્યપુસ્તક સમજાવતી વખતે છોકરાઓ આ બંને ભાષામાં પણ બરાબર ન સમજે એટલે શિક્ષણ કોંકણીમાં ચલાવે. આમ મારું ત્રણે ભાષાનું જ્ઞાન વધતું હતું.

એટલામાં અમારે ધારવાડ જવાનું થયું. ત્યાં રોજ બજારમાં જવું પડતું. પ્લેગને લીધે શહેર બહાર દૂર જઈને રહ્યા પછી તો બપોરે જમીને બજારે જઈએ તે રાત્રે પાછા આવીએ. હવે અમારે જોઈતી ચીજોનાં કાનડી નામ અમે ક્યાંથી જાણીએ? એટલે સોદો કરતાં ઘણી મુશ્કેલી પડતી. આખા બજારમાં એક જ દુકાનદાર એવો હતો કે જે અમારી સાથે મરાઠીમાં બોલી શકે. અમે જઈને એને પૂછતા કે 'ચણાની દાળને શું કહે છે?' એ કહે, 'કડલી બ્યાળી.' બસ 'કડલી બ્યાળી' 'કડલી બ્યાળી' ગોખતા ગોખતા અમે આખું બજાર ફરી વળતા. સારો માલ પસંદ કરી ખરીદીએ ત્યાં સુધી ખાધા વગર જ કડલી બ્યાળી મોઢે ચડતી.

પછી ફરી પેલી દુકાને જઈએ અને પૂછીએ કે, 'મરચાંને શું કહે છે?' પેલો કહે, 'મેનશિનકાઈ.' અમે મેનશિનકાઈની શોધમાં ઊપડતા. મેનશિનકાઈ ખરીદતા પહેલાં કેટલીયે છીંકો ખાવી પડતી. કર્ણાટકના લોકો મરચાં ખાવામાં બહાદુર. તે એટલે સુધી કે, કેટલાક લોકોની અટક જ મેનશિનકાઈ હોય છે! પછી વારો આવે નાળિયેરનો. કાનડીમાં એને કહે, 'તંગિનકાઈ.' તંગિનકાઈના ભાર સાથે એ શબ્દ પણ ઉપાડી અમે આગળ જતા.

ગાયનમાં જેમ ગવૈયો ગમે તેટલા આલાપ લે તોયે વખતસર સમ પર આવી જાય, તેમ અમારે ફરી ફરી દર વખતે પેલા દુકાનદાર પાસે જવું પડતું. એક કાગળના કટકા પર બધાં નામ લખીને ગોખી કાઢવાં એ સહેલો રસ્તો, કોણ જાણે શાથી, અમને સૂઝયો નહીં. અમે તો દર વખતે અમારા જીવતા કોશ પાસે જતા. પેલો ભાઈ પણ જરાક હસી પડીને અમને પૂછેલા શબ્દનો જવાબ સ્પષ્ટ ઉચ્ચારે કહી દેતો. કોક વાર એમ પણ ઉમેરતો કે, 'કાઈ કહેશો તો કાચું ફળ મળશે, હણ્ણુ કહેશો તો પાકું ફળ મળશે.'

શાકબજાર આ દુકાનથી બહુ દૂર. ત્યાં તો અમારે પોતાની જ અક્કલ ચલાવવી પડતી. શાક વેચનાર મોટે ભાગે તો સ્ત્રીઓ જ હોય. એમના ઉચ્ચાર છેક ગામડાના. અનેક વાર સાંભળીએ તોયે શબ્દ ઝટ ધ્યાનમાં ન આવે, ફરી પૂછીએ એટલે એ બાઈઓ અમારી મશ્કરી કરી હસી પડે. એ લોકો હસી પડે એટલે પાકા તડબૂચનાં બી જેવા એમના કાળા દાંત જોઈ મને હસવું આવતું. એ બાજુએ એક જાતનું દંતમંજન લગાડવાની પ્રથા છે. ધોળા દાંત સ્ત્રીઓને શોભે નહીં. સ્ત્રીઓના રૂપને હાડકાં જેવા દાંત કેમ શોભે? નખે મેંદી, દાંતે 'દાંતવણ' (દાંતવણ એ પેલા દંતમંજનનો ત્યાંનો શબ્દ) અને ગાલે હળદર, એ કર્ણાટકી રમણીની ખાસ શોભા. સ્ત્રીઓ કોઈને ત્યાં બેસવા જાય એટલે હળદરની પીઠી સામે મૂકેલી હોય જ. એ પીઠી બંને હાથ પર ચોળી બંને ગાલે ચોપડી દે. એ સુવર્ણ જેવી કાંતિ ત્યાં ખૂબ વખણાય છે.

શાક વેચનાર સ્ત્રીઓ જોડે ભાવ નક્કી કરવા એ અમારું અઘરામાં અઘરું કામ હતું. એક વાર ભાઉ બદ્નીકાઈ(રીંગણાં)ને બદલે 'બદ્નીહણ્ણુ' બોલી ગયો. આખું બજાર હસી પડ્યું. ભાઉ શરમાયો, અને એ શરમની ગૂંઝવણમાં પેલી બાઈને બદ્નીકાઈના પૈસા આપતાં ભૂલી ગયો. અમે તો ભૂલ્યા, પણ પેલી બાઈ પણ એ હાસ્યરસમાં પૈસા લેતાં ભૂલી ગઈ.

અમે ત્યાંથી પાસેના બીજા બજારમાં ગયા. ત્યાં અમે 'બેલ્લા' (ગોળ) ખરીદતા હતા. એટલામાં અચાનક પેલી બાઈ દોડતી આવી. એણે ભાઉના ધોતિયાની પાટલી પકડી અને કાનડીમાં ગાળો દેવા લાગી. ભાઉનો મિજાજ તેજ હતો. પણ અહીં કરે શું? ઠીક હતું કે, અમે એ ગાળોનો અર્થ જાણતા ન હતા. પેલી બાઈ મિનિટના દોઢસો શબ્દને વેગે ગાળો દેતી હતી, અને ભાઉ મરાઠીમાં પૂછતો હતો, 'અરે, પણ થયું શું?' પૈસા આપ્યા નથી એ વાતની એને સરત પણ નહોતી. ભાઉ કરતાં મને કાનડી વધારે આવડે, કેમ કે હું કારવારમાં વધારે રહેલો. મેં ભાઉને કહ્યું, 'રીંગણાંના પૈસા માગે છે.' આપણે પૈસા આપ્યા છે કે નહીં એનો ભાઉ વિચાર કરવા લાગ્યો. મને એની ભારે ચીડ ચડી. ભરબજારમાં આપણી આમ ફજેતી થાય છે! લોકો ટગર ટગર જુએ છે! આ દૃશ્ય એક ક્ષણ પણ કેમ ખમાય? મેં ભાઉને કહ્યું, 'અત્યારે તો એને પૈસા આપી જ દે; ભલે એને એક વાર પૈસા આપ્યા હોય.' ભાઉની લાગણી કાંઈક બુઠ્ઠી અથવા ન્યાયબુદ્ધિ વધારે તીવ્ર. એ મારી વાત શાનો માને? એ તો યાદ જ કરતો રહ્યો. આખરે મેં એના ગજવામાં મારો હાથ નાખ્યો અને દસ પૈસા કાઢી પેલી બાઈ આગળ ફેંકી દીધા. અમારો બંનેનો છુટકારો થયો.

પાછા આવતાં, આવે પ્રસંગે શું કરવું યોગ્ય છે એ વિશે અમારી ચર્ચા ચાલી. ભાઉ કહે, 'એ દસ પૈસાનો સવાલ નથી. સિદ્ધાંતનો સવાલ છે. ધારો કે દસ પૈસાને બદલે સો રૂપિયાનો સવાલ હોત, તો શું ડરી જઈને આપી દેત?'

મેં કહ્યું, 'જેવી પરિસ્થિતિ તેવો સિદ્ધાંત.' ભાઉ કહે, 'સિદ્ધાંત એ સિદ્ધાંત છે, ત્યાં રકમનો સવાલ હોય નહીં.' અને હું કહું કે, 'પરિસ્થિતિથી નોખો એવો નાગો સિદ્ધાંત હોઈ જ ન શકે. સો રૂપિયાનો સવાલ હોય ત્યારે આપણે સહેજે ભૂલી જતા નથી; અને એ વખતે આવી કાછિયણ જોડે પ્રસંગ પડતો નથી.' આ અમારો મતભેદ અને એની ચર્ચા દસ દિવસ સુધી ચાલ્યાં.

આજે જેમ ટૂંકામાં અને સ્પષ્ટ શબ્દોમાં મેં એ બે પક્ષ રજૂ કર્યા છે, તેમ તે દિવસે કરવાની શક્તિ ક્યાંથી હોય? એટલે બધો ગોટાળો થતો. એક દલીલ કરવા જતાં એ જ વિવાદનો વિષય થઈ પડતો. તેનું ખંડનમંડન કરવા જતાં એમાંથી નવો ઝઘડો ઊભો થતો. આગળ જતાં કોણે શું કહ્યું હતું એ પણ અમે ભૂલી જતા. હું એને કહું, 'તેં આમ કહ્યું હતું.' ભાઉ કહે, 'ના, મેં આવું તો કહ્યું જ નહોતું.' હું ફરી કહું, 'હતું;' એ કહે 'નહોતું.'

આમ કેટલાયે દિવસ સુધી વાગ્યુદ્ધ ચાલ્યું. પિતાશ્રી જમીને ઑફિસે જાય; અને અમે યુદ્ધ જમાવીએ. ગોંદુ અમારી ચર્ચામાં ભાગ લે, પણ એથી એકેનો પક્ષ પોષાય નહીં, અને અમારે બંનેને મળીને એને પ્રથમથી સંમજાવવું પડતું. મારી ખાતરી છે કે, અમારું આ યુદ્ધ શાસ્ત્રોક્ત અઢાર દિવસ લેત, પણ અમને આમ લડતા જોઈ આઈને ભારે દુ:ખ થયું. અમે શા માટે લડીએ છીએ એની અમને જ ખબર ન હતી, તો પછી આઈને તો ખ્યાલ ક્યાંથી જ આવે? અમને રોજ ઘાંટો પાડી લડતા જોઈ આઈ વિમાસણમાં પડતી. જ્યારે એનાથી પોતાનું દર્દ ખમાયું નહીં ત્યારે અમારી પાસે આવી ગળગળે સાદે આઈએ કહ્યું, 'અરે દત્તુ, કેશુ, તમને આજે આ શી દુર્બુદ્ધિ સૂઝી છે? જન્મારામાં તમે કદી લડ્યા નથી. સરસ ખાવાનું મળ્યું હોય તો મોઢામાં નાખેલો કોળિયો પણ બહાર કાઢી તમે એ વહેંચી લેતા. તમે આમ લડો તો હું ક્યાં જાઉં? હું સાંજે એમને કહી દેવાની.' અમે બંને હસી પડ્યા. ભાઉ કહે, 'અમે લડતા નથી, અમારી તાત્ત્વિક ચર્ચા ચાલે છે. અમે દ્વેષથી બોલતા નથી, પણ અમારે તત્ત્વનો નિર્ણય કરવો છે.'

આ ખુલાસાથી આઈને સમાધાન ન થયું. આઈના સાદે મારા દિલને વીંધ્યું હતું. મેં કહ્યું, 'જા, તારી બધી વાત સાચી. મારે ચર્ચા નથી કરવી.' ભાઉ સમજી ગયો. પણ ગોંદુ એકદમ બોલી ઊઠ્યો, 'કેવો હાર્યો! કેવો હાર્યો! હું કહેતો નહોતો?'

# ૬૦. ગુપ્તમંડળ

દોઢ વરસે ટિળક મહારાજ જેલમાંથી છૂટયા. જેલ જતાં પહેલાંનો પુષ્ટ અને જેલમાંથી છૂટયા પછી તરતનો નબળો પડેલો એવા ટિળકના બે ફોટા ઘેર ઘેર ચોડાયા. બધે આનંદ આનંદ થઈ રહ્યો. અમે મરાઠી માસિક 'બાલબોધ' વાંચતા હતા એમાં ટિળક વિશે લખતાં કવિ મોરોપંતની આર્યાની એક લીટી મથાળે મુકાઈ હતી:

तेव्हां गंधर्वमूखी जिकडे तिकडे ही तननननम् तननम्।

ઉત્સવ પછી અમે ત્રણ નાના ભાઈઓ વિચાર કરવા લાગ્યા: ટિળક જેવા દેશભક્તને સરકાર જેલમાં પૂરી દે છે એનું કારણ એ જ છે કે, તેઓ જાહેરમાં ભાષણો કરે છે અને લખે છે. બધું કામ ગુપ્ત રીતે કરવામાં આવે તો સરકારને ખબર જ કયાંથી પડે? શિવાજી શું કયાંય ભાષણ કરવા ગયા હતા? અમારો ત્રણેનો નિરધાર થયો કે ગુપ્તમંડળ કાઢવું!

એ જ અરસામાં અમારું ઘર પાછળની બાજુ લંબાવાનું હતું. એને માટે પાયો ખોદાતો હતો. ત્યાંથી મ્યાન સાથેની એક તલવાર જડી આવી. એના પર સહેજ કાટ ચડયો હતો; મ્યાન ખવાઈ ગયું હતું. વિષ્ણુએ કડિયા-મજૂરોને વાત છાની રાખવાનું કહી એ તલવાર ઘરના છાપરામાં સંતાડી દીધી. અમારું ત્રણ જણનું ગુપ્તમંડળ સ્થપાયા પછી મેડે જઈ અમે એ તલવાર કાઢતા, એના પર ફૂલ ચડાવતા, અને પછી એ હાથમાં લઈ ફેરવતા! તલવાર ભારે ન હતી, પણ હુંયે કંઈ મોટો ન હતો. મેં એ તલવારથી આવેશમાં બેત્રણ વાર ઘરના થાંભલા પર ઘા કરેલા. થાંભલો કપાત તો તો આખું છાપરું માથા પર તૂટી પડત. પણ થાંભલો કંઈ કાચો કેળના ઝાડનો ન હતો, અને મારા કાંડામાં કોઈ કાળે તાનાજી માલુસરે જેવું જોમ હતું પણ નહીં, એટલે એ પ્રયોગ હમેશને માટે સલામત હતો.

ઘણાં વરસ સુધી એ તલવાર અમારા ઘરમાં હતી. પછી પિતાશ્રીને એની જાણ થતાં એમણે મારી પાસે એના કકડા કરાવ્યા; કકડાની મેં લુહાર પાસે છરીઓ કરાવી; અને તલવારની મૂઠ શહેર બહાર એક ગરનાળામાં ફેંકી આવ્યો. તે દિવસે મને ખાવાનું ભાવ્યું નહીં અને ઊંઘ પણ ન આવી. અમે નિઃશસ્ત્રી થયા એનું કંઈ નહીં, પણ દૈવવશાત્ હાથ આવેલું શસ્ત્ર પોતાને હાથે તોડવું પડયું એ મને વસમું લાગ્યું. પણ બીજો ઈલાજ ન હતો. અને તે કાળનું રાજકીય વાતાવરણ પણ ડહોળાયેલું હતું.

પણ આ બધી આગળની વાત થઈ. અમારા ગુપ્તમંડળમાં કોઈ ચોથાને દાખલ કરવાનું અમારાથી ન બન્યું. અમે તો જંગલમાં જઈ ત્યાં કઈ રીતે કિલ્લાઓ સર કરી શકાય એના વિચારો કરતા હતા.

# ૬૧. કુસંસ્કારનો પાશ

હિંદુ સ્કૂલનું પવિત્ર વાતાવરણ લઈ હું શાહપુર આવેલો. વર્ગના બધા છોકરાઓથી હું જુદો પડતો. મને એનું ભાન હતું અને અભિમાન પણ હતું. વર્ગમાં ખાનગી વખતમાં નીતિમય જીવનની ઘણી વાર વાતો કરતો. અને વર્ગના કોઈ પણ વિદ્યાર્થીમાં અસત્ય, અશ્લીલ ભાષણ અથવા અન્યાય જોઉં ત્યારે કડવી ભાષામાં એના મોઢા પર એને ધિક્કારતો.

એક વાર વર્ગના એક વિદ્યાર્થીના દેખતાં એને વિશે મેં કહ્યું કે, 'એ હલકટ છે.' બધા છોકરાઓ ચકિત થયા. એ ભાઈ ચિડાયો તો ખરો, પણ શો જવાબ આપવો એ એને સૂઝયું નહીં. થોડુંક રહીને એ બોલ્યો, 'શું તમારા બાપનું મેં કંઈ ખાધું છે કે તમે મારે વિશે આવો અભિપ્રાય જાહેર કરો? તમારો ઓશિયાળો હોઉં તો ભલે મારી નિંદા કરો. પણ અમસ્તું કોણ સહન કરે?' મેં તો ધાર્યું હતું કે એ મને મારવા જ દોડશે.

એના જવાબથી હું શરમાયો. મેં એની માફી માગી અને એ પ્રકરણ ત્યાં જ પત્યું.

વર્ગના છોકરાઓ, કંઈક આદરથી પણ મોટે ભાગે મારી ફજેતી કરવા ખાતર, મને 'સંત કાલેલકર' કહેતા. પણ હું તો આથી ફુલાયો અને આખી નિશાળનો કાજી બન્યો. મારા દેખતાં છૂટથી ફાવે તેવું બોલવાની કોઈની હિંમત ન હતી. બેચાર જણ વાતો કરતા હોય અને હું ત્યાં જઈ ચડું કે બધા એકદમ વાત બદલી નાખતા. મને એ બધું યથાયોગ્ય લાગતું. એટલો આપણો અધિકાર છે જ એ વિશે મને શંકા નહોતી!

પણ આવું સારાપણું ઝાઝા દિવસ સુધી કેમ ચાલે? અમારા વર્ગમાં... કરીને એક મોટી ઉંમરનો છોકરો હતો. ગામના એક પ્રતિષ્ઠિત પણ અસંસ્કારી ઘરનો એ એકનો એક છોકરો. એને ભણતરની પડી ન હતી. ઘરના લોકોને પણ એ ભણે એની ગરજ ન હતી. કાંઈ જ ઉદ્યોગ નહીં એટલે ભાઈ નિશાળે આવતા. ઉંમરે ઠીક મોટા અને કદાવર. એટલે શાળાના માસ્તરો એમનું નામ લેતા જ નહીં. એ નિયમિત ફી આપતો, એટલે જ્યારે આવવાનું મન થાય ત્યારે વર્ગમાં બેસવાનો એનો હક સ્પષ્ટ હતો. રસ પડે ત્યારે વર્ગના વિષયો તરફ ધ્યાન દેતો, નહીં તો અલકમલકની વાતો ચલાવતો.

નિશાળના નાના છોકરાઓ હંમેશ એનાથી ડરે. અને એ પણ છોકરાઓને બરાબર ડરાવે. આવે પ્રસંગે નાના છોકરાઓ માટે આત્મરક્ષણનો એક જ ઉપાય હોય છે. શિક્ષક પાસે તો જવાય જ નહીં. ત્યાં કશી સહાનુભૂતિ ન મળે. ઊલટું ખોટી ફરિયાદ કર્યાની સજા પણ થાય. અને પેલા ભાઈની સતામણી વધે એ

તો વળી વધારાનું. તેથી નાના છોકરા હંમેશ એની ખુશામત કરતા. એણે મને ઠેકાણે લાવવાનું બીડું ઝડપ્યું. મને મારવાની કે બીજી રીતે પજવવાની તો એની હિંમત ન હતી. સજ્જન અને હોશિયાર વિદ્યાર્થી તરીકે શિક્ષકોમાં મારી પ્રતિષ્ઠા બંધાઈ ચૂકી હતી. પછાત વિદ્યાર્થીઓને ભણાવવામાં હું મદદ કરતો, એટલે વર્ગમાં પણ મારા પ્રત્યે સામાન્ય આદર બરાબર હતો. પરિણામે પેલાએ નવો જ રસ્તો શોધી કાઢ્યો. એ બેઠો હોય ત્યાં હું જાઉં એટલે એ અચૂક ગંદી વાતો બોલવાનું શરૂ કરે. હું એને ધિક્કારું તો જરાક હસી પડે, અને વધારે ગંદી વાતો છેડે. હું કંટાળીને ત્યાંથી ઊઠી જાઉં.

આથી તો ભાઈસાહેબની હિંમત વધી. હું બેઠો હોઉં ત્યાં આવીને પડોશના વિદ્યાર્થીઓ સાથે ગંદી વાતો ચલાવે. વર્ગના વિદ્યાર્થી સામે શિક્ષક આગળ ફરિયાદ કરવી એ મારી નીતિની ભાવનામાં હીન કર્મ હતું. પેલાને એની ખબર હતી, એટલે એ સુરક્ષિત હતો. હું ખૂબ અકળાયો, પણ મને કંઈ ઉપાય જડ્યો નહીં. મને ઉદ્દેશીને એ કંઈ બોલત તો મિત્રમંડળ ભેગું કરી હું એની સામે યુદ્ધ જમાવત, પણ એ તો જાણે ગંદી ભાષાનો શબ્દકોશ મોઢે કરતો હોય તેમ બોલ્યે જતો. જે વસ્તુનો ઉપાય નથી તે સહન કર્યે જ છૂટકો, એટલે મેં એને વિશે પૂરી તટસ્થતા ધારણ કરી. છતાં એ વિરમ્યો નહીં. વર્ગમાંથી શિક્ષક જરા બહાર જાય એટલે આખા વર્ગને અશ્લીલ વાતો વિગતવાર વર્ણનપૂર્વક સંભળાવવાનું એ શરૂ કરે. પછી તો એણે અભિનય પણ ઉમેર્યો. પહેલાં પહેલાં મને ખૂબ અકળામણ થતી, પણ ધીમે ધીમે કાન ટેવાઈ ગયા. એની વાતોમાં છાનો રસ પણ પડવા લાગ્યો. મોઢા પર હું તિરસ્કારની છટા બતાવતો, પણ અંદરખાનેથી રસના ઘૂંટડા પીતો થયો. પ્રતિષ્ઠા પણ સચવાય અને રસ પણ મળે, એ પરિસ્થિતિ મને બહુ ફાવતી આવી.

છેક નાનપણમાં જે ગંદી વાતો સાંભળેલી કે વાંચેલી તે સ્મરણમાં તો હતી; છતાં તે વેળા એની હૃદય પર અસર થઈ ન હતી. આ વખતની મારી ઉંમર તેવી ન હતી. ગોવામાં શિવરામ કરીને એક પડોશી હતો. એની ઓળખાણ તો પંદર દિવસની જ; પણ એણે કેટલીક ગંદી વાતો સમાજના ચિતાર તરીકે સંભળાવેલી. ત્યાર પછી ધારવાડમાં એક કાનડી વિદ્યાર્થીએ એની ભાંગીતૂટી અંગ્રેજીમાં, એવી જ કેટલીક વાતો શાસ્ત્રીય માહિતી તરીકે સંભળાવેલી. હમેશાં નીતિમત્તાનો ડોળ કરનાર છોકરો આવી વાતોમાં કોઈની સાથે ચર્ચા તો કરે જ નહીં, એટલે મનમાં જ એ અનેક જાતના વિચારો કરે અને રહસ્ય સમજવાનો પ્રયત્ન કરે. જ્યાં સીધી પ્રત્યક્ષ માહિતી કે અનુભવ ન હોય ત્યાં મન વિચિત્ર કલ્પનાઓ ચલાવે છે. વર્ગમાં ચાલતી આ બધી વાતોથી મારા કાન અને મારું મન ભરાઈ ગયાં હતાં. એકાંતમાં હું એ વસ્તુ પર કેટલોયે વિચાર કરતો. ધીમે ધીમે દિવસરાત એ જ વસ્તુની વિચારણા મનમાં ચાલવા લાગી. બહારથી અત્યંત નીતિનિષ્ઠ અને પવિત્ર

ગણાતો હું મનોરાજ્યમાં નરક સંઘરવા લાગ્યો.

જેમ જેમ મન વધારે ને વધારે મેલું થતું ગયું તેમ તેમ બહારની ઠાવકાઈ અને વિવેક વધવા લાગ્યાં. મારી પ્રતિષ્ઠામાં પણ ઉમેરો થયો. મેં ('The Good Company') 'ધ ગુડ કંપની' નામનું એક મંડળ સ્થાપ્યું. એમાં અમે અનેક વિષયોની ચર્ચા કરતા, શિક્ષકોને બોલાવતા, પરોપકારની યોજનાઓ ઘડતા, અને આત્મોન્નતિનું વાતાવરણ રચતા. એની સાથે સાથે મારું ગંદું મનોરાજ્ય પણ ચાલુ જ રહ્યું. એ કેમ શકય થાય છે એ માનસશાસ્ત્રનો સવાલ છે. પણ શકય છે એ તો મારો પોતાનો અનુભવ જ કહે છે.

પેલો વિદ્યાર્થી થોડા જ દિવસોમાં નિશાળ છોડીને ઘેર બેઠો અને લાંચ ખાવાના અનેક માર્ગો શોધવા લાગ્યો. એને ભણવું હતું જ નહીં; નિશાળ તો છોડવી હતી જ. પણ એકાદ વરસ નિશાળમાં કાઢી નાખીએ એ વિચારે નિશાળમાં આવેલો. વરસદહાડો વહેલું નિશાળ છોડવાનું એને સૂઝત તો કેવું સારું થાત! જાણે મારા દુર્ભાગ્યે જ એને એક વરસને માટે નિશાળમાં રાખેલો.

કાન મારફતે મનમાં મેલ રેડવો અને સંઘરવો એ સહેલી વાત છે; પણ ત્યાંથી એ ધોઈ કાઢવો એ લગભગ અશકય જેવું છે. આગળ જતાં અસાધારણ સંજોગો મને ન મળ્યા હોત, ઉપરાઉપરી પ્રવાસ, દેશભક્તિની દીક્ષા, કૉલેજની કેળવણી અને શિક્ષક તરીકેની જવાબદારી – એટલી વસ્તુઓ મારી મદદે ન આવી હોત તો, હું નથી ધારતો કે એ કુવિચારના પરિપોષમાંથી હું બચવા પામત.

જેને ભણવું નથી, શુભ સંસ્કારોની જેને કદર નથી, સમાજમાં હડકવા ફેલાવતાં જેને શરમ નથી, એવાઓને નિશાળે જવાની બુદ્ધિ ઈશ્વર ન આપે તો કેવું સારું! શાળાઓ પણ આવા રખડેલ છોકરાઓને સંઘરવાની બેદરકારી ન બતાવે, એટલી જવાબદારી એમના પર નથી શું? બગડેલાને સુધારવા એ નિશાળનું એક કર્તવ્ય છે ખરું; પણ શિક્ષકોએ એવા છોકરા ઓળખી કાઢવા જોઈએ, એમનાં હૃદય સુધી પ્રવેશ કરવો જોઈએ, આરોગ્યભવનમાં માંદાઓને રાખે તેમ એમને રાખવા જોઈએ, અને તેમના ચેપમાંથી મુગ્ધ જણાતાં બાળકો બચી જાય. એનો ઉપાય ન જડે તોયે એની ઈન્તેજારી તો રાખવી જ જોઈએ.

...ભાઈ! તારું વિષાદમય સ્મરણ મને આખો જનમારો રહેશે.

# ૬૨. ફોટાની ચોરી

નાનપણમાં ટાઈપની ચોરી કર્યા પછી મેં મન સાથે નક્કી કર્યું હતું કે હવે પછી આવું આપણાથી ન થાય. છતાં ચોરીની ખાસ ઈચ્છા રાખ્યા વગર મારે હાથે એક ચોરી તો થઈ જ ગઈ.

મુધોળમાં અમે સરકારી પરોણા તરીકે રહેતા હતા. વ્યંકટેશના મંદિરમાં અમારો ઉતારો હતો. ત્યાંથી ઘણી વાર અમે ફરવા જતા. એક દિવસ અમે યુરોપિયન મહેમાનોને માટે ખાસ બનાવેલું ગેસ્ટ-હાઉસ જોવા ગયા. તેમાં જોવા જેવું શું હોય? બંગલા જેવો બંગલો. રાચરચીલું ખૂબ હોય. કેટલાંક ચિત્રો ટીંગાડેલાં હોય. સૌન્દર્ય કે કળાની દૃષ્ટિએ એમાં કશું ન મળે. બંગલાના ખાનસામાએ યુરોપિયન લોકો કેવી રીતે રહે છે, કેવી રીતે ખાય છે, કેવી રીતે નહાય છે, એ બધું કહ્યું. મને તો એ આખા બંગલામાં ત્રણ જણ ત્રણ દિશાએ મોઢું રાખી બેસી શકે એવી મોટી ખુરશી જ આકર્ષક લાગી. ત્રિકોણી સ્વસ્તિક જ સમજોને.

અમે એ બંગલા તરફ જતા તે એની આસપાસનો બગીચો જોવા. ત્યાં ચમેલીનાં એટલાં બધાં ઝાડ હતાં કે, આઈએ ત્યાંથી રોજ ફૂલ મંગાવી ઘરના મહાદેવને એક લાખ ફૂલ ચડાવ્યાં. રોજ ફૂલો ગણવામાં મારી બે ભાભીઓ, મારી સ્ત્રી, અને હું, બધાં જ આખી સવાર ખર્ચી નાખતાં.

એ બંગલામાં એક નાનકડી ઓરડીના ખૂણામાં એક સુંદર વેંતિયું અભરાઈયું હતું, ને એના પર એક ગોરી બાઈનો નાનકડો ફોટો રાખેલો હતો. એ બંગલામાં રહી ગયેલી કોઈ બાઈનો હશે. બાઈ ખૂબ જાડી હોવી જોઈએ. એના માથાના ઓળેલા વાળ પણ એવા વિચિત્ર હતા કે આપણને ગમે નહીં. પણ એ ફોટા તરીકે પાડેલો હતો બહુ સુંદર. ઉતાવળમાં હું બરાબર જોઈ ન શક્યો, અને

ફોટો પાડનારની કળા ધરાઈને જોવાની મને તક જ ન મળી. ને ફોટો પાછો આપવાનો પ્રસંગ હું જોઈ ન શક્યો. પેલો નાલાયક ખાનસામા જરા પણ પાછળ રહેત તો એને હું ફોટો સોંપી દેત. પણ એ શાનો પાછો રહે?

હવે શું કરવું? પિતાશ્રી મારા હાથમાં ફોટો જુએ તો તો માર્યા જ ગયા. તો તો તેઓ જરૂર માને કે, યુરોપિયન રમણીનો ફોટો જોઈ એણે એ હાથમાં લીધો છે અને આટલો ફેરવે છે. શું કરવું એનો વિચાર કરવા જેટલો પણ વખત રહ્યો ન હતો. મૂંઝાયેલા માણસને જ્યારે છેલ્લી ઘડીએ કંઈક નક્કી કરવાનું હોય છે ત્યારે એ અચૂક અવળું જ નક્કી કરી બેસે છે. મેં ફોટો મારા ગજવામાં મૂકી દીધો, અને આવેલો પ્રસંગ ટાળ્યો. ફોટો છાતી પરના ગજવામાં હતો. આખે રસ્તે મને એ મણના ભાર જેવો લાગ્યો.

ઘેર આવ્યો ત્યારે બીજી ચિંતા મનમાં પેઠી. જો પેલો ખાનસામા પિતાશ્રી પાસે આવીને ફોટો ગુમ થયાની વાત કરશે તો? આવી નજીવી વસ્તુ માટે પિતાશ્રી સુધી આવવાની ખાનસામાની હિંમત નહીં જ ચાલે એવો વિચાર પણ મારા મનમાં ન આવ્યો. ચોર તો બીકણ જ હોય ને? વિચાર કરીને મેં નક્કી કર્યું કે, આપણે એટલા તો કાદવમાં ઊતરી ગયા છીએ કે પાછા જવામાં માલ નથી. હવે રહેલો કાદવ ખૂંદીને સામે કાંઠે ગયે જ છૂટકો. મુદ્દામાલનો નાશ કર્યો એટલે આપણે નિશ્ચિંત થયા. ફોટો ફાડી નાખું અને એનો કકડો ક્યાંયથી જડે તો? ચૂલામાં બાળવા જાઉં અને અચાનક આઈ એ જુએ અને 'શું છે' કહીને પૂછે તો? ફાડીને એના કકડા શૌચકૂપમાં ફેંકી દઉં અને સવારે ભંગીનું એ તરફ ધ્યાન જાય તો? બહાર દૂર સુધી ફરવા જાઉં અને ખેતરોમાં એ કકડા ક્યાંય દાટી આવું તો બને એમ હતું. પણ ફરવા જઈએ — અરે ઘર બહાર જરા દૂર જઈએ — તો એકાદ પટાવાળો સાથે હોય જ. રોજ પટાવાળાને સાથે રાખવાને ઈંતજાર હું આજે જ એકલો જવા માગું તોયે એ તરફ વહેમ જાય.

ત્યારે આ ફોટાનું કરું શું? લેડી મૅકબેથને જેમ પેલા લોહીના ડાઘા વળગ્યા તેવી મારી સ્થિતિ થઈ. એ ફોટો અમર છે અથવા રક્તબીજ છે એવું જ મને થઈ ગયું. આખરે એક આબાદ ઉપાય સૂઝ્યો. એ ફોટાને લઈને હું શૌચ ગયો. ત્યાં એને પાણીમાં સારી પેઠે પલાળ્યો, અને પછી એના કકડા કરી એક એક કકડો બે આંગળી વચ્ચે ચોળી ચોળીને એનો માવો બનાવ્યો, અને આખરે એનો સુકાઈને ભૂકો થઈ ગયો ત્યારે માટીમાં ભેળવી દીધો.

બે રાત સુધી મને ઊંઘ આવી નહીં. આપણે શું કરવા ગયા ને શું થયું એ જ મનમાં આવવા લાગ્યું. ફોટાનો નાશ થયો એટલે મને થયું હતું કે, હવે આપણી ચિંતાનો નાશ થયો. પણ એટલેથી પતે એમ ન હતું. ફરી વાર જ્યારે એ ગેસ્ટ-હાઉસ તરફ અમે ફરવા ગયા ત્યારે એ ખાનસામા મારી સાથે જ ફરે, મારો કેડો મૂકે નહીં. ગુનેગાર મન જોઈ શક્યું કે, ખાનસામાની આંખમાં આદર

# ૬૨. ફોટાની ચોરી

નાનપણમાં ટાઈપની ચોરી કર્યા પછી મેં મન સાથે નક્કી કર્યું હતું કે હવે પછી આવું આપણાથી ન થાય. છતાં ચોરીની ખાસ ઇચ્છા રાખ્યા વગર મારે હાથે એક ચોરી તો થઈ જ ગઈ.

મુધોળમાં અમે સરકારી પરોણા તરીકે રહેતા હતા. વ્યંકટેશના મંદિરમાં અમારો ઉતારો હતો. ત્યાંથી ઘણી વાર અમે ફરવા જતા. એક દિવસ અમે યુરોપિયન મહેમાનોને માટે ખાસ બનાવેલું ગેસ્ટ-હાઉસ જોવા ગયા. તેમાં જોવા જેવું શું હોય? બંગલા જેવો બંગલો. રાચરચીલું ખૂબ હોય. કેટલાંક ચિત્રો ટીંગાડેલાં હોય. સૌન્દર્ય કે કળાની દૃષ્ટિએ એમાં કશું ન મળે. બંગલાના ખાનસામાએ યુરોપિયન લોકો કેવી રીતે રહે છે, કેવી રીતે ખાય છે, કેવી રીતે નહાય છે, એ બધું કહ્યું. મને તો એ આખા બંગલામાં ત્રણ જણ ત્રણ દિશાએ મોઢું રાખી બેસી શકે એવી મોટી ખુરશી જ આકર્ષક લાગી. ત્રિકોણી સ્વસ્તિક જ સમજોને.

અમે એ બંગલા તરફ જતા તે એની આસપાસનો બગીચો જોવા. ત્યાં ચમેલીનાં એટલાં બધાં ઝાડ હતાં કે, આઈએ ત્યાંથી રોજ ફૂલ મંગાવી ઘરના મહાદેવને એક લાખ ફૂલ ચડાવ્યાં. રોજ ફૂલો ગણવામાં મારી બે ભાભીઓ, મારી સ્ત્રી, અને હું, બધાં જ આખી સવાર ખર્ચી નાખતાં.

એ બંગલામાં એક નાનકડી ઓરડીના ખૂણામાં એક સુંદર વેંતિયું અભરાઈયું હતું, ને એના પર એક ગોરી બાઈનો નાનકડો ફોટો રાખેલો હતો. એ બંગલામાં રહી ગયેલી કોઈ બાઈનો હશે. બાઈ ખૂબ જાડી હોવી જોઈએ. એના માથાના ઓળેલા વાળ પણ એવા વિચિત્ર હતા કે આપણને ગમે નહીં. પણ એ ફોટા તરીકે પાડેલો હતો બહુ સુંદર. ઉતાવળમાં હું બરાબર જોઈ ન શક્યો, અને છતાં એ નજરમાં ઠરી ગયો.

બીજી વાર જ્યારે એ જ બંગલા તરફ પિતાશ્રી સાથે હું ફરવા ગયો ત્યારે ફોટો જોવો છે એટલું મગજમાં રહી ગયેલું. ત્યાં ને ત્યાં જ ઊભો રહીને જોવા માંડું તો પિતાશ્રીનું ધ્યાન જાય. તેઓ માને કે સ્ત્રીરૂપ નિહાળવા જેટલો દત્તુ અવિવેકી થયો છે. પણ મારે તો એ ફોટા પરનું 'રીટચિંગ' જોવું હતું, અને છાતીનો નીચલો ભાગ વાદળાંના આકારમાં વ્હાઈનેટ કરી નાખ્યો હતો તે જોવું હતું. જોવાનો લોભ છૂટે નહીં અને પિતાશ્રીના દેખતાં જોવાની હિંમત થાય નહીં. મેં એ ફોટો ઉપાડીને હાથમાં લીધો,—એ આશાએ કે બંગલામાં ફરતાં ફરતાં જોઈ લઉં, અને બહાર નીકળતાં પહેલાં ખાનસામાના હાથમાં આપી દઉં. ખાનસામા, પટાવાળાઓ અને સાથેના કારકુન, બધા જ પિતાશ્રીને ખુશ કરવામાં મશગૂલ હતા. પણ પિતાશ્રી તો, હું પાછળ ન રહી જાઉં એ વિશે ઇંતેજાર હતા. એટલે

ફોટો પાડનારની કળા ધરાઈને જોવાની મને તક જ ન મળી. ને ફોટો પાછો આપવાનો પ્રસંગ હું જોઈ ન શક્યો. પેલો નાલાયક ખાનસામા જરા પણ પાછળ રહેત તો એને હું ફોટો સોંપી દેત. પણ એ શાનો પાછો રહે?

હવે શું કરવું? પિતાશ્રી મારા હાથમાં ફોટો જુએ તો તો માર્યા જ ગયા. તો તો તેઓ જરૂર માને કે, યુરોપિયન રમણીનો ફોટો જોઈ એણે એ હાથમાં લીધો છે અને આટલો ફેરવે છે. શું કરવું એનો વિચાર કરવા જેટલો પણ વખત રહ્યો ન હતો. મૂંઝાયેલા માણસને જ્યારે છેલ્લી ઘડીએ કંઈક નક્કી કરવાનું હોય છે ત્યારે એ અચૂક અવળું જ નક્કી કરી બેસે છે. મેં ફોટો મારા ગજવામાં મૂકી દીધો, અને આવેલો પ્રસંગ ટાળ્યો. ફોટો છાતી પરના ગજવામાં હતો. આખે રસ્તે મને એ મણના ભાર જેવો લાગ્યો.

ઘેર આવ્યો ત્યારે બીજી ચિંતા મનમાં પેઠી. જો પેલો ખાનસામા પિતાશ્રી પાસે આવીને ફોટો ગુમ થયાની વાત કરશે તો? આવી નજીવી વસ્તુ માટે પિતાશ્રી સુધી આવવાની ખાનસામાની હિંમત નહીં જ ચાલે એવો વિચાર પણ મારા મનમાં ન આવ્યો. ચોર તો બીકણ જ હોય ને? વિચાર કરીને મેં નક્કી કર્યું કે, આપણે એટલા તો કાદવમાં ઊતરી ગયા છીએ કે પાછા જવામાં માલ નથી. હવે રહેલો કાદવ ખૂંદીને સામે કાંઠે ગયે જ છૂટકો. મુદ્દામાલનો નાશ કર્યો એટલે આપણે નિશ્ચિત થયા. ફોટો ફાડી નાખું અને એનો કકડો ક્યાંયથી જડે તો? ચૂલામાં બાળવા જાઉં અને અચાનક આઈ એ જુએ અને 'શું છે' કહીને પૂછે તો? ફાડીને એના કકડા શૌચકૂપમાં ફેંકી દઉં અને સવારે ભંગીનું એ તરફ ધ્યાન જાય તો? બહાર દૂર સુધી ફરવા જાઉં અને ખેતરોમાં એ કકડા ક્યાંય દાટી આવું તો બને એમ હતું. પણ ફરવા જઈએ—અરે ઘર બહાર જરા દૂર જઈએ—તો એકાદ પટાવાળો સાથે હોય જ. રોજ પટાવાળાને સાથે રાખવાને ઈંતજાર હું આજે જ એકલો જવા માગું તોયે એ તરફ વહેમ જાય.

ત્યારે આ ફોટાનું કરું શું? લેડી મૅકબેથને જેમ પેલા લોહીના ડાઘા વળગ્યા તેવી મારી સ્થિતિ થઈ. એ ફોટો અમર છે અથવા રક્તબીજ છે એવું જ મને થઈ ગયું. આખરે એક આબાદ ઉપાય સૂઝ્યો. એ ફોટાને લઈને હું શૌચ ગયો. ત્યાં એને પાણીમાં સારી પેઠે પલાળ્યો, અને પછી એના કકડા કરી એક એક કકડો બે આંગળી વચ્ચે ચોળી ચોળીને એનો માવો બનાવ્યો, અને આખરે એનો સુકાઈને ભૂકો થઈ ગયો ત્યારે માટીમાં ભેળવી દીધો.

બે રાત સુધી મને ઊંઘ આવી નહીં. આપણે શું કરવા ગયા ને શું થયું એ જ મનમાં આવવા લાગ્યું. ફોટાનો નાશ થયો એટલે મને થયું હતું કે, હવે આપણી ચિંતાનો નાશ થયો. પણ એટલેથી પતે એમ ન હતું. ફરી વાર જ્યારે એ ગેસ્ટ-હાઉસ તરફ અમે ફરવા ગયા ત્યારે એ ખાનસામા મારી સાથે જ ફરે, મારો કેડો મૂકે નહીં. ગુનેગાર મન જોઈ શક્યું કે, ખાનસામાની આંખમાં આદર

કે ખુશામત ન હતાં, પણ પૂરેપૂરો વહેમ હતો. મને થયું કે એક ચોરી કરીને હું કેટલો દીન થયો છું કે આ ખાનસામા પણ મારાથી મોટો માણસ થઈ ગયો છે! એ મારા પર ચોકી રાખે છે! મેં ઉતાવળે ઉતાવળે બગીચામાં ફરી લીધું. ત્યાંથી પાછા ફરતાં આખરે ખાનસામાએ મને કહ્યું જ કે, 'સાહેબ, અમારો એક ફોટો ખોવાય છે.' મારી આંખે અંધારાં આવ્યાં. શો જવાબ આપવો એ મને સૂઝયું નહીં. મારે પ્રતિષ્ઠાની ઢાલ આગળ કરવી હતી. હું ચિડાઈને એટલું જ બોલી શકયો કે, 'હું પિતાશ્રીને કહીશ.' પણ મારો અવાજ નક્કર શાનો નીકળે?

પાછાં ફરતાં આમાંથીયે નવું સંકટ મેં જોયું. કારકુન પટાવાળાના દેખતાં હું બોલી ચૂકયો કે, 'હું પિતાશ્રીને કહીશ.' હવે ન કહું તો મારી ચોરી સિદ્ધ થવાની. એટલે હિંમત કરી મેં પિતાશ્રીને કહ્યું કે ખાનસામા આવું બોલ્યો. પિતાશ્રીના સ્વપ્નમાંયે એ વાત ન આવી શકે કે દત્તુ ફોટાની ચોરી કરે. પિતાશ્રીના બે કેમેરા હતા; નાનાના બીજા ત્રણ. અને ઘરમાં ફોટાનો તો ઢગલો પડેલો. એટલે પિતાશ્રી-એ મારું ઉપરાણું લીધું અને માણસને મોકલી ખાનસામાને બોલાવ્યો. એની સારી પેઠે ઝાટકણી કાઢી અને કહ્યું કે, 'હમણાં ને હમણાં કારભારીને ચિઠ્ઠી લખી તને બરતરફ કરાવું છું.' ખાનસામા ડરી ગયો. બળિયા જોડે એના જેવા ગરીબથી બાથ કેમ ભિડાય? એણે મારી પાસે આવી મારી માફી માગી. મારું મોઢું ફિક્કું પડી ગયેલું એ પણ મારા ધ્યાનમાં હતું. પિતાશ્રીએ પણ મારા તરફ જોયું. એમને થયું હશે કે, વગર કારણે આવા તુચ્છ માણસને હાથે થયેલું અપમાન અસહ્ય થવાથી મારું મોઢું ઊતરી ગયું છે.

હું ભલે સરકારી અમલદારનો દીકરો હોઉં, અને પેલો ખાનસામા ભલે દેશી રાજ્યના ગેસ્ટ-હાઉસનો ગરીબ નોકર હોય, પણ હૃદયના ત્રાજવામાં અમે બંને સરખા માણસો જ હતા. એની ખાતરી હતી કે હું ગુનેગાર છું. અને હું પણ જાણતો હતો કે મારે જ એની માફી માગવી જોઈએ. પિતાશ્રી જો સાચે જ કાર-ભારીને ચિઠ્ઠી લખે તો તો મારે વાંકે એ બિચારાની રોજી જવાની અને એનાં બાળ-બચ્ચાં રખડવાનાં. અમારી બેની આંખો જ્યારે મળી ત્યારે મારી દશા શી થઈ હશે એની કલ્પના નિર્દોષ હૃદયોને તો આવે જ નહીં. મેં ઉતાવળ કરી એ પ્રકરણ ત્યાં જ પૂરું કરાવ્યું. પણ ફરી કદી ગેસ્ટ-હાઉસ તરફ ફરવા ગયો નહીં.

આ આખા પ્રકરણમાં એક પણ પગથિયે સત્ય કહી દેવાની હિંમત મારામાં આવી હોત તો કેવું સારું થાત! પણ તેમ બનવાનું ન હતું. આજે એ બધી વસ્તુનો એકરાર કરી કંઈક સમાધાન મેળવી લઉં છું.

# ૬૩. અમલદારનો દીકરો

અણ્ણુ કરીને એક સિપાહી અમારે ત્યાં રહેતો. દેશી રાજ્યમાં બ્રિટિશ અમલદાર જાય તો એના દમામનું તો કહેવું જ શું? પિતાશ્રીને દોરદમામ ચલાવવાની ટેવ હતી જ નહીં; પણ સ્થાનમાહાત્મ્ય કંઈ ઓછું થાય? અણ્ણુ હતો તો રાજ્યનો પોલીસ; પણ આજે એને બ્રિટિશ પ્યાદાની મહત્તા પ્રાપ્ત થઈ હતી. ગમે ત્યાં જાય અને ગમે તેને ધમકાવે. પણ અમને તેની ખબર ક્યાંથી પડે?

એક દિવસ અણ્ણુ મારી પાસે આવી મને કહે, 'અપ્પાસાહેબ, અહીંનો પોસ્ટમાસ્તર બહુ મિજાજ કરે છે. હું ટપાલ લાવવા જાઉં તો ઝટ આપતો નથી. એ તો વાત જવા દઈએ; પણ એ રહેણીકરણીમાં પણ બહુ ખરાબ છે. જ્ઞાતે 'કોમટી' દેખાય છે. એવો ગંદો કે એની પાસે ઊભા રહેવાનું મન ન થાય. રહે છે એક મંદિરમાં, છતાં ત્યાં મરઘાં મારીને ખાય છે અને ઈંડાંનાં કાચલાં જ્યાંત્યાં ફેંકી દે છે. એને ઠેકાણે લાવવો જોઈએ. તમે સહેજ મદદ કરો તો આપણે તેને સીધો કરીશું.' મેં કહ્યું, 'વારુ.' એકબે કારકુનોને ખાનગી રીતે મેં પૂછી ખાતરી કરી લીધી કે વાત સાચી છે. પછી રોજ પોસ્ટમાસ્તર વિશે કાંઈ ને કાંઈ ફરિયાદ પિતાશ્રી આગળ કરતો.

એક દિવસે ભોગજોગે અમારી ટપાલની બાબતમાં એ ગફલતમાં સપડાયો. મેં તરત જ પિતાશ્રી પાસે પોસ્ટમાસ્તર ઉપર સખત ચિઠ્ઠી લખાવી. પોસ્ટમાસ્તર ગભરાયો. પોસ્ટમૅને તો આવીને મારી પાસે સાષ્ટાંગ દંડવત્ કર્યા. છ ફૂટ બે ઈંચ ઊંચો બૂઢો પોસ્ટમૅન વિંધ્યાદ્રિની જેમ મારી આગળ પડેલો જોઈ મને દયા છૂટી. મારે એના પર શરસંધાન કરવું જ ન હતું. મારે તો પેલો પોસ્ટમાસ્તર જોઈતો હતો. મેં એને ચોખ્ખું કહી દીધું કે, 'વાંક પોસ્ટમાસ્તરનો જ છે; એ આવીને વાતો કરે તો હું સમજી શકું.'

બિચારો પોસ્ટમાસ્તર આવ્યો. મેં વાતમાં ને વાતમાં એને એમ જણાવી દીધું કે, 'નાડકર્ણી પોસ્ટલ સુપરિન્ટેન્ડેન્ટની મારે ઠીક ઠીક ઓળખાણ છે.' પછી તો બિચારાના હાંજા જ ગગડી ગયા. એની સાથે બીજો એક કારકુન આવ્યો હતો. ઓણે મારી ખુશામત કરતાં કહ્યું કે, 'સાહેબ ગમે તેટલા ગરમ થયા હોય તોયે એમને ઠંડા કરવાની કુનેહ દીકરા પાસે હોય જ છે. તમારે પિતાશ્રીને જરાક સમજાવી દેવું એટલે તેમનો કોપ ઊતરી જશે.' મેં ઝટ કહ્યું, 'મને શી પડી છે, આના વતી સિફારસ કરવાની? મંદિરમાં તો કૂકડા મારી ખાય છે.' પેલા કારકુને કહ્યું, 'પણ હું કહું છું કે હવે પછી એમ નહીં થાય.' મારે આટલું જ જોઈતું હતું.

કે ખુશામત ન હતાં, પણ પૂરેપૂરો વહેમ હતો. મને થયું કે એક ચોરી કરીને હું કેટલો દીન થયો છું કે આ ખાનસામા પણ મારાથી મોટો માણસ થઈ ગયો છે! એ મારા પર ચોકી રાખે છે! મેં ઉતાવળે ઉતાવળે બગીચામાં ફરી લીધું. ત્યાંથી પાછા ફરતાં આખરે ખાનસામાએ મને કહ્યું જ કે, 'સાહેબ, અમારો એક ફોટો ખોવાય છે.' મારી આંખે અંધારાં આવ્યાં. શો જવાબ આપવો એ મને સૂઝયું નહીં. મારે પ્રતિષ્ઠાની ઢાલ આગળ કરવી હતી. હું ચિડાઈને એટલું જ બોલી શકયો કે, 'હું પિતાશ્રીને કહીશ.' પણ મારો અવાજ નક્કર શાનો નીકળે?

પાછાં ફરતાં આમાંથીયે નવું સંકટ મેં જોયું. કારકુન પટાવાળાના દેખતાં હું બોલી ચૂકયો કે, 'હું પિતાશ્રીને કહીશ.' હવે ન કહું તો મારી ચોરી સિદ્ધ થવાની. એટલે હિંમત કરી મેં પિતાશ્રીને કહ્યું કે ખાનસામા આવું બોલ્યો. પિતાશ્રીના સ્વપ્નમાંયે એ વાત ન આવી શકે કે દત્તુ ફોટાની ચોરી કરે. પિતાશ્રીના બે કૅમેરા હતા; નાનાના બીજા ત્રણ. અને ઘરમાં ફોટાનો તો ઢગલો પડેલો. એટલે પિતાશ્રીએ મારું ઉપરાણું લીધું અને માણસને મોકલી ખાનસામાને બોલાવ્યો. એની સારી પેઠે ઝાટકણી કાઢી અને કહ્યું કે, 'હમણાં ને હમણાં કારભારીને ચિઠ્ઠી લખી તને બરતરફ કરાવું છું.' ખાનસામા ડરી ગયો. બળિયા જોડે એના જેવા ગરીબથી બાથ કેમ ભિડાય? એણે મારી પાસે આવી મારી માફી માગી. મારું મોઢું ફિક્કું પડી ગયેલું એ પણ મારા ધ્યાનમાં હતું. પિતાશ્રીએ પણ મારા તરફ જોયું. એમને થયું હશે કે, વગર કારણે આવા તુચ્છ માણસને હાથે થયેલું અપમાન અસહ્ય થવાથી મારું મોઢું ઊતરી ગયું છે.

હું ભલે સરકારી અમલદારનો દીકરો હોઉં, અને પેલો ખાનસામા ભલે દેશી રાજ્યના ગેસ્ટ-હાઉસનો ગરીબ નોકર હોય, પણ હૃદયના ત્રાજવામાં અમે બંને સરખા માણસો જ હતા. એની ખાતરી હતી કે હું ગુનેગાર છું. અને હું પણ જાણતો હતો કે મારે જ એની માફી માગવી જોઈએ. પિતાશ્રી જો સાચે જ કારભારીને ચિઠ્ઠી લખે તો તો મારે વાંકે એ બિચારાની રોજી જવાની અને એનાં બાળબચ્ચાં રખડવાનાં. અમારી બેની આંખો જ્યારે મળી ત્યારે મારી દશા શી થઈ હશે એની કલ્પના નિર્દોષ હૃદયોને તો આવે જ નહીં. મેં ઉતાવળ કરી એ પ્રકરણ ત્યાં જ પૂરું કરાવ્યું. પણ ફરી કદી ગેસ્ટ-હાઉસ તરફ ફરવા ગયો નહીં.

આ આખા પ્રકરણમાં એક પણ પગથિયે સત્ય કહી દેવાની હિંમત મારામાં આવી હોત તો કેવું સારું થાત! પણ તેમ બનવાનું ન હતું. આજે એ બધી વસ્તુનો એકરાર કરી કંઈક સમાધાન મેળવી લઉં છું.

# ૬૩. અમલદારનો દીકરો

આણ્ણુ કરીને એક સિપાહી અમારે ત્યાં રહેતો. દેશી રાજ્યમાં બ્રિટિશ અમલદાર જાય તો એના દમામનું તો કહેવું જ શું? પિતાશ્રીને દોરદમામ ચલાવવાની ટેવ હતી જ નહીં; પણ સ્થાનમાહાત્મ્ય કંઈ ઓછું થાય? આણ્ણુ હતો તો રાજ્યનો પોલીસ; પણ આજે એને બ્રિટિશ પ્યાદાની મહત્તા પ્રાપ્ત થઈ હતી. ગમે ત્યાં જાય અને ગમે તેને ધમકાવે. પણ અમને તેની ખબર ક્યાંથી પડે?

એક દિવસ આણ્ણુ મારી પાસે આવી મને કહે, 'અપ્પાસાહેબ, અહીંનો પોસ્ટમાસ્તર બહુ મિજાજ કરે છે. હું ટપાલ લાવવા જાઉં તો ઝટ આપતો નથી. એ તો વાત જવા દઈએ; પણ એ રહેણીકરણીમાં પણ બહુ ખરાબ છે. જ્ઞાતે 'કોમટી' દેખાય છે. એવો ગંદો કે એની પાસે ઊભા રહેવાનું મન ન થાય. રહે છે એક મંદિરમાં, છતાં ત્યાં મરઘાં મારીને ખાય છે અને ઈંડાંનાં કાચલાં જ્યાંત્યાં ફેંકી દે છે. એને ઠેકાણે લાવવો જોઈએ. તમે સહેજ મદદ કરો તો આપણે તેને સીધો કરીશું.' મેં કહ્યું, 'વારુ.' એકબે કારકુનોને ખાનગી રીતે મેં પૂછી ખાતરી કરી લીધી કે વાત સાચી છે. પછી રોજ પોસ્ટમાસ્તર વિશે કાંઈ ને કાંઈ ફરિયાદ પિતાશ્રી આગળ કરતો.

એક દિવસે ભોગજોગે અમારી ટપાલની બાબતમાં એ ગફલતમાં સપડાયો. મેં તરત જ પિતાશ્રી પાસે પોસ્ટમાસ્તર ઉપર સખત ચિઠ્ઠી લખાવી. પોસ્ટમાસ્તર ગભરાયો. પોસ્ટમૅને તો આવીને મારી પાસે સાષ્ટાંગ દંડવત્ કર્યા. છ ફૂટ બે ઇંચ ઊંચો બૂઢો પોસ્ટમૅન વિંધ્યાદ્રિની જેમ મારી આગળ પડેલો જોઈ મને દયા છૂટી. મારે એના પર શરસંધાન કરવું જ ન હતું. મારે તો પેલો પોસ્ટમાસ્તર જોઈતો હતો. મેં એને ચોખ્ખું કહી દીધું કે, 'વાંક પોસ્ટમાસ્તરનો જ છે; એ આવીને વાતો કરે તો હું સમજી શકું.'

બિચારો પોસ્ટમાસ્તર આવ્યો. મેં વાતમાં ને વાતમાં એને એમ જણાવી દીધું કે, 'નાડકર્ણી પોસ્ટલ સુપરિન્ટેન્ડેન્ટની મારે ઠીક ઠીક ઓળખાણ છે.' પછી તો બિચારાના હાંજા જ ગગડી ગયા. એની સાથે બીજો એક કારકુન આવ્યો હતો. એણે મારી ખુશામત કરતાં કહ્યું કે, 'સાહેબ ગમે તેટલા ગરમ થયા હોય તોયે એમને ઠંડા કરવાની કુનેહ દીકરા પાસે હોય જ છે. તમારે પિતાશ્રીને જરાક સમજાવી દેવું એટલે તેમનો કોપ ઊતરી જશે.' મેં ઝટ કહ્યું, 'મને શી પડી છે, આના વતી સિફારસ કરવાની? મંદિરમાં તો કૂકડા મારી ખાય છે.' પેલા કારકુને કહ્યું, 'પણ હું કહું છું કે હવે પછી એમ નહીં થાય.' મારે આટલું જ જોઈતું હતું.

મેં અંદર જઈને પિતાશ્રીને કહ્યું કે, 'પોસ્ટમાસ્તર બહાર આવ્યો છે. માણસ ભલો દેખાય છે. એની ભૂલ એણે કબૂલ કરી છે.' મરઘાંની વાત તો પિતાશ્રી જાણતા જ ન હતા. એ તો અમારું ખાનગી કાવતરું હતું. પિતાશ્રી બહાર આવ્યા. પોસ્ટમાસ્તર કહે, 'અમે તો આપના નોકર છીએ. આપ હુકમ કરો તે ખરો.' પિતાશ્રીએ સાદાઈથી કહ્યું, 'તમારું ખાતું જુદું, અમારું ખાતું જુદું. અમે થોડા જ તમારા ઉપરી છીએ? ટપાલની બાબતમાં ગફલત ન થાય એટલે બસ.' પોસ્ટમાસ્તર બિચારો રાજી થઈને ઘેર ગયો.

મારે વિશે એણે કેવો અભિપ્રાય બાંધ્યો હશે તે એ જ જાણે! અથવા એણે મારા વિશે કશો જ અભિપ્રાય નહીં બાંધ્યો હોય. એને થયું હશે કે, દુનિયા તો આમ જ ચાલવાની; નીતિ-અનીતિ એ બહાર બતાવવાની ભાષા છે. જબરદસ્ત આગળ નમવું અને દૂબળા પોળા લોકોને નિચોવવા એ જ જીવનનું સાચું શાસ્ત્ર છે. મારે વિશે એ ઊતરતો ખ્યાલ બાંધત તો કંઈ ભારે બગડત નહીં. આટલાં વરસ થયાં એનો અને મારો કોઈ પણ જાતનો પ્રસંગ આવ્યો નથી. અને હવે પછી આવશે એમ લાગતું નથી. એણે તો જીવનની ફિલસૂફી વિશે જ ઊતરતો અભિપ્રાય બાંધ્યો હશે. એટલે, એક માણસને નાસ્તિક બનાવવામાં મેં ભાગ લીધો કહેવાય. પ્રતિષ્ઠા, અમલ અને લાગવગની દહેશત બતાવીએ એ શું મરઘાં-ઈંડાં ખાવા કરતાં ઓછું હીન છે?

# ૬૪. ખચ્ચરગાડી

મુધોળમાં ઘણી વાર અમે ઘોડદોડ તરફ ફરવા જતા. એક દિવસ દરબાર તરફથી અમને ફરવા લઈ જવા માટે ખચ્ચરનો ટાંગો આવ્યો. ખચ્ચર એટલે અર્ધું ગધેડું! ખચ્ચરના ટાંગામાં બેસાય જ કેમ? મેં ચિડાઈને કહ્યું, 'આવા ટાંગામાં અમારે નથી બેસવું. પાછો લઈ જાઓ.' બાપુરાવ ખાડિલકરે મને મનાવ્યો: 'અહીં ટાંગાને ખચ્ચર પણ જોડે છે. રાજાસાહેબ પણ કોક કોક વાર ખચ્ચરની ગાડીમાં ફરવા જાય છે.' તોપો ખેંચવા માટે ખચ્ચરો જોડેલાં બેલગામ તરફ મેં જોયેલાં, એટલે મેં માની લીધું કે ખચ્ચર છેક અસ્પૃશ્ય નથી.

અમે ટાંગામાં બેઠા અને ઘોડદોડ તરફ ઊપડયા. ખચ્ચરો કેમે કરી ચાલે નહીં. ટાંગાવાળાની અને બે પટાવાળાની સખત મહેનત પછી એક કલાકે જેમ-તેમ અમે ઘોડદોડ પહોંચ્યા. હું તો સાવ કંટાળી ગયો હતો. ઘોડદોડની આસપાસ ખસખાસીની ઊંચી વાડ હતી. અંદર જવા માટે ગાડી માંડ જાય એટલું છીંડું હતું. એ છીંડાંમાં જ માટીનો ઊંચો ઢગલો હોવાથી એના ઉપર થઈને ટાંગો અંદર લેવો પડ્યો. મને થયું કે આપણે ક્યાં આવ્યા? આવા દુષ્ટ ખચ્ચરના ટાંગામાં ફરવામાં તે શો સ્વાદ હશે? બાપુરાવને મેં કહ્યું, 'આજે મુહૂર્ત સારું નથી લાગતું.

રોજના ઘોડા આજે કેમ જોડયા નથી?' ટાંગાવાળાએ કહ્યું, 'ઘોડા સરકારી કામસર ક્યાંક ગયા છે, એટલે ખાનગી કારભારીએ મને આ ખચ્ચર લઈ જવાનું કહ્યું.'

અંદર ગયા પછી એક ખેતરવા ખચ્ચરો ગયાં હશે ત્યાં એમણે નિશ્ચય કર્યો કે, ગમે તેટલો માર ખાઈએ પણ ડગલું આગળ ન ભરીએ. ખચ્ચર અહિંસાવાદી થોડાં જ હતાં? ટાંગાવાળો જેમ એમને મારે તેમ પાછળના પગ ઉછાળી ટાંગાના પાટિયાને લાતો મારે. પાટિયું કંઈક ભાંગ્યું પણ ખરું. કંટાળીને મેં કહ્યું, 'ચાલો ત્યારે પાછા જઈએ.' ટાંગો વળાયો. ખચ્ચરોને થઈ ગયું કે હવે ઘેર જવાશે. પછી તો એમણે એવી આંધળી દોટ મૂકી કે વાડનું છીંડું પણ એમને ન જડે. મોટરને વેગે ખચ્ચરો દોડયાં. દસ મિનિટ થઈ, વીસ મિનિટ થઈ, પણ એ તો ગોળ ગોળ દોડયાં જ કરે. તોફાની મોજાં પર જહાજ ઝોલાં ખાય તેમ ટાંગો ઝોલાં ખાવા લાગ્યો. મને એવી તો મજા પડી કે હસીને પડખાં દુખવા લાગ્યાં.

વીસેક મિનિટ પછી એ બેવકૂફોને વહેમ પડયો કે કંઈક બગડયું છે. બંને એકદમ થોભ્યાં. તડાતડ લાતો શરૂ કરી. અધૂરું ભાંગેલું પાટિયું તેમણે પૂરું ભાંગ્યું, અને પાછાં ફર્યાં. એમને થયું કે હવે બરાબર ઘેર જવાશે. બસ ફરી દોટ શરૂ થઈ. આ ઊલટી પ્રદક્ષિણાઓ પણ વીસેક મિનિટ ચાલી. પછી તો એમનો નિયમ જ થયો: દોડે, થોભે, લાતો મારે, અને ફરી દોડે. અંધારું થવા આવ્યું. બંને ખચ્ચર પરસેવે રેબઝેબ થઈ ગયાં. અમે પણ હસી હસીને અધમૂઆ થયા હતા.

આખરે ટાંગાવાળાએ પેલું છીંડું પાસે આવતાં ખચ્ચરનો વેગ ઓછો કર્યો અને હળવે રહીને એમને બહાર કાઢયાં. પછી તો ખચ્ચરો એવાં દોડયાં કે સાત મિનિટની અંદર અમને ઘેર મૂકી દીધા.

મેં ટાંગાવાળાને કહ્યું, 'કાલે આ જ ખચ્ચર લાવજે, હવે ઘોડાની જરૂર નથી. કારખાનામાં ટાંગો દુરસ્ત થશે જ.' બાપુરાવે ઉમેર્યું, 'અને ચામડાની કેટલીક પટ્ટીઓ પણ ટાંગામાં રાખજે. ખચ્ચરો લગામ તોડી નાખે કે પોલ ભાંગે તો એ કામ આવે.' એ સૂચનામાં મને ચેતવણી હતી એ હું સમજી ગયો. એટલે મેં જોરથી કહ્યું, 'હા, હા, એ બધું લાવજે. હવે તો રોજ ઘોડદોડ તરફ જ આપણે જવાના. અને ખચ્ચર તો આ જ.'

## ૯૫. કાવ્યમય જાન

પહેલી સાઈકલ મેં જોઈ તે ડૉ. પુરુષોત્તમ શિરગાંવકરની. આખા બેલગામમાં કે શાહપુરમાં બીજી સાઈકલ હતી જ નહીં. જ્યાં જુઓ ત્યાં લોકો સાઈકલની જ વાતો કરતા. એક જણ કહે, 'આપણે પાન ખાઈએ એટલામાં આ પાયગાડી (તે વખતે સાઈકલ શબ્દ પ્રચલિત ન હતો; બધા એને પાયગાડી જ કહેતા. હજીયે મને સાઈકલ કરતાં પાયગાડી શબ્દ વધારે પસંદ છે.) બેલગામ સુધી પહોંચી

જાય છે.' બીજો કહે, 'પણ એ પડતી કેમ નથી?' પોતાને કાંઈક અક્કલવાળો માનતો તે એનો જવાબ વાળે કે, 'જેમ દોરી પર ચાલનાર નટ હાથમાં વાંસ રાખે છે તેમ પાયગાડીવાળો બે હાથમાં પેલો ચળકતો લાંબો હાથો પકડી રાખે છે તેથી એ પડતો નથી.' એક ડોસાએ એક વખત હિંમત કરી ખુદ ડૉક્ટરને જ પૂછેલું કે, તમે પડી કેમ નથી જતા? ડૉક્ટરે સામો પ્રશ્ન પૂછ્યો: 'સાડા ત્રણ હાથ ઊંચા તમે ઊભા ઊભા ચાલો છો, તો તમે કેમ નથી પડી જતા?' બધે હસાહસ થઈ અને ડોસો ભોંઠો પડ્યો.

તે વખતે હું બહુ જ નાનો; નિશાળે પણ જતો નહોતો. પરંતુ તે દિવસથી, આપણી પણ એક પાયગાડી હોય તો કેવું સારું, એવી વાસના હૈયામાં ઘર કરી બેઠી. પણ સાઇકલ જેવી કીમતી વસ્તુ આપણા ઘરમાં ક્યારે આવવાની હતી એવો વિચાર મનમાં આવી સાઈકલની ઝંખના મનમાં વિલીન થતી.

પછી તો ધીમે ધીમે સાઇકલો વધતી ગઈ. જ્યાં જુઓ ત્યાં સાઈકલો. પાયગાડી શબ્દ પણ પાછળ પડ્યો અને તેને બદલે બાઇસિકલ શબ્દ શિષ્ટ ગણાવા લાગ્યો. થોડા દિવસો પછી એ શબ્દ પણ વાસી થયો અને પ્રતિષ્ઠિત લોકો બાઇક શબ્દ વાપરવા લાગ્યા. પણ જ્યારે દ્વિચક્રીએ અમારા ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે તો સાઇકલ શબ્દ બાઇક સાથે હરીફાઈ કરતો થયો હતો.

પણ એ બાઇક ઘરમાં આવી ન હતી તે વખતે એનું ધ્યાન વધારે થતું. ત્રણસો-ચારસો રૂપિયા ખર્ચીને આપણને સાઇકલ કોણ ખરીદી આપવાનું હતું? એટલે મનમાં વિચાર આવતો કે સાઇકલ મેળવવાનો ઉપાય એક જ છે. આપણે પરણતી વખતે રિસાઈને બેસીશું; સસરાને કહીશું કે, 'મારે નથી જોઈતી કંઠી (સેર) કે નથી જોઈતી પહોંચી; આપણને તો સરસ સાઇકલ જોઈએ.'

નાનપણથી મનમાં ઠસી ગયું હતું કે, પરણવું એ ખરાબ વસ્તુ છે. પરણાવશે એ બીકથી ઘરમાંથી નાસી પણ ગયો હતો. પરંતુ સાઇકલે બુદ્ધિ બગાડી! સાઇકલ તુરત મેળવવાનો એ એક જ ઉપાય લાગવાથી સાઇકલના લોભે મન પરણવા પણ તૈયાર થયું. પછી તો કલ્પનાના ઘોડા—અરે નહીં! ચૂક્યો! કલ્પનાની સાઇકલો—દોડવા લાગી. એક દિવસે પરણવાના વિચાર અને સાઈકલના વિચાર અદ્‌ભુત રીતે ભળી ગયા, અને વિચાર થયો કે, આખી જાન સાઇકલ ઉપર કાઢીએ તો કેવું સારું! વરવધૂ તો સાઇકલ ઉપર હોય જ; પણ બધા જાનૈયા—અરે શરણાઈતાસાંવાળા, દારૂખાનું ફોડનારા, ગોર મહારાજ, ભટભિક્ષુકો, બધા જ—સાઇકલ ઉપર બેસી જો શહેરમાં ફરે તો કેવું મજાનું દેખાય? દરેક જણ સાઇકલની જે ઘંટડી અને ભૂંગળું વગાડે તેમાં સારીગમની ગોઠવણ હોય. આવી જાન તો ઉતાવળે જ પસાર થવાની; લોકોને પૂરતું જોવાનું પણ ન મળે; એટલે આખા શહેરમાં એણે તો દસ વાર ફેરા ફરવા જોઈએ. વળી જેમને એ મજા ખાસ જોવાનો શોખ હોય એમણે પણ ભાડાની સાઇકલો આખી જાન સાથે ફરવું જોઈએ—એવી એવી મજાની

કલ્પનાઓ મનમાં વધવા લાગી.

આટલી અદ્‌ભુત કલ્પના કાંઈ એકલપેટે સેવાય? મેં ગોંદુને એની વાત કરી. એણે એ જ દિવસે ઘરમાં બધાંને હસતાં હસતાં કહી દીધું. થોડા જ દિવસમાં એ વાત ઘરની બહાર ફેલાઈ. અને દરેક જણ મને સાઈકલની જાન વિશે પૂછી પૂછીને ખીજવવા અને હેરાન કરવા લાગ્યા.

ઠીક થયું કે તે જ વરસે હું ન પરણ્યો; નહીં તો કોઈ મને સુખે પરણવા ન દેત. હું પરણ્યો ત્યારે બધા એ વાત ભૂલી ગયા હતા, એકલો હું ભૂલ્યો નહોતો. પણ રોજ મનમાં ઈશ્વરની પ્રાર્થના કરતો કે, 'આ કાર્ય પૂરું થાય ત્યાં સુધી કોઈને એ સાઈકલની જાનનું સ્મરણ ન થાઓ.' લગનમાં રિસાવાનો સમય આવ્યો ત્યારે પણ મનમાં તીવ્ર ઈચ્છા હોવા છતાં, મેં સાઈકલનું નામ ન લીધું;— રખેને એટલાથી જ ભાઈને સાઈકલનું સ્મરણ થઈ આવે!

પછી જ્યારે સાચે જ ઘરમાં સાઈકલ આવી અને હું સાઈકલ પર બેસતો થયો ત્યારે મેં ભાઈને કહ્યું, 'નાના, (હવે હું ગોંદુને નાના કહેતો હતો.) મારો સાઈકલ સાથે એક ફોટો પાડ ને?' એ કહે, 'એમાં તે શી મોટી વાત? પણ શરત એ કે, ફોટા નીચે હું લખવાનો કે સાઈકલ પરની જાન.' એ શરત માફ કરાવવા માટે મારે કેટલીયે આજીજી કરવી પડી.

## ૬૬. ચોરોની પાછળ

પ્લેગના દિવસોમાં શાહપુર બહાર ઝૂંપડાંમાં રહેવાનું એવું તો નિયમિત થઈ ગયું કે, લોકોએ ઝૂંપડાંને બદલે કાચાં ઘર બાંધવાનું પસંદ કર્યું. છતાં એને 'ઝૂંપડાં' જ કહેતા. અમારા ઝૂંપડાની ભીંતો વાંસની હતી; વાંસની ઉપર અંદર-બહાર ગાર કરી હતી. છાપરાં પર નળિયાં હતાં. આ ઝૂંપડું થયા પછી હું હંમેશ ત્યાં જ રહેવાનું પસંદ કરતો. અંગ્રેજી પાંચમી ભણતો હોઈશ. આસપાસ આઠ-દસ ઝૂંપડાં હતાં તેમાં પણ અમારી ન્યાતના લોકો જ રહેતા. માત્ર અમારે પડખે એક લિંગાયત કુટુંબ રહેતું. એની પાછળ એક ખેડૂત રહેતો. આ તરફ ચોરો ઘણી વાર આવતા.

એક વાર ચોરો બિચારા ખેડૂતને ત્યાં ખાતર પાડી એની ચાળીસેક રૂપિયાવાળી પોટલી લઈ ગયા. ખેડૂત ઊઠીને ચોરોને પકડવા દોડ્યો. પણ ચોરોએ એના માથા પર કુહાડીનો ઘા કર્યો. ઘા એની ભમર પર વાગ્યો. જરાક વધારે વાગ્યો હોત તો બિચારાની આંખ જાત.

એના ઘરમાં બૂમ પડી ત્યારે અમારા ઘરમાંથી આઈએ એને હિંમત આપવા બૂમ પાડી. 'અરે ડરો મા; અમારે ત્યાં ઘણા મહેમાન આવ્યા છે. હમણાં મદદે આવીએ છીએ.' સાચી વાત એ હતી કે ઘરમાં પુરુષ હું એકલો જ હતો. હું

બંદૂક ભરેલી રાખતો. બંદૂક લઈને હું બહાર નીકળ્યો. પણ ચોરોને મારી રાહ જોવા જેટલો વખત નહોતો.

બીજે એક વખતે અમારી કોઢમાં સાંકળ તૂટવાનો અવાજ થયો. અમારી ભેંસને અને ગાડીના બળદોને અમે લોઢાની સાંકળોથી ખીલે બાંધતા. બંદૂક લઈને હું ઊપડયો. મધરાતનો સમય હતો. મેં બારણું ખોલ્યું અને આઈ જાગી. આઈ મને જવા ન દે. મેં કહ્યું, 'ચોર કોઢમાં ભરાયા છે. ઢોરને કેમ જવા દેવાય?'

હું બહાર નીકળ્યો. આઈ કહે, 'ઢોર જાય તો ભલે જાય. તારે જોખમમાં ન ઊતરવું.'

'નાનપણમાં તારી શિખામણ આવી નહોતી,' એમ કહી હું દોડયો. કોઢમાં જોઉં તો ભેંસ ન મળે. બંને બળદો ચમકી ગયેલા ઊભા હતા. ભેંસને ન જોવાથી મારા હૈયામાં શું થયું હશે એની કલ્પના તો જેણે ઢોર પાળ્યાં હોય તે જ કરી શકે. ભેંસને નવડાવવાનું કામ મારું, દોહવાનું કામ મારું. મારી સાઈકલની ઘંટડી સાંભળે કે તરત જ મને દૂરથી એ ઓળખીને રણકાથી એ મારું સ્વાગત કરે. હવે એ ભેંસને કોઈ કાળે નહીં જોઈ શકું, એ કાયમની ગઈ, એ ખ્યાલ અસહ્ય થયો. ચોરો જો અંત્યજો હશે તો ભેંસને મારી પણ ખાશે! હવે શું કરવું?

ચોરો રસ્તા પર થઈને તો જાય નહીં. આથમણી બાજુ અને ઉત્તર તરફ ઝૂંપડાં હતાં, એટલે એ બાજુ પણ તેમનો જવાનો સંભવ નહોતો. ઉગમણી બાજુ ખેતરો હતાં. ત્યાં હું દોડયો. ભેંસ નજીક હોય તો એને આશ્વાસન આપવા મેં એના જેવો જ રણકો કર્યો. બે ખેતર વટાવ્યાં. ત્રીજું નીચાણમાં હતું. પાસે એક કૂવો હતો અને રસ્તા તરફ 'સોનાનો' પીપળો હતો. એ ખેતરમાં ઘાસ પણ ખૂબ ઊગેલું. ઉઘાડે પગે અંધારામાં ઊતરવાની મારી હિંમત ન ચાલી. ફરી રણકો કર્યો. સામે જવાબ મળ્યો. એક ક્ષણમાં મારી ચિંતા દૂર થઈ અને મને હિંમત આવી. હું ખેતરમાં કૂદી પડયો. ભેંસ મારા હાથમાં બંદૂક જોઈ જરા ચમકી અને દોડી. પાસે જઈને મેં ભેંસનો કાન પકડયો અને એને લઈ આવ્યો. સવારે આઈએ ભેંસને જાર બાફીને ખવડાવી અને મને શીરો મળ્યો.

## ૬૭. આપણો સંસાર

અમારી ઝૂંપડી પાસે જ એક લિંગાયત ભાઈ રહેતા હતા. એક દિવસ એમને ત્યાં એમનો જમાઈ આવેલો. હું એને જોવા ગયો. સાવ નાનો છોકરો. સસરા પાસે પાન ચાવતો બેઠો હતો. સસરાએ મને કહ્યું, 'મારી દીકરીને ભાણો આવ્યો છે. એટલે એના પિતાને આજે બોલાવ્યો છે.'

મારી આગળ બેઠેલા એ છોકરાનો પિતા તરીકેનો પરિચય સાંભળતાં પણ મને શરમ આવી. પણ ભાઈ 'પિતાશ્રી' તો ઠાવકું મોં રાખીને પાન વાગોળતા

હતા. પુત્રોત્સવની ખાંડ ખાઈને હું પાછો આવ્યો. થોડા જ દિવસમાં એ બાળક ગુજરી ગયાનો ખરખરો કરવા પણ મારે જવું પડયું એવું અસ્પષ્ટ સ્મરણ છે.

પણ એ લિંગાયત કુટુંબનું સ્મરણ તો મને બીજે જ કારણે રહ્યું છે. થોડા મહિનામાં અમારા પડોશી – પેલા 'પિતાશ્રી'ના સસરા – ગુજરી ગયા. એ પૈસાદાર હોવાથી ઘણા લોકો ભેગા થયા હતા. લિંગાયત લોકોના રિવાજ પ્રમાણે, શબને ઓટલે પલાંઠી વળાવીને અને ભીંત સાથે અઢેલીને બેઠું કર્યું હતું. શબની સામે દહીંભાત મૂકવામાં આવ્યાં હતાં. સગાંવહાલાંઓમાંથી એક એક જણ આવે, એક કોળિયો હાથમાં લઈ શબના મોઢા તરફ લઈ જાય, અને કોળિયો નીચે મૂકી પોક મૂકે, 'ઉંડિલ્લા!' (જમ્યા નહીં!)

બીજો રિવાજ વધારે ધ્યાન ખેંચે એવો હતો. શબ પાસે એક સાડી મૂકવામાં આવી હતી. લિંગાયતોમાં પુનર્વિવાહનો વિરોધ નથી. પણ શબ ઉપાડતી વખતે જો એની સ્ત્રી પેલી સાડી પહેરી લે, તો એનો અર્થ એવો થાય છે કે એણે જીવન-પર્યંતનું વૈધવ્ય સ્વીકાર્યું છે. એ નિશ્ચય ન હોય તો સ્ત્રી સાડીને અડે નહીં. મર-નારની સ્ત્રી જુવાન હતી. બધા એમ જ માનતા હતા કે ફરી પરણશે. એ શું કરે છે તે જોવા હું ત્યાં ગયેલો. ઘરમાં સૌ રોતાં હતાં; ફક્ત એ બાઈ રોતી નહોતી. એની આંખમાં ભીનાશ સરખી પણ નહોતી દેખાતી. ઘણા લોકોને એથી આશ્ચર્ય થયું; મને પણ આશ્ચર્ય થયું. એની શૂન્યમનસ્ક આંખોની ચમક જોઈને મને શંકા તો ગઈ કે, બાઈએ આ દુનિયામાંથી પોતાનો જીવનરસ પાછો ખેંચી લીધો છે; આંસુ વાટે એ પોતાનું દુ:ખ હળવું કરવા નથી માગતી. શબ પાસે સાડી મુકાઈ કે તરત એણે એ ઉપાડીને પહેરી લીધી!

લોકો દુ:ખ સાથે આશ્ચર્યમાં મગ્ન થઈ ગયા. મરેલાને સ્મશાનમાં દાટી પાછળ રહેલાં બધાં સગાં શહેરમાં રહેવા ગયાં. બીજે દહાડે ખબર આવી કે મરનારની વિધવાએ અન્નત્યાગ કર્યો છે. મારા સ્મરણ પ્રમાણે, આઠ-દસ દિવસની અંદર જ વિધવાએ દેહ છોડયો. કશા રોગ વગર, દુ:ખના ભારથી જ એ સતી શરીરથી પ્રાણ જુદા કરી શકી. આજે પણ એની એ આંખો દૃષ્ટિ આગળ તરે છે.

## ૬૮. ઘરઘરની રમત

અમારી ઝૂંપડી પાસે અમારી ન્યાતના કેટલાક લોકોનાં ઝૂંપડાં હતાં. હું એ લોકોમાં ભળતો નહીં. પણ એક ડોશી અમારે ત્યાં આત્યાને મળવા આવતી. આત્યા તે આઈનાં ફઈબા. એટલાં ઘરડાં કે, ઠીંગણાં થવા આવ્યાં હતાં; વળી ચાલે ત્યારે ટટાર પણ ન રહી શકે. મને રાંધીને ખવડાવે, અને આખો દિવસ રૂ તથા નાનકડું કાકડું લઈ રૂ પીંજે અને આરતી માટે ફૂલવાટો બનાવે. પડોશીની ડોશીએ

એક દહાડો મને પૂછ્યું, 'અમારી મનુ (મણિકર્ણિકા) તમારે ત્યાં પોતાની બહેનપણીઓને લઈને ઘરઘર રમવા માગે છે. તમારી રજા છે?'

છોકરીઓની ધૃષ્ટતા મને જરાયે ગમતી નહીં; પણ વિવેકને વશ થઈ મેં ના ન પાડી. મેં એટલું જ કહ્યું, 'એમાં મને શું પૂછવાનું? આત્યા કહે તે ખરું.'

બપોરે છોકરીઓ આવી. કલાકો સુધી એમની રમતો ચાલી. મને પણ રમત જોવામાં ખૂબ રસ પડયો. મનુ શાંત, મહેનતુ ને દક્ષ છોકરી હતી. બહેનપણીઓને રાજી રાખી તેમના પર કાબૂ મેળવવો, તેમની પાસેથી કામ લેવું, અને સૌનો રસ જાગતો રાખવો, એ બધું એને આવડતું. છોકરીઓ જાતજાતની રમતો રમી. પછી એમણે રાંધ્યું. એક થાળી પીરસીને મારી આગળ મૂકવામાં આવી. બપોરે જમવાનો સ્વાદ કોને હોય? છતાં મેં થોડું ખાધું. સાંજ પડતાં પહેલાં છોકરીઓ ઘેર ગઈ.

બીજે દિવસે મનુની દાદી મારી પાસે આવીને કહે, 'અમારી મનુ નાની હતી ત્યારે એક પડોશણે એને હાથમાંથી નીચે પાડી તે દિવસથી એનું કાંડું તૂટી ગયું છે. પણ તમે જુઓ છો કે રાંધવા કરવાનું બધું એ કરી શકે છે. તમે એને પરણવા તૈયાર છો? તમારી આઈને પૂછું તો એ ના જ પાડશે. પણ આજના તમે છોકરાઓ જાતે જ વહુ પસંદ કરવામાં માનો છો, એટલે તમને પૂછું છું. તમારી હા હોય તો તમારી આઈને મનાવવાનું કામ મારું.'

હવે કાવતરાનો ભેદ મારી આગળ ખુલ્લો થયો. બાઈની ધૃષ્ટતા જોઈ હું તો આભો જ બની ગયો. મેં કહ્યું, 'પણ મારે પરણવું જ નથી ને?'

ડોશીએ એક જ સવાલ પૂછ્યો, 'પણ તમને છોકરી પસંદ છે?' મનુની દાદી સાવ ભોળું માણસ. એનામાં કૂડકપટ નહોતું. આંધળા પ્રેમે તેમની પાસે આ બધું કરાવ્યું હતું. એમને હું ઠીક ઠીક ઓળખતો હતો. મને એમના પર દયા છૂટી. એમને માઠું ન લાગે એવો જવાબ મેં ખૂબ શોધ્યો, પણ એ શાનો જડે? મેં એમને એટલું જ કહ્યું, 'મારે પરણવું જ નથી, એટલે ઝાઝા વિચારો મારા મગજમાં આવતા જ નથી.'

'થયું ત્યારે; આટલી જ એક આશા રાખેલી,' એમ કહીને ડોશી ચાલતાં થયાં.

તે દિવસે રાત્રે કેટલોય વખત હું વિચારમાં પડયો હતો. પરણવાની ઉત્સુકતા મારા મનમાં હતી જ નહીં. છતાં એ ડોશીના છેલ્લા શબ્દોની મારા પર ભારે અસર થઈ. બિચારી છોકરીનો હાથ ભાંગ્યો એમાં કાંઈ એનો વાંક? અવ્યંગ રૂપાળી છોકરીઓ હોય તોયે હજાર દોઢ હજારની પરઠણ (વરદક્ષિણા) વગર પરણી શકતી નથી, ત્યાં આ બિચારીને કોણ સ્વીકારે? સંસ્કારી યુવાનોનું શું એ કર્તવ્ય નથી કે બહાદુરી બતાવી તેઓ આવી છોકરીને લેવા તૈયાર થાય? રૂપ ઉપર શા માટે લોકો મોહી પડતા હશે? વહુને ક્યાં નાચવા લઈ જવાની હોય છે? ઘરસંસાર સરસ રીતે ચલાવે એના કરતાં માણસને વધુ શું જોઈએ? આવા આવા વિચારો તો ઘણા આવ્યા. પણ મારે પરણવું જ ન હતું. અને અમારા સમાજમાં

વરને સીધું પૂછવાનો રિવાજ પણ ન હતો. એટલે એ પ્રકરણ ત્યાં જ પૂરું થયું.

નવા જમાનાને સમજવા જેટલી પણ કેળવણી જેમને મળી નથી, તેઓ પણ જ્યારે લાચાર થાય છે ત્યારે ગરજના પ્રેર્યા નવા જમાનાનો નવો રંગ સમજતા થાય છે, અને જૂની મર્યાદા છોડી નવા પ્રકારને કંઈક અંશે વશ થાય છે એ વસ્તુસ્થિતિ માત્ર મને દયામણી લાગી. એ સ્થિતિમાં આવકારપાત્ર કેટલાક અંશો છે, પણ એની કદર મને નહોતી.

## ૬૯. પડોશની પીડા

અમે ત્રીજી કે ચોથી વાર સાવંતવાડી ગયા હતા. આ વખતે રહેવાનું સરકારી ગેસ્ટ-હાઉસમાં રાખ્યું હતું. અર્ધો બંગલો અમારા તાબામાં આપેલો હતો. આ બંગલામાં અમે ત્રણ ભાઈઓ ખૂબ રમતા.

સાવંતવાડીમાં અમારા એક ઓળખીતાના ઘરમાં આક્કા કરીને છોકરી હતી. ઘરમાં એને આકલ્યા કહીને બોલાવતા હતા. એ અમારે ત્યાં થોડા-દિવસ રહેવા આવી. ઘરમાં કોણ આવે છે ને કોણ જાય છે એની અમને શાની પરવા હોય? પણ બપોરે અમે શેતરંજના પટ પર વાઘબકરી રમતા હોઈએ અથવા કંઈ વાંચતા હોઈએ, ત્યારે અમારી વચ્ચે આવીને બેસવાની આ છોકરીની ટેવ હતી. સ્ત્રી એ કંઈક ઊતરતું પ્રાણી છે એવી માન્યતા નાનપણથી બંધાઈ હોવાથી, એ છોકરી અમારી વચ્ચે આવીને બેસે એ અમને અપમાન જેવું લાગતું. પણ મહેમાન તરીકે આવેલી લાડકી છોકરી. એને અમારી વચ્ચેથી ઉઠાડાય પણ કેમ? અમે ધીરજથી એની હાજરી સહન કરતા. પણ એ તો અમારી વાતોમાંયે ભળતી; અમને સવાલો પૂછતી. અમે તોછડો જવાબ આપીએ તો વળી કહેતી, 'કેમ ભાઈ, આવો જવાબ કેમ આપો છો?' આટલું પૂછી, જાણે કશું થયું જ ન હોય એમ, ફરી અમારી વાતોમાં ભળતી.

ત્રણચાર દિવસ તો અમે આ સહન કર્યું. પછી ભાઉએ એક યુક્તિ કરી. એ સાંભળી શકે એવી રીતે આઈને કહે, 'આઈ, આજે આક્કા પાછી એને ઘેર જવાની છે ને? એને એમ ને એમ ન મોકલાય. એને એકાદ સારો ખંડ આપીને મોકલજે. જોઈએ તો હું જ બજારમાંથી મંગાવી લઉં.' અને આઈનો જવાબ સાંભળ્યા પહેલાં જ ભાઉએ પટાવાળાને કહ્યું, 'અરે ધોંડી, આજે આક્કા ઘેર જવાની છે. ત્રણ વાગ્યે ઘેર આવજે અને હમણાં બજારમાં જઈને આઈ કહે તેવો ખંડ લઈ આવજે.'

આ યુક્તિ આબાદ નીવડી, અને કેશુએ હાશ કહી.

પણ બકરી ગઈ ત્યાં ઊંટ ઘરમાં પેઠું. તે જ દિવસે કોઈ યુરોપિયન મહેમાન

એ બંગલામાં આવ્યા. સરકારી મહેમાન અને સરકારી બંગલો. અમારાથી એમાં હા-ના થાય જ કેમ? અર્ધો બંગલો ખાલી હતો એમાં પેલાં આવીને રહ્યાં. ધણી-ધણિયાણી બે જ હતાં. સાથે એમના બે ઘોડા હતા, બંને જણ ઘોડે બેસનાર જબરાં. સાહેબ કંઈક શાંત સ્વભાવનો હતો; પણ મડમ તો વાઘણ જોઈ લો. આખો દિવસ નોકરોને વઢે. ઘોડા માટે ચણાનું જોગાણ પોતે તૈયાર કરી, બે હાથે બે ડોલ ઉપાડી, પોતે જ ઘોડાને ખવડાવતી; અને ઘોડા ખાઈ રહે ત્યાં સુધી ત્યાં જ ઊભી રહેતી.

બાઈ થાકીને બપોરે સૂતી હશે. પાસેના ખંડમાં ટેબલ પર અમે વાઘબકરી રમતા હતા. રમતાં રમતાં વિવાદે ચડ્યા. અમારો ઘાંટો સારી પેઠે વધ્યો. બાઈની ઊંઘ ભાંગી. નાગણ જેવો ફૂંફાડો કરતી એ ઊઠી. અને અમારા બે ઓરડા વચ્ચેનાં બંધ બારણાં પર જોરથી મુક્કો મારી અંગ્રેજીમાં ગરજી ઊઠી: ‘અરે છોકરાઓ, શું તોફાન માંડ્યું છે? જરા સૂવા દેશો કે નહીં?’ અમે ઉંદરની જેમ ચૂપ થઈ ગયા. ભાઉએ કહ્યું, ‘થેંક-યુ.’ અને અમે એ ઓરડો છોડી દીધો. અમને થયું કે આ બલા ક્યારે જશે?

અમારી મૂંઝવણ આ પ્રકારની હતી, જ્યારે પિતાશ્રી બીજી રીતે ચિંતાગ્રસ્ત હતા. અમે જમવા બેઠા ત્યારે પિતાશ્રી આઈને કહે, ‘આ ગોરાઓ આપણા ઘરમાં આવીને રહ્યાં છે; માંસમચ્છી ખાશે. જે ઘરમાં પરધર્મી વસે છે અને માંસાહાર ચાલે છે ત્યાં પાણી પીએ તોપણ અભડાઈએ.’

આઈએ સમાધાન સૂચવ્યું: ‘આપણે ક્યાં એક જ ઘરમાં છીએ? એમનો ભાગ જુદો છે ને આપણો જુદો છે.’

પિતાશ્રીએ કહ્યું, ‘એમ મનને ન મનાવાય. આખા બંગલાનો મોભ તો એક જ છે ને? એ તો એક જ ઘર કહેવાય. આટલાં વરસ નોકરી કરી પણ આવો પ્રસંગ આવ્યો નહોતો. આનો કશો ઈલાજ દેખાતો નથી. એટલે એ સંકટ ખમ્યે જ છૂટકો. દેવને ખબર છે કે આપણો ઈલાજ જ નથી.’

બે રાત રહી બંને ઘોડેસવાર ત્યાંથી વિદાય થયાં અને અમે બીજી વાર હાશ ભણી.

## ૭૦. વિઠુ અને ભાનુ

વિઠુ અમારે ત્યાંનો એક નોકર. બેળગુંદીમાં અમારું ઘર બંધાતું હતું ત્યારે મજૂર તરીકે તે અમારે ત્યાં આવતો. તે વખતે તેની ઉંમર આશરે બારતેર વર્ષની હશે. એક દિવસ મજૂરો કૂવામાંથી કાદવ કાઢતા હતા, ત્યારે તેમની બેદરકારીથી એક દેગડો દોરડામાંથી વછૂટી ગયો, અને કૂવાની અંદર વિઠુ કામ કરતો હતો તેના માથા પર પડ્યો. કહેવાની જરૂર નથી કે, વિઠુ એકદમ બેભાન થઈ ગયો અને મહામહેનતે અમે એને બહાર કાઢી શક્યા. અમારે ત્યાં બેત્રણ મહિના દવા

ને મલમપટ્ટી સારુ તેને રહેવું પડયું.

જુવાન લોકોનું હૃદય ભાવનાપ્રધાન હોય છે. ત્રણ મહિનાના સહવાસથી વિઠુ અમારા ઘરનો જ એક માણસ થઈ ગયો. તેને રીતસર પગાર મળતો, પણ કોઈ તેને ઘરના નોકર તરીકે ગણતું નહીં. સવારસાંજ નાસ્તો કરવાનો વખત થાય એટલે આઈ અમને બધાને ખાવાનું આપતાં. દરેકની રકાબીમાં ખાવાનું રાખેલું હોય. ગામડાના રિવાજ પ્રમાણે નોકરોને નાસ્તો આપવાનો નથી હોતો, અને કોઈ આપે તોપણ જેવું તેવું કંઈક આપે. પણ વિઠુને વિશે તેમ ન હતું. વિઠુ અમારી રકાબીમાંથી ગમે તે એક લઈને ખાતો; અમારા પહેલાં પણ ખાઈ જતો. બ્રાહ્મણના ઘરમાં આટલી છૂટ આશ્ચર્યકારક ગણાતી.

વિઠુ મોટો થયો ને અમારી ખેતીનું કામકાજ કરવા લાગ્યો. અમે ખેતી વધારી. બળદ, ગાયો, ભેંસો ઘરમાં રાખવાં પડયાં. તેને માટે બીડ રાખવું પડયું. જંગલ-માંથી ઘાસલાકડાં લાવવા માટે મોટાં ગાડાં તૈયાર કરવાં પડયાં. કારખાનું વધ્યું. વિઠુ તેમાં કામ કરતો. મારા મોટાભાઈ કારખાના પર દેખરેખ રાખતા. નાનપણથી જ વિઠુની સત્યપ્રિયતા ને ન્યાયનિષ્ઠા જબરી હતી.

સામાન્ય રીતે આપણાં ગામડાંઓમાં ગરીબાઈ એટલી બધી હોય છે કે, બિચારા ખેડૂતોને ન્યાયનિષ્ઠ રહેવું પાલવતું નથી; ચોવીસે કલાકના જીવનકલહમાં સ્વાર્થ ખોળવો પડે છે. ગામડાનો વાણિયો, શાહુકાર, પટેલ, તલાટી તેમ જ ગોર બધા એટલા બધા સ્વાર્થી હોય છે—સ્વાર્થથી આંધળા હોય છે—કે આખા ગામને તેઓ નર્યા સ્વાર્થનો જ પાઠ ભણાવે છે.

ઘરમાં મોટું કારખાનું, એટલે દરરોજ કોઈ ને કોઈ સાથે અથડાઅથડી તો થવાની જ. તેમાં બીજા નોકરો તો અમારો સ્વાર્થ જોઈને અમારી વતી લડે પણ વિઠુને અમારા સ્વાર્થ કરતાં અમારી શાખ, અમારી આબરૂ વધારે વહાલી હતી, અને અમારી આબરૂ કરતાં ઇન્સાફ વધારે વહાલો હતો. મારા મોટાભાઈનું બતા-વેલું કંઈક કામ વિઠુને ગેરવાજબી જણાયું હોય તો વિઠુ લાલચોળ થઈને મોટા-ભાઈને કહેતો 'होयगा बाबा ! माज खोटुं काम करूस सांगत्यास होय?' (મને ખોટું કરવાનું તું કહે છે કાં?) વિઠુને કહેલું કામ સ્વચ્છ છે એવી તેની ખાતરી કર્યે જ છૂટકો. મારા પિતાશ્રી રજા લઈને જ્યારે બેળગુંદી જતા ત્યારે પ્રથમ વિઠુને જ મળતા. વિઠુ કારખાનાની આખા વરસની બધી વિગત જેવી હોય તેવી કહી દેતો અને આગળ શું કરવું જોઈએ એની સૂચનાઓ પણ આપતો. વિઠુ પાસે છાનું રાખવા જેવું કશું રહેતું જ ન હતું. છતાં અમુક વસ્તુ છાની રાખવા જેવી છે એમ તેને કહેવામાં આવે તો મધ્યયુગની વફાદારીથી તે તેને છાની રાખતો. વિઠુ અમારા ઘરમાં રહ્યો ત્યારથી તે ભાગ્યે જ પોતાને ઘેર જતો. વરસનું ચાર કુડવ (બેલગામ તરફ ૧ કુડવ એટલે આશરે ૧૦ મણ થાય છે) અનાજ અને વીસ રૂપિયા ઘેર આપી આવતો. એટલું અનાજ એક નાના કુટુંબને એક વરસ માટે બસ થાય છે.

સન્તુ કરીને વિઠુને એક ભાઈ હતો. તેને પણ અમારે ત્યાં ઘણી વાર મજૂરી કરવા અમે રોકતા. પણ સન્તુનું ચારિત્રબળ ઓછું હતું. સન્તુની રાંક વૃત્તિ જોઈ વિઠુ અધમૂઓ થઈ જતો. પોતાને લીધે સન્તુને અમારે ત્યાં આશ્રય મળતો એ જોઈ તે મનમાં સહેજ અકળાતો પણ ખરો, અને પોતાને હાથે સન્તુ પ્રત્યે કાંઈ પક્ષપાત ન થાય એની ખાસ કાળજી રાખતો.

જોતજોતામાં વિઠુએ આખા કારખાનાનો ભાર ઉપાડી લીધો. વિઠુની શાખ અમારા ગામડામાં ખૂબ બંધાઈ હતી. એની ન્યાયનિષ્ઠા ને અમારી પ્રતિષ્ઠા બંને એના મૂળમાં હતાં. કેટલાયે ગામડિયાઓ પોતાની બચત એની પાસે થાપણ તરીકે રાખવા લઈ આવતા. મારા મોટાભાઈ ગામડામાં ધર્માવતાર તરીકે પ્રસિદ્ધ હતા. વિઠુ અને મોટાભાઈ જ્યાં હોય ત્યાં ગમે તેટલી મોટી રકમ સલામત છે એવો લોકોને વિશ્વાસ રહેતો. અમારે ત્યાં ગામડાંના શાહુકાર લોકો ગરીબ ખેડૂતોને કઈ રીતે પજવે છે ને છેતરે છે એની જેને કલ્પના હોય તે જ આ વિશ્વાસની અલૌકિકતા સમજી શકે. થાપણોની રકમો જેમ જેમ વધતી ગઈ તેમ તેમ તેમાંથી નાની નાની રકમો લોકોને ઉછીની આપવાનો રિવાજ મારા ભાઈએ શરૂ કર્યો. થાપણોને માટે વ્યાજ આપવાલેવાપણું નહોતું; તેમ જ પૈસા ઉછીના આપવામાં પણ વ્યાજનો સંબંધ ન હતો. ફક્ત વિઠુનો જે માણસ પર વિશ્વાસ હોય તેને જ રૂપિયા ધીરવામાં આવતા. કેટલાક ખેડૂતો પોતાનાં ઘરેણાં સલામતી માટે અમારે ત્યાં રાખતા. કોઈ પણ માણસને ત્યાં લગ્નપ્રસંગ હોય તો મૂળ માલિકની સંમતિથી વિઠુ તે ઘરેણાં લગ્નમાં વાપરવાને આપતો. ઘણા ખેડૂતો પોતાના સ્વચ્છ વ્યવહારથી વિઠુ પર સારી છાપ પાડવાનો પ્રયત્ન કરતા.

વિઠુ અમારે ત્યાં રહેતો, પણ એણે કોઈ કાળે પોતાના ઘરનો સ્વાર્થ સાધ્યો નહીં. જેમ મહાદેવ દુનિયાને વર આપે છે પણ કશો સંગ્રહ રાખ્યા વિના ભભૂત લગાવીને બેસે છે તેવી વિઠુની વૃત્તિ હતી. જતે દહાડે વિઠુ, મારા મોટાભાઈની આજ્ઞા અવગણીને પણ, તેને ઠીક લાગે તે જ કરતો. અમારે બેળગુંદીથી બેલગામ જવું હોય તો વિઠુ આપે તો જ અમને બેસવાને ગાડું મળતું. વિઠુ જો કહે કે, આજે ખેતીનું કામ છે અથવા બળદ થાકી ગયા છે, તો અમને ગાડું ન મળે. મારી માને પણ બહુ જરૂરનું કામ હોય, તો વિઠુને અંદર બોલાવી કામની અગત્ય તેના મન પર ઠસાવવી પડતી. મા એને બેચાર ગાળો પણ આપે, પણ વિઠુની ખાતરી થાય તો જ તે હા પાડે!

ઘરેણાં-પૈસા ઘરમાં એમ ને એમ રાખવાં સુરક્ષિત નથી એમ જોઈ મારા ભાઈએ એક તિજોરી મંગાવી. પણ અમુકના ઘરમાં એક તિજોરી આવી છે એટલી બાતમી ફેલાયાથી જ ઘર પર ધાડું આવતું એટલે વિઠુએ બાબાને કહ્યું, 'તમે કોઈને કહ્યા વિના પૂનેથી તિજોરી મંગાવજો. હું બેલગામ સ્ટેશનથી રાતોરાત મારા વિશ્વાસુ દોસ્તો સાથે તે ગાડામાં મૂકીને લઈ આવીશ; અને બીજા કોઈને પણ

ખબર પડે તે પહેલાં તો ઘરની વચલી ઓરડીમાં જમીનમાં દાટી રાખીશું; ફક્ત એનું મોઢું ખુલ્લું રહેશે. તેના પર પાટ રાખી તમે તમારી પથારી કરજો.' વિઠુએ આવી વ્યવસ્થા પોસ્ટ ઑફિસોમાં જોયેલી.

વિઠુના દોસ્તો એટલે વિશ્વાસની મૂર્તિ. પરશ્યા, ગિડયા, ધુમડયા અને સુળ્યા જાણે શિવાજીના માવળા! હોશિયારમાં હોશિયાર અને વફાદારમાં વફાદાર. મોટાભાઈએ પરશ્યાને એક વાર આંગણામાં વાંસડાની વાડ તૈયાર કરવાને કહેલું. બે દિવસમાં કામ પૂરું થાય એટલું હતું. પરશ્યાએ જરા ઢીલ કરી, એટલે મોટાભાઈએ વિઠુના દેખતાં પરશ્યાને સહેજ ઠપકો આપ્યો. તે વખતે રાતના આઠ વાગ્યા હશે. બીજે દિવસે સવારે ઊઠીને પાછળના આંગણામાં જઈએ તો વાડ તૈયાર! પરશ્યાએ રાત્રે બગીચામાં જઈ વાંસડા તોડી જમીનમાં ખાડા ખોદી વાડ તૈયાર કરી હતી, અને તે પણ કોઈને બોલાવ્યા વિના—એકલાએ જ!

બેળગુંદીમાં જ્યારે પહેલવહેલો પ્લેગ આવ્યો ત્યારે ગામડા બહાર એક ટેકરીના ઢોળવ પર ઝૂંપડી બાંધીને અમે રહ્યાં. ઢોરોને માટે પણ એક અલાયદી ઝૂંપડી બાંધી. વિઠુને બધાંના રક્ષણની ચિંતા, એટલે રોજ રાત્રે અમારી ઝૂંપડીની આસપાસ સૂવાને માટે તે પંદરવીસ જુવાનોને ભેગા કરતો. ઓઢવાપાથરવાને માટે પરાળ તો જોઈએ તેટલું હતું. ફક્ત અમારે ચારપાંચ શેર તમાકુ ત્યાં રાખવી પડતી, અને આખી રાત ધૂણી રહે એટલાં છાણાંની ગોઠવણ કરવી પડતી. વિઠુને ગાતાં આવડતું ન હતું, પણ તે બીજા પાસે ગવડાવતો. આમ રાત આખી અમારી ઝૂંપડીની આસપાસ ચોકી રહેતી. વિઠુએ વિચાર કર્યો કે, પારકા લોકોનાં ઘરેણાં આપણે ગામડાના ઘરમાં રાખીએ તેના કરતાં છાનામાના આ ઝૂંપડામાં જ લાવીને રાખીએ તો શું ખોટું? એણે મારી માને કહ્યું, 'તમે એ ન સમજી શકો.' એક નાનકડી કોથળીમાં બધાં ઘરેણાં મૂકી વિઠુએ તે કોથળી, ઢોરોને માટે જે ઝૂંપડી બાંધી હતી તેમાં, બળદને જ્યાં ઘાસ નાખે છે તેની નીચે દાટી દીધી અને ગૌશાળાની વ્યવસ્થા પોતાના હાથમાં રાખી. વિઠુનો ઢોર પર પ્રેમ અપાર; એટલે વિઠુ ગૌશાળામાં કેમ સૂએ છે એવી શંકા કોઈના મનમાં શાની આવે? અમારી ઝૂંપડીની સલામતી જોઈ અમારાં સગાંવહાલાંમાંથી કેટલાકોએ અમારી ઝૂંપડી પાસે જ પોતાની ઝૂંપડીઓ બાંધી. વિઠુને એ બધું ગમ્યું નહીં. તે એટલું જ કહેતો, 'આ લોકો નથી સારા.' પણ તેમને સહન કર્યે જ છૂટકો હતો. તેઓ મારા મોટાભાઈ કે મા પાસે કંઈ સગવડ માગવા આવતા ત્યારે વિઠુ મહાપરાણે તેમની પ્રત્યેનો પોતાનો તિરસ્કાર છુપાવી શકતો.

મારા મોટાભાઈ બેળગુંદીમાં ખેતી કરતા અને પિતાશ્રી બેલગામમાં કલેક્ટરની કચેરીમાં હિસાબ ખાતા પર દેખરેખ રાખતા. બેલગામમાં પણ વારંવાર પ્લેગ થતો હોવાથી અમારે બેલગામથી ત્રણચાર માઈલ પર એક પાકી ઝૂંપડી બાંધીને રહેવું પડ્યું હતું. ઝૂંપડીથી કચેરી સુધી જવા માટે બે બળદવાળી એક ડમણી રાખવી

પડી હતી. આ ડમણીઓ અમદાવાદની ઘોડાગાડી કરતાં વધારે સગવડવાળી અને સુંદર હોય છે.

ડમણી ચલાવવા માટે અને ઘરનું કામકાજ કરવા માટે અમે એક નોકર રાખેલો, તેનું નામ ભાનુ. ભાનુ શરીરે કદાવર, ને ઉંમરે લગભગ ૩૦-૩૫ વરસનો હતો. એ મૂળ રહીશ કોંકણનો. સવારના છ વાગ્યાથી રાતના આઠદસ વાગ્યા સુધી કામ કરે. અમે એને નાનકડી ઝૂંપડી બાંધી આપી હતી. તેમાં એ રહેતો ને હાથે રાંધીને ખાતો. ભાનુ વાસણ ઊટકે, પુરુષોનાં કપડાં ધુએ, ગાડી હાંકે, રોજ ગાડી ધુએ, બળદને સાફ રાખે, ક્યાંયે સંદેશો લઈ જવો હોય તો જઈ આવે, કચરો કાઢે, પથારીઓ કરે, ફાનસમાં તેલ પૂરે. ભાનુને ખાવાનું આપવાને અમે બંધાયેલા ન હતા. તેને રોકડો પગાર જ મળતો. એને ઘેર એની થોડી ખેતી હતી ને માથા પર થોડું દેવું પણ હતું. એટલે અમારે ત્યાં નોકરી કરી પગારના લગભગ બધા જ પૈસા મનીઑર્ડરથી ઘેર મોકલતો અને ત્રણ સાડા ત્રણ રૂપિયામાં પોતાનું ગુજરાન ચલાવતો.

એક દિવસ હું તેની ઝૂંપડીમાં ગયો. તેનો વૈભવ એટલે બેચાર માટલાં અને એક તાવડી. તેની કડછી નાળિયેરની કાચલીને વાંસનો હાથો બેસાડીને બનાવેલી હતી. મારી પાસેથી તેના ઘરની હકીકત સાંભળીને મારી ભાભીનું અંતઃકરણ પીગળ્યું. તે દિવસથી રોજ સાંજની રસોઈ વધતી જ અને ભાનુને અથાણું ને રોટલો લગભગ નિયમિત મળતાં. ભાનુ એટલે પક્ષપાત. ભાનુ ઘરના બીજા પુરુષોનાં કપડાં સામાન્ય રીતે ધોતો, પણ પિતાશ્રીનાં કપડાં પાછળ કેટલી મહેનત લેવી એની મર્યાદા તેની પાસે હતી જ નહીં. મારાં કપડાં પ્રત્યે પણ એની સહેજ મહેરનજર હતી. પણ હું નથી માનતો કે મારી જાત પ્રત્યે એનું વધારે આકર્ષણ હતું. મારા કરતાં મારાં કપડાં પ્રત્યે જ ભાનુની બહાલ મરજી હોવાનું કારણ એક દિવસ મને અચાનક સૂઝ્યું.

હાઈસ્કૂલે ભણવા ઘણી વાર હું પિતાશ્રીની સાથે તેમની ગાડીમાં બેસી જતો. પિતાશ્રીની ઑફિસમાં પણ જઈને બેસતો. એટલે ભાનુને થતું કે, મારાં કપડાં મેલાં રહે તો કલેક્ટરની કચેરીમાં ને હાઈસ્કૂલમાં કામ કરતા તેની ન્યાતના દેવોમાં—ચપરાશી અને પટાવાળાઓમાં—તેની કિંમત ઘટશે. ભાનુ અમલદારોને ત્યાં જ કામ કરવા સરજાયેલો. પટાવાળાઓની ભલામણથી જ અમલદારને ત્યાં એને નોકરી મળવાની. અમારે ત્યાં પણ દશરથ નામના પટાવાળાની ભલામણથી તે આવેલો. મારાં કપડાં જોઈ જો ભાનુને ઠપકો મળે તો ભાનુનો ભવ બગડે. ભાનુની દુનિયામાં મારા પિતાશ્રી એ મધ્યવર્તી. આખી દુનિયાએ એમની આસપાસ ફરવું જોઈએ. પિતાશ્રીની તે સેવા કરતો હોય ત્યારે બીજા કોઈને ગણકારે નહીં. તેને મન બધા જ પિતાશ્રીના આશ્રિત. હું નાહવાને તૈયાર થયો હોઉં એટલામાં પિતાશ્રી નાહવા આવે, તો એ પિતાશ્રીને કહે નહીં કે દત્તુ આપ્પા નાહવા ઊતર્યા છે. તે મને જ કહેવાનો: 'સાહેબ નાહવા આવે છે માટે તમે ખસો!'

ભાનુ ઘરમાં આવ્યો ત્યારથી અમે પણ પિતાશ્રીને 'સાહેબ' કહેવા લાગ્યા. નાનપણમાં અમે તેમને 'દાદા' કહેતા. ભાનુને લીધે ઘરનાં બધાં પિતાશ્રી પ્રત્યે વધારે અદબ રાખતાં શીખ્યાં. તે પહેલાં સ્વાભાવિક પ્રેમ ને આદર તો હતાં જ, પણ અદબની વિગતો અમારી પાસે ન હતી. પિતાશ્રીની થાળી તથા તેમનો લોટો સાફ કરવાની માટી જુદી, સૌથી પહેલાં પિતાશ્રીનાં વાસણો જ તે ઊટકતો અને અલગ ધોઈ અલગ સ્થાને રાખતો. પિતાશ્રીની સગવડ સાચવીને જેટલું બીજું કામ થાય તેટલું જ કરવાને પોતે બંધાયેલો છે એવી ભાનુની માન્યતા હતી. પિતાશ્રી પ્રત્યે અમારી બધાંની લાગણી પ્રેમ અને આદરની હોવાથી ભાનુની આ વૃત્તિનું અમે કૌતુક જ કરતાં. ભાનુ બિલકુલ આળસ કરતો ન હતો. મહેનત કરવામાં એને ખૂબ રસ પડતો હોય એમ જ લાગતું. એના બોલવાચાલવાનો હંમેશનો એક જ વિષય – ઘરની વ્યવસ્થા અને પિતાશ્રીની સગવડ. એના બોલવાચાલવા પરથી આ દુનિયામાં એનું બીજું કોઈ પણ હશે એવો ભાસ સરખોયે થતો નહીં.

છતાં એને દોસ્તદાર ન હતા એમ ન હતું. બેલગામમાં જુદે જુદે ઠેકાણે કામ કરનાર, એના જ મુલકના ને એની જ ન્યાતના, કેટલાયે એના દોસ્તદાર હતા. મહિનામાં એક દિવસ તે બધાને મળવા જતો. પણ એ દોસ્તદારો વિશે એક દિવસ પણ તેના મોઢામાંથી કશો ઉદ્‌ગાર નીકળે નહીં. જાણે કોઈ કાવતરાબાજ ગુપ્ત સંસ્થાનો તે સભાસદ ન હોય! તેના નિયમિત જવા પરથી મેં અનુમાન કાઢ્યું કે, એ બધાનો મળવાનો એક મુકરર દિવસ હોય છે. પછી તેની પાસેથી વધારે વિગતો મેળવી. એ લોકો સાચે જ માસની અમુક તારીખે ભેગા થતા, એકત્ર રાંધીને ખાતા, પોતપોતાનાં સુખદુ:ખની વાતો કરતા, કોઈ કામ વિનાનો હોય તો તેને નોકરી ક્યાં મળી શકે એની ખબર આપતા, કોઈના પર તેનો સાહેબ નારાજ થયો હોય તો તેનો બીજો દોસ્તદાર પોતાના સાહેબ મારફતે તેના સાહેબને સમજાવવાનું પોતાને માથે લેતો. ટૂંકામાં કહીએ તો, ફ્રીમૅસનની પેઠે આ નોકરોની, તે નામ વગરની, એક સંસ્થા જ હતી. ક્યો તહેવાર તે હું ભૂલી ગયો છું, પણ તે દિવસે બધા મળીને દારૂ પણ પીતા. છતાં તેમને દારૂનું વ્યસન નહીં. વરસમાં એક જ દિવસ તેઓ શરાબ પીએ, ને તે એવો કે બેહોશ થઈને પડે.

આ નોકરો જેટલા દિવસ સુધી જે ધણીની પાસે રહે તેટલા દિવસ સુધી તેની સાથે પૂરેપૂરા વફાદાર. ઘરની વાત બિલકુલ બહાર જવા ન દે. બહાર બધે ધણીનાં વખાણ કરે જ. એકની નોકરી છોડી બીજાને ત્યાં રહે તોપણ પહેલા ધણીની વાતો ત્યાં ન કરે. રહસ્ય એ એમને માટે રહસ્ય જ. માત્ર એમની માસિક સભામાં બધા નોકરો ભેગા થાય ત્યાં કશી વાત છાની ન રહે. શહેરના મોટા લોકોની બધી નાની વાતો ત્યાં ચર્ચાય. આજે મને એમ લાગે છે કે, જો કોઈ રીતે એમની એ માસિક સભાના વિશ્વાસપાત્ર સભાસદ થવાય તો સમાજશાસ્ત્રનું અધ્યયન કરવાને માટે કેટલોયે અસાધારણ મસાલો ત્યાંથી મળી આવે.

ભાનુ ઈમાનદાર હતો અને પોતાની ઈમાનદારી વિશે મગરૂર પણ હતો. તે વિવેક ખૂબ જાણતો અને પાળતો. પણ શહેરનો નોકર એટલે એનો આત્મા કંઈ વિવેકી નહીં. શહેરનો વિવેક એટલે અંદરની હલકાઈ ઢાંકવા માટેનું ઉપરનું અસ્તર.

એક દિવસ એક સાબુનો મોટો કકડો એક જ દિવસમાં ખલાસ થયેલો જોઈ મેં ભાનુને પૂછ્યું, 'આટલો સાબુ એક દિવસમાં શી રીતે વપરાઈ ગયો?' ભાનુથી મારો સવાલ સહન ન થયો. વિવેકનું પડ ઊડી ગયું ને તે બોલ્યો, 'શું હું તમારો સાબુ ગળી ગયો છું?' એટલામાં પિતાશ્રી ત્યાં આવ્યા. તેમણે ભાનુનો જવાબ સાંભળ્યો. તેમણે કહ્યું, 'ભાનુ, શું કહે છે?' ભાનુ ગુસ્સામાં જ હતો. એણે ફરી કહ્યું, 'મેં કંઈ એમનો સાબુ ખાધો નથી. તમારાં ને એમનાં કપડામાં વાપરી નાખ્યો.' પિતાશ્રીએ કહ્યું, 'આવો જવાબ આપનાર નોકર ઘરમાં કેમ ચાલે?' તેને કાઢી મૂકવાનો તો કોઈનો વિચાર જ નહીં. પણ તેને લાગ્યું કે આપણને રજા મળી છે, એટલે કપડાં પહેરીને ચાલતો થયો.

ઘેર ગયો ને પસ્તાયો. બીજે દિવસે દશરથ આવીને પૂછવા લાગ્યો, 'ભાનુની શી કસૂર હતી? એને તમે કેમ બરતરફ કર્યો?' પિતાશ્રીએ કહ્યું, 'અમે તો કાંઈ કાઢી મૂક્યો નથી. એને આવવું હોય તો ભલે આવે.' બીજે દિવસે ભાનુ પાછો આવ્યો અને પહેલાંની પેઠે કામ કરવા લાગ્યો. ભાનુને કોનાં વધારે કપડાં ધોવાં પડેલાં એ જાણવાને માટે જ મેં એને સાબુ વિશે પૂછેલું. ભાનુને અમે ઘરમાં જે રીતે રાખતા તે પરથી એણે જાણવું જોઈતું હતું કે એના પર કોઈને શક ન હતો. તે દિવસથી ભાનુ કોઈ કાળે પેલી સાબુવાળી વાતનો ઉલ્લેખ પણ થવા દેતો ન હતો. જાણે કશું થયું જ નથી એમ એ બતાવવા માગતો હતો.

આપણા નોકરો પોતાની ભૂલની ક્ષમા આ જ રીતે માગે છે. એણે વચનથી ક્ષમા માગી ન હતી. પણ વચન કરતાં તેની આ વૃત્તિ વધારે અર્થપૂર્ણ હતી.

ભાનુ પણ ઘરની વ્યવસ્થામાં ફેરફાર સૂચવતો. અમુક ઠેકાણે બચત કરી શકાય એવી યોજનાઓ મૂકતો. પણ તેની પાછળ પિતાશ્રીની સગવડનો ખ્યાલ મુખ્ય રહેતો. બીજા કોઈને અગવડ વેઠવી પડે તો તે તરફ તેનું બિલકુલ ધ્યાન રહેતું નહીં. આટલી બચત થાય છે ત્યાં બીજાઓએ અગવડ વેઠવી જ જોઈએ. એકલા પિતાશ્રી એના અર્થશાસ્ત્રને અપવાદરૂપ હતા; અને કંઈક અંશે આઈ. બાકી બધાં એની દૃષ્ટિએ કેવળ આશ્રિત.

ધીમે ધીમે ઘરમાં ભાનુનું જોર વધ્યું. બજારમાંથી વસ્તુઓ લાવવાનું, પરચૂરણ હિસાબ રાખવાનું, ધોબીને વઢવાનું, હજામને વખતસર બોલાવવાનું, વગેરે કામ તેનાં થયાં. ભાનુ કહે ત્યારે કપડાં બદલવાં જોઈએ. ભાનુ કહે ત્યારે હજામત માટે બેસવું જોઈએ. તે લાવે તે જ શાક ખાવું જોઈએ. અમને ભાવે કે ન ભાવે, અમે મંગાવ્યાં હોય કે ન હોય, પણ અમુક જાતનાં ફળ ઘરમાં આવવાનાં જ. ભાનુથી અમને સૌને સંતોષ હતો.

સરકારી નોકરી અંગે પિતાશ્રીને બહારગામ જવું પડ્યું. સાવંતવાડી સંસ્થાનમાં અંગ્રેજ સરકાર તરફથી રાજ્યવહીવટ ચાલતો હોવાથી એક વર્ષે પિતાશ્રીને અન્વેષક તરીકે સાવંતવાડી બે મહિનાને માટે જવાનું હતું. સ્વાભાવિક રીતે ભાનુની ઇચ્છા તેમની સાથે જવાની હતી. પણ દેશી રાજ્યોમાં સરકારી તપાસનીસોની સેવામાં એટલા બધા નોકરો રાખવામાં આવે છે કે ભાનુની ત્યાં જરૂર ન હતી. આથી મોટાભાઈએ કહ્યું કે, 'ભાનુને બેળગુંદી મોકલો તો મને ખૂબ મદદ થશે. ભાનુ હોશિયાર છે, વફાદાર છે, મહેનતુ છે. મારે ત્યાં તેનો ઉપયોગ ખૂબ થશે.' વિઠુને પણ એમ જ લાગ્યું. ભાનુને ગામડામાં રહેવાનો આનંદ જોઈતો ન હતો એમ ન હતું, એટલે કશી તકરાર વિના મોટાભાઈનો પ્રસ્તાવ સર્વાનુમતે પસાર થયો.

હું પિતાશ્રી સાથે સાવંતવાડી ગયેલો. ત્યાંથી એક મહિના પછી પાછો બેળગુંદી આવીને જોઉં તો ભાનુ ને વિઠુને બનતું ન હતું, બંને લાગણીવાળા, બંને વફાદાર, પણ બંનેના આદર્શ જુદા.

પિતાશ્રીને સાવંતવાડીથી પાછા આવવા માટે ગાડીની જરૂર હતી. સાવંતવાડીથી બેલગામ બાસઠ માઈલની ડુંગરી મુસાફરી છે. રસ્તો સુંદર રળિયામણો છે. વિઠોબાએ મોટાભાઈને કહ્યું, 'ખેતરનું કામ બહુ જરૂરનું છે. હું મારા બળદિયા આપવાનો નથી. સાહેબને લખો કે ત્યાંથી ભાડાની ગાડી કરીને આવે. ભાડું સહેજ વધારે પડે તો વાંધો નહીં. પણ મારું કામ ખોટી થવા નહીં દઉં.'

ભાનુએ ચિડાઈને કહ્યું, 'મોટો આવ્યો છે કારભારી! માલિકની ભીડ વધારે કે ખેતીની? માલિકને માટે ખેતી કે ખેતીને માટે માલિક? હું તો બળદ ને ગાડી લઈ જ જવાનો છું. સાહેબનો કાગળ આવ્યો છે તે નથી જોતો?'

બંને જણ મોટાભાઈ તરફ જોવા લાગ્યા. મોટાભાઈ આગળ ત્રીજો જ સવાલ હતો: નાહકનું ભાડું બચાવવું અથવા ખેતીની ભીડ સાચવવી એના કરતાં એ બે વફાદાર સેવકોની મરજી સાચવવી એ મોટી વાત હતી. તરતમાં શું કરવું જોઈએ એનો વિચાર કરવાને બદલે બંને પોતપોતાનું દૃષ્ટિબિંદુ સમજાવવા લાગ્યા. મોટાભાઈ તત્ત્વજ્ઞાની હતા; ધર્મ, સમાજશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્રની દુનિયામાં હમેશાં રહેતા.

તેમની ચર્ચા ચાલતી હતી. એટલામાં હું બહાર જઈ, ગામમાંથી બે બળદ ભાડે લઈ આવ્યો ને કહ્યું, 'ભાનુ, આ લે બળદ. વિઠુના બળદિયા તને નહીં મળે. ઘરની ડમણી છે તે લઈને જા. સાથે વિઠુનો ભાઈ પણ આવશે.' ઘરમાં હું સૌથી નાનો ભાઈ, પણ મને આવી રીતે હુકમ કાઢવાની સત્તા હતી. મારો હુકમ તે છેલ્લો, કેમ કે નાનપણમાં આવી બાબતમાં હું વ્યવહારચતુર ગણાતો. કૉલેજમાં ગયા પછી મારું તે ચાતુર્ય ઓગળી ગયું.

બંને વચ્ચેની અથડામણ ટળી, પણ પડેલી તડ સાંધાઈ નહીં તે નહીં જ. વિઠુ કુટુંબનો વિચાર કરે ને ભાનુ માલિકનો કરે, જોકે અમારા ઘરમાં માલિક અને કુટુંબ વચ્ચે કશો ભેદ ન હતો.

આસપાસનાં ગામડાંમાં ધીરેલા પૈસાની ઉઘરાણીમાં ભાનુ જાય ત્યારે રૈયત પર તે ખૂબ સખતાઈ કરતો. અને રકમ સાથે બેચાર કોળાં, પતકાળાં, પાંચદસ શેર રીંગણાં લાવ્યા વિના રહેતો નહીં. વિઠોબાને આ બિલકુલ ગમતું નહીં. ભાનુ કહેતો, 'બધા શાહુકાર એમ લે છે. તે તો આપણો દસ્તૂર છે. દસ્તૂરની વાત કેમ જવા દઈએ?' વિઠોબા કહેતો, 'મોટો પટેલ આવ્યો છે મને ભણાવવા. હું કાંઈ તારી પેઠે કોંકણમાંથી આવ્યો નથી. આ જ ગામમાં જન્મ્યો છું અને આ જ ગામમાં મારાં હાડકાં દટાઈ રહેવાનાં. બધા દસ્તૂર લે છે તે હું નથી જાણતો? પણ બાબાએ તે રિવાજ બંધ કર્યો છે. લોકો બાબાને નાહક ધર્માવતાર નથી કહેતા. પાંચ શેર રીંગણાંથી બે વખતનું શાક થાય ખરું? આપણા શાહુકારને નાહક કેમ બદનામ કરે છે?' ભાનુ મારી પાસે આવીને કહેતો, 'જોયું દત્તુ આપ્પા? આ વિઠોબાને માલિકના લાભગેરલાભની છે કંઈ ફિકર? ખેડૂતો તો આખરે એના ન્યાતભાઈ જ રહ્યા ને?'

એક દિવસ ખેતરમાં લણણી ચાલતી હતી. પરાળ વાઢી લીધા પછી તેનાં નીચલાં ઠૂંઠાં જમીનમાં ઊભાં હતાં. તેના પર જો પગ પડે તો લોહી જ નીકળે. એટલે મજૂરો ખેતરમાં સહેજ સાચવીને ચાલતા. ભાનુને થયું કે, આમ સાચવીને ચાલતાં વખત નકામો જાય છે ને કામ ઓછું થાય છે. જો ચંપલ પહેરીને કામ કરીએ તો ઝપાટાબંધ થાય. ભાનુ ચંપલ પહેરીને કામ કરવા લાગ્યો. વિઠુએ તે જોયું કે તરત જ તેનો પિત્તો ઊછળ્યો. ગામડાંઓમાં લણણી ચાલતાં ખેતરમાં ચંપલ પહેરીને જવું એ ભારે અશુભ ગણાય છે; ભૂમિમાતાનું તેથી અપમાન થાય છે; ખેતરમાં ભેગી થયેલી લક્ષ્મીનો અનાદર થાય છે; અને ખેતરના ધણીનું અશુભ થાય છે. વિઠુના મોઢામાંથી બેઅખત્યાર ગાળ નીકળી. તે ભાનુને મારવા દોડયો. બંને સારી પેઠે લડત, પણ હું વચમાં પડયો. વિઠુને મેં ખૂબ ઠપકો આપ્યો અને ભાનુને મારું ખાવાનું ઘેરથી લઈ આવવાને મોકલી દીધો.

સાંજે મોટાભાઈ બંનેને સમજાવવા બેઠા. સમાજવ્યવસ્થાના અને લોકરૂઢિના મૂળભૂત સિદ્ધાંતોની તેઓ ચર્ચા કરતા હતા અને સેવકધર્મની મીમાંસા કરતા હતા. રીંછની પેઠે ઘૂરકી રહેલા ભાનુ અને વિઠુ શ્રદ્ધાપૂર્વક ધર્માવતારનું પ્રવચન સાંભળતા હતા. પણ એ બધું ઊંધા ઘડા ઉપર પાણી રેડવા જેવું હતું. બંને જણ જ્યાં હતા ત્યાં જ હતા.

રોજ તેઓ દિવસમાં ચાર ચાર વાર લડતા. દરેક વખતે યુક્તિ યોજવા હું હાજર ન હોઉં અને ધર્મચર્ચા કરવાને મોટાભાઈ ન હોય, એટલે બંને વચ્ચેની કડવાશ વધવા લાગી. બધા અકળાયા. એ બંનેને પણ થવા લાગ્યું કે, આ ઘરમાં આપણી પ્રતિષ્ઠા રહી નથી. પણ ઘર છોડી જવાનું મન એકકેને થાય નહીં. બંને દુઃખી ને દુઃખી રહે.

સાવંતવાડીથી આવ્યા પછી પિતાશ્રીએ ત્રણ મહિનાની રજા લીધી. એટલે અમે

બધા બેળગુંદીમાં જ રહેતા, જેથી ભાનુ ને વિઠુને જુદા પાડવાની પણ મારી યુક્તિ ત્યાં ચાલે એમ ન હતી. એટલામાં ભાનુની મા ગુજરી ગયાનો કાગળ કોંકણથી આવ્યો. ઘરની ખેતી તરફ જોઈ શકે એવું તેને ત્યાં કોઈ ન હોવાથી તેને અમારે ત્યાંથી રજા લેવી પડી. અમને છોડી જતાં ભાનુને બહુ દુઃખ થયું. વિઠોબાને પણ ભાનુ જાય છે એનું ખોટું લાગ્યું. વિઠોબાએ ભાનુને બધું ભૂલી જવાનું કહ્યું. તેને ત્રણ દિવસ પોતાને ત્યાં મહેમાન તરીકે રાખ્યો ને ગળગળા થઈ બંને એકબીજાથી છૂટા પડયા.

ભાનુના ગયા પછી વિઠોબા કેટલીયે વાર ભાનુનું ગુણવર્ણન કરતો. ભાનુ પાસેથી હું આ શીખ્યો ને તે શીખ્યો એમ કબૂલ કરતો. પોતાના દોસ્તદારોને ભાનુ જેવો વિવેક કેળવવા સમજાવતો ને ભાનુ સાથે નાહક લડયાનો પશ્ચાત્તાપ કરતો. છતાં કહેતો કે, ‘ભાનુ આખરે તો શહેરમાં રહેનાર માણસ. ગમે તેટલો હોશિયાર તોયે શું? અમારા જેવો તે નહીં. આજે હોય ને કાલે જાય. અમે તો ઘરના માણસ.’

આ પછી છ-આઠ મહિનામાં જ વિઠુ પ્લેગથી ગુજરી ગયો. તેની સ્ત્રી નાતરું કરીને બીજે ગામ ગઈ. તેને બાળબચ્ચાં ન હતાં.

## ૭૧. દાઝેલો ભગત

એક વાર સાવંતવાડીમાં એક ઘરને આગ લાગી. આખા લત્તામાં હોહા થઈ ગઈ. અમે એ વાત સાંભળી અને શું છે તે જોવા દોડયા. પટાવાળો વિઠુ સાથે હતો. બેચાર શેરી ફરીને અમે આગની જગ્યાએ પહોંચ્યા. ઘર તો બેસી જ ગયું હતું; માત્ર ભીંતો ઊભી હતી. એ ઘરમાં જોવા જેવું તો શું હોય? છાપરાંનાં લાકડાં બળતાં હતાં. ઘરનો સામાન રસ્તા પર વેરણછેરણ પડયો હતો. એક ડોસી રસ્તા પર માથું કૂટતી હતી. કેટલાક લોકો ઘરના ઢગલામાંથી હજીયે કંઈ બચી શકે એવી લાગતી વસ્તુઓ બહાર ખેંચી કાઢતા હતા. બીજા કેટલાક દૈવવાદીઓ હાથ જોડીને ઊભા રહી કેવળ ખરખરો જ કરતા હતા.

અમને ત્યાં ઝાઝું ઊભવું ગમ્યું નહીં. અમે પાછા ફરતા હતા એટલામાં એક જણે કહ્યું, ‘બળતા ઘર પર એક ભલો માણસ ચડયો હતો. પગ લપસી જવાથી તે અંદર પડયો ને સારી પેઠે દાઝી ગયો. લોકોએ મહામુસીબતે એને બહાર કાઢયો. એને ઇસ્પિતાલમાં લઈ ગયા છે.’ એનું નામ સાંભળતાં વેંત વિઠુ બોલ્યો, ‘અરે, એ તો આપણો ભગત. કેટલો ભલો માણસ!’

અમને હવે એ ભગતને જોવા જવાનું મન થયું. અમે વિઠુને કહ્યું, ‘ચાલ ઇસ્પિતાલ તરફ.’

‘જમ્યા પછી બપોરે જઈએ તો?’

‘ના, હમણાં જ ચાલ. બિચારાને જોઈએ તો ખરા.’

'પણ સાહેબ વઢશે તો? ઘેર જતાં અસૂર થશે.'

'ના. સાહેબ નહીં વઢે. હું તને ખાતરી આપું છું.'

અમે ઇસ્પિતાલે ગયા. ત્યાં અનેક માંદાંની વચ્ચે ભગતનો ખાટલો હતો. બિચારાને કેટલેય ઠેકાણે પાટા બાંધ્યા હતા. વિઠુ એને ઓળખતો હતો. એણે ભગતને કહ્યું, 'અમારા સાહેબના દીકરા તમને જોવા આવ્યા છે.' ભગત બેઠો થયો. અમે એને બેસતાં વાર્યો.

મારા મનમાં વિચાર આવ્યો : આ પ્રમાણે આટલી બહાદુરી કરી છે એની આપણે કદર કરવી જોઈએ. એને લાગવું જોઈએ કે દુનિયામાં આપણા જેવા કદર-દાન લોકો છે. એને સારું લગાડવા ખાતર ચુનંદાં વચનો પણ બોલી જવાં જોઈએ. પણ શું બોલવું એ સૂઝે નહીં. કૃત્રિમ વિવેકે કહ્યું, 'કંઈક સારું બોલી નાખ.' પણ કંઈક વાકય મનમાં ગોઠવું તે પહેલાં હૃદય કહેતું 'આ બધું પોલું પોલું લાગે છે.'

આ ગડમથલમાં હું કંઈક બોલી તો ગયો. પણ એવું તો અડવું નીવડ્યું કે એથી અમે બધા મૂંઝાઈ ગયા. ભગત જરા ગભરાયેલો લાગ્યો. એને ખાતરી થઈ ગઈ હતી કે હવે પોતે જીવવાનો નથી. એણે કહ્યું, 'ભગવાને મારું હમેશાં ભલું કર્યું છે. આજે ઘેર બોલાવશે તો તે રૂડું જ છે તો!'

મેં કહ્યું, 'ભગત, ગભરાશો મા. પાંડુરંગ તમને સાજા જ કરશે. તમારી મહેનત એળે નહીં જાય.'

ભગતને ખુશામત સૂઝી : 'તમારા જેવા મોટા લોકો મને જોવા આવ્યા એમાં જ મને બધું મળી ગયું.'

હવે ત્યાં ઝાઝું ઊભા રહેવા જેવું ન હતું. મહિના પછી ભગત સાજા થયા, અને ભગવાનને નહીં પણ પોતાને જ ઘેર ગયા એમ વિઠુ પાસેથી મેં સાંભળ્યું. ભગતે ઘર બચાવવામાં સૌથી વધારે મહેનત કરી હતી એમ સૌ કહેતા હતા.

## ૭૨. તેરદાળનું મૃગજળ

પરણ્યા પછી થોડે જ દિવસે અમે જમખંડી ગયાં. પિતાશ્રી અમારા પહેલાં પહોંચી ગયા હતા. અમારી જોડે સામાન ઘણો હતો, તેથી કૂડચી સ્ટેશન પર મારે લગેજના બમણા પૈસા આપવા પડેલા એ મને યાદ છે. રાત્રે જ અમે બળદગાડી-માં બેસીને ઊપડયા. બંને બળદ ધોળા અને કદાવર હતા. રંગ, શિંગડાંનો આકાર, મુખમુદ્રા ને ચાલવાની ઢબ, એ બધામાં બંને સરખા હતા. અમારે ત્યાં આવી જોડીને ખિલ્લારી કહે છે. આ બળદોએ અમને ચોવીસ કલાકની અંદર ૩૫ માઈલ પહોંચાડી દીધા.

જમખંડી જતાં રસ્તામાં તેરદાળ આવે છે. તેરદાળ પાસે અમે પહોંચ્યા ત્યારે

દૂર, લગભગ ક્ષિતિજ પાસે એક મોટી નદી વહેતી હતી. પાણી પર સખત તડકો પડતો હોવાંથી એ ચળકાટ મારતું હતું અને પાણી કેટલા જોરથી વહે છે એનો પણ કંઈક ખ્યાલ આવતો હતો. આવી સુંદર નદીને કાંઠે ઝાડ કેમ ઓછાં, એ હું સમજી ન શકયો. મેં ગાડીવાળાને પૂછ્યું, 'આ નદીનું નામ શું? કેવડી મોટી દેખાય છે? એ કૃષ્ણા નદી તો ન હોય?' ગાડીવાળો હસ્યો : 'અહીં વળી નદી કેવી? એ તો મૃગજળ કહેવાય. પાણીના આ દેખાવથી બિચારાં હરણાં છેતરાય છે, અને તડકામાં દોડી દોડી તરફડિયાં મારીને મરી જાય છે, તેથી એને મૃગજળ કહે છે.'

મૃગજળ વિશે મેં વાંચેલું તો હતું. મૃગજળમાં ઉપરનાં ઝાડનું પ્રતિબિંબ પણ દેખાય છે, રણમાં ચાલતા પડછાયા પણ દેખાય છે વગેરે માહિતી અને એનાં ચિત્રો મેં ચોપડીમાં જોયેલાં. પણ હું માનતો કે ઝાંઝવાં તો આફ્રિકામાં જ દેખાતાં હશે. સહરાના રણની એકવીસ દિવસની મુસાફરીમાં જ એ અદ્ભુત દૃશ્ય જોવા મળતું હશે. હિંદુસ્તાનમાં પણ મૃગજળ હોય એવી મને કલ્પના હોત તો હું આટલી સહેલાઈથી અને આટલો આબાદ છેતરાઈ ન જાત.

હવે હું જોઈ શકયો કે, અમે જેમ જેમ ગાડામાં આગળ જતા હતા તેમ તેમ પાણી પણ જોડે જોડે આગળ ખસતું જતું હતું. મેં એ પણ જોયું કે, પાણીની આસપાસ લીલોતરી નહોતી, અને પાણીનો પટ આસપાસની જમીનથી નીચાણમાં નહોતો; જમીન ઉપરથી જ પાણી વહેતું હતું. ઉપરની હવામાં પણ તડકાની અસર દેખાતી હતી. પછી તો ઝાંઝવાંની મજા જોવામાં અને એનું સ્વરૂપ સમજવામાં ભારે આનંદ આવવા લાગ્યો. બિચારા બળદો અર્ધ આંખો મીંચીને પોતાની ગતિના તાલમાં એકસરખા ચાલતા હતા. એકાદ બળદ ચાલતાં ચાલતાં મૂતરે તેનો આલેખ જમીન પર પડતો, તે થોડી જ વારમાં સુકાઈ જતો. અમે અર્ધે અર્ધે કલાકે કૂજામાંથી પાણી લઈને પીતા તોયે તરસ છીપતી નહીં.

આમ કરતાં તેરદાળ આવ્યું. ધર્મશાળા પથ્થરની બાંધેલી હતી. દેશી રાજ્યનું ગામ એટલે ધર્મશાળા સરસ બાંધેલી હતી; પણ ધૂમ તડકાને લીધે એ પણ અળખામણી લાગી. મુકામે પહોંચ્યા. પછી હું તળાવમાં નાહી આવ્યો. સાથે પૂજાના દેવો હતા. એમને નેતરની પેટીમાંથી બહાર કાઢી પૂજા માટે ગોઠવ્યા. દેવોમાં એક શાલિગ્રામ હતો. એ તુલસીપત્ર વગર જમે નહીં, એટલે દદડતે ધોતિયે, પણ ઉઘાડે પગે હું તુલસીપત્ર લેવા ઊપડયો. એક ઘરના આંગણામાં ધોળી કરેણનાં ફૂલ જડયાં ને તુલસીપત્ર પણ મળ્યાં. બપોરનો વખત, પેટમાં ભૂખ, પગ દાઝે, માથું તપી ગયેલું,– આવા ત્રિવિધ તાપમાં હું પૂજા કરવા બેઠો. દેવો કંઈ ઓછા ન હતા. ઈશ્વર એક છે ખરો, પણ તેથી બધાની વતી એક જ દેવની પૂજા કરું તો ચાલે એમ ન હતું. પૂજા કરતાં આંખે અંધારાં આવ્યાં. માંડ માંડ પૂજા પૂરી કરી અને જમીને સૂઈ ગયો.

સ્વપ્નમાં હરણાંનું એક મોટું જૂથ દડાની જેમ દોડતું મૃગજળનાં પાણી પીવા જતું હતું.

# ૭૩. જીવનપાથેય

મારા પાંચ ભાઈઓમાંથી એક જ બી.એ. સુધી પહોંચી શકયો. બાકીના બધા વચમાં જ કયાંક કયાંક અટકી ગયા. અંગ્રેજી કેળવણી પાછળ ભારે ખર્ચ કર્યા છતાં પોતાની ઉમેદ બર ન આવી એમ જોઈ પિતાશ્રી ખૂબ નિરાશ થયા હતા. એમણે પહેલેથી જ નક્કી કરેલું કે દત્તુને કૉલેજમાં નથી જ મોકલવો. હું મનમાં ચિડાતો : વાંક બીજાનો ને સજા મને થાય છે! પણ મેં કશું કહ્યું નહીં. જ્યારે પહેલે જ વર્ષે હું મૅટ્રિક પાસ થયો ત્યારે મારી કંઈક શાખ જામી. તે જ વરસે શાળાની આબરૂ જાળવવા અમે મૅટ્રિકના ત્રણ વિદ્યાર્થીઓ યુનિવર્સિટી સ્કૂલ ફાઈનલ માટે પણ બેઠા હતા. એ પરીક્ષાનું પણ એ છેલ્લું વર્ષ હતું. એમાં પણ હું પાસ થયો એટલું જ નહીં, પણ મારો નંબર ઠીક ઠીક ઊંચો આવ્યો. આ બે પરીક્ષાને જોરે મેં કૉલેજમાં જવાની માગણી કરી. છતાં પિતાશ્રી એકના બે ન થયા. આખરે મેં એમને કહ્યું, 'તમે જાણો છો કે મારું અંગ્રેજી અને ગણિત બંને સારાં છે. મને ઈજનેરી લાઈનમાં જવા દો. પ્રિવિયસની પરીક્ષા પાસ કર્યા વગર એન્જિનિયરિંગ કૉલેજમાં જવાય જ નહીં. એટલે એક જ વરસ હું આર્ટ્સ કૉલેજમાં જઈશ.' મારી આ દલીલથી પિતાશ્રી પીગળ્યા અને એમણે મને કૉલેજમાં જવાની રજા આપી.

બી.એ., એલએલ.બી. છોડી એલ.સી.ઈ. પસંદ કરવા પાછળ મારી જે વિચારશૃંખલા હતી તેનું સ્મરણ કરતાં પણ મને શરમ ઊપજે છે. મેં મનમાં વિચાર કરેલો કે, 'આપણી પાસે કંઈ એવી મૂડી નથી કે આપણે વેપાર કરી પૈસાદાર થઈ શકીએ. અને વેપારમાં પ્રતિષ્ઠા કયાં છે? નોકરી કરતાં પગાર કેટલો મળવાનો હતો? લોકો પૈસાદાર થાય છે તે લાંચ લઈને જ. બી.એ. એલએલ.બી. થઈશું તો મામલતદાર કે મુનસફ થવાશે. એ લાઇનમાં લાંચ ખૂબ મળે છે, પણ તેને માટે પ્રજાને કનડવી પડે છે અને અન્યાય કરવો પડે છે. એ તો આપણને ગમે નહીં. એના કરતાં એલ.સી.ઈ. થઈશું અને પહેલા ત્રણ નંબરની અંદર આવીશું તો જોતજોતામાં એન્જિનિયર થઈ શકીશું. મોટાં મોટાં આલેશાન મકાનો બાંધવાં, જંગલમાંથી રસ્તા કાઢવા, પુલો બાંધવા, એ મજા તો આખો જનમારો મળશે. ઘોડા પર બેસી સવારથી સાંજ સુધી ફરવાનો લહાવો લેવાશે. અને કૉન્ટ્રાક્ટર લોકો પાસેથી લાંચ લઈશું તો તેમાં સરકાર છેતરાશે. પ્રજાને કનડવાનું એમાં ન હોય.' અધર્મમાં પણ ધર્મબુદ્ધિ હું સાચવું છું એ ખ્યાલથી જ હું મગરૂર રહેતો. આ વિચાર અનેક વાર મનમાં આવતા, પણ કોઈની આગળ એ બોલવાની મારી હિંમત ન હતી.

જે દિવસે હું કૉલેજમાં દાખલ થવા જવાનો હતો તે જ દિવસે પિતાશ્રી સાંગલી રાજ્યના ટ્રેઝરી-ઑફિસર તરીકે ત્રણેક લાખ રૂપિયા પૂને લઈ જવાના હતા. પૂનેથી રાજ્ય માટે પ્રૉમિસરી નોટો ખરીદવાની હતી. સાંગલી સ્ટેશન પર

અમે ભેગા થયા. પિતાશ્રી પૂને શા માટે જાય છે તેનું કારણ મેં જાણ્યું. મેં પિતાશ્રીને કહ્યું, 'નોટોના ભાવ રોજ બદલાય છે. આપણે કંઈક મહેનત કરીશું તો જાહેર ભાવો કરતાં કંઈક સસ્તા ભાવે નોટો ખરીદી શકીશું. રાજ્યને તો જાહેર ભાવ જ બતાવીશું અને વચમાં જે નફો મળશે તે આપણે લઈશું. કોઈને ખબર નહીં પડે ને સહેજે ભારે નફો થશે.'

પિતાશ્રીએ મારી વાત શાંતિથી સાંભળી એમ મને લાગ્યું. મેં મારી વાતથી એમને કેટલો આઘાત પહોંચાડયો હતો એની એ ક્ષણે મને કલ્પના સરખી ન આવી. મેં માન્યું કે મારી સૂચનાની શક્યાશક્યતાનો પિતાશ્રી વિચાર કરે છે.

થોડી વાર પછી પિતાશ્રીએ ગળગળા થઈને કહ્યું, 'દત્તુ, મેં માન્યું નહોતું કે તારામાં આવી હીનતા હશે. તારી વાતનો અર્થ એ જ છે કે મારે મારા અન્નદાતાને છેતરવા! તારી કેળવણી પર ધૂળ છે. આપણા કુળદેવતાએ આપણને જે રોટલો આપ્યો છે તેટલાથી જ સંતોષ માનવો. લક્ષ્મી તો આજે છે ને કાલે નથી. આબરૂથી રહેવું એ જ મોટી વાત છે. મરીને ઈશ્વર આગળ ઊભો થઈશ ત્યારે શો જવાબ આપીશ? તું કૉલેજમાં જાય છે ત્યાં ભણીને તું એવું જ કરવાનો ને? એના કરતાં અહીંથી જ પાછો જાય એ શું ખોટું?'

હું સડક થઈ ગયો! ગાડીમાં આખી રાત મને ઊંઘ ન આવી. સવારે પૂના પહોંચ્યો તે પહેલાં મન સાથે નિશ્ચય કર્યો કે, હરામના ધનનો લોભ કોઈ કાળે નહીં કરું, પિતાશ્રીનું નામ નહીં લજવું. પિતાશ્રીને શહેરમાં છોડી, એ નિશ્ચય સાથે જ હું કૉલેજ તરફ ગયો. કૉલેજની મારી સાચી કેળવણી મને સાંગલી અને પૂના વચ્ચે ટ્રેનમાં જ મળી ચૂકી.

## પરિશિષ્ટ

# સંસ્મરણોની પાર્શ્વભૂમિ

[૧૮૯૨થી ૧૯૦૩ સુધીની]

હું ક્યારે જન્મ્યો એ ચોક્કસ ન કહી શકું. જોષીએ જન્મપત્રી કરી આપી હતી તે મારા હાથમાં આવી કે તરત ક્યાંક ખોઈ નાખી. નક્કી વર્ષ ધ્યાનમાં ન રહ્યું. પણ હમણાં જ સાતારાના એક સ્નેહીએ પ્રયત્ન કરી મારો જન્મકાળ નક્કી કરી આપ્યો છે. તે પ્રમાણે સને ૧૮૮૫ના ડિસેમ્બરની પહેલી તારીખે મહારાષ્ટ્રની રાજધાની સાતારામાં જન્મભૂમિની હવા પહેલવહેલી મેં પેટમાં લીધી. દેશી તિથિ પ્રમાણે શકે ૧૮૦૭ના કાર્તિક વદિ ૧૦ ને મંગળવારે મારો જન્મદિવસ આવે છે. ફલજ્યોતિષ પ્રત્યે મારી ખાસ આસ્થા ન હોવાથી તિથિ અને કાળનું મારે મન બહુ મહત્ત્વ નથી. હું જન્મ્યો ત્યારે સવારના દસ વાગ્યાનો સમય હતો, અને પિતાશ્રી

જામાં બેઠા હતા, એ બીના મારાં દાદી પાસેથી સાંભળી ત્યારે મને ખૂબ આનંદ થયો.

કાલેલકર કુટુંબ મૂળે સાવંતવાડી તરફનું. સાવંતવાડી પાસે માણગાંવ કરીને એક સબો છે. એની પાસે જ કાલેલી ગામડું આવ્યું છે, એ ઉપરથી અમારી અટક ડી. અમારી અસલી અટક રાજાધ્યક્ષ હતી એમ કહેવાય છે. સાવંતવાડી તરફ ળવો-બહારવટું ચાલતું જોઈ અમારા પૂર્વજો કોંકણ પ્રદેશ છોડી, ઘાટ ઓળંગી શ ઉપર બેલગામ તરફ નાસી આવ્યા.

કહે છે કે, પૈસા કઢાવવા માટે બહારવટિયાઓ છાતી ઉપર અને નાક ઉપર ોટા મોટા પથરા આણીને મૂકતા. સરકારી અમલદારની પજવણી પણ કોક કોક ખતે બહારવટિયાના ત્રાસને આંટી જતી. તે વખતનું વર્ણન કરતાં એક જણે હેલું કે, ગામડાંમાં લોકો આવા ત્રાસથી એવા તો ટેવાઈ ગયા હતા કે ભાત માટે ૂલા ઉપર દેગ ચડાવે તેને બે બાજુ બે મોટાં કડાં રાખે; બહારવટિયા આવવાના માચાર મળે કે એ કડાંમાં વાંસ ઘાલી લોકો દેગ ઊંચકીને જંગલમાં ભાગી જતા. ોજ રોજ ભરેલા દેગ પાછળ છોડીને ભાગી જવું ક્યાં સુધી પાલવે? જંગલમાં વો ચૂલો બનાવી, અર્ધો ચડેલો ભાત પૂરો પકવી નિરાંતે આરોગતા.

મારા દાદા બેલગામ નજીકના એક ગામડે આવી, કોઈ શાહુકારને ત્યાં નોકરીએ રહ્યા. સામાન્ય રીતે શાહુકારના કારકુનોએ શેઠને ફોલી ખાધાના જ દાખલા હોય છે. મારા દાદાની બાબતમાં એથી બરાબર ઊલટું થયું હતું. એમણે શેઠ સાથે અભેદ-બુદ્ધિ કેળવી, પોતાની બધી કમાણી હિસાબ વગર શેઠને ત્યાં જ રાખી હતી. શેઠના ગુજરી ગયા પછી એમાંનું કશું હાથ આવ્યું નહીં.

પરિણામે મારા પિતાશ્રીએ અત્યંત ગરીબાઈમાં દિવસ ગુજારી થોડુંક અંગ્રેજી જ્ઞાન મેળવ્યું. પ્રખ્યાત વૈદિક વિદ્વાન શંકર પાંડુરંગ પંડિતના હાથ તળે તેઓ થોડા દિવસ ભણ્યા હતા. નાની ઉંમરે જ તેઓ લશ્કરી ખાતામાં દાખલ થયા. એ ખાતામાં જ રહ્યા હોત તો, કોણ જાણે, અમારો જીવનક્રમ જુદો જ થયો હોત. ફોજની છાવણી હાલના વિજાપુર જિલ્લામાં આવેલા કલાદગીમાં હતી. ફોજના વડાએ સ્વદેશ જતાં પિતાશ્રીની મુલકી ખાતામાં ભલામણ કરી. વિજાપુર તરફના પ્રખ્યાત દુકાળમાં પીડિતોને સરકારી મદદ અપાતી ત્યારે તે કામમાં પિતાશ્રીએ ખૂબ મહેનત લીધી હતી. તે વખતના દુકાળનાં વર્ણનો પિતાશ્રી પાસેથી સાંભળતો ત્યારે રુવાંટાં ઊભાં થતાં.

શાહપુરના ભિસે કુટુંબ સાથે અમારો સંબંધ જૂનો હતો. મારાં ફોઈ એ કુટુંબમાં અપાયેલાં. મારાં માતાજી પણ ભિસે કુટુંબનાં જ. આગળ જતાં મારા બે ભાઈઓ પણ એ જ કુટુંબમાં પરણેલા. બે કુટુંબો વચ્ચે ફરી ફરી શરીરસંબંધ થાય એ આરોગ્યની દૃષ્ટિએ, માનસિક વિકાસની દૃષ્ટિએ અને સામાજિક સ્વાસ્થ્યની દૃષ્ટિએ હિતકારક નથી, એવી મારી માન્યતા બંધાયેલી છે.

એ જમાનાનું સામાજિક જીવન સામાન્ય કોટિનું ગણાય. રાજકીય અસ્મિતા, સામાજિક સુધારણા, ઔદ્યોગિક જાગૃતિ અથવા ધર્મવિચારણાની દૃષ્ટિએ લગભગ

અંધારું જ હતું. જેમતેમ કરીને કમાણી વધારવી અને છોકરાંછૈયાંને સુખી કરવાં – એના કરતાં વ્યવહારનો વિશેષ આદર્શ સામાન્ય કુટુંબોમાં હતો જ નહીં. આજે પણ એ સ્થિતિમાં ભારે ફેર પડયો છે એમ તો ન કહેવાય; પણ જ્યાંત્યાં વિચાર-જાગૃતિ દેખાય છે ખરી. સમાજના સારા લોકોનો ઠપકો આવે નહીં એવી રીતે વર્તવું, એટલું જ સામાન્ય માણસનું નીતિશાસ્ત્ર. 'ચોરી, ચુગલી અને છિનાળી ન કરી હોય એટલે બસ. બાકી, સ્વાર્થ ખાતર માણસ ગમે તે ભલે કરે,' એમ વ્યવહારમાં બોલાતું.

ધર્મમાં તો રૂઢિનું સામ્રાજ્ય હતું. પ્રાર્થનાસમાજનું તો કોઈએ નામ પણ સાંભળ્યું ન હતું. સુધારાવાળાનું નામ કોક વખતે સંભળાતું પણ તે સમાજદ્રોહી, ધર્મભ્રષ્ટ તરીકે જ. સુધારાવાળા એટલે માંસ ખાનાર, શરાબ પીનાર, ઈશ્વરને નહીં માનનાર, વિધવાઓ સાથે પરણનાર, લગભગ ખ્રિસ્તી થઈ ગયેલા, એવો સામાન્ય લોકોનો ખ્યાલ હતો. ધર્મ એટલે પરાપૂર્વથી ચાલતી આવેલી રૂઢિઓ, ન્યાતજાતનું ઉચ્ચપણું, ખાવાપીવાના નિયમો, અનેક દેવદેવીઓના અને ભૂતપ્રેતના કોપની બીક, એમના લાગાઓ, વ્રતો, તહેવારો અને ઉત્સવો, એટલું મુખ્યત્વે હતું. આ બાબતમાં બાવા વૈરાગીઓ અને ગોર લોકો જેમ દોરે તેમ સમાજ દોરાતો. મારા નાનપણમાં મેં બહુ સંન્યાસીઓ જોયેલા નહીં. તેઓ તો તીર્થક્ષેત્રમાં જ ઊલટતા. તીર્થયાત્રા એ ધાર્મિક જીવનના કળશરૂપે હતી. જીવનનો એ ઉત્સવ પણ ખરો. આજે એ જ સ્થિતિ કંઈક પ્રવર્તતી હોય તોયે, એ દરેક વસ્તુ વિશે સમાજમાનસ જ્યાંત્યાં સાશંક થયું છે. સાથે સાથે વ્યક્તિગત તેમ જ સામાજિક ધર્મજીવનનો ઉચ્ચ આદર્શ સમાજ આગળ વધતો જાય છે. સુધારાનો તેમ જ નાસ્તિકતાનો આદર્શ પણ આજે ઉચ્ચ કોટિએ પહોંચવા લાગ્યો છે.

દરિદ્રી લોકો ઘરમાંથી નકામું રાચરચીલું ફેંકી દેવાની જેમ હિંમત નથી કરતા અને એને લીધે અનેક જાતની અગવડો વેઠે છે, તેમ ધર્મમાં રૂઢિઓ અને વહેમોનું છે. બીકણ અને લાલચુ લોકો દંડ કે જબરદસ્ત માણસ આગળ જેમ વર્તે છે, તેમ જ પ્રાકૃત માણસ દેવદેવીઓ અને ધાર્મિક રિવાજો વિશે વર્તે છે. કશું તોડવાની કે કાઢી નાખવાની હિંમત ચાલે જ નહીં. કાંઈ કરતાં કાંઈક થઈ જાય, એ આંધળી બીક દરેકના મનમાં વસે છે. એટલે, જૂનું તો બધું રહેવાનું જ અને એમાં જો કોઈને બીક અને લાલચ ઉપર જ રચાયલું કોઈ નવું તૂત ઉમેરવાનું સૂઝે તો એની સામે થવાની પણ સમાજની હિંમત નહીં. 'સંઘર્યો સાપ કામનો' એમ કહીને, દરેક વસ્તુને આવકાર આપ્યે જ છૂટકો.

મારું નાનપણ ઘરના બધા રિવાજો, વ્રતો અને ઉત્સવો, વહેમો, માન્યતાઓ અને લાગાઓ શ્રદ્ધાપૂર્વક પાળવામાં ગયેલું. આવી રૂઢિનિષ્ઠામાંથી ભોળી ભક્તિ કેળવાઈ. ભક્તિ સામે તાર્કિકતા જાગ્રત થતાં શંકાશીલતા વધી. શંકાશીલતાએ અને ઉન્મત્ત જવાનીએ થોડા દિવસ માટે નાસ્તિકતાનું રૂપ પકડયું. આ નાસ્તિકતામાંથી

શુદ્ધ જિજ્ઞાસા પ્રગટ થઈ અને હું કેવળ બુદ્ધિવાદી બન્યો. બુદ્ધિવાદના છેડાનું દર્શન થયા પછી વૃત્તિ પાછી વળી અને શ્રદ્ધાના ક્ષેત્રની ઝાંખી થઈ. પરિણામે, ધર્મના શુદ્ધ, ઉજ્જવળ, સનાતન સ્વરૂપનો કાંઈક સાક્ષાત્કાર થયો. આમ બધી વૃત્તિઓ તે તે કાળે અને ક્રમે કેળવેલી હોવાથી, ધર્મજીવનની બધી બાજુએ સમભાવપૂર્વક પણ તર્કશુદ્ધ દૃષ્ટિએ તપાસવાની મને તક મળી છે.

જૂનામાં રહેલાં સંસ્કારસમૃદ્ધિ, કલારસિકતા અને સાર્વત્રિક સમાધાન, ત્રણે વસ્તુઓ મેં અનુભવી છે. છતાં મને લાગે છે કે, જેમ દેવતા ઉપરની રાખ ખંખેરવાની હોય છે અથવા ઘરમાંથી નકામું રાચરચીલું અને 'લંબર' કાઢી નાખવાની જરૂર હોય છે, તેમ જ ધર્મવૃક્ષને પણ વખતોવખત ખંખેરવાની જરૂર હોય છે. લોકવાર્તાના વાણિયાએ સાપ સંઘર્યો હતો ખરો, પણ તે મરી ગયેલો અને છાપરા પર પડી સુકાતો ચાલ્યો હતો. એ જીવતો કે કોવાઈને ઝેર ફેલાવતો ન હતો. આપણે પરંપરાગત સનાતન ધર્મને નામે રત્નો પણ સંઘરીએ છીએ અને કાંકરા પણ સંઘરીએ છીએ. હળાહળ પણ સંઘરીએ છીએ અને અમૃત પણ સંઘરીએ છીએ. આપણા સંઘરેલા સાપોમાંથી કેટલાક જીવતા અને ઝેરીલા છે અને કેટલાક કોવાઈને મરકી ફેલાવે છે, અને તેથી આપણો શુદ્ધ, ઉદાત્ત, સનાતન આર્યધર્મ ગૂંગળાઈ ગયેલો છે. નીંદામણ વગર ક્ષેત્રમાંથી સારો ફાલ મળે નહીં.

મારા જન્મ વખતે પિતાશ્રી સાતારામાં કલેક્ટરના હેડ ઍકાઉન્ટન્ટ હતા. તે દિવસોમાં રેલવે ન હતી. મુસાફરી બળદગાડીમાં થતી. ટપાલ માટે ખાસ ઘોડાગાડીઓ વપરાતી. રેલગાડી પ્રથમ ચાલુ થઈ ત્યારે લોકો દૂર દૂરથી એને જોવા અને હાથમાં નાળિયેર લઈ પૂજવા આવતા, એમ મેં પિતાશ્રી પાસેથી સાંભળેલું.

અમે છ ભાઈઓ અને એક બહેન. હું સૌથી નાનો. સૌથી મોટા ભાઈ બાબા. મારા સ્મરણની શરૂઆત થાય છે તે વખતે તેઓ અને તેમનાથી નાના ભાઈ અણ્ણા બંને પરણેલા હતા. બંને બહુ નાની ઉંમરે પરણ્યા હતા. ત્રીજા ભાઈ વિષ્ણુ પરણ્યા ત્યારે અમે સાતારાથી બળદગાડીમાં બેસી શાહપુર બેલગામ ગયાનું મને સ્મરણ છે. વિષ્ણુના લગ્નમાં સરઘસનો ઘોડો ખૂબ તોફાન કરતો હતો અને વિષ્ણુને ઘોડા ઉપરનું પોતાનું સ્થાન સાચવતાં મુશ્કેલી પડતી હતી, એ ચિત્ર આજે પણ મારી નજર આગળ તાજું છે. સાતારામાં અમે સમાજમાં બહુ ભળતા નહીં. અમારી ન્યાતના લોકો સાતારામાં બહુ નહીં હોય. બેત્રણ સરકારી અમલદારો અને એમના કુટુંબીઓ જ અમારે ત્યાં આવતા.

અમે શાહપુર જઈએ એટલે અમારું આખું વાતાવરણ બદલાતું. શાહપુર તો અમારું વતન, ત્યાંની ચારેક મોટી શેરીઓમાં અમારી ન્યાતના જ લોકો રહે. એ બધાનો સંબંધ એક મોટા અવ્યવસ્થિત કુટુંબ જેવો. દરેક ઘરમાં શું રંધાયું અને કેવો ઝઘડો થયો એના સમાચાર સાંજ પહેલાં ચાર શેરીઓમાં ફેલાય. અવારનવાર ન્યાતભોજન, વસંતોત્સવ, કોઈ કલાવંતણનો નાચ, સીમોલ્લંઘન જેવા સાર્વજનિક ઉત્સવો, અને ઉનાળામાં 'પન્હા'નું પાન — એવે એવે પ્રસંગે બધા ભેગા થાય.

અમારી ન્યાતનાં મોટાં મોટાં મંદિરો એ જ અમારી મહાજનવાડી.

અમે શાહપુરના ખરા, પણ મોટે ભાગે અમે બહારગામ જ રહીએ તેથી અને અમે બધા જ ભાઈઓ ભણવામાં ઉત્સાહી એ કારણે પણ, અમારી ન્યાતમાં અમને જ્યાંત્યાં આવકાર મળતો. પોતાની ન્યાતના કોઈ પણ માણસ સરકારી નોકરીમાં આગળ વધે તો ન્યાતવાળાઓને એ મોટું ભૂષણરૂપ જણાય છે, એ રીતે પણ અમારી પ્રતિષ્ઠા હતી. તેથી શાહપુરમાં આવતાંવેંત અમારે સમાજમાં ભળવું પડતું.

ભળવાની કળામાં હું બિલકુલ ફાલ્યો નહીં. જ્યાંત્યાં અડવું અડવું લાગે. માણસને કાં તો સામાજિક વિવેક આવડવો જોઈએ અથવા એની લાગણી બુઠ્ઠી હોવી જોઈએ. મારી પાસે ઠાવકા વિવેકનો અભાવ અને આળાપણું હદ કરતાં વધારે; એટલે મેં ભળવાના પ્રસંગો ટાળવાનું શરૂ કર્યું. જમવાનું આમંત્રણ આવે; બધાં જાય અને હું ન જાઉં, એટલે સગાંવહાલાં બધાં જ મને વઢે. અંતે મેં એક તૂત ઊભું કર્યું. ઘરડા લોકો અને ભારે પ્રતિષ્ઠાવાળા લોકો એક બાધા લે છે કે પરાયે ઘેર જમવું નહીં. મેં એ જ ઢાલ મારે માટે વાપરી અને સામાજિક જીવનની એક બાજુ કાયમને માટે નબળી કરી મૂકી. આજે પણ જાહેર પ્રસંગે લોકોમાં ભળતાં મને અડવું અડવું લાગે છે. અજાણ્યા માણસને મળતાં હંમેશાં ક્ષોભ રહે છે. જેને જાહેર સેવા કરવી છે એને માટે આ ભારે દોષ ગણાય.

વરસો સુધી અમારું આવવાજવાનું સાતારા અને શાહપુર વચ્ચે જ થતું. બેલગામ સાથેનો અમારો સંબંધ કેવળ શિરગાંવકર ડૉક્ટર પૂરતો જ. કુટુંબોમાં કોઈ ને કોઈ માંદું પડવું જ જોઈએ એવો જાણે અમારે ત્યાં રિવાજ હતો. મારાં બહેન આક્કા સુવાવડમાં જ નવજ્વરથી ગુજરી ગયાં તે વખતે હું બહુ નાનો. નાનપણની મારા પર એવી છાપ છે કે, સ્ત્રીવર્ગમાંથી ભાગ્યે જ કોઈ માંદું પડતું; માંદા તો પુરુષો જ પડે. અમે છોકરાઓ અવારનવાર માંદા પડીએ ત્યારે અમારાં લાડ ખૂબ થતાં. તેથી અને માંદા પડવામાં જવાબદારી પોતાની હોય છે એમ કોઈ તે વખતે નહીં માનતું હોવાથી, માંદા પડવાની અમને શરમ હતી નહીં. ઊલટું, હકપૂર્વક નિશાળમાંથી બચી જઈએ છીએ અને આખો દિવસ પથારીમાં પડ્યાં રહીએ તોયે કોઈ વઢે નહીં; એવાં એવાં કારણોસર માંદા પડવામાં લહાવો જ લાગતો.

શાહપુર જઈએ એટલે ત્યાંથી સાત-આઠ માઈલ ઉપર આવેલા બેળગુંદી ગામડે જવાનું તો એક વાર હોય જ. ત્યાં અમારા મામા રહેતા, માસી પણ ત્યાં જ રહેતી. બેળગુંદીનાં બાળપણનાં સ્મરણો જામફળ, કેરી, જાંબુ, શકરિયાં, કરવંદી, ફણસ વગેરે ફળો ખાવા અને શેરડી ચૂસવા સાથે જ છે. બેળગુંદીનાં ખેતરોમાં અને જંગલોમાં ખૂબ રખડ્યો છું. ગ્રામજીવનનો ઉત્તામમાં ઉત્તામ લહાવો મેં ત્યાં જ લીધો છે. પણ એ બાળપણમાં નહીં.

અમારાં બંને કુટુંબોમાં સામાજિક, ધાર્મિક, ઔદ્યોગિક કે રાજકીય સુધારાનું વાતાવરણ ક્યાંયે ન હતું. હું જન્મ્યો તે પહેલાં પિતાશ્રીને સતાર વગાડવાનો

શોખ હતો. પણ એ પણ એમણે છોડી દીધો હતો. વ્યસનના નામે તો ઘરમાં કશું જ નહોતું, પિતાશ્રી પાન સરખુંયે ન ખાય. તહેવારને દિવસે બ્રાહ્મણો જમવા બોલાવ્યા હોય ત્યારે જ બજારમાંથી પાનસોપારી લઈ આવીએ. એનું બીડું તૈયાર કરીને પિતાશ્રીને આપીએ તો કોઈક દિવસ ખાય અને કોઈક દિવસ ગજવામાં મૂકી ભૂલી જાય. વ્યસનમુક્ત, નિર્દોષ અને વિદ્યાપરાયણ તરીકે અમારા કુટુંબની તે વખતે શાહપુરમાં ઠીક ઠીક ખ્યાતિ હતી.

પિતાશ્રીની સાતારાથી કારવાર બદલી થઈ. પગાર વધ્યો, પણ મુસાફરીનું ખર્ચ પણ વધ્યું. કારવાર જવાથી હું સહ્યાદ્રિની શોભા જોઈ શક્યો, સમુદ્ર અને સમુદ્રયાત્રાનો અનુભવ થયો, છડેચોક માછલી ખાનાર સમાજનો જરાક પરિચય થયો, અને એકલો એકલો પોતાના મન સાથે વિચાર કરતાં અને કલ્પનાના ઘોડા ચલાવતાં પણ હું શીખ્યો. અમે કારવાર પાંચેક વર્ષ રહ્યા હોઈશું. ત્યાર પછી પિતાશ્રીની બદલી ધારવાડ થઈ. કારવારમાં મુખ્ય ભાષા કોંકણી, પણ અધ્યયન કાનડીમાં થતું. ધારવાડમાં તો કેવળ કાનડી ભાષા. દેશસ્થ, લિંગાયત, વડુર વગેરે નાનીમોટી કોમો સાથે નવો પરિચય થયો. પ્લેગનો અનુભવ થયો. અમે જંગલમાં ઝૂંપડાં બાંધીને રહેતાં શીખ્યાં. છેક નાનો હતો ત્યારે મારી એકની એક બહેન ગુજરી ગઈ હતી. ધારવાડમાં મારો ભાઈ વિષ્ણુ પ્લેગથી ગુજરી ગયો. ધારવાડથી અમે બેલગામ આવ્યાં. પિતાશ્રીએ અહીંથી જ પેન્શન લીધું અને પછી નજીકના સાંગલીના દેશી રાજ્યમાં ટ્રેઝરી ઑફિસર તરીકે નોકરી લીધી. ત્યાં ડૉ. દેવ અને એન્જિનિયર અમૃતલાલ ઠક્કરને રાજના નોકર તરીકે મેં જોયેલા. પણ તે વખતે તો હું કૉલેજમાં પહોંચ્યો હતો. આગળ જતાં બંને ભારત સેવક સમાજમાં જોડાયા. ડૉ. દેવ અમારે ત્યાં ઘણી વાર આવતા. બાપા સાથેનો પરિચય ગુજરાતમાં જ થયો.

અમે કારવાર ગયાં ત્યારથી અંગ્રેજ સરકાર તરફથી દક્ષિણ મહારાષ્ટ્રનાં કેટલાંક દેશી રાજ્યોના હિસાબો તપાસવા અનેક વાર મારા પિતાશ્રીને જવું પડતું. જે રાજ્યનો રાજા નાનો હોય તે રાજ્યનો વહીવટ સરકારી ઍડ્‌મિનિસ્ટ્રેટર મારફતે ચાલે છે. એવે વખતે સરકારના એક ખાસ ઑડિટર દર વરસે હિસાબ તપાસી આવી એના ઉપર રિપોર્ટ કરે છે. આ રીતે અમે સાવંતવાડી, મીરજ, જત, રામદુર્ગ, મુધોળ, જમખિંડી અને કર્ણાટક તરફનું સાવનૂર, એટલે સ્થાને ગયાં. સાવંતવાડી તો અનેક વાર ગયાં છીએ.

દેશી રાજ્યોમાં રાજધાનીની શોભા ઉપરાંત અમુક કળારસિકતા અને જૂની ઢબની ખાનદાની જોવાને મળે છે. દેશી રાજ્યોમાં આજે જેને આપણે સડા તરીકે ઓળખીએ છીએ તે બધો મૂળે સડો ન હતો, પણ તે જમાનાની જરૂરિયાત અને જૂના આદર્શની આવશ્યક એવી એ વાતો હતી. કાળ બદલાયાથી જે વસ્તુની ઉપયોગિતા મટી જાય છે તે ટકાવવાનો આગ્રહ રાખવાથી એ સડારૂપ થઈ જાય છે. દેશી રાજ્યોનું વાતાવરણ અંદરખાનેથી અને સમાનતાપૂર્વક જોયેલું હોવાથી એમાં

કડકાઈથી અને આમૂલાગ્ર સુધારા કરવાના પક્ષનો હું હોવા છતાં, દેશી રાજ્યો, એનાં રાજાઓ અને એના અમલદારો પ્રત્યે હું ચીડ સેવી શકતો નથી.

સાવંતવાડી સંસ્થાનની પ્રાકૃતિક શોભા અનેરી છે. ત્યાંના લોકો રજોગુણી અને હિકમતી છે. મીરજ, જમખિંડી અને રામદુર્ગમાં પેશ્વાના વખતની બ્રાહ્મણશાહીનું વાતાવરણ પૂરેપૂરું જામેલું દેખાય છે. એ બ્રાહ્મણશાહીની અસર આજના બ્રાહ્મણો ઉપર સારી રહ્યાનું મેં જોયું નથી. જતમાં રાજનું ધોળું નિશાન હિંદુ-મુસ્લિમ-ઐક્ય દ્યોતક છે. સુધોળના જૂના રાજાની બહાદુરી અને એ બહાદુરીનો નાશ કરનાર એની એબો વિશે મેં ઘણું સાંભળ્યું હતું. સાવનૂર તો નવાબી રાજ્ય. કર્ણાટક અને દક્ષિણના મુસલમાનો ધર્મથી ભલે ઉત્તરના મુસલમાનો સાથે એક ગણાય, પણ તેમની રહેણીકરણી અને દરેક સવાલ તરફ જોવાની એમની નજર તો ખાસ દ્રાવિડી ઢબની જ હોય છે. દેશી રાજ્યોમાં મકાનનું સ્થાપત્ય, રસ્તાઓ, પુલો વગેરે પ્રજાહિતનું બાંધકામ હમેશાં ચાલતું હોવાથી અમુક જાતની કેળવણી લોકોને સહેજે વિશેષ મળે છે.

પિતાશ્રીને આમ રખડવું પડતું હોવાથી મારા મોટા ત્રણ ભાઈઓ ભણવા માટે પૂને જઈને રહ્યા. મેં પણ મારી મરાઠી બીજી ત્યાં જ નૂતન મરાઠી વિદ્યાલયમાં પૂરી કરી. પૂનેથી પછી હું કારવાર ગયો. કારવાર અમે ૧૮૯૮-૯૯માં છોડ્યું. ત્યાર પછી કારવાર હમણાં હમણાં સુધી હું ગયો ન હતો.

ખાસ ભણતરને અંગે પૂનાનો નિવાસ, પિતાશ્રી સાથે સાતારા, શાહપુર, કારવાર, ધારવાડ, બેલગામ અને સાંગલી, એટલાં સ્થાનોનો પરિચય; અને ઉપર બતાવેલાં દેશી રાજ્યોની રાજધાનીનું દર્શન; એટલો અનુભવ અઢાર વરસને માટે ઓછો ન કહેવાય. અમારા દાદા ભિસેની જમીન બેળગુંદીમાં હતી. એમની દેખરેખનો લાભ મળે એટલા ખાતર સ્વાભાવિક રીતે પિતાશ્રીએ પણ ત્યાં જ જમીનો ખરીદી. શાહપુરમાં ઘરો ખરીદ્યાં અને બેળગુંદીમાં એક બાંધ્યું.

આ ઉપરાંત યાત્રાને કારણે પણ નાનપણમાં હું ખૂબ ફરેલો. કારવારની દક્ષિણે ગોકર્ણ; સાંગલીમીરજ પાસે નરસોબાચી વાડી અને કુરુંદવાડ; જતથી આગળ પંઢરપુર; સાતારા પાસે જરંડા, પરળી; ગોવામાં મંગેશી, શાંતાદુર્ગા, જૂના ગોવા, પણજી વગેરે રમણીય સ્થાનો ખૂબ શ્રદ્ધાભક્તિથી નિહાળ્યાં હતાં. ગોકર્ણ દક્ષિણ તરફનું કાશી ગણાય છે.

સમુદ્રકિનારે આવેલાં તીર્થસ્થાનોની ખાસિયત કંઈક જુદી જ હોય છે. ભારતવર્ષની દક્ષિણે રામેશ્વર અને કન્યાકુમારી; લંકાની દક્ષિણે દેવેન્દ્ર; પૂર્વમાં જગન્નાથપુરી અને પશ્ચિમે દ્વારકા તથા સોમનાથ; એ સ્થાનોનું માહાત્મ્ય શાસ્ત્રોમાં ન લખ્યું હોય તોયે નોખું જણાયા વગર રહે નહીં.

નરસોબાચી વાડી એ ગુરુ દત્તાત્રેયનું સ્થાન, મરજાદી કર્મકાંડ માટે પંકાયેલું. જેને ભૂત વળગ્યું હોય એ નરસોબાચી વાડીએ જઈ વળગાડમાંથી મુક્ત થવાનો. જેને કર્મકાંડનું ભૂત વળગ્યું તેને વળગવાની બીજાં ભૂતો હિંમત નહીં કરતાં હોય.

પંઢરપુર એ મહારાષ્ટ્રની ધાર્મિક રાજધાની, મહારાષ્ટ્રના સંતોનું પિયર. ત્યાં ભક્તિનો મહોત્સવ અખંડ ચાલે. વર્ણાભિમાનને લીધે પતિત થયેલા પ્રદેશમાં એકલું પંઢરપુર જ માણસની સમાનતા અને ઈશ્વર આગળ બધાનો અભેદ કાંઈક અંશે જાળવી શક્યું છે. જરંડા એ હનુમાનનું સ્થાન. અને પરળી એ હનુમાનના અવતારરૂપ સમર્થ રામદાસ સ્વામીનું સ્થાન. રામદાસીઓ ધારે તો પરળીને આજે પણ ધર્મજાગૃતિનું ઉગમસ્થાન બનાવી શકે. પણ તીર્થસ્થાનો, કોણ જાણે શાથી, જૂની મૂડી ઉપર નભનારાં કુટુંબોની પેઠે ક્ષીણતેજ અને વાસી થઈ જાય છે.

કોંકણ ગોવામાં આવેલાં મંગેશી અને શાંતાદુર્ગા એ બંને ક્ષેત્રો અમારી ન્યાતનાં કૌટુંબિક દેવોનાં હોઈ, એમાં કૌટુંબિક શ્રદ્ધા અને વૈભવનું વાતાવરણ જ વધારે દેખાઈ આવે છે. કુળદેવીનું વાતાવરણ જુદું જ હોય છે. અંગ્રેજીમાં જેને 'ગાર્ડિયન ડીટી' કહે છે તે જ સ્થાન આ કુળદેવનું હોય છે. આજે પણ આ બધાં તીર્થસ્થાનો જીવતાં છે એમ હું માનું છું.

તીર્થયાત્રા એ માણસ માટે કીમતી કેળવણી છે. ધાર્મિક સમાજની નાડ પારખવી હોય તો તેને માટે આ જ સ્થાનો છે.

આમ મારું નાનપણ ઠરીઠામ એક ઠેકાણે બેસી ભણવાને બદલે રોજ નવે ઠેકાણે જઈ નવા અનુભવ લેવામાં ગયું. પરિણામે, મારા ભણતર તરફ કોઈએ ખાસ ધ્યાન આપ્યું જ નહીં અને મને પણ સ્થિરતાથી કોઈ એક કામ કરવાની ટેવ સરખી ન પડી.

પિતાશ્રી ખૂબ પ્રેમાળ, પણ એમણે પ્રેમની ભાષા ખાસ કેળવેલી નહીં. મારી પ્રકૃતિની હમેશ કાળજી લે, જોઈતુંકારવતું હોય તે આપે, કોડ પૂરા કરે; પણ મને કયો ખોરાક અનુકૂળ આવે છે, હું કસરત કરું છું કે નહીં, નિશાળમાં બરાબર ભણું છું કે નહીં, અને નિશાળમાં કેવા સાથીઓને મેં પસંદ કર્યા છે એ તરફ તેમણે કશું ધ્યાન ન આપ્યું.

આપણા ખાનદાનમાં અમુક જ કરાય અને અમુક ન કરાય, એ જાતની લાગણીઓ પેદા કરી એ વાટે નીતિની કેળવણી આપવાનું કામ મારી માતાએ ઘણું કર્યું. પિતાશ્રીમાં ન્યાયબુદ્ધિ અને ઈશ્વરથી ડરીને ચાલવાની વૃત્તિ વધારે હતી. એમનામાં મહત્ત્વાકાંક્ષાની ગંધ સરખી ન મળે. માતાને સામાજિક પ્રતિષ્ઠાની હોંશ વધારે: કાલેલકરનું કુટુંબ સદાચારી છે, સંપીલું છે, પરોપકારી છે, ઘરમાં આણેલી વહુઓ સુખી છે, એ જાતની કીર્તિ મેળવવાની તીવ્ર ઈચ્છા. પિતાશ્રીને મોજશોખ અને રસિકતાની સાધારણપણે બીક જ હતી. એ વાટે કુટુંબ-નું વહાણ ખરાબે ચડશે એમ તેઓ માનતા. એમનો એકમાત્ર વિનોદ ફોટોગ્રાફીનો.

અમારા નાનપણમાં ફોટોગ્રાફી આજના કરતાં વધારે અટપટી હતી. આજની પેઠે પ્લેટ્સ અને ફિલ્મ્સ તૈયાર મળતાં નહીં. હાલની પ્લેટ્સ પહેલવહેલી આવી ત્યારે એને ડ્રાય (કોરી) પ્લેટ્સ કહેતા. સાતારામાં જ્યારે પિતાશ્રી ફોટો પાડતા ત્યારે

સાદો કાચ લઈ એના પર કલોડિન રેડી તરતોતરત પ્લેટ તૈયાર કરતા. એ પ્લેટ સુકાય તે પહેલાં ફોટો પાડી એ 'ડેવલપ' કરવો પડતો. તે વખતે ફોટોગ્રાફી પાછળ ખૂબ મહેનત લેવી પડતી. આ શોખ પાછળ પિતાશ્રી ઠીક ઠીક પૈસા ખરચતા.

અમે સાંગલી ગયા-અને મારા ભાઈ નાનાને સતારનો શોખ લાગ્યો. એમાંથી મેં પણ સંગીત સાંભળવાનો શોખ કેળવ્યો. મારા સૌથી મોટા ભાઈ બાબા સાહિત્યના શોખીન – ખાસ કરીને સંસ્કૃત સાહિત્યના અને જ્ઞાનેશ્વરીના. બીજા ભાઈ અણ્ણા. એમને જાતજાતના પ્રયોગો કરવાનો પ્રથમ શોખ હતો. પાછળથી એમણે ઘરમાં વેદાંત ઘાલ્યું. વિષ્ણુને સરસ ગાતાં આવડતું. એને ગણપતિ-ઉત્સવ, શિવાજી-ઉત્સવ વગેરે સાર્વજનિક કામોમાં ભાગ લેવાની હોંશ ઘણી. ઘરમાં ભાઈઓમાં મારો આગેવાન તો કેશુ. એ શીઘ્રકોપી અને ભોળો. ભણતરમાં ખૂબ ખંતીલો. એના ઉપર નેપોલિયનની છાપ વધારે હતી. ગુપ્તમંડળ સ્થાપન કરી લડાઈની તૈયારી કરવી, અંગ્રેજોને હાંકી કાઢવા મોટું લશ્કર ઊભું કરવું, ઇત્યાદિ મહત્ત્વાકાંક્ષા એના મનમાં. પણ કૉલેજમાં ગયા પછી એ અર્ધાંગવાયુથી માંદો પડયો અને એની બધી મહત્ત્વાકાંક્ષાઓ કરમાઈ ગઈ. ગોંદુ અથવા નાના એ મારો સૌથી નજીકનો મોટો ભાઈ. બાળપણના ખરા સાથી તો અમે બે જ. ગોંદુને કેમિસ્ટ્રી, ડ્રૉઈંગ અને ફોટોગ્રાફીનો છંદ વધારે.

હું પિતાશ્રીનો ભક્ત હતો. સૌથી મોટા ભાઈને સત્પુરુષ તરીકે પૂજતો હતો. કેળવણી વિશે મારા નાનપણના વાલી મારા બીજા ભાઈ અણ્ણા. પણ હું અનુયાયી તો કેશુનો જ. કેશુને અને વિષ્ણુને ઓછું બનતું, એટલે કેશુના પક્ષકાર તરીકે વિષ્ણુ સાથે મારે ઘણી વાર લડવાનું રહેતું. અને ગોંદુ મારો ગોઠિયો. એના મનોરાજ્યની વાતો મારે દિનરાત સાંભળવાની. આવી જાતનો અમારો ભાઈઓનો સંબંધ રહેતો. અમે બધા જ ભાઈઓ મિત્રપ્રેમ માટે પંકાયેલા. બાબા સાહિત્યરસિક હોવાથી અને એમને ઘેર ભણાવવા માટે ભિસે માસ્તર અને શાસ્ત્રીબુવા આવતા હોવાથી, બાબાની ઓરડી એ કેળવણીની પરબ થઈ ગઈ હતી. અણ્ણામાં અહંપ્રેમ વધારે, એટલે એમના મિત્રો એ એમના અનુયાયીઓ જ હોય. ખરો પ્રેમાળ સ્વભાવ વિષ્ણુનો. પણ એ ભણતરમાં કાચો. એ સામાજિક વિવેક સૌથી વધારે જાણે. બીજા માટે વસ્તુઓ ખરીદવી, લોકોને બોલાવવા, જમાડવા-ખવડાવવા, એ બધું એને આવડે. કેશુને નાનપણમાં તાણો ખૂબ આવતી. તેથી બધાને એનો મિજાજ સાચવવો પડતો. તેના સ્વભાવ ઉપર એ વસ્તુની અસર ખૂબ થયેલી. કેશુ સ્વભાવે તરંગી, જક્કી અને દિલદાર હતો. એના રાગદ્વેષ બહુ જ તીવ્ર પણ ક્ષણજીવી હતા. ગોંદુમાં એના શાસ્ત્રીય શોખ ઉપરાંત બીજી કશીયે ખાસિયત નહીં. એનામાં અહંપ્રેમની ગંધ સરખીયે ન મળે. અમે બધા જ ભાઈઓ ઓછાવત્તા આળસુ ખરા.

હું સૌથી નાનો, એટલે ઘરમાં આવેલી ભાભીઓ સાથે મારે ખૂબ દોસ્તી અને સમભાવ. એમને પોતાના પતિથી કેમ ડરીને રહેવું પડતું, સાસુ-સસરા આગળ તેઓ જૂઠું કેમ બોલતાં હતાં, પિયર પ્રત્યેનું એમનું આકર્ષણ કેટલું અને કેવું રહેતું, એ બધું બધી બાજુથી નિહાળવાની મને તક મળેલી. તેથી કૌટુંબિક જીવનના અનેક પ્રશ્નો મારી આગળ નાનપણથી સ્પષ્ટ થયા હતા. કૌટુંબિક જીવન એ એક જાતનું સ્વર્ગ છે અને બીજી રીતે અખંડ ચાલતી એક 'ટ્રૅજેડી'* છે એ હું બહુ વહેલો જોઈ શક્યો. માતાપિતાના ગુજરી ગયા પછી તરત જ શાહપુર-બેલગામનું અને કુટુંબનું વાતાવરણ છોડી મહારાષ્ટ્રને બીજે છેડે ગુજરાતમાં આવીને હું રહ્યો. એમાં આ એક કારણ ખરું; જોકે એ ગૌણ કહેવાય.

*

જાહેર બનાવો સાથેનો મારો બાળપરિચય બહુ જ ત્રુટિત છે. અમે પૂનામાં હતા ત્યારે ત્યાં હિંદુ-મુસલમાન વચ્ચે ભારે રમખાણ થયું હતું. નજીવા કારણસર એ બંને કોમો લડી પડી અને ઠીક ઠીક મારામારી થઈ. મોટી ઉંમરના લોકો ગાંડા થઈ સામાસામા માર મારે છે એમ પહેલી વાર જાણી મને બહુ આશ્ચર્ય થયું હતું. આ રમખાણ પછીની સભામાં બાલ ગંગાધર ટિળકે એક ભાષણ કર્યું હતું અને વાંક સરવાળે મુસલમાનોનો વધારે છે એમ એમણે જાહેર કર્યું હતું. તે વખતે ટિળક લોકમાન્ય પદવીએ પહોંચ્યા ન હતા.

આના પછીનો જાહેર બનાવ સાંભળવાનું સ્મરણ છે તે ચીન અને જાપાનના યુદ્ધ વિશે. જાપાને ચીનનું એક મોટું જહાજ ડુબાડયાનું તે વખતે સાંભળ્યું હતું. આ પછીના અદ્ભુત ખબરો તે ગોવામાં ચાલતા રાણા લોકોના બળવા વિશેના. એ વખતે સાંભળેલી વાતો ભેગી કરી હોય તો વીરરસનું એક મોટું પ્રકરણ થાય. રાણાઓ જંગલમાં જઈને રહેલા. જંગલમાં લુહાર બેસાડી બંદૂકો અને દારૂ-ગોળો તૈયાર કરતા, અપ્રતિમ નિશાનબાજ હોઈ 'પાકલા' (પોર્ટુગીઝ સોલ્જર) લોકોને વીણી વીણીને મારતા, એ લોકોના આગેવાનને ગોવાના ગવર્નરે દગો કરી ઠાર કર્યો, વગેરે ઘણી વાતો સંભળાતી. તે વખતે દાદારાણા, દીપુરાણાના નામે ગોવામાં લોકકાવ્યો ગવાતાં હશે.

પણ આખા સમાજને કુતૂહલથી ઉશ્કેરી નાખનાર બનાવ તો મહારાણી વિક્ટોરિયાના હીરક મહોત્સવને દિવસે પૂનાના પ્લેગ-ઑફિસર રૅન્ડનું ખૂન હતું. પ્લેગ એ ખરેખર તે વખતે મોટી રાષ્ટ્રીય આપત્તિ હતી. લોકોને પ્લેગ કરતાં પ્લેગ સામેના ઉપાયોની હેરાનગત વધારે હતી. રૅન્ડ અને આયર્સ્ટના ખૂન પછી ટિળકને રાજદ્રોહ માટે સજા થઈ, સરદાર નાતુભાઈઓ રાજકેદી તરીકે બેલગામમાં રખાયા, ચાફેકર બંધુઓનું કાવતરું પોલીસ ખાતાએ ઉઘાડું પાડ્યું, ચાફેકર બંધુઓને

*અંગ્રેજી શબ્દ 'ટ્રૅજેડી' માટે એટલો જ નાનો ગુજરાતી શબ્દ કયો? કરુણિકા અથવા શોકાન્તિકા વપરાય?

ફાંસી થઈ, એમને પકડાવી આપનાર તેમના સાથીઓ દ્રવિડ બંધુઓનું પણ ખૂન થયું. આવા બધા બનાવો પછી સમાજમાં એકબીજાની શંકા, અવિશ્વાસ અને સરકાર વિશેની બીક વધ્યાનું તે કાળમાં પણ મેં સ્પષ્ટ જોયું. લોકોમાં દેશ અને દેશભક્તિના વિચારો પણ સાથે સાથે વધ્યા એમ પણ મેં જોયું. મુડદાલ શાંતિ તો તૂટી જ ગઈ.

આના પછી જાહેર ચર્ચા કાન ઉપર અથડાઈ તે ખેડૂતોને દેવામાંથી મુક્ત કરવાના કાયદા વિશેની. આ કાયદાથી શાહુકારો તૂટી જશે અને ખેડૂતો તો તરવાના જ નથી એ જાતની ટીકા ખૂબ સાંભળાતી. અંગ્રેજ સરકાર પ્રજાને કેવળ ફોલી ખાવા માગે છે એ ખ્યાલ તો પ્રજામાં સર્વત્ર હતો. આ એક લાગણીની બાબતમાં બીજા પ્રાંતો કરતાં મહારાષ્ટ્ર હમેશાં આગળ છે. અંગ્રેજ સરકારના હેતુ વિશે મહારાષ્ટ્રી પ્રજાને કોઈ કાળે વિશ્વાસ બેઠો જ નથી. તેથી જ્યારે દક્ષિણ આફ્રિકામાં ભારે યુદ્ધ જામ્યું ત્યારે પ્રજાની સહાનુભૂતિ બોઅર લોકો તરફ જ હતી. દક્ષિણ આફ્રિકામાં કેટલાક હિંદુઓ અંગ્રેજ સરકારને મદદ કરે છે, મુડદાં-ફરાસનું કામ કરે છે, એમ સાંભળી એ બધા બેવકૂફો છે એમ અમને બધાને તે વખતે થતું. જોબર્ટ, ક્રૉન્જે, ડિલારે, ડિવેટ, ક્રુગર વગેરે નામો જાણે રાષ્ટ્રીય વીરોનાં જ નામો હોય નહીં તેમ અમને પ્રિય થઈ પડયાં હતાં. આના પછીનો બનાવ તે રૂસો-જાપાની યુદ્ધનો. પણ તે વખતે હું કૉલેજમાં પહોંચી પણ ગયો.

છેક નાનપણમાં કૉંગ્રેસનું નામ એક જ વાર સાંભળેલું. મારા મામાના દીકરાએ કેટલાક મિત્રોની મદદથી સંભાજી નાટક ભજવ્યું હતું, અને એની ઊપજ કૉંગ્રેસને આપી હતી. કૉંગ્રેસ શું છે એ નહીં જાણતો હોવાથી રામાએ નાટકની આવક નાહક વેડફી નાખી એવી જ મારા પર તે વખતે છાપ પડી. સુરેન્દ્રનાથ બેનરજી કરીને કોઈ જબરો ભાષણકાર કૉંગ્રેસ માટે પૂનામાં આવ્યો હતો એટલી જ તે વખતની માહિતી.

*

લોકોમાં ભળવાની શરમ અને પાંચ મોટા ભાઈઓનું દબાણ એ બે કારણે મારો સ્વાભાવિક વિકાસ ઘણો અટકયો. પણ એક બાજુથી રૂંધાયેલી શક્તિ બીજી બાજુ પ્રગટ થઈ. હું મનોરાજ્યો સેવતો થયો. અનેક કલ્પનાઓ કરતો, પણ કલ્પનાઓ વ્યવહારની કસોટી ઉપર કસવી જોઈએ તે મારાથી ન બન્યું. તેથી મારી યોજનાઓ ગગનવિહારમાં જ ખપતી.

આ અંતર્મુખ વૃત્તિ સાથે કુદરતનો શોખ પણ નાનપણથી જ કેળવાયો. નદી, નાળાં, તળાવો, બગીચા અને ખેતરો જોઈ હું પ્રસન્ન થતો. નદીના પાત્ર ઉપર મીટ માંડી નાનપણથી મેં કેટલુંયે ધ્યાન કર્યું છે. પહાડો, કિલ્લાઓ, મોટાં મોટાં મંદિરો અને ઘનઘોર જંગલો નાનપણથી જોવાને મળેલાં. એટલે નિર્દોષ આનંદ લૂંટવાની કળા અનાયાસે મારે હાથ આવી હતી. નદીના ઘાટ, નદી પરના પુલ,

હું સૌથી નાનો, એટલે ઘરમાં આવેલી ભાભીઓ સાથે મારે ખૂબ દોસ્તી અને સમભાવ. એમને પોતાના પતિથી કેમ ડરીને રહેવું પડતું, સાસુ-સસરા આગળ તેઓ જૂઠું કેમ બોલતાં હતાં, પિયર પ્રત્યેનું એમનું આકર્ષણ કેટલું અને કેવું રહેતું, એ બધું બધી બાજુથી નિહાળવાની મને તક મળેલી. તેથી કૌટુંબિક જીવનના અનેક પ્રશ્નો મારી આગળ નાનપણથી સ્પષ્ટ થયા હતા. કૌટુંબિક જીવન એ એક જાતનું સ્વર્ગ છે અને બીજી રીતે અખંડ ચાલતી એક 'ટ્રૅજેડી'* છે એ હું બહુ વહેલો જોઈ શક્યો. માતાપિતાના ગુજરી ગયા પછી તરત જ શાહપુર-બેલગામનું અને કુટુંબનું વાતાવરણ છોડી મહારાષ્ટ્રને બીજે છેડે ગુજરાતમાં આવીને હું રહ્યો. એમાં આ એક કારણ ખરું; જોકે એ ગૌણ કહેવાય.

*

જાહેર બનાવો સાથેનો મારો બાળપરિચય બહુ જ ત્રુટિત છે. અમે પૂનામાં હતા ત્યારે ત્યાં હિંદુ-મુસલમાન વચ્ચે ભારે રમખાણ થયું હતું. નજીવા કારણસર એ બંને કોમો લડી પડી અને ઠીક ઠીક મારામારી થઈ. મોટી ઉંમરના લોકો ગાંડા થઈ સામાસામા માર મારે છે એમ પહેલી વાર જાણી મને બહુ આશ્ચર્ય થયું હતું. આ રમખાણ પછીની સભામાં બાલ ગંગાધર ટિળકે એક ભાષણ કર્યું હતું અને વાંક સરવાળે મુસલમાનોનો વધારે છે એમ એમણે જાહેર કર્યું હતું. તે વખતે ટિળક લોકમાન્ય પદવીએ પહોંચ્યા ન હતા.

આના પછીનો જાહેર બનાવ સાંભળવાનું સ્મરણ છે તે ચીન અને જાપાનના યુદ્ધ વિશે. જાપાને ચીનનું એક મોટું જહાજ ડુબાડયાનું તે વખતે સાંભળ્યું હતું. આ પછીના અદ્ભુત ખબરો તે ગોવામાં ચાલતા રાણા લોકોના બળવા વિશેના. એ વખતે સાંભળેલી વાતો ભેગી કરી હોય તો વીરરસનું એક મોટું પ્રકરણ થાય. રાણાઓ જંગલમાં જઈને રહેલા. જંગલમાં લુહાર બેસાડી બંદૂકો અને દારૂ-ગોળો તૈયાર કરતા, અપ્રતિમ નિશાનબાજ હોઈ 'પાકલા' (પોર્ટુગીઝ સોલ્જર) લોકોને વીણી વીણીને મારતા, એ લોકોના આગેવાનને ગોવાના ગવર્નરે દગો કરી ઠાર કર્યો, વગેરે ઘણી વાતો સંભળાતી. તે વખતે દાદારાણા, દીપુરાણાના નામે ગોવામાં લોકકાવ્યો ગવાતાં હશે.

પણ આખા સમાજને કુતૂહલથી ઉશ્કેરી નાખનાર બનાવ તો મહારાણી વિક્ટોરિયાના હીરક મહોત્સવને દિવસે પૂનાના પ્લેગ-ઑફિસર રૅન્ડનું ખૂન હતું. પ્લેગ એ ખરેખર તે વખતે મોટી રાષ્ટ્રીય આપત્તિ હતી. લોકોને પ્લેગ કરતાં પ્લેગ સામેના ઉપાયોની હેરાનગત વધારે હતી. રૅન્ડ અને આયર્સ્ટના ખૂન પછી ટિળકને રાજદ્રોહ માટે સજા થઈ, સરદાર નાતુભાઈઓ રાજકેદી તરીકે બેલગામમાં રખાયા, ચાફેકર બંધુઓનું કાવતરું પોલીસ ખાતાએ ઉઘાડું પાડ્યું, ચાફેકર બંધુઓને

*અંગ્રેજી શબ્દ 'ટ્રૅજેડી' માટે એટલો જ નાનો ગુજરાતી શબ્દ કયો? કરુણિકા અથવા શોકાન્તિકા વપરાય?

ફાંસી થઈ, એમને પકડાવી આપનાર તેમના સાથીઓ દ્રવિડ બંધુઓનું પણ ખૂન થયું. આવા બધા બનાવો પછી સમાજમાં એકબીજાની શંકા, અવિશ્વાસ અને સરકાર વિશેની બીક વધ્યાનું તે કાળમાં પણ મેં સ્પષ્ટ જોયું. લોકોમાં દેશ અને દેશભક્તિના વિચારો પણ સાથે સાથે વધ્યા એમ પણ મેં જોયું. મુદ્દાલ શાંતિ તો તૂટી જ ગઈ.

આના પછી જાહેર ચર્ચા કાન ઉપર અથડાઈ તે ખેડૂતોને દેવામાંથી મુક્ત કરવાના કાયદા વિશેની. આ કાયદાથી શાહુકારો તૂટી જશે અને ખેડૂતો તો તરવાના જ નથી એ જાતની ટીકા ખૂબ સાંભળાતી. અંગ્રેજ સરકાર પ્રજાને કેવળ ફોલી ખાવા માગે છે એ ખ્યાલ તો પ્રજામાં સર્વત્ર હતો. આ એક લાગણીની બાબતમાં બીજા પ્રાંતો કરતાં મહારાષ્ટ્ર હમેશાં આગળ છે. અંગ્રેજ સરકારના હેતુ વિશે મહારાષ્ટ્રી પ્રજાને કોઈ કાળે વિશ્વાસ બેઠો જ નથી. તેથી જ્યારે દક્ષિણ આફ્રિકામાં ભારે યુદ્ધ જામ્યું ત્યારે પ્રજાની સહાનુભૂતિ બોઅર લોકો તરફ જ હતી. દક્ષિણ આફ્રિકામાં કેટલાક હિંદુઓ અંગ્રેજ સરકારને મદદ કરે છે, મુડદાં-ફરાસનું કામ કરે છે, એમ સાંભળી એ બધા બેવકૂફો છે એમ અમને બધાને તે વખતે થતું. જોબર્ટ, ક્રૉન્જે, ડિલારે, ડિવેટ, ક્રુગર વગેરે નામો જાણે રાષ્ટ્રીય વીરોનાં જ નામો હોય નહીં તેમ અમને પ્રિય થઈ પડયાં હતાં. આના પછીનો બનાવ તે રૂસો-જાપાની યુદ્ધનો. પણ તે વખતે હું કૉલેજમાં પહોંચી પણ ગયો.

છેક નાનપણમાં કૉંગ્રેસનું નામ એક જ વાર સાંભળેલું. મારા મામાના દીકરાએ કેટલાક મિત્રોની મદદથી સંભાજી નાટક ભજવ્યું હતું, અને એની ઊપજ કૉંગ્રેસને આપી હતી. કૉંગ્રેસ શું છે એ નહીં જાણતો હોવાથી રામાએ નાટકની આવક નાહક વેડફી નાખી એવી જ મારા પર તે વખતે છાપ પડી. સુરેન્દ્રનાથ બેનરજી કરીને કોઈ જબરો ભાષણકાર કૉંગ્રેસ માટે પૂનામાં આવ્યો હતો એટલી જ તે વખતની માહિતી.

*

લોકોમાં ભળવાની શરમ અને પાંચ મોટા ભાઈઓનું દબાણ એ બે કારણે મારો સ્વાભાવિક વિકાસ ઘણો અટકયો. પણ એક બાજુથી રૂંધાયેલી શક્તિ બીજી બાજુ પ્રગટ થઈ. હું મનોરાજ્યો સેવતો થયો. અનેક કલ્પનાઓ કરતો, પણ કલ્પનાઓ વ્યવહારની કસોટી ઉપર કસવી જોઈએ તે મારાથી ન બન્યું. તેથી મારી યોજનાઓ ગગનવિહારમાં જ ખપતી.

આ અંતર્મુખ વૃત્તિ સાથે કુદરતનો શોખ પણ નાનપણથી જ કેળવાયો. નદી, નાળાં, તળાવો, બગીચા અને ખેતરો જોઈ હું પ્રસન્ન થતો. નદીના પાત્ર ઉપર મીટ માંડી નાનપણથી મેં કેટલુંયે ધ્યાન કર્યું છે. પહાડો, કિલ્લાઓ, મોટાં મોટાં મંદિરો અને ઘનઘોર જંગલો નાનપણથી જોવાને મળેલાં. એટલે નિર્દોષ આનંદ લૂંટવાની કળા અનાયાસે મારે હાથ આવી હતી. નદીના ઘાટ, નદી પરના પુલ,

હોડીઓ અને જહાજો જોઈ માણસ અને કુદરતનું સખ્ય મગજ પર ઠસતું. આજે પણ પુલ અને હોડી જોવાનું કુતૂહલ મારામાંથી ઓસરી ગયું નથી. હજી પણ ફૂલો અને તારાઓ મારે માટે વાસી નથી. નદીમાં રેલ આવે, આકાશમાં તારાઓ ખરે, ભૂકંપ થાય, જંગલોમાં આગ લાગે, ધોધમાર વરસાદથી ચારે કોર ખાણી પાણી થઈ જાય, એવે વખતે મારી વૃત્તિ દબાઈ નથી જતી પણ એની મસ્તી અનુભવે છે.

કુદરતના શોખ સાથે મ્યુઝિયમ જોવાની ભૂખ ઊઘડવી સ્વાભાવિક છે. મેં પહેલવહેલું મ્યુઝિયમ જોયું સાવંતવાડીનું. એમાંથી હું ખૂબ કેળવણી પામ્યો. મીરજ અને જમખિંડી(રામતીર્થ)નાં મ્યુઝિયમ તો પ્રમાણમાં સાવ નાનાં. પણ નાનપણની એ ભૂખને કારણે આગળ જતાં મુંબઈ, વડોદરા, કલકત્તા, જયપુર, મદ્રાસ, લખનૌ, લાહોર, કરાંચી, સારનાથ, નાલંદા, શ્રીનગર, કોલંબો ઇત્યાદિ સ્થાનોનાં ઓછાંવત્તાં પ્રખ્યાત મ્યુઝિયમો જોવાની દૃષ્ટિ મને મળી. ત્યાર પછી મોહન-જો-દડો પણ જોઈ આવ્યો છું.

સદ્ભાગ્યે મારા નાનપણમાં મને પગપાળા અને બળદગાડીમાં મુસાફરી કરવાની ખૂબ તક મળી. ત્યાર પછી રેલની અને મોટરની હજારો માઈલની મુસાફરી મેં કરી છે. એ મુસાફરીના લાભો પણ હું જાણું છું. પણ બળદગાડીની અને પગપાળા મુસાફરીની તોલે એ કોઈ કાળે નહીં આવે.

*

માણસના ઘડતરમાં એનાં મા-બાપ અને ભાઈભાંડુનો જેટલો હિસ્સો હોય છે તેટલો જ નિશાળના ગોઠિયાઓ અને શિક્ષકોનો હોય છે. નાનપણમાં આ બાર વરસમાં કોઈ પણ ઠેકાણે એક આખું વરસ મેં સળંગ ગાળ્યું નથી. તેથી નાનપણની ગાઢ મૈત્રીનો મને અનુભવ નથી. શિક્ષકોનાં ઘણાં નામો સંસ્મરણોમાં આખ્યાં છે. સૌથી મોટા બે ભાઈઓ એ મારા પ્રથમ શિક્ષક. કારવારની હિંદુ સ્કૂલના દુભાષી અને કામત એ બે શિક્ષકોએ તો મારા ઉપર કાયમની અસર પાડી. વિદ્યાની અભિરુચિ લગાડનારામાં પવાર, ચંદાવરકર, કિત્તુર, ગોખલે અને રાવજી બાળાજી કરંદીકર હતા. પવાર માસ્તર ન્યાતે મરાઠા, પ્રાર્થનાસમાજ પ્રત્યે એમની ભક્તિ વખતે હશે. એમને અંગ્રેજીનો શોખ વિશેષ હતો. નિયમિતતા, શિસ્ત, વ્યવસ્થા વગેરેના હિમાયતી, પણ હોશિયાર વિદ્યાર્થીઓ પ્રત્યે, સહેજે ઉઘાડો પડે એવો એમનો પક્ષપાત રહેતો. ચંદાવરકર માસ્તર વિદ્યારસિક. એમને એમના જ કહેવા પ્રમાણે ત્રણ 'એમ'નું વ્યસન હતું: મ્યૂઝિક, મૅથેમૅટિક્સ અને મૅટાફિઝિક્સ (સંગીત, ગણિત અને તત્ત્વજ્ઞાન). એમની સજ્જન ઠાવકાઈની મારા ઉપર ખૂબ અસર થઈ. પણ એમના ઉપરી નાડકર્ણી માસ્તરની નિખાલસતાને હું વધારે પૂજતો. કિત્તુર માસ્તર જૂની ઢબના દેશસ્થ બ્રાહ્મણ. એમની વિદ્યાર્થીવત્સલતા એમની કડકાઈ તળે પણ દબાઈ જતી નહીં. મને જે કંઈ થોડું સંસ્કૃત આવડે છે તે એમને

આભારી છે. ગોખલે માસ્તર સાવ નવા જમાનાના શિક્ષક કહેવાય. સંસ્મરણોમાં આવેલા ગોખલે તે આ નહીં પણ એમના જ કુટુંબી હશે એમ હું માનું છું. ગોખલે અમને અંગ્રેજી પણ ભણાવતા અને સાયન્સ પણ ભણાવતા. એમનામાં ગુરુપણું જરાયે નહોતું. વિદ્યાર્થીઓના જાણે મિત્ર જ. હોશિયાર વિદ્યાર્થીઓનાં એવાં તો સૂક્ષ્મ વખાણ કરે કે વિદ્યાર્થીઓ એમના પ્રત્યે સમભાવ રાખવા બંધાઈ જતા. રાવજી બાળાજી કરંદીકર એક સમર્થ વ્યક્તિ. જ્યાં જાય ત્યાં પોતાની છાપ પાડે. આગળ જતાં એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર થયા હતા. પાઠ્યપોથીની સમિતિમાં પણ હતા. એમણે મરતા પહેલાં પોતાની બચતના એક લાખ રૂપિયા ગરીબ વિદ્યાર્થીઓની કેળવણી માટે આપ્યા. નાનપણમાં માધુકરી માગીને શીખેલા. સાને હેડમાસ્તર પણ કાવ્યેતિહાસના નિષ્ણાત. પણ એમની અસર તળે હું બહુ ન આવ્યો. હાઈસ્કૂલ કે કૉલેજમાં કોઈ અંગ્રેજ અધ્યાપક મને ન મળ્યો. મળ્યો હોત તો સારું થાત એમ કોક કોક વાર થાય છે. ગોરાઓ પાસેથી ખાસ સંસ્કારો મળત એ આશાએ નહીં પણ સંસ્કારોની વિવિધતા ખાતર જ.

*

કળાનો પ્રેમ મેં પ્રથમ કુદરતમાંથી અને ધાર્મિક સંસ્કારોમાંથી કેળવ્યો હતો. પણ સદ્‌ભાગ્યે કળાનું રીતસરનું ભાન તો બહુ મોડું જાગ્યું. ઘરમાં નોકરો હોવા છતાં પણ રોજનો લોટ દળવાનું કામ મારી બા અને ભાભીઓ જ કરતી. હું તે વખતે માના ખોળામાં માથું મૂકી સવારની મીઠી ઊંઘ લેવાને ટેવાયેલો હતો. આઈ, આક્કા અથવા વહિની દળતાં જાય અને ગીતો ગાતાં જાય. કાવ્ય અને સંગીત સાથેનો મારો એ પ્રથમ પરિચય.

ફોટોગ્રાફીએ કળાની બીજી બાજુ ખોલી. ચૈત્ર મહિનામાં જ્યારે ગૌરીની પૂજા ચાલતી ત્યારે ગૌરીની આસપાસ 'આરાસ' (શણગાર) કરવામાં આવતો. એક આખી ઓરડી સુંદરતાના અનેક નમૂનાઓથી શણગારવી એમાં ઓછી કેળવણી નથી. ઢીંગલીઓના પ્રદર્શનથી માંડીને કૃત્રિમ બગીચો અને પાણીના કૃત્રિમ ફુવારા સુધી બધી વસ્તુઓ એ આરાસમાં આવતી. પછી અમે ઘેર ઘેર જુદા જુદા આરાસ જોવા જતા. ગણેશચતુર્થીનું પણ એમ જ. પૂજા સાથે પુષ્પરચનાનો રસ કેળવાયો. મંદિરોમાં જઈએ એટલે ગાયન, નર્તન, કાવ્યશ્રાવણ, કથાકીર્તન, પૌરાણિક ચિત્રો અને નાટકો, ઉત્સવોના આકર્ષક વિધિઓ અને સ્વાદિષ્ટ પ્રસાદો, એ બધું મળીને સાત્ત્વિક કલારસિકતાની કીમતી કેળવણી થતી. ઘરમાં તહેવારો અને ઉત્સવો ઉત્સાહ-ભક્તિપૂર્વક પળાતા. ગણેશચતુર્થી આવે એટલે ચોમાસામાં પતંગિયાની પેઠે ઘેર ઘેર ગણપતિ ઊભરાય, અને ત્રણથી દસ દિવસના મહેમાન રહી નિજધામ જાય. તે વખતથી મને થતું : 'ખરેખર, આ ગણપતિ ડાહ્યા; પોતાનું કામ પતી ગયું અને મુદત પૂરી થઈ એટલે ચાલ્યા. માણસે વખતસર કેળવણી આટોપી લેવી જોઈએ, વખતસર નોકરીમાંથી પેન્શન લેવું જોઈએ, વખતસર

ધંધામાંથી નિવૃત્ત થવું જોઈએ, અને જીવનમાંથી વિદાય પણ વખતસર લેવી જોઈએ.'

ઋષિપંચમીને દિવસે બળદની મહેનતનું કશું ન ખાવાનું અને વરસમાં એક દિવસ પશુદ્રોહમાંથી બચી જવાનું વ્રત મને આકર્ષક લાગતું. એ વ્રત કેવળ બહેનો માટે જ ન હોવું જોઈએ એમ મેં હમેશ માન્યું છે. હરિતાલિકા અને વટસાવિત્રી એ તો સ્ત્રીઓના ખાસ તહેવાર, એમની પાછળ કેવડું મોટું પૌરાણિક કથાકાવ્ય સરજાયું છે! નાગપંચમીને દિવસે અમે ઘરમાં હાથે જ નાગ બનાવતા અને પૂજતા. ચીકણી માટીનો ફેણ ચડાવેલો ખાસો નાગ બનાવીએ, એની આંખને ઠેકાણે બે ચણોઠી બેસાડીએ, ધરોમાંથી નાગની બે જીભો તૈયાર કરીએ. ગોકુળઆઠમને દિવસે અમે એક મોટા પાટલા ઉપર આખું ગોકુળ બનાવતા. ચારે બાજુ કિલ્લાની નાનકડી દીવાલો ચણતા; દીવાલો ઉપર કડબની સળીને છેડે કાગડાઓ બેસાડતા; ચારે બાજુ ચાર મહાદ્વાર, અંદર નંદ, યશોદા, કૃષ્ણ, એનો સમોવડિયો પેંદ્યા, ગોર મ્હાબળ ભટ્ટ, ગાયો, વાછરડાંઓ, બધાં બનાવીને ગોકુળની અંદર અમે બેસાડી દેતા. તે દિવસે રોમ બાંધનાર રોમ્યુલસ અને રિમસ માટીના ગારામાંથી ફોજ તૈયાર કરનાર શાલિવાહનના જેટલું અમારું હૈયું ફુલાઈ જતું. રામનવમી અને જન્માષ્ટમી, તુલસીવિવાહ અને હોલિકા, દરેકનું વાતાવરણ જુદું. ગોપાલકાલાને દિવસે કૃષ્ણલીલા ભજવી અમે દહીં ચોરતા. શિયાળામાં પો ફાટે તે પહેલાં નદી ઉપર નાહી આવી મંદિરે કાકડ-આરતી જોવા જતા. ભાદ્રપદ મહિનામાં પિતરોનું સ્મરણ કરતા. મહાશિવરાત્રિ આવે એટલે કોરો ઉપવાસ કરી મહાદેવને અભિષેક કરતા. આમ કર્મકાંડ, ઉત્સવ, ભક્તિ, વ્રતવૈકલ્ય, વેદાંત, પુરાણશ્રાવણ વગેરે જાત-જાતના સંસ્કારોથી હૃદય કેળવાતું.

ધાર્મિક વાચનમાં છેક નાનપણમાં શનિમાહાત્મ્ય વાંચ્યું હતું. સ્વપ્નાધ્યાય વાંચ્યો હતો. એક શકુનવંતી અમારા હાથમાં આવી હતી. એના આંકડા ઉપર આંગળી મૂકી ભવિષ્ય જાણવાનો અમે પ્રયત્ન કરતા. ત્યાર પછીનું અમારું ધાર્મિક અધ્યયન તે પાંડવપ્રતાપ, રામવિજય, હરિવિજય, ભક્તિવિજય, ગુરુચરિત્ર, સંતલીલામૃત, શિવલીલામૃત, ગજેન્દ્રમોક્ષ ઇત્યાદિ ગ્રંથોનું. સત્યનારાયણની કથા તો શીરા સાથે જ સેવાતી. કર્મકાંડ સાથે ભક્તિયોગનું મિશ્રણ થવાથી ધાર્મિક જીવનમાં પણ એકાંગી-પણું લાગતું ન હતું. અમે જરાક મોટા થયા અને ઘરમાં સ્વામી વિવેકાનંદનાં લખાણો આવી પહોંચ્યાં. એમાંથી ભગવદ્‌ગીતાનું અધ્યયન જાગ્યું. 'પ્રબુદ્ધ ભારત' અને 'બ્રહ્મવાદિન' એ બે માસિકોમાં વેદાંતનો સંદેશો અંગ્રેજીમાં આવતો. અણ્ણા પાસેથી એનો સાર અમને મળતો. બાબાએ તુકારામ આદિ સંતોની વાણીનો પરિચય કરાવ્યો.

*

સંસારસુધારામાં પ્રથમ તો કેવળ દાઢીના વાળ ઉતારવાની શરૂઆત થઈ. મારા બે ભાઈઓ કૉલેજમાંથી પાછા આવ્યા ત્યારે માથાના વાળ એમ ને એમ રાખી

એમણે કેવળ દાઢી પૂરતી હજામત કરાવી હતી. ઘરમાં મોટો હાહાકાર થઈ ગયો. છોકરાઓ ખ્રિસ્તી થઈ ગયા એવી ટીકા ચાલી. મોટા ઝઘડાને અંતે એમને માથાના વાળ રીતસર અસ્ત્રા વતી ઉતારવા પડ્યા. એ જ અરસામાં પૂનેથી એક તાર આવ્યો કે, તમારો દીકરો વિષ્ણુ ખ્રિસ્તી થવાનો છે; એને બચાવવો હોય તો પૂને તરત આવી જાઓ. પિતાશ્રી ગભરાયા, પૂને ગયા. ત્યાં જોયું તો એપ્રિલની પહેલી તારીખની એ મશ્કરી હતી. તે વખતનો ઘરનો ગભરાટ જોતાં ધર્માંતરની બીક મરણની બીક કરતાં હજારગણી વધારે હતી એમ કહી શકું છું. પાછળથી અબોટિયું ન પહેરવાનો સુધારો ઘરમાં દાખલ થયો. પ્રથમ અમારે ત્યાં કોઈ ડુંગળી સરખી ખાતું ન હતું. ડુંગળીનો શોખ મોટાભાઈ લઈ આવ્યા. પણ તે રાત્રે જ વપરાતી. ઘાસલેટના દીવા પણ મારા દેખતાં જ ઘરમાં દાખલ થયા. ત્યારે પણ આપણે કંઈક વટલાયા છીએ, આપણે ધર્મ છોડયો છે, ગૃહલક્ષ્મી તો તલના તેલની દીવીઓ રાખવાથી જ રાજી થાય એમ અમે માનતા. અમે કારવાર ગયા અને ચા-કૉફી વાપરવા જેટલા અધાર્મિક થયા. કારવાર ગયા પછી ઘરમાં બ્રાહ્મણેતરોનું પાણી પણ સહેજસાજ વાપરતા થયા, – પીવામાં કે રસોઈમાં નહીં, પૂજામાં તો નહીં જ નહીં, પણ નાહવા પૂરતું. અસ્પૃશ્યતાનું ભૂત તો કાયમ જ હતું. મોટા ભાઈઓ જે કંઈ ફેરફારો ઘરમાં દાખલ કરતા તે નવા જમાનાની છૂટ તરીકે, નહીં કે ઈરાદાપૂર્વક દાખલ કરેલા ઇષ્ટ ફેરફાર તરીકે. મારી ધર્મનિષ્ઠાને કારણે મેં જેટલા ફેરફારો કર્યા તે બધાનાં કારણો આપવાની મને ટેવ પડી. હાઈસ્કૂલમાં જ્યારે સ્નેહભોજનનો પ્રસંગ આવ્યો ત્યારે કિત્તુર માસ્તર જોડે હું ખૂબ લડયો. અમે સારસ્વતો બ્રાહ્મણેતરો જોડે ભળીએ નહીં અને દ્રાવિડ બ્રાહ્મણો અમારી સાથે ભળે નહીં. એટલે અમારી દશા મહારાષ્ટ્રના સમાજમાં જરા વિચિત્ર ખરી. તેથી જ મને લાગે છે કે, મારામાં ધાર્મિક અને સામાજિક ઉદારતા વહેલી પ્રગટ થઈ. કોઈ આપણને ઊતરતું લેખે એટલે આપણને કેટલું માઠું લાગે છે, એનો પ્રત્યક્ષ અનુભવ હોવાથી બીજા પ્રત્યે સમભાવ કેળવતાં હું સહેજે શીખ્યો. અને એ જ વૃત્તિને લીધે મુસલમાનો, પારસીઓ, સિંધીઓ અને ગુજરાતીઓ વગેરે દૂરદૂરના લોકો પ્રત્યે એક યા બીજા કારણે હું સહેજે આકર્ષાવા લાગ્યો. આ બધી તૈયારી સાથે મેં કૉલેજમાં પ્રવેશ કર્યો.

# ૧. ચાંચિયો અથવા ધર્મસેવક

વિખ્યાત અમેરિકન નિગ્રો નેતા બુકર ટી. વૉશિંગ્ટનના ગોરા ગુરુએ અમેરિકાના નિગ્રોને સ્વતંત્ર કરવા માટે દક્ષિણી સંસ્થાનો સાથેના યુદ્ધમાં ભાગ લીધો, એટલે એનું નામ પડયું જનરલ આર્મસ્ટ્રૉંગ. નિગ્રો લોકો દાસ્યમુક્ત થયા પછી એમના ઉદ્ધારને અર્થે એણે એક મોટી સંસ્થા ચલાવી : હૅમ્પ્ટન ઇન્સ્ટિટયૂટ. આ સંસ્થામાં જ બુકર વૉશિંગ્ટન તૈયાર થયો અને એણે પોતાની જાતિના ઉદ્ધારને અર્થે હૅમ્પ્ટનની ઢબની જ એક સંસ્થા ચલાવી, જેનું નામ છે ટસ્કેગી ઇન્સ્ટિટયૂટ. આજે ટસ્કેગી સંસ્થાએ એક યુનિવર્સિટીનું વ્યાપક રૂપ લીધું છે. (હું જ્યારે અમેરિકા ગયો હતો ત્યારે ટસ્કેગી જોઈ આવ્યો છું.)

જનરલ આર્મસ્ટ્રૉંગનું જીવનચરિત્ર પણ મેં વાંચ્યું છે. એ જ્યારે યુવાવસ્થામાં કૉલેજની કેળવણી પૂરી કરી બહાર નીકળ્યો ત્યારે એના સાથીઓએ એને પૂછયું : 'તારી કેળવણી તો પૂરી થઈ. હવે શું કરવા માગે છે? શું થવાની ઇચ્છા છે?' ભાઈસાહેબે જવાબ આપ્યો : 'હજી બરાબર નક્કી નથી કર્યું; પણ કાં તો દરિયામાં લૂંટફાટ કરનાર ચાંચિયો થઈશ, નહીં તો ધર્મને નામે લોકસેવા કરવા માટે આખું જીવન અર્પણ કરનાર મિશનરી થઈશ.'

આર્મસ્ટ્રૉંગના આ જવાબની મારા મન ઉપર ભારે અસર થઈ; કેમ કે હું જ્યારે કૉલેજમાં દાખલ થયો ત્યારે તો ભણવાના વિષયોમાં મને રસ હતો જ (બધા જ વિષયોમાં મને રસ પડતો, પણ કેળવણી પૂરી થયા પછી મારે શું કરવું જોઈએ, હું શું થવા માગુ છું, એ નક્કી કરવા માટે હું ખૂબ મનોમંથન કરતો હતો. કૉલેજનાં ચાર વર્ષ દરમિયાન કોણ જાણે કેટકેટલી દિશામાં મેં પોતાનું મનોમંથન ચલાવ્યું હશે. અને જેમ આરર્સ્ટ્રૉંગ લૂંટફાટ કરનાર બદમાશ ચાંચિયો થવા પણ તૈયાર હતો, અને એથી બરાબર ઊલટું, ધર્મસેવાને અર્થે જીવન અર્પણ કરી સાધુપુરુષ થવા પણ તૈયાર હતો, એ જ રીતે મારા ચાર વર્ષના મનોમંથનમાં ભણીને સરસ ડિગ્રી મેળવવી, પિતાની લાગવગથી, બીજા મોટા લોકોની લાગવગ મેળવી, સરકારી નોકરીમાં જવું, અને પછી સરકારી નોકરી કરતાં કરતાં, બીજા કેટલાયે અમલદારો કરે છે તેમ, ખોટી રીતે ઝપાટાભેર કમાણી વધારવી, અને લક્ષાધીશ થવું એવા પણ વિચારો મનમાં આવતા. બીજી બાજુ, અંગ્રેજોનું રાજય તોડવા માટે ક્રાંતિકારી દળોમાં શામિલ થવું, ગુપ્ત લડાઈની તૈયારી કરવી અને એમાં જો સપડાયા અને પકડાયા તો હસતે મોઢે ફાંસીને લાકડે લટકવું એવા પણ વિચારો, એ જમાનામાં આવતા. આવા પરસ્પર વિરોધી વિચારો માણસ એકીસાથે કેમ સેવી શકે એવી શંકા મનમાં જરૂર ઊઠે. પણ માણસનું મન છે જ એવું વિચિત્ર. એમાં શું શું સમાઈ જાય અને શું ન સમાય એનો હિસાબ હજી માણસને જડયો નથી. (સરકારી નોકરી

કરી ખોટી રીતે ધન કમાવાનો આદર્શ મનમાં સેવતો હતો ત્યારે પણ 'ધર્મબુદ્ધિ' નષ્ટ થઈ ન હતી. હું મનમાં કહેતો 'ગરીબોને હેરાન નહીં કરું. ગરીબગુરબાંને નીચોવીશ નહીં. ગમે તેની પાસેથી લાંચ લઈ મારે ધની નથી થવું. પણ સરકારી ખાતામાં જાતજાતનાં કામો કરવાનાં હોય ત્યારે જે ખરેખર ખર્ચ થયો હોય તેમાં ખોટા હિસાબો બતાવી સરકાર પાસેથી વધારે પૈસા પડાવવા એમાં ખોટું શું? વિદેશી સરકાર છે. આપણને લૂંટવા તો બેઠી છે. એવી સરકાર પાસેથી વધારે પૈસા પડાવવા એમાં કોઈ હીનતા લાગતી નથી. એ જ પ્રમાણે મોટા મોટા કૉન્ટ્રાક્ટર લોકોને સરકારી કામો સોંપવાં હોય ત્યારે એવા ધની કૉન્ટ્રાક્ટરો પાસેથી સારી જેવી રકમો — લાંચ — મળતી હોય તો કેમ ન લેવી? જેવી દુનિયા એવા આપણે. ગરીબોની હાય ન લઈએ એટલે બસ. સરકાર ગરીબોને લૂંટે છે, ધનિકો જાત-જાતના કાવાદાવા કરી પૈસા મેળવે છે; એમની કમાણીમાંથી આપણે ભાગ પડાવીએ તો એમાં ખોટું શું?' એ જાતની દલીલો પણ મનમાં ચાલતી.)

તો બીજું મન કહેતું, 'એક જિંદગી આપણને મળી છે. એમાં મોજમજા માણી માણીને કેટલીક માણવાના હતા? અને આખી જિંદગી તુચ્છ મોજશોખ અને વિલા-સિતામાં ગાળીએ તો આપણું મન જ આપણને તિરસ્કારે. તું દુનિયા આગળ કેટલોય મોટો ગણાતો હોય, લોકો ભલે તને સલામો ભરતા હોય અને તારી આગળ તારાં વખાણ કરતા હોય, તોયે તારું મન જ તને કહેવાનું : 'તને હું ઓળખું છું. તું તુચ્છ પ્રાણી છે. ખુદ મારી આગળ જ આમ તારી કિંમત ઘટી જાય પછી દુનિયામાં માનમરતબા મળે એની કિંમત શી? પોતાને જ પોતાનું મોં બતાવતાં શરમ ઊપજે એના કરતાં વધારે દુર્દશા કઈ? માટે સરકારી નોકરીનાં ને અઢળક ધન કમાવાનાં સ્વપ્નાં છોડી દે. દેશની આઝાદી ખાતર સર્વસ્વ અર્પણ કરીશ તો તારી જ આગળ તારી કિંમત વધશે. અને સંભવ છે કે ઇતિહાસમાં તારું નામ લખાશે.'

આ બે છેડાની મેં વાત કરી; પણ મનમાં તો અસંખ્ય વિચારો ઊઠતા. કોઈ વાર 'સંશોધક થાઉં' કે, મોટો એન્જિનિયર થઈને જંગલો કાપી રસ્તાઓ બનાવું અથવા દસ દસ માળનાં મકાનો ઊભાં કરું' એવા વિચારો મનમાં આવતા. તો વળી 'સાધુ થઈ ભગવાનનું ચિંતન કરું, ભગવાનનો પ્યારો બની જાઉં અને જ્ઞાનેશ્વર, રામદાસ, નામદેવ, તુકારામ કે સોહિરોબા જેવો યોગી બની જાઉં.' એવા પણ વિચારો મનમાં આવતા. અંગ્રેજી સાહિત્ય અને ઇતિહાસ વાંચતાં કેટલાયે આદર્શો મનમાં ઊઠતા અને થોડા દિવસ ચિત્તનો કબજો લઈ ઓગળી જતા. એ બધા વિશે તો આજે લખાય નહીં. કેટલાક આદર્શોમાં કેવળ ઘેલછા અને ગાંડપણ હતું; જ્યારે કેટલાક આદર્શો ઉત્તમ ખરા, પણ એ અમલમાં કેમ મુકાય એનો રસ્તો સૂઝતો નહીં.

છતાં કૉલેજનાં ચાર વર્ષમાં મેં શું શું વાંચ્યું, કેવા કેવા મનોરથો સેવ્યા, સાથીઓ સાથે સહયોગ કરી શું શું સાધવાનો વિચાર કર્યો અને એને અંગે સમાજ અને દેશનું કેવું નિરીક્ષણ કર્યું, કેવા કેવા મોટા લોકોની વાતો સાંભળી પ્રેરણા લીધી, એ

બધું જેમ યાદ આવે તેમ લખી કાઢું એમ મનમાં અનેક વાર આવ્યું. બાળક જન્મ્યા પછી એને નામ અપાય છે, એ જ રીતે લેખ લખ્યા પછી જ એને માટે યોગ્ય મથાળું વિચારાય છે. એ ન્યાયે મારાં કૉલેજ કાળનાં ચાર વર્ષનાં સ્મરણોની ચોપડી લખાયા પછી એ કેવી ઊતરે છે એ જોઈને જ નામ નક્કી કરવું જોઈએ. પણ મૅટ્રિક સુધીના જીવનકાળની 'સ્મરણયાત્રા' લખ્યા પછી આ ચાર વર્ષની આગળની સ્મરણયાત્રા લખીશ ત્યારે એનું નામ 'મનોમંથન' રાખીશ એમ પ્રથમથી જ નક્કી કર્યું હતું. નામ તો અપાયું, પણ ચોપડી કેટલા દશકા વીતી ગયા છતાં હજી લખાઈ જ નથી. હવે ખાતરી નથી કે બધું લખાશે. તે વખતે લખત તો એનું રૂપ નોખું થાત; આજે અનુભવવૃદ્ધ થયા પછી કેટલો ઉત્સાહ ટકે છે અને કેટલું લખાય છે એનો ખ્યાલ રહેતો નથી. પણ કાંઈક લખી કાઢું એમ વિચાર કરી હિમાલયના પહાડોમાં જંગલો વચ્ચે રસ્તો કાઢતી મુસાફરીમાં આ પ્રારંભ કર્યો છે. હવે એનું જે થવાનું હોય તે થાઓ. લોહાઘાટથી અલ્મોડા જતાં રસ્તામાં ઘાટનો પુલ ઓળંગતી વખતે આ પ્રકારણ તો પૂરું કર્યું (તા. ૪–૬–૭૦). આ પ્રસ્તાવના લખાયા પહેલાં મનોમંથનનાં કેટલાંક પ્રકરણો લખી 'કુમાર'ને આપ્યાં હતાં, એ પણ ભૂલી ગયો હતો. એનું જ્ઞાન થતાં 'કુમાર' પાસેથી એ પ્રકરણો મંગાવ્યાં. એ વાંચ્યા પછી થયું તે વખતે જ માળા પૂરી કરી હોત તો કેવું સારું થાત! 'अकरणात् मंद-करणं श्रेयः' 'ન કરવા કરતાં જેમ થાય તેમ કરવું સારું' એ ન્યાયે લખીશ ખરો.

## ૨. પૂનાના જાહેરજીવન વિશે ચેતવણી

હું જ્યારે કારવારમાં હિંદુ સ્કૂલમાં અંગ્રેજી બીજી અને ત્રીજી ભણતો હતો ત્યારે અમારા શિક્ષકોએ 'છોકરાઓમાં નૈતિક જીવનનો વિકાસ થાય' એ માટે 'હિંદુ બાલસમાજ'ની સ્થાપના કરી હતી, એ સમાજનો તે વખતનો ઉત્સાહ યાદ કરતાં આજે પણ તે આશ્ચર્યકારક લાગે છે. એ સમાજને પ્રેરણા આપનારા શિક્ષકોમાં મુખ્ય હતા શ્રી વામન મંગેશ દુભાષી.

આગળ જતાં એમની સાથે થોડો પત્રવ્યવહાર ચાલુ રાખ્યો હતો. કોક વાર એમને મુંબઈમાં મળતો પણ ખરો. પણ એ તો આગળની વાત.

જ્યારે હું મૅટ્રિક થઈ કૉલેજની કેળવણી માટે પૂના ગયો ત્યારે એ વામન માસ્તરનો મારે નામે એક કાગળ આવ્યો. એમાં ચેતવણી આપી હતી કે 'પૂનાનું રાજદ્વારી વાતાવરણ ખરાબ હોય છે. ચેતીને ચાલજે. કોઈ પણ તોફાની પક્ષમાં તણાઈ જઈશ નહીં.'

જેમને વિશે ગુરુજન તરીકે મારા મનમાં આદર હતો તેમના તરફથી આ

જાતની ચેતવણી મળે એ સાહજિક હતું, અને મારે એ સૂચના કે ચેતવણી ગંભીરપણે સ્વીકારવી જોઈતી હતી.

પણ કોણ જાણે કેમ, એ કાગળની મારા ઉપર કશી અસર થઈ નહીં. મનમાં વિચાર આવ્યો : વામન માસ્તર મારા મુરબ્બી ખરા, હિત-ચિંતકે ખરા, પણ કારવારમાં રહી પૂનાના રાજકારણ વિશે એ શું જાણે? અને આવી સર્વસામાન્ય ચેતવણીની અસર શી થવાની હતી?

છેલ્લાં કેટલાંયે વર્ષથી હું લોકમાન્ય ટિળકનું સાપ્તાહિક છાપું 'કેસરી' વાંચતો હતો. નરમ દલ એ વખતના રાજદ્વારી પક્ષ ('મૉડરેટ્સ') માટે મારામાં જરાયે આદર રહ્યો ન હતો. વામન માસ્તર દાદાભાઈ નવરોજીના ભક્ત એ હું જાણતો હતો. દાદાભાઈ નવરોજી વિશે તો બધા પક્ષના લોકોની પેઠે મારા મનમાં પણ આદર હતો, પણ એમના 'નરમ દલ' વિશે અમારામાં જરાયે આદર ન હતો.

પણ બીજી બાજુ લોકમાન્ય ટિળક સામાજિક વિષયોમાં સુધારાવાળાઓનો વિરોધ કરતા એ મને ગમતું ન હતું. હું થોડો થોડો સુધારાપક્ષી; એટલે વામન માસ્તરનો કાગળ વાંચ્યા પછી મેં મન સાથે નિર્ણય કર્યો : 'સાંભળીશું બધાનું, પણ નિર્ણય કરીશું પોતાના મનનો જ. આપણે કોઈ પણ એક પક્ષ સાથે પૂર્ણરૂપે સામેલ થવું નહીં. દરેકમાં જે કંઈ સારાપણું હોય તે આપણે લેવું. બધા સાથે ભળીએ; પણ તણાઈ ન જઈએ કોઈ પણ પક્ષ સાથે.'

હું માનું છું કે વામન માસ્તરના એ કાગળથી મારાં એ ચાર વર્ષની કારકિર્દીનો સુંદર પ્રારંભ થયો. તેઓ ઇચ્છતા હતા તેવો નહીં, પણ મને સૂઝયો તેવો.

## ૩. કૉલેજની પસંદગી પાછળનો ભાગ્યનો નિર્ણય

પ્રાથમિક શાળામાં ટાટ પર બેસનાર વિદ્યાર્થીને જ્યારે પાટલી પર બેસવાનો મોકો મળે છે ત્યારે તેને લાગે છે કે આપણે કંઈક ઊંચે ચડ્યા, આપણી પ્રતિષ્ઠા વધી. એ જ પ્રમાણે હાઈસ્કૂલનો અભ્યાસ પૂરો કરીને જ્યારે તે કૉલેજમાં આવે છે ત્યારે પણ તેને એમ લાગવા માંડે છે કે પોતે હવે કોઈક અદકો માણસ બન્યો. શાળાની પરીક્ષા જુદી, મૅટ્રિકની જુદી. વિદ્યાર્થીઓ એમ માને છે કે આખા પ્રાંતના હજારો વિદ્યાર્થીઓની સાથે એક સર્વસામાન્ય પરીક્ષામાં બેસીને તેમાં પાસ થઈ ઊંચો નંબર મેળવવો એ કોઈક લોકોત્તર કસોટી છે. જે શિક્ષકોને એવો આગ્રહ રહેતો કે અમારા વિદ્યાર્થીઓએ ઊંચો નંબર કે જગન્નાથ શંકરશેઠ સ્કૉલરશિપ તો જીતવી જ જોઈએ તેઓ તેમ જ તેમની શાળાના વિદ્યાર્થીઓ મૅટ્રિકના પેપરો તથા પરીક્ષકોની ખાસ્સી જાણકારી રાખતા. ઘોડદોડ કે સરકસને માટે જે કાળજીથી ઘોડાને કેળવવામાં આવે છે એ જ રીતે પરીક્ષાને માટે વિદ્યાર્થીઓને પણ તૈયાર કરવામાં આવતા. કેટલાક વિદ્યાર્થીઓ તો એ માહિતી પણ મેળવી લેતા કે આખા પ્રાંતમાં

મૅટ્રિકના વર્ગમાં કયા કયા છોકરા ચતુર ને બુદ્ધિમાન છે. 'આ વર્ષે પરીક્ષામાં બેસીશ તો અમુક છોકરાઓનો મુકાબલો નહીં કરી શકું, ને પહેલો નંબર આવવાની આશા નથી, એટલે આવતી સાલે જ પરીક્ષા આપવી સારી' એવો દૂરદર્શીવિચાર કરનારા વિદ્યાર્થીઓ પણ અમારા જમાનામાં હતા. આજકાલ શું છે તેની મને ખબર નથી. આવી રીતે પરીક્ષા પાસ કરીને કૉલેજમાં જતા વિદ્યાર્થીને એમ લાગે કે પોતે હવે કોઈ ઉચ્ચ કોટિનો જીવ બની ગયો તો એમાં નવાઈ શી?

હું જે હાઈસ્કૂલમાં ભણતો ત્યાંના અમારા શિક્ષકોમાં પહેલા નંબર માટે કે સ્કૉલરશિપ મેળવવા માટે વિદ્યાર્થીને તૈયાર કરવાનો ઉમંગ ન હતો. હું માનું છું કે મારે માટે આ જ આબોહવા સારી હતી. અમે – કાંઈ નહીં તો હું તો જે કાંઈ વિષય ભણતો તે દિલચસ્પીને ખાતર જ. અમારા શિક્ષકોમાં પણ પોતપોતાના વિષયો માટે સાચી દિલચસ્પી હોવાથી જ તેઓ આ વાતાવરણ જમાવી શક્યા હતા. કેવળ પરીક્ષાને માટે જ વિદ્યાર્થીઓને તૈયાર કરનારા શિક્ષકો પરત્વે એ વખતે પણ મારા મનમાં ઓછો આદર રહેતો. મને લાગતું કે જ્ઞાનની ઉપાસનાને હરીફાઈનું રૂપ આપવું એ, કાંઈ નહીં તો શિક્ષકોને તો શોભા આપનારું નથી જ. એ વખતે આ વાત હું કદાચ આ શબ્દોમાં મૂકી ન શકત; પણ વૃત્તિ તો આ જ હતી.

એક જ શાળામાં આખું વરસ તો હું કદી જ ભણી શક્યો નથી. આથી મને ઘણું નુકસાન થયું છે. મૅટ્રિકની પરીક્ષા પતાવતાં વેંત – એટલે કે પરિણામ બહાર પડ્યા પહેલાં જ અમારા વર્ગના વિદ્યાર્થીઓએ જુદી જુદી કૉલેજોમાં દાખલ થવા માટે અરજીઓ કરી દીધી હતી. મને બુદ્ધુને તો આનું ભાન પણ ન હતું. ઘેર પણ મોટાભાઈએ કાંઈ સુઝાડ્યું નહીં. પણ પરીક્ષામાં પાસ થયા પહેલાં આમ અરજી કરવાનું મને કોઈએ જો સુઝાડ્યું હોત તો મને લાગત કે એમાં શાલીનતા નથી. અરજી આપીએ ને પછી પરીક્ષામાં નાપાસ થવાય તો? ભારે ફજેતી જ ને?

આનું પરિણામ એ આવ્યું કે ડેક્કન કૉલેજમાં જવાની ઇચ્છા હોવા છતાં મને ત્યાં પ્રવેશ ન મળી શક્યો. એ બાબતમાં પણ મારું બાઘાપણું જ આડે આવ્યું. અમારી હાઈસ્કૂલના હેડમાસ્તર રાવજી બાળાજી કરંદીકરનો મારા પર પૂરો પ્રેમ. જ્યારે એમને ખબર પડી કે વખતસર અરજી ન કરવાને કારણે ડેક્કન કૉલેજમાં મને પ્રવેશ મળવાનું મુશ્કેલ બની ગયું છે, ત્યારે એમણે મને એક ઘણો જ સુંદર ભલામણપત્ર લખી આપ્યો. એ લઈને હું ડેક્કન કૉલેજમાં ગયો. ત્યાં ઓરડીઓની વહેંચણી થઈ રહી હતી. મેં એ વહેંચણી કરનાર 'ફેલો'ને જઈને એ પત્ર આપ્યો. પત્રની નીચેની સહી વાંચતાં જ એ પ્રભાવિત થયા: એમના ચહેરા પરથી મને એમ લાગ્યું. હું સમજ્યો કે મને હવે ઓરડી મળી જવાની. ઓરડીઓની વહેંચણી પૂરી થઈ, પણ મને ઓરડી ન મળી. મેં ફેલોની પાસે જઈને કહ્યું, 'મારો ભલામણ-પત્ર મને પાછો દઈ દો.' એણે કાંઈક વિચિત્ર રીતે મારી તરફ જોયું. હું તેનો અર્થ ન સમજ્યો. થોડી વાર ચૂપ રહીને મેં ફરીથી સાફ સાફ માગણી કરી કે

'મારો ભલામણ-પત્ર મને પાછો આપી દો.' (મને શી ખબર કે જેમની અરજી વખતસર ન આવી હોય એવા વસીલાવાળા વિદ્યાર્થીઓને પાછળથી કાંઈક ખૂબીથી જગ્યા મળી જાય છે! કેટલીક વાર તો એવા લોકો માટે ખાસ જગ્યા પણ ખાલી રાખવામાં આવે છે.) ફેલોએ ફરી વિચિત્ર ચહેરો કરીને મારી તરફ જોયું અને મારો ભલામણ-પત્ર મને પાછો આપી દીધો. એને મનમાં થયું હશે કે 'કેવો બાઘો છે? આટલું પણ સમજતો નથી! એનું નસીબ જ આડે આવે છે તો એને માટે બીજા શું કરવાના હતા?'

ભલામણ-પત્ર લઈને હું પ્રિન્સિપાલ સેલ્બી પાસે ગયો. પણ સાહેબના બંગલામાં જવાની હિંમત કેમ ચાલે? ફાટક પાસે જ ઊભો થઈ રહ્યો. સેલ્બી સાહેબ બહાર આવ્યા ત્યારે એમના હાથમાં ભલામણ-પત્ર મૂકવાને બદલે મેં કહ્યું, 'મને રેસિડેન્સીમાં ઓરડી જોઈએ છે.' એમણે પૂછ્યું, 'આજ સવારે તમે ફેલોને મળ્યા હતા?' મેં કહ્યું, 'ના; બપોરે મળેલો.' મારો આ જવાબ સાંભળીને સેલ્બી સાહેબ ચાલ્યા ગયા. બસ, 'ડેક્કન'માં ભણીને કૉલેજ-શિક્ષણ લેવાની ઉમેદ ઉપર સદાને માટે પાણી ફરી વળ્યું.

ડેક્કન કૉલેજની ભવ્ય ઈમારતોનો મારા મન પર બહુ પ્રભાવ પડેલો. છાત્રાલયની નાની નાની ઓરડીઓની બેવડી હાર જોઈને હું તો તાજજુબ થઈ ગયેલો. જ્યારે ઓરડી ન મળી ત્યારે મનમાં વિચાર આવ્યો કે 'ભલે ઓરડી ન મળે ને માત્ર વરંડામાં એક ખૂણામાં રહેવા દે તોપણ ખુશીથી રહું. ઓરડીઓ સિવાય બીજી આટલી બધી જગ્યા ખાલી પડી છે તોપણ આ લોકો કોણ જાણે શાથી વિદ્યાર્થીઓને નન્નો ભણે છે.'

મને ઘણી વાર વિચાર આવ્યો છે કે જો ડેક્કન કૉલેજમાં જગ્યા મળી હોત તો મારી જિંદગીને જુદો જ ઝોક મળ્યો હોત. પિતાજી સરકારી નોકર હતા. એક મોટાભાઈ પણ સરકારી નોકરીએ લાગી ગયા હતા. આમ હોવાથી સરકારી નોકરીનો જ આદર્શ મારી સામે રહ્યો હોત. હાઈસ્કૂલમાં હું અભ્યાસી છોકરો તો નહોતો, પણ વિદ્યા માટેની દિલ્લગી તો મારામાં ઘણી હતી. હું ડેક્કન કૉલેજમાં ગયો હોત તો કદાચ વિદ્યાવ્યાસંગી તરીકેની નામના હું કમાયો હોત. ને સરકારી નોકરી કરતા વિદ્વાનોનાં જીવન જેવાં પ્રતિષ્ઠિત હોય છે એવું મારું જીવન પણ થયું હોત. એ 'કરીઅર' હું ખોઈ બેઠો એનો મને કદી વસવસો નથી થયો. પણ યુરોપિયન પ્રોફેસરોનો જે સંપર્ક મને ત્યાં મળત એ ફર્ગ્યુસનમાં ન મળ્યો એનું મને ઘણી વાર દુઃખ થયું છે.

આજ પણ મને લાગે છે કે ઓછામાં ઓછું યુરોપિયન મિશનરીઓનો સંપર્ક સાધવા જેટલી ધાર્મિક ઉદારતા મારામાં એ વખતે હોત તોપણ મને ઘણો લાભ થયો હોત. ફર્ગ્યુસન કૉલેજમાં અંગ્રેજી ભાષા અને સાહિત્યનું ભણતર તો મળ્યું. અંગ્રેજીમાં જ બધા વિષયો શીખવા પડ્યા, તોપણ વિદ્યાર્થીકાળમાં અને તે પછી પણ અંગ્રેજોનો સંપર્ક મને ન મળ્યો એ સારું ન થયું એવું મને પાછળથી લાગવા

માંડ્યું. અને તેનો વિષાદ આજ પણ ગયો નથી. અંગ્રેજોના સંપર્કથી જ સુશિક્ષિત કે સંસ્કારી થવાય છે એવી કલ્પના કદી ન હતી; પણ તદ્દન જુદી જ સંસ્કૃતિના લોકો સાથે ઘનિષ્ઠ સંબંધમાં આવવું એ સંસ્કારિતાનું જ એક જરૂરી અંગ છે એવી મારી માન્યતા કૉલેજનો અભ્યાસ પૂરો થયા પહેલાં જ પાકી થઈ ગઈ હતી.

જે વિદ્યાર્થીઓ પૂના-મુંબઈ જેવાં મોટાં શહેરોમાં રહે છે તેમને નાનપણથી જ કૉલેજ, તેની ઈમારતો, પ્રોફેસરો, તેમના ગાઉન (ઝભ્ભા), કૉલેજના વાદવિવાદ વગેરેનો પરિચય હોય છે. મારા જેવા, જેણે મૅટ્રિક પાસ થતાં સુધી કૉલેજનું મકાન પણ જોયું નથી હોતું એના મન પર કૉલેજના દોરદમામનો નૈતિક પ્રભાવ પડ્યા વિના નથી રહેતો.

## ૪. સુશિક્ષિત થવું કે સુશિક્ષિત દેખાવું

જ્યારે હું અંગ્રેજી છઠ્ઠી કે સાતમીમાં હતો ત્યારે મારા મોટા ભાઈ બહુ બીમાર હતા. ઘણા દિવસ સુધી ચરી પાળવાથી તેમનું મોં મોળું પડી ગયું હશે એમ માનીને મારી માએ તેમને કોઈક સ્વાદિષ્ટ રોચક વસ્તુ ખાવા આપી. પણ એમણે તે ન લીધી. એમણે જો એટલું જ કહ્યું હોત કે 'અપથ્ય વસ્તુ ફરી ખાઈને મારે સદા માંદા નથી રહેવું' તો એમના એ કથનની મારા પર ઝાઝી અસર ન થઈ હોત. પણ એમણે કહ્યું, 'આ વસ્તુ અપથ્ય છે. એથી મને નુકસાન થશે એવું સ્પષ્ટ જાણતો છતાં હું એ ખાવાને તૈયાર થાઉં તો હું સુશિક્ષિત શાનો?' એમના આ જવાબથી મને લાગ્યું કે સુશિક્ષણનું એક પરિણામ એ હોવું જોઈએ કે પોતાનું હિત-અહિત સમજવા લાગ્યા પછી 'અહિત'ને ટાળવાની સંયમશક્તિ સુશિક્ષિત આદમીમાં આવવી જ જોઈએ. આ એક પ્રસંગથી કૉલેજ-શિક્ષણને માટે મારા મનમાં આદર પેદા થયો હતો. કૉલેજમાં દાખલ થયા પછી મારા કેટલાયે દોષ 'હવે તો આપણે કૉલેજમાં આવ્યા' એ ભાવનાથી જ આપોઆપ દૂર થઈ ગયા હતા.

હું જ્યારે ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થયો ત્યારે કેટલાક વિદ્યાર્થી આવવાના બાકી હતા. કૉલેજની ક્લબો હજી શરૂ નહોતી થઈ. રજાના દિવસોમાં જ ઠીક ઠીક અભ્યાસ થઈ શકે એ હેતુથી જે પાંચદસ જૂના વિદ્યાર્થી કૉલેજની રેસિડેન્સી-(છાત્રાવાસ)માં રહેતા હતા તેમની ક્લબમાં હું સામેલ થયો. પહોળી રેશમી કિનારનું ધોતિયું, ઘેરથી બેસવા માટે આણેલી આરામખુરશી અને રાત્રે સૂતાં પહેલાં એક કટોરો દૂધ પીવાની આદત, આવા આવા મારા ઢંગ જોઈને એ વિદ્યાર્થીઓને થયું કે આ કોઈ પૈસાવાળાનો છોકરો લાગે છે. સિનિયર બી.એ.ના વિદ્યાર્થીઓએ નવા આવેલા વિદ્યાર્થીઓને સહેલાઈથી અપનાવી લેવા ન જોઈએ એ નિયમનું તેઓ પાલન કરતા છતાં મારા તરફ કાંઈક ખાસ નિગાહથી જોતા. એ પછી જ્યારે ભાઉ

(મારા મોટા ભાઈ) સિનિયર બી.એ. ભણવા આવ્યા અને વિદ્યાર્થીઓને ખબર પડી કે હું એનો નાનો ભાઈ છું ત્યારે બધી વસ્તુઓ પલટાઈ ગઈ.

પણ કૉલેજનો જે પહેલો અનુભવ મારે કહેવો છે તે તો રહી જ ગયો. જ્યાં સુધી નવા વિદ્યાર્થી નહોતા આવ્યા ત્યાં સુધી તો ક્લબવાળાઓએ મારી પાસેથી 'પેઇંગ ગેસ્ટ'નો મુકરર ચાર્જ ન લેતાં મને પોતાની ક્લબનો મેમ્બર ગણી લીધો અને જે કંઈ ખર્ચ મારા હિસ્સે આવ્યું તેટલું વસૂલ લીધું. પણ વિદ્યાર્થીઓની સંખ્યા વધતાં જ તેમણે હું ક્લબનો મેમ્બર જ નથી એમ ગણીને મારી પાસેથી 'પેઇંગ ગેસ્ટ'નો ચાર્જ લેવો શરૂ કર્યો. આ રીતે મારે બીજે મહિને પણ વધારે આપવું પડ્યું. ક્લબના વ્યવસ્થાપક વિદ્યાર્થીને મેં સરળતાથી પૂછ્યું કે 'મારો હિસાબ મને જરા સમજાવશો?' ત્યારે તેણે ગંભીરતાથી કહ્યું કે 'પાછલે મહિને તમને ક્લબના મેમ્બર ગણ્યા હતા; આ મહિનાથી તમને 'પેઇંગ ગેસ્ટ' ગણીએ છીએ.' મેં પણ ગંભીર ચહેરે કહ્યું, 'ભલે, જેવી તમારી મરજી.' અને ચૂપચાપ પૈસા આપી દીધા. એણે પણ ચૂપચાપ પૈસા લઈ લીધા. પણ નવાઈની વાત તો એ કે આટલા જ પરથી તે મારી સાથે એવી રીતે વર્તવા લાગ્યો કે જાણે અમારી વચ્ચે અણબનાવ થઈ ગયો હોય!

મેં મનમાં વિચાર્યું કે કૉલેજ-શિક્ષણનો ઓપ પામેલા આ પ્રૌઢ વિદ્યાર્થીઓ બહારથી જેવા શિષ્ટ દેખાય છે એવા વાસ્તવમાં તેઓ નથી હોતા. પછી આગળ ચાલતાં જ્યારે જોયું કે બહારથી પીઢપણા અને ગંભીરતાથી વર્તવું અને ઓરડી-ઓમાં દોસ્તો વચ્ચે બધા જ પ્રકારની ઠઠ્ઠામશ્કરીઓ કરવી એ જ કૉલેજની સંસ્કૃતિ છે ત્યારે મનમાં થઈ ગયું કે એ ઉપરછલ્લી – માત્ર દેખાવની જ સંસ્કૃતિ છે. કોઈ સુંદર ચિત્ર પર પાણી પડવાથી એ જેવું બગડી જાય તેવું જ મારે માટે થયું અને હું નિરાશ થઈ ગયો.

## ૫. નવી દુનિયાનો સાક્ષાત્કાર

નાનપણથી મેં અનેક મ્યુઝિયમ (સંગ્રહાલયો) જોયાં હતાં. દેશી રાજાઓની રાજધાનીમાં એકાદ સરસ સંગ્રહાલય હોવાનું જ. મને એમાં ખૂબ રસ પડતો. સામાન્ય જ્ઞાનને માટે, વિવિધ વસ્તુઓના સંગ્રહો પ્રેરક હતા જ. ઉપરાંત સ્થાનિક કલા-કૌશલ્યનું એકત્ર દર્શન પણ કેળવણીની દૃષ્ટિએ ઘણું મહત્ત્વનું. મેં પહેલવહેલું મ્યુઝિયમ જોયું સાવંતવાડીનું. અંદર જતાંવેંત, જાણે એક વ્યવસ્થાપક પોતાનું કાર્યાલય રોફભેર ચલાવતો હોય એવી જાતનું એક પૂતળું ઊભું કરેલું હતું. માએ એને સાચો માણસ માની એની આગળ જતાં પોતાની સાડી ઠીકઠાક કરીને તરત સંભ્રમ બતાવ્યો અને પાછળથી જ્યારે જોયું કે આ તો માણસનું પૂતળું છે ત્યારે હસી પડી. માનું

એ ચિત્ર આજે પણ નજર આગળ મ્યુઝિયમના બાવલા જેટલું જ સ્પષ્ટ અને તાજું છે. સાવંતવાડી એટલે લાકડા ઉપર રંગબેરંગી લાખનું કામ કરી સુંદર સુંદર વસ્તુઓ તૈયાર કરવાનું કેન્દ્ર. ત્યાં એ કામ ઘણું જોયું.

એવી જ રીતે મિરજ, સાંગલી, રામદુર્ગ, જત, મુધોળ આદિ ઠેકાણે દરબારી સંગ્રહાલયો જોયેલાં, એટલે મુંબઈમાં એક મોટું પ્રદર્શન ભરાયું હતું તે જોવા જતાં ત્યાં શું શું જોવા મળશે એની કાંઈક તો અપેક્ષા હતી જ. મુંબઈ શહેર મારે માટે નવું હતું. એનો વિસ્તાર, એનો વૈભવ એ બધું ચકિત કરે એવાં હતાં. પણ પ્રદર્શન આવડું મોટું વિસ્તીર્ણ હશે અને એમાં સંસ્કૃતિની દૃષ્ટિએ અને પરદેશથી આવતા પદાર્થોની વિવિધતાની દૃષ્ટિએ જોવાની આટલી બધી વિપુલતા હશે એની કલ્પના નહીં. કેશુ અને હું પ્રદર્શનમાં ખૂબ ફર્યા. ત્યાં જ જે કાંઈ મળતું હતું તે લઈને ખાધું. અને મને થયું કે ખરેખર 'સૃષ્ટિચી વિવિધતા પાહુ' એ સંકલ્પ આજે પૂરો થયો.

ઈ. ૧૯૦૩ના એ પ્રદર્શનમાં સ્વદેશી ઉદ્યોગહુન્નરને ખાસ પ્રોત્સાહન આપવા-ની દૃષ્ટિ હતી નહીં. સ્વદેશી કે વિદેશી કશા ભેદ વગર જીવનનાં અસંખ્ય ક્ષેત્રો-માંથી આકર્ષક વસ્તુઓ વીણીવીણીને ત્યાં ગોઠવી હતી. અને આજે એનું સ્મરણ કરું છું ત્યારે લાગે છે કે એ પ્રદર્શનનો વિદેશી કંપનીઓએ ઘણો લાભ લીધો હશે. આપણે ત્યાંના વેપારીઓ કિસમકિસમનો વિદેશી માલ મગાવી મોટી મોટી દુકાનો ચલાવતા હતા. એમને માટે આ પ્રદર્શન ઘણું જ પ્રેરક અને પ્રોત્સાહક હતું.

બજારમાંથી જાતજાતની વસ્તુઓ ખરીદીને વગર સંકોચે ખાવાનો મારે માટે આ પહેલો જ પ્રસંગ હતો. મને આવી બજારુ વસ્તુ ખાતાં નાનપણથી જ ઘણો સંકોચ અને મારા મોટા ભાઈ કેશુને એનો ઘણો ઉત્સાહ; એટલે તે દિવસે કેશુને માટે મોટી ઉજાણી અને મારે માટે ભ્રષ્ટ થયાનો કાંઈક પસ્તાવો. (છતાં અમે ન ખવાય એવી માંસ જેવી કોઈ વસ્તુઓ ખાધી ન હતી. મને ખ્યાલ છે ત્યાં સુધી પ્રદર્શનમાં માંસાહારની કોઈ વસ્તુઓ મુકાયેલી પણ ન હતી.)

ચાર વર્ષ પછી દેશમાં સ્વદેશીનું વાતાવરણ જોશભેર ફેલાયું. ત્યાર પછીનાં પ્રદર્શનો સાવ નોખાં. એ પ્રદર્શનો જોઈ દેશની કારીગરી કેટલી બધી તૂટી ગઈ છે અને જૂના વખતમાં આપણે ત્યાં કેટલી બધી કારીગરી ખીલેલી હતી એનું ચિંતન મનમાં ચાલતું. ઈ. ૧૯૦૩ના અંતમાં ભરાયેલા આ મુંબઈના પ્રદર્શનમાં એવા ચિંતનને અવકાશ જ ન હતો. કળાયુક્ત વસ્તુઓનું આકર્ષણ અને એમની વિવિ-ધતાનો ચમત્કાર એટલું જ આ પ્રદર્શનમાં જોયું. મનોમંથનની દૃષ્ટિએ સ્વદેશીની જે પ્રેરણા મળવાની હતી તેનો અહીં ઉદય પણ થયો ન હતો. રાજાઓની રાજધાની-ઓમાં જૂના વખતનાં લડાઈનાં હથિયારો જોવા મળતાં. એવાં હથિયારો અહીં જોયાનું સ્મરણમાં નથી. આજે અનુમાન કરું છું કે એ પ્રદર્શન ગોઠવ્યું હશે મુંબઈના નેતાઓએ જ, પણ એની પાછળ પ્રેરણા હશે વિદેશી વેપારીઓની અને સરકારી અમલદારોની.

કૉલેજની ટર્મ શરૂ થયા પહેલાં હું પૂના ગયો હતો અને હૉસ્ટેલમાં રહ્યો હતો. થોડા દિવસ પછી મારા મોટા ભાઈ ‘ભાઉ’ પૂને આવ્યા. તેણે કહ્યું, ‘મુંબઈમાં એક સરસ પ્રદર્શન ભરાયું છે. ચાલ, જોવા જઈએ.’

મેં મુંબઈ જોયું ન હતું. નાનપણમાં પૂના સુધી આવેલો પણ મુંબઈ વિશે સાંભળ્યું હતું ખૂબ. મુંબઈમાં રસ્તા પર ટ્રામગાડી ચાલે છે; લોઢાના પાટા પર જેમ રેલવે ચાલે છે તેમ જ આ ટ્રામ પણ ચાલે છે; અને તેને ખેંચનારા ઘોડાના માથા પર અંગ્રેજોની હૅટ જેવી હૅટ હોય છે એટલું તો મેં સાંભળ્યું હતું. હૅટમાં બે કાણાં પાડીને તેમાંથી ઘોડાના બે કાન બહાર કાઢેલા હોય છે એ સાંભળીને, કાંઈ નહીં તો આ કુતૂહલ જોવા ખાતર પણ, મુંબઈ જવું જ એવો નિશ્ચય કર્યો.

મુંબઈના મોટા મોટા રસ્તા ને મોટાં મોટાં મકાનો જોઈને એવો તો આનંદ થયો કે મનુષ્યની કરામત પણ ઈશ્વરની કરામતથી કાંઈ કમ નથી. બોરીબંદરનું મોટું સ્ટેશન જોઈને તો હું ત્યાં જ ઊભો રહી ગયો અને તેની કારીગરી જોવા લાગ્યો. હાઈકોર્ટનું મકાન, યુનિવર્સિટી હૉલ, રાજાબાઈ ટાવર એ બધાં અમારાં યાત્રાનાં સ્થાન હતાં. એક વાત મારા ધ્યાનમાં બેસતી નહોતી કે હાઈકોર્ટના મકાનમાં મોટા મોટા પથ્થરના સ્તંભ ઉપર ઘુવડ શા માટે બેસાડયાં હશે? મોટા ભાઈએ કહ્યું કે આપણે ઘુવડને અશુભ અને બેવકૂફ માનીએ છીએ, પણ પશ્ચિમના લોકોની સરસ્વતીનું વાહન એ છે. એ લોકો માને છે કે ઘુવડની આંખોમાં શાણા લોકોની બુદ્ધિની ઝલક હોય છે. અમે સાંભળ્યું કે રાજાબાઈ ટાવર પરથી પડતું મૂકીને કોઈ પારસીએ આપઘાત કરેલો તેથી હવે ઉપર જવા માટે પાસ લેવો પડે છે. રાજાબાઈ ટાવર પર જઈને અમે જોયું તો બે સમુદ્રની વચ્ચે મુંબઈ શહેર ફેલાઈને પડયું હતું. શહેર શું, ઘરોનું એક મોટું જંગલ જ જાણે!

આવું ઘણુંઘણું જોયું. પણ અમે મુંબઈ જોવા નહોતા આવ્યા. આવ્યા’તા મુંબઈનું પ્રદર્શન જોવા. ત્યાંનો એક પ્રસંગ પહેલાં કહી દઉં. પ્રદર્શનના દરવાજા આગળ જ મારી ઉંમરનો એક પારસી છોકરો મળ્યો. એણે કોઈ વસ્તુની ટિકિટ ખરીદવાની વાતો કરી. હું એની વાતો જેવી સમજ્યો તેવા તેને જવાબ દેવા ઇચ્છયું. એની ગુજરાતી મને નહોતી આવડતી, મારી મરાઠી એ નહોતો સમજતો. એટલે મેં એને અંગ્રેજીમાં સમજાવ્યું કે તેની સૂચના વ્યવહારુ ન હતી. હું સ્વભાવે જ અધ્યાપક વૃત્તિનો છું. જે સમજાવવા ચાહું તે વિસ્તારથી સમજાવું છું. હું એને સમજાવતો ગયો ને એ સાંભળતો ગયો; તોપણ એના ચહેરા પર કાંઈ પ્રત્યય જણાયો નહીં. મેં માન્યું કે બિચારાની સમજશક્તિ ઓછી લાગે છે. મેં ફરી શરૂ કર્યું. પૃથક્કરણ શૈલીનો ઉપયોગ કરીને બધી હકીકત બરોબર સમજાવી, અને છેવટે પૂછ્યું કે હવે મારી વાત મનમાં બેઠીને?

એ ભોળાભાઈએ બધું સાંભળી રહીને જવાબ દીધો કે ‘હું અંગ્રેજી જ નથી જાણતો!’ હું તો આભો જ બની ગયો! મને નવાઈ લાગે છે કે મેં એને લપડાક

કેમ નહીં ચોડી દીધી હોય! મુંબઈ જેવા શહેરમાં, સોળ-અઢાર વરસનો છોકરો, અને તે પણ પારસીનો છોકરો અંગ્રેજી ન જાણે! વાત કલ્પના બહારની હતી. ભલા આદમીએ પહેલેથી જ કેમ ન કહ્યું? મારા મનમાં મુંબઈ શહેરની શાન ઘટી ગઈ.

મુંબઈનું એ પ્રદર્શન ખરેખર અદ્ભુત હતું. મરીનલાઈન્સ સ્ટેશન પાસેના મેદાન પર મોટા વિશાળ ક્ષેત્રમાં તે લોકોને આકર્ષી રહ્યું હતું. એક સ્થળે ઊંચી હિમાલયન રેલવે હતી. ક્યાંક કૃત્રિમ તળાવમાં કૃત્રિમ જહાજ તરતાં હતાં. ઉદ્યોગ-હુન્નરના નમૂના અને પરદેશી યંત્રોથી તો પ્રદર્શન ભર્યું પડયું હતું. એ 'સ્વદેશી' નહીં પણ 'ઔદ્યોગિક' પ્રદર્શન હતું. આખું પ્રદર્શન જોઈને મન પર એ ઠસી ગયું કે પશ્ચિમના લોકો હોશિયાર છે, બહાદુર છે; એમના વિના આપણું ચાલવાનું નથી.

એક સ્થળે ક્રીમરી, એટલે કે ગોરસ-વિદ્યાનાં જાતજાતનાં યંત્રો હતાં. એક યંત્રમાં દૂધ પીલાઈને મલાઈ તથા નિઃસ્નેહ ફીકું (સેપરેટ) દૂધ અલગ થતું હતું. અમે વિચાર કર્યો કે બહાર જઈને રેસ્ટોરાં શોધીને ખાવા કરતાં તો એક દિવસ માત્ર મલાઈ ખાઈને જ રહીએ. અમે મોટા મોટા કટોરા ભરીને મલાઈ પેટમાં ઉતારી અને આખો દિવસ ઘૂમ્યા.

મારું કામ કે ઉદ્દેશ પ્રદર્શનનું વર્ણન કરવાનો નથી. મૅટ્રિકમાં હું જે હિંદનો ઈતિહાસ ભણ્યો હતો એની શરૂઆત અમારા જમાનામાં મુહમ્મદ ગઝનીથી થતી. ગઝની, ઘોરી, ગુલામ, ખિલજી, તઘલખ, સૈયદ, લોદી એ બધા આ દેશના સૌ પ્રથમ રાજ્યકર્તા હતા. એની પહેલાંનો ઈતિહાસ નહોતો ભણ્યો, કે નહોતો કદી સાંભળ્યો. 'હિંદુસ્તાન-કથા-રસ' નામની એક મરાઠી ચોપડીમાં સેમિરામિસ રાણી, તેના કૃત્રિમ હાથી, તથા ઍલેક્ઝાન્ડર અને પૌરસના યુદ્ધની વાતો વાંચી'તી ખરી, પણ મુહમ્મદ ગઝનીની પહેલાંનો હિંદનો ઈતિહાસ અમને કદી પ્રત્યક્ષ નહીં થયેલો. આવો અભ્યાસક્રમ કોણે અને શા ઉદ્દેશથી બનાવ્યો હશે એ તો એ દિવસોમાં મારા ખ્યાલમાં ન આવ્યું. પણ મનમાં એક વાત ઠસી ગઈ હતી કે હિંદુસ્તાનનો ઈતિહાસ હિંદુ લોકો હારી જવાથી તેમની પરતંત્રતાથી શરૂ થાય છે. આગળ ઉપર જ્યારે મેં માઉન્ટ સ્ટૂઅર્ટ એલ્ફિન્સ્ટનનો ભારતનો ઈતિહાસ વાંચ્યો અને તેમાં હિંદુ કાળથી પ્રારંભ થતો જોયો ત્યારે મને બહુ જ આનંદ થયો. મારું આત્મગૌરવ જાગ્રત થયું અને મારામાં ચૈતન્યનો સંચાર થયો. કોઈ પણ જાતિને પોતાના ઈતિહાસનો આરંભ હાર અને ગુલામીથી કરવો પડે એથી મોટો કોઈ શાપ હોઈ શકે નહીં.

અશોકના શિલાલેખોની છાપ મેં સૌ પ્રથમ મુંબઈના પ્રદર્શનમાં જોઈ. કાળા કાગળ ઉપર સફેદ અક્ષરોવાળી કોઈ અજ્ઞાત લિપિનો એ શિલાલેખ જોઈને મારું કુતૂહલ જાગ્રત થયું. તેની નીચે અંગ્રેજીમાં તેનો અનુવાદ આપ્યો હતો. અશોકના રાજ્યકાળનું વર્ણન પણ કાંઈક હતું. એ બધું મેં ધ્યાનથી વાંચ્યું અને ભારતના અતીત(ભૂતકાળ)નું ગૌરવ મારી સામે ઝાંખું ઝાંખું પ્રકટ થયું. તેને પડખે જ સોનાનો એક મોટો સિક્કો ફ્રેમમાં મઢીને રાખ્યો હતો. એના પર લખ્યું હતું કે

પ્રાચીનમાં પ્રાચીન સિક્કાઓમાં આ સૌથી મોટો છે અને એનું નામ 'રામટંક' છે. એ 'રામટંક'ને જોઈને પણ મારી દેશાભિમાનની માત્રા વધી. 'સંસ્કૃતિની બાબતમાં આપણો દેશ ખૂબ આગળ વધેલો હતો. 'આપણે ઇચ્છીએ તો એ અતીત ગૌરવ પાછું લાવી શકીએ' એ ભાવ સૌ પહેલો તે દિવસે મારા મનમાં જાગ્રત થયો.

બચપણમાં શિવાજીના ઇતિહાસની કથાઓ સાંભળી હતી, અને દેશની આઝાદીનાં સ્વપ્નાં હું નાનપણથી જ જોતો. સ્વધર્મ પ્રત્યેની નિષ્ઠા તો મને વારસામાં મળી હતી. પણ 'દેશની સંસ્કૃતિ' જેવી પણ કોઈ વસ્તુ છે, અને દેશને માટે પુરાતત્ત્વનું પણ એક અસાધારણ મહત્ત્વ છે એ વાતનો સાક્ષાત્કાર મને તે દિવસે અશોકના શિલાલેખો અને 'રામટંક'ના દર્શનથી થયો.

મોટા ભાઈ કહેવા લાગ્યા, 'ચાલ ચાલ હજી તો ઘણું બધું જોવાનું છે.' હવે એમની વાતો મારા કાનને સ્પર્શતી સુધ્ધાં નહોતી. આખો દિવસ અમે સાથે રહ્યા છતાં હું 'એકલો' જ હતો. બસ ગુમસૂમ! ન ભાઈની સાથે કાંઈ વાત કરું, ન તેની વાતોના કંઈ ધ્યાનથી જવાબ દઉં. આખો દિવસ, અને રાત્રે સૂતી વખતે પણ, મારા મનમાં અશોકના શિલાલેખ જ ઘૂમ્યા કરતા હતા, અને જ્યાં જોઉં ત્યાં 'રામટંક' જ નજરે પડતા! પ્રદર્શનમાં તો અસંખ્ય ચીજો હતી, પણ પેટમાં માત્ર પેલી મલાઈ જ ગઈ, અને મગજમાં પેલો શિલાલેખ અને 'રામટંક.'

## ૯. ક્લબજીવનનો પ્રારંભ

એ જમાનામાં કૉલેજો તો મુંબઈ અને પૂનામાં જ હતી. બેલગામ કે સાંગલીમાં હાઈસ્કૂલથી આગળ કેળવણીનો ફેલાવો થયો જ ન હતો. મરાઠી બીજી તો હું પૂનામાં જ ભણેલો, એટલે પૂનાની શેરીઓ, પૂનાની મંડઈ(બજાર), મૂળા-મૂઠા નદીનો સંગમ, બુધવાર ચોક, ફરાસખાના વગેરે સ્થાનોની કલ્પના મને હતી. પાર્વતીનું મંદિર જોયાનું પણ સ્મરણ હતું.

પણ મૅટ્રિક થઈ કૉલેજની હૉસ્ટેલમાં જઈને રહેવાનો અનુભવ સાવ નવો. કેશુ તે વખતે મારી સાથે કેમ ન હતો તે યાદ નથી આવતું. કૉલેજ શરૂ થવાને આઠદસ દિવસની વાર હશે. હૉસ્ટેલમાં અમુક ક્લબો જેમતેમ ચાલતી. એક રસોઇયો, એક નોકર, બેત્રણ સભ્યો. હું દાખલ થયો ત્યારે સેક્રેટરીએ કહ્યું કે તમને ક્લબના મેમ્બર તરીકે દાખલ કર્યા છે એટલે ખાધાખર્ચ દરેકને ભાગે આવે તે તમારે આપવાનો રહેશે. મેં હા પાડી. એની પાછળ ચાલબાજી છે એ તે વખતે મારા ધ્યાનમાં ન આવ્યું.

ન્યાતના ભેદનો અનુભવ મને હતો. મારા પિતાશ્રી અંગ્રેજ સરકારના પ્રતિનિધિ થઈ દેશી રાજ્યોમાં ફરતા તેથી અમારી પ્રતિષ્ઠા વધારે. એટલે ન્યાતજાતનાં અપમાન તે ઠેકાણે અમને નડતાં ન હતાં. જોકે મિરજમાં સરકારી ઉતારામાં માનીતા મહેમાન

તરીકે રહેવા ગયેલા ત્યારે થયેલું અપમાન મેં એક ઠેકાણે લખી રાખ્યું છે.

કલબમાં જમવા ગયો ત્યાં મેં ધીમે રહીને એક ભાઈને કહ્યું : 'હું ન્યાતે સારસ્વત બ્રાહ્મણ છું. કોંકણસ્થ અને દેશસ્થ બ્રાહ્મણો અમને પોતાની પડખે બેસવા દેતા નથી. અલગ બેસવું પડે છે. એવો નિયમ અહીં તો નથી ને?' એણે ઉત્સાહમાં આવીને કહ્યું : 'ના રે, આ તો કૉલેજ છે. અહીં ન્યાતજાતના ભેદ નથી.' મને થયું કેટલો ઉદારવૃત્તિનો માણસ છે! પણ પાછળથી ખબર પડી કે એ ભાઈ ન્યાતે કાયસ્થ પ્રભુ હતા, બ્રાહ્મણ નહીં. એના કરતાં હું ચડિયાતો હતો. ત્યારે એના જવાબનો જોશ હું સમજી શકયો.

થોડા જ દિવસમાં કલબના જૂના સભ્યો આવવા લાગ્યા. પછી ખાધાખર્ચના પૈસા ફાળે પડતા બહુ ઓછા થયા. એટલે કલબના સેક્રેટરી મને કહે : 'કલબનું કામ હવે રીતસરનું શરૂ થયું છે. તમે હવે કલબના મેમ્બર નથી! બહારના મહેમાનો પાસેથી અમે દિવસના અમુક ઊચક પૈસા લઈએ છીએ. એ પ્રમાણે તમારે આપવા પડશે!' આમ મારે વધારે પૈસા આપવાના થયા. સેક્રેટરીની ચાલબાજી હું સમજી ગયો. કૉલેજમાં દાખલ થયેલો નવો વિદ્યાર્થી ફરિયાદ કોને કરે? મેં વિચાર કર્યો : જવા દો ધૂળપાપ. કૉલેજમાં ભણતા સંસ્કારી લોકોમાં કેટલી સંકુચિતતા હોય છે એનો અનુભવ આપણે ખરીદ્યો, એમ માનીને મેં પૈસા આપી દીધા.

કૉલેજની કલબમાં ન્યાતજાતનો ભેદ નથી એ તો હું સમજ્યો હતો; પણ પાંચે કલબ ચાલુ થઈ ત્યારે જેમાં હું જમતો હતો એના સેક્રેટરીએ મને કહ્યું : 'તમારે આવતી કાલથી ત્રીજી કલબમાં દાખલ થવાનું રહેશે. તમે બેલગામના છો એટલે કર્ણાટકી છો, અમારી કલબ મહારાષ્ટ્રી છે.' હું એની સાથે મરાઠીમાં બોલતો હતો. મને કાનડી બોલતાં આવડતું ન હતું. ત્રીજી કલબમાં કાનડી લોકો વચ્ચે મને ફાવે એમ ન હતું. પણ મારી એ બધી દલીલો સાંભળે કોણ? મારે ત્રીજી કલબમાં જવું પડ્યું. (આ બિના જો આજે મહારાષ્ટ્ર-કર્ણાટકનાં છાપાંઓમાં છપાય તો કર્ણાટકના લોકો રાજી થવાના કે ૧૯૦૩માં મહારાષ્ટ્રીઓ માનતા હતા કે બેલગામ કર્ણાટકમાં છે; અને મહારાષ્ટ્રીઓ મારા ઉપર ચિડાવાના કે તમે મહારાષ્ટ્રી છો છતાં અમારી સામેની આ જૂની વાત આજે કેમ છાપી?)

આગળ જતાં મારી ઓળખાણ અને દોસ્તી બધી જ કલબોના અમુક અમુક લોકો સાથે થઈ ગઈ. અને બીજી કલબના લોકોએ મને માનભેર આમંત્રણ આપ્યું કે તમે મહારાષ્ટ્રી છો, અમારી કલબમાં આવો. ત્રીજી કલબમાં મારા દોસ્તો ન હતા એમ નહીં, છતાં એમણે મને ખુશીથી બીજી કલબમાં જવા દીધો. એ જમાનામાં પ્રાંતીય કે પ્રાદેશિક લાભહાનિનો સવાલ ન હતો. ફક્ત બોલવા-ચાલવાની સગવડનો જ સવાલ હતો.

એ દિવસોમાં બીજી કલબની પ્રતિષ્ઠા વધારે હતી. એને ઍરિસ્ટૉક્રેટિક કલબ કહેતા. પણ અમે નવા લોકોએ એની એ પ્રતિષ્ઠા તોડી પાડીને એને ડેમૉક્રેટિક બનાવી.

# ૭. बुद्धिर् यस्य बलं तस्य

કૉલેજનાં ચાર વર્ષની આઠ ટર્મ્સ ગણાય. દર ટર્મ વખતે ઓરડીઓની નવી વહેંચણી થાય. એ પ્રમાણે હું કઈ કઈ ઓરડીઓમાં રહ્યો હતો એ પણ યાદ છે. અને ઓરડીઓમાં સાથી તરીકે કેવા કેવા વિદ્યાર્થી દોસ્તો મળ્યા હતા એ પણ યાદ છે.

આજે ફર્ગ્યુસન કૉલેજ માટે કેટલીયે હૉસ્ટેલો થઈ ગઈ છે. અમારા વખતમાં એક જ હૉસ્ટેલ હતી. એમાં બધા વિદ્યાર્થીઓ સમાય નહીં એટલે એ હૉસ્ટેલના દક્ષિણ-પશ્ચિમ ખૂણા પાસે નાની-મોટી ઓરડીઓવાળું એકમજલું છાત્રાલય બાંધ્યું હતું. પ્રિન્સિપાલ પરાંજપેને નામે એને રઘુનાથ ક્વાર્ટર્સ કહેતા હતા. એમાં પણ હું એક વર્ષ રહ્યો હતો. દરેક વખતની ઓરડીનું વાતાવરણ નોખું. એનાં સંસ્મરણો મજાનાં. પણ એ બધું તે કેટલુંક લખાય! એક વાર ઉત્તર વિભાગમાં ઉપલે મેડે અમે રહેલા. હવાની દૃષ્ટિએ ઉનાળામાં અને શિયાળામાં એ વિભાગ સુખદાયક હતો. એટલે એને 'નૉર્થ વિંગ ઍરિસ્ટૉક્રસી કહેતા.

સામાન્ય રીતે હું જરાયે તોફાની નહીં, કોઈ પણ કૂથલીમાં ભળું નહીં. એટલે મારી પ્રતિષ્ઠા સારી. પણ કોઈ હેરાન કરે તો થોડું વેઠયા પછી વેર વાળવાની તૈયારી પણ ખરી. એક વખતે દક્ષિણ બાજુની નીચલી ઓરડીમાં રહેતો હતો. નવા વિદ્યાર્થીઓને નીચલી ઓરડીઓ જ મળે. મારી ઓરડીને મથાળે જે ઓરડી હતી એમાં બે જણ તોફાની હતા. પણ એમની પ્રતિષ્ઠા સારી. કૉલેજના ફેલો સાથે એમની દોસ્તી. રાત્રે મારી ઓરડીમાં હું વાંચવા બેસું એ જ વખતે ઉપરના લોકોને તોફાન સૂઝે. ઉપરની ઓરડીની જમીન લાકડાનાં પાટિયાંની, એટલે એ લોકોનો નાચવાકૂદવાનો અવાજ મને વાંચવામાં નડે.

એક વાર ફેલો પાસે જઈ મેં સાદા શબ્દોમાં ફરિયાદ કરી. મને ભોળો સમજી એમણે કૃત્રિમ સહાનુભૂતિ બતાવી અને મારી ફરિયાદ નોંધી લીધી. એના અવાજ-માં, એની આંખોમાં ટીખળ, મશ્કરી અને અનાદરની છટા હું સમજી ગયો. જોયું તો મારી ફરિયાદની કશી અસર થઈ ન હતી. પેલા લોકોનું તોફાન રીતસર ચાલુ જ રહ્યું. એટલે મારી ઓરડીના સાથીને મેં વાત કરી. એ પણ અકળાયો હતો. એ કહે : 'પણ આપણે તો નવા વિદ્યાર્થી. ફરિયાદ કોઈ સાંભળે જ નહીં તો એનો ઈલાજ શો? આટલી નાની બાબત માટે પ્રોફેસર પાસે કેમ જવાય?' મેં કહ્યું : 'હું પણ પ્રોફેસર પાસે જવા માગતો નથી. અને પ્રોફેસર પણ ફેલો જેવા નીવડયા તો ઈલાજ શો? यद् यद् आत्मवशम् सुखम् ।'

કૉલેજના તાલીમખાનામાં વિદ્યાર્થીઓને રમવા માટે Stilts રાખ્યા હતા. એમાં બે વાંસમાં જમીનથી બે ફૂટ ઊંચે બે પગાં બેસાડેલાં હોય છે. એના પર પગ રાખી એ બાંબુ વડે ચાલવાની એ રમત હોય છે. એવા બે સ્ટિલ્ટ મેં મારી ઓરડીમાં

આણીને રાખ્યા. અને જ્યારે ઉપરના છોકરાઓએ આઠ વાગ્યા પછી તોફાન ચલાવ્યું ત્યારે મેં અમારી ઓરડીની છત ઉપર (એટલે તોફાની લોકોની જમીન ઉપર) પેલા બાંબુના છેડા વડે ફટાક ફટાક પ્રહાર કરવા માંડ્યા. પેલા ગભરાઈ ગયા. જે ફેલો આગળ મેં ફરિયાદ કરી હતી એ પણ ઉપરના તોફાનમાં શામિલ હતો. (એની મને પાછળથી ખબર પડી.) મેં જોરજોરથી દસવીસ પ્રહાર કર્યા એટલે તોફાન શાંત થઈ ગયું. મેં માન્યું હતું કે બીજે દિવસે મારી સામે ફરિયાદ થશે, અમારી ઓરડીના બંને જણનો દંડ થશે, અને મારો સાથી જો કહે કે મેં કશું કર્યું નથી તો બેવડો દંડ મારે આપવો પડશે. આ બધાંની મેં તૈયારી રાખી હતી. દંડ કરતાં પહેલાં એ લોકો મને પ્રોફેસર પાસે લઈ જાત એમાં મને વાંધો ન હતો. મારે મન એ ઈષ્ટ જ હતું.

બીજે દિવસે કલબમાં જમવા જતી વખતે ઉપરના છોકરાઓ મારા મોં પરનો રોફ જોઈ શકયા. ફેલોએ સમય વર્તી જઈ નક્કી કર્યું કે બધું ગળી જવામાં જ ડહાપણ છે, એટલે એણે દોસ્તોને શાંત પાડયા. ત્યાર પછી કોઈ તકલીફ થઈ નહીં. મેં જો પ્રથમ ફેલો આગળ રીતસર ફરિયાદ કરી ન હોત તો હું વાંકમાં આવત. પણ ટીખળ કરનાર ફેલો જાણતો હતો કે વાંક એ લોકોનો છે. એક-બે દિવસ પછી એ ટોળીના એક ભાઈ મારી પાસે આવ્યા. ઠાવકું મોં રાખી એણે મારાં વખાણ કર્યાં અને મને કહ્યું : 'ખાતરી રાખજો કે હવે પછી આવું તોફાન નહીં થાય. મૂંગે મોઢે સહન ન કરનાર વિશે અમારા મનમાં આદર છે.' 'થેંક યૂ' કહીને મેં વાત પતાવી દીધી.

આ વાત પૂરી કરવા માટે બે વર્ષ પછી જ્યારે હું નૉર્થ વિંગમાં ઉપલી ઓરડીમાં રહેતો હતો ત્યારની એક વાત પણ નોંધી લઉં. ત્યારે કૃપાલાની આવીને કોક વાર મારી ઓરડીમાં તોફાન કરે. નીચલી ઓરડીમાંના એક ભાઈએ મારી પાસે આવી સૌમ્યપણે એની ફરિયાદ કરી. મેં એને કહ્યું : 'તમારી અકળામણ હું સમજી શકું છું. મેં એવો અનુભવ લીધો છે.' અને મેં અજમાવેલો ઈલાજ પણ એને કહ્યો. અમે બંને હસી પડયા. અને પછી મેં કહ્યું : 'ગુનેગારને હું સમજાવી શકીશ. તમે નચિંત રહેજો.'

## ૮. સિસોટીની સાધના

નાનપણમાં બજારમાંથી વાંસની પિત્તળની કે સીસાની સિસોટી લાવી અમે ખૂબ વગાડતા. એની વાત અત્યારે નથી કરવી પણ કશા સાધન વગર, કેવળ હોઠની વિશેષ રચના કરી મોઢામાંથી જે અવાજ કઢાય છે એ જ સિસોટીની વાત મારે કરવી છે.

સૌથી મોટા ભાઈઓની વાત નોખી. એ અમારા કરતાં મોટેરા. સમોવડિયા ફક્ત

કેશુ અને ગોંદુ. એમને સરસ સિસોટી વગાડતાં આવડે. હું ગમે તેટલા પ્રયત્નો કરું તોયે મોઢામાંથી અવાજ ન નીકળે. ફક્ત હવા જ નીકળે. એ વિફળતાથી હું દુ:ખી રહેતો. મને એની શરમ લાગતી.

કેશુ અને ગોંદુ મારા ઉપર ચિડાય ત્યારે મને દુ:ખી કરવો હોય તો એટલું કહે તો બસ: 'તને ક્યાં સિસોટી વગાડતાં આવડે છે?' પોતાનું નાનુંસરખું મોં લઈને હું ત્યાંથી ખસી જાઉં. ફરી મારી મેળે એમની સાથે ભળું પણ નહીં. મેં અનેક પ્રયત્ન કર્યા પણ શ્વાસનું રૂપાંતર અવાજમાં ન થાય તે ન જ થાય.

આ એક આંતરિક મૂંઝવણ સાથે મેં કૉલેજમાં પ્રવેશ કર્યો. કેશુ મારી પહેલાં કૉલેજમાં દાખલ થઈ ગયો હતો. હવે એ મારી આ અણઆવડત જાહેર કરીને મને ફજેત કરવાનો પ્રયત્ન ન કરે; અમે મોટા થયા હતા. પણ કોક વાર એ મારી ઓરડીમાં આવીને અમસ્તી સિસોટી વગાડતો તોપણ મને નાનપણના દિવસો યાદ આવતા અને માઠું લાગતું.

એક દિવસે નિશ્ચય કર્યો કે આવી હાડમારી સાથે જીવવું જ નથી. હું ખૂબ પ્રયત્ન કરવા લાગ્યો. અંતે એક દિવસે મોઢામાંથી સિસોટીનો અવાજ ફૂટી નીકળ્યો. કેટલો બધો આનંદ થયો મને! જાણે પાણી ઉપર ચાલવાની કરામત હું કરી શક્યો! પછી તો સવાર-સાંજ, બપોરે ને રાત્રે જ્યારે તક મળે ત્યારે મોઢામાંથી અવાજ કાઢું ને રાજી રાજી થાઉં.

કેટલાક લોકો કેવળ હોઠના અવાજમાંથી રાગરાગિણીઓ વગાડી શકે છે એ હું જાણતો હતો. રાગ-રાગ વચ્ચેનો ભેદ સમજાવવો હોય તો બંને રાગ એક પછી એક સિસોટી દ્વારા બતાવે, એટલે સા રે ગ મ પ ધ ની અક્ષરો લઈને ચર્ચા કરવી ન પડે. એટલે સુધી જવાની તો મારી હિંમત નહીં; પણ અવાજમાં આરોહઅવરોહ (ચડાણ-ઉતાર) બતાવતાં તો આવડવું જ જોઈએ. ખૂબ પ્રયત્ન પછી એ પણ આવડી ગયું.

એ જ અરસામાં સંસ્કૃતમાં મારો રસ જામ્યો હતો. સંસ્કૃત છંદોની વ્યાખ્યાઓ મોઢે કરી માત્રામેળ ને અક્ષરમેળ (અક્ષરોના હ્રસ્વ-દીર્ઘ પ્રમાણે ગોઠવેલા) છંદ બંને હું શીખી ગયો. ત્રીસ-ચાળીસ છંદ તો હું એમના બંધારણ પ્રમાણે નાનપણથી ગાતો હતો. હવે સિસોટી દ્વારા સંસ્કૃત છંદ હું ગણગણવા લાગ્યો. જરાકે તક મળે કે લાગલા જ હોઠ ગોઠવાય અને સિસોટી દ્વારા જાતજાતના છંદો બોલું.

એમાં એક વાર બન્યું એવું કે કૉલેજના પહેલા વર્ષના મોટા વર્ગમાં એક બાજુએ હું મોજમાં બેઠો હતો એવામાં અચાનક મોંમાંથી જોરથી સીટી ફૂટી નીકળી! અધ્યાપક ને વિદ્યાર્થીઓ સૌ ચકિત થઈ ગયા. બધા આમતેમ જોવા લાગ્યા, પણ કોઈએ મને ઓળખી પાડ્યો નહીં. મેં પણ ઠાવકું મોં રાખીને આસપાસ જોવાનો ડોળ કર્યો કે સિસોટી કોણે વગાડી હશે! એકબે અંગત મિત્રો મારી સિસોટી-સાધના વિશે જાણતા હતા. એ મને પૂછે તે પહેલાં જ મેં કહ્યું: 'કેટલું બેહૂદું કહેવાય આ! કોકે ચાલતે વર્ગે એકદમ સિસોટી વગાડી. પ્રોફેસરનું

ભાષણ ચાલે છે એનો પણ ખ્યાલ કર્યા વગર કોણે સિસોટી વગાડી હશે?' મેં જ વાત શરૂ કરી એટલે મારા પર શક લાવવાનું કોઈને સૂઝ્યું નહીં.

પણ રહેવાય નહીં. છંદો સિસોટવા જ જોઈએ એવી અંદરની ચળ દબાવવી સહેલી ન હતી. એકબે વાર હોઠોની એવી તૈયારી પણ થઈ ગઈ. હમણાં સીટી નીકળી પડશે એમ લાગે તે પહેલાં હું જાગ્રત થઈ જતો અને સંકલ્પબળે એ તરત દબાવી દેતો. સીટી વગાડવાની કળા શીખવા માટે જેટલી મહેનત પડી એના કરતાં આ ચળ દબાવવાની મહેનત ઓછી ન હતી.

નાનપણથી જ મારા દાંત સહેજસાજ આગળપાછળ. મોંમાં એકધારા હારબંધ ગોઠવાયેલા નહીં. પરિણામે દાતણ ગમે તેટલું ઘસું તોયે દાંત વચ્ચેના ખૂણા સુધી પહોંચી ન શકું. અંતે કેટલાક દાંત સાવ બગડી ગયા. એકબે, એકબે, કરતાં લગભગ બધા જ પડાવવા પડયા અને દાંતનું ચોકઠું હું પહેરવા લાગ્યો. ઉપરનું અને નીચલું એમ, આખું ચોકઠું પહેર્યા પછી બોલવાની સગવડ ઉત્તમ થઈ. સંસ્કૃત શ્લોકો પણ બોલતાં બરાબર ફાવી ગયા.

પણ નાનપણમાં આટલી બધી તપશ્ચર્યાથી મેળવેલી સિસોટી વગાડવાની કળા હું હવે ખોઈ બેઠો. હવે મોઢામાંથી અવાજના આરોહ-અવરોહ નીકળે નહીં. જબરદસ્તી કરું તો મોઢામાંથી થોડો અવાજ નીકળે ખરો, પણ મારું સિસોટીપુરાણ તો ત્યાં જ અટકી ગયું.

સંતોષ એટલો જ કે આજની મારી નિષ્ફળતા પર હસનાર કે ચીડવનાર હવે કોઈ રહ્યું નથી. પણ ઘણી વાર મનમાં કહું છું કે કેશુ અને ગોંદુ ભલે મારી મશ્કરી કરવા માટે પણ આવે તો કેટલું સારું! આવી પ્રાર્થના બર આવે એની સાધના હજી માણસજાતને જડી નથી.

## ૯. સોપારીનો અનુભવ

છેક નાનપણથી અમને કહેવામાં આવેલું કે નાનાં બાળકો સોપારી ખાય એ સારું નહીં. સોપારી મોટેરાં માટે છે.

અમે તરત પૂછીએ કે બાળકો કેમ ન ખાય? જવાબ મળતો કે 'સોપારી ખાવાથી જીભ જાડી થઈને બુઠ્ઠી થઈ જાય છે અને તેથી વિદ્યા આવતી નથી.' અને શ્રદ્ધાપૂર્વક અમે એ માની પણ લીધું હતું. અમે જોતા હતા કે કેટલાક લોકો આખો દિવસ બકરાની પેઠે પાન ચાવ્યા જ કરે. બોલે ત્યારે મોઢામાંથી થૂંક નીકળે એની એમને શરમ નહીં. મોઢામાં મુખરસ વધે તો ગમે ત્યાં પચ્ચ દઈને પિચકારી નાખે, અને જાણે કશો ગુનો કર્યો નથી એમ વાત આગળ ચલાવે! એ બધું જોઈ અમને ચીતરી ચડતી અને એ લોકો પ્રત્યે તિરસ્કાર ઊપજતો. અને છતાં જમ્યા પછી એકાદ પાનની જાડી નસો નાજુકાઈથી ઉતારી, થોડો કાથો-

ચૂનો લગાડી, એમાં સોપારી, લવિંગ, એલાયચી, દાલચીની વગેરે નાખી બીડું બનાવી ખાઈએ તો કેવી મજા પડે એમ તો લાગતું જ હતું.

મારા પિતાશ્રીને પાન ખાવાનો જરાયે શોખ નહીં. પાન બનાવીને આપીએ તો કોક વાર ખાય અને કહે કે બીડું સારું બનાવ્યું હતું. કોક વાર ઑફિસે જવાની ઉતાવળ હોય ત્યારે બીડું ગજવામાં નાખી ચાલતા થાય. કહે, 'ઑફિસે જઈને ખાઈશ.' પણ મોટે ભાગે ભૂલી જ જાય.

એકબે વાર અમે (ગોંદુ ને હું) નાનકડું બીડું કરીને ચોરીછૂપીથી ખાધેલું. સારું લાગ્યું. જીભ અને હોઠનો રંગ સુધર્યો એ પણ ગમ્યું. પણ પકડાઈ જવાની બીકે ફરી ફરી મોઢું ધોઈ ચૂપચાપ બેસી ગયેલા પછી સોપારી ખાવાની કે પાન ખાવાની ખાસ ઇચ્છા એ કાળે થયેલી નહીં.

આ સ્થિતિમાં અમે કૉલેજમાં ગયા. ત્યાં જમ્યા પછી જેને ઇચ્છા હોય તેમના માટે કલબમાં એક થાળીમાં સોપારીના નાના નાના કટકા કરીને રાખ્યા હોય. આવનાર-જનાર સદસ્ય એકબે કટકા મોંમાં નાખી ચાલતો થાય, પણ મને એ લેવાનું મન ન થતું.

'આપણે શું?' કરીને હું ચાલ્યો જતો.

સોપારીમાં એક બીજો પ્રકાર પણ હોય છે. સોપારીના ખૂબ ઝીણા કટકા કરી એને કાથાનું પાણી પાય છે. અને આ જ રીતે એના ઉપર બીજા સંસ્કાર પણ કરે છે. હું માનું છું કે એને 'મસાલાની સોપારી' કહેતા હતા. એના કટકા ચાવીને ખાતાં ખૂબ રસ પડતો. એટલે એવી સોપારી કોઈ ઠેકાણે મળે તો કટકો મોઢામાં નાખવામાં વાંધો ન હતો.

અહીં જ એક બીજી વાત કહી દઉં. સાતારામાં સોપારીનું માહાત્મ્ય. અમારે ત્યાં નહીં જેવું. શાહપુર-બેલગામમાં પણ એમ જ. પણ જ્યારે અમે નાનપણમાં કારવાર ગયા ત્યારે ત્યાંના લોકોમાં સોપારીના ફળ (જેને પોફળ કહે છે તે) કાચાં કાઢીને ખાવાનો રિવાજ ઘણો જોયો. જે કચ્છી શેઠના વિશાળ ઘરના એક ભાગમાં અમે ભાડે રહેતાં હતાં એ રામજી શેઠ પોફળના મોટા ભક્ત. અમે એમની વાતો સાંભળવા અવારનવાર એમની આસપાસ ગોઠવાઈ જતા. ભાઈ સાહેબ કાચી સોપારી ખાય અને પછી બરાબર વાતે ચગે. એક દિવસે એ કાચી સોપારીનો કકડો લઈને મેં ખાઈ જોયો. ખાતાં સહેજ તીખા જેવો લાગ્યો. પણ એની અસર તો તરત માથા સુધી પહોંચી. હમણાં ચક્કર આવશે એમ થતાંથતાંમાં તો ચક્કરની અસર તળે પૂરો સપડાઈ ગયો! કોઈ કાળે ખયાલ ન હતો કે સોપારી ખાતાં ચક્કરની મૂંઝવણ વેઠવી પડશે. પાછળથી જોયું કે રામજી શેઠ સાથે વાતો કરવા આવતા લોકો કાચી સોપારીનાં વખાણ કરતાં કહેતા કે એક અમુક ઝાડની સોપારી એટલી સારી કે કટકો મોઢામાં નાખતાંવેંત જ એકદમ ચક્કર ચડે! ત્યારે હું સમજી ગયો કે 'ચક્કર ચડવાં' એ હાડમારી નથી પણ સોપારી ખાવામાંથી મળતો એક જાતનો

ઉત્કટ આનંદ છે, એ જાતના ચક્કરના અનુભવ માટે જ લોકો સોપારી ખાય છે! ખાઈખાઈને રીઢા થાય એટલે પૂરતાં ચક્કર ન આવે એટલે પછી વધુ તેજ સોપારીનાં ઝાડ શોધવા નીકળે. એવું છે આ વ્યસનનું માહાત્મ્ય. ત્યારથી એ સોપારીનું નામ ન લીધું.

પણ હવે કૉલેજમાં, જમ્યા પછી સામાન્ય સોપારીનો એકાદ કટકો મોંમાં નાખવામાં કશો વાંધો ન હતો એટલે વગર વિચારે, કશી યોજના વગર કોક વાર સોપારીના કકડા મોઢામાં નાંખી દઉં ને ચાલતો થાઉં.

પછી તો એની ટેવ પડી ગઈ. પણ ધ્યાનમાં ન આવ્યું કે ટેવ પડી છે. જમ્યા પછી ત્રણ-ચાર કકડા થાળીમાંથી લઈ લઉં અને સોપારી ચાવતાં ચાવતાં ક્લાસમાં પેસી જાઉં. સોપારી ચાવતો જાઉં ને પ્રોફેસર કરે તે વિષયનું વિવેચન ધ્યાનપૂર્વક સાંભળતો જાઉં. જાણે સોપારીની મદદથી ધ્યાન ઉત્કટ અને એકાગ્ર થઈ શકતું. આવી ટેવ પડ્યા પછી વધુ સોપારીની જરૂર જણાવા લાગી. ક્લબમાંથી જમીને નીકળું ત્યારે મોટો ચપટો ભરીને સોપારીના કકડા શૉર્ટકોટના ગજવામાં ભરી દઉં.

આગળ જતાં એકને બદલે બે હાથની મુઠ્ઠી ભરી લઈ બંને ખિસ્સાં ભરવા લાગ્યો. વ્યાખ્યાન સાંભળતો હોઉં અથવા ચોપડી વાંચતો હોઉં, સોપારીને કારણે જ જાણે ધ્યાન એકાગ્ર થવા લાગ્યું. 'વગર વિચારે ચાલતા' અંતરમનનો આ અનુભવ હતો. જો ચર્ચાત્મક મન આ અનુભવ ઉપર વિચાર કરત તો એ અનુભવ ક્યાં સુધી સાચો છે અને ક્યાં સુધી નથી એની તપાસણી કરી શુદ્ધ નિર્ણય ઉપર આવત. પણ બુદ્ધિયુક્ત તાર્કિક મન ગેરહાજર હોય ત્યારે જ અંતરમન ઇંદ્રિયોના અનુભવ પર અભિપ્રાય બાંધે અને તે પ્રમાણે આચરણ ચલાવે. મને પણ એવા સૂક્ષ્મ મન તરફ પ્રોત્સાહન મળતું ગયું અને સોપારીનું વ્યસન (હવે એને વ્યસન જ કહેવું જોઈએ) વધતું જ ગયું. મહિનાઓ ગયા પણ ધ્યાનમાં ન આવ્યું કે એક વ્યસનમાં હું પૂરો સપડાયો છું.

એક દિવસે સવારે શહેરમાંથી મોડો આવ્યો. ક્લબમાં જમવા ગયો ત્યારે બીજા બધા જમી ગયા હતા. જમી રહ્યા પછી જોયું તો સોપારીની થાળીમાં બે-ત્રણ કટકા જ રહ્યા હતા. મેં રસોઈયાને કહ્યું: 'મારે વધારે સોપારી જોઈએ છે. સ્ટોરમાંથી કાઢી કટકા કરી મને આપો.' એણે ઠાવકું મોં રાખી કહ્યું: 'મહિનાનો આખર દિવસ છે. સ્ટોરમાં પણ સોપારી નથી. નવા મહિનાની સોપારી કાલે આવશે. પછી તમને મુશ્કેલી નહીં નડે.' તુચ્છ સોપારી માટે એથી વધારે વિચાર કરવાનો શો હોય? સોપારીના બે કટકા ઊંચકી હું ચાલતો થયો. પણ આખો દિવસ સોપારીનું જ ધ્યાન! સોપારી વગર કશું સૂઝે નહીં. વાંચવામાં પણ રસ ન પડે. પ્રોફેસરો બોલે એમાં ધ્યાન એકાગ્ર ન થાય. આખો દિવસ હેરાન હેરાન થયો. કોઈની આગળ કશી વાત પણ ન કરાય. જેમતેમ દિવસ પસાર થયો. રાતના ભોજન પછી ખાસ મિત્રો રોજની પેઠે નવ વાગ્યા સુધી વાતો કરવા ઓરડીમાં આવ્યા. પણ એમના

વિનોદમાં પણ રસ ન પડયો. ઊંડું ગ્રંથવાચન; તાર્કિક ચર્ચા, હળવું સંભાષણ કે ઉંમરલાયકના વિનોદો – કશામાં રસ ન પડે. આજે ગજવામાં સોપારી નથી, મોઢામાં સોપારી નથી, એ અનુભવથી આખું ભેજું સોપારીમય થઈ ગયું. જાણે સોપારી-દેવીનો હું અનન્ય ભક્ત ન હોઉં?

રાત્રે પથારી ભેગો થયો. ઊંઘ ન આવે. મનમાં વિનોદ સૂઝયો. ઊંઘ અને સોપારી એકબીજાનાં વેરી છે. ભેજામાં જ્યાં સોપારી પેસી ગઈ છે ત્યાં ઊંઘને સ્થાન કયાંથી જ હોય?

ખબર નથી અંતે થાકીને ઊંઘ ક્યારે આવી. સવારે રોજ કરતાં વહેલો જાગ્યો. હવે સોપારીરસિયું અંતરમન થાકયું હતું ને આખા દિવસ રાતના, ચોવીસ કલાકના અનુભવથી બુદ્ધિયુક્ત મન (જેને વિવેક કહેવાય) ઠીક જાગ્રત થયું હતું. એણે નિશ્ચય કર્યો કે ગમે તે થાઓ, અગવડ વેઠીશ, સોપારીને અભાવે થતી મૂંઝવણ વેઠીશ, પણ હવે સોપારીનો કટકો મોંમાં નહીં નાખું. સંકલ્પ જાગ્યો. એ પ્રમાણે વ્રત લેવાનું નક્કી કર્યું; પણ ડાહ્યા મને કહ્યું; આખા જન્મારા માટે આકરું વ્રત લઈશ મા. એક લત લાગી છે તે તોડવી છે. તેના પર વિજય મેળવવો છે. ફરી એવી લતના શિકારી થવું નથી. માટે 'આજથી છ વર્ષ સુધી સોપારીનો કટકો મોઢામાં ન નાખું' એ જાતનું વ્રત લઈશ તો યોગ્ય ગણાશે. લત દૂર થયા પછી વ્રતની જરૂર નહીં રહે. એટલે છ વર્ષ બસ છે. (છ વર્ષ માટે જ કે ત્રણ એ બરાબર યાદ નથી.) એ જ કૉલેજના દિવસોમાં આગળ જતાં છ વર્ષ સુધી ખાંડ ન ખાવાનું પણ મેં વ્રત લીધું હતું. તે ગાંધીજીના આશ્રમમાં દાખલ થયો ત્યારે પણ ચાલુ હતું.

આ બંને વ્રત મેં અત્યંત ચોકસાઈથી પાળ્યાં. માત્ર બંનેનાં વર્ષો વચ્ચે કાંઈક ગોટાળો કદાચ કરતો હોઈશ. ખાંડ ન ખાવાનું વ્રત છ વર્ષ માટે હતું એ તો સ્પષ્ટ યાદ છે; સોપારીની મુદત બરાબર યાદ નથી. પણ સોપારી છૂટી તે કાયમને માટે છૂટી. પાન ખાવાનું મન કોઈ વાર થાય છે. પાન થોડું ને નિયમિત ખાવામાં કશો દોષ નથી માનતો, છતાં હું પાન ખાતો નથી. એનાં કારણો બે: (૧) આશ્રમવાસી તરીકે પાન ન ખાવાનો અમારો રિવાજ પાળવા જેવો છે. અને (૨) પાન ખાવાની હવે છૂટ થઈ છે માટે કોક કોક વાર પાન ખાવું જ જોઈએ એવું કોણે કહ્યું? પાન આરોગ્ય માટે ભલે હિતકર હોય, પણ એ ખોરાક તો નથી જ. એ ખાવાની ઇચ્છા રોગમાં શામિલ કરાય. એટલે હવે પાન મળે તોયે એ મોંમાં નાખવાની ઇચ્છા જ થતી નથી.

# ૧૦. રેંગલર પરાંજપે અને બુદ્ધિવાદ

અંગ્રેજી બીજી ભણતો ત્યારથી મારામાં ગણિત પ્રત્યે આકર્ષણ વધવા લાગેલું. પરીક્ષાના એક વિષય તરીકે નહીં, પણ 'સૃષ્ટિના વ્યાકરણ' તરીકે. તે દિવસથી મારો ગણિતાનંદ ધીરે ધીરે વધવા લાગ્યો. શાળાના ગણિતના શિક્ષકો મારા કરતાં એ વિષયમાં વધારે જાણે ખરા, પણ મારો ગણિતાનંદ એમના કરતાં નોખો અને ઉચ્ચ. અંગ્રેજી છઠ્ઠી અને સાતમીમાં ચંદાવરકર જેવા ગણિતના રસિયા શિક્ષક મળ્યા. એ મારો મોટો લાભ.

હું ફર્ગ્યુસનમાં દાખલ થયો. ત્યાં જાણ્યું કે અમારા નવા પ્રિન્સિપાલ તો ગણિતાનંદી રેંગલર પરાંજપે છે! એમણે વિલાયતમાં નામના મેળવી હતી, એટલે કૉલેજમાં અને વિદ્વત્ સમાજમાં એમની પ્રતિષ્ઠા ભારે.

મારો વિશેષ આનંદ ભૂમિતિમાં. બીજગણિત અને ત્રિકોણમિતિ પ્રત્યે આકર્ષણ ખરું, પણ કાંઈક ગૌણ. નવરાશના વખતમાં ઉચ્ચ ગણિત પણ લઈને બેસું. પરીક્ષા માટે કેટલું જોઈએ છે એ હું જાણતો. પણ આનંદ ખાતર આગળની ઉચ્ચ ભૂમિતિમાં હું ઊતર્યો. ભૂમિતિના અઘરામાં અઘરા દાખલા 'કેસી'ની ચોપડીમાં Sequel to Euclid હતા. એમાં મને વિશેષ આનંદ આવતો.

સ્વાભાવિકપણે આવા અઘરા દાખલા લઈ પ્રિન્સિપાલને ઘેર પૂછવા જતો. મારો રસ જોઈ તેઓ રાજી થતા. ખુશીથી મને વખત આપે. બે દિવસની મથામણને અંતે પણ જે દાખલાનો ઉકેલ જડે નહીં તેવો જ દાખલો લઈ પ્રિન્સિપાલ પાસે જાઉં. અને તેઓ ઝટ દઈને એનો ઉકેલ આપી દે ત્યારે એમના ભેજા વિશે આદર તો થતો જ, પણ આટલો સહેલો ઉકેલ મને કેમ ન સૂઝ્યો એની ફજેતી લઈને પાછો આવતો.

એકબે વાર જે દાખલા હું લઈ ગયો તેણે પરાંજપેની પણ કસોટી કરી. દાખલા પર એમણે બેત્રણ બાજુએથી હુમલો ચલાવ્યો; રસ્તો ખૂલ્યો નહીં. આપેલો વખત પૂરો થવા આવ્યો. ભાઈસાહેબના કપાળ પર પરસેવાનાં ટીપાં દેખાયાં. એટલામાં ખુરશી ઉપરથી એકદમ કૂદ્યા અને કહે: I have got it! (જડયો જવાબ!) અને પછી એટલી ઝડપથી ક્રમસર એ ઉકેલ ગોઠવતા ગયા કે અમે બંને જણ ખુશખુશ થઈ ગયા. તે દિવસે પરાંજપેના મોં ઉપર ગણિતાનંદના પૂરાં દર્શન મને થયાં. સ્વાભાવિકપણે જ મારા પ્રત્યે તેઓ આકર્ષાયા.

એક દિવસે વર્ગ શરૂ થતાં પહેલાં, કાળા પાટિયા ઉપર બીજગણિતનો એક અઘરો દાખલો મેં લખી કાઢયો અને ચૂપચાપ મારે ઠેકાણે બેસી ગયો. વખત થતાં પ્રિન્સિપાલ આવ્યા. ખુરશી પર બેસવાની એમને ટેવ જ ન હતી. આવે કે સીધા જાય બ્લૅક બોર્ડ પાસે અને તે દિવસનો પાઠ સમજાવવા માંડે. આજે એમણે પાટિયા

ઉપર દાખલો જોયો. બધા વિદ્યાર્થીઓ આગળ મોં ફેરવીને પૂછવા લાગ્યા: 'who—who wants it?' પહેલાં તો મારી હિંમત ન ચાલી. પણ જ્યારે ચારે કોર પોતે જોવા લાગ્યા ત્યારે મેં શરમાળપણે હાથ ઊંચો કર્યો. એમણે કહ્યું: 'આ દાખલો તમારા અભ્યાસક્રમની બહારનો છે. એ તમારે માટે નથી.' પછી જાણે પડકાર મળ્યો હોય અને શૂર ચડયું હોય તેમ એમણે કહ્યું: 'ભલે, કાંઈ નહીં; ગણી આપીશ.' એક પાટિયું ભરાયું એ એમણે ઉપર ખસેડયું; બીજું પાટિયું અડધું ભરાયું, પણ કાંઈ ઉકેલ નજીક આવ્યાનાં ચિહ્નો દેખાયાં નહીં. પોતાની જાત પર ચિડાયા અને ખુરશી પર બેસી આખો દાખલો જોવા લાગ્યા. બધા વિદ્યાર્થીઓને મજા પડી. એટલામાં ગણિતદેવી એમને પ્રસન્ન થઈ. ઝટ ઊઠીને ડસ્ટર હાથમાં લઈ પોતે લખેલું ભૂંસી કાઢયું; ફક્ત દાખલો રહેવા દીધો. અને પછી દાખલાના ઉકેલનો પ્રવાહ ચાલ્યો. સમજાવતા જાય અને લખતા જાય. દાખલો પૂરો થયો ત્યારે કલાકમાં દસ મિનિટ બાકી હતી. હસતાં હસતાં કહે: 'હવે આજના પાઠ માટે સમય રહ્યો નથી. આજે આટલું બસ.' કૂદ્યા અને ચાલ્યા ગયા.

આવા એ પરાંજપે પ્રત્યે મારું આકર્ષણ વધે એમાં આશ્ચર્ય શું? વિદ્યાર્થીઓની ચર્ચાસભામાં કોક વાર અધ્યક્ષ હોય; કોક વાર કૉલેજ જોવા આવેલા મોટા મહેમાનોનો પરિચય કરાવે; કોક વાર અમસ્તી ચર્ચા ઊભી થાય. બોલવાની ને વિદ્યાર્થીઓ સાથે વાતો કરવાની એમની ઢબ બિલકુલ અંગ્રેજો જેવી. વિદ્યાર્થીઓ પ્રત્યે જાણે આદર બતાવતા હોય એમ ઠાવકાઈથી બોલે.

મેં જોયું કે તેઓ પ્રખર બુદ્ધિવાદી છે. ધર્મમાં માનતા નથી. ઈશ્વરને એમણે ક્યારની રજા આપી દીધી છે. ગૂઢવાદ, ચમત્કાર ને ધર્મની સર્વમાન્ય વાતો ગમે તે હોય, પોતાના બુદ્ધિવાદનો અસ્ત્રો એના પર ચલાવે જ! તેઓ જે બોલે તે મને સાચું લાગે. નાનપણથી આદર સાથે જે વિચારો ને ભાવનાઓ મેં કેળવ્યાં હતાં તે બધાં હવે સાવ છીછરાં લાગવા માંડયાં.

એ જ અરસામાં અમારી ડિબેઈટિંગ કલબમાં એક ખાસ ચોપડી ઉપર અંગ્રેજીમાં વ્યાખ્યાનો ગોઠવવામાં આવ્યાં: હર્બર્ટ સ્પેન્સર કૃત On Education. બીજા બે જણ સાથે મેં પણ એ વિષય પર બોલવાનું નક્કી કર્યું. પછી બજારમાંથી ચોપડી આણી વાંચવાનું શરૂ કર્યું. ચોપડી સરસ હતી, પણ એની ભૂમિકા બુદ્ધિવાદી. સ્પેન્સર એક મોટો તત્ત્વજ્ઞ ગણાતો હતો. અમે અમારા નિબંધો વાંચ્યા તે દિવસે સંજોગવશાત્ પરાંજપે અધ્યક્ષ ન હતા. તત્ત્વજ્ઞાનના પ્રોફેસર શ્રી માટે હતા.

પરાંજપેનાં વ્યાખ્યાનો સાંભળવાથી અને R. P. A. સીરિઝનાં પ્રકાશનો વાંચવાથી બુદ્ધિવાદ મારા ઉપર સવાર થયો, પછી ડિબેઈટિંગ કલબમાં અને ખાનગી ચર્ચામાં બુદ્ધિવાદના પક્ષમાં મેં કોણ જાણે કેટલાં વ્યાખ્યાનો આપ્યાં હશે.

ધર્મના ક્ષેત્રમાં નાનપણથી જ હું સંતોનો ભક્ત હતો. વિશેષ સમજ્યા વગર સ્વામી વિવેકાનંદનો 'રાજયોગ' વગેરે મરાઠીમાં જોયા હતા. સાધુપુરુષોને મળ્યો

હતો. પણ સામાજિક બાબતમાં મારા વિચારો સુધારાવાદી ખરા. લોકમાન્ય ટિળકના રાજદ્વારી વિચારો મને ગમતા, પણ સામાજિક બાબતમાં જૂના રિવાજોનું એમનું સમર્થન ગમતું ન હતું.

યથાકાળે ક્રાંતિકારી લોકોમાં પણ હું ભળ્યો. પણ એની વાત તો આગળ જતાં કાંઈક વિસ્તારથી કરવાની રહેશે.

## ૧૧. સૂર્યગ્રહણની રજા?

મેં કહ્યું જ છે કે હું પૂના ભણવા ગયો ત્યારે એ રાજનૈતિક અને સામાજિક પક્ષાપક્ષીનો જબરદસ્ત અડ્ડો હતો. રાજનીતિમાં હું ટિળક પક્ષનો, પણ સામાજિક બાબતોમાં ઘણે અંશે સુધારક પક્ષ સાથે મળતો. બંને પક્ષના નેતાઓ વિશે ઠીકઠીક આદર, પણ જ્યાં મતભેદ થાય ત્યાં એમનો વિરોધ કરતાં સંકોચ ન કરું. એવામાં એક મજાનો પ્રસંગ ઊભો થયો.

આ પૃથ્વી પર માણસજાત પેદા થઈ તે પહેલાં પણ પૃથ્વી સૂરજની આસપાસ ફરતી હતી, અને કોણ જાણે કેટલા લાખ કે કરોડ વર્ષ પહેલાં તેમાંથી એક મોટો કટકો અલગ થઈ આપણા ચંદ્રના રૂપમાં પૃથ્વીની આસપાસ ફરવા લાગ્યો. આકાશની જ્યોતિના નિયમ પ્રમાણે સૌ ફર્યા કરે. કોક વખતે ચંદ્ર અમાસને દહાડે બરાબર સૂરજની આડે આવે. એ થતું સૂર્યગ્રહણ. અને કોક પૂર્ણિમાએ પૃથ્વીની છાયા ચંદ્ર પર પડે. એનું નામ ચંદ્રગ્રહણ. આ તો કુદરતના નિયમ પ્રમાણે થતું આવ્યું છે. માણસજાત જ્યારે જન્મી જ ન હતી ત્યારના અસ્તિત્વ ધરાવતાં સૂરજ, પૃથ્વી અને ચંદ્રને માણસજાત સાથે શી લેવાદેવા હોઈ શકે?

પણ માણસે કુદરતના બનાવો જોઈ ચકિત થઈ કલ્પના ચલાવી. કુદરતની શક્તિઓમાંથી એણે કલ્પનાબળે જાતજાતનાં દેવદેવીઓ ઉપજાવ્યાં અને એમના સ્વભાવો કલ્પ્યા. એમને રાજી કરીએ તો આપણું ભલું થાય, અને એ નારાજ થાય તો આપણું સત્યાનાશ વાળે.

હવે અમાસને દિવસ કોક વાર થોડોક વખત સૂરજ ઢંકાઈ જાય અને પૂર્ણિમાની રાત્રે ચંદ્રનો આખો કે થોડો ભાગ ખવાઈ જાય એ જોઈને માણસ બીવા લાગ્યો. આ કેમ થતું હશે? સાચું કારણ માણસ જાણે તે પહેલાં એણે રાહુ અને કેતુ ઉપજાવ્યા ને તેમનાથી સૂરજને અને ચંદ્રને બચાવવા અપવાસો કરો, બ્રાહ્મણને દાન આપો વગેરે વાતો જોરથી ચાલી.

આગળ જતાં માણસનું જ્યોતિષશાસ્ત્ર વધ્યું અને સાચાં કારણો એ સમજી ગયો; પણ સામાન્ય ભોળા માણસને એ બધું સમજાવે કોણ? અને એ સમજતા થાય તો પછી બ્રાહ્મણને દક્ષિણા ન મળે; લોકો નિર્ભય થાય તો ધર્મની બીક પણ માણસમાં ન રહે, અનાચાર વધે. આવો બધો વિચાર કરી સમાજના 'ડાહ્યા'

લોકોએ પોતાના જ મનના બે વિભાગ કર્યા. બુદ્ધિ, અનુભવ, પ્રયોગ અને તર્કને જોરે સત્યને શોધનાર મન કહે કે સૂર્ય અને ચંદ્રના ગ્રાસ થતા જ નથી. કોઈ એમને ખાતું નથી, કે નથી એ કારણે કોઈ સંકટ ઉત્પન્ન થતું. આ ગ્રહણો તો અનાદિકાળથી ચાલતાં જ આવ્યાં છે. એ કુદરતનો નિયમ જ છે. ન જાણીએ ત્યાં સુધી બીવાનું; જાણ્યા પછી બીકને હસી કાઢવાની. આ જ સાચો માર્ગ છે. આને કહે છે સંસ્કૃતિનો વિકાસ. પણ બીજું મન કહે: જેમને વિશે અત્યંત આદર રાખવાને આપણે બંધાયેલા છીએ ને ટેવાયા છીએ તેમણે લખી રાખેલાં પુરાણોનું શું? એ અસત્ય હોઈ શકે? આપણે એ બધું સાચું માનવાને બંધાયેલા નથી? એ વૃદ્ધ-નિષ્ઠા, ધર્મ-નિષ્ઠા, શાસ્ત્ર-નિષ્ઠાનું શું થાય?

માણસે નક્કી કર્યું કે તે માટે આપણે એક નોખું મન ઉપજાવી કાઢીએ. સત્યનિષ્ઠ મન વૈજ્ઞાનિક જ્યોતિષનું માને અને પ્રવૃત્તિ કરે, અને વૃદ્ધનિષ્ઠ, પરંપરાનિષ્ઠ, શાસ્ત્રનિષ્ઠ, રૂઢિનિષ્ઠ મન સત્યના વિચારો છોડી દે અથવા એક નવી કાલ્પનિક દુનિયા ઉત્પન્ન કરી એમાં પણ વિશ્વાસ રાખે.

જૂના જમાનામાં જ્યારે વિજ્ઞાનની બલા દખલ કરતી ન હતી ત્યારે સૂર્ય એટલે આપણને દેખાય છે એ સૂર્ય, અને એની પાછળ રહેલો સૂર્યદેવ; ચંદ્ર એટલે આપણને દેખાય છે એ ચંદ્ર ને એની પાછળના ચંદ્રદેવ; બધું સહેલું હતું. પણ વિજ્ઞાને બધું તોડી પાડયું. એટલે, હવે જે દેખાય છે એ સૂર્ય-ચંદ્ર આપણે વિજ્ઞાનને અને સત્યને સોંપી દઈએ, ને સૂર્યલોક અને ચંદ્રલોકની જે પૌરાણિક દુનિયા ઉપજાવી કાઢી એ કાલ્પનિક લોકને કલ્પનામાં જ સત્ય એવાં પુરાણોને સોંપી દઈએ. આમ બે લેવલ ઉપર માણસને જીવતાં આવડતું જોઈએ. જૂના વખતમાં સામાન્ય જનતાને આપણે અજ્ઞાનમાં રાખી અને કહ્યું કે 'જેમ માણસ પશુ ઉપર જીવે છે તેમ વિદ્વાન સામાન્ય લોકો ઉપર જીવે છે.' અભણ માણસ છે જ પંડિતો માટે સર્જાયેલો પશુ. (આવાં શાસ્ત્રવચનો મેં વાંચ્યાં છે. આ ટાણે ટાંકી શકતો નથી એ દુ:ખની વાત છે.) આમ લોકવ્યવસ્થા બરાબર ચાલી.

તેમાં વળી એક નવું સંકટ આગળ કરાયું. અમારા રાષ્ટ્રીય દોષોને કારણે નહીં પણ કેટલાક લોકોના ધર્મદ્રોહને કારણે અને ખાસ કરીને કલિકાળના પ્રભાવથી જ આપણે ત્યાં વિધર્મીઓ આવ્યા, એમણે આપણને હરાવ્યા, એમનું રાજ્ય કબૂલ કરવું પડયું અને આપણે એમના પશુ થઈ ગયા. આને પરિણામે એ વિધર્મી પરદેશી લોકોના આક્રમણ સામે 'ધર્મ'ને બચાવવાનું નવું કર્તવ્ય ઊભું થયું. ધર્મની વસ્તુઓ બુદ્ધિયુક્ત ન હોય તોયે ગમે ત્યાંથી સાચીજૂઠી દલીલો ઊભી કરીને પણ ધર્મનો બચાવ કરવો જ રહ્યો. આપણા ધર્મની માન્યતા ઉપર પ્રહાર કરી આ વિધર્મી લોકો હરિજનોને (બધાને નહીં પણ અમુક અમુક ઠેકાણે અમુક અમુક સંખ્યામાં) હિંદુ ધર્મમાં અલગ કરી શક્યા છે. એ લોકો આપણા ધર્મની અંદર હતા ત્યારે આપણે એમને ન આપી વિદ્યા, ન આપ્યું સાંસારિક સુખ. આપણે નિયમ કર્યો કે આ અસ્પૃશ્ય લોકોએ પૂર્વજન્મમાં પાપ કર્યાં હોવાથી તેઓ અસ્પૃશ્ય

રહ્યા છે. જો તેમને વિદ્યા મળે, સારાંસારાં સાધનો મળે, જો તેઓ ધોળાં કપડાં પહેરવા લાગે તો તેઓ આમ બ્રાહ્મણનિષ્ઠ રહે નહીં, આપણી સેવા કરે નહીં; માટે એમની પણ ધર્મ-નિષ્ઠા સાચવ્યે જ છૂટકો. સત્ય-નિષ્ઠા, પ્રયોગ-નિષ્ઠા વગેરે બધું છોડી દો. જ્યાં સુધી વિધર્મી લોકોનું વિદેશી રાજ્ય છે ત્યાં સુધી તો ધર્મને બચાવ્યે જ છૂટકો.

આવા એ બે પક્ષો પૂનામાં દિવસ-રાત ચર્ચા ચલાવતા હતા. એવામાં એક દિવસ વગર પૂછ્યે વગર મુહૂર્ત શોધ્યે સૂર્યગ્રહણ આવ્યું. વિદ્યાર્થીઓ, પ્રિન્સિપાલ રૅંગલર પરાંજપે (જેઓ વિલાયતથી નવાસવા આવ્યા હતા એમની) પાસે રજા માગવા ગયા. એ બાપડા ધર્મની ગૂઢ વાતો ક્યાંથી સમજે? એમણે કહ્યું: 'આજે ખાસ કશું બન્યું નથી; આજે હું રજા નહીં આપું.' પ્રિન્સિપાલ પરાંજપે તો સુધારક પક્ષના અને નરમ દળના. એમનું આ ધર્મવિઘાતક પગલું સહન કરાય જ કેમ?

ધર્મપક્ષના વિદ્યાર્થીઓએ પ્રથમ તો આંતરિક આંદોલન શરૂ કર્યું. તેઓ જાણતા કે હું ટિળક પક્ષનો છું. તેથી એમને લગભગ ખાતરી હતી કે હું એમના પક્ષમાં ભળીશ. બધા મારી પ્રચારશક્તિ પણ જાણે. એટલે મને પૂરા વિશ્વાસથી પોતાના પક્ષમાં ખેંચવા માટે આવ્યા. પ્રિન્સિપાલ સાહેબની જોહુકમી, ધર્મ વિશેનો એમનો અનાદર વગેરે વગેરે બધી વસ્તુ જોશભેર મને સમજાવી ને મારી સહી માગી. એમણે એમ પણ કહ્યું કે, 'અમે લોકમાન્ય ટિળક પાસે જઈ આવ્યા છીએ. તેમણે અમારું સમર્થન કરવાનું વચન આપ્યું છે એટલે તમે તો અમારામાં આવશો જ.'

મેં વાત શાંતિથી સાંભળી ને એટલી જ શાંતિથી એમને નિરાશ કર્યા. મૅટ્રિકના દિવસોથી મને ખગોળમાં રસ જાગ્યો હતો એટલે એમની આગળ મેં મારું ખગોળ-જ્ઞાન પણ ઠાલવ્યું. એમને માટે એ નવું ન હતું; બધું જાણતા છતાં તેઓ જનતાના લોકધર્મનો પક્ષ કરવા તૈયાર થયા હતા.

પણ મારા જેવાને એમ સહેજમાં જતો કરવા વિદ્યાર્થી નેતાઓ તૈયાર ન હતા. બે-ત્રણ જણ વારાફરતી મને મળવા આવે અને નવી નવી દલીલો કરે: રાષ્ટ્રીય પક્ષમાં ભંગાણ પડવા ન જ દેવાય; અંગ્રેજી રાજ્યમાં રાષ્ટ્રીય પક્ષ કેટલી મુશ્કેલીથી ટક્યો છે; અંગ્રેજો આપણને કેટલા બધા હેરાન કરે છે; આપણે જનતાને ખોઈ બેસીશું તો સ્વરાજ્ય ક્યારે જોઈશું? વગેરે વગેરે. ઘરનો માણસ સ્વજન આગળ વાતો કરતો હોય એમ એમણે મને સમજાવવાનો પ્રયત્ન કર્યો.

મેં એમને એટલું જ કહ્યું કે હું જનતાના પક્ષનો છું, પણ જનતાના અજ્ઞાનના પક્ષનો નહીં. આપણે જનતાને હમેશાં અજ્ઞાનમાં રાખી. એ મહાપાપ ધોઈ કાઢવાનો વખત આવ્યો છે. પ્રાયશ્ચિત્તના દિવસોમાં પણ આપણે અજ્ઞાનનો પક્ષ કરવાનું પાપ કરીશું તો ક્યાં જઈશું? મેં મારું માનીતું અંગ્રેજી વાક્ય એમની આગળ મૂક્યું અને શાંત થયો: Even in penance, planning sins anew.

બીજે દિવસે ટિળકના કેસરી છાપામાં પ્રિન્સિપાલ પરાંજપે વિરુદ્ધ લાંબો લેખ આવ્યો. અમે થોડા વિદ્યાર્થીઓએ કર્તવ્ય સમજી અમારી સભામાં પ્રિન્સિપાલનું

સમર્થન કર્યું. વિદ્યાર્થીઓમાંથી ઘણાખરાઓને 'સત્ય'ની પડી ન હતી, 'ધર્મ'ની અને 'જનતા'ની પણ પડી ન હતી. સ્વરાજ્ય બધાને જોઈતું હતું. પણ એને માટે કશું કરવું જોઈએ એ એમને ઊગ્યું ન હતું. એમને એક જ દુ:ખ હતું કે આપણા હકની એક રજા ખોઈ બેઠા! મેં એમને પૂછ્યું કે છુટ્ટી મળી હોત તો શું તમે રાહુ અને કેતુને હરાવવા તપશ્ચર્યા કરી હોત? તેઓ ઈમાનદારીથી કહે: 'ના રે, અમે તો ઘેર બેસીને મજા કરી હોત.'

## ૧૨. આગનો અનુભવ

એક દિવસ તાર આવ્યો કે સરકારે લાલા લજપતરાય અને અજિતસિંહને પકડીને ક્યાંક મોકલી દીધા છે.

તે દિવસે લોકમાન્ય સિંહગઢ પર હતા. એમને ખબર પહોંચાડવામાં આવી હશે. બીજે દિવસે તેઓ સિંહગઢથી ઊતરી પૂને આવ્યા હતા. તે જ દિવસે છેક દક્ષિણ તરફની કોઈ વિદ્વાન બાઈનું સંસ્કૃતમાં વ્યાખ્યાન થવાનું હતું. ટિળકે અધ્યક્ષ-સ્થાન સ્વીકારેલું. અમે કૉલેજના ઘણા વિદ્યાર્થીઓ ટિળકનું વ્યાખ્યાન હોય ત્યાં અચૂક હાજર રહેવાના. ઘણી વાર એવા ખબરો મળે કે આજે ટિળક કંઈ ખાસ બોલવાના છે ને તેથી પોલીસ સાદા વેશે સભામાં આવી ઘોંઘાટ કરી સભામાં ભંગાણ પાડવાના છે, એવે દિવસે અમે વિદ્યાર્થીઓ મોટી સંખ્યામાં ને વિશેષ તૈયારી કરીને જતા. હાથમાં સરસ લાકડી હોય. ધોતિયાની અંદર લંગોટ કસેલો હોય. ગજવામાં પાંચપચીસ પથરા તો હોય જ. જેને ફેંટો બાંધવાની ટેવ હોય તે તો એ દિવસે ટોપીને બદલે ફેંટો જ કસીને બાંધે અને શરીર પર સૌ જાડા કોટ પહેરીને જઈએ.

એવે દિવસે હમેશની પેઠે વિદ્યાર્થીઓનું ટોળું એકત્ર થઈને ન બેસે. સભા-સ્થાનમાં સરખે અંતરે એકએ, એકબે; એમ અમે ફેલાઈ જતા. જેટલા પોલીસોને ઓળખીએ તેમને વીણી કાઢી પોલીસ દીઠ બબ્બે વિદ્યાર્થીઓ એને પડખે જ બેઠેલા હોય. પોલીસો જરા પણ તોફાન કરે તો એમને ત્યાં ને ત્યાં જ ઘાયલ કરતાં અમને વાર લાગે તેમ ન હતું. લોકમાન્યને તો અમારી આ તૈયારીની ખબર પણ નહીં હોય. પોલીસોનો ઘોંઘાટ કરવાનો ઈરાદો સાચે જ હતો કે નહીં એ અમે ક્યાંથી જાણીએ? પણ અમારા તરફથી અમે સજાગ રહેતા. એટલું જ સમાધાન અથવા આવી ઉત્તેજના અમારે માટે બસ હતાં. પોલીસો તોફાન ન કરે તો આપણે પણ શાંત રહેવું. હાથે કરીને ઝઘડો ન કરવો, એટલો સંયમ અમારામાં પૂરેપૂરો.

આજની સભામાં વિદ્યાર્થીઓ બહુ ઓછા હતા. સંભવ છે કે એ રજાના દિવસો હોય. કયો મહિનો હતો એ આજ યાદ નથી. કેરળની પેલી વિદુષીએ

दुर्लभं भारते जन्म એ શ્લોક લઈ સંસ્કૃતમાં લાંબું પ્રવચન કર્યું. લોકોમાં એની કદર કરવા જેટલી શાંતિ હતી જ નહીં. લજપતરાયની હદપારી વિશે ટિળક શું બોલવાના છે એ જાણવાની ઉત્કંઠા જ દરેકના મનમાં હતી. આખરે સંસ્કૃત વ્યાખ્યાનનો અંત આવ્યો અને લોકમાન્ય બોલવા ઊઠ્યા. એમણે કહ્યું કે માનવજન્મ દુર્લભ છે એ ખરું; હિંદુસ્તાનમાં જન્મ એ પણ પરમ ભાગ્ય છે. પણ આજનો સવાલ તો એ છે કે આપણે માણસ જ છીએ કે નહીં. ને હિંદુસ્તાન તો આપણો નથી જ. હિંદુસ્તાન આપણો હોત અથવા આપણે માણસો હોત તો લાલાજી જેવા દેશભક્તને વગર ગુને, વગર તપાસે હદપાર થવું જ ન પડત.

લોકમાન્ય જ્યારે જ્યારે બોલતા ત્યારે ત્યારે હૃદયથી બોલતા. અને આજે એમનો આત્મા ઊકળી ઊઠ્યો હતો. ભાષણ પૂરજોસમાં આવ્યું હતું. એટલામાં પાછળની બાજુ કાંઈક દૂર આગ લાગ્યાની બૂમ સંભળાઈ. સાંજનો વખત હતો. અંધારું થવા આવ્યું હતું. એટલામાં આકાશમાં લાલ ધુમાડાના ગોટેગોટા ને તણખા ઊડવા લાગ્યા. મારા મનમાં વિચાર આવ્યો, કે ભાષણ સાંભળવા બેસીએ કે આગ હોલવવા જઈએ. આ ધર્મસંકટનો નિવેડો કેમે કરીને થાય નહીં. એ વખતે ભાષણ સાંભળવું એ સ્વચ્છંદ લાગતો ન હતો. એ એક ધાર્મિક ક્રિયા છે, દીક્ષા છે એમ જ લાગતું. બીજી બાજુ એમ પણ મનમાં થતું કે જે પ્રજાને સ્વરાજ્ય મળે એટલા ખાતર આપણે પ્રાણ અર્પણ કરવા પણ તૈયાર છીએ એ પ્રજાની પ્રત્યક્ષ સેવા કરવાની આ તક છે તે કેમ છોડાય? એ પણ એક દીક્ષા નથી? એટલામાં લોકમાન્યે પાછા વળીને એ આગનું દૃશ્ય જોયું અને બોલવા લાગ્યા, 'આટલી નાનકડી આગ જોઈ તમે અસ્વસ્થ થયા છો. પણ આખા દેશને આગ લાગી છે એનો કોઈ વિચાર કરે છે? એ મોટી આગ હોલવવા દરેકે દોડવું જોઈએ.' આ જ જાતનું કાંઈક વિવરણ આગળ ચલાવીને એમણે પોતાનું ભાષણ પૂરું કર્યું.

પછી તો ધર્મસંકટ હતું જ નહીં. હું એકદમ આગની દિશાએ દોડતો ગયો. ત્યાં જોયું તો અમારી કૉલેજના બીજા પાંચસાત જણ બીજે રસ્તેથી દોડતા આવતા હતા. હવે તો કાંઈક જરૂર કરી શકીએ એવી મનમાં ખાતરી થઈ. સામે નવું જ બાંધેલું એક મકાન હતું. કેટલાક ગરીબ લોકોએ પોતાની મૂડી ભેગી કરી એક ચાલ જેવું મકાન બાંધ્યું હતું અને બિચારા સુખેથી રહેતા હતા. એટલામાં અગ્નિનારાયણનો કોપ થયો અને કોઈની ભૂલથી મકાન સળગી ઊઠ્યું. અમે પહોંચ્યા ત્યાં સુધીમાં તો જ્વાળાઓ ઉપરના છાપરા સુધી પહોંચી ગઈ હતી. બૈરાંઓનો કકળાટ તો સાંભળ્યો જાય એમ ન હતો. કેટલાક ભાઈઓ દોડમદોડા કરતા હતા ને કેટલાક તો હેબતાઈ જઈને બેસી જ ગયા હતા. તેઓ ન તો રુએ, ન કશો પ્રયત્ન કરે. લોકોની તો ઠઠ જામી હતી. અમે એ ગિરદીમાંથી અંદર ઘૂસ્યા અને શું કરી શકાય એ જોવા લાગ્યા. અમારી ટોળીમાં શરીરે દુર્બળ હું એકલો જ હતો. પણ હિંમતમાં બીજાથી ઊતરતો જરાય ન હતો. અને અભિમાનપૂર્વક કહી શકું

અમે જોયું કે ઘર આગળ એક બંબો ઊભો છે અને પાસે જ એ ચલાવવાનું એક ઍંજિન છે! મ્યુનિસિપાલિટીવાળાઓ આગ હોલવવાની તૈયારી તરીકે એ ઍંજિન સળગાવવા બેઠા હતા. આસપાસ પાણી ન હતું. દૂરથી પાણીની ગાડીઓ આવતી હતી. પણ લોકોની ઠઠને લીધે ગાડીઓ આવવાનો માર્ગ મળતો ન હતો. આફતને વખતે, નિરાશાને વખતે, અણીને પ્રસંગે જેનું મગજ ઠેકાણે હોય છે, જેને કંઈક સૂઝ પડે છે એનું જ રાજ્ય વગર તકરારે ચાલે છે. રસ્તા પર જે પોલીસો હતા તેમને મેં કહ્યું — ના હુકમ કર્યો કે પાણીની ગાડીઓ આવવાનો રસ્તો કરી આપો. લોકોને હઠાવો ને ન માને તો ચાબુક ચલાવો. મોટો ઘાંટો પાડીને મેં વિનંતી કરી કે આમ રસ્તો રોકવો એ ગરીબ લોકોની જાન લીધા બરાબર છે. સમજુ લોકો તરત જ ખસ્યા. કેટલાક કુતૂહલપ્રધાન બાઘા લોકોને ચાબુકથી સમજાવવા પડ્યા. એક ઠેકાણે તો મારે જ ચાબુક હાથમાં લેવો પડ્યો. જેમતેમ ગાડીનો માર્ગ ખુલ્લો થયો અને પાણી પણ ઝટઝટ આવવા લાગ્યું. બે પોલીસોને માર્ગ ફરી બંધ ન થઈ જાય એ સંભાળવા માટે નીમી દીધા. અને હું બંબા પાસે આવ્યો. ત્યાં મેં થત્તેને જોયો. એ ભીષણ પ્રસંગે પણ એની વીર મૂર્તિ તરફ કદરની નજરે જોતાં ઊભા રહેવાનું મને મન થયું. શરીર પર ફક્ત એક પહેરણ અને એના ઉપર પૅન્ટ. માથાના વાળ ગમેતેમ વિખરાઈ ગયેલા અને પરસેવાથી કંઈક બેસી ગયેલા. એ ગમે તેવા બળતા ઘરમાં ઘૂસી જાય અને લોકોની ચીજો બહાર કાઢી આપે. એણે ફુલબૂટ પહેરેલા એટલે એને ગમે ત્યાં જતાં આંચકો આવતો ન હતો. ભલા કળમકર તો ચંપલ પહેરીને જ આવેલા, પરંતુ એ પણ ગમે ત્યાં ઘૂસી જાય.

મેં આવીને પેલા ઍંજિનવાળાને કહ્યું કે ઍંજિન સળગાવવાનું પડતું મેલો. ઍંજિન સળગતાં વાર થશે ને ઍંજિનથી પંપ કરવા જેટલું પાણીયે આપણી પાસે નથી. આપણે હાથે જ બંબો ચલાવીએ. પ્રથમ તો અમારા કૉલેજના વિદ્યાર્થીઓ બંબાનાં લાંબાં હૅંડલો સામસામાં પકડીને ચલાવવા લાગ્યા. બહાદુર થત્તેએ બંબાની સૂંઢ પકડીને અગ્નિની જવાળા જ્યાં ખૂબ ફાટી નીકળી હતી ત્યાં પાણીનો મારો ચલાવ્યો. બે હાથે સૂંઢ પકડી એ ગમે ત્યાં ધસી જાય.

પાણીનો વર્ષાવ ક્યાં કેટલો કરવો એ નક્કી કરનાર હું છું એ જોઈ ઘરવાળાઓ કરગરીને મને કહે, ‘થોડું પાણી આ મારા ઘર પર નાખો: તમારું ભલું થશે.’ ધીરજપૂર્વક સમજાવવાનો ત્યાં વખત ન હતો. ચિડાઈને હું કહેતો, ‘મને મારા ભલાની પડી નથી અને તમારા ભલાની પણ પડી નથી. મારે તો આગ દબાવવાની છે.’ બેત્રણ જણને મેં આમ કાઢ્યા એટલામાં એક બાઈ આવીને મારા પગને વળગી અને કહે, ‘મારા ઘર પર પાણી ન છોડો તો તમને અહીંથી ખસવા ન દઉં.’ એ મારે માટે કઠણ પ્રસંગ હતો. મેં એને સમજાવવાનો થોડો પ્રયત્ન કર્યો. પણ એનું મગજ ક્યાં ઠેકાણે હતું? આખરે મારા પગ છોડાવવા ન છૂટકે મારે

એ બાઈને લાત મારવી પડી. તે વખતે મારા આખા શરીરમાં શું થયું એ એ ભગવાન જ જાણે!

મેં જોયું કે આગ હોલવવા માટે પૂરતા લોકો નથી, એટલે બંબો ચલાવના મારા મિત્રોને મેં થત્તો અને કળમકરને મદદ કરવા મોકલી દીધા અને આગ જોવા ભેગા થયેલા તમાશબીનોમાંથી મજબૂત લોકોને સખતાઈથી વીનવી બંબે વળગાડ્યા. લોકો આવે ખરા પણ જરાક થાકે એટલે ખસી જાય. મારે ફરી ફરી નવા લોકો આણીને ગોઠવવા પડતા. પણ સદ્ભાગ્યે એ લોકોમાંથી જ એક જણે આગળ આવી મને કહ્યું કે તમે અહીંથી જાઓ, બંબો ચાલતો રાખવાની જવાબદારી હું માથે લઉં છું. હું ત્યાંથી ખસ્યો. જરાક માથું ઊંચું કરીને જોઉં તો આગના ક્ષેત્રથી થોડે દૂર ઘાસની એક મોટી ગંજી માથું ઊંચું કરીને ઊભી છે અને પવન પણ એ ગંજી તરફ જ વાય છે. મારા પેટમાં ફાળ પડી. જો આગમાંથી બેચાર તણખા એ ગંજી સુધી પહોંચી જાય તો આખી સદાશિવ પેઠ બળીને ભસ્મ થઈ જાય.

હવે બળતાં મકાનો બચાવવાની દૃષ્ટિ ન રહી. આગ ફેલાય નહીં એ જ જોવાનું કામ મુખ્ય રહ્યું. નાનપણમાં અમારા શાહપુરમાં લાતીઓમાં એક ગાડીખાનું હતું તે બળતું મેં જોયેલું. એ વખતે અમારી શેરીના એક પહેલવાન સમાજસેવકે પોતાના આખાડાના મલ્લને હુકમ કર્યો હતો કે પહેલું કામ છાપરું તોડીને ચાર દીવાલની અંદર પાણી નાખવાનું છે, જેથી લાતીમાં આગ પહોંચે નહીં. એ વાતનું મને સ્મરણ થયું અને તરત જ અમે લાંબા વાંસ લઈ બળતું છાપરું અંદર તોડી પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. સૂંઢ બીજાના હાથમાં સોંપી થત્તો પણ અમારી સાથે થયો. અનેક વાર કળમકર અને થત્તોના હાથ દાઝી જતા. પણ તેઓ એક ક્ષણ પણ વિસામો લેવા થોભ્યા નહીં.

અમારું કામ ધમધોકાર ચાલતું હતું. એટલામાં આ ચાલમાં રહેનાર એક બાઈ બહાર ગયેલી હશે તે જ ક્ષણે પાછી આવી. અને એણે તો મારો દીકરો ઘરમાં બળી જાય છે એવી બૂમ ચલાવી. એણે બતાવેલા ઘરમાં હું ઘૂસી ગયો. કેમ કે મારા પગમાં પણ ફુલબૂટ હતા. ધુમાડામાંથી મારગ કાઢતો, જવાળામાંથી પોતાને બચાવતો હું બધે ફરી વળ્યો. પણ બાઈનું બાળક ક્યાંય જડે નહીં. નિરાશ થઈને પાછો ફર્યો. એટલામાં થત્તોએ લાંબા વાંસ વતી ગબડાવેલું મોભિયું બરાબર મારા માથા પર આવી પડ્યું. એકબે જણનું મારા પર ધ્યાન હતું. તેઓ તરત જ મારી વહારે ધાયા. મોભિયું માથા પર ત્રાંસું પડેલું એટલે મને જૂજ જ વાગેલું. માથાના વાળને સહેજ ઝાળ લાગી ગઈ એટલું જ. બહાર આવીને તપાસ કરતાં ખબર પડી કે એ બાઈનું બાળક એના પાડોશીએ આગની શરૂઆતમાં જ ઘરમાંથી બહાર કાઢી એક ખૂણે બેસાડ્યું હતું. બાઈ તો હજીયે 'મારો દીકરો, મારો દીકરો' કરીને રોતી હતી. આસપાસના લોકો એને કહેતા કે 'તારો દીકરો છે' પરંતુ એ

કોકે એનો દીકરો આણીને એના ખોળામાં મૂકયો ત્યારે જ એનો જીવ હેઠો બેઠો.

બધાં છાપરાં આખરે દીવાલ વચ્ચે આવ્યાં. બચાવી શકાય એટલો માલ બહાર અણાયો હતો અને આગનું જોર પણ ઓછું થયું હતું. હવે અમને છાત્રાલયમાં પાછા જવાનું સૂઝી આવ્યું. સગડીની પેઠે ભડભડ બળતાં મકાનોને એમ ને એમ છોડી અમે કૉલેજ તરફ વળ્યા. ખાવાનું ઠંડું થઈ ગયું હતું. અને અમને પણ ઉત્સાહ રહ્યો ન હતો.

બીજે દિવસે દૈનિક 'જ્ઞાનપ્રકાશ'માં આગ લાગ્યાની ખબર પ્રસિદ્ધ થઈ હતી અને અંતે એક લીટી હતી કે આગ હોલવવામાં કૉલેજના વિદ્યાર્થીઓએ સારી મદદ કરી હતી. બીજે દિવસે બે જ વિચાર મારા મનમાં આવતા: પેલી બાઈને લાત મારતાં મારો જીવ કેમ ચાલ્યો અને પોલીસોએ અમારી સૂચનાનો આટલી રાજીખુશીથી અમલ કેમ કર્યો? પણ દેશમાં લજપતરાયની વાતો એટલી બધી ચાલતી કે દેશમાં સળગેલી એ મોટી આગમાં અમે રાતની પેલી નાની આગ સહેજે ભૂલી ગયા.

## ૧૩. 'ચોરાવર મોર'

માણસમાં સજ્જનતા અને દુર્જનતા બંને હોય છે. કોક વખતે સજ્જનતા સાવ સૂઈ જાય છે. કોક વખતે જાગતી હોય તોયે દુર્જનતા સામે થવા જેટલો એનામાં ઉત્સાહ નથી હોતો. કોક વખતે સામે થાય પણ ખરી; પણ હારી જાય છે. હંમેશ આમ ચાલતા યુદ્ધમાં જ્યારે દુર્જનતા જ હારી જાય છે ત્યારે માણસ સદાચારી થયો ગણાય. અને જ્યારે આખરે દુર્જનતા ઓગળી જાય, સજ્જનતાને હરીફ જ ન રહે, ત્યારે માણસ જીત્યો કહેવાય.

મારી દુર્જનતાનું એક સ્મરણ આ યાત્રામાં નોંધવા જેવું છે. કૉલેજમાં ત્રીજી ક્લબ એ કાનડી વિદ્યાર્થીઓની. કર્ણાટકમાં આવેલા બેળગામનો હું રહીશ. એટલે બીજી ક્લબવાળા મને લે નહીં. પરિણામે મને ત્રીજીમાં જવાની ફરજ પડી. એ ક્લબમાં હું કેવી રીતે ફાવું? કાનડી ભાષા હું સહેલાઈથી બોલી ન શકું. એટલે ચર્ચા-વિનોદ કશામાં ભાગ ન લેવાય. બધા જ કાનડી વિદ્યાર્થીઓ કંઈ મરાઠીમાં ન બોલી શકે. થોડા દિવસ પછી હું મરાઠી હોવાની શોધ થઈ ને બીજી ક્લબમાંથી મને આમંત્રણ આવ્યું અને હું ત્યાં ગયો. આથી બંને ક્લબના વિદ્યાર્થીઓ જોડે મારો પરિચય થયો. ૧૯૦૭ની રાષ્ટ્રીય હિલચાલમાં કૉલેજોમાંથી પ્રાંતીય ભેદ કાઢી નાખવાના અમારા પ્રયત્નોમાં એ પરિચય કીમતી નીવડ્યો. પણ એ પરિચયમાંથી મને એક વખતે પોતાની દુર્જનતા અજમાવવાનો એક પ્રસંગ મળ્યો એ તો ઓર જ હતો.

અમારા વખતમાં કૉલેજમાં નાહવાની સગવડ પૂરતી ન હતી. એક મોટી ઓરડીમાં દીવાલ સાથે અડેલો ફરતો નળ હતો એમાં સરખે અંતરે ચકલીઓ બેસાડેલી હતી. દરેક ચકલી નીચે એક પથરો. એના પર બેસી નાહીએ. પાણી ગરમ કરવા માટે એક બંબો હતો. એમાં એક મોટા નળે પાણી આવે અને બે નાની ચકલીએ નાહવાને ગરમ પાણી મળે. આ બે ચકલી આગળ છ છ ડોલોની હાર હમેશાં ઊભી હોય. છેલ્લી ડોલનો વારો આવે ત્યાં સુધીમાં કલાક જાય. કોક કોક વાર તો એકે ડોલ આપણને ન મળે. પછી જેની ડોલ ભરાતી હોય એને કહીએ, તારા નાહ્યા પછી ડોલ મને આપજે. એને અમે 'ક્લેઇમ' કહેતા. ઘણી વાર તો સામો માણસ કહે કે એનો ક્લેઇમ થઈ ચૂકયો છે. કોક વાર છેલ્લી ડોલનો ક્લેઇમ મેળવવા ભાગ્યશાળી થઈએ. હવે એ ડોલ પહેલી થઈને ભરાય, પછી પેલો ધણી નહાય ત્યારે એ ડોલ આપણને મળે. ત્યાર પછી છની હારમાં એ છેલ્લી મૂકીએ અને પછી જ્યારે એ પહેલી થઈને ભરાય ત્યારે ત્યારે આપણે નાહવા પામીએ! ! આટલો વખત ત્યાં બેસવાની ધીરજ કોને હોય? એટલે પોતાના ક્લેઇમની નિશાની તરીકે લોટો અથવા એવી જ કોઈ વસ્તુ ડોલમાં મૂકીને શૌચ માટે કે કેશ કતરાવવા કે બીજા કામે જઈએ.

આવી સ્થિતિનો ફાયદો લેવાનું એક કર્ણાટકી ભાઈને સૂઝ્યું. એને આપણે વ્યંકટેશ કહીશું. વ્યંકટેશ સ્નાનગૃહમાં આવે કે તરત જ શોધવા લાગે કે કઈ ડોલ પર કોનો ક્લેઈમ છે. ડોલ ભરી હોય અને એનો માલિક એ જ ક્ષણે હાજર ન હોય તો તો વ્યંકટેશ આગળ સવાલ જ નહીં. સ્નાનગૃહનો ભૈયો ગમે તેટલું કહે કે આ ડોલ ફલાણા ભાઈની છે. એ હમણાં આવશે, તોયે વ્યંકટેશ એ ડોલ તફડાવવાના જ. પણ વ્યંકટેશ એથી આગળ વધ્યા. બીજાની ડોલમાંથી એનો લોટો કાઢી બહાર મૂકે અને પોતાનો લોટો અવેજીમાં એમાં મૂકી દે. મૂળ માલિક આવી જાય તોયે ઝઘડો કેમ મટે? વ્યંકટેશ કહે આ ડોલ મારી છે. સામો માણસ કહે મારી છે. હવે 'સોગન સામે સોગન'ના કજિયાનો નિકાલ કઈ રીતે આવે? વ્યંકટેશનો સ્વભાવ તકરારી એટલે જે આખર સુધી બોલે તે જીતી જવાનો. એ ન્યાયે ઘણી વખત વ્યંકટેશ જીતી જતા. પછી તો ઘણા જણ વ્યંકટેશને ઓળખી ગયા. તેથી એ આવે ત્યારે સૌ ચેતી જતા ને પોતપોતાનો ક્લેઇમ સાચવતા. આ પછી તો કોઈ જો કોઈની ડોલ તફડાવે તો એને ચોર કહેવાને બદલે બધા એને જ 'વ્યંકટેશ' કહેતા. થોડા જ દિવસમાં બિચારા વ્યંકટેશની શાખ સાવ ઘટી ગઈ અને એની ચૌર્યકળા કીર્તિરૂપે જ રહી.

આવા અદ્‌ભુત વાતાવરણમાં સ્નાનાગારના રાજકારણમાં અમે પ્રવેશ કર્યો. થોડા જ દિવસમાં વ્યંકટેશની ખ્યાતિ મને સુવિદિત થઈ. ખ્યાતિ સુવિદિત થઈ ને મારી મતિ બગડી. મેં વિચાર કર્યો કે ચોરાવર મોર એ ન્યાયે ચોરની ચોરી કરવામાં પાપ નથી, અને શાહુકાર જોડે શાહુકાર રહેવાથી સપડાવવાનો ભો નથી. મેં મન

સાથે નક્કી કર્યું કે એકલા વ્યંકટેશને જ ન્યાયી નીતિના ક્ષેત્રથી બહારના ગણવા અને ધર્માધર્મનો કશો ખ્યાલ કર્યા વગર વ્યંકટેશને લૂંટવા.

બીજે જ દિવસે વ્યંકટેશને પોતાની ડોલમાં લોટો મૂકી કપડાં લાવવા કલબમાં ગયેલા મેં જોયા. સીધો ગયો અને એની ભરેલી ડોલ ઉપાડી નાહવાનું શરૂ કર્યું. વ્યંકટેશ આવ્યા ત્યારે મને હસવું આવતું હતું. હું ચોરનો ચોર ખરો, પણ કંઈ ચોરીમાં પાકો ન હતો. છતાં પૂરો પ્રયત્ન કરી હસવું દબાવ્યું અને એકચિત્ત થઈ નાહવા લાગ્યો. વ્યંકટેશને પણ આ અપૂર્વ પ્રસંગ હતો. એણે ડોળા કાઢી, નસકોરાં ફુલાવી મારી સાથે ઝઘડો શરૂ કર્યો. મને ચિડાવાનું તો કારણ હતું જ નહીં, એટલે ગરમ પાણીએ નાહતો છતાં હું ઠંડો જ હતો. વ્યંકટેશની બીજી એક વાત મારા ધ્યાનમાં આવી હતી. એને મરાઠી બરાબર આવડતું ન હતું. એ કાનડીમાં બોલે તો કર્ણાટકી ભાઈઓ જ સમજે. સાર્વજનિક વ્યવહાર તો મુખ્યત્વે અંગ્રેજીમાં ચાલે. કોઈ એની સાથે મરાઠીમાં બોલે તો એ અંગ્રેજીને બદલે પોતાની ભાંગીતૂટી મરાઠીમાં જવાબ આપતો. આ શોધનો માલિક હું જ હતો. એટલે કે મેં આજ સુધી ગુપ્ત જ રાખી હતી. આવી શોધનું 'પેટન્ટ' તો લેવાય જ નહીં. મેં વ્યંકટેશ જોડે મરાઠીમાં કજિયો શરૂ કર્યો. એક તો બિચારાની શાખ રહી ન હતી. એટલે એનું કોઈ સાચું માને નહીં; અને મારી જોડે મરાઠીમાં બોલતાં એને શબ્દો કે વાક્યપ્રયોગો ઝટ જડે નહીં. આસપાસના પ્રેક્ષકો, એ જ સાધારણ રીતે આવા ઝઘડાના ન્યાયાધીશ હોય છે. એટલે વ્યંકટેશના વાક્યપ્રવાહમાં ભાષાદુર્બળતાને લીધે જેટલાં સ્ખલન થાય તે બધાંનું કારણ એનો પક્ષ ખોટો છે એ જ મનાવા લાગ્યું. જેમ જેમ પ્રેક્ષકોની મારા તરફની સહાનુભૂતિ વધે તેમ તેમ વ્યંકટેશ ચિડાઈને આંધળો બને. હું મરાઠીમાં બોલું એટલે એને અંગ્રેજીમાં બોલવાનું સૂઝે જ શાનું? એને પણ ખબર ન હતી કે મેં ઇરાદાપૂર્વક એને ભાષાની જાળમાં કરોળિયાની પેઠે પકડયો હતો. હું દર દલીલને અંતે ભારપૂર્વક કહેતો કે તમને ભલે ડોલ તફડાવવાની ટેવ હોય, પણ મારી આગળ તમારું ચાલવાનું નથી. હું નવો વિદ્યાર્થી જાણી મને લૂંટવા માગો છો, એમ?

મેં આમ બેત્રણ વાર વ્યંકટેશને લૂંટયો હશે! પછી વિચાર આવ્યો કે स्वल्पम् एव अधर्मस्य त्रायते महतो भयात्. ઝાઝા દિવસો સુધી આમ ચલાવીશ તો મારો ભેદ ખૂલશે અને પછી મારે પણ વ્યંકટેશની હારમાં બેસવું પડશે. પણ ત્રણચાર વારથી જ હું કેમ ધરાઉ? મેં આગળ જઈને વિચાર કર્યો કે અધર્મથી હવે સ્વાર્થ સાધવો એ સલામત નથી, પણ પરોપકાર તો જરૂર કરાય. એટલે મેં મારા મિત્ર પરચૂરેને મારી વિદ્યાની દીક્ષા આપી. ભાષાની શોધથી પણ મેં પરચૂરેને વાકેફ કર્યા. પછી તો પૂછવું જ શું? પરચૂરેએ મારા મંત્રનો પ્રયોગ આબાદ ચલાવ્યો. પ્રેક્ષક ન્યાયાધીશો કહેવા લાગ્યા, કેમ વ્યંકટેશ, કાલેલકર સાથે ન ફાવ્યા એટલે પરચૂરેને સતાવો છો?

બિચારા વ્યંકટેશને જીવવું વસમું થઈ પડ્યું. સ્નાનાગારમાં આવે તે હમેશ ગમગીનીમાં જ. જરાક બહાર જાય તોયે બેત્રણ જણને પોતાની ડોલ વિશે સાક્ષી રાખીને જાય. પરચૂરે કહે આપણે હજી આગળ વધી શકીશું. આપણા મિત્રોમાંથી એના સાક્ષીદાર રહીશું અને છેલ્લી ઘડીએ ફરી જઈશું. એ કલ્પના હતી આબાદ. પણ મારી દુર્જનતા એટલી હદ સુધી જવા તૈયાર ન હતી. મેં એને કહ્યું, બિચારો વ્યંકટેશ ગરીબ ગાય થયો છે. આપણે આપણી ચોરીમાં વધારે લોકોને શામિલ કરીશું તો તે વાત ગુપ્ત રહેવાની નથી. મંત્ર ષટ્કર્ણી થઈ જાય એટલે એ ગુપ્ત રહેતો નથી. અને વળી દુર્જનતામાં વધીશું તો આપણે જ કાયમના દુર્જન થઈ પડીશું. માટે આ અન્યાયનો અહીં જ અંત આણવો ઇષ્ટ છે.

# ૧૪. મિત્રની મૂંઝવણ

પરચૂરેની અને મારી દોસ્તી લાંબો વખત ટકી. અમે બેત્રણ વાર લડ્યા ખરા, પણ તેટલી જ વાર સહેજે તડ પણ સંધાયાં. અમારા બંનેના સ્વભાવમાં બહુ જ ઓછું સામ્ય હતું. છતાં એકબીજા પ્રત્યે કંઈક આકર્ષણ પણ હતું. ક્લબમાં જમતી વખતે અમારી વાતો ઘણી વાર અંગ્રેજીમાં જ ચાલે. વાતોમાં મને એ વખતે એવો શોખ લાગેલો કે વીણી વીણીને મોટા મોટા જાડા અંગ્રેજી શબ્દો હું વાપરતો. તેથી પરચૂરે મને જૉનસન કહેતો. એને ખબર ન હતી કે મને પસંદ તો હતી સાદી અંગ્રેજી, પણ કેવળ વિનોદને ખાતર જ મોટા શબ્દો વાપરતો હતો. એક વખતે સત્રાંત પરીક્ષા પછી અમારા પ્રોફેસરે મારા પેપરનાં વિશેષ વખાણ કર્યાં. પરચૂરેને આશ્ચર્ય થયું. એ મારાં પેપર જોવા લઈ ગયો. એમાં એકે મોટો શબ્દ ન મળે; અટપટા વાક્યપ્રકાર (idioms) પણ ન મળે! પરચૂરે મારા પર ચિડાયો: 'તમે મને છેતર્યો–એક આખું સત્ર છેતર્યો. તમે લખો છો એ શૈલી જુદી અને ક્લબમાં બોલો છો એ જુદું. આ છેતરામણનું વેર કઈ રીતે વાળું?' મેં હસતાં હસતાં જવાબ આપ્યો: 'મને વધારે ઓળખીને!'

તે દિવસથી અમે મિત્રો થયા. પરચૂરે પાસે કહેવા જેવી નાનપણની વાતો ઘણી હતી. પણ સ્મરણશક્તિ કરતાં કલ્પનાશક્તિ એની પાસે વધારે હોવાથી એક જ પ્રસંગ જેટલી વાર કહે તેટલી વાર નવાં નવાં પાઠાંતરો એમાં મળી આવતાં. મને એ પાઠાંતરો શોધી કાઢી બતાવવામાં રસ આવતો. તેથી અમારું સરસ જામતું. ઘણી વાર અમે સવારે ચાર વાગ્યે ઊઠી, નાહી-ધોઈ ફરવા જતા તે નવેક વાગ્યે પાછા આવતા. ફર્ગ્યુસન કૉલેજની આસપાસની ટેકરીઓ પર ખૂબ ફર્યા હોઈએ, ઠંડો પવન ખાધો હોય, સરસ ભૂખ લાગી હોય, એટલે જ્યારે પાછા આવીએ ત્યારે અમારા બંનેનાં મોં એવાં તો રાતાંચોળ અને મોતીનાં ટીપાંવાળાં થઈ જતાં

એ કયો ધર્મ છે? આજ હવે લાગે છે કે મારામાં ઈંગ્લંડના રાજા કે એના મુકુટ પ્રત્યે રજમાત્ર શ્રદ્ધા કે નિષ્ઠા નહોતી, પણ સ્વભાવથી હું ઉત્સવપ્રિય હતો એટલે જ રાજ્યારોહણના ઉત્સવમાં હું ભળેલો.

કૉલેજમાં જતાં પહેલાં મારા ગુરુજનોએ મને શિખામણ આપી રાખેલી કે પૂનાના રાજનૈતિક આંદોલનથી અલગ રહેજે. ત્યાંના 'જહાલ' પક્ષના લોકો સારા નથી. જુવાનોને બહેકાવે છે ને સમાજજીવનના પાયા ઢીલા કરે છે. ગુરુજનોની શીખ મેં શિરોધાર્ય તો ગણેલી, પણ મારા મનમાં તે ઊતરેલી નહીં.

એવામાં એક દિવસ અમે કેટલાક મિત્રો ભેગા મળી દસે દિશાની વાતો કરતા હતા, એટલામાં દામલેએ પ્રસ્તાવ મૂકયો કે 'દરેક જણ ઈમાનદારીથી પોતે જેને પોતાના નેતા માનતો હોય એનું નામ દે.' આ સૂચના મને તો જરાયે પસંદ ન આવી.

આપણે ત્યાં રિવાજ છે કે છોકરીઓ પોતાના પતિનું નામ નથી લેતી. જ્યારે દસબાર સહેલીઓ ભેગી મળી જાય છે ત્યારે બેએક તોફાની છોકરીઓ દ્વારપાળ બની જઈને કહે છે કે જે પોતાના પતિનું નામ લેશે તેને જ ઘેર જવાની રજા મળશે. પછી કોઈ કાવ્યની કડી કે ઉખાણાની પેઠે કોઈ અનુપ્રાસયુક્ત પંક્તિ બોલીને તેમાં પોતાના પતિનું નામ ખૂબીથી ગોઠવી દેવાની શક્તિ બતાવવી પડતી. આમ, પતિનું નામ લેવું એ પણ કાવ્યમય વિધિ હોય છે.

પોતાના નેતાનું નામ કહેવાનું આ આમંત્રણ પણ મને એવું જ વાહિયાત લાગ્યું. પણ બધા મિત્રો તો આનંદમાં આવી ગયા હતા. કોઈએ એકનું નામ દીધું, બીજાએ બીજા કોઈનું. કોઈએ કહ્યું કે, 'મેં હજી મારો કોઈ નેતા જ પસંદ નથી કર્યો.' એક મિત્રે વળી એમ કહ્યું કે, 'મેં પસંદ તો કર્યો છે, પણ તેનું નામ નહીં કહું.' બસ, બધા તેની પાછળ પડયા કે નહીં કેમ કહો? ને એ પર મોટી ચર્ચા જામી.

મોટા ભાગનાએ લોકમાન્ય ટિળકનું નામ દીધેલું. જ્યારે મારો વારો આવ્યો ત્યારે મેં કહ્યું: 'મારા બે નેતા છે: ટિળક અને ગોખલે.' અમારા મિત્રમંડળમાં હું કંઈક ગંભીર પ્રકૃતિનો હતો, એટલે એકબે મિત્રોએ મોં પર કૃત્રિમ ગંભીરતા ધારણ કરી કહ્યું, 'ઠીક છે; સંભવિત છે.' અને એમ કરીને કોઈ બીજાને તેના નેતાનું નામ પૂછવા મોં ફેરવ્યાં, એટલે આપણે માન્યું કે બચી ગયા. પણ ટિળક પક્ષના લોકોથી મારો આ જવાબ સહન ન થઈ શકયો, ને ચિડાઈને ગર્જી ઊઠયા કે, 'એ કેમ બને? ટિળક અને ગોખલે! એ તો બંને એકબીજાના શત્રુ છે! એક નરમ દળના નેતા અને બીજા ગરમ દળના નેતા. બંને તમારા નેતા કેવી રીતે થઈ શકે? તમે તો અમને બનાવો છો.'

મેં કહ્યું: 'હું શું જાણું? દિલમાં જે હતું તે કહી દીધું.' પણ એથી થોડો જ એમને સંતોષ થવાનો હતો? બધા મારી પાછળ પડયા. હું છેડાઈ પડયો અને

મારી વાક્‌ધારા ચલાવી. મેં કહ્યું: 'સાંભળો ત્યારે સાચી વાત. તમારા ટિળક અને ગોખલે બંનેને હું નાલાયક સમજું છું. બંનેમાં સંગતિની ખામી છે. એમના વર્તનમાં ક્યાંયે મેળ દેખાતો નથી. તમારા ટિળક જ લો. અંગ્રેજો સામે કેવા સિંહ બની જાય છે! એટલે સુધી કે અંગ્રેજોની એકે ચીજ એમને સારી નથી લાગતી. દર મંગળવારે અંગ્રેજો વિરુદ્ધ કંઈ ને કંઈ ઝેર ઓકે જ છે. પણ એ મહાન સિંહ સમાજ સામે કેવા બિલ્લી બની જાય છે? હું જાણું છું કે ટિળક રૂઢિવાદી નથી. રૂઢ સનાતન હિંદુ ધર્મમાં એમને વિશ્વાસ નથી. એમના દાર્શનિક વિચાર જોઈએ તો તેઓ અજ્ઞેયવાદી યા સંશયવાદી છે; પણ લોકોને પોતાની સાથે રાખવા તેમની ખુશામત કરે છે. બધી સનાતની રૂઢિઓનું તે સમર્થન કરે છે. સનાતની બ્રાહ્મણોને ખુશ કરવા એક વાર એમણે પ્રાયશ્ચિત્ત પણ કર્યું છે. બ્રાહ્મણોના આશીર્-વાદ માગે છે અને રૂઢિગ્રસ્ત સમાજનું મન રાજી રાખે છે, ને પોતાની જાતને છેતરે છે.

આ બાજુ ગોખલે લો. તેઓ છે સુધારક દળના. ઘરની રૂઢિ વિરુદ્ધ એ પણ શેર બને છે; સનાતની રૂઢિઓનો વિરોધ કરતાં એમને બહુ જોશ ચડે છે; હિંદુ ધર્મના દોષોની વાતો બહુ બહાદુરીથી કરે છે; પણ જ્યારે અંગ્રેજોનો સવાલ આવે છે ત્યારે ભીંજાયેલી બિલાડી જેવા નરમ બની જાય છે. અંગ્રેજો ને તેમની રાજ્ય-વ્યવસ્થા તથા તેમના સાહિત્યની તો ભાટાઈ જ કરે છે.'

કોઈકે કહ્યું: 'ગોખલે તો રાજનૈતિક વાતો જ કરતા આવ્યા છે. સામાજિક સુધારાની વાતો તો તેઓ ક્યારેક જ કરે છે.'

હું ચિડાઈને બોલી ઊઠ્યો કે, 'એ તો એથીયે ખરાબ. છે સુધારક દળના, પણ કોઈને નારાજ કરવા નહીં ઇચ્છતા હોય. હું તો એવા નેતા ઇચ્છું છું કે જે સામાજિક ક્ષેત્રમાં હોય કે રાજનૈતિક ક્ષેત્રમાં, પણ એકસરખો તત્ત્વનિષ્ઠ અને એકસરખો સ્વાતંત્ર્યવાદી હોય. એવા નેતા આપણા મહારાષ્ટ્રમાં કોઈ છે નહીં, એટલે મેં ધાર્યું કે એક નવા જ ગણપતિ બનાવી લઉં. હાથીનું લીધું માથું અને માણસનું લીધું શરીર ને કવિઓએ બનાવી લીધા ગણપતિ; તો હુંયે મારા વિનાયક કેમ ન કરી લઉં? મને ટિળકના રાજનૈતિક વિચારો પસંદ છે અને ગોખલે પક્ષના સામાજિક વિચારો ગમે છે. મને તો ખાતરી છે કે આપણા દેશમાં એવા નેતા જરૂર ઉત્પન્ન થશે, જે રાજનૈતિક અને સામાજિક બંને ક્ષેત્રમાં એકસરખા નિર્ભય ને એકસરખા તત્ત્વનિષ્ઠ હોય. હું અંગ્રેજોનો દુશ્મન છું, એમનું રાજ્ય નથી ઇચ્છતો, પણ જ્યારે ને ત્યારે તેમની નિંદા જ કર્યા કરવી મને પસંદ નથી. એવી નિંદાથી અંગ્રેજોનું કંઈ નુકસાન નથી થતું, પરંતુ આપણે નીચા પડીએ છીએ અને ગુણ ગ્રહણ કરવાની શક્તિ પણ ખોઈ બેસીએ છીએ. જરૂર પડયે કોઈ પળ અંગ્રેજનું ખૂન કરવા હું તૈયાર છું; પણ એથી એને વગોવ્યા જ કરવો શું જરૂરી છે? તે પોતાના દેશની કેટલી નિષ્ઠાથી સેવા કરે છે? હું તો એને

વંદન પણ કરીશ, અને આપણા દેશમાં રાજ્ય કરવા આવ્યા છે માટે હાંકી પણ કાઢીશ. પૂનામાં સૌ એકબીજાની નિંદા જ કર્યા કરે છે એ મને સારું નથી લાગતું. જેને પ્રતિપક્ષી ગણ્યો તેની નિંદા જ કર્યા કરવી એ શું આપણને શોભે છે? મને છેડશો મા. સારી વાત તમને નહીં ગમે. મને મારે રસ્તે જ જવા દો.'

વખત પણ થઈ ગયો હોવાથી એ વાત તો ત્યાં એમની એમ રહી ગઈ, પણ મારા મિત્રોએ ફરી ક્યારેયે એ સવાલ મારી સામે છેડયો નહીં. વાચક એમ ન સમજે કે આજે પણ ટિળક, ગોખલે અને પૂનાની બાબતમાં મારા વિચારો હજી એવા ને એવા જ છે. જુવાનીનો સ્વભાવ જ એવો હોય છે કે ઝટપટ વિચારવું અને ઝટપટ બોલી નાખવું. આજે તો મારા વિચારો ઘણાખરા સૌમ્ય થયા છે, પણ એ દિવસોમાં હું જે વિચારનો હતો એ જ અહીં તો રજૂ કર્યું છે.

## ૧૬. શ્રદ્ધામાં બાધ

સંશયવાદ, નાસ્તિકતા, અજ્ઞેયવાદ, સ્યાદ્‌વાદ કે નિ:સારવાદ—આ બધાં શું છે? શ્રદ્ધા, વિશ્વાસ ને આસ્તિકતાનાં વિરોધી આ બધાં તત્ત્વો એક નથી; દરેકનું પ્રસ્થાન જુદું જુદું છે. સંસારમાં દરેક માણસને આ સઘળાનું દર્શન કોઈ ને કોઈ વખતે થાય છે જ.

આ પહેલાં મેં એકબે જગ્યાએ લખ્યું જ છે કે કોલેજનાં મારાં ચાર વર્ષમાંથી બે વર્ષ તો સંશયવાદ અને બુદ્ધિવાદના ધખારામાં જ વીત્યાં. ધખારો એટલા માટે જ કહું છું કે આ તાત્ત્વિક એકાંગી વાદોની સાથે સાથે જે નમ્રતા હોવી જોઈએ તે એ દિવસોમાં બહુ થોડી હતી. ઈશ્વર ઉપરની મારી શ્રદ્ધા નાશ પામી હતી. હું માનતો કે પ્રાર્થના કરવી એ બુદ્ધિહીનતા અને છોકરવાદનું લક્ષણ છે. ધર્માચાર્યોના અધિકારો સ્વીકારવા હું તૈયાર નહોતો. ધર્મગ્રંથો જોકે મારે માટે પૂજ્ય હતા, પણ તેને પ્રમાણ માનવા હું તૈયાર નહોતો. જે કોઈ વસ્તુ મારી સામે આવતી તે પર હું બુદ્ધિ ને તર્કનો આરો ચલાવતો ને માનતો કે હું કેવો ભાગ્યશાળી છું કે અનેકાનેક વહેમોથી મુક્ત થઈ ગયો છું.

આજે વિચાર કરતાં લાગે છે કે આ તાર્કિકતા, બુદ્ધિવાદ અને સંશયશીલતા મારામાં નાનપણથી જ હતાં. વડીલોના કહેવાથી તેને માત્ર હું દબાવી દેતો હતો કે, 'સારા માણસોએ એ રીતે ન વિચારવું જોઈએ.' જ્યારે શંકાઓ વધી અને તર્કશક્તિ પ્રબળ થઈ ત્યારે મને એવા ગુરુ મળ્યા જે બુદ્ધિવાદી હતા, એવા ગ્રંથો પણ મળ્યા કે જે બુદ્ધિવાદને જ સાચો ધર્મ સમજતા હતા, ને જીવનમાં પ્રસંગો પણ એવા આવવા લાગ્યા કે જેનાથી શ્રદ્ધાનું સમાધાન શિથિલ થતું જઈ બુદ્ધિના નિર્ણયો જ જાણે જીવન-સર્વસ્વ હોય એમ ખાતરી થવા લાગી.

બુદ્ધિવાદને કારણે મારામાં અહંકાર જન્મ્યો હોય કે વધ્યો હોય એવી એક

પણ ક્ષણ કે પ્રસંગ મને યાદ નથી. મારી ઉત્કટ પારમાર્થિકતા(seriousness)ને કારણે જ મેં બુદ્ધિને નિર્ણાયક અને જીવન-સર્વસ્વ માની. હવે એનો ઈન્કાર કેમ કરી શકું? It makes a world of difference whether you put reason in the first place or in the second — આવી હતી મારી વૃત્તિ.

આ અંગ્રેજી વાક્ય મેં વાંચેલું. જૉન મોર્લેના 'ઑન કૉમ્પ્રોમાઈઝ'ના પ્રારંભમાં. મૂળ વાક્ય આમ હતું: It makes a world of difference whether you put truth in the first place or in the second, આ અર્થમાં હું એને આજે પણ માનું છું. પણ એ દિવસોમાં તો મેં truthની જગ્યાએ reason શબ્દ રાખ્યો હતો. મારે મન સત્યપ્રાપ્તિનું એકમાત્ર અને પર્યાપ્ત સાધન reason--બુદ્ધિ સિવાય બીજું કશું ન હતું. ગણિત અને પદાર્થ-વિજ્ઞાન એ બંને વિષયો હું પરીક્ષા માટે નહીં, પણ જ્ઞાનાનંદ માટે જ ભણતો હતો. અંકગણિત, બીજગણિત અને ભૂમિતિ દ્વારા મને જે ગણિતાનંદ મળતો હતો તેના કેફમાં હું મસ્ત રહેતો. પદાર્થવિજ્ઞાન (physics) ભણતાં સૃષ્ટિની રચના, તેની ખૂબીઓ અને તેની પરમ બુદ્ધિયુક્ત વ્યવસ્થા જોઈ મને જે આનંદ થતો તે કાવ્યાનંદથી ઓછો નહોતો. ગણિત અને પદાર્થવિજ્ઞાન બંને જીવનનાં સુભગ વ્યાકરણ છે. એનો સાક્ષાત્કાર થવાથી જ હું મસ્ત રહેતો. આથી જ તર્કનું સાધન અને બુદ્ધિનું પ્રમાણ મને ધાર્મિકતા જેટલો સંતોષ આપતાં હતાં.

મને યાદ છે કે કૉલેજની વાગ્વર્ધિની સભામાં વ્યાખ્યાન દેતાં એક વાર મેં કહેલું કે, "આપણે પ્રાર્થના શા માટે કરવી? આપણી પ્રાર્થના સાંભળે છે કોણ? મધરાતે હું પ્રાર્થના કરું કે આ ક્ષણે સૂર્યોદય થઈ જાય, તો શું સૂરજ ઊગવાનો છે? પુરાણોમાં ગૌતમ કે બીજા કોઈ ઋષિ વિશે લખ્યું છે કે બપોરથી પોતાની પત્નીના ખોળામાં મસ્તક મૂકી સૂઈ ગયેલા એ ઋષિને પત્નીએ જગાડીને કહ્યું કે, 'સૂર્યાસ્ત થવાની તૈયારી છે, સંધ્યાવંદનનો સમય વીતી જશે.' ત્યારે ઋષિએ પત્નીને શાપ આપીને કહ્યું કે, 'જ્યાં સુધી હું નિદ્રામાંથી જાગ્યો નથી અને મેં સૂર્યને અર્ઘ્ય આપ્યો નથી ત્યાં સુધી મજાલ છે સૂર્યની કે તે અસ્તાચલ પર ઊતરે?' તમે શું આવી કથાઓ સાચી માનો છો? આપણાં સંધ્યાવંદનમાં જો આટલી શક્તિ આવવાનો સંભવ હોય તો હું પ્રાર્થના કરવા તૈયાર છું. ઋષિઓનો જમાનો માનવજાતિના બાલ્યકાળનો યુગ હતો. આજે આપણે સૃષ્ટિમાં કાર્યકારણના સિદ્ધાંતનું સામ્રાજ્ય જોઈ ચૂક્યા છીએ, ત્યારે આપણે કઈ રીતે પ્રાર્થના કરી શકીએ? જો હું ગણિત કે ઇતિહાસનો એક અક્ષરે ન શીખું અને ભગવાનને પ્રાર્થના કરું કે મને પ્રથમ વર્ગ તથા ચંદ્રક મળે, તો શું એવી પ્રાર્થના સંભળાવાની છે? અને જો કોઈ ભગવાન અરેબિયન નાઈટ્સના સુલતાનની જેમ પ્રાર્થનાથી ખુશ થઈ મને પરીક્ષાનું પ્રમાણપત્ર મેળવી પણ દે તો તેનાથી શું મારો ઉદ્ધાર

થવાનો હતો? અને એવા ભગવાન પ્રત્યે શું મારા મનમાં પૂજ્યભાવ પેદા થશે?"

જે ભૂમિકા ઉપર ઊભો રહી હું એ બોલતો હતો એનો વિચાર કરતાં મારી વાત બિલકુલ ખરી હતી. આજ પણ જો મારી ભૂમિકા એની એ જ હોત તો હું એમ જ કહેત. પણ અનેક વર્ષોના મનોમંથન બાદ મારા જીવનનો પાયો જ ફરી ગયો છે. બુદ્ધિનો ઉપાસક હું પહેલાંના જેવો જ છું, પણ આજ તેની ક્ષેત્રમર્યાદા હું સમજવા લાગ્યો છું. હું માનું છું કે એને કારણે મારી બુદ્ધિ કંઈક તીક્ષ્ણ પણ થઈ હશે.

જે વાત બુદ્ધિના ક્ષેત્રમાં નથી આવતી તેના અસ્તિત્વનો દાવો આપણે નથી કરી શકતા; ન હોવાનો પણ નથી કરી શકતા: એવી ચીજ હોઈ પણ શકે, ન પણ હોઈ શકે; કેમ કે તેના વિશે આપણે નિર્ણય નથી કરી શકતા. આથી આપણા મનમાં સંદેહ રહી જાય છે. આપણે જો પ્રામાણિક હોઈએ તો એવા સંદેહને આપણે જાહેર કરી દેવો જોઈએ.

બુદ્ધિથી જે વાતનું આકલન નથી થઈ શકતું એ વસ્તુનું અસ્તિત્વ જ નથી એવું માની બેસવું એનું નામ નેતિવાદ. એને નાસ્તિકવાદ પણ કહી શકાય. ઈશ્વરનો ઇન્કાર કરનારાઓને જ નાસ્તિક કહી શકાય એવું કાંઈ નથી. જો આપણને ભૂતપ્રેતો વિશે પણ વિશ્વાસ ન હોય તો કહી શકીએ કે 'ભૂતોને વિશે હું નાસ્તિક છું.'

સંશયવાદથી અજ્ઞેયવાદ કંઈક આગળ વધે છે. અજ્ઞેયવાદ કહે છે કે ઈશ્વર જેવી ચીજ છે કે નહીં તેની તો અમને ખબર નથી, પણ એટલું તો બરોબર જાણીએ છીએ કે જો ઈશ્વર હોય તો આપણી પાસે એવું કોઈ સાધન નથી કે જેના વડે આપણે તેને ઓળખી શકીએ. આમ ઈશ્વરની અજ્ઞેયતા વિશે તો આપણે નિશ્ચિત છીએ. તેનાં બે કારણો છે: એક તો એ કે મેં જોઈ લીધું કે ઈશ્વરની જેવી વ્યાખ્યા કરાય છે એ અનુસાર તેને ઓળખવાની આપણી બુદ્ધિની શક્તિ નથી. બીજું કારણ એ, કે આપણે ચોક્સ જાણીએ છીએ કે બુદ્ધિ કરતાં વધુ સારું બીજું કોઈ એવું સાધન આપણી પાસે નથી કે જેના વડે આપણે ઈશ્વરને ઓળખી શકીએ. આ થઈ અજ્ઞેયવાદની ભૂમિકા.

નિ:સારવાદ કહે છે કે આ દુનિયામાં કોઈ મહત્ત્વની સારરૂપ ચીજ જ નથી. જે છે તે બધી સારરહિત છે. તેથી આપણે આપણી સામે કોઈ ધ્યેય કે આદર્શ રાખી જ નથી શકતા. દિવસ ઊગ્યો તે કોઈ પણ રીતે પૂરો કરવો, એ છે જીવનનું સ્વરૂપ. જે લોકો જીવનનું આથી કંઈક અધિક મૂલ્ય આંકે છે તેઓ ભ્રમમાં છે, ને એને કારણે તેઓ મૃગજળ પાછળ દોડીને નાહક હેરાન થાય છે. જેઓએ જીવનની નિ:સારતાને ઓળખી લીધી છે તેઓ ઓછામાં ઓછું એ ઝાંઝવાં પાછળ દોડવાની ભૂલ તો નહીં જ કરે. આવા લોકોને શુદ્ધ જ્ઞાનની શાન્તિ મળશે જ જોઈએ.

સ્યાદ્વાદ જૈનોનો આવિષ્કાર છે. કેટલાક લોકો સંશયવાદને જ સ્યાદ્વાદ

કહે છે. 'સ્યાદ્'નો અર્થ 'શાયદ' કે 'કદાચ.' "કદાચ હશે, કદાચ નહીં હોય: નિશ્ચયપૂર્વક આપણે કશું કરી નથી શકતા." આ ભૂમિકાને તેઓ સ્યાદ્વાદ કહે છે. જૈનોની ભૂમિકા આ નથી. તેઓ કહે છે કે દરેક ચીજને અનેક પાસાં હોય છે. આપણે એ બધાં પાસાં એકસાથે નથી સમજી શકતા; એટલે આપણું જ્ઞાન એકાંગી જ હોય છે. તર્ક ચલાવીને એમણે બતાવ્યું કે આપણા જ્ઞાનની સાત બાજુ હોઈ શકે. આથી જ જૈનોના સ્યાદ્વાદને 'સપ્તભંગી ન્યાય' કહે છે. કૉલેજના દિવસોમાં જૈનોના આ સ્યાદ્વાદને વિશે હું કશું જાણતો નહોતો; જોકે એ વિશે તો પ્રો. ભાનુએ એક દિવસ કંઈક કહ્યું હતું ખરું.

ઈશ્વર પર વિશ્વાસ રાખવો, ધર્મના પ્રતિ આદર રાખવો અને સંતોને વિશે જે વાતો કહેવાતી તે પર અવિશ્વાસ ન કરવો, એ બધું નાનપણમાં સ્વાભાવિક હતું. પણ આગળ જતાં કંઈ કંઈ શંકાઓ ઊઠવા માંડી. જો ક્યાંક વાંચવામાં આવે કે પ્રલયકાળ નજીક આવતાં આકાશમાં સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ બંને એક જ દિવસે થયાં તો તેના પર વિશ્વાસ રાખવો અશક્ય હતો. રાક્ષસોએ દેવપુત્ર કચને મારી નાખી તેના શરીરને ફૂંકી મૂક્યું અને તેની રાખ દારૂમાં મેળવી તે શુક્રાચાર્યને પાઈ દીધી, છતાંયે સંજીવની મંત્ર ભણીને તરત કચ પોતાના ગુરુનું પેટ ચીરી બહાર આવ્યો. . . એવી એવી વાતો સાંભળવી સારી લાગતી હતી, પરંતુ તેના પર વિશ્વાસ તો ક્યારેય જામી શક્યો નથી. ઈશ્વર માટે કંઈ પણ અશક્ય નથી એ દલીલ તો નાનપણથી સાંભળતો આવ્યો હતો. 'સત્યયુગમાં જ એવા ચમત્કારો થઈ શકતા હતા, હવે તો કળિયુગ આવી ગયો છે એટલે હવે ચમત્કારો માટે સંભવ જ નથી.' એવું જ્યારે લોકો કહેવા લાગ્યા, ત્યારે શરૂઆતમાં કળિયુગને વિશે તુચ્છતા લગતી હતી. પછી વિચાર કરતાં લાગ્યું કે કળિયુગની બીજી વાતો ભલે ખરાબ હોય, પણ આ એક વાતમાં કળિયુગ જ સારો છે, કે એમાં કાર્ય-કારણ-ભાવની સ્થિરતા પર વિશ્વાસ તો કરી શકીએ છીએ. હવે કોઈ ઋષિ સૂર્યના ઉદય કે અસ્તના નિયમમાં અડચણ નથી નાખી શકતો, હવે ચંદ્રના ટુકડા પણ નથી થવાના, ને હવે શ્રીકૃષ્ણની મુરલી સાંભળી યમુનાનાં નીર પણ વહેતાં નથી અટકવાનાં. અદ્ભુત પ્રસંગોની દૃષ્ટિએ જોતાં પુરાણોનો જમાનો અને અરેબિયન નાઇટ્સનો જમાનો એક જ છે.

આ બધી ભૂમિકા પાછળ મનોવ્યાપારના ક્ષેત્રની પૂરી ઉપેક્ષા હતી. ભૌતિક સૃષ્ટિ ઉપરાંત માનસિક, ભાવાત્મક, એવી એક જુદી સૃષ્ટિ છે એ વાતનો તો મેં વિચાર જ નહોતો કર્યો. પ્રાર્થના વડે મધ્ય રાત્રિએ આપણે સૂર્યોદય નથી જોઈ શકતા, પણ પ્રાર્થના દ્વારા આપણે આપણા મનમાં જરૂર પરિવર્તન તો કરી જ શકીએ છીએ, અને મનની શક્તિની અસર ભૌતિક સૃષ્ટિ ઉપર પણ થઈ શકે છે. આ બધી વાતો મોડી ધ્યાનમાં આવી.

એક દિવસ ન્યાયમૂર્તિ રાનડેનું ધાર્મિક પ્રવચન વાંચી રહ્યો હતો. એમાં એમણે

ભૌતિક સત્ય અને નૈતિક સત્યનો – physical certainty અને moral c
taintyનો ભેદ બતાવ્યો હતો. એ વાંચતાં વાંચતાં મને એક નવી દૃષ્ટિ મળી ગ
ને મારી નાસ્તિકતા ધીરે ધીરે પીગળવા માંડી. મેં ન્યાયમૂર્તિ રાનડેના અંગ્રેજી
મરાઠી નિબંધો વાંચ્યા. ભાગવતધર્મની એમની વ્યાખ્યા મને બહુ ગમી. સં
વાણીને હવે હું નવી દૃષ્ટિએ જોવા લાગ્યો. બાળપણમાં જે ભજનો કેવળ અં
શ્રદ્ધાથી ગાતો હતો તેનો મર્મ હવે ધ્યાનમાં આવવા લાગ્યો. અને મેં એ પ
જોયું કે સંતોનો ઉપદેશ સ્વર્ગ-પ્રાપ્તિને માટે નહીં, પણ ઇહલોકમાં જ જીવન
ઉન્નત કરવાની પ્રેરણા માટે છે. નાનપણમાં પ્રાર્થનાસમાજને વિશે જે કંઈ વાં
હતું એ બધું જાગ્રત થયું અને તેની ગંભીરતા ધ્યાનમાં આવવા લાગી. ન્યાયમૂ
રાનડે પછી ડૉ. ભાંડારકરનું 'પ્રપન્ન-પ્રલપિત' મેં વાંચ્યું. સંતોના ભક્તિમાર્ગ
રહસ્ય ભાંડારકર દ્વારા હું સારી રીતે સમજવા લાગ્યો અને જીવનમાં આધ્યાત્મિક
વધારવાની ભૂખ ફરી જાગ્રત થઈ.

આટલી પૂર્વતૈયારી પછી હું સ્વામી વિવેકાનંદ તરફ વળ્યો. અહીંથી મા
જીવનમાં એક નવો જ પલટો આવ્યો. પણ એના વિશે તો સ્વતંત્ર પ્રકરણ લખ
જ સારું છે.

## ૧૭. સ્વામી વિવેકાનંદ

એ જમાનામાં સ્વામી વિવેકાનંદની અસર સમગ્ર ભારત પર પથરાયેલ
હતી. હારીને નિરાશ બનેલા રાષ્ટ્રમાં સ્વામી વિવેકાનંદે આત્મવિશ્વાસનું ચૈતન
પ્રકટાવ્યું. હિંદુસ્તાનનો વેદાંતધર્મ એ કેવળ તાર્કિક અને દાર્શનિક ચર્ચા કરનાર
આરામપ્રિય લોકોના વિલાસની વસ્તુ નહીં, પરંતુ સમગ્ર માનવજાતિનો સાર્વભૌ
વૈજ્ઞાનિક ધર્મ છે એટલો વિશ્વાસ એમણે દેશપરદેશમાં જાગ્રત કર્યો.

આમ તો હું નાનપણથી જ સ્વામી વિવેકાનંદનું નામ સાંભળતો આવ્યો હતો
સ્વામી વિવેકાનંદે અમેરિકા જઈ શિકાગોની વિશ્વધર્મ પરિષદમાં જે સભાજ
કર્યો તેની આખા હિંદુસ્તાન પર વીજળી જેવી અસર થઈ. કદાચ ૧૮૯૩ની અ
વાત હશે. એ વખતે હું આઠ-દસ વર્ષનો હતો. અમારા ઘરમાં ત્યારથી માર
મોટા ભાઈ આણ્ણા સ્વામી વિવેકાનંદની વાતો કરવા લાગ્યા. પશ્ચિમના કોઈ લેખ
Ars Vivendi નામનું એક અંગ્રેજી પુસ્તક લખેલું. એ વાંચીને મારા મોટા ભાઈ
બહુ ઉત્સાહિત થયા હતા. હું માનું છું કે એ પુસ્તકમાં આત્મશક્તિની કંઈ વાત
લખી હશે. ગૂઢ શક્તિઓનો જાણે આખો ખજાનો મળી ગયો હોય એમ ઉત્સાહિ
થઈ મારા ભાઈ એ નવું સાહિત્ય વાંચવા લાગ્યા. એ પછી સ્વામી વિવેકાનંદ
લિખિત રાજયોગ, કર્મયોગ અને ભક્તિયોગ આદિ ગ્રંથ અમારા ઘરમાં આવ્યા

વિવેકાનંદની પ્રેરણાથી બે માસિકો ચાલતાં હતાં. એક હતું 'પ્રબુદ્ધ ભારત'

બીજું 'બ્રહ્મવાદિન્.' એ બંને માસિક પણ અમારા ઘરમાં આવવા લાગ્યાં. મારા મોટા ભાઈ બહુ ઉમંગથી એ બંને વાંચતા અને બીજાઓને સંભળાવતા. રાજમ્ ઐયર નામના કોઈ સારા લેખક Rambles in Vedanta નામની એક લેખમાળા તેમાં લખતા હતા. એ લેખમાળાની પણ એ કાળે સારી પ્રતિષ્ઠા હતી. અમે નાનાં બાળકો તો એમાં શું સમજીએ? પણ મોટા ભાઈનો ઉત્સાહ જોઈ અમે પણ ઉત્સાહિત થઈ જતા કે કોઈ અદ્‌ભુત ચીજ પ્રકટ થઈ રહી છે. અમે તો એટલું જ જાણતા કે સ્વામી વિવેકાનંદ નામના એક ભારતીય સંન્યાસીએ અમેરિકા જઈ ત્યાં સિદ્ધ કર્યું છે કે હિંદુ ધર્મ જ બધા કરતાં સારો ધર્મ છે. હવે તો ત્યાંના ઈસાઈઓ પણ હિંદુ ધર્મનો સ્વીકાર કરી એમના શિષ્ય થવા લાગ્યા છે! અમારું ધાર્મિક અભિમાન ઘણું જ વધી ગયું. હું એમ કહેવા માગું છું કે એ અભિમાન ગરમ થઈ જઈને શ્વેત ઉષ્ણતાની કોટિ સુધી પહોંચી ગયું હતું. આટલું થવા છતાં પણ મેં પોતે તો સ્વામી વિવેકાનંદનું કંઈયે વાંચ્યું નહોતું. મહાભારતની જે બેત્રણ કથાઓ વિવેકાનંદે પોતાનાં ભાષણોમાં કહી હતી, એ તો સાંભળી ચૂક્યો હતો. આ ઉપરાંત વેદાંતધર્મ કે ત્રિવિધ યોગને વિશે હું બહુ જ થોડું જાણતો હતો.

એટલું તો નાનપણમાં જ સાંભળેલું કે વેદાંત કહે છે કે દરેક મનુષ્ય બ્રહ્મ છે. એમ પણ સાંભળેલું કે યોગ કરવાથી મનુષ્ય હવામાં ઊડી શકે છે, બીજાનાં મનની વાત જાણી શકે છે, ત્રિકાળજ્ઞાની બને છે ને ખાધાપીધા વિના જીવી શકે છે. ધ્યાન કરવાથી ઈશ્વરનું દર્શન થાય છે એ પણ હું જાણતો હતો ને એ માનતોયે હતો. પણ કૉલેજકાળ દરમ્યાન જ્યારે બુદ્ધિવાદ તથા સંશયવાદ મારા પર સવાર થયા ત્યારે એ પુરાણી વાતો મને મદદ ન કરી શકી. સંતોએ ઈશ્વરની કૃપા અને ઈશ્વરની શક્તિની અસંખ્ય વાતો કહી હતી. ને નાનપણમાં હું એને માનતો પણ હતો. પરંતુ જ્યારે ખુદ ઈશ્વર જ આફતમાં આવી પડ્યો ત્યારે તેની સાથે તેનું કર્તુમ્ અકર્તુમ્ અને અન્યથા કર્તુમ્ સામર્થ્ય પણ હવામાં ઊડી ગયું. એ બધી શક્તિઓ હવે હું વિજ્ઞાનમાં જોવા લાગ્યો, જેણે વગર ઈશ્વરે અસાધારણ પ્રગતિ કરી દેખાડી હતી.

પ્રાર્થનાસમાજે મને નૈતિક જીવનનું મહત્ત્વ સમજાવ્યું. સત્યનિષ્ઠા, પરોપકાર, ત્યાગ, સેવા આદિ વાતો આકર્ષક થઈ. પણ એને માટેયે ઈશ્વરની આવશ્યકતા નહોતી. જ્યારે માણસના હૃદયે ઈશ્વર જેવી વસ્તુ જન્માવી અને તેને સર્વશ્રેષ્ઠ સ્થાન આપ્યું ત્યારે ઈશ્વરના હોવાની સંભાવના કબૂલ કરવી જોઈએ ત્યાં સુધી હું આવી ચૂક્યો હતો. આવી તૈયાર ભૂમિ પર સ્વામી વિવેકાનંદના વેદાંત દર્શનનું બીજ રોપાયું અને તેણે એકદમ તેનાં મૂળ જમાવ્યાં. નાનપણની ઈશ્વરનિષ્ઠા અને ભક્તિ જે નષ્ટ થઈ ચૂકી હતી તે જ હવે ખાતરના રૂપમાં મદદગાર થઈ પડી.

આનું મુખ્ય કારણ એ હતું કે સ્વામી વિવેકાનંદે મને કોઈ અસહાય ઈશ્વર પાસે ન મોકલતાં મારા પોતાના જ હૃદયમાં અખંડ વિરાજમાન આત્માની તરફ

વાળી દીધો. તમે જ તમારા માલિક છો; તમારી જ આત્મશક્તિ આખા વિશ્વમાં વ્યાપી રહી છે; ઈશ્વર જેવી કોઈ અલગ બાહ્ય આસમાની વસ્તુ નથી, એ તો અંતરાત્માની જ વિશાળ આવૃત્તિ છે; આ વાતને જ્યારે હું વિવેકાનંદની ચૈતન્યમયી વાણી દ્વારા સમજી શક્યો ત્યારે મારામાં નવી શ્રદ્ધા આવી ગઈ. એમ નથી કે આ બધી વાતો મેં ક્યારેયે વાંચી કે સમજી નહોતી, પરંતુ એ વાતો ત્યારે હૃદયંગમ નહોતી થઈ. સ્વામી વિવેકાનંદની જ એ ખૂબી હતી કે એમણે સૌથી મહત્ત્વની આ વાત મારે માટે પ્રત્યક્ષ બનાવી.

સાથોસાથ ધર્મનું સર્વોચ્ચ સ્વરૂપ, હિંદુ ધર્મની ખૂબીઓ, માનવજાતિ પ્રત્યેનું મારું કર્તવ્ય અને અંતરાત્માની અમર્યાદ શક્તિ, આ બધી વાતોનું યથાર્થ દર્શન મને થયું. અને તરત જ મારા જીવને પલટો ખાધો. કારવારની હિંદુ સ્કૂલમાં જે સંસ્કાર મને મળ્યા હતા તેની ગંભીરતા હવે હું સમજવા લાગ્યો અને હું આત્મનિષ્ઠ, ઈશ્વરનિષ્ઠ તથા એથીયે વધુ તો જીવનનિષ્ઠ થયો. આ પછી તુકારામ, જ્ઞાનેશ્વર, એકનાથ આદિની વાણી મને નવી દૃષ્ટિએ ચેતનવંતી જણાવા લાગી. ગીતાની જે અસર મારા મન પર થઈ હતી એથી વિશેષ ઉપનિષદકાલીન ઋષિઓનાં મનન તથા વચનની થવા લાગી.

પણ આયે અંતિમ સ્થિતિ નહોતી. એ પછી પણ કેટલાંયે ક્ષેત્રો મારે ખોળવાં પડ્યાં અને નવી નવી વાતો સમજવી પડી. પરંતુ એ બધાંનો પાયો તો સ્વામી વિવેકાનંદના અધ્યયનથી જ નંખાયો. કેટલી દિલગીરીની વાત છે કે ન તો મને એ સ્વામી વિવેકાનંદના દર્શનનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું, કે ન તો એમની શિષ્યા સિસ્ટર નિવેદિતાને જોવાની તક મને મળી—કે જેમની મારા જીવન પર આટલી ઊંડી અસર પડી છે.

## ૧૮. તત્ત્વની શોધ

કૉલેજમાં હું ભણતો ત્યારથી જ ધ્યાનમાં બેસવાની મેં ટેવ પાડેલી. એ જો આજ સુધી અખંડ ચલાવી હોત તો કેટલોયે લાભ થાત; પણ अहो जनानाम् व्यसनानि मोक्षे।

ધ્યાન વખતના અનુભવો કહેવાય નહીં. એ અનુભવો કહેવા એ અશક્ય પણ છે અને અયોગ્ય પણ છે. છતાં એક પ્રસંગ અહીં કહેવાનો પ્રયત્ન કરું છું. કોઈ સમાનધર્મી હશે તો તેને એમાં રસ પડશે.

હૉસ્ટેલમાં ૨૩ નંબરની ઓરડીમાં હું રહેતો હતો. એ અરસામાં હું સ્વામી વિવેકાનંદ અને રામકૃષ્ણ પરમહંસ વિશે ખૂબ વાંચતો અને કૉલેજમાં કેન્ટ અને માર્ટિનો ભણતો. એક દિવસે ધ્યાનમાં બેસી હું વસ્તુનું શુદ્ધ સ્વરૂપ કેવું હોય એ અજમાવતો હતો. દિક્કાલાદિને બાદ કરી, ગુણોનો છેદ ઉડાડી, કાર્યકારણતાને વીસરી

જઈ, કેવળ વસ્તુનો અનુભવ કરવા જઈએ તો વસ્તુની શુદ્ધ તત્ત્વા કેવી હોતી હશે એ સમજી એને હું સ્પર્શવા માગતો હતો. એકલી કલ્પનાથી મને સંતોષ ન હતો. ઘણા વખત સુધી તો મગજમાં શાસ્ત્રીય દલીલ જ ચાલી. પછી વસ્તુને કંઈક છોલતાં આવડ્યું. જેમ જેમ આગળ ચાલ્યો તેમ તેમ એની શરીર પર પણ અસર થવા લાગી. પ્રથમ બહારના પ્રકાશનું ભાન નષ્ટ થયું. પછી જે ટેબલ પર હું બેઠો હતો તે ટેબલ પણ 'બેભાન' થઈ ગયું. હું ક્યાં છું, મારી આસપાસ શું છે, વખત કયો, અત્યાર સુધી શું કરતો હતો, હવે પછી શું કરવાનું છે એ બધું જ લુપ્ત થયું. હું છું એટલી જ જાગૃતિ રહી. ઊંડા કૂવામાં તળિયું શોધવા માટે જ્યારે આપણે ડૂબકી મારીએ છીએ અને આંખ ઉઘાડી રાખી, હાથ ઉપર મારી, વધુ ને વધુ પાણીમાં નીચે ઊતરતા જઈએ છીએ ત્યારે ઉપરનો સૂર્યપ્રકાશ આછો થયા પછી જે એક જાતની ગભરામણ થાય છે,—(ગભરામણ તો નહીં, કેમ કે શ્વાસ રોકવાની શક્તિ પર આપણો વિશ્વાસ હોય, કૂવાનો ઉપરથી નીચે સુધીનો પરિચય હોય અને જોરથી હાથ અને પગ એક જ વાર નીચે મારવાથી હું ઉપર સુધી પહોંચી શકું છું એવી ખાતરી હોય ત્યારે બીક કે ગભરામણ શાની? છતાં એ વખતે છાતી પર અમુક પ્રકારનું દબાણ પડે જ છે. કોઈ ગંભીર પરિસ્થિતિમાં છીએ એવું ભાન થાય છે અને અસાધારણ જવાબદારીનો વિચિત્ર પ્રત્યય આવે છે.)—એવો કંઈક ગંભીર અનુભવ મારા ધ્યાનમાં મને થયો. કોઈ અપૂર્વ દૈવી પુરુષના સાન્નિધ્યમાં એકાએક આપણે રજૂ થયા હોઈએ અને પછી જે એક જાતનો સંભ્રમ સહેજે આવી જાય છે તેવી સ્થિતિ થઈ. આ સ્થિતિમાં રહેવું કે ન રહેવું એ નક્કી ન થાય એવી દશામાં થોડો વખત રહ્યો. પછી થઈ આવ્યું કે આ અનુભવના મધ્યબિંદુ તરફ જવું જ જોઈએ. થોડાક અનિશ્ચય પછી, સોયમાં દોરો પરોવે છે તેમ હું અંદર જવા લાગ્યો. એક વાર તો થયું કે હવે એક ક્ષણની જ વાર, અને આપણે મધ્યસ્થ કેંદ્ર સુધી પહોંચી જવાના. એ ક્ષણની શરૂઆત પણ થઈ; હૃદયમાં અસાધારણ આનંદની ઊર્મિ ઊઠી. પણ એટલામાં કોણ જાણે શું થયું. ફણસની ગોટલી જેમ હાથમાં પકડી રાખવા જતાં લપસીને છટકી જાય છે તેમ બધું છટકી ગયું! શું થયું એની જરાયે ખબર ન પડે. થોડી વાર પછી હું મારી ઓરડીમાં એકલો, ટેબલ પર બેઠો છું એનું ભાન થતાં એનું જ મોટું આશ્ચર્ય થયું.

આપણે જે જીવીએ છીએ એટલો જ જીવનનો ભાગ નથી. અને તે મુખ્ય ભાગ છે એમે નથી. એ તો કેવળ ક્ષણિક પૃષ્ઠભાગ છે. વિશાળ જીવન ઘણું ઊંડું છે એમ તે દિવસે સ્પષ્ટ થયું. તે દિવસથી મારી ધાર્મિક વૃત્તિમાં એક કાયમનો ફેર પડ્યો. ત્યાર પહેલાં હું પરમાર્થી ન હતો. તે દિવસ પછી અનેક માનસિક ક્રાંતિઓ હોવા છતાં અને અનેક પ્રવાહો આડે આવ્યા છતાં તે પારમાર્થિકતા છૂટી જ નથી.

# ૧૯. સ્વદેશી અને બહિષ્કાર

‘આગ લાગે એ સ્વદેશીને, જેમાં બહિષ્કારની તેજસ્વિતા નથી.’ એવા વાક્ય સાથે એક મોટા વક્તાએ પોતાનું ભાષણ પૂરું કર્યું. ઈ. ૧૯૦૫ના બંગભંગના એ દિવસો હતા. બંગાળ પ્રાંત ઘણો મોટો છે એ બહાને લૉર્ડ કર્ઝને તેના બે ભાગલા પાડવાનો નિશ્ચય કર્યો અને પૂર્વ બંગાળ માટે ઢાકાને રાજધાની કરાવી ત્યાં એક અલગ યુનિવર્સિટી પણ સ્થાપી. પોતાની જન્મભૂમિના આમ બે ટુકડા થતા જોઈ બંગાળી લોકો વિફર્યા અને તેમણે બંગભંગના વિરોધમાં આંદોલન ઉપાડ્યું. જન્મ-ભૂમિના ટુકડા કરનારી અંગ્રેજ સરકારને પહેલાં તો ઘણી અરજીઓ કરી, અને પછી તેનો વિરોધ કર્યો. એથી પણ કંઈ લાભ ન થતાં ચિડાયેલા નેતાઓએ મહારાષ્ટ્રના સ્વદેશી આંદોલનને અપનાવવાનો નિશ્ચય કર્યો, અને તે સાથે બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાનો પણ વિચાર કર્યો.

બહિષ્કારને માટે અંગ્રેજી શબ્દ હતો ‘બૉયકોટ.’ મોટા મોટા અંગ્રેજ વક્તાઓ માટે પણ આ શબ્દ નવો હતો. તેનો અર્થ બહુ ઓછા માણસો જાણતા હતા. એટલે સાધારણ વક્તાઓમાંના કેટલાક કહેતા કે we have to boycott British goods અને કેટલાક કહેતા કે we have to boycott swa-deshi goods! બંનેના કહેવાનો ભાવ તો એક જ હતો, પણ boycottનો અર્થ તેઓ જાણતા નહોતા. (મૂળ તો બૉયકોટ એક માણસનું નામ હતું જેની સાથે લોકોએ બધા જ સામાજિક સંબંધો તોડી નાખ્યા હતા.)

સ્વદેશીનો ઉદ્દેશ આપણા દેશના હુન્નરઉદ્યોગ વધારવાનો હતો. દેશના ભૂખ્યા કારીગરોને એમની રોજી પાછી આપવાની એમાં વાત હતી. સ્વદેશી સંસ્કૃતિની પ્રતિષ્ઠા વધારી રાષ્ટ્રશક્તિ જાગ્રત કરવાનો ભાવ પણ તેમાં હતો. બહિષ્કાર પાછળ અંગ્રેજોને નુકસાન પહોંચાડવાની ખાસ દાનત નહોતી. અંગ્રેજોનાં કારખાનાંઓ બેસી જઈ તેમની શક્તિ ક્ષીણ થશે ને એથી ડરી જઈ આપણી વાત માની લેશે એવી વિચારપરંપરા બહિષ્કાર પાછળ હતી.

આવી ભાવનાનું એક પરિણામ એ આવ્યું કે બહિષ્કારવાદીઓ સ્વદેશી હુન્નર-ઉદ્યોગ વધારવાનો ઉત્સાહ ન દાખવતાં ઈટાલિયન, જપાની કે જર્મન માલ લેવા તૈયાર થતા હતા. બહિષ્કારવાદીઓને ઈટાલિયન કાપડ ખરીદતા મેં જોયેલા. તેઓ કહેતા કે સ્વદેશી માલ તૈયાર કરતાં તો કેટલાંયે વર્ષો વીતી જશે, અને આપણે તો અંગ્રેજો-ને આજે જ નુકસાન પહોંચાડવું છે. આપણે અંગ્રેજોના દુશ્મનોને મજબૂત કરી અંગ્રેજોની તાકાત ઘટાડીશું. કેવળ સ્વદેશી, એ તો ફક્ત આર્થિક વાત છે. બહિષ્કાર રાજનૈતિક શસ્ત્ર છે.

સ્વદેશીવાળાઓ કહેતા કે અંગ્રેજોને કમજોર બનાવી જો આપણે ઈટાલિયન

કે જર્મન લોકોનો માલ ખરીદશું તો એ દેશના લોકો મજબૂત બનશે; એથી આપણને શો લાભ? આપણે તો બીજાના આશ્રિત જ રહીશું. જેમ પોતાનો વેપાર વધારવા અંગ્રેજોએ અહીં પોતાનું રાજ્ય જમાવ્યું એમ જ જર્મનો કે ઈટાલિયનો પણ અહીં પોતાનો વેપાર વધતો જોઈ અહીંના રાજ્યકર્તા બનવા પ્રયત્નો કરશે. પરદેશી રાજ્યોને અંદરોઅંદર લડાવવાથી આપણી શક્તિ નહીં વધે.

થોડા લોકો એમ પણ કહેતા કે આપણે વિલાયતી કાપડનો બહિષ્કાર કરીશું ને સ્વદેશી માલ મળશે તો એ જરૂર લઈશું; ને જો નહીં મળે તો ઉઘાડા ફરીશું. પણ બધા લોકની એ હિંમત નહોતી.

એક દિવસ પૂનામાં સ્વદેશી બહિષ્કારની સભા મળી. કોઈએ પરદેશી માલની હોળી કરવાનું સુઝાડ્યું; એટલે કે પરદેશી માલ બાળી નાખવો જોઈએ. ઉત્સાહી લોકોએ વિચાર મંજૂર કર્યો ને અહીંતહીંથી પરદેશી માલ એકઠો કર્યો. સ્વયંસેવક યુવકો તો વાનર જ કહેવાય! એમણે તો લોકોના માથા પરથી પરદેશી ટોપીઓ ઉતારવી શરૂ કરી, અને બળતા કપડાની એ હોળી વધુ પ્રજ્જ્વળી.

એ દિવસે મેં સાંભળ્યું કે એક દેશભક્ત પોતાની કીમતી પરદેશી ટોપી કોટમાં છુપાવી ઉઘાડે માથે જ ઘેર ગયેલો. બીજા એક જૂના દેશભકતે પોતાનું પરદેશી કાપડનું જાકીટ ખેસ નીચે છુપાવેલું.

જ્યારે બહિષ્કારની વાત ચાલી ત્યારે સાધારણ લોકો તો એમ પણ પૂછવા લાગ્યા કે તમે ચશ્માં શા માટે પહેરો છો? ખિસ્સાઘડિયાળ કેમ રાખો છો? જે સિક્કાઓ પર અંગ્રેજી રાજ્યની મહોર છે એ પૈસા પણ હાથમાં શા માટે લો છો? ત્યારે કોઈએ એક જૂની વાત સંભળાવી. ઈ. સ. ૧૮૯૭માં સ્વદેશી આંદોલનનો પ્રારંભ થયો અને 'સાર્વજનિક કાકા' જોષીએ લોકોને બતાવ્યું કે પરદેશી કાપડને કારણે આપણા સાઠ કરોડ રૂપિયા પરદેશ જાય છે ત્યારેયે લોકોએ તેમને હસી કાઢેલા. તેઓ હાથે કાંતેલું અને હાથે બનાવેલું ગજિયાનું કાપડ પહેરતા. ગજિયાની એમની પાઘડી (જેને મહારાષ્ટ્રમાં 'પાગોટે' કહે છે.) માથા પર મોટી ઢાલ કે રથના પૈડા જેવી દેખાતી. પૂનાના એક જાણીતા વૈદ્ય પણ આવી પાઘડી પહેરતા. એ ગજિયાને આજે આપણે ખાદી કહીએ છીએ. એમની મશ્કરી કરવા એક માણસે તાંબાનું એક મોટું વાસણ પોતાના ગળામાં લટકાવ્યું ને તેમાં પાણી ભરી એક કાણાવાળો વાટકો તેમાં તરતો મૂક્યો. રસ્તામાં લોકો પૂછે કે 'આ શું કૌતુક છે?' ત્યારે જવાબ દેતા કે 'આ તો આ સ્વદેશી લોકોની ઘડિયાળ છે. વાટકો પાણીથી ભરાઈ ડૂબી જશે ત્યારે એક ઘટિકા થશે. આપણા પૂર્વજો આવાં જ ઘટિકાયંત્ર વડે સમય માપતા હતા.' (આજેયે લગ્ન વેળા આવું ઘટિકાયંત્ર રખાય છે.) સ્વદેશીને કેટલાક લોકો 'સોદેશાહી' પણ કહેતા.

ઉપરની વાત જ્યારે મેં સાંભળી ત્યારે મારા બાળપણના દિવસો યાદ આવ્યા. બજારમાં જઈ જેવું મળે તેવું પરદેશી કાપડ અમે ખરીદતા હતા. માંચેસ્ટરથી

આવેલું 'માજરપાટ' ગામડે ગામડે પહોંચ્યું હતું. એ દિવસોમાં મારા મોટા ભાઈ ખસૂસ સ્વદેશી કપડાં જ પહેરતા. ત્યારે એવો આગ્રહ રખાતો કે સૂતર ભલે પરદેશી હોય, પણ વણાટ તો આપણા દેશનો જ હોવો જોઈએ. મારા મોટા ભાઈને સુંદર-અસુંદરનો ખ્યાલ બહુ ઓછો હતો. જેવું મળે એવું સ્વદેશી કાપડ લઈ તેઓ પોતાનો કોટ સિવડાવી લેતા. મને તો એથી લજ્જા આવતી, અને હું એમને કહેતો પણ ખરો કે, "બાબા તને આવાં 'ગામઠી' કપડાં કેમ ગમે છે?" સાચી વાત તો એ હતી કે મારા બાળમનમાં સ્વદેશીનો વિરોધ નહોતો, કે નહોતો સ્વદેશી પ્રત્યે પક્ષપાત. પણ જેવાં કપડાં મારા ભાઈ પસંદ કરતા હતા તેનો રંગ, એમની માફક મને સારો નહોતો લાગતો. પણ કહેવામાં તો મેં એ કાપડ 'ગામઠી' હોવાનો જ દોષ બતાવેલો. મારા મોટા ભાઈએ જવાબ દીધો, 'દત્તુ, આજ તું નાનો છે, કંઈ સમજતો નથી; જ્યારે મોટો થઈશ ત્યારે સ્વદેશીની વાત તારા ધ્યાનમાં આપોઆપ આવી જશે અને તું મારાથીયે આગળ વધશે.'

સ્વદેશી-બહિષ્કારનું આંદોલન જ્યારે આગળ વધ્યું ત્યારે લોકો કહેવા લાગ્યા કે દેશમાં જ વણાયેલું કાપડ હોય એટલું પૂરતું નથી. આપણે અંગ્રેજી ઢબનો કોટ પણ શા માટે પહેરવો? આપણું પુરાણું કુડતું શું કમ છે? આપણે ટોપીયે છોડી દઈએ. આપણે ફેંટો કે ફાળિયું જ પહેરવું જોઈએ. મારા જેવા નવયુવાનો કહેતા કે એ પહેરવાથી દેશને શું નુકસાન છે? અમને કુડતું ગમતું નથી. ઢીલુંઢફ શું સારું? હા, જો કોટ બનાવડાવવાથી દેશના પૈસા પરદેશ જતા હોય તો અમે તે છોડી કુડતું પહેરીશું. જવાબ મળતો કે પરદેશી ઢબનાં કપડાં પહેરવાથી આપણું હૃદય પરદેશી બની જાય છે; આપણે આપણી વૃત્તિઓમાં પણ અંગ્રેજોના ગુલામ બની જઈએ છીએ. આપણા પૂર્વજો શું મૂર્ખ હતા કે તેમણે કુડતું પસંદ કર્યું?

એટલામાં એક વેદકાલના અભિમાની બોલી ઊઠયા, 'અરે કુડતુંયે ક્યાં શુદ્ધ સ્વદેશી છે? કુડતું તો પઠાણ કે મુઘલ રાજ્યકર્તા આપણા દેશમાં લઈ આવ્યા. દરજીનો ધંધો જ પરદેશથી આવ્યો છે ને! આપણે ત્યાં અસલી સ્વદેશી રીત જ જુદી હતી. નીચે ધોતિયું, ખભા પર ખેસ અને માથે શિરોવેષ્ટન કે ફેંટો. દરજીનું કામ જ નહીં ને!'

આ રીતે આર્થિક સ્વદેશીએ સાંસ્કૃતિક સ્વદેશીનું રૂપ ધારણ કર્યું ને સ્વદેશાભિમાને પ્રાચીનકાળની ભૂતોપાસના શરૂ કરી દીધી.

કોઈએ કહ્યું કે અમેરિકામાં જઈને તો જુઓ, ત્યાંના હબસીઓએ તો પોતાનાં બાળકોને ગોરા રંગનાં ઢીંગલાઢીંગલી આપવાં પણ બંધ કરી દીધાં છે. ચિનાઈ માટીની સફેદ ઢીંગલીઓ જોઈ હબસી બાળકોના મનમાં એવી ભાવના પોષાય છે કે સફેદ ચામડીના લોકો શ્રેષ્ઠ છે; કાળા લોકો પછાત છે, દાસ છે; એટલે સફેદ ઢીંગલીઓ જ બધી ફોડી નાખવી જોઈએ.

હિંદુસ્તાનમાં હેવેલે અંગ્રેજી ચિત્રકળાનો વિરોધ કરી સ્વદેશી પૌરાણિક

ચિત્રકળાનો પુરસ્કાર કર્યો. એમના પછી શ્રી આનંદ કુમારસ્વામી આગળ આવ્યા. તેમણે ભારતીય સાંસ્કૃતિક અને સ્વદેશી આંદોલનનો સમન્વય કરી દેખાડ્યો, અને એ પણ બતાવ્યું કે કારખાનાં દ્વારા પશ્ચિમી સંસ્કૃતિએ આત્મહત્યા કરી છે. એનું અનુકરણ આપણે ન કરીએ. આપણે હાથકારીગરી ને ગ્રામોદ્યોગનો જ પુરસ્કાર કરવો જોઈએ. શ્રી રવીન્દ્રનાથ ઠાકુરે પોતાનાં કાવ્યો અને લેખો દ્વારા સ્વદેશી આંદોલનને સાંસ્કૃતિક પાયો ગણાવ્યો અને સ્વામી વિવેકાનંદની શિષ્યા ભગિની નિવેદિતાએ આ જ સાંસ્કૃતિક, ધાર્મિક, સ્વદેશી વૃત્તિને જીવનદૃષ્ટિનું સાર્વભૌમ રૂપ આપી દીધું.

આ વારસાગત મૂળ પર મહાત્મા ગાંધીજીએ જે સ્વદેશી, ગ્રામોદ્યોગ અને ખાદીનું આંદોલન ચલાવ્યું એને તો સૌ જાણે છે.

## ૨૦. તરવાની કળા

એક જમાનો એવો હતો કે જ્યારે આપણા દેશના પૂર્વજોએ સમગ્ર રાષ્ટ્રને સલામતી અને સુરક્ષિતતાના પાઠ ભણાવ્યા હતા. 'સેફ્ટી ફર્સ્ટ'ની શિખામણ તો યાંત્રિક જમાનામાં દેવાઈ: એ ઉદ્દેશથી કે યંત્રો સાથે કામ કરતો માણસ જોખમથી બચી જાય. કામ બગડે તેનો વાંધો નહીં, પણ મજૂર—કામ કરનાર-નો જાન સલામત રહેવો જોઈએ. સલામતી-પરસ્ત આપણા પૂર્વજોએ શિખામણ દીધી કે 'आत्मानं सततं रक्षेत् दारैरपि धनैरपि'—પત્ની અને ધનને પણ ગૌણ ગણીને જાતની રક્ષા કરવી જોઈએ.

એ જ જમાનાએ રાજાઓને કહ્યું હતું કે મૃગયા—શિકાર ખેલવા ઘોર જંગલમાં ન જવું જોઈએ. જ્યાં માર્ગો પણ સારા હોય એવાં કૃત્રિમ જંગલો બનાવી તેમાં જ એ મધુર વ્યાયામ કરવો જોઈએ. એ જ યુગે બ્રહ્મચારીઓને કહ્યું હતું કે ઝાડ પર ન ચડવું; પાણીમાં તરવું પણ નહીં. કન્યાના પિતાને કહ્યું હતું કે પોતાની પુત્રીને કોઈ શૂરવીર સાથે ન પરણાવવી જોઈએ.

નાનપણમાં અમને ટાઢે પાણીએ નાહવા પણ ન દેતા. રોજ માથે પાણી રેડીને નાહવાની પણ મનાઈ હતી. શિરસ્નાન નહીં પણ સ્કંધસ્નાનની જ રજા હતી. બેચાર દિવસ પછી શિરસ્નાનની છૂટ મળે.

મૅટ્રિક પાસ કરી જ્યારે હું કૉલેજમાં જવા નીકળ્યો ત્યારે માતાએ મને શિખામણ આપતાં કહ્યું, 'જ્યાં આપણું ઘર નથી કે કોઈ સગુંવહાલું નથી એવે ઠેકાણે જાય છે. તબિયત જાળવજે ને ટાઢે પાણીએ નાહતો નહીં.' મેં કહ્યું, 'નાનપણમાં કેટલીયે વાર નદીમાં નાહ્યો છું. ઉનાળા પછીના પહેલા વરસાદમાં નાહવાનું તો તમે જ કહ્યું હતું. હવે જ્યારે કૉલેજમાં જાઉં છું ત્યારે શિયાળા સિવાય હું તો ઠંડે પાણીએ જ નાહવાનો છું. વચન દઈને એ તોડવું મને સારું નથી લાગતું.

પૂનામાં આવીને કોઈ જોવાનું નથી, એટલે પહેલેથી જ જણાવી દઉં છું કે હું તો ઠંડે પાણીએ જ નાહવાનો; એટલું જ નહીં પણ બની શકશે તો તરતાંયે શીખીશ.' માએ કહ્યું, 'સારું, ટાઢે પાણીએ નાહવાની રજા દઉં છું, પણ તરવાની વાત છોડી દે.' મેં કહ્યું, 'ખૂબ ધ્યાન રાખીશ, પણ તરતાં તો મારે શીખવું જ છે.'

ફર્ગ્યુસન કૉલેજ પાસે કોઈ નદી નથી અને રોજ કંઈ 'લકડી પુલ' સુધી જઈને નાહવું કે તરવું સહેલું નહોતું. પણ રસ્તાની પેલી પાર અમારા પાટિલનો એક મોટો કૂવો હતો તેમાં તરવા માટે કેટલાક વિદ્યાર્થીઓ જતા. મેં જોયું કે કેટલાક એવા વિદ્યાર્થીઓ પણ હતા કે જેઓ જાણીજોઈને ઉપરથી એવી રીતે પડતા કે નવા શિખાઉઓ હેરાન થઈ જાય. થોડો પરિચય થયા પછી શિખાઉઓના ખભે પગ મૂકી તેને પાંચસાત ફૂટ પાણીમાં અંદર દબાવી દેતા, અને એ હાંફળો-ફાંફળો પાણી ઉપર માથું કાઢી હજી તો શ્વાસ લે ન લે એટલામાં તો બીજો કોઈ તેની કાંધે સવાર થઈ ફરી તેને પાણીમાં દાબી દેતો. પછી ઉપર આવતાં તો એ એવો ગભરાઈ જતો કે ફરી કૂવે તરવાનો વિચાર જ એણે માંડી વાળવો પડતો.

કેટલાક વિદ્યાર્થીઓ તો એવી સફાઈથી તરતા અને એમની લાંબી ચોટલી પાણીમાં એવી લહેરાતી કે એને જોયા જ કરવામાં મજા આવતી.

મેં વિચાર્યું કે કોઈ સજ્જન વિદ્યાર્થીને કહું કે મને તરતાં શીખવે, પણ મારી સાથે કોઈ તોફાન ન કરે. બધા તરનારાઓને મેં જોયા. પણ એવો કોઈ સજ્જન નજરે ન ચડ્યો કે જે મને મારી શરતે તરતાં શીખવે. મેં વિચાર કર્યો કે જો બુદ્ધ ભગવાન સ્વયં સંબુદ્ધ થયા તો હું એ કોઈને ગુરુ કર્યા વિના તરવાની કળા કેમ પ્રાપ્ત ન કરું?

નાનપણમાં મેં સાંભળેલું કે સાવંતવાડીના એક વિદ્યાર્થીએ તરવાની કળા પર પાંચદસ મરાઠી અંગ્રેજી ચોપડીઓ વાંચી કાઢેલી. અને એટલા જ્ઞાનને સહારે એક મોટા હોજમાં કૂદી પડ્યો! કહેવાની જરૂર નથી કે એ તરતાં તો ન શીખ્યો, પણ સારી પેઠે પાણી પિવાઈ ગયા બાદ કોઈએ દયા ખાઈને તેને બહાર કાઢેલો. મેં નિશ્ચય કર્યો કે આપણે કેવળ શાસ્ત્રપ્રવીણ બની આવી હિંમત નથી કરવી. મેં મારી પોતાની જ રીત ચલાવી.

જે વખતે કોઈ જ કૂવે નાહવા ન જતું એવે વખતે હું જઈને સીડીએથી કૂવામાં ઊતર્યો અને પાણીની સપાટી નજીક લોઢાની જે કડીઓ નાખેલી હતી તેને પકડી રાખી કૂવામાં પગ હલાવવા લાગ્યો. હાથમાં કડીઓ પકડી, શરીર દીવાલથી બની શકે એટલું દૂર રાખી, પગ પાણીની ઉપર લાવવા લાગ્યો. હવે છાતી અંદર રાખી પાણીને હોઠ સુધી આવવા દેતો. આમ, પગ હલાવવાની યુક્તિ સિદ્ધ થયા બાદ લોઢાની કડીઓ છોડી હવે સીડીનો પથ્થર પકડીને તરવા લાગ્યો.

માણસ જ્યારે જમીન પર ચાલે છે ત્યારે શરીર ઊભું રાખીને ચાલે છે, અને શરીરનું ગુરુત્વમધ્યબિંદુ (center of gravity) બે પગની વચ્ચે રાખે છે, એટલે

એ પડતો નથી. હવાનો આ નિયમ પાણીમાં નથી ચાલતો. અને સાધકે તો પાણીમાં શરીર ઊભું રાખવું જોખમકારક જ છે. તરવાની કળા સિદ્ધ થયા પછી તો શરીરનો ઝુકાવ ઊભો હોય કે આડો, ગમે તેવો હોય, તોપણ પાણીમાં તરવું કઠણ નથી. પણ સાધકને માટે તો બચવાનો ઉપાય આડા રહેવામાં જ છે.

કિનારી પકડીને મેં આમ આ સાધના પૂરી કરી.

હવે હાથ છોડી દઈને તરવાનું બાકી રહ્યું. આને માટે લોકો મોટે ભાગે કોળાનું તૂમડું કે ટિનનો બંધ ડબ્બો કમ્મરે બાંધી તરવા લાગે છે. અને તરવું આવડી ગયા બાદ એ તારક વસ્તુનો ત્યાગ કરે છે. પણ તરતાં આવડયાની સાબિતી શી? મારે કોઈનું ગુરુત્વ સ્વીકારવું નહોતું. જો તારક ચીજ છોડી દઉં ને ડૂબવા માંડું તો પછી શું કરું?

મને એક રસ્તો સૂઝયો. જેનાં બૂચ બને છે એ હલકા લાકડાના ટુકડા એક થેલીમાં નાખી તેને કમ્મરે બાંધી દઉં તો કામ ચાલી શકે. પણ એવા 'કૉર્ક' હું લાવું કયાંથી? ખૂબ મગજ કસ્યું. અંતે એક તરકીબ હાથ આવી. કૉલેજના વાનસ્પત્ય બગીચામાં 'રેડ અનસ ઊગતાં હતાં. તલવાર જેવાં એનાં પાનની વચ્ચેથી એક પાતળો સરખો સ્તંભ નીકળી આવે છે જેની નાની નાની શાખાઓ ચારે તરફ ફેલાયેલી હોય છે. કેટલાક લોકો તેનું 'હેટ-સ્ટેન્ડ' બનાવે છે. માળી પાસે જઈ મેં એવો એક સૂકો સ્તંભ માગી લીધો. નાની નાની શાખાઓવાળું એનું મસ્તક કાપી નાખ્યું. એ શિરચ્છેદ બાદ જે સોટો રહ્યો તેના એક એક હાથ લાંબા ત્રણ કટકા કર્યા. આ લાકડું બૂચ જેવું જ હલકું હોય છે અને પાણીમાં રહ્યા પછીયે ભારે નથી થતું. આ ત્રણ કટકાને ભેગા કરી કમ્મરે બાંધી પાણીમાં કૂદી પડયો. બેશક કૂવામાં હું એકલો જ હતો. લગભગ એકાદ કલાક તરીને પાછો ફર્યો. કંઈક આત્મવિશ્વાસ આવ્યો. બીજે દિવસે પેલા ત્રણમાંથી એક કટકો ઓછો કરી, બે જ બાંધીને પાણીમાં પડયો. કંઈક મહેનત કરીને જ તરી શકયો. એ દિવસે બહુ ધ્યાન રાખી તર્યો.

ત્રીજે દિવસે એક જ કટકો રાખ્યો ને સારી પેઠે તર્યો. હવે મારો ઉત્સાહ વધી ગયો. બપોરે ત્રણેક વાગ્યે જઈને ફરીથી તરવા લાગ્યો. અને એકેય ટુકડો બાંધ્યા વિના જ પાણીમાં કૂદી પડયો. ને જોયું કે હવે વગર ટેકે પણ તરી શકું છું. સિદ્ધિનો આનંદ થયો અને એ દિવસે ચિત્ત ખૂબ જ પ્રસન્ન રહ્યું. હાથપગ થાકી તો ગયા'તા, છતાં મન તો હવામાં તરતું જ રહ્યું.

ત્યારથી રોજ એકલો તરવા જવા લાગ્યો. તરતાં તરતાં માથું પાણીમાં ડુબાડી આંખો ખોલી નાખી. આંખો પાણીથી ઘેરાઈ ગઈ.

આમ બેએક અઠવાડિયાં જવા દીધાં પછી તરતાં તરતાં પાણીમાં ડૂબકીઓ મારવાનો મહાવરો પાડવા માંડયો. ઉપલી તરફ જોરથી હાથ હલાવતો પાણીમાં નીચે ઊતરતો, અને ત્યાં મૂંઝવણ થતાં જ હાથ નીચલી તરફ મારતો ઉપર આવતો

રહેતો. પછી તો પાણીમાં આંખો ખુલ્લી રાખી ચક્કર પણ લગાવવા માંડયો. આટલી તૈયારી કરી લીધા બાદ હું એક દિવસ બીજા સૌ નાહવા આવતા હતા એ જ વખતે કૂવે ગયો. તરવાવાળા વિદ્યાર્થીઓએ તો માની લીધેલું કે કાલેલકરે ચાર દિવસ આવીને જોયું, ને હિંમત હારી જતાં હવે નથી આવતો. મને તરતો જોઈને તે સૌને અચંબો થયો. ને દરેક જણ પૂછવા લાગ્યો કે તને કોણે શીખવ્યું? મેં કહ્યું મેં તો આપમેળે જ શીખી લીધું છે.

એક દિવસ મારા મિત્ર ગોવિંદરાવ કપૂરે પાછળથી આવીને મારી કાંધ પર પગ મૂક્યા ને મને પાણીમાં દબાવ્યો. પાણી પણ સારી પેઠે, એટલે કે ત્રીસેક ફૂટ ઊંડું હતું. પણ જ્યારે એમણે મને ઉપર આવીને શાંતિથી તરતો જોયો ત્યારે તો એમને ભારે અચંબો થયો. એ તો માનતા હતા કે ઉપર આવતાં જ હું બડ-બડાટી બોલાવવા માંડીશ. બીજે દિવસે મેં તેને બધી હકીકત કહી સંભળાવી અને ત્રણ હલકી લાકડીઓની યુક્તિ પણ બતાવી.

આમ, પોતાની મેળે શીખવાથી નવા શિખાઉઓનું માનસ પણ મારા ધ્યાનમાં આવી ગયું. એ પછી કૉલેજનું શિક્ષણ પૂરું થયું. મુંબઈ આવીને હું સમુદ્રમાં તરવા લાગ્યો. જ્યારે રાષ્ટ્રીય શાળાઓ ચલાવવા માંડયો ત્યારે સેંકડો વિદ્યાર્થીઓને તરતાં શીખવ્યું. હિમાલયમાં ગંગાજીના પવિત્ર સ્રોતમાં પણ ખૂબ નાહ્યો. અને સાબરમતી આશ્રમમાં તો ઘણા લોકોને તરતાં શીખવ્યું તથા કેટલાકને ડૂબતા બચાવ્યા. પરંતુ તરતાં શીખવવાની કળામાં હું આટલો પ્રવીણ થયો એનું મૂળ કારણ તો મારે માટે તરતાં શીખવાની કળાની શોધ મેં જાતે કરી એ જ હતું.

## ૨૧. પ્રિન્સિપાલ પરણ્યા

હું કૉલેજમાં દાખલ થયો ત્યારે અમારા પ્રિન્સિપાલ પરાંજપેની નામના તેજસ્વી ગણિતશાસ્ત્રી ને બુદ્ધિવાદી નવયુવક તરીકેની હતી. વિદ્યાર્થી તરીકે ઉત્તમ નામના મેળવી વિલાયત ભણવા ગયા. ત્યાંની ઉચ્ચ ગણિતની સર્વોચ્ચ પરીક્ષામાં સહેલાઈથી પહેલા આવ્યા. આમ સર્વોચ્ચ પરીક્ષામાં પહેલા આવનારને સિનિયર રેંગ્લર કહેવાનો ત્યાં રિવાજ છે. આથી લોકો એમને રેંગ્લર પરાંજપે કહેતા. ગણિત માટે વિલાયતની પ્રખ્યાત કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં સૌથી ઊંચી પરીક્ષામાં પહેલું આવવું એ નાનીસૂની વાત ન હતી.

એ જ્યારે વિલાયત ભણવા ગયા ત્યારે ફર્ગ્યુસન કૉલેજે એમના ખર્ચની વ્યવસ્થા કરી હતી. અને એના બદલામાં એમની પાસે લખાવી લીધું હતું કે વિલાયત ભણી આવ્યા પછી તે કૉલેજના આજીવન સદસ્ય બની માત્ર ગુજરાન પૂરતું વેતન લઈ વીસ વર્ષ સેવા આપશે. કોને ખબર હતી કે કોંકણનો આ છોકરો

વિલાયતમાં આટલી નામના મેળવશે? અંગ્રેજ વાઈસરૉયે એનું અભિનંદન કર્યું અને એને મોટામાં મોટી સરકારી નોકરી આપવાનું વચન પણ એની આગળ ધર્યું.

લોકમાન્ય ટિળક, આગરકર ને ગોળે જેવા ઉચ્ચ દેશભક્તોએ કેળવણીના પ્રચાર અર્થે ફર્ગ્યુસન કૉલેજની સ્થાપના કરી હતી, નામદાર ગોખલેએ પણ એ કૉલેજમાં પ્રોફેસર તરીકે કામ કર્યું હતું અને તેઓ પ્રિન્સિપાલની પ્રતિષ્ઠા ભોગવતા હતા. કૉલેજના વ્યવસ્થાપકોએ વિચાર કર્યો કે આવડી મોટી સિદ્ધિ પછી મોટા પગારની સરકારી નોકરીની તક સામે આવી છે ત્યારે એ યુવકને એના વચનમાંથી મુક્ત કરવો જોઈએ. અને વ્યવસ્થાપકમંડળે એ પ્રમાણે ઠરાવ કર્યો. પણ આ તેજસ્વી યુવકે સાફ ના પાડી. એણે કહ્યું: ‘વચન તે વચન, અને મને આવી મદદ કરનારા ગુરુજનો તો છે ત્યાગી દેશભક્તો. એમની વચ્ચે રહી સેવાનું કાર્ય કરવું એમાં જ જીવનની સાર્થકતા છે.’ પરાંજપે ગણિતના અધ્યાપક તરીકે કૉલેજના અધ્યાપકમંડળમાં દાખલ થયા. હવે અધ્યાપકોએ વિચાર કર્યો કે આવડો ત્યાગ કરનાર તેજસ્વી દેશભક્તની આપણે પણ કદર કરવી જોઈએ. એટલે પ્રિન્સિપાલ થવાની જેમની પીઢ ઉંમર હતી એવા બધા પ્રોફેસરોએ નક્કી કર્યું કે આપણે હક છોડી દઈએ. અને આ યુવકને પ્રિન્સિપાલ બનાવી એના હાથ તળે કામ કરવા તેઓ તૈયાર થયા!

આવા તેજસ્વી પ્રિન્સિપાલના હાથ તળે ભણવાની મને તક મળી. મારું ગણિત સારું હતું. મને હમેશાં પ્રથમ વર્ગના માર્ક મળતા રહેતા. બે વર્ષ સુધી મને એમનો સારો પરિચય મળ્યો. એમના પિતા ધર્મનિષ્ઠ બ્રાહ્મણ હતા. પણ ભાઈસાહેબ વિલાયતના બુદ્ધિવાદી વિદ્વાનોની પૂરી અસર તળે આવી ઈશ્વર કે ધર્મમાં ન માનનારા બુદ્ધિવાદી થયા અને ઉત્સાહપૂર્વક પોતાના એ વિચારનો પ્રચાર પણ કરતા. એમની મારા ઉપર ઘણી અસર થઈ. મેં એમનાં વ્યાખ્યાનો તો બે કે ત્રણ સાંભળ્યાં હશે, પણ વિલાયતના બુદ્ધિવાદી મંડળના અનેક ગ્રંથો (R. P. A. Seriesના) મેં વાંચેલા. લૉર્ડ મૉર્લેનો On compromise એ બૃહદ્ નિબંધ પણ વાંચ્યો; એના ઉપર વ્યાખ્યાન આપ્યું; અને હું પણ બુદ્ધિવાદનો જબરો પ્રચારક થયો. જનોઈ-ચોટલીને રજા આપી, સંધ્યા-પૂજાનો વિરોધ કરવા લાગ્યો અને એનું અભિમાન પણ અનુભવતો થયો.

પ્રિન્સિપાલ પરાંજપે શરીરે સુદૃઢ. કૉલેજમાં આવે ત્યારે દાદરનાં પગથિયાં એક એક છોડીને ઝટઝટ ઉપર ચડે. વિદ્યાર્થીઓમાં ખૂબ રસ રાખે. ગણિતવિદ્યાના પૂરા ભક્ત. પણ રાજનીતિમાં નરમ દલના. મને એનું દુ:ખ થતું કે આટલો તેજસ્વી માણસ જે ઈશ્વરને પણ પડકારે એ નરમ દલનો કેમ રહી શકે? પણ એમના પ્રત્યેની મારી ભક્તિ ઓછી ન થઈ.

કૉલેજમાં કેટલીક છોકરીઓ ભણતી—બહુ જ થોડી. સમાજમાં એમને વિશે આશ્ચર્ય થતું. કૉલેજના વર્ગોમાં એ સૌથી આગળ બેસે. છોકરાઓ જોડે બોલે

નહીં. ઠાવકાઈથી આવે અને ઠાવકાઈથી જાય. અમે પણ એ ન્યાતની પ્રતિષ્ઠા ઠીકઠીક માન્ય કરતા.

એક દિવસે વિદ્યાર્થીઓમાં ગુસપુસ શરૂ થઈ કે આપણા પ્રિન્સિપાલ એ છોકરીઓમાંથી જ એકને પરણવાના છે. ચારઆઠ દિવસમાં તો વાત જગજાહેર થઈ. કૉલેજના ઉપલા ધોરણના પીઢ વિદ્યાર્થીઓએ એમનું અભિનંદન કરવાની એક યોજના કરી. એક સભા અને એક જમણ. એ તો બધું ઠીક, પણ જોત-જોતામાં છાપાંમાં ચર્ચા શરૂ થઈ.

ભારતીય સંસ્કૃતિ પ્રમાણે અધ્યાપક ગુરુ પિતાને ઠેકાણે ગણાય. વિદ્યાર્થિની તો શિષ્યા, એટલે દીકરી સમી. ગુરુ શું પોતાની શિષ્યાને પરણે? કેટલો અધર્મ! છાપાંઓમાં તો ચર્ચા થોડી ચાલી પણ શહેરમાં ઘેર ઘેર ચર્ચા ચાલી. અમે વિદ્યાર્થી પ્રિન્સિપાલના પક્ષના. જ્યાંત્યાં એમના સમર્થનમાં બોલ્યા કરીએ, અંતે પરણવાનું નક્કી થયું ને એ છોકરી કલાસમાં આવતી બંધ થઈ. થોડા દિવસમાં પ્રિન્સિપાલ કાયદાની રૂએ નોંધણી કરી પરણ્યા. પૂનાના સુધારક લોકોએ એમનું અભિનંદન કર્યું.

અમારા પ્રિન્સિપાલ કૉલેજમાં આવે કે પહેલો જ વર્ગ અમારો નવા છોકરાઓનો આવે. એને ત્યારે 'પ્રિવિયસ ક્લાસ' કહેતા. પ્રિન્સિપાલસાહેબ કૂદતા કૂદતા ઉપર આવી દાખલ થાય. ઊભા ઊભા એક કલાક અંગ્રેજીમાં ગણિત ભણાવે. ભણાવવાની એમની પદ્ધતિ એટલી સુંદર કે ગણિતના દુશ્મન પણ એ વિદ્યાના ભક્ત બની જાય. એક કલાક પૂરો થાય કે કૂદતા કૂદતા પાછા જાય. કોઈ દિવસ કલાસમાં ખુરશી પર બેસે નહીં.

પરણ્યા પછી બીજે દિવસે વર્ગ લેવા આવ્યા. પહેલી વસ્તુ એ નજરે ચડી કે પ્રિન્સિપાલ પહેલી જ વાર પાન ખાઈને આવ્યા હતા. એ તો જાણે ઠીક. પણ પહેલી જ વાર ખુરશી પર બેઠા. એ આશ્ચર્ય તો અમે લોકો બિલકુલ જીરવી ન શક્યા. વિદ્યાર્થીઓએ અંદર અંદર એમની ખૂબ મશ્કરી કરી. આમ એક પ્રકરણ પૂરું થયું.

ત્યાર પછી વિદ્યાર્થીઓમાં અંદર અંદર ખાનગી રીતે રીતસરની ચર્ચા ચાલી કે ગુરુ શિષ્યાને પરણે એ ખોટું શા માટે ગણાય છે? અને જો ખોટું હોય જ તો આપણે આપણા પ્રિન્સિપાલનું આટલા ઉત્સાહભેર અભિનંદન કેમ કર્યું? એ ચર્ચા તો ખૂબ ચાલી. મને યાદ છે તે પ્રમાણે એ વખતે મેં બંને પક્ષોનું સમર્થન કર્યું હતું. જૂના વખતમાં ગુરુગૃહવાસનું મહત્ત્વ ઘણું હતું. છોકરાઓ અને છોકરીઓ એક જ આશ્રમમાં રહેતાં. એમ સહવાસમાં ભણતર અને આશ્રમજીવન બંને મળીને કેળવણી પૂરી થતી, અને જીવનના સંસ્કારો ઘડાતા.

દરેક ધર્મ સાથે એનું સમાજવિજ્ઞાન તો હોય જ. એટલે ગુરુ અને શિષ્યા, ગુરુબંધુ અને ગુરુભગિની એમના સંબંધો કેવા હોય એ બધું ઋષિઓ વિસ્તારથી નક્કી કરતા. તેથી ગુરુ અને શિષ્યા વચ્ચે પિતાપુત્રી જેવો સંબંધ ગણાતો. આજે તો છોકરીઓ માબાપ સાથે અથવા સગાંવહાલાં સાથે રહીને ચાર કલાક જ

કૉલેજમાં ભણવા આવે છે. એટલામાં પિતા-પુત્રીનો સંબંધ ક્યાંથી બંધાય? અને છોકરી પણ મોટી ઉંમરની થઈ જાય પછી એને પરણવાનું સ્વાતંત્ર્ય હોવું જ જોઈએ. આવી આવી દલીલો હું કરતો. અમારી ચર્ચામાં એક વિદ્યાર્થીએ મને પૂછ્યું: 'તમે તમારા પ્રિન્સિપાલનું સમર્થન કરો એ હું સમજી શકું છું, પણ શું હવે પછીના સમાજમાં આવો રિવાજ દાખલ કરવામાં તમે સંમતિ આપશો?'

એણે મને બરાબર પકડ્યો. મારે કહેવું પડ્યું: 'ના, આપણા દેશમાં અને આપણા સમાજમાં આવો સુધારો દાખલ કરવાનો પ્રચાર તો હું ન જ કરું. જૂના આદર્શમાં કાંઈક તથ્ય છે.' આટલું કહી મેં ઉમેર્યું: 'તમે જુઓ છો કે આપણે ત્યાં સ્ત્રીકેળવણી માટે અનુકૂળ વાતાવરણ નથી. સામાન્ય મા-બાપ છોકરીઓને ભણાવવા માંડ તૈયાર થાય છે. છોકરીઓને પણ સમાજની ટીકા સાંભળવી પડે છે. આપણી છોકરીઓ જોડા કે ચંપલ પહેરે છે તોયે એમની કેટલી નિંદા થાય છે! સારા ઘરની સ્ત્રીઓ ઉઘાડે પગે જ ચાલે; જોડા પહેરે કેવળ વેશ્યાઓ! આવા સમાજમાં કેળવણીને જો દાખલ કરવી હોય તો માબાપને આપણે અભયદાન આપવું જોઈએ કે નિશાળમાં અને કૉલેજમાં પરણવાનું વાતાવરણ ઊભું ન થાય. અધ્યાપકો જો પોતાની જ કોઈ શિષ્યાને પરણે, તો સમાજ છોકરીઓને ભણવા મોકલે પણ નહીં; અને છોકરાઓ પણ, પ્રોફેસરો સ્ત્રી-વિદ્યાર્થિની તરફ કઈ નજરે જુએ છે એની ચોકી કરવાના. અને એક વાર ચર્ચા જાગી એટલે લોકો ગમે તેવી વાતો કરવાના. આમ થાય ત્યારે માબાપ છોકરીને કૉલેજમાંથી ઉઠાડી ન લે તો શું કરે? એટલે જેઓ પરણે તેમની નિંદા ન કરીએ; એમને હડધૂત કરવા સમાજ એમની પાછળ ન પડે; પણ ગુરુશિષ્યાના વિવાહનો પ્રચાર તો શું, સમર્થન પણ કરવા ન બેસીએ.' આમ કહી હું બીજી બાજુનું પણ સમર્થન કરતો.

આજે આ વિષય પરત્વે મારો કોઈ અભિપ્રાય પૂછે તો હું સહેલાઈથી જવાબ ન આપી શકું. અને સમાજ પણ આવા વિવાહોની ટીકા હવે નહીં કરે અને બહિષ્કાર સુધી નહીં જાય. મુખ્ય વસ્તુ એ છે કે સંસારસુધારાના વિષયો જ હવે બદલાઈ ગયા છે.

## ૨૨. પ્રાણીજગતનો સ્પર્શ : ચકલી ને ખિસકોલી

નાનપણથી મને પશુ-પક્ષીઓનું ઘણું આકર્ષણ. એમને ધ્યાનથી જોઉં, એમના આકારો અને રંગોની ખૂબીઓ તપાસી કુદરતની કલાત્મકતાની કદર કરું. ખાસ કરીને પક્ષીઓના, એમનાં બચ્ચાં પ્રત્યેના પ્રેમની ખૂબીઓ તપાસતાં બચ્ચાંને કેળવવા તેઓ કેટલી ધીરજપૂર્વક પ્રયત્નો કરે છે એ બધું તપાસું. પણ કોઈ કાળે એમને પકડીને પોતાની પાસે રાખવાની ઇચ્છા થતી ન હતી. (છેક નાનપણમાં

જ્યારે પ્રાણીઓ પ્રત્યે દયા, પ્રેમ વગેરે જાગ્યાં ન હતાં ત્યારે પતંગિયાં પકડીને હું સંઘરતો હતો તે બાદ કરવું જોઈએ.)

રોજ પ્રસંગમાં આવે કૂતરાં-બિલાડાં, ગાય-બળદ ને ભેંસ-પાડા. ગાય તો પવિત્ર પ્રાણી. એની જેટલી સેવા કરીએ એટલું પુણ્ય વધારે. પણ મેં જોયું કે ભેંસ તિરસ્કાર કરવા જેવું પ્રાણી નથી. માણસે ઘોડાની કદર કરતાં ગધેડાને હડધૂત પ્રાણી ઠરાવ્યું. તે જ રીતે ગાયની કદર કરવા જતાં ભેંસ અને પાડાની અવગણના કરી છે. મને એ ગમતું ન હતું. નાનપણની એક વાત ક્યાંક લખેલી છે કે નહીં તે યાદ નથી. પણ અહીં નોંધવા જેવી છે.

ધારવાડમાં પ્લેગને કારણે અમે શહેર બહાર ઝૂપડાં બાંધીને—કેટલાયે અમલદારો અને બીજા—રહેતા હતા. ઘરના બધા લોકોને પૂરું પડે એટલું દૂધ તો ક્યાંથી આણીએ? બજાર પણ પાસે નહીં. એટલે એક દિવસ ઢોરબજારમાં જઈને અમે એક ભેંસ લઈ આવ્યા. એ આવી અને તરત વિયાઈ. માં સમજાવે તે પ્રમાણે મેં ભેંસની અને રેડકાની સેવા શરૂ કરી.

માએ કહ્યું ભેંસને નાહવાનો ખાસ આનંદ. મેં અમારી ભેંસને એ આનંદ પૂરો પાડવાનું શરૂ કર્યું. જોતજોતાંમાં એ પ્રસન્ન મહિષીએ દૂધ વધાર્યું. મેં માને કહ્યું: 'આજ સુધી ભેંસ જેટલું દૂધ આપતી આવી છે તે બધું ઘરનું, હવે પછી જેટલું વધારે આપે તે મેં આપેલા સ્નાનાનંદનું ફળ હોવાથી એના ઉપર હક મારો. એક વટલોઈ ભરીને દૂધ થતું. દોહનાર હું જ. એ બધું દૂધ ઘેર આપતો ને બીજા વાસણમાં બાકીનું દૂધ દોહીને કાચું અને તાજું, હું ત્યાં ને ત્યાં જ પી જતો. આવા દૂધને ધારોષ્ણ કહે છે. (ખરો નિયમ તો એ છે કે આંચળમાંથી દૂધ સીધું પોતાના મોઢામાં જ દોહવું જોઈએ. ત્યારે જ એ ધારોષ્ણ કહેવાય. મારી એટલી હિંમત નહીં, એટલે વાસણમાં દોહી પી જતો).

ભેંસને માલિશ કરું, એને ચરવા લઈ જાઉં. પછી વળી ઝૂંપડી આગળ શાકનો બગીચો તૈયાર કર્યો. નિશાળે જવાનું હતું નહીં, એટલે અખંડ કામ કરતો. મારી તબિયત સુધરી. ગાલમાંથી ગુલાબ ડોકિયું કરવા લાગ્યાં. માએ એક દિવસ એ આનંદ પિતાજી આગળ વ્યક્ત કર્યો: 'દત્તુને મહેનત અને દૂધ સદ્યાં લાગે છે. કેવા લાલ ગાલ થયા છે એના!'

હું ફુલાયો અને વધુ કામ કરવા લાગ્યો. દૂધથી માતનાર મારી સાથે હરીફ હતું ભેંસનું રેડકું. ત્રણ આંચળનું દૂધ અમારું, એક આંચળ રેડકાનું, એ સામાન્ય નિયમ. (લોભી લોકો આટલું બધું દૂધ છોડે નહીં; પણ અમે એને ભોગે વધુ દૂધ લેવા માગતા ન હતા.) મા કહે: 'મૂક પ્રાણીનો શાપ સારો નહીં.' દૂધ વધતું ગયું તેમ રેડકું જાડું થવા લાગ્યું.

હવે મહેનતથી શરીર કસવા માટે એ રેડકાને ઊંચકીને હું ઝૂંપડીને એક-બે પ્રદક્ષિણા કરવા લાગ્યો. એમાં ઠીક ઠીક કસરત હતી. પણ મારે માટે ભારે ન

હતી. ધીરે ધીરે મારી પ્રદક્ષિણાઓની સંખ્યા વધારવા લાગ્યો. થોડા દિવસ એની મજા આવી, પણ રેડકું ઝડપભેર મોટું થવા લાગ્યું. એના પગ લાંબા થયા. ડોક જાડી થઈ. શરીર વધ્યું. હવે ઊંચકવાં જતાં જરા ભાર લાગવા માંડયો. મેં વિચાર્યું: 'ગઈ કાલ કરતાં આજે વજન વધી વધીને કેટલું વધવાનું હતું? કાલે ઊંચકી શકયો તો આજે કેમ નહીં?' દલીલ બરાબર હતી. ખાઈ-પીને રેડકું વધતું હતું તો હું પણ મનસોક્ત દૂધ પીને અને જુવારના રોટલા ને માખણ ખાઈને અલમસ્ત બનતો હતો. આમ ચાલ્યું હશે થોડા દિવસ, પણ પછી રેડકું ઊંચકતાં થાક વધ્યો. એનો મોટો આકાર પણ ઊંચકવા માટે હવે અનુકૂળ ન હતો. ઉપરાંત રેડકાને પોતાના ગમા-અણગમા ઊગ્યા. સ્વર્ગના દેવ જેવો બે પગો પોતાને ઊંચકી મંદિરની પ્રદક્ષિણાઓ કરે છે એનું ધન્યભાગ્ય એના ધ્યાનમાં ઊતર્યું નહીં. એણે પગ વતી તકરાર શરૂ કરી. 'મારે આટલા સરસ ચાર પગ છે, છતાં મને તમને ઊંચકવા દઉં એ મારી શાનને શોભે નહીં.' એની તકરારનું લાંબું વર્ણન ન કરું. મારે એ પ્રયોગ છોડી દેવો પડયો.

જાનવરો પ્રત્યેની મારી ભક્તિ એળે ન ગઈ. જ્યારે જ્યારે હું બેળગુંદી જાઉં ત્યારે ત્યારે ઘરનાં વીસ-ત્રીસ જાનવરો હં...ભાં... કરીને મારું સ્વાગત કરે. પાસે જાઉં એટલે મારા હાથ ચાટે. એમાં એક બળદ મને ખાસ વહાલો (અથવા હું એનો વહાલો). તે તો ચરીને સાંજે ઘેર આવતાં સીધો ગોશાળામાં ન જતાં દોડીને ઘરમાં ધૂસે. મારી ઓરડીમાં દર્શન કરે—દર્શન દે; વહાલ મેળવે અને આપે. અને પછી જ ગોશાળામાં જાય.

એની સ્મૃતિમાં એક કંડિકા અહીં ઉમેર્યે જ છૂટકો. ભાઈસાહેબ મારી મુલાકાતે આવે, એટલામાં બીજાં બધાં જાનવરો ગોશાળામાં જ્યાં જગ્યા મળે ત્યાં બંધાવા માટે ઊભાં રહે. મારો બળદ સુગાળવો. એને ગોશાળામાં સૌથી પહેલા બંધાવાની ટેવ. (જૂના નોકરો એને 'બામણ બળદ' કહેતા.) ગૌશાળામાં બીજાં જાનવરોને જોઈ એ અંદર જવાની ના જ પાડે. સમજાવો, ધમકાવો, મારો-ઝૂડો પણ નહીં એટલે નહીં. અંતે હારીને બધાં જાનવરોને બહાર કાઢી ગોશાળા ખાલી કરે, એટલે 'બ્રાહ્મણ બલીવર્દ' રોફભેર અંદર જઈને પોતાનું સ્થાન લઈ લે. રોજની આ મથામણ જોઈ નોકરો એ બળદને જરા જલદી લાવતા. મારી મુલાકાત પૂરી કરી ભાઈસાહેબ પોતાનું સ્થાન લઈ લે એટલામાં બીજાં જાનવર આવી પહોંચે.

આ તો પશુ અને મારી વચ્ચેના પરસ્પર પ્રેમનો એક દાખલો આપ્યો.

કૉલેજમાં પહોંચ્યો અને જીવન આખું બદલાયું. ગામડું ગયું, શહેરી જીવન, અને તે પણ શહેર પાસેની કૉલેજમાં શરૂ થયું. છતાં કુદરતની કૃપા સાવ સુકાઈ ગઈ ન હતી.

મેડા ઉપરની મારી ઓરડીમાં ચકલીઓ આવતી. એમણે છાપરામાં એક બાજુ માળો કર્યો હશે, એમાંની એકનું નવજાત બચ્ચું નીચે પડયું. મેં તેને ખૂણામાં

મૂક્યું. હું ચકલીઓને દાણા ખવડાવતો હતો એટલે દુષ્ટ 'માણસ' કરતાં હું કાંઈ નિરાળો છું એટલી એમને ખાતરી થઈ ગઈ હતી. મા બચ્ચા પાસે બેસી, પોતાની ચાંચમાં ભાંગેલા દાણા એની ચાંચમાં નાખે. મારી પાસેથી રાતબ એને મળતી જ હતી. પછી એણે બચ્ચાને ઓરડીમાં જ પોતાની પાછળ પાછળ કૂદવાનું શીખવ્યું. આમાં બચ્ચું તૈયાર થયું ત્યારે એણે જમીન પર મારી ટ્રંક હતી ત્યાં સુધી લઈ જઈ જમીન પરથી ટ્રંક જેટલું ઊડી જવાનું બતાવ્યું. બચ્ચું કેમ કર્યું સમજે નહીં, પણ માની ધીરજ અખૂટ. બચ્ચાની પડખેથી કૂદીને ટ્રંક પર બેસે. અવાજ કરીને બચ્ચાને ત્યાં બોલાવે. ફરી ઉપરથી કૂદીને બચ્ચા પાસે જાય. આમ નિયમિત ચાલ્યું.

અંતે બચ્ચાના ભેજામાં અને પાંખમાં સૂઝ ફૂટી. બચ્ચાએ ઊડવાનો પ્રયત્ન કર્યો. ટ્રંકની અર્ધી ઊંચાઈ ઊડીને નીચે પડી ગયું અને ચીખવા લાગ્યું. માએ એની પાસે બેસી વહાલ કર્યું. (માના ચાંચના વહાલનું નિરીક્ષણ કરતાં મને ખૂબ મજા પડી.) મા જાણે કહેતી હોય 'તું પડી ગયું એની ફિકર નહીં; પણ ઊડવાની સૂઝ તો ઊગી. હવે ફરી ફરી પ્રયત્ન કર.' અંતે બચ્ચું ફાવીને ટ્રંક ઉપર પહોંચી ગયું, ત્યારે માનો આનંદ વધારે હતો કે મારો નિરીક્ષણનો આનંદ વધારે હતો એ કહેવું મુશ્કેલ છે.

પછી ટ્રંક પરથી પેટી ઉપર, ત્યાંથી ટેબલ ઉપર, ત્યાંથી ખીંટી ઉપર આમ પ્રગતિ ચાલી. માએ બચ્ચાને બારીમાં લઈ જવાનો વિચાર કેમ ન કર્યો તે હું જાણતો નથી. પણ બંધ બારણે, બંધ બારીએ ઓરડીમાં હવા આવે એટલા માટે દીવાલમાં બારી પરની કમાનમાં કાણાવાળા મોટા પથરા–વેન્ટિલેટર–ગોઠવેલા હોય છે, એમાંથી ચકલીઓને આવજા કરવી ફાવે. માએ બચ્ચાને એ વેન્ટિલેટર સુધી ઊડવાનું શીખવ્યું.

હું માનું છું કે આટલામાં તો બચ્ચાની કૉલેજની કેળવણી પૂરી થઈ! મા આવે, મેં આપેલા દાણા ચાવીચાવીને પોચા કરી બાળકને ખવડાવે અને ઓરડીમાં ગેલ કરાવતી કરાવતી ઊડવાની તાલીમ આપીને છેક વેન્ટિલેટર સુધી પહોંચવાનું શીખવે ત્યાં એ શિક્ષણ પૂરું થવાનું હશે. કેમ કે, જાણે બચ્ચાને ત્યાં જ થોભવાનું કહેતી હોય એમ ચાંચ વતી સમજાવી મા ભુર્ર... કરતીક ને ઊડી જતી, ને સાંજે વહેલી આવતી. અંતે એક દિવસે બચ્ચામાં માની પાછળ ખુલ્લા આકાશમાં ઊડવાની હિંમત આવી હશે. પછી તો માને માણસના ઘરમાં આવવાની આવશ્યકતા જણાઈ નહીં હોય એમ મા ને બચ્ચું એક વાર ઊડી ગયાં, તે પછી ફરી આવ્યાં જ નહીં.

મારી અને એમની દોસ્તી એટલી જામી હતી કે માન્યામાં ન આવે એટલી એમનામાં હિંમત આવી હતી. હું ખાટલા પર બેસી મારા હાથમાં ચોખાના દસ-વીસ દાણા રાખું. થોડા જ વખતમાં મા અને બચ્ચું બંને દાણાની સામસામે મારી હથેળી પર આવીને બેસે. મા દાણા ચાવે અને બાળકને ખવડાવે. પોતે પણ ખાય.

કુદરતનાં આ પ્રાણીઓમાં ધન્યવાદ આપવાની ભાષા ન હોય; પણ પોતાનો આનંદ, સંતોષ અને તૃપ્તિ વ્યક્ત કરવાના ધ્વનિ એમની વાણીમાં હોય જ છે એવું મારું નિરીક્ષણ છે. અને એ ચકલીઓની આંખમાં અથવા ચહેરા પર વિશ્વાસની નિર્ભયતા તો સ્પષ્ટ દેખાતી હતી. એ આનંદ મેં મહિનાઓ સુધી મેળવ્યો.

મેં માન્યું કે કૉલેજમાં ચકલીઓનો આવો સહવાસ મળ્યો અને એમનું નિરીક્ષણ કરવાની તક મળી એ જ અહોભાગ્ય. પણ ના; એના કરતાંયે મોટો અનુભવ મારા ભાગ્યમાં લખેલો હતો. ઓરડીમાં સવારના સુંદર સમયે એકાગ્ર થઈને વાંચવા બેઠા હોઈએ એટલામાં કોઈ મળવા આવે તો 'ના' કેમ પડાય? જો કહીએ કે મારો આ વાંચવાનો વખત છે તો જોતજોતાંમાં વિદ્યાર્થીઓમાં ટીકા થાય. ટીકા પાછળનું તત્ત્વજ્ઞાન આવું હતું.

સ્કૉલર બે પ્રકારના હોય છે: એક અંદરખાનેથી મોટો બુદ્ધિમાન. એક વાર વાંચે એટલે બસ. ભણવાની મહેનત કરે જ નહીં. લહેર કરે. વર્ગમાં પ્રોફેસરોનાં વ્યાખ્યાનો ધ્યાનપૂર્વક સાંભળે અને પોતાની ભાષાશક્તિ પર વિશ્વાસ રાખી પરીક્ષામાં બેસી જાય. ભણવા તરફ જરાયે લક્ષ ન આપ્યું હોય તોયે ફર્સ્ટ ક્લાસ નહીં તો સેકન્ડ ક્લાસમાં તો પાસ થાય જ. પણ એની સ્કૉલરશિપ કોઈ કાળે એ ગુમાવે નહીં. એ સ્કૉલર ઉત્તમ.

બીજો સ્કૉલર એ કે જે બુદ્ધિનો સામાન્ય, પણ વિદ્યાર્થીઓ કરતાં વધારે મહેનત કરે. મહત્ત્વનાં વાક્યો દસ-દસ વાર બોલી કંઠે કરે. એને માટે કૉલેજ-જીવનનો લહાવો હરામ. ચોપડી છે અને પોતે છે. પછી મેળવે પરીક્ષામાં ફર્સ્ટ ક્લાસ. સ્કૉલરશિપમાંથી પૈસા બચાવી ઘેર મોકલે અને જિંદગીમાં સફળ થાય. પણ તેથી શું? આવાને કૈં જીનિયસ (પ્રતિભાવાન) કહેવાય? પરિણામે આવા મહેનતુ સ્કૉલર પણ રાત્રે ઉજાગરા કરી ચોરીને ભણે અને દહાડે લહેર કરતા હોય એવો દેખાવ કરે. મારે આ બેમાંથી એક્કે સ્કૉલર થવું ન હતું. આત્મવિશ્વાસ હતો કે પાસ તો થઈશ જ. આપણને વધારે જોઈએ પણ શું? પણ ભણતરના વિષયોમાં રસ પડે છે, એના પ્રત્યે બેવફા ન થવાય.

આવા સ્વભાવને કારણે કૉલેજના પહેલા વર્ષને અંતે મેં લગભગ બધા વિષયો ઉત્તમ તૈયાર કરેલા. પણ રોમન ઇતિહાસમાં (અને એ વિષય ભણાવનાર પ્રોફે-સરમાં) મને જરાયે રસ ન પડ્યો. પરિણામે પ્રિલિમિનરી પરીક્ષા સુધી હું એ વિષયને અડ્યો જ ન હતો. એક દિવસે સ્પષ્ટ જોઈ શક્યો કે અન્ય વિષયોમાં ક્લાસ મેળવવા જેટલી પ્રગતિ હોવા છતાં હું તો નાપાસ જ થવાનો. એટલે ચેતીને રોમન ઇતિહાસ વાંચી કાઢ્યો. પણ છેલ્લી ઘડીએ કરેલી તૈયારી કેટલી કામ આવે? ઇતિહાસમાં જેમતેમ પાસ થયો હોઈશ. પરિણામે માર્કનો સરવાળો મને ફક્ત સેકંડ ક્લાસ આપી શક્યો. સ્કૉલરશિપ મળી અને જરાયે ઇચ્છા ન હોવા છતાં સ્કૉલરોની ન્યાતમાં ગણાયો. આનો ઇલાજ મારા હાથમાં હતો. છ માસિક પરીક્ષામાં બેઠો જ

નહીં એટલે સ્કૉલરશિપ બંધ થઈ અને લહેરી વિદ્યાર્થીઓની ન્યાતમાં આવી ભળ્યા. વિદ્યાર્થીઓમાં આ ન્યાતની પ્રતિષ્ઠા વધારે. સંખ્યા તો વધારે હોય જ. છતાં જે વિષયમાં રસ પડે તેમાં પરીક્ષાની દૃષ્ટિએ નહીં પણ રસની દૃષ્ટિએ ઊંડાણમાં ઊતરવાની ટેવ. એના ઉત્કટ વાચનમાં વિઘ્ન આવે તો આપણને પોસાય નહીં.

એટલા માટે એકબે ચોપડીઓ લઈને ફર્ગ્યુસન કૉલેજની ઇમારતના બે દાદરા ચડી ત્યાંની અગાશીમાં વાંચવા જઈ બેસતો. એટલે ઊંચે આવે કોણ? સરસ હવા; દૂર સુધીનું દૃશ્ય; અને અદેખાઈ કરવા જેવું એકાંત. ત્યાં બેઠાં ખૂબ – અર્થાત્ મરજી પ્રમાણેનું વાચન કર્યું. એટલામાં એક દિવસે ઉપરથી ટપ દઈને એક ખિસકોલીનું બચ્ચું પડ્યું. અસહાય બચ્ચાને જોઈ દયા છૂટી. આસપાસ ખૂબ જોયું. એની મા કે બીજી કોઈ પણ ખિસકોલી ત્યાં દેખાઈ નહીં. ધીરજપૂર્વક ત્યાં થોભ્યો, થોભ્યો અને થોભ્યો. એ આશાએ કે ક્યાંકથી બચ્ચાની મા છતી થશે. પણ મા તો ન જ મળી. હવે આ બચ્ચાનું કરાય શું?

ખિસકોલી મારું માનીતું પ્રાણી. એની લીલાઓ હું હમેશાં જોયા કરું. ખિસકોલી એટલી ચંચળ હોય છે કે એક ઠેકાણે કે એક આસને એક ક્ષણ ટકે નહીં. એના આગળના પગ બહુ ટૂંકા; પણ પાછળના બહુ જ લાંબા અને શક્તિશાળી. જાણે કુદરતે હાથ અને પગનો ભેદ ખિસકોલીથી જ શરૂ કરેલો! એ બેસે છે ત્યારે એની પૂંછડી પીઠ કરતાં પણ ઊંચી થાય છે અને એની શોભામાં અનેરો ઉમેરો કરે છે.

કોકે કહેલું છે કે ખિસકોલીને જોઈ બ્રહ્મદેવ પણ રાજી થયા અને એણે પોતાનાં ત્રણ આંગળાં એની ડોકથી નીચે સુધી પીઠ ઉપર ફેરવ્યાં એની નિશાની આજે પણ એની પીઠ ઉપર દેખાય છે.

ખિસકોલી ઝઘડાળુ પ્રાણી નથી. 'તમે પણ જીવો અને અમે પણ જીવીએ' એમ બધાં પ્રાણીઓ સાથે અભયદાનનું વાતાવરણ જમાવનાર જીવ છે. અને છતાં કોઈ કાગડો એની નિરુપદ્રવિતા ઉપર અથવા શાન્તિનિષ્ઠા ઉપર વિશ્વાસ રાખી એને કનડવા જાય તો ખરો!

કાગડો આકાશમાં ઊડી શકે છે. ખિસકોલીમાં એ શક્તિ નથી. પણ ખિસકોલી ચિડાય ત્યારે એવા તો જોશથી કાગડા પર હુમલો કરે છે કે કાગડાનો જીવ લઈને ભાગ્યે જ આરો! ફરી કાગડો માત્ર ખિસકોલીનું નામ ન લે. તેથી જ મકાનોનાં છાપરાં બધાં ખિસકોલી માટે સુરક્ષિત. ખિસકોલીને જુઓ ત્યાં કાગડો થોભે જ નહીં.

એવી ખિસકોલી પ્રત્યે મારા મનમાં આકર્ષણ હોય જ. પણ હવે આ બચ્ચાનું શું કરવું એ મોટો સવાલ હતો. અંતે નક્કી કર્યું કે ભાગ્યમાં આવ્યું જ છે તો આદરપૂર્વક વધાવી લેવું. ખિસકોલીના બચ્ચાને પોલી મુઠ્ઠીમાં લઈને, [illegible] ગજવામાં ઘાલી મારી ઓરડીમાં આણ્યો. જૂના ગોનિયાની એક ચીંદરડી ફાડી લઈ એની નાનકડી ગાદ બનાવી. એને દૂધમાં બોળી બચ્ચાને ચૂસવા આપી. આમ બચ્ચાએ યથાશક્તિ દૂધ પી લીધું.

# ૨૩. પહેલી એપ્રિલનું ટીખળ

અમારા વખતમાં એપ્રિલફૂલનો પ્રચાર આજના જેટલો ન હતો. એ મજાક સ્વદેશી નથી, વિલાયતથી આવેલી છે. જોકે પછીથી એનો પ્રચાર ધમધોકાર થવા લાગ્યો છે એ ખરું. અમારા હાઈસ્કૂલના દિવસોમાં એપ્રિલફૂલ વિશે કશું સાંભળ્યાનું યાદ નથી.

કૉલેજમાં ગયો અને માર્ચ મહિનાથી જ એપ્રિલફૂલના માહાત્મ્યની વાતો કાને પડવા લાગી. પછી તો બધા જ એની મજાકથી રંગાયા.

અમારી કૉલેજના છાત્રાલયમાં રિવાજ એવો હતો કે દરેક જણ પોતાની ઓરડીમાં જઈ બૂટ, જોડા કે ચંપલ જે હોય તે અંદર જ કાઢે. કોઈ કોઈને મળવા જાય તો તે તેની ઓરડીની અંદર પ્રવેશ કર્યા પછી કાં તો પાદત્રાણ પહેરીને જ ખુરશી ઉપર બેસે, અથવા ઓરડીને ખૂણે ઉતારીને દેશી ઢબે બેસે. પણ વાળ કતરાવવા હજામને બોલાવીએ તો એ પોતાનાં પગરખાં ઓરડી બહાર દરવાજા પાસે રાખે અને અંદર આવીને વાળ કાતરી આપે. આ રિવાજ સાર્વત્રિક હોવાથી કોઈને વાળંદની જરૂર જણાય તો વરંડા પર ઊભો રહી છાત્રાલયનાં બારણાં તરફ નજર નાખે. જે બારણા આગળ પગરખાં હોય ત્યાં જઈને બારણું ખોલીને વાળંદને કહે: 'અહીંનું કામ પૂરું થાય એટલે મારી અમુક નંબરની ઓરડીમાં આવીને મારા વાળ કાતરી આપજે.' વાળંદ ખુશીથી 'હા' પાડે.

હવે અમારામાંથી એક જણે યુક્તિ કરી. વાળંદને બોલાવ્યા વગર પોતાનાં જ પગરખાં ઓરડી બહાર રાખી બારણું બંધ કર્યું. બહાર પગરખાં પડેલાં જોઈ એક જણ વાળંદને બોલાવવા આવ્યો. અંદર બેઠેલા બેત્રણ જણાએ એને અંદર ખેંચીને કહ્યું: 'કેમ? બન્યા ને એપ્રિલફૂલ! એ પગરખાં તો મારાં જ હતાં!' આટલું કહી મારા દોસ્તે એને કહ્યું: 'હવે અંદર જ બેસો. જતા નહીં. તમારા જેવો જ બીજો કોઈ આવે તો એને અંદર ખેંચવામાં અને 'એપ્રિલફૂલ' કરવામાં તમે પણ શરીક થાઓ.'

આવી તક કોણ છોડે! એ અંદર બેસી ગયા અને નવા 'બાઘા'ની રાહ જોવા લાગ્યા. તે દિવસે શનિવાર હશે કે રવિવાર તેથી ઘણા લોકોને વાળ કતરાવવા હતા; એટલે જોતજોતામાં 'બાઘા' બનેલાઓની ભીડ એ ઓરડીમાં જામી, કેમ કે નવા માણસને 'બાઘા' બનેલા જોવામાં બધા જ રસ ધરાવે. આથી કલાકો સુધી આ મજા ચાલી.

બીજે વર્ષે મને એક નવી જ વાત સૂઝી. વિદ્યાર્થીઓની પંચાયત સભા તરફથી દર અઠવાડિયે વ્યાખ્યાન ગોઠવનાર સેક્રેટરીને મેં મારા કાવતરામાં ભેળવ્યા વગર કહ્યું: "હું હમણાં 'ઈવોલ્યુશન' (વિકાસવાદ) ઉપર ખૂબ સાહિત્ય વાંચું છું. મારે આવતી પહેલી તારીખે એક વ્યાખ્યાન આપવું છે. મારો વિષય હશે

'વાંદરામાંથી જ માણસો ઊતરી આવેલા છે.' મારા ભાષણમાં મારા વાચનનો નિચોડ આપવા માગું છું."

એ સમજી ગયો કે એપ્રિલ પહેલી વિશે આ ભોળાને કશી ખબર નથી. છો 'બાઘો' બની જાય. એણે રીતસરની નોટિસ લખી કાઢી બોર્ડ ઉપર ચોડી દીધી કે લિટરરી ઍન્ડ સાયન્ટિફિક સોસાયટીના આશ્રાય તળે ડી. બી. કાલેલકરનું વ્યાખ્યાન ગોઠવ્યું છે. વિષય છે 'વાંદરાના વિકાસમાંથી જ માણસ પેદા થયો છે.' તારીખ: પહેલી. સ્થળ: કૉલેજનો મોટો હૉલ. સમય: બપોરે ત્રણ વાગ્યે.

સેક્રેટરીએ એના દોસ્તો સાથે મસલત કરી હશે. બધાએ માન્યું કે હું એપ્રિલ-ફૂલ બની જઈશ. સાંભળવા કોઈ આવશે નહીં. પછી બધા મારી ઓરડીમાં ભેગા થઈ મારી મશ્કરી ઉડાવશે.

એપ્રિલની પહેલી તારીખ આવી પહોંચી. કેટલાયે વિદ્યાર્થીઓ ઠાવકું મોઢું રાખી મને પૂછે કે આજે તમારું વ્યાખ્યાન છે નેં? હું પણ કહું: 'હા, હા કાલે રાત્રે મારા બધા મુદ્દાઓ લખી કાઢ્યા છે. ચાર્લ્સ ડાર્વિનથી પણ હું આગળ ગયો છું. બધી રીતે સિદ્ધ કરવાનો કે વાનરમાંથી જ નર પેદા થયો છે.' અને તેઓ 'અમે જરૂર સાંભળવા આવીશું.' કહીને મનમાં ને મનમાં હસીને રસ્તે પડે.

ત્રણ વાગવા આવ્યા એટલે ત્રણચાર જણા મને લઈ જવા મારી ઓરડીમાં આવ્યા. કેટલી બધી મનની તૈયારી! કે ઓરડીમાંથી કૉલેજ સુધી એને દોરી જઈશું. અને ત્યાં કોઈ આવ્યું નથી એ જોઈને બાઘો મૂંઝાશે. આપણે એને એપ્રિલફૂલ કહીને બનાવીશું.

આ તરફ હવે મારી તૈયારીની વાત કરું. મારા એક જૂના ધોતિયામાંથી બે ઈંચ પહોળી અને ત્રણેક ફૂટ લાંબી ચીંદરડીઓ કાઢી લીધી. દરેક ચીંદરડીને ગોળ લપેટી એ ગજવામાં રાખી અને જે કોઈ ખુરશી ઉપર બેસે એની સાથે વાતો કરતાં ખૂબીથી ખુરશી પાછળ પડેલી વસ્તુ ઊંચકવા નિમિત્તે નીચો નમીને ચીંદરડીનો એક છેડો ટાંકણી વતી એના કોટને વળગાડી દઉં. એ ત્રણ-ચારેયને આ રીતે મેં પૂંછડીઓ પહેરાવી દીધી. પછી વ્યાખ્યાનનાં કાગળિમાં હાથમાં લીધાં અને ઓરડીમાંથી બહાર નીકળ્યો, ત્યાં કેટલાયે મિત્રો આવીને ઠાવકું મોઢું રાખી મને કહેવા લાગ્યા: 'આજે ખૂબ તૈયારી છે ને? ચર્ચા ખૂબ થવાની છે હોં!' મેં કહ્યું: 'હું તો ચર્ચામાં ઊતરવાનો જ નથી. મારી પાસે પ્રત્યક્ષ પુરાવા છે!'

ઓરડીમાંથી બહાર નીકળેલા દરેકના કોટ પાછળ સારી સરખી પૂંછડી લટકતી હતી. મેં એકને કહ્યું: 'તમે જરા ફરો. તમારી પીઠ જોવી છે.' એના કોટ સાથે પૂંછડી લટકતી જોઈ બધાએ તાળીઓ વગાડી. બિચારો ભોંઠો પડ્યો. મેં કહ્યું: 'જરા થોભો. આ તાળીઓ વગાડનારામાં પણ મારો સિદ્ધાન્ત પુરવાર કરનારા છે.' ભોંઠો પડેલો સમજી ગયો. એણે જબરદસ્તીથી બે-ત્રણ જણને ફેરવી એની પીઠ જોઈ, ને એને પણ પૂંછડી જોઈ તાળીઓ વગાડી. એટલામાં તો પચીસ-ત્રીસ

જણ ભેગા થઈ ગયા. મેં હસતાં હસતાં પૂછ્યું: 'આટલો પ્રત્યક્ષ પુરાવો રજૂ કર્યા પછી હવે મારે દલીલો કરવાની જરૂર છે?' ખૂબ હસાહસ ચાલી. કોઈ પોતાની પૂંછડી કાઢી નાખવા મથે તો બીજાઓ એને રોકે. થોડા લોકોએ આ બેચાર જણને પકડી વરંડામાં જરા ફેરવ્યા અને પછી વધુ ફજેતી ન થાય એટલા માટે પ્રેક્ષકોએ જ એ પૂંછડીઓ કાઢીને એમના હાથમાં આપી. મેં કહ્યું: 'સબૂર, આવડો મોટો સિદ્ધાન્ત સિદ્ધ કરનાર તો હું. એટલે એ પૂંછડીઓ મને આપો. બધાએ પોતપોતાની પૂંછડી મને સોંપી દેવી અને ફરી પાછા માણસ થઈ પોતપોતાની ઓરડીમાં ચાલ્યા જવું.'

તે દિવસે આખી સાંજ એની જ હસાહસ હૉસ્ટેલમાં ચાલી. બીજે દિવસે શહેરમાંથી વિદ્યાર્થીઓ આવ્યા તેમને પણ જાણ થતાં જે મળે તે મારું અભિનંદન કરે. અંતે મેં કહ્યું: 'જે ભાઈઓને ભોગે મેં આ મજા કરી એમના સંતોષ ખાતર એ ચારે પૂંછડીઓ મારા કોટને લગાડવાનો છું. પછી એમને એટલું બધું માઠું નહીં લાગે.' મારે એવું કશું કરવું ન હતું, પણ એમની ફજેતી ઉપર આવી રીતે ઉદારતાનો ડામ દેવો હતો.

ઉપરના બનાવ પછી બીજે કે ત્રીજે વર્ષે (મને બરાબર યાદ નથી) અમે તો પીઢ વિદ્યાર્થી થયા હતા. હવે અમને કોઈ મજાક સૂઝે નહીં. જમી કરીને મારી ઓરડીમાં બેઠો હતો. (ઓરડીનો નંબર ત્રેવીસ) એવામાં એક જણે બહારથી બારણા ઉપર ટકટક કર્યું. મેં દરવાજો ખોલ્યો. પૂનાનો એક વિખ્યાત ડૉક્ટર ગજવામાં સ્ટેથોસ્કોપ લટકાવી મારી આગળ આવી ઊભો ને મને પૂછ્યું: 'વ્હેર ઈઝ ધ પેશન્ટ? (દરદી ક્યાં છે?)' મેં કહ્યું: 'મારી ઓરડીમાં કોઈ દર્દી નથી.' એણે ગજવામાંથી કાર્ડ કાઢી બતાવ્યું. સ્પષ્ટ લખ્યું હતું કે ડૉક્ટર સાહેબ, અમારા એક સાથી ખૂબ બીમાર છે. અમે તમને ટાંગો કરી બોલાવી શકીએ એવી અમારી સ્થિતિ નથી. ફર્ગ્યુસન કૉલેજના છાત્રાલયમાં ત્રેવીસ નંબરની ઓરડીમાં દર્દીને જોશો તો ઉપકાર થશે. કાર્ડ પર ઓરડીનો નંબર બરાબર ત્રેવીસ હતો. હું મૂંઝાયો. બીજી જ ક્ષણે યાદ આવ્યું કે આજે પહેલી એપ્રિલ છે. શરમના માર્યા મારું મોઢું ઊતરી ગયું. અત્યંત દુખિત અવાજે મેં ડૉક્ટરને કહ્યું: 'ડૉક્ટર સાહેબ, મને ઘણું જ દુ:ખ છે; પણ આજે પહેલી એપ્રિલ છે. કોઈએ તમને બનાવ્યા છે. આશા રાખું છું કે આ કૉલેજના કોઈ વિદ્યાર્થીએ આવું હલકટ કામ નહીં કર્યું હોય. તમારા જ કોઈ ઓળખીતાએ આમ કર્યું હશે. સમાજની સેવા કરનારા તમે, તમારો કીમતી સમય કોઈએ બરબાદ ન કરવો ઘટે. એ તો નીચ કર્મ છે.'

ડૉક્ટર વધુ સાંભળવા એક ક્ષણ પણ ન થોભ્યા. પીઠ ફેરવી ચાલ્યા ગયા. પછી મેં કલબમાં વાત કરી. અમે સૌએ એકમતે નિર્ણય કર્યો કે પહેલી એપ્રિલે ગમ્મત કરાય; લોકોને બનાવાય; પણ આ તો નરાતાળ નીચ કર્મ કહેવાય. ડૉક્ટર કેટલા ઉદાર મનના માણસ! કોઈ ગરીબ વિદ્યાર્થી મૂંઝાયો હશે એમ સમજી

પૂનાથી છેક કૉલેજ સુધી આવ્યા. એને જો શંકા જાય કે કૉલેજના જ કોઈ વિદ્યાર્થીનું આ ટીખળ છે તો પછી બધા જ વિદ્યાર્થીઓ વિશે એના મનમાં અંટસ રહે. માટે જ મેં એમને કહેલું કે હું આશા રાખું છું કે અમારામાંથી કોઈ વિદ્યાર્થીનું આ કામ નથી. ડૉક્ટરના સ્નેહીઓમાંથી અથવા દુશ્મનોમાંથી જ કોઈનું એ કામ હશે. ગમે તેનું હોય, પણ એ શરમાવા જેવું જ હતું.

## ૨૪. બગીચામાં ફળની ચોરી

મેં જોયું છે કે જૂના વખતના આદર્શવાળા ઉત્તમ નોકરો ઘરમાં કોઈ ખાવાની વસ્તુ પડી હોય તો વગર કહે તે ઉપાડીને ખાઈ જાય; એ ચોરીને લેવાની તક પણ શોધે; અને છતાં ઘરમાં પૈસા કે ઘરેણાં ગમે ત્યાં પડયાં હોય, ચોરી લેવાની ઉત્તમ તક હોય, તોયે એને અડવાના સુધ્ધાં નહીં. પૈસાટકાની બાબતમાં એવા નોકરો ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી શકાય. એ લોકોએ પૈસા ઉછીના લીધા હોય અને આપણે ભૂલી ગયા હોઈએ તોયે પોતે પૂરી ઈમાનદારીથી એ પાછા આપવાના જ. રૂપિયા, પૈસા, ઘરેણાં કે ઘરની કોઈ પણ ચીજવસ્તુ એમની આગળ પૂરી સુરક્ષિત. અને છતાં ખાવાની વસ્તુની બાબતમાં, કોણ જાણે કેમ, ચોરીને ખાવાનું કેટલાકને મન થાય જ છે, અને આમ ચોરીને ખાય તો પોતે કાંઈ ખોટું કર્યું છે એવો ડંખ પણ મનમાં તેઓ અનુભવતા નથી. જોકે આમ ખાવું એ ચોરી છે એટલું તો તેઓ જાણે જ છે.

ઘરના નોકરોને આપણે અવારનવાર મિષ્ટાન્ન આપીએ છીએ, વારતહેવાર એમને જ નહીં પણ એમના ઘરનાં બૈરાંછોકરાંને પણ બોલાવી જમાડીએ છીએ; તેઓ આવી ન શકે તો થાળી ભરીને ઘેર લઈ જવા પણ આપણે આપીએ જ છીએ. આટલો સરસ ઘરોબો હોવા છતાં ખાવાની વસ્તુ ચોરીને ખાવાની ટેવ કેટલાક નોકરો છોડી શકતા નથી.

કેટલાક રસોઇયા પણ રાંધતાં રાંધતાં સ્વાદિષ્ટ વસ્તુ ખાતા હોય છે, અથવા ખાવા માટે ચોરીને બાજુ પર રાખે છે. એમને વિશે પણ કોક કોક વાર આવો જ હિસાબ રાખવો પડે છે.

ઘરમાં અને અન્યત્ર આવી વસ્તુસ્થિતિ જોવાથી મેં આ બાબતની ચર્ચા કેટલાયે સ્નેહીઓ અને સગાંવહાલાં આગળ કરી. કેટલાક લોકોનું ધ્યાન આ ખાસિયત પ્રત્યે ગયેલું ન હોવાથી મારી વાત સાંભળતાંવેંત તેઓ ચોંકી જાય છે, પણ પછી થોડો વિચાર કર્યા બાદ કહે છે કે તમારી વાત સાચી છે. ભારે કીમતી વસ્તુ હોય અને સહેજે ચોરાય તેમ હોય તોય અંદરની ઈમાનદારીને કારણે જ તેઓ ચોરતા નથી એ ચોક્કસ.

માણસના આવા સ્વભાવની વાત કર્યા પછી સ્નેહીઓ પણ એ રીતે વિચાર કરવા લાગે છે. અને પછી નિખાલસભાવે કહે છે કે અમારો અનુભવ પણ એવો જ છે. જે લોકો ગામડાંમાં રહે છે (અર્થાત્ જેઓ જૂની ઢબે રહેલા છે) તેઓ આ વસ્તુ જાણતા હોય એમ લાગે છે અને તેથી ઘરમાં ચોરી થાય તો નોકરો ઉપર સહેજે આરોપ મૂકતા નથી.

આપણે બજારમાંથી ફળ ખરીદીને લાવીએ છીએ અને ઘરમાં બેસીને ખાઈએ છીએ એનો આનંદ નોખો; પણ બગીચામાં જઈને માળીને કહીએ કે સારાં સારાં બરાબર પાકેલાં તાજાં ફળ લઈ આવ, અને એ ફળ ત્યાં જ ખાઈએ તો એનો આનંદ નોખો.

અહીં મેં નોકરો વિશે વાતો લખી. મેં પોતે બગીચામાં જઈ ચોરી કરીને ફળ ખાધાં હોય એવું મને યાદ નથી. બગીચાના માલિકના દેખતાં અથવા માળીના દેખતાં ફળ તોડીને ખાધાં હોય એ ચોરી ન કહેવાય. હું તો એટલું જ કહી શકું કે માલિક કે માળી જાતે ફળ આણીને આપે અને એ ખાઈએ એના કરતાં જાતે તોડીને ખાવામાં મજા નોખી. એ આનંદ મેળવવા માટે જ હાથે તોડીને ખાવાનું મન થાય.

અમે જ્યારે કૉલેજમાં ભણતા હતા ત્યારે અમારી જમવાની કલબાથી બહુ દૂર નહીં એવો એક કૉલેજનો બગીચો હતો. એમાં કેટલાંક ફળઝાડ હતાં. ખાસ ઉત્તમ ફળોનાં ઝાડ હતાં એમ પણ નહીં. કૉલેજમાં જે વિદ્યાર્થીઓ બૉટેની (વનસ્પતિવિજ્ઞાન) શીખવા ચાહે એમને માટે જરૂરી ફળો, ફૂલો, પાંદડાં, કૂંપળો વગેરે એ બગીચામાંથી મળી શકતાં હતાં, તેથી બૉટેનીના પ્રોફેસરના તાબામાં એ બગીચો હતો. આમ સામાન્ય વિદ્યાર્થીઓ માટે એમાં ખાસ આકર્ષક કંઈ ન હતું.

છતાં કોક વાર મન થાય કે અંદર જઈને જોઈએ તો ખરા કોઈ ફળ મળે છે કે નહીં? માળીને ખબર પડે તો એ ના જ પાડે, એટલે માળીની નજર ટાળીને—એટલે કે ચોરીને જ ખાઈ શકાય. એક વાર મને મન થયું. અંદર જઈને જોયું તો જમરૂખના ઝાડ પર થોડાં ફળ છે. એક્કે પાક્યું નથી. છતાં એક તોડીને ખાધું. કાંઈ જ સ્વાદ ન હતો. પણ ઝાડ પરથી હાથે તોડીને ખાઈ શક્યો એનો જ આનંદ!

માળીની નજર ટાળીને ખાઉં છું એટલે ચોરી કરું છું, સપડાઈશ તો પ્રોફેસર આગળ એ મને રજૂ કરશે તો ફજેતી થશે એટલું તો હું જાણતો જ હતો. પ્રોફેસર પૂછે અને વઢીને છોડી દે; પણ ફજેતી તે ફજેતી, એ બધું જ જાણવા છતાં હાથે તોડીને ખાવાનું મન થયું (મન થયું એનું કાંઈ નહીં; એ તો સ્વાભાવિક ગણાય; પણ એ વિચાર અમલમાં મૂક્યો એ આશ્ચર્ય!) ભારે ગુનો કરું છું એવું પણ મનમાં લાગતું ન હતું. સહેજ મજા.

પણ એ મજા શાની? ફળનો સ્વાદ ખાસ ગમે એવો હતો નહીં. બજારમાં જઈ સારામાં સારાં જામફળ આણી શકતો હતો. શહેરમાં મિત્રોને ત્યાં પણ સારાં

જામફળ ખાવા મળતાં. છતાં કૉલેજના બગીચામાં ઈરાદાપૂર્વક જઈ બે કે ત્રણ વાર કાચાં ફળ ખાધાનું સ્મરણ છે, અને તેથી જ ઘરના નોકરો વગર પૂછ્યે ચોરીને ખાય છે ને છતાં એ વિશ્વાસપાત્ર હોય છે એ વસ્તુનું સ્મરણ થયું. આ વસ્તુનું આગળ જતાં મેં ખૂબ ચિંતન કર્યું અને એવું ફરી ન થાય એમ નિશ્ચય કર્યો.

કૉલેજની કેળવણી પૂરી થયા પછી એક ઠેકાણે ફળનો સરસ બગીચો જોયો ત્યારે અંદર જઈને માળીને બોલાવીને કહ્યું: 'જુઓ ભાઈ, આ તરફ ફરવા આવું તો બગીચામાં ઘૂસી ફળ ખાવાનો. તોડીને ફળ ઘેર નહીં લઈ જાઉં. બગીચામાં ગમે તેટલાં ફળ તોડીશ; ચાખી જોઈશ, ગમશે તો આખું ખાઈશ, નહીંતર ફેંકી દઈશ. આવું અને બગીચામાં દાખલ થાઉં ત્યારે તમને શોધવા નહીં બેસું. જોરથી બૂમ પાડી તમને જણાવી દઈશ કે હું અંદર આવ્યો છું. તું જ્યાં હો ત્યાંથી સાંભળ્યાનો જવાબ આપજે. હવે બોલો, સિઝન ચાલે ત્યાં સુધી ગમે ત્યારે આવવાના અને આ રીતે ખાવાના તમને કેટલા પૈસા આપવા?'

બિચારાને આશ્ચર્ય તો થયું. કહે: 'સાહેબ, બગીચામાં આવીને ખાઓ તો એના પૈસા શાના લેવાના હોય? હું જાતે બગીચામાંથી ફળ તોડીને તમારે ઘેર વેચવા આવું ત્યારે તમારી પાસેથી પૈસા લઉં. બગીચામાં પક્ષીઓ આવીને ખાય એમ માણસો પણ ખાય. સગાંવહાલાં ખાય જ છે ને? કોઈ અજાણ્યો માણસ આવીને ખાઈ જાય અને ખબર પડે તો વઢીએ. પણ એની પાસેથી પણ પૈસા ન જ માગીએ. ફળો વેચાય બગીચાની બહાર, અંદર નહીં.'

એની આ ફિલસૂફી સાંભળી આપણી સંસ્કૃતિ વિશે મને નવી જ દૃષ્ટિ મળી. મેં કહ્યું: 'તમારી વાત સાચી, પણ મારા સંતોષ ખાતર મહિનાને અંતે એકાદ રૂપિયો આપીશ જેથી મારું મન મને ડંખે નહીં.' પેલો કહે: 'જેવી તમારી મરજી. કશું આપવાની જરૂર નથી. તમે ખાઈ ખાઈને કેટલુંક ખાવાના? રૂપિયાનાં તો એક ટોપલી ભરીને ફળ આપીએ છીએ.'

હું નિયમિત ફળ ખાવા જતો હતો એમ નહીં; પણ માળી સાથે મારી દોસ્તી થઈ. પછી ઊભો રહી પૂછું કે અમુક ફળઝાડને કેટલે વર્ષે ફળ બેસે છે? ક્યા ઝાડને ક્યું ખાતર સારું? બગીચામાં આવનાર પક્ષીઓ વિશે પણ વાતો થતી. અમારી દોસ્તી જામી એ જ ખરો આનંદ.

## ૨૫. વકીલ કે એન્જિનિયર? ભાગ્ય કહે એક્કે નહીં!

હું કૉલેજમાં ગયો ત્યારે પહેલાં બે વર્ષનો અભ્યાસક્રમ જાણે નિશ્ચિત હતો. પહેલા વર્ષને એ જમાનામાં 'પ્રિવિયસ' કહેતા. બીજે વર્ષે પસંદગી કરવી પડતી: ઇન્ટર આર્ટ્સ કે ઇન્ટર સાયન્સ? કેમ કે, પછી ત્રીજે ને ચોથે વર્ષે બી. એ. થવું છે કે બી.એસસી. માટે સાયન્સ કે એન્જિનિયરિંગ કૉલેજમાં જવું છે એ

ત્યારે નક્કી કરવું પડતું. અમારા જમાનામાં વેપારવાણિજ્યનો એટલે કે કૉમર્સનો અભ્યાસક્રમ હતો જ નહીં.

પહેલાં બે વર્ષ મેં મન સાથે ઘણી ગડમથલ કરી, અમારા જમાનામાં એન્જિનિયરિંગ તરફ જનારા ઘણા ઓછા. આર્ટ્સ કોર્સ લઈ બી.એ. થવું અને પછી એલએલ.બી. થવું એ જ રસ્તો મોટા ભાગના લેતા.

હિતચિંતકો કહે: 'વગર મહેનતે તું સેકન્ડ ક્લાસમાં આવે છે. તારું ભેજું સારું છે. સરકારી નોકરીમાં જઈશ તો જોતજોતાંમાં ઊંચે ચડીશ. પિતા અને મોટા-ભાઈને રસ્તે તું પણ જાય તો ખોટું નથી. ને એલએલ.બી. થઈશ તોપણ સારું છે. નોકરી કરવી નહીં પડે. બોલવામાં અને ચર્ચા કરવામાં તો તું પાવરધો છે, એટલે વકીલ તરીકે ઠીક કમાઈ શકીશ. સમાજમાં આગળ આવીશ. વિલાયત જઈને બૅરિસ્ટર થઈ આવ્યો તો પછી પૂછવું જ શું? આપણે ત્યાં બૅરિસ્ટરો છે જ કેટલા? અને બૅરિસ્ટરો તો ગમે તે પ્રાંતમાં જઈ શકે છે. હવે તું જ નક્કી કર.'

હું કહેતો કે, 'મારા પિતાશ્રીએ સરકારી નોકરી કરી. પણ એમનું તો હિસાબનું ખાતું. ઈમાનદારીથી નોકરી કરે અને સંતોષથી જીવે. છતાં નોકરી તે નોકરી; અને એ પણ દેશના શત્રુ અંગ્રેજોની: તે મારે કરવી નથી.' મારા મોટાભાઈએ જ્યારે મને કહ્યું કે 'હું સરકારી નોકરીમાં છું. મારી થોડી તો લાગવગ છે. તને કાંઈક મદદ કરી શકીશ.' ત્યારે વગર કારણે વિવેક છોડી મોટાભાઈનું મેં અપમાન કર્યું અને કહ્યું: 'કાલેલકર ખાનદાને સરકારને એક ગુલામ આપ્યો છે એટલું બસ છે. મારે સરકારી નોકરી કરવી નથી.' મોટાભાઈએ ફરી મારું નામ જ ન લીધું.

વકાલતનો ધંધો સ્વતંત્ર ગણાતો. છતાં મારી દેશભક્તિ તે વખતે 'જ્વલંત જહાલ' હતી. હું કહેતો કે મારા દેશના બે ભાઈઓ આપસમાં લડે અને એમનો ઝઘડો હું વિદેશી સરકારની કોર્ટોમાં લઈ જાઉં અને એમની પાસેથી ન્યાય માગું એ તો મને અપમાનભર્યું — નર્યું નામોશીભર્યું લાગે છે. એટલે કદાચને સરકારી નોકરીમાં જવાને હું તૈયાર થાઉં, પણ વકીલ થઈને અંગ્રેજી ન્યાયાધીશને 'યૉર ઑનર' તો નહીં જ કહું.'

સાયન્સમાં — એટલે કે વિજ્ઞાનમાં મને બૌદ્ધિક રસ ઘણો હતો. રસાયણશાસ્ત્ર (કેમિસ્ટ્રી) કરતાં પદાર્થવિજ્ઞાન(ફીઝિક્સ)નું મને વધારે આકર્ષણ હતું. એની ચોપડીઓ વાંચતાં અને નાનકડા પ્રયોગો કરતાં તલ્લીન થઈ જતો. કોક વાર કૉલેજમાં વનસ્પતિશાસ્ત્ર(બૉટની)ના વર્ગમાં પણ ઘૂસીને ત્યાંનો રસ માણતો. છતાં બી.એસસી. કે એમ.એસસી. થઈને વિજ્ઞાનના પ્રોફેસર થવાનું મને ગમ્યું નહીં. એના કરતાં એન્જિનિયર થવું મને વધારે પસંદ હતું.

ગણિતમાં મને ઠીક ઠીક માર્ક મળતા. એંશી ટકાથી ઓછા કદી નહીં. (ગણિતને જોરે બીજા વિષયો પ્રત્યે હું બેદરકાર થઈ શકતો હતો.) એટલે મેં મન સાથે નક્કી કર્યું કે આપણે તો એન્જિનિયર થવાના.

પછી વિચાર કર્યો કે મકાનો બાંધવામાં મારી બુદ્ધિ ચલાવું, શહેર કે ગામડાંમાં જાતજાતનાં મકાનો બાંધવામાં અને લોકોની સગવડો વધારવામાં બુદ્ધિ ચલાવું તો સમાજની સેવા થશે. સારાં સારાં મકાનો બાંધ્યાં હશે તો એ મારાં સ્મારક પણ ગણાશે.

બીજી ક્ષણે મન થતું: ના, ના; આપણે તો જંગલોમાં અને પહાડોમાં સારા સારા રસ્તાઓ તૈયાર કરીશું. નાનપણમાં બળદગાડીમાં બેસીને પહાડના ઘાટો ચડયાઊતર્યા છીએ. રસ્તાઓના ઢોળાવ આકરા ન બને એને માટે પહાડોનું નિરીક્ષણ કરવું પડશે. નાનામોટા પુલો બાંધવા પડશે. કેટલું બધું લોકસેવાનું કાર્ય! રસ્તા એટલે સંસ્કૃતિના પ્રચારની સગવડ. બસ, આપણે તો એન્જિનિયર જ થવાના. લગભગ નક્કી કરી દીધું. એ પ્રમાણે સ્નેહીઓ વચ્ચે જાહેર પણ કર્યું.

પણ એન્જિનિયર થવું મારા લલાટે લખાયું ન હતું, એનો મેં હિસાબ જ ન કર્યો! ઇન્ટર આર્ટ્સની હું તૈયારી કરતો હતો ત્યારે લૉજિક—એટલે કે શુદ્ધ વિચાર કરવાની વિદ્યા, તર્કશાસ્ત્ર—માં મને રસ પડવા લાગ્યો. એમાં જેમ જેમ ઊંડો ઊતરું તેમ તેમ તત્ત્વજ્ઞાનનાં અનેક ક્ષેત્રોનો, ભલે છીછરો, પણ પરિચય થયો. એમાંથી તત્ત્વજ્ઞાન પ્રત્યે રસ જાગ્યો. એ વખતની મારી પરિભાષામાં લખું તો મારે 'ટાઇપ્સ ઑવ થિંકિંગ' જાણવા હતા: માણસ કઈ કઈ રીતે વિચાર કરી શકે છે; જીવન પ્રત્યે જોવાની, નિહાળવાની દૃષ્ટિઓ કેટલા પ્રકારની છે; એ ન જાણ્યું તો જીવ્યું શા કામનું? એ વિચારે મને ઘેરી લીધો અને ઇન્ટર આર્ટ્સમાં સેકન્ડ ક્લાસ મળતાંવેંત ચૂપચાપ બી.એ.માં દાખલ થઈ 'લૉજિક ઍન્ડ મૉરલ ફિલૉસૉફી'ને મારા ઐચ્છિક વિષય તરીકે લખાવ્યા. કૉલેજમાં દાખલ થતાં પહેલાં જ—પરીક્ષા પછીના રજાના દિવસોમાં એક સ્નેહી પાસેથી આ નવા વિષયનાં પાઠયપુસ્તકો મેળવી હું રસપૂર્વક જોવા લાગ્યો.

બિચારી વકીલી ને ઇજનેરી! કોણ જાણે ક્યાં સરી પડી! પિતાશ્રીને મેં કહ્યું: 'હું બી.એ. જ કરીશ.' તેઓ આમાં બહુ જાણે નહીં. એમણે કહ્યું: 'ભલે. તને સ્કૉલરશિપ તો મળવાની જ છે, એટલે મારા પરનો બોજો એટલો ઓછો છે જ. તને ઠીક લાગે તેમ કરજે. (મને સ્કૉલરશિપ મળી. પણ છમાસિકમાં બેઠો નહીં—એ મારો રિવાજ જ હતો—એટલે મારે બદલે કોઈ ગરીબ વિદ્યાર્થીને એ મળી એ પુણ્ય મેં મેળવ્યું!)

આ નવો વિષય લીધો એને પરિણામે પ્રોફેસર ભાટે અને પ્રોફેસર ઓક એ બે સજ્જનો સાથે બૌદ્ધિક પરિચય થયો. પ્રો. ભાટે પોતાના વિષયમાં પૂરા નિષ્ણાત અને સામાજિક બાબતોમાં સમાજસુધારક. પ્રો. ઓક નવાસવા આવેલા; તેજસ્વી દેશભક્ત, સ્વદેશીના આગ્રહી અને અમુક હદ સુધી વિદ્યાર્થીઓમાં રસ લેનારા. આગળ જતાં તે આ નોકરી છોડી બીજે ગયા. અને અંતે એ પણ છોડીને તળેગાંવની રાષ્ટ્રીય શાળાના મુખી બન્યા. તે પછી એક વખત તળેગાંવમાં હું એમને મળેલો.

મેં તત્ત્વજ્ઞાન લીધું તે ફિલૉસૉફર થઈ કૉલેજમાં અધ્યાપક થવા નહીં, પણ

જીવનનું રહસ્ય સમજી પોતાનું જીવન કૃતાર્થ કરવા માટે. અને વેદાન્તની સાધના સિદ્ધ થઈ શકે તો મોક્ષ મેળવવા માટે. આમ, વકીલ અને એન્જિનિયર થવાનું માંડી વાળ્યું એ મારું મોટું ભાગ્ય માનું છું.

(મેં કોક ઠેકાણે લખ્યું જ છે કે માણસના સંકલ્પો એને છોડતા જ નથી. નવા સંકલ્પને જોરે એ છોડી દે તો એ જૂના સંકલ્પો એના દીકરાને અથવા એના દીકરાના દીકરાને વળગવાના જ. મારા બીજા દીકરા બાળે જ્યારે એન્જિનિયરિંગનો અભ્યાસ લેવાનું નક્કી કર્યું ત્યારે મારો નાનપણનો રસ્તો યાદ આવ્યો. છતાં મેં એને કહ્યું કે 'જોજે, તારી શરીરપ્રકૃતિ નબળી છે. એન્જિનિયરને પોતાનાં કામોની દેખરેખ રાખવા માટે પણ ખૂબ મહેનત કરવી પડે છે. આત્મવિશ્વાસ હોય તો જ આ ક્ષેત્ર પસંદ કરજે.' એણે એક જ વાકયમાં મને જવાબ આપેલો: 'મારું દિલ આ વિષયને ચોંટયું જ છે, એટલે મારે બીજી કોઈ પસંદગી કરવાપણું છે જ નહીં. એન્જિનિયર એટલે એન્જિનિયર.' મેં કહ્યું: 'તથાસ્તુ.')

## ૨૬. છત્રપતિની આરતી

તે વખતના અમારા કૉલેજજીવનમાં રાષ્ટ્રીયતા, સ્વરાજ્યભાવના અને વિદેશી — અંગ્રેજી — રાજ્ય પ્રત્યે તિરસ્કાર ધીરે ધીરે પેસવા લાગ્યાં હતાં. (ઈ. ૧૯૦૪થી ૧૯૦૭ના એ દિવસો હતા.) શહેરમાં રહી કૉલેજમાં ભણવા આવનાર 'ડે સ્ટુડન્ટ'ની વાત નોખી હતી, પણ છાત્રાલયમાં રહેનાર વિદ્યાર્થીઓનું એક જાતનું સામાજિક સંગઠન હોય જ છે, અને અસંખ્ય વિષયોની ચર્ચા પણ ત્યાં ચાલવાની. આવા વાતાવરણમાં કેટલાક અતિ આગ્રહી, અતિ પ્રચારક હોવાના જ. જ્યારે કેટલાકમાં તો જાગૃતિનું નામ પણ ન મળે. અમે થોડાક વિદ્યાર્થીઓ કાંઈક ઠરેલ પણ પ્રગતિશીલ ગણાતા હતા.

બબ્બે વિદ્યાર્થીઓ દીઠ એક ઓરડી અમને મળતી. પોતાને અનુકૂળ સાથી પસંદ કરવાની છૂટ હોવાથી વિદ્યાર્થીજીવન શાંતિથી ચાલતું. ભોજન માટે વીસ વીસ ત્રીસ ત્રીસ વિદ્યાર્થીઓની કલબો હતી. દરેક કલબનું પોતાનું વાતાવરણ ખરું. એ વિશે મેં લખ્યું હશે (અથવા લખીશ).

ઓરડીની દીવાલ ઉપર મનગમતા ફોટો રાખવા એ તો સ્વાભાવિક વાત હતી. ઘણાખરા વિદ્યાર્થી પોતાનો જ ફોટો રાખતા. કેટલાક પ્રિન્સિપાલના અને પોતાના પ્રોફેસરોના રાખતા. કેટલાક (પણ બહુ જ થોડા) રામ, કૃષ્ણ, શિવ કિંવા દેવીનાં ધાર્મિક ચિત્રો રાખતા. પિતાના અને બીજા સગાંવહાલાંના ફોટો રાખનારા જવલ્લે જ નીકળતા.

હવે રાષ્ટ્રભક્તિનો જુવાળ આવ્યો એટલે લોકમાન્ય ટિળક જેવા નેતાઓના ફોટો વિદ્યાર્થીઓની ઓરડીની દીવાલ પર દેખાવા લાગ્યા. આગળ જતાં, સરકારે

જેમને સજા કરી હતી એવા દેશભક્તોના ફોટો ખાસ જણાવા લાગ્યા. તે એટલે સુધી કે રેન્ડ અને આયર્સ્ટ જેવા ગોરાઓનાં ખૂન કરનાર ચાફેકર બંધુના ફોટો (જે બજારમાં સસ્તે ભાવે મળતા) પણ છડેચોક દેખાવા લાગ્યા. એની જાણ પ્રોફેસરોને થઈ એટલે એક પ્રોફેસર બધી ઓરડીઓ તપાસવા આવ્યા ને કડક રીતે આજ્ઞા કરવા લાગ્યા: 'આવા ફોટો તમારાથી અહીં ન જ રખાય.' કોક વાર પ્રોફેસરો ઓરડીમાં ભેગા થયેલા વિદ્યાર્થીઓને ઉપદેશ પણ આપે. ગંભીરપણે કહે: 'દેશભક્તિની અમને કદર છે. દાદાભાઈ નવરોજી, નામદાર ગોખલે (જે એક વખતે આ કૉલેજના માનીતા પ્રોફેસર હતા) એવાઓના ફોટો રાખો તો કોઈ ના નહીં પાડે; પણ રાજદ્વારી ખૂન કરનાર ચાફેકર જેવાના ફોટો તમે આમ રાખો તે કેમ ચાલે? સરકાર આવતી કાલે કૉલેજ બંધ પણ કરી દે. તમે જાણો છો કે કેટલી ઉદાત્ત ભાવનાથી કેળવણીની આ સંસ્થા સ્થપાઈ છે. આવી સંસ્થાની હસ્તી તમારે જોખમમાં નહીં મૂકવી જોઈએ.'

કૉલેજમાંથી કાઢી મૂકશે એ બીકે કેટલાયે છોકરાઓ માની ગયા. પણ છત્રપતિ શિવાજી તો મહારાષ્ટ્રનું પૂજાસ્થાન. ત્રણસો વર્ષ પહેલાં થઈ ગયેલા. એમનો ફોટો પણ ન રાખવો એ ન્યાય ક્યાંનો?

બેજવાબદાર તોફાની દળની પ્રચારપ્રવૃત્તિ અમે પસંદ ન કરીએ. મારા જેવા કેટલાક કહે: 'છીછરો પ્રચાર શા કામનો? કૉલેજને જોખમમાં આણીએ એ આપણને ન શોભે. એટલે આપણે અમુક સંયમ તો પાળવો જ જોઈએ. ચાફેકર બંધુના ફોટો હટાવ્યા ત્યારે આપણે કશી તકરાર ન કરી; પણ શિવાજીની પણ છબી ન રખાય એ તો જોહુકમીની હદ થઈ. આની સામે તો થવું જ જોઈએ. પાંચે ક્લબના પ્રતિનિધિઓ (અને બીજા પણ) ભેગા થયા. મેં કહ્યું કે એકલદોકલ વિદ્યાર્થીને કૉલેજ ધમકાવી શકે. આપણે જે કરીએ તે સંગઠિત પ્રયત્ન થવો જોઈએ. આપણે તોફાની નથી, ઠરેલ છીએ એની પણ ખાતરી થવી જોઈએ.

આ મારું છેલ્લું ડહાપણ કોઈને ગમ્યું નહીં પણ સંગઠિત પ્રયત્નની સૂચના માન્ય થઈ. અને અમે નક્કી કર્યું કે વિદ્યાર્થીઓ પોતપોતાની ઓરડીમાં શિવાજીનું ચિત્ર રાખવું હોય તો રાખે અથવા ન રાખે, પણ દરેક ક્લબમાં જમવાના મોટા ઓરડામાં શિવાજીની મોટી રંગીન તસવીર ફ્રેમ કરીને રાખવી. પાંચેપાંચ ક્લબમાં છબીઓ હશે તો તે ખસેડવાની કૉલેજના અધિકારીઓની હિંમત નહીં થાય.

એક જણે સૂચના કરી કે છબીઓ રાખીએ એટલું બસ નથી. રોજ સાંજે જમતાં પહેલાં ચિત્ર આગળ ઊભા રહી આપણે શિવાજીની આરતી ગાઈશું. બીજા એક જણે એ સૂચનાને ટેકો આપતાં કહ્યું કે આપણે આરતી એટલા જોરથી ગાવી કે અધ્યાપક-નિવાસ સુધી આપણો અવાજ પહોંચી જાય. (બરાડા પાડવાની સૂચના મને ગમી નહીં. પણ વિરોધ કરે કોણ? મેં બોલવાનો પ્રયત્ન કર્યો પણ મારો

અવાજ કોઈના કાન સુધી પહોંચ્યો પણ નહીં.) ઠરાવ પસાર થયો. શહેરમાં જઈ અમે શિવાજીની મોટી મોટી તસવીરો ખરીદી. આટલાં બધાં ચિત્રો એકદમ કૉલેજમાં જાય છે એનું આશ્ચર્ય બજારના લોકોને થયું. કોઈ પણ માણસ આટલી જિજ્ઞાસાથી પૂછે તો ના પાડવા જેટલા અમે અરસિક ન હતા. અમારી વાતો શહેરમાં ફેલાઈ. એમ નક્કી થયું કે વારાફરતી એક એક કલબમાં ભેગા થઈ શિવાજીની પૂજા કરવી અને આરતી ગાવી.

બસ, ધાર્યા પ્રમાણે કાર્યક્રમ પાર પાડયો. અમારો વિરોધ ન કરવામાં જ પ્રોફેસરોએ ડહાપણ માન્યું. સજા થશે તો એને પહોંચી વળીશું વગેરે નિશ્ચયો અમે કર્યા હતા તેની કશી જરૂર ન રહી.

અમને ભીતિ હતી કે ટર્મ પૂરી થયા પછી બધા વિદ્યાર્થીઓ ઘેર ગયા પછી ઉત્સાહ મોળો પડશે. કૉલેજ તરફથી વિરોધ થયો હોત તો અમારી ઉજ્જ્વળ દેશ-ભક્તિ ભભૂકી ઊઠત. પણ કૉલેજ તરફથી કશું પગલું ન ભરાયું એટલે ઉત્સાહ નહીં ટકે એવી અમારી બીક હતી. અમે નક્કી કર્યું કે ખરી કસોટી રજાના દિવસો પછી જ છે. એટલે રજા પૂરી થાય તે પહેલાં જ કેટલાક વિદ્યાર્થીઓ ઘેરથી આવ્યા. એમણે શિવાજીની પૂજા-આરતી બાકાયદા ચાલુ કરી. એક વાર શરૂ થઈ એને બંધ કરે કોણ?

અમારો કૉલેજનો અભ્યાસકાળ પૂરો થયો અને અમે કૉલેજને કાયમને માટે રામ રામ કર્યા તે પછી શું થયું તે હું જાણતો નથી, પણ અમે હતા ત્યાં સુધી છત્રપતિ શિવાજી મહારાજની પૂજા અને આરતી કરવામાં અમે મોળા પડેલા નહીં એ સંતોષ તો અમે મેળવ્યો જ.

## ૨૭. સી.આઈ.ડી.ને સજા

અમારી કૉલેજ અને એનાં છાત્રાલયોની બાજુ એક લાંબી ટેકરી ફેલાયેલી છે. એને દૂરને છેડે ચતુર્શિંગીનું મંદિર અને ગણેશ ખીંડનો રસ્તો આવેલો છે, જે આગળ જતાં ગવર્નરના પ્રાસાદ તરફ જાય છે.

ટેકરીનો જે ભાગ અમારા છાત્રાલય પાસે હતો ત્યાં અમે ઘણાખરા વિદ્યાર્થી રોજ સાંજે ઉપર ફરવા જઈએ. એની જ બાજુએ પહાડની એક મોટી ભેખડ કોતરીને એક શિવજીનું મંદિર બનાવેલું છે. મંદિર એટલે કેવળ એક ગુફા. ત્યાં પણ અમે જઈને જરા બેસીએ. કોલ્હાપુર તરફના એક ભાઈ અવારનવાર એ ગુફાની અંદર બેસી ગીતો ગાય. ગુફાની અંદર ગીતોનો પ્રતિધ્વનિ ગુંજે તે ઘણું આનંદદાયક લાગતું.

એ ગુફા-મંદિરમાં કોક વાર એકાદ સાધુ આવીને રહેતો. ગામમાં જઈને

જેમને સજા કરી હતી એવા દેશભક્તોના ફોટો ખાસ જણાવા લાગ્યા. તે એટલે સુધી કે રેન્ડ અને આયર્સ્ટ જેવા ગોરાઓનાં ખૂન કરનાર ચાફેકર બંધુના ફોટો (જે બજારમાં સસ્તે ભાવે મળતા) પણ છડેચોક દેખાવા લાગ્યા. એની જાણ પ્રોફેસરોને થઈ એટલે એક પ્રોફેસર બધી ઓરડીઓ તપાસવા આવ્યા ને કડક રીતે આજ્ઞા કરવા લાગ્યા: 'આવા ફોટો તમારાથી અહીં ન જ રખાય.' કોક વાર પ્રોફેસરો ઓરડીમાં ભેગા થયેલા વિદ્યાર્થીઓને ઉપદેશ પણ આપે. ગંભીરપણે કહે: 'દેશભક્તિની અમને કદર છે. દાદાભાઈ નવરોજી, નામદાર ગોખલે (જે એક વખતે આ કૉલેજના માનીતા પ્રોફેસર હતા) એવાઓના ફોટો રાખો તો કોઈ ના નહીં પાડે; પણ રાજદ્વારી ખૂન કરનાર ચાફેકર જેવાના ફોટો તમે આમ રાખો તે કેમ ચાલે? સરકાર આવતી કાલે કૉલેજ બંધ પણ કરી દે. તમે જાણો છો કે કેટલી ઉદાત્ત ભાવનાથી કેળવણીની આ સંસ્થા સ્થપાઈ છે. આવી સંસ્થાની હસ્તી તમારે જોખમમાં નહીં મૂકવી જોઈએ.'

કૉલેજમાંથી કાઢી મૂકશે એ બીકે કેટલાયે છોકરાઓ માની ગયા. પણ છત્રપતિ શિવાજી તો મહારાષ્ટ્રનું પૂજાસ્થાન. ત્રણસો વર્ષ પહેલાં થઈ ગયેલા. એમનો ફોટો પણ ન રાખવો એ ન્યાય ક્યાંનો?

બેજવાબદાર તોફાની દળની પ્રચારપ્રવૃત્તિ અમે પસંદ ન કરીએ. મારા જેવા કેટલાક કહે: 'છીછરો પ્રચાર શા કામનો? કૉલેજને જોખમમાં આણીએ એ આપણને ન શોભે. એટલે આપણે અમુક સંયમ તો પાળવો જ જોઈએ. ચાફેકર બંધુના ફોટો હટાવ્યા ત્યારે આપણે કશી તકરાર ન કરી; પણ શિવાજીની પણ છબી ન રખાય એ તો જોહુકમીની હદ થઈ. આની સામે તો થવું જ જોઈએ. પાંચે કલબના પ્રતિનિધિઓ (અને બીજા પણ) ભેગા થયા. મેં કહ્યું કે એકલદોકલ વિદ્યાર્થીને કૉલેજ ધમકાવી શકે. આપણે જે કરીએ તે સંગઠિત પ્રયત્ન થવો જોઈએ. આપણે તોફાની નથી, ઠરેલ છીએ એની પણ ખાતરી થવી જોઈએ.

આ મારું છેલ્લું ડહાપણ કોઈને ગમ્યું નહીં પણ સંગઠિત પ્રયત્નની સૂચના માન્ય થઈ. અને અમે નક્કી કર્યું કે વિદ્યાર્થીઓ પોતપોતાની ઓરડીમાં શિવાજીનું ચિત્ર રાખવું હોય તો રાખે અથવા ન રાખે, પણ દરેક કલબમાં જમવાના મોટા ઓરડામાં શિવાજીની મોટી રંગીન તસવીર ફ્રેમ કરીને રાખવી. પાંચેપાંચ કલબમાં છબીઓ હશે તો તે ખસેડવાની કૉલેજના અધિકારીઓની હિંમત નહીં થાય.

એક જણે સૂચના કરી કે છબીઓ રાખીએ એટલું બસ નથી. રોજ સાંજે જમતાં પહેલાં ચિત્ર આગળ ઊભા રહી આપણે શિવાજીની આરતી ગાઈશું. બીજા એક જણે એ સૂચનાને ટેકો આપતાં કહ્યું કે આપણે આરતી એટલા જોરથી ગાવી કે અધ્યાપક-નિવાસ સુધી આપણો અવાજ પહોંચી જાય. (બરાડા પાડવાની સૂચના મને ગમી નહીં. પણ વિરોધ કરે કોણ? મેં બોલવાનો પ્રયત્ન કર્યો પણ મારાં

અવાજ કોઈના કાન સુધી પહોંચ્યો પણ નહીં.) ઠરાવ પસાર થયો. શહેરમાં જઈ અમે શિવાજીની મોટી મોટી તસવીરો ખરીદી. આટલાં બધાં ચિત્રો એકદમ કૉલેજમાં જાય છે એનું આશ્ચર્ય બજારના લોકોને થયું. કોઈ પણ માણસ આટલી જિજ્ઞાસાથી પૂછે તો ના પાડવા જેટલા અમે અરસિક ન હતા. અમારી વાતો શહેરમાં ફેલાઈ. એમ નક્કી થયું કે વારાફરતી એક એક કલબમાં ભેગા થઈ શિવાજીની પૂજા કરવી અને આરતી ગાવી.

બસ, ધાર્યા પ્રમાણે કાર્યક્રમ પાર પાડયો. અમારો વિરોધ ન કરવામાં જ પ્રોફેસરોએ ડહાપણ માન્યું. સજા થશે તો એને પહોંચી વળીશું વગેરે નિશ્ચયો અમે કર્યા હતા તેની કશી જરૂર ન રહી.

અમને ભીતિ હતી કે ટર્મ પૂરી થયા પછી બધા વિદ્યાર્થીઓ ઘેર ગયા પછી ઉત્સાહ મોળો પડશે. કૉલેજ તરફથી વિરોધ થયો હોત તો અમારી ઉજ્જ્વળ દેશ-ભક્તિ ભભૂકી ઊઠત. પણ કૉલેજ તરફથી કશું પગલું ન ભરાયું એટલે ઉત્સાહ નહીં ટકે એવી અમારી બીક હતી. અમે નક્કી કર્યું કે ખરી કસોટી રજાના દિવસો પછી જ છે. એટલે રજા પૂરી થાય તે પહેલાં જ કેટલાક વિદ્યાર્થીઓ ઘેરથી આવ્યા. એમણે શિવાજીની પૂજા-આરતી બાકાયદા ચાલુ કરી. એક વાર શરૂ થઈ એને બંધ કરે કોણ?

અમારો કૉલેજનો અભ્યાસકાળ પૂરો થયો અને અમે કૉલેજને કાયમને માટે રામ રામ કર્યા તે પછી શું થયું તે હું જાણતો નથી, પણ અમે હતા ત્યાં સુધી છત્રપતિ શિવાજી મહારાજની પૂજા અને આરતી કરવામાં અમે મોળા પડેલા નહીં એ સંતોષ તો અમે મેળવ્યો જ.

## ૨૭. સી.આઈ.ડી.ને સજા

અમારી કૉલેજ અને એનાં છાત્રાલયોની બાજુ એક લાંબી ટેકરી ફેલાયેલી છે. એને દૂરને છેડે ચતુર્શિંગીનું મંદિર અને ગણેશ ખીંડનો રસ્તો આવેલો છે, જે આગળ જતાં ગવર્નરના પ્રાસાદ તરફ જાય છે.

ટેકરીનો જે ભાગ અમારા છાત્રાલય પાસે હતો ત્યાં અમે ઘણાખરા વિદ્યાર્થી રોજ સાંજે ઉપર ફરવા જઈએ. એની જ બાજુએ પહાડની એક મોટી ભેખડ કોતરીને એક શિવજીનું મંદિર બનાવેલું છે. મંદિર એટલે કેવળ એક ગુફા. ત્યાં પણ અમે જઈને જરા બેસીએ. કોલ્હાપુર તરફના એક ભાઈ અવારનવાર એ ગુફાની અંદર બેસી ગીતો ગાય. ગુફાની અંદર ગીતોનો પ્રતિધ્વનિ ગુંજે તે ઘણું આનંદદાયક લાગતું.

એ ગુફા-મંદિરમાં કોક વાર એકાદ સાધુ આવીને રહેતો. ગામમાં જઈને

ભિક્ષા માગી લાવે અને આરામથી ત્યાં રહે. કોક કોક વાર બીજા સાધુઓ પણ આવીને થોડા દિવસ ત્યાં રહેતા.

એક વાર વાત ચાલી કે કૉલેજના વિદ્યાર્થીઓમાંના કેટલાક ક્રાંતિકારી વિદ્યાર્થીઓની એક ગુપ્ત સંસ્થા છે. એ ગુફા આગળ એ સંસ્થાની સભાઓ થાય છે. આવી વાતો ચાલે એટલે બધાની કલ્પનાશક્તિ દોડવાની જ. કોકે કહ્યું કે સરકારના પોલીસ ખાતાના કેટલાક લોકો સાધુને વેશે ત્યાં આવીને રહે છે અને વિદ્યાર્થીઓ ઉપર ચોકી રાખે છે.

વાત ક્યાં સુધી સાચી છે એની તપાસ કોણ કરે? એક જણ બીજાને કહે, બીજો ત્રીજાને, ત્રીજો સાંભળેલી વાર્તા વધારે રોચક અને અદ્‌ભુત આશ્ચર્યકારક બનાવવા માટે મરજીમાં આવે તેમ એ વાતોમાં ઉમેરો કરે. જોતજોતાંમાં અમુક વિદ્યાર્થીઓએ નક્કી કર્યું કે એ મંદિરમાં થાણું નાખીને પડેલા પોલીસોને ઠેકાણે પાડવા જ જોઈએ.

એટલામાં ભોગજોગે એ મંદિર તરફનો કોઈ સાધુ (એનો વેશ પૂરો સાધુનોયે ન હતો. હશે કોઈ રખડુ માણસ) પૈસા માગવા કે એવા કાંઈ કારણસર અમારા છાત્રાલયની આસપાસ ફરતો દેખાયો. એક જણે કહ્યું: 'જુઓ તો આ સી.આઈ.ડી.વાળાઓની હિંમત! અમારા ઉપર ચોકી કરવા મંદિરમાં બેસે છે તે તો ઠીક, પણ હવે અમારી કૉલેજની ભૂમિ ઉપર, ખાનગી છાત્રાલયમાં પણ અમારા ઉપર નજર રાખવા આવી ચડ્યો છે. ખાનગી જગ્યામાં આવવાનો આ પોલીસોને હક શો? બીજાએ કહ્યું: 'ચાલો આપણે એને પકડીને, ધક્કા મારી હાંકી કાઢીએ.'

ટોળાનું માનસ આવા કામમાં ઝટ તૈયાર થાય છે. બેચાર જણાએ એને પકડ્યો અને 'પોલીસ કા કુત્તા' કહી બેત્રણ ધક્કા માર્યા. એટલામાં એક જણ વચ્ચે પડ્યો અને જોરથી બોલ્લો: 'જવા દો એ ભાઈને બિચારાને કેમ મારો છો? એકલો તો છે.'

(તમને થશે કે કાંઈ નહીં તો એક ભાઈમાં ધર્મબુદ્ધિ જાગી. ચાર જણ મળીને એકને મારે એમાં હીણપત છે એમ સમજીને એ વચમાં પડ્યો. પણ એવું ન હતું. જે ભાઈ વચ્ચે પડેલો એણે જ પોતાના પુરુષાર્થનું વિગતવાર વર્ણન મારી આગળ કરેલું. એનું નામ અત્યારે યાદ નથી આવતું. અને આવત તોયે અહીં નોંધી રાખવાની ઇચ્છા ન થાત.)

એણે પેલા બિચારાની બહુ નજીક જઈ જોરજોરથી કહ્યું: 'જવા દો આને. શા માટે એને મારો છો?' આમ કહી મારનાર લોકોને ડાબે હાથે રોકે, અને પોતે જમણે હાથે પેલા ભાઈની પીઠ ઉપર જોરથી મુક્કા લગાવે! ફરી ફરી કહે: 'જવા દો એને' અને એ દરેક વખતે મુક્કા લગાવતો જાય!

આ બધું ધાંધલ ચાલતું હતું એટલામાં એક પ્રોફેસર ત્યાં આવી ચડ્યા.

ણે છોકરાઓને તોફાન કરતાં રોક્યા અને પેલા માણસને પૂછ્યું: 'છે શું?' લ અવાજે એણે કહ્યું: 'મેં કશું નથી કર્યું સાહેબ, અહીંથી જતો હતો એટલામાં લોકો મારા પર ધસી આવ્યા અને સી.આઈ.ડી. કુત્તો કરીને મારવા લાગ્યા.' ી એ કહે: 'આપ આવ્યા તે પહેલાં આ ભાઈએ મને બચાવ્યો. એણે આ કોને વાર્યા ન હોત તો કોણ જાણે મારા શા હાલ થાત? પણ આ ચાર જણ રાંત કોઈ એક મારી પાછળ હતો. એણે તો મારી પીઠ પાછળ એવા તો મુક્કા ર્યા છે કે ન પૂછો વાત.' આમ જેણે વધારે માર માર્યો તે જ એની નજરમાં ને બચાવનાર ધર્માત્મા સાબિત થયો!

પછી બધી વાત પ્રિન્સિપાલ સુધી પહોંચી. એમણે છોકરાઓને ધમકાવ્યા. જે વેદ્યાર્થી બચાવનાર ધર્માત્મા તરીકે સાબિત થયો હતો એને પ્રિન્સિપાલે શાબાશી આપી અને પ્રકરણ ત્યાં પૂરું થયું.

અમે માન્યું હતું કે પોલીસ તરફથી કાંઈક તપાસ થશે, અથવા કૉલેજના અધિકારીઓ ઉપર પોલીસ ખાતાનો કાગળ આવશે. પણ એવું કશું થયું નહીં. છોકરાઓ કહેવા લાગ્યા કે જોયું? ચોરીથી સી.આઈ.ડી. મોકલ્યો હતો અને તે કૉલેજની ભૂમિ પર જ સપડાયો એટલે પોલીસ ખાતાએ ચુપકીદી સાધવામાં જ ડહાપણ માન્યું.

મેં કહ્યું: 'કદાચ તમે કહો છો એમ જ હશે. છતાં એમ પણ હોય કે પેલો માણસ કદાચ સી.આઈ.ડી.નો નયે હોય. કોઈ ગરીબ માણસ ટૂંકો રસ્તો લેવા છાત્રાલયની બાજુથી જતો હોય; અને એણે પોલીસમાં ફરિયાદ દાખલ ન કરાવી હોય. પોતે બચી ગયો એ જ ગનીમત માનીને એ બિચારો પોતાને રસ્તે ચાલ્યો ગયો હોય. આ આખો કિસ્સો પોલીસ ખાતાને કાને ગયો હશે કે નહીં એ આપણે જાણતા નથી. ગયો હોય તોયે ઉપરી અમલદારોએ માન્યું હશે કે કોને માર પડ્યો ને આપણે જાણતા નથી, અને માર ખાનારે ફરિયાદ પણ કરી નથી, તો પછી આપણે પ્રિન્સિપાલને સામેથી કાગળ લખી એક નવું પ્રકરણ નાહક શા માટે ઊભું કરીએ? એટલે એ તરફ ધ્યાન ન આપવામાં જ ડહાપણ છે. મારી વાત વિદ્યાર્થીઓએ સાંભળી. કોઈને ગમી નહીં. પણ કોઈને કશું કહેવા જેવું પણ સૂઝ્યું નહીં. બધા વિખેરાઈ ગયા.

આમ તો આ પ્રકરણ નજીવું છે, પણ મને યાદ રહ્યું હોઈ કૉલેજના દિવસો-ના અનુભવમાં એને સ્થાન આપવાનું મન થયું. કેવળ વિદ્યાર્થીમાનસ નહીં પણ ટોળા-માનસ કેવું હોય છે એ વિશે આ પ્રકરણને લઈને ઘણું લખી શકાય. પણ વાચક પોતે જ આના ઉપર વિચાર કરે. ખાસ કરીને પ્રજારાજ્યના આ યુગમાં જ્યારે સામાન્ય ટોળાના જ હાથમાં પોતાના રાજ્યકર્તા ચૂંટી કાઢવાનો અધિકાર પહોંચ્યો છે ત્યારે.

# ૨૮. આદર રાખીને સ્વતંત્રતા કેળવવાની કળા

હું માનું છું કે બાળકો પોતાનાં માબાપની અસર તળે ઊછરે એ જ યોગ્ય છે. માબાપના આદર્શો ગમે તેટલા સંકુચિત હોય, હીન હોય, તોયે એ આદર્શો તળે બાળકો ઊછરે એ જ કુદરતની યોજના છે. એ વ્યવસ્થા આદર્શ ભલે ન હોય, પણ અપરિહાર્ય છે. આગળ જતાં એ અસરમાંથી ઊપજતાં ખરાબ પરિણામો ધોવાનાં રહેશે. પણ માબાપના સંસ્કારોની અસર ટાળી ન શકાય.

બાળકોને જન્મ મળે છે તે માબાપના શરીરના નિચોડમાંથી જ. પિતાનું વીર્ય અને માતાનું લોહી એકત્ર બની એકજીવ થાય છે ત્યારે બંનેના હૃદયોના સંસ્કારો પણ એમાં દાખલ થાય છે; અને આ ત્રિપુટીમાંથી જ બાળક જન્મે છે. આ વસ્તુ જો અપરિહાર્ય ગણાય અને અપરિહાર્ય છે જ, તો માતાનું દૂધ ને પિતાના સંસ્કારો એ પણ બાળકના જીવનમાં અપરિહાર્ય છે. બધાં જ માબાપ આદર્શ નથી હોતાં. ઘણાંખરાં સામાન્ય કોટીનાં હોય છે. એમનામાં ગુણ ને દોષ બંને હોય છે. (દોષ વધારે પણ હોય.) પણ એ સંસ્કારોમાંથી જ બાળકને પોષણ મળવાનું. એટલે બાળકોના મનમાં માબાપ વિશે પરિપૂર્ણ વિશ્વાસ અને આદર હોવાં જ જોઈએ. માબાપ વિશે પૂજ્યભાવ કેળવવાની શિખામણ બાળકોને આપવી જ જોઈએ.

એવો પૂજ્યભાવ કાયમ રહેવા છતાં બાળકો જેમ મોટાં થતાં જાય તેમ માબાપની અસરમાંથી ધીમે ધીમે તેઓ નીકળી જવાનાં. માબાપને ઠેકાણે આસપાસનું વ્યાપક જીવન અને બાળકના આત્માની આંતરિક પ્રેરણા એનું જ મહત્ત્વ વધવાનું. આ જ સૃષ્ટિનો ક્રમ છે અને સંસ્કૃતિનો પણ આ જ ક્રમ છે.

માબાપની અસર વિશે ઉપર જેટલું લખ્યું છે તે ઘણું મહત્ત્વનું છે, અને એ જ ચિંતન વ્યક્તિની સ્વ-ધર્મનિષ્ઠાને પણ લાગુ પડવું જોઈએ. સ્વ-ધર્મનિષ્ઠા, સ્વ-ધર્મપાલન અને સ્વ-ધર્મનું મહત્ત્વ એ વિશે ગાંધીજીએ આશ્રમજીવનના પ્રારંભમાં ઘણું ઘણું લખ્યું ને ભારપૂર્વક લોકોને સમજાવ્યું; એટલે મેં વિદ્યાપીઠના સ્નાતકોની પ્રતિજ્ઞામાં પણ સ્વ-ધર્મપાલનના આ તત્ત્વને સ્થાન આપ્યું. આગળ જતાં બાપુજીએ સ્વ-ધર્મપાલન ઉપર ભાર મૂકવાનું ઓછું કર્યું, કેમ કે એમને એમાંથી ઉત્પન્ન થતી સંકુચિતતાને પોષણ આપવું ન હતું.

મેં સ્વ-ધર્મપાલનને કોરે નહીં મૂકતાં નવું સૂત્ર ચલાવ્યું: 'સ્વ-ધર્મપાલનમાંથી સર્વધર્મ-સ્વીકાર ફલિત થવો જોઈએ. દરેક ધાર્મિક વ્યક્તિ પોતાના ધર્મની શુદ્ધિ કરે, વૃદ્ધિ કરે અને બીજા લોકોના ધર્મમાંથી જે ગમે તે ગ્રહણ કરતા જાય. આમાંથી સર્વધર્મસમન્વય ખીલે એ ઈષ્ટ છે.'

માબાપની અસર અને એમના સંસ્કારો નાનપણમાં સ્વીકાર્યા પછી અને એમને

વિશે આદર કેળવ્યા પછી ઉંમર વધતાં વિવેકબુદ્ધિનો સ્વીકાર કરવો જોઈએ. આવડો મોટો સિદ્ધાન્ત રજૂ કર્યા પછી છેક તુચ્છ ગણી શકાય એવા બે પ્રસંગો મારા જીવનમાંથી અહીં ટાંકવા માગું છું.

નાનપણથી લોકોને પાણીમાં તરતા જોઈ મને એની અદેખાઈ આવતી. મારા મોટાભાઈ પાણીમાં ચત્તા તરતા રહે એ જોઈને મને મજા પડતી. પણ મને પોતાને કોઈ તરતાં શીખવા દે નહીં. હું આજ્ઞાધારક પુત્ર: માબાપની આજ્ઞા માનીને ચાલું. જે દિવસે કૉલેજમાં જવા ઊપડયો ત્યારે માએ કહ્યું: 'દત્તુ, પાણીમાં તરવાનો શોખ કરીશ મા. અમે ત્યાં જોવા આવવાનાં નથી; માટે આટલું ખાસ કહું છું.'

મેં અત્યંત આદરપૂર્વક માને કહ્યું: 'મા, એ બનવાનું નથી. ખોટી ખોટી હા પાડું એ મારા સ્વભાવમાં નથી. કૉલેજમાં જતાંવેંત વહેલામાં વહેલી તકે હું તરતાં શીખવાનો જ. પણ એટલું વચન આપું છું કે હું જોખમ નહીં ખેડું, ખૂબ સાવચેતીથી ચાલીશ.'

ત્યાર પછી મેં તરવાની કળા કેમ કેળવી એ વિશે મેં ક્યાંક લખ્યું છે.

બીજી વસ્તુ એનાથીયે નજીવી હતી ને તે પથારીબિસ્તર વિશેની. મા કહે કે, 'શેતરંજી, પથારીની ગાદી, ઉપર ઓછાડવાની ચાદર ને ઓઢવા માટેની ચાદર તથા કામળો આટલાં તારે સાથે રાખવાં જ જોઈએ.' મેં કહ્યું: 'આ બધી વસ્તુઓ સાથે લઈ જવાની ના નથી, પણ મારે ખડતલપણું કેળવવું છે; એટલે એ બધી વસ્તુઓ નિશ્ચે વાપરવાનું વચન આપતો નથી.'

બિસ્તરમાં એકને બદલે બે શેતરંજીઓ લેવાનું મેં પસંદ કર્યું. કૉલેજમાં ગયા પછી ફક્ત એક શેતરંજી પાથરીને એના ઉપર સૂઈ જતો. બાકીનું બિસ્તર ઘેરથી જેવું બાંધેલું લઈ જઉં એવું ને એવું જ, છ મહિનાના સત્રને અંતે પાછું ઘેર આવી જતું. મા સમજી ગઈ અને એણે મને પૂછવાનું છોડી દીધું. અને હું પણ રજા પૂરી થતાંવેંત બિસ્તરનો એ જ વીંટો ઘેરથી કૉલેજ લઈ જતો, ઓરડીમાં બાજુએ મૂકી દેતો અને વર્ષને અંતે એને ફરી ઘેર લઈ જતો. મારા આ નિષ્કામ કર્મની બિસ્તરના વીંટા ઉપર શી અસર થઈ એ હું જાણતો નથી. કહે છે નિષ્કામ કર્મ મોક્ષધર્મને પોષક છે. તો એ વીંટો પણ 'મોક્ષધર્મનો અધિકારી' થયો હશે. જોકે એને 'દોરીના બંધનમાં કાયમ રહેવાની ટેવ' પડી હતી.

હું સ્વભાવે પ્રચારક. જે વસ્તુને સ્વીકારું એનો સમાજમાં પ્રચાર પણ કરતો જાઉં. એટલે રજામાં ઘેર ગયા પછી માબાપના દેખતાં જ તરવાની કળાનો પ્રચાર કરું, અને તારુણ્યમાં વિલાસવૃત્તિ ટાળી ખડતલપણું કેળવવાના મહત્ત્વનો પણ પ્રચાર કરું.

મારે કબૂલ કરવું જોઈએ કે હવે હું ઉંમરે મોટો થયો છું, પોતાની લાગણીઓ અને પોતાના આદર્શો પ્રમાણે જીવવાનો મને હક છે, એ વસ્તુનો સ્વીકાર,

મને-કમને, મારાં માબાપે કર્યો.

ઘેર પણ અબોટિયું પહેર્યા વગર હું જમવા લાગ્યો. પિતાશ્રીથી એ સહન ન થાય. એટલે જમવા ટાણે મને તે પોતાની હારમાં (પંક્તિમાં, પંગતમાં) જમવા બેસાડે નહીં; છતાં મને દૂર પણ ન કરે. એટલે મને પોતાની પાસે, પણ કાટખૂણે જમવા બેસાડે: નજીકમાં નજીક અને છતાં એક પંક્તિમાં નહીં! કેટલી એમની રૂઢિધર્મ પ્રત્યેની નિષ્ઠા, અને સાથે સાથે પ્રેમધર્મને સાચવવાની કળા! એની મારા જીવન ઉપર અદ્‌ભુત અસર થઈ છે. જ્યાં મતભેદ હોય ત્યાં પોતાના વિચારનો આગ્રહ કાયમ રાખવા છતાં આત્મીયતા ઓછી થવા ન દેવી, એ વસ્તુ એક શબ્દનોયે ઉપદેશ કર્યા વગર પિતાએ મને શીખવી. અને એ જ વસ્તુ મને સર્વ-ધર્મ-સમભાવ અને સર્વ-સંસ્કૃતિનો સમન્વય કરવાની કળા શીખવે છે. મારા પિતાશ્રી-એ આટલું ઊંડું ચિંતન ન પણ કર્યું હોય, પણ જીવન પ્રત્યેની વફાદારીમાંથી જ એ તત્ત્વ એમનામાં ઊગ્યું હતું એ આજે મને વધુ ને વધુ સમજાય છે.

છેક નાનપણમાં માબાપ પ્રત્યે જે આદરભાવ અને પૂજ્યભાવ મેં કેળવેલો તેમાંથી જ આ બધું મને મળ્યું છે, અને તેથી જ માબાપ પ્રત્યેનો પૂજ્યભાવ એ સંસ્કૃતિનો પાયો છે એમ કહેતાં મને જરાયે સંકોચ નથી જણાતો.

## ૨૯. સંસ્કૃત-સંસ્કૃતિ પ્રત્યે આકર્ષણ

મારા પિતાશ્રી બહુ ભણેલા નહીં. કહે છે કે પ્રારંભકાળના એ જમાનામાં 'અંગ્રેજી જાણનાર કારકુન તો કચેરીએ જતાં પાલખીમાં બેસીને જતો!' એ જમાનામાં મૅટ્રિક કરતાં પણ ઊતરતી એવી એકાદ પરીક્ષા હતી. એનું નામ હતું Little go. મારા પિતાશ્રીના અક્ષર બહુ જ સારા અને કામ પૂરતું અંગ્રેજી બરાબર જાણે, એટલે એમને લશ્કરી ખાતામાં નોકરી મળી. લશ્કરના અમલદારે પિતાશ્રીને કહ્યું: 'મારી દીકરીને સારા અક્ષર કાઢતી કરીશ તો રાજી થઈશ.' પિતાશ્રીએ એ છોકરી પાછળ ખૂબ મહેનત લીધી, એટલે અમલદાર કહે: 'ચાલ તને લશ્કરી ખાતામાંથી ફેરવી મુલ્કી ખાતામાં નોકરી અપાવું. લશ્કરી ખાતામાં બહુ ચડવાની સગવડ નથી; મુલ્કી ખાતામાં તું ખૂબ આગળ આવી શકીશ.'

આવી રીતે મારા પિતાશ્રી લશ્કરી ખાતામાંથી છૂટ્યા. મારા નાનપણમાં જ્યારે પિતાશ્રીને મોઢે આ વાત સાંભળી ત્યારે મને બહુ દુ:ખ થયું. એઓ જો લશ્કરી ખાતામાં રહ્યા હોત તો ચડીચડીને છેક સૂબેદાર સુધી પહોંચ્યા હોત. (એથી ઉપરની જગ્યાઓ ગોરાઓ માટે જ હતી.)

મારા પિતાશ્રી જોકે ભણેલા બહુ નહીં, પણ કેળવણીનું મહત્ત્વ એમને ગળે ઊતર્યું હતું. એટલે એમણે મારા બે મોટા ભાઈઓની કેળવણી પાછળ ખર્ચ કરવામાં

કશી મણા ન રાખી. એક ભાઈ કેમે કરીને મૅટ્રિક પાસ થયા નહીં. અંતે ઈંદોર કે ઉજ્જૈન તરફ જઈ ત્યાંની મૅટ્રિક પાસ થઈને આવ્યા. બીજા ભાઈએ જેમતેમ કરીને બી.એ. કર્યું. પરંતુ કોઈ પણ પહેલે વર્ષે પરીક્ષા પાસ કરે જ નહીં. હું જ પહેલો કે જેણે હાઈસ્કૂલની આબરૂ રાખવા ખાતર પહેલે જ વર્ષે મૅટ્રિક અને યુ.એસ.એફ.(યુનિવર્સિટી સ્કૂલ ફાઇનલ)ની એમ બે પરીક્ષાઓ પાસ કરી.

આટલી પ્રસ્તાવના કર્યા પછી સંસ્કૃત ઉપર આવું છું. મારા મોટાભાઈને સંસ્કૃત ભણાવવા માટે એક શાસ્ત્રી રાખ્યા હતા. રોજ સાંજે તે આવીને ભણાવે. અમે બાળકો ઓરડીમાં જઈએ તો અમને ધમકાવે. મને તો શાસ્ત્રી બુવાના કાનની અંદરના મોટા મોટા વાળ જ યાદ છે!

મારા મોટાભાઈએ સંસ્કૃત સાહિત્યના કેટલાક શ્લોકો મોઢે કરેલા તે આખો દિવસ ગણગણે, એટલે સંસ્કૃતનાં ઉચ્ચારણ નાનપણથી કાને અથડાતાં. વળી પિતાશ્રી ધર્મનિષ્ઠ બ્રાહ્મણ, એટલે પૂજાના બધા મંત્રો એમને કંઠસ્થ હતા. એમના પણ ઉચ્ચારો અત્યંત શુદ્ધ, પણ અર્થ જાણે નહીં. પૂરી ભક્તિથી મંત્ર બોલી જાય. એમની પાસેથી જ પૂજાનું આખું તંત્ર હું શીખ્યો. છતાં મને સંસ્કૃતનો ચેપ લાગ્યો નહીં. અંગ્રેજી ચોથા ધોરણથી સંસ્કૃતનો જરા જરા પ્રારંભ થયો. પરીક્ષામાં માર્ક પણ સારા મળતા છતાં છઠ્ઠા ધોરણ સુધી એ ભાષામાં રસ ન જાગ્યો. ત્યાર પછી અમને એક સારા સંસ્કૃત શિક્ષક મળ્યા. સંસ્કૃતના રસિયા. એમના જ ઉત્સાહને કારણે મને સંસ્કૃતમાં રસ પડવા લાગ્યો. સંસ્કૃતનો અંગ્રેજી અનુવાદ કરીએ એ તો જાણે ઠીક, પણ હું તો અંગ્રેજીનું સંસ્કૃત પણ કરું. એટલામાં સંસ્કૃતના છંદોનો મને છંદ લાગ્યો અને સંસ્કૃત હ્રસ્વદીર્ઘના નિયમો જાણ્યા, એટલે શ્લોકો રચવાની મજા પડવા લાગી. વ્યાકરણની ભૂલો થાય તો કિત્તુર માસ્તર સુધારી આપે, એટલું જ નહીં પણ છંદોની ભૂલ થાય તો નવી શુદ્ધ લીટી પણ રચી આપે.

આમ જો મારી કેળવણી એકધારી ચાલત તો હું સંસ્કૃતનો સારો વિદ્વાન થાત. પણ પિતાશ્રી સાથે મુસાફરીએ જવાનો શોખ ભારે, એટલે કોઈ પણ નિશાળ-માં લાગલાગટ એક વર્ષ હું ભણ્યો નહીં. વ્યાકરણમાં રસ પડે, પણ પ્રગતિ થાય નહીં. વળી બીજા વિષયોમાં રસ વધારે; એટલે હું માનું છું કે મૅટ્રિકમાં મને સોમાંથી પાંત્રીસ-ચાળીસ કરતાં વધારે માર્ક નહીં મળ્યા હોય.

આપણા દેશની ભારતીય સંસ્કૃતિ વિશે ત્યારે કોઈએ ખાસ કહ્યું જ ન હતું. સંસ્કૃત એ ભારતીય સંસ્કૃતિનો પાયો છે એટલુંયે કોઈએ ઠસાવ્યું ન હતું. ઉચ્ચ મરાઠી કવિતા સમજવાનો પ્રયત્ન કરતાં સંસ્કૃત સાથે પરિચય તો મેળવવો પડયો હતો, તેથી શબ્દભંડોળની મૂંઝવણ રહી ન હતી.

કૉલેજમાં ગયો ત્યાં તો બધા જ વિષયોમાં મને એકસરખો રસ જાગ્યો. અપવાદ ફક્ત રોમના ઈતિહાસનો. એમાં રસ ન પડયો, એટલે વર્ષના છેલ્લા એકબે મહિના સુધી એ વિષયને અડયો જ નહીં.

પણ ત્યાં સંસ્કૃત સાહિત્યમાં એકદમ રસ જાગ્યો; ભાષાની દૃષ્ટિએ નહીં, પણ તેની સાહિત્યિક ખુમારી પ્રત્યે ભક્તિ જાગી. પછી તો શ્લોકો મોઢે કરું. નવા નવા શ્લોકો વિવિધ છંદના રચતો જાઉં. અમારા અભ્યાસક્રમમાં ભર્તૃહરિનાં નીતિશતક ને વૈરાગ્યશતક હતાં, અને કાલિદાસનું શાકુંતલ.

સંસ્કૃત કવિઓની ઉચ્ચ અભિરુચિ, સંભાષણની ખૂબીઓ વગેરે જોઈ મારામાં સાહિત્યિક રસ જાગ્યો. એ જ અરસામાં અંગ્રેજી સાહિત્યની પણ ખૂબીઓ અમારે જાણવી પડતી. અંગ્રેજી અને સંસ્કૃત બંને સાહિત્યની અભિરુચિ અલગ અલગ-પણ બંનેમાં ઉચ્ચ સંસ્કારિતા. આમ મને અંગ્રેજી અને સંસ્કૃત બે સાહિત્યનો એકસાથે અભ્યાસ કરવાની તક મળી એ મારી કેળવણીનો હું ઉત્તમ ભાગ ગણું છું. અંગ્રેજીમાં નિબંધો લખું અને સંસ્કૃતમાં શ્લોકો રચું.

એક વખત મને થયું કે સર વૉલ્ટર સ્કૉટની કવિતાબદ્ધ નવલકથા 'લેડી ઑવ ધ લેઈક' સંસ્કૃતમાં ઉતારી દઉં. મને લાગે છે કે મેં સોએક શ્લોક રચ્યા હશે. અત્યારે એની પહેલી એક જ લીટી યાદ છે:

The Stag at eve had drunk his fill
Where danc'd the moon at Monan's rill

આનું મેં સંસ્કૃત કર્યું હતું:

सायंकाले मृगः पीत्वा प्रकामं सरसो जलम् ।
यत्र तोयेषु लोलेषु चन्द्रमाः साधु नृत्यति ।।

મારી મોટામાં મોટી મુશ્કેલી એ હતી કે મને બધા જ વિષયોમાં રસ પડે. અને રસ એટલે રસ. પરીક્ષામાં માર્ક મેળવવાની તમન્ના જરાયે નહીં. કોઈ પણ એક વિષયમાં પ્રવીણ થાઉં એવો પણ આગ્રહ નહીં. અને વર્ગના કે બહારના વિદ્યાર્થીઓ જોડે ચર્ચા કરતાં કેટલો વખત એળે ગયો એનું ભાન પણ રહે નહીં. મારે માટે કેળવણી એટલે રસાસ્વાદ

આમ ચાર વર્ષમાં હું સંસ્કૃત શીખ્યો. તેમાં શાકુંતલ, ઉત્તરરામચરિત, કાદંબરી જેવું ગદ્યપદ્ય, કાવ્યશાસ્ત્ર, તર્કશાસ્ત્ર અને થોડીક વૈદિક ઋચાઓ શીખી લીધી. આમાં પણ પ્રગતિ તો નામ લઈ શકાય એવી નહીં જ; પણ સંસ્કૃત સાહિત્ય પ્રત્યે ભક્તિ જાગી.

ત્યાર પછી સંસ્કૃત સાહિત્ય મૂળમાં અને અનુવાદમાં વાંચવાની તક મળે તો છોડું નહીં. કૉલેજની કેળવણી પૂરી થયા પછી જ રામાયણ-મહાભારત, વિષ્ણુપુરાણ વગેરે ગ્રંથો વાંચ્યા; વેદાંતનો અભ્યાસ કર્યા પછી જ ઉપનિષદોમાં રસ જાગ્યો; છતાં દુ:ખ સાથે મારે કહેવું જોઈએ કે સંસ્કૃતમાં જેટલું વાંચવું જોઈએ તેટલું હજી હું

વાંચી શક્યો નથી. સંસ્કૃત સાહિત્ય વિશે વાંચ્યું, સુભાષિતોમાં પ્રવેશ કર્યો, સંસ્કૃત સાહિત્યના નમૂનાઓ સાથે પરિચય કેળવ્યો. ત્યાર પછી ગ્રીક ને રોમન સાહિત્ય વિશે થોડું થોડું વાંચ્યું. એ પરથી સંસ્કૃત સાહિત્યની ભવ્યતાનો ખ્યાલ આવ્યો.

સંસ્કૃત સાહિત્યનું મારું અધ્યયન થોડું, પણ એને વિશે ભક્તિ વધારે. સંસ્કૃતના પરિચયને પરિણામે મરાઠી, ગુજરાતી, બંગાળી, કન્નડ અને સંસ્કૃત કુટુંબની તમામ ભાષાઓ પ્રત્યે કૌટુંબિક ભાવ જન્મ્યો.

અને છતાં પાલિ ભાષા પ્રત્યે જરાયે આકર્ષણ જામ્યું ન હતું. સંસ્કૃત નાટકોમાં સ્ત્રીઓ ને શૂદ્રો પ્રાકૃત ભાષામાં બોલે છે એટલું તો જોયું હતું, પણ મૂળ પ્રાકૃત વાંચવાની જરા પણ તકલીફ ન લેતો. એનું સંસ્કૃત, જે ત્યાં જ આપેલું હોય તે વાંચીને આગળ જતો. એટલું જ નહીં પણ પ્રાકૃતનાં શબ્દરૂપો ને ભાષાનું ઉચ્ચારણ જરાયે ગમે નહીં.

આગળ જતાં જ્યારે પંડિત ધર્માનંદ કોસાંબી સાથે મૈત્રી થઈ અને બૌદ્ધ ધર્મનું માહાત્મ્ય જણાયું ત્યારે પાલિ વાંચવાનું શરૂ કર્યું. તે પણ કેટલું? 'દીપવંશ' અને 'મહાવંશ' એ ગ્રંથો વાંચવા જેટલું જ; ધમ્મપદની કેટલીક ગાથાઓ મોઢે કરી; અને આપણે ગંગા નાહ્યા! પણ હવે ખાતરી થઈ છે કે માણસ વૈદિક સંસ્કૃત શીખે કે ન શીખે, પણ એણે પાણિનીય સંસ્કૃત સાથે પાલિ અને અર્ધમાગધી એ બે ભાષાઓ શીખવી જ જોઈએ. એ બે ભાષાઓ અને એનું સાહિત્ય જેણે મૂળમાં વાંચ્યું નથી તેને હું સંસ્કૃત જાણનાર પણ ન ગણું.

સંસ્કૃત ભાષા, એનું પાણિનિએ વિકસાવેલું શાસ્ત્રશુદ્ધ વ્યાકરણ, સંસ્કૃત સાહિત્ય-નો ઈતિહાસ, અને પાલિ, અર્ધમાગધી તથા બીજી પ્રાકૃત ભાષાઓ જે સંસ્કૃત કુટુંબની જ છે, એ બધી વસ્તુઓનું મહત્ત્વ જાણતા છતાં કૉલેજના દિવસોમાં સંસ્કૃત પ્રત્યેનો અનુરાગ હું વધુ કેળવી ન શક્યો એનું મને દુ:ખ છે. આજે સંસ્કૃત-સંસ્કૃતિ પ્રત્યે ભક્તિ પણ વધતી જાય છે, ને એ સંસ્કૃતિમાં દાખલ થયેલી ઊણપો પ્રત્યે પણ મન દોડે છે.

સંસ્કૃત ભાષા અને સાહિત્ય પ્રત્યેની મારી કૃતજ્ઞતા વ્યક્ત કરવાના હેતુથી જ આ પ્રકરણ મેં લખ્યું.

## ૩૦. ત્યારે હું કૉંગ્રેસનો વિરોધી રહ્યો

હું માનું છું કે મારા 'મનોમંથન'માં કૉંગ્રેસ વિશે અવારનવાર લખવાનું આવશે જ. મેં લખ્યું જ છે કે કૉંગ્રેસનો અને મારો જન્મ એક જ સાલ અને એક જ મહિનામાં થયો હતો. હું કૉંગ્રેસ કરતાં વીસપચીસ દિવસ મોટો, એટલો જ ફરક. છેક નાનપણમાં 'મામાના દીકરાએ એક નાટક ભજવી એની આવક કૉંગ્રેસને

આપી છે' એમ જ્યારે સાંભળ્યું ત્યારે મનમાં એટલું જ આવ્યું કે જાતમહેનતથી કરેલી કમાણી શા માટે આ લોકો આમ વેડફી નાખતા હશે? કૉંગ્રેસ શું છે – ઘોડો કે ઊંટ એ પણ તે વખતે અમે બાળકો જાણતાં ન હતાં.

ત્યાર પછી અમે લોકમાન્યનું નામ સાંભળ્યું. (ફર્ગ્યુસન કૉલેજમાં ગયા પછી ગોખલે ને ટિળક બંનેને મેં મારા રાજદ્વારી ગુરુ માન્યા. એ બધું છીછરું હતું.) અંગ્રેજો પારકા લોકો છે, આપણી નબળાઈઓને કારણે આપણા ઉપર રાજ કરે છે, તે અપમાનભરી સ્થિતિ છે, એટલું અમે પ્રથમથી જાણતા થયા હતા. અને અંગ્રેજોનું રાજ દૂર કરવા માટે જે કોઈ પ્રયત્ન કરે તે દેશના હિતકર્તા ગણાય, એટલું મન સાથે નક્કી થયું હતું.

કૉલેજમાં ગયા પછી 'રાજદ્વારી નેતાઓમાં નરમ અને ગરમ એવા બે પક્ષ છે' એની જાણ થઈ. નરમ લોકો માટે 'નેમસ્ત' શબ્દ વપરાતો, ગરમ લોકો માટે 'જહાલ'. સ્વાભાવિક રીતે જુવાનિયાઓ જહાલ પક્ષના હતા.

ત્યાર પછી જ રાજદ્વારી જવાબદારીનું ભાન મારામાં ઊગ્યું : દેશને સ્વતંત્ર કરવા માટે મારે કાંઈક કરવું જોઈએ. સ્વાર્થ ત્યાગ વગર 'સેવા' થાય નહીં, અને સ્વાતંત્ર્ય પ્રાપ્તિ 'બલિદાન' વગર થઈ શકે એ તો કલ્પનામાં પણ આવતું ન હતું.

મેં 'મનોમંથન'માં કાંઈક લખ્યું હશે કે નાનપણમાં સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે અમારી ગુપ્ત સંસ્થા હતી. પણ એમાં ઇતિહાસના જ્ઞાન વગરનાં બાલિશ વ્યાખ્યાનો, અને તે પણ બેચાર સદસ્યો વચ્ચે, અવારનવાર આપવાં, તે ઉપરાંત વધુ કાંઈ થતું ન હતું. હવે કૉલેજમાં ઇતિહાસનું જ્ઞાન વધ્યું. રાજનીતિની ચર્ચા દિવસરાત ચાલે. શિવાજીનો ઇતિહાસ, હિન્દુસ્તાન અને ઇંગ્લૅન્ડનો ઇતિહાસ વગેરે વાંચતાં વસ્તુ-સ્થિતિનું સાચું જ્ઞાન થયું. એટલે પછી અમારા યુવકમંડળે પોતાના 'ક્રાંતિકારી વિચારો' સાથે કૉંગ્રેસનું બંધારણ અને કૉંગ્રેસનો કાર્યક્રમ સરખાવવાનું જરૂરી માન્યું. અને અમે એ નિર્ણય ઉપર આવ્યા કે 'કૉંગ્રેસના નરમ દળના લોકો, અને ગરમ દળના લોકો, બંને દેશને ખોટે રસ્તે લઈ જાય છે.' 'ભારતના અંગ્રેજી રાજના બંધારણમાં સુધારા કરવાથી કે સરકાર પર દબાણ આણવાથી દેશ સ્વતંત્ર થશે એ કલ્પના જ ખોટી.' માટે આપણે 'સ્વાતંત્ર્યનો વિચાર મોળો પાડનાર અને દેશને ખોટે રસ્તે લઈ જનાર કૉંગ્રેસનો જ વિરોધ કરવો જોઈએ. પછી ભલે એ સંસ્થા દેશના નેતાઓએ સ્થાપી હોય અને રાષ્ટ્રને નામે બોલાતી હોય. આજે નહીં પણ કોક દી' સ્વરાજ્ય મેળવવાની આશા સેવવાનો દાવો એ કરે છે, પણ એ આપણા લોકોને બંધારણીય હિલચાલ દ્વારા રાજ્યકર્તા પર પ્રભાવ પાડી એમને હાથે સ્વરાજ્ય મેળવવાની ખોટી આશા પ્રજાને આપે છે. આવી સંસ્થાનો જ્યાં સુધી આપણે વિરોધ ન કરીએ ત્યાં સુધી દેશના સ્વાતંત્ર્યનું વાતાવરણ લોકહૃદય સુધી પહોંચવાનું નથી એ અમારો નિર્ણય થયો.

એ અરસામાં અમારી કૉલેજમાં બે અથવા ત્રણ ગુપ્ત સંસ્થા હતી. એમાં

સાવરકરની સંસ્થા 'જાહેર રીતે ગુપ્ત' હતી. (હું એનો સભ્ય થયો હતો. એની ગુપ્ત સભાઓમાં એકબે વાર હું બોલ્યો પણ હતો. પણ એમની એ 'જાહેર ગુપ્તતા' મારે ગળે ઊતરી નહીં, એટલે હું એમાંથી નીકળી ગયો.) એ લોકો લોકમાન્ય ટિળક કરતાં શિવરામ મહાદેવ પરાંજપેને શ્રેષ્ઠ માનતા. લોકમાન્યનું છાપું 'કેસરી', જ્યારે પરાંજપેનું છાપું 'કાળ'. 'કેસરી'માં કૉંગ્રેસને સ્વરાજ્યવાદી કરવાના પ્રયત્નોની ભલામણ થતી; જ્યારે પરાંજપેના 'કાળ'ને શુદ્ધ-સ્વાતંત્ર્યની સીધી ઉપાસના માન્ય હતી. હવે હું રહ્યો પૂર્ણ સ્વાતંત્ર્યવાદી, એટલે મારી કસોટી શરૂ થઈ. લોકમાન્ય ટિળકને હું નેતા માનતો, પણ એમને ગમતી 'જહાલ કૉંગ્રેસ'માં પણ મારો વિશ્વાસ બેસે એમ ન હતો.

આવી સ્થિતિમાં અમારી એક બીજી ગુપ્ત સંસ્થાના નેતાએ મને વિગતે સમજાવ્યું કે 'લોકમાન્યની બેવડી નીતિ છે. ઉઘાડી રીતે લોકમાન્ય કૉંગ્રેસવાદી છે. કૉંગ્રેસ પ્રતિષ્ઠિત સંસ્થા છે, નેમસ્ત લોકોના હાથમાં એ છે. એની મારફતે બંધારણને નામે સ્વરાજ્યનો પ્રચાર જાહેર જનતામાં છડેચોક થાય છે એ સ્થિતિનો તેઓ અમુક લાભ ઉઠાવવા માગે છે. પણ અંદરખાનેથી તેઓ બંધારણવાદી જરાયે નથી. તેઓ તો લશ્કરી તૈયારી કરીને, અંગ્રેજો સામે લડીને દેશને સ્વતંત્ર કરવામાં માને છે. એમની જાહેર હિલચાલમાં જેમ એમના જાણીતા સાથીઓ અને અનુયાયીઓ છે તેમ આ ગુપ્ત કામમાં જુદા જ લોકો એમના સાથી છે. એમનાં નામો ગુપ્ત રાખવામાં આવ્યાં છે. એમનામાંથી કેટલાક લોકો બહારથી અંગ્રેજોના ખુશામતિયા જેવા દેખાય, પણ અંદરખાનેથી પૂરેપૂરા સ્વાતંત્ર્યવાદી, ક્રાંતિકારી ને લડાઈમાં માનનારા છે. આપણે લોકમાન્યની આ જે ગુપ્ત બાજુ છે એમાં ભળવાનું છે. એમાં જ્યારે સંગીન કામ કરી બતાવીશું અને એમનો વિશ્વાસ મેળવીશું ત્યારે જ ધીમેધીમે એવા નેતાઓમાંથી એકાદ આપણને અપનાવશે. ધીમે ધીમે એ સંસ્થા કે સંગઠનમાં આપણો સ્વીકાર થશે. આપણી પાસેથી વધુ મહત્ત્વનું કામ લેવામાં આવશે. અને ગમે તે થાઓ, લોકમાન્યનો આ સંગઠન સાથે સંબંધ છે એમ સરકારને ખબર ન પડે એની ખાસ સાવચેતી રાખવી જ જોઈએ. આપણે લોકમાન્ય પાસે જઈને ક્રાંતિની વાતો કરીશું તો તેઓ આપણને દાદ નહીં દે. અંગ્રેજોના કેટલાક સી.આઈ.ડી. લોકો ક્રાંતિકારી હોવાનો દાવો કરી લોકમાન્યને મળવા ગયેલા. લોકમાન્ય એમને ઓળખી ગયા. સી.આઈ.ડી.ને કશું મળ્યું નહીં. ફજેત થઈને પાછા ગયા.

માટે આપણામાંથી કોઈએ પણ લોકમાન્ય પાસે જઈને ક્રાંતિની ચર્ચા કરવાની નથી. આપણામાંથી સૌથી ઉપરને છેડે ત્રણ જણા જ છે, જે લોકમાન્યને મળીને બધી વસ્તુ કહી દે છે. એમની પાસેથી સૂચના અને આજ્ઞા મેળવે છે. આ બધું જેને માન્ય હોય તે જ અમારામાં ભળી શકે. આ વાત અમે તમને પહેલેથી ન કહી; જ્યારે અમારી દૃષ્ટિએ અમે તમારી કસોટી કરી ને એમાં તમે પસાર થયા

આપી છે' એમ જયારે સાંભળ્યું ત્યારે મનમાં એટલું જ આવ્યું કે જાતમહેનતથી કરેલી કમાણી શા માટે આ લોકો આમ વેડફી નાખતા હશે? કૉંગ્રેસ શું છે—ઘોડો કે ઊંટ એ પણ તે વખતે અમે બાળકો જાણતાં ન હતાં.

ત્યાર પછી અમે લોકમાન્યનું નામ સાંભળ્યું. (ફર્ગ્યુસન કૉલેજમાં ગયા પછી ગોખલે ને ટિળક બંનેને મેં મારા રાજદ્વારી ગુરુ માન્યા. એ બધું છીછરું હતું.) અંગ્રેજો પારકા લોકો છે, આપણી નબળાઈઓને કારણે આપણા ઉપર રાજ કરે છે, તે અપમાનભરી સ્થિતિ છે, એટલું અમે પ્રથમથી જાણતા થયા હતા. અને અંગ્રેજોનું રાજ દૂર કરવા માટે જે કોઈ પ્રયત્ન કરે તે દેશના હિતકર્તા ગણાય, એટલું મન સાથે નક્કી થયું હતું.

કૉલેજમાં ગયા પછી 'રાજદ્વારી નેતાઓમાં નરમ અને ગરમ એવા બે પક્ષ છે' એની જાણ થઈ. નરમ લોકો માટે 'નેમસ્ત' શબ્દ વપરાતો, ગરમ લોકો માટે 'જહાલ'. સ્વાભાવિક રીતે જુવાનિયાઓ જહાલ પક્ષના હતા.

ત્યાર પછી જ રાજદ્વારી જવાબદારીનું ભાન મારામાં ઊગ્યું : દેશને સ્વતંત્ર કરવા માટે મારે કાંઈક કરવું જોઈએ. સ્વાર્થ ત્યાગ વગર 'સેવા' થાય નહીં, અને સ્વાતંત્ર્ય પ્રાપ્તિ 'બલિદાન' વગર થઈ શકે એ તો કલ્પનામાં પણ આવતું ન હતું.

મેં 'મનોમંથન'માં કાંઈક લખ્યું હશે કે નાનપણમાં સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે અમારી ગુપ્ત સંસ્થા હતી. પણ એમાં ઈતિહાસના જ્ઞાન વગરનાં બાલિશ વ્યાખ્યાનો, અને તે પણ બેચાર સદસ્યો વચ્ચે, અવારનવાર આપવાં, તે ઉપરાંત વધુ કાંઈ થતું ન હતું. હવે કૉલેજમાં ઈતિહાસનું જ્ઞાન વધ્યું. રાજનીતિની ચર્ચા દિવસરાત ચાલે. શિવાજીનો ઈતિહાસ, હિન્દુસ્તાન અને ઈંગ્લૅન્ડનો ઈતિહાસ વગેરે વાંચતાં વસ્તુ-સ્થિતિનું સાચું જ્ઞાન થયું. એટલે પછી અમારા યુવકમંડળે પોતાના 'ક્રાંતિકારી વિચારો' સાથે કૉંગ્રેસનું બંધારણ અને કૉંગ્રેસનો કાર્યક્રમ સરખાવવાનું જરૂરી માન્યું. અને અમે એ નિર્ણય ઉપર આવ્યા કે 'કૉંગ્રેસના નરમ દળના લોકો, અને ગરમ દળના લોકો, બંને દેશને ખોટે રસ્તે લઈ જાય છે.' 'ભારતના અંગ્રેજી રાજના બંધારણમાં સુધારા કરવાથી કે સરકાર પર દબાણ આણવાથી દેશ સ્વતંત્ર થશે એ કલ્પના જ ખોટી.' માટે આપણે 'સ્વાતંત્ર્યનો વિચાર મોળો પાડનાર અને દેશને ખોટે રસ્તે લઈ જનાર કૉંગ્રેસનો જ વિરોધ કરવો જોઈએ. પછી ભલે એ સંસ્થા દેશના નેતાઓએ સ્થાપી હોય અને રાષ્ટ્રને નામે બોલાતી હોય. આજે નહીં પણ કોક દી' સ્વરાજ્ય મેળવવાની આશા સેવવાનો દાવો એ કરે છે, પણ એ આપણા લોકોને બંધારણીય હિલચાલ દ્વારા રાજ્યકર્તા પર પ્રભાવ પાડી એમને હાથે સ્વરાજ્ય મેળવવાની ખોટી આશા પ્રજાને આપે છે. આવી સંસ્થાનો જ્યાં સુધી આપણે વિરોધ ન કરીએ ત્યાં સુધી દેશના સ્વાતંત્ર્યનું વાતાવરણ લોકહૃદય સુધી પહોંચવાનું નથી એ અમારો નિર્ણય થયો.

એ અરસામાં અમારી કૉલેજમાં બે અથવા ત્રણ ગુપ્ત સંસ્થા હતી. એમાં

સાવરકરની સંસ્થા 'જાહેર રીતે ગુપ્ત' હતી. (હું એનો સભ્ય થયો હતો. એની ગુપ્ત સભાઓમાં એકબે વાર હું બોલ્યો પણ હતો. પણ એમની એ 'જાહેર ગુપ્તતા' મારે ગળે ઊતરી નહીં, એટલે હું એમાંથી નીકળી ગયો.) એ લોકો લોકમાન્ય ટિળક કરતાં શિવરામ મહાદેવ પરાંજપેને શ્રેષ્ઠ માનતા. લોકમાન્યનું છાપું 'કેસરી', જ્યારે પરાંજપેનું છાપું 'કાળ'. 'કેસરી'માં કૉંગ્રેસને સ્વરાજ્યવાદી કરવાના પ્રયત્નોની ભલામણ થતી; જ્યારે પરાંજપેના 'કાળ'ને શુદ્ધ-સ્વાતંત્ર્યની સીધી ઉપાસના માન્ય હતી. હવે હું રહ્યો પૂર્ણ સ્વાતંત્ર્યવાદી, એટલે મારી કસોટી શરૂ થઈ. લોકમાન્ય ટિળકને હું નેતા માનતો, પણ એમને ગમતી 'જહાલ કૉંગ્રેસ'માં પણ મારો વિશ્વાસ બેસે એમ ન હતો.

આવી સ્થિતિમાં અમારી એક બીજી ગુપ્ત સંસ્થાના નેતાએ મને વિગતે સમજાવ્યું કે 'લોકમાન્યની બેવડી નીતિ છે. ઉઘાડી રીતે લોકમાન્ય કૉંગ્રેસવાદી છે. કૉંગ્રેસ પ્રતિષ્ઠિત સંસ્થા છે, નેમસ્ત લોકોના હાથમાં એ છે. એની મારફતે બંધારણને નામે સ્વરાજ્યનો પ્રચાર જાહેર જનતામાં છડેચોક થાય છે એ સ્થિતિનો તેઓ અમુક લાભ ઉઠાવવા માગે છે. પણ અંદરખાનેથી તેઓ બંધારણવાદી જરાયે નથી. તેઓ તો લશ્કરી તૈયારી કરીને, અંગ્રેજો સામે લડીને દેશને સ્વતંત્ર કરવામાં માને છે. એમની જાહેર હિલચાલમાં જેમ એમના જાણીતા સાથીઓ અને અનુયાયીઓ છે તેમ આ ગુપ્ત કામમાં જુદા જ લોકો એમના સાથી છે. એમનાં નામો ગુપ્ત રાખવામાં આવ્યાં છે. એમનામાંથી કેટલાક લોકો બહારથી અંગ્રેજોના ખુશામતિયા જેવા દેખાય, પણ અંદરખાનેથી પૂરેપૂરા સ્વાતંત્ર્યવાદી, ક્રાંતિકારી ને લડાઈમાં માનનારા છે. આપણે લોકમાન્યની આ જે ગુપ્ત બાજુ છે એમાં ભળવાનું છે. એમાં જ્યારે સંગીન કામ કરી બતાવીશું અને એમનો વિશ્વાસ મેળવીશું ત્યારે જ ધીમેધીમે એવા નેતાઓમાંથી એકાદ આપણને અપનાવશે. ધીમે ધીમે એ સંસ્થા કે સંગઠનમાં આપણો સ્વીકાર થશે. આપણી પાસેથી વધુ મહત્ત્વનું કામ લેવામાં આવશે. અને ગમે તે થાઓ, લોકમાન્યનો આ સંગઠન સાથે સંબંધ છે એમ સરકારને ખબર ન પડે એની ખાસ સાવચેતી રાખવી જ જોઈએ. આપણે લોકમાન્ય પાસે જઈને ક્રાંતિની વાતો કરીશું તો તેઓ આપણને દાદ નહીં દે. અંગ્રેજોના કેટલાક સી.આઈ.ડી. લોકો ક્રાંતિકારી હોવાનો દાવો કરી લોકમાન્યને મળવા ગયેલા. લોકમાન્ય એમને ઓળખી ગયા. સી.આઈ.ડી.ને કશું મળ્યું નહીં. ફજેત થઈને પાછા ગયા.

માટે આપણામાંથી કોઈએ પણ લોકમાન્ય પાસે જઈને ક્રાંતિની ચર્ચા કરવાની નથી. આપણામાંથી સૌથી ઉપરને છેડે ત્રણ જણા જ છે, જે લોકમાન્યને મળીને બધી વસ્તુ કહી દે છે. એમની પાસેથી સૂચના અને આજ્ઞા મેળવે છે. આ બધું જેને માન્ય હોય તે જ અમારામાં ભળી શકે. આ વાત અમે તમને પહેલેથી ન કહી; જ્યારે અમારી દૃષ્ટિએ અમે તમારી કસોટી કરી ને એમાં તમે પસાર થયા

ત્યારે જ આ વાત તમને કહીએ છીએ. હજી ઘણા કાળ સુધી તમે અમારી ગુપ્ત સંસ્થામાં રહી કામ કરશો ત્યાર પછી જ પેલા ત્રણ જણ સાથે તમારો પરિચય કરાવવામાં આવશે અને પછી તેઓ તમને સીધી સૂચનાઓ આપી શકશે.

અમારી એ ગુપ્ત સંસ્થાઓમાં દાખલ થતાં પહેલાં અમારે ગુપ્તતાના સોગંદ લેવા પડતા, ગુરુજનો આગળ બેસી ભગવાનનું નામ લઈ 'બધી વસ્તુઓ ગુપ્ત રાખીશું' એ જાતના સોગંદ લીધા પછી જ થોડી થોડી માહિતી અમને મળતી.

હવે તો સ્વરાજ્ય થઈ ગયું છે, અંગ્રેજ સરકારની બીક રહી નથી. છતાં 'સોગંદ એ સોગંદ'. એ તોડવામાં લાભ હોય તોયે તે ન તોડાય. આજે કશું સંકટ ન હોય તોયે સોગંદ ન તોડવામાં જ પવિત્રતા છે એ વિચારને હું વળગી રહ્યો છું. ઉપર જેટલું લખ્યું છે તે અમારા વખતનું વાતાવરણ કેવું હતું એની કલ્પના આપવા પૂરતું કહ્યું છે. એમાં સોગંદનો ભંગ નથી તેથી જ આટલો વિસ્તાર કર્યો. જે વસ્તુ ગુપ્ત રાખું છું તેમાં કાંઈ ભારે વસ્તુ રહેલી છે એમ હું માનતો નથી. છતાં સોગંદને વળગી રહેવું એ જ ઉત્તમ છે.

આ બધું જાણ્યા પછી મારા મનમાં લોકમાન્ય પ્રત્યેની ભક્તિ ટકી; અને સાથેસાથે બંધારણીય આંદોલનમાં માનનાર કૉંગ્રેસ પ્રત્યેનો મારો વિરોધ કાયમ રહ્યો. કૉંગ્રેસના કાર્ય વિશે હું હમેશાં વાંચું, કૉંગ્રેસના સદસ્યો જોડે સંબંધ રાખું, એની સભાઓમાં વ્યાખ્યાનો પણ આપું, પણ હું કૉંગ્રેસનો સદસ્ય ન જ થયો.

આગળ જતાં જ્યારે હું ગાંધીજીના કાર્યમાં ભળ્યો અને એમણે નાગપુર કૉંગ્રેસમાં દાખલ થઈ કૉંગ્રેસનો આદર્શ ફેરવીને પૂર્ણ સ્વાતંત્ર્ય દાખલ કરવાનું નક્કી કર્યું ત્યારે મનને દબાવી કૉંગ્રેસના નિયમ પ્રમાણે એક વરસ માટે હું કૉંગ્રેસમાં દાખલ થયો. અને પૂર્ણ સ્વરાજ એટલે કે પૂર્ણ સ્વાતંત્ર્ય એ જ કૉંગ્રેસનો આદર્શ છે એ ઠરાવ સર્વાનુમતે પાસ કરાવવામાં મેં મારો હાથ ઊંચો કર્યો. તે ક્ષણથી કૉંગ્રેસ વિશે મારા મનમાં કશો વિરોધ રહ્યો નથી.

અને છતાં, અહીં એટલું ઉમેરું કે ત્યાર પછી કોક વર્ષે જ હું કૉંગ્રેસનો સદસ્ય રહ્યો હોઈશ. ઘણે ભાગે ન પણ રહ્યો હોઉં. મને કોઈ પૂછે કે 'તમે કૉંગ્રેસમાં છો?' તો હું જવાબ આપતો આવ્યો છું કે 'હું કૉંગ્રેસનો 'સદસ્ય' છું કે નહીં એ હું જાણતો નથી; હું કૉંગ્રેસનો નિષ્ઠાવાન 'સૈનિક' છું એટલું હું જાણું છું. કૉંગ્રેસ પણ એ જાણે છે અને કૉંગ્રેસ મારી પાસેથી ગમે ત્યારે સેવા માગી શકે છે.'

# ૩૧. આવી ગીતા તમારા કામની નથી

છેક નાનો હતો ત્યારે મારા મોટાભાઈના મિત્રોને મોઢે શ્રીમદ્ ભગવદ્ ગીતાનું નામ પ્રથમ સાંભળ્યું. ગીતા અને તેના મરાઠી અનુવાદની નાનકડી ચોપડી, નવી નવી ખરીદેલી હાથમાં લઈને એ આવ્યા. એટલા આદર અને પ્રેમથી તે એ હાથમાં ઝાલતા હતા કે જાણે કોઈ કીમતી અને રૂપાળું હીરાજડિત ઘરેણું! એ લોકોની ગીતા વિશેની આપસની વાતોથી એટલું સમજી શક્યો કે એ આપણો અત્યંત પવિત્ર ને પ્રેરણાદાયી ધર્મગ્રંથ છે. એથી વિશેષ જાણવાની તો મારી ઉંમર ન હતી, છતાં કશું જાણતાં પહેલાં મારા હૈયામાં એમની ભક્તિનો ચેપ લાગી ગયો.

ત્યાર પછી મારા મોટાભાઈ બાબાને મોઢે ગીતા વિશે થોડું થોડું જાણ્યું. મારા પિતાશ્રી પણ ગીતા વિશે આદરથી બોલે. પણ એમને ગીતા વિશે જાણકારી નહીં જેવી. ભગવાનની મંત્રયુક્ત પંચાયતન પૂજા કરવી, — વૈશ્વદેવ તો પૂજા સાથે હોય જ, — ઉપરાંત તહેવારો ઊજવવા, સ્વર્ગસ્થ સગાંવહાલાંઓનાં વાર્ષિક શ્રાદ્ધ કરવાં, અતિથિનો આદર કરવો, બ્રાહ્મણોને દાન આપવું અને તક મળ્યે નદીના પવિત્ર જળમાં સ્નાન કરવું, મંદિરે દર્શન માટે જવું, ઉત્સવો કરવા, કીર્તનો સાંભળવાં, પંઢરપુર, નરસોબાચી વાડી કે ગોકર્ણ જેવાં તીર્થોમાં જઈ આવવું અને ‘ભાગ્યમાં હશે તો કોક વાર કાશી અને રામેશ્વરની યાત્રાયે થશે’ એવી ઝંખના મનમાં રાખવી, એ જ એમનો ધર્મ. એ બધું એમની પાસેથી હું બરાબર શીખ્યો હતો. એ બધા સંસ્કારો મેં હૃદયથી ઝીલ્યા હતા. રામાયણ-મહાભારત મૂળમાં નહીં, પણ ‘રામવિજય’, ‘પાંડવપ્રતાપ’, ‘શિવલીલામૃત’ તેમ જ ‘ભક્તિવિજય’ એટલા ગ્રંથો તો મેં ભક્તિપૂર્વક વાંચ્યા હતા. મારું નામ દત્તાત્રેય, એટલે દત્ત વિશે જાણવાની ઉત્સુકતા ખરી. અમે એક વાર પંઢરપુર ગયા હતા ત્યારે ત્રણ માથાવાળી દત્તાત્રેયની પિત્તળની નાનકડી મૂર્તિ મારા આગ્રહથી પિતાશ્રીએ મને ખરીદી આપેલી. એ પણ મેં પૂજામાં રાખેલી.

આ બધા ગ્રંથોમાં શ્રીકૃષ્ણની લીલા વિશે પણ એક સુંદર ગ્રંથ મરાઠીમાં છે. એ ગ્રંથ ગોંદુએ લેવાનો આગ્રહ કર્યો એટલે પિતાશ્રીએ આણી આપ્યો, પણ આમ બંને કરતાં મોટા કેશુએ અમને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે ‘આપણે શિવભક્ત એટલે શિવલીલામૃત વાંચીએ; આઈ (મા) વૈષ્ણવોની એકાદશી કરે છે એટલે આપણે જોકે સાથે એકાદશીના ઉપવાસના પદાર્થો તો ખાઈએ છીએ, પણ એકાદશી આપણે માટે નથી; ને શ્રીકૃષ્ણ વિષ્ણુના અવતાર ભલે હોય, ચારિત્ર્યમાં સારા નહીં. ગોપી સાથેની એની લીલા જ બતાવે છે કે કૃષ્ણ એ ભક્તિ કરવા જેવા દેવ નથી.’ મારી એ ઉંમરે તો, ભાઉ (મોટાભાઈ) જે કહે તે પ્રમાણ, એટલે કૃષ્ણવિજય કે ‘કૃષ્ણલીલામૃત’ ઘરમાં હોવા છતાં મેં વાંચવાનું માંડી વાળેલું. (ત્યાર પછી ચોરીથી કટકે કટકે વાંચીને એ ગ્રંથ પૂરો તો કર્યો એટલું યાદ છે.)

આવા ધર્મજ્ઞાન સાથે ગીતા વિશે નાનપણમાં કશું સાંભળ્યું ન હતું એમાં આશ્ચર્ય શું? પણ બાબાને મોઢે જ્ઞાનેશ્વરીનું માહાત્મ્ય સાંભળેલું. પછી ખબર પડી કે જ્ઞાનેશ્વરી તો ગીતાના સંવાદ ઉપરનું એક ઉત્તમોત્તમ ભાષ્ય છે, ગીતામાં મધ્યમ પાંડવ વીર અર્જુન ને ભગવાન શ્રીકૃષ્ણ વચ્ચેનો સંવાદ છે, એમાં ૧૮ અધ્યાય છે ને બરાબર ૭૦૦ શ્લોકો છે, એ શ્લોકો મોઢે કરવાથી પુણ્ય મળે છે, ગીતામાં આપણા ધર્મનું રહસ્ય ઉત્તમ રીતે ગોઠવાયું છે વગેરે. આ બધું જ્યારે સાંભળ્યું એ ઉંમરે પહોંચ્યો ત્યાં સુધીમાં તો શ્રીકૃષ્ણની રાસલીલાનું રહસ્ય પણ હું સમજી ચૂક્યો હતો અને એમાં અનાચાર કે દુરાચારનો અંશ પણ નથી, એ તો મોટું રૂપક છે, એમાં ભક્તિની પરમાવધિ છે વગેરે પણ સમજેલો. વળી શિવ તથા વિષ્ણુ વચ્ચે ભેદ કરે તે પાપી ગણાય છે, 'શિવ, નારાયણ, ગણપતિ, રવિ અને દેવી આ પંચાયતનની પૂજા કરે તે જ ખરો હિંદુ, ને ખરો ભક્ત એ બધું પિતાશ્રી પાસેથી સાંભળેલું. શિનાગરદે એ એક શબ્દમાં પંચાયતનના પાંચે દેવોનાં નામોના આદ્યાક્ષરો આવે છે એટલે ગીતા પ્રત્યે ભક્તિ જાગતાં કશું આડે ન આવ્યું.

ત્યાર પછી, ગીતાનો મરાઠી અનુવાદ લઈ ભક્તિપૂર્વક આખો વાંચી ગયો. એમાં બધું સારું સારું છે એટલું માનવાને તો બંધાયેલો હતો; પણ ન કશું સમજાયું કે ન એમાં રસ પડ્યો. યથાકાળે સમજાશે એમ કહી મેં ગીતા કોરે મૂકી દીધી, પછી જ્યારે સંસ્કૃત શીખ્યો, ગીતાના કેટલાક શ્લોકોનો અર્થ સમજવા લાગ્યો ત્યારે જ ગીતા પ્રત્યેની મારી ભક્તિ બુદ્ધિયુક્ત અને જીવતી થઈ.

ગીતામાં શું છે એ જાણવા જતાં મુખ્ય વાર્તા આટલી જ મળી કે કૌરવ-પાંડવનું યુદ્ધ ટાળવાનો પ્રયત્ન શ્રીકૃષ્ણ, ભીષ્મ અને વિદુર જેવાઓએ પૂરેપૂરો કર્યા છતાં એ ટાળી ન શકાતાં અર્જુન રથમાં બેસી પોતાના સારથિ શ્રીકૃષ્ણને કહે છે કે 'બંને બાજુની સેનામાં કોણ કોણ રથી, મહારથી અને અતિરથી છે એ મને જોવા દ્યો. મારે ખાસ કોની સાથે યુદ્ધ કરવાનું છે એ પણ જોઈ લઉં. માટે મારો રથ યુદ્ધ શરૂ થાય તે પહેલાં બંને સેના વચ્ચે ઊભો કરો.' તેમ થતાં અર્જુને બંને બાજુ સગાંવહાલાં અને પૂજ્ય ગુરુઓ જોયા. એટલે એણે કહ્યું : 'આવા પૂજ્ય અને પ્રિય સ્વજનોને મારીને રાજ્ય ભોગવવું એ તો હરામ છે. એના કરતાં સંન્યાસ લઈને ભિક્ષા માગીને પેટ ભરું તો શું ખોટું છે? મારે નથી લડવું.'

હવે શું કરવું? પાંડવોનો બધો આધાર જેના ઉપર હતો તે મહાવીર અર્જુન પોતે જ લડવાની ના પાડે છે! હવે શું થશે? એટલે શ્રીકૃષ્ણે એની સાથે સંવાદ ચલાવ્યો, એની બધી શંકાઓનું નિરસન કર્યું અને એને લડાઈ માટે તૈયાર કર્યો; આ છે ભગવદ્‌ગીતાનો સાર.

એ વાંચતાં અને સમજતાં ખૂબ આનંદ આવતો. અર્જુનને લડાઈ માટે જે સંવાદે તૈયાર કર્યો તે સંવાદ વીરતાપ્રેરક હોવો જ જોઈએ અને ભવ્ય તો છે જ, એટલો બોધ લઈ અમે સંતોષ માન્યો. પણ આગળ જતાં જ્યારે ગીતાના અર્થનું

ચિંતન ચલાવ્યું ત્યારે પ્રથમ વિચાર આવ્યો કે મહાભારતકાળમા અર્જુનની શંકા દૂર કરનાર આ સંવાદ ધર્મગ્રંથ શી રીતે મનાય? એ ઐતિહાસિક સંવાદ આદરથી વાંચીએ, આપણે માટે એમાંથી પ્રેરણા પણ લઈએ, પણ ધર્મગ્રંથ તો દરેક માણસનું (આ વિવિધ દુનિયામાં રહેતા ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળના અસંખ્ય લોકોનું) કર્તવ્ય શું છે એ જેમાં બતાવ્યું હોય તે જ ગ્રંથ ધર્મગ્રંથ મનાય એવો વિચાર મનમાં ઊઠ્યો. અને તરત જ એ શંકાનો પરિહાર કરનારા મુરબ્બીઓ પણ મળ્યા. એમણે કહ્યું કે એ સંવાદ મૂળમાં ભલે ઐતિહાસિક હોય, પણ આજે આપણે એને એક રૂપક ગણીએ છીએ. 'સારા વિચારો' તે પાંડવો; 'ખરાબ વિચારો' તે કૌરવો. એમની વચ્ચે દરેક હૃદયમાં અખંડ યુદ્ધ ચાલ્યા જ કરે છે. એમાં માણસમાત્રનો પ્રતિનિધિ અર્જુન (એને 'નર' કહે છે એ ધ્યાનમાં રાખવું જોઈએ) પોતાના મનની શંકાઓ શ્રીકૃષ્ણને (એને 'નારાયણ' કહે છે એનું પણ એટલું જ મહત્ત્વ છે) પ્રશ્ન રૂપે પૂછે છે, અને શ્રીકૃષ્ણ આખી માણસજાતને તેનો ધર્મ સમજાવે છે કે આપણા હૈયામાં ઊઠતા બૂરા વિચારો સામે કેમ લડી લેવું અને સારા વિચારો કેમ જીતી શકાય છે. ગીતામાં ધર્મવિહીન દુન્યવી સામાન્ય આદર્શોને 'આસુરી સંપત' કહ્યા છે અને મોક્ષમાર્ગી સદ્ગુણી આદર્શોને 'દૈવી સંપત' કહ્યા છે. આસુરી વિચારોથી માણસ બંધનમાં પડે છે, દૈવી વિચારોથી તે મોક્ષ મેળવી શકે છે, સ્વતંત્ર થઈ શકે છે. આ સાર સમજ્યા પછી હું વેદાન્તદર્શન સમજી શક્યો અને ગીતા મેં કંઠે પણ કરી; એના ઉપર અનેક વ્યાખ્યાનો પણ આપ્યાં; અને હું ગીતાનો ભક્ત અને પ્રચારક બન્યો. ગીતા પ્રત્યેની ભક્તિ છેક નાનપણમાં જે પેદા થઈ તેથી તે આખર સુધી વધતી જ ગઈ.

હવે એ ગીતાની ચર્ચામાં સાથીઓ સાથે લડવાનો એક પ્રસંગ આવ્યો એને વિશે અહીં કહેવાનું છે.

અંગ્રેજોનું રાજ્ય તોડીને સ્વતંત્ર થવું છે એને માટે ગનીમી યુદ્ધની (guerilla warfare) તૈયારી કરવી જોઈએ એ વિશે અમે બધા એકમત હતા. પણ અમારામાંના કેટલાક પોતાના આ બધા લડાયક સિદ્ધાંતોના સમર્થનને અર્થે ભગવદ્ગીતાનો ઉપયોગ કરવા લાગ્યા. तस्मात् युद्धस्व भारत આ વાક્ય ડગલે અને પગલે તેઓ વાપરતા હતા. મને એની ચીડ ચડી. મેં કહ્યું : 'આપણે લડાઈની તૈયારી કરીએ; તેમ કરતાં પકડાઈ જઈશું અને ફાંસીએ ચડીશું તો આપણને સ્વર્ગ મળશે; નવો જન્મ લઈને ફરી લડીશું; પણ ભારતમાતાને બંધનમુક્ત કર્યા વગર આપણે નથી લેવો આરામ અને નથી મેળવવો મોક્ષ એ આપણો નિર્ધાર છે; એ ખરું; પણ એમાં ભગવદ્ગીતાને શા માટે વચમાં લાવો છો? ગીતામાંનું યુદ્ધ તો કેવળ રૂપક છે. એ યુદ્ધની વાત માત્રથી તણાઈ જઈને ગીતાને આગળ કરશો તો જરૂર પસ્તાશો. હવે તમને પૂછું જે ગીતામાં કહ્યું છે समः शत्रौ च मित्रे च તે તમને માન્ય છે? મિત્ર અને શત્રુ પ્રત્યે સમાનભાવ રાખવાની ગીતાની ભાવના

રાખીને તમે અંગ્રેજો સામે લડી શકો? હૃદયમાં જેટલો દ્વેષભાવ અને તિરસ્કાર સમાયેલો હોય તે બધો એકત્ર કરી લડીશું તો જ સૈન્યવિદ્યાકુશળ અંગ્રેજો સામે ફાવી શકીશું. ગીતા તો સંતો માટે છે, મોક્ષ મેળવવા માટે છે. ગીતાનો હું ભક્ત છું; અંતે ગીતાને આધારે મારે મોક્ષ મેળવવો છે; પણ—

પણ મારો નિશ્ચય છે કે પ્રથમ ભારતમાતાને અંગ્રેજોના દાસ્યમાંથી મુક્ત કરું. તેને માટે જે કાંઈ કરવું પડે, પછી એ પુણ્ય હોય કે પાપ, એ હું કરવાનો. એને કારણે નરકે જવું પડે તો ત્યાં જવાની તૈયારી છે. ત્યાં પણ આપણા જેવા જ અનેક દેશભક્ત સાથીઓ મળશે. એમનો સહવાસ તો સ્વર્ગસુખ કરતાં પણ અધિક હશે. નરકે વાસ પૂરો કરીને, ભારતમાતાને સ્વતંત્ર થયેલી જોઈને પછી ગીતા હાથમાં લઈશ, અને એની પ્રેરણા પ્રમાણે 'समता'વાળો યોગ કેળવી મોક્ષે જઈશ. ત્યાં સુધી મારે ગીતા ફક્ત પૂજામાં રાખવી છે. આજે ભારતમાતાને સ્વતંત્ર કરવાના સંકલ્પમાં અને આકરામાં આકરા પ્રયત્નોમાં ગીતા આપણને મદદમાં આવવાની નથી, પછી ભલેને તમે तस्मात् युद्धस्व भारत રટયા કરો.'

અમારી ગુપ્ત સંસ્થાના સાથીઓ આગળ આ જાતનું વ્યાખ્યાન પૂરા જોશથી મેં આપ્યું. કેટલાક મનમાં ચિડાયા, કેટલાક સ્તંભિત થયા, પણ કોઈએ જવાબ ન આપ્યો.

મારા જીવનમાં ગીતાને સર્વશ્રેષ્ઠ સ્થાન છે. તેથી જ એ જીવનની એક વખતની ભૂમિકાનું વર્ણન આટલી વિગતો સાથે મેં કર્યું છે.

ગીતા એ ખરેખર જીવનયોગ છે. સમસ્ત માનવજાતિને એમાંથી પ્રેરણા મળે છે. એની અંદરનું જે યુદ્ધવર્ણન છે તે દરેક હૃદયમાં ચાલતું એક સનાતન યુદ્ધ જ છે, અને એ યુદ્ધ લડવાનો પ્રકાર પણ ગીતામાં બતાવ્યો છે તે જ હોઈ શકે: અર્થાત્ અનાસક્ત જીવનયોગનો.

## ૩૨. ગુપ્ત કાવતરાં વિરુદ્ધ લોકજાગૃતિ

કોણ જાણે શી રીતે, અમારા છેક નાનપણથી અંગ્રેજી રાજ્ય સામે કાવતરાં કરવાની પ્રવૃત્તિ વિશે અમે સાંભળતાં. આ ગોરા લોકો ધૂર્ત છે, અત્યંત સ્વાર્થી છે, પાર વગરના અભિમાની છે, આપણા મોટામાં મોટા નેતાઓનું અપમાન કરે છે, એમની આગળ બધાંને દબાઈને રહેવું પડે છે વગેરે વાતો લોકોને સહેજમાં બોલતા સાંભળતા. જાણે એ વાતાવરણ અમને વારસામાં મળ્યું હતું.

અને છતાં, મોટી ઉંમર થઈ અને હું હિન્દુસ્તાનનો ઇતિહાસ વાંચી શક્યો ત્યારે, મારા મન ઉપર મુખ્ય છાપ એ પડી કે 'વિદેશી લોકો સામે થવા માટે, દેશના લોકોએ અંદરઅંદરના મતભેદો અને વ્યક્તિગત લાભહાનિના વિચારો કોરે મૂકી એકતા સ્થાપવી જોઈએ અને સંગઠિત થવું જોઈએ.' આટલી સાદી વસ્તુ આપણા લોકોને

કોઈ કાળે ઊગી નથી, અને ઊગી હશે તો તેમાં આપણે કોઈ કાળે ફાવ્યા નથી. વિદેશી રાજ નિભાવી લેવાનું આપણને ફાવી ગયું છે. આવડું મોટું રાષ્ટ્ર મુઠ્ઠીભર વિદેશી લોકોના રાજ્ય તળે દબાયેલું રહે છે, એની શરમ લોકોને કોઈ કાળે અસહ્ય થઈ હોય એમ લાગતું નથી. આપણા ઈતિહાસનો સાર ધ્યાનમાં લેતાં મનમાં હમેશાં મૂંઝવણ જ રહી છે. આપણો ધર્મ, આપણી સંસ્કૃતિ ને આપણી પરિસ્થિતિ પણ સૂચવે છે કે આસેતુહિમાચલ આ દેશ એક છે, એક રહેવો જોઈએ. આપણી સંસ્કૃતિનું એક ખાસ વૈશિષ્ટય છે જે હજારો વર્ષો થયાં આપણે બરાબર સાચવી શકયા છીએ. એ વૈશિષ્ટય માગે છે કે, આખો દેશ એના બધા પહાડો અને નદીઓ ભારપૂર્વક કહે છે કે, આ દેશ એક અખંડ અને સ્વાધીન રહેવો જોઈએ એ લાગણી આખા દેશમાં બધે ફેલાયેલી છે, અપરિહાર્ય લાગે છે, અને છતાં લોકો એને માટે કશો ત્યાગ કે બલિદાન આપવા તૈયાર નથી. જાણે લોકોને દેશની એકતાની અને સ્વતંત્રતાની પડી જ નથી. ‘જે કોઈ જોરાવર હશે એની આણ સ્વીકારીશું, એના રાજ્ય તળે સંતુષ્ટપણે રહીશું.’ એવું વિદેશી રાજ્ય આપણા ઉપર કાયમનું થાય, મજબૂત થાય એને માટે રાજ્યકર્તાઓને મદદ કરવા પણ આપણે તૈયાર રહીએ છીએ. આપણા પરના વિદેશી રાજ્ય વતી આપણે લડયા પણ છીએ; અને વિદેશી લોકોએ એ ‘સ્વામીનિષ્ઠા’ માટે આપણી કદર પણ કરી છે.

આપણે ગમે તેની નોકરી કરવા તૈયાર, અને નોકરી સ્વીકાર્યા પછી ‘સ્વામી-નિષ્ઠા’નો આદર્શ પણ આપણે સહેજે માન્ય કરી શકીએ છીએ. હું કોઈનો નોકર થાઉં તો એ મને પગાર-મહેનતાણું આપે છે અને હું એને સેવા આપું છું. એટલે ખરું જોતાં બંને સરખા. હું દુકાનમાં જઈને માલ ખરીદી લઉં તો હું દુકાનદારનો ઉપકારકર્તા ન ગણાઉં અને દુકાનદાર પણ મારો ઉપકારકર્તા ન ગણાય. એ જ ન્યાય સરકારી કે ખાનગી નોકરીમાં લાગુ કેમ નથી પડાતો એ જાતની શંકા મારા મનમાં અનેક વાર ઊઠતી. અને છતાં ‘જેની પાસે મકાન છે, જમીન છે, મૂડી છે એ શ્રેષ્ઠ છે, એ માલિક ગણાય અને એ આપણી પાસેથી સેવા લઈ આજીવિકા આપે છે માટે આપણે એના આશ્રિત’ એ ભેદ પરાપૂર્વથી ચાલતો આવ્યો છે. માલિક પોતાના સ્વાર્થ પ્રમાણે મને નોકરીએ રાખે અથવા ગમે ત્યારે કાઢી મૂકે. હું પણ એને ગમે ત્યારે છોડી શકું. અને છતાં હું નોકરીમાં હોઉં ત્યાં સુધી એ મારો સ્વામી અને હું એનો ‘માણસ’, સેવા આપવા ઉપરાંત નિષ્ઠા પણ આપવાને હું બંધાયેલો, એ તો સર્વમાન્ય વસ્તુ ગણાય છે. બધા સ્વામીનિષ્ઠાની અપેક્ષા રાખે. એના બદલામાં સ્વામી પાસેથી સેવક-નિષ્ઠાની અપેક્ષા રાખેલી જોવામાં આવતી નથી. (અહીં કબૂલ કરવું જોઈએ કે કેટલાક સ્વામીઓ ઉચ્ચ કોટિની સેવક-નિષ્ઠા બતાવે છે અને સેવકના વંશજો પ્રત્યે પણ પોતાની જવાબદારી સ્વીકારે છે; પણ આવા દાખલા ઓછા છે. આપણે તો સમાજ આખામાં કઈ અપેક્ષાઓ સ્વીકારાયેલી છે એનો જ વિચાર કરીએ છીએ.)

હવે રાજ્યકર્તા સામે કાવતરું કરવામાં બે વસ્તુ સાચવવી પડતી: સપડાઈશું તો સજા થશે, ઘણું નુકસાન વેઠવું પડશે, એ એક બીક; અને બીજી વસ્તુ 'સ્વામી-નિષ્ઠા'ના સર્વમાન્ય આદર્શનો દ્રોહ કરીએ છીએ, એમ એક જાતનો મનમાં રહેતો ખટકો, જે પ્રયત્નપૂર્વક દબાવવો પડતો અને 'વિદેશી લોકો પ્રત્યે સ્વામી-નિષ્ઠા હોઈ ન શકે, ઉપર ઉપરથી ગમે તે વસ્તુ સ્વીકારીએ, પણ ખરી રીતે વિદેશી લોકોને આપણી નિષ્ઠા ઉપર કશો હક નથી' એ મનને સમજાવવું પડતું.

નાનપણથી ભલે કાવતરા માટે ગુપ્ત સંસ્થાઓ ચલાવવાની વાતો સાંભળી હોય, પણ એમાં જીવતો રસ લેવાનું શરૂ કર્યું ઈ. ૧૯૦૪થી. ત્યારે મેં જોયું કે કૉલેજમાં ગુપ્ત સંસ્થા મારફતે કામ કરવા ઇચ્છનાર ત્રણેક અલગ અલગ સમુદાય છે. એમાંથી 'જેની ગુપ્તતા પહેલેથી જ જાહેર રીતે ચાલતી હતી' તે હતી સાવરકરની સંસ્થા. અત્યારે ભૂલી ગયો છું, પણ એનું નામ 'રામહરિ' કે એવું જ, દેખાવે સાવ નિરુપદ્રવી નામ હતું. એ વસ્તુ મને ગમી હતી. એમના એક સદસ્યના આગ્રહથી હું એમાં દાખલ થયો. થોડી ગુપ્ત સભાઓમાં હાજરી આપી. બે-ત્રણ વાર બોલ્યો હોઈશ. પણ મેં એ સંસ્થા છોડી દીધી, કેમ કે ગુપ્તતા જાળવવાની ઈંતેજારી કે ખૂબી એમની પાસે હતી જ નહીં, અને એક જ વ્યક્તિનું માહાત્મ્ય એમાં ચાલતું હતું. (એમને વિશે આપણા અપ્પાસાહેબ પટવર્ધને પોતાની 'જીવનયાત્રા'માં લખ્યું જ છે.)

મેં એકબે ઠેકાણે લખ્યું છે કે બધું મળીને અમારી ગુપ્ત પ્રવૃત્તિમાં ઝાઝું હતું એમ કહી ન શકું; છતાં ગુપ્ત વાત એ ગુપ્ત વાત. આજે જાહેર કરવામાં કાંઈ નુકસાન ભલે ન હોય, પણ છત્રપતિ શિવાજીના કે માતૃભૂમિના ચિત્રને સામે રાખી, વસ્તુઓ ગુપ્ત રાખવાની જે પ્રતિજ્ઞા લીધી હતી, તે આખર સુધી પાળવી જ જોઈએ એ મારું દૃષ્ટિબિંદુ છે.

ગુપ્ત સંસ્થા સાથેનો અને એ પ્રવૃત્તિ સાથેનો મારો સંબંધ સાત-આઠ વર્ષનો ગણાય —ઈ. ૧૯૦૪થી લઈને બહુ બહુ તો ૧૯૧૧-'૧૨ સુધીનો હશે. એ વિશે મારે કશું કહેવું નથી; પણ તે દિવસોમાં મારા મનમાં એક જબરદસ્ત 'હા-ના' ચાલતી હતી તેનો જ અહીં ઉલ્લેખ કરવો છે.

મારો દૃઢ અભિપ્રાય હતો કે જે માણસને ગુપ્ત કામ કરવું હોય એણે 'પોતે રાજદ્વારી ક્ષેત્રમાં ક્રાંતિકારી માણસ છે' એની જાણ સરકારને તો શું પણ સામાન્ય જનતાને પણ થવા ન જ દેવી જોઈએ. અમારી એક ગુપ્ત સંસ્થામાં એક ભાઈ સરકારી નોકરીમાં મહત્ત્વને સ્થાને હતા. બહાર જુઓ તો મોટા હોદ્દા પરનો એ સરકારી અમલદાર હતો. પ્રતિષ્ઠિતપણે સરકારની ખુશામદ કરનાર જે એક વર્ગ હોય છે એમાં એને સ્થાન હતું. જાહેર જીવનમાં પ્રજા એની પ્રતિષ્ઠા માન્ય રાખતી, પણ ખાનગી વાતચીતમાં એ નમાલો છે, ખુશામતિયો છે, એને પોતાની પ્રતિષ્ઠાની જ પડી છે એમ જ લોકો કહેતા. એવા માણસ પર સૂક્ષ્મ નજર રાખવાનું પોલીસખાતાને

ક્યાંથી જ સૂઝે? ફક્ત અમુક ક્રાંતિકારી જ ભારે ખૂબીથી એમની સાથે સંબંધ રાખતા. એમની અમને ભારે ઓથ હતી. મને એ ભાઈસાહેબની ભૂમિકા ગુપ્ત કામ માટે સર્વોત્તમ લાગતી. આવા લોકો દેશમાં જેટલા વધુ તેટલું ગુપ્ત કામ ફાલવાનું એ વિશે શંકા ન હતી.

આવા દૃઢ અભિપ્રાય સાથે મેં પોતાની જાત વિશે વિચાર કરવા માંડયો. એ જ ભૂમિકા લઈને કામ કરવું મારે માટે બિલકુલ સહેલું હતું. પિતા સરકારી નોકરીમાં. અમારી ન્યાતના લોકોમાં ક્રાંતિકારી તરીકે જેને વિશે શંકા લેવાય એવા બહુ જ થોડા. સરકારી નોકરી, વકાલત, ડૉક્ટરી, ઈજનેરી, જમીનદારી અને વેપારહુન્નર કરનારા અમે. મારે માટે ક્રાંતિકારી ગુપ્ત નેતા થવું બહુ સહેલું હતું.

પણ મેં વિચાર કર્યો કે 'જૂના વખતના રાજદ્વારી ક્ષેત્રે ક્રાંતિ કરનારા લોકો કાં તો રાજારજવાડા મારફતે ક્રાંતિનો ઉઠાવ કરવામાં માનતા હતા, અથવા ફોજમાં દાખલ થઈ આખી ફોજ વિફરે એવી તૈયારી કરવામાં માનનારા હતા. એમાંથી શું નીપજી શકે? એનો પ્રયોગ મારા કે કૉંગ્રેસના જન્મ પહેલાં પચીસ-ત્રીસ વર્ષના અરસામાં પૂરી રીતે કરવામાં આવ્યો હતો. તે વખતે હિંદુ-મુસ્લિમ-એકતા પણ સંતોષકારક હતી, છતાં સામાન્ય જનતાની જાગૃતિને અભાવે આપણે ફાવી શક્યા નહીં. આ સાર મેં ૧૮૫૭ સાલની હિલચાલમાંથી કાઢયો હતો.

તેથી જ અમારા ગુપ્ત નેતા આગળ મારી દલીલ એ રહેતી કે, 'સામાન્ય જનતામાં રાજદ્વારી ક્રાંતિની ભૂખ જાગવી જોઈએ, જેનો આજે પૂરેપૂરો અભાવ છે. એ જનતાની મદદ લેવા માટે આપણે આપણી આ સંસ્થાઓને ધાર્મિક રૂપ આપીએ છીએ. નાનામોટા નેતાઓ બધા જ એ નીતિને અનુસરે છે. હું પણ એ નીતિનો આજે સ્વીકાર કરું છું. પણ મારો સવાલ ઊંડો છે. અંગ્રેજોને છેતરવા માટે આપણે ધાર્મિક રૂપ ઓઢી લઈએ તે બરાબર છે, પણ રાજદ્વારી ક્રાંતિને જ માટે જનતાને ઉશ્કેરવી હોય અને ઉશ્કેર્યા પછી જનતાને તૈયાર કરવી હોય તો 'ધર્મને નામે જ બોલીએ તો પ્રજા આપણી વાત સમજી શકે છે' એ પરિસ્થિતિ આપણી નબળાઈ સૂચવે છે. સામાન્ય પ્રજા જે ધર્મને સમજે છે તે ધર્મમાં આજની ક્રાંતિનું દૈવત છે જ નહીં. એ ધર્મ ગમે તે રાજ્યકર્તાની સેવા કરવા તૈયાર અને દબાયેલો રહેવાને ટેવાયેલો. એટલે પરિણામે રાષ્ટ્રવ્યાપી ઉત્થાન આપણે ગુપ્ત રીતે કરી શકવાના નથી.

'લોકમાન્ય જાહેર હિલચાલ દ્વારા લોકોમાં અસંતોષ ફેલાવે છે એ ઉત્તમ છે. અંગ્રેજ સરકાર વિશે અસંતોષ અને તિરસ્કાર એ એક મોટી મૂડી છે, અંગ્રેજ સરકારને એ નડે છે. પણ તેટલાથી આપણો આત્મવિશ્વાસ જાગતો નથી, કાર્યશક્તિ કેળવાતી નથી; ને ધર્મની ઓથ રાષ્ટ્રીય એકતાને પોષક નથી જ. માટે આપણે ગુપ્ત પ્રવૃત્તિ મારફતે આપણા જમાનામાં જનતામાં ક્રાંતિ દાખલ કરી શકવાના નથી. આપણી પૂર્વતૈયારી કશી ગણતરીમાં નથી. બહુ બહુ તો ક્રાંતિકારી પક્ષ આપણે જીવતો રાખી શકીશું. ગુપ્તતા દ્વારા રાષ્ટ્રવ્યાપી ઉત્થાનની તૈયારી થઈ ન શકે.

'એના કરતાં હું રાષ્ટ્રીય શિક્ષણ મારફત ક્રાંતિની તૈયારીનો પાયો મજબૂત કરું તો જિંદગીમાં કાંઈક કર્યાનું સમાધાન મળશે. હું પ્રતિષ્ઠાનો ભૂખ્યો નથી; પણ ક્રાંતિનો પાયો રાષ્ટ્રવ્યાપી પહોળો અને નક્કર મજબૂત કર્યા વગર કશું થાય નહીં. કેવળ રાષ્ટ્રમાનસ નહીં, પણ રાષ્ટ્રજીવન જ આમૂલાગ્ર ક્રાંતિ માગે છે. એ છે આજ સુધીની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓના અનુભવનો સાર. આપણી ગુપ્ત પ્રવૃત્તિ નિર્દોષ અને સગુણ બનાવીએ તોપણ એ કોઈ કાળે પર્યાપ્ત adequate થવાની નથી.'

આ નિર્ણય પર હું આવ્યો એમાં ગાંધીજીની હિંસા-અહિંસાનો ખ્યાલ સરખો-યે મારા મનમાં તે વખતે ઊગ્યો ન હતો. હું તો સશસ્ત્ર હિંસક ક્રાંતિમાં જ માનતો હતો, અને તે ઇચ્છતો હતો. મારું કહેવું એટલું જ હતું કે અત્યંત તેજસ્વી, ચારિત્ર્યવાન અને 'અવળી ખોપરીવાળા' લોકો પૂરતી સંખ્યામાં મળી જાય તો-પણ એ નાનકડી પ્રવૃત્તિ દ્વારા રાષ્ટ્રીય સફળતા મળવાની નથી. લોકજાગૃતિ, કેળવણી અને આમૂલાગ્ર જીવનપરિવર્તન એ જ આજને માટે એકમાત્ર ઉપાય છે. એ નિર્ણય ઉપર હું આવ્યો અને એ દિશાએ કામ કરવા માટે કોની કોની મદદ મળી શકે એ જોવા દેશ આખા ઉપર મેં નજર ફેરવી.

ત્યાર પછીની વાત અહીં લખવાની જરૂર નથી.

## ૩૩. સ્વભાષા

એમ તો બધાં જ પ્રાણીઓ અવાજ દ્વારા પોતાની લાગણી વ્યક્ત કરે છે અને વિચાર-વિનિમય પણ કરે છે.* તેઓ ગળામાંથી જે અવાજ કાઢે છે તે ભાષા કહેવાય કે નહીં એ સવાલ છે. ભૂખ, થાક, ત્રાસ, બીક કે તિરસ્કારની લાગણી અવાજ દ્વારા વ્યક્ત થઈ શકે છે. વિજયનો આનંદ અને સામા પ્રાણીને ડરા-વવાની વૃત્તિ પણ અવાજ મારફતે વ્યક્ત થઈ શકે છે. એટલે આવી પ્રાથમિક લાગણીઓ વ્યક્ત કરવાની જે શક્તિ છે, એને 'ભાષા' કહી શકાય. પણ પ્રાણી-ઓને એ ભાષા શીખવી નથી પડતી. દેશ પરત્વે કે સમાજ પરત્વે અવાજમાં ફેરફાર પણ નથી થતો. ભારતના કાગડા યુરોપ કે અમેરિકા જાય તોપણ એમને પોતાની લાગણી વ્યક્ત કરવામાં મૂંઝવણ હોઈ ન શકે. અને કુદરતી રીતે લાગણી-ઓ વ્યક્ત કરવાના સાધન તરીકે જે અવાજ ગળામાંથી નીકળે છે તે આપણી ભાષાની વ્યાખ્યામાં બેસી ન શકે એમ પણ આપણે કહી શકીએ.

કુદરતે માણસને વિકાસશીલ મન અને બુદ્ધિ આપ્યાં. લાગણીઓ ઉપરાંત એ

* પ્રાણીઓ એટલે ફક્ત બધાં પશુ અને પક્ષી. કીડા અને મંકોડા અવાજ કરતા હોય એમ લાગતું નથી. અને પાણીનાં માછલાં તો ગળામાંથી અવાજ કાઢી શકતાં જ નથી. એમની વાત નોખી.

વિચાર કરી શકે છે તથા વિચારનું પૃથક્કરણ પણ કરી શકે છે, અને ખાસ વાત એ કે વિચાર-વિનિમય કરી માણસ એકબીજાને ચિંતન-મનન માટે મદદ પણ કરી શકે છે. તેથી જ એક જણે માણસની વ્યાખ્યા જ કરી છે કે 'જે બોલી શકે છે તે માણસ'. આ બોલવાની કળા માણસે ખીલવી, તેથી સમાજ પરત્વે, દેશ પરત્વે ભાષાઓ અલગ અલગ થઈ. ભાષા શીખ્યા વગર આવડે નહીં એ સ્થિતિ પણ થઈ.

મા-બાપ પાસેથી બાળકો બોલતાં શીખે. બોલતાં આવડે એટલે સમાજમાં ભળી શકે. પછી વિચાર-વિનિમય ઉપરાંત અમુક વાક્યો મોઢે કરી માણસ પોતાના જ્ઞાનનો સંગ્રહ પણ કરવા લાગ્યો. આમ એણે કહેવતો ઊભી કરી અને એ રીતે 'અનુભવના નાણા'નો પ્રચાર થવા લાગ્યો. ભાષા એટલે વિચારનું પૃથક્કરણ. ધીમે ધીમે એ કળા વધતી ગઈ. પરિણામે માણસની મૂડી વધી. એક પેઢીનો અનુભવ, બીજી પેઢીને વારસામાં મળવા લાગ્યો. એમાંથી સંસ્કૃતિ ઉદ્‌ભવી. ભાષા એ માણસ માટે તમામ પ્રગતિનું ઉત્તમ સાધન થઈ ગયું.

આ રીતે જન્મ સાથે, પોતાના કુટુંબ દ્વારા અને સમાજ દ્વારા, માણસ જે ભાષા મેળવે છે અને કેળવે છે તે એની જન્મભાષા અથવા સ્વભાષા કહેવાય છે. એ એની પહેલીવહેલી મૂડી. એ ભાષાનો આંતરિક વિકાસ થાય અને સામાજિક ફેલાવો વધે તે પ્રમાણમાં માણસની બધી જાતની શક્તિઓ વધે છે. ભાષા એ સંસ્કૃતિનું એક ઉત્તમ સાધન છે. અને એમાંયે જન્મભાષા અથવા સ્વભાષા એ માણસના વ્યક્તિત્વનું એક અવિભાજ્ય અંગ છે. જેમ પોતાનું શરીર, રહેવાનું સ્થાન અને મા-બાપ મળીને માણસનું જીવન બંધાય છે તે પ્રમાણે ભાષા પણ એના વ્યક્તિત્વનું જ અપરિહાર્ય અંગ છે.

નાનપણથી દરેક માણસમાં સ્વભાષા કેળવવાનો આગ્રહ હોય જ છે. મા-બાપ પોતાના અપત્યોને ભાષા શીખવવાનો જેટલો આગ્રહ રાખે છે એના કરતાં આસ-પાસની ભાષા પોતાની કરવા પાછળ બાળકોનો ઉત્સાહ ઓછો નથી હોતો. ભૂખ લાગે એટલે ખાવું, થાક લાગે એટલે સૂઈ જવું, સંકટ દેખાય ત્યારે નાસી જવું અથવા લડી લેવું એ જેટલું માણસ માટે સ્વાભાવિક છે તેટલું જ સ્વાભાવિક છે, બે જણ એકઠા થાય એટલે વિચાર-વિનિમય માટે બોલવાનું શરૂ કરે તે. ભાષા કેળવ્યા વગર માણસ રહી જ ન શકે.

આવો ઉત્સાહ એકાદ માણસમાં વધારે હોય, બીજામાં ઓછો હોય. ઉંમર પરત્વે, કે બીજા કારણે, એ ઉત્સાહ વધે અથવા ઘટે. પણ ભાષા કેળવવાની આંત-રિક પ્રવૃત્તિ આખો જન્મારો માણસને વળગી જ છે.

ભાષા એટલે બોલવાનું સાધન. 'અવાજ' એ જ ભાષાનો મુખ્ય આધાર એ ખરું. કહેવતો દ્વારા, કવિતાઓ દ્વારા, વિચારો ને લાગણીઓ, અનુભવો અને કલ્પનાઓ સંઘરવાનું માણસને સૂઝયું. પણ માણસ મોઢે કરી કરીને કેટલું કરે?

એટલે માણસે ધ્વનિને યાદ કરવા માટે આકૃતિઓની મદદ લીધી. અને લિપિવાળી લેખનકળા ઉત્પન્ન થઈ. માનવી સંસ્કૃતિની આ એક અત્યંત મહત્ત્વની પ્રગતિ ગણાય. વસ્તુઓને માણસે નામો આપ્યાં. ક્રિયાઓ માટે ધાતુ જેવા શબ્દો ઉપજાવ્યા. લાગણીઓની ઉત્કટતા અથવા તેનો અભાવ વ્યક્ત કરવાની યુક્તિઓ શોધી. આ રીતે વાકયોનું પૃથક્કરણ શબ્દો દ્વારા થવા લાગ્યું. એમાંથી ભાષાનો વિકાસ જોરથી વધ્યો.

વિચાર-વિનિમયની આવશ્કતા વધી. પૂર્વજો પાસેથી મળેલી મૂડી તમામ સાથીઓ સુધી પહોંચાડવી અને હવે પછી આવનાર પેઢીઓ માટે અનુભવનો સંગ્રહ એકત્ર કરી રાખવો, એ બધું ભાષાના વિકાસમાં આવી ગયું. આ જાતનો વિકાસ બધા દેશોમાં, બધા સમાજોમાં અને બધી સંસ્કૃતિઓમાં પેઢી-દર-પેઢી થતો આવ્યો છે. અને એ પ્રવૃત્તિ કોઈ કાળે ઘટી નથી; વધતી જ જાય છે.

ભાષાનું સ્વરૂપ અને ભાષાનું ઘડતર સમજવાની દૃષ્ટિએ નાનપણમાં થોડુંક વ્યાકરણ શીખ્યો એ સારું થયું. ત્યારથી હું માનું છું કે 'વ્યાકરણ' એ સમજાવવાનો વિષય છે. ઉત્તમ રીતે સમજાવાય તો એની પરીક્ષા લેવાની તરખડમાં પડવું ન જોઈએ. આજે પ્રાથમિક શિક્ષકો (અને બધા જ શિક્ષકો) વ્યાકરણ શીખે છે, શીખવે છે પણ એમાં રસ ધરાવતા નથી. એટલે વ્યાખ્યાઓ મોઢે કરવી અને પ્રશ્નનો બરાબર જવાબ આપવો એને જ મહત્ત્વ આપે છે. ખેર.

મરાઠી ભાષા અને વ્યાકરણના થોડા પરિચય પછી હું સંસ્કૃત શ્લોકો શીખ્યો. ત્યાર પછી નાની ઉંમરે અંગ્રેજી પણ શીખવું પડ્યું. એ ભાષાનો બોજો અકાળે અને કૃત્રિમ રીતે માથે આવ્યો એમ મને લાગે છે. એમ ન થવું જોઈએ એમ હું માનું છું. અને છતાં અંગ્રેજી ભાષાને કારણે એક વિદેશી ભાષા શીખવી પડી એ સરવાળે લાભ જ હતો એમ પણ હું માનું છું. એની લિપિ અલગ તથા અણઘડ; અને ઉચ્ચારણ વિચિત્ર. એ તો મને તે વખતે પણ એ ભાષાના 'પછાત-પણાનું લક્ષણ' લાગતું. પણ અંગ્રેજી ભાષાનું વ્યાકરણ મને ખૂબ ગમ્યું. અંગ્રેજીમાં લખતાં શીખવાનો આગ્રહ મને અણગમતો ન હતો. સંસ્કૃતમાં લખવાનો આગ્રહ કેળવણીમાં નામમાત્ર હતો. છતાં મને એ પ્રયત્ન પણ ગમતો. પણ આ બધું સ્વભાષામાં લખવાની પ્રવૃત્તિ માટે પૂર્વતૈયારી જેવું હતું. અનુવાદનું તો ઠીક પણ સ્વતંત્ર રીતે વિચારો ઘડી અસરકારક શબ્દોમાં ગોઠવવા એ મને ખૂબ જ ગમતું. નિશાળમાં આને નિબંધલેખન કહેતા.

મને યાદ છે કે શિક્ષકો પ્રથમ દસવીસ મરાઠી વાકયો લખાવે, ને પછી કહે, આનું અંગ્રેજી કરી લાવો. બીજા વિદ્યાર્થીઓ કરતાં મારામાં ભાષા ઉપર વિશેષ પ્રભુત્વ હતું એમ નહીં, પણ અનુવાદની પ્રવૃત્તિ મને ખૂબ ગમતી. પરિણામે શિક્ષકો જ્યારે મરાઠી વાકય લખાવે ત્યારે હું એ લખી લેવાને બદલે તરત જ મનમાં એનું અંગ્રેજી કરી એ જ લખી નાખતો. બધા વિદ્યાર્થીઓ આમ વીસ

મરાઠી વાક્યો લખી કાઢે ત્યારે મારું તો અંગ્રેજી ભાષાંતર જ તૈયાર હોય. ઉતાવળે લખતાં એકાદ શબ્દની ભૂલ થઈ હોય અથવા કોઈ બીજો સારો શબ્દ સૂઝે એ શબ્દ ફેરવી મારું ભાષાંતર શિક્ષકને બતાવું. શિક્ષક ને વિદ્યાર્થીઓ બંને ચકિત થતા. શિક્ષક પૂછે 'પણ મરાઠી ક્યાં છે?' હું કહું: 'એની જરૂર શી?' મારી પ્રતિષ્ઠા વધી.

આના પછી હાઈસ્કૂલમાં નિબંધલેખન કર્યા બાદ જ્યારે કૉલેજમાં ગયો ત્યારે ભાષા, વિચાર અને સાહિત્યમાં મને અનોખો રસ પડવા લાગ્યો અને મારી આગળ ભાષાના અનેક નમૂના હોવાથી એમાંથી કઈ શૈલી સારી એનું ચિંતન કરવું પડ્યું.

એ જમાનામાં અંગ્રેજીમાં વાંચવું-લખવું એને જ મહત્ત્વ હતું. પણ એની વાત મારે અહીં કરવી નથી. હું તો વિચાર-પ્રચાર, જ્ઞાનનું ચિંતન અને સંસ્કૃતિનું ઘડતર એ દૃષ્ટિએ જ મરાઠીમાં નિબંધ લખવા લાગ્યો, તે વખતની શૈલીનો થોડો ઉલ્લેખ અહીં કરવા માગું છું.

મરાઠીમાં વચ્ચે અંગ્રેજી શબ્દ વાપરવા એ તો મને નામોશી જેવું લાગતું. સ્ટેશન જેવો શબ્દ મરાઠીમાં લેવામાં મને વાંધો ન હતો. એને માટે યોજાતા કૃત્રિમ શબ્દો ટકવાના નથી એ પણ હું જાણતો હતો. જોકે વિનોદ તરીકે કૃત્રિમ શબ્દો ઉપજાવવામાં મને રસ પડતો. એમાંથી કોઈ સારો શબ્દ સમાજ લે અને ચાલવા માંડે તો મને વિજયાનંદ થતો છતાં અમુક શબ્દો અંગ્રેજીમાંથી લેવાય તોપણ સરવાળે મરાઠી જ રહેવી જોઈએ, એની પાસે પોતાના પારિભાષિક શબ્દો હોવા જ જોઈએ, એ વિશે મારો આગ્રહ કાયમ હતો.

અંગ્રેજી ઢંગની વાક્યરચના સામે તો મને સખત અણગમો હતો; અને છતાં અંગ્રેજી ઢબે વિચાર કરવાની અને વિવેચન ગોઠવવાની ટેવ પડી હતી એનો મને વસવસો ન રહેતો. મારી આગળ મુખ્ય સવાલ એ હતો કે મરાઠી ભાષા પ્રૌઢ અને સમર્થ શૈલીમાં લખવી હોય તો એમાં સંસ્કૃત શબ્દો આણવા જોઈએ. સંસ્કૃતમાં ગૂઢમાં ગૂઢ વિચાર પણ વ્યક્ત કરવાની ઉત્તમ શક્તિ અને પ્રૌઢિ છે એ હું જાણતો હતો. મરાઠીના કેટલાક સારા સારા લેખકો સંસ્કૃતપ્રચુર શૈલી વાપરતા તે મને ગમતી. તે વખતે મોઢે કરેલી એક આર્યા મને હજી યાદ છે. એમાં શિખામણ હતી, બોલવાની ભાષા વિશે; છતાં નિબંધલેખનમાં પણ એ જ શૈલી મને સારી લાગતી.

बद्धर्थ, जन-मनोहर, अल्पाक्षर, मधुर, सत्य बोलावें।
ज्या सद्-वाक्य श्रवणं श्रोत्यांचे चित्त (शिर हि) डोलावें ।।

જેને સંસ્કૃત આવડે અને ખાસ કરીને સંસ્કૃતની મદદથી સારા સારા મીઠા મીઠા સામાજિક શબ્દો બનાવતાં આવડે તેની મરાઠીશૈલી, ઉપરની આર્યાના આદેશો પ્રમાણે, રસિકમાન્ય થવાની જ.

આ જાતની શૈલી કેળવવાનો પ્રયત્ન કર્યા પછી એક વિચારે મનમાં તોફાન શરૂ કર્યું. 'હું લખું છું તે શું મારા જેવા જ સંસ્કૃત અને અંગ્રેજી જાણનારા સુશિક્ષિત અને સંસ્કાર-રસિક લોકોને માટે લખું છું? અને એમનામાં જ પ્રતિષ્ઠા

મેળવવા માગું છું? કે જેમની કરોડોની સંખ્યા છે, જેમના પરિશ્રમથી હું જીવું છું અને સમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન મેળવી બેઠો છું, અને ખાસ કરીને જેમના ઝનૂન વગર આઝાદી મળવાની નથી તે સામાન્ય જનતાને અદ્યતન પૌષ્ટિક વિચાર ખવડાવવા માટે લખું છું?' વિદેશી રાજ્ય તળે જીવીએ છીએ. એમની પ્રતિષ્ઠા તળે દબાયેલા રહીએ છીએ, તેઓ આપણને ચૂસે, અપમાનિત કરે તો તે યોગ્ય જ છે એમ માની નભાવી લેવું એ જ્યારે અસહ્ય થવા લાગ્યું ત્યારે મારા બધા આદર્શો મારે બદલવા પડ્યા અને સંકલ્પ થયો કે મરાઠીમાં લખું તો મહારાષ્ટ્રની સામાન્ય જનતા સમજી શકે એવું જ મારે લખવું જોઈએ. એ તો મન સાથે નક્કી થયું, પણ જનતા કેવળ 'સમજે' એટલું જ શા કામનું? મારું લખાણ વાંચીને જનતામાં નવો પ્રાણ પ્રકટે ને તે પરાક્રમ કરવા તૈયાર થઈ જાય એ જાતની પ્રભાવશાળી શૈલી મારે લખવી જોઈએ. એ નિર્ણય પર હું આવ્યો.

એ નિર્ણય સાથે હું તપાસ કરવા લાગ્યો કે જનતા પાસે પોતાની ભાષાની મૂડી કેટલી છે? અને કઈ જાતની છે? મેં જોયું કે મહારાષ્ટ્રની જનતાએ મહારાષ્ટ્રનો ઈતિહાસ પણ હજી બરાબર જોયો નથી. છતાં અમુક ઈતિહાસ પ્રજામાં પરંપરા દ્વારા જીવતો છે. અને એ ઈતિહાસ અમુક આચરણ પ્રેરે પણ છે. એ ઈતિહાસમાંની અને પોતાની જાતિના અભિમાનમાંની દરેક માણસે અમુક ટેક કેળવેલી હોય છે. અમારાથી અમુક કામ ન જ થઈ શકે, અમુક આચરણ કર્યે જ છૂટકો, એ અમારી ટેક છે એમ લોકોને બોલતાં સાંભળી મને થતું કે આ મૂડીનો ઉપયોગ કરવા જેવો છે. વળી જનતાના જીવનમાં ઊતરી ગયેલી બીજી સંસ્કૃતિ તે સંત સંસ્કૃતિ. શાસ્ત્રી પંડિતો અને ધર્માચાર્યો વર્ણાશ્રમની વાતો કરી એક સંસ્કૃતિને ટેકો આપે છે. જ્યારે વિવિધ જાતિમાંથી પેદા થયેલા સંતો બીજી જાતની સંસ્કૃતિના હિમાયતી છે. એ બે વચ્ચે અંદરનો વિરોધ ગમે તેટલો હોય, એ બે મળીને સરવાળે આપણી પરંપરાગત મૂડી બને છે. એ ખોઈ નાખીશું તો આપણે સંસ્કૃતિદરિદ્રી થઈશું. એ નિર્ણય ઉપર પણ હું આવ્યો. અને આપણા સમાજની સામાજિક નબળાઈ બરાબર જાણતો હોવાથી સંસાર-સુધારો અને રાજકીય સ્વાતંત્ર્ય એ જ આદર્શ લઈને મેં જનતા માટે લખવાનું શરૂ કર્યું.

એમાં સંતોની ભાષામાં સંસ્કૃત શબ્દો આવતા પણ તે મોટે ભાગે ધર્મપરિભાષાના શબ્દો હતા; એમની સાહિત્યિક શૈલી સંસ્કૃત પ્રભાવિત ન હતી; પણ જનતાની રોજના વ્યવહારની જ ભાષા તેઓ પસંદ કરતા હતા; એ બધું જોઈ મેં મન સાથે નક્કી કર્યું કે સંસ્કૃતના શબ્દો લોકસુલભ હોય તો તે જરૂર વાપરવા; પણ સંસ્કૃતપ્રચુર શૈલી ગમે તેટલી પ્યારી અને આદરણીય હોય તોપણ તેનો આગ્રહ છોડી દેવો.

ઉચ્ચ શિક્ષણના કૉલેજના દિવસોમાં જે વિચારો બંધાયા તે આજની ઢબે મનોમંથનમાં આપી દેવા એ મૂળ વિચાર. પણ ત્યાર પછીનું ચિંતન અને એની દલીલોમાં

ઊતર્યા વગર આજની મારી ભૂમિકા શી છે એ પણ મનોમંથનમાં ટૂંકાણમાં આપવું જોઈએ એમ મને લાગે છે. તેથી આજકાલ હું કહું છું કે જૂની ભાષામાં આપણી ધર્મપરંપરા, આપણો ઈતિહાસ અને આપણી સાર્વભૌમ લાગણીઓ છે; એની પાછળ ભૂતકાળની સમૃદ્ધિ છે. એના પ્રત્યે આપણે મૂડીની ભાવના કેળવીએ, પણ એને ગુરુસ્થાને ન રાખીએ. ધર્મગ્રંથો, ધર્માચાર્યો, સંતો ને મહાત્માઓ એ સૌ પ્રત્યે આદર રાખીએ, પણ પોતાની સ્વતંત્ર બુદ્ધિ મારી નાખવા જેટલા એમના આંધળા દાસ ન થઈએ. પૂર્વજો સર્વજ્ઞ હતા, એમની વાતો બ્રહ્મવાક્ય ન માનીએ તો અધઃપાત થાય, એ જાતની લાગણીનો હું વિરોધ કરું છું. જૂની મૂડીમાંથી આજે જે પોષક હોય તે જ સ્વીકારવું. એને આજની સ્થિતિને અનુકૂળ રૂપ આપવું ને ભૂતકાળની કલ્પનામાં પણ ન હોય એવો સમર્થ ભવિષ્યકાળ રચવાની હામ ભીડવી, એ જાતનો નિર્ણય થયો હોવાથી એની અસર મારી શૈલી પર પણ પડવા લાગી છે.

## ૩૪. લજપતરાયની હદપારી અને મારું વ્રત

મેં લખ્યું જ છે કે લાલ(લજપતરાય), બાલ(ટિળક)ને પાલ(બિપિનચંદ્ર) તે જમાનાની અમારી રાજદ્વારી ભક્તિની ત્રિમૂર્તિ હતી. લજપતરાયને એક વાર હું મુંબઈની હોટેલમાં જઈ મળ્યોયે હતો. એક દિવસે છાપામાં વાંચ્યું કે અંગ્રેજ સરકારે પંજાબના નેતા લાલા લજપતરાય અને સરદાર અજિતસિંગ બે જણને પકડીને કોર્ટમાં એમના ઉપર કેસ કર્યા વગર એક ભુલાઈ ગયેલ કાયદાને જોરે છ વર્ષની સજા કરી છે. દેશમાં એની ભારે હો-હા થઈ.

છાપાંવાળાઓ અને દેશના નેતાઓ બોલ્યા અને લખ્યું કે "કોઈ પણ માણસે ગુનો કર્યો હોય તો સરકાર એને ન્યાયાધીશ આગળ ખડો કરે; ન્યાયાલયમાં એનો ગુનો સાબિત થાય અને ન્યાયાધીશ એને સજા કરે તો અમે સમજી શકીએ; પણ આ તો સરકારની આપખુદી છે. બસ, સરકારને લાગ્યું કે અમુક માણસ સમાજની અથવા સરકારની સલામતી માટે જોખમકારક છે એટલે કશી તપાસ વગર, કોર્ટમાં પુરાવા દાખલ કર્યા વગર, અને ન્યાયાલયમાં ગુનો સાબિત થયા વગર તે કોઈની સ્વતંત્રતા છીનવી લે એ 'નાગરિકોના જન્મસિદ્ધ અધિકારો ઉપર હડહડતું આક્રમણ' છે. આ તો કેમ સહન કરાય." આખા દેશમાં 'ઘોર' આંદોલન ચાલ્યું. મારા મન પર એની ઊંડી અસર થઈ પણ છાપાંવાળાઓની અને નેતાઓની દલીલોની મારે મન કશી કિંમત ન હતી.

હું કહેતો કે "વિદેશીઓનું રાજ્ય છે ને આપણે એમના ગુલામ છીએ એ સ્થિતિમાં, નાગરિકોના હકોની વાત કરી અંગ્રેજોના રાજ્યનું પ્રથમ સમર્થન કરીએ. અને પછી એમને કહીએ કે 'તમારા કાયદા પ્રમાણે સજા કરો તો અમે સમજીએ;

કોર્ટમાં ખેંચ્યા વગર માણસને સજા કરો એ તો અસહ્ય છે' એ દલીલ મારે ગળે ઊતરતી નથી."

મારે મન અપમાન એટલું કે આપણા આવડા મોટા લોકમાન્ય, માનીતા, ચારિત્ર્યશીલ દેશભક્તને સરકાર સજા કરવાની હિંમત કરે છે અને આપણે એમની સામે કશું કરી શકતા નથી! એ આપણી નબળાઈ અને લાચારી અસહ્ય છે. આખા દેશમાં ચાલેલા એ આંદોલન સાથે મારો આવો તાત્ત્વિક અને મૌલિક મતભેદ હોવા છતાં મારા મન પરનો આઘાત ઓછો ઊંડો ન હતો. મારે શું કરવું એ સૂઝે નહીં. એટલે મેં એ જ ક્ષણે એક વ્રત લીધું કે આજથી છ વર્ષ સુધી હું ખાંડ નહીં ખાઉં.

આથી મારી તબિયત ઉપર માઠી અસર થવાની નથી, એટલે મેં કોઈ આંધળું પગલું ભર્યું એમ કહેવાય નહીં. મારા ખાંડ નહીં ખાવાથી સરકારને મળતા કર ઓછા થવાના છે એમ કાંઈ હતું નહીં. પણ દિવસ-રાત મને સ્મરણ રહે કે આપણે ગુલામ છીએ અને અંગ્રેજોને ભારતના લોકોના અસંતોષની કશી બીક નથી. જ્યાં જાઉં ત્યાં લોકો જમવાનું કહે ત્યારે મારે છ વર્ષના વ્રતની વાત સમજાવવી પડે, એ એક રીતે મારે માટે અને સમાજ માટે સારી કેળવણી હતી.

જ્યારે છ વર્ષ પૂરાં થયાં ત્યારે દેશમાં અને મારા જીવનમાં ભારે ફેરફાર થઈ ગયો હતો. કૉલેજ છોડીને મેં ક્રાંતિકારી દલમાં પ્રવેશ કર્યો હતો, પત્રકારત્વમાં પડયો હતો, રાષ્ટ્રીય શિક્ષણના પ્રયોગો ચલાવ્યા હતા, લડાઈઓ અંગેનું થોડું સાહિત્ય વાંચ્યું હતું, આધ્યાત્મિક સાહિત્યનું પણ ઠીક ઠીક પરિશીલન કર્યું હતું, પત્ની અને બાળકોને છોડીને હિમાલયમાં ગયો હતો, ત્યાંની સાધના પૂરી કરી સાધુને વેશે દેશમાં થોડું ફર્યો હતો.

અને મને યાદ છે તે પ્રમાણે જે દિવસે મારી છ વર્ષની મુદત પૂરી થઈ ત્યારે હરદ્વાર પાસે કનખલમાં રામકૃષ્ણ મિશનના એક સેવાશ્રમમાં પહોંચ્યો હતો. તે દિવસે એમનો કોઈ ઉત્સવ હતો અને બંગાળી રિવાજ પ્રમાણે અનેક મીઠાઈ-ઓ કરી હતી. તે દિવસે જ્યારે મીઠાઈઓ મોઢામાં નાખી ત્યારે ભારે આશ્ચર્ય થયું કે ખાંડનું ગળપણ આટલું આકર્ષક હોતું હશે! આ છ વર્ષોમાં કોક કોક વખતે મેં ગોળ ખાધો હતો. એનો વાંધો ન હતો. એટલે ગળ્યું મેં કશું ખાધું ન હતું એમ કહી ન શકું. પણ તે દિવસે ખાંડની મીઠાઈઓ ખાતાં જાણે કાંઈક નવા જ અપરિચિત સ્વાદનો હું અનુભવ કરું છું એટલું આશ્ચર્ય થયું હતું.

ખાંડ ન ખાવી એ નિયમ મામૂલી હતો. ઘરબાર છોડીને સંન્યસ્ત જીવન ગાળવું એ તો પ્રમાણમાં આકરું પગલું હતું. તેથી ખાંડ શરૂ કરીને જીવનમાં હું ઊતર્યો છું એવો પશ્ચાત્તાપ જાગવાનું કારણ ન હતું. જો મારું વ્રત સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી ખાંડ ન ખાવાનું હોત તો તે વ્રત મેં જરૂર પાળ્યું હોત. પણ મારું વ્રત લાલા લજપતરાયને કારણે અને છ વર્ષનું જ હતું. અને સ્વરાજ્ય પ્રાપ્તિને અર્થે વધારે આકરો ત્યાગ હું કરી ચૂકયો હતો. એટલે તે દિવસે મનમાં કોઈ વિષાદ ન હતો.

# ૩૫. સાંગલી રાજનાં સ્મરણો

બેલગામ (બેળગાવ) અને શાહપુર બે સુંદર શહેરો. એમની વચ્ચે એકાદ માઈલનું અંતર ભાગ્યે જ હશે, છતાં બેળગાવ એક બ્રિટિશ જિલ્લાનું મુખ્ય શહેર અને શાહપુર સાંગલી રાજ્યનું એક ધની શહેર. અમે રહીશ શાહપુરના, એટલે અમે લોકો સાંગલી રાજ્યની પ્રજા. સાંગલી રાજ્ય કોંકણસ્થ બ્રાહ્મણ જાતિના એક લડાયક સરદારનું રાજ્ય. અમારા નાનપણમાં એના વૃદ્ધ રાજાની અનેક વાતો સાંભળીએ.

હું કૉલેજમાં ગયો એ અરસામાં સાંગલીના એ વૃદ્ધ રાજાનો દેહાંત થયો. અંગ્રેજોએ તેના જ કુળના પણ ગરીબ ઘરના એક છોકરાને ગાદીએ બેસાડયો. એ ઉંમરે નાનો, એટલે વહીવટ અંગ્રેજોએ પોતાના એક અધિકારીને સોંપ્યો. એમનું નામ અચ્યુતરાવ દેસાઈ. બાહોશ માણસ. રાજ્ય ચલાવવામાં હોશિયાર અને અંગ્રેજોને રાજી પણ રાખે.

દેસાઈએ જોયું કે જૂના રાજ્યના હિસાબનું કશું ઠેકાણું નથી. એ સ્થિતિ જો પોતે ન સુધારે તો રાજ નવી ઢબે ચાલે નહીં.

એ જ અરસામાં મારા પિતાશ્રીએ બ્રિટિશ નોકરીમાંથી પેન્શન લીધું હતું. એમણે આખી જિંદગી મુંબઈ ઈલાકાના અનેક જિલ્લાઓના કલેક્ટરોના હેડ ઍકાઉન્ટન્ટ તરીકે કામ કરેલું. હિસાબની આંટીઘૂંટીઓ બધી બરાબર જાણે. એ પદ્ધતિ સાંગલી રાજ્યમાં દાખલ કરાય તો નાણાંની વ્યવસ્થા સંતોષકારક થઈ શકે એમ લાગવાથી દેસાઈએ પિતાશ્રીને સાંગલી રાજ્યમાં ટ્રેઝરી ઑફિસર તરીકે કામ કરવા બોલાવ્યા. જે રાજ્યના પોતે રહીશ તેની સેવા કરવા માટે આવેલા આમંત્રણને ના કેમ પડાય? પિતાશ્રી સાંગલી જઈને રહ્યા અને એમણે નવી પદ્ધતિથી હિસાબ રાખવાનું આખું તંત્ર ગોઠવી આપ્યું. જૂના લોકો જૂની ઢબથી ટેવાયેલા. એ પદ્ધતિમાં કેટલાક લોકોનો અંગત સ્વાર્થ પણ સધાતો હતો, એટલે તેમણે નવી પદ્ધતિનો વિરોધ શરૂ કર્યો પણ એને ગણકાર્યા વિના મારા પિતાશ્રીએ તટસ્થભાવે છતાં દૃઢતાથી આખા રાજ્યનું હિસાબનું નવું તંત્ર ગોઠવી આપ્યું. દેસાઈને સંતોષ થયો. એમની પછીથી આવેલા ગોરા અમલદારને પણ મારા પિતાશ્રીના કામથી ઘણો સંતોષ થયો. સ્થાનિક લોકોનો વિરોધ પણ ધીમે ધીમે શમી ગયો અને બધું ઠેકાણે પડયું.

હવે એ જ અરસામાં હું કૉલેજમાં ભણતો હોવાથી રજાના દિવસોમાં હું સાંગલી જાઉં. દોઢબે મહિના, અથવા ક્યારેક વધારે, સાંગલીના વાતાવરણનો મને લાભ મળતો. પિતાશ્રી પાસેથી ત્યાંની પરિસ્થિતિ વિશે વિગતવાર જાણવા મળતું. પછી પિતાશ્રી પણ રિપોર્ટો લખવામાં અને કેટલાક મહત્ત્વના કાગળો લખવામાં

મારી મદદ લેતા. આ રીતે રાજ્યતંત્રની કેટલીયે આંતરિક વસ્તુઓ હું વિગતવાર જાણી શક્યો.

પણ વિશેષ લાભ તો રોજ સવારે નાહીધોઈ નાસ્તો કરી ત્યાંના જાહેર પુસ્તકાલયમાં છાપાં વાંચવા જતો ત્યાંથી મને થયો. ત્યાં દેવલ કરીને એક વૃદ્ધ વિદ્વાન સાહિત્યરસિક વકીલ પણ આવતા. તેમની ને મારી વચ્ચે વયનું ઘણું અંતર છતાં સરખી ઉંમરના દોસ્ત સાથે ચર્ચા કરતા હોય એવી રીતે એ મારી સાથે અનેક વિષયોની ચર્ચા કરે. મતભેદ થાય તો સામસામી દલીલો કડક રીતે રજૂ કરીએ અને હસી પડીએ.

પછી તો ધીમે ધીમે એ પુસ્તકાલય સવારના વખતમાં એક વાદવિવાદ-મંડળ જ બની ગયું. કેટલાક લોકો તો ખાસ એમાં ભાગ લેવા માટે જ આવતા. સંસારસુધારો, સાહિત્યચર્ચા, ધાર્મિક રૂઢિઓ આદિ અસંખ્ય વિષયો ત્યાં છેડાતા. કોક વાર શબ્દશાસ્ત્રમાં પણ ઊતરી પડીએ.

કૉલેજની સ્ટુડન્ટસ ડિબેટિંગ સોસાયટી (વિદ્યાર્થીવાદ-સભા) કરતાં પણ સાંગલીના પુસ્તકાલયની ચર્ચાથી મને વધારે લાભ થયો.

સાંગલીમાં ગાળેલા દિવસોમાં ત્યાંના બે અમલદારો સાથે મારો થોડોઘણો પરિચય થયો. એ પિતાશ્રીના બરોબરિયા, એટલે એમની સાથે વિનયપૂર્વક જ વાતો થતી. એમનો ઉલ્લેખ અહીં ન કરત, પણ એ બંને જણા સરકારી નોકરી છોડી નામદાર ગોખલેની સર્વન્ટ્સ ઑવ ઈન્ડિયા સોસાયટી(ભારત સેવક સમાજ)માં દાખલ થયેલા અને એ પછી તો એમનો અને મારો સંબંધ ખૂબ વધ્યો.

એમાં એક હતા ડૉ. દેવ. એ તો આગળ જતાં ગોખલેની સોસાયટીના મુખ્ય વ્યવસ્થાપક થયેલા. અને બીજા અમલદાર, જે એન્જિનિયર હતા, એ ગુજરાતી હોવાથી ગોખલેએ એમને જાહેર સેવા કરવા ગુજરાતમાં મોકલ્યા, તે હતા અમૃતલાલ વિ. ઠક્કર – આપણા ઠક્કરબાપા. સાંગલીની એ સહેજસાજ ઓળખાણનો લાભ લઈ તેઓ ગુજરાતમાં આવ્યા બાદ એમની સાથે ઠીક ઠીક સંબંધ બાંધ્યો. મારા સ્નેહીશ્રી મામા ફડકે મારા જ આગ્રહને કારણે વડોદરા રાજ્યમાં સેવાનું કામ કરતા હતા. તેઓ અમદાવાદમાં ગાંધીજીનો આશ્રમ શરૂ થતાં એમાં દાખલ થયા. અને પછી એમણે ગોધરામાં એક હરિજન સેવાશ્રમ શરૂ કર્યો. ઠક્કરબાપાએ પણ હરિજન કામને જ પોતાની ઉત્તમ સેવા આપી. બાપા સાથે અવારનવાર કામ કરવાની તક મળે ત્યારે ખરેખર ઘણો આનંદ થતો અને કોક વાર અમે સાંગલીના દિવસો પણ યાદ કરતા.

સાંગલીનાં સંસ્મરણો આમ નોંધી રાખું અને ત્યાંની કૃષ્ણા નદીમાં સ્નાનાનંદ માણ્યાનો ઉલ્લેખ ન કરું તો કેમ ચાલે? કૃષ્ણા તો ગોદાવરી સાથે મહારાષ્ટ્રની મુખ્ય નદીઓમાં ગણાય. ભીમા નદી પણ એટલી જ મહત્ત્વની, પણ આ બે કરતાં નાની. એનું મહત્ત્વ પંઢરપુરને કારણે વધ્યું.

ડૉ. દેવ અને એન્જિનિયર ઠક્કર બંને જણા સાંગલી રાજ્યના મોટા હોદ્દા ઉપર હતા. પરિણામે સામાજમાં એમની પ્રતિષ્ઠા પણ ઉત્તમ. પોતપોતાની ઢબે સમાજની સેવા પણ ઉત્તમ કરી. રાજ્યની નોકરી એટલે આવક પણ સારી. આવું બધું છોડી આ બંને જણા નામદાર ગોખલેની સર્વન્ટ્સ ઑવ ઈન્ડિયા સોસાયટી-માં જોડાયા એની મારા મન ઉપર ભારે અસર થઈ; બધી સગવડો અને પ્રતિષ્ઠાનો મોહ છોડી એમણે ત્યાગમય જીવન પસંદ કર્યું એથી એમાં જ જીવનની સાર્થકતા છે એમ મારા મનમાં ઠસી ગયું. પુસ્તકાલયમાં બેસીને અનેક ચર્ચાઓ કરતાં મનની (બુદ્ધિ અને ભાવનાની) જાગૃતિ તો થઈ હતી, પણ પોતાના જીવનનું શું કરવું એના મનોમંથનમાં દિશા જડતી ન હતી. તે આ બે દાખલાઓમાંથી સહેજે જડી.

પણ એ રસ્તે જવાનું મન ન થયું. એનું એક જ કારણ. મને થતું કે આ તો સંતજીવનની સાર્થકતા ગણાય; ને મારે ક્રાંતિકારી થવું છે. સંતજીવનમાં સંપત્તિ, સુખસગવડો અને પ્રતિષ્ઠાનો ત્યાગ આવી જાય છે, સત્તા-અધિકારનો પણ ત્યાગ રહેલો છે; પણ પ્રાણાર્પણ એ વસ્તુ નોખી જ છે.

દેશ પરતંત્ર છે. એને સ્વતંત્ર કરવા માટે આજની સ્થિતિમાં કેવળ સેવાથી સફળતા નહીં જ મળવાની, પણ દેશને સ્વતંત્ર કરવામાં ફાંસીએ જવાની તક મળે તો એ ખરેખરો પૂર્ણ ત્યાગ હશે. 'નવા સંત' થઈને સેવા કરનારા લોકો તો દેશને ગમે તેટલા મળશે, પણ પ્રાણાર્પણ કરવાની તૈયારીવાળા કેટલા હશે? આ જાતનું મનોમંથન ઉત્કટ થયું.

# ૩૯. બહાદુરીની કસોટી

કૉલેજના દિવસોનો એક મજાનો અનુભવ મારે આપવો જ જોઈએ. એને વિશે આના પહેલાં કોઈ ઠેકાણે લખ્યું હોય તો અત્યારે યાદ નથી આવતું. બેવડાય તો વાંધો નથી.

કૉલેજના છાત્રાલયમાં રહેનાર અમે વિદ્યાર્થીઓ પૂના તરફના રસ્તા ઉપર ફરવા જઈએ. એમાં મજા શી? પણ જો પાસેની ટેકરી પર ચડીને આમતેમ ખૂબ ફરીએ તો એમાં કસરત પણ ખરી અને કાવ્ય પણ ખરું. છાત્રાલયમાંથી નીકળી ટેકરી પર ચડીએ ત્યાં વચમાં એક મોટી કરાડ આવતી. એ ટાળીને ચડવાનું. બહુ જોખમકારક નહીં, પણ જો પગ લપસ્યો તો કરાડ પરથી સીધા નીચે પડીને કપાળ-મોક્ષ જ થવાનો!

એ દિવસોમાં અંગ્રેજો સામે ગુપ્ત કાવતરાં કરવાની અને બહાદુરીનાં કામો કરવાની વાતો ખૂબ ચાલતી. એટલે કેટલાક વિદ્યાર્થીઓ અતિશયોક્તિભર્યાં સંભાષણો કરે, તો કેટલાક બીજા એવા 'વાચિવીરો'ની ઠેકડી કરે. અને દાવો કરે કે 'કરે

તે બોલે નહીં.'

એક દિવસ એવા બે-ત્રણ સાથીઓ મને કહેવા લાગ્યા: 'આપણે આપણી હિંમતની કસોટી કરવી જોઈએ. રાત્રે જમ્યા પછી સાવ અંધારામાં પેલી ટેકરી પર ફરવા જઈએ અને પાછલી બાજુથી ટેકરી ઊતરીને પાછળના સર્વન્ટ્સ ઑવ ઇન્ડિયા સોસાયટીના રસ્તે પાછા આવીએ. 'આવશો? છે હિંમત?' મેં કહ્યું: 'રોજ સાંજે એ રસ્તે એટલા બધા ફર્યા છીએ કે ત્યાંના ખાડાટેકરાનો પૂરો પરિચય છે. સાચવવું છે પેલી કરાડનું. એમાં મને તો કશી બીક લાગતી નથી. અમે છીએ જ પહાડી લોકો. અમારે માટે એમાં ખાસ બહાદુરી જરાયે નથી.'

'ચાલો ત્યારે, આજે રાત્રે જમ્યા પછી જઈ આવીએ. બોલવા કરતાં કરી બતાવવું જ સારું ને?'

અમે ચાલ્યા. પેલી કરાડથી પણ ખૂબ ઊંચે, દૂર સુધી પહોંચ્યા. ચોમેર સાવ અંધારું હતું. એટલામાં સામી બાજુથી ત્રણચાર જણા આવતા જણાયા. અંધારામાં ચહેરા તો દેખાય નહીં. વિચિત્ર લોકો! અમારામાંથી એક જણે કહ્યું: 'આ તો પૂનામાં ચોરી કે લૂંટફાટ કરનારા ગુંડાઓ લાગે છે. હવે?'

એટલામાં તો એ લોકો અમારા ઉપર તૂટી પડ્યા. અમને નીચે પાડ્યા. એક જણ મારી છાતી પર બેઠો અને મારવા લાગ્યો. મેં કહ્યું: 'અરે, અરે! શા માટે મારો છો અમને? અમે તો અહીં ખાલી ફરવા આવ્યા છીએ. તમારું અમે શું બગાડ્યું છે?' પણ કોઈ જવાબ આપે તો ને? દરેકને થોડો માર મારી એ લોકો નાસી ગયા. અમે ત્રણે જણા ઊઠ્યા. મેં કહ્યું: 'ચાલો, આપણે હવે નક્કી કર્યા પ્રમાણે ટેકરીની પાછલી બાજુથી ઊતરી રસ્તે પહોંચી જઈએ.' પેલા બે જણા પૂછે: 'તને બહુ તો નથી વાગ્યું ને?' મેં ક્ષણ થોભીને કહ્યું: 'મને તો આમાં કાંઈક ભેદ દેખાય છે. ગુંડા હોય કે ચોર હોય તો આપણને જોઈને કાં તો નાસી જાય, અથવા માર મારી હાથપગ ભાંગી નાખે. મને જેણે પાડ્યો તેણે મને મારવાનો ડોળ તો કર્યો, હાથ જોરથી ઉગામે, પણ મારે ત્યારે નહીં જેવું વાગે. ખરે જ, આની પાછળ કાંઈક ભેદ લાગે છે.'

તેઓ હસ્યા અને કહ્યું: 'એમ ત્યારે! તું સમજી ગયો! આ અમારું તારી કસોટીનું કાવતરું જ હતું. પેલા મારનારા પણ અમારી ગુપ્ત ટોળીના જ હતા. બહાદુરીની વાતો કરનારને આમ ટેકરી ઉપર અંધારામાં લઈ આવીએ અને એની કસોટી કરીએ. નાસી જાય છે કે દયા માગે છે કે મારનારને પગે લાગે છે, એ જોઈ લઈએ. જો અમારી કસોટીમાં પાર ઊતરે તો એને અમારી ગુપ્ત ટોળીમાં લઈએ. તમે આજે પાસ થયા.'

મેં કહ્યું: 'હવે આપણે ત્રણે સાથે પાછા ન જઈએ. અલગ પડીને જવામાં જ સાવચેતી છે. હું સર્વન્ટ્સ ઑવ ઇન્ડિયા સોસાયટીને રસ્તે થઈને હૉસ્ટેલ આવી પહોંચીશ. અને અમે એ પ્રમાણે કર્યું.

હવે હું ગુપ્ત ટોળીનો એક સદસ્ય થયો. પછી એક જણ કહે: 'પેલો ઈન્દોર-વાળો નવો છોકરો ખૂબ બોલે છે. એને લઈ જઈએ. તમે બીજા કોઈને સાથે લઈને એને ઉપર લઈ આવો. પછી તમારા ઉપર અંધારામાં અમે હુમલો કરીશું.' યોજના મંજૂર થઈ. જૂની ઢબે જ અમે બે-ત્રણ જણ પેલા ઈન્દોરવાળાને સાથે લઈને ગયા. કેટલાક લોકોએ પોતાના કોટ ઊલટા પહેર્યા હતા. એક જણે પોતાનું ધોતિયું કાઢી માથે વીંટયું હતું: નીચે ફક્ત ચડ્ડી. મારનાર ટોળું આવ્યું. એમને જોતાં-વેંત ઈન્દોરવાળો જોરથી બૂમો પાડતો એકદમ નીચે દોડી ગયો. મને બીક લાગી કે કરાડ પરથી જો નીચે પડી જશે તો ભારે આફત થશે. એ તો બરાડા પાડતો છાત્રાલયમાં પહોંચી ગયો. સૂતેલા લોકો જાગીને પૂછવા લાગ્યા: 'અરે! શું થયું? શું થયું?' એણે કહ્યું: 'અંધારામાં અમે ફરવા ગયા હતા, ત્યાં ધાડપાડુઓ અમને મળ્યા. માર માર્યો એટલે હું જીવ લઈને નાસી આવ્યો છું.' કેટલાક લોકો ફાનસ લઈને ટેકરી તરફ દોડયા. થોડી હોહા ચાલી. પછી બધું શાંત થઈ ગયું. હું તો બીજે રસ્તેથી છાત્રાલયમાં આવી મારી ઓરડીમાં જઈ સૂઈ ગયો. સવારે જીવતરામ કૃપાલાની મારી ઓરડીમાં આવી પૂછે: 'રાત્રે તો ભારે તોફાન થયું. તું ક્યાં હતો?'

મેં કહ્યું: 'હું તો મારી ઓરડીમાં જ હતો.'

'જા, જા; સાચું કહે તું ક્યાં હતો? રાત્રે જ્યારે હોહા શરૂ થઈ ત્યારે તારી ઓરડી પાસે આવી મેં જોયું હતું. ઓરડી બહારથી બંધ હતી. તું અંદર હતો જ નહીં. ખરું કહે, તું ક્યાં હતો?'

'ભલે; પછીથી કહીશ. અત્યારે તો જોવા દે, શું થાય છે તે.'

છાત્રાલયના વ્યવસ્થાપક એક ફેલો હોય છે. (વિદ્યાર્થીઓમાંથી જ જે બી.એ. કે એમ.એ. ઉત્તમ રીતે પાસ થઈ નામના મેળવે છે એને કૉલેજ તરફથી ફેલો તરીકે નીમવામાં આવે છે. એ ઉચ્ચ વિદ્યાર્થી પણ ખરો, અને અધ્યાપક પણ ખરો. એમાંથી એક જણને છાત્રાલયની વ્યવસ્થા સોંપેલી હોય છે.) એ ફેલોએ પ્રિન્સિપાલ પરાંજપેને રિપોર્ટ કર્યો. પરાંજપેએ આજ્ઞા કરી કે રાત્રે કોણ બહાર ગયા હતા, કેમ ગયા હતા, એની તપાસ કરો અને ગુનેગારોને સજા કરો. એ લોકો છાત્રાલય છોડીને જાય. ઉપરાંત વધારે શી સજા કરવી તે હું જોઈ લઈશ.'

અમે કરવા શું ગયા અને થઈ ગયું શું?! હું આમાં હોઈશ એવી કોઈને શંકા પણ ન હતી, તેથી મારું નામ કોઈયે લીધું નહીં. એટલે ઠાવકું મોં લઈને હું પ્રિન્સિપાલ પાસે ગયો અને કહ્યું: 'સર, છાત્રાલયના નિયમ તોડીને અંધારી રાતે લોકો ટેકરી પર જાય એ ખોટું તો ખરું જ. હું હૃદયથી આવાં તોફાનને વખોડું છું. પણ સર, આપ એટલી તો કદર કરો કે એ લોકો પોતાની હિંમતની કસોટી કરવા ગયા હતા. સાંભળ્યા પ્રમાણે છાત્રાલયમાં બહાદુરી કેળવનાર એક મંડળી જ છે. એ લોકો આ રીતે સાથીઓને કેળવે છે અને કસે છે. બીજી બાજુ કેટલાયે છોકરાઓ રાત્રે વગર રજાએ પૂનામાં નાટક જોવા જાય છે એના કરતાં આ

લોકોનો ગુનો ઓછો ગણવો જોઈએ. જે થઈ ગયું એ થઈ ગયું. તોફાની છોકરાઓ ઉઘાડા પડ્યા. હવે એમને આકરી સજા શા માટે કરો?'

પ્રિન્સિપાલ બોલ્યા: 'તમારા જેવા સારા વિદ્યાર્થી આવા તોફાની છોકરાઓનું ઉપરાણું લો છો એનું મને આશ્ચર્ય થાય છે. પછી કૉલેજની ડિસિપ્લીન શી રીતે ટકી શકે? એક તો સરકારની ખફા નજર આ કૉલેજ પર છે જ. અમે માંડ કૉલેજની પ્રતિષ્ઠા સાચવીએ છીએ.'

'સર, હું તો આ બધું વખોડું છું. જે થાય છે એ ખોટું થાય છે એવો પ્રચાર અમે ચલાવીશું તો બધું શાંત થશે. આપ સજા કરશો તો એ લોકોનું એક વર્ષ બગડશે. એટલે જ હું આપની પાસે આવ્યો છું.'

ખેર, પ્રકરણ શાંત થઈ ગયું. ચાર દિવસ ખૂબ ચર્ચા ચાલી અને આખી વાત વિસારે પડી. કૃપાલાની મને કહે: 'બોલ હવે મને બધું કહે. પ્રથમ તો એ કબૂલ કર કે તોફાન જાગ્યું ત્યારે તું તારી ઓરડીમાં ન હતો. કોઈ પણ ઊઠે તે પહેલાં હું જાગ્યો હતો. અને સીધો તારી ઓરડીએ આવ્યો હતો.' મેં હસીને બધી વાત કહી. એને ખૂબ મજા પડી.

## ૩૭. આત્માનંદનો અનુભવ

કૉલેજનાં બીજાં સ્મરણોથી સાવ જુદું પડે એવું એક સંસ્મરણ મગજમાં મજબૂત રીતે ઘર કરી બેઠું છે. એનું મહત્ત્વ છે અને નથી. છતાં એને શબ્દબદ્ધ તો કરવું જ જોઈએ.

કૉલેજમાં મારું ગણિત સારું. કદી ૮૦ ટકા કરતાં ઓછા માર્ક ન જ મળે. કેટલાક પેચીલા દાખલા લઈ પ્રિન્સિપાલ પરાંજપે પાસે જતો અને તેઓ ખૂબ રસપૂર્વક મને તે સમજાવતા. એક જ દાખલાનો જવાબ બે રીતે કેમ આપી શકાય એ પણ તેઓ કોક કોક વાર સમજાવતા.

જ્યારે હું ઇન્ટરની પરીક્ષામાં પાસ થયો અને બી.એ.માં દાખલ થયો ત્યારે બધા એમ જ માનતા કે બી.એ. માટે હું ગણિત જ પસંદ કરવાનો. એ વિષયમાં ઢગલાબંધ માર્ક મેળવવા એ મારે માટે રમતવાત હતી. ઇન્ટરની પરીક્ષામાં હું સેકન્ડ ક્લાસમાં આવ્યો ને મને સ્કૉલરશિપ મળી, એટલે ગણિત વિષય લેવો એ મારે માટે અપરિહાર્ય હતું. આથી જ્યારે હું પ્રિન્સિપાલ પરાંજપેને મળવા ગયો ત્યારે ઉત્સુકતાથી તેમણે પૂછ્યું: 'બી.એ. માટે ઐચ્છિક વિષય કયો લેવાના છો?' એમને ખાતરી હતી કે હું ઉચ્ચ ગણિત જ લઈશ. પરંતુ એમના મોં પરની અપેક્ષા ને ઉત્સુકતા જોવા છતાં મેં ઠંડે પેટે કહ્યું: 'હું તો તત્ત્વજ્ઞાનનો વિષય લેવાનો છું!' એ દિવસોમાં એ વિષયનું નામ હતું લૉજિક ઍન્ડ મૉરલ ફિલૉસૉફી—તર્ક અને નૈતિક દર્શન, પ્રિન્સિપાલને આશ્ચર્ય થયું. છતાં બોલ્યા નહીં. ઠંડે પેટે બીજી વાતો

કોઈ કાળે ઊગી નથી, અને ઊગી હશે તો તેમાં આપણે કોઈ કાળે ફાવ્યા નથી. વિદેશી રાજ નિભાવી લેવાનું આપણને ફાવી ગયું છે. આવડું મોટું રાષ્ટ્ર મુઠ્ઠીભર વિદેશી લોકોના રાજ્ય તળે દબાયેલું રહે છે, એની શરમ લોકોને કોઈ કાળે અસહ્ય થઈ હોય એમ લાગતું નથી. આપણા ઈતિહાસનો સાર ધ્યાનમાં લેતાં મનમાં હમેશાં મૂંઝવણ જ રહી છે. આપણો ધર્મ, આપણી સંસ્કૃતિ ને આપણી પરિસ્થિતિ પણ સૂચવે છે કે આસેતુહિમાચલ આ દેશ એક છે, એક રહેવો જોઈએ. આપણી સંસ્કૃતિનું એક ખાસ વૈશિષ્ટ્ય છે જે હજારો વર્ષો થયાં આપણે બરાબર સાચવી શક્યા છીએ. એ વૈશિષ્ટ્ય માગે છે કે, આખો દેશ એના બધા પહાડો અને નદીઓ ભારપૂર્વક કહે છે કે, આ દેશ એક અખંડ અને સ્વાધીન રહેવો જોઈએ એ લાગણી આખા દેશમાં બધે ફેલાયેલી છે, અપરિહાર્ય લાગે છે, અને છતાં લોકો એને માટે કશો ત્યાગ કે બલિદાન આપવા તૈયાર નથી. જાણે લોકોને દેશની એકતાની અને સ્વતંત્રતાની પડી જ નથી. 'જે કોઈ જોરાવર હશે એની આણ સ્વીકારીશું, એના રાજ્ય તળે સંતુષ્ટપણે રહીશું.' એવું વિદેશી રાજ્ય આપણા ઉપર કાયમનું થાય, મજબૂત થાય એને માટે રાજ્યકર્તાઓને મદદ કરવા પણ આપણે તૈયાર રહીએ છીએ. આપણા પરના વિદેશી રાજ્ય વતી આપણે લડ્યા પણ છીએ; અને વિદેશી લોકોએ એ 'સ્વામીનિષ્ઠા' માટે આપણી કદર પણ કરી છે.

આપણે ગમે તેની નોકરી કરવા તૈયાર, અને નોકરી સ્વીકાર્યા પછી 'સ્વામીનિષ્ઠા'નો આદર્શ પણ આપણે સહેજે માન્ય કરી શકીએ છીએ. હું કોઈનો નોકર થાઉં તો એ મને પગાર-મહેનતાણું આપે છે અને હું એને સેવા આપું છું. એટલે ખરું જોતાં બંને સરખા. હું દુકાનમાં જઈને માલ ખરીદી લઉં તો હું દુકાનદારનો ઉપકારકર્તા ન ગણાઉં અને દુકાનદાર પણ મારો ઉપકારકર્તા ન ગણાય. એ જ ન્યાય સરકારી કે ખાનગી નોકરીમાં લાગુ કેમ નથી પડાતો એ જાતની શંકા મારા મનમાં અનેક વાર ઊઠતી. અને છતાં 'જેની પાસે મકાન છે, જમીન છે, મૂડી છે એ શ્રેષ્ઠ છે, એ માલિક ગણાય અને એ આપણી પાસેથી સેવા લઈ આજીવિકા આપે છે માટે આપણે એના આશ્રિત' એ ભેદ પરાપૂર્વથી ચાલતો આવ્યો છે. માલિક પોતાના સ્વાર્થ પ્રમાણે મને નોકરીએ રાખે અથવા ગમે ત્યારે કાઢી મૂકે. હું પણ એને ગમે ત્યારે છોડી શકું. અને છતાં હું નોકરીમાં હોઉં ત્યાં સુધી એ મારો સ્વામી અને હું એનો 'માણસ', સેવા આપવા ઉપરાંત નિષ્ઠા પણ આપવાને હું બંધાયેલો, એ તો સર્વમાન્ય વસ્તુ ગણાય છે. બધા સ્વામીનિષ્ઠાની અપેક્ષા રાખે. એના બદલામાં સ્વામી પાસેથી સેવક-નિષ્ઠાની અપેક્ષા રાખેલી જોવામાં આવતી નથી. (અહીં કબૂલ કરવું જોઈએ કે કેટલાક સ્વામીઓ ઉચ્ચ કોટિની સેવક-નિષ્ઠા બતાવે છે અને સેવકના વંશજો પ્રત્યે પણ પોતાની જવાબદારી સ્વીકારે છે; પણ આવા દાખલા ઓછા છે. આપણે તો સમાજ આખામાં કઈ અપેક્ષાઓ સ્વીકારાઈ છે એનો જ વિચાર કરીએ છીએ.)

હવે રાજ્યકર્તા સામે કાવતરું કરવામાં બે વસ્તુ સાચવવી પડતી: સપડાઈશું તો સજા થશે, ઘણું નુકસાન વેઠવું પડશે, એ એક બીક; અને બીજી વસ્તુ 'સ્વામી-નિષ્ઠા'ના સર્વમાન્ય આદર્શનો દ્રોહ કરીએ છીએ, એમ એક જાતનો મનમાં રહેતો ખટકો, જે પ્રયત્નપૂર્વક દબાવવો પડતો અને 'વિદેશી લોકો પ્રત્યે સ્વામી-નિષ્ઠા હોઈ ન શકે, ઉપર ઉપરથી ગમે તે વસ્તુ સ્વીકારીએ, પણ ખરી રીતે વિદેશી લોકોને આપણી નિષ્ઠા ઉપર કશો હક નથી' એ મનને સમજાવવું પડતું.

નાનપણથી ભલે કાવતરા માટે ગુપ્ત સંસ્થાઓ ચલાવવાની વાતો સાંભળી હોય, પણ એમાં જીવતો રસ લેવાનું શરૂ કર્યું ઈ. ૧૯૦૪થી. ત્યારે મેં જોયું કે કૉલેજમાં ગુપ્ત સંસ્થા મારફતે કામ કરવા ઈચ્છનાર ત્રણેક અલગ અલગ સમુદાય છે. એમાંથી 'જેની ગુપ્તતા પહેલેથી જ જાહેર રીતે ચાલતી હતી' તે હતી સાવરકરની સંસ્થા. અત્યારે ભૂલી ગયો છું, પણ એનું નામ 'રામહરિ' કે એવું જ, દેખાવે સાવ નિરુપદ્રવી નામ હતું. એ વસ્તુ મને ગમી હતી. એમના એક સદસ્યના આગ્રહથી હું એમાં દાખલ થયો. થોડી ગુપ્ત સભાઓમાં હાજરી આપી. બે-ત્રણ વાર બોલ્યો હોઈશ. પણ મેં એ સંસ્થા છોડી દીધી, કેમ કે ગુપ્તતા જાળવવાની ઈંતેજારી કે ખૂબી એમની પાસે હતી જ નહીં, અને એક જ વ્યક્તિનું માહાત્મ્ય એમાં ચાલતું હતું. (એમને વિશે આપણા અપ્પાસાહેબ પટવર્ધને પોતાની 'જીવનયાત્રા'માં લખ્યું જ છે.)

મેં એકબે ઠેકાણે લખ્યું છે કે બધું મળીને અમારી ગુપ્ત પ્રવૃત્તિમાં ઝાઝું હતું એમ કહી ન શકું; છતાં ગુપ્ત વાત એ ગુપ્ત વાત. આજે જાહેર કરવામાં કાંઈ નુકસાન ભલે ન હોય, પણ છત્રપતિ શિવાજીના કે માતૃભૂમિના ચિત્રને સામે રાખી, વસ્તુઓ ગુપ્ત રાખવાની જે પ્રતિજ્ઞા લીધી હતી, તે આખર સુધી પાળવી જ જોઈએ એ મારું દૃષ્ટિબિંદુ છે.

ગુપ્ત સંસ્થા સાથેનો અને એ પ્રવૃત્તિ સાથેનો મારો સંબંધ સાત-આઠ વર્ષનો ગણાય —ઈ. ૧૯૦૪થી લઈને બહુ બહુ તો ૧૯૧૧-'૧૨ સુધીનો હશે. એ વિશે મારે કશું કહેવું નથી; પણ તે દિવસોમાં મારા મનમાં એક જબરદસ્ત 'હા-ના' ચાલતી હતી તેનો જ અહીં ઉલ્લેખ કરવો છે.

મારો દૃઢ અભિપ્રાય હતો કે જે માણસને ગુપ્ત કામ કરવું હોય એણે 'પોતે રાજદ્વારી ક્ષેત્રમાં ક્રાંતિકારી માણસ છે' એની જાણ સરકારને તો શું પણ સામાન્ય જનતાને પણ થવા ન જ દેવી જોઈએ. અમારી એક ગુપ્ત સંસ્થામાં એક ભાઈ સરકારી નોકરીમાં મહત્ત્વને સ્થાને હતા. બહાર જુઓ તો મોટા હોદ્દા પરનો એ સરકારી અમલદાર હતો. પ્રતિષ્ઠિતપણે સરકારની ખુશામત કરનાર જે એક વર્ગ હોય છે એમાં એને સ્થાન હતું. જાહેર જીવનમાં પ્રજા એની પ્રતિષ્ઠા માન્ય રાખતી, પણ ખાનગી વાતચીતમાં એ નમાલો છે, ખુશામતિયો છે, એને પોતાની પ્રતિષ્ઠાની જ પડી છે એમ જ લોકો કહેતા. એવા માણસ પર સૂક્ષ્મ નજર રાખવાનું પોલીસખાતાને

ક્યાંથી જ સૂઝે? ફક્ત અમુક ક્રાંતિકારી જ ભારે ખૂબીથી એમની સાથે સંબંધ રાખતા. એમની અમને ભારે ઓથ હતી. મને એ ભાઈસાહેબની ભૂમિકા ગુપ્ત કામ માટે સર્વોત્તમ લાગતી. આવા લોકો દેશમાં જેટલા વધુ તેટલું ગુપ્ત કામ ફાલવાનું એ વિશે શંકા ન હતી.

આવા દૃઢ અભિપ્રાય સાથે મેં પોતાની જાત વિશે વિચાર કરવા માંડયો. એ જ ભૂમિકા લઈને કામ કરવું મારે માટે બિલકુલ સહેલું હતું. પિતા સરકારી નોકરીમાં. અમારી ન્યાતના લોકોમાં ક્રાંતિકારી તરીકે જેને વિશે શંકા લેવાય એવા બહુ જ થોડા. સરકારી નોકરી, વકાલત, ડૉક્ટરી, ઈજનેરી, જમીનદારી અને વેપારહુન્નર કરનારા અમે. મારે માટે ક્રાંતિકારી ગુપ્ત નેતા થવું બહુ સહેલું હતું.

પણ મેં વિચાર કર્યો કે 'જૂના વખતના રાજદ્વારી ક્ષેત્રે ક્રાંતિ કરનારા લોકો કાં તો રાજારજવાડા મારફતે ક્રાંતિનો ઉઠાવ કરવામાં માનતા હતા, અથવા ફોજમાં દાખલ થઈ આખી ફોજ વિફરે એવી તૈયારી કરવામાં માનનારા હતા. એમાંથી શું નીપજી શકે? એનો પ્રયોગ મારા કે કૉંગ્રેસના જન્મ પહેલાં પચીસ-ત્રીસ વર્ષના અરસામાં પૂરી રીતે કરવામાં આવ્યો હતો. તે વખતે હિંદુ-મુસ્લિમ-એકતા પણ સંતોષકારક હતી, છતાં સામાન્ય જનતાની જાગૃતિને અભાવે આપણે ફાવી શક્યા નહીં. આ સાર મેં ૧૮૫૭ સાલની હિલચાલમાંથી કાઢયો હતો.

તેથી જ અમારા ગુપ્ત નેતા આગળ મારી દલીલ એ રહેતી કે, 'સામાન્ય જનતામાં રાજદ્વારી ક્રાંતિની ભૂખ જાગવી જોઈએ, જેનો આજે પૂરેપૂરો અભાવ છે. એ જનતાની મદદ લેવા માટે આપણે આપણી આ સંસ્થાઓને ધાર્મિક રૂપ આપીએ છીએ. નાનામોટા નેતાઓ બધા જ એ નીતિને અનુસરે છે. હું પણ એ નીતિનો આજે સ્વીકાર કરું છું. પણ મારો સવાલ ઊંડો છે. અંગ્રેજોને છેતરવા માટે આપણે ધાર્મિક રૂપ ઓઢી લઈએ તે બરાબર છે, પણ રાજદ્વારી ક્રાંતિને જ માટે જનતાને ઉશ્કેરવી હોય અને ઉશ્કેર્યા પછી જનતાને તૈયાર કરવી હોય તો 'ધર્મને નામે જ બોલીએ તો પ્રજા આપણી વાત સમજી શકે છે' એ પરિસ્થિતિ આપણી નબળાઈ સૂચવે છે. સામાન્ય પ્રજા જે ધર્મને સમજે છે તે ધર્મમાં આજની ક્રાંતિનું દૈવત છે જ નહીં. એ ધર્મ ગમે તે રાજ્યકર્તાની સેવા કરવા તૈયાર અને દબાયેલો રહેવાને ટેવાયેલો. એટલે પરિણામે રાષ્ટ્રવ્યાપી ઉત્થાન આપણે ગુપ્ત રીતે કરી શકવાના નથી.

'લોકમાન્ય જાહેર હિલચાલ દ્વારા લોકોમાં અસંતોષ ફેલાવે છે એ ઉત્તમ છે. અંગ્રેજ સરકાર વિશે અસંતોષ અને તિરસ્કાર એ એક મોટી મૂડી છે, અંગ્રેજ સરકારને એ નડે છે. પણ તેટલાથી આપણો આત્મવિશ્વાસ જાગતો નથી, કાર્યશક્તિ કેળવાતી નથી; ને ધર્મની ઓથ રાષ્ટ્રીય એકતાને પોષક નથી જ. માટે આપણે ગુપ્ત પ્રવૃત્તિ મારફતે આપણા જમાનામાં જનતામાં ક્રાંતિ દાખલ કરી શકવાના નથી. આપણી પૂર્વતૈયારી કશી ગણતરીમાં નથી. બહુ બહુ તો ક્રાંતિકારી પક્ષ આપણે જીવતો રાખી શકીશું. ગુપ્તતા દ્વારા રાષ્ટ્રવ્યાપી ઉત્થાનની તૈયારી થઈ ન શકે.

'એના કરતાં હું રાષ્ટ્રીય શિક્ષણ મારફત ક્રાંતિની તૈયારીનો પાયો મજબૂત કરું તો જિંદગીમાં કાંઈક કર્યાનું સમાધાન મળશે. હું પ્રતિષ્ઠાનો ભૂખ્યો નથી; પણ ક્રાંતિનો પાયો રાષ્ટ્રવ્યાપી પહોળો અને નક્કર મજબૂત કર્યા વગર કશું થાય નહીં. કેવળ રાષ્ટ્રમાનસ નહીં, પણ રાષ્ટ્રજીવન જ આમૂલાગ્ર ક્રાંતિ માગે છે. એ છે આજ સુધીની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓના અનુભવનો સાર. આપણી ગુપ્ત પ્રવૃત્તિ નિર્દોષ અને સગુણ બનાવીએ તોપણ એ કોઈ કાળે પર્યાપ્ત adequate થવાની નથી.'

આ નિર્ણય પર હું આવ્યો એમાં ગાંધીજીની હિંસા-અહિંસાનો ખ્યાલ સરખો-યે મારા મનમાં તે વખતે ઊગ્યો ન હતો. હું તો સશસ્ત્ર હિંસક ક્રાંતિમાં જ માનતો હતો, અને તે ઈચ્છતો હતો. મારું કહેવું એટલું જ હતું કે અત્યંત તેજસ્વી, ચારિત્ર્યવાન અને 'અવળી ખોપરીવાળા' લોકો પૂરતી સંખ્યામાં મળી જાય તો-પણ એ નાનકડી પ્રવૃત્તિ દ્વારા રાષ્ટ્રીય સફળતા મળવાની નથી. લોકજાગૃતિ, કેળવણી અને આમૂલાગ્ર જીવનપરિવર્તન એ જ આજને માટે એકમાત્ર ઉપાય છે. એ નિર્ણય ઉપર હું આવ્યો અને એ દિશાએ કામ કરવા માટે કોની કોની મદદ મળી શકે એ જોવા દેશ આખા ઉપર મેં નજર ફેરવી.

ત્યાર પછીની વાત અહીં લખવાની જરૂર નથી.

## ૩૩. સ્વભાષા

એમ તો બધાં જ પ્રાણીઓ અવાજ દ્વારા પોતાની લાગણી વ્યક્ત કરે છે અને વિચાર-વિનિમય પણ કરે છે.* તેઓ ગળામાંથી જે અવાજ કાઢે છે તે ભાષા કહેવાય કે નહીં એ સવાલ છે. ભૂખ, થાક, ત્રાસ, બીક કે તિરસ્કારની લાગણી અવાજ દ્વારા વ્યક્ત થઈ શકે છે. વિજયનો આનંદ અને સામા પ્રાણીને ડરા-વવાની વૃત્તિ પણ અવાજ મારફતે વ્યક્ત થઈ શકે છે. એટલે આવી પ્રાથમિક લાગણીઓ વ્યક્ત કરવાની જે શક્તિ છે, એને 'ભાષા' કહી શકાય. પણ પ્રાણી-ઓને એ ભાષા શીખવી નથી પડતી. દેશ પરત્વે કે સમાજ પરત્વે અવાજમાં ફેરફાર પણ નથી થતો. ભારતના કાગડા યુરોપ કે અમેરિકા જાય તોપણ એમને પોતાની લાગણી વ્યક્ત કરવામાં મૂંઝવણ હોઈ ન શકે. અને કુદરતી રીતે લાગણી-ઓ વ્યક્ત કરવાના સાધન તરીકે જે અવાજ ગળામાંથી નીકળે છે તે આપણી ભાષાની વ્યાખ્યામાં બેસી ન શકે એમ પણ આપણે કહી શકીએ.

કુદરતે માણસને વિકાસશીલ મન અને બુદ્ધિ આપ્યાં. લાગણીઓ ઉપરાંત એ

* પ્રાણીઓ એટલે ફક્ત બધાં પશુ અને પક્ષી. કીડા અને મકોડા અવાજ કરતા હોય એમ લાગતું નથી. અને પાણીનાં માછલાં તો ગળામાંથી અવાજ કાઢી શકતાં જ નથી. એમની વાત નોખી.

વિચાર કરી શકે છે તથા વિચારનું પૃથક્કરણ પણ કરી શકે છે, અને ખાસ વાત એ કે વિચાર-વિનિમય કરી માણસ એકબીજાને ચિંતન-મનન માટે મદદ પણ કરી શકે છે. તેથી જ એક જણે માણસની વ્યાખ્યા જ કરી છે કે 'જે બોલી શકે છે તે માણસ'. આ બોલવાની કળા માણસે ખીલવી, તેથી સમાજ પરત્વે, દેશ પરત્વે ભાષાઓ અલગ અલગ થઈ. ભાષા શીખ્યા વગર આવડે નહીં એ સ્થિતિ પણ થઈ.

મા-બાપ પાસેથી બાળકો બોલતાં શીખે. બોલતાં આવડે એટલે સમાજમાં ભળી શકે. પછી વિચાર-વિનિમય ઉપરાંત અમુક વાક્યો મોઢે કરી માણસ પોતાના જ્ઞાનનો સંગ્રહ પણ કરવા લાગ્યો. આમ એણે કહેવતો ઊભી કરી અને એ રીતે 'અનુભવના નાણા'નો પ્રચાર થવા લાગ્યો. ભાષા એટલે વિચારનું પૃથક્કરણ. ધીમે ધીમે એ કળા વધતી ગઈ. પરિણામે માણસની મૂડી વધી. એક પેઢીનો અનુભવ, બીજી પેઢીને વારસામાં મળવા લાગ્યો. એમાંથી સંસ્કૃતિ ઉદ્ભવી. ભાષા એ માણસ માટે તમામ પ્રગતિનું ઉત્તમ સાધન થઈ ગયું.

આ રીતે જન્મ સાથે, પોતાના કુટુંબ દ્વારા અને સમાજ દ્વારા, માણસ જે ભાષા મેળવે છે અને કેળવે છે તે એની જન્મભાષા અથવા સ્વભાષા કહેવાય છે. એ એની પહેલીવહેલી મૂડી. એ ભાષાનો આંતરિક વિકાસ થાય અને સામાજિક ફેલાવો વધે તે પ્રમાણમાં માણસની બધી જાતની શક્તિઓ વધે છે. ભાષા એ સંસ્કૃતિનું એક ઉત્તમ સાધન છે. અને એમાંયે જન્મભાષા અથવા સ્વભાષા એ માણસના વ્યક્તિત્વનું એક અવિભાજ્ય અંગ છે. જેમ પોતાનું શરીર, રહેવાનું સ્થાન અને મા-બાપ મળીને માણસનું જીવન બંધાય છે તે પ્રમાણે ભાષા પણ એના વ્યક્તિત્વનું જ અપરિહાર્ય અંગ છે.

નાનપણથી દરેક માણસમાં સ્વભાષા કેળવવાનો આગ્રહ હોય જ છે. મા-બાપ પોતાના અપત્યોને ભાષા શીખવવાનો જેટલો આગ્રહ રાખે છે એના કરતાં આસ-પાસની ભાષા પોતાની કરવા પાછળ બાળકોનો ઉત્સાહ ઓછો નથી હોતો. ભૂખ લાગે એટલે ખાવું, થાક લાગે એટલે સૂઈ જવું, સંકટ દેખાય ત્યારે નાસી જવું અથવા લડી લેવું એ જેટલું માણસ માટે સ્વાભાવિક છે તેટલું જ સ્વાભાવિક છે, બે જણ એકઠા થાય એટલે વિચાર-વિનિમય માટે બોલવાનું શરૂ કરે તે. ભાષા કેળવ્યા વગર માણસ રહી જ ન શકે.

આવો ઉત્સાહ એકાદ માણસમાં વધારે હોય, બીજામાં ઓછો હોય. ઉંમર પરત્વે, કે બીજા કારણે, એ ઉત્સાહ વધે અથવા ઘટે. પણ ભાષા કેળવવાની આંતરિક પ્રવૃત્તિ આખો જન્મારો માણસને વળગી જ છે.

ભાષા એટલે બોલવાનું સાધન. 'અવાજ' એ જ ભાષાનો મુખ્ય આધાર એ ખરું. કહેવતો દ્વારા, કવિતાઓ દ્વારા, વિચારો ને લાગણીઓ, અનુભવો અને કલ્પનાઓ સંઘરવાનું માણસને સૂઝ્યું. પણ માણસ મોઢે કરી કરીને કેટલું કરે?

એટલે માણસે ધ્વનિને યાદ કરવા માટે આકૃતિઓની મદદ લીધી. અને લિપિવાળી લેખનકળા ઉત્પન્ન થઈ. માનવી સંસ્કૃતિની આ એક અત્યંત મહત્ત્વની પ્રગતિ ગણાય. વસ્તુઓને માણસે નામો આપ્યાં. ક્રિયાઓ માટે ધાતુ જેવા શબ્દો ઉપજાવ્યા. લાગણીઓની ઉત્કટતા અથવા તેનો અભાવ વ્યક્ત કરવાની યુક્તિઓ શોધી. આ રીતે વાક્યોનું પૃથક્કરણ શબ્દો દ્વારા થવા લાગ્યું. એમાંથી ભાષાનો વિકાસ જોરથી વધ્યો.

વિચાર-વિનિમયની આવશ્કતા વધી. પૂર્વજો પાસેથી મળેલી મૂડી તમામ સાથીઓ સુધી પહોંચાડવી અને હવે પછી આવનાર પેઢીઓ માટે અનુભવનો સંગ્રહ એકત્ર કરી રાખવો, એ બધું ભાષાના વિકાસમાં આવી ગયું. આ જાતનો વિકાસ બધા દેશોમાં, બધા સમાજોમાં અને બધી સંસ્કૃતિઓમાં પેઢી-દર-પેઢી થતો આવ્યો છે. અને એ પ્રવૃત્તિ કોઈ કાળે ઘટી નથી; વધતી જ જાય છે.

ભાષાનું સ્વરૂપ અને ભાષાનું ઘડતર સમજવાની દૃષ્ટિએ નાનપણમાં થોડુંક વ્યાકરણ શીખ્યો એ સારું થયું. ત્યારથી હું માનું છું કે 'વ્યાકરણ' એ સમજાવવાનો વિષય છે. ઉત્તમ રીતે સમજાવાય તો એની પરીક્ષા લેવાની તરખડમાં પડવું ન જોઈએ. આજે પ્રાથમિક શિક્ષકો (અને બધા જ શિક્ષકો) વ્યાકરણ શીખે છે, શીખવે છે પણ એમાં રસ ધરાવતા નથી. એટલે વ્યાખ્યાઓ મોઢે કરવી અને પ્રશ્નનો બરાબર જવાબ આપવો એને જ મહત્ત્વ આપે છે. ખેર.

મરાઠી ભાષા અને વ્યાકરણના થોડા પરિચય પછી હું સંસ્કૃત શ્લોકો શીખ્યો. ત્યાર પછી નાની ઉંમરે અંગ્રેજી પણ શીખવું પડ્યું. એ ભાષાનો બોજો અકાળે અને કૃત્રિમ રીતે માથે આવ્યો એમ મને લાગે છે. એમ ન થવું જોઈએ એમ હું માનું છું. અને છતાં અંગ્રેજી ભાષાને કારણે એક વિદેશી ભાષા શીખવી પડી એ સરવાળે લાભ જ હતો એમ પણ હું માનું છું. એની લિપિ અલગ તથા અણઘડ; અને ઉચ્ચારણ વિચિત્ર. એ તો મને તે વખતે પણ એ ભાષાના 'પછાત-પણાનું લક્ષણ' લાગતું. પણ અંગ્રેજી ભાષાનું વ્યાકરણ મને ખૂબ ગમ્યું. અંગ્રેજીમાં લખતાં શીખવાનો આગ્રહ મને અણગમતો ન હતો. સંસ્કૃતમાં લખવાનો આગ્રહ કેળવણીમાં નામમાત્ર હતો. છતાં મને એ પ્રયત્ન પણ ગમતો. પણ આ બધું સ્વભાષામાં લખવાની પ્રવૃત્તિ માટે પૂર્વતૈયારી જેવું હતું. અનુવાદનું તો ઠીક પણ સ્વતંત્ર રીતે વિચારો ઘડી અસરકારક શબ્દોમાં ગોઠવવા એ મને ખૂબ જ ગમતું. નિશાળમાં આને નિબંધલેખન કહેતા.

મને યાદ છે કે શિક્ષકો પ્રથમ દસવીસ મરાઠી વાક્યો લખાવે, ને પછી કહે, આનું અંગ્રેજી કરી લાવો. બીજા વિદ્યાર્થીઓ કરતાં મારામાં ભાષા ઉપર વિશેષ પ્રભુત્વ હતું એમ નહીં, પણ અનુવાદની પ્રવૃત્તિ મને ખૂબ ગમતી. પરિણામે શિક્ષકો જ્યારે મરાઠી વાક્ય લખાવે ત્યારે હું એ લખી લેવાને બદલે તરત જ મનમાં એનું અંગ્રેજી કરી એ જ લખી નાખતો. બધા વિદ્યાર્થીઓ આમ વીસ

મરાઠી વાક્યો લખી કાઢે ત્યારે મારું તો અંગ્રેજી ભાષાંતર જ તૈયાર હોય. ઉતાવળે લખતાં એકાદ શબ્દની ભૂલ થઈ હોય અથવા કોઈ બીજો સારો શબ્દ સૂઝે એ શબ્દ ફેરવી મારું ભાષાંતર શિક્ષકને બતાવું. શિક્ષક ને વિદ્યાર્થીઓ બંને ચકિત થતા. શિક્ષક પૂછે 'પણ મરાઠી ક્યાં છે?' હું કહું: 'એની જરૂર શી?' મારી પ્રતિષ્ઠા વધી.

આના પછી હાઈસ્કૂલમાં નિબંધલેખન કર્યા બાદ જ્યારે કૉલેજમાં ગયો ત્યારે ભાષા, વિચાર અને સાહિત્યમાં મને અનોખો રસ પડવા લાગ્યો અને મારી આગળ ભાષાના અનેક નમૂના હોવાથી એમાંથી કઈ શૈલી સારી એનું ચિંતન કરવું પડ્યું.

એ જમાનામાં અંગ્રેજીમાં વાંચવું-લખવું એને જ મહત્ત્વ હતું. પણ એની વાત મારે અહીં કરવી નથી. હું તો વિચાર-પ્રચાર, જ્ઞાનનું ચિંતન અને સંસ્કૃતિનું ઘડતર એ દૃષ્ટિએ જ મરાઠીમાં નિબંધ લખવા લાગ્યો, તે વખતની શૈલીનો થોડો ઉલ્લેખ અહીં કરવા માગું છું.

મરાઠીમાં વચ્ચે અંગ્રેજી શબ્દ વાપરવા એ તો મને નામોશી જેવું લાગતું. સ્ટેશન જેવો શબ્દ મરાઠીમાં લેવામાં મને વાંધો ન હતો. એને માટે યોજાતા કૃત્રિમ શબ્દો ટકવાના નથી એ પણ હું જાણતો હતો. જોકે વિનોદ તરીકે કૃત્રિમ શબ્દો ઉપજાવવામાં મને રસ પડતો. એમાંથી કોઈ સારો શબ્દ સમાજ લે અને ચાલવા માંડે તો મને વિજયાનંદ થતો છતાં અમુક શબ્દો અંગ્રેજીમાંથી લેવાય તોપણ સરવાળે મરાઠી જ રહેવી જોઈએ, એની પાસે પોતાના પારિભાષિક શબ્દો હોવા જ જોઈએ, એ વિશે મારો આગ્રહ કાયમ હતો.

અંગ્રેજી ઢંગની વાક્યરચના સામે તો મને સખત અણગમો હતો; અને છતાં અંગ્રેજી ઢબે વિચાર કરવાની અને વિવેચન ગોઠવવાની ટેવ પડી હતી એનો મને વસવસો ન રહેતો. મારી આગળ મુખ્ય સવાલ એ હતો કે મરાઠી ભાષા પ્રૌઢ અને સમર્થ શૈલીમાં લખવી હોય તો એમાં સંસ્કૃત શબ્દો આણવા જોઈએ. સંસ્કૃતમાં ગૂઢમાં ગૂઢ વિચાર પણ વ્યક્ત કરવાની ઉત્તમ શક્તિ અને પ્રૌઢિ છે એ હું જાણતો હતો. મરાઠીના કેટલાક સારા સારા લેખકો સંસ્કૃતપ્રચુર શૈલી વાપરતા તે મને ગમતી. તે વખતે મોઢે કરેલી એક આર્યા મને હજી યાદ છે. એમાં શિખામણ હતી, બોલવાની ભાષા વિશે; છતાં નિબંધલેખનમાં પણ એ જ શૈલી મને સારી લાગતી.

बद्धर्थ, जन-मनोहर, अल्पाक्षर, मधुर, सत्य बोलावें।
ज्या सद्-वाक्य श्रवणं श्रोत्यांचे चित्त (शिर हि) डोलावें।।

જેને સંસ્કૃત આવડે અને ખાસ કરીને સંસ્કૃતની મદદથી સારા સારા મીઠા મીઠા સામાજિક શબ્દો બનાવતાં આવડે તેની મરાઠીશૈલી, ઉપરની આર્યાના આદેશો પ્રમાણે, રસિકમાન્ય થવાની જ.

આ જાતની શૈલી કેળવવાનો પ્રયત્ન કર્યા પછી એક વિચારે મનમાં તોફાન શરૂ કર્યું. 'હું લખું છું તે શું મારા જેવા જ સંસ્કૃત અને અંગ્રેજી જાણનારા સુશિક્ષિત અને સંસ્કાર-રસિક લોકોને માટે લખું છું? અને એમનામાં જ પ્રતિષ્ઠા

મેળવવા માગું છું? કે જેમની કરોડોની સંખ્યા છે, જેમના પરિશ્રમથી હું જીવું છું અને સમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન મેળવી બેઠો છું, અને ખાસ કરીને જેમના ઝનૂન વગર આઝાદી મળવાની નથી તે સામાન્ય જનતાને અદ્યતન પૌષ્ટિક વિચાર ખવડાવવા માટે લખું છું?' વિદેશી રાજ્ય તળે જીવીએ છીએ. એમની પ્રતિષ્ઠા તળે દબાયેલા રહીએ છીએ, તેઓ આપણને ચૂસે, અપમાનિત કરે તો તે યોગ્ય જ છે એમ માની નભાવી લેવું એ જ્યારે અસહ્ય થવા લાગ્યું ત્યારે મારા બધા આદર્શો મારે બદલવા પડયા અને સંકલ્પ થયો કે મરાઠીમાં લખું તો મહારાષ્ટ્રની સામાન્ય જનતા સમજી શકે એવું જ મારે લખવું જોઈએ. એ તો મન સાથે નક્કી થયું, પણ જનતા કેવળ 'સમજે' એટલું જ શા કામનું? મારું લખાણ વાંચીને જનતામાં નવો પ્રાણ પ્રકટે ને તે પરાક્રમ કરવા તૈયાર થઈ જાય એ જાતની પ્રભાવશાળી શૈલી મારે લખવી જોઈએ. એ નિર્ણય પર હું આવ્યો.

એ નિર્ણય સાથે હું તપાસ કરવા લાગ્યો કે જનતા પાસે પોતાની ભાષાની મૂડી કેટલી છે? અને કઈ જાતની છે? મેં જોયું કે મહારાષ્ટ્રની જનતાએ મહારાષ્ટ્રનો ઈતિહાસ પણ હજી બરાબર જોયો નથી. છતાં અમુક ઈતિહાસ પ્રજામાં પરંપરા દ્વારા જીવતો છે. અને એ ઈતિહાસ અમુક આચરણ પ્રેરે પણ છે. એ ઈતિહાસમાંની અને પોતાની જાતિના અભિમાનમાંની દરેક માણસે અમુક ટેક કેળવેલી હોય છે. અમારાથી અમુક કામ ન જ થઈ શકે, અમુક આચરણ કર્યે જ છૂટકો, એ અમારી ટેક છે એમ લોકોને બોલતાં સાંભળી મને થતું કે આ મૂડીનો ઉપયોગ કરવા જેવો છે. વળી જનતાના જીવનમાં ઊતરી ગયેલી બીજી સંસ્કૃતિ તે સંત સંસ્કૃતિ. શાસ્ત્રી પંડિતો અને ધર્માચાર્યો વર્ણાશ્રમની વાતો કરી એક સંસ્કૃતિને ટેકો આપે છે. જ્યારે વિવિધ જાતિમાંથી પેદા થયેલા સંતો બીજી જાતની સંસ્કૃતિના હિમાયતી છે. એ બે વચ્ચે અંદરનો વિરોધ ગમે તેટલો હોય, એ બે મળીને સરવાળે આપણી પરંપરાગત મૂડી બને છે. એ ખોઈ નાખીશું તો આપણે સંસ્કૃતિદરિદ્રી થઈશું. એ નિર્ણય ઉપર પણ હું આવ્યો. અને આપણા સમાજની સામાજિક નબળાઈ બરાબર જાણતો હોવાથી સંસાર-સુધારો અને રાજકીય સ્વાતંત્ર્ય એ જ આદર્શ લઈને મેં જનતા માટે લખવાનું શરૂ કર્યું.

એમાં સંતોની ભાષામાં સંસ્કૃત શબ્દો આવતા પણ તે મોટે ભાગે ધર્મપરિભાષાના શબ્દો હતા; એમની સાહિત્યિક શૈલી સંસ્કૃત પ્રભાવિત ન હતી; પણ જનતાની રોજના વ્યવહારની જ ભાષા તેઓ પસંદ કરતા હતા; એ બધું જોઈ મેં મન સાથે નક્કી કર્યું કે સંસ્કૃતના શબ્દો લોકસુલભ હોય તો તે જરૂર વાપરવા; પણ સંસ્કૃતપ્રચુર શૈલી ગમે તેટલી પ્યારી અને આદરણીય હોય તોપણ તેનો આગ્રહ છોડી દેવો.

ઉચ્ચ શિક્ષણના કૉલેજના દિવસોમાં જે વિચારો બંધાયા તે આજની ઢબે મનોમંથનમાં આપી દેવા એ મૂળ વિચાર. પણ ત્યાર પછીનું ચિંતન અને એની દલીલોમાં

ઊતર્યા વગર આજના મારી ભૂમિકા શી છે એ પણ મનોમંથનમાં ટૂંકાણમાં આપવું જોઈએ એમ મને લાગે છે. તેથી આજકાલ હું કહું છું કે જૂની ભાષામાં આપણી ધર્મપરંપરા, આપણો ઈતિહાસ અને આપણી સાર્વભૌમ લાગણીઓ છે; એની પાછળ ભૂતકાળની સમૃદ્ધિ છે. એના પ્રત્યે આપણે મૂડીની ભાવના કેળવીએ, પણ એને ગુરુસ્થાને ન રાખીએ. ધર્મગ્રંથો, ધર્માચાર્યો, સંતો ને મહાત્માઓ એ સૌ પ્રત્યે આદર રાખીએ, પણ પોતાની સ્વતંત્ર બુદ્ધિ મારી નાખવા જેટલા એમના આંધળા દાસ ન થઈએ. પૂર્વજો સર્વજ્ઞ હતા, એમની વાતો બ્રહ્મવાક્ય ન માનીએ તો અધઃપાત થાય, એ જાતની લાગણીનો હું વિરોધ કરું છું. જૂની મૂડીમાંથી આજે જે પોષક હોય તે જ સ્વીકારવું. એને આજની સ્થિતિને અનુકૂળ રૂપ આપવું ને ભૂતકાળની કલ્પનામાં પણ ન હોય એવો સમર્થ ભવિષ્યકાળ રચવાની હામ ભીડવી, એ જાતનો નિર્ણય થયો હોવાથી એની અસર મારી શૈલી પર પણ પડવા લાગી છે.

## ૩૪. લજપતરાયની હદપારી અને મારું વ્રત

મેં લખ્યું જ છે કે લાલ(લજપતરાય), બાલ(ટિળક)ને પાલ(બિપિનચંદ્ર) તે જમાનાની અમારી રાજદ્વારી ભક્તિની ત્રિમૂર્તિ હતી. લજપતરાયને એક વાર હું મુંબઈની હોટેલમાં જઈ મળ્યોયે હતો. એક દિવસે છાપામાં વાંચ્યું કે અંગ્રેજ સરકારે પંજાબના નેતા લાલા લજપતરાય અને સરદાર અજિતસિંગ બે જણને પકડીને કોર્ટમાં એમના ઉપર કેસ કર્યા વગર એક ભુલાઈ ગયેલ કાયદાને જોરે છ વર્ષની સજા કરી છે. દેશમાં એની ભારે હો-હા થઈ.

છાપાંવાળાઓ અને દેશના નેતાઓ બોલ્યા અને લખ્યું કે "કોઈ પણ માણસે ગુનો કર્યો હોય તો સરકાર એને ન્યાયાધીશ આગળ ખડો કરે; ન્યાયાલયમાં એનો ગુનો સાબિત થાય અને ન્યાયાધીશ એને સજા કરે તો અમે સમજી શકીએ; પણ આ તો સરકારની આપખુદી છે. બસ, સરકારને લાગ્યું કે અમુક માણસ સમાજની અથવા સરકારની સલામતી માટે જોખમકારક છે એટલે કશી તપાસ વગર, કોર્ટમાં પુરાવા દાખલ કર્યા વગર, અને ન્યાયાલયમાં ગુનો સાબિત થયા વગર તે કોઈની સ્વતંત્રતા છીનવી લે એ 'નાગરિકોના જન્મસિદ્ધ અધિકારો ઉપર હડહડતું આક્રમણ' છે. આ તો કેમ સહન કરાય." આખા દેશમાં 'ઘોર' આંદોલન ચાલ્યું. મારા મન પર એની ઊંડી અસર થઈ પણ છાપાંવાળાઓની અને નેતાઓની દલીલોની મારે મન કશી કિંમત ન હતી.

હું કહેતો કે "વિદેશીઓનું રાજ્ય છે ને આપણે એમના ગુલામ છીએ એ સ્થિતિમાં, નાગરિકોના હકોની વાત કરી અંગ્રેજોના રાજ્યનું પ્રથમ સમર્થન કરીએ. અને પછી એમને કહીએ કે 'તમારા કાયદા પ્રમાણે સજા કરો તો અમે સમજીએ;

કોર્ટમાં ખેંચ્યા વગર માણસને સજા કરો એ તો અસહ્ય છે' એ દલીલ મારે ગળે ઊતરતી નથી."

મારે મન અપમાન એટલું કે આપણા આવડા મોટા લોકમાન્ય, માનીતા, ચારિત્ર્યશીલ દેશભક્તને સરકાર સજા કરવાની હિંમત કરે છે અને આપણે એમની સામે કશું કરી શકતા નથી! એ આપણી નબળાઈ અને લાચારી અસહ્ય છે. આખા દેશમાં ચાલેલા એ આંદોલન સાથે મારો આવો તાત્ત્વિક અને મૌલિક મતભેદ હોવા છતાં મારા મન પરનો આઘાત ઓછો ઊંડો ન હતો. મારે શું કરવું એ સૂઝે નહીં. એટલે મેં એ જ ક્ષણે એક વ્રત લીધું કે આજથી છ વર્ષ સુધી હું ખાંડ નહીં ખાઉં.

આથી મારી તબિયત ઉપર માઠી અસર થવાની નથી, એટલે મેં કોઈ આંધળું પગલું ભર્યું એમ કહેવાય નહીં. મારા ખાંડ નહીં ખાવાથી સરકારને મળતા કર ઓછા થવાના છે એમ કાંઈ હતું નહીં. પણ દિવસ-રાત મને સ્મરણ રહે કે આપણે ગુલામ છીએ અને અંગ્રેજોને ભારતના લોકોના અસંતોષની કશી બીક નથી. જ્યાં જાઉં ત્યાં લોકો જમવાનું કહે ત્યારે મારે છ વર્ષના વ્રતની વાત સમજાવવી પડે, એ એક રીતે મારે માટે અને સમાજ માટે સારી કેળવણી હતી.

જ્યારે છ વર્ષ પૂરાં થયાં ત્યારે દેશમાં અને મારા જીવનમાં ભારે ફેરફાર થઈ ગયો હતો. કૉલેજ છોડીને મેં ક્રાંતિકારી દલમાં પ્રવેશ કર્યો હતો, પત્રકારત્વમાં પડ્યો હતો, રાષ્ટ્રીય શિક્ષણના પ્રયોગો ચલાવ્યા હતા, લડાઈઓ અંગેનું થોડું સાહિત્ય વાંચ્યું હતું, આધ્યાત્મિક સાહિત્યનું પણ ઠીક ઠીક પરિશીલન કર્યું હતું, પત્ની અને બાળકોને છોડીને હિમાલયમાં ગયો હતો, ત્યાંની સાધના પૂરી કરી સાધુને વેશે દેશમાં થોડું ફર્યો હતો.

અને મને યાદ છે તે પ્રમાણે જે દિવસે મારી છ વર્ષની મુદત પૂરી થઈ ત્યારે હરદ્વાર પાસે કનખલમાં રામકૃષ્ણ મિશનના એક સેવાશ્રમમાં પહોંચ્યો હતો. તે દિવસે એમનો કોઈ ઉત્સવ હતો અને બંગાળી રિવાજ પ્રમાણે અનેક મીઠાઈઓ કરી હતી. તે દિવસે જ્યારે મીઠાઈઓ મોઢામાં નાખી ત્યારે ભારે આશ્ચર્ય થયું કે ખાંડનું ગળપણ આટલું આકર્ષક હોતું હશે! આ છ વર્ષોમાં કોક કોક વખતે મેં ગોળ ખાધો હતો. એનો વાંધો ન હતો. એટલે ગળ્યું મેં કશું ખાધું ન હતું એમ કહી ન શકું. પણ તે દિવસે ખાંડની મીઠાઈઓ ખાતાં જાણે કાંઈક નવા જ અપરિચિત સ્વાદનો હું અનુભવ કરું છું એટલું આશ્ચર્ય થયું હતું.

ખાંડ ન ખાવી એ નિયમ મામૂલી હતો. ઘરબાર છોડીને સંન્યસ્ત જીવન ગાળવું એ તો પ્રમાણમાં આકરું પગલું હતું. તેથી ખાંડ શરૂ કરીને જીવનમાં હું ઊતર્યો છું એવો પશ્ચાત્તાપ જાગવાનું કારણ ન હતું. જો મારું વ્રત સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી ખાંડ ન ખાવાનું હોત તો તે વ્રત મેં જરૂર પાળ્યું હોત. પણ મારું વ્રત લાલા લજપતરાયને કારણે અને છ વર્ષનું જ હતું. અને સ્વરાજ્ય પ્રાપ્તિને અર્થે વધારે આકરો ત્યાગ હું કરી ચૂક્યો હતો. એટલે તે દિવસે મનમાં કોઈ વિષાદ ન હતો.

# ૩૫. સાંગલી રાજનાં સ્મરણો

બેલગામ (બેળગાવ) અને શાહપુર બે સુંદર શહેરો. એમની વચ્ચે એકાદ માઈલનું અંતર ભાગ્યે જ હશે, છતાં બેળગાવ એક બ્રિટિશ જિલ્લાનું મુખ્ય શહેર અને શાહપુર સાંગલી રાજ્યનું એક ધની શહેર. અમે રહીશ શાહપુરના, એટલે અમે લોકો સાંગલી રાજ્યની પ્રજા. સાંગલી રાજ્ય કોંકણસ્થ બ્રાહ્મણ જાતિના એક લડાયક સરદારનું રાજ્ય. અમારા નાનપણમાં એના વૃદ્ધ રાજાની અનેક વાતો સાંભળીએ.

હું કૉલેજમાં ગયો એ અરસામાં સાંગલીના એ વૃદ્ધ રાજાનો દેહાંત થયો. અંગ્રેજોએ તેના જ કુળના પણ ગરીબ ઘરના એક છોકરાને ગાદીએ બેસાડયો. એ ઉંમરે નાનો, એટલે વહીવટ અંગ્રેજોએ પોતાના એક અધિકારીને સોંપ્યો. એમનું નામ અચ્યુતરાવ દેસાઈ. બાહોશ માણસ. રાજ્ય ચલાવવામાં હોશિયાર અને અંગ્રેજોને રાજી પણ રાખે.

દેસાઈએ જોયું કે જૂના રાજ્યના હિસાબનું કશું ઠેકાણું નથી. એ સ્થિતિ જો પોતે ન સુધારે તો રાજ નવી ઢબે ચાલે નહીં.

એ જ અરસામાં મારા પિતાશ્રીએ બ્રિટિશ નોકરીમાંથી પેન્શન લીધું હતું. એમણે આખી જિંદગી મુંબઈ ઇલાકાના અનેક જિલ્લાઓના કલેક્ટરોના હેડ ઍકાઉન્ટન્ટ તરીકે કામ કરેલું. હિસાબની આંટીઘૂંટીઓ બધી બરાબર જાણે. એ પદ્ધતિ સાંગલી રાજ્યમાં દાખલ કરાય તો નાણાંની વ્યવસ્થા સંતોષકારક થઈ શકે એમ લાગવાથી દેસાઈએ પિતાશ્રીને સાંગલી રાજ્યમાં ટ્રેઝરી ઑફિસર તરીકે કામ કરવા બોલાવ્યા. જે રાજ્યના પોતે રહીશ તેની સેવા કરવા માટે આવેલા આમંત્રણને ના કેમ પડાય? પિતાશ્રી સાંગલી જઈને રહ્યા અને એમણે નવી પદ્ધતિથી હિસાબ રાખવાનું આખું તંત્ર ગોઠવી આપ્યું. જૂના લોકો જૂની ઢબથી ટેવાયેલા. એ પદ્ધતિમાં કેટલાક લોકોનો અંગત સ્વાર્થ પણ સધાતો હતો, એટલે તેમણે નવી પદ્ધતિનો વિરોધ શરૂ કર્યો પણ એને ગણકાર્યા વિના મારા પિતાશ્રીએ તટસ્થભાવે છતાં દૃઢતાથી આખા રાજ્યનું હિસાબનું નવું તંત્ર ગોઠવી આપ્યું. દેસાઈને સંતોષ થયો. એમની પછીથી આવેલા ગોરા અમલદારને પણ મારા પિતાશ્રીના કામથી ઘણો સંતોષ થયો. સ્થાનિક લોકોનો વિરોધ પણ ધીમે ધીમે શમી ગયો અને બધું ઠેકાણે પડયું.

હવે એ જ અરસામાં હું કૉલેજમાં ભણતો હોવાથી રજાના દિવસોમાં હું સાંગલી જાઉં. દોઢબે મહિના, અથવા ક્યારેક વધારે, સાંગલીના વાતાવરણનો મને લાભ મળતો. પિતાશ્રી પાસેથી ત્યાંની પરિસ્થિતિ વિશે વિગતવાર જાણવા મળતું. પછી પિતાશ્રી પણ રિપોર્ટો લખવામાં અને કેટલાક મહત્ત્વના કાગળો લખવામાં

મારી મદદ લેતા. આ રીતે રાજ્યતંત્રની કેટલીયે આંતરિક વસ્તુઓ હું વિગતવાર જાણી શક્યો.

પણ વિશેષ લાભ તો રોજ સવારે નાહીધોઈ નાસ્તો કરી ત્યાંના જાહેર પુસ્તકાલયમાં છાપાં વાંચવા જતો ત્યાંથી મને થયો. ત્યાં દેવલ કરીને એક વૃદ્ધ વિદ્વાન સાહિત્યરસિક વકીલ પણ આવતા. તેમની ને મારી વચ્ચે વયનું ઘણું અંતર છતાં સરખી ઉંમરના દોસ્ત સાથે ચર્ચા કરતા હોય એવી રીતે એ મારી સાથે અનેક વિષયોની ચર્ચા કરે. મતભેદ થાય તો સામસામી દલીલો કડક રીતે રજૂ કરીએ અને હસી પડીએ.

પછી તો ધીમે ધીમે એ પુસ્તકાલય સવારના વખતમાં એક વાદવિવાદ-મંડળ જ બની ગયું. કેટલાક લોકો તો ખાસ એમાં ભાગ લેવા માટે જ આવતા. સંસારસુધારો, સાહિત્યચર્ચા, ધાર્મિક રૂઢિઓ આદિ અસંખ્ય વિષયો ત્યાં છેડાતા. કોક વાર શબ્દશાસ્ત્રમાં પણ ઊતરી પડીએ.

કૉલેજની સ્ટુડન્ટ્સ ડિબેટિંગ સોસાયટી (વિદ્યાર્થીવાદ-સભા) કરતાં પણ સાંગલીના પુસ્તકાલયની ચર્ચાથી મને વધારે લાભ થયો.

સાંગલીમાં ગાળેલા દિવસોમાં ત્યાંના બે અમલદારો સાથે મારો થોડોઘણો પરિચય થયો. એ પિતાશ્રીના બરોબરિયા, એટલે એમની સાથે વિનયપૂર્વક જ વાતો થતી. એમનો ઉલ્લેખ અહીં ન કરત, પણ એ બંને જણા સરકારી નોકરી છોડી નામદાર ગોખલેની સર્વન્ટ્સ ઑવ ઇન્ડિયા સોસાયટી(ભારત સેવક સમાજ)માં દાખલ થયેલા અને એ પછી તો એમનો અને મારો સંબંધ ખૂબ વધ્યો.

એમાં એક હતા ડૉ. દેવ. એ તો આગળ જતાં ગોખલેની સોસાયટીના મુખ્ય વ્યવસ્થાપક થયેલા. અને બીજા અમલદાર, જે એન્જિનિયર હતા, એ ગુજરાતી હોવાથી ગોખલેએ એમને જાહેર સેવા કરવા ગુજરાતમાં મોકલ્યા, તે હતા અમૃતલાલ વિ. ઠક્કર – આપણા ઠક્કરબાપા. સાંગલીની એ સહેજસાજ ઓળખાણનો લાભ લઈ તેઓ ગુજરાતમાં આવ્યા બાદ એમની સાથે ઠીક ઠીક સંબંધ બાંધ્યો. મારા સ્નેહીશ્રી મામા ફડકે મારા જ આગ્રહને કારણે વડોદરા રાજ્યમાં સેવાનું કામ કરતા હતા. તેઓ અમદાવાદમાં ગાંધીજીનો આશ્રમ શરૂ થતાં એમાં દાખલ થયા. અને પછી એમણે ગોધરામાં એક હરિજન સેવાશ્રમ શરૂ કર્યો. ઠક્કરબાપાએ પણ હરિજન કામને જ પોતાની ઉત્તમ સેવા આપી. બાપા સાથે અવારનવાર કામ કરવાની તક મળે ત્યારે ખરેખર ઘણો આનંદ થતો અને કોક વાર અમે સાંગલીના દિવસો પણ યાદ કરતા.

સાંગલીનાં સંસ્મરણો આમ નોંધી રાખું અને ત્યાંની કૃષ્ણા નદીમાં સ્નાનાનંદ માણ્યાનો ઉલ્લેખ ન કરું તો કેમ ચાલે? કૃષ્ણા તો ગોદાવરી સાથે મહારાષ્ટ્રની મુખ્ય નદીઓમાં ગણાય. ભીમા નદી પણ એટલી જ મહત્ત્વની, પણ આ બે કરતાં નાની. એનું મહત્ત્વ પંઢરપુરને કારણે વધ્યું.

ડૉ. દેવ અને એન્જિનિયર ઠક્કર બંને જણા સાંગલી રાજ્યના મોટા હોદ્દા ઉપર હતા. પરિણામે સમાજમાં એમની પ્રતિષ્ઠા પણ ઉત્તમ. પોતપોતાની ઢબે સમાજની સેવા પણ ઉત્તમ કરી. રાજ્યની નોકરી એટલે આવક પણ સારી. આવું બધું છોડી આ બંને જણા નામદાર ગોખલેની સર્વન્ટ્સ ઑવ ઇન્ડિયા સોસાયટી-માં જોડાયા એની મારા મન ઉપર ભારે અસર થઈ; બધી સગવડો અને પ્રતિષ્ઠાનો મોહ છોડી એમણે ત્યાગમય જીવન પસંદ કર્યું એથી એમાં જ જીવનની સાર્થકતા છે એમ મારા મનમાં ઠસી ગયું. પુસ્તકાલયમાં બેસીને અનેક ચર્ચાઓ કરતાં મનની (બુદ્ધિ અને ભાવનાની) જાગૃતિ તો થઈ હતી, પણ પોતાના જીવનનું શું કરવું એના મનોમંથનમાં દિશા જડતી ન હતી. તે આ બે દાખલાઓમાંથી સહેજે જડી.

પણ એ રસ્તે જવાનું મન ન થયું. એનું એક જ કારણ. મને થતું કે આ તો સંતજીવનની સાર્થકતા ગણાય; ને મારે ક્રાંતિકારી થવું છે. સંતજીવનમાં સંપત્તિ, સુખસગવડો અને પ્રતિષ્ઠાનો ત્યાગ આવી જાય છે, સત્તા-અધિકારનો પણ ત્યાગ રહેલો છે; પણ પ્રાણાર્પણ એ વસ્તુ નોખી જ છે.

દેશ પરતંત્ર છે. એને સ્વતંત્ર કરવા માટે આજની સ્થિતિમાં કેવળ સેવાથી સફળતા નહીં જ મળવાની, પણ દેશને સ્વતંત્ર કરવામાં ફાંસીએ જવાની તક મળે તો એ ખરેખરો પૂર્ણ ત્યાગ હશે. 'નવા સંત' થઈને સેવા કરનારા લોકો તો દેશને ગમે તેટલા મળશે, પણ પ્રાણાર્પણ કરવાની તૈયારીવાળા કેટલા હશે? આ જાતનું મનોમંથન ઉત્કટ થયું.

## ૩૬. બહાદુરીની કસોટી

કૉલેજના દિવસોનો એક મજાનો અનુભવ મારે આપવો જ જોઈએ. એને વિશે આના પહેલાં કોઈ ઠેકાણે લખ્યું હોય તો અત્યારે યાદ નથી આવતું. બેવડાય તો વાંધો નથી.

કૉલેજના છાત્રાલયમાં રહેનાર અમે વિદ્યાર્થીઓ પૂના તરફના રસ્તા ઉપર ફરવા જઈએ. એમાં મજા શી? પણ જો પાસેની ટેકરી પર ચડીને આમતેમ ખૂબ ફરીએ તો એમાં કસરત પણ ખરી અને કાવ્ય પણ ખરું. છાત્રાલયમાંથી નીકળી ટેકરી પર ચડીએ ત્યાં વચમાં એક મોટી કરાડ આવતી. એ ટાળીને ચડવાનું. બહુ જોખમકારક નહીં, પણ જો પગ લપસ્યો તો કરાડ પરથી સીધા નીચે પડીને કપાળ-મોક્ષ જ થવાનો!

એ દિવસોમાં અંગ્રેજો સામે ગુપ્ત કાવતરાં કરવાની અને બહાદુરીનાં કામો કરવાની વાતો ખૂબ ચાલતી. એટલે કેટલાક વિદ્યાર્થીઓ અતિશયોક્તિભર્યાં સંભાષણો કરે, તો કેટલાક બીજા એવા 'વાચિવીરો'ની ઠેકડી કરે. અને દાવો કરે કે 'કરે

ને બોલે નહીં.

એક દિવસ એવા બે-ત્રણ સાથીઓ મને કહેવા લાગ્યા: 'આપણે આપણી હિંમતની કસોટી કરવી જોઈએ. રાત્રે જમ્યા પછી સાવ અંધારામાં પેલી ટેકરી પર ફરવા જઈએ અને પાછલી બાજુથી ટેકરી ઊતરીને પાછળના સર્વન્ટ્સ ઑવ ઇન્ડિયા સોસાયટીના રસ્તે પાછા આવીએ. 'આવશો? છે હિંમત?' મેં કહ્યું: 'રોજ સાંજે એ રસ્તે એટલા બધા ફર્યા છીએ કે ત્યાંના ખાડાટેકરાનો પૂરો પરિચય છે. સાચવવું છે પેલી કરાડનું. એમાં મને તો કશી બીક લાગતી નથી. અમે છીએ જ પહાડી લોકો. અમારે માટે એમાં ખાસ બહાદુરી જરાયે નથી.'

'ચાલો ત્યારે, આજે રાત્રે જમ્યા પછી જઈ આવીએ. બોલવા કરતાં કરી બતાવવું જ સારું ને?'

અમે ચાલ્યા. પેલી કરાડથી પણ ખૂબ ઊંચે, દૂર સુધી પહોંચ્યા. ચોમેર સાવ અંધારું હતું. એટલામાં સામી બાજુથી ત્રણચાર જણા આવતા જણાયા. અંધારામાં ચહેરા તો દેખાય નહીં. વિચિત્ર લોકો! અમારામાંથી એક જણે કહ્યું: 'આ તો પૂનામાં ચોરી કે લૂંટફાટ કરનારા ગુંડાઓ લાગે છે. હવે?'

એટલામાં તો એ લોકો અમારા ઉપર તૂટી પડ્યા. અમને નીચે પાડ્યા. એક જણ મારી છાતી પર બેઠો અને મારવા લાગ્યો. મેં કહ્યું: 'અરે, અરે! શા માટે મારો છો અમને? અમે તો અહીં ખાલી ફરવા આવ્યા છીએ. તમારું અમે શું બગાડ્યું છે?' પણ કોઈ જવાબ આપે તો ને? દરેકને થોડો માર મારી એ લોકો નાસી ગયા. અમે ત્રણે જણા ઊઠ્યા. મેં કહ્યું: 'ચાલો, આપણે હવે નક્કી કર્યા પ્રમાણે ટેકરીની પાછલી બાજુથી ઊતરી રસ્તે પહોંચી જઈએ.' પેલા બે જણા પૂછે: 'તને બહુ તો નથી વાગ્યું ને?' મેં ક્ષણ થોભીને કહ્યું: 'મને તો આમાં કાંઈક ભેદ દેખાય છે. ગુંડા હોય કે ચોર હોય તો આપણને જોઈને કાં તો નાસી જાય, અથવા માર મારી હાથપગ ભાંગી નાખે. મને જેણે પાડ્યો તેણે મને મારવાનો ડોળ તો કર્યો, હાથ જોરથી ઉગામે, પણ મારે ત્યારે નહીં જેવું વાગે. ખરે જ, આની પાછળ કાંઈક ભેદ લાગે છે.'

તેઓ હસ્યા અને કહ્યું: 'એમ ત્યારે! તું સમજી ગયો! આ અમારું તારી કસોટીનું કાવતરું જ હતું. પેલા મારનારા પણ અમારી ગુપ્ત ટોળીના જ હતા. બહાદુરીની વાતો કરનારને આમ ટેકરી ઉપર અંધારામાં લઈ આવીએ અને એની કસોટી કરીએ. નાસી જાય છે કે દયા માગે છે કે મારનારને પગે લાગે છે, એ જોઈ લઈએ. જો અમારી કસોટીમાં પાર ઊતરે તો એને અમારી ગુપ્ત ટોળીમાં લઈએ. તમે આજે પાસ થયા.'

મેં કહ્યું: 'હવે આપણે ત્રણે સાથે પાછા ન જઈએ. અલગ પડીને જવામાં જ સાવચેતી છે. હું સર્વન્ટ્સ ઑવ ઇન્ડિયા સોસાયટીને રસ્તે થઈને હૉસ્ટેલ આવી પહોંચીશ. અને અમે એ પ્રમાણે કર્યું.

હવે હું ગુપ્ત ટોળીનો એક સદસ્ય થયો. પછી એક જણ કહે: 'પેલો ઈન્દોરવાળો નવો છોકરો ખૂબ બોલે છે. એને લઈ જઈએ. તમે બીજા કોઈને સાથે લઈને એને ઉપર લઈ આવો. પછી તમારા ઉપર અંધારામાં અમે હુમલો કરીશું.' યોજના મંજૂર થઈ. જૂની ઢબે જ અમે બે-ત્રણ જણ પેલા ઈન્દોરવાળાને સાથે લઈને ગયા. કેટલાક લોકોએ પોતાના કોટ ઊલટા પહેર્યા હતા. એક જણે પોતાનું ધોતિયું કાઢી માથે વીંટયું હતું: નીચે ફક્ત ચડ્ડી. મારનાર ટોળું આવ્યું. એમને જોતાંવેંત ઈન્દોરવાળો જોરથી બૂમો પાડતો એકદમ નીચે દોડી ગયો. મને બીક લાગી કે કરાડ પરથી જો નીચે પડી જશે તો ભારે આફત થશે. એ તો બરાડા પાડતો છાત્રાલયમાં પહોંચી ગયો. સૂતેલા લોકો જાગીને પૂછવા લાગ્યા: 'અરે! શું થયું? શું થયું?' એણે કહ્યું: 'અંધારામાં અમે ફરવા ગયા હતા, ત્યાં ધાડપાડુઓ અમને મળ્યા. માર માર્યો એટલે હું જીવ લઈને નાસી આવ્યો છું.' કેટલાક લોકો ફાનસ લઈને ટેકરી તરફ દોડયા. થોડી હોહા ચાલી. પછી બધું શાંત થઈ ગયું. હું તો બીજે રસ્તેથી છાત્રાલયમાં આવી મારી ઓરડીમાં જઈ સૂઈ ગયો. સવારે જીવતરામ કૃપાલાની મારી ઓરડીમાં આવી પૂછે: 'રાત્રે તો ભારે તોફાન થયું. તું કયાં હતો?'

મેં કહ્યું: 'હું તો મારી ઓરડીમાં જ હતો.'

'જા, જા; સાચું કહે તું કયાં હતો? રાત્રે જયારે હોહા શરૂ થઈ ત્યારે તારી ઓરડી પાસે આવી મેં જોયું હતું. ઓરડી બહારથી બંધ હતી. તું અંદર હતો જ નહીં. ખરું કહે, તું કયાં હતો?'

'ભલે; પછીથી કહીશ. અત્યારે તો જોવા દે, શું થાય છે તે.'

છાત્રાલયના વ્યવસ્થાપક એક ફેલો હોય છે. (વિદ્યાર્થીઓમાંથી જ જે બી.એ. કે એમ.એ. ઉત્તમ રીતે પાસ થઈ નામના મેળવે છે એને કૉલેજ તરફથી ફેલો તરીકે નીમવામાં આવે છે. એ ઉચ્ચ વિદ્યાર્થી પણ ખરો, અને અધ્યાપક પણ ખરો. એમાંથી એક જણને છાત્રાલયની વ્યવસ્થા સોંપેલી હોય છે.) એ ફેલોએ પ્રિન્સિપાલ પરાંજપેને રિપોર્ટ કર્યો. પરાંજપેએ આજ્ઞા કરી કે રાત્રે કોણ બહાર ગયા હતા, કેમ ગયા હતા, એની તપાસ કરો અને ગુનેગારોને સજા કરો. એ લોકો છાત્રાલય છોડીને જાય. ઉપરાંત વધારે શી સજા કરવી તે હું જોઈ લઈશ.'

અમે કરવા શું ગયા અને થઈ ગયું શું?! હું આમાં હોઈશ એવી કોઈને શંકા પણ ન હતી, તેથી મારું નામ કોઈયે લીધું નહીં. એટલે ઠાવકું મોં લઈને હું પ્રિન્સિપાલ પાસે ગયો અને કહ્યું: 'સર, છાત્રાલયના નિયમ તોડીને અંધારી રાતે લોકો ટેકરી પર જાય એ ખોટું તો ખરું જ. હું હૃદયથી આવાં તોફાનને વખોડું છું. પણ સર, આપ એટલી તો કદર કરો કે એ લોકો પોતાની હિંમતની કસોટી કરવા ગયા હતા. સાંભળ્યા પ્રમાણે છાત્રાલયમાં બહાદુરી કેળવનાર એક મંડળી જ છે. એ લોકો આ રીતે સાથીઓને કેળવે છે અને કસે છે. બીજી બાજુ કેટલાયે છોકરાઓ રાત્રે વગર રજાએ પૂનામાં નાટક જોવા જાય છે એના કરતાં આ

લોકોનો ગુનો ઓછો ગણવો જોઈએ. જે થઈ ગયું એ થઈ ગયું. તોફાની છોકરાઓ ઉઘાડા પડયા. હવે એમને આકરી સજા શા માટે કરો?'

પ્રિન્સિપાલ બોલ્યા: 'તમારા જેવા સારા વિદ્યાર્થી આવા તોફાની છોકરાઓનું ઉપરાણું લો છો એનું મને આશ્ચર્ય થાય છે. પછી કૉલેજની ડિસિપ્લીન શી રીતે ટકી શકે? એક તો સરકારની ખફા નજર આ કૉલેજ પર છે જ. અમે માંડ કૉલેજની પ્રતિષ્ઠા સાચવીએ છીએ.'

'સર, હું તો આ બધું વખોડું છું. જે થાય છે એ ખોટું થાય છે એવો પ્રચાર અમે ચલાવીશું તો બધું શાંત થશે. આપ સજા કરશો તો એ લોકોનું એક વર્ષ બગડશે. એટલે જ હું આપની પાસે આવ્યો છું.'

ખેર, પ્રકરણ શાંત થઈ ગયું. ચાર દિવસ ખૂબ ચર્ચા ચાલી અને આખી વાત વિસારે પડી. કૃપાલાની મને કહે: 'બોલ હવે મને બધું કહે. પ્રથમ તો એ કબૂલ કર કે તોફાન જાગ્યું ત્યારે તું તારી ઓરડીમાં ન હતો. કોઈ પણ ઊઠે તે પહેલાં હું જાગ્યો હતો. અને સીધો તારી ઓરડીએ આવ્યો હતો.' મેં હસીને બધી વાત કહી. એને ખૂબ મજા પડી.

## ૩૭. આત્માનંદનો અનુભવ

કૉલેજનાં બીજાં સ્મરણોથી સાવ જુદું પડે એવું એક સંસ્મરણ મગજમાં મજબૂત રીતે ઘર કરી બેઠું છે. એનું મહત્ત્વ છે અને નથી. છતાં એને શબ્દબદ્ધ તો કરવું જ જોઈએ.

કૉલેજમાં મારું ગણિત સારું. કદી ૮૦ ટકા કરતાં ઓછા માર્ક ન જ મળે. કેટલાક પેચીલા દાખલા લઈ પ્રિન્સિપાલ પરાંજપે પાસે જતો અને તેઓ ખૂબ રસપૂર્વક મને તે સમજાવતા. એક જ દાખલાનો જવાબ બે રીતે કેમ આપી શકાય એ પણ તેઓ કોક કોક વાર સમજાવતા.

જ્યારે હું ઇન્ટરની પરીક્ષામાં પાસ થયો અને બી.એ.માં દાખલ થયો ત્યારે બધા એમ જ માનતા કે બી.એ. માટે હું ગણિત જ પસંદ કરવાનો. એ વિષયમાં ઢગલાબંધ માર્ક મેળવવા એ મારે માટે રમતવાત હતી. ઇન્ટરની પરીક્ષામાં હું સેકન્ડ ક્લાસમાં આવ્યો ને મને સ્કૉલરશિપ મળી, એટલે ગણિત વિષય લેવો એ મારે માટે અપરિહાર્ય હતું. આથી જ્યારે હું પ્રિન્સિપાલ પરાંજપેને મળવા ગયો ત્યારે ઉત્સુકતાથી તેમણે પૂછ્યું: 'બી.એ. માટે ઐચ્છિક વિષય કયો લેવાના છો?' એમને ખાતરી હતી કે હું ઉચ્ચ ગણિત જ લઈશ. પરંતુ એમના મોં પરની અપેક્ષા ને ઉત્સુકતા જોયા છતાં મેં ઠંડે પેટે કહ્યું: 'હું તો તત્ત્વજ્ઞાનનો વિષય લેવાનો છું!' એ દિવસોમાં એ વિષયનું નામ હતું લૉજિક ઍન્ડ મૉરલ ફિલૉસૉફી—તર્ક અને નૈતિક દર્શન, પ્રિન્સિપાલને આશ્ચર્ય થયું. છતાં બોલ્યા નહીં. ઠંડે પેટે બીજી વાતો

જાણે પૂરી કરી અને મને જવા દીધો.

આ વિષય મેં કેમ લીધો? તે વખતના શબ્દોમાં જ જવાબ લખી કાઢું: 'આપણે ખૂબ વિચાર કરીએ છીએ. જેને અનેક વિષયોમાં રસ છે તેનું તો પૂછવું જ શું? આવી સ્થિતિમાં વિચાર ઢંગધડા વગર ચાલે એ આપણને પોસાય નહીં. આપણે મનોવિજ્ઞાન બરાબર સમજી લઈએ, જ્ઞાનનો વિસ્તાર કેટલો છે એની ભૂગોળ જાણી લઈએ, તો ચિંતનમાં વ્યવસ્થા આવે અને જીવનનું રહસ્ય શોધી કાઢતાં આપણને ફાવે. એટલા માટે આ વિષય હું લઉં છું.'

આ જ વિષય તમે કેમ પસંદ કર્યો? એમ કોઈ પૂછતું ત્યારે ઉપરનું કારણ સમજાવવાનો હું પ્રયત્ન કરતો. કેટલાકને એ ગળે ઊતરતું નહીં. કેટલાકને તો લાગતું હશે કે મારું ભેજું જ ઠેકાણે નથી! પણ મેં જે મનમાં હતું તે જ લોકોને સમજાવવાનો પ્રયત્ન કરેલો.

અમારા ઘરમાં પિતાશ્રીની ધર્મભાવના મોટે ભાગે પૂજા-અર્ચા, ઉત્સવ-યાત્રા અને દાન-ધર્મ એટલામાં જ સમાપ્ત થતી હતી. મારા મોટાભાઈ ગીતા અને જ્ઞાનેશ્વરી વાંચે. પરિણામે એની ચર્ચા સાંભળવા મળે. પણ મારે તો એ બધી વસ્તુના મૂળમાં પહોંચવું હતું. હવે હું પાઠ્યપુસ્તકો વાંચવા લાગ્યો. પણ એ હતાં અંગ્રેજીમાં, એટલે એ વિષયની ભાષા, પરિભાષા અને દાર્શનિક શૈલી બધા સાથે નવો પરિચય કરવાનો આવ્યો. એમાં પણ મને ખૂબ રસ પડતો. મારે મારા વિષયમાં પંડિત થવું ન હતું, પણ રસતૃપ્તિ મેળવવી હતી.

અમારે જર્મન ફિલસૂફ ઈમેન્યુઅલ કૅન્ટનું તત્ત્વજ્ઞાન સમજવાનું હતું. મારા સ્વભાવ પ્રમાણે મારા કલાસના વિદ્યાર્થીઓમાંથી જે કોઈ મને પૂછવા આવે તેને પાઠ્યપુસ્તકમાંથી અઘરા ફકરાઓ રસપૂર્વક સમજાવતો. એક દિવસે કૅન્ટની ચોપડી લઈ ઓરડીમાં ટેબલ ઉપર પલાંઠી વાળીને વાંચવા બેઠો હતો. એમાં કૅન્ટે એક વિચાર સમજાવ્યો હતો: 'કોઈ વસ્તુ હાથમાં લ્યો. એનો આકાર, એનું વજન, એની સુંવાળપ . . . અથવા એથી ઊલટું, અને એના ગુણો—એ બધું અલગ અલગ કરો. વસ્તુ ને એના ગુણો અલગ અલગ કરવાં જોઈએ. ગુણોમાં સંખ્યા આદિ બધાં જ તત્ત્વો આવી જાય છે. એ બધા ગુણો વસ્તુથી નોખા પાડો, તો બાકી શું રહે છે? કૅન્ટ એને thing in itself કહે છે. મેં એને માટે શબ્દ ઘડી કાઢ્યો: વસ્તુની 'તત્તા.'

એ બધું વર્ણન વાંચતાં વાંચતાં અને એનું ચિંતન ચલાવતાં ચલાવતાં મને એટલો તો આનંદ થયો કે જાણે એક ભારે વસ્તુ સુધી હું પહોંચી ગયો છું. શું આત્માનું જ એ સ્વરૂપ નથી? એકાગ્રતાથી ચિંતન કરતાં કરતાં વસ્તુની 'તત્તા' એ જ આત્મા છે એ જાતનો વિચાર મનમાં ઊગ્યો અને જાણે એ વસ્તુનો, તત્તાનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર થયો હોય એટલો આનંદ મારામાં વ્યાપી ગયો. મારાથી રહેવાયું નહીં. કશા કારણ વગર પલાંઠી છોડી હું ટેબલ ઉપરથી કૂદી પડ્યો. વસ્તુની 'તત્તા'ની એ શોધ હતી. જાણે આત્માનો જ સાક્ષાત્કાર હતો. એ સાક્ષાત્કાર

એટલો આનંદદાયક હશે એની કલ્પના ન હોવાથી હું એકાએક વગર વિચારે ટેબલ ઉપરથી કૂદી પડયો એનું જ મને આશ્ચર્ય થયું! તે વખતની એ ભાવના એટલી ઉત્કટ હતી અને એ આનંદ એટલો વિશિષ્ટ પ્રકારનો હતો કે આજે પણ એનો અનુભવ મનમાં દૃઢ રૂપે ઠસી ગયો છે.

આગળ જતાં જ્યારે ઉપનિષદનું વાક્ય વાંચ્યું—आनंदं ब्रह्मणो विद्वान् न विभेति कुतश्चन। ત્યારે મને એ ટેબલ પરથી કૂદ્યાનો પ્રસંગ યાદ આવ્યો. મેં બી.એ. માટે ફિલસૂફીનો ઐચ્છિક વિષય પસંદ કર્યો. એની જાણે તે દિવસે મેં કૃતાર્થતા અનુભવી.

## ૩૮. રશિયા-જાપાન યુદ્ધ

[એશિયાઈ રાષ્ટ્રોમાં નવા પ્રાણનો સંચાર]

પઠાણો અને મુઘલો આગળ હારેલા આપણે મહારાષ્ટ્રમાં 'હિંદવી સ્વરાજ્ય'નો જરાક અનુભવ લેતા હતા, ત્યાં સાત સમુદ્રની પેલી પારના ટોપીવાળાઓ આવ્યા—પોર્ચુગીઝ, ફ્રેન્ચ ને અંગ્રેજ. એમાં બીજા બધા કરતાં અંગ્રેજોની કુનેહ ફાવી ગઈ અને એમણે આ મહાન દેશમાં પોતાનું રાજ્ય મજબૂતપણે 'આસેતુહિમાચલ' સ્થાપ્યું. હિંદુ-મુસલમાનોએ ભેગા થઈને એમને હાંકી કાઢવાનો એક પ્રયત્ન (૧૮૫૭માં) કર્યો તેમાં આપણે હાર્યા, એટલું જ નહીં પણ તે જ કારણે અંગ્રેજોનું આ દેશ પરનું સામ્રાજ્ય એવું તો મજબૂત થયું કે ગોરાઓ આગળ આપણું કશું ચાલવાનું નથી એમ આખા દેશે, રાજાઓએ તેમ જ સમસ્ત પ્રજાએ, પૂરા હૃદયથી માની લીધું. આ તો થઈ આપણા દેશની વાત. પણ એમણે જોયું કે ટોપીવાળાઓ એશિયા અને આફ્રિકાના બીજા બધા દેશોમાં પણ ફાવી ગયા હતા. આ ગોરાઓને ભગવાનનું ખાસ વરદાન છે એવો નિર્ણય તમામ રંગીન પ્રજાઓએ જાણે સ્વીકારી લીધો હતો.

એટલામાં ઈ. ૧૯૦૫માં એકાએક રશિયા અને જાપાન વચ્ચે યુદ્ધ ફાટયાના સમાચાર આવી પહોંચ્યા. પ્રથમ તો માન્યામાં જ ન આવે કે એશિયાની કોઈ પ્રજા યુરોપના ગોરાઓ સામે ઊભી થઈ શકે; અને તેયે, અંગ્રેજો પણ જેમનાથી હમેશાં ડરેલા રહે છે એ રશિયા સામે—એટલે કે આખી દુનિયામાં સૌથી મોટી લશ્કરી શક્તિ સામે! છેલ્લાં કેટલાંય વર્ષોથી આપણે જોઈ શકતા હતા કે અંગ્રેજોની બધી બુદ્ધિશક્તિ રશિયાનું ભારત પરનું આક્રમણ ટાળવા માટે વપરાતી હતી.

એવા એ રશિયા સામે ઊભા થયેલા જાપાની લોકોનું રાજ તે કેવડુંક મોટું હશે એ નકશા પર તપાસવા જતાં બેવડું આશ્ચર્ય થયું. એશિયાને છેક છેડે, ચીની સામ્રાજ્યની પૂર્વે આવેલા માત્ર ચાર ટાપુઓ એ આ લોકોની જન્મભૂમિ. જેમ યુરોપની પશ્ચિમે સમુદ્રમાં બ્રિટન અને આયર્લૅન્ડ એમ જ રશિયાની પૂર્વે આ જાપાનનું રાજ્ય.

બધાના મનમાં તો એમ જ કે જંગી રશિયા આગળ ટચૂકડા જાપાનની શી

વિસાત? પણ આશ્ચર્ય એ થયું કે એણે તો રશિયન શક્તિને પડકાર કર્યો અને લડવા માટે તૈયાર થયું.

પછી તો અમે રોજ 'જ્ઞાનપ્રકાશ' લઈને લડાઈના સમાચાર વાંચીએ. લડાઈ જાપાનમાં નહીં પણ સમુદ્રની આ બાજુ રશિયન સામ્રાજ્યની ભૂમિ ઉપર થતી હતી! જાપાનીઓ જહાજમાં પોતાની ફોજ લઈને સમુદ્ર ઓળંગીને રશિયા સામે એમના જ દેશમાં જઈ લડતા હતા!!

તે વખતે 'પૉર્ટ આર્થર' એ સૌથી મોટું લશ્કરી મથક હતું. જાપાનીઓ એ બંદર પોતાના કબજામાં લેવા માટે આગળ વધતા હતા. વચમાં વચમાં 'યાલુ નદી'નું પણ નામ વાંચતા. અને છાપાંઓના નકશાઓમાં એ નદી ક્યાં છે એ શોધી કાઢતા. ભારતના પ્રમાણમાં એ આખો દેશ નકશામાં તુચ્છ જેવો લાગતો હતો. ત્યાર પછી 'મુકડેન'માં ભારે યુદ્ધ થયું. જાપાનીઓ તરફથી 'ઍડમિરલ ટોગો' નૌકા-સેનાપતિ હતો, રશિયાની બાજુ રૉડ ઝેસ્‌વ્હેન્સ્કી હતો.

યુદ્ધ ઠીક ઠીક ચાલ્યું. શો અમારો તે વખતનો ઉત્સાહ! યુરોપના સૌથી મોટા સામ્રાજ્ય સામે એશિયાનું એક નાનકડું રાજ ફાવતું જાય એ વસ્તુ કલ્પનાને પણ સાચી ન લાગત! પણ રોજના સમાચાર જે યુરોપનાં તટસ્થ રાષ્ટ્રો તરફથી આવતા જાય, એના રિપોર્ટ તો માનવા જ રહ્યા. કેવળ ભારતને જ નહીં પણ એશિયાનાં બધાં જ રાષ્ટ્રોને લાગતું હતું કે આ જાપાની લોકો એશિયાની આબરૂ પોતાના હાથમાં લઈને લડે છે અને ફાવતા લાગે છે. દરેક ઘરમાં આનંદ આનંદ વ્યાપી રહેતો – જાણે પોતે જ લડાઈમાં જીતતા હોય એમ.

એટલામાં સમાચાર આવ્યા કે રશિયા અને સ્વિડન નૉર્વે વચ્ચેના સમુદ્રમાં રશિયાનું જે વિશાળ આરમાર (નૌકાસૈન્ય) છે એ જાપાન સામે લડવા ઊપડ્યું છે. આવડું મોટું આરમાર ઇંગ્લૅન્ડ અને ફ્રાન્સ વચ્ચે થઈને આટલાંટિક મહાસાગરમાં જાય, ત્યાંથી દક્ષિણ આફ્રિકા ખંડ ઓળંગી, હિંદી મહાસાગર ઓળંગી, પ્રશાંત મહાસાગરમાં થઈને ઉત્તરે જાપાન ઉપર ચડાઈ કરવા જાય એ મહા આશ્ચર્યની વાત હતી. અમે કહેતા કે દુનિયાના આખા ઇતિહાસમાં આવડી મોટી નૌકાસેનાએ ત્રણ મહાસાગરની આટલી લાંબી મુસાફરી કોઈ કાળે ભાગ્યે જ કરી હોય.

ત્યારે જાપાનીઓ તો એટલું જ કહેતા કે 'અમે રશિયન આરમારના સ્વાગત માટે તૈયાર છીએ.' આખી દુનિયાનાં બધાં હૃદયો એ મહા નૌકાયુદ્ધનાં વર્ણનો સાંભળવા તલપાપડ હતાં. અને શું આશ્ચર્ય! 'સુશીમા' સામુદ્રધુનીમાં જાપાને એક જ લડાઈમાં રશિયાનું એ આખું આરમાર ખલાસ કરી નાખ્યું! કલ્પનાનેયે સાચું ન લાગે!? પણ પ્રત્યક્ષ બનેલો બનાવ માન્યે જ છૂટકો હતો!

રુસો-જાપાની યુદ્ધ આગળ ચાલ્યું. પણ હવે એમાં રસ રહ્યો નહીં. જાપાનીઓ ફાવી ગયા છે અને એની આગળ રશિયાની હાર થઈ છે એટલું દુનિયા સમજી ગઈ.

અને જાપાને એશિયાની ઉદારતા બતાવી. હારેલો દેશ હાર કબૂલ કરી શાંતિ માટે, સુલેહ માટે અરજી કરે તેને બદલે વિજયી જાપાને જ શાંતિ ને સુલેહનામા

માટે કહેણ મોકલ્યું કે 'રશિયાએ યુદ્ધ બંધ કરવું જોઈએ. નકામા મનુષ્યસંહારમાં અમે માનતા નથી. એટલે અમે જ સુલેહનામાની વાત છેડીએ છીએ.'

ઈ. ૧૯૦૫ની આ વાત. જાપાનની જીત થઈ. પૂર્વ તરફના સમુદ્ર પર જાપાનનાં જહાજો છૂટથી ફરવા લાગ્યાં. ખખડધજ ચીની સામ્રાજ્ય પર રશિયાની બીક તોળાતી હતી તે ઓછી થઈ. ચીની પ્રજાએ પોતાના બાદશાહ સામે પોતાની શક્તિ અજમાવવાનો નિશ્ચય કર્યો અને આખી દુનિયાનું રૂપ ફરી ગયું. એશિયાની પ્રજામાં નવા પ્રાણનો સંચાર થયો અને અમે કૉલેજના વિદ્યાર્થીઓ જાણે નવું હૃદય મળ્યું હોય એમ પોતાની જિંદગીનો અને પોતાના દેશનો નવેસરથી વિચાર કરવા લાગ્યા.

## ૩૯. સમાજમાં સ્ત્રીઓનું સ્થાન

મેં કહ્યું જ છે કે અમે છ ભાઈઓ વચ્ચે એક જ બહેન હતાં; અને એ અત્યંત માયાળુ, સંસ્કારી અને તેજસ્વી. પણ એ બહુ વહેલાં ગુજરી ગયાં. એટલે અમારા ઘરમાં મારી મા અને દાદી ઉપરાંત સ્ત્રીઓ એટલે મારી ભાભીઓ. સૌથી મોટી ભાભી આગળ હું લગભગ દીકરા જેવો. બાકીની બધી સહેજ ઓછીવત્તી સમવયસ્ક. એમને પોતાના પતિ પ્રત્યેની પોતાની જવાબદારી અને સાસુસસરાને પ્રસન્ન રાખવાની ફરજ એ બધું સાચવતાં અને અંદરઅંદરની લાગણીઓ ખીલવતાં જોઈને સ્ત્રી-જીવન વિશે મારા મનમાં આપમેળે જાતજાતના વિચારો આવે. નાની ઉંમરમાં સમાજસુધારાની વાતો તો ક્યાંથી સૂઝે? પણ સ્ત્રીનું જીવન અમુક બાબતોમાં કથોરું હોય છે એમ જોઈને એમને વિશે મનમાં પૂરેપૂરી સહાનુભૂતિ ખરી. (એનો લાભ મારી પત્નીને ઠીક ઠીક મળ્યો. એનો ઉલ્લેખ અસ્પષ્ટ રીતે મેં કર્યો હશે.) પણ કૉલેજમાં ગયા પછી સમાજને અંગે બધા જ વિચાર કરવાની જવાબદારી જાણે માથે આવી પડી. એમાં, અત્યારે યાદ છે તે પ્રમાણે, બે વસ્તુઓનો મારા મન ઉપર ભારે પ્રભાવ પડયો.

હું ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થયો ત્યારે જેમ ગોખલે કૉલેજનું કામ છોડીને રાજદ્વારી ક્ષેત્રમાં ચમકવા લાગ્યા હતા, તેમ જ એમના જેટલા જ નિષ્ઠાવાન કાર્યકુશળ પ્રો. ધોંડો કેશવ કર્વેએ પણ અધ્યાપનનું કાર્ય છોડી દઈ સ્ત્રીજાતિની સેવા અને ઉન્નતિને પોતાનું મિશન બનાવ્યું હતું; અને તે માટે એમણે પૂના પાસે જ પોતાની સંસ્થા શરૂ કરી હતી જે આજે ભારતમાં એક પ્રખ્યાત સ્ત્રી-વિદ્યાપીઠની પ્રતિષ્ઠા ભોગવે છે.

આથી આ ગોખલે અને કર્વે બંને વિશે અમારા મનમાં ભારે આદર. એ બે જણા એકબીજાના કંઈ સગા થતા હશે કે કેમ તે અત્યારે યાદ નથી રહ્યું. સમાજમાં પ્રો. કર્વેની નિંદા પણ ખૂબ થતી. એમણે સ્ત્રીઓને કેળવવાનું કામ માથે લીધું એ એમનો સૌથી મોટો ગુનો! એમણે પુનર્વિવાહ કર્યો એટલે તેઓ ચારિત્ર્યભ્રષ્ટ

ગણાયા! ને આખા સમાજમાં વિધવા-પુનર્વિવાહનો પ્રચાર કરે એટલે તો તે કળિયુગના સ્વામી જ ગણાય ને? પણ અમ યુવાનોનાં મનમાં એ જ કારણે કર્વે વિશે અત્યંત આદર.

એ અરસામાં સાંગલીમાં મારા પડોશના એક ભાઈ સાથે મારે ચર્ચા ચાલતી હતી. ત્યારે એને મોઢે જે દલીલો સાંભળેલી તે અહીં લખતાં પણ શરમ ઊપજે. પણ એ જમાનો કેવો હતો એનો ખ્યાલ એક નાનકડા ઉદાહરણમાંથી પૂરેપૂરો આવી શકે. અમારા પડોશી ભાઈ સાંગલીના સ્થાનિક બ્રાહ્મણ સમાજના આગેવાન ગણાતા. એ મને કહે: 'તમારા કર્વએ વિચાર કરવો જોઈતો હતો કે સ્ત્રીઓને લખતી-વાંચતી કરવી એ કેટલું જોખમકારક છે. આપણા પૂર્વજોએ સ્ત્રીઓને લખવાની કળા ન શીખવી, એમને જનોઈ પણ ન આપી, સંસ્કૃત મંત્રો બોલવાનો અધિકાર નહીં. પગમાં જોડા પણ ન પહેરાય. છોકરીઓના પગમાં ઘૂંઘરું પણ એ માટે જ રાખ્યું કે જેથી તેઓ છાનીછપની કયાંય જઈ ન શકે. આ બધી વ્યવસ્થા અમસ્તી જ કરી હતી? જુવાન છોકરીને લખતાં-વાંચતાં આવડે પછી એ પોતાના યારને કાગળ ન લખે? સ્ત્રીઓને તમે એક વાર કેળવણી આપો પછી એમનું ચારિત્ર્ય ટકે તો મને કહેજો...' બસ, એમની દલીલો વધારે લખવાની જરૂર નથી. આવા સમાજની, વિધવા સાથે ફરી પરણેલા માણસની સંસ્થામાં પોતાની છોકરીઓને ભણવા મોકલવાની હિંમત જ શી રીતે ચાલે?

અમે નાનપણથી જ છાપાં વાંચીએ. એક બાજુ લોકમાન્ય ટિળકનું 'કેસરી', બીજી બાજુ પ્રો. આગરકરનું 'સુધારક'. રાજનીતિમાં ટિળક અને 'કેસરી' અમારે માટે પ્રમાણ. સંસાર-સુધારામાં અમારી પેઢીમાં પણ એ જમાનામાં બે પક્ષ હતા: આગરકરનો 'સુધારક' પક્ષ, અને એનો વિરોધ કરનાર ટિળકનો 'ઉદ્ધારક' પક્ષ. મારા જેવા બહુ થોડા યુવાનો હતા જે સ્વરાજ્યવાદી હોવા છતાં સુધારક પક્ષમાં ભળતા.

પ્રો. કર્વેને અમે કોઈ કોઈ વાર ભાષણ માટે અમારી વક્તૃત્વોત્તેજક સભામાં બોલાવીએ. એમનાં ભાષણ પછી મહિનાઓ સુધી અમારી ચર્ચા ચાલે. સ્ત્રીઓને ન જ કેળવવી જોઈએ, એમને કશા અધિકાર ન જ હોવા જોઈએ, એમ કહેનારા લોકો કૉલેજમાં ઓછા હતા; પણ બહુ બહુ તો અમુક હદ સુધી જવું જોઈએ, એથી આગળ જવામાં જોખમ છે, એમ કહેનારો પક્ષ મોટો હતો. પણ એમની અંદર પેટાવિભાગ અસંખ્ય.

એ જ અરસામાં યુરોપમાં એક મોટું આંદોલન શરૂ થયું. એ હતું 'સ્ત્રીઓને રાજદ્વારી મતાધિકાર મળવા બાબત'. એનો ઝંડાધારી એક નવો પક્ષ ઉત્પન્ન થયો હતો. એ ઉપરથી અમારું ધ્યાન ગયું કે વિલાયતમાં પણ સ્ત્રીઓને ચૂંટણીમાં મત આપવાનો અધિકાર નથી. રાજકર્તા તરીકે જવાબદારીભર્યું સ્થાન સ્ત્રીઓને મળે એવી છૂટ આજે પણ યુરોપ-અમેરિકામાં પૂરતી નથી, તો એ જમાનામાં તો સ્ત્રીઓને પાર્લમેન્ટમાં બેસવાની રજા પણ ક્યાંથી જ હોય? અમારે ત્યાં જેમ સનાતન

માટે કહેણ મોકલ્યું કે 'રશિયાએ યુદ્ધ બંધ કરવું જોઈએ. નકામા મનુષ્યસંહારમાં અમે માનતા નથી. એટલે અમે જ સુલેહનામાની વાત છેડીએ છીએ.'

ઈ. ૧૯૦૫ની આ વાત. જાપાનની જીત થઈ. પૂર્વ તરફના સમુદ્ર પર જાપાનનાં જહાજો છૂટથી ફરવા લાગ્યાં. ખખડધજ ચીની સામ્રાજ્ય પર રશિયાની બીક તોળાતી હતી તે ઓછી થઈ. ચીની પ્રજાએ પોતાના બાદશાહ સામે પોતાની શક્તિ અજમાવવાનો નિશ્ચય કર્યો અને આખી દુનિયાનું રૂપ ફરી ગયું. એશિયાની પ્રજામાં નવા પ્રાણનો સંચાર થયો અને અમે કૉલેજના વિદ્યાર્થીઓ જાણે નવું હૃદય મળ્યું હોય એમ પોતાની જિંદગીનો અને પોતાના દેશનો નવેસરથી વિચાર કરવા લાગ્યા.

## ૩૯. સમાજમાં સ્ત્રીઓનું સ્થાન

મેં કહ્યું જ છે કે અમે છ ભાઈઓ વચ્ચે એક જ બહેન હતાં; અને એ અત્યંત માયાળુ, સંસ્કારી અને તેજસ્વી. પણ એ બહુ વહેલાં ગુજરી ગયાં. એટલે અમારા ઘરમાં મારી મા અને દાદી ઉપરાંત સ્ત્રીઓ એટલે મારી ભાભીઓ. સૌથી મોટી ભાભી આગળ હું લગભગ દીકરા જેવો. બાકીની બધી સહેજ ઓછીવત્તી સમવયસ્ક. એમને પોતાના પતિ પ્રત્યેની પોતાની જવાબદારી અને સાસુસસરાને પ્રસન્ન રાખવાની ફરજ એ બધું સાચવતાં અને અંદરઅંદરની લાગણીઓ ખીલવતાં જોઈને સ્ત્રી-જીવન વિશે મારા મનમાં આપમેળે જાતજાતના વિચારો આવે. નાની ઉંમરમાં સમાજસુધારાની વાતો તો ક્યાંથી સૂઝે? પણ સ્ત્રીનું જીવન અમુક બાબતોમાં કઠોરું હોય છે એમ જોઈને એમને વિશે મનમાં પૂરેપૂરી સહાનુભૂતિ ખરી. (એનો લાભ મારી પત્નીને ઠીક ઠીક મળ્યો. એનો ઉલ્લેખ અસ્પષ્ટ રીતે મેં કર્યો હશે.) પણ કૉલેજમાં ગયા પછી સમાજને અંગે બધા જ વિચાર કરવાની જવાબદારી જાણે માથે આવી પડી. એમાં, અત્યારે યાદ છે તે પ્રમાણે, બે વસ્તુઓનો મારા મન ઉપર ભારે પ્રભાવ પડ્યો.

હું ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થયો ત્યારે જેમ ગોખલે કૉલેજનું કામ છોડીને રાજદ્વારી ક્ષેત્રમાં ચમકવા લાગ્યા હતા, તેમ જ એમના જેટલા જ નિષ્ઠાવાન કાર્યકુશળ પ્રો. ધોંડો કેશવ કર્વેએ પણ અધ્યાપનનું કાર્ય છોડી દઈ સ્ત્રીજાતિની સેવા અને ઉન્નતિને પોતાનું મિશન બનાવ્યું હતું; અને તે માટે એમણે પૂના પાસે જ પોતાની સંસ્થા શરૂ કરી હતી જે આજે ભારતમાં એક પ્રખ્યાત સ્ત્રી-વિદ્યાપીઠની પ્રતિષ્ઠા ભોગવે છે.

આથી આ ગોખલે અને કર્વે બંને વિશે અમારા મનમાં ભારે આદર. એ બે જણા એકબીજાના કંઈ સગા થતા હશે કે કેમ તે અત્યારે યાદ નથી રહ્યું. સમાજમાં પ્રો. કર્વેની નિંદા પણ ખૂબ થતી. એમણે સ્ત્રીઓને કેળવવાનું કામ માથે લીધું એ એમનો સૌથી મોટો ગુનો! એમણે પુનર્વિવાહ કર્યો એટલે તેઓ ચારિત્ર્યભ્રષ્ટ

ગણાયા! ને આખા સમાજમાં વિધવા-પુનર્વિવાહનો પ્રચાર કરે એટલે તો તે કળિયુગના સ્વામી જ ગણાય ને? પણ આમ યુવાનોનાં મનમાં એ જ કારણે કર્વે વિશે અત્યંત આદર.

એ અરસામાં સાંગલીમાં મારા પડોશના એક ભાઈ સાથે મારે ચર્ચા ચાલતી હતી. ત્યારે એને મોઢે જે દલીલો સાંભળેલી તે અહીં લખતાં પણ શરમ ઊપજે. પણ એ જમાનો કેવો હતો એનો ખ્યાલ એક નાનકડા ઉદાહરણમાંથી પૂરેપૂરો આવી શકે. અમારા પડોશી ભાઈ સાંગલીના સ્થાનિક બ્રાહ્મણ સમાજના આગેવાન ગણાતા. એ મને કહે: 'તમારા કર્વએ વિચાર કરવો જોઈતો હતો કે સ્ત્રીઓને લખતી-વાંચતી કરવી એ કેટલું જોખમકારક છે. આપણા પૂર્વજોએ સ્ત્રીઓને લખવાની કળા ન શીખવી, એમને જનોઈ પણ ન આપી, સંસ્કૃત મંત્રો બોલવાનો અધિકાર નહીં. પગમાં જોડા પણ ન પહેરાય. છોકરીઓના પગમાં ઘૂંઘરું પણ એ માટે જ રાખ્યું કે જેથી તેઓ છાનીછપની ક્યાંય જઈ ન શકે. આ બધી વ્યવસ્થા અમસ્તી જ કરી હતી? જુવાન છોકરીને લખતાં-વાંચતાં આવડે પછી એ પોતાના યારને કાગળ ન લખે? સ્ત્રીઓને તમે એક વાર કેળવણી આપો પછી એમનું ચારિત્ર્ય ટકે તો મને કહેજો...' બસ, એમની દલીલો વધારે લખવાની જરૂર નથી. આવા સમાજની, વિધવા સાથે ફરી પરણેલા માણસની સંસ્થામાં પોતાની છોકરીઓને ભણવા મોકલવાની હિંમત જ શી રીતે ચાલે?

અમે નાનપણથી જ છાપાં વાંચીએ. એક બાજુ લોકમાન્ય ટિળકનું 'કેસરી', બીજી બાજુ પ્રો. આગરકરનું 'સુધારક'. રાજનીતિમાં ટિળક અને 'કેસરી' અમારે માટે પ્રમાણ. સંસાર-સુધારામાં અમારી પેઢીમાં પણ એ જમાનામાં બે પક્ષ હતા: આગરકરનો 'સુધારક' પક્ષ, અને એનો વિરોધ કરનાર ટિળકનો 'ઉદ્ધારક' પક્ષ. મારા જેવા બહુ થોડા યુવાનો હતા જે સ્વરાજ્યવાદી હોવા છતાં સુધારક પક્ષમાં ભળતા.

પ્રો. કર્વેને અમે કોઈ કોઈ વાર ભાષણ માટે અમારી વક્તૃત્વોત્તેજક સભામાં બોલાવીએ. એમનાં ભાષણ પછી મહિનાઓ સુધી અમારી ચર્ચા ચાલે. સ્ત્રીઓને ન જ કેળવવી જોઈએ, એમને કશા અધિકાર ન જ હોવા જોઈએ, એમ કહેનારા લોકો કૉલેજમાં ઓછા હતા; પણ બહુ બહુ તો અમુક હદ સુધી જવું જોઈએ, એથી આગળ જવામાં જોખમ છે, એમ કહેનારો પક્ષ મોટો હતો. પણ એમની અંદર પેટાવિભાગ અસંખ્ય.

એ જ અરસામાં યુરોપમાં એક મોટું આંદોલન શરૂ થયું. એ હતું 'સ્ત્રીઓને રાજદ્વારી મતાધિકાર મળવા બાબત'. એનો ઝંડાધારી એક નવો પક્ષ ઉત્પન્ન થયો હતો. એ ઉપરથી અમારું ધ્યાન ગયું કે વિલાયતમાં પણ સ્ત્રીઓને ચૂંટણીમાં મત આપવાનો અધિકાર નથી. રાજકર્તા તરીકે જવાબદારીભર્યું સ્થાન સ્ત્રીઓને મળે એવી છૂટ આજે પણ યુરોપ-અમેરિકામાં પૂરતી નથી, તો એ જમાનામાં તો સ્ત્રીઓને પાર્લમેન્ટમાં બેસવાની રજા પણ ક્યાંથી જ હોય? અમારે ત્યાં જેમ સનાતન-

સમાજ મેં ભરીને કર્વેની નિંદા કરતો, તેમ વિલાયતનો સમાજ મોટે ભાગે ત્યાંની આગેવાન મિસિસ પૅંક હર્સ્ટની નિંદા કરતો. એ જોઈને મને આશ્ચર્ય થયું અને એક રીતે સંતોષ પણ થયો. સંતોષ એટલા માટે, કે જેમ આપણા દેશમાં ભણેલા-ગણેલા સુશિક્ષિત કહેવાતા લોકોમાં પણ પછાત વિચારના લોકોની બહુમતી છે તેમ વિલાયતમાં પણ સ્ત્રીઓના અધિકારની બાબતમાં આપણા જેટલું જ પછાતપણું છે.

મારા કહેવાનો ઉદ્દેશ એ નથી કે આ વિષયમાં પ્રથમથી જ મેં સાવ છેડે પહોંચેલા વિચારો સ્વીકાર્યા હતા. એમાં સંયમ, મર્યાદા વગેરે હોવાં જોઈએ એવી દલીલો તો હું પણ ત્યારે કરતો, અને હું સાવ જહાલ નથી એ વસ્તુ પર પણ ભાર મૂકીને મારા વિચારોનું સમર્થન કરતો. રાજદ્વારી ક્ષેત્રમાં આપણી સ્ત્રીઓ બહુ આગળપડતો ભાગ ન લે તો ચાલે; પણ સંસારસુધારામાં તો આગેવાની એમની જ હોય, એટલો મારો આગ્રહ ખરો. એ દિવસોમાં મેં એકબે વ્યાખ્યાનો પણ આપ્યાં હશે.

આગળ જતાં વિલાયતની સ્ત્રીઓને (એમને મતાધિકાર માગનારી સ્ત્રીઓ તરીકે) સફ્રેજેટ 'Suffragetle' નામ મળ્યું. વિનોદમાં ઉપજાવેલું આ નામ એક આખો જમાનો લોકોનાં મોંમાં ખૂબ ચગ્યું. આજે તો હવે સ્ત્રીઓએ માગેલા બધા અધિકારો મળી ચૂકયા છે એટલે એ નામ કોઈ વાપરતું નથી, પણ તે વખતે જ્યારે બહેનોની હિલચાલને કોઈ દાદ દે નહીં ત્યારે વિફરેલી બહેનો એટલી ઉદ્દામ થઈ હતી કે રસ્તા પરની ટપાલની પેટીઓમાં કાગળ નાખવાનું બહાનું કરીને એમાં ઍસિડ રેડતી ને પરિણામે અંદરના કાગળો બળી જતા એમ પણ વાંચ્યાનું યાદ છે.

હું સ્વભાવે જેમ સનાતની, તેમ જ ન્યાયનો પક્ષપાતી અને અન્યાયનો પ્રતિકાર કરનારો પણ ખરો. એટલે અમે સ્નેહીઓ સમાજમાં સ્ત્રીઓનું સ્થાન કેવું હોય, ધર્મમાં શા શા સુધારા થવા જોઈએ વગેરેની ખૂબ ચર્ચા કરતા. પતિ-પત્ની વચ્ચે નિષ્ઠા હોવી જોઈએ ને સંયમનો આદર હોવો જોઈએ, આ બે વસ્તુનો આગ્રહ કાયમ રાખી હું બધી ચર્ચા કરતો.

## ૪૦. કુદરતનું નિરીક્ષણ

કુદરતની ઉપાસના એ તો મારો આખા જન્મારાનો છંદ છે. વ્યસન કહું તો પણ ચાલે. પણ ઈશ્વરની કૃપા કે એ જ કુદરતના આકર્ષણે મારી આધ્યાત્મિક જીવનસાધના પણ ઘડી કાઢી. પરિણામે બાહ્ય પ્રકૃતિ, માણસની આંતરપ્રકૃતિ અને એ બંનેના સહયોગમાંથી ખીલતું માનવી જીવન, એ બધું મારા મનમાં ને ચિંતનમાં એકરૂપ થવા લાગ્યું.

ઈશ્વરની કૃપાથી, કુદરતની ઉપાસનાની તકો પણ મને આખો જન્મારો અને દુનિયાવ્યાપી મળી ગઈ છે. એમાંથી કૉલેજ-જીવનનાં ચાર વર્ષોની કુદરતની

ઉપાસનાને અલગ પાડવી એ સહેલું કામ નથી.

આ 'મનોમંથન'માં 'કુદરતની ઉપાસના' એ વિષય પર ન જ લખું તો શું ખોટું?—એવો પણ વિચાર કર્યો. પણ નાનપણનો સૃષ્ટિ-નિરીક્ષણનો આનંદ નોખો અને તત્ત્વજ્ઞાનના ચિંતનને પરિણામે અને રીતસરની સાધના શરૂ થયા પછીનો અનુભવ નોખો. એનું ઊંડાણ પણ અનેરું. આ બે ભિન્ન સ્વરૂપ વચ્ચેના અંકોડારૂપ જે કુદરતની ઉપાસના ચાર વર્ષ દરમિયાન થઈ તેની એક રીતે ગંભીરતા અને બીજી રીતે કચાશ એનો સ્વતંત્ર વિચાર તટસ્થપણે કરી શકું છું એવો આત્મવિશ્વાસ જાગ્યો, એટલે થયું ચાલો પ્રયત્ન તો કરી જોઈએ.

અને તેથી જ એ ચાર વર્ષનું જીવન મેં સ્મરણની કલ્પનાથી નજર આગળ ફેરવ્યું. અને આમાં એ વિશેષ આપી શકાશે એ વિશ્વાસે એ જીવનકાળની કુદરતની ઉપાસનાને રજૂ કરવા માગું છું.

સૌ પ્રથમ આકાશના તારાઓને લઉં. છેક નાનપણમાં મુસાફરી કરતાં ખુલ્લી બળદગાડીમાં પથારી પર સૂતો હોઉં ને બળદના ગળાની ઘંટડીના અવાજના તાલમાં આકાશના તારાઓની આકૃતિઓ નિહાળતો હોઉં એ દૃશ્ય શરૂમાં આવે છે. એ વખતે આકાશના ઊંડાણનો કશો ખ્યાલ ન હતો. ફક્ત મોટા મોટા તારાઓના જાતજાતના ત્રિકોણો કેવા સરસ બનતા હતા એ તરફ જ ધ્યાન જતું હતું. પણ એમાં મને ખૂબ મજા પડતી.

ત્યાર પછી મૅટ્રિક ક્લાસના અભ્યાસમાં અમારે થોડું સરખું પશ્ચિમનું જ્યોતિષ-શાસ્ત્ર શીખવાનું હતું. એ અંગ્રેજી ચોપડી મેં રસપૂર્વક વાંચી ને તેમાંથી ખગોળ-જ્યોતિષનો રસ જાગ્યો. મારે કહેવું જોઈએ કે કૉલેજનાં ચાર વર્ષના મનોમંથન-કાળમાં ઘણા વિષયોનો રસ મેં સેવ્યો, પણ જ્યોતિષને ભાગે વિશેષ રસ પહોંચ્યો નહીં. ફક્ત એ જ એક અપવાદ હતો.

મૅટ્રિકના કલાસમાં ખગોળ-જ્યોતિષ પ્રત્યેનો મારો રસ જોઈ અમારા એક શિક્ષકે હાઈસ્કૂલનું મોટું દૂરબીન જાણે મને સોંપી જ દીધું. ગમે ત્યારે રાત્રે હાઈ-સ્કૂલમાં સૂવાની તૈયારી કરું. એકબે સાથીઓનો ઉત્સાહ જગાડી એમને પણ રાત્રે બોલાવું. અને અમે દૂરબીનમાંથી આકાશના ગ્રહો જોઈએ.

મને ફોટોગ્રાફીનો કૅમેરા કેમ વપરાય એની કળા પિતાશ્રી પાસેથી મળી હતી. એટલે હાઈસ્કૂલવાળું દૂરબીન ત્રણપગા આસન ઉપર બેસાડી વ્યૂ ફાઈન્ડરમાં જોઈતા તારાને કે ગ્રહને મેળવી નિરીક્ષણ કરવાનું મને સહેજે ફાવી ગયું હતું. એ જ કળા મેં મારા સાથીઓને પણ શીખવી. વ્યૂ ફાઈન્ડરમાં ઊભા-આડા બે તાર હોય છે. એના કેન્દ્રમાં ગુરુનો તારો આણી પછી દૂરબીનમાં ગુરુને જોઉં. ગુરુ કાંઈ બહુ મોટો થતો ન હતો. પણ એની આસપાસના એના ચાર ચંદ્રો જોવાની ખૂબ મજા આવતી.

આ આનંદ મનમાં માય નહીં, એટલે બપોરે વર્ગના શિક્ષકને ઉત્સાહપૂર્વક

ઉતાવળે ઉતાવળે બધું કહી દેતો. (બેલગામની સરદાર્સ હાઈસ્કૂલની આ વાત.) શિક્ષક પોતે અંગ્રેજી ચોપડી અમને બરાબર ભણાવે ખરા, પણ એમને તારા અને ચંદ્ર જોવાનો ઉત્સાહ નહીં. મને કહે 'હું નથી માનતો કે તારા જેટલી સેહેલાઈથી હું એ દૂરબીન ગોઠવી શકું.' આ વાત સાંભળતાંવેંત કલાસના વિદ્યાર્થીઓ મારા તરફ માનથી જુએ. હું ફુલાઈ જાઉં. પણ શિક્ષક આગળ એ શોભે નહીં—કરીને અભિમાન દબાવી દઉં.

ત્યાર પછી ગુરુના ચાર ચંદ્રોને છોડી દીધા અને આપણી પૃથ્વીના ચિર-પરિચિત ચંદ્રને દૂરબીનથી ઘાયલ કરવાનું વિચાર્યું. આખો ચંદ્ર દૂરબીનમાં માય નહીં એ એક લાભ જ હતો. વારાફરતી ચંદ્રનો એક એક ભાગ દૂરબીનથી જોયા કરીએ અને ચંદ્ર પરના સુકાઈ ગયેલા સાગરો ને ડોકિયું ઊંચું કરતા પહાડો ધરાઈને જોઈએ. પછી કલાસના સાથીઓને કહું: 'આપણે પણ જો ચંદ્ર ઉપર હોત તો ત્યાંના દૂરબીનથી આપણે હિમાલયના પહાડો, વિંધ્યાદ્રિ અને સહ્યાદ્રિ એકસામટા જોઈ શકત. શું કરીએ પૃથ્વી પર છીએ, એટલે આ પહાડો એકસામટા માત્ર નકશામાં જ જોવા મળે છે. ખરેખરા પહાડો એક નજરમાં ક્યાંથી આવી શકે?' દૂરબીનને લીધે મારી વૈજ્ઞાનિક કલ્પનાશક્તિ ઠીકઠીક વધી એ મોટો લાભ હતો.

કૉલેજમાં ગયો ત્યાં હું કાંઈ સાયન્સનો વિદ્યાર્થી નહીં; પણ પ્રો. કાનેટકર ઈન્ટરમાં સાયન્સ ભણાવતા એમની આગળ મેં દૂરબીનની વાત કરી. એમણે મને કહ્યું: 'હાઈસ્કૂલમાં જે દૂરબીન તેં વાપર્યું એ તો જૂના વખતનું દૂરબીન. આજ-કાલ એવડું મોટું દૂરબીન વાપરવું નથી પડતું. અમારી પાસે એક સરસ દૂરબીન છે. એમાંથી સૂરજ પણ જોઈ શકાય. પણ યાદ રાખજે કે જો એમને'મ દૂરબીનમાંથી સૂરજ જોઈશ તો સૂરજનાં કિરણો એક ફોક્સમાં આવી તારી આંખને બાળી નાખશે અને તારી એ આંખ કાયમને માટે આંધળી થઈ જશે. એ દૂરબીનમાંથી સૂરજ જોવો હોય તો આંખ પાસે દૂરબીનમાં એક જાડો કાળો કાચ બેસાડવાનો હોય છે. એમાંથી સૂરજ જોવામાં જોખમ નથી.' મેં ઉત્સાહપૂર્વક કહ્યું: 'સર, ત્યારે તો દૂરબીનમાંથી મારે સૂરજ જોવો જ જોઈએ.' પણ મારો ઉત્સાહ જોઈ પ્રોફેસર જરાયે ઉત્સાહિત ન થયા. એમણે કહ્યું: 'તું સાયન્સનો વિદ્યાર્થી નથી. દૂરબીન તારા હાથમાં સોંપવાનું જોખમ નહીં ખેડું. પણ અનુકૂળતાએ હું તને દૂરબીન ગોઠવી આપીશ. મારા દેખતાં એ વાપરજે. પછી સૂરજને ધરાઈને જોજે.' હું ફોટોગ્રાફી જાણું છું, ને મેં દૂરબીન વાપર્યું છે, એ દલીલ મદદે ન આવી, છતાં વખત નક્કી કરી કાનેટકર સરની મદદથી સૂરજનાં દર્શન તો ધરાઈને કર્યાં.

પછી એ ચાર વર્ષમાં જ્યોતિષ વિશેની કોઈ ચોપડી હાથમાં આવે તો જોઈ જાઉં. પણ બીજા વિષયોના રસ એટલા જાગ્યા હતા કે ગ્રહ, નક્ષત્ર, તારા વગેરેનો રસ ઠંડો પડ્યો હતો. એ રસ પછી જબરદસ્ત જાગ્યો જ્યારે કૉલેજની કેળવણી પૂરી કરી; રાષ્ટ્રમતના દિવસો પૂરા કરી, ગંગનાથ વિદ્યાલયમાં રાષ્ટ્રીય કેળવણીનું કામ

કરવા હું વડોદરા પહોંચ્યો અને નવસારીમાં મને મંગળૂરવાળા એમ. ગોવિંદ પૈનો ભેટો થયો ત્યારે.

મારા ભાગ્યના સ્વામી એવા ગ્રહો, નક્ષત્રો અને તારાઓનું આટલું મંગલાચરણ કરી હવે મારી પાર્થિવ કુદરતની ઉપાસનાની વાત શરૂ કરું.

કુદરતનો આનંદ મેં કેવળ આંખો દ્વારા નહીં પણ પગ દ્વારા પણ મેળવ્યો છે. પહાડો ચડવાઊતરવા અને એમાં આવતા ઘાટોના વળાંકો જોઈને અને ચાલીને રસ્તા બનાવનાર કારીગર લોકોની કળાની કદર કરવી એ આનંદ નાનોસૂનો નથી. તેથી કહું છું કે કુદરતનો આનંદ એ કેવળ 'દર્શનાનંદ' નથી. પગ વતી ચાલતાં પગને થકાવવામાં જે આનંદ છે તે 'પાદાનંદ' અથવા 'યાત્રાનંદ' પણ જરાયે ઓછો નથી હોતો. અને (અત્યારે સાંભળવાની મારી શક્તિ ક્ષીણ થઈ છે તેથી જેની વધારે કદર કરી શકું છું તે 'શ્રાવણાનંદ' પણ હું ભૂલી ન શકું!) જંગલો વટાવતાં ઝાડ વચ્ચેથી પવન સૂસવાટા કરતો જાય એનું સંગીત પણ મેં ધરાઈને માણ્યું છે. ઝાડનાં પાંદડાં વરસાદનાં ટીપાં ઝીલે અને ધન્યતા બોલે એ એમના આનંદ સાથે મેં પણ મારે કાને એ આનંદ માણ્યો છે.

અને જ્યારે આકાશની લંબાઈ-ચોડાઈ અને ઘેરાઈ માપવા માટે વીજળી 'કડાક કડાક' બોલે અને અમાસની રાત્રે પણ એક ક્ષણને માટે ચમકારાની પૂર્ણિમા બનાવે ત્યારે કાન અને આંખ એક થઈને એ બેવડો આનંદ હૃદય સુધી પહોંચાડતાં હતાં એનું સ્મરણ તો મારે સૌથી પહેલવહેલું કરવું જોઈતું હતું.

મારી વૈજ્ઞાનિકતાએ શોધી કાઢ્યું કે આકાશમાં વીજળીનો ચમકાર થાય ત્યારે આંખમાં પ્રવેશ દ્વારા એનો ચમકાર હું પ્રથમ જોઈ લઉં, અને કાનને કહું : 'તૈયાર થજો. બેત્રણ સેકન્ડ પછી ગડગડાટ સાંભળવા મળશે.' એનું કારણ એ છે કે પ્રકાશ દર સેકન્ડે એક લાખ છ્યાશી હજાર ચારસો ને વીસ માઈલ દોડે છે. એટલે આકાશમાં ચમકાર થાય તે આપણે તરત જોઈ શકીએ છીએ; પણ અવાજની ગતિ પ્રમાણમાં બહુ ધીમી, એટલે આકાશમાં દૂર વીજળી થઈ હોય તો એના ગડગડાટનો અવાજ પહોંચતાં અમુક સેકન્ડનો વખત જવાનો જ. આટલું જાણ્યા પછી વીજળીનો ચમકાર જોતાંવેંત કાન ગડગડાટનું સ્વાગત કરવા તૈયાર થાય, ને ગણિતબુદ્ધિ હિસાબ કરે કે પ્રકાશ અને ધ્વનિ વચ્ચે અંતરના હિસાબે આ ચમકાર કેટલા માઈલ દૂર થયો હશે? (આ હિસાબનો પ્રારંભ મેં એક ટેકરી પરથી દૂર ફૂટબૉલ મૅચ ચાલતી હતી તે જોતી વખતે પહેલવહેલો કરેલો. ખેલાડી પોતાના પગ પાસે આવતા ફૂટબૉલને પગનો પ્રહાર કરે એ તરત જોઈ શકાતું હતું; અને એ પ્રહારનો 'ઠપ' જેવો અવાજ સહેજ મોડો સાંભળવા મળતો એ વાત મનમાં નોંધી રાખી હતી. તેથી ચમકાર અને ગડગડાટ વચ્ચેના સમય-અંતરની અપેક્ષા મનમાં રહેતી જ.)

કૉલેજના દિવસોમાં મુસાફરી વધારે થઈ શકી નહીં. ચારે વર્ષ ફર્ગ્યુસન કૉલેજમાં જ ગાળ્યાં, એટલે પૂના અને એની આસપાસના પ્રદેશમાં કુદરતનાં જે

દર્શન થયાં તે ખરાં. રજાના દિવસોમાં મોટે ભાગે સાંગલી, બેલગામ અને મુંબઈ એ જ પ્રદેશ જોવાને મળતો. પણ એટલામાંયે કુદરતના દર્શનની વિવિધતા ઓછી ન હતી. તેથી તારાઓ, ગ્રહો, નક્ષત્રો અને ચંદ્ર પછી, આકાશની વીજળીને આમ અર્ધ્ય આપ્યા બાદ વાદળાંઓનું સ્મરણ કરી પછી હું જમીન ઉપર ઊતરીશ.

આટલું લખું છું ત્યાં ચંદ્ર કહે છે: 'નગુણા! મારે લીધે બે જાતનાં ગ્રહણો તને જોવાને મળતાં તે ભૂલી ગયો?'

ગ્રહણો મેં ક્યાં ક્યાં જોયાં એ આજે ક્યાંથી યાદ આવે? પણ ગ્રહણો કેમ બને છે એ જાણ્યા પછી સામાન્ય લોકોને રાહુ અને કેતુનો અર્થ સમજાવવામાં અને પૌરાણિક વાર્તાઓ કેવળ કલ્પના જ છે, એનું કાવ્ય માણી શકાય, પણ એ વાર્તાઓ સાચી માનીને રાહુ-કેતુની અસરમાંથી બચી જવા માટે દાન આપવા બેસીએ એ ખોટું છે, એમ ભોળા લોકોને સમજાવવામાં મને ઘણો આનંદ આવતો.

તેમાં વળી, હમેશાં દાન આપવું તે તો બ્રાહ્મણોને જ, અને એમાંયે દસ ગ્રંથો જેણે મોઢે કર્યા હોય એવો કોઈ દસગ્રંથી બ્રાહ્મણ મળે તો એને દાન આપવામાં પુણ્ય વધારે! પણ રાહુ-કેતુ જેવા પાપી ગ્રહોની અસરમાંથી બચી જવા માટે દાન આપવું હોય તો તે તો બ્રાહ્મણોને નહીં પણ 'નીચ જાતિ'ના હરિજનોને અપાય, એ કલ્પના જ મારે માટે અસહ્ય થતી. હું લોકોને વિજ્ઞાન સમજાવું અને હરિજનોને થતા અપમાનની વાત કરતો જાઉં; અને છતાં હરિજનોને દાન મળે નહીં તો એ ગરીબ લોકો મારા પર ચિડાય, મને શાપ આપે; એ બધી મૂંઝવણ દરમિયાન સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણનું નિરીક્ષણ કરવાનો આનંદ કોરે રહી જતો. છતાં ખગ્રાસ સૂર્યગ્રહણ અથવા ખગ્રાસ ચંદ્રગ્રહણ જોવાનો આનંદ નોખો અને સામાન્ય અલ્પગ્રહણનો આનંદ નોખો. એ વાત ગ્રહણનું નિરીક્ષણ કરતી વખતે ખૂબ ધ્યાનમાં આવતી.

ખગ્રાસ એટલે સૂરજના આખા બિંબ ઉપર ચંદ્રનું બિંબ ફેલાય અને સૂરજ દેખાતો બંધ થાય ત્યારે ગ્રહણ થતું. 'ખ' એટલે આકાશ. આકાશની જ્યોતિનો આખો ભાગ ખવાઈ જાય તેથી એ ખગ્રાસ. એવા ખગ્રાસ ગ્રહણ વખતે આકાશમાં મુખ્ય મુખ્ય તારાઓ અને ગ્રહો દેખાય છે એ જોવાનો આનંદ અનેરો. પંચાંગમાં દર પંદર દિવસનો આકાશનો નકશો આંકડાઓ દ્વારા બતાવેલો હોય છે, એ જોઈને પહેલાંથી હું જાણી લેતો કે આજે ક્યાં ક્યાં નક્ષત્રો અને ક્યા ક્યા ગ્રહો દેખાવાનો સંભવ છે. આ બધું ગણિત પાછળથી મેં ખીલવ્યું. કૉલેજના દિવસોમાં સહેજસાજ કલ્પના ચલાવીને, મંગળ કે ગુરુ ક્યાં દેખાય, શુક્ર કઈ બાજુ હશે, અને બુધ દેખાવાની સંભાવના છે કે નહીં, એટલી જ જરા જરા કલ્પના કરી શકતો હતો. પણ એટલાથીયે મારો આનંદ બમણો-ચારગણો થતો હતો.

સૂરજનું ગ્રહણ ધીમે ધીમે થતું જાય ને પછી એ જ ક્રમે ધીમે ધીમે ગ્રાસમાંથી સૂરજ મુક્ત થતો જાય એ જોવાની મજા આવતી. પણ એથીયે વધારે આનંદ એ રહેતો કે 'સમાજનાં બધાં જ સ્ત્રી-પુરુષો સૂર્યગ્રહણ જોવા બહાર નીકળ્યાં છે

અને જોયેલી વસ્તુની ચર્ચા કલાકો સુધી કરે છે.'

ચંદ્રગ્રહણ નિહાળવાનો આનંદ નોખો. સૂર્યગ્રહણના ગ્રાસની કિનારી બિલકુલ સ્વચ્છ, અણીદાર; જ્યારે ચંદ્રના ગ્રાસની કિનારી એવી ધારદાર નહીં. ને ખગ્રાસ ચંદ્રગ્રહણ વખતે પૃથ્વીની છાયાને કારણે ચંદ્ર અપ્રકાશિત ભલે થાય પણ ચંદ્ર અલોપ થતો નથી. એનું કાંઈક તો લાલાશ પડતું દર્શન થાય જ છે. એ આનંદ જે દિવસે મળે તે દિવસે એની ચર્ચા વધારે કરીએ. કૉલેજનાં ચાર વર્ષમાં આવાં સૂર્યગ્રહણ કે ચંદ્રગ્રહણ એક્કે હું દૂરબીનમાંથી જોઈ ન શક્યો એનું દુ:ખ હજી યાદ આવે છે.

કૉલેજના દિવસોમાં એક વાર સૂર્યગ્રહણ આવેલું. એને માટે ધાર્મિક દૃષ્ટિએ રજા મળવી જોઈએ, અને પ્રિન્સિપાલ તે આપતા ન હતા તે માટે પ્રિન્સિપાલ પરાંજપે સામે વિદ્યાર્થીઓએ આંદોલન ચલાવેલું. મેં પ્રિન્સિપાલનો પક્ષ લીધેલો અને વિદ્યાર્થીઓ સામે એટલા જ જોરથી આંદોલન ચલાવેલું. જોકે રાજનીતિમાં હું ટિળક પક્ષનો હતો, ને ટિળક પક્ષના છાપા 'કેસરી'એ વિદ્યાર્થીઓનો પક્ષ તાણ્યો હતો. એ બધી વાત મેં ક્યારની અન્યત્ર આપી દીધી હોઈ એનો કેવળ ઉલ્લેખ જ અહીં બસ છે.

સૂર્યોદય અને સૂર્યાસ્ત, અમાસ અને પૂર્ણિમા, ભરતી અને ઓટ, આ કુદરતી બનાવો માણસના મન ઉપર ભારે અસર કરે એવા છે. આદિમકાળના માણસના મન ઉપર આ બનાવોની જે અસર થઈ તેનું કાવ્ય પ્રાચીન ગ્રંથોમાં મળે છે. પછી તો આ બનાવો નિત્યના થયા, એટલે એનું નાવીન્ય ઓસરી ગયું. એમનું કાવ્ય જીવન-સંસ્કૃતિએ હજમ કર્યું એટલે એ તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર ન રહી. પણ સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ એ તો જાણે અમાસ ને પૂર્ણિમા ઉપર આવી પડેલો એક અત્યાચાર. એટલે એમને જોઈને માણસ હેબતાઈ જ જાય. અને તેથી રોજનું બધું કામ છોડી દઈ આખો સમાજ એ અસાધારણ બનાવને નિહાળતો જાય. સંસ્કારી ભાષામાં આવા બનાવો નિહાળવાની ક્રિયાને 'વેધ' કહે છે. આગળ જતાં માણસ બધાં ગ્રહણો નોંધવા લાગ્યો. નોંધતાં નોંધતાં માણસે જોયું કે ગ્રહણો અકસ્માત્ નથી પણ એમનું 'કસ્માત્' (ક્યાંથી); એટલે કે કારણ જાણી શકાય છે અને એનું ગણિત પણ કરી શકાય છે. એ જ ગ્રહણો અઢાર કે વીસ વર્ષ પછી ફરી ફરી આવે છે. એમ એના ચક્રક્રમની જાણ થયા પછી માણસ આવાં ગ્રહણોની અપેક્ષા કરવા લાગ્યો, અને ગ્રહણ શરૂ થાય તે પહેલાં આખો સમાજ બધું કામ છોડી દઈ, અપેક્ષાએ ગ્રહણના વખત પહેલાં સૂર્ય ને ચંદ્રનું નિરીક્ષણ કરવા લાગ્યો. આને કહે છે 'વેધ લાગ્યા'. આવા અસાધારણ બનાવોની આખો સમાજ નોંધ લે ને એનું કાવ્ય માણે એ સંસ્કારિતાનું એક લક્ષણ છે.

પણ આવા બનાવોનું ગણિત જડ્યું, સામાન્ય કારણ સમજાયું, છતાં જ્યારે વિજ્ઞાનની પ્રગતિ થઈ ન હતી ત્યારે આવા અદ્ભુત બનાવો સાથે ધર્મભાવના

# જીવનક્રાંતિ સાથે સાંસ્કૃતિક ક્રાંતિ

જન્મથી માણસના સંસ્કારોમાં પોતીકા અને પરાયા એવો ભેદ કેળવાયેલો હોય છે. ભારતમાતાની હું એ મોટી કૃપા ગણું છું કે મારામાં પરાયા વિશે અનાદર અથવા તિરસ્કાર ઉત્પન્ન થવાને બદલે ધીમે ધીમે વધતો કૌટુંબિક ભાવ ખીલી શક્યો; અને જોતજોતામાં અનેક ભાષાના અને અનેક પ્રાંતના લોકો મારા પોતીકા જેવા થઈ ગયા.

ભાષાની જ વાત લઈએ. મારામાં આસપાસનું સંકુચિત અભિમાન વધ્યું નહીં. અને હું ગુજરાતી, હિંદી, કન્નડ, બંગાળી અને આસામી જેવી ભાષાઓ પ્રત્યે ઓછોવત્તો આકર્ષાવા લાગ્યો.

એ જમાનામાં માણસ જન્મે તે પોતાની ન્યાતમાં અને ધર્મમાં જન્મે. હું જન્મે બ્રાહ્મણ હોવા છતાં બીજા અમુક બ્રાહ્મણો અમારી સાથે જમે નહીં, અમારા હાથનું ખાય નહીં, એ વસ્તુસ્થિતિ જોઈ પ્રથમ તો મનમાં ચીડ ચડવા લાગી. પણ પાછળથી જોયું કે અમારી ન્યાતના લોકો પણ શૂદ્રો અને હરિજનોને ઊતરતા ગણે છે. એટલે મેં ન્યાતનો ઉચ્ચનીચભાવ છોડી દઈ બધાને પોતીકા ગણવાના સંસ્કારો કેળવ્યા.

મારા પિતાશ્રી સરકારી નોકર હોવાને કારણે અને 'જેની સેવા કરીએ છીએ, અને જે આપણને મહેનતાણું આપે છે તેના પ્રત્યે ઈમાનદાર રહેવું જોઈએ, એના પ્રત્યે આદરભાવ કેળવવા જોઈએ' એવા આદર્શો મેં સાંભળેલા. (કેળવેલા કહી શકું એવી એ મારી ઉંમર જ ન હતી.)

મને આજે ખ્યાલ નથી કે વિદેશી અંગ્રેજી રાજ્ય પ્રત્યે તિરસ્કાર મારામાં ક્યારે અને કઈ રીતે જાગ્યો. પણ અંગ્રેજો આપણા માલિક અને આપણે એમના ગુલામ એ વસ્તુસ્થિતિ જ્યાંત્યાં અનુભવાતી એની ચીડ ચડવી એ સ્વાભાવિક હતું.

આવડા મોટા દેશ ઉપર નાનકડા ત્રણચાર ટાપુમાં રહેનારા અંગ્રેજો રાજ્ય ચલાવે છે, અને પોતાના જ દેશમાં જ્યાંત્યાં અપમાનિત સ્થિતિમાં રહેવું પડે છે, એ વસ્તુ સ્વાભાવિક સ્વાભિમાનને અસહ્ય થવા લાગી. ભારતનો ઈતિહાસ અને કૉંગ્રેસનું વલણ જોઈ અત્યંત ચીડ ચડવા લાગી. અને ખુશામત કરવાથી અંગ્રેજ લોકો આપણને પોતીકા ગણશે એવી આશા ન હોવાને કારણે ગુપ્ત રીતે શસ્ત્રો ભેગાં કરી અંગ્રેજોને મારીને હાંકી કાઢવા જોઈએ; પણ આ કામ ગુપ્ત રીતે જ થઈ શકે એવો વિશ્વાસ મનમાં જાગ્યો.

(કૉલેજના દિવસોમાં આવી રીતે ગુપ્ત તૈયારી કરી અંગ્રેજોને આ દેશમાંથી હાંકી કાઢવા જોઈએ એવો હૃદયમાં કેળવેલો મારો વિચાર જોરજોરથી બોલનાર સાવરકરને જોઈ એક તરફથી એમને વિશે આદર અને આત્મીયતા જાગી અને બીજી

તરફથી ગુપ્ત તૈયારીની વાતો જાહેર રીતે કરનારા એમના સાથીઓ સાવ મૂરખ અને અભિમાની છે એમ લાગવાથી એમના જૂથ સાથે વધારે સંબંધ વધારવાની ઈચ્છા પણ ન થઈ.)

સન ૧૮૫૭થી આપણા લોકોએ અંગ્રેજોનું રાજ્ય તોડવાના પ્રયત્નો કર્યા પણ એમાં આપણે ફાવ્યા નહીં. અને હજી પણ આપણે સમર્થ સંગઠન ઊભું કરી શકતા નથી, એ જોઈને મન અસ્વસ્થ થવા લાગ્યું.

અંતે હૈયું કઠણ કરીને એ નિર્ણય ઉપર આવ્યો કે ગુલામ રહેવું નથી અને ભારતને સ્વતંત્ર કરવા જેટલી તૈયારી આ દેશમાં હમણાં થવાની નથી. આ બંને વસ્તુ સરખી જ મજબૂત હોવાથી હૈયામાં નિશ્ચય થયો કે ભારતની સ્વતંત્રતા માટે પ્રયત્ન કરતાં કરતાં પ્રાણ અર્પણ કરવા અને ભગવાનને ચરણે પહોંચી જવું એટલું જ આપણે માટે શક્ય છે. નિરાશાથી નબળા પડીને ચુપચાપ ગુલામ રહેવાની તૈયારી નહીં, અને વિજય મળવાનો જ નથી એ પણ એટલી જ ખાતરી. આવી સ્થિતિમાં પ્રયત્ન કરતાં કરતાં પ્રાણ અર્પણ કરવા એ એક જ નક્કી જીવનધર્મ બાકી રહ્યો. અને તેથી, રાષ્ટ્રીય શિક્ષણ દ્વારા વિચારપ્રચાર કરવો, ગુપ્ત સંગઠનની તૈયારી કરવી, અને નવી નવી આવતી પેઢીને સ્વતંત્રતાનો સંદેશો પહોંચાડવો, એટલો જ જીવનધર્મ નક્કી થઈ ગયો. આ હતી જાહેર જીવનનો પ્રારંભ કરવાની તૈયારી.

એ દિવસોમાં રાષ્ટ્રભક્તોમાં એક પક્ષ હતો જે અંગ્રેજોનું રાજ્ય કાયમનું માન્ય રાખી એમાં ફક્ત જ્યાંત્યાં સુધારા કરાવવા, અને એને માટે લોકમત જાગ્રત કરવો એમ માનતો હતો. ખરું જોતાં કૉંગ્રેસની સ્થાપના જ આવા વિચારના લોકોએ કરી હતી. અમારા ગુપ્ત ક્રાંતિકારી પક્ષના મનમાં એ લોકો પ્રત્યે પ્રથમ તિરસ્કાર જ હતો.

અંગ્રેજોનું રાજ્ય કાયમી માનનારાઓ સામે લોકમાન્ય ટિળક જોરથી પ્રચાર ચલાવતા હતા કે આ માન્યતા બરાબર નથી. ખરો ઉપાય એ છે કે લોકમત જાગ્રત કરી એની અસર રાજ્યકર્તાઓ ઉપર પાડવી અને અંતે સ્વરાજ્ય મેળવવું.

જ્યારે ટિળક પક્ષના વિચારોની આખા દેશ ઉપર અસર વધવા લાગી ત્યારે દાદાભાઈ નવરોજી આગળ આવ્યા અને એમણે કૉંગ્રેસના અધ્યક્ષ તરીકે જાહેર કર્યું કે આંદોલન તો કાયદાની ઢબે જ ચલાવીશું, પણ સ્વરાજ્ય એ અમારો અંતિમ આદર્શ છે.

અમારા જેવા ક્રાંતિકારી પક્ષના લોકોના મનમાં દાદાભાઈ નવરોજી પ્રત્યે અત્યંત આદર હતો. પણ અમે માનતા હતા કે એમણે સૂચવેલા એ રસ્તે સ્વરાજ્ય મળવાનું નથી.

રાષ્ટ્રીય શિક્ષણ દ્વારા લોકજાગૃતિમાં માનનારા અમે સરકારી કેળવણીનો તિરસ્કાર કરતા હતા. મેં પ્રથમ પ્રારંભ કર્યો અમારા બેલગામના રાષ્ટ્રીય ગણેશ વિદ્યાલયથી. આગળ જતાં હું વડોદરામાં ગંગનાથ વિદ્યાલયનો આચાર્ય થયો. પરંતુ એ બધું જ

કામ જ્યારે સરકારે અશક્ય કરી મૂક્યું ત્યારે આખરે હું હિમાલયની યાત્રાએ ગયો.

અહીં જ નોંધી દઉં કે અમે રાજદ્વારી ક્રાંતિ સાથે સામાજિક ક્રાંતિ પણ અત્યંત આવશ્યક છે એમ માનનારા હતા.

સુધારેલા હિંદુ ધર્મનો જ આધાર લઈને કેળવણીમાં અને સમાજમાં ક્રાંતિ કરવા ઈચ્છનારો આર્યસમાજ તે જ વખતે જાગ્યો અને એણે અનેક ગુરુકુળો સ્થાપ્યાં.

કેવળ હિંદુ ધર્મ નહીં, પણ બધા ધર્મો પ્રત્યે સરખો તટસ્થ ભાવ રાખનારો અને સમાજસુધારા સાથે ધર્મસુધારાની અત્યંત આવશ્યકતા છે એમ માનનારો પણ એક પક્ષ હતો. મુંબઈ તરફ એને પ્રાર્થનાસમાજ કહેતા હતા. ડૉ. ભાંડારકર જેવા પ્રખર અને આદરણીય વિદ્વાનો પ્રાર્થનાસમાજના હિમાયતી હતો.

એ જ વિચાર બંગાળ તરફ બ્રહ્મસમાજે ચલાવ્યો. એ બ્રહ્મસમાજનો ઈતિહાસ અત્યંત આદરણીય છે. આજે પણ એ ઈતિહાસને રાષ્ટ્રીય કેળવણીમાં સ્થાન હોવું જોઈએ.

હિમાલયની યાત્રા કરી હું જ્યારે બ્રહ્મસમાજી-શાંતિનિકેતનમાં પહોંચી ગયો ત્યારે ત્યાં મહાત્મા ગાંધીના સાથીઓને પ્રથમ મળ્યો અને ત્યાર પછી ગાંધીજીને પોતાને. અંતે ગાંધીજીએ મને પોતાના આશ્રમમાં ખેંચ્યો. પાછળથી અમે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી. એ આખો ઈતિહાસ અત્યંત મહત્ત્વનો છે. એટલે જ તો સ્વરાજ્ય મળ્યા પછી પણ, એ બધા ઈતિહાસ તરફ ધ્યાન ખેંચવાના ઉદ્દેશમાં આ ચોપડી ઉપયોગી થશે એવા વિશ્વાસથી એ લખાઈ છે.

ગાંધી એટલે સર્વ-સમન્વય. એ સર્વ-સમન્વયને જ ગાંધીજીએ અહિંસાનું નામ આપ્યું. એના લડાયક રૂપને સત્યાગ્રહનું તેજસ્વી નામ આપ્યું અને કેવળ ભારત ઉપર નહીં પણ આખી માનવજાતિ ઉપર પોતાના સર્વકલ્યાણકારી તેજસ્વી વિચારોની અસર એઓ પાડી શક્યા. એ જ ગાંધીકાર્ય સ્વતંત્ર ભારતે આગળ ચલાવવાનું છે.

સન્નિધિ, રાજઘાટ
નવી દિલ્હી – ૨ — કાકા કાલેલકર
તા. ૨૩–૬–૭૬

# ૧. મરાઠી દૈનિક ‘રાષ્ટ્રમત’માં

કૉલેજકાળ દરમિયાન ધીમે ધીમે હું રાજદ્વારી તેમ જ ધાર્મિક જીવનમાં આમૂલાગ્ર ક્રાંતિ જરૂરની છે, એવા નિશ્ચય ઉપર આવતો ગયો. એટલે બી.એ. થયા પછી આગળ ન ભણતાં જાહેર સેવાનો પ્રારંભ કરવો એવો નિર્ણય મેં કર્યો.

જે રાજદ્વારી વિચારો સમાજમાં રૂઢ ન હતા ને વિદેશી સરકારથી સહન થવાના ન હતા તે વિચારો દેશમાં ફેલાવવા એ સહેલું ન હતું. અને છતાં બંગભંગની હિલચાલને લીધે તેમ જ સ્વદેશી-બહિષ્કારના પ્રચારને લીધે ક્રાંતિ માટે અનુકૂળ વાતાવરણ દેશમાં દેખાતું હતું. મારા ચિંતનમાંથી હું એ નિર્ણય ઉપર આવ્યો હતો કે એ ક્રાંતિ કોઈ દેશી રાજા મારફત કે લશ્કરી નેતા મારફત થવાની નથી. મૅઝિનીએ ઈટાલીમાં જેમ લોકજાગૃતિનું કામ કર્યું તે જ રીતે પ્રારંભ કરી, ઊછરતી પેઢીને કેળવવી જોઈશે. તો જ ક્રાંતિ સફળ થઈ શકે. એને માટે રાષ્ટ્રીય શિક્ષણ એ જ ઉપાય છે. એની શરૂઆત ગમે ત્યાંથી કરવી જોઈએ એમ લાગવાથી બેલગામમાં જ એક સ્થાનિક રાષ્ટ્રીય શાળાનો હું આચાર્ય બન્યો.

એ શાળા ચલાવનાર લોકો ટિળક પક્ષના ખરા; દેશ સ્વતંત્ર થવો જોઈએ એમ પણ માનનારા; પણ એમની ભૂમિકા જૂની ઢબની. છત્રપતિ શિવાજી મહારાજ, એમના ગુરુ રામદાસ, મહારાષ્ટ્રનું રાજ્ય ચલાવનાર પેશવાઓ અને સમાજમાં ધર્મ-તેજ આણનારા સંતો એમની વાતો કરવી અને આડકતરી રીતે અંગ્રેજી રાજની નિંદા કરવી, કાયદામાં સપડાઈએ નહીં એવી રીતે રાજદ્રોહની ભાષા બોલવી, એમાં જ એમની દેશભક્તિ સમાયેલી હતી. એ લોકો સ્વભાવે સમાજને રાજી રાખનારા અને પોતાની જ રાષ્ટ્રભક્તિથી સંતોષ માનનારા હતા એટલે એમનું ને મારું બહુ ચાલ્યું નહીં. મેં એમનો સાથ છોડયો. અને નવરા તો બેસાય નહીં, એટલે એલ.-એલ.બી.ની તૈયારી કરવી છે એમ પિતાશ્રીને કહી હું મુંબઈ પહોંચ્યો ને ધીરે ધીરે ત્યાંના એક રાષ્ટ્રીય મરાઠી દૈનિક છાપાના સંપાદકમંડળમાં દાખલ થયો. એની જ વાત મારે અહીં કરવી છે.

બંગભંગની હિલચાલને પરિણામે દેશમાં ‘મવાળ’ અને ‘જહાલ’ (નરમ અને ગરમ) એવા બે રાજદ્વારી પક્ષો પડી ગયા હતા. જહાલ લોકોએ કૉંગ્રેસનો કબજો લેવાનો કલકત્તામાં પ્રયત્ન કર્યો. એ લોકો સહેજે ફાવી શકત, પણ નરમ લોકોએ કૉંગ્રેસના અધ્યક્ષના સ્થાન માટે દાદાભાઈ નવરોજી જેવા પ્રપિતામહનું નામ સૂચવ્યું. એમાં તેઓ ફાવ્યા. બીજી બાજુ, દેશનું વાતાવરણ સમજી લઈ દાદાભાઈ નવરોજીએ પોતાના ભાષણમાં હિંમતપૂર્વક કહ્યું કે સ્વરાજ્ય મેળવવું એ જ કૉંગ્રેસનો અંતિમ આદર્શ છે. (ઈ. ૧૮૮૫માં સ્થાપિત થયેલી કૉંગ્રેસમાં સ્વરાજ્યનું નામ પહેલવહેલું ઉચ્ચારાયું એ અધિવેશનમાં, આ અધ્યક્ષને મોઢે.)

જહાલ પક્ષે કલકત્તા પછીનું અધિવેશન નાગપુરમાં બોલાવવાનું નક્કી કર્યું. નાગપુરમાં પૂના જેટલું તો નહીં પણ મહારાષ્ટ્રનું ગરમ વાતાવરણ ખરું; એટલે એ સંકટ ટાળવા માટે નરમ દળના લોકોએ અત્યંત સુરક્ષિત એવી ગુજરાતમાં કૉંગ્રેસ બોલાવવાનું નક્કી કર્યું. એ થઈ ઈ. સ. ૧૯૦૭ની સુરતની કૉંગ્રેસ. એ કૉંગ્રેસથી જ ગુજરાતના પ્રજાકીય જાહેર જીવનનો પ્રાણવાન પ્રારંભ થયો એમ કહી શકાય. સર ફિરોઝશાહ મહેતાની ખાતરી હતી કે સુરતમાં આ જહાલ લોકો ફાવશે નહીં. પણ સુરતમાં એમનો એ વિશ્વાસ તૂટી ગયો અને કૉંગ્રેસ ભાંગી જશે એવી બીક પણ ઉત્પન્ન થઈ. લોકમાન્ય ટિળકે સુરતથી પાછા આવીને પોતાના સાથીઓને કહ્યું કે હવે મહારાષ્ટ્ર અને ગુજરાતમાં જોરથી નવા વિચારોનો પ્રચાર થવો જોઈએ. તે માટે એમણે મુંબઈમાં એક મરાઠી દૈનિક શરૂ કરવાનું નક્કી કર્યું. એનું નામ રાખ્યું 'રાષ્ટ્રમત.'

'રાષ્ટ્રમત' શરૂ તો થયું, પણ ભારતની વિદેશી સરકારે લોકમાન્ય ટિળક ઉપર રાજદ્રોહનો કેસ ચલાવી એમને છ વર્ષની સજા કરી, અને જ્યાંત્યાં લોકોને દબાવવાનો પ્રારંભ કર્યો. 'રાષ્ટ્રમત' થોડા દિવસ ચાલ્યું. પણ ચલાવનાર બરાબર ફાવ્યા નહીં. ખર્ચ વધ્યું. વળી એ ચલાવનાર લોકોમાં એકરાગ પણ રહ્યો નહીં.

એ સ્થિતિમાં લોકમાન્યે બેલગામના ગંગાધરરાવ દેશપાંડેને સૂચવ્યું કે રાષ્ટ્રમત તરફ ખાસ ધ્યાન આપે. એટલે ગંગાધરરાવે 'રાષ્ટ્રમત'નું આખું તંત્ર પોતાના હાથમાં લીધું. સાથે જૂના લોકોએ જે કરજ કર્યું હતું એની ચિંતા પણ માથે લેવી પડી. એમણે વરાડ-નાગપુર તરફના કેટલાક ત્યાગી, તેજસ્વી દેશભક્તોને એકઠા કર્યા. વામનરાવ જોશી (અમરાવતી), ગોપાળરાવ ઓગલે (નાગપુર), હરિભાઉ ફાટક (પૂના), ઈત્યાદિ લોકોને ભેગા કર્યા અને બધા એક જ સ્થળે રહે, એકત્ર જમે અને અંદર અંદર બધું કામ વહેંચી લે એ જાતની વ્યવસ્થા કરી. એ જ અરસામાં હું પણ મુંબઈ ગયો હતો. એટલે ગંગાધરરાવે મને 'રાષ્ટ્રમત'માં દાખલ થવાની સૂચના કરી.

અમે આખો દિવસ કામ કરીએ. જે ટેબલો ઉપર વાંચવા માટે છાપાં રાખ્યાં હોય, તે જ ટેબલો ઉપર રાત્રે સૂઈ જઈએ. બધા માટે એક જ ઠેકાણે રાંધેલું હોય, એમાંથી મળે તે ખાઈએ. પગારનું કોઈ નામ ન લે અને દિવસરાત કામ કરીએ. ગંગાધરરાવે મને પોતાની ઓરડીમાં જ સ્થાન આપ્યું હતું. પરિણામે એમને મળવા આવનાર મહારાષ્ટ્રના ઉત્તમોત્તમ નેતાઓ સાથે મારો પરિચય થયો. રાવ બહાદુર ગણેશ વ્યંકટેશ જોશી, કૃષ્ણાજી પંત ખાડીલકર, નરસો પંત કેળકર, વાસુકાકા જોશી, ડૉ. બાબાસાહેબ પરાંજપે, કાકા પાટીલ, માધવરાવ આણે જેવા વિખ્યાત નેતાઓ મળવા આવે ત્યારે એમની ખાનગી વાતો થવાની સમજીને હું ઊઠીને બહાર જતો. ત્યારે એક વાર ગંગાધરરાવે મને કહ્યું : 'આ શું? મારી પોતાની ઓરડીમાં તમને મેં સ્થાન આપ્યું છે એનો અર્થ જ એ કે તમારા ઉપર મારો પૂરો વિશ્વાસ છે. તમારી આગળ અમારું કશું ખાનગી નથી. અમારી વાતો એ પણ એક મહત્ત્વની કેળવણી જ છે. તમારે બહાર જવાની જરૂર નથી.' આ શબ્દોથી

મને કેટલી ધન્યતા લાગી હશે એની કલ્પના જુવાનો જ કરી શકે.

મારો સંબંધ મુંબઈ-પૂના અને દક્ષિણ તરફના મહારાષ્ટ્ર સાથે. કૉલેજના દિવસોમાં નાગપુર-વરાડ તરફના વિદ્યાર્થીઓ સાથે પરિચય હતો ખરો, પણ વિશેષ નહીં. 'રાષ્ટ્રમત'માં આખા મહારાષ્ટ્ર સાથે હું એકહૃદય થઈ ગયો. આગળ જતાં ટિળક પક્ષના નેતાઓને થયું કે 'રાષ્ટ્રમત'ની એક ગુજરાતી આવૃત્તિ બહાર પાડી હોય તો સારું. એ જ ગાળામાં મારા સાથી વામનરાવ જોશી (લોકો એમને વીર વામનરાવ કહેતા), બાબાસાહેબ પરાંજપે વગેરે લોકોને મળવા એક ગુજરાતી નવયુવક આવતો હતો. પોતાનું નામ સ્વામી આનંદ હોવાનું એ જણાવતો હતો. મરાઠી સરસ બોલે અને લખે. એની મદદથી 'રાષ્ટ્રમત'ની ગુજરાતી આવૃત્તિ કાઢવાનો વિચાર થયો હતો. આમ, સ્વામી આનંદ સાથે 'રાષ્ટ્રમત'માં જ મારી સારી દોસ્તી શરૂ થઈ. સરકારે 'રાષ્ટ્રમત' બંધ કર્યા પછી હું વડોદરા ગયો. ત્યાં સ્વામી મને અવારનવાર મળવા આવે. પછી તો એ મારા ઘરના જ થયા. અમને બંનેને હિમાલયનું ઘણું આકર્ષણ. મારા પહેલાં સ્વામી આનંદ હિમાલય ગયા. એમની પાછળ પાછળ હું પણ ગયો. ત્યાં કોક વખતે સાથે રહીએ, કોક વખતે અલગ થઈએ. અંતે જ્યારે હું ગાંધીજીના આશ્રમમાં દાખલ થયો ત્યારે સ્વામી પણ ત્યાં આવ્યા. એમણે ગાંધીજીનાં છાપાં અને પ્રેસ પોતાના હાથમાં લીધાં. અમે સાથે ઘણાં કામો કર્યાં. એ આખો ઈતિહાસ ગુજરાત જાણે છે.

'રાષ્ટ્રમત'માં મારી વિશેષ દોસ્તી ગોપાળરાવ ઓગલે સાથે જામી, કેમ કે એ પૂરેપૂરા સાહિત્યિક જીવ, અને આખી જિંદગી એમણે વૃત્તવિવેચનમાં (પત્રકારત્વમાં) જ ગાળી છે. શ્રી હરિભાઉ ફાટક આગળ જતાં ગાંધીકાર્યના પૂનાના એક પ્રમુખ સેવક નીવડ્યા. એમની આસપાસ સેવકોનું એક મોટું મંડળ હમેશાં જામેલું રહેતું. અને વીર વામનરાવ તો સ્વભાવે જ નેતા. સ્વરાજસેવામાં એમનો ફાળો નાનોસૂનો ન હતો. બીજા પણ કેટલાયે કાર્યકર્તાઓ ત્યાં ભેગા થયા હતા. અમે બધા એટલા ઓતપ્રોત થઈને રહેતા કે મળવા આવનાર લોકોએ 'રાષ્ટ્રમત'ના કાર્યકારી સેવકોનું જીવન જોઈને એને 'રાષ્ટ્રમઠ' એ નામ આપ્યું! અને સ્વાભાવિક રીતે ગંગાધરરાવ મઠપતિ ગણાયા.

દિવસના કામથી પરવારી, વહેલા જમીને ઘણાખરા સૂઈ જતા. પણ એ જ વખતે ગંગાધરરાવને મળવા અને સ્વરાજ્ય-હિલચાલની ચર્ચા કરવા ઘણા નેતાઓ એક ખૂણાની ખુલ્લી ઓરડીમાં ભેગા થતા. ત્યાં ચાલતી ચર્ચા, અને સ્વરાજ્યની તૈયારી જોતાં હું કહેતો કે સાંજની આ સભા એ જ ખરેખર રાષ્ટ્રમઠ છે. જેમ સમર્થ રામદાસ સ્વામી પોતાના અનેક મઠોમાં શિવાજીનાં કાર્યની ચર્ચા કરતા હશે તેમ જ અહીં આપણે ચર્ચા કરીએ છીએ.

એ વખતનું અમારું જીવન મને ખૂબ ગમ્યું અને સહ્યું પણ ખરું. પણ એક વસ્તુમાં મને ભારે અસંતોષ રહેતો. એ લોકો વખત મળે ત્યારે નાહી લે. એ તો ઠીક, પણ સૂકવવા મૂકેલાં ધોતિયાંમાંથી જે હાથમાં આવે તે ખેંચીને પહેરી લે.

ક્યું ધોતિયું કોનું એનો હિસાબ જ નહીં! ધોયેલું પહેરી લે ને જૂનું એક ખૂણામાં ફેંકી દે. પછી વખત થાય, એટલે એ બધાં ધોતિયાં એકત્ર કરી ગરમ પાણીમાં ઉકાળી દે અને નિચોવીને સૂકવવા મૂકી દે. મારું ધોતિયું કોઈ બીજા વાપરે એ મારાથી સહન ન થાય, અને બીજા કોઈનું ધોતિયું હું પહેરું નહીં; એટલે એ લોકો સાથે મારે રોજ ઝઘડો થાય. આથી એ લોકોએ મને અસામાજિક ઠરાવી દીધો. એક તો હું ગંગાધરરાવની ઓરડીમાં રહું, અને પારકા ધોતિયાની મને સૂગ, એટલે જાણે હું ન્યાતબહાર હોઉં એવું જ વલણ કેટલાક કાર્યકર્તાઓ મારી તરફ રાખતા હતા.

પણ જ્યારે નીચલે માળેથી સંદેશો આવે કે પ્રેસનું મશીન બગડ્યું છે, ચાલતું નથી, ત્યારે અમારામાંથી કેટલાક જણ દોડી જઈ પોતાનું ભેજું ચલાવતા. કોણ જાણે કેમ, પણ યંત્રોની બાબતમાં મારું ભેજું ઠીક ચાલતું. મને કાંઈક સૂઝે જ. હથોડો લઈને કોક ઠેકાણે હું ઠકઠક કરું અને મશીન ચાલવા માંડે! મશીન ન ચાલે તો બીજે દિવસે ભેગા થયેલા છોકરાઓને વેચવા માટે અંકો ક્યાંથી આપીએ? તેથી 'અટકેલું મશીન જે ચાલતું કરે તેના પ્રત્યે' બધાની ઉપકારની લાગણી રહેતી. પરિણામે અંતે રાષ્ટ્રમઠમાં હું ન્યાતબહાર ન રહ્યો.

'રાષ્ટ્રમત'ની નીતિ બરાબર છે કે નહીં, ક્યા ક્યા વિષય ઉપર લેખો લખવા જોઈએ વગેરે ચર્ચા ખૂબ ચાલતી. એમાં પણ મારી દૃષ્ટિ કેવળ રાજદ્વારી, ને તત્કાલીન પ્રશ્નો પૂરતી સંકુચિત, ન રહેતી. સંસારસુધારો, ધર્મરૂઢિમાં પરિવર્તન વગેરે અનેક વ્યાપક સવાલો હાથમાં લીધા વગર સમાજ પ્રાણવાન નહીં થાય ને ક્રાંતિ સફળ નહીં થાય એવી દલીલ હું કરતો. એમાં મારો 'પ્રાણવાન' શબ્દ તો ચર્ચાનો વિષય થતો. 'કાકાના લેખોમાં પ્રાણવાન શબ્દ આવવાનો જ', એમ પણ લોકો મશ્કરીમાં કહેતા.

નેતાઓમાં કાકા પાટીલનું નામ 'રાષ્ટ્રમત'માં જ મેં પહેલવહેલું સાંભળ્યું. એ વસઈના રહીશ. સામાન્ય વકીલ, પણ બધી રીતે બાહોશ. મુંબઈની અનેક ક્લબોમાં જઈ સરકારી અમલદારોને મળે. એમની ચર્ચામાંથી ઉપયોગી માહિતી આણીને અમને કહે. ખાવાપીવામાં એમને કશો સંકોચ નહીં. ક્રાંતિકારી લોકોને એમની ભારે ઓથ. એમનું વ્યક્તિત્વ ઉઠાવદાર થઈ તરત ધ્યાન ખેંચતું.

આખરે સરકારે 'રાષ્ટ્રમત' પાસેથી બે હજાર રૂપિયાના જામીન માગ્યા. કાં તો જામીન આપીએ અને એ જપ્ત થવાની બીક માથે રાખીને સાચવી સાચવીને લખીએ, અથવા રાષ્ટ્રમત બંધ કરી દઈએ. એની ચર્ચા ખૂબ ચાલી. લોકમાન્યે શરૂ કરેલું દૈનિક તેઓ છ વર્ષની સજા પૂરી કરીને બહાર આવે નહીં ત્યાં સુધી ચલાવવું જ જોઈએ એમ કહેનાર એક પક્ષ હતો, તો બી બીને મોળું લખાણ પ્રજાને આપવા કરતાં 'રાષ્ટ્રમત' બંધ કરવું એમાં જ આપણી ઇજ્જત છે, એમ કહેનાર બીજો પક્ષ હતો. અંતે મેં વચલી દલીલ આગળ કરીને 'રાષ્ટ્રમત' બંધ કરવાના પક્ષને ટેકો આપ્યો. મેં કહ્યું : 'માની લો કે આજે આપણે જામીન આપી દીધા ને

'રાષ્ટ્રમત' ચાલુ રાખ્યું, તો એ જામીનગીરી જપ્ત કરી ફરી પાંચ અને પછી દસ હજારના જામીન માગતાં સરકારને કોણ રોકવાનું? અંતે હારીને છાપું બંધ કરવું જ પડવાનું. એના કરતાં આજે જ આબરૂભેર બંધ કરીએ તો શું ખોટું? આપણે સેવક છીએ; ક્યાંક તો આપણને કામ મળવાનું જ.' અંતે તે પ્રમાણે નક્કી થયું અને અમે છૂટા પડયા.

દરેક જણ હવે 'આગળ શું કરવું?' એની યોજના કરવા લાગ્યા. બધા જ કસાયેલા રાષ્ટ્રસેવકો, એટલે કોઈને ભવિષ્યની ચિંતા હતી નહીં. પણ કયું કામ પસંદ કરવું, કોને સાથ આપવો, એની વિચારણા સહેલી ન હતી.

એટલામાં એક દિવસ વડોદરાથી બૅરિસ્ટર કેશવરાવ દેશપાંડે ગંગાધરરાવને મળવા આવ્યા. એમને વિશે ગંગાધરરાવને મોઢે થોડું તો મેં સાંભળ્યું હતું જ. શ્રી અરવિંદ ઘોષના એ નિકટના સ્નેહી અથવા સાથી છે, સયાજીરાવ ગાયકવાડના રાજ્યના એક ઊંચા હોદ્દેદાર (સૂબા, એટલે કે ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ, કલેક્ટર જેવા) છે, એ બધી વિગતો હું જાણતો હતો. આવતાંવેંત કેશવરાવ દેશપાંડેએ વાત શરૂ કરી: "ગંગાધરરાવ, મેં સાંભળ્યું છે કે 'ચિકિત્સક'માં લેખો લખીને જાણીતા થયેલા અને લોકમાન્યની નજરે ચડેલા, કોઈ દત્તોપંત કાલેલકર કરીને, તમારા બેલગામ તરફના જ જુવાન તમારે ત્યાં છે; અને એમને રાષ્ટ્રીય શિક્ષણમાં રસ હોઈ, એ કાર્યનો એમને થોડો અનુભવ પણ છે. તમે જાણો છો કે ગંગનાથ વિદ્યાલય કરીને અમે એક રાષ્ટ્રીય શાળા ચલાવીએ છીએ. હમણાં હમણાં એ વિદ્યાલય નર્મદાકિનારેથી ખસેડીને અમે વડોદરા લઈ આવ્યા છીએ. એને માટે એક સારા આચાર્યની જરૂર છે. તમારા દત્તોપંત કાલેલકર એ કામ લઈ શકશે? તમે દત્તોપંતને પૂછી જોશો?" ગંગાધરરાવે હસતાં હસતાં કહ્યું, "આ તમારે પડખે બેઠા છે, એ જ દત્તોપંત કાલેલકર. તમે જ એમને સીધું પૂછો. હું તો જરૂર એમને ભલામણ કરું કે વડોદરા જઈ એ તમારા કામમાં મદદ કરે."

આમ વિચિત્ર રીતે અમારી ઓળખાણ થઈ. મેં કહ્યું કે, 'આપને વિશે હું જાણું છું. ગંગનાથ માટે મેં મારા એક સાથી આપેલા. તેમણે સેવા તો સારી આપી, પણ પોતાના ભાઈના દબાણથી લાચાર થઈ તે ગંગનાથ છોડી ગયા છે. મેં આપેલા સાથી રાષ્ટ્રસેવામાં ટક્યા નહીં, એનું દુ:ખ મને છે. એટલે એ કારણેય મારે આપનું આમંત્રણ સ્વીકારવું જોઈએ. અહીંથી હું મારા વતન શહાપુર જઈશ. ત્યાં કેટલીક ખાનગી વ્યવસ્થા કરવી છે તે પતાવી વહેલામાં વહેલી તકે વડોદરા પહોંચી જઈશ.'

'આશરે ક્યારે કામ પર ચડી શકશો?' એવો સીધો સવાલ કેશવરાવે મને પૂછયો; અને હું આપેલા વખતસર ગંગનાથ પહોંચી તરત કામે ચડી ગયો.

# ૨. ગંગનાથ વિદ્યાલય

[ તે વખતનું વાતાવરણ ]

અમારો એ જમાનો ક્રાંતિનો નહીં, પણ ક્રાંતિની પૂર્વ તૈયારીનો ગણાય. એમાં કેટલાક લોકો જૂની સંસ્કૃતિના આદર્શો વિશે અને એ સંસ્કૃતિએ મેળવેલી સિદ્ધિઓ વિશે કશું જાણે નહીં. એમના મનમાં એક જ વિચાર, કે 'અંગ્રેજો આગળ આપણા લોકો હાર્યા છે. એ લોકો પોતાનું રાજ મજબૂત કરવા માટે આપણને સારી સારી નોકરીઓ આપે છે. આટલો પગાર અને તે પણ નિયમિત મળે છે. મુખ્ય નીતિ ભલે રાષ્ટ્રહિતવિરોધી હોય અને તે પણ અંગ્રેજોના જ હાથમાં; પણ સરકારી નોકરી દ્વારા સામાન્ય લોકોની વ્યક્તિગત મૂંઝવણો દૂર કરી શકાય છે, એટલા માટે સરકારી નોકરીમાં ઉત્સાહપૂર્વક જવું જોઈએ. સરકારી પગારના લાભ ઉપરાંત, મૂંઝાયેલી વ્યક્તિઓનાં કામો કરી આપીએ તો એ લોકો રાજીખુશીથી 'દક્ષિણા' આપવાના. એ આવક પણ નાનીસૂની નહીં. મુશ્કેલી માત્ર એટલી જ કે અંગ્રેજોની નોકરી કરવી હોય તો અંગ્રેજી ભાષા શીખવી જોઈએ. સરકાર આપે છે તો અંગ્રેજી કેળવણી લેવી જોઈએ. એમાં જે પહેલ કરે અને પરીક્ષામાં ઊંચું સ્થાન મેળવે એ જોતજોતાંમાં ઊંચી નોકરી મેળવવાનો ને સમાજમાં એની પ્રતિષ્ઠા વધવાની. ઘરમાં સારામાં સારા ઘરની છોકરીઓ આવવાની. જેની હિંમત હશે અને પરીક્ષાઓ પાસ કરવાની બુદ્ધિ હશે એ બીજે રસ્તે જવાના જ નહીં; સરકારી નોકરીમાં જ જવાના.' આ પ્રકારના વિચારો અમારા સમાજમાં — મધ્યમ વર્ગની બધી જ ન્યાતના લોકોમાં એ કાળે પ્રવર્તતા હતા. અને એક પછી એક કેટલાયે યુવાનો આ રસ્તે આગળ ધસતા હતા.

અંગ્રેજ રાજ્યકર્તા ધર્મે ઈસાઈ. એમનામાં ધર્માભિમાન ઓછું નહીં. ઈસાઈઓ પ્રત્યે જ્યાંત્યાં પક્ષપાત કરે તો તે એટલું બધું સ્વાભાવિક મનાતું કે એ બાબતમાં લોકોમાં કશી ચીડ ન હતી. ઊલટું આપણા લોકો અંગ્રેજોની કદર કરતા હતા, કે સરકારી ગોરા અમલદારો ધર્મની બાબતમાં બિલકુલ તટસ્થ રહેતા. લોકોને એમના ધર્મ વિશે કશું પૂછતા નહીં. હિંદુ, મુસલમાન આદિ બધાને પોતાના ધર્મ પ્રમાણે ચાલવાની છૂટ હતી. આવા લોકોની સરકારની સેવા કરવામાં બધી રીતે લાભ જ. પોતાનો ધર્મ છોડવાની પણ જરૂર નહીં. એટલે ધર્મ પણ સચવાય અને ધનવાન પણ થવાય. વળી સરકારી નોકરીની સામાજિક પ્રતિષ્ઠા સૌથી મોટી. . .આવું વાતાવરણ અમારા નાનપણના દિવસોમાં હતું.

એ વાતાવરણમાં આપણું પોતાનું રાજ્ય આપણે ખોઈ બેઠા, એ અપમાન લોકો ભૂલી ગયા; અને સરકારી કેળવણીમાં આપણા ધર્મ સામે કશું નથી માટે સરકારી કેળવણી લઈ નોકરીઓ મેળવવી જોઈએ અને નોકરી લીધા પછી, સરકાર

આ આદર્શ લોકોને ફાવતો ગયો. છતાં એ સ્થિતિમાં પણ થોડાક લોકો આપણું રાજ, આપણી સંસ્કૃતિ અને આપણી કેળવણીનો વિચાર કરતા હતા; અને એ ભાવના પાંગરતી કરવા માટે રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓ ચલાવવી જોઈએ, એમાં દેશભક્તો તૈયાર કરવા જોઈએ, એમની મારફતે સ્વરાજ્યની અને ક્રાંતિની તૈયારી કરવી જોઈએ, એવા વિચારો સેવતા હતા.

આવી સંસ્થાઓનો ઉદ્દેશ અને કાર્યક્રમ વિદેશી સરકાર જાણે તો તે બંધ જ કરવામાં આવે એવો અનુભવ થવાથી, એવી સંસ્થાઓ ધર્મને નામે; ધાર્મિક વાતાવરણમાં અને દેશી રાજ્યોમાં ચલાવવામાં આવે તો અંગ્રેજોની નજર એના ઉપર નહીં પહોંચે. એવા વિચારથી વડોદરાના કેટલાક દેશભક્તોએ 'ગંગનાથ વિદ્યાલય'ની સ્થાપના કરવાનું ઠરાવ્યું.

અહીં વડોદરા રાજ્ય ને એના દેશભક્ત રાજા સયાજીરાવ ગાયકવાડ વિશે બે શબ્દ લખવા જોઈએ. ગાયકવાડ રાજવંશના મૂળ પુરુષો મહારાષ્ટ્રના, તેઓ લશ્કરી ખાનદાનોમાંથી હશે. એમણે ગુજરાતમાં આવી અમુક અમુક ઠેકાણે દેશ જીતી પોતાનું રાજ જમાવ્યું હતું. પછી આખા દેશ ઉપર અંગ્રેજોનું આધિપત્ય થવાથી દેશી રાજાઓના કારભારમાં અંગ્રેજો દખલ કરી શકતા થયા. એવામાં વડોદરાના એક રાજા નિપુત્રિક અવસાન પામ્યા. (એ વિગતોમાં નહીં ઊતરીએ.) એટલે ગાયકવાડ કુટુંબનો કોઈ છોકરો પસંદ કરી એને ગાદીએ બેસાડવાનું અંગ્રેજોએ ગોઠવ્યું. એ રીતે સયાજીરાવ ગાદીએ આવ્યા. નાનપણમાં તેઓ સામાન્ય પ્રજાજન તરીકે ઊછરેલા. છોકરો બુદ્ધિમાન હતો. એણે સારા સારા દેશભક્ત લોકોને પોતાની નોકરીમાં રાખ્યા. વળી અંગ્રેજી કેળવણી લીધી હોવાથી પોતાના રાજમાં અનેક સુધારા કરવાનું એને સૂઝ્યું. એવા સુધારા પ્રત્યે અંગ્રેજોની સહાનુભૂતિ ખરી.

એમાં મુખ્ય એક વાત મહત્ત્વની હતી. સયાજીરાવ કહેતા કે 'મુલક ગુજરાતનો, પ્રજા ગુજરાતી, એના ઉપર અમે મહારાષ્ટ્રીઓ રાજ્ય ચલાવીએ એ હવે પોસાય નહીં — શોભે પણ નહીં'. એટલે ફક્ત ખાનગી ખાતાનો કારભાર મરાઠીમાં ચાલે; બાકી આખું રાજ્ય ગુજરાતી ભાષામાં જ ચાલવું જોઈએ. પહેલાં નોકરીમાં મોટે ભાગે મહારાષ્ટ્રીઓ જ રહેતા એ ફેરવીને સયાજીરાવે આખા દેશમાંથી હોશિયાર અને દેશપ્રેમી અમલદારો પસંદ કર્યા. એમાં ગુજરાતીઓ પણ ખરા. (આ નીતિ સામે કેટલાક મરાઠાઓ ખૂબ ચિડાયા. એમણે કહ્યું : 'અમે તમારા વતી લડ્યા, અમારું લોહી રેડીને તમને રાજ્ય મેળવી આપ્યું. અમે તમારા પ્રત્યે જેટલા રાજનિષ્ઠ રહી શકીશું તેટલા બીજા લોકો નહીં રહી શકે. અમારી રાજનિષ્ઠાની તમે કદર કરતા નથી. પસ્તાશો.' સયાજીરાવે કહ્યું : 'તમે જોતા નથી કે હવે રાજનિષ્ઠાના દિવસો રહ્યા નથી. મારે પોતે જ, અને તમારે પણ, પ્રજાનિષ્ઠ થવું જોઈએ. હું ફક્ત મારી ગાદી સાચવવા નથી માગતો, પણ આખા દેશમાં ઉત્તમ રાજ્ય ચલાવવાનો નમૂનો બતાવવા માગું

છું.') કેટલાક દેશભક્તો કહેવા લાગ્યા કે જ્યારે સ્વરાજ થશે ત્યારે સયાજીરાવને કેવળ વડોદરા રાજ્યના નહીં પણ આખા ભારતના અથવા એના મોટા પ્રદેશના રાજા બનાવીશું.

કેટલાયે ક્રાંતિકારી દેશભક્તો, અંગ્રેજોની નીતિથી બચવા માટે, ગુપ્ત રીતે વડોદરા રાજ્યમાં રહેતા હતા.

આવા વાતાવરણમાં વડોદરા રાજના કેટલાક ભારત-પ્રેમી દેશભક્ત અમલદારોએ રાષ્ટ્રીય કેળવણીની સંસ્થા સ્થાપવાનું નક્કી કર્યું. અને તે પણ એક ધાર્મિક મહંતના જૂના મઠની અંદર. એ સંસ્થા સ્વામી બ્રહ્માનંદના શિષ્ય કેશવાનંદના મઠમાં નર્મદા-કિનારે ગંગનાથ નામના તીર્થસ્થાનમાં સ્થાપવામાં આવી.

એક તો દેશી રાજમાં, વળી જૂની ઢબના મહંતના ધાર્મિક મઠની અંદર ચાલે અને એના મુખ્ય વ્યવસ્થાપકો રાજ્યના સરકારી નોકરો; એટલે આવી સંસ્થા વિશે ભારત સરકારના અંગ્રેજ અમલદારોને શંકા પણ ઉત્પન્ન ન થાય. આવી સંસ્થામાં અંગ્રેજોના રાજ સામે થોડો અસંતોષ કેળવાય, વિદ્યાર્થીઓને જૂની ઢબની લશ્કરી કવાયત શીખવાય, અને દેશભક્તિનું વાતાવરણ ખાનગી રીતે પરિપુષ્ટ કરાય. એથી વધારે એમાં થઈ પણ શું શકે? આખી સંસ્થાનું વાતાવરણ જૂની ધાર્મિક ઢબનું. એમાં પૂજાઅર્ચા, ખાનપાનના જૂના રિવાજો, ધાર્મિક ઉત્સવો અને મહંતની ગાદી પ્રત્યે નિષ્ઠા, આવું તો બધું હોવાનું જ. આવા વાતાવરણમાં ભારતની સ્વતંત્રતાનો સંકલ્પ સેવવાનો વિચાર હતો.

એ ગંગનાથ વિદ્યાલયની સ્થાપના પાછળ બૅરિસ્ટર કેશવરાવ દેશપાંડે મુખ્ય હતા. તેઓ મૂળે કોલ્હાપુર તરફના. બૅરિસ્ટર થવા વિલાયત ગયેલા. ત્યાં શ્રી અરવિંદ ઘોષ જેવા યુવાનો સાથે દોસ્તી થયેલી. એમના સ્વભાવમાં દેશભક્તિ ઉપરાંત હિંદુ ધર્મ અને એની સંસ્થાઓ પ્રત્યે આદર ખરો.

જૂના વખતમાં ઔરંગઝેબના દિલ્હી બાદશાહ સામે અને વિજાપુરના બાદશાહ સામે શિવાજી મહારાજે સ્વરાજ્યની સ્થાપના કેમ કરી, શિવાજીના ગુરુ સમર્થ રામદાસે, અનેક ધર્મ-મઠો સ્થાપી એમાં રાષ્ટ્રસેવકો તૈયાર કેમ કર્યા વગેરે જૂનો ઇતિહાસ બધા જાણે. એટલે એના નમૂના પર અહીં એક જાતનું બિનહથિયારી સ્વરાજનું લશ્કર ભવિષ્યમાં તૈયાર કરી શકાશે એવી મહત્ત્વાકાંક્ષા મનમાં રાખી ગંગનાથમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ પસંદ કરવામાં આવ્યા.

આમ નર્મદાકિનારે ગંગનાથ જેવા એક સાવ ખૂણે પડેલા પ્રદેશમાં, દંડબેઠક, લાઠી બોથાટી વગેરેનું શારીરિક શિક્ષણ આપવાનો પ્રારંભ થયો. છોકરાઓ દેશ-ભક્તિનાં ગીતો ગાવા લાગ્યા. શ્રી અરવિંદ ઘોષના ભાઈ અને બંગાળના ક્રાંતિકારી દળના નેતા બારીન્દ્ર પણ ત્યાં આવીને રહેલા.

આવી સંસ્થા પણ કોઈ જૂના આદર્શવાળા મહંતોની દેખરેખ તળે ચાલે તો તેમાં ધર્મને નામે ચાલતા (પણ ખરેખર ધાર્મિકતાને કલંક લગાડનાર) રાષ્ટ્રભાવનાવિરોધી

રિવાજોનો આગ્રહ રહેવાનો જ. એવા આગ્રહો રાષ્ટ્રીયતા અને શુદ્ધ આધ્યાત્મિકતાને વરેલા શિક્ષકો કે વિદ્યાર્થીઓ કેમ સહન કરે? એટલે એ સ્થિતિમાં જે થવાનું હતું તે જ થયું. ગંગનાથ તીર્થક્ષેત્રમાં ચાલતી આ રાષ્ટ્રીય શાળાના ઘણાખરા શિક્ષકો અને વિદ્યાર્થીઓ એ સંસ્થા છોડી વડોદરામાં આવી દેશપાંડે સાહેબ જેવા સંસ્થાપકોને મળ્યા. અંતે 'ગંગનાથ વિદ્યાલય' નામે ઓળખાતી એ 'રાષ્ટ્રીય શાળા'ને ગંગનાથ છોડી વડોદરામાં આણવી પડી. (ત્યાં પણ એને રહેવાની જગ્યા એક મોટા ધાર્મિક મંદિરમાં જ મળી.) અને ત્યાર પછી થોડા જ દિવસોમાં હું દેશપાંડેના હાથ તળે કામ કરવા ઈ. ૧૯૧૧માં વડોદરા પહોંચ્યો. એમણે મને ગંગનાથ વિદ્યાલયનું કામ સોંપ્યું. અને આ રીતે રાષ્ટ્રીય કેળવણી સાથેનો મારો સંબંધ ફરી વાર બંધાયો.

હું કેશવરાવ દેશપાંડે સાથે જોડાયો તેથી વડોદરા રાજના કેટલાક ઉચ્ચ સ્થાનના અમલદારો સાથે મારો પરિચય વધ્યો. એમાં વડોદરા લશ્કરના મેજર માધવરાવ જાદવ અને એમના ભાઈ ખાસેરાવ જાદવ (જેઓ મોટા સૂબા હતા) એ બેનાં નામ ખાસ નોંધવા જેવાં છે. બંને ઉત્તમ દેશભક્તો; આઝાદીના ઉપાસક અને પોતાના કામમાં અત્યંત કુશળ. સમાજમાં એમની પ્રતિષ્ઠા સૌથી વધારે. અંગત રીતે એવા લોકો સાથે વિચારવિનિમય કરવાની તક મળે એ લાભ નાનોસૂનો ન હતો. સમાજની દૃષ્ટિએ અમે કેવળ શાળા-માસ્તર. પણ આ લોકો અમને આદર-પૂર્વક બોલાવતા હતા અને જાતજાતની યોજનાઓને અંગે અમારી સલાહ પણ પૂછતા હતા.

છત્રપતિ શિવાજીના વખતમાં સામાન્ય પ્રજા પ્રથમ વિદેશી રાજની સરકારને માન્ય રાખે. એ રાજ ચલાવવામાં મદદ પણ કરે. અને સાથે સાથે ખાનગી રીતે સ્વરાજની તૈયારી પણ કરે. એવે વખતે લોકોનું ને રાષ્ટ્રસેવકોનું, માનસ કેમ કામ કરતું હશે તેનું તેમ જ કેટલાક સ્વદેશી અમલદારો વિદેશી સરકારની સેવા પણ કરે અને હૃદયથી સ્વરાજની હિલચાલને આશીર્વાદ પણ આપે એ કેમ બનતું હશે તેનું વાતાવરણ તે વખતે અમે અમારા જીવનમાં અનુભવવા લાગ્યા હતા. એક બાજુ સમાજમાન્ય લોકપ્રિય ધાર્મિક નેતાઓની પ્રતિષ્ઠા તળે અમારું ક્રાંતિનું કામ અમે સુરક્ષિત રાખતા હતા, અને એ જ વખતે જૂના રૂઢ ધર્મનો પાયો અમારા વિચાર અને આચારથી કમજોર કરી નાખતા હતા. આ બધું 'રાષ્ટ્રસેવા'માં આવી જતું હતું અને એ નીતિમાં અમે ફાવી પણ ગયા હતા. છતાં અંગ્રેજ સરકારના સી.આઇ.ડી. ખાતાની નજરમાંથી અમે છટકી શક્યા ન હતા, એટલે એમાંથી બને તેટલા બચી જઈને અમે અમારું કામ કરવા લાગ્યા.

# ૩. ગંગનાથ વિદ્યાલય

## (મારો ગુજરાત-પ્રવેશ)

જે દિવસે હું મુંબઈથી વડોદરા જવા નીકળ્યો એ દિવસ મને બરાબર યાદ છે. રાત્રે ઊપડ્યો. ટ્રેનમાં ભીડ હતી, લોકો મને બેસવા માટે એક વેંત જેટલી જગ્યા પણ આપે નહીં. મારા સ્વભાવ પ્રમાણે લોકો સાથે લડીને મેં જગ્યા મેળવી હોત. પણ મનમાં વિચાર આવ્યો કે જે પ્રાંતના લોકોની સેવા કરવા હું ઊપડ્યો છું એમની સાથે લડીને જ પ્રારંભ કરવો એ સારું નહીં. એના કરતાં એક રાત ઊભા ઊભા મુસાફરી કરી નાખીએ તો શું ખોટું? અને ખરેખર એ આખી રાત મેં ટ્રેનમાં ઊભા રહીને જ પૂરી કરી. પરિણામે મારે ડબ્બાના દરવાજા પાસે જ ઊભા રહેવું પડ્યું. તેથી બારી બહાર આકાશ કેવું દેખાય છે એ હું જોવા લાગ્યો. અને શું આશ્ચર્ય! એક લાંબી પૂંછડીવાળો ધૂમકેતુ આકાશમાં દેખાયો! હાઈસ્કૂલમાં ભણતો હતો ત્યારે જ્યોતિષ (ખગોળ) ઉપરની એક અંગ્રેજી ચોપડી અમારાં પાઠ્ય-પુસ્તકોમાં હતી. એટલે આકાશના સૂર્યચંદ્ર ઉપરાંત તારાઓ વિશે સહેજસાજ હું જાણતો હતો. એમાં ધૂમકેતુનાં વર્ણનો અને ચિત્રો જોયાં પણ હતાં. પણ પ્રત્યક્ષ ધૂમકેતુ એની લાંબી પૂંછડી સાથે આજે જ જોયો. એ અદ્‌ભુત દૃશ્યનો આનંદ મનમાં માય નહીં. રાત કેમ ગઈ એની ખબરે ન પડી.

આગળ જતાં ગુજરાતમાં જ નવસારીમાં ખેતીવાડીનું એક પ્રદર્શન થયું હતું. ગંગનાથ વિદ્યાલયના સંસ્થાપક કેશવરાવ દેશપાંડે ત્યાંના સૂબા. એમની વ્યવસ્થાથી ગંગનાથ રાષ્ટ્રીય શાળાના વિદ્યાર્થીઓ સ્વયંસેવક તરીકે પહોંચી ગયા હતા. એ વ્યવસ્થા ગોઠવવામાં મારો હાથ પૂરેપૂરો હતો. અને એ જ અરસામાં દેશપાંડે સાહેબને મળવા માટે દક્ષિણના એક સાહિત્યપ્રિય વિદ્વાન કવિ શ્રી એમ. ગોવિંદ પૈ નામના આવ્યા હતા. એમની-મારી દોસ્તી થઈ ગયેલી. તેઓ મંગળૂર પાસેના મંજેશ્વરના રહીશ. (તેથી જ તેમના નામ પહેલાં તેઓ એમ. લખતા હતા.) એમણે મને આકાશના મુખ્ય મુખ્ય તારાઓ, એમનાં દેશી-અંગ્રેજી બંને નામો સાથે, આકાશમાં બતાવ્યા. ઉપરાંત 'ખગોલ ચિત્રમ્' નામની તારાના નકશાની એક ચોપડી બતાવી. પછી તો પૂછવું જ શું? દહાડે એ નકશાઓ જોતો જાઉં, એમાં આપેલી માહિતી, કોઈ કવિતાના રસથી વાંચું અને રાત્રે આકાશમાં ફેલાયેલા અને નવા નવા ઊગતા તારાઓને ગોવિંદ પૈ સાથે જોઉં. મોટા મોટા તારાઓના આકાશમાં જે મજાની આકૃતિઓ થાય છે એ અમે એકબીજાને બતાવીએ. આથી તારાઓ અને એમનાં સ્થાનો બરાબર યાદ રહેવા લાગ્યાં. જ્યોતિષાનંદ એ શી વસ્તુ છે એનું કાવ્ય સૌથી પહેલાં નવસારીમાં મેં માણ્યું.

અને મારો સ્વભાવ જ એવો કે જે આનંદ મળે તેની વાતો આસપાસના લોકો આગળ કર્યા કરું, અને એમ એમને પણ એ આનંદ માણવા નોતરું. આથી

નવસારીથી વડોદરા પાછા ગયા પછી ત્યાંના કૉલેજના વિદ્યાર્થીઓને ધીરે ધીરે ખબર પડી કે ઘોડદૌડ ઉપરના એક મંદિરમાં ચાલતી રાષ્ટ્રીય શાળાના આચાર્ય આકાશના તારાઓ વિશે ખૂબ જાણે છે. એટલે થોડા વિદ્યાર્થીઓ રાત્રે મારી પાસે આવવા લાગ્યા. એમનામાં મુખ્ય 'તગારે કરીને વિદ્યાર્થી હતા. એ તગારે જોડે આવનાર વિદ્યાર્થીઓમાં વિનોબા ભાવે કરીને એક વિદ્યાર્થી આવવા લાગ્યા. એ રસપૂર્વક તારાઓ વિશે પૂછે, અને હું એમની આગળ મારું બધું જ્ઞાન અને કાવ્ય ઠાલવું. તે વખતે એનું આકર્ષણ એક જિજ્ઞાસુ વિદ્યાર્થી તરીકે જ હતું. બેમાંથી એકેને ક્યાંથી ખ્યાલ હોય કે આગળ જતાં અમે યુગપુરુષ ગાંધીના આશ્રમના સદસ્ય થવાના છીએ અને એક વિશાળ આશ્રમના આધ્યાત્મિક સ્વજન થવાના છીએ! પણ અમે તારાઓને કારણે વડોદરામાં મળ્યા હતા એટલું તો બંનેને યાદ રહ્યું છે. પણ આ બધી આગળની વાત.

વડોદરા પહોંચતાંવેંત હું ઘોડદૌડની રાષ્ટ્રીય શાળામાં પહોંચી ગયો. ત્યાં ઉનાળાની રજા ચાલતી હોવાથી ઘણાખરા વિદ્યાર્થીઓ ઘેર ગયા હતા, એટલે શાળાના વ્યવસ્થાપકોએ નક્કી કર્યું કે હું જો સાહેબ(દેશપાંડે સાહેબ)ને ત્યાં થોડા દિવસ રહું તો મારી ખાવા કરવાની સગવડ પણ સચવાશે અને સાહેબ સાથે મારો પરિચય પણ કેળવાશે. એ દિવસોમાં સાહેબનાં કુટુંબીઓ સ્વદેશ ગયેલાં, એટલે તેઓ ઘરમાં એકલા જ હતા. આમ ગંગનાથ વિદ્યાલયનો મારો પ્રારંભ ત્યાંથી શરૂ કર્યું.

આટલું લખાવું છું ત્યાં એકાએક યાદ આવે છે કે નવસારીમાં પ્રથમ મળેલા ગોવિંદ પૈના એક મિત્ર સાથે એક વર્ષની અંદર મારી ઓળખાણ થઈ. એમનું નામ હતું શ્રી રામ કૃષ્ણ પ્રભુ. એ ભાઈસાહેબ વડોદરાના પ્રખ્યાત 'સયાજીરાવ પુસ્તકાલય'માં 'પુસ્તકાલયવિદ્યા' (લાઇબ્રેરી-સાયન્સ) શીખવા આવેલા. એમણે લોકમાન્ય ટિળકની, આકાશના તારાઓ સાથે ઠીક ઠીક સંબંધ ધરાવતી એક ચોપડી Arctic Home in the Vedas ધ્યાનપૂર્વક વાંચી હતી, એટલું જ નહીં પણ એ વિષય પરત્વે પુરાવા ભેગા કરી લેખો લખ્યા હતા.

ભારતમાં આવેલા આર્યલોકો મૂળ ક્યાંના? – આ એક મોટો સવાલ દુનિયાના વિદ્વાનો ચર્ચે છે. ભારતના કેટલાક લોકો કહે છે 'અમે સૃષ્ટિના પ્રારંભથી જ હિમાલયના આશ્રમોમાં જ રહેનારા.' વિદ્વાનો એ વાત સ્વીકારતા નથી. કેટલાક કહે છે કે આર્યો મૂળ એક ભૂસમુદ્ર—કૅસ્પિયન સમુદ્ર—ની આસપાસ રહેતા હતા. કેટલાક કહે છે, આર્યોનું મૂળ સ્થાન સ્વિટ્ઝર્લૅન્ડની આસપાસ હોવું જોઈએ. જ્યારે લોકમાન્ય ટિળકે વેદમાં આકાશના તારાઓ વિશે જે ઉલ્લેખો છે તેનો ખરો અર્થ કરી સિદ્ધ કર્યું છે કે આર્યો મૂળે યુરોપ-એશિયાની ઉત્તરે જેને આપણે ધ્રુવ પ્રદેશ કહીએ છીએ ત્યાં રહેનારા. તે વખતે ઉત્તર ધ્રુવ તરફ આજની પેઠે બરફ ભેગો થતો ન હતો. લોકો ત્યાં રહી શકતા હતા. આગળ જતાં સૂર્યની આસપાસ ફરતી આપણી પૃથ્વીની ધરીનો ખૂણો બદલાયો અને આર્યોને ઉત્તર ધ્રુવની ઠંડી અસહ્ય થવાથી

એ પ્રદેશ છોડવો પડયો. તેઓ ધીમે ધીમે દક્ષિણ તરફ વધતા વધતા કેસ્પિયનનં સમુદ્ર તરફ આવ્યા. ત્યાંથી ઈરાન-અફઘાનિસ્તાનને રસ્તે ભારત આવ્યા. આમ એ ચોપડીમાં ટિળકે વેદમાંથી તારાઓની સ્થિતિ બરાબર શોધી કાઢી સિદ્ધ કર્યું છે કે વેદકાળના આર્યો પૃથ્વીના ઉત્તર પ્રદેશમાં રહેતા હતા.

આ વિષયમાં મને ખૂબ રસ હોવાથી રામકૃષ્ણ પ્રભુ સાથે મેં ખૂબ ચર્ચા ચલાવી. અને તેઓ પણ મારા ગોવિંદ પૈ જેટલા જ ઉત્તમ દોસ્ત થયા. આગળ જતાં એ રામકૃષ્ણ પ્રભુ મુંબઈના જાણીતા અંગ્રેજી રાષ્ટ્રવાદી દૈનિક 'બૉમ્બે ક્રૉનિકલ'-માં કામ કરતા થયા. એમણે ગાંધી તત્ત્વજ્ઞાનનો પણ ઉત્તમ અભ્યાસ કર્યો હતો. મુંબઈના એ સમયના લોકો હજી એમને 'સુખદુર્બલ પણ કલમ-બહાદર' તરીકે ઓળખે છે.

એમ. ગોવિંદ પૈ અને રામકૃષ્ણ પ્રભુનું સ્મરણ આ નિમિત્તે એકીસાથે થયું એટલે એમને આટલી શ્રદ્ધાંજલિ આપી મારા ગુજરાત પ્રવેશના પ્રારંભ ઉપર ફરી વાર આવું છું.

## ૪. છૂપી ક્રાંતિકારિતા

અમારી ટ્રેન બહુ વહેલી સવારે વડોદરા પહોંચતી હતી. મને લેવા માટે મામા ફડકે કરીને એક તરુણ વિદ્યાર્થીશિક્ષક આવ્યા હતા. એમની સાથે હું સંસ્થામાં પહોંચ્યો.

મારા સામાનમાં એક સારું સરખું ફોલ્ડિંગ ટેબલ, એક ફોલ્ડિંગ ઈઝી ચેર, અને મારા પોશાકમાં ખાસ પ્રસંગે વાપરવા માટે જરીકિનારનો રેશમી ફેંટો, સફેદ રેશમનો પારસી ફૅશનનો કોટ, શર્ટને બટનથી બેસાડેલો કૉલર, ઓઢવા માટે રેશમની કિનારનું સફેદ ઉપરણું, એવો બધો ઠાઠ જોઈ સંસ્થા ચલાવનાર લોકો મનમાં હસ્યા હશે. રાષ્ટ્રસેવા કરવા આવેલો ઉમેદવાર કેવા તો ઠાઠમાં રહેવા માગે છે વગેરે વાતો એમણે અંદર અંદર કરી હશે. (મને આ બધી ચર્ચાની વાત ઘણા દિવસ પછી અને તે પણ કટકે કટકે સાંભળવા મળી.) સંસ્થાની રીતરસમ અને પરિસ્થિતિ જોયા પછી મેં મારા પોશાક અને રહેણીકરણીમાં ઝપાટાભેર ફેરફાર કર્યો અને એમાં કશી હાડમારી જેવું મને ન લાગ્યું, એ જોઈને એ લોકોનો મારે વિશેનો અભિપ્રાય સુધર્યો. અને ત્યાર પછી જ મારા સ્વાગત વખતે એમની વચ્ચે ચાલેલી ખાનગી મશ્કરી મને કહેવાની એમની હિંમત ચાલી. મેં જોયું કે સંસ્થાના સંચાલકોમાં વામન શાસ્ત્રી દાતાર કરીને એક વૈદ્ય હતા. તેઓ રહેતા હતા વડોદરામાં; વૈદકનો ધંધો કરતા; રાષ્ટ્રસેવક તરીકે સમાજમાં એમની પ્રતિષ્ઠા હતી; અને બોલતા હતા પણ કોઈ નેતાની ઢાવકાઈથી.

સંસ્થાના શિક્ષકો વામન શાસ્ત્રીના આવવાની રાહ જોતા હતા. બધાએ મળીને

નક્કી કર્યું હતું કે સંસ્થામાં હમણાં રજા છે, ઘણાખરા વિદ્યાર્થીઓ ઘેર ગયા છે, ને દેશપાંડેના ઘરના લોકો પણ સ્વદેશ (એટલે કે કોલ્હાપુર તરફ) ગયા છે, એટલે નવા આવેલા આ ભાઈને દેશપાંડે સાહેબને ત્યાં જ રહેવા મૂકી આવીએ. એટલે અમે બધા દેશપાંડે સાહેબના બંગલા પર પહોંચ્યા.

એ દિવસોમાં કેશવરાવ દેશપાંડે વડોદરા રાજ્યમાં આબકારી ખાતાના કલેક્ટર હતા. સ્ટેશનના યાર્ડની સામે એક પારસી ભાઈનો મોટો બંગલો એમણે ભાડે લીધો હતો. અમે પહોંચ્યા, એટલે વામન શાસ્ત્રીએ વાત શરૂ કરી : 'સાહેબ, (વડોદરામાં બધા એમને 'સાહેબ' જ કહેતા હતા.) અમે કાલેલકરને આપને મળવા લાવ્યા છીએ; એમને અમે આપને માટે દત્તક તરીકે લઈ આવ્યા છીએ.' દેશપાંડે સાહેબ વિશે હું 'રાષ્ટ્રમત'માં હતો ત્યારે મેં પૂ. ગંગાધરરાવને મોઢે થોડુંક સાંભળ્યું હતું. ને ત્યાં એક વાર એમને મળ્યો પણ હતો. થોડી વાતચીત પછી નક્કી થયું કે શાળામાં રજા ચાલે છે ત્યાં સુધી મારે સાહેબને ત્યાં જ રહેવું. બંગલામાં સાહેબ એકલા જ રહેતા હતા એટલે મારે માટે ત્યાં કશી મુશ્કેલી ન હતી. એમનો એક સુંદર ઘોડો જોઈને હું ખૂબ ખુશ થયો. પહેલે જ દિવસે હું જોઈ શક્યો કે દેખરેખને અભાવે ઘરમાં થોડી અવ્યવસ્થા છે, અને ખર્ચ પ્રમાણ બહાર જાય છે.

હું બેલગામ-પૂના તરફ રહેનારો. મને વડોદરાના ઉનાળાની કલ્પના ન હતી. અને ટ્રેનમાં આગલી રાત ઊભા ઊભા જાગીને જ કાઢી હતી એટલે બપોરે જમ્યા પછી મેં ઠીક ઠીક ઊંઘી લીધું.

સાંજે, બંગલા બહાર પાણી છંટાઈને ખુરશીઓ ગોઠવાઈ ગઈ. ત્યાં પહોંચતાંવેંત સાહેબે મને બોલાવવા માટે પટાવાળાને મોકલ્યો. આગળ જતાં મેં જોઈ લીધું કે રોજ સાંજે આ વખતે સાહેબ આગળ હાજર રહેવું એ મારું એક દૈનિક કામ જ છે. અમે અનેક વિષયોની ચર્ચા ચલાવી. આવા વાર્તાલાપ દ્વારા મારો પરિચય મેળવવાની અને હું કેટલા પાણીમાં છું એ શોધી કાઢવાની કળામાં સાહેબ કુશળ હતા. એમણે જોયું હશે કે આ નવો આવેલો આચાર્ય (હેડમાસ્તર) બોલવામાં મોકળો અને ખરેખર પંતુજી જ છે.

રજાઓ પૂરી થવા આવી અને અમે શિક્ષકો નવા સત્રનો અભ્યાસક્રમ તૈયાર કરવા બેસી ગયા. ક્યા વર્ગમાં, ક્યા વિષયો ખાસ ચલાવવા, બધા વિષયો અને વર્ગો શિક્ષકોની વચ્ચે કેમ વહેંચવા એની વિગતો ચર્ચાઈ. આચાર્ય તરીકે આવેલો હું કેળવણીના વિજ્ઞાનમાં તજ્જ્ઞ ગણાઉં; પણ સંસ્થાની પરિસ્થિતિની પરંપરા વિશે કશું જાણું નહીં. શિક્ષકો કોણ કોણ છે, કેવા છે, વિદ્યાર્થીઓની શક્તિ કેવી છે એ વિશે હું અજાણ, એટલે જૂના અનુભવી શિક્ષકો જે નક્કી કરે તે જાણી લેવું એટલું જ મારું કામ.

અહીં જ કહી દઉં કે એ જમાનાની બિન-સરકારી રાષ્ટ્રીય શાળાઓમાં કેળવણીની કળામાં પ્રવીણ એવા શિક્ષકો ભાગ્યે જ આવતા. ઉત્તમ દેશભક્તિ, પાર

વગરનો ત્યાગ કરવાની તૈયારી અને ઉગ્ર ક્રાંતિકારી વિચારો, એટલી નક્કર લાયકાત ઉપર કોઈ પણ માણસ રાષ્ટ્રીય શિક્ષક થઈ શકતો. તેમાં મારા જેવો અનુભવી શિક્ષક નવો દાખલ થાય એટલે 'નવી ગિલ્લી નવો દાવ' એ ન્યાયે આખો અભ્યાસક્રમ અને સંસ્થાનો કાર્યક્રમ નવેસર ગોઠવાયો. હું સાવ નવો માણસ. દરેક સંસ્થામાં જે આંતરિક વ્યવસ્થાની 'રાજનીતિ' હોય છે તે આપણે શું જાણીએ?

હું જોઈ શક્યો કે આખી સંસ્થા ચલાવવાનું કામ અત્યાર સુધી વાસુદેવરાવ દેશપાંડે નામવાળા એક તપસ્વી અને ઉગ્ર સ્વભાવના પદવીધરના હાથમાં હતું. તેઓ ગુસ્સે થાય ત્યારે વિદ્યાર્થીઓને મરજીમાં આવે તેવી સજા કરતા. એમાં જો કોઈ વિદ્યાર્થીને સજા કરે કે તારે બે દિવસ ઉપવાસ કરવા તો પોતે પણ એ બે દિવસ ભૂખ્યા જ રહેતા! સજા આકરી છે એવી ટીકા પણ કોઈ કરી શકતા નહીં. હવે હું હેડમાસ્તર તરીકે આવ્યો એટલે વાસુદેવરાવ છાત્રાલયના વ્યવસ્થાપકનું કામ કરવા લાગ્યા. પુસ્તકાલય ને વાચનાલયની વ્યવસ્થા મામા ફડકેને સોંપવામાં આવી એથી તેઓ ખુશ થયેલા દેખાયા. કવિતા અને ઇતિહાસ ભણાવવાનું કામ પણ એમને જ સોંપાયું (અથવા એમણે એ લગભગ માગી લીધું એમ જ કહી શકાય).

આ મામા ફડકે રત્નાગિરિના એક વિદ્યાર્થી. ત્યાં એમણે વિદ્યાર્થીઓ માટે એક લાઇબ્રેરી ચલાવેલી. આ લાઇબ્રેરીને અંગે એમણે સ્વાતંત્ર્યવીર સાવરકર જોડે થોડો પત્રવ્યવહાર ચલાવ્યો હશે. એમનું એવું એક કાર્ડ પોલીસખાતાને હાથ આવ્યું. એટલા પરથી મામાનું નામ પોલીસખાતાની કાળી યાદીમાં પહોંચી ગયું. મામાને 'દેશભક્તિનાં ગીતો' બહુ પ્રિય હતાં. સાહિત્ય પ્રત્યે અસાધારણ ભક્તિ. દેશભક્તિ અને રાજદ્રોહ જેમાં ભરેલો હોય એવી વાતો અખંડ ચલાવે. તેઓ વડોદરા આવ્યા હતા વિદ્યાર્થી તરીકે પણ એમની હોશિયારી જોઈ સંસ્થાએ એમને શિક્ષક તરીકે જ નીમી લીધા.

મને શી ખબર કે મામા ને વાસુદેવરાવને બનતું નથી. વ્યવસ્થાનું કામ જેને સોંપ્યું હોય તેનો તે કામ પર અધિકાર, એમ હું માનનારો. એટલે વાચનાલયનું કામ મામાને સોંપવામાં આવ્યું તે દિવસથી ટપાલ હાથમાં આવે કે તરત બધાં છાપાં હું મામાને સ્વાધીન કરી દેતો. તેઓ તરત એ યોગ્ય ઠેકાણે ગોઠવી દેતા. હું હેડમાસ્તર ખરો, તોપણ બધા સાથે વાચનાલયમાં બેસી હું છાપાં વાંચતો. એક દિવસે ટપાલ વાસુદેવરાવના હાથમાં પહોંચી ગઈ. એમણે બધાં જ છાપાં પોતા પાસે રાખી ત્યાં જ તે વાંચવાનું શરૂ કર્યું. મેં એમને કહ્યું: 'નાના, તમારે મામાને પૂછીને છાપાં પોતાની પાસે રાખવાં જોઈતાં હતાં.' મારી આ વાતથી તેઓ ચિડાયા, કહે: 'હૂ ઈઝ મામા?' મેં શાંતિ અને મીઠાશથી કહ્યું: 'મામા ભલે સૌથી નાના શિક્ષક હોય પણ આપણે જ એમને પુસ્તકાલયના વ્યવસ્થાપક નીમ્યા છે. એમની વ્યવસ્થા આપણે ન સાચવીએ તો કેમ ચાલે?' ક્ષણભર નિરુત્તર થઈ નાના ફરી બોલ્યા: 'વાત સાચી છે કે હવે હું હેડમાસ્તર નથી; પણ વડોદરામાં

નિવૃત્ત થયેલા દીવાનને પણ સરકાર તરફથી એક પટાવાળો મળે છે ને એમનું માન રાખવામાં આવે છે.'

એમને કેટલું માઠું લાગ્યું છે એની જો મને કલ્પના હોત, ને મારામાં વ્યવહારનું થોડું પણ જ્ઞાન હોત તો હું આવો પ્રસંગ ઊભો થવા ન દેત. પણ હું તો કૉલેજની ડિબેટિંગ ક્લબમાં (વક્તૃત્વોત્તેજક મંડળમાં) અને છાપાના સંપાદક મંડળમાં કેળવાયેલો માણસ; એટલે તાત્ત્વિક ચર્ચા તરીકે મેં એમને જવાબ આપ્યો: 'જૂના નિવૃત્ત દીવાનોને આદર અપાય છે, પણ એમને કોઈ અધિકાર અપાતો નથી.' નાનાએ તરત કહ્યું: 'તમારી વાત સાચી છે. એ હું સ્વીકારું છું.' એટલું કહીને એમણે પોતાનો કાન પકડયો. મેં ભોળાએ માન્યું કે મારી વાત ગળે ઊતરવાથી તેઓ શાંત થયા છે. પણ તે દિવસથી એમના મનમાં એ કડવાશ કાયમ રહી.

સંસ્થાના મુખ્ય ભાગ ત્રણ: શિક્ષણ વિભાગ, કારખાના વિભાગ અને છાત્રાલય વિભાગ. થોડા જ દિવસોમાં 'કારખાના વિભાગ' શિક્ષણના એક અંગ તરીકે મારા હાથ તળે સોંપવામાં આવ્યો. અને એ વિભાગના એક જૂના શિક્ષકને નોકરીમાંથી બરતરફ કરવાનું કામ મારે હાથે કરાવી લીધું. હું નથી માનતો આ એક પગલા ઉપરાંત કારખાના વિભાગ ઉપર કોઈ પણ પ્રકારની દેખરેખ કરવાનું મને સોંપ્યું હોય.

કારખાનામાં વણાટ અને સુથારકામ એ બે વિભાગ હતા. બંને ઉપર દેશપાંડે સાહેબનું ખાસ ધ્યાન રહેતું. મને એ વખતે એ વિભાગમાં રસ પણ ન હતો, અને એનું મહત્ત્વ પણ હું સમજી શકયો ન હતો. હું એટલું જ માનતો કે 'આપણા વિદ્યાર્થીઓએ વિદ્વાન થવું જોઈએ. તેઓ દેશભક્તિના પ્રચારક થાય, સારા લેખક અને વૃત્ત-વિવેચક થાય તો આખરે ગુપ્ત રીતે રાજ્યક્રાંતિની તૈયારી કરી શકીએ.'

અમે સાંભળ્યું તો હતું કે કેશવરાવના કેળવણીના વિચારો આવી ક્રાંતિની તરફેણમાં છે. તેઓ પોતે શ્રી અરવિંદ ઘોષના સ્નેહી હતા એ કોઈ ઓછો પુરાવો ન હતો. શ્રી અરવિંદની 'ભાવના મંદિર'ની યોજના મેં વાંચી હતી. એમાં ખાસ ભાર એવી જ વસ્તુઓ પર હતો જેને આજે 'ગાંધીજીનો રચનાત્મક કાર્યક્રમ' કહે છે. 'બહુજનસમાજને ઉપયોગી નીવડે એવા ઉદ્યોગમાં પ્રવીણ થવું, એ દ્વારા અનેક જાતના લોકો સાથે પરિચય વધારવો, જે પ્રવૃત્તિ હાથમાં લઈએ એની ઝીણામાં ઝીણી વિગતોમાં પાવરધા થવું, અર્થોત્પાદક પ્રવૃત્તિઓ ઊભી કરી સારા સારા ગુણી કુશળ લોકોનો સંગ્રહ કરવો, અને તેમની મારફતે અનેક સંસ્થાઓની સંપન્નતા વધે એ તરફ ધ્યાન આપવું.' એવો એ આખો કાર્યક્રમ હતો. 'ક્રાંતિનો સંકલ્પ દૃઢપણે મનમાં રાખવો, અનુકૂળ કાળ આવવાની રાહ જોવી, અને એ આવે ત્યાં સુધી તોફાનમાં ઊતરવું નહીં, ફક્ત મનુષ્યબળ, બુદ્ધિબળ અને કાર્યકારિતાનું બળ વધારતા જવું.' એ જાતની અહીંની કાર્યપદ્ધતિ છે, એમ હું ઓછેવત્તે સમજી શકયો.

આવી ચર્ચામાં એક વાર સાહેબ આગળ મેં કહ્યું: 'પ્રજાના હક માટે અને અધિકારો માટે સરકાર સાથે લડતા પણ રહેવું જોઈએ.' ત્યારે જરા અકળાઈને તેમણે કહ્યું: 'સરકાર સામેની તકરાર સરકાર આગળ જ લઈ જવા માગો છો ને? હકની વાતો શાની કરો છો? તમારો હક એક જ છે: ગુલામ થવાનો. ચૂપચાપ માથું નીચું ઘાલી લોકોની સેવા કર્યા કરો. સેવા દ્વારા લોકોનો વિશ્વાસ સંપાદન કર્યા વગર રાષ્ટ્રમાં શક્તિ પ્રગટ થવાની નથી. અને શક્તિ વગર પ્રતિકાર શાના કરવાના છો? ચૂપચાપ પડયા રહેવું, જરૂર જણાય ત્યારે હાર પણ ખાવી અને આપણી સામે કશી શંકા ઉત્પન્ન થવા ન દેતાં આપણી 'કાર્યશક્તિ અને બહાદુરી વધારતા જવી.' આ જ હતી એમની કાર્યપદ્ધતિ. અંદરથી અખંડ બળતી તેજસ્વિતા અને બહાર દેખાવે 'સર્વસહ શાંતિ' આ મિશ્રણ ખરેખર અદ્‌ભુત હતું. એમના જીવનકાળમાં એમને હાથે 'અરાજકતા'નું પ્રત્યક્ષ કામ થયું હોય એમ લાગતું નથી. એમના નિકટના પરિચયમાં આવ્યા પછી પણ, મને એવું કશું દેખાયું નહીં. અને છતાં એમની ક્રાંતિકારી મનોવૃત્તિ અને શ્રી અરવિંદ સાથેની દોસ્તી એમને બધી રીતે નડી.

થોડા જ દિવસોમાં બ્રિટિશ સરકારનો એક સી.આઈ.ડી. અમલદાર વડોદરામાં આવીને રહ્યો. એણે અમારી સંસ્થાની પણ મુલાકાત લીધી હતી. અભ્યાસક્રમ, પાઠયપુસ્તકો બધું એણે તપાસ્યું. અમારું બધું જ કામ નિર્દોષ. મેં મનમાં વિચાર્યું, અમારી સામે આ ભાઈસાહેબ રિપોર્ટ તો શું કરવાના હતા? એણે સરકારને એક રિપોર્ટ તો મોકલ્યો. દેશપાંડે સાહેબના ઘેર એ એક વાર મને કહે: 'મામા ફડકે એક ક્રાંતિકારી તરુણ છે. સાવરકર સાથે એનો સંબંધ છે. અને છતાં ઈતિહાસ વિષય ભણાવવાનું કામ એ માણસને તમે સોંપ્યું છે એ કાંઈ ઓછું છે? તમે મામાને સંસ્થામાં ન રાખો એમાં જ તમારું ભલું છે.' પરિણામે સંસ્થાના સંચાલકોએ નક્કી કર્યું કે મામાએ સંસ્થા છોડવી અને વડોદરા શહેરમાં રહેવા જવું. તે પ્રમાણે મામા દાતાર શાસ્ત્રીને ત્યાં રહેવા ગયા.

એક સામાન્ય સી.આઈ.ડી. અમલદાર સહેજ વાત કરે છે અને આપણે તત્કાળ એ કાર્યકર્તાને ખોઈ બેસીએ છીએ એની મને ચીડ ચઢી અને તે મેં શિક્ષકમંડળમાં બોલી બતાવી. એનો લાભ લઈ દાતાર શાસ્ત્રીએ મારું નામ આગળ કરી દેશપાંડે સાહેબ સુધી વાત પહોંચાડી દીધી. સાહેબે કહ્યું, 'કાકા આમ કેમ કહી શકે?' સાહેબે મને બોલાવી પ્રારંભ કર્યો: 'ગુલામોને અધિકાર હોતા હશે કે! હકો માટે લડીને શું થવાનું હતું?' મેં કહ્યું: 'દેશના શત્રુઓ પાસેથી ન્યાય મેળવવાની અપેક્ષા હું રાખતો નથી. મારી ભૂમિકા બિલકુલ જુદી છે.' આટલું કહી મેં મારી દલીલ રજૂ કરી. 'અમે બધા જ કાર્યકર્તાઓ સરકારની ગેરમરજીવાળા છીએ. મામા ફડકેને હું આપણા કિલ્લાની સૌથી બહારની દીવાલ ગણું. આજે આપણે એ દીવાલ ઉતારી દઈએ તો તેટલાથી સરકાર શાંત થવાની નથી. થોડા જ દિવસોમાં

બીજા નંબરની દીવાલ સામે કાંઈક તકરાર આવવાની. તે દીવાલ ઉતારીએ તો ત્રીજી દીવાલ ઉતારો એવું સાંભળવું પડશે. એના કરતાં સૌથી બહારની દીવાલ, લડાવી શકાય ત્યાં સુધી એ લડાવતા રહેવું. દુશ્મનોનું ધ્યાન જ્યાં સુધી બહારની દીવાલ ઉપર છે ત્યાં સુધી અંદરની દીવાલ સુરક્ષિત ગણાય. એટલા માટે હું કહેતો હતો કે મામાને તરત રજા આપવી એ બરાબર નથી. મામા સામે સી.આઈ.ડી.ના મનમાં ગેરસમજ છે એનો રદિયો આપવા અમે તૈયાર છીએ વગેરે જવાબ આપી અશુભસ્ય કાળ-હરણમ્ એ નીતિનો આશ્રય કરવો.' સાહેબે કહ્યું, 'તમારી આ દૃષ્ટિ સમજાય એવી છે. દાતાર શાસ્ત્રીએ અને બીજાઓએ તમારી આ સૂચના મારી આગળ મૂકી જ ન હતી.'

ખેર. મામા તો ગંગનાથ છોડીને ગયા તે ગયા.

## ૫. કેટલો નરમ પ્રારંભ!–છતાં ક્રાંતિકારી

પચાસ-સાઠ વર્ષ પહેલાં સમાજની સ્થિતિ કેવી હતી, ને મારા જેવા સામાજિક ક્રાંતિમાં માનનારા લોકોને પણ સમાજને બહુ જ ધીમે ધીમે આગળ લઈ જવા માટે કેટલી ધીરજ રાખવી પડતી હતી, એના બે મજાના દાખલા આપી દઉં. આજના જુવાનોના માન્યામાં પણ નહીં આવે કે પચાસ-સાઠ વર્ષ પહેલાં સમાજ આટલો પછાત અને રૂઢિગ્રસ્ત હશે. પહેલા દાખલામાં મહારાષ્ટ્ર અને ગુજરાતને લગતો જે અનિષ્ટ પ્રાંતભેદ ચાલ્યો હતો તે તોડવા માટે મારે જે અત્યંત નરમ પણ ભયંકર હિંમતનું પગલું કેમ ભરવું પડયું એનો રસ વાચકોને માણવા મળશે; અને બીજા દાખલામાં ન્યાતજાતનો સવાલ તો ખરો જ. પણ તેમાં ગુજરાતના અત્યંત માનીતા પૂ. મામાસાહેબ ફડકેની જાહેર સેવાનો પ્રારંભ કેવી રીતે થયો એ પણ નવેસરથી જાણવાને મળશે. હું નથી માનતો કે જે પ્રસંગ હું અહીં નોંધવાનો છું એ મામાસાહેબના મોઢે પણ આજના એમના સાથીઓએ સાંભળ્યો હોય.

શરૂઆત ગુજરાત-મહારાષ્ટ્રના સંબંધો વિશેના પહેલા પ્રસંગથી કરું. મેં લખ્યું જ છે કે હું 'ગંગનાથ ભારતીય સર્વ-વિદ્યાલય'માં મુખ્ય અધ્યાપક તરીકે દાખલ થયો ત્યારે ત્યાંના છાત્રાલયની વ્યવસ્થા, એ સંસ્થામાં પ્રથમથી કામ કરનાર એક મુરબ્બીના હાથમાં હતી. સંસ્થામાં બ્રાહ્મણ, વાણિયા, ક્ષત્રિય, શૂદ્રો, આદિવાસીઓ, બધા પ્રકારના વિદ્યાર્થીઓ રહેતા અને જમતા. ધર્મની દૃષ્ટિએ હું પોતે શાકાહાર અને માંસાહાર એટલો જ એક ભેદ આહારની બાબતમાં માનવા તૈયાર હતો. કોણ રાંધે છે અને કોણ પીરસે છે, ખાવામાં કોણ સાથે બેસી શકે ને કોણ ન બેસી શકે, એની મને જરાયે પરવા ન હતી. પણ તે વખતની રાષ્ટ્રીય સંસ્થાઓ વિદેશી અંગ્રેજ સરકારનો વિરોધ કરે ત્યારે રાષ્ટ્રીયભાવના સાથે એને ઘરની જૂની ધર્મનિષ્ઠા પણ સાચવવી પડતી. અને વડોદરા તો ગુજરાતમાં (લડીને મેળવેલું)

મહારાષ્ટ્રીઓનું રાજ્ય. અહીં મહારાષ્ટ્રીઓ પોતાને શ્રેષ્ઠ માને એ સમજાય એવી વાત હતી. પણ એ ભેદ ધર્મમાં પણ ઘૂસી જાય એ વાત મારી સમજથી પર હતી, અને એ ચલાવી લેવા મારી રાષ્ટ્રીયતા તૈયાર ન હતી. મારે તરત જ એવું એક પગલું ભરવું પડ્યું કે મારે કારણે એ આખી સંસ્થા તૂટી જવાની અણી ઉપર આવી ગઈ.

એવું હતું કે છાત્રાલય ચલાવનાર વ્યવસ્થાપકો બધા મહારાષ્ટ્રીય બ્રાહ્મણો અને રસોઈ બનાવનાર રસોઇયા હડહડતા મદ્રાસી બ્રાહ્મણો – જે રાંધવાની કળામાં અત્યંત હોશિયાર, અને જૂની રૂઢ ધર્મનિષ્ઠામાં કોઈનાથીયે ઊતરતા નહીં. મેં જોયું કે મદ્રાસી રસોઈયા બ્રાહ્મણો, રસોડાનો કબજો લઈ રાંધી આપે. એ રસોડામાંથી રાંધેલો ખોરાક પીરસવા માટે લઈ જવાનું કામ ફક્ત મહારાષ્ટ્રીય બ્રાહ્મણો જ કરે. વાણિયા વગેરે બીજી ન્યાતની તો વાત બાજુએ રહી, પણ ગુજરાતી બ્રાહ્મણો સુધ્ધાં રસોડામાં પગ ન મૂકી શકે! આ રિવાજ પ્રમાણે મહારાષ્ટ્રીય બ્રાહ્મણ વિદ્યાર્થીઓ રસોડામાં જઈને ભાત, દાળ, શાક, રોટલી બધું લઈ આવી વિદ્યાર્થીઓને પીરસે. પંગતમાં પહેલા બ્રાહ્મણ વિદ્યાર્થીઓ બેસે; ત્યાર પછી ક્ષત્રિય, વાણિયા ઇત્યાદિ; અને આદિવાસીઓ તો સાવ છેડે. આ બધાને પીરસવાનું કામ ખૂબ સાચવી સાચવીને એ મહારાષ્ટ્રીય બ્રાહ્મણ વિદ્યાર્થીઓ જ કરે. ગુજરાતી બ્રાહ્મણને હાથે પીરસેલું મહારાષ્ટ્રીય બ્રાહ્મણ વિદ્યાર્થી ન ખાય! એ હતો તે વખતનો સનાતન ધર્મ!

આ ધર્મ-રિવાજ મારા ધ્યાનમાં આવતાંવેંત મારું હૈયું સળગી ઊઠ્યું. એની સામે ભરવાનું પગલું કેટલું અઘરું છે એનો મને ખ્યાલ હતો. હું સીધો ગયો વિદ્યાલયના સંસ્થાપક અને સર્વેસર્વા બૅરિસ્ટર કેશવરાવ દેશપાંડે પાસે. સરકારી નોકરીમાં તેઓ સૂબા જેવા ઉચ્ચ સ્થાન પર હતા. મેં કહ્યું કે 'આ પ્રાંતીય ઉચ્ચ-નીચ ભેદ હું ચાલવા ન જ દઉં. આવતી કાલથી, ભલે બ્રાહ્મણેતર નહીં, પણ ફક્ત ગુજરાતી બ્રાહ્મણ વિદ્યાર્થીઓ બધાને પીરસશે. આ સુધારો હું આપને નામે પણ નહીં કરું. પણ મારે ખાનગી રીતે આપનું નૈતિક પીઠબળ જોઈએ છે. નિંદા થશે તો મારી થશે; ભોગવવું પડશે તે હું ભોગવીશ.'

કેશવરાવે શાંતપણે કહ્યું: 'આ વડોદરા રાજ છે. અહીં ચાલતી આવેલી ધાર્મિક રૂઢિમાં હસ્તક્ષેપ કરવો અથવા લોકોને ન ગમતો સુધારો કરવો એ સંસ્થાની નીતિ નથી. છતાં તમારી વાત હું સમજી શકું છું. જે રિવાજ અમે અત્યાર સુધી ચલાવ્યો, તે તમે તોડવાનું જોખમ ખેડો તો તમને હું રોકું નહીં. તમને ઠીક લાગે તેમ કરી શકો છો.'

મેં કહ્યું: 'પરિસ્થિતિનો મને ખ્યાલ છે. મદ્રાસી રસોઈયાઓ ગુજરાતી બ્રાહ્મણ વિદ્યાર્થીઓને રસોડામાં પગ મૂકવા નહીં દે એ બધું હું જાણું છું. અને મહારાષ્ટ્રીય અધ્યાપકો પણ જૂનો રિવાજ માનનારા હોઈ આવતી કાલથી તેઓ છાત્રાલયમાં નહીં જમે એ પણ હું જાણું છું. પણ મુશ્કેલી એથીયે વધારે છે. મારી રાષ્ટ્રીયતા કેવળ અંગ્રેજોનું રાજ તોડવા પૂરતી સંકુચિત નથી. એટલે આપનો વિરોધ ન હોય

તો જ આ હિંમત ખેડવા માગું છું. આપ મને મના નથી કરતા એટલું મારે માટે બસ છે.' જો સાહેબ મને મના કરત તો હું ગંગનાથ છોડીને જાત, પણ મારો આ નિશ્ચય જાહેર ન કરવા જેટલી નમ્રતા કહો અથવા વિવેક કહો, મારી પાસે હતો. આ રીતે મારા હાથ મજબૂત કરી મેં સંસ્થામાં જાહેર કર્યું કે 'પરમ દિવસથી બધા વિદ્યાર્થીઓને પીરસવાનું કામ ગુજરાતી બ્રાહ્મણ વિદ્યાર્થીઓ કરશે.' મારો સુધારો કેટલો નમ્ર હતો! એમાં આદિવાસીઓ કે વાણિયા કે મરાઠા(ક્ષત્રિય)ના રસોડામાં પ્રવેશની વાત જ ન હતી. છતાં મારા નિર્ણયની અસર બૉમ્બ જેવી થઈ ગઈ.

આજે ગુજરાતમાં ગાંધીવાદી તરીકે કામ કરનાર ચિંતામણ શાસ્ત્રીને બધા ઓળખે છે. તેઓ મારી પાસે આવ્યા. તે વખતે તેઓ હડહડતા ધર્મનિષ્ઠ. એમણે કહ્યું: 'કાકાસાહેબ, મારી ભૂમિકા તમે જાણો છો. હું છાત્રાલયમાં ન જમી શકું,' મેં કહ્યું: 'મને બરાબર ખબર છે; પણ તમને હું ખોવા નથી માગતો. તમને ખોઈ હું જાઉં ક્યાં? આવતી કાલથી તમે મારે ઘેર પોતાની રસોઈ પોતે રાંધીને ખાજો. મારે ત્યાં તમે જમી શકવાના નથી એ હું જાણું છું. તમે દ્રાવિડી બ્રાહ્મણ અને તેમાં વળી કોંકણસ્થ. અને હું ગૌડ બ્રાહ્મણ. અમારા હાથનું તમે ખાઈ ન શકો એ મને બરાબર ખબર છે. એટલે જ મેં કહ્યું કે 'તમે મારે ઘેર હાથે રાંધીને જમજો.'

એક મારો માનીતો હોશિયાર વિદ્યાર્થી આવી મને કહે: 'ઘરના મારા મુરબ્બીઓ મને ગુજરાતી બ્રાહ્મણના હાથનું ખાવા નહીં દે; મને ઉઠાડી લેશે. મારે શું કરવું?' મેં એને કહ્યું, 'છાત્રાલયનો નિયમ તો બદલાય જ નહીં. તું પણ મારે ઘેર શાસ્ત્રીજી જોડે જમજે. એમને તારી મદદ થશે.'

પરમ દિવસ ઊગ્યો. સંસ્થામાં મોટી સંખ્યા મહારાષ્ટ્રીય બ્રાહ્મણ વિદ્યાર્થીઓની. તે બધા ચાલ્યા ગયા. અધ્યાપકોએ પણ જાહેર કર્યું કે છાત્રાલયમાં અમે જમવાના નથી. એનું તો ઠીક; પણ બધા રસોઈયાઓ એક જાત. એ પણ છોડી જવા તૈયાર થઈ ગયા. મેં એ બધાનાં રાજીનામાં સ્વીકારી લીધાં. એક એક મહિનાનો પગાર આપ્યો ને માથું ખૂબ નમાવીને એમને નમસ્કાર કર્યા. એમની ધર્મનિષ્ઠા કરતાં પણ એમનું આશ્ચર્ય એમના ચહેરા ઉપર સ્પષ્ટ દેખાતું હતું. નવા ગુજરાતી રસોઈયાઓ આણ્યા—જેમને બરાબર સંધતાં પણ નહોતું આવડતું.

ગંગનાથ વિદ્યાલય જાણે એક સ્મશાન થઈ ગયું. અને હું જાણે કશું થયું જ નથી એવી શાંતિ મેં ઉપર ધારણ કરી છાત્રાલયમાં ફરી વળ્યો અને વર્ગોમાં ભણાવવા લાગ્યો.

આગલા દિવસનો એક કિસ્સો કહેતાં ભૂલી ગયો. એક 'ધર્મનિષ્ઠ' મહારાષ્ટ્રી અધ્યાપક મારી પાસે આવીને ને કહેવા લાગ્યા: 'કાકાસાહેબ આ વડોદરા રાજમાં કોઈ કાળે બન્યું ન હતું એવું પગલું ભરવા માગો છો? તમને ખ્યાલ છે સંસ્થામાં એકકે મહારાષ્ટ્રી વિદ્યાર્થી કે અધ્યાપક રહેવાનો નથી?' આમ દમ ભરાવવા આવેલા

અધ્યાપક પ્રત્યે મનમાં આવેલી ચીડ દબાવીને હસતાં હસતાં મેં કહ્યું: 'ભલા માણસ, આ સુધારો કરનાર એક મહારાષ્ટ્રી બ્રાહ્મણ જ છે. અને બાકી બધા જાય તો આ બ્રાહ્મણ અહીં ટકવાનો જ છે. તમે શી રીતે કહો કે એકે મહારાષ્ટ્રી ટકવાનો નથી?' ખરેખર તે દિવસે પહેલી વાર મારા મનમાં અભિમાન જાગ્યું કે હું એક અનોખો મહારાષ્ટ્રી બ્રાહ્મણ છું!

સ્મશાન જેવા છાત્રાલયમાં મળે તેવો ખોરાક ખાઈ લઈને અમે ચલાવ્યું. આખા વડોદરામાં એક જ ચર્ચા અને એક જ હો હા! પણ મારી દૃઢતાની અંતે જીત થઈ. આઠ દિવસની અંદર બેચાર ગરીબ મહારાષ્ટ્રી વિદ્યાર્થીઓ પાછા આવી દાખલ થયા. કેટલાક મહારાષ્ટ્રી બ્રાહ્મણ કારકુનો, જેઓ રાજમાં નોકરી કરતા હતા તેમના દીકરાઓ પણ આવતા થયા, અને સંસ્થા પહેલાંની પેઠે ફરી ચાલવા લાગી. મારે ફક્ત નવા રસોઈયાઓને કેળવવા પાછળ ખૂબ મહેનત લેવી પડી. મદ્રાસી રસોઈયાઓ પાછા ન જ આવ્યા. એ કુશળ રસોઈયાઓને નોકરી મળવાની ચિંતા હતી જ નહીં.

## ૯. અધ્યાત્મનિષ્ઠ સુધારક મામાસાહેબ ફડકે

'સુધારક' શબ્દ કેટલો વહાલો અને સાત્ત્વિક! સમાજમાં જે રિવાજ ચાલે છે એના કરતાં વધારે સારી વસ્તુ સમાજમાં દાખલ કરી ઉન્નતિ તરફ પ્રયાણ કરાવે તે સુધારક. પણ સમાજમાં સારામાં સારા શબ્દો પણ કોક વખતે અળખામણા થઈ બેસે છે.

દેશમાં અંગ્રેજોનું રાજ થયું ત્યારે કેટલાક હોશિયાર લોકો અંગ્રેજી સરસ શીખી સરકારી નોકરીમાં પહોંચ્યા. ઊંચી નોકરીએ ચઢેલા લોકોની પ્રતિષ્ઠા સમાજમાં પણ સૌથી વધારે. એવા લોકો જૂની રૂઢિ તોડી અંગ્રેજોને ત્યાં ચા પીએ, અબોટિયું પહેર્યા વગર જમવા બેસે, ગમે તેના હાથનું ખાય, અને પોતાને સુધારક કહેવડાવે. સમાજમાં એમની 'સામે' બોલવાની લોકોની હિંમત નહીં, પણ એમની 'પાછળ' એમની નિંદા થાય: 'કેવો કલિયુગ બેઠો છે! આ ધર્મભ્રષ્ટ પાપી લોકો સમાજના નેતા તરીકે મિજાજ ચલાવે છે, અને પોતાને સુધારક કહે છે.' આવી આવી નિંદા કરનાર લોકોનાં મોંમાં 'સુધારક' શબ્દ પણ નિંદાવાચક બની ગયો. 'માંસ ખાય, શરાબ પીએ, ધર્મસંસ્કારો છોડી દે, ગમે તેના ઘરનું ખાય, એવા ધર્મભ્રષ્ટ તે સુધારક' એવો એ શબ્દનો અર્થ થયો.

એવામાં સમાજમાં ચાલતી જૂની ખોટી રૂઢિઓ તોડીને ખરેખર સુધારો કરવા માગતા લોકોએ પૂનામાં એક છાપું કાઢ્યું. એનું નામ રાખ્યું 'સુધારક.' આમાં બન્યું એવું કે સમાજમાં હિંમતપૂર્વક સુધારો કરનાર એ લોકો મોટે ભાગે અંગ્રેજી ભણેલાં ને સરકારી નોકરી કરનારા. એટલે અંગ્રેજો સામે કડક ભાષા વાપરી ન શકે. સ્વદેશાભિમાન

માન્ય ટિળક જેવા રાષ્ટ્રીય વૃત્તિના નેતાઓને ફાવતું આવ્યું. 'સુધારકો અંગ્રેજો સામેની મોળી નીતિ રાખે અને સમાજ સામે થવામાં બહાદુરી બતાવે' એવી નિંદા કરી તેજસ્વી રાષ્ટ્રીયતાનો પ્રચાર કરવાનું કામ લોકમાન્યે શરૂ કર્યું. પરિણામ એ આવ્યું કે અંગ્રેજો સામે જેઓ કડક રીતે બોલે અને લખે તેઓ સમાજનું પીઠબળ મેળવવા માટે જૂના ખરાબ રિવાજો સામે કશું જ બોલે નહીં; બલ્કે જૂની ધર્મરૂઢિઓનું બને તેટલું સમર્થન કરે. પરિણામે સમાજમાં એક્સ્ટ્રીમિસ્ટ અને મૉડરેટ – 'ગરમ' અને 'નરમ' એવાં બે દળ તૈયાર થયાં.

આવા લોકોની એ પેઢી પછી અમે લોકો સમાજસેવામાં દાખલ થયા. અમે સરકાર સામે ગરમ અને સમાજ સામે પણ ગરમ. સમાજમાં ચારિત્ર્યની બાબતમાં ઉત્તમ સદાચારી, ધર્મના ઉત્તમોત્તમ આદર્શોને માનનારા, ઈશ્વરભક્તિમાં જરાયે ઊતરતા નહીં, માંસ નહીં ખાનારા, શરાબ નહીં પીનારા, લાંચરુશવત જરાયે સહન ન કરનારા, એવા આ લોકો જે સરકાર સામે થવામાં જરાયે બીક ન બતાવે, એમણે જ્યારે જૂની ધાર્મિક રૂઢિઓમાં સુધારો શરૂ કર્યો ત્યારે રૂઢિવાદી સમાજ અકળાયો. પણ 'સુધારક'ની પેલી જૂની ગાળ અમને આપીને અમારી નિંદા તેઓ કરી શકતા નહીં. અમારી ધાર્મિકતા એટલી તેજસ્વી કે અમને કોઈ ધર્મભ્રષ્ટ કહી ન શકે, અને છતાં જૂની રૂઢિઓનો છડેચોક વિરોધ તો અમે કરીએ જ. છાનામાના નહીં પણ ઉઘાડી રીતે રૂઢિ તોડીએ.

એવું નવું વાતાવરણ લઈને હું ગંગનાથ વિદ્યાલયમાં પહોંચી ગયો હતો. ત્યાં મારા પહેલાં મામા ફડકે એક વિદ્યાર્થી તરીકે દાખલ થયેલા. પણ સંસ્થાના સંચાલકોએ એમની યોગ્યતા જોઈ એમને શિક્ષક તરીકે સ્વીકારેલા. ને દેશભક્તિમાં તો લોકમાન્ય ટિળકની કૉંગ્રેસનિષ્ઠાથી પણ અમે આગળ જનારા; અંગ્રેજો સામે લડીને એમને આ દેશમાંથી હાંકી કાઢવા જોઈએ, એવા વિચારો ધરાવનારા. આવા લોકોની કદર મામા ફડકેને તો હોય જ. દેશભક્તિનાં જે ગીતો મામા ગાતા તેવાં ગીતો અમે પણ ગાતા ને લખતા પણ ખરા. એટલે મામાની અને મારી દોસ્તી ઉત્તમ જામી.

મેં અગાઉ કહ્યું જ છે કે અંગ્રેજ સરકારના સી.આઈ.ડી. ખાતાની ખાનગી સૂચના સ્વીકારી મામા ફડકેને અમે ગંગનાથમાંથી રજા આપી. પણ એમને ખોવા તો અમે માગતા ન હતા, એટલે અમે મામા માટે એક સજ્જનની દીકરીને ભણાવવાનું, (ખાનગી ટ્યૂટરનું) કામ અપાવ્યું. અમે સંતોષ માન્યો કે તરતની ચિંતા તો દૂર થઈ. ભણાવશે ને પગારમાંથી ખાશેપીશે. આગળ જતાં જોઈ લઈશું. મામા નોકરી ઉપર હાજર થયા.

પણ (એક મોટું 'પણ' અમને નડ્યું) એક કલાક ભણાવ્યા પછી એ છોકરીના મુરબ્બીને મળીને મામા કહે : 'આવી જુવાન છોકરીને ભણાવવા માટે મારા જેવા જુવાનને તમે નીમ્યો એમાં મારા ઉપરનો અને અમારી સંસ્થા ઉપરનો તમારો વિશ્વાસ સ્પષ્ટ થાય છે. પણ મારો અભિપ્રાય છે કે તરુણ યુવાનોએ

તરુણ યુવતીઓને ભણાવવાનું કામ માથે ન જ લેવું જોઈએ. આ મારો દૃઢ અભિપ્રાય છે. માટે આવતી કાલથી તમારી છોકરીને ભણાવવા હું આવવાનો નથી!'

સાથીઓ બધા મામા ઉપર ચિડાયા. કેટલી મુશ્કેલીથી આ મામા માટે એક નોકરી શોધી કાઢી, ત્યારે પોતે આવા અવ્યવહારુ સિદ્ધાંત આગળ કરે છે!! ગમે તેવા હોય, પણ મામા ચારિત્ર્યવાન દેશસેવક ખરા. એમને હવે ક્યાં ફેંકી દઈએ? ખૂબ વિચાર કરતાં મને એક ઈલાજ સૂઝ્યો. વડોદરા રાજમાં રાજા સયાજીરાવ પ્રત્યક્ષ પોતે હરિજનોને માટે બનતું કરતા, પણ એમને હિંદુ શિક્ષકો મળતા નહીં. મેં મામાને કહ્યું: "આમ જુઓ મામા, તમે છો બ્રાહ્મણ. ધર્મની સેવા એ છે તમારું કર્તવ્ય. તમે જો સમાજની રૂઢિ તોડી અસ્પૃશ્ય-અછૂતોની સેવામાં દાખલ થશો તો તમારો બ્રાહ્મણજન્મ લેખે લાગશે. એક વાર સયાજીરાવ ગાયકવાડ મુંબાઈની જાહેર-સભામાં બોલ્યા છે કે 'હરિજનોના ઉદ્ધાર માટે હું બધું કરવા માગું છું. પણ એમને માટે ખોલેલી નિશાળોમાં શિક્ષક તરીકે કોઈ હિંદુ મળતો નથી; મારે મુસલમાન રાખવા પડે છે.' તો મામા, તમે વડોદરાની હરિજનો માટેની નિશાળોમાં શિક્ષક તરીકે દાખલ કેમ ન થાઓ?

મામા જેવા સુશિક્ષિત, ચારિત્ર્યવાન, તેજસ્વી બ્રાહ્મણ માટે હરિજનો માટેની એ પ્રાથમિક નિશાળમાં શિક્ષક તરીકે દાખલ થવું, એ સ્વાર્થત્યાગ નાનોસૂનો ન હતો. પણ મામાને એવી જગ્યા આપે કોણ? રાજ ગાયકવાડનું ખરું, પણ એ ચલાવ-નારા નાનામોટા નોકરો સનાતની હિંદુ! એક હિંદુને કોણ આવી નોકરીમાં દાખલ થવા દે? મામા ખૂબ રખડ્યા. પણ ક્યાંય ફાવ્યા નહીં. અંતે કેશવરાવ દેશપાંડે પોતે વડોદરાના યુરોપિયન ગોરા દીવાન મિ. સેડન(આઈ.સી.એસ.)ને મળ્યા અને કહ્યું: 'મામા ફડકેનો કિસ્સો તમારે કાને આવ્યો જ છે. અમે એમને ગંગનાથમાંથી રજા આપી છે. પણ આવા તરુણને કામ વગર રખડતા રહેવા દેવા એ રાજ માટે સુરક્ષિતતા નથી. એમને હરિજનોની પ્રાથમિક શાળામાં નોકરીએ રાખવામાં ડહાપણ છે.' દેશપાંડે સાહેબની આ દલીલ ગોરા દીવાનના હૈયામાં બરાબર ઊતરી અને એણે એક સરસ ભલામણચિઠ્ઠી વિદ્યાધિકારી ઉપર લખી આપી.

રાજ્યના સર્વશ્રેષ્ઠ દીવાનની ચિઠ્ઠી લઈ મામા વિદ્યાધિકારીને મળ્યા. અમે માન્યું કે હવે બધું સરખું થઈ જશે. પણ એક બ્રાહ્મણ ઊઠીને હરિજનોને ભણા-વવા તૈયાર થાય એ વિદ્યાધિકારીની કચેરીના કાનૂનોથી કેમ સહન થાય? એમણે જાતજાતના વાંધા ઊભા કરી મામાને ટાળવાના બધા પ્રયત્નો અજમાવ્યા. (અમે પણ આ અનુભવથી સમાજની સ્થિતિ ઓળખીને દુ:ખી પણ થયા ને હસવા પણ લાગ્યા.) આખરે મહિનાઓ બાદ મામાને એક નોકરી મળી. તે પણ કેવી? પ્રાથમિક નિશાળના મુસ્લિમ હેડમાસ્તરના હાથ તળે માસિક વીસેક રૂપિયાની! આ રીતે આપણા મામા સાહેબ ફડકેની હરિજનસેવા શરૂ થઈ!! એવા હતા એ દિવસો.

હવે મોટો સવાલ એ ઊઠ્યો કે મામા રહે ક્યાં? અત્યંત કર્મકાંડી, સનાતની

લોકોની પોળમાં મામા રહેતા હતા. હરિજનોને ભણાવે છે એ જાણ્યા પછી લોકો એમને એ પોળમાં રહેવા કેમ દે? મેં મામાને કહ્યું: 'મામા હવે સમાજ સાથેનો મુકાબલો છે. એ લોકો તમને અહીં રહેવા નહીં દે. પણ તમે ગમે તે ભોગે આ જ પોળમાં રહો અને હરિજનોની સેવા પણ છડેચોક કરો, એવો દાખલો આપણે ઊભો કરવો છે. એટલે કે સમાજ આગળ અત્યંત નમ્ર પણ દૃઢ થઈને આપણે ક્રાંતિ અમલમાં આણવી છે. તમે હરિજન સેવા પણ ન છોડો અને આ પોળ પણ નહીં છોડતા. એક જ ઈલાજ છે: નિશાળમાં ભણાવીને પાછા આવો ત્યારે પોળના બધા લોકો જોઈ શકે એવી રીતે રસ્તાની બાજુએ નાહીને ઘરમાં દાખલ થાઓ. કોઈ પણ હિંદુ વાંધો ઉઠાવી ન શકે. એ ચિડાય ગમે તેટલા, પણ તમને પોળમાંથી કાઢી ન મૂકી શકે.'

આજે તો કોઈના માન્યામાં પણ નહીં આવે કે નાહીને ઘરમાં દાખલ થવાની સલાહ કાકાસાહેબ આપી શકે; અને મામાસાહેબ જેવા હરિજનસેવક એ સલાહ માની જાય! અમે બંને જણા આજે છીએ એવા જ તે વખતે પણ કટ્ટર સુધારક હતા. પણ અમારે સમાજને કેળવી કેળવીને ધર્મની સેવા કરવી હતી. આજે કોઈ પૂછે તો હું કહું કે, 'હરિજનોને અડયા બદલ નાહવું એ જ મોટું પાપ છે. હરિજનોને ખાસ જઈને અડવું એ જૂના પાપનું પ્રાયશ્ચિત્ત છે.' પણ તે વખતે અમે જે કર્યું તે જ બરાબર હતું, એમ આજે પણ કહી શકું છું; કેમ કે એમ કરવાથી લોકોને લાગ્યું કે મામા હરિજનસેવાની પોતાની નિષ્ઠામાં મક્કમ છે, અને સમાજની (આંધળી) લાગણીની કદર કરવા જેટલા સમાજને ચાહે પણ છે. આ વસ્તુની સમાજ ઉપર ભારે અસર થઈ.

મામાનું કામ કેમ ચાલે છે એ જોવા એક વખતે એમની સાથે એ નિશાળમાં હું ગયો અને આખી નિશાળના બધા છોકરાઓને મીઠાઈ આપવા માટે મુખ્ય અધ્યાપકના હાથમાં મેં થોડા પૈસા મૂકયા. તેઓએ કહ્યું: 'મીઠાઈ શા માટે આપો છો? આટલા પૈસાની ચોપડીઓ લઈને આપીએ તો એમને લાભ થશે.' મેં એમને કહ્યું: 'હું પોતે એક રાષ્ટ્રીય શાળાનો મુખ્ય અધ્યાપક છું. ચોપડીઓનું મહત્ત્વ હું જાણું છું. સામાન્યપણે નિશાળના છોકરાઓને મીઠાઈ ખવડાવવાના રિવાજથી હું વિરુદ્ધ છું. પણ આ બિચારા હરિજન વિદ્યાર્થી. એમના બાપદાદાએ કેળવણીનું નામ પણ સાંભળ્યું નથી. કેળવણી માટે એમના મનમાં આકર્ષણ નથી. ચોપડીઓનું મહત્ત્વ એ શું જાણે? તેઓ તો એટલું જ યાદ રાખી શકે કે આ નવા આવેલા બ્રાહ્મણ માસ્તરના એક સ્નેહીએ આવીને અમને સરસ મીઠાઈ ખવડાવી. આટલું એમને યાદ રહે એટલું જ આજે મારે જોઈએ છે.'

# ૭. મામા સામે પરસ્પર વિરોધી આરોપ

અમારા ગંગનાથ વિશે મેં જે અટકળ કરી હતી તે સાચી નીવડી. મામાને સંસ્થામાંથી તો દૂર કર્યા, છતાં અમારી સંસ્થા વિશે બ્રિટિશ સરકારની નારાજી અને શંકા તો દૂર ન જ થયાં.

એક વાર વડોદરાના કમાટીબાગમાં (જ્યાં મ્યુઝિયમ છે એ સાર્વજનિક બગીચામાં) એક રેસ્ટોરાંમાં નજીકની બ્રિટિશ છાવણીના સૈનિકો ચા પીવા આવ્યા હશે. એ લોકોએ ત્યાંની એકબે સ્ત્રીઓને હેરાન કરવાનું વિચાર્યું હશે. એ જ રેસ્ટોરાંમાં ગયેલા એક તરુણે એ જોયું. એણે સ્ત્રીઓ સાથે આવો ગેરવર્તાવ ન કરવા એમને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું.

વડોદરા રાજ્ય પર ધાક બેસાડવા રાખેલી ફોજના સિપાઈઓ (ભલે શરીરે સ્વદેશી હોય) આવું અપમાન સહન કરે? 'તમે અમને પૂછનાર કોણ છો?' એટલું પણ કહેવાની એમની તૈયારી ન હતી. એમણે બધાંના દેખતાં પોતાનું વલણ ચાલુ રાખ્યું.

પોતાના દેખતાં આ ઉદ્દામ સિપાઈઓ સ્ત્રીઓને છડેચોક છેડે છે એ પેલા તરુણથી સહન ન થયું. એણે પોતાના ધોતિયામાં સંતાડી રાખેલી રિવૉલ્વર બહાર કાઢી, ને પેલા આતતાયી સિપાઈને ત્યાં ને ત્યાં ખતમ કર્યો.

એને તરત પિસ્તોલ સાથે પકડવામાં આવ્યો: કોર્ટમાં એણે બનેલી બધી હકીકત કશું છુપાવ્યા વગર સાફસાફ કહી દીધી. મૅજિસ્ટ્રેટ ઉપર એની સારી અસર થઈ હશે. વડોદરા પોલીસને પણ ગમ્યું તો હશે જ. આખરે વગર પરવાનગીએ પોતાની પાસે રિવૉલ્વર રાખવા માટે એને નાનકડી સજા થઈ અને ત્યાં જ એ પ્રકરણ પૂરું થયું.

હવે વાત એ હતી કે અત્યાચારી સિપાઈનું ખૂન કરનાર એ તરુણ અમારા ગંગનાથ વિદ્યાલયનો જૂનો વિદ્યાર્થી હતો. એ ચાલુ વિદ્યાર્થી ન હોવાથી, કાયદાની તેમ જ નૈતિક રૂએ સંસ્થાની કશી જવાબદારી ગણાય નહીં. તોપણ અમારી વિરુદ્ધ ખાનગી રિપોર્ટ લખવા માટે પોલીસખાતાને સારુંસરખું સાધન મળ્યું.

ત્યાર પછી થોડા જ દિવસોમાં દિલ્હી દરબાર થયો. એમાં ઇંગ્લૅન્ડના રાજા 'ભારતના બાદશાહ' તરીકે લોકોની પૂજા ઉઘરાવવા આવેલા. દિલ્હી દરબારમાં બાદશાહને મળવા જતાં, અને સલામ કરતાં, સયાજીરાવ ગાયકવાડે પૂરી અદબ ન બતાવી; પાછા ફરતાં બાદશાહ તરફ પીઠ કરી. આ માટે સયાજીરાવને ગાદી પરથી ઉઠાવી લેવા જોઈએ એ જાતની હોહા લૉર્ડ ક્યૂએ ચલાવી. ગોરા દીવાન તરફથી પણ ખાનગી રિપોર્ટ ગયો હશે કે બ્રિટિશ રાજ્ય વિરુદ્ધ રાજ્યદ્રોહી પ્રવૃત્તિ

વડોદરા રાજ્યમાં છૂપી રીતે ચાલે છે. પરિણામે જ્યાંત્યાં લોકોને દબાવવાની પેરવી શરૂ થઈ. એમાં અમારું ગંગનાથ વિદ્યાલય બંધ થયું; કેશવરાવ દેશપાંડેને પોતાની નોકરીનું રાજીનામું આપવું પડ્યું; ખાસેરાવ જાધવને પણ ઓછુંવત્તું સહન કરવું પડ્યું; અને આપણા મામાસાહેબે વડોદરામાંથી છટકી જઈ કાઠિયાવાડમાં ગિરનારના જંગલમાં તપસ્યા શરૂ કરી.

બરાબર આથી ઊલટું એક જૂનું પ્રકરણ લખવાનું રહી જ ગયું. મામા જ્યારે વડોદરામાં રહેતા હતા ત્યારે ઘોડદોડ ઉપર મારે ત્યાં અવારનવાર આવે. એક દિવસે એક શિક્ષક મારે ત્યાં આવીને મને એક બાજુ લઈ જઈને ધીમે અવાજે કહેવા લાગ્યા: 'કાકાસાહેબ, આજથી તમે આ મામાને તમારે ત્યાં આવવા નહીં દેતા.' 'પણ થયું છે શું?' મેં પૂછ્યું.

'કહે છે કે મામા સી.આઈ.ડી.ના માણસ છે.'

'શા પરથી?'

'શા પરથી શું પૂછો છો? મુદ્દામાલ સાથે સિદ્ધ થયું છે કે તેઓ સી.આઈ.ડી. છે. એમણે અમુક માણસ વિરુદ્ધ પોલીસખાતાને એક ખાનગી રિપોર્ટ મોકલ્યો તે પરથી પોલીસોએ એ માણસોના ઘરની જડતી લીધી, તો ત્યાંથી રાજદ્રોહી ચોપડીઓ મળી, જે તેઓ જપ્ત કરી ગયા છે.'

આ બધું સાંભળી મને આઘાત તો થયો, પણ એક ક્ષણ માટે વિચાર કરી મેં કહ્યું: 'તમે કહ્યું એ સારું કર્યું. પણ ગોટાળો શું છે એની તપાસ કરવી જ પડશે. એટલું કહું, કે મારું ઘર મામાને માટે હું વર્જ્ય કરવાનો નથી. હું એમને સીધો પૂછીશ કે આ બધું છે શું? જોઉં તો ખરો મારી આગળ કેમ જૂઠું બોલી શકે છે?'

આટલું કહી મેં એ શિક્ષકને મારી પાસે બેસાડી દીધા અને મારી ભૂમિકા મેં એમને સમજાવી. મેં કહ્યું: 'હું ગંગનાથમાં દાખલ થયેલો તે પહેલાંના મામા દાખલ થયેલા છે. મારા કરતાં તો તમને જ એમની સાથે પરિચય વધારે. અત્યાર સુધી તમને કોઈ કાળે શંકા થઈ હતી ખરી કે એ સી.આઈ.ડી. છે? આજે તમે કહો છો એ વાત જો સાચી હોય તો વિચાર કરવો જ જોઈએ. પણ જેમને ક્રાંતિનાં ગુપ્ત કામો કરવાનાં છે, ક્રાંતિ પર જેમનો વિશ્વાસ છે તેમને આમ ડરપોક થયે પાલવે નહીં. એકબીજાનું ગળું એકબીજાના હાથમાં સોંપતાં પહેલાં બધી રીતે વિચાર કરવો જોઈએ. એક વાત સાચી છે કે આપણે અત્યાર સુધી એક પણ ગેરકાયદેસર કામ કર્યું નથી, આપણે હાથે કશો અત્યાચાર થયો નથી, પણ વિચારવિનિમયની બાબતમાં અને આગળની યોજનાઓ વિચારવામાં આપણે એમની સાથે કશો સંકોચ રાખ્યો નથી. આજે જો મામા મને દગો દેવાના હોય તો એમને હાથે ફાંસીએ લટકવાને હું તૈયાર છું. મામાની દગાબાજીના ભોગ થવામાં મને સંતોષ જ થશે. દેશમાં દગાબાજી નથી એમ નથી, પણ તે ધોઈ કાઢવાનો આ જ એક માર્ગ છે. નહીં તો કોઈ કોઈના પર વિશ્વાસ જ નહીં રાખે. કાલે મામા મારે ત્યાં આવશે ત્યારે મામાને સીધો જ પૂછીશ કે આ બધું છે શું?'

બીજે દિવસે મામા મારે ત્યાં આવ્યા ત્યારે મેં પ્રારંભ જ આ રીતે કર્યો: 'મામા, સાંભળો; કહે છે કે તમે સી.આઈ.ડી.ના માણસ છો. તમે અમુક ભાઈ સામે તમારા પોલીસખાતા આગળ ગુપ્ત રિપોર્ટ કર્યો, જેને પરિણામે પોલીસોએ એમના ઘરે ધાડ પાડી, ને અમુક પુસ્તકો જપ્ત થયાં. તો આ બધું છે શું? સીધું કહો.' મારું પહેલું વાક્ય સાંભળતાંવેંત મામાનો ચહેરો ચકિત થયો હતો. આખું તહોમતનામું સાંભળ્યા પછી એમની ટેવ પ્રમાણે માથું ઊંચું કરી, છાતી આગળ કાઢી મામાએ જોરથી હસી દીધું અને ત્યાર પછી આખો બનાવ એમણે મને કહી બતાવ્યો.

મામાને સાહિત્યનો શોખ અસાધારણ. અમે બધા એને ગાંડપણ તરીકે ઓળખીએ. અમારા જેવા ગરીબો પાસે ચોપડીઓ ખરીદવા જેટલા પૈસા ક્યાંથી? એટલે મામાએ એ ભાઈ પાસે જઈને અમુક ચોપડીઓનો એક આખો સેટ માગી લીધો. મામા જેવો રાષ્ટ્રીય સંસ્થાનો એક શિક્ષક માગે છે, અને પોતાની એ ચોપડીઓ ઝાઝી વેચાતી પણ નથી, એટલે માગેલી બધી ચોપડીઓ એમણે ભેગી કરી પોતાના રિવાજ પ્રમાણે એ બધી એક બ્રાઉન પેપરમાં વ્યવસ્થિત રીતે બાંધી, એના ઉપર દોરી બાંધી વેપારી ઢબની ગાંઠ વાળી, અને પૅકેટ મામાને આપી દીધું. મામાએ એ બંડલ એવું ને એવું જ પોતાના ઘરમાં રાખ્યું હતું, ખોલ્યું પણ ન હતું. જ્યારે મામા ઉપર તહોમત તો એ હતું કે એમણે એ ચોપડી-માંથી રાજદ્રોહી ભાગ ઉપર નિશાનીઓ કરી એ બધી ચોપડીઓ પોલીસખાતાને સોંપી દીધી હતી, ને તેથી જ એ ગ્રંથકાર-પ્રકાશકના ઘરની જડતી થઈ હતી.

મામા પર તહોમત મૂકનાર માણસ આગળ મામા સીધા ગયા, ને એમને સીધા પોતાને ઘેર લઈ ગયા. ત્યાં એમના હાથમાં પેલું બંડલ સોંપી એમને ચોપડીઓ આપનારને ત્યાં લઈ ગયા. પેલા ભાઈએ તરત કહ્યું કે આ બંડલ મેં જેવું બાંધ્યું હતું તેવું જ છે; કોઈએ એને ખોલ્યું નથી લાગતું.

આ રીતે પુરાવો તો આખો ઓગળી ગયો, પણ સમાજમાં જે શંકા ફેલાવી તે દૂર કરવાની તકલીફ કોણ ઉઠાવે?

## ૮. ક્રાંતિકારી મામા સી.આઈ.ડી. ?!

ગાંધીજી જ્યારે કાયમને માટે ભારતમાં રહેવા ને સ્વરાજ્યસેવા કરવા આવ્યા ત્યારે એમને વિશે હું છાપાંઓમાં અથવા માસિકોમાં લખતો હતો જ. હું જાતે ગાંધીજીના કામમાં જોડાઈ શક્યો તે પહેલાં મારા સાથીઓને તેમ કરવાનો મેં આગ્રહ કર્યો. એમાં મુખ્ય હતા મારા સાથી હરિહર શર્મા. (અમે એમને અણ્ણા કહેતા.) મને સ્મરણ છે કે હરિહર શર્મા રંગૂનના ડૉ. પ્રાણજીવનદાસ મહેતાને ત્યાં રહેતા હતા. એમનાં બાળકોને ભણાવતા હતા. અને પ્રાણજીવનદાસ તો ગાંધીજીના

જૂના સ્નેહી. એટલે એમના મનમાં બાપુજી વિશે આકર્ષણ તો હશે જ.

જ્યારે ગાંધીજીએ આશ્રમ ખોલવાનો નિશ્ચય કર્યો ત્યારે મેં હરિહર શર્માને કહ્યું કે જો ગાંધીજી સાથે જોડાવું હોય તો પ્રારંભના દિવસોમાં જ જોડાવું જોઈએ. મારી દલીલ એ હતી કે કોઈ મોટો માણસ જ્યારે પોતાની સંસ્થા ખોલે છે ત્યારે પાયો ખોદવાથી માંડી આખી ઈમારત ઊભી કરવા સુધી ઝીણામાં ઝીણી વિગતો-માં એ ધ્યાન આપે છે. આગળ જતાં જ્યારે એમની રાષ્ટ્રસેવા ખીલે છે ત્યારે પોતાની સંસ્થાને તે એટલો વખત કે એટલું ધ્યાન આપી શકતા નથી. પ્રારંભના દિવસોમાં સંસ્થાને સંસ્થાપકનું હૃદયસર્વસ્વ મળે છે, કેમ કે તે વખતે ઊઠતા દરેક સવાલ અંગે એ પોતાના જીવનસિદ્ધાંત પર એ પ્રસંગને કસીને તેનો ઈલાજ ગોઠવે છે. માટે ગાંધીજી પાસેથી વધુમાં વધુ મેળવવું હોય તો આ જ વખત છે. આથી ગાંધીજીનો સહવાસ પણ તમને વધુમાં વધુ મળશે.

મારી વાત અણ્ણાને ગળે ઊતરી. તેઓ સત્યાગ્રહાશ્રમમાં દાખલ થયા ને એમણે ગંગનાથ વિદ્યાલયના સાથી મામા ફડકેને પણ ખેંચ્યા. હું પોતે આશ્રમમાં દાખલ થઈ શક્યો એ બે જણ પછી જ; એનું કારણ મેં અન્યત્ર લખ્યું છે. મામા આશ્રમમાં દાખલ થયા એટલામાં સુરતના દયાળજીભાઈએ ગાંધીજી પાસે જઈને કહ્યું કે 'તમારી સંસ્થાના મામા ફડકેને તમે જાણતા નહીં હો. પણ એ સી.આઈ.ડી.ના માણસ છે.' ગાંધીજીએ કહ્યું: 'એમ હોય તો મને કશો વાંધો નથી. સી.આઈ.ડી.વાળા મારા આશ્રમમાં આવી રહે તો તેમનું કલ્યાણ જ થશે. અમારી પાસે છુપાવવાનું છે શું?'

એક દિવસે બાપુજીએ મને જ પૂછ્યું કે 'મામા વિશે લોકો આમ બોલે છે એની પાછળ છે શું'? મેં એમને પેલો જૂનો આખો કિસ્સો સંભળાવી હસાવ્યા.

## ૯. સામાજિક સુધારા માટે હિંમત

રાષ્ટ્રીય શિક્ષણ એટલે દેશની ગુલામી તોડવા માટે, સામાજિક, આર્થિક, ધાર્મિક અને રાજકીય ક્રાંતિ કરવા માટે નવી પેઢીને તૈયાર કરવાના હેતુથી ચલાવેલી સંસ્થા. અમારા મનની આ ખરી વ્યાખ્યા હતી. ગંગનાથ વિદ્યાલય એવા ક્રાંતિકારી હેતુથી શરૂ કરેલી રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થા હતી.

કેશવરાવ દેશપાંડે કહેતા કે આવી સંસ્થા મારફતે ધાર્મિક ક્રાંતિ પણ કરવાની છે જ. એને માટે જૂનાં લોકપ્રિય અને ધનિક મંદિરોનો ઉપયોગ કેમ ન કરીએ? આ મંદિરો પાસે મોટાં મોટાં મકાનો અને અઢળક ધન પડેલાં હોય છે. આપણામાં ધાર્મિક તત્ત્વ તો છે જ. એનો લાભ લઈ, સમાજમાં જે રૂઢિપરાયણ જૂની ધાર્મિકતા છે એની ભક્તિ આપણા તરફ ખેંચી લઈએ. એવી સંસ્થાઓમાં પ્રવેશ મેળવીએ, તો નાણાંની પણ સગવડ થાય, મકાનોનો સદુપયોગ થાય, અને ધીરે

ધીરે લોકોની ધાર્મિકતા શુદ્ધ અને તેજસ્વી બને. આવું કર્યા વગર આખું રાષ્ટ્ર રાજનૈતિક ક્રાંતિ માટે તૈયાર નહીં થાય. (ગાંધીજી પણ, ગુલામી તોડવાના હેતુથી, સમસ્ત પ્રજાને સત્યાગ્રહ માટે તૈયાર કરવી હોય, તો જે ધાર્મિકતાનું તેજ પ્રજામાં સૂતું છે તેનો ઉપયોગ કરી એને જાગ્રત કરવામાં માનતા હતા. પણ કેશવરાવની પદ્ધતિ જુદી. ગાંધીજીની જુદી.) અહીં અમે ગંગનાથ વિદ્યાલયમાં હતા ત્યારના બે પ્રસંગો નોંધવા માગું છું.

હું જ્યારે એ સંસ્થામાં દાખલ થવા વડોદરા પહોંચ્યો ત્યારે વિદ્યાલય કાશી-વિશ્વેશ્વરના મંદિરમાં હતું. છોકરાઓનું છાત્રાલય ત્યાં, વર્ગો પણ મોટે ભાગે ત્યાં, અને કેટલાક અધ્યાપકો પણ વિદ્યાર્થીઓ સાથે ત્યાં જ રહે.

પણ હું પરણેલો માણસ. એક બાળકનો પિતા. મારે માટે અલગ રહેવાની સગવડ હોવી જોઈએ. તેથી ઘોડદોડને રસ્તે સંસ્થાની થોડી જમીન હતી ત્યાં એક મકાન ઊભું કર્યું. મકાન શાનું? લોઢાનાં પતરાં તળેની એક ઝૂંપડી. એ પણ આખી હું ન વાપરું. અર્ધીમાં હું રહું, બાકીની અર્ધીમાં કોઈને કોઈ આવીને રહે.

અમારા વિદ્યાલયમાં સંસ્કૃત ભણાવવા માટે ઉટગીકર શાસ્ત્રી આવ્યા. એમનું કુટુંબ કર્ણાટકનું, સંસ્કૃત વિદ્યાને વરેલું. એમને મેં અમારી ઝૂંપડીનો અર્ધો ભાગ રહેવા આપ્યો. અમારી વચ્ચે કૌટુંબિક ભાવ જાગ્યો. હું એમને અંગ્રેજી લૉજિક (તર્કશાસ્ત્ર) ભણાવું. અને તેઓ મારી સાથે ઉપનિષદો વાંચે. સવારે નાસ્તા પછી કલાકો સુધી અમારો અભ્યાસ ચાલે. નાસ્તામાં પૂરતા પ્રમાણમાં દૂધ નાખેલી કૉફી હોય. તાત્યા માટે બે પ્યાલા એવી જ કૉફી. હવે આ ઉટગીકર શાસ્ત્રી ન્યાતે દેશસ્થ બ્રાહ્મણ. અને હું સારસ્વત બ્રાહ્મણ. મહારાષ્ટ્રમાં-કર્ણાટકમાં દેશસ્થ-કોંકણસ્થ બ્રાહ્મણો અમારી સાથે જમે નહીં. અમારા હાથનું ખાય પણ નહીં. પોતે દ્રવિડ બ્રાહ્મણ એટલે આચારમાં શ્રેષ્ઠ ગણાય. ઉટગીકર શાસ્ત્રી અમારી સાથે કૉફી લેવા જેટલા સુધારક થયા હતા.

એક મહત્ત્વની વાત અહીં નોંધવી જોઈએ. પશ્ચિમ ભારતમાં ન્યાયમૂર્તિ રાનડે, નામદાર ગોખલે, આગરકર વગેરે મોટા લોકો સામાજિક અને ધાર્મિક બાબતમાં સુધારા ચલાવનારા, તેઓ સમાજ સામે લડી શકે પણ સરકાર સામે લડવામાં અત્યંત નરમ. જ્યારે સરકાર સામે સખતમાં સખત લેખો લખનાર લોકમાન્ય ટિળક કહે કે 'ધાર્મિક અને સામાજિક બાબતમાં આજે સુધારો કરવા બેસીશું તો જનતાની સહાનુભૂતિ ખોઈ બેસીશું. આપણે પહેલાં અંગ્રેજો સામે લડવું છે, માટે જીવનમાં સુધારા દાખલ કરવાની વાત હમણાં છેડીએ નહીં.' પરિણામે લોકમાન્ય ટિળક જેવા લોકો સુધારાના પક્ષમાં બોલે તો નહીં જ, પણ જૂની ખરાબમાં ખરાબ ધાર્મિક રૂઢિઓનું પણ બની શકે તેટલું સમર્થન કરે. ખાનગીમાં કહે, 'તમારી રહેણી-કરણીમાં ચૂપચાપ સુધારો દાખલ કરો. અમે ક્યાં ના પાડીએ છીએ? પણ જનતા-ને છેડીશું નહીં.' ટિળક પક્ષના ઘણાખરા આ શિખામણ માને. મને એ નીતિ માન્ય ન હતી.

એક દિવસે ઉટગીકરની અને મારી ચર્ચા ચાલતી હતી. તાત્યા મને કહે: આ જ જુઓને અમે દેશસ્થ બ્રાહ્મણો તમારા હાથનું ખાઈએ નહીં. પણ મને તમારે ત્યાં કૉફી લેતાં કશો સંકોચ નહીં. પણ કર્ણાટકમાં જાઉં અને ત્યાંના લોકો મને પૂછે તો હું તો ના જ પાડવાનો, કે 'કાકાને ત્યાં હું કૉફી પીતો જ નહોતો.' મને એ ગમ્યું નહીં. પણ આવો રિવાજ બધે ચાલતો. એટલે 'હશે' કહીને મેં વિષય ફેરવ્યો. અમારો વિનોદ ચાલ્યો. અને જમીને અમે ભણાવવા ગયા.

બીજે દિવસે રોજની પેઠે નાસ્તા માટે તાત્યા અમારે ત્યાં આવ્યા. કાકીએ મારી આગળ ખાવાનું રાખ્યું. પોતાની કૉફી હમણાં આવશે એ વિશ્વાસે તાત્યાએ કાંઈક ચર્ચા છેડી. ઘણી રાહ જોઈ પણ કૉફી આવે નહીં. એટલે તાત્યાએ કાકીને પૂછ્યું 'મારી કૉફી ભૂલી ગયાં કે શું?'

'આજે તમારે માટે મેં કૉફી બનાવી જ નથી. શું અમારે ત્યાં તમે ચોરીછૂપીથી કૉફી પીવાના? અને તમારા સમાજમાં એનો ઈન્કાર કરવાના? સમાજ આગળ ભલે તમે જૂઠું બોલો. પણ એમાં તમારે હાથે મારું અપમાન થાય છે એ તમે ન સમજ્યા? તમને ચોરીછૂપીથી કૉફી પાઉં એવી હું નથી એ તમારે જાણી લેવું જોઈએ.'

કાકીના આવા કડક વલણ માટે હું તૈયાર ન હતો. પણ કાકીને કયે મોઢે કહું કે 'તાત્યાને કૉફી આપ.' તાત્યા તો સ્તબ્ધ થઈ ગયા. પણ કાકીએ આગળ ચલાવ્યું 'તાત્યા તમારે વિશે માન છે. તમને દસ વાર કૉફી આપું પણ ચોરીછૂપીથી નહીં.' પછી આગળ જતાં તો તાત્યા પણ સુધર્યા અને અમે એકબીજાના ઘરમાં રહેવા લાગ્યા. પણ એની વાત અહીં કરવાની જરૂર નથી.

એ વખતની બધી વાતો અત્યારે ક્યાંથી યાદ હોય? પણ પછી કાકી નાના શંકરને (હવે સતીશને) લઈને પિયર ગઈ હશે. અને હું છોકરાઓના છાત્રાલયમાં રહેવા ગયો હોઈશ.

## ૧૦. મારા સાહિત્યસ્નેહી નાગેશરાવ ગુણાજી

ગંગનાથમાં હું આચાર્ય તરીકે ગયો, ત્યારે વાસુદેવરાવ દેશપાંડે ત્યાં અધીક્ષક-(સુપરિન્ટેન્ડેન્ટ)ની જગ્યાએ કામ કરતા હતા. કેટલાંક સ્થાનિક કારણોને લીધે વાસુદેવરાવ ગંગનાથ છોડીને ચાલ્યા ગયા. કેશવરાવ (સાહેબ) મારો અને બેલગામના ગુણાજીનો સંબંધ જાણતા હતા. એમણે મને સૂચના કરી કે ગુણાજીને અધીક્ષક તરીકે બોલાવો. એમની સૂચના મેં માન્ય કરી અને ગુણાજીને કાગળો લખ્યા. તેઓ ઝટ આવે નહીં, એટલે સાહેબને થાય કે મારો જ ઉત્સાહ ઓછો છે પણ એવું ન હતું. મેં એમને આવવાનો પૂરતો આગ્રહ કર્યો હતો.

સારો પગાર, રહેવાનું ઘર, આખા કુટુંબનું આવવા-જવાનું ભાડું અને કાંઈ નહીં તો નોકરી એક વર્ષ માટે કાયમ છે એ જાતનું આશ્વાસન, આટલા વગર તેઓ આવી શકે એમ ન હતા. એ બધું નક્કી કરી એમને આણ્યા. એમની સાથે, એમની ભલામણથી બે કાર્યકરો પણ આવ્યા. એક જણ સાથે એમનાં એક વિધવા બહેન પણ હતાં. આપણે એમને 'બહિણાબાઈ' કહીશું. એમને વિશે એક આખું સ્વતંત્ર પ્રકરણ છે. પણ તે બીજે આપીશું. અહીં તો મારા સાહિત્યસ્નેહી નાગેશરાવ ગુણાજી વિશે જ થોડું લખવું છે.

નાગેશરાવ મારા કરતાં ઉંમરે ઠીક ઠીક મોટા. મારા એક મોટા ભાઈ સાથે તેઓ કૉલેજમાં ભણતા. તેથી એમની સહેજસાજ ઓળખાણ હતી. પછી હું જ્યારે શિક્ષણ પૂરું કરી બેલગામમાં એક ક્રાંતિકારી રાષ્ટ્રીય શાળામાં આચાર્ય તરીકે કામ કરતો હતો, ત્યારે નાગેશરાવ સાથે મારો સંપર્ક વધ્યો. તે કાળે આપણાં અંગ્રેજી માસિકોમાં સ્વામી રામતીર્થના વેદાંતવિષયક સરસ લેખો આવતા. એમાં સ્વામી વિવેકાનંદના સાહિત્ય જેવી જ ચમક અમને દેખાઈ. અમે સ્વામી રામતીર્થનાં લખાણના ભક્ત બન્યા.

આગળ જતાં મહારાષ્ટ્રની જનતાને આવા તેજસ્વી વિચારો વાંચવા મળે તો ઉત્તમ, એવો વિચાર કરી એ કામ અમે હાથમાં લીધું. નાગેશરાવ બી.એ., એલએલ.બી. થઈને વકાલત કરતા હતા. મારા કરતાં ઉંમરે મોટા, એટલે હું રોજ સાંજે એમને ત્યાં સાઇકલ પર જતો. મને હાથે લખવાનો કંટાળો, અને નાગેશ-રાવના અક્ષરો મોતીના દાણા જેવા. હું અંગ્રેજી ચોપડી હાથમાં લઈ દરેક વાક્ય-નો અનુવાદ કરતો જાઉં. એમાં નાગેશરાવને કોઈ વધારે સારો શબ્દ સૂઝે તો કહેતા જાય. આ પ્રમાણે એ કામ ચાલ્યું. કોક કોક વાર ભાષાંતર રહી જાય અને અમે તે તે વિષયની વિગતોની ચર્ચામાં ઊતરીએ. આગળ જતાં અમે સ્વામી રામતીર્થનું અંગ્રેજી અને હિંદી આખું સાહિત્ય મંગાવ્યું. એમના ભક્તો અને શિષ્યો સાથે અમારો સંબંધ બંધાયો અને અમે અમારા અનુવાદ પ્રસિદ્ધ કર્યા. સ્વામી વિવેકા-નંદ પછી વેદાંત ઉપર આટલું સરસ લખાણ ભાગ્યે જ કોઈએ નિર્માણ કર્યું હશે.

રામતીર્થના સાહિત્ય પછી અમે અમેરિકાની નિગ્રો(હબસી) કોમના આગેવાન બુકર ટી. વૉશિંગ્ટનનું સાહિત્ય મંગાવી, એ પરથી પણ મરાઠીમાં બેત્રણ ચોપડીઓ કરી હતી. હું તો પ્રથમથી કેળવણીકાર રહ્યો એટલે નિગ્રો કેળવણીકાર નેતા બુકર વૉશિંગ્ટનનું સાહિત્ય મરાઠીમાં આણવું જ જોઈએ એવો મારો આગ્રહ. વેદાંતના અને મરાઠી સંતોના સાહિત્યમાં અમે ખૂબ ઊંડા ઊતર્યા. અમારી વચ્ચેનો ઉંમરનો ફરક અમે ભૂલી ગયા અને જોડિયા સાહિત્યિક હોઈએ એવી રીતે વાચનલેખન અને ચર્ચાની પ્રવૃત્તિ ચલાવવા લાગ્યા. મારા કહેવાથી નાગેશરાવ વડોદરા આવ્યા. અમે ત્યાં ખૂબ કામ કર્યું. તેમના આવવાથી મને જેટલો વધારે વખત મળતો તે હું મારા વિદ્યાર્થીઓને આપવા લાગ્યો.

પણ અમારી ક્રાંતિકારી કેળવણીની પ્રવૃત્તિ તે વખતની અંગ્રેજ સરકારથી કેમ સહન થઈ શકે? એવામાં બાદશાહના દિલ્હી દરબારના પ્રસંગે ગાયકવાડે કરેલી અધૂરી કુર્નિશનું બહાનું સરકારને મળ્યું. પરિણામે કેશવરાવ દેશપાંડેને વડોદરાની સૂબાની નોકરીનું રાજીનામું આપવું પડ્યું અને અમારે ગંગનાથ બંધ કરવું પડ્યું. એ બધું કેમ થયું એ હવે પછીના પ્રકરણમાં આવી જશે. અહીં એટલું જ કહીશ કે વડોદરાના ગંગનાથ વિદ્યાલયનો ઈતિહાસ એટલે બૅરિસ્ટર કેશવરાવ દેશપાંડેની દેશભક્તિનો, સ્વાર્થત્યાગનો અને અંતે એમના બલિદાનનો ઈતિહાસ ગણવો જોઈએ. એ સંસ્થા પાછળ અનંત બુવા મર્ઢેકર, વાસુદેવરાવ નાના દેશપાંડે, બાપુરાવ વાઈકર, 'સ્વામી'ને નામે ઓળખાતા રામભાઉ ગાડગીલ, ચિંતામણ શાસ્ત્રી, મામા ફડકે, તાત્યા ઉટગીકર, બહુસુખરામ શુકલ, તુળજાશંકર યાજ્ઞિક, મદ્રાસ તરફના રાજંગમ (આણ્ણા હરિહર શર્મા), વિરમાડકર, નાગેશરાવ ગુણાજી, રામભાઉ કામત ઈત્યાદિ કેટલાયે શિક્ષકોની અને સેવકોની શ્રદ્ધાયુક્ત સેવા રેડાયેલી હતી.

અમે લોકોએ રાષ્ટ્રીય કેળવણીના જે પ્રયોગો ત્યાં કર્યા, ભૂલો કરી, મતભેદને કારણે અંદર અંદર લડયા ને શ્રદ્ધાળુ વિદ્યાર્થીઓ ઉપર અમારા કેળવણીના વિચારો અજમાવ્યા એ બધાનું રાષ્ટ્રીય મૂલ્ય નાનું ન ગણાય.

અને એ આખા જમાનામાં અમારા જેવા આઝાદીના ભક્ત ને કેળવણીકારોને, તેમ જ અમારી સંસ્થાઓને વિદ્યાર્થીઓએ જે સાથ આપ્યો અને સામાજિક તિરસ્કાર સહન કર્યો, તે પણ ખરેખર આખા રાષ્ટ્રનું ઉત્તમોત્તમ ચારિત્ર્ય ધન જ હતું. કેશવરાવના જ શબ્દોમાં કહીએ તો 'અમારું ગંગનાથ અનેક પ્રદેશોમાં વવાઈ ગયું.' મારા જેવાઓએ ગુજરાતમાં અને આખા દેશમાં જે સેવા ચલાવી એ ખરેખર ગંગનાથની જ પ્રવૃત્તિ વ્યાપકરૂપે ચાલી એમ કહી શકું.

નાગેશરાવે વડોદરા છોડયા પછી તેઓ રમણ મહર્ષિના પ્રસંગમાં આવ્યા. એમનું સાહિત્ય પણ એમણે મરાઠીમાં આણ્યું છે. નાગેશરાવ જુવાન વિદ્યાર્થી હતા ત્યારથી એમણે પોતાનું શરીર કસવા તરફ ખાસ ધ્યાન આપેલું. જાતજાતની કસરતોમાં અને કુસ્તીઓમાં તેઓ પ્રવીણ હતા. આગળ જતાં એમણે યોગનાં આસનો વગેરે દિશામાં પણ ખૂબ પ્રગતિ કરી હતી; અને કહેતાં સંતોષ થાય છે કે છેલ્લે છેલ્લે એમની એ માલિશ આદિ કળાનો લાભ એક વખતે તેઓ પૂ. ગાંધીજીને પણ આપી શકયા હતા.

નાગેશરાવનાં પુત્રી ઈન્દુએ પોતાના પિતાનો સેવાધર્મ ઉત્તમ રીતે ચલાવ્યો છે, એટલું ઉમેરીને મારાં આ શ્રાદ્ધવચનો પૂરાં કરું છું. મામા ફડકે વિશે તો જુદાં પ્રકરણોમાં આવી જ ગયું છે. બીજા સાથીઓનો ફક્ત ઉલ્લેખ જ કરી શકું. અનંત બુવા મર્ઢેકર એક અત્યંત ત્યાગી, સેવાપરાયણ સમાજસેવક હતા. મારા પ્રત્યેના પ્રેમને કારણે તેઓ મારી સાથે હિમાલયની યાત્રામાં આવ્યા હતા. તાત્યા ઉટગીકર કર્ણાટક તરફના. સંસ્કૃતના પ્રખર વિદ્વાન અને સંયમી ગૃહસ્થાશ્રમી. રામભાઉ

સાહિત્યનો ઊંડો અભ્યાસ કર્યો હતો. રાજગમ (આણ્ણા) તો આગળ જતાં ગાંધીજીના આશ્રમમાં જોડાયા હતા અને એમણે મદ્રાસ તરફ ગાંધીવિચારના પ્રચારમાં ઘણી સેવા આપી છે. એમની હિંદીસેવા તો દક્ષિણ ભારત કોઈ કાળે ભૂલી ન શકે.

## ૧૧. ગંગનાથ બંધ પડ્યું ને હું હિમાલય ભણી

ગંગનાથ વિદ્યાલયમાં હું હતો જ કેટલા દિવસ? છતાં એ સંસ્થા ચલાવવામાં થયેલા સરકાર સાથેના અનુભવોમાંથી કેટલાક અત્યંત દુ:ખદાયક અને શરમભરેલા હતા. એ વખતની દેશની સ્થિતિની આજના જમાનાને કલ્પના પણ ન હોઈ શકે. અને વિદેશી રાજ્યની ગુલામીમાં રહેવાથી પ્રજા કેટલી પડી શકે છે એનો ખ્યાલ પણ કરવો આજે સહેલો નથી. માટે જ ગંગનાથ બંધ કેમ થયું એ આખું પ્રકરણ થોડા વિસ્તારથી આપવાનો વિચાર છે.

અંગ્રેજ રાજ્યના એક રેસિડેન્ટ (પ્રતિનિધિ) વડોદરામાં રહી પોતાનું નિરીક્ષણ કરતા જ હતા અને રાજ્ય પર સીધું કે આડકતરું દબાણ આણવાના બધા જ પ્રકારો અજમાવતા હતા. વડોદરાના રાજા સયાજીરાવનો ગુનો એટલો જ કે એ પોતાની સ્વતંત્રતા અને અધિકારો મક્કમપણે સાચવતા હતા. એમણે કોઈ પણ જાતના ગુનાને પ્રોત્સાહન આપ્યું ન હતું, મદદ કરી ન હતી કે સંતાડી રાખવાનો પ્રયત્ન પણ કર્યો ન હતો. પણ પોતાના રાજ્યમાં રહેલા લોકો અને ત્યાં ચાલતી સંસ્થાઓ પ્રત્યે અંગ્રેજ સરકાર વહેમાઈ છે એટલા ખાતર એમને પજવવા અને એમના નાગરિકહકો દબાવવા એને માટે સયાજીરાવ તૈયાર ન હતા. એ પોતે ભારતભક્ત હતા અને આખા ભારતની પ્રજાનો આદર મેળવી શક્યા હતા. એની સામે તો અંગ્રેજ સરકાર વાંધો શી રીતે લઈ શકે? ભારત સરકારનું આખા દેશ પર સામ્રાજ્ય ખરું, પણ વડોદરાના રાજા પોતાના પ્રદેશના રાજા તો ખરા જ ને? એ કાંઈ બ્રિટિશ પ્રજા ન ગણાય.

એવામાં ઈ. ૧૯૧૧માં અંગ્રેજ સરકારે ઇંગ્લૅન્ડના સમ્રાટના રાજ્યારોહણનો ઉત્સવ ભારતમાં કરવા માટે દિલ્હીમાં એક દરબાર ગોઠવ્યો. એને માટે આખી દુનિયાનું ધ્યાન ખેંચાય એ જાતની ભારે તૈયારીઓ કરી. ભારતનાં અને વિલાયત-નાં છાપાંઓમાં એનાં લાંબાં લાંબાં વર્ણનો આવે.

એ જ વખતે સયાજીરાવને બદનામ કરવા ખાતર એક અત્યંત નીચ કેસ વિલાયતની કોર્ટમાં દાખલ થયો. ત્યાંના એક ત્રણ દમડીની કિંમતના અંગ્રેજે પોતાની પત્ની સામે કોર્ટમાં કેસ રજૂ કર્યો કે મારી પત્નીનો સયાજીરાવ સાથે

અનીતિનો સંબંધ હતો! પત્નીએ એ ગુનો કબૂલ કર્યો, એટલે વિલાયતની કોર્ટે સયાજીરાવને લખી જણાવ્યું કે 'તમારી સામે આવો કેસ છે. તમે તમારો બચાવ કરી શકો છો. કોર્ટ તટસ્થપણે એનો ન્યાય કરશે.' દિલ્હી દરબારની તૈયારી ચાલતી હતી એ જ વખતે, ભારતના સર્વશ્રેષ્ઠ રાજાઓમાં પણ જેનું સ્થાન ઊંચું હતું, એની સામે એને બદનામ કરવા આવો કેસ ઉપજાવ્યો.

સયાજીરાવે સીધો જ જવાબ મોકલ્યો: 'મારી સામે કેસ ચલાવનાર તમે કોણ? હું કાંઈ બ્રિટિશ પ્રજાજન નથી; એક સ્વતંત્ર રાજા છું. મારા પર કેસ ચલાવવાનો તમને કશો હક નથી.' વાત સાચી હતી. ઇંગ્લૅન્ડની કોઈ કોર્ટ જર્મની કે રશિયાના રાજાને પોતાની આગળ હાજર થવાની આજ્ઞા મોકલી શકત ખરી? સયાજીરાવનો જવાબ સજજડ હતો, એટલે એ કેસ પડતો મુકાયો. અને ખૂબી એ હતી કે ત્યાર પછી એ કેસમાં જેનું નામ હતું એ ગોરી પત્નીએ જાહેર કર્યું કે 'સયાજીરાવ સાથે મારો કશો સંબંધ હતો જ નહીં; ફક્ત એમને પજવવાની તક મળે એટલે અમે એ પ્રકરણ ઊભું કર્યું હતું. અમે પતિપત્ની પ્રસન્નપણે સાથે રહીએ છીએ.'

હવે આવી દિલ્હી દરબારની વાત. એમાં ભારતના સમ્રાટ તરીકે બધાની સલામ લેવા માટે ઇંગ્લૅન્ડનાં રાજારાણી અહીં આવ્યાં હતાં. એમાં પ્રથમ ભારતનું રાજ્ય ચલાવનાર વાઇસરૉયે સલામ ભરી. ત્યાર પછી બધા ગવર્નરો એક પછી એક આવીને સલામ ભરીને ગયા. એમના પછી ભારતના રાજાઓનો વારો આવ્યો. સૌથી મોટા તો દક્ષિણ હૈદરાબાદના નિઝામ. એમના પછી આવે વડોદરાના સયાજીરાવ, એમના પછી બાકીના રાજાઓ. અપેક્ષા એવી કે સલામ ભરનાર વ્યક્તિ સલામ કર્યા પછી બાદશાહ તરફ પીઠ ન કરે; એમના તરફ મોઢું રાખી પાછે પગલે ખસી જાય. સયાજીરાવને આ રીતે પાછા ફરતાં એક થાંભલા જેવું કંઈ દેખાયું, એટલે મૂંઝાયા. રસ્તો જોવા પીઠ ફેરવી ને પોતાને સ્થાને બેસી ગયા.

આના ઉપર મોટી હોહા થઈ. સયાજીરાવે ઇંગ્લૅન્ડનાં રાજારાણીને એક જ સલામ ભરી, રાણીને અલગ સલામ ન ભરી, અને બાદશાહ તરફ પીઠ કરી, આ ભારે અપમાન થયું, માટે એમને ગાદી પરથી ઉઠાડી મૂકવા જોઈએ એવી જાહેર ચર્ચા શરૂ થઈ. નામદાર ગોખલેએ સયાજીરાવને ચેતવ્યા. આમ આ આખું પ્રકરણ ચાલ્યું. એનો લાભ લઈ, સરકાર તરફથી કેશવરાવ દેશપાંડેને નોકરી પરથી દૂર કરવા અને એમણે ચલાવેલી રાષ્ટ્રીય સંસ્થા બંધ કરવી એવી સૂચનાઓ આવી. સયાજીરાવે કહ્યું કે કેશવરાવ દેશપાંડે મારા એક મહત્ત્વના અને વિશ્વાસપાત્ર અમલદાર છે. એમની સામે જે કાંઈ તહોમતનામું હોય તે મારી પાસે મોકલી દો. હું એક કમિશન નીમી એની તપાસ કરીશ.

તે વખતે વડોદરાના દીવાન તરીકે એક અંગ્રેજ મિ. સેડન કરીને હતા. તપાસ માટે જે કમિશન નિમાયું તેના એ અધ્યક્ષ હતા. એ હતા ન્યાયપ્રિય. કેશવરાવ

સામેના બધા આરોપીઓની રીતસરની જાંચ થઈ અને આખા કમિશને કેશવરાવ નિર્દોષ હોવાનું સર્વાનુમતે જાહેર કર્યું. સેડનની આપણા લોકોમાં પ્રતિષ્ઠા વધી. પણ આટલાથી ભારતની અંગ્રેજ સરકારને સંતોષ ન થયો. એક બીજું કમિશન નિમાયું. દરમ્યાન મિ. સેડનની દીવાન તરીકેની સેવાઓ ભારત સરકારે ખેંચી લઈ એને બીજું કામ સોંપ્યું અને એને સ્થાને એક નરમ દેશી દીવાન આવ્યો. કેશવરાવની ફરી તપાસ થઈ. એમાં સર્વાનુમતિથી નહીં, પણ કમિશનના સદસ્યોની બહુમતીથી કેશવરાવને નિર્દોષ ઠરાવ્યા. એટલે કેશવરાવને નોકરી પરથી તો દૂર કરી શકાય નહીં, પણ દીવાને પોતે એમને દોષિત ગણ્યા એટલા ખાતર એમને કલેક્ટરની જગ્યામાંથી ખસેડી પ્રતિષ્ઠામાં જરાયે ઊતરતી નહીં એવી ન્યાયાધીશની જગ્યાએ નીમ્યા.

કેશવરાવ આખી પરિસ્થિતિ સમજી ગયા અને એમણે વડોદરા રાજ્યની નોકરીમાંથી રાજીનામું આપ્યું. સયાજીરાવને એ સ્વીકાર્યા વગર છૂટકો જ ન હતો. એમણે કેશવ-રાવને પેન્શન આપવાને બદલે દસ હજાર રૂપિયાની ગ્રેચ્યુઇટી — આનુતોષિક આપ્યું.

એકાદ ઘર ભાડે લઈને વડોદરામાં જ રહેવાનો કેશવરાવનો વિચાર હતો. પણ લોકો એટલા ગભરાયેલા કે એમને કોઈ ઘર ભાડે મળે નહીં! એકાદ ઘર ખરીદવાનો વિચાર કર્યો: એવું પણ ન મળ્યું. એટલે વડોદરાથી ચારેક માઈલ પર સયાજીપુર નામના એક ગામડામાં થોડી જમીન અને એક જૂની ઝૂંપડી ખરીદીને એને ઠીકઠાક કરીને ત્યાં તેઓ રહેવા ચાલ્યા ગયા.

હવે આવ્યો ગંગનાથનો સવાલ. અમારી સંસ્થાના ઘણાખરા ડાયરેક્ટરો વડો-દરા રાજ્યના અમલદારો હતા. એમણે વિચાર કર્યો કે સંસ્થા બંધ કરવાનો હુકમ આવે તે પહેલાં આપણે જ એ બંધ કરીએ તેમાં ડહાપણ છે. મને એની ચીડ ચઢી. સંસ્થા જનતાના આશ્રય ઉપર ચાલેલી. એણે તો કશો ગુનો કર્યો ન હતો. જ્યારથી સંસ્થાનો અધિકાર મારા હાથમાં આવ્યો હતો ત્યારથી પોલીસખાતાને જેમને વિશે શંકા હોય એવા લોકોનો અમારી સંસ્થા સાથે સંબંધ મેં આવવા દીધો ન હતો. અમારા છોકરાઓ સરકારી નોકરી શોધવાના ન હતા, કે ન કોઈ સરકારી પરીક્ષામાં બેસવાના હતા. સંસ્થા શા માટે બંધ થાય? મેં કહ્યું: 'ડાયરેક્ટરો ચાહે તો તેઓ ભલે સ્થાનનું રાજીનામું આપે અને સંસ્થામાંથી નીકળી જાય; અમે શિક્ષકો અને વિદ્યાર્થીઓ અમારી હિંમતથી શાળા ચલાવીશું.' ડાયરેક્ટરોએ મને જવાબ આપ્યો: 'સંસ્થા રીતસર બંધ કરીને એનાં નાણાં બીજા કામમાં સોંપ્યા વગર સરકારને વિશ્વાસ બેસવાનો નથી કે અમે સંસ્થા છોડી છે. સરકાર માનશે કે બહારથી અમે ભલે રાજીનામું આપ્યું. પણ અંદરખાનેથી મદદ કરી સંસ્થા ચલાવીએ છીએ.' મેં કહ્યું: 'સંસ્થાના ફંડનો, પુસ્તકાલયનો અને ખુરશી-ટેબલ આદિનો મને મોહ નથી. એ બધું તમે લઈ જાઓ. ફક્ત સંસ્થાનું નામ કાયમો રાખી વિદ્યાર્થીઓને સાચવીને ભણાવીશું.' પેલા ડાહ્યા લોકોએ મને સમજાવવાનો

પ્રયત્ન કર્યો: 'આ રીતે તો તમે કેશવરાવને જ વધુ મુશ્કેલીમાં નાખશો. તમને ખ્યાલ નથી કે અમારા ઉપર અને વડોદરા રાજ્ય ઉપર કેટલું મોટું સંકટ આવ્યું છે'.

કેશવરાવ પોતે ગભરાયા ન હતા. નોકરી ગયાની એમને ગ્લાનિ ન હતી. એમણે અને માધવરાવ જાધવે નક્કી કર્યું કે સંસ્થાના જે નાનકડા મકાનમાં હું રહેતો હતો તે મકાન ગંગનાથ વતી મને ભેટ આપી દેવું. જેથી ત્યાં રહીને મને ઠીક લાગે તે જાહેર કામ હું કરી શકું. હું મક્કમ છું એની એ બંનેને કદર હતી. પણ એ પછીની વાતો ગ્લાનિ ઉપજાવે એવી હતી.

અમારા વિદ્યાર્થીઓમાંથી કેટલાકને હવે આગળ ભણવા માટે સરકારી સંસ્થાઓમાં દાખલ થવાનું હતું. તેઓ ગંગનાથમાં રહેવા તૈયાર ન હતા. 'એવા વિદ્યાર્થીઓને સરકારી નિશાળમાં લઈ શકશો?'—એવી તપાસ અથવા પ્રાર્થના કરવા માટે રાજ્યના વિદ્યાધિકારી પાસે હું ગયો. એમણે મને સંભળાવ્યું: 'આ વિદ્યાર્થીઓની બાબતમાં તમે તમારી સંસ્થા વતી પૂછવા આવ્યા છો, એટલે તમારી સાથે ચર્ચા કરવા હું તૈયાર નથી. દરેક વિદ્યાર્થી વ્યક્તિશઃ અરજી કરે તો દરેક અરજીનો સ્વતંત્ર વિચાર થશે.'

સંસ્થાના શિક્ષકોમાંથી બે જણને તો હું પોતે મારા આદરણીય સાથી તરીકે બેલગામથી લઈ આવ્યો હતો. એમાંથી ગુણાજી સાથેનો સંસ્થાનો લેખી કરાર હતો. એ પ્રમાણે એમણે આખા વર્ષનો પગાર માગ્યો ને એ પ્રમાણે નાણાં લઈ તે બેલગામ ચાલ્યા ગયા. એનું મને આશ્ચર્ય ન થયું. પણ આધ્યાત્મિકમાર્ગી કામત પણ પાછા જવા તૈયાર થયા એનો મને ભારે આઘાત થયો. વિદ્યાર્થીઓને યોગાસનો શીખવવા યોગીરાજ કડકડેને પણ હું જ લઈ આવ્યો હતો. તેઓ હવે મને જોઈતા ન હતા. પણ જે ઢબે એ નીકળી જવા તૈયાર થયા એ તો શોભે એવું ન હતું. ફક્ત અનંત બુવા ગમે તે શરતે મારી સાથે રહેવા તૈયાર થઈ ગયા. જૂના શિક્ષકોમાંથી પીઢ અને પ્રતિષ્ઠિત એવા બાપુરાવ વાઈકર આ રીતે છોડીને ન જાત; પણ સંસ્થા ઉપર આવું કાંઈ પણ સંકટ આવે તે પહેલાં જ પોતાની આર્થિક સ્થિતિ સુધારવાના હેતુથી તેમણે સંસ્થા છોડી હતી અને દેશપાંડે સાહેબની મદદ લઈ તેઓ અન્યત્ર નોકરીએ ચડ્યા હતા. બાકીના શિક્ષકોમાંથી કોઈ પણ મારી સાથે રહેવા તૈયાર થયા નહીં.

આ રીતે શિક્ષકોએ મને અપંગ બનાવ્યો. છતાં હું હિંમત ન હાર્યો. મેં વિદ્યાર્થીઓને કહ્યું: 'આજ આપણી કસોટીનો વખત છે. હવે પત્નીને ને દીકરાને લઈ અહીં નહીં રહી શકું. એટલે કાકીને અને શંકરને પિયર પહોંચાડી હું તરત પાછો આવું છું. પછી તમો છો અને હું છું. આપણે સાથે રહીશું. મુષ્ટિફંડ—ભિક્ષા માગીશું, એમાંથી આપણું પેટ ભરાશે. મુષ્ટિ અનાજ આપનાર આ ગરીબ લોકો જ પૂર્ણ શ્રદ્ધાવાળા છે. એ જ આપણી કામધેનુ છે. એમને આધારે ટક્યા પછી, ગમે ત્યાંથી રાષ્ટ્રીય શિક્ષણ માટે મદદ મેળવવાની મને હિંમત છે. તમે કશી ચિંતા કરશો મા.'

બધા વિદ્યાર્થીઓ વતી એકે ટૂંકામાં જવાબ આપ્યો: 'સરકાર આપણા પર નારાજ થઈ છે; સરકારના ગુસ્સાની અમને બીક લાગે છે.' મેં વિદ્યાર્થીઓને કહ્યું: 'સરકાર ભલે આપણા પ્રત્યે ખફા હોય. એ આપણને શું કરી શકે એમ છે? આપણે થોડા જ એમના ઓશિયાળા છીએ?' કેટલાક વિદ્યાર્થીઓ તો ગંગનાથમાં આવ્યા ત્યારે જ સાવ અનાથ હતા. ઘેરથી કશું આણી શકતા ન હતા. એમનો ભણતર ઉપરાંત અન્નવસ્ત્રનો બોજો પણ સંસ્થા જ આપતી હતી. પણ એવા અનાથ વિદ્યાર્થીઓના પણ દૂરના સગા કારકુનના હોદ્દા ઉપર હોવાથી સરકારના આશ્રિત હતા.

ઊજળિયાત વર્ગની આવી હીનતા અને પામરતા જોઈને હું શરમાયો. ફંડ ભલે ન હોય, ડાયરેક્ટરો ભલે છોડી જાય, શિક્ષકોની સંખ્યા ભલે ઘટે, છતાં મારા વિદ્યાર્થીઓના જોરે સંસ્થા ચલાવવા અને વધારવાની મારી હિંમત હતી. પણ જ્યારે મેં જોયું કે એક પણ વિદ્યાર્થી રહેવા તૈયાર નથી ત્યારે હું હાર્યો. (જે વિદ્યાર્થીને કશું કરતાં કશું જ ખોવાપણું નહોતું એ પણ મારી સાથે રહેવા તૈયાર નથી એ જોઈને હું નાસીપાસ થયો.)

સ્વામી રામતીર્થે પોતાના લખાણમાં એક અંગ્રેજી કવિતા ટાંકી હતી, જેનું મરાઠી કરી મેં એક માસિકમાં આપ્યું હતું એ કવિતા મને યાદ આવી:

વદતિ લોક અકિંચન પો હા,
જવળિ ત્યા ન કપર્દિક-હી પહા.
પરિ તયાસ કુણી કથિલે 'મુલા,
ફિરતિ ચોર સદા લુટણ્યા તુલા'
ભિઉનિ પોર ફિરે વનિ કાનનં.

એ છોકરા પાસે ખોવા જેવું કશું ન હતું. પણ ભારતીય જનતાનો 'સ્વધર્મ' છોડાય નહીં એ શ્રદ્ધાથી આ છોકરાઓ નિષ્કામ ભય ધારણ કરીને બેઠા હતા. (અર્થાત્ એ વિદ્યાર્થીઓની બીક પાછળ એમના નામના પાલકોની જ બીક હતી.)

અંતર્મુખ થઈને મારી આ નિરાશા સામે હું ખૂબ લડ્યો. અંતે સૂઝ્યું કે દુન્યવી પ્રવૃત્તિઓ છોડી દઈને અધ્યાત્મ-સાધના માટે હિમાલયવાસી થવાનો મારો જૂનો સંકલ્પ બર આવે એવી જ ભગવાનની ઈચ્છા દેખાય છે. નહીં તો આમ ચારે બાજુથી નિરાશાની મદદ મને ન મળત!

મેં કેશવરાવ દેશપાંડે પાસે જઈ મારી પરિસ્થિતિ રજૂ કરી અને હિમાલય જવાના મારા સંકલ્પ માટે મેં એમના આશીર્વાદ માગ્યા. પહેલી જ વાર મારી આંખમાંથી આંસુ સરી પડ્યાં. તેમણે કહ્યું: 'તમારો સંકલ્પ શુભ છે. આવનાર મુશ્કેલીઓથી ટેવાઈ જશો. અકળાવાનું કારણ નથી.' મેં કહ્યું: 'તકલીફ અને મુશ્કેલીની બીક મને હોત તો હિમાલય જવાનો સંકલ્પ જ કર્યો ન હોત. સંકલ્પ મેં વ્યવહારુ દુનિયા છોડવાનો કર્યો છે. એની લિજ્જત હું જાણું છું. પણ રાષ્ટ્રીય કેળવણીના જે અનેક પ્રયોગો મેં કર્યા તેનો આવો અંત થયો એનું જ મને દુ:ખ છે.' અને દેશપાંડે સાહેબના આશીર્વાદ લઈ હું ત્યાંથી વિદાય થયો.

મારો હિમાલયવાસી થવાનો સંકલ્પ ફક્ત અનંત બુવા જાણતા હતા. કાકીને મેં એટલું જ કહ્યું: 'સુવાવડ માટે તને પિયર મોકલવાનું હતું જ. તને ત્યાં મૂકી મારા પિતાશ્રીનાં અસ્થિ પ્રયાગ લઈ જઈ ત્રિવેણીસંગમમાં અર્પણ કરવાં છે. પ્રયાગથી બનારસ અને ગયા જઈ, બધે ઠેકાણે પિતાનું શ્રાદ્ધ કરી ત્રિસ્થળીની યાત્રા પૂરી કરવી છે. ત્યાર બાદ થોડું ફરી યથાકાળે હું પાછો આવીશ.' મારા મનમાં ચોરી હતી તે 'યથાકાળે' એ શબ્દોમાં મેં સમાવી હતી.

કાકી, શંકર અને બુવા, અને એક વિદ્યાર્થીને સાથે લઈ હું વતન શહાપુર પહોંચ્યો. ગંગનાથ બંધ થયાની વાત સગાંવહાલાં જાણતાં જ હતાં. મારા સસરા અને એમના સસરા મને હમેશાં કહેતા હતા કે 'તમે આમ લાચાર જેવા શા માટે રહો છો? અર્ધા એલએલ.બી. તો થયા જ છો. હજી તમારી ઉંમર થઈ નથી. પૂરા એલએલ.બી. થઈને વકીલાત કરો. ભગવાને ઉત્તમ બુદ્ધિ આપી છે. ખૂબ કમાશો. જે કંઈ કમાશો એમાંથી અરધા પૈસા રાષ્ટ્રકાર્યમાં ખર્ચજો; અમે ના પાડવાના નથી.'

આવી દલીલો મેં અનેક વાર સાંભળી હતી. મારી બાજુ હું એમને સમજાવતો હતો. આ વખતે વિચાર કર્યો કે આ લોકો કશું સમજવાને તૈયાર નથી. કાયમને માટે જઈએ છીએ એટલી એક વાત સંતાડીએ તો વાંધો શો? મેં કહ્યું: 'જુવાનીમાં આદર્શવાદનું ગાંડપણ મન પર સવાર થાય છે. એટલે મેં દેશસેવાનો રસ્તો લીધો. હવે અનુભવે વ્યવહાર સમજતો થયો છું.' પછી મેં કહ્યું: 'અહીંથી ગોવા જઈશ. ત્યાં કુલદેવતા મંગેશ મહારુદ્રની પૂજા કરી, પ્રયાગ જઈશ. ત્યાં પિતાનાં અસ્થિ ગંગાર્પણ કરીને, બીજે જઈને યાત્રા પૂરી કરીને પાછો આવીશ.'

મારા ભાઈ નાનાને મેં એટલું જ કહ્યું: 'હું જલદી પાછો આવવાનો નથી. કાકી પિયર રહેશે, એટલે એની પણ ચિંતા નથી. પણ બેળગુંદીમાં અમારે નામે જે ખેતર છે એનું ઉત્પન્ન ખેડૂત પાસેથી મેળવી મારા સસરાને ત્યાં પહોંચાડતો રહેજે, જેથી કોઈ કહે નહીં કે પોતે યાત્રાએ ગયા અને પત્ની અને દીકરાનો ભાર સસરાને માથે મૂક્યો છે.'

આવી રીતે રાષ્ટ્રીયશિક્ષણ, વિદેશી રાજ્યની ગુલામીનો વિરોધ, ગૃહસ્થાશ્રમનું જીવન, બધાંનો અંત આવ્યો, અને કેવળ પરમાત્માને શરણ જઈ 'ભાવિ જીવનની પ્રેરણા' એના ઉપર જ છોડી, ભારતની પ્રજાનું અંતિમ શરણ જે હિમાલય, તેના વાતાવરણમાં જીવન પૂરું કરવાનો સંકલ્પ લઈ ઊપડયો. અહીં જીવનનું એક પ્રકરણ બધી રીતે પૂર્ણ થાય છે.

પણ એક જ વસ્તુ જે દુન્યવી હોવા છતાં, મને છોડી શકતી ન હતી તેનો ઉલ્લેખ અહીં કર્યા વગર ચાલે નહીં, કેમ કે એ જ એક સંકલ્પ મને બાકીનું જીવન પૂરું કરવા પાછો લઈ આવ્યો. એ સંકલ્પ હતો 'ભારતમાતાની સ્વતંત્રતાનો.' ભારતમાતાને ગુલામીમાંથી મુક્તિ ન મળે ત્યાં સુધી મને પોતાને મોક્ષ મળે તોયે મારે એ માણવો ન હતો.

# જીવનકથા કેમ લખાય?

## (એક ઉપયોગી દૃષ્ટિ)

જેમ નવલકથા, લઘુકથા આદિ રોચક સાહિત્ય દ્વારા જીવનરસ ખીલવાય છે તે જ પ્રમાણે એ રસ કેળવવાની શક્તિ જેનામાં છે તે માણસ નાનો હોય કે મોટો, જીવનના ગમે તે ક્ષેત્રમાં એ જીવતો હોય એ માણસ પોતાના જીવનના નાનામોટા બધા જ પ્રસંગો રસિક રીતે ચીતરી શકે છે તેથી—

એ જરૂરનું નથી કે કેવળ મોટા લોકોની જીવનીઓ જ વિસ્તારથી લખાય અને સામાન્ય માણસ વિશે કશું લખાય જ નહીં. જીવનરસ પક્ષપાતરહિત બધે ફેલાયેલો છે. અને માણસ કોઈ એક જ ક્ષેત્રમાં જીવતો હોય, તોપણ એનો સંબંધ ઓછેવત્તે બધાં ક્ષેત્રો સાથે આવે જ છે. 'માણસના ચારિત્ર્યની અને સેવાની મોટાઈ હોય તો જ વિસ્તારમાં ઊતરાય એવો આદર્શ હવે માન્ય રહ્યો નથી. જીવનરસ ખીલવવાની શક્તિ હોય તો સામાન્ય પટાવાળો કે ટપાલવાળો પણ જાગતિક મહત્ત્વનું આત્મચરિત્ર લખી શકે. અને જો એવા નાના માણસમાં એ જાતની સાહિત્યિક શક્તિ ન હોય પણ જો એવી શક્તિવાળો સાહિત્યિક માણસ જીવનસાથી તરીકે મળ્યો હોય તોપણ એની જીવનકથા વિશ્વસાહિત્યમાં સ્થાન પામી શકે. તેથી ગમે તે માણસ ગમે તેટલી વિસ્તીર્ણ આત્મકથા લખે અથવા લખાવે તો તેમાં કશું ખોટું નથી એમ આજનો જમાનો સ્વીકારવા લાગ્યો છે.

પણ એ સાહિત્યપ્રકાર નોખો. આજે સંસ્કૃતિના તમામ સંસ્કારો કેળવણી દ્વારા, મુસાફરી દ્વારા, અને સમાજસેવા દ્વારા, જેને મળ્યા છે અને જેણે સામાજિક, ધાર્મિક કે રાષ્ટ્રીય જીવનમાં નોંધપાત્ર સેવા કરી છે એનું જીવન લોકો વાંચે છે. તેમાં કેવળ જીવનરસ અથવા લેખનકળા સાહિત્યિક રસથી નહીં પણ સર્વાંગીણ રાષ્ટ્રીય વિકાસની દૃષ્ટિએ જ આવાં ચરિત્રો વંચાય છે. પછી એ કોકે લખેલું કોઈનું જીવનચરિત્ર હોય કે આત્મકથા હોય. આમાં 'મુખ્યરસ ઐતિહાસિક' હોય છે. (અહીં કેવળ સામાન્ય ઢબના ઈતિહાસનો ખ્યાલ નથી રાખ્યો. પણ એક જમાનાવ્યાપી જીવનાનુભવ સમસ્ત રાષ્ટ્રના યુગે યુગે થતા વિકાસ સાથે કેવો સંબંધ ધરાવે છે એ જોવાની દૃષ્ટિ મુખ્ય હોય છે.)

૨

જૂના જમાનામાં લોકજાગૃતિ કાંઈક ઓછી હતી. એટલે આવા સમાજસેવકો કે રાષ્ટ્રસેવકોની સંખ્યા પરિમિત જ રહેતી હતી. હવે સમસ્ત – પ્રજા – જાગૃતિનો કાળ આવી ગયો છે એટલે જીવનનાં મહત્ત્વનાં બારખંદર ક્ષેત્રોમાં પણ સમાજસેવા કરનાર જ્ઞાનોપાસક કે પુરુષાર્થી કાર્યકર્તાઓની સંખ્યા ખૂબ જ વધવા લાગી છે અને એ વસ્તુ વધાવી લેવાલાયક છે.

આવા સર્વસામાન્ય બનતા રાષ્ટ્રસેવકોનાં જીવનચરિત્રો અથવા એમાંના અમુક

પ્રસંગો વાંચતી વખતે જો સ્થળકાળનો સંદર્ભ બરાબર સમજાવ્યો ન હોય તો 'જીવનવિકાસ કે સમાજવિકાસની દૃષ્ટિએ એમાં કાંઈ અધૂરું રહ્યું છે' એવો કાંઈક અસંતોષ ઉત્પન્ન થાય છે. તેથી જીવનચરિત્ર લખતી વખતે ચરિત્રવિષયક વ્યક્તિના જીવનના અને પ્રવૃત્તિના (૧) કાલખંડાત્મક તેમ જ (૨) જીવનક્ષેત્રવિષયક એવા અલગ વિભાગ પાડી પ્રથમ આખું સળંગ ચરિત્ર આપવું જોઈએ.

આજકાલ જે અનેક સરસ આકર્ષક અને મહત્ત્વનાં જીવનચરિત્રો વાંચવા મળે છે એમની અંદર આ જો સ્થળકાલાત્મક જીવનપ્રવાહનું એક સળંગ ચિત્ર શરૂઆતમાં ન આવ્યું હોય તો ચરિત્રનો રસ પણ માર્યો જાય છે અને એમાંથી બોધ તારવવો પણ ઘણું કઠણ બને છે. ચરિત્રવાચનના અનુભવમાંથી આ જ સૂચના મળી છે તેને આધારે નક્કી કહીએ છીએ કે આત્મકથા લખતી વખતે પણ પ્રારંભમાં આખો જીવનક્રમ અને એની વિશેષતા પ્રથમ સળંગસૂત્ર આપી હોય તો પછી ચરિત્રવિષયક વ્યક્તિના જીવનરસ પરત્વે વિભાગ પાડી તે તે ક્ષેત્રનો સવિસ્તર અનુભવ અને એનો નિચોડ આપવાનું સહેલું થાય છે.

અને આવા વિભાગમાં પણ વ્યક્તિના પોતાના જીવનરસ પ્રમાણે જ વિભાગ પાડવાની આવશ્યકતા નથી. સામાન્ય વાચકોના એટલે કે આખા સમાજના જીવન-રસો પ્રમાણે માનવજીવનના વિભાગો પડેલા હોય જ છે. ચરિત્રવિષયક વ્યક્તિના જીવનરસો અને સંસ્કારી વાચક વર્ગના જીવનરસોનો એકસામટો વિચાર કરી કોઈ પણ જીવનકથાના ઉત્તરાર્ધના વિભાગ પાડી શકાય.

આત્મકથા આપતી વખતે પણ આ જ યોજના લખનારને અને વાંચનારને ઉપયોગી નીવડશે એ વિશ્વાસે જ આ આત્મકથાની યોજના તૈયાર કરી છે. માણસનું જીવન ગમે તેટલું વ્યાપક રસવાળું હોય તોપણ એમાં અમુક એકાંગિતા અને મર્યાદા આવી જ જવાની અને તેથી જ જીવનચરિત્ર અને આત્મકથા તે તે જમાનાના સંપૂર્ણ ઇતિહાસની ગરજ ન જ સારી શકે એ એની ઊણપ, વ્યક્તિના વ્યક્તિત્વનું આખું ચિત્ર આપણને મળે છે એ મોટા લાભને કારણે પેલી મર્યાદા ઢંકાઈ જાય છે. ચરિત્ર લખનારના જીવનરસો જેટલા વ્યાપક, ઊંડા અને લચીલા elastic હોય તે પ્રમાણે એનું મહત્ત્વ નક્કી થવાનું.

અને અંતે સમાજના રસો અને સમાજનું મૂલ્યાંકન એ જ અંતે નિર્ણયાત્મક સાબિત થવાનું. એનો સ્વીકાર કરીને જ માણસે લખવાનો પ્રારંભ કરવો જોઈએ.

['નિવેદન' એટલે નમ્રતાથી રજૂ કરેલું બયાન. જીવનનો સદુપયોગ કરવા માટે પૂરી નિષ્ઠાથી માણસે જે ફાંફાં માર્યાં હોય એનું બયાન તે નિવેદન. જીવનમાંથી નિવૃત્ત થવાની તૈયારી કરતી વખતે, માણસ એ જ આપી શકે ને?

આપણે જે જીવન જીવ્યા એને 'જીવનયાત્રા' કહી શકાય એ તો અનુભવની વાત છે. એ જીવન યાદ કરીને એનો હેવાલ રજૂ કરવા ગયો ત્યારે તેને મેં નામ આપ્યું 'સ્મરણયાત્રા.' પોતાના આખા જીવનના હેવાલને જ 'સ્મરણયાત્રા' કહી

શકાય. પણ એ નામ મારા નાનપણમાં જીવનપ્રસંગોને અપાઈ ચૂક્યું છે. જીવન-યાત્રા શબ્દ સારો હતો. પોતાની આત્મકથા માટે એક જ શબ્દ વાપરવાનું હું પસંદ કરત. મારી ઘણી ચોપડીઓ સાથે 'જીવન' શબ્દ સંકળાયેલો છે કારણ દરેકમાં જીવનદૃષ્ટિની જ પ્રધાનતા છે, પણ 'જીવનયાત્રા' એ શબ્દ મારા એક આદરણીય આશ્રમસાથીએ પોતાની જીવનકથા માટે હમણાં જ વાપર્યો છે અને એ જીવન-યાત્રાનું ઉદ્‌ઘાટન મારે હાથે જ થયું છે. એટલે 'અખંડ પ્રવાસના મારા જેવા રસિયાને' 'યાત્રા' શબ્દ છોડી દેવો પડ્યો. આખરે નામ પસંદ કર્યું 'જીવનનિવેદન.'

આપણી બધી ભાષાઓમાં 'નિવેદન' શબ્દ બયાન કે હેવાલ એ અર્થમાં વપરાયો છે. એમાં મોટે ભાગે વિગતો જ રજૂ કરવાની હોય છે અને એ પણ નમ્રતાપૂર્વક રજૂ કરેલી હોય ત્યારે જ એને નિવેદન કહી શકાય.

હવે 'નિવેદન' શબ્દનો બીજો પણ એક અર્થ છે. એ અર્થ પણ એટલો જ જૂનો છે. નિવેદન એટલે 'અર્પણ કરવું તે'. આપણે રાંધીને તૈયાર કરેલું ભોજન ભગવાનને અર્પણ કરીએ છીએ એને 'નૈવેદ્ય' કહીએ છીએ. ભાવના એવી કે રાંધીએ છીએ ભગવાનને અર્પણ કરવા માટે અને પછી એનો આસ્વાદ લઈએ છીએ ભગવાનના 'પ્રસાદ' તરીકે.

છેક નાનપણમાં તો કેવળ જીવનનો આનંદ મેળવવા માટે જ જીવ્યો પણ જ્યારથી જીવનની ગંભીરતા ધીરે ધીરે સમજાવા લાગી, ત્યારથી પોતાનું જીવન ભગવાનની કહો, કે ભારતમાતાની કહો, સેવા માટે અર્પેલું છે. એ ભાવ ઓછોવત્તો મને વળગ્યો જ છે એટલું નમ્રપણે કહી શકું છું.

આખી જિંદગી 'જીવનનો આનંદ' મેં ખૂબ માણ્યો છે પણ જ્યારથી નૈવેદ્ય-ભાવના જાગી ત્યારથી 'જીવનસ્વામીને આપણું આયુષ્ય અર્પ્યું જ છે, જીવનની પ્રધાન પ્રવૃત્તિ સેવામય જ હોઈ શકે' એ વિચાર દૃઢ છે. ઈશ્વરના ઘરની યોજના જ એવી છે કે આપણે જેટલી નિષ્ઠાથી સેવા આપતા જઈએ, તેટલા પ્રમાણમાં આપણને પૂરતો આનંદ મળતો જ જાય છે. સેવા અર્પણ કરવામાં ત્યાગભાવના ભલે કેળવાતી હોય પણ આપણને મળે છે તો અનહદ આનંદ જ. એટલે એમાં ખોવાપણાને બદલે મેળવવાપણું—માણવાપણું જ વધારે હોય છે. એમાં મુખ્ય લાભ એ કે 'જે આનંદ આપણે ભોગવીએ છીએ તે ઈશ્વરી પ્રસાદ', એ આપણે જાણતા હોવાથી એ ભોગમાં સાત્ત્વિકતા અને નમ્રતા પણ જાગે છે અને તેથી, ઈશ્વરની કૃપાથી, ભોગ પણ યોગ જેવો જ ઉન્નતિને પોષક નીવડે છે.

પોતાનું જીવન 'નિવેદિત' (dedicate) હતું અથવા છે એમ કહેવા જતાં એમાં અભિમાન આવી જાત, પણ અર્પણ બુદ્ધિ જેટલી ઉત્કટ હોવી જોઈએ તેટલી ન હતી એ વસ્તુસ્થિતિ ફરી ફરી યાદ આવે છે, છતાં આખી જીવન-યાત્રામાં અર્પણભાવના જાગ્રત હતી. (ભલે એ પૂરતી ઉત્કટ ન હોય) એનો ઇનકાર પણ કેમ કરાય! એટલે અહીં 'નિવેદન' શબ્દમાં જે અર્પણની ભાવના સૂચવાય

છે તે કેવળ 'પસંદ કરેલા આદર્શ'ને જ સૂચવે છે અને 'નિવેદન એટલે હેવાલ' એટલો જ સીધો અર્થ અહીં અભિપ્રેત છે.

ફક્ત ચોપડીનું નામ સમજાવવા પાછળ આટલો વિસ્તાર કરવાપણું હોય નહીં, પણ એમાં જ જો જીવનભાવના સમાતી હોય તો આત્મકથામાં એને આટલું સ્થાન હોવું જોઈએ.]

## પ્રકરણ પહેલું

# જેમ હું પોતાને જાણું

૧

વ્યક્તિઓનાં ચરિત્રોનું સાહિત્ય વિવિધ અને વિશાળ છે. અવતારી પુરુષો, સંતો, પરાક્રમી પુરુષોનાં જીવનચરિત્રો ખાસ લખાય છે—વિગતો શોધી શોધીને લખાય છે—ઉપરાંત નાનામોટા ઇતિહાસોમાં અને મહાકાવ્યોમાં વચમાં વચમાં વ્યક્તિઓનાં જીવનચરિત્રો આવી જ જાય છે. જેટલી વિવિધતા જીવનમાં તેટલી જ જીવનચરિત્રોમાં આવવાની. દરેક જમાનાની અપેક્ષાઓ અને આદર્શો પણ જુદાં જુદાં. એટલે જૂનાં ચરિત્રો નવી ઢબે પણ ફરી ફરી લખાય છે.

ચરિત્રકારોએ લખેલું એ આખું 'જીવન-ચરિત્ર-સાહિત્ય' નોખું અને વ્યક્તિઓએ જાતે, પોતાને વિશે લખેલી નાનીમોટી આત્મકથાઓ નોખી.

કેટલાક લોકો તટસ્થપણે પોતાની આત્મકથા વિશાળ જીવનચરિત્રની ઢબે લખી આપે છે. એ મહેનત માટે (અને સ્વાવલંબન માટે) એમને ધન્યવાદ આપીએ પણ વ્યક્તિ પાસેથી એના પોતાના જીવન વિશેની સંપૂર્ણ વિગતો આપણે માગતા નથી. માણસ પોતે આખા સમાજ આગળ ઊભો થઈ કહેવા માગે છે: "દુનિયામાં રહીને જીવવાનો પુરુષાર્થ મેં કર્યો એટલે દુનિયા મને ઓળખી શકવાની છે એની 'ના' નથી, પણ હું જાતે મને જેમ આંતરબાહ્ય ઓળખું છું એમ તો બીજો કોઈ પણ માણસ મને, એટલી હદ સુધી, ઓળખી શકવાનો નથી, તેથી સંકોચ છોડીને મારી જાતને મારી ઢબે, મારાથી બની શકે તેટલી નિખાલસતાથી રજૂ કરવા માગું છું. એમાં પક્ષપાત આવશે એ ટાળવાનો ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ હું મારી જાતને મારા રંગમાં જ રંગવાનો છું. દુનિયાને જે વસ્તુનું મહત્ત્વ લાગતું નથી તેમાં જો મને વિશેષ રસ પડતો હોય તો તે આગળ કરવાનો."

આ ભાવનાથી મારું ચરિત્ર હું પોતે અહીં આપું છું. એની અંદર જે ગુણ-દોષોનું આવવું અપરિહાર્ય છે તે બધું સ્વીકારી, મારી જાતને રજૂ કરીશ. એમાંથી કેટલું માનવું, કેટલું ન માનવું એનો નિર્ણય દુનિયા કરે. મારે વિશે હું પોતે જ કહું એમાં કાંઈ વૈશિષ્ટ્ય છે એ જાણીને જ હું લખવાનો છું અને એ અપેક્ષાએ જ વાચકો વાંચવાના.

આ ઉપરાંત પરસ્પરના સંભાષણમાં જે એક પ્રકારની આત્મીયતા ઉત્પન્ન થાય છે તેવી આત્મીયતા, સ્થળકાળનો ભેદ હોવા છતાં અને પરિચયનો અભાવ હોવા છતાં, આ આત્મકથા દ્વારા ઉત્પન્ન કરવાનો મારો પ્રયત્ન હશે. તમે મારા શ્રોતા છો એ ભાવનાથી જ બધું લખવાનો છું એ અપેક્ષા અને એ મર્યાદા સાથે જ વાંચશો એવી મારી પ્રાર્થના છે.

અહીં મારા પૂર્વજો વિશે થોડુંક લખ્યા વગર છૂટકો નથી. એ બની શકે તેટલું હું ટૂંકાવીશ. પણ હું જન્મ્યો તે વખતે દુનિયા કેવી હતી એનો ચિતાર આગળ જતાં મેં જેવો મેળવ્યો તેવો આપવો એ વધારે મહત્ત્વનું ગણું છું. છતાં એ પણ પ્રારંભમાં ઓછામાં ઓછા શબ્દોમાં કહીશ. આત્મકથામાં તે તે પ્રસંગે જૂનું કહેવાની આવશ્યકતા જણાશે ત્યારે ત્યાં જ ભૂતકાળને રજૂ કરવો એ ઉભયપક્ષે ફાવતું આવશે એમ માનું છું.

આપણે ત્યાં આખી સંસ્કૃતિમાં ન્યાતજાતના સંસ્કારોનું મહત્ત્વ છે. આજે હું જાતિ-સંસ્થાનો કટ્ટર દુશ્મન થયો છું. ન્યાતનો સદંતર નાશ ઇચ્છું છું. એમ ન થાય તો આપણી આખી સંસ્કૃતિ જોતજોતામાં નષ્ટ થવાની છે એમ મને અંદરથી વસ્યું છે અને ઊગ્યું છે છતાં ન્યાત અને એની અંદરનો મર્યાદિત રોટીબેટી વ્યવહાર, એનું મહત્ત્વ આપણે માનીએ કે ન માનીએ, એટલું બધું છે કે મારે શરમાતાં શરમાતાં પણ ન્યાતથી જ પ્રારંભ કરવો જોઈએ.

અમે દક્ષિણના સારસ્વત બ્રાહ્મણો. અમે પશ્ચિમ ભારતમાં રહેવાનું પસંદ કર્યું. અમારા પૂર્વજો અહીં આવીને ક્યારે વસ્યા એનો ઇતિહાસ આજે મળે એમ નથી અને ક્યાંથી આવ્યા એની પણ અમને ખબર નથી. એટલે કેવળ ચલાવેલી કલ્પના અહીં નોંધવામાં ખાસ લાભ નથી.

કાલેલકર, રાંગણેકર કે નેરુરકર જેવા અમારા કુળનામો આજે મહત્ત્વનાં નથી. એ સ્થાન પરત્વે પડેલાં છે. મેં સાંભળ્યું હતું કે અમારી અસલી અટક રાજાધ્યક્ષ હતી. એ અટકવાળાં સારસ્વત કુટુંબો પશ્ચિમ ભારતમાં હજી છે.

સામાન્યપણે દક્ષિણ ભારતના બ્રાહ્મણો શુદ્ધ શાકાહારી હોય છે. ઉત્તરના બ્રાહ્મણોને માંસ ખાવામાં વાંધો નથી એમ સામાન્યપણે કહેવાય. દક્ષિણના સારસ્વતો ધર્મના રિવાજ તરીકે માંસ વગેરે ન ખાય. પણ માછલાં ખાય છે.

આજની વાત નથી કરતો. જૂના ધર્મનિષ્ઠ કુટુંબોના રિવાજની વાત છે. ઘણાખરા સારસ્વતો સમુદ્રકિનારાના પ્રદેશમાં રહેતા હોઈ માછલીઓ ખાય છે (માછલાં તો સમુદ્રનું શાક. એ ખવાય એમ કહેનારા ધર્મનિષ્ઠો મેં જોયા છે). 'માછલાં ખાનારા અને ન ખાનારા એક જ ન્યાતમાં રહી ન શકે, એમની ન્યાત અલગ થવી જોઈએ,' એ દક્ષિણની સામાન્ય માન્યતા. પણ અમે સારસ્વતોએ આવડો મોટો આહારભેદ હોવા છતાં બે ન્યાત કરી નથી. છોકરીને પરણાવે ત્યારે સહેજસાજ તપાસ કરે કે દીકરીને આમ હાડમારી વેઠવી તો નહીં પડે ને? જેને

માછલાં ખાવાં નથી તેના ઉપર ખાવાની જબરદસ્તી ન થાય એ સર્વમાન્ય નિયમ છે. અમારી ન્યાતની આટલી ઉદારતાને કારણે અમે ઉદાર મતના પ્રગતિશીલ કહેવાઈએ. અમારા કાલેલકર ખાનદાનમાં ત્રણચાર પેઢીઓમાં મત્સ્યાહારનું નામો-નિશાન પણ ન મળે. એટલે હું તો આજન્મ શુદ્ધ શાકાહારી રહ્યો.

ગોવાની ઉત્તરે સાવંતવાડી રાજ્યમાં 'કાલેલી' કરીને એક ગામડું છે. ત્યાંના અમે રહીશો. એટલે અમારી અટક કાલેલકર. (ખરું જોતાં કાલેલી ગામના બધા જ લોકોની અટક કાલેલકર હોઈ શકે છે.)

સાવંતવાડી તરફનું રાજ્યશાસન ઢીલું પડ્યું હશે, અથવા એવા જ બીજા કોઈ કારણસર કેટલાક કાલેલકરો કોંકણ છોડીને સહ્યાદ્રિનો ઘાટ ચઢીને 'વરઘાટી' થયા.

મારા પિતાશ્રી નાનપણમાં ગરીબાઈનો પૂરતો અનુભવ લઈ, બેલગામ આવી, થોડું અંગ્રેજી શીખ્યા (તે વખતે મૅટ્રિક પરીક્ષા પણ ન હતી) અને કલાદગી (વિજાપુર) તરફ લશ્કરી નોકરીમાં દાખલ થયા (જો તેઓ એ જ નોકરીમાં ટક્યા હોત તો સૂબેદાર સુધી ચડ્યા હોત અને અમને લોકોને લશ્કરી વાતાવરણમાં રહી એ જાતની કારકિર્દી પસંદ કરવાનું સૂઝ્યું હોત એવો વિચાર ઘણી વાર મનમાં આવેલો તેથી ઉપરની બિના મેં નોંધી છે). લશ્કરના ગોરા અમલદારે, મારા પિતાશ્રી-ના અંગ્રેજી અક્ષર પર ખુશ થઈ, એમને મુલ્કી ખાતામાં નોકરી અપાવી. પિતાશ્રી કલેક્ટરના હેડ ઍકાઉન્ટન્ટ (મુખ્ય હિસાબનીસ) થયા. એમની નોકરીને લીધે અમે સાતારા, બેલગામ, કારવાર, ધારવાડ વગેરે જિલ્લાને ઠેકાણે રહી શક્યા. ઉપરાંત, દેશી રાજ્યોના રાજાઓ જ્યારે સગીર ન હોય ત્યારે એમની રાજ્ય-વ્યવસ્થા બ્રિટિશ દેખરેખ તળે ચાલતી. પરિણામે એ વ્યવસ્થા સંતોષકારક છે કે નહીં એ તપાસી અંગ્રેજ સરકારને રિપોર્ટ આપવા માટે કોક કોકવાર મારા પિતાશ્રી-ની નિમણૂક થતી. હું મારી કેળવણી કોરે મૂકીને પણ મુસાફરીનો લાભ લેવાનો આગ્રહી એટલે પિતાશ્રી સાથે સાવંતવાડી, જત, રામદુર્ગ, મિરજ, મુધોળ, સાવનૂર વગેરે દેશી રાજ્યોની રાજધાનીમાં જઈ ત્યાંની સરકારના માનીતા મહેમાન તરીકે રહેવાની તક અમને મળેલી. તેથી દેશી રાજ્યનાં રાજ્યો કેમ ચાલે છે, લોકોની લાગણીઓ કેવી હોય છે અને અંગ્રેજો પોતાની નીતિ કેમ ચલાવે છે એનો વિગત-વાર ખ્યાલ મને સહેજે મળ્યો.

મારી મા ભિસે કુટુંબની. એ લોકો પણ કોઈ જમીનદારને ત્યાં નોકરી કરી, કમાણીમાંથી ખેતરો ખરીદી, ગામડાંના સાવકાર બનવા મથતા હતા. મારું બાળપણ સાતારા અને બેલગામ તરફનું સાંગલી રાજ્યનું શાહપુર એ બે ઠેકાણે ગયું. શાહ-પુરમાં અમારી ન્યાતના લોકો કાં તો શરાફી કરે કાં તો વેપાર કરે. અંગ્રેજી શીખી સરકારી નોકરીમાં ભાગ્યે જ કોઈ જતું. એટલે અમારી પ્રતિષ્ઠા ન્યાતમાં ઠીક ઠીક હતી. મારા પિતાશ્રી પ્રમાણસર ધર્મનિષ્ઠ, ઈમાનદારીના આગ્રહી. એ જ સંસ્કારોમાં ઊછરેલો હું, સંસ્કૃત મંત્રો શીખી નાનપણથી ભગવાનની પૂજામાં ભાગ લેતો.

પિતાશ્રી સાથે અનેક યાત્રાઓ પણ મેં કરેલી. તેથી રૂઢિનિષ્ઠ ધાર્મિક પરંપરાના સંસ્કારો મને ઉત્તમ મળેલા. એની સાથે સંતસાહિત્ય વાંચી, અને પંઢરપુર, ગોકર્ણ જેવાં મહત્ત્વનાં તીર્થો કરી મેં મારી ધાર્મિકતામાં ઠીક ઠીક ઉમેરો કર્યો હતો. ધર્મ-નિષ્ઠાના મને પૂરેપૂરા લાભ મળેલા.

આગળ જતાં કૉલેજમાં પ્રિન્સિપાલ રેંગલર પરાંજપેની અસર તળે આવી હું બુદ્ધિવાદી બન્યો. એ વિષય પરત્વેનું અંગ્રેજી સાહિત્ય વાંચી ઈશ્વર પરની મારી શ્રદ્ધા ઢીલી થઈ. છતાં બુદ્ધિવાદની મારા ચારિત્ર્ય ઉપર સારી જ અસર થઈ. 'સત્યનિષ્ઠા, ન્યાયનિષ્ઠા અને સમાજસુધાર'નો હું આગ્રહી બન્યો.

મહારાષ્ટ્રમાં સ્વરાજ્યભક્તિ છત્રપતિ શિવાજીના સમયથી ઉત્કટ હતી. બસો-ત્રણસો વર્ષના એ ઉજ્જવળ ઈતિહાસની મારા પરની અસરને કારણે અંગ્રેજ રાજ્ય પ્રત્યેની મારા પિતાની 'સ્વામીનિષ્ઠા' મેં ફગાવી દીધી અને કૉલેજના દિવસોમાં હું ક્રાંતિકારી બન્યો. તે એટલે સુધી કે મારા જન્મને વર્ષે જ જન્મેલી ઈન્ડિયન નૅશનલ કૉંગ્રેસ જેવી રાષ્ટ્રીય સંસ્થાનો પણ હું વિરોધી બન્યો કેમ કે એ 'બ્રિટિશ સામ્રાજ્યમાં રહી પ્રજાકીય અધિકારો મેળવવા મથનાર નબળી મોળી સંસ્થા છે', એમ હું સકારણ માનતો હતો. ગાંધીજી ભારત આવ્યા. નરમ દલના ગોખલેને પોતાના રાજદ્વારી નેતા તરીકે સ્વીકારી એમણે કૉંગ્રેસમાં પ્રવેશ કર્યો પણ જોત-જોતામાં એમણે એ કૉંગ્રેસને પૂર્ણ સ્વરાજ્યનો આદર્શ સેવતી તેજસ્વી સંસ્થા બનાવી ત્યારે એમના એ પ્રયત્નમાં મદદગાર થવા માટે હું કૉંગ્રેસમાં દાખલ થયો. છતાં કૉંગ્રેસ ચલાવનાર ગાંધીભક્તોમાં પણ હું પૂરા હૃદયથી દાખલ ન થયો. આ છે મારો ગાંધી પૂર્વકાળનો મુખ્ય જીવનવૃત્તાંત. આને અંગે થોડાં પ્રકરણો આપી હું ૧૯૧૪થી મારો જીવનનો વિકાસ સમજાવવા મારી આત્મકથા ચલાવીશ.

ગાંધી પૂર્વકાળમાં મારા જીવનના મુખ્ય બે ભાગ ગણું છું. પહેલો ભાગ તે રાજદ્વારી, ક્રાંતિકારી આંદોલનમાં ભળીને ગુપ્ત સંસ્થા મારફતે ક્રાંતિનું કામ કરનારો (આમાં જ સંસારસુધારા માટે લોકમત તૈયાર કરવાના પ્રયત્નને પણ ગણી લઉં છું) અને બીજો ભાગ તે મારા આધ્યાત્મિક વિકાસનો. આમાં નાનપણની ભોળી કર્મકાણ્ડી પૂજા, તહેવારો, ઉત્સવો, ઉપવાસ, યાત્રાઓ વગેરે બધું આવી જાય છે. ત્યાર પછી આવ્યો બુદ્ધિવાદનો કાળ. ચારિત્ર્યનો આગ્રહ રાખતાં છતાં ધર્મભાવના-નો વિરોધ કરનારો હતો એ કાળ. અને ત્યાર પછી વેદાંત આધારિત ધર્મ-નિષ્ઠાથી પ્રારંભ કરીને, હિમાલયમાં ફરીને ધર્મચિંતન, ધ્યાન આદિ સાધના દ્વારા મેળવેલો ધર્માનુભવ અને એની આખા જીવન ઉપર થતી આધ્યાત્મિક અસર. આ વિભાગમાં સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, રામકૃષ્ણ પરમહંસ, બાબુ ભગવાન-દાસ, અરવિંદ ઘોષ, અને રવીન્દ્રનાથ ઠાકુર આદિ ધર્મપ્રધાન સ્વાતંત્ર્યપ્રેમી તેજસ્વી સાંસ્કૃતિક નેતાઓના વિચાર અને જીવનની અસર એ મુખ્ય ભાગ છે.

## પ્રકરણ બીજું

# ૧. વૈભવ માટે ભગવાનને ધન્યવાદ

# ૨. પૂજામાં રસ

નાનપણનાં સંસ્મરણોમાં બે-ત્રણ અહીં નોંધવાનું મન થાય છે. મારી મા ઘરની નોકરાણીને સાથે લઈને, અથવા એકલી એકલી, દળવા બેઠી અને હું એના ખોળામાં માથું મૂકી પાસેની જમીન ઉપર લાંબા પગ તાણી માના દળવાનાં ગીતો સાંભળું છું એવું ચિત્ર અત્યારે યાદ આવે છે: નોકરાણી સાથે માલિકણ દળવા બેસે એમાં તે વખતે અમને કોઈને કશું લાગતું ન હતું. મોટાપણાનો ખ્યાલ અને 'મધ્યમ વર્ગના લોકો હાથે મહેનત ન કરે' એવી મોટાઈ તે જમાનામાં ઘરોમાં ઘૂસી ન હતી. દળવાની ગતિ સાથે ગીતોનું સંગીત ભળી જતું હતું. એની અસર તળે આડા થઈને સાંભળવાની મજા ન આવત તો એ સંસ્મરણ અત્યાર સુધી ટક્યું ન હોત.

કોક કોક વાર મારી દાદી સાથે શેરીને છેડે હનુમાનના મંદિર સુધી જાઉં. દાદી મંદિરમાં પુરાણ સાંભળવા બેસે. આપણે મંદિરની આસપાસ રમીએ. વચમાં વચમાં મને બૂમ પાડીને દાદી ખાતરી કરી લે કે દૂર ક્યાંય ગયો નથી. એ પણ એટલું જ મજાનું સંસ્મરણ છે.

ત્રીજું સંસ્મરણ મેં આના પહેલાં ક્યાંક લખ્યું છે. સાંજ પડ્યે સરકારી અમલદારની પત્નીઓ બનીઠનીને દેવદર્શન માટે મંદિરે જાય ત્યારે અમે બાળકો પણ સાથે જઈએ. એ મંદિર હનુમાનના મંદિર જેવું નાનકડું નહીં. પુરોહિતો આગળ આવી ભગવાનનો પ્રસાદ અને ચરણતીર્થ આપે. નાનામોટા બધા એ લઈને મોઢા ઉપર ધન્યતા બતાવે. એ તે વખતનું સ્પષ્ટ ચિત્રવાળું સંસ્મરણ.

મેં માને એક વાર પૂછ્યું: "આઈ, તમે મંદિરે જાઓ છો ત્યારે સારાં સારાં ઘરેણાં પહેરીને શા માટે જાઓ છો? અને મંદિરનો રસ્તો ખબર છે પછી પટાવાળાને સાથે લઈ જાઓ છો?"

મારો સવાલ સાંભળી મા પ્રથમ મુક્તકંઠે હસી. પછી એણે કહ્યું, "દત્તુ, જો આપણે સારા ઊંચા પહોળા ઘરમાં રહીએ છીએ. ઘરમાં નોકર-ચાકર છે. આ બધો વૈભવ ભગવાનની કૃપાથી જ આપણને મળ્યો છે. મંદિરે જઈએ છીએ ત્યારે સારાં કપડાં પહેરીએ છીએ, કીમતી ઘરેણાં પહેરીએ છીએ અને ભગવાનને એ બધું બતાવી કહીએ કે 'દેવબાપા, આ બધી તારી કૃપા છે. મજામાં રહીએ છીએ. તેં બાળકો આપ્યાં, સુખસગવડ આપી, વૈભવ આપ્યો એ તારી જ કૃપા છે. ભગવાન, અમારે હાથે ગરીબોનું ભલું થાઓ. બધાના આશીર્વાદ અમે મેળવીએ

અને કોઈ કાળે તને ભૂલીએ નહીં.

પ્રતિષ્ઠા અને વૈભવનું પ્રદર્શન ભગવાન આગળ કરીએ અને ભગવાનનો ઉપકાર માનીએ એવી એવી વાતો કરી માએ પોતાનું સમર્થન કર્યું પણ મારે માટે તો એ જિંદગીની પહેલવહેલી દીક્ષા નીવડી. મંદિરમાં ભેગા થનારા લોકો ભગવાન પાસે જાતજાતની વસ્તુઓ માગે છે. એ બધી વસ્તુઓ મેં સાંભળી હતી. માની વાતમાં ભગવાન પાસેથી માગવાપણું નથી, પણ ભગવાનની કૃપા યાદ કરવાની છે, એકરાર કરવાનો છે એટલો ભેદ ઘણાં વર્ષ પછી મનમાં સ્પષ્ટ થયો, પણ મંદિરે જઈને ભગવાનના ઉપકારનો સ્વીકાર કરવાપણું હોય છે એ વસ્તુ મારા મન પર ઠસી ગઈ.

અમારા ઘરમાં બપોરનું રાંધવાનું કામ મોટે ભાગે મારાં દાદી કરતાં. રાંધેલાં દાળ, ભાત, શાક બધી રસોઈ ભગવાનને નૈવેદ્ય તરીકે અપાતી (એટલે એમાં ડુંગળી કે લસણ ન જ હોય).

મારા પિતાશ્રી નવ વાગ્યાની આસપાસ નાહીને પૂજામાં બેસી જાય. પૂજાની ઓરડીમાં (એને દેવઘર કહેતા હતા) દેવ-દેવીઓની નાનકડી મૂર્તિઓ, શિવજીને સ્થાને લિંગ જેવા ગોળ પથરાઓ (જેને બાણ કહેતા), ગણપતિ માટે લાલ પથરાઓ, સૂર્યનારાયણ માટે સ્ફટિક જેવો પથરો, દેવી માટે સોનામુખી ધાતુનો કકડો વગેરે જાતજાતની વસ્તુઓ રહેતી અને બરાબર વચ્ચે મંગેશ મહારુદ્ર(શિવજી)ને ઠેકાણે લાકડાના આસન પર એક નાળિયેર રહેતું. એની કુદરતી બે આંખો અને મૂછ તળે ઢંકાયેલું મોઢું—એ બધું જોઈ ભગવાનના માથાની કલ્પના આવતી. બે આંખ વચ્ચે સહેજ ઉપરનો ભાગ કપાળ કલ્પી એના ઉપર અમે ચંદનનું તિલક કરતા. એના પર સહેજ કંકુ ભભરાવતા. દૂધ, દહીં, માખણ, ખાંડનું શરબત વગેરેથી મૂર્તિઓને પંચામૃતસ્નાન કરાવતા. મારા પિતાશ્રી વૈદિક મંત્રો બોલતા જાય, કંઠસ્થ કરેલી સંસ્કૃત ભાષાની પૌરાણિક સૂચનાઓ પણ બોલતા જાય અને પૂજા કરતા જાય. મને જનોઈ મળી ન હતી. છતાં પિતાશ્રીની પડખે નાગો બેસી મૂર્તિપૂજામાં હું પિતાશ્રીને મદદ કરતો. મૂર્તિઓને પંચામૃતસ્નાન પછી શુદ્ધોદકનું સ્નાન કરાવવું, પછી શુદ્ધ-પવિત્ર કપડા વતી મૂર્તિઓ લૂછી કાઢવી, એમની પૂજા પૂરી કરી નૈવેદ્ય ચડાવવું ઇત્યાદિ બધાં કામોમાં મારા પિતાશ્રીને હું મદદ કરતો. ઘરમાં હું સૌથી નાનો. મને આમ ભક્તિપૂર્વક ભગવાનની પૂજામાં મદદ કરતો જોઈ નાનામોટા બધા જ મારી કદર કરતા. કદરના એ શબ્દો સાંભળી હું રાજી થતો. માતાજી કહેતાં હતાં, "આના મોટા ભાઈઓ નિશાળે જઈ નાસ્તિક થવા માંડ્યા છે. આપણો નાનો દત્તુ કેટલી સરસ પૂજા કરે છે! આગળ જતાં શું કરશે કોણ જાણે!"

પૂજા પછી પૂજાના નાળિયેરની આંખોમાં હું જોતો કે ભગવાન મારી પૂજાથી પ્રસન્ન છે કે નહીં? કોણ જાણે શી રીતે ઘણી વાર તો નાળિયેરની આંખોમાં

છાપ પડતાં અને પછી હું આખા દિવસની વાતો યાદ કરી શું ખોટું કર્યું, શું બગ ચું એનો વિચાર બાળબુદ્ધિ પ્રમાણે કરતો.

તે વખતે આ તો બાળમાનસની રમત જેવું લાગતું. આજે જોઉં છું કે અંતર્મુખ થઈ પોતાની જાતનાં આચરણો અને વિચારો ઉપર ધર્મબુદ્ધિ ચલાવી આત્મપરીક્ષણ કરવાની આ એક પ્રકારની સાધનાનો પ્રારંભ જ હતો.

મારા છેક નાનપણમાં નવીસવી રેલવે શરૂ થઈ હતી. તે પહેલાં બળદગાડીમાં સાતારાથી બેલગામ સુધી અમે ગયેલા અને રસ્તામાં એક નદીને કિનારે બપોરનું રાંધવા અમે થોભેલા. એટલામાં બાએ કહ્યું કે "જુઓ, આ નદીના પ્રવાહમાં કેટલા બધા પરપોટા પેદા થાય છે અને તણાય છે. આ નદી માસિક ધર્મમાં છે એટલે એનું પાણી હમણાં ન પિવાય, ન રાંધવા માટે લેવાય. એક પડાવ આગળ જઈ ત્યાં રાંધીશું અને ખાઈશું."

બાળમાનસ આમાં શું સમજે? નદીનું પાણી બગડ્યું છે એટલું હું સમજ્યો. મોટો થયા પછી એ જૂનો પ્રસંગ યાદ કરી મનમાં શંકા આવી: 'નદીમાં પણ માસિક ધર્મ હોતો હશે?' નદીનું પાણી બગડ્યું હોય તે ન વપરાય એ સમજાય એવી વાત હતી. પણ માણસજાતના બાલ્યકાળમાં બુદ્ધિ કરતાં કલ્પનાશક્તિ વધારે કામ કરે છે અને એમાંથી કેટલીયે ધર્મભાવના જાગે છે. મૂળમાં હોય છે એ લોકધર્મની ભાવના. પાછળથી લોકો એને મારીમચડીને પણ શાસ્ત્રનો આધાર ગમેતેમ બેસાડી દે છે એટલું જ.

રેલગાડી નવીસવી હતી ત્યારે કેટલાક લોકો ઍંજિન ઉપર ફૂલ ચઢાવતા, કેટલાક લોકો નાળિયેર વધેરતા અને કેટલાક લોકો રેલના ડબ્બામાં ગમેતેવા લોકો બેસે છે એ કારણે ટ્રેનમાં ખાતા ન હતા. બાંબુની કે નેતરની 'સાંબળી' (પેટી)માં ખાવાનું રાખી, ઊનનું અબોટિયું એના ઉપર લપેટીને એ સાથે રાખતા. સ્ટેશન આવે એટલે નીચે ઊતરીને જમીન પર બેસી ખાય. નળનું પાણી પીએ અને ફરી ડબ્બામાં બેસી જાય. એ જમાનામાં રેલવેના ડબ્બામાં શૌચ જવાની સગવડ ન મળે. સ્ટેશન આવે એટલે લોકો નીચે ઊતરીને શૌચ જાય. એ પરિસ્થિતિનું વર્ણન ન કરવું સારું.

રેલમુસાફરીની એક વસ્તુ નોંધવા જેવી છે. આજે બધા જ ડબ્બા એકસરખા રંગના હોય છે. પહેલો, બીજો કે ત્રીજો વર્ગ આંકડા પરથી ઓળખાય છે. અમારા નાનપણમાં એવું ન હતું. ફર્સ્ટ ક્લાસના ડબ્બા બિલકુલ ધોળા. એમાં ફક્ત ગોરા લોકો જ મુસાફરી કરે (અને હિંમતવાળા દેશી રાજકુટુંબી લોકો પણ બેસે).

બહુ જ ઊંચા સ્થાન પરના દેશી અમલદારો, જમીનદાર વગેરે જૂજ લોકો સેકંડ ક્લાસમાં જાય. થોડા અંગ્રેજો અને યુરેશિયન (આજે એમને ઍંગ્લો-ઇન્ડિયન કહે છે) પણ સેકંડ ક્લાસમાં ખરા. બાકી બધા ત્રીજા વર્ગના ડબ્બામાં, આજની

પેઠે કથ્થઈ રંગના, જેને લોકો લાલ રંગના કહેતા.

આગળ જતાં જ્યારે લોકો યુરોપિયનો ઉપર ચિડાઈને એમને હેરાન કરવાની હિંમત સુધી સહેજ પહોંચી ગયા ત્યારે ગોરા લોકોને ડર પેસી ગયો કે અમારા ડબ્બા ઉપર જ હુમલો થશે, ગોળી ચાલશે કે બૉંબ ફેંકાશે માટે ત્રણે વર્ગના ડબ્બાના રંગ અલગ અલગ ન જ રાખીએ. આમ સલામતીની દૃષ્ટિએ રેલવેની ટ્રેનમાં 'વર્ણભેદ' નીકળી ગયો અને સમાનતા દાખલ થઈ.

## પ્રકરણ ત્રીજું

# ભાઈ-ભાંડુ

અમે છ ભાઈઓ. હું સૌથી નાનો. અમારી વચ્ચે એક બહેન. એ નંબર ત્રણ હતી જે મારા નાનપણમાં જ ગુજરી ગઈ. એ આક્કા વિશે મેં લખ્યું છે ('સ્મરણયાત્રા'માં એ પ્રકરણ વાંચી નરસિંહરાવ દિવેટિયા મને કહે, 'તમારા આક્કા વિશે વાંચી મારી આંખમાં પાણી આવી ગયાં!').

પાંચે ભાઈઓ વિશે થોડું થોડું સ્મરણયાત્રામાં લખ્યું છે એટલે આહીં કશું ન લખું પણ એક વસ્તુનો આહીં ઉલ્લેખ કર્યે જ છૂટકો. મારો ચોથો ભાઈ કેશુ સ્વભાવે ઉગ્ર. પ્રેમથી મને અપનાવે પણ ખરો અને ચિડાય ત્યારે ચૂંટી ખણે અને માર પણ મારે. એનો સ્વભાવ હું જાણું અને એના પ્રત્યે નિષ્ઠા કેળવવામાં ધન્યતા-નો અનુભવ કરું. મારા સ્વભાવની આ ખાસિયતનું રહસ્ય હું હજી સમજી શક્યો નથી. ભાઉ પ્રત્યે નિષ્ઠા જાળવવા પિતા પ્રત્યેની પુત્રની નિષ્ઠા પણ મેં ઘણી વાર કોરે મૂકી છે. ભાઉ પાસેથી મને કાંઈ પણ ખાસ મળ્યું હોય એનું મને ભાન પણ નથી. કેવળ શુદ્ધ નિષ્કામ નિષ્ઠા હતી એ.

ચર્ચા કરવામાં મોટાભાઈ વિશેષ રસ ધરાવે. એ સંસ્કૃત સાહિત્યના રસિયા, પણ અમારા ઘરમાં વેદાન્ત દાખલ કરનાર મારા બીજા ભાઈ આણ્ણા. વેદાન્ત વાંચે ઘણું. એ અતિવાચનથી જ વેદાન્તની અસરમાંથી એ મુક્ત થયેલા ગણાય. વ્યવહાર બરાબર જાણે. બી.એ. થઈને નોકરીમાં ઊતર્યા. ઠીકઠીક કમાયા. પિતાથી અને ઘરથી અલગ થવા જેટલી વ્યવહારી સ્વાર્થબુદ્ધિ પણ એમનામાં હતી.

મારે આત્મકથામાં માબાપ વિશે કાંઈક લખવું જ જોઈએ. સ્મરણયાત્રામાં જે લખ્યું છે એ જ આહીં ટૂંકાવીશ.

મારી મામાં સામાજિકતા વધારે. ઘરમાં આવનાર અતિથિ-અભ્યાગતોને ખવ-ડાવવા, ઘરમાં આવેલી વહુઓને દીકરીની પેઠે રાખવી અને એને અંગે સમાજના લોકોને મોઢે, ખાસ કરીને ન્યાતના લોકોને મોઢે, પોતાનાં વખાણ સાંભળવાં એ એનો સૌથી મોટો આનંદ. અને લોકો પણ કેવા! મારી માની એ નબળાઈ

ઓળખી ટીકા કરવા જેવું કાંઈક શોધી કાઢે——કેવળ ચીડવવાના હેતુથી. અને આવું કાંઈક સાંભળે એટલે મા દુ:ખી થાય.

પિતાશ્રી પોતાના કુટુંબ બહાર કશામાં રસ ન ધરાવે. ભોજન પછી પાનનું બીડું તૈયાર કરી આપીએ તો ઉતાવળે ગજવામાં મૂકે અને ખાવાનું ભૂલી જાય. મારાથી સહેજ મોટોભાઈ ગોવિંદ નાનપણમાં માંદો રહે એટલે એ માને પડખે સૂવે અને હું પિતાજીની પથારીમાં એમની પીઠ તરફ મારી પીઠ કરીને સૂઈ જાઉં.

દીકરાનો મુખ્ય ધર્મ માબાપની સેવા. એ નાનપણથી જાણતો હોવાથી એ બંનેની સેવા કરવામાં હું અખંડ આનંદ અને ધન્યતા અનુભવતો. એ કારણે અને હું સૌથી નાનો એ કારણે પણ માબાપ—બંનેનો—મને ખૂબ પ્રેમ મળતો. પિતાને વહાલના શબ્દો બોલવાની ટેવ નહીં. એટલે શાબ્દિક પ્રેમની મને ટેવ જ નહીં. પિતાનો સહવાસ સૌથી વધારે મને મળેલો. આગળ જતાં પિતાશ્રી પોતાના સુખ-દુ:ખની બધી વાતો કશા સંકોચ વગર મારી આગળ કરતા હતા અને જ્યારે હું મોટો થયો ત્યારે મારી સલાહ પણ લેતા હતા. એ ધન્યતાને કારણે મને અસાધારણ પોષણ મળતું.

મારા ભાઈઓ ભણતર માટે પૂના જઈ રહેલા. થોડા દિવસ મારી મા પણ પોતાની વહુઓને લઈને એ દીકરાઓ માટે પૂના જઈ રહ્યાં હતાં (ત્યારે હું પણ ત્યાં હતો. એ દિવસોમાં હું મોટાભાઈ અણ્ણાની પથારીમાં સૂતો હતો. માની હૂંફ મને મળ્યાનું યાદ આવતું જ નથી).

નોકરીને કારણે પિતાશ્રીને નવે નવે ઠેકાણે રહેવું પડતું ત્યારે માબાપ સાથે હું એકલો જ. નવે ઠેકાણે ગયા તો ત્યાં માની સેવા હું જ કરું. માને નવડાવતાં અને એના વાળ ઓળતાં મને બરાબર આવડે. ઘણી વાર મા કહે, “દત્તુ મારો દીકરો નથી પણ દીકરી છે” (રોજ માના હાથપગ અને મોઢું જ જોઉં. એના પર આખા જન્મારાના સૂરજના પ્રકાશની અસર એટલે એ ચહેરો ઘઉંવર્ણો ગણાય. એક વાર માને નવડાવતાં એની ઉઘાડી પીઠ મેં જોઈ અને સહજભાવે હું બોલી ગયો, “आई, तु किती गोरीआहेस ग !” મા ખૂબ હસી. એનું કાંઈ નહીં. પણ જ્યારે મળવા આવનાર બહેનો આગળ પણ એ વાત આઈ કરે ત્યારે હું ખૂબ શરમાઈ જતો. એક વાર બોલ્યો-તે બોલ્યો. ફરી કોઈ વાર આવા શબ્દો મારા મોઢામાંથી નીકળ્યા નથી).

ઘરમાં હું સૌથી નાનો ખરો. પણ જેમ મા અને પિતાશ્રી પોતાની લાગણીઓ મારી આગળ મોકળે મને વ્યક્ત કરે, મારો અભિપ્રાય પૂછે તેમ જ મારી ઉંમર સહેજસાજ વધતાં ભાઈઓ અને ભાભીઓ પણ પોતપોતાના સુખદુ:ખની અને અનુભવની વાતો મારી આગળ કરે અને મારા અભિપ્રાયની ચર્ચામાં પણ ઊતરે. પરિણામે સામાન્ય સંસ્કારી હિંદુ ઘરોના અંદરના વાયુમંડળથી અને એમાં ઊઠતા સવાલો સાથે હું ઉત્તમ રીતે પરિચિત થયો. હિંદુ આદર્શો અને હિંદુ ઘરની વસ્તુસ્થિતિ

બંનેના ઉત્કટ અનુભવને કારણે સમાજવિજ્ઞાનના શાસ્ત્રમાં આગળ જતાં મારો સહેજે અને ઉત્તમ પ્રવેશ થયો.

મેં કહ્યું જ છે કે નાનપણમાં પિતાશ્રી સાથે રાજ્યોની રાજધાનીઓમાં રહી શક્યો અને ત્યાંનું રાજદરબારનું વાતાવરણ, રાજ્ય ચલાવવાની પદ્ધતિ, રાજાઓ વિશે પ્રજાના મનમાં કેળવાયેલી મધ્યકાલીન રાજભક્તિ અને આખા વાતાવરણમાં ગરીબોની દુર્દશા અને છતાં સમાજમાં કોઈ પણ ઠેકાણે અસંતોષ કે અસમાધાન નહીં–એ બધું દેશદર્શન ઊંડું હતું, નક્કર હતું. પણ એને વિશે તે વખતે ચિંતન થયેલું નહીં. પણ આગળ જતાં જ્યારે સ્વતંત્રતા, સમતા અને બંધુતાના ફ્રેંચ આદર્શનો પરિચય થયો ત્યારે આપણી સંસ્કૃતિની મધ્યકાલીન સુંદરતા પણ હું સમજી શકું, મધ્યકાલીન સંસ્કૃતિની કદર પણ હું કરું, અને સાથે સાથે ગરીબોની હાડમારી કરતાંયે વિશેષ એમની અપમાનાસ્પદ સ્થિતિ વિશે હું ચીડ પણ કેળવું–એ બધા માટે મને મસાલો પૂરો પાડ્યો પિતાશ્રી સાથેની દેશી રાજ્યોની એ મુસાફરીએ.

અને એ અનુભવની બીજી એક અસર થઈ તે મારે માટે પણ આશ્ચર્યજનક હતી. એનો ઉલ્લેખ અહીં ન કરું તો ન ચાલે.

દેશી રાજ્યોમાં રાજાઓનું જીવન મોટે ભાગે વિલાસી. કોક કોક ઠેકાણે રાજા પોતાની રાણીની પ્રતિષ્ઠા ખૂબ સાચવે, એમના પ્રત્યે આદર બતાવે, રાજદરબારમાંથી એમને મળતી સગવડો અને પ્રતિષ્ઠામાં ઊણપ આવવા દે નહીં અને છતાં રાણીને પતિપ્રેમથી વંચિત રહેવું પડે અને તુચ્છ દાસીઓને અથવા ચારિત્ર્યહીન સ્ત્રીઓને રાજાના હૃદયનો કબજો મળે એ જાતની વાતો કોક વખતે સંભળાય ત્યારે ઘણું દુઃખ થતું.

રાજદરબારમાં જૂની તમામ કળાઓની કદર થાય, કળાકારોને પ્રોત્સાહન મળે, દરબારમાં એમનું સ્થાન સ્થિર હોય એ બધું ગમતું. પણ કળારસિકતા સાથે અણછાજતી વિલાસિતા ભળી જતી ત્યારે મન અસ્વસ્થ થતું. આ સ્થિતિ કેમ સુધારાય એના વિચારો પણ મનમાં આવતા.

દેશી રાજ્યોમાં માનીતા મહેમાનોની સરભરા પણ ઠીક ઠીક થાય છે. એક ઠેકાણે અમે ગયા તો ઘરનાં વાસણકૂસણ માંજવા માટે દરબાર તરફથી એક દાસી નીમવામાં આવી હતી. તે આવી ચડી. એનો પોશાક અને નખરાં જોઈને મારી માએ એને જોતાંવેંત હાંકી કાઢી, અને દરબારમાં કહેવડાવ્યું કે અમારે આવા કોઈ નોકરની જરૂર નથી. મને મજા પડી. દરબારનાં જુદાં જુદાં ખાતાંઓમાં એ વસ્તુની થોડી ચર્ચા પણ મેં સાંભળી. એ લોકો આપસમાં કહે, "આવેલા આ અમલદાર નોખા જ. બધા જેવા નથી." લાંચરુશવતની વાત તો મારા પિતાશ્રી આગળ કરવાની કોઈ હિંમત ન કરે. સામાન્ય મહેમાનગીરી સ્વીકારવાને પિતાશ્રીને વાંધો ન હતો. પણ બધી રીતે કડક દૃષ્ટિ રાખી અણછાજતું કશું પાસે આવવા દે નહીં. મારો એક શોખ પિતાશ્રીએ ચાલવા દીધો ખરો. રોજ સાંજે ફરવા જવા માટે દરબારથી

એક ઘોડાગાડી આવતી. દરબારનો કોઈ કારકુન સાથે એમ રાજધાનીમાં અને એની આસપાસ સારાં સારાં સ્થળો જોવા માટે ખૂબ રખડીએ. એક ઠેકાણે ઘોડા જરા તેજસ્વી. તોફાન કરે. એટલે ખાનગી કારભારીએ માફી માગી. કહેવડાવ્યું, "કાલે સારા ઘોડા આવશે." મેં કહેવડાવ્યું, "ના, આ તોફાની ઘોડા જ મને પસંદ આવ્યા છે." શું કરે બિચારા! માની ગયા. ઘોડાઓ ગમે ત્યારે પાછળને પગે ગાડીને લાતો મારે. શહેર બહાર ગયા કે જોરથી દોડે. કોક કોક વાર ગાડી રિપૅર માટે કારખાનામાં મોકલવી પડે પણ મેં તો એના એ જ ઘોડા પસંદ કર્યા (આજે આ લખતી વખતે તે દિવસના મારા શોખથી શરમાઉં છું——ખાસ કરીને ગાડી-રિપૅરમાં ખર્ચ થતો હતો તે કારણે).

આ બધું લખ્યા પછી મુખ્ય વાત પર આવું.

છેક નાનપણમાં ઘરમાં પિતાશ્રી કુલદેવની રીતસરની પૂજા કરે. મંદિરોમાં પણ ભગવાનની રીતસરની પૂજા થાય. ત્યાં પંચપકવાનનું નૈવેદ્ય, સંગીત, નૃત્ય,'કથા-કીર્તન એ બધું જોઈ મારી ધાર્મિકતાને પોષણ મળતું. પૂજ્ય વ્યક્તિઓની સરભરા કરીએ તેવી રીતે ભગવાનની પૂજા કરીએ. એમાં મારી ધાર્મિકતા પોષાતી હતી. પણ જ્યારે દેશી રાજ્યોના દરબારોમાં વાતાવરણ જોયું ત્યારે ત્યાંની કલાવિલાસિતા અને ખુશામદ જોઈને મંદિરોની પૂજા વિશે જૂનો ભક્તિભાવ ટક્યો નહીં. દેવો પણ વિલાસી રાજાઓ જેવા જ. દેવીઓ સાથે મોજ માણે એ વસ્તુ મને કઠવા લાગી.

પછી હું વિચાર કરવા લાગ્યો કે આપણે ભગવાનનું ધ્યાન કરીએ એ સમજાય એવી વાત, પણ પૂજા શા માટે કરીએ? ભગવાનને પરસેવો થતો નથી, નવડા-વવાની શી જરૂર? પૂજારીને પંચપકવાન ખાવાં હોય તો ભલે ખાય, ભગવાન આગળ શા માટે ધરીએ? એટલે હવે હું ધ્યાન સુધી જવા તૈયાર છું. ધ્યાન માટે મૂર્તિ કે છબી જોઈએ જ એવું નથી. અલબત્ત, એની ઉપયોગિતા અમુક લોકો માટે માન્ય કરાય. પણ પૂજા તો હવે મને બાળકોની રમત જેવી લાગે છે. દેશી રાજાઓના રાજદરબારમાંનું વાતાવરણ જોયા પછી નવા વિચારોનો પ્રારંભ થયો. ત્યાર પછીના વિચારો સ્વતંત્ર છે, પણ પ્રારંભની વાત અહીં નોંધવા જેવી લાગી ખરી.

## પ્રકરણ ચોથું

# ભણવામાં રસ, પણ ખંત નહીં—કારણ

હવે મારી કેળવણી વિશે થોડુંક લખવું જોઈએ.

સામાન્ય રીતે છોકરાઓને જ્યારે નિશાળે મૂકીએ છીએ ત્યારે તેઓ ભણે છે, નામના મેળવવાની દૃષ્ટિએ. સારા માર્ક્સ મળે, પરીક્ષા પાસ થાય, નીચલા ધોરણ-માંથી ઉપલા ધોરણમાં જઈને બેસાય. પોતાની પ્રગતિ જોઈ સગાંવહાલાંઓ અને ઇષ્ટ મિત્રો રાજી થાય અને વખાણ કરે. એ બધા પ્રોત્સાહનથી વિદ્યાર્થીઓ એ

ઉંમરમાં ભણવા પ્રેરાય છે.

આ બધી વસ્તુઓની મારા મન પર અસર થતી ન હતી એમ નથી. પણ મોટે ભાગે હું બેદરકાર જ રહેતો હતો. ઘેર ભણતો હતો. અધ્યાપકો ઘેર કરવાનું કામ સોંપે તે રીતસર કરી જ જતો. છતાં મારું ભણતર મોટે ભાગે અધ્યાપકો વર્ગમાં જે ભણાવે તે રસપૂર્વક સાંભળવામાં પૂરું થતું. એમાં મને મજા આવતી. એ જ રીતે ગણિતના દાખલાઓ પણ મને ગણિતાનંદ આપતા. એ જ મારું ભણતરનું કારણ.

એક વાર ભાઈએ પૂછ્યું કે ધારો કે તને ગણિતમાં રસ ન પડે. પરિણામે તમે ગણિતમાં નાપાસ થાઓ અને તમારું એક વર્ષ બગડે તો શું કરશો? મેં કહ્યું: 'તો ઘેર બેસી જઈશ. કોણે કહ્યું કે ભણવું જ જોઈએ? રસ પડે છે એટલે ભણું છું.'

અને તેથી જ કોઈ કાળે મેં કલાસ મળે, સ્કૉલરશિપ મળે અથવા સ્કૉલર તરીકે નામના થાય એની ઇચ્છા કરી નહીં.

(પરીક્ષા નજીક આવે એટલે ગણિત જેવો રુક્ષ વિષય પણ હાથમાં લઈને એમાં રસ કેળવું અને જેમતેમ પાસ થઈ જાઉં. ગણિત વિશે મારી મુશ્કેલી જરાયે નહોતી. ભાષા અને ગણિત બંનેમાં મને રસ પડતો. કૉલેજમાં પહેલે વર્ષે રોમન ઇતિહાસમાં રસ ન પડયો એટલે અગિયાર મહિના એ વિષયને અડયો જ નહીં. અને પ્રોફેસરનાં વ્યાખ્યાનો પણ મોટે ભાગે ટાળ્યાં હતાં. છેલ્લે વિચાર આવ્યો કે એક વર્ષ ખાઈએ એમાં મજા શી? રોમન ઇતિહાસ તો રોમન ઇતિહાસ. વાંચી કાઢીએ. એનો પ્રારંભ કર્યો પરાણે. પણ એમાં અંતે રસ પડવા લાગ્યો. આખો ઇતિહાસ વાંચી કાઢયો. પરીક્ષામાં ૩૩% માર્ક્સ મળ્યા હશે. (કેમ કે હું પાસ થયો હતો.) ત્યાર પછી ઘણે વર્ષે રોમન લૉ વાંચવો પડયો. ત્યારે રોમન ઇતિહાસ પણ મજા ખાતર ફરી વાંચ્યો. આજે માનું છું કે એ ઇતિહાસ વગર મારી કેળવણી અધૂરી રહેત.

જેને પરીક્ષાની પડી નથી, ડિગ્રી મળે કે ન મળે, જેને સરખું જ, રસ પડે છે એટલા માટે જ ભણવાનું, એને જેવા સંસ્કારો મળે છે તેવા સંસ્કારો મેળવી મેં કૉલેજની કેળવણી પૂરી કરી. ઈશ્વરે મારામાં વિદ્યાના અધ્યયનની અભિરુચિ પૂરેપૂરી મૂકેલી છે. ધારું તો લોકોત્તર વિદ્વાન થઈ શકું છું. પણ મને એવું સૂઝે જ નહીં. બધા જ વિષયોમાં રસ, પણ તે જીવનપૂરતો. અને જીવનનો રસ તે આત્માનંદ પૂરતો. પરિણામે હું પોતાને બહુશ્રુત કહી શકું. વિદ્વાન નહીં. જોકે વિદ્વાન થવાની યોગ્યતા મારામાં પૂરતી હતી.

આ જ કારણે ગાંધીજીના આશ્રમનો જીવનરસ મેં પૂરતો મેળવ્યો. આશ્રમના આદર્શો પૂરા હૃદયથી મેં મારામાં ઊગવા દીધા. પણ સમાજમાં એક મોટા આશ્રમવાસી નેતા તરીકે જાહેર થવાની મને જરાયે ઇચ્છા નહીં. મારી પદ્ધતિએ મને પોતાને સંપૂર્ણ સંતોષ મળ્યો. એટલે મારામાં કશો ખરખરો નથી. સમાજ આગળ હું પ્રથમ કોટિના સાધક તરીકે મશહૂર ન થયો. એની મને પરવા નથી. પણ આદર્શ

આશ્રમવાસી જે આંતરિક ઉન્નતિ મેળવે છે તે મને મળી છે એનું સમાધાન મારે માટે બસ છે. પછી ભલે મને લોકો અલ્પસંતોષી ગણે. હું અલ્પસંતોષી નથી એટલો આત્મવિશ્વાસ મારે માટે બસ છે.

## પ્રકરણ પાંચમું

# કેળવણી દ્વારા ક્રાંતિની તૈયારી

અંગ્રેજોના રાજ્ય તળે રહેવું એ નામોશીભરેલું છે. એ રાજ તોડી સ્વતંત્ર થવું જ છે એ જાતના વિચારો છેક નાનપણથી અમ નાના ત્રણ ભાઈઓમાં અનેક વાર ચર્ચાતા. એ ક્યાંથી આવ્યા એ શોધવા પ્રયત્ન કરું છું પણ એ વિચારનો ઉદ્‌ગમ જડતો નથી.

પિતાશ્રી પાસેથી એ વિચાર અમને મળ્યો ન હતો. એની ખાતરી છે. તેમણે દેશનો ઈતિહાસ કોઈ કાળે વાંચ્યો હોય એમ નથી લાગતું. નોકરી શરૂ કરી ત્યારથી એક સર્વસામાન્ય વિચાર આપણી સંસ્કૃતિમાં બધે ફેલાયેલો એની અસર હું જોઉં છું. જેની નોકરી કરીએ છીએ તેના પ્રત્યે વફાદાર રહેવું જ જોઈએ એ વિચાર પિતાશ્રીમાં હું સ્પષ્ટ જોતો હતો. અંગ્રેજ લોકો વિદેશી છે. એમનો વંશ નોખો, ધર્મ નોખો, એમને અહીં રાજ કરવાનો અધિકાર શો? એવા વિચારો સમાજમાં સંભળાતા. એ વિચારોનો વિરોધ પણ કોઈ કરતું ન હતું. એ વિચારો હવામાં હતા, સ્વાભાવિક લાગતા હતા પણ એ સ્વીકારવા જોઈએ, અંગ્રેજોનું રાજ્ય હઠાવવા. કાંઈ કરવું જોઈએ એવું સમાજનું વાતાવરણ હતું જ નહીં. હું જન્મ્યો ત્યારે સન ૧૮૫૭ની પ્રવૃત્તિ અને એની હારને ત્રીસ વર્ષ પણ થયાં ન હતાં. છતાં અંગ્રેજોનું રાજ્ય કાયમી છે અને લોકોને એ સદી ગયું છે એવા જ વિચારો હવામાં હતા. સગાવહાલાને મોઢે રાજ્યકર્તાઓ વિદેશી છે, વિધર્મી છે, ધાર્યું કરવાના જ. આપણું હિત એમના મનમાં ક્યાંથી હોય એવા વિચારો લોકો બોલે જરૂર. એ જાતની પ્રવૃત્તિ કરવાનું લોકોનું મન ક્યાંય દેખાતું ન હતું. મોટાભાઈઓને મોઢે પણ સ્વતંત્રતાના વિચારો સાંભળ્યા ન હતા. નિશાળે જવું, કેળવણી મેળવવી તો જ નોકરી મળી શકવાની છે અને જીવવા માટે માણસ કાં તો ખેતી કરે, વેપાર કરે અથવા નોકરી કરે એથી વિશેષ વિચાર કોઈ ઠેકાણેથી સાંભળવા મળવાના ન હતા.

આવા વાતાવરણમાં કોણ જાણે ક્યાંથી અમે ઘરના ત્રણેક જણા પોતે સભામાં બેઠા છીએ એમ માની અંગ્રેજ સરકારનું રાજ તોડવું જ જોઈએ એ જાતના વિચારો આપસમાં બોલતા. એટલે જ આશ્ચર્ય થાય છે કે એ વિચાર ભેજામાં આવ્યો જ ક્યાંથી?

સમાજમાં ન્યાતો ઘણી. આપણી ન્યાત નોખી. બીજી ન્યાતોને જાણે સમાજ જ

નોખો. એમને ત્યાં જવાનું જ નહીં. ખાવાપીવાનું નહીં. જેવો જ્ઞાતિભેદ તેવો જ ધર્મભેદ. મુસલમાનોની પણ એક ન્યાત છે. ગોરાઓ પાછળ પાછળ જનારા દેશી ટોપડાઓ પણ એક અલગ ન્યાત છે. એટલું તો આપણે જાણીએ. વિશેષ ભેદ ધ્યાનમાં લેવાની જરૂર જ ન હતી.

આવી હાલતમાં રાજ વિદેશીઓનું છે એની ચીડ કોઈનામાં દેખાતી ન હતી. અમે અંગ્રેજો સામે ગુપ્ત સંસ્થા ચલાવવી જોઈએ, લોકોમાં અસંતોષ ફેલાવવો જોઈએ એમ પણ માનતા હતા. એની ચર્ચા કરતા હતા. પણ એ બધા ઓઢેલા વિચારો. અંદરખાનેથી અંગ્રેજોનું રાજ્ય દેશ પર હોવું એ મોટું અપમાન છે એમ પણ અમને અંદરથી અસહ્ય થતું ન હતું.

એ વિચાર કૉલેજમાં ગયા પછી પૂનાના વાતાવરણમાં પહેલી વાર જીવતા થયા એમ લાગે છે. ત્યાં સુધી ભણીને સરકારી નોકરી મેળવવી એ એક જ વિચાર સાર્વભૌમ હતો. ખેર, કૉલેજના દિવસોમાં પહેલવહેલો વિચાર જડ પકડી શક્યો તે કૉંગ્રેસ વિરોધી હતો. કૉંગ્રેસમાં ભલે દેશભક્તો હોય પણ 'અંગ્રેજોનું રાજ આપણા ભલા માટે ઈશ્વરની ઈચ્છાથી અહીં આવ્યું છે એ લોકો સાથે દલીલો કરી પ્રજા માટે વધારે અધિકારો મેળવવા જરૂરી છે.' અંગ્રેજોમાંથી સારા સારા લોકો પણ માને છે કે અહીંના લોકોને અંગ્રેજીરાજ પ્રિય છે. પણ રાજનાં સરકારી કામોથી લોકોને અંગ્રેજીરાજ પ્રિય છે. પણ રાજનાં સરકારી કામોથી લોકોને જે થોડો અસંતોષ છે તે દૂર કરીએ, એમને સારી સારી નોકરી આપીએ તો બધું સારી રીતે ચાલશે એમ માનનારા અંગ્રેજો છે. તેમની મદદથી લોકો માટે વધારે અધિકાર મેળવવા જોઈએ અને એને માટે અંગ્રેજોને આપણી વફાદારીની ખાતરી કરાવવી જોઈએ એ જાતના વિચારો ઊગતા નથી. અંગ્રેજી રાજ્ય હઠાવવા માટે પ્રજામાં અસંતોષ ફેલાવવો જોઈએ તે કામ મુખ્ય છે એમ માનનારા પક્ષમાં હું ભળી ગયો હતો. અને તેથી કૉંગ્રેસનો વિરોધ કરવો એ અમારું મુખ્ય કામ હતું.

શું કરવું જોઈએ એની યોજના જાહેર રીતે ચર્ચાતી નહીં. લડવું જોઈએ, લડાઈની તૈયારી કરવી જોઈએ એટલું જ કહેનારા લોકો પણ મોટા દેશભક્ત ગણાતા. સમાજમાં રાજનીતિ પરત્વે એક પક્ષને જહાલ અને બીજા પક્ષને મવાળ કહેતા. જહાલ પક્ષના નેતા લોકમાન્ય ટિળક. એમની રાજનીતિ મને પસંદ હતી, પણ સમાજનીતિ જરાયે નહીં. નરમ પક્ષના લોકો સમાજસુધારાનો પ્રચાર કરતા હતા. એનું મહત્ત્વ મારે ગળે ઊતરેલું. સમાજસુધારા વગર આખો સમાજ એક થવાનો નથી, એનામાં તેજસ્વિતા આવવાની નથી એ વિચારનો જોરથી પ્રચાર કરવા લાગ્યો.

અને લોકમાન્ય ટિળક અંગ્રેજી રાજ્ય સામે અસંતોષ ફેલાવવાનું કામ સરસ કરે છે પણ સ્વાતંત્ર્યનો પ્રચાર જોરથી કરતા નથી. લડાઈનું તો નામ પણ લેતા નથી એ અસંતોષ એમની સામે હતો.

તેથી હું નાશિકના સાવરકરની ગુપ્ત સંસ્થામાં દાખલ થયો.

પણ ત્યાં ગુપ્તતા કશી મળે નહીં. કેવળ વિચાર ફેલાવવાનું જ કામ. બહુ બહુ તો થોડી પિસ્તોલો અને રિવૉલ્વરો મેળવી બે-ચાર અંગ્રેજોનાં ખૂન કરી શકશે તેથી શું થવાનું? તે વખતથી કહેતો આવ્યો છું, અંગ્રેજ કાયરોની ઓલાદ નથી. બે-ચાર કે પાંચ-દસ અંગ્રેજોનું ખૂન કરવાથી તેઓ વીફરશે. એક બાજુ અનેક રીતે સામાન્ય જનતાને રાજી કરતા જશે. નરમ દળના લોકોને સારી સારી નોકરીઓ આપશે અને રાજદ્વારી ખૂન કરનારા લોકોને નિર્દય રીતે ચગદી નાખશે. આ ઉપરાંત આખું જાહેરજીવન દબાવવા માટે આકરાં પગલાં ભરશે. એને કારણે અંગ્રેજો પ્રત્યે અસંતોષ વધવાને બદલે તોફાન કરનારા અને અંગ્રેજોને મારી નાખનારા મુઠ્ઠીભર લોકોને કારણે આખા દેશ ઉપર આટલું દબાણ ફેલાયું છે એ વિચારે પ્રજામાં ક્રાંતિકારી દેશભક્તો સામે અણગમો ફેલાશે. દેશકાર્ય માટે પ્રજા જાહેર રીતે નાણાંનીમદદ કરી શકતી નથી. પણ ખાનગી રીતે દેશભક્તોને પૈસા આપવા લોકો રાજી છે. એ વાતાવરણ પણ તૂટી જશે. લોકો આપણને પાસે આવવા પણ ન દે. આપણાથી ડરે. એવું વાતાવરણ ઊભું કરીને આપણને શું મળવાનું છે?

ખરું જોતાં આપણે ગુપ્ત રીતે લડાઈની તૈયારી કરવી જોઈએ. આપણામાંથી કેટલાક લોકો ગુપ્તતા માટે પૈસા મેળવવાના ઉપાય તરીકે સૂચવે છે કે સરકારી ખજાનો લૂંટવો. ધની મારવાડી વગેરે વેપારીઓને પણ લૂંટવા. એમ જો કરવા જઈએ તો લોકોમાં આપણે અપ્રિય થઈ પડીશું. લોકો આપણો હૃદયથી દ્વેષ કરશે. પોલીસોમાં આપણી સામે ફરિયાદ કરશે. પછી લડાઈનું વાતાવરણ ક્યાંથી ઉત્પન્ન થાય? — એ મારી દલીલ રહેતી. અમારામાં મતભેદ વધ્યા. 'જનતામાં વિચાર-પ્રચાર કરવાને બદલે પ્રથમ અમારી ગુપ્ત સંસ્થામાં વિચારશુદ્ધિ અને નિશ્ચિત યોજના તૈયાર કરાવવા પાછળ અને તે અમલમાં મૂકવા પાછળ (શક્તિ) ખર્ચવી જોઈએ' એમ મને લાગતું.

જેલ વહોરી લેવી, ફાંસી જવા તૈયાર થવું, એને માટે તૈયારી હોવી જોઈએ. પણ લોકોને અભયદાન આપવું જ જોઈએ. એવા એવા વિચારો ગુપ્તમંડળના લોકો આગળ હું મૂકતો. પછી તો નાશિકના કલેક્ટર જેક્સનનું ખૂન થયું. બિહારમાં અને બંગાળમાં બૉમ્બનો સ્ફોટ થયો. દેશમાં જે થોડાં ક્રાંતિકારી દળો હતાં તે ઉઘાડાં પડ્યાં. અને અનુભવ થયો કે અમારી તૈયારી નહીં જેવી. અને અંગ્રેજોની તૈયારી ધાર્યા કરતાં હજારગણી વધારે. ત્યારે કરવું શું? એ વિચાર મનને સતાવવા લાગ્યો. અને દેશી રાજ્યમાં રહીને પણ કશું કરાય એમ નથી એવો વિચાર દૃઢ થયા પછી (અને વડોદરાનું રાષ્ટ્રીય શિક્ષણનું અમારું કામ સરકાર તરફથી અશક્ય થવાથી) મેં હિમાલયનો રસ્તો પકડ્યો. તે વખતના વિચારો ટૂંકામાં અહીં કહી દઉં.

૨

કૉલેજમાં દાખલ થતાં પહેલાં ક્રાંતિ પરત્વેના વિચારો કાચા હતા. કૉલેજમાં દાખલ થયા પછી જ સમાન વિચારના લોકો સાથે વિચાર-વિનિમય કરવાની તક મળી. 'આવડી ભવ્ય સંસ્કૃતિના વારસ આપણે વિદેશીઓની ગુલામી કેમ નભાવી

શક્યા અને મુક્ત થવાના પ્રયત્નોમાં અનેક વાર હાર કેમ ખાધી' એવી વિચારણા આપણા લોકો કરતા નથી એવી તકરાર હું અનેક વાર કરતો. અને છતાં સાથીઓના મન પર ધારી અસર થતી નથી એ મારી અકળામણ હતી. મારી વાતોમાં પણ કદાચ દોષ હશે. મારા વિચારો ધીરે ધીરે પાકા થતા ગયા. ખરું જોતાં મારે તે વખતના કાચા વિચારો જ અહીં રજૂ કરવા જોઈએ પણ તે સહેલું નથી. એટલે તે વખનના વિચારોએ, અનુભવે અને ઉત્કટ ચિંતનના પરિણામે જે છેલ્લું રૂપ પકડયું છે તે જ અહીં રજૂ કરીશ. મારે વિકાસનો ક્રમ બતાવવાનો જરાયે આગ્રહ નથી એટલે આવો વ્યુત્ક્રમ દરગુજર થશે એમ માનું છું.

આપણા દેશમાં ચાર વર્ણની વ્યવસ્થાને કારણે દેશનું રક્ષણ અને દેશની રાજ્ય-વ્યવસ્થા ક્ષત્રિય વર્ણને જ સોંપવામાં આવી. પરિણામે બાકીના લોકો આ બાબતમાં ગફલતમાં રહ્યા. રોટીબેટી વ્યવહારની મર્યાદાને કારણે દરેક ન્યાત એક નોખો જ સમાજ છે એવી માન્યતા લોક-માનસમાં રૂઢ થઈ. રાજાઓ હારે અને વિદેશીઓ અહીં આવીને રાજ કરે તો આખા સમાજને એનું વિશેષ માઠું લાગતું નહીં. વિદેશી રાજાઓ તરફથી ધાર્મિક જુલમ થાય ત્યારે જ પ્રજા અકળાતી. ધાર્મિક સ્વતંત્રતા કાયમ રહી તો રાજદ્વારી પરતંત્રતા લોકોને ખાસ કઠતી નહીં. આમ ન હોત તો મુઠ્ઠીભર વિદેશીઓ કરોડોના રાષ્ટ્રને હરાવી ન શકત અને વિદેશીઓનાં રાજયો મજબૂત પણ ન થાત.

આપણે ત્યાં ધર્મજીવન પરત્વેની કેળવણી ઉત્તમ રીતે ખીલેલી હતી. અને જનતામાં એનો પ્રચાર પણ બરાબર થયો હતો.

પણ જૂના ધર્મગ્રંથો પરથી એમ નથી લાગતું કે દેશરક્ષણ પરત્વે અને રાજ્ય-વ્યવસ્થા પરત્વે સામાન્ય પ્રજાને ઉત્તમ કેળવણી મળી હતી. ચાણક્યનું અર્થશાસ્ત્ર, કામંદકીય નીતિશાસ્ત્ર વગેરે ગ્રંથો છે. રામાયણ-મહાભારતમાં પણ રાજશાસન પરત્વે અને પ્રજાધર્મ પરત્વે વિચાર-વિવરણ છે. જે છે તે સરસ છે. છતાં ખાતરી નથી થતી કે દેશની આખી ક્ષત્રિય કોમને દેશરક્ષણ અને દેશશાસન પરત્વે પૂરતી કેળ-વણી મળતી હતી. આ બાબતમાં જે સાહિત્ય છે તે ધર્મને નજર આગળ રાખીને લખેલું જણાય છે.

'વિદેશી આક્રમણ સામે બધા રાજાઓ એકત્ર થઈને લડે, અને આખી પ્રજા પણ ક્ષાત્રધર્મનો સ્વીકાર કરે' એ જાતની શિખામણ ભારપૂર્વક આપેલી દેખાતી નથી. બહાદુરીથી લડવું, શત્રુને પીઠ બતાવવી નહીં વગેરે ઉપદેશ સફળ થતો હતો અને ક્ષત્રિયો પૂરેપૂરા બહાદુર હતા એ તો સ્પષ્ટ છે.

हतो वा प्राप्स्यसि स्वर्गम् जित्वा वा भोक्ष्यसे महीम्। આ જાતની કેળવણીથી આખી ક્ષત્રિય કોમમાં બહાદુરી કેળવાઈ હતી, જે હજી પણ છે. પણ આપણા ક્ષત્રિયોએ વિદેશી રાજાઓનાં રાજ્યો મજબૂત કરવામાં ભાગ લીધો જ છે. (આજે પણ રાજસ્થાનમાં ક્ષત્રિય કોમો યુદ્ધોમાં (અને આપસમાં લડવામાં) બહાદુરી

બતાવે છે. અને એ જ રાજસ્થાનમાં બ્રાહ્મણ, વાણિયા જેવી ન્યાતો જૈન ધર્મની અહિંસાનો ઉત્કર્ષ પણ બતાવે છે.)

હવે આપણે નાની નાની અસંખ્ય ન્યાતોનું બંધારણ તોડી રોટીબેટી વ્યવહારની બિનજરૂરી મર્યાદાઓ ફગાવી દઈ સંસારસુધારામાં આગળ વધવું જોઈએ. 'કેવળ રાજદ્વારી ક્રાંતિ કરીશું અને સામાજિક જીવનમાં રૂઢિવાદી રહીશું' એ જાતની નીતિ ચલાવીએ તો આપણે ક્રાંતિમાં ફાવવાના નથી. આ જાતના વિચારો અમારી ગુપ્ત સંસ્થામાં હું લોકો આગળ મૂકતો હતો.

એ જમાનામાં હિંદુ-મુસ્લિમ એકતાનો સવાલ અમારા મનમાં તીવ્ર થયો ન હતો. શિવાજીના વખતનો મહારાષ્ટ્રનો ઈતિહાસ અભિમાનપૂર્વક વાંચેલો. એટલે 'મુસલમાનો આપણા વિરોધી રહેવાના' એવા વિચારો મનમાં જોર કરતા હતા. પણ તેથી જ હિંદુ, ખ્રિસ્તી, યહૂદી, પારસી વગેરે લોકો સાથે આપણે ભળવું જોઈએ, એમનામાં સ્વરાજ્ય માટે ફના થવાની વૃત્તિ અને એકતા ઉત્પન્ન કરવી જોઈએ. કેવળ હિંદુસંગઠન કરી તમામ ગેરહિંદુ લોકોને દૂર રાખવા એવું આપણું હિંદુસંગઠન આત્મઘાતી છે એ જાતના વિચારો હું ફેલાવતો હતો.

મેં જોયું કે સામાન્ય જનતામાં ઉત્કટ દેશભક્તિની કદર છે. ક્રાંતિકારી લોકોને બનતી મદદ કરી છૂટવી, એમ પણ લોકો ઈચ્છે છે. કોઈ ક્રાંતિકારી દેશભક્ત સંકટમાં સપડાયો હોય તો એને બચાવવા સરકારી નજર એના પર ન પડે એવી રીતે એને સંતાડવા ગમે તે જોખમ ખેડવા અનેક લોકો તૈયાર થાય છે. ગુલામી પ્રત્યે તિરસ્કાર અને આઝાદી પ્રત્યે ઉત્કટ ભક્તિની ભાવનાઓ સેવવા લોકો તૈયાર થાય છે. આટલું હોવા છતાં લોકો વ્યવહાર આગળ નરમ પડે છે. ક્રાંતિકારી લોકો સાથે છડેચોક ભળતાં ડરે છે. અને નિત્ય વ્યવહારમાં ડૂબી જાય છે. સ્વાતંત્ર્ય મેળવવા માટે જે રાષ્ટ્રીય ઉત્થાન જોઈએ છે, લાખો લોકોમાં તેજસ્વિતાનો સંચાર થવાની જરૂર છે, તેનું વાતાવરણ તો તૈયાર થઈ શકે છે, પણ વિદેશી રાજ્ય-વ્યવસ્થાની પકડ ઉથલાવી પાડવા માટે જે રાષ્ટ્રીય તોફાન જરૂરનું છે, તે કાંઈ આપણી ગુપ્ત હિલચાલથી સિદ્ધ થવાનું નથી.

ગુપ્ત હિલચાલ કરનારા 'પોતાને ગુપ્ત રાખવાની સાધના' પણ સાધતા નથી. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે જેટલી તૈયારી જોઈએ છે તેનો હજારમો તો શું લાખમો હિસ્સો આપણે કરી શકયા નથી ત્યારે આગળ કેમ વધાય? એ ચિંતા લગભગ નિરાશાની કોટિએ પહોંચતી હતી. સ્વામી વિવેકાનંદનું વેદાન્ત અને એમનું રામકૃષ્ણ મિશન, ડૉ. ભગવાનદાસનું સર્વધર્મ-અધ્યયન, રવીન્દ્રનાથનું કાવ્યમય જીવન-તત્ત્વજ્ઞાન, લોકમાન્ય ટિળકે આણેલી રાજકીય જાગૃતિ, શ્રી અરવિંદ ઘોષે સાધેલી યૌગિક શક્તિ. આ બધી વસ્તુઓ પ્રેરક અને પ્રોત્સાહક હતી. છતાં આખા રાષ્ટ્રનું તરત ઉત્થાન કરવાની આવશ્યકતાને તોલે આવે એવી કોઈ સંસ્થાગત પ્રવૃત્તિ દેખાતી ન હતી. કોક વખતે નાસીપાસ થઈને હું કહેતો, "રાષ્ટ્રવ્યાપી દૂધનું ક્રાંતિકારી દહીં બનાવવા

માટે જેટલું મેળવણ જોઈએ છે તે તો આપણી પાસે છે. પણ જેનું દહીં કરી શકાય એવું દૂધ જનતામાં દેખી શકાતું નથી એનું શું કરાય? એ ક્યાંથી આણવું એ મારી મૂંઝવણ છે.”

એક જ નાનકડો પણ નિર્ણાયક દાખલો આપી દઉં.

દિલ્હી દરબારને પ્રસંગે સયાજીરાવે સહેજસાજ સ્વાભિમાનનો પરચો બતાવ્યો. એટલાથી એમને દબાવવા બ્રિટિશનીતિ આગળ આવી. થોડું પણ કામ કરી શકાય દેશી રાજ્યોમાં એ લોભે વડોદરામાં ગંગનાથ વિદ્યાલય અમે ચલાવતા હતા. એના નિયામક મંડળમાં ગાયકવાડી રાજ્યના કેટલાક મોટા મોટા અમલદારો હતા. મુખ્ય નેતા તો બૅરિસ્ટર કેશવરાવ દેશપાંડે હતા. એમણે તો નોકરીનું રાજીનામું આપ્યું. પણ બધા ડાયરેક્ટરોએ ગંગનાથ બંધ કરવાનો નિર્ણય કર્યો.

ત્યારે મેં કહ્યું, “તમે બધા ડાયરેક્ટરો ભલે નીકળી જાઓ. સંસ્થાનું નવું મકાન બંધાયું છે તે અમને આપો કે ન આપો – તમારી ઓથ વગર અમે ગંગનાથ વિદ્યાલય ચલાવીશું. સંસ્થાને જિવાડવા જેટલાં નાણાં પ્રજા આપશે. અમે ગંગનાથ બંધ ન કરીએ.”

આટલું જોર તો મેં બતાવ્યું. પણ પ્રજામાં એવી તો ગભરામણ ફેલાઈ હતી કે રામદાસી સેવક અનંતબુવા મર્ઢેકર એ એક જ મારી સાથે રહેવા તૈયાર થયા. બાકી બધા કાર્યકર્તાઓની હિંમત ન ચાલી. મેં કહ્યું ‘બે તો બે, અથવા અઢી શિક્ષકો’ લઈને ગંગનાથ ચલાવીશું. સંસ્થા બંધ શા માટે કરીએ?’

મેં જોર તો કર્યું પણ પરિસ્થિતિ મને ડહાપણ શીખવવા માગતી હતી. ગંગનાથના વિદ્યાર્થીઓમાંથી એક પણ વિદ્યાર્થી વિદ્યાલયમાં રહેવા તૈયાર ન થયો. (કેટલાક વિદ્યાર્થીઓ ઘરના ગરીબ. એમના ખાવાપીવાનો ખર્ચ પણ સંસ્થા આપતી હતી. એમનાં મા-બાપ કે વાલીઓ સરકારી નોકર પણ ન હતાં. છતાં અંગ્રેજ સરકારનું ઉગ્ર વલણ જોઈ, ભલે થોડા વખત માટે, પણ પ્રજા એવી તો હેબતાઈ ગઈ હતી કે ગરીબ વિદ્યાર્થીઓ પણ સંસ્થામાં રહેવા તૈયાર ન થયા. આવા અનુભવને અંતે અમારા વિદ્યાર્થીઓ રાજની સરકારી નિશાળોમાં દાખલ થવા માગે તો એમાં રાજ્ય તરફથી મુશ્કેલી ઉત્પન્ન કરવામાં નહીં આવે એ જાતની વિનંતી કરવા માટે મારે સરકારી વિદ્યાધિકારીને મળવા જવું પડ્યું. આ તો માથાનો ઘા હતો. હું હાર્યો. અને મેં હિમાલયમાં જઈ આધ્યાત્મિક સાધના કરવાનો નિર્ણય કર્યો. બેલગામ તરફ જઈ કૌટુંબિક મૂંઝવણો બધી દૂર કરી. એ પણ એક મોટું પ્રકરણ હતું. પત્નીને અને બાળકને સસરાને ત્યાં રાખી એમના ખાવાપીવાની બધી વ્યવસ્થા કરી અને ‘હિમાલય તરફ યાત્રાએ જાઉં છું’ એટલું જ કહી ખાનગી તેમ જ જાહેરજીવનનો અંત આણ્યો. સ્વામી આનંદ રાષ્ટ્રમતના દિવસોના મારા સાથી. એ હિમાલયમાં ક્યારના પહોંચી ગયા હતા. એમને મેં લખ્યું કે બધી પ્રવૃત્તિમાંથી મુક્ત થયો છું. ભગવાન પાસેથી નવી પ્રેરણા મેળવવા માટે હિમાલયમાં આવું છું. પ્રયાગ,

બતાવે છે. અને એ જ રાજસ્થાનમાં બ્રાહ્મણ, વાણિયા જેવી ન્યાતો જૈન ધર્મની અહિંસાનો ઉત્કર્ષ પણ બતાવે છે.)

હવે આપણે નાની નાની અસંખ્ય ન્યાતોનું બંધારણ તોડી રોટીબેટી વ્યવહારની બિનજરૂરી મર્યાદાઓ ફગાવી દઈ સંસારસુધારામાં આગળ વધવું જોઈએ. 'કેવળ રાજદ્વારી ક્રાંતિ કરીશું અને સામાજિક જીવનમાં રૂઢિવાદી રહીશું' એ જાતની નીતિ ચલાવીએ તો આપણે ક્રાંતિમાં ફાવવાના નથી. આ જાતના વિચારો અમારી ગુપ્ત સંસ્થામાં હું લોકો આગળ મૂકતો હતો.

એ જમાનામાં હિંદુ-મુસ્લિમ એકતાનો સવાલ અમારા મનમાં તીવ્ર થયો ન હતો. શિવાજીના વખતનો મહારાષ્ટ્રનો ઈતિહાસ અભિમાનપૂર્વક વાંચેલો. એટલે 'મુસલમાનો આપણા વિરોધી રહેવાના' એવા વિચારો મનમાં જોર કરતા હતા. પણ તેથી જ હિંદુ, ખ્રિસ્તી, યહૂદી, પારસી વગેરે લોકો સાથે આપણે ભળવું જોઈએ, એમનામાં સ્વરાજ્ય માટે ફના થવાની વૃત્તિ અને એકતા ઉત્પન્ન કરવી જોઈએ. કેવળ હિંદુસંગઠન કરી તમામ ગેરહિંદુ લોકોને દૂર રાખવા એવું આપણું હિંદુસંગઠન આત્મઘાતી છે એ જાતના વિચારો હું ફેલાવતો હતો.

મેં જોયું કે સામાન્ય જનતામાં ઉત્કટ દેશભક્તિની કદર છે. ક્રાંતિકારી લોકોને બનતી મદદ કરી છૂટવી, એમ પણ લોકો ઈચ્છે છે. કોઈ ક્રાંતિકારી દેશભક્ત સંકટમાં સપડાયો હોય તો એને બચાવવા સરકારી નજર એના પર ન પડે એવી રીતે એને સંતાડવા ગમે તે જોખમ ખેડવા અનેક લોકો તૈયાર થાય છે. ગુલામી પ્રત્યે તિરસ્કાર અને આઝાદી પ્રત્યે ઉત્કટ ભક્તિની ભાવનાઓ સેવવા લોકો તૈયાર થાય છે. આટલું હોવા છતાં લોકો વ્યવહાર આગળ નરમ પડે છે. ક્રાંતિકારી લોકો સાથે છડેચોક ભળતાં ડરે છે. અને નિત્ય વ્યવહારમાં ડૂબી જાય છે. સ્વાતંત્ર્ય મેળવવા માટે જે રાષ્ટ્રીય ઉત્થાન જોઈએ છે, લાખો લોકોમાં તેજસ્વિતાનો સંચાર થવાની જરૂર છે, તેનું વાતાવરણ તો તૈયાર થઈ શકે છે, પણ વિદેશી રાજ્ય-વ્યવસ્થાની પકડ ઉથલાવી પાડવા માટે જે રાષ્ટ્રીય તોફાન જરૂરનું છે, તે કાંઈ આપણી ગુપ્ત હિલચાલથી સિદ્ધ થવાનું નથી.

ગુપ્ત હિલચાલ કરનારા 'પોતાને ગુપ્ત રાખવાની સાધના' પણ સાધતા નથી. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે જેટલી તૈયારી જોઈએ છે તેનો હજારમો તો શું લાખમો હિસ્સો આપણે કરી શક્યા નથી ત્યારે આગળ કેમ વધાય? એ ચિંતા લગભગ નિરાશાની કોટિએ પહોંચતી હતી. સ્વામી વિવેકાનંદનું વેદાન્ત અને એમનું રામકૃષ્ણ મિશન, ડૉ. ભગવાનદાસનું સર્વધર્મ-અધ્યયન, રવીન્દ્રનાથનું કાવ્યમય જીવન-તત્ત્વજ્ઞાન, લોકમાન્ય ટિળકે આણેલી રાજકીય જાગૃતિ, શ્રી અરવિંદ ઘોષે સાધેલી યૌગિક શક્તિ. આ બધી વસ્તુઓ પ્રેરક અને પ્રોત્સાહક હતી. છતાં આખા રાષ્ટ્રનું તરત ઉત્થાન કરવાની આવશ્યકતાને તોલે આવે એવી કોઈ સંસ્થાગત પ્રવૃત્તિ દેખાતી ન હતી. કોક વખતે નાસીપાસ થઈને હું કહેતો, "રાષ્ટ્રવ્યાપી દૂધનું ક્રાંતિકારી દહીં બનાવવા

માટે જેટલું મેળવણ જોઈએ છે તે તો આપણી પાસે છે. પણ જેનું દહીં કરી શકાય એવું દૂધ જનતામાં દેખી શકાતું નથી એનું શું કરાય? એ ક્યાંથી આણવું એ મારી મૂંઝવણ છે."

એક જ નાનકડો પણ નિર્ણાયક દાખલો આપી દઉં.

દિલ્હી દરબારને પ્રસંગે સયાજીરાવે સહેજસાજ સ્વાભિમાનનો પરચો બતાવ્યો. એટલાથી એમને દબાવવા બ્રિટિશનીતિ આગળ આવી. થોડું પણ કામ કરી શકાય દેશી રાજ્યોમાં એ લોભે વડોદરામાં ગંગનાથ વિદ્યાલય અમે ચલાવતા હતા. એના નિયામક મંડળમાં ગાયકવાડી રાજ્યના કેટલાક મોટા મોટા અમલદારો હતા. મુખ્ય નેતા તો બૅરિસ્ટર કેશવરાવ દેશપાંડે હતા. એમણે તો નોકરીનું રાજીનામું આપ્યું. પણ બધા ડાયરેક્ટરોએ ગંગનાથ બંધ કરવાનો નિર્ણય કર્યો.

ત્યારે મેં કહ્યું, "તમે બધા ડાયરેક્ટરો ભલે નીકળી જાઓ. સંસ્થાનું નવું મકાન બંધાયું છે તે અમને આપો કે ન આપો — તમારી ઓથ વગર અમે ગંગનાથ વિદ્યાલય ચલાવીશું. સંસ્થાને જિવાડવા જેટલાં નાણાં પ્રજા આપશે. અમે ગંગનાથ બંધ ન કરીએ."

આટલું જોર તો મેં બતાવ્યું. પણ પ્રજામાં એવી તો ગભરામણ ફેલાઈ હતી કે રામદાસી સેવક અનંતબુવા મર્ઢેકર એ એક જ મારી સાથે રહેવા તૈયાર થયા. બાકી બધા કાર્યકર્તાઓની હિંમત ન ચાલી. મેં કહ્યું 'બે તો બે, અથવા અઢી શિક્ષકો' લઈને ગંગનાથ ચલાવીશું. સંસ્થા બંધ શા માટે કરીએ?'

મેં જોર તો કર્યું પણ પરિસ્થિતિ મને ડહાપણ શીખવવા માગતી હતી. ગંગનાથના વિદ્યાર્થીઓમાંથી એક પણ વિદ્યાર્થી વિદ્યાલયમાં રહેવા તૈયાર ન થયો. (કેટલાક વિદ્યાર્થીઓ ઘરના ગરીબ. એમના ખાવાપીવાનો ખર્ચ પણ સંસ્થા આપતી હતી. એમનાં મા-બાપ કે વાલીઓ સરકારી નોકર પણ ન હતાં. છતાં અંગ્રેજ સરકારનું ઉગ્ર વલણ જોઈ, ભલે થોડા વખત માટે, પણ પ્રજા એવી તો હેબતાઈ ગઈ હતી કે ગરીબ વિદ્યાર્થીઓ પણ સંસ્થામાં રહેવા તૈયાર ન થયા. આવા અનુભવને અંતે અમારા વિદ્યાર્થીઓ રાજની સરકારી નિશાળોમાં દાખલ થવા માગે તો એમાં રાજ્ય તરફથી મુશ્કેલી ઉત્પન્ન કરવામાં નહીં આવે એ જાતની વિનંતી કરવા માટે મારે સરકારી વિદ્યાધિકારીને મળવા જવું પડ્યું. આ તો માથાનો ઘા હતો. હું હાર્યો. અને મેં હિમાલયમાં જઈ આધ્યાત્મિક સાધના કરવાનો નિર્ણય કર્યો. બેલગામ તરફ જઈ કૌટુંબિક મૂંઝવણો બધી દૂર કરી. એ પણ એક મોટું પ્રકરણ હતું. પત્નીને અને બાળકને સસરાને ત્યાં રાખી એમના ખાવાપીવાની બધી વ્યવસ્થા કરી અને 'હિમાલય તરફ યાત્રાએ જાઉં છું' એટલું જ કહી ખાનગી તેમ જ જાહેરજીવનનો અંત આણ્યો. સ્વામી આનંદ રાષ્ટ્રમતના દિવસોના મારા સાથી. એ હિમાલયમાં ક્યારના પહોંચી ગયા હતા. એમને મેં લખ્યું કે બધી પ્રવૃત્તિમાંથી મુક્ત થયો છું. ભગવાન પાસેથી નવી પ્રેરણા મેળવવા માટે હિમાલયમાં આવું છું. પ્રયાગ,

બનારસ અને ગયા જઈને માતાપિતાનાં શ્રાદ્ધ કર્યાં. કલકત્તા જઈ રામકૃષ્ણ મિશનના નેતાઓને મળ્યો. અનંતબુવા મારી સાથે હતા. તેમના સંતોષ ખાતર અમે વચમાં અયોધ્યા પહોંચ્યા. આમ બધી રીતે મુક્ત થઈ કાયમને માટે હિમાલયનો રસ્તો લીધો. અને જીવનનો એક હિસ્સો પૂરો થયો.

## પ્રકરણ છઠ્ઠું

# હિમાલય અને ત્યાર પછી

ઉપર કહ્યું છે તેમ નાનપણના છીછરા ધર્માનુભવ પછી બુદ્ધિવાદ, સંશયવાદ અને નાસ્તિકતા આવી. એ ઉપયોગી જ નીવડી. તે જ પ્રમાણે આધ્યાત્મિક સાધના મને રીતસર વળગી તે પહેલાં દેશની આઝાદીનો ઉત્કટ સંકલ્પ અને સમાજ-સુધારાની તાલાવેલી મને વળગી, એ પણ મારી સાધના માટે અત્યંત ઉપયોગી નીવડયાં. એમ ન થાત તો મારી સાધના જૂની ઢબે ચાલત. એમાં જૂની રૂઢિની કૃત્રિમતા દાખલ થાત. સંભવ છે કે અમુક શકિતઓ મારામાં આવે (જેને ચમત્કાર કહે છે) એવી ઇચ્છા પણ જાગત. અને પરિણામે ભવિષ્યની સેવા માટે હું નકામો નીવડત. અને આધ્યાત્મિકતામાં પણ જે નવું ઊંડાણ આવ્યું છે તે ન આવત.

મારા હિમાલયના પ્રવાસમાં મેં લખ્યું છે તેમ દેશદર્શન, પ્રકૃતિની ભવ્યતા, અને સમાજનિરીક્ષણ આ ત્રણ વસ્તુઓ મારી સાથે ન હોત તો હું કાં તો ટૂરિસ્ટ જેવો છીછરો થાત અથવા હિમાલયના કેટલાક જૂની ઢબના સાધુઓની પેઠે હિમાલયની મારા ઉપર કશી અસર ન થાત. અને પછી તો હિમાલયમાં રહેનારા અને સામાન્ય લોકોને નરી આંખે ન દેખાતા યોગીઓની અને અવતારી પુરુષોની વાતો કરવામાં જ હિમાલયીન જીવનની કૃતાર્થતા મેં માની હોત. તે તે વખતે મને જે જે સૂઝયું તે બધું જાણે ઈશ્વરની યોજના પ્રમાણે જ ગોઠવેલું હતું એમ સમજી મેં લોકોને જૂની ઢબના રસિયા બનાવ્યા હોત.

હિમાલયમાં શું જોયું અને માણ્યું એની જ વાતો મારી ચોપડીમાં મેં કરી છે. ત્યાં શી સાધના કરી એ મારે (ભલે ટૂંકામાં પણ) અલગ ચોપડીમાં આપવું બાકી છે. એટલે સ્વરાજ્ય-સંકલ્પની પૂર્તિ કરવા હું પાછો આવ્યો ત્યાર પછીના જીવનની જ થોડી વાતો અહીં કરવા માગું છું:

મને લાગે છે કે ઉત્તર તરફની મારી એ સાધના વિશે મેં કયાંક થોડું લખ્યું છે. નેપાળની યાત્રા છેલ્લી હતી. એમાં મારે પાંડવકાળથી તે અત્યાર સુધીનો નેપાળનો અને તિબેટનો સંબંધ કેવો રહ્યો એ જાણવું હતું. તે વખતનો ઈતિહાસ આપણા લોકોએ લખી રાખ્યો નથી. અને પૌરાણિક કાળની વાતો આપણે જાણતા પણ નથી. નેપાળ તરફની ભાષામાં અને ભૂતાનની ભોટ ભાષામાં જે સાહિત્ય

ા છ અને શોધખોળ થયા પછી વખત ઘણી વસ્તુઓ યથાર્થરૂપે જાણવાને મળશે.

એ જ રીતે આપણી યાત્રાઓનાં મહાત્મ્યોમાંથી જે કાંઈ ઇતિહાસ તારવી ાય તે શોધ્યા પછી જૂના ઇતિહાસ પર નવપ્રકાશ પડી શકશે. નેપાળ ગયો ુ ખોજરનાથ જઈ ન શક્યો એનો વસવસો મને હજી છે. હું નથી માનતો આજે ખોજરનાથ જાઉં તો ત્યાં જૂની હકીકત મને હવે મળી શકશે.

નેપાળયાત્રા પૂરી કરી ત્યારે જ હિમાલયપર્વ પૂરું થયું એમ હું માનું છું. મારું માનસ પણ ફેરવીને સાંસ્કૃતિક સ્વરાજ્યનું ચિંતન શરૂ કર્યું અને એ હેતુથી મકૃષ્ણ મિશન અને શાંતિનિકેતનમાં મેં અમુક વખત ગાળ્યો. શ્રી અરવિંદ પ પાસે જવાયું નહીં. કેમ કે તેઓ ગુપ્ત રીતે પોંડિચેરી જઈ ત્યાં સ્થિર ાની તૈયારી કરતા હતા.

જો રામકૃષ્ણ મિશનમાં દાખલ થાત તો રીતસરનો સંન્યાસ લેત અને પછી ી-પુત્રોને સાથે લઈને રહેવાનો સવાલ ઊઠત જ નહીં. રામકૃષ્ણ મિશનના અધ્યક્ષ વામી બ્રહ્માનંદ (પૂર્વાશ્રમીના રાખલ રાજા) સાથે થોડોક સંબંધ સહેજસાજ બંધાયો તો. એટલે મેં માન્યું કે તેઓ મને તરત સંન્યાસ આપશે. પણ એમણે ત્રણ ર્ષની ઉમેદવારી કર્યા પછી સંન્યાસ આપવાની વાત કરી તેથી હું ખૂબ યાત્રા કરી ક્યો. અને મારા વિચારોમાં મોટું પરિવર્તન થયું. એ પરિવર્તન લઈને હું શાંતિ-નિકેતનમાં ગયો.

સ્વામી વિવેકાનંદના સંન્યસ્ત જીવનની અને એમની લોકસેવાની ઉત્તમ અસર ારા મન પર હતી. છતાં સંન્યાસ એ સંસ્થાનું સ્વરૂપ અને અસંખ્ય સંન્યાસી ોકોની રૂઢિઓ વગેરે જોઈ સંન્યાસ આશ્રમ વિશે મનમાં બહુ આગ્રહ રહ્યો નહીં. ને થયું કે સ્ત્રીપુત્રો પ્રત્યે જે કર્તવ્ય છે અને રાષ્ટ્રસેવા માટે જે વાતાવરણ મારે ોઈએ છે તેનો વિચાર કરતાં, ભગવાં ગેરુઆં કપડાં હું ન પહેરું એ જ સારું છે.

ગંગનાથકાળના ઢબની નહીં કિંતુ મારા પરિપક્વ વિચારના આગ્રહની નવી ાષ્ટ્રીય કેળવણી શરૂ કરવાનો સંકલ્પ જાગ્યો અને એ પ્રમાણે મેં મારા જીવનની ્શા ફેરવી.

એટલામાં શાંતિનિકેતનમાં ગાંધીજીનો ભેટો થયો. તે પહેલાં ગાંધીજીના દક્ષિણ ાફ્રિકાના આશ્રમના લોકોનો ફિનિક્સ પાર્ટીનો ઉત્તમ પરિચય થયો એટલે જાણે ારા ભાગ્યે અથવા મારા જીવનસ્વામીએ મને ગાંધીકાર્યમાં બાંધી દીધો.

સન ૧૯૧૫ના પ્રારંભના મહિનાઓ મારી આગળ ત્રણ બળો સરખા જ હત્ત્વથી મને ખેંચતાં હતાં.

ગુરુદેવ રવીન્દ્રનાથે શાંતિનિકેતનમાં મને કહ્યું હતું કે “શાન્તિનિકેતનમાં કાયમને ાટે જોડાઓ. તમે કહો તે ઠેકાણે શાંતિનિકેતનમાં તમને ઝૂંપડી બાંધી આપું અને મને શાંતિનિકેતનના કાયમી વ્યવસ્થાપક નીમું.” એમણે કહેલું — “મારી પાસે ગમે ટલા બંગાળી વિદ્વાનો છે અને વધારે આવી શકે એટલે ભણાવવાની દૃષ્ટિએ

મારે કોઈને બોલાવવાપણું નથી. પણ જે થોડા મહિના તમે અહીં શાંતિનિકેતનમાં કામ કર્યું છે, શાંતિનિકેતનનું રસોડું, વિદ્યાર્થીઓનું વાતાવરણ એ બધું ધ્યાનમાં લઈ તમને હું કાયમી મૅનેજર નીમવા ઇચ્છું, જો તમે અહીં રહેવાની હા પાડો." બધા અધ્યાપકોની પેઠે હું પણ ઝાડ તળે વિદ્યાર્થીઓના વર્ગો લેતો હતો. મિ. ઍન્ડ્રૂઝે મારા કામનું નિરીક્ષણ કર્યું હશે. ગુરુદેવને મોઢે મેં સાંભળ્યું કે ઍન્ડ્રૂઝનો મારે માટે સારો અભિપ્રાય છે.

ગુરુદેવ જેવા વિશ્વવિખ્યાત કવિ પાસેથી આવું આમંત્રણ મળે તો કોને હર્ષ ન થાય? અને મારે મન ગુરુદેવ કેળવણીકાર તરીકે પણ સામાન્ય માણસ ન હતા. કેળવણીકાર તરીકે એ પ્રભાવી વ્યક્તિ (જીનિયસ) છે, એ તો હું જાતે ઓળખી શક્યો હતો.

મેં ગુરુદેવને કહ્યું, "હું તો ખુશીથી શાંતિનિકેતનમાં જોડાઈ જાઉં. (પહેલી વાર જ્યારે આ જાતની વાત થઈ ત્યારે મેં કહ્યું હતું કે આપ નથી જાણતા કે હું પરણેલો માણસ છું. મારે બે નાના દીકરા પણ છે. એ લોકોને કાયમના છોડીને હું હિમાલયમાં ગયો હતો. એ સાધના પૂરી થઈ. હવે જો શાંતિનિકેતનમાં આવીને રહું તો મારે પત્ની અને બાળકોને સાથે રાખવાનાં રહેશે. એના જવાબમાં જ ગુરુદેવે કહ્યું હતું કે શાંતિનિકેતનની ભૂમિ પર તમે માગો ત્યાં તમને હું ઝૂંપડી બાંધી આપું.)

જ્યારે એમણે શાંતિનિકેતનમાં જોડાવા માટે પાકું આમંત્રણ આપ્યું ત્યારે મેં જે જવાબ આપ્યો તે અહીં નોંધવા જેવો છે. મેં કહ્યું :

"હરદ્વારમાં આર્યસમાજનું ગુરુકુળ ચાલે છે. એ ચલાવનાર લોકો ગરીબ માણસો છે. છતાં કેવળ જનતાની મદદ ઉપર આવડી મોટી સંસ્થા ચલાવે છે. સરકાર પાસેથી ગ્રાન્ટ માગતા નથી. અહીં શાંતિનિકેતન પાછળ આપના જેવા ધની જમીનદારની ઓથ છે. છતાં શાંતિનિકેતનમાં છોકરાઓને કલકત્તાની મૅટ્રિક માટે તૈયાર કર્યા છે. એટલે આ સંસ્થામાં દાખલ થતાં મનમાં જરા સંકોચ રહે છે."

ગુરુદેવ એક ક્ષણમાં મારી વાત સમજી ગયા. એમણે કહ્યું કે "તમે વિધુશેખર બાબુને મળો. તેઓ આ જ ભૂમિ ઉપર 'વિશ્વભારતી' નામની નવી સંસ્થા ચલાવવા માગે છે. એમાં દાખલ થતાં તમને કશો સંકોચ ન રહે."

આ બધી વાત ગાંધીજી શાંતિનિકેતનમાં આવ્યા તે પહેલાંની અથવા એ જ દિવસોની. ગાંધીજી જ્યારે શાંતિનિકેતનમાં બીજી વાર આવ્યા ત્યારે એમણે મને કહ્યું કે "સ્વદેશ આવ્યો છું. હવે હું મારો આશ્રમ ખોલવાનો છું. અમારી ફિનિક્સ પાર્ટીમાં તમે ઠીક ઠીક ભળ્યા જ છો. તમે મારા આશ્રમમાં આવી શકો છો."

તે વખતે મેં જવાબ ન આપ્યો. પણ ગુરુદેવ પાસે જઈને કહ્યું, "આપ જાણો છો મારું હૃદય મેં આપને આપ્યું છે. આપની કેળવણીની પ્રવૃત્તિઓ મને ગમી છે. મેં આપને આપની સાથે જોડાવાની લગભગ હા પાડી છે. પણ હવે મારું મન ગાંધીજી તરફ ખેંચાય છે. એનું કારણ નિખાલસભાવે કહેવા માગું છું — વડોદરાની અમારી સંસ્થા બંધ થઈ ત્યારે નિરાશ થઈ હું હિમાલયમાં ચાલ્યો ગયો. ત્યાં જ

કાયમને માટે રહી શકત. પણ સ્વરાજ્યનો સંકલ્પ મને પાછો લઈ આવ્યો. તમારે ત્યાં રહેતાં મને બધી રીતે સંતોષ રહેશે. પણ હું માનું છું કે આપના કરતાં ગાંધીજી સ્વરાજ્ય જલદી આણી શકશે. એટલે એમને ત્યાં જવાનો વિચાર થાય છે.

ગુરુદેવે ઉદારતાથી અને પ્રસન્નતાથી મને આશીર્વાદ આપ્યા.

ઘણાં વર્ષ પછી મેં સાંભળ્યું કે બાપુજીએ ગુરુદેવ પાસેથી મારી માગણી કરી હતી. અને ગુરુદેવે જવાબમાં કહ્યું હતું કે દત્તાત્રેયબાબુની સેવા તમને ઉછીની આપી શકું. પછી તો હું ગાંધીજીના આશ્રમમાં દાખલ થઈ જૂનો થઈ ગયો. એક વાર ગુજરાતે અમદાવાદમાં ગુજરાતી સાહિત્ય પરિષદ બોલાવી. અને એમાં હાજર રહેવા માટે માનીતા મહેમાન તરીકે રવીન્દ્રનાથ ઠાકુરને આમંત્રણ આપ્યું. તેઓ આવ્યા અને ચાર દિવસ આશ્રમના મહેમાન રહ્યા. ત્યારે ગુરુદેવે બાપુજીને હસતાં હસતાં કહ્યું કે "મેં દત્તાત્રેયબાબુની સેવા તમને ઉછીની આપી હતી. તે પાછી આપવાની તમારી દાનત દેખાતી નથી." બંને હસી પડ્યા! (આ બધી વાત ઘણાં વર્ષ પછી મેં જાણી લીધી.)

આમ શાંતિનિકેતન અને ગાંધીઆશ્રમ આ બે આકર્ષણની મેં વાત કરી. ત્રીજું આકર્ષણ મારે માટે જબરદસ્ત હતું.

હિમાલય અને શાંતિનિકેતનના આકર્ષણને પહોંચી વળી હું ગુજરાતમાં આવ્યો. ત્યારે સ્વાભાવિકપણે વડોદરા પાસે સયાજીપુરા જઈને કેશવરાવ દેશપાંડેને મળ્યો. એમણે મને પોતાની પાસે રહેવા આવવાનું આમંત્રણ આપ્યું અને ગ્રામવાસી લોકોની સેવા કરવાનું કામ સૂચવ્યું.

હિમાલય જતાં પહેલાં તેમના હાથ તળે ગંગનાથ વિદ્યાલયમાં મેં કામ કર્યું હતું. ક્રાંતિકારી વિચારો અને કેળવણીનો આગ્રહ – બંને કારણે હું કેશવરાવનો માણસ થયો હતો. અને ખાસ વાત એ કે ગંગનાથ બંધ થયા પછી હિમાલય જતાં પહેલાં કેશવરાવ પાસેથી દેવી ઉપાસનાની દીક્ષા લીધી હતી. અને હિમાલયના આધ્યાત્મિક વાતાવરણમાં એ ઉપાસના ચલાવી પણ હતી. એમના કામમાં મારાથી 'ના' કેમ પડાય? એટલે ત્યાં રહી ગયો. ભોગજોગે તે જ વરસે મુંબઈમાં કૉંગ્રેસ હતી. એને માટે પૂ. બાપુજી આવેલા અને પ્રાર્થનાસમાજ પાસે મારવાડી વિદ્યાલયમાં રહ્યા હતા. હું રોજ એમને મળવા જાઉં અને કલાકો સુધી ત્યાં બેઠો રહું. એક દિવસે બાપુજી પોતાના ડેસ્ક આગળ બેસી, આવેલા કાગળો વાંચતા હશે. હું થોડો દૂર બેઠો હતો. ત્યાં મહાત્માજીના સૌથી મોટા પુત્ર હરિલાલ મને પૂછવા લાગ્યા, "કાકાસાહેબ, શાંતિનિકેતનમાં આપ અમારી ફિનિક્સ પાર્ટીમાં હળીમળી ગયા હતા અને જ્યારે બાપુજી અહીં આવ્યા ત્યારે આપ એમના એટલા નજીક આવ્યા કે અમે સૌએ એમ માન્યું હતું કે બાપુજીનો આશ્રમ ખૂલતાં સૌથી પહેલા આપ જ એમાં દાખલ થઈ જશો. આપ હજી સુધી ત્યાં પહોંચ્યા નથી એ કેટલી આશ્ચર્યની વાત છે." મેં કહ્યું, "આપની વાત બિલકુલ સાચી છે, પરંતુ હિમાલય

જતાં પહેલાં જેમની સાથે હું કામ કરતો હતો તે બૅરિસ્ટર દેશપાંડે ગ્રામસેવા કરી રહ્યા છે. એમને મારી સેવાની જરૂર છે, એટલા માટે ત્યાં રહ્યો છું. હવે આપ જ કહો, હું જૂના બૉસને છોડીને નવા બૉસ કરવા જાઉં, અને દેશપાંડે સાહેબને નવો સેવક શોધવો પડે, એ બધું યોગ્ય કહેવાય? એટલા માટે બાપુજી પ્રત્યે મારું ગમે તેટલું ઉત્કટ આકર્ષણ હોય, હું કેશવરાવને છોડી ન શકું."

પૂજ્ય બાપુએ અમારો બંનેનો સંવાદ સાંભળ્યો, તેઓ ખુશ થયા, તેમનાથી (કહ્યા વિના) રહી શકાયું નહીં: 'કાકા, તમારી વાત સોનામહોર જેવી છે. દેશના બધા સેવકો આવી નિષ્ઠા રાખી શકે તો સ્વરાજ્ય દૂર નથી.'

વાત આહીં પૂરી થઈ. હું મનમાં હર્ષવિભોર થઈ ગયો. ગાંધીજીએ પોતે મારી કદર કરી, એથી વધારે મારે શું જોઈએ? કૉંગ્રેસ સમાપ્ત થઈ, બાપુજી આશ્રમમાં ગયા અને હું વડોદરા.

પરંતુ મારું ભાગ્ય મને કેમ છોડે? બાપુજીએ અમદાવાદથી દેશપાંડે સાહેબને પત્ર લખ્યો. એમાં લખ્યું હતું, "આપની પાસે કાકા છે, આપ એમનો કોઈ વિશેષ ઉપયોગ કરતા હો એમ લાગતું નથી. આશ્રમમાં અમે એક શાળા ચલાવવા માગીએ છીએ, વગેરે વગેરે."

આવી રીતે બાપુજીએ કેશવરાવ પાસે મારી માગણી કરી. કેશવરાવે મને બાપુજીનો પત્ર બતાવ્યો અને પૂછ્યું, "તમારો શો વિચાર છે?" મેં કહ્યું, "એમાં મારે કંઈ વિચારવાનું જ નથી. મેં તો મારી સેવા આપનાં ચરણોમાં અર્પિત કરેલી છે. ગાંધીજીએ આપને લખ્યું છે. આપ જાણો અને ગાંધીજી જાણે."

કેશવરાવે કહ્યું, "આવા મહાન પુરુષ માગણી કરી રહ્યા છે અને આશ્રમમાં પણ રાષ્ટ્રીય શિક્ષણનું કામ છે. ગંગનાથમાં આપ કરતા જ હતા. બાપુજીના આશ્રમને પણ ગંગનાથ સમજશો અને જેવી રીતે આહીં રાષ્ટ્રીય શિક્ષણનું કાર્ય કરતા હતા તેવું ત્યાં કરજો." મારે તો વિચારવાનું હતું જ નહીં. ગાંધીજીના આશ્રમના લોકોની સાથે તો હું પહેલેથી જ હળીમળી ગયો હતો. એટલે એક દિવસ મને લઈને કેશવરાવ વડોદરાથી અમદાવાદ ગયા અને એમણે મને બાપુજીને સોંપી દીધો.

આ વાત આગળ જતાં મેં મહાદેવભાઈને કરી, ત્યારે એમણે કહ્યું, "પિતા જેવી રીતે પુત્રીનું કન્યાદાન કરે છે, તેવી રીતે આપ બાપુજીને અર્પિત થયા." શાંતિનિકેતન, સયાજીપુરાની ગ્રામસેવા અને ગાંધીઆશ્રમ એ ત્રણ જાતનાં આકર્ષણોનો આ રીતે અંત આવ્યો. ગુરુદેવે મારી બાબતમાં બાપુજીને ટોણો માર્યો હતો એ તો પછીની વાત છે. 'ગુજરાતી સાહિત્ય પરિષદ'ની તારીખ જોવાથી એની ભાળ મળી શકે છે.

# પ્રકરણ સાતમું

# વૈવાહિક જીવન

મારા વૈવાહિક જીવન વિશે લખવાનું અત્યાર સુધી સૂઝ્યું ન હતું. અત્યાર સુધી પોતાને વિશે જે લખ્યું છે તેમાં જૂજ ઉલ્લેખ ક્યાંક હોય તો હોય.

છ ભાઈઓ અને એક બહેન વચ્ચે હું સૌથી નાનો. એટલે છેક નાનપણથી ઘરના વાયુમંડળથી હું ઠીક ઠીક પરિચિત હતો. જીવન વિશે હું કાંઈ પણ સમજતો થયો તે પહેલાં બાબા અને આણ્ણા પરણી ચૂક્યા હતા. એ બે જણની પત્નીઓ મને ઘરના બાળક તરીકે નવરાવે-ખવરાવે, મારાં લાડ કરે અને ધમકાવે પણ ખરી. વિષ્ણુ પરણ્યો તે દિવસે એ ઘોડા પર બેસીને સરઘસમાં ગયો હતો એ જોયાનું સ્મરણ છે. પછી કેશુ પરણ્યો. એની પત્ની રમા લગભગ મારી જ ઉંમર-ની. એટલે અમે બાળકો ભાઈબહેનની પેઠે રમીએ. સાંજ પડચે વાર્તાઓ કહીએ.

મારા બધા ભાઈઓના પ્રમાણમાં હું જરા મોટી ઉંમરે પરણ્યો. એટલે હું સોળ-સત્તર વર્ષનો હોઈશ. (પરણ્યા કે તરત ગૃહસ્થાશ્રમ શરૂ કરે એ તો અશક્ય જ.) પત્ની ઉંમરલાયક પણ ન હોય અને એક જ ઘરમાં એકત્ર રહેતાં હોવા છતાં પતિ-પત્ની આપસમાં છૂટથી વાતો ન કરી શકે. (ચોરીથી બોલવાની તક પણ ન મળે.)

હું ૧૯૦૨માં જેઠ મહિનામાં પરણ્યો. અને ૧૯૦૩ના આખરમાં મૅટ્રિક પાસ થઈ '૦૪માં કૉલેજમાં ગયો.

નાનપણથી એક બાજુ ઈશ્વરભક્ત અને ધર્મનિષ્ઠ અને બીજી બાજુ રૂઢિઓનો વિરોધ કરનર હું ઘરમાં વડીલોની આમન્યા રાખું અને છતાં પત્ની સાથે છડેચોક બોલવાનું મન પણ થાય. પત્ની મારી સાથે બોલવાની હિંમત ન કરે. પણ હું એની સાથે કેમ ન બોલું? મેં મજાનો રસ્તો શોધી કાઢ્યો.

ઘરમાં પિતાશ્રી અને માની વધારેમાં વધારે અંગત સેવા કરનાર હું. પત્ની જ્યારે પરણીને આવી ત્યારે સાસુ-સસરાની સેવા કરવાનાં અમુક કામો એને ભાગે ગયાં. એટલે મા અને ઘરની બીજી બહેનો હાજર હોય ત્યારે સીધો પત્નીને સવાલ પૂછું, "મા નહાવાને તૈયાર છે. પાણી તૈયાર છે કે નહીં? માની સાડીચોળી તૈયાર કરીને રાખી છે કે નહીં?" પિતાનાં કામો વિશે પણ એવા જ સવાલો પૂછું. ઘરના મોટેરા બધા મને હસે. હજી ગૃહસ્થાશ્રમ શરૂ પણ નથી થયો એટલામાં પોતાની પત્ની સાથે બોલતો થયો. બિચારી પત્ની શરમને મારે અર્ધી થાય.

છતાં બધાએ જોયું કે બીજી રીતે પત્ની સાથે બોલતો નથી. ફક્ત મા-બાપની સેવા પૂરતો જ પ્રશ્ન પૂછે છે અથવા સૂચના આપે છે. માતૃભક્તિ અને પિતૃ-ભક્તિને કારણે અને એટલા પૂરતી જ જૂની રૂઢિઓ એણે ફગાવી છે. બાકી સંયમમાં કોઈના કરતાં ઊતરતો નથી. એટલે મારી મશ્કરી એકબે વાર જ થઈ.

પછી તો મારો એટલો હક બધાને માન્ય થયો. પત્ની પણ કશું બોલ્યા વગર માથું હલાવીને જવાબ આપે કે 'બધું બરાબર છે.'

સમાજના સારી ઉંમરના જુવાનોને અને છોકરીઓને મારી આ હિંમતની ખબર પડી એટલે તેઓ મારાં વખાણ કરવા લાગ્યાં. "તમે પણ ખરા. મા-બાપની ભક્તિ આગળ કરી પત્ની સાથે વાતો કરવાનો હક મેળવ્યો." હું પણ ફુલાઈને કહેતો "મેળવ્યો નહીં, અમલમાં મૂક્યો."

ત્યાર પછી બીજી રીતે પત્ની સાથે વાતો કરવાનું મન થાય ત્યારે એને ઉદ્દેશી-ને નહીં પણ ભાભીને ઉદ્દેશીને બધી વાતો કરવા લાગ્યો. તેઓ મશ્કરીમાં કહે, "આમને શાના કહો છો? તમારી પત્ની અહીં ઊભી છે એને સીધા કહો." હું ફક્ત વાત હસી કાઢું.

હું પરણ્યો ત્યારે મને ખબર હતી કે મારાં સાસુ ઉત્તમ ચારિત્ર્યવાન, અને બાહોશ તરીકે સમાજમાં એમની ખ્યાતિ હતી. પતિ સાથે ન બનવાથી સીધાં પિયર આવીને રહેલાં અને પોતાના પિતાનાં બધાં કામો પોતાની દેખરેખ તળે ઘણી કુશળતાથી સાચવતાં અને પાર પાડતાં. પછી જ્યારે પોતાનો પતિ (મારા સસરા) નરમ થઈને કાબૂમાં આવ્યા ત્યારે પોતાના પિતા પાસેથી એક ઘર મેળવી ત્યાં પતિ સાથે એમણે ગૃહસ્થાશ્રમ ચલાવ્યો. પરિણામે મારાં સાસુ વિશે સમાજમાં અત્યંત આદર. અને એ જ પ્રમાણમાં મારા સસરા વિશે ઊંચો ખ્યાલ નહીં. તેમાં વળી મારા સસરા પોતાના સસરાની શરાફીની દુકાનમાં મદદનીશ તરીકે કામ કરે. એટલે સમાજમાં એમને વિશે વિશેષ માન નહીં.

આ સ્થિતિ જાણતો હોવાથી મેં મારા એ વિવાહની વાત ચાલતી ત્યારે એને વિશે મારી નાપસંદગી બતાવી હતી. પણ મારી મા તો એક જ કહે "જોતો નથી સાસુ વિશે સમાજમાં કેટલું માન છે. માના ગુણો દીકરીમાં ઊતરે છે. એટલા માટે જ મેં એ સ્થળ પસંદ કર્યું છે. અમે 'હા' પાડી ચૂક્યાં છીએ. હવે તારે કશું બોલવું નહીં."

અમારા જમાનામાં દીકરા-દીકરીઓના વિવાહો મા-બાપો જ ગોઠવતાં. પરણનાર વ્યક્તિને એમાં કશો જ અધિકાર નહીં. મેં થોડી નાપસંદગી બતાવી હતી. તે પણ હિંમત કરીને જ.

પરણ્યા પછી મેં જોયું કે મારાં પત્નીને ભાન હતું કે પોતાના પિતાને કારણે પોતાની પ્રતિષ્ઠા કાંઈક ઓછી છે. અમે પરણ્યાં તે જ ક્ષણે મેં નક્કી કર્યું કે પત્નીમાં આવો હીનભાવ રહેવા ન દેવો. એટલે એના પ્રત્યે સદ્‌ભાવ બતાવવામાં જરાયે ઊણપ ન રહે એટલું મારે જોવાનું. આ એક નિયમ મેં આખો જન્મારો સાચવ્યો. જ્યારે જ્યારે સસરાને ત્યાં જઈને મહેમાન તરીકે રહેવાનો વારો આવે ત્યારે ત્યારે સસરા સાથે વિવેક પૂરતું બોલું, સવાલનો જવાબ આપું, એમનું અપમાન ન થાય એ સાચવું અને સાસુ પ્રત્યે માત્ર અનહદ આદર બતાવું. સસરા મારું વલણ બરાબર સમજી ગયા. અને એમણે મારા પ્રત્યે આદરની લાગણી કેળવી.

અને સાસુ સર્વસામાન્ય સંકોચ સહેજ ઓછો કરી મારી સાથે વિચારવિનિમય કરે, મારી સલાહ પૂછે અને મને સલાહ પણ આપે. (અર્થાત્ શિષ્ટાચારની અંદર બંધ બેસે એટલી જ અમારી વાતો થતી.) છતાં કાકીને એ મોટું સમાધાન હતું કે એનું કે કોઈનું અપમાન હું થવા ન દઉં.

છતાં ભાભી મારફતે હું તો સૂચના જ આપી શકું. કાંઈ કામ રહી ગયું હોય એ તરફ ધ્યાન ખેંચું અને કોક વખતે ચીડ પણ વ્યક્ત કરું! મારી પાસેથી સીધો કે આડકતરો પ્રેમનો શબ્દ ક્યાંથી જ મળે! એક દિવસે મેં જોયું કે એ હમેશ ગભરાયેલી જેવી દેખાય છે. આનો ઈલાજ શો? સીધી રીતે બોલાય નહીં. અને એકાંત મળે નહીં. એક દિવસે મને સૂઝયું. જમ્યા પછી મોઢામાં નાખવા માટે એલચી લેતો હતો. એમાંથી એક વધારાની લીધી અને મારી ઓરડી તરફ જતાં વચમાં એકાંતમાં, એ પુષ્ટ ઈલાયચીના બધા દાણા કાઢી પત્નીના હાથમાં મૂક્યા અને ચાલતો થયો.

ત્યાર પછી મેં જોયું કે એના ચહેરા પર ગભરામણને બદલે પ્રસન્નતા દેખાઈ. એક દિવસે આંગણામાં ખુરશી પર બેઠો હતો. આસપાસ કોઈ ન હતું. જતાં જતાં એણે હિંમત કરીને કહ્યું "પેલા એલચીના દાણાઓએ મને આપના પ્રેમની ખાતરી આપી. હવે જિંદગીમાં ભલે કેટલાંયે સંકટો આવે. મને એની પરવા નથી." આટલું કહીને નાસી ગઈ. જીવનમાં એ પહેલવહેલો પ્રસંગ એટલે યાદ રહ્યો છે.

પિતાશ્રી સાથે દેશી રાજ્યોની રાજધાનીઓમાં જઈને રહીએ એટલે ત્યાંનાં મ્યૂઝિયમો જોવા જઈએ. જૂનાં રજવાડાંઓ અને બગીચાઓ જોઈ આવીએ. વૈભવ માણવાનો ન હોય, પણ તટસ્થ જોવાની તક મળે તો જીવન સમૃદ્ધ થાય છે. દરેક ઠેકાણેનું મહત્ત્વ અને સૌન્દર્ય હું ભાભીને સમજાવતો જાઉં. અને આ રીતે કાકીની કેળવણીમાં ઉમેરો થતો જાય. પછી તો અમે રીતસર પાસે આવ્યાં. એકાંતમાં વાતો થવા લાગી. કાકીને સંતોષ મળ્યો. પણ મેં જોયું એની જીવનદૃષ્ટિ સાવ નોખી જ છે. કળાની એની અભિરુચિ પણ ભભકા તરફ વધારે. રાષ્ટ્રસેવા, વ્યાપક સામાજિક ઉન્નતિના પ્રયત્નો અને અધ્યાત્મ — એવી એવી વસ્તુઓ મારા પ્રયત્નથી સમજે ખરી, પણ એનામાં એનો રસ ઊગે જ નહીં.

ફક્ત એણે એક વસ્તુ પકડી. જે લોકોને મારા અંગત મિત્ર ગણું, પછી એ સ્વામી આનંદ જેવા જીવનસાથી હોય કે પુંડલિક જેવા જૂના પરિચિત હોય, બધાના આતિથ્યમાં વધારે ધ્યાન આપે. એથી હું રાજી થાઉં છું. ટીખળ-મશ્કરી કરનાર કૃપાલાની હોય કે લખવામાં મને મદદ કરનાર ચંદ્રશંકર હોય — બધા સાથે મીઠો સંબંધ રાખવામાં કશી ઊણપ ન આવવા દે.

અમે ખૂબ મુસાફરી કરી. મારા જીવનમાં અનેક પલટા થયા. ઘર છોડીને હું કાયમને માટે હિમાલય ગયો. એના અને બાળકોના પોષણની બધી વ્યવસ્થા રીત-સર કરીને ગયો હતો. એટલે કાયમને માટે પિયર રહેતાં એને આશ્રિત જેવું

લાગતું ન હતું. પછી હિમાલયમાંથી હું પાછો આવ્યો. ફરી સાહેબને ત્યાં રહેવા લાગ્યો. ત્યાંથી ગાંધીઆશ્રમમાં ગયો. એ બધા ફેરફારો સહન કરવાની અને શક્ય હોય ત્યાં માણવાની શક્તિ એનામાં આવી.

આશ્રમમાં અમારા પડોશમાં કિશોરલાલભાઈનાં પત્ની ગોમતીબહેન રહેતાં. ગોમતીબહેન સાથે કાકીની વિશેષ દોસ્તી જામી નહીં. ખરી દોસ્તી જામી મહાદેવભાઈની દુર્ગાબહેન સાથે.

પણ મેં જોયું કે આશ્રમજીવન એને સદતું નથી. પરાણે પ્રસન્ન રહેવું પડે છે. આશ્રમના વાતાવરણનો હમેશાં ઊંડો વિચાર કરનાર હું આવું કૃત્રિમ જીવન ક્યાં સુધી સહન કરું? તેમાં કાકી વારેઘડીએ માંદી પડવા લાગી. આખો દિવસ આરામ વગર આશ્રમ અને શાળાનું કામ. કાકીને કશો વખત ન આપી શકું. અને એના હિસ્ટીરિયાને શાંતિ મળે એટલા માટે આખી રાત એની પાસે બેસી વાતો કરું. એની સેવા કરું. આમ કરતાં મને ક્ષયરોગ લાગુ પડ્યો. જેલજીવનથી એમાં ઉમેરો થયો. અંતે જેલમાં એક લશ્કરી ગોરો ડૉક્ટર મેજર ડોઇલ જેલ સુપરિન્ટેન્ડેન્ટ થઈને આવ્યો. એણે પ્રથમ મારી સાથે કડકાઈ વાપરી જોઈ. પણ જોયું કે હું આશ્રમવાસી મારી જ કડકાઈથી ટેવાયેલો. જેલ પાસેથી કશી સગવડો માગું નહીં. એટલે અમારી દોસ્તી થઈ. મારી આગળ આવી ઊભા ઊભા ખૂબ વાતો કરે. એથી જેલવાળા મને સગવડો આપવા ઇંતેજાર થયા. હું એવી સગવડો લઉં નહીં. પછી જ્યારે ડોઇલે જોયું કે મને ક્ષયરોગ થયો છે ત્યારે એણે જેલની અંદર શક્ય હોય એટલી સગવડો મને આપી. દવા અને ખોરાક રીતસર મળ્યાં. મારી તબિયત સુધરી અને હું જેલ બહાર આવ્યો.

કાકીએ બહાદુરીથી અગિયાર મહિનાનો મારો વિયોગ સહન કર્યો.

ઘણા પ્રયાસો કર્યા છતાં અને ડૉ. તળવળકરે કાકીના સ્વાસ્થ્ય તરફ પૂરતું ધ્યાન આપ્યા છતાં એની તબિયત સુધરે જ નહીં. એટલે એને હું ફરી વાર એને પિયર મૂકી આવ્યો.

ત્યાં એની તબિયત કાંઈક સુધરી. પણ ફરી મંદવાડે જોર કર્યું. એ આશ્રમમાં આવી. પણ તે વખતે હું વિદ્યાપીઠમાં રહેવા ગયેલો. આશ્રમમાંનું મારું ઘર કાઢી નાખેલું. એટલે કાકીને મહાદેવભાઈને ત્યાં રાખી.

એ આવી ત્યારે એને બીક હતી કે વગર રજાએ આવી તેથી હું ચિડાઈશ પણ એવું કશું ન હતું. મેં એની પાસે બેસીને પ્રેમથી વાતો કરી. એને અત્યંત સંતોષ થયો. મહાદેવ પાસે એ એણે બોલી બતાવ્યો.

આવીને બે-ત્રણ દિવસ જ થયા હશે. અત્યારે બરાબર યાદ નથી. કાકીએ દેહ છોડ્યો. ચિ. સતીશ (શંકર) અને બાળ સાથે જ હતા. સાબરમતીને કિનારે એનો દેહ અમે અગ્નિને અર્પણ કર્યો અને ફક્ત એની સ્મૃતિ પાછળ રહી.

અમારા મતભેદ, જીવનના આદર્શ વિશેના ભેદ છાના રહે એમ હતું નહીં.

મેં કાકીને પૂર્ણ સ્વતંત્રતા આપી હતી. એટલે અમારી અખંડ ચર્ચા ચાલે. અને એ બધું લોકોની ચર્ચાનો વિષય થાય.

એ મતભેદની અસર ચિ. સતીશ ઉપર એક જાતની થઈ. બાળ ઉપર બીજી જાતની થઈ, એ સ્પષ્ટ હું જોઈ શક્યો. એટલે જ હું ભારપૂર્વક કહું છું કે બાળકોના ઉત્તમ સંસ્કારો માટે માતપિતામાં એકરાગ હોવો અત્યંત જરૂરી છે. તેમ ન હોય ત્યારે બાળકોની દુર્દશા થાય છે. એવી દુર્દશા ટાળવાનો મેં મારાથી બનતો પ્રયાસ કર્યો છે. કેળવણીકાર તરીકે આત્મચિંતન કરવાની ઉત્તમ તક મારા પરિણીત જીવનમાંથી મને મળી છે.

ગૃહસ્થજીવનમાંથી બ્રહ્મચર્યના આદર્શ સુધી જવાના પ્રયત્નમાં કાકીની બાહ્ય રીતે મદદ હતી, પણ એને બ્રહ્મચર્યનો આદર્શ બિલકુલ માન્ય ન હતો. એ આદર્શ પ્રત્યે એનામાં સહાનુભૂતિ પણ ન હતી.

અમે પરિસ્થિતિને માન્ય રાખી બની શકે તેટલો પ્રયત્ન કરી દામ્પત્યજીવન સુખી કરવાનો બંને તરફથી પ્રયત્નો કર્યા. પણ હું નથી માનતો કે કાકી ઉપર કોઈ કાયમી સંસ્કાર હું પેદા કરી શક્યો. સ્વભાવે અમે જુદા. મારા આદર્શો પ્રત્યે એને આંતરિક સહાનુભૂતિ ન હતી. છતાં અમે દુ:ખી જીવન ગાળ્યું એમ કોઈ ન કહી શકે. સાથે રહેતાં અને જીવન જીવતાં, અમને મુશ્કેલી ન હતી. પણ કાકીને હું ચઢાવી ન શક્યો. કેળવણીકાર તરીકેની મારી એ મોટી હાર હતી.

એ હાર ઓળખ્યા પછી મેં પ્રયત્ન જ છોડી દીધો કે જેથી કાકી ઉપર નાહકની તાણ ન રહે.

અમારું સહજીવન એક રીતે (અમુક હદ સુધી) પરસ્પરાનુકૂળ અને સુખી હતું એમ કહી શકાય. પણ સફળતાનો દાવો અમે ન જ કરી શક્યા.

દામ્પત્યજીવનનો આવો આખો ખ્યાલ સરવાળે આપ્યા પછી કેટલાક પ્રસંગો અહીં નોંધીશ ખરો જેમાં અમે સહજીવન માણી પણ શક્યાં. એમાંથી વિનોદ પણ મેળવ્યો અને એકબીજાને સ્વતંત્રતા આપવાથી કેટલો લાભ થાય છે એ પણ અનુભવ્યું. બંનેએ જીવનસમૃદ્ધિમાં ઠીક ઠીક ઉમેરો કર્યો. છતાં કહી શકાય કે અમે એકબીજા માટે સર્જાયેલાં · હતાં. 'આવી પડ્યું' એવું જ અમારા દામ્પત્યજીવનનું વર્ણન કરી શકાય.

## પ્રકરણ આઠમું

# બાપુજી સાથે કાકીના મતભેદ

### કાકીની દેશભક્તિ

કાકીના વિચારસ્વાતંત્ર્યની બાપુજી પાસે કદર હતી. કાકી સાથેની મારી ચર્ચા અખંડ ચાલે. પડોશીઓ કિશોરલાલભાઈ અને ગોમતીબહેનને ઇચ્છા હોય કે ન હોય એ સાંભળવી જ પડે. મેં લખ્યું છે તેમ કાકીની દોસ્તી દુર્ગાબહેન સાથે વધારે. દુર્ગાબહેનને નવડાવવા અને મદદ કરવા પણ કાકી એને ઘેર જાય.

કાકી ગુજરાતી સમજી શકે પણ બોલતાં જરાયે ન આવડે. એટલે મહાદેવભાઈ સાથે એનું ઉત્તમ ચાલે. મહાદેવભાઈ પણ કાકી સાથે ચર્ચા કરવા અમારા રસોડામાં આવીને બેસે. કંઈ ખાસ વાત હોય તો બાપુજી પાસે પહોંચાડે પણ ખરા. બે વાર કાકીની ટીકાની ગંભીરતા જાણી પૂ. બાપુજી કાકી સાથે ચર્ચા કરવા અને પોતાની વાત એને સમજાવવા અમારે રસોડે આવેલા.

આમાં બે પ્રસંગો ખાસ નોંધવા જેવા છે.

બાપુજીએ જ્યારે આશ્રમના પુરુષોને આશ્રમના રસોડે રાંધવાનું સૂચવ્યું અને એમાં ભાગ લેવા સૂચવ્યું ત્યારે કાકીએ કહ્યું કે બાપુજીએ આમ કરવામાં સ્ત્રીજાતિની દુશ્મનાવટ જ કરી છે.

આ બાબતમાં કાકીના વિચારો સાંભળી લઈ મહાદેવભાઈએ બાપુજી પાસે પહોંચાડ્યા. અને બાપુજી પોતાની દૃષ્ટિ વિસ્તારપૂર્વક કાકીને સમજાવવા અમારે ત્યાં આવ્યા. કાકી મરાઠીમાં બોલે એ બાપુજીને સમજાવવાનું કામ મહાદેવભાઈ કરે. અને બાપુજીની વાત કાકી બરાબર ન સમજે ત્યારે મરાઠીમાં સમજાવવાનું કામ પણ મહાદેવભાઈનું. એ બેની આવી ચર્ચામાં હું વચમાં રહેતો ન હતો. એ ચર્ચા અહીં છોડી દઉં છું.

બીજી એક મહત્ત્વની ચર્ચા ગાંધીજી અને કાકી વચ્ચે ચાલી. તે વધારે મહત્ત્વની હોઈ મેં એક ઠેકાણે એને વિશે વિસ્તારથી લખી કાઢ્યું છે. એનો જ સાર કાકી વિશે લખતાં મારે અહીં આપવો જોઈએ.

દક્ષિણ આફ્રિકાથી કાયમને માટે ભારત પાછા આવી ભારતના જાહેરજીવનમાં ભાગ લેવાનું અને અહીં પોતાનો આશ્રમ કાઢવાનું બાપુજીએ નક્કી કર્યું. અમે લોકો બાપુજીને જઈને મળ્યા. તે પ્રાથમિક દિવસોની વાત છે.

તે વખતે ગાંધીજીની અહિંસા પૂરતી આકરી થઈ ન હતી. અને બ્રિટિશ સામ્રાજ્ય સાથે છૂટાછેડા કરવાનું પણ એમના મનમાં ઊગ્યું ન હતું. ગાંધીજી બ્રિટિશ રાજ્ય સામે, કારણ પરત્વે લઢે ખરા, પણ એમના મનમાં વિશ્વાસ કે

્રિટિશ સામ્રાજ્ય સરવાળે ભારતનું હિત જ કરશે. આપણે એ સામ્રાજ્યમાં ્નેકમને દાખલ થયા છીએ. તો એ સામ્રાજ્ય પ્રત્યે વફાદાર રહીશું. તેમ કરતાં ્વમાન કે તેજસ્વિતા છોડી દેવાનું કારણ નથી. પ્રસંગ હોય એ પ્રમાણે સામ્રાજ્યને ્દદ પણ કરીશું અને સામ્રાજ્ય તરફથી અન્યાય થાય તો એની સામે લડીશું ્ણ ખરા.

જે દિવસોમાં ગાંધીજીની આવી ભૂમિકા હતી એ અરસામાં બ્રિટિશ સામ્રાજ્ય ્ને જર્મની વચ્ચે યુદ્ધ જામ્યું. ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી વિલાયત જઈ એમણે ્યાંના (વિલાયતમાં રહેતા ભારતીય) યુવકોનું સંગઠન કરી ઘાયલ સિપાઈઓની સેવા ્રવાને એક સેવાદળ ઊભું કરવાનો પ્રયત્ન કરેલો. પણ માંદા પડી એમને ભારત ્ાછા આવવું પડ્યું હતું.

યુરોપના જાગતિક યુદ્ધમાં અંગ્રેજોને ભારતથી મદદ જોઈતી હતી. બ્રિટિશ ્ાઈસરૉયે દેશના અમુક નેતાઓને દિલ્હી બોલાવ્યા. એમાં ગાંધીજીને આમંત્રણ હતું. ્એની વિગતોમાં અહીં ન ઊતરું. ગાંધીજીએ અંગ્રેજો વતી લડવા માટે દેશના તરુણો ્ચ્ચે રંગરૂટ ભરતી માટે પ્રયત્ન કરવાનું સ્વીકારી તેઓ દિલ્હીથી પાછા આવ્યા હતા.

એમણે વિચાર કર્યો રંગરૂટ ભરતી માટે આખા ભારતમાં પ્રયત્ન કરવાનો છે. ્ણ એની શરૂઆત ગુજરાતથી પોતે કરે એ જ સ્વાભાવિક છે.

ગાંધીજી જાણતા હતા કે અંગ્રેજોના પક્ષમાં જર્મનોની વિરુદ્ધ લડવા માટે લોકોને ્તૈયાર કરવા સહેલું નથી.

તોપણ એ દિશાએ પ્રયત્ન કરવો એ જાતનો વિચાર ગાંધીજીના મનમાં ઊગ્યો. ્ગાંધીજીએ કહ્યું, "ગુજરાતનો પ્રચાર આશ્રમમાંથી શરૂ થવો જોઈએ." એટલે અમ ્આશ્રમવાસીઓને ભેગા કરી એમણે અમારી આગળ બધી વાત કરી. અને પોતે ્યુદ્ધમાં રંગરૂટ ભરતી કરવાનું માથે લઈને આવ્યા છે. અને તેથી જાણવા માગે ્છે કે આશ્રમમાંથી ભરતી થવા કોણ કોણ તૈયાર છે? આશ્રમી શાળાના આચાર્ય ્વિજ્ઞાનવેત્તા સાંકળચંદભાઈને બાપુજીએ પ્રથમ પૂછ્યું. એમનો જવાબ સાંભળી ્બાપુજીને બહુ માઠું લાગ્યું.

"ના રે ભાઈ, આપણે તો વાણિયા. બંદૂક ઝાલવાનું આપણું કામ નહીં." એમ ્એમણે એક વાક્યમાં પરખાવી દીધું. બાપુજીએ મારા તરફ નજર કરી મને ્પૂછ્યું. પ્રથમ એમણે અમને સમજાવ્યું હતું કે આ વખતે અંગ્રેજોને મદદ કરીએ ્તો એમનો આપણા વિશેનો અવિશ્વાસ દૂર થશે. સામ્રાજ્યમાં આપણી પ્રતિષ્ઠા ્વધશે અને સ્વરાજ્ય મેળવવા માટે આ એક ઉત્તમ પગથિયું થશે, ઈ.

મેં એટલું જ કહ્યું, "આપ દેશના એટલે અમારા બધાના નેતા છો. અમારા ્વતી આપ વચન આપી ચૂક્યા છો. એટલે એ વચન પાળવાનો અમારો ધર્મ ્છે. હું ફોજમાં દાખલ થવા તૈયાર છું. અને યુરોપની લડાઈમાં જરૂર ભાગ લઈશ."

મારી પાછળ પાછળ અમારા નરહરિભાઈ પરીખ અને પૃથુ શુક્લ કરીને એક

જુવાન કવિ આશ્રમમાં નવોસવો આવેલો એ બે જણ તૈયાર થયેલા. આવડા મોટા આશ્રમમાં ત્રણ જ તૈયાર થયા એ સંખ્યા ઉત્સાહવર્ધક ન હતી પણ ત્રણ તૈયાર થયા એ જ શુભશુકન. ગાંધીજીએ અમારા ત્રણેનાં નામ સરકાર પાસે મોકલ્યાં. અને પોતે વલ્લભભાઈને સાથે લઈ ગુજરાતમાં રંગરૂટ ભરતી કરવા બધે ફરવા લાગ્યા. એમાં એમને સફળતા નહીં જેવી જ મળી. એક દિવસે આશ્રમમાં પાછા આવી કાંઈક ચિઢાઈને કહેવા લાગ્યા, "આ વૈષ્ણવોએ અને જૈનીઓએ લોકોનું તેજ હણી નાખ્યું છે, ઈ."

આ તો આગળનો ઈતિહાસ મેં કહ્યો. જે દિવસે ફોજમાં ભરતી થવાની મેં હા પાડી તે દિવસે એ વાત સાંભળતાંવેંત કાકી તો ઊકળી જ ઊઠી.

"અંગ્રેજોના પક્ષમાં લડવા કાકાસાહેબ એમના સૈન્યમાં ભરતી થાય એ કોઈ કાળે હું પસંદ કરવાની નથી. અંગ્રેજો સામે લડવા તૈયાર થઈ જાય તો તે હું સમજી શકું. એનો વિરોધ હું ન કરું. પણ આ તો મારી કલ્પનાથી પર છે."

મહાદેવભાઈએ વાત રીતસર ગાંધીજીને કાને પહોંચાડી. બાપુજી પોતાની ભૂમિકા કાકીને સમજાવવા આવ્યા. આવતાંવેંત કાકીએ પોતાનું ચલાવ્યું, "બાપુજી, આપ એમ નહીં માનશો કે હું કાયર છું. મારું નામ લક્ષ્મી છે. મારી નામેરી ઝાંસીની રાણીનું ચરિત્ર મેં વાંચ્યું છે. કૉલેજના દિવસોમાં કાકાસાહેબ જ્યારથી અંગ્રેજોના વિરુદ્ધમાં ચાલતા કાવતરામાં દાખલ થયા ત્યારથી હું સમજી ગઈ છું કે કોક દિવસ જો તેઓ પકડાઈ જશે તો એમને ફાંસીની સજા પણ થાય અને મારે આખી જિંદગી વિધવાનું જીવન ગાળવું પડવાનું છે. એને માટે મેં મારું મન તૈયાર રાખ્યું હતું. કાલે જો આપ અંગ્રેજોના વિરુદ્ધ યુદ્ધ જાહેર કરશો તો હું કાકાસાહેબને જરૂર લડવા જવા દઉં. એટલું જ નહીં પણ મારા બે દીકરાઓ જો અંગ્રેજો સામે લડતા લડતા પ્રાણ ખોઈ બેસશે તો હું રોઈશ નહીં. અંગ્રેજો સામે લડવા માટે મારા બંને દીકરાઓને મોકલવા ગમે ત્યારે હું તૈયાર રહીશ.

"પણ જે અંગ્રેજોનું રાજ તોડવા માટે કાકાસાહેબનો નિશ્ચય છે, એમના જ પક્ષમાં જર્મનો સામે લડવા માટે કાકાસાહેબને આપ મોકલવા માગો છો, મોકલી રહ્યા છો એમાં મારી સંમતિ કોઈ કાળે મળવાની નથી.

"અંગ્રેજોના પક્ષમાં કાકાસાહેબ લડવા લાગ્યા છે એ શબ્દો જ કેવા વિચિત્ર લાગે છે. સહન જ નથી થતા એ શબ્દો."

બાપુજીનો જવાબ સાંભળવાની પણ કાકીની તૈયારી ન હતી. એટલે જ વાત ત્યાં રહી ગઈ.

અમારા ત્રણનાં નામો સરકાર પાસે ગયાં જ હતાં. અમે સરકારનું આમંત્રણ આવવાની રાહ જોતા હતા. પણ તે ન આવ્યું. પરિસ્થિતિ બદલાઈ, જર્મનોનો પક્ષ નબળો પડયો. ભારતમાં બાપુજીને સૈન્ય ભરતીમાં ઉત્સાહભેર જવાબ પણ ન મળ્યો.

## પ્રકરણ નવમું

# પ્રો. કૃપાલાની અને સિંધ પ્રાંત

### (સિંધ પ્રત્યે આત્મીયતા)

મહારાષ્ટ્રના લોકોમાં જલદી જલદી અભિપ્રાય બાંધવાની ટેવ. માણસના દોષો ઝટ પારખી લે. એમાં ઊંડાં નિરીક્ષણ કરતાં છીછરા અનુભવ પર ઉતાવળે અભિપ્રાય બાંધવાની ટેવ. એ બધું જોઈ કૉલેજના દિવસોમાં આની સામે હું ખૂબ ચર્ચા કરતો. આવી લાગણીને કારણે ન્યાતજાતના સંબંધો તો ખૂબ બગાડીએ જ છીએ. એની વાત તો હું કરતો જ, પણ બીજા પ્રાંતના લોકો સાથે સંબંધ વધારવો જોઈએ. એમના કાજી થવાની આપણી ઉતાવળ છોડી દેવી જોઈએ વગેરે વિચારો વિદ્યાર્થી દુનિયા આગળ ઘણી વાર મૂકતો.

(હું બેલગામ તરફનો રહીશ. એટલું સાંભળીને એ લોકોએ મને 'કાનડી અપ્પા' માન્યો. અને ત્રીજી ક્લબમાં મોકલી દીધો. છએક મહિના પછી એ લોકોને ખબર પડી કે હું ખરેખર મહારાષ્ટ્રી છું. મારો જન્મ સાતારાનો. પ્રાથમિક કેળવણી પૂનામાં મેળવેલી ઈ. આટલું જાણ્યા પછી એ લોકોએ મને એકદમ બીજી ક્લબમાં લીધો. તે વખતે એ ક્લબ ઍરિસ્ટ્રોક્રેટિક સૌથી ઉત્તમ અને પ્રતિષ્ઠિત ગણાતી.)

ખેર, આની વાત મેં આના પહેલાં કરી છે. પણ મારો બીજો આગ્રહ એ હતો કે દૂર પ્રાંતના લોકોને આપણે વિશેષ અપનાવવા જોઈએ. બંગભંગની (હિલચાલ) ચળવળ પછી બંગાળમાં ક્રાંતિકારી હિંસાત્મક વૃત્તિ વધી. એટલે મહારાષ્ટ્રના મનમાં બંગાળ વિશે એકદમ આદર વધ્યો. પણ અમારે ત્યાં કોઈ બંગાળી હતા નહીં. એટલામાં પાંચદસ સિંધીઓ ફર્ગ્યુસનમાં આવ્યા. કેટલાક લોકોએ પહેલેથી કાગળ લખી ફર્ગ્યુસન કૉલેજના છાત્રાલયમાં જગા મેળવી રાખી હતી. એમને કૉલેજમાં પ્રવેશ મળતાંવેંત પોતાનું એક ક્લબ ઊભું કર્યું. અમારા બધા લોકો સિંધી લોકોની ઈર્ષા કરવા લાગ્યા. પણ ભળવાનું નામ નહીં. મેં કહ્યું, "જે વસ્તુનો ઉપદેશ કરું છું તેનો અમલ કરવાની જવાબદારી મારી. મેં પોતાની મેળે આગળ જઈ બે-ત્રણ સિંધીઓ સાથે પરિચય મેળવ્યો. એમાંના મુખ્ય હતા – જીવતરામ કૃપાલાની – એમને અપનાવવાનો મેં પૂરો પ્રયત્ન કર્યો અને ફાવ્યો. પછી જોયું કે બીજા સિંધીઓ જેવા આ નથી. એમને આખરે શંકા આવી કે હું ગુપ્ત ક્રાંતિકારી રાજકારણમાં અંદર સુધી પહોંચેલો માણસ છું. મેં એમને એ બાબતમાં દાદ ન દીધી. પણ એ ભાઈસાહેબ ક્રાંતિકારી મતના થઈ ગયા. આગળ જતાં એ જ્યારે બિહાર મુજફ્ફરપુરમાં એક ખાનગી કૉલેજમાં પ્રોફેસર હતા ત્યારે સ્વામી આનંદ અને હું નેપાળની યાત્રાએ જવા માગતા હતા, માટે મુજફ્ફરપુરમાં કૃપાલાનીના

મહેમાન થઈને રહ્યા. પછી અમે ત્રણે નેપાળ જઈ આવ્યા. એમણે પોતાના ભત્રીજા ગિરધારીને મારી સાથે રહેવા અને ભણવા મોકલ્યો. બિહારમાં કૃપાલાનીએ ક્રાંતિકારી વિચારો (સ્વરાજ્ય વિશેના) ઠીક ઠીક ફેલાવ્યા હતા. એ જ અરસામાં હું બર્મા જઈ આવ્યો. ત્યારે મેં કૃપાલાનીને મારી સાથે લીધા હતા.

પૂ. બાપુજી જ્યારે કાયમને માટે ભારત આવ્યા ત્યારે, એમના આશ્રમના લોકો, ઍન્ડ્રૂઝને કારણે, શાંતિનિકેતનમાં રહ્યા હતા, એમને મળવા બાપુજી શાંતિનિકેતન આવ્યા. ત્યાં બાપુજી સાથે મારો ઠીક ઠીક પરિચય થયો. એટલે મેં તાર કરીને કૃપાલાનીને મુજફ્ફરપુરથી બાપુજીને મળવા બોલાવ્યા. મુલાકાતના એ દિવસોમાં કૃપાલાની પણ મારી પેઠે જ બાપુજીના થઈ ગયા. તે વખતનું બાપુજીનું અને કૃપાલાનીનું સંભાષણ મેં અન્યત્ર લખી રાખ્યું છે.

આગળ જતાં બાપુજી જ્યારે બિહાર ગયા ત્યારે કૃપાલાનીએ એમને પોતાને ત્યાં રાખ્યા. પરિણામે એમને નોકરીનું રાજીનામું આપવું પડયું. કૃપાલાની ચંપારણ્યની ચળવળમાં જોડાયા, જેલમાં ગયા અને પૂ. બાપુજીના થયા.

પણ મારે બાપુજી ભારત આવ્યા તે પહેલાંની થોડીક વાત અહીં નોંધવાની છે.

કૃપાલાનીએ જોયું હતું કે ક્રાંતિકારી કામ કરવા માટે વિદ્યાર્થીઓમાં જાગૃતિ આણવી જોઈએ. અને એનો પ્રારંભ ધાર્મિક વાતાવરણથી કરીએ તો સમાજની સહાનુભૂતિ મળવાની છે, એ પણ એમણે જોયું હતું. તેથી એમણે સિંધ-હૈદરાબાદ પાસે એક બ્રહ્મચર્યાશ્રમ ખોલ્યો હતો. એ આશ્રમનો ભાર હું ઊંચકું એમ એમણે ઈચ્છયું. હિમાલયની યાત્રા અને સાધના પૂરી કરીને હું પાછો આવ્યો હતો. કૃપાલાની સાથેનો સંબંધ કાયમ હતો જ. એટલે મેં હા પાડી. અને હૈદરાબાદ પાસે કોટ્રી નામના ગામડામાં સિંધુ નદીને કિનારે તે આશ્રમમાં જઈને રહ્યો. પ્લેગને કારણે આશ્રમ ત્યાંથી ખસેડવો પડયો. ત્યારે એ આશ્રમ લઈ અમે સક્કર જઈને રહ્યા. (સક્કર શિકારપુર પાસે જ છે.)

સિંધમાં મુખ્ય બે જ્ઞાતિઓ છે. આમીલ અને ભાઈબંધ. આમીલ આપણા કાયસ્થ જેવા. કેળવણીમાં અને સરકારી નોકરી કરવામાં હોશિયાર. જ્યારે ભાઈબંધ એ વેપારી વૈશ્ય. અત્યંત બાહોશ. આખી દુનિયામાં ફેલાયેલા. હાથ-કારીગરીની અને કળાની વસ્તુઓ જ્યાંત્યાંથી ભેગી કરી, આખી દુનિયાનાં મોટાં મોટાં શહેરોમાં તે 'સિંધવર્ક' તરીકે વેચે અને ખૂબ કમાય. સિંધના બ્રાહ્મણો પુરોહિત તરીકે આદર અને દક્ષિણા મેળવે. એથી વિશેષ કાંઈ નહીં. છતાં એ કોમમાં સંસ્કારિતા અને બાહોશીનો અભાવ નહીં.

બાકીની બધી જ્ઞાતિઓ જોતજોતામાં મુસલમાન થઈ ગયેલી. એટલે સિંધમાં આખી જનતા મુસલમાન. અને જેને અંગ્રેજીમાં અથવા ફ્રેંચમાં Elite કહે છે તે બે ઉચ્ચ કોમો આમીલ અને ભાઈબંધ હિંદુ. એવી ત્યાંની સમાજવ્યવસ્થા આ રીતે ઘડાઈ છે. ત્યાંના મુસલમાન રાજાઓ મીરને નામે ઓળખાતા. એમને

ા એલિટ કોમોની કદર ઘણી. રાજાઓ નાણાની મૂંઝવણમાં આવે તો આ લોકો
બ મદદ કરતા. અને આમીલ લોકો, નામ પ્રમાણે, રાજ ચલાવવામાં કુશળ.
હું જે થોડા મહિના સિંધમાં રહ્યો તેટલામાં એ પ્રાંતની સ્થિતિ સારી રીતે
મજી શક્યો.

અંગ્રેજોને, એ રાજ પોતાના હાથમાં લીધા વગર, ચાલે એમ નહોતું. એટલે
ાર કારણે સિંધ ઉપર અંગ્રેજોએ ચડાઈ કરી અને એ પ્રદેશ જીતી લીધો. ત્યારે
લશ્કરી સેનાપતિએ લખી રાખ્યું I have sind એના બે અર્થ થાય છે:
) 'સિંધ મારા હાથમાં આવી ગયું.' બીજો અર્થ થાય છે 'મેં પાપ કર્યું છે.'
. કે આમીર લોકોના કશા ગુના વગર મેં એમના પર ચડાઈ કરી છે.
ી I have sind લખવામાં એણે બન્ને ભાવ મનમાં આણ્યા. અને લખ્યું
aned. એ વખતની સેનામાં સૈનિકો બધા મહારાષ્ટ્રી હતા. એટલે એમનો આ
ત સાથે પરિચય થયો. અંગ્રેજોનું રાજ ચલાવવા માટે કેટલાક મહારાષ્ટ્રી અમલ-
રો વર્ષો સુધી આ પ્રદેશમાં આવીને રહ્યા. એમણે અહીંની ભાષા શીખી લઈ
ઠ્યપુસ્તકો લખી આપ્યાં. (એમાંથી એક વસ્તુ નોંધવા જેવી છે. ગોડબોલે
ાને કોઈ મહારાષ્ટ્રી ભાઈએ ગણિતનું ઉત્તમ પાઠ્યપુસ્તક સિંધીમાં તૈયાર કર્યું. અને
. ચોપડી સિંધમાં બધે ચાલી. એટલે કોઈ છોકરો બીજાને જો પરીક્ષા વિશે
છવા માગે કે ગણિતમાં તને કેટલા માર્ક્સ મળ્યા? તો પૂછનારો 'ગોડબોલેમાં તને
લા માર્ક્સ મળ્યા?' (વિદ્યાર્થીઓમાં ગણિત માટે બીજો શબ્દ હતો ગોડબોલે.)

## પ્રકરણ દસમું

# જૂના સંબંધ પ્રત્યે વફાદારી

સન ૧૯૧૫ની મુંબઈની કૉંગ્રેસ વખતે બાપુજી મારવાડી વિદ્યાલયમાં રહ્યા હતા
વખતનો કિસ્સો મેં લખ્યો જ છે. કેશવરાવ દેશપાંડેને છોડીને ગાંધીજી પાસે
ઉં તો એ નિષ્ઠાદ્રોહ થશે. હું નવા બૉસ પસંદ કરું અને કેશવરાવને નવા સાથી
ધવા પડે એ સારું નહીં એ મારા વાક્યની બાપુજીએ કદર કરી. એટલું મેં લખ્યું
મેં માન્યું કે બાપુજીએ મને પોતાના માણસ તરીકે સ્વીકાર્યો પણ છે અને મારું
ાજીપુરા રહેવું યોગ્ય છે એમ કહી મને છૂટો રાખ્યો છે એટલો જ મેં અર્થ
ો. પણ બાપુજી અથવા મારું ભાગ્ય મને આમ છોડે એમ ન હતાં. એ વસ્તુ
ા મેં જણાવી છે. વચમાં જે દિવસ ગયા તેની જ વાત મારે અહીં કરવી રહી.

હું થોડા દિવસ વડોદરા રહેવા માગતો હતો. કેશવરાવે સયાજીરાવ ગાયકવાડના
ાઈ સંપતરાવ ગાયકવાડ પાસે મારી વાત કરી હશે. મેં સંપતરાવને મળીને કહ્યું કે
ડોદરામાં એક બાજુ સરકારી સેન્ટ્રલ લાઈબ્રેરી છે. બરાબર એની સામે આપના

વાડામાં આપની ખાનગી લાઈબ્રેરી છે. બંને પુસ્તકાલયનો હું ઉપયોગ કરવા માગું છું. આપની લાઈબ્રેરી સાથે આપના એ વાડામાં ખૂબ જગ્યા ખાલી પડી છે. ત્યાં રહેવાની મને રજા આપશો? પાસે જ એક નવી સરકારી પાઠશાળા છે. ત્યાં મારા એક જૂના સાથી ઊટગીકર શાસ્ત્રી રહે છે. એને મારી મદદની આવશ્યકતા છે. અમે બે જણા પાસે પાસે રહીશું તો એકબીજાને કામ આવીશું ઈ." સંપતરાવે તરત હા પાડી. અને એ રીતે રાજકુટુંબના જૂનામાં જૂના રજવાડામાં કેટલાયે મહિનાઓ સુધી હું રહ્યો.

અહીં જ એક દુઃખદ વસ્તુ નોંધી રાખવી જોઈએ. ઊટગીકર શાસ્ત્રી માંદા પડયા. એમને, એમનાં પત્નીને અને ભત્રીજાને મેં મારે ત્યાં આણી રાખ્યાં. એમના ખાવાપીવાની વ્યવસ્થા, દવાપાણીની વ્યવસ્થા બધું મેં મારે માથે લીધું. શરીરસેવા પણ કરું. અને સાથે પ્રાર્થના કરવી, ધર્મચર્ચા કરવી એ પણ અમારો આનંદનો વિષય. એ આખું ખર્ચ હું ઉપાડી શકું એવી મારી સ્થિતિ ન હતી. એટલે વચમાં વચમાં જરૂરી નાણાં હું કેશવરાવ પાસેથી માગી લેતો. કેશવરાવે ગંગનાથ વિદ્યાલયની જ્યારે સ્થાપના કરી ત્યારે તેમાં મારી પેઠે ઊટગીકર શાસ્ત્રી પણ મારી સાથે જોડાયા હતા. ત્યારથી અમે ભણવામાં અને ભણાવવામાં સાથી. એ મૂળે કર્ણાટકના. પણ મરાઠી પણ જાણે. એ જૂના સંબંધને કારણે મેં એમને મારી સાથે રાખ્યા. મારી સેવા લેતાં લેતાં ત્યાં જ એમનો દેહાન્ત થયો. એમનાં કુટુંબીઓને મેં કર્ણાટક મોકલી દીધાં. આ ઊટગીકર શાસ્ત્રી સાથે મેં કેટલાંયે ઉપનિષદો અને થોડી વેદની ઋચાઓ વાંચી હતી. મેં એમને કહી રાખ્યું હતું કે તમે ઉપનિષદ ઉપરનાં ભાષ્યો તમારી મેળે વાંચો. મારાથી એ મહેનત કરાય નહીં. પણ આપણે ઉપનિષદ સાથે વાંચીએ ત્યારે દરેક ભાષ્યકારે શું શું કહ્યું છે, એમની વચ્ચે મતભેદ કયાં છે એનો સાર મને ટૂંકામાં કહેતા જાઓ. મહેનત તમે કરો. એનો સાર મને વગર મહેનતે મળે એ ઢબે આપણે સહઅધ્યયન કરીશું. એ રીતે અમે કેટલુંયે અધ્યયન કર્યું હતું તે શાસ્ત્રીજીના સ્વર્ગવાસ વખતે બધું ધ્યાનમાં આવ્યું એટલા માટે અહીં નોંધી રાખ્યું છે.

## પ્રકરણ અગિયારમું

# પ્રાંતીયતા અને મારો સંકલ્પ

હું શાંતિનિકેતન જોવા પહેલવહેલો ગયો ત્યારે મુજફ્ફરપુરમાં કૃપાલાનીને મળી ગિરધારીને જોવા ત્યાં ગયેલો એવો કાંઈક ખ્યાલ છે. તે વખતે જે ઓરડીમાં મને રાખ્યો હતો એની સામેના રસ્તા ઉપર ગુરુદેવ આંટા મારવા લાગ્યા. હું શી રીતે માનું કે મને મળવા દેવા આવ્યા છે? પણ સદ્ભાગ્યે ધ્યાનમાં આવ્યું. એટલે હું એમાં જોડાયો. (આંટા મારવામાં) તે વખતે હું હરદ્વારના ઋષિકુળનો અવૈતનિક મુખ્ય વ્યવસ્થાપક હતો. એમણે માન્યું કે હું પંજાબી હોઈશ. એટલે એમણે એ

રીતે વાતો શરૂ કરી. વિવેક ખાતર એકબે સવાલનો જેમતેમ જવાબ મેં આપ્યો. અને તરત સ્પષ્ટ કર્યું કે "હું મહારાષ્ટ્રી છું. ઋષિકુળના સંસ્થાપકોના હાથમાં સપડાયો છું. હું છું તો સનાતની. પણ મને વિવેકાનંદી ગણી શકો છો." તેઓ હસ્યા અને પછી અમારી દિલ ખોલીને વાતો થઈ. બીજે દિવસે હું પાછો ગયો.

ત્યાર પછી મેં એમને કાગળ લખ્યો.

ગીતાંજલિના કવિને અને 'મૉડર્ન રિવ્યૂ'ના લેખકને હું ઓળખતો હતો. શાંતિનિકેતનમાં હું કેળવણીકાર ટાગોરને મળ્યો. હું જાતે કેળવણીકાર હોઈ આપની સંસ્થા જોઈ આપના તરફ હું આકર્ષાયો છું. આપની સંસ્થામાં ચાર-છ મહિના રહ્યા વગર આપનો આદર્શ બરાબર ધ્યાનમાં ઊતરે નહીં. માટે મને ચાર-છ મહિના સંસ્થામાં શિક્ષક તરીકે કામ કરવા દો. મારે પૈસાની જરૂર નથી. એટલે વેતન માગું નહીં અને મારી પાસે પૈસા પણ નથી કે ખાવાનો ખર્ચ આપી શકું. મને સંસ્થામાં રહેવા-જમવા દો. એટલે વર્ગો લઈશ." આટલું લખ્યા પછી ઉમેર્યું, "મેં રાષ્ટ્રીય શિક્ષણની બે-ત્રણ સંસ્થાઓ ચલાવી છે. અવૈતનિક શિક્ષકો કેટલા અવ્યવસ્થિત અને બેજવાબદાર હોય છે એનો મને ખ્યાલ છે. તેથી હું તમને આશ્વાસન આપવા માગું છું કે જેટલા દિવસ શાંતિનિકેતનમાં રહી કામ કરીશ, સંસ્થાના આદર્શો અને નિયમોનું વફાદારીપૂર્વક પાલન કરીશ. કેવળ શાબ્દિક પાલન નહીં પણ હાર્દિક રીતે પાલન કરીશ."

મારી ખાતરી હતી કે આટલા આશ્વાસન પછી મને આમંત્રણ મળશે. અને તે પ્રમાણે આમંત્રણ આવ્યું પણ ખરું.

હું ત્યાં રહેવા ગયો ત્યારે ગુરુદેવ કલકત્તામાં હતા. મને રહેવાને ઓરડી અને ભણાવવાને વર્ગ મળતાં વાર લાગી. મોટી સંસ્થાની વ્યવસ્થામાં આમ જ હોય એમ મેં મન મનાવ્યું. પછી ગુરુદેવ આવ્યા. વાતાવરણમાં એકદમ ફેર પડયો. મને ડાયરેક્ટ મેથડથી અંગ્રેજી ભણાવવાનું કામ સોંપવામાં આવ્યું. મને શી ખબર કે મિ. ઍન્ડ્રૂઝ આમતેમ આંટા મારતા મારી ભણાવવાની પદ્ધતિને નિહાળતા અને સાંભળતા હતા. એમણે ગુરુદેવને સારો અભિપ્રાય આપ્યો હશે. હું સંસ્થામાં ફાવ્યો. એનો લાભ લઈ મેં શાંતિનિકેતનમાં એક નાનકડું મંડળ સ્થાપ્યું. (મુખ્ય વ્યવસ્થાપકની રજાથી સ્તો) મંડળનું લાંબું લાંબું નામ હતું—self-helper's food-reform league. એમાં બે-ત્રણ અધ્યાપકો અને આઠ-દસ વિદ્યાર્થીઓ હતા. રાંધવાનું અને વાસણ માંજવાનું કામ અમે જ કરતા. નોકર રાખવો નહીં એ અમારો નિયમ હતો. સ્વાવલંબન એ અમારો સિદ્ધાંત અને ખોરાકમાં ભાત ઉપરાંત રોટલી પણ ખાઈએ. શાકમાં હળદર અને મીઠું ફક્ત હોય. મરચું નહીં. મસાલો નહીં. એ હતો અમારો આહારનો સુધારો. અમારી આ લીગમાં એક ઠીક ઠીક પ્રતિષ્ઠાવાળો જુવાન અધ્યાપક ભળ્યો, સંતોક મજમુદાર. અમારું કામ ધમધોકાર ચાલ્યું. (પછી પૂ. બાપુજીએ અમારું એ કામ જોઈ અમારી એટલી કદર કરી કે આખો પ્રયોગ વણસી ગયો.) દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના વિજય-વીર, ગુરુદેવના

નવાસવા પણ અત્યંત આદરણીય મહેમાન અને મિ. એન્ડ્રૂઝ તો જેનાં વખાણ કરતાં થાકે નહીં, એવા એ ગાંધી શાંતિનિકેતનમાં આવ્યા. આવડી મોટી સંસ્થાના તમામ અધ્યાપકો અને વિદ્યાર્થીઓએ એમનું ધાર્મિક ઢબે ભવ્ય સ્વાગત કર્યું. લોકોના આદર અને ઉત્સાહમાં ઊભરો આવ્યો. ગાંધીજી જેવો કસાયેલો લોકનેતા આ વાતાવરણનો લાભ લીધા વગર કેમ છોડે? એમણે અમારી નાનકડી લીગનાં વખાણ કર્યાં અને કહ્યું "આ તમારી નાનકડી લીગ શાંતિનિકેતનવ્યાપી થવી જોઈએ." મેં મારી મહારાષ્ટ્રી નિખાલસતાથી વાંધો ઉઠાવ્યો, "બાપુજી, તમારી સંસ્થાના લોકોને આ લોકોએ આદરપૂર્વક અહીં રાખ્યા છે. આ લોકો તમારો પ્રયોગ આદરથી નિહાળે છે. એમાંથી મેં શાંતિનિકેતનના થોડાક ઉત્સાહી વિદ્યાર્થી અને અધ્યાપકોને લઈને મારો પ્રયોગ ચલાવ્યો છે. મને મારું નાનકડું કામ કરવા દો. આપ અહીં માનીતા મહેમાન છો. વ્યવસ્થાપકોને માથે ચઢી સંસ્થામાં ક્રાંતિ કરવા માગો છો. જ્યારે ગુરુદેવ પણ અહીં નથી, એ કયાં સુધી યોગ્ય છે?"

આટલી સ્પષ્ટ નિખાલસ ભાષાની ચેતવણીની મહાત્માજીના મન ઉપર કશી અસર ન થઈ. તેમણે જગદાનંદબાબુ, શરદબાબુ, સંતોકબાબુ વગેરે લોકોને બોલાવી સંસ્થામાં એકદમ ફેરફાર કરવાની સૂચના કરી. (સૂચના નહીં હાકલ જ કરી.) બિચારા વ્યવસ્થાપકો દબાઈ ગયા, માની ગયા. સંસ્થાના તમામ નોકરોને રજા આપી. એકલા ભાતને બદલે રોટલીઓ પણ ખવડાવવાની પ્રથા શરૂ થઈ. મહાત્માજીએ મને પૂછ્યું 'આ નવી વ્યવસ્થાનો ભાર માથે લેશો?' મેં સાફ ના પાડી. મેં કહ્યું, 'આવી વ્યવસ્થાનો હું પૂરો અનુભવી છું. કોઈ ઠેકાણે ખામી રહેવા ન દઉં. પણ મને તો આ અનધિકાર ચેષ્ટા લાગે છે. મને વસ્તુ પ્રિય છે એટલે એમાં ભળીશ. અને બનતી મદદ કરીશ. પ્રયોગ નિષ્ફળ નહીં થવા દઉં. પણ ભાર માથે લેવાની મારી જરાયે તૈયારી નથી. અંગ્રેજીમાં કહેવત છે Nothing succeeds like Success. માણસને એક ઠેકાણે વિજય મળ્યો એટલે બધે વિજય મળતો જ જાય છે. મેં જ્યાં ઘસીને ના પાડી ત્યાં ગંગનાથના મારા જૂના સાથી મદ્રાસી રાજંગમ (અણ્ણા) આખો ભાર લેવા તૈયાર થયા. બાપુજીને આખી ક્રાંતિ અમલમાં મૂકતાં કશી મુશ્કેલી નહીં આવી. અમે પ્રારંભ સરસ કર્યો. મારે ભાગે રોટલીઓ શેકવાનું કામ આવ્યું. રોટલીઓ સરસમાં સરસ થવા લાગી. ખાનારની સંખ્યા વધી. બંગાળીઓએ મોવણવાળી રોટલીઓ ખાધી જ ન હતી. એ લોકોએ ચામડા જેવી રોટલીઓ જ ખાધી હતી.

હવે નફ્ફટાઈ પ્રગટ થઈ. મહાત્માજી રંગૂન જવા ઊપડયા, ડૉ. પ્રાણજીવન મહેતાને મળવા. અમારા રાજંગમે ડૉ. મહેતાને ત્યાં ટયૂટર તરીકે કામ કર્યું હતું. એટલે એ પણ બાપુજી સાથે જવા ઊપડયા!!

મેં મારું આશ્ચર્ય વ્યક્ત કર્યું ત્યાં બાપુજી ઠંડે પેટે કહે છે, "મેં જોયું છે કે તમારામાં એ બાહોશી છે. તમે જ બધું ચલાવી રહ્યા છો. રાજંગમને રોકી ન શકું.

કામ ઠીક ચાલશે એ વિશે મને શંકા નથી.'

રાજગમ બાપુજી સાથે ગયા. પાછળના અમે લોકોએ એ પ્રયોગ ચાળીસ દિવસ સુધી નભાવ્યો. ઈશ્વરની કૃપાથી રજા પડી. બધાએ હાશ ભણી અને મેં શાંતિનિકેતન કાયમને માટે છોડ્યું.

તે પહેલાંનો એક પ્રસંગ આખો જન્મારો યાદ રહે એવો બન્યો. પ્રસંગ હતો સામાન્ય. પણ મારા મન ઉપર એની બહુ જ ઊંડી અસર પડી છે.

શાંતિનિકેતનના સંચાલકોએ ગાંધીજીને વચન આપ્યું હતું કે આ નવા સ્વાવલંબી આદર્શને અમે સ્વીકારીએ છીએ. આને અમલમાં મૂકીશું. (આવો નિશ્ચય કરનાર લોકોમાં મિ. ઍન્ડ્રૂઝના સાથી પિયર્સન પણ હતા. મારી એમની ખૂબ દોસ્તી જામેલી. વાસણો માંજવામાં તેઓ પૂરા ઉત્સાહથી ભળતા હતા. બધા માંજનારાઓને રસ પડે એટલા ખાતર કેટલાક વિદ્યાર્થીઓ એમની વચ્ચે બેસી સંગીતનાં વાજિંત્રો વગાડે. કેટલાક વચમાં વચમાં સાહિત્ય વાંચી સંભળાવે. કોક વાર અમે મજાની ચર્ચા છેડીએ. આમ વાસણ માંજવાની આખી પ્રવૃત્તિ કળામય કરવાની અમારી કોશિશ હતી.

છતાં એક દિવસે મિ. પિયર્સને મને ખાનગીમાં કહ્યું, "વાસણ માંજવામાં હિણપત છે એમ અમે કોઈ માનતા નથી. અત્યાર સુધી ઉત્સાહભેર કરતા આવ્યા છીએ. પણ એની પાછળ જે વખત જાય છે તે અમને પોસાતો નથી. બીજી કેટલીક જરૂરી પ્રવૃત્તિઓ રહી જાય છે. એનો વિષાદ ચિત્તને કોતરે છે. કામ હાથમાં લીધું છે તો સત્રના અંત સુધી ચલાવીશું. ગુરુદેવે પણ આશીર્વાદ આપ્યા છે. પણ હું નથી માનતો રજા પૂરી થયા પછી આ સ્વાવલંબનપ્રવૃત્તિ આગળ ચાલી શકશે.")

મુખ્ય વસ્તુ એ હતી કે વંશપરંપરાવાળા ભદ્ર લોકો જે કામ કરતા ન હતા, તેમને ભદ્ર સંસ્કૃતિમાં શ્રમજીવન દાખલ કરવા માટે જે શારીરિક તપશ્ચર્યા જોઈએ છે તે આ સમાજે કેળવેલી નહીં. અને અસમાનતાનું પાપ ધોઈ કાઢવા માટે જે જાતની શ્રદ્ધા જોઈએ છે તે આ સમાજમાં ઊગી ન હતી. પરિણામે નવી શ્રદ્ધા સાચી હોવા છતાં ટકી ન શકી.

માણસ જ્યારે અકળાય છે ત્યારે જાતજાતના વિકારો એના હૈયામાં પેસી જાય છે. આ નવી પ્રવૃત્તિ અજમાવીએ ત્યાં સુધી એનો આદર્શ મોળો પડવો ન જોઈએ એવો મારો આગ્રહ જોઈ એક પીઢ બંગાળી ભાઈએ મને અમારા ચિંતામણ શાસ્ત્રી મારફતે કહેવડાવ્યું "તમે ભૂલી જાઓ છો કે તમે મહારાષ્ટ્રી છો. અમારા સાથી નથી પણ મહેમાન છો. આ સ્થિતિ ભૂલી જઈ એક મહારાષ્ટ્રી બંગાળી સંસ્થામાં રાજ્ય ચલાવવાનો પ્રયત્ન કરે એ અમને કેમ બરદાસ્ત થાય?"

આવો સંદેશો સાંભળવા માટે મારું મન તૈયાર ન હતું. હું માનતો હતો કે પ્રાંતીય ભાવનાથી હું પર છું. પ્રાંતીય ભેદનો મારામાં લવલેશ પણ નથી. તેથી જ શાંતિનિકેતન સાથે આટલો એકરૂપ થયો છું. અને જે કાંઈ કરું છું, બંગાળી

મુખ્ય વ્યવસ્થાપકની રજાથી જ કરું છું. બલ્કે એમણે સોંપેલું કામ પૂરી ઈમાનદારીથી કરું છું. છતાં અહીંના એક પીઢ માણસના મનમાં 'અમે બંગાળીઓ,' 'તમે બહારના'. એવો ભેદ ઊગ્યો જ કેમ? સામાન્ય સંસ્થામાં આવી ટીકા થાય, તો માણસ સમજી શકે. પણ શાંતિનિકેતન તો ગુરુદેવની સંસ્થા. રાષ્ટ્રીય ઉપરાંત આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠાવાળી. તેથી જ ઍન્ડ્રયૂઝ અને પિયર્સન જેવા રાજ્યકર્તાની ન્યાતના લોકો અહીં સમાનભાવે બધા સાથે કામ કરે છે.

અને હું તો પ્રાંતાતીત માણસ. મારું આખું આચરણ શંકાતીત. છતાં વાસણ માંજીને થાકયા એટલે મારા જેવામાં પણ પ્રાંતીયતા જુએ છે. અને હું રાજ્ય ચલાવવા માગું છું એવી શંકા મનમાં આણે છે, ત્યારે મારે શું સમજવું?

મેં નક્કી કર્યું કે આપણું જીવન, આચરણ અને વ્યક્તિત્વ શંકાતીત છે એવું અભિમાન રાખવું જ નહીં. એ ફાંકો આજથી છોડી દીધો, એવો મેં નિશ્ચય કર્યો. અને ત્યાર પછી જ્યાં જ્યાં જાઉં ત્યાં પ્રાંતભેદ, ધર્મભેદ અરે! રાષ્ટ્રભેદ પણ મનમાં ન રાખવા છતાં, કેવળ માનવતા જ સેવતો હોવા છતાં શંકાતીત માણસને જે અધિકાર હોવા જોઈએ તેની લાલસા પણ ન રાખું. અને લોકોની શંકાને કારણ જ ન રહે એટલી સાવચેતી આજથી આખો જન્મારો સાચવતો રહીશ. તે રાત્રે ઊંઘ ન આવી. ચિંતન ખૂબ ચાલ્યું. અને એકાએક સ્મરણ થયું કે શાંતિનિકેતનમાં પ્રવેશ માગતી વખતે ગુરુદેવને મેં લખ્યું હતું કે તમારી સંસ્થાને કોઈ પણ રીતે નડતરરૂપ ન નીવડું એટલું આશ્વાસન તમને આપું છું. એનું શું? આજે પણ ગુરુદેવ મનમાં પણ ન આણે કે આપેલું આશ્વાસન મેં તોડયું છે છતાં શાંતિનિકેતનનો એક પણ સેવક ચિંતામણ શાસ્ત્રી જોડે મને સંદેશો મોકલે ત્યારે મારે જાણવું જોઈએ કે આપેલા વચનનું મેં પૂરા અર્થમાં પાલન નથી કર્યું.

ત્યાર પછી ગાંધીજીના આમંત્રણથી હું એમના આશ્રમમાં દાખલ થયો. એમનાં અસંખ્ય કામો માથે લીધાં. અને યથાશક્તિ પાર પાડયાં. મારી કલ્પનામાં પણ ન આવે એટલી આત્મીયતાથી ગુજરાતીઓએ મને પૂરા હૃદયથી અપનાવ્યો છે. કેવળ આશ્રમવાળા કે વિદ્યાપીઠવાળા કે ગાંધીવાળા જ નહીં પણ તમામ ગુજરાતીઓએ મને પૂરા હૃદયથી અપનાવ્યો છે. પોતાના સમાજનો જ એક માણસ હોઉં એવી જ રીતે ગુજરાતીઓના ગુણદોષોની મારી આગળ ચર્ચા કરી છે.

એમની આ આત્મીયતા, આટલો વ્યાપક અને અકૃત્રિમ પ્રેમ મેળવીને મારી જાત માટે મેં ધન્યતા અનુભવી છે. અને છતાં શાંતિનિકેતનમાં તે દિવસે મેં જે સંકલ્પ કર્યો કે લોકોની આવી આત્મીયતા ઉપર તાણ પડવા ન દઉં અને કોઈ પણ ઠેકાણે અધિકારના સ્થાનનો સ્વીકાર ન કરું. પૂર્ણ વિશ્વાસથી, છતાં બધી રીતે સાવચેત રહી, સેવા જ કરતો રહીશ, એ સંકલ્પને ભુલાવા દેતો નથી.

એક જ વખતે મારી પૂરી કસોટી થઈ.

જ્યારે પૂ. બાપુજીએ મને ગુજરાત વિદ્યાપીઠનો ભાર માથે લેવાનું સૂચવ્યું

અને કૃપાલાનીને મેરઠ પાછા મોકલ્યા તે વખતે (એટલે કે વિદ્યાપીઠની પુનર્રચના થઈ તે વખતે) એક અખિલ ગુજરાતવાળી સંસ્થાનો ભાર હું સ્વીકારું કે ન સ્વીકારું એ શંકા મારા મનમાં આવી. આશ્રમમાં કે વિદ્યાપીઠમાં કે બીજે કોઈ પણ ઠેકાણે પ્રથમ સ્થાન લેવાની મેં કાયમની મારી ના રાખી હતી. પૂ. બાપુજી કાંઈ પણ કામ મને સોંપે તો તરત શ્રી કિશોરલાલભાઈ, મહાદેવભાઈ કે નરહરિભાઈ જેવાને સાથે રાખી અધિકારમાં હું ભાગ પડાવતો હતો. આટલી સાવચેતી ચીવટપૂર્વક રાખ્યા છતાં જ્યારે વિદ્યાપીઠની પુનર્રચનાનો ભાર મારે માથે આવવા લાગ્યો ત્યારે મેં નરહરિભાઈને કહ્યું—“નરહરિભાઈ, આપણી વચ્ચે કશો ભેદ નથી. આપણે બંને એકરાગ થઈને કામ કરતા આવ્યા છીએ, ત્યારે વિદ્યાપીઠના કુલનાયક તમે જ કેમ ન થાઓ? મારી શક્તિ તમારા હાથમાં હશે. તમે કહો તે સ્થાન હું સ્વીકારીશ. પણ કુલનાયક તમે થાઓ.”

મારી ભાવના નરહરિભાઈ સમજી શક્યા. તેમણે કહ્યું “તમારા સંતોષ ખાતર હું તમારી સૂચના માન્ય કરત. પણ મારી પણ મર્યાદા તમારે જાણવી જોઈએ. હું કુલનાયક થાઉં તોપણ મારે ડગલે અને પગલે તમને પૂછી પૂછીને જ કામ કરવું પડશે. હું નામનો કુલનાયક થાઉં અને ડગલે અને પગલે સલાહ માટે કે નિર્ણય માટે તમારી પાસે દોડીને આવું એ સ્થિતિ થવાની. અને એ મને પોસાય નહીં. જે વસ્તુસ્થિતિ છે એ સ્વીકારીને ચાલીએ. કુલનાયક તમે જ થાઓ. રોજ તમને મળું અને તમારું બધું કામ તમને સંતોષ થાય એ ઢબે કરું. તમે આપો તે બધા અધિકાર ભોગવું. પણ કુલનાયકનું પદ તો તમારે લીધે જ છૂટકો.”

લાચાર થઈને મેં વાત સ્વીકારી. આગળ જતાં મેં અનુભવ્યું કે મારી વાત નરહરિભાઈએ સ્વીકારી હોત તો સરદાર વલ્લભભાઈ માટે મોટામાં મોટી સગવડ થાત. મારે માટે આખી પરિસ્થિતિ હળવી થાત.

પણ અવસર વીત્યે ‘આમ થાત’ અને ‘એમ થાત’ એવો વિચાર કરવો જ વ્યર્થ છે. જે થવાનું હતું તે થયું. બીજી રીતે થાત નહીં એમ માન્યા વગર છૂટકો નથી.

## પ્રકરણ બારમું

# આશ્રમના પ્રારંભિક દિવસો

પૂ. બાપુજી ૧૦મી એપ્રિલ ૧૯૧૭ને દિવસે ચંપારણ જતાં રસ્તામાં વડોદરા સ્ટેશને મને મળ્યા. અને એમણે કહ્યું “હમણાં હમણાં જ મેં આશ્રમ ખોલ્યો છે. એટલે મારે આખો વખત આશ્રમને આપવો જોઈએ. પણ બહારથી કામો આવી પડે છે એની ના પડાય એમ હતું જ નહીં. એટલે હું ચંપારણ જાઉં છું. તમે અનુભવી છો. શાંતિનિકેતનમાં આશ્રમવાસીઓ સાથે ઠીક ઠીક ભળ્યા છો.

એટલે તમે ઘરના જ ગણાઓ. તમે જો આશ્રમમાં જઈને રહો તો મને નિરાંત થશે." હું માની ગયો. અને આશ્રમનાં બધાં કામોમાં રસ લેવા લાગ્યો. ખાસ કરીને જાજરૂઓની અને આસપાસની સફાઈ. રસોઈ કરવામાં પણ હું પૂરતો ભાગ લેતો. પીરસવામાં અને વાસણો ઊટકવામાં બધાં કરતાં મારો ઉત્સાહ કાંઈક વધારે હશે.

ભણાવવામાં સંસ્કૃત શીખવવાનું કામ સારે ભાગે આવ્યું હતું. દેવદાસ-રામદાસ એમાં ખાસ રસ લેતા એવું યાદ છે. પ્રાર્થનામાં મણિલાલ ગાંધી અને હું વધારે રસ લેતા.

તે વખતે આશ્રમ કોચરબમાં બે ભાડાના મકાનમાં ચાલતો હતો. રસ્તાની પેલે પાર એક કૂવામાંથી પાણી ખેંચીને આણવું પડતું. એટલે અમે બધા જ પાણી ભરવાના કામમાં અમુક વખતે જોડાતા હતા.

તે વખતનો એક મજાનો કિસ્સો યાદ આવે છે તે અહીં નોંધ્યા વગર રહેવાતું નથી.

કૂવામાંથી પાણી ખેંચનારા અમે બે-ત્રણ જણ હતા. બાકીના બધા અમે આપીએ તેટલું પાણી ઊંચકીને આશ્રમમાં પહોંચાડે. આશ્રમનાં બધાં વાસણો ભરી રાખીએ એટલે ચોવીસ કલાકની નિરાંત.

કહેવાની જરૂર નથી કે આમાં પૂ. બાપુજી પણ ભાગ લેતા. એક દિવસે મેં એમને કહ્યું: "અમે નાનામોટા એટલા છીએ કે પાણીની વ્યવસ્થા સરસ ગોઠવાઈ છે. આપને માથે બીજાં ઘણાં કામો છે. આપ આમાં ન આવો તો ચાલે." પણ માને નહીં. એટલે મેં આશ્રમના નાનામોટા છોકરાઓ સાથે વિગતવાર કાવતરું કર્યું. અમે પાણી કાઢીએ અને જે હાજર હોય એના વાસણમાં પાણી રેડીને એ વાસણ એને માથે ચડાવીએ. પાણી લઈ જવા માટે જેટલાં વાસણો હતાં તેટલા છોકરાઓ મેં બોલાવ્યા. એક વાસણમાં પાણી ભરું અને એક છોકરાને માથે ચડાવું. બાપુજી ત્યાં ઊભા. એમને પાણી મળે જ નહીં. એક-બે વાર બાપુજીને ટાળ્યા. એટલે બાપુજીને કાવતરું ધ્યાનમાં આવી ગયું. એક્કે વાસણ એમને મળે નહીં. શું કરે? મનમાં અકળાયા હશે. પોતાને માટે વાસણ મેળવવા આશ્રમ ગયા. ત્યાં એક પણ વાસણ નવરું ન મળે. એક ઓરડીમાંથી બીજી ઓરડીમાં જાય. વાસણ ન મળે તે ન જ મળે. મારું કાવતરું બરાબર ગોઠવેલું છે એ એ સમજી ગયા. પણ હાર કબૂલ કરે એ બાપુજી શાના?

એક ઓરડીમાં નાનાં બાળકોને નાહવા માટે એક મજાનું નાનું ટબ હતું. એમાં પાણી માય ખરું. પણ ટબ ઊંચકીને એમાંથી પાણી કોણ લઈ જાય? એટલે અમે એ રહેવા દીધું હતું. એ ખાલી કરી બાપુજી લઈ આવ્યા. અને મારી આગળ મૂકી કહે, 'આમાં પાણી આપો.' મેં દલીલ કરી, "આમાં પાણી માય ખરું. પણ ઊંચકીને કેમ લઈ જશો?" ઠંડે પેટે બાપુજી કહે, 'તે કામ મારું. તમે તમારે એમાં પાણી રેડી આપો.' હું હાર્યો. એટલે હસતાં હસતાં દોડીને આવતા છોકરા પાસેથી મેં એક સારું વાસણ માગી લીધું. એ ભરીને બાપુજીને આપ્યું. પણ

બાપુજી શાના માને? કહે, "એ વાસણ મારું નથી. જેનું છે એને આપો. હું તો ટબ જ લઈ જવાનો." શું કરી શકાય? ટબ ઊંચકવામાં મદદ કરી. બાપુજી પાણી લઈ ગયા. ફરી આવ્યા ત્યારે મેં કહ્યું, "બાપુજી, હું હાર્યો. આપ તો સત્યાગ્રહના આચાર્ય છો. આપની સામે અમારું ક્યાં સુધી ચાલે? અને ભગવાન પણ આપના પક્ષના એટલે આપને આ ટબ જડ્યું. હવે ડાહ્યો થઈને આપ કહેશો તેમ કરીશ. પણ આ ટબ જવા દો." બાપુજી હસ્યા અને માની ગયા. બધા છોકરાઓ એ મજા જોતા હતા. બાપુજીને હરાવવા એમણે બનતું બધું કર્યું હતું. દોડી દોડીને જાય, દોડી દોડીને આવે કે જેથી બાપુજીને વારો મળે જ નહીં.

હું હાર્યો. બાપુજી જીત્યા. એમાં અમને બધાને જ મજા પડી હતી. પણ છોકરાઓની સહાનુભૂતિ પૂરી મારી તરફ જ હતી.

હું જ્યારે શાંતિનિકેતનમાં હતો અને બાપુજી ત્યાં આવ્યા હતા ત્યારે વાસણ ઊટકવા માટે બંગાળી છોકરાઓને મેં રાજી કર્યા હતા એ બાપુજીએ જોયું હતું. એટલે આશ્રમની પ્રાર્થનામાં એનો ઉલ્લેખ કરી બાપુજીએ કહ્યું હતું કે વાસણ ઊટકવાં પણ એક કામ છે. જે બધા આશ્રમવાસીઓએ કાકા પાસેથી શીખી લેવું જોઈએ. (આ વાત આશ્રમના પ્રારંભની નથી. પણ આશ્રમમાં એક નાનકડી નિશાળ શરૂ કર્યા પછીની છે.)

આશ્રમમાં વાસણ ઊટકવા માટે પહેલેથી નોકરો ન હતા. અમે બધા જ વાસણો ઊટકીએ. દરેક જણ પોતપોતાની થાળી, વાટકો, લોટો વગેરે પોતે માંજે. રસોડાનાં વાસણો અમુક લોકો વારાફરતી ઊટકીને મૂકી દે.

મેં એમાં સુધારો કર્યો. બધાને પીરસ્યા પછી ભાતદાળનાં એઠાં વાસણો સુકાઈને સખત થતાં હતાં. મેં નક્કી કર્યું કે બધા જમવા ભેગા થાય એટલે રાંધેલા વાસણમાંથી ભાત બીજા વાસણમાં લઈએ અને ઢાંકી દઈએ. અને રાંધેલા વાસણમાં પાણી રેડી બાજુ પર રાખીએ. દાળનાં વાસણોનું પણ એમ જ.

આ રીતે ઘણી મહેનત ઓછી થઈ ગઈ. છતાં મોટાં મોટાં વાસણો માંજવાનું કામ તો રહેતું જ.

એક દિવસે પ્રાર્થના પછી મેં જાહેર કર્યું કે "આજથી વાસણ માંજવાની વ્યવસ્થાને અમે નામ આપીએ છીએ 'માર્જન મંડળ' જ્યારે વાસણો ઊટકાય છે ત્યારે શિક્ષકોમાંથી અમે વારાફરતી, કોઈ સારી ચોપડીમાંથી મજાનો ભાગ વાંચી સંભળાવીએ. અને જો એમાંથી ચર્ચા ઊપડે તો માંજનારાઓ ચર્ચામાં ભાગ લઈ શકે છે." અને મેં ઊમેર્યું "કોઈ પણ ભાઈ કે બહેન—જોશમાં આવી જોર જોરથી દલીલ કરે તો એ જ જોરથી વાસણ પણ સાફ કરાશે એટલે સરવાળે લાભ જ છે." (આ યુક્તિ મેં શાંતિનિકેતનમાં અપનાવી હતી. એટલે એની બધી વિગતો હું ઉત્તમ જાણતો.)

પછી તો પૂછવું જ શું—નરહરિભાઈ, કિશોરલાલભાઈ, દેવદાસ વગેરે બધા જ

ચર્ચામાં ભાગ લે. જેમનો વારો ન હોય એવા લોકો પણ માગી માગીને વાસણ લઈને બેસે. અને ચર્ચા કરતા જાય અને રાખ કે માટી લઈને વાસણો માંજતા જાય અને ધોતા જાય. સત્યાગ્રહીઓ માટે ચર્ચાના વિષયો ખૂટે જ શાના? 'માર્જન મંડળ'નું કામ ધીકતું ચાલ્યું. ગામમાં એની ચર્ચા પણ ચાલી.

આગળ જતાં અમ જૂના લોકોને બહારના નવાં નવાં કામો લેવાં પડ્યાં. અમે વેરવિખેર થયા. પછી સાર્જન મંડળનું શું થયું એ હું જાણતો નથી. આશ્રમમાં નોકરો હોતા નથી. એટલે આશ્રમવાસીઓ જ તમામ વાસણો માંજતા હશે. પણ 'માર્જન મંડળ' જેવું સંસ્કૃતિકેન્દ્ર આગળ ચાલ્યું નહીં. એ તો આશ્રમજીવનની એક ખોટ જ ગણાય.

## પ્રકરણ તેરમું

# આખરે હિંદી મને વળગી

હું આશ્રમમાં દાખલ થયો અને થોડા જ દિવસમાં ભરૂચના લોકોએ એક કેળવણી પરિષદ ગોઠવી. ગાંધીજીને એના અધ્યક્ષ થવા માટે આમંત્રણ આપ્યું. ગાંધીજીએ મને કહ્યું કે એ કેળવણી પરિષદમાં તમારે હાજર રહેવાનું છે. એ પરિષદ આગળ વાંચવા માટે એક નિબંધ લખો. 'હિંદી જ આ દેશની રાષ્ટ્રભાષા થઈ શકે છે.' મેં હા પાડી. એ વિષય વિશે મેં ખાસ વિચાર કર્યો ન હતો.

કૉલેજમાં ભણતો ત્યારે એક વિદ્યાર્થીએ મને કહ્યું હતું, 'લોકમાન્ય ટિળકની કેસરીની હિંદી આવૃત્તિ મેં મંગાવી છે. ઉત્તર ભારતમાં બધે હિંદી ચાલે છે. એ ભાષાનું થોડું જ્ઞાન હોય તો સારું, એટલે હું હિંદી કેસરી મગાવું છું.'

આ ભાષા પરત્વે મારા મગજની એ પહેલવહેલી જાગૃતિ. મને એનો એ વિચાર યોગ્ય લાગ્યો. પણ એનું કાંઈ ખાસ મહત્ત્વ મનમાં ઊગ્યું નહીં. કેટલાયે મહારાષ્ટ્રી સંતોએ થોડી થોડી કવિતા હિંદીમાં કરી છે, એ હું જાણતો હતો. કેટલીક કવિતા વાંચી હતી. લોકોને અવારનવાર હિંદીમાં બોલતા સાંભળ્યા હતા. સ્વરાજ થયે આખા દેશનું રાજ કોઈ સર્વમાન્ય દેશી ભાષામાં જ ચાલી શકે એવો વિચાર મનમાં અનેક વાર આવેલો, એટલે એ વિષય મારે માટે નવો ન હતો. પણ એના ઉપર મેં ચિંતન કર્યું ન હતું. સયાજીરાવ ગાયકવાડે પોતાના રાજમાં મરાઠીનું મહત્ત્વ ઓછું કરી, એ ખાનગી ખાતામાં જ ચાલવા દીધી હતી. બાકી બધું સરકારી કામ ગુજરાતીમાં જ ચાલે કેમ કે 'એ જ મારી પ્રજાની ભાષા છે, અને આખા દેશ માટે હિંદીનો જ સ્વીકાર થવો જોઈએ,' એ વિચારે એમણે એ ભાષાને પોતાના રાજ્યમાં પ્રોત્સાહન આપ્યું હતું એ પણ હું જાણતો હતો. પણ બાપુજીએ કેળવણી પરિષદ આગળ રજૂ કરવા હિંદી ઉપર નિબંધ લખવા કહ્યું એટલે મેં આ વિષય ઉપર ગુજરાતના સાક્ષરોએ શું શું લખ્યું છે એ ધ્યાનપૂર્વક વાંચી મારા વિચારો ગોઠવી

કાઢ્યા. મૂળ લેખ મેં મરાઠીમાં લખ્યો હતો અને પાછળથી એનું ગુજરાતી કરાવ્યું હતું. એમાં કોની મદદ લીધી હતી એ અત્યારે યાદ નથી. એ લેખમાં મારા પોતાના વિચારો અને ગાંધીજીને મોઢે સાંભળેલા એ વિષય પરત્વેના વિચારો બરાબર આવી ગયા છે. મને તે વખતે ખ્યાલ ન હતો કે આ નિબંધ મારા ભાગ્યમાં મહત્ત્વનો ફેરફાર કરવાનો છે. એ લેખ લખ્યો ૧૯૧૭ના આખરના દિવસોમાં.

ભરૂચની કેળવણી પરિષદમાં બાપુજીએ પોતાના ભાષણમાં હિંદીના મહત્ત્વ વિશે કહ્યું જ હતું. તે વાંચી ટંડનજીએ બાપુજીને ઈંદોરમાં ભરાતા હિંદી સાહિત્ય સંમેલનના અધ્યક્ષ તરીકે બોલાવ્યા. ઈંદોર એટલે ભાઈ કોતવાલનું ક્ષેત્ર. એ ક્રાંતિકારી ભાઈ દક્ષિણ આફ્રિકા જઈ ગાંધીજીના આશ્રમમાં રહ્યા હતા અને ગાંધીજી ઉપર એમણે ભારે છાપ પાડી હતી. એટલે ઈંદોર પરિષદનું અધ્યક્ષસ્થાન બાપુજીને આપવામાં ભાઈ કોતવાલનો હાથ મુખ્ય હોય તો આશ્ચર્ય નથી. ખેર, બાપુજી મને પોતાની સાથે ઈંદોર લઈ ગયા. એ સંમેલનમાં મેં પણ ભાગ લીધો હશે. અત્યારે સ્પષ્ટ યાદ નથી.

ત્યાર પછી બીજી વાર એ જ ઈંદોરમાં હિંદી સાહિત્ય સંમેલન ભરાયું જેમાં ફરીથી બાપુજી અધ્યક્ષ તરીકે ચૂંટાયા હતા—સન ૧૯૩૫માં.

તે પહેલાં ૧૯૩૨માં સ્વરાજની હિલચાલે જોર પકડ્યું. હું અનેક વાર જેલમાં ગયો. બાપુજીએ સાબરમતી આશ્રમનું વિસર્જન કર્યું. મેં ગૂજરાત વિદ્યાપીઠનું કામ છોડી દેવાનો વિચાર કર્યો એટલું જ નહીં પણ ગુજરાત પણ છોડવાનો નિશ્ચય કર્યો, એથી બાપુજી ઘણા નારાજ થયા. છતાં મારી વાત માની ગયા અને મને દક્ષિણનો હિંદી પ્રચાર મજબૂત કરવા માટે ત્યાં મોકલ્યો. એટલે હું તો રાષ્ટ્રભાષા હિંદીના કામમાં પૂરેપૂરો જોડાયો. એટલામાં સન ૧૯૩૫માં ઇંદોરમાં ફરી વાર હિંદી સાહિત્ય સંમેલન ભરાયું. ફરી એના અધ્યક્ષ બાપુજી ચૂંટાયા. એ સંમેલનમાં મેં હિંદીલિપિસુધારનો પ્રસ્તાવ મૂક્યો. એ કારણે હિંદીવાળા કાંઈક દુ:ખી પણ થયા. ટંડનજી મારા પ્રસ્તાવનું મહત્ત્વ જાણતા હતા પણ રૂઢિવાદી હિંદીઓ શાના માને? એ લોકોને ભારે મૂંઝવણ થઈ. હું ગાંધીજીનો માણસ અને હિંદીપ્રચારની પાછળ ભેખ લઈને મંડી પડેલો. મને ચાહે પણ ખરા અને મારાથી બીએ પણ ખરા.

આગળ જતાં સંમેલને રાષ્ટ્રભાષાપ્રચાર માટે એક સમિતિ નીમી અને એનું કાર્યાલય ગાંધીજીના વર્ધામાં રાખ્યું. આ રીતે રાષ્ટ્રભાષાપ્રચાર એ મારું જીવનકાર્ય થયું. મેં મારી જિંદગીનાં કેટલાંયે ઉત્તમોત્તમ વર્ષો એ પ્રચારને આપ્યાં. પણ ગાંધીજીના પ્રાગતિક વિચારોનું મહત્ત્વ હિંદીજગત સમજી ન શક્યું. દેશના ભાગલા સ્વીકારવા પડ્યા. હિંદી-ઉર્દૂ બંને શૈલી એકત્ર કરવાની બાપુજીની હિન્દુસ્તાની પ્રવૃત્તિ દેશને અને સ્વરાજને નડી; તો મારા જીવનકાર્યને નડી તો તેમાં આશ્ચર્ય શું?

અત્યારે મારે એટલું જ નોંધવું છે કે મારું ભાગ્ય હિંદીના ભાગ્ય સાથે જોડાયું એનો પ્રારંભ મારા આશ્રમનિવાસ સાથે જ સન ૧૯૧૭માં થયો ગણાય.

## પ્રકરણ ચૌદમું

# હિંદી એટલે પ્રજાકીય હુમલો

હિંદીપ્રચારની સાથે સાથે મારે ભાષાના વ્યાપક સવાલનો પણ અનુભવ નોંધવો જોઈએ. એની સાથે હિંદીપ્રચારને અંગે જે અનુભવો મળ્યા એમાંથી કેટલાક નોંધવા જેવા પ્રસંગો પણ અહીં આપવા જ જોઈએ.

અત્યારે મને જેમ સૂઝે છે તેમ લખતો જાઉં. પછી અમુક ભાગ ક્યાં લખવો, અમુક વર્ણન ક્યાંથી કાઢીને બીજે ક્યાં મૂકવા જેવું છે એનો વિચાર કરી શકીશ અને હું ન કરી શક્યો તો મારી પાછળ આવનારા બીજા કરી શકશે.

કોણ જાણે શી રીતે નાનપણથી ભાષાનો સવાલ મને વળગ્યો જ છે. અમારા ઘરમાં હંમેશાં અમે મરાઠીમાં જ બોલીએ. મરાઠી એ જ મારી જન્મભાષા એ વિશે શંકા નથી. છતાં અમારા ઘરમાં મારી મા અને મારી ભાભીઓ અંદર અંદર અચૂક કોંકણીમાં બોલે. બેલગામ-શહાપુર જાઉં ત્યારે ત્યાં પણ અમારી ન્યાતના ઘણાખરા લોકો કોંકણીમાં જ બોલે. પણ એ કોંકણી મરાઠી મિશ્રિત. એટલે અમને થયું કે કોંકણી એ મરાઠીની જ એક ઘરગથ્થુ બોલી છે. શુદ્ધ ભાષા (લખવાની, પ્રતિષ્ઠિત-પણે બોલવાની અને ગ્રંથમાં દાખલ કરવાની ભાષા) તો મરાઠી જ. કોંકણી એ મરાઠીનું જ એક સ્થાનિક અને ફક્ત બોલચાલનું રૂપાંતર છે એમ જ અમને બધાને લાગતું. (રત્નાગિરી, માલવણ, અલિબાગ વગેરે જિલ્લામાં જે કોંકણી બોલાય છે તે મરાઠી મિશ્રિત છે. એટલે ત્યાંનાં લોકો પણ કોંકણીને મરાઠીની બોલી જ માને છે એ બિલકુલ સ્વાભાવિક છે.) પાછળથી જ્યારે અમે ગોવા ગયા, કારવાર તરફ ગયા ત્યારે કોંકણીનું શુદ્ધ રૂપ સાંભળવાને મળ્યું ત્યારે ધીમે ધીમે નિશ્ચય થયો કે કોંકણી એ મરાઠીની નજીકની પણ તદ્દન સ્વતંત્ર ભાષા છે.

પિતાશ્રી સાથે મુસાફરી કરતાં કાનડી ભાષાનો પરિચય થયો. એ તો સાવ નોખી ભાષા, આર્યકટુંબની નહીં પણ દ્રવિડ કુટુંબની. એમાં પણ મરાઠી શબ્દો અમુક પ્રદેશમાં દાખલ થયેલા હોય. કન્નડ ભાષાની લિપિ પણ જુદી, અને સંધિનિયમો પણ જુદા. એ ભાષા હું સહેજસાજ શીખ્યો.

કર્ણાટકમાં એક દેશી રાજ સાવનૂર. એ તો વળી મુસલમાની રાજ. ત્યાંનાં રાજકુટુંબીઓ એક જાતની ઉર્દૂમાં બોલે. આસપાસની જનતા કન્નડમાં બોલે.

આ રીતે અનેક ભાષાઓનું સાહચર્ય આ દેશમાં છે. એનો કશો ઇલાજ નથી. કોઈ પણ ભાષાનું પ્રચલન બંધ કરી, બધે એક જ ભાષા કરવાનું નેતાઓ ગમે તેટલું ઇચ્છે તોપણ પ્રજા એને માટે તૈયાર ન થાય. લોકવ્યવહાર વધે કે ઘટે, તે પ્રમાણે ભાષાનું ક્ષેત્ર વધવાનું અને ઘટવાનું. ભાષાની વિવિધતા તો દેશમાં રહેવાની જ અને આદાનપ્રદાન વધવાથી ભાષાનું મિશ્રણ પણ થવાનું એ વસ્તુ

મારા ધ્યાનમાં આવી.

ભાષાનો સંબંધ ધર્મ સાથે પણ બંધાય છે, એ પણ હું જોઈ શક્યો. દા.ત. મુસલમાનો ભારતમાં ગમે ત્યાં રહેતા હોય અને ત્યાંની ભાષા જ એમની જન્મભાષા હોય તોપણ તેઓ ઉર્દૂને મુસલમાનોની ખાસ ભાષા એમ માની ઘરમાં એ ચલાવવાનો પ્રયત્ન કરવાના જ.

આનો એક રમૂજી અનુભવ અહીં નોંધવા જેવો છે.

હું આસામમાં હિંદીપ્રચાર કરવા ગયો હતો. ત્યાંના લોકોની ભાષા અસમિયા. એને માટે લિપિ લગભગ બંગાળી જ. 'અસમિયા ભાષા બંગાળીની જ એક અત્યંત ખરાબ વિકૃતિ છે', એમ ભલા ભલા બંગાળીઓ માને અને કહે. હિંદી જ્યારે સંસ્કૃત શબ્દ વધારે વાપરે છે ત્યારે દેશના ઘણાખરા હિંદુઓ હિંદી સમજે જ છે. એ અનુભવે આસામમાં (ત્યાંની ભાષા હું ન જાણતો હોવાથી) હિંદીમાં જ બોલતો. લોકો મોટે ભાગે સમજી જતા. ન સમજાય ત્યાં અંગ્રેજીમાં સવાલ પૂછે. જવાબમાં હું કોક વખતે અંગ્રેજીમાં બોલું. કોક વખતે હિંદીમાં જ વિસ્તારથી સમજાવું.

એક દિવસે મારા વ્યાખ્યાન માટે એક મોટા અસમિયા મુસલમાનને અધ્યક્ષ તરીકે પસંદ કરવામાં આવ્યા. (મોટા માણસના વ્યાખ્યાન માટે એને તોલે આવે એવો મોટો જ અધ્યક્ષ હોવો જોઈએ એ ન્યાયે એ ભાઈની સભાના અધ્યક્ષ તરીકે નિમણૂક થઈ હતી.)

મેં એ ભાઈને પૂછ્યું, "આપની જન્મભાષા કઈ?" એણે ઠાવકાઈથી કાંઈક જુસ્સાથી કહ્યું, "Of-course Urdu." મેં સ્વાભાવિકપણે પૂછ્યું, "ત્યારે આપ આજે અધ્યક્ષ તરીકે ઉર્દૂમાં જ બોલવાના?" ભાઈસાહેબનો જવાબ સાંભળી હું સડક થઈ ગયો. એ કહે, "અમારી જન્મભાષા તો ઉર્દૂ જ છે. પણ હું ઉર્દૂ જરાયે બોલી શકતો નથી. નાનપણથી અસમિયામાં બોલવાની ટેવ છે એટલે હું આજે અસમિયામાં જ બોલીશ."

'માણસ પોતાની જન્મભાષા બોલી શકતો નથી', એ વાત તો પહેલી જ વાર કાને પડી. ત્યાર પછી સ્નેહીઓને આ કિસ્સો સંભળાવતાં હું કહેવા લાગ્યો, "આપણા દેશમાં બે ઉર્દૂઓ છે—એક મામૂલી ઉર્દૂ અને બીજી 'ઑફકોર્સ ઉર્દૂ'. એ 'ઑફકોર્સ' પેલા અસમિયા મુસલમાનભાઈની જન્મભાષા હતી."

સ્વરાજની હિલચાલમાં બંગાળી લોકોએ ભારે ભાગ ભજવ્યો. બંગભંગ સામે એ લોકોએ જબરદસ્ત આંદોલન કરી બંગભંગ રદ કરાવ્યો.

એ દિવસોમાં બંગાળમાં અંગ્રેજોના રાજ્ય સામે જબરદસ્ત ક્રાંતિકારી આંદોલન પણ ચાલ્યું. પરિણામે બંગાળી લોકો વિશે અને એમની ભાષા વિશે અમારા મનમાં ખૂબ આદર જાગ્યો. આટલા સંસ્કારી અને તેજસ્વી લોકોની ભાષા અને સાહિત્ય શીખવાં જ જોઈએ. એ વિચારે બંગાળી લિપિ અને ભાષા ઠીક ઠીક શીખી લીધી હતી. દક્ષિણની કન્નડમાં બોલી પણ શકતો હતો.

આ બધું જોઈને જ ગાંધીજીએ મને ભાષાપ્રચારમાં ખેંચ્યો હશે. ઠીક ઠીક

ઝડપથી મેં ગુજરાતી અપનાવી અને ગુજરાતીમાં હું લખતો પણ થયો. એ પણ કારણ હશે કે બાપુજીએ મને હિંદીના પ્રચાર માટે પસંદ કર્યો.

હું આશ્રમમાં દાખલ થયો ત્યાર પછી થોડા જ દિવસે તેઓ મને હિંદી પ્રચાર માટે મદ્રાસ તરફ મોકલવાના હતા. મેં હિંમતપૂર્વક 'ના' પાડી. (આ એક જ વાર 'બાપુજીએ કહ્યું અને મેં ના પાડી,' એવો પ્રસંગ બન્યો.)

મેં કહ્યું, "હું આપની પાસે આવ્યો છું, તે આપના વિચારો, આપની કાર્ય-પદ્ધતિ અને આપનું વ્યક્તિત્વ સમજવા માટે અને આપના પ્રધાન કાર્યમાં ભાગ લેવા માટે. હું જાણું છું કે આપને મન હિંદીનો પ્રચાર સ્વરાજની દૃષ્ટિએ અને સ્વદેશી સાંસ્કૃતિક વિકાસની દૃષ્ટિએ મહત્ત્વનો સવાલ છે છતાં અત્યારે આશ્રમ છોડીને બીજું કામ લેવાનું મને સૂઝતું નથી. છતાં આપની આજ્ઞા જ હોય તો માની જઈશ." બાપુજીએ મારી વાત માની લીધી. અને ગુજરાતી સમાજની સેવા કરીને એ સમાજને અપનાવવાની મને ઉત્તમમાં ઉત્તમ તક આપી. એને માટે હું આજન્મ ઋણી છું પણ આગળ જતાં ગુજરાત છોડવાની મેં વાત કરી અને એ વાત કબૂલ કર્યે જ છૂટકો, એવી અનુભૂતિ થતાંવેંત બાપુજીએ મને રાષ્ટ્રભાષા હિંદીનો પ્રચાર આખરે વળગાડયો.

હવે આસામનો અનુભવ અહીં રજૂ કરું.

હિંદીપ્રચાર માટે જ્યારે આસામ તરફ હું ગયો ત્યારે મારા પહેલાં એ પ્રદેશમાં હિંદીપ્રચારને અર્થે બાબા રાઘવદાસ ગયેલા. એમનો આદર્શ અને એમની પદ્ધતિ સાવ જુદાં હતાં. એમની ઢબે હિંદીનો પ્રચાર આસામમાં કાયમી થયેલા માર-વાડીઓ વચ્ચે જ થવાનો હતો.

એ જમાનામાં મણિપુર એક દેશી રાજાનું રાજ હતું. રાજા સગીર હતો એ કારણે હો અથવા બીજું ગમે તે કારણ હો, મણિપુરમાં બધી સત્તા અંગ્રેજ એજન્ટના હાથમાં હતી. મણિપુર જવા માટે રજા મેળવવાના મેં અનેક વાર પ્રયત્નો કર્યા હતા પણ ફાવ્યો ન હતો. આખરે મેં બ્રિટિશ એજન્ટને નામે મોટો પંદર રૂપિયાનો તાર કર્યો. ગોરા એજન્ટને થયું હશે, આ કોઈ મોટો નેતા કે અમલદાર હશે. રજા તારથી મળી પણ એટલી મોડી મળી કે તે દિવસની બધી બસો ચાલી ગઈ હતી. અંતે મારે તેલનાં પીપ લઈ જતી એક માલવાહક બસમાં સવારથી સાંજ સુધી બેસી મણિપુર પહોંચવું પડયું હતું. એ અનુભવ ભુલાય એમ નથી. હું મણિપુર ગયો. (મણિપુર રાજની રાજધાની ઇમ્ફાલ કહેવાય છે.) ત્યાં મને કોઈ ઓળખે નહીં. છતાં જેમતેમ ઓળખાણ કઢાવી, એક વ્યાખ્યાન આપી, અનેક શંકાઓ દૂર કરી. બીજે દિવસે હું પાછો આવ્યો. ત્યાર પછી વર્ષો સુધી હું મણિપુર તરફ ચડયો ન હતો. બીજી વાર ગયો ત્યારે કેટલું આશ્ચર્ય! ત્યાંના સ્થાનિક લોકોએ હિંદીનાં અનેક કેન્દ્રો ખોલ્યાં હતાં. શિક્ષકો તૈયાર કર્યા હતા. મણિપુરી વતી હિંદીના સાહિત્યની તૈયારી ચાલતી હતી. જ્યાં જઉં ત્યાં લોકો મને કહે, "વર્ષો પહેલાં તમે

આવ્યા હતા અને હિંદીના પક્ષમાં એક વ્યાખ્યાન આપ્યું હતું, તેની અસર મારવાડી તેમ જ અસમિયા લોકો પર સારી થઈ અને બંનેના સહયોગથી અમે કેટલી પ્રગતિ કરી શક્યા એ તમને આજે બતાવતાં અમને આનંદ થાય છે અને અભિમાન પણ થાય છે.”

હું માનું છું કે હિંદીપ્રચારને અંગે જ્યારે કેરળ પહેલી વાર ગયો ત્યારનો એક રમૂજી અનુભવ મેં ક્યાંક લખ્યો જ છે. એ મજાનો હોઈ અનેક વાર ભાષણોમાં એનો ઉલ્લેખ પણ કર્યો છે. એટલે એનો અહીં ટૂંકો ઉલ્લેખ કરી દઉં.

કેરળમાં એક સાંજે પહોંચ્યો. લોકોને મળી લીધું. આગળનો કાર્યક્રમ નક્કી કર્યો. સવારે કેરળનું એક અંગ્રેજી દૈનિક ખોલ્યું. એમાં મોટે અક્ષરે મારું આવું સ્વાગત હતું —

‘Another Aryan Invasion from the North’ આવા મોટા મથાળા તળે અંગ્રેજીમાં જ લખ્યું હતું કે કાકાસાહેબ જેવા મોટા નેતા હિંદી પ્રચારને અર્થે દક્ષિણમાં ફરવાના છે. આજે કેરળ આવશે. એવું એવું કાંઈક લખ્યું હતું. બધું યાદ ક્યાંથી હોય? મુખ્ય મથાળું બરાબર ધ્યાનમાં રહ્યું છે. મદ્રાસ અને તમિલનાડુના પ્રચારના સમાચાર લોકોએ વાંચ્યા જ હતા એટલે કેરળમાં આ જાતનું સ્વાગત થશે એની મને કલ્પના પણ ન હતી.

‘ઉત્તર ભારતથી દક્ષિણ ઉપર એક ચઢાઈ લઈ આવ્યા છે,’ એમ કહી મારું વિરોધી સ્વાગત જોઈને મને મજા પડી. એક સાથીએ પૂછ્યું, “હવે શું કરશો?” એના અવાજમાં પૂરતી મૂંઝવણ દેખાતી હતી. મેં કહ્યું, ‘આનો તો હું પૂરતો લાભ લઈશ. આખરે તો કેળવણીકાર છું.’

મેં તપાસ કરી કે આ કોણ લોકો છે કે જેમને હિંદી સામે આટલી ભડક છે? એ લોકોને ભેગા કરવાનો મેં પ્રયત્ન કર્યો. એમને થયું આટલો સખત વિરોધ કર્યો છે છતાં આ ભાઈસાહેબ મળવા ઇચ્છે છે! સારું જ છે. એને થોડું સંભળાવીશું. એ વિચાર કરી એ લોકો ઠીક ઠીક સંખ્યામાં ભેગા થયા. (મારે મારી વાત એમને અંગ્રેજીમાં સમજાવવી પડી.) મેં પ્રારંભમાં જ કહ્યું, “ભાઈઓ, તમે ભૂલ કરી છે. હું નથી ઉત્તરનો, નથી દક્ષિણનો. હું તો ઉત્તર અને દક્ષિણ વચ્ચે મધ્યનો (સહેજ પશ્ચિમ તરફનો) છું. ઉત્તરના લોકો દક્ષિણ ઉપર ચઢાઈ કરે તો વચમાં અમે છીએ. અમે જ એમને રોકીશું. તમે જાણો છો આમ મહારાષ્ટ્રીઓને બધા ‘દક્ષિણી’ કહે છે. હિંદી રાષ્ટ્રભાષા હશે પણ મારી જન્મભાષા તો ‘મહારાષ્ટ્રી’ છે. હું ઉત્તરની ફોજ લઈને તમારા ઉપર ચઢાઈ શા માટે કરું? તમારું જ નેતૃત્વ કરી ઉત્તર સામે લડું નહીં?”

આટલો વિનોદ કર્યા પછી મેં એમને કહ્યું, “તમારે સમજવું જોઈએ કે અત્યાર સુધી આખા દેશ ઉપર અમુક ખાસ પ્રભાવી લોકો (સ્વદેશી કે વિદેશી) સામાન્ય જનતા ઉપર રાજ્ય કરતા આવ્યા છે અને પ્રજાની ભાષાને દબાવી દે છે.

પ્રાચીન કાળમાં આર્યો ઉત્તર પ્રદેશમાં બધે ફેલાયા, પછી દક્ષિણમાં આવ્યા

અને એમણે અહીં સંસ્કૃત ભાષા ચલાવી. હું સંસ્કૃતનો ભક્ત છું. દક્ષિણમાં સંસ્કૃતનો પ્રચાર એક વખતે ઠીક થયો. એમાં તમે કેરળવાસીઓએ સૌથી વધારે ઉત્સાહ બતાવ્યો છે.

ત્યાર પછી પઠાણ અને મોગલો આવ્યા. એમની ધર્મભાષા અરબી અને સંસ્કૃતિની ભાષા ફારસી જેને આજે પર્શિયન કહે છે — એ ભાષાઓનું રાજ્ય ચાલ્યું. એ બંને ભાષાઓ ઉત્તરની દેશી ભાષા સાથે ભળી અને ઉર્દૂ પેદા થઈ. ત્યાર પછી પશ્ચિમના લોકો આવ્યા, એમનો ઈતિહાસ તમે જાણો છો. એમની ભાષા અંગ્રેજી. એમનું રાજ્ય આપણા ઉપર ચાલે છે. એ કાંઈ અહીંની પ્રજાની ભાષા નથી.

પણ આ ભાષાનો સવાલ તમને વિગતે સમજાવું તે પહેલાં તમારી પોતાની જ વાત તમને સમજાવવા માગું છું.

તમારા પર કોઈ આક્રમણ કરે તો તમે સંગઠિત થઈ પોતાના બચાવની તૈયારી કરો છો. હું તમને સમજાવવા આવ્યો છું કે કેવળ આત્મરક્ષા એ ઉત્તમ રક્ષણ નથી.

સંકટ દેખીએ ત્યારે દીવાલ બાંધીને, અંદર રહીને આત્મરક્ષા કરવા કરતાં હુમલાખોરો સામે જ તમે હુમલો લઈને કેમ ન જાઓ?

હવે તમે જ કહો, છેલ્લાં દસ હજાર વર્ષમાં કેરળના લોકોએ સૌથી મોટો માણસ કયો નિર્માણ કર્યો? બેશક એ આદ્ય શંકરાચાર્ય હતા. એ કેરળના નાંબુદ્રી બ્રાહ્મણ. કેરળના બચાવ માટે એમણે અહીં સાંસ્કૃતિક કિલ્લાઓ ન બાંધ્યા. એમણે ઉત્તરના લોકોની ભાષા શીખી લઈ એમના ઉપર હુમલો ચલાવ્યો. આ એકલો ઠીંગણો કેરળનો બ્રાહ્મણ. આખા દેશમાં જ્યાંત્યાં જાય, અને વાદવિવાદ માટે આહ્વાન આપે. ઉત્તરની ભાષા શીખી, ઉત્તરના શાસ્ત્રમાં પ્રવીણ થઈ દિગ્વિજય ચલાવ્યો. આખો દેશ જીતી લઈ એમણે ચાર છેડે ચાર આધ્યાત્મિક લશ્કરી મથકો સ્થાપ્યાં. એ ચાર Spiritual cantonments છે, જે આજે પણ મજબૂતપણે કામ કરે છે. પશ્ચિમમાં દ્વારકા પાસે, પૂર્વમાં જગન્નાથપુરીમાં, ઉત્તરમાં હિમાલયના ખોળામાં જોશીમઠ, અને દક્ષિણમાં શૃંગેરી કહો અથવા કન્યાકુમારી કહો. ચાર યાત્રાધામોમાં એમણે પોતાના મઠો સ્થાપ્યા. અને એ બધે ઠેકાણે શંકરાચાર્યના શિષ્યોએ ધર્મપ્રચાર ચલાવ્યો છે.

હું તમને કહેવા આવ્યો છું કે હવે આપણે બ્રાહ્મણોનું, મુલ્લાઓનું કે અંગ્રેજ I.C.S. તેમ જ મિશનરીઓનું રાજ્ય નથી ચાહતા. આપણે ભારતીય પ્રજાનું રાજ્ય માગીએ છીએ. એ રાજ્ય પ્રજાની ભાષામાં ચાલે. કેરળનું રાજ્ય ન ચાલવું જોઈએ અંગ્રેજીમાં, ન ચાલવું જોઈએ હિંદીમાં. એ તો મલયાલમ ભાષામાં જ ચાલે.

અને ભારતની એકતા તો જાળવવી છે ને તે બનશે રાષ્ટ્રભાષા દ્વારા (એકતા વગર નથી ટકવાની આપણી સ્વતંત્રતા અને નથી ટકવાનું આપણું સામર્થ્ય. દુનિયામાં આપણા દેશની પ્રતિષ્ઠા પણ જામવાની નથી.) અને આ દેશની ભાષાઓમાં જે ભાષા બોલનારની સંખ્યા સૌથી વધારે હશે અને જેમની ભાષા સમસ્ત પ્રજાને

માટે સહેલી હશે એ સ્વદેશી ભાષા જ રાષ્ટ્રભાષા બનવાની. તેથી તમને કહેવા આવ્યો છું કે મલયાલમની મદદમાં, ઉત્તર ભારતની પ્રજાની ભાષા હિંદી 'એક જરૂરી બીજી ભાષા તરીકે' ફરજિયાત શીખો અને પછી શંકરાચાર્યની પેઠે ઉત્તર ભારત ઉપર હુમલો લઈ ચાલો. તમારે આત્મરક્ષા કરવી છે કે સર્વસંગ્રાહક એકતાનો હુમલો લઈ બધે પહોંચવું છે?

તમે સંસ્કૃત ઉત્તમ જાણો છો. સંસ્કૃત ભાષા ઉત્તમ રીતે શીખી રહ્યા છો.

ઉત્તર ભારતથી ડરીને જો તમે દક્ષિણ ભારતના લોકો અલગ રહેશો અને અંગ્રેજીના છત્ર તળે રહેવા માગશો તો દેશના કકડા કરશો. પછી એ એક એક કકડા જુદા જુદા જબરદસ્ત રાષ્ટ્રોના હાથતળે જશે માટે ઉત્તરની પ્રજાકીય ભાષા શીખી એનો પ્રચાર કરવાનું કાર્ય તમારે માથે લો. જે કામ એક વખતે શંકરાચાર્યે કર્યું તે જ તમારે કરવાનું છે પણ એને માટે અભિન્ન ભારતીય એકતાનો આગ્રહ તમારે જાળવવો જોઈએ." આવું મેં એમને ઉત્સાહભેર કહ્યું. એમનો વિરોધ તો ઓગળી ગયો જ પણ કેરળમાં હિંદીપ્રચારનું કામ પૂરા જોશથી એ લોકોની જ મદદથી શરૂ થયું.

આજે આ લખાવું છું ત્યારે નોંધ લેતાં આનંદ થાય છે કે પ્રજાકીય સ્વરાજ સરકારના કેન્દ્રમાં હિંદીપ્રચારનું તમામ કામ એક કેરળના યોગ્ય ભાઈને હસ્તક જ ચાલે છે.

## પ્રકરણ પંદરમું

# રાષ્ટ્રભાષા હિંદુસ્તાની

રાષ્ટ્રભાષા હિંદી વિશે મેં અત્યાર સુધી ઘણું લખ્યું છે. આ કામ ભારત આવતાંવેંત ગાંધીજીએ દક્ષિણ ભારતમાં શરૂ કર્યું. ત્યાર પછી જ્યારે ગાંધીજી હિંદી સાહિત્ય સંમેલનના બીજી વાર અધ્યક્ષ થયા ત્યારે દક્ષિણ ભારત ઉપરાંતના બાકીના ભારતમાં (આઠ પ્રાંતમાં) ચલાવવાનું કેમ શરૂ કર્યું અને એનો ભાર મારે માથે કેમ આવ્યો એ પણ બધા જાણે છે.

ત્યાર પછી રાષ્ટ્રભાષાનું નામ ફેરવીને હિંદુસ્તાની એ નામ ચલાવવાનું અને રાષ્ટ્રભાષા માટે નાગરી લિપિ ઉપરાંત ઉર્દૂ લિપિ પણ સ્વીકારવાની નીતિ ગાંધીજીએ કેમ ચલાવી એનો ઇતિહાસ પણ લાગતાવળગતા બધા જાણે છે. એ ફેરફાર ગાંધીજીએ કર્યો તે વખતે મારા વિચારો સ્પષ્ટપણે ગાંધીજી આગળ ખાનગી રીતે મેં મૂક્યા. અને એ નીતિ ચલાવવી જ હોય તો કયે ક્રમે ચલાવવી એ વિશે મારી સૂચનાઓ પણ મેં ગાંધીજી આગળ મૂકી હતી. એ વસ્તુનો ઉલ્લેખ મેં મારા લખાણમાં સહેજસાજ કર્યો છે. પણ એ નીતિનો અમલ પૂરી નિષ્ઠાથી કર્યા છતાં

એમાં સફળતા કેમ ન મળી અને ગાંધીજીના દેહાંત પછી એ આખી યોજના છોડી દઈ રાષ્ટ્રભાષાની નીતિમાં મેં વ્યાપક સુધારો કેમ કર્યો એની કેટલીક વિગતો સાવ ખાનગી હતી તે હવે વિગતવાર સ્પષ્ટ કરવામાં કશું જોખમ રહ્યું નથી એમ જોઈ એ આખી વાત સંક્ષેપમાં અહીં આપવાનો વિચાર કર્યો છે. આમાં કેટલીક વિગતોની અને વિચારોની પુનરુક્તિ થશે. એનો ઈલાજ નથી. કેટલાક નવા વાચકોને એ બધી વસ્તુઓ સાવ નવી અને પહેલી જ વાર એમની આગળ આવવાની છે. અને આ લેખ દ્વારા મારી મનોવૃત્તિ અને મારી નીતિનું સ્પષ્ટીકરણ પણ થવાનું છે. તેથી આગળપાછળનો સામટો વિચાર કરી નીચે પ્રમાણે લખવા માગું છું:

સન ૧૯૧૫માં ગાંધીજી કાયમને માટે ભારત આવીને વસ્યા અને એમણે અમદાવાદ સાબરમતીમાં સત્યાગ્રહાશ્રમની સ્થાપના કરી. થોડા જ દિવસમાં સારા જેવા અનેક સાથીઓ એ આશ્રમમાં દાખલ થયા. ગાંધીજીએ રાષ્ટ્રસેવાનો પોતાનો કાર્યક્રમ દેશ આગળ રજૂ કર્યો એમાં રાષ્ટ્રભાષા તરીકે હિંદીનો સ્વીકાર કરી અહિંદી પ્રાંતોમાં એ ભાષાનો પ્રચાર કરવાની યોજના દેશ આગળ પણ હતી.

ગાંધીજીના આ હિંદીપ્રચાર વિશે વિગતવાર જાણ્યા પછી આવડો મોટો સમર્થક રાષ્ટ્રભાષાને મળે છે એ લાભ જોઈ હિંદી સાહિત્યના સર્વેસર્વા બાબુ પુરુષોત્તમ-દાસ ટંડન લલચાયા અને એમણે હિંદી સાહિત્ય સંમેલનમાં સન ૧૯૧૮ના ઈંદોરના વાર્ષિક અધિવેશનનું અધ્યક્ષસ્થાન ગાંધીજીને સોંપ્યું. ત્યારથી સંમેલન સાથે ગાંધીજીનો સંબંધ બંધાયો. અને ગાંધીજીનું કાર્ય સંમેલનને નામે થાય એ સ્વાભાવિક નીતિનો આગ્રહ ટંડનજીએ ચલાવ્યો.

આ ત્રણચાર વર્ષના ઈતિહાસમાં એક બિનાનો ઉલ્લેખ મેં અત્યાર સુધી કર્યો નથી. એ હમણાં જ મદ્રાસમાં મેં જાહેર કર્યો.

હું ગાંધીજીના આશ્રમમાં સન ૧૯૧૬માં દાખલ થયો. એ અરસામાં (૧૯૧૭માં) ભરૂચ-ગુજરાતમાં એક કેળવણી પરિષદ થઈ. એમાં ગાંધીજીએ મને સૂચવ્યું કે 'હિંદી જ હિંદુસ્તાનની રાષ્ટ્રભાષા થઈ શકે છે' એ વિષય પર એક નિબંધ મારે લખવો. મેં એ પ્રમાણે લેખ લખી આપ્યો. અને પરિષદમાં વાંચ્યો. બાપુજીને તરત વિચાર થયો કે કર્ણાટક, કેરળ, તમિલનાડ અને આંધ્ર એ દક્ષિણના ચાર પ્રાંતમાં રાષ્ટ્રભાષા પ્રચાર માટે મને ત્યાં મોકલવો.

બાપુજીના કહેવાથી ભરૂચ પરિષદમાં મેં હિંદીપ્રચારનું સમર્થન કર્યું હતું. એટલે એ કામ માટે મને જ દક્ષિણમાં મોકલવાનું ગાંધીજીને સૂઝયું એમાં આશ્ચર્ય શું!

રાષ્ટ્રસેવા માટે કોઈ નેતાને પોતાની સેવા અર્પણ કરી, અને એમની સંસ્થામાં દાખલ થયો, તો પછી લશ્કરી લોકો જે અનન્ય નિષ્ઠાથી સોંપેલું કામ માથે લે છે તે નિષ્ઠા વગર રાષ્ટ્રની ઉન્નતિ થઈ ન શકે એમ માનનારો અને તે પ્રમાણે ક્રાંતિકાર્યમાં દાખલ થનારો હું, મને સોંપેલા કામની ના કેમ પાડી શકું.

છતાં મેં ગાંધીજીને કહ્યું કે "આપની આજ્ઞા માન્ય કર્યા પછી એ બધો ભાર

માથે લેવા હું તૈયાર છું. પણ અત્યારે આપ મને દક્ષિણ તરફ મોકલો એ મને ઠીક નથી લાગતું."

"આપને વિશે મેં ઘણું વાંચ્યું, ઘણું જાણ્યું. સશસ્ત્ર ક્રાંતિનું કામ ગુપ્ત રીતે કરવામાં માનનાર હું, આપની પાસે આવ્યો છું તો આશ્રમમાં રહી સીધી રીતે આપના હાથતળે રહી કામ કરવાની તક મને મળવી જોઈએ. આપના સિદ્ધાંતો હું જાણું છું. પણ તે પ્રમાણે કામ કરવાની પદ્ધતિ સાથે હું ટેવાઈ જાઉં તો જ મારું ઘડતર પાકું થશે અને કાર્ય કરવાને હું સમર્થ બનીશ. માટે 'હું આપની પાસે આવ્યો અને આપે મને તરત દૂર મોકલી દીધો' એ પરિસ્થિતિ મારે માટે, મારા ઘડતર માટે અનુકૂળ નથી.

"વડોદરાના મારા એક જૂના સાથી આશ્રમમાં જોડાયા છે. તેઓ તમિલનાડના જ છે. એમને એ કામ સોંપી શકો છો." મારી વાત ગાંધીજીને ગળે ઊતરી અને એમણે શ્રી રાજંગમને (જેમને અમે અણ્ણા કહેતા હતા અને જેમણે આગળ જતાં હરિહર શર્માનું નામ ધારણ કર્યું) દક્ષિણનું કામ સોંપી મદ્રાસ તરફ મોકલી દીધા.

દક્ષિણના ચાર પ્રાંતનું કામ ગાંધીજીએ શરૂ કર્યું અને ગાંધીજી હિંદી સાહિત્ય સંમેલનના અધ્યક્ષ થયા એટલે દક્ષિણનું કામ સંમેલનની એક શાખા જ બન્યું. અને એ પ્રમાણે સંમેલને દક્ષિણના કામ ઉપર પોતાનું રાજ્ય ચલાવ્યું.

એ ઇતિહાસ મારે અહીં આપવો નથી પણ થોડા જ દિવસમાં ગાંધીજીને અનુભવ થયો કે સંમેલન આવી પ્રવૃત્તિઓ ઉત્પન્ન કરી ન શકે. કામ ચલાવવાની આવડત પણ નહીં. પણ પોતાનો અધિકાર લાદવાનો આગ્રહ રાખે એ સ્થિતિમાં દક્ષિણનું કામ બગડી જવાનું. એટલે ગાંધીજીએ દૃઢતાપૂર્વક સંમેલન સાથે વાતચીત કરી. દક્ષિણનું હિંદી પ્રચારનું કામ સંમેલન પાસેથી પાછું લઈ લીધું અને સ્વતંત્ર રીતે ચલાવ્યું. ત્યાર પછી એ કામ સરસ ચાલ્યું. રાજસ્થાનના મારવાડી લોકોના નેતા શ્રી જમનાલાલજી બજાજે આ કામ માટે ગાંધીજીને ઉત્તમમાં ઉત્તમ સહાયતા આપી. તેથી નાણાંની કે કશી ચિંતા રહી નહીં.

આગળ જતાં સન ૧૯૩૫માં હિંદી સાહિત્ય સંમેલને બીજી વાર ગાંધીજીને અધ્યક્ષ બનાવ્યા. અને તે અધિવેશન પણ ઇંદોરમાં જ હતું. એ અધિવેશનમાં ગાંધીજીએ એક ઠરાવ પાસ કરાવ્યો કે દક્ષિણના ચાર પ્રાંત છોડી બાકીના ભારતમાં અહિંદી પ્રદેશોમાં હિંદીનો પ્રચાર કરવા માટે પ્રવૃત્તિ શરૂ કરવી. કાશ્મીર, સિંધ, ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ, ઓરિસા, આસામ વગેરે કુલ આઠ પ્રાંતમાં રાષ્ટ્રભાષા તરીકે હિંદીનો પ્રચાર કરવાનું એ કામ મારે માથે આવ્યું.

ઇંદોરનાં બે અધિવેશન વચ્ચેનાં ૧૭ વર્ષોમાં દેશે ઘણી પ્રગતિ કરી હતી. ગુજરાતમાં સૌથી પ્રથમ સત્યાગ્રહાશ્રમનાં અંદરનું કેળવણીકામ મેં માથે લીધું. એની સાથે ગાંધીજીના ગુજરાતી સાપ્તાહિક નવજીવનમાં હું લખતો થયો.

જોતજોતામાં નવજીવનની આખી પ્રવૃત્તિ સાથે મારો સંબંધ બંધાયો. ગુજરાતી ભાષાનો હું એક નિયમિત લેખક બન્યો. સાહિત્યસેવા સાથે આખા પ્રદેશના જાહેર જીવન સાથે મારો સંબંધ બંધાયો.

એટલામાં ગાંધીજીએ સ્વરાજ્યના આંદોલનમાં બ્રિટિશ સરકાર સાથે અસહયોગની નીતિની ઘોષણા કરી. એમાં સરકારી કેળવણી અને સરકારી યુનિવર્સિટીઓ વગેરેનો બહિષ્કાર એ મુખ્ય ભાગ હોવાથી, ગુજરાત માટે એક રાષ્ટ્રીય વિદ્યાપીઠ સ્થાપવા માટેનો ભાર અમારે માથે આવ્યો. સાથે સાથે મહારાષ્ટ્ર, મદ્રાસ, બિહાર, બંગાળ ઈત્યાદિ અનેક પ્રાંતોની રાષ્ટ્રીય કેળવણીમાં ગાંધીવિચાર સમજાવવાની જવાબદારી મારે માથે આવી. હું ગુજરાતમાં જઈ વસેલો એક મહારાષ્ટ્રી, જાણે મહારાષ્ટ્રી મટી જઈ પૂરો ગુજરાતી તરીકે જનતા તરફથી સ્વીકારાયો.

મારી સાહિત્યસેવાની જાણે કદર કરવાની દૃષ્ટિએ મહાત્માજીએ ગુજરાતી ભાષા માટે શુદ્ધ જોડણી આપતો એક કોશ તૈયાર કરવાનું કામ મને સોંપ્યું. એ કામ મેં માથે લીધું. ગુજરાતની પ્રજાએ ગાંધીજીની આ પસંદગી હર્ષભેર વધાવી લીધી. એ મારે માટે જેટલું આશ્ચર્યકારક હતું તેટલું જ ધન્યતાનું પણ એક પ્રકરણ હતું.

મારા સ્વભાવ પ્રમાણે મેં તરત ગૂજરાત વિદ્યાપીઠ તરફથી એક સમિતિ નીમી. એને માટે ગાંધીજીની સંમતિ મેળવી. અને સતત એકાગ્ર મહેનત ચલાવી. પાંચ વર્ષની અંદર ગાંધીજીને ગુજરાતી ભાષા માટે એક સંપૂર્ણ જોડણીકોશ આપી દીધો. અને ગાંધીજીએ પણ અમારી આ પ્રવૃત્તિને, આશીર્વાદ આપતાં જાહેર કર્યું "હવે પછી કોઈ પણ ગુજરાતીને ગુજરાતી શબ્દોની મનમાની જોડણી ચલાવવાનો અધિકાર રહ્યો નથી." (આવા આશીર્વાદ મળતાંવેંત એ જ કોશની સાર્થ વિશાળ આવૃત્તિ તૈયાર કરવાનું કામ મેં મારા સાથીઓને સોંપ્યું. અને તે કામ બે વર્ષની અંદર સંતોષકારક રીતે પ્રજા આગળ પ્રકાશિત થયું.)

આ સત્તર વર્ષ દરમિયાન ગાંધીજીએ બે કામો મને ખાસ સોંપ્યાં – (૧) ગૂજરાત વિદ્યાપીઠ જેવી અત્યંત મહત્ત્વની રાષ્ટ્રીય સંસ્થા આગળની બધી મુશ્કેલીઓ દૂર કરી એનું કામ કેન્દ્રિત કરવા માટે એ આખી સંસ્થાનો ભાર ગાંધીજીએ મને ૧૯૨૮માં સોંપ્યો. એ કામ મેં સાત વર્ષ ચલાવ્યું.

વિદ્યાપીઠનું કામ મારે માટે આખી જિંદગીનું જીવનવ્યાપી સર્વસમન્વયકારી કામ છે અને મારે કાંઈ નહીં તો ત્રીસ વર્ષ સુધી એ ચલાવવું જોઈએ એ સૂચના બાપુજીની હતી. ત્રીસ વર્ષનો આંકડો પૂ. બાપુજીએ પોતાની કલમે લખ્યો હતો.

પણ પરિસ્થિતિ અને મારા પોતાના ઘડતરની મર્યાદાઓ બધાનો વિચાર કરી મેં ગુજરાતનું કામ છોડી આખા દેશમાં અથવા ગમે ત્યાં બાપુજીના રચનાત્મક કામમાં જ જીવન અર્પણ કરવાનું નક્કી કર્યું. એ પૂ. બાપુજીને જરાયે ગમ્યું નહીં. એમણે મને ગુજરાત ન છોડવાનો આગ્રહ કરી જોયો. પણ જ્યારે જોયું કે એનો

ઉપયોગ નથી, ત્યારે એમણે મારે માથે હિંદીનું કામ નાખવાનો પોતાનો જૂનો સંકલ્પ જગાડયો. અને પ્રથમ મને દક્ષિણમાં મોકલી (૧) ત્યાંના હિંદીપ્રચારનું કામ વધારે વ્યવસ્થિત અને મજબૂત રીતે થાય, અને (૨) એને માટે દક્ષિણના જ સ્થાનિક લોકો પાસેથી પૈસા ઉઘરાવી રાષ્ટ્રભાષા-પ્રવૃત્તિનાં મૂળિયાં દક્ષિણ ભારતના લોકોના જ જીવનમાં પહોંચી જાય એ ઉદ્દેશથી મને ત્યાં મોકલ્યો. આ કામ સન ૧૯૩૪ના ડિસેમ્બરના પ્રારંભમાં મને એમણે સોંપ્યું. બે મહિના દક્ષિણ ફરીને હિંદી જેવી ભારતીય સંસ્કૃતિને વ્યક્ત કરતી અને બાર કરોડની જન્મભાષા જેવી હિંદીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવામાં ભારતીય સંસ્કૃતિ સમર્થ અને પરિપુષ્ટ થશે એ સમજાવવાનું કામ મેં બે મહિના સુધી ચલાવ્યું. નાણાં પણ ઠીક ઠીક ઉઘરાવ્યાં. સન ૧૯૩૪ને આખરે શરૂ કરેલું એ કામ બેએક મહિનામાં પૂરું કરી વર્ધા હું પાછો આવ્યો ત્યાં હિંદી સાહિત્ય સંમેલને પોતાના ઈંદોરના અધિવેશનનું અધ્યક્ષસ્થાન ગાંધીજીને બીજી વાર સોપ્યું.

મદ્રાસ તરફના આ તાજા કામને કારણે હું હિંદીમય થયો જ હતો. ત્યાં ગાંધીજીએ ઈંદોરના સંમેલન આગળ પ્રસ્તાવ મૂકયો કે દક્ષિણના ચાર ભાષાપ્રદેશ ઉપરાંત બાકીના દેશમાં જ્યાં હિંદીભાષા બોલાતી નથી ત્યાં હિંદીનો પ્રચાર સંગઠિત રીતે ચલાવવો જોઈએ. ટંડનજીએ આ પ્રસ્તાવ પૂરા ઉત્સાહથી વધાવી લીધો અને એ કામ સંમેલન વતી જ થાય એટલા માટે મને પણ સંમેલનના બંધારણમાં ખેંચ્યો. હવે જાણે આ મારું જીવનકાર્ય બની ગયું. સન ૧૯૩૫થી ૧૯૪૨ સુધી એટલે કે આઠ વર્ષ મેં આ કામ પૂરી નિષ્ઠાથી અને ઉત્સાહપૂર્વક ચલાવ્યું. એમાં ધાર્યા કરતાં પણ વધારે સફળતા મળી. અને એ જ કામ જો વગર વિઘ્ને ચાલ્યું હોત તો દેશનું વાયુમંડળ જુદું જ થયું હોત. આજે હું લખું છું એની પાછળનો મારો અનુભવ, ભારતીય ઇતિહાસનું મારું વાચન અને ગાંધીજી પાસેથી જ મળેલી જીવનદૃષ્ટિ આ ત્રણેનો સમન્વય છે. એટલા જ ખાતર મારે અહીં હવે પછીની વાતો સહેજ વિસ્તારથી, પણ વધારે ઉત્કટતાથી લખવી પડે છે.

૨

ઉત્તર ભારતમાં હિંદી બોલનારા લોકોનું માનસ સમજવાની જરૂર છે. એમની સંકુચિતતા જ હિંદીપ્રચારને નડી એ વાત સાચી છે. છતાં એમને અન્યાય ન થાય એટલા ખાતર એમની દૃષ્ટિ સહાનુભૂતિપૂર્વક સમજવા માટે અમારા નાનપણના કાળના રાષ્ટ્રીય વૃત્તિના લોકોનું માનસ થોડું સમજાવવું જોઈએ. એટલે હિંદીવાળાઓનું માનસ એક રીતે રાષ્ટ્રીય જ હતું એમ આપણે સમજી શકીશું.

જ્યારે અંગ્રેજોનું રાજ આ દેશમાં મજબૂત થવા લાગ્યું, અને એની સામે કેટલાક રાજાઓએ અને ફોજના નેતાઓએ સન ૧૮૫૭માં અખિલ ભારતીય બળવો કર્યો અને એમાં એ હાર્યા ત્યાર પછીનું દેશનું વાતાવરણ જરા સમજવું જોઈએ.

તે વખતે એક મોટો પ્રતિષ્ઠિત અને દેશપ્રેમી લોકોનો પક્ષ હતો, જેના

સર્વોપરી નેતા ન્યાયમૂર્તિ રાનડે ગણાય.

મહાદેવ ગોવિંદ રાનડે રૂઢિચુસ્ત હિંદુસમાજના દોષોથી અકળાયેલા, પણ અત્યંત ધર્મનિષ્ઠ, એવા એક મોટા વિદ્વાન. એમણે એમના જેવા જ જૂનીનવી વિદ્યાના પારંગત એવા લોકોને ભેગા કરી બંગાળના બ્રહ્મસમાજની ઢબે મહારાષ્ટ્રમાં 'પ્રાર્થના-સમાજ' સ્થાપન કરેલો. ચારિત્ર્યને કારણે અને વિદ્વત્તાને કારણે અને સરકારી નોકરીમાં અત્યુચ્ચ સ્થાને હોવાને કારણે એમની પ્રતિષ્ઠા ભારે. તેઓ લોકોને સમજાવતા કે અંગ્રેજોનું રાજ્ય થયું એ ઈશ્વરી યોજના જ હતી. એની સામે આપણા લોકોએ લડી જોયું. નહીં ફાવ્યા. અંગ્રેજોની વિદ્યામાં આધુનિકતા છે. સુધારાનું બળ છે. આપણે ભક્તિપૂર્વક અને નિષ્ઠાપૂર્વક અંગ્રેજોનું રાજ્ય માન્ય રાખવું જોઈએ. એ રાજ મજબૂત કરવામાં આપણું હિત છે એમ સમજી આપણે પ્રજાને પણ ઈશ્વરી યોજના સમજાવવી જોઈએ. આપણા સામાજિક દોષો દૂર કરીશું. અંદરની નબળાઈઓ કાઢી નાખીશું. ત્યારે આ જ અંગ્રેજ લોકો આપણા ઉપર રાજી થઈને 'બ્રિટિશ સામ્રાજ્યની અંદરનું સ્વરાજ્ય' આપણને ધીરે ધીરે આપશે એમાં જ આપણું કલ્યાણ છે. તેથી રાજ્યનિષ્ઠા, સંસારસુધારો, કેળવણીનો પ્રચાર, ઉદ્યોગ-હુન્નર ફરી સજીવન કરવા માટે સ્વદેશી વૃત્તિનો પ્રચાર એ આપણી રાષ્ટ્રીય નીતિ હોવી જોઈએ. એવા લોકોએ જ કેટલાક ઉદાર દિલના અંગ્રેજોની પ્રેરણાથી અને સલાહથી કોંગ્રેસની સ્થાપના કરી (સન ૧૮૮૫). અને એને માટે અંગ્રેજી રાજના આશીર્વાદ મેળવવા માટે પ્રયત્નો આદર્યા.

આવા એ પ્રતિષ્ઠિત નેતાઓના પક્ષ સામે એક રાષ્ટ્રીય પક્ષ પેદા થયો જેના નેતાઓ પ્રથમ વિષ્ણુ શાસ્ત્રી ચિપૂણકર હતા. આગળ જતાં એ રાષ્ટ્રીય પક્ષના મુખ્ય નેતા બાળ ગંગાધર ટિળક થયા. એમને પ્રજાએ 'લોકમાન્ય' બનાવ્યા.

એ રાષ્ટ્રીય પક્ષની ભૂમિકા નીચે પ્રમાણે હતી :

'અંગ્રેજોનું રાજ ભારત ઉપર મજબૂત થયું. આ ઈશ્વરી યોજના છે. ભારતના હિત માટે છે. એ જાતની ભ્રમણાનો અમે સખત વિરોધ કરીએ છીએ.' અંગ્રેજ લોકોનો ધર્મ, એમની સંસ્કૃતિ, એમની ભાષા એ ત્રણે વસ્તુની આપણા ઉપર જબરદસ્તી થાય છે. એની સામે લડીને અંગ્રેજ રાજ તોડી પાડવાના પ્રયત્નો ફરીથી થવા જોઈએ. '૫૭ની સાલમાં આપણે હાર્યા એનાં કારણો શોધી કાઢીશું. દેશદ્રોહી લોકોએ પોતાનો સ્વાર્થ સાધવા માટે અંગ્રેજોને મદદ કરી. આપણી ગુપ્ત યોજનાઓ અંગ્રેજોને પહેલાંથી સમજાવી દીધી. દેશને દગો દીધો. અને હવે તેઓ અંગ્રેજી રાજમાં ઊંચે સ્થાને પહોંચી ગયા છે. એમની સામાજિક પ્રતિષ્ઠા પણ ઘણી હશે. એ આપણે તોડી પાડવી જોઈએ. જીવવા માટે ક્યાંક તો નોકરી કરવી જ પડે છે. સરકારી નોકરી ખરાબ ખરી, પણ એનો ત્યાગ ક્યાં સુધી કરીશું? પણ નોકરી મળે છે એટલા માટે સરકાર પ્રત્યે નિષ્ઠા શા માટે કેળવીએ? ઉપર ઉપરથી રાજનિષ્ઠ હોવાનો દાવો ભલે કરીએ, પણ અંદરખાનેથી અંગ્રેજો પ્રત્યેની દુશ્મની ફેલાવવી જોઈએ.

અંગ્રેજોના અને અંગ્રેજી વિદ્યાના આ ભક્તો આપણી સામાજિક નબળાઈઓની વાતો દિવસરાત્ર કરે છે. સામાજિક નબળાઈઓ નથી ક્યા દેશમાં? હશે નબળાઈઓ. નભાવી લઈશું. ધીરે ધીરે દૂર કરીશું પણ જે સુધારો હજાર વર્ષ પછી થવાનો છે તેની જ વાત લઈને સામાજિક જીવનની નિંદા કરીશું તો સમાજમાં નાનાંમોટાં તડ પેદા થશે. સમાજની આપણા પ્રત્યેની નિષ્ઠા આપણે ખોઈ બેસીશું. પ્રજા નેતૃત્વ વિનાની થશે. અંગ્રેજોનું રાજ્ય મજબૂત થશે. એટલા માટે સંસારસુધારાની વાત હમણાં કોરે મૂકીશું. જાહેર કરીશું કે પ્રથમ સ્વરાજ. એ મેળવ્યા પછી સંસાર-સુધારો આપણી આગળ છે જ.

આપણે જોવું જોઈએ કે "જે લોકો સ્વરાજ્ય ચાહે છે તેમની પ્રતિષ્ઠા તોડવા માટે સરકાર બધા પ્રયત્નો ચલાવે છે. સ્વરાજ્યદ્રોહી લોકોને મોટી મોટી નોકરી આપે છે. એમની સંસ્થાને નાણાંની મદદ આપે છે. સરકાર-દરબારમાં એમની પ્રતિષ્ઠા વધારે છે." આવી રીતે સમજાવીને રાષ્ટ્રીય પક્ષને મજબૂત કરનાર કેટલાક લોકો અંગ્રેજોનો જ અહીંનો ઇતિહાસ એમને સમજાવતા હતા.

ઉત્તર ભારતમાં મોગલોનું એટલે કે મુસલમાનોનું રાજ હતું. ત્યારે મુસલમાનો પોતાને આ દેશના માલિક ગણતા હતા. તે વખતે મુસલમાનો અંગ્રેજોની વિદ્યા શીખતા નહીં. આ દેશ પર રાજ કરવાનો અધિકાર મુસલમાનોનો. તે અમારા હાથમાંથી છીનવી લઈ અંગ્રેજોએ પોતાનું રાજ્ય મજબૂત કર્યું. એવા દુશ્મનોની ભાષા કોણ શીખે? એમની નોકરી કોણ કરે?–એમ કહી મુસલમાનો ચિડાયેલા રહ્યા.

એ દરમિયાન હિંદુઓએ અંગ્રેજી વિદ્યા શીખી હતી. સરકારી નોકરીમાં દાખલ થયા. એમને અંગ્રેજ લોકો ખાનગીમાં કહે, "જુઓ, આ દેશ તમારો. હિંદુઓનો. તમારા ઉપર જબરદસ્તી કરી આ વિદેશી પઠાણ અને મોગલ લોકોએ તમારો દેશ કાબૂ કર્યો. લોકોને જબરદસ્તીથી મુસલમાન કર્યા. એ ગુલામીમાંથી માથું ઊંચું કરવાની તક અમે તમને આપીએ છીએ. જેમ જેમ અમારી ભાષા શીખશો તેમ તેમ સરકારી નોકરીમાં તમને ઊંચી જગાઓ આપીશું. રાજ્ય ચલાવવાનો અધિકાર તમારા જ હાથમાં આવશે. માટે તમારે અમારા રાજ પ્રત્યે વફાદાર રહેવું. ધર્મની બાબતમાં અમે કોઈના ઉપર જબરદસ્તી કરતા નથી. કોઈને જબરદસ્તી કરવા દેતા નથી. માટે તમારે બ્રિટિશ રાજ્ય પ્રત્યે વફાદારી કેળવવી."

આ પ્રમાણે સ્થિતિ રહી. આગળ જ્યારે હિંદુઓને અંગ્રેજી કેળવણીથી લાભ મળ્યો અને એમની મહત્ત્વાકાંક્ષા વધી ત્યારે તેઓ ઇંગ્લંડનો ઇતિહાસ વાંચીને સ્વરાજ્યની વાતો કરવા લાગ્યા. ઉત્તમ અંગ્રેજોએ એમને એમાં પ્રોત્સાહન આપી કૉંગ્રેસની સ્થાપના કરવામાં મદદ કરી. પણ રાજ્ય કરનારા અંગ્રેજોને કૉંગ્રેસની એટલે કે હવે રાષ્ટ્રીય પક્ષની માગણી ન ગમી. એટલે તેમણે મુસલમાનોને અપના-વવાની નીતિ સ્વીકારી. એમને કહ્યું, "અમારું રાજ થયું તે પહેલાં હિંદુસ્તાન ઉપર

રાજ તમારું હતું. હવે જો પ્રજારાજ થશે તો પ્રચંડ હિંદુબહુમતીનું રાજ થશે. એમાં તમને શું મળવાનું હતું? એના કરતાં તમે કૉંગ્રેસનો વિરોધ કરો. અમે તમને કેળવણીમાં ખાસ મદદ કરીશું. ઊંચી સરકારી નોકરી આપીશું.'' મુસલમાનો લલચાયા. અને એમણે કૉંગ્રેસનો વિરોધ શરૂ કર્યો.

હવે આપણે ભૂલવું ન જોઈએ કે ઉત્તર ભારતના હિંદુઓને પઠાણકાળથી વિદેશી લોકોની જોહુકમીનો અનુભવ હતો. આજે જેમ આપણા રાષ્ટ્રીય લોકો અંગ્રેજી ભાષા અને કેળવણીનું મહત્ત્વ અમુક હદ સુધી સ્વીકાર્યા છતાં એ કેળવણી સ્વરાજ્ય ચાહનાર રાષ્ટ્રીયતાને બાધક છે એમ કહીએ છીએ એ જ પ્રમાણે ઉત્તર ભારતમાં તે વખતના નરમ દળના લોકો ફારસી અને અરબી ભાષા શીખી ઉર્દૂની સેવા કરવા લાગ્યા. અને તે વખતના રાષ્ટ્રીય લોકો સ્વદેશી સંસ્કૃતિનું અભિમાન રાખી હિંદીને આગળ આણવા માગતા હતા. આજની આપણી રાષ્ટ્રીયતા અખિલ ભારતીય છે. એને ફક્ત અંગ્રેજી રાજનો વિરોધ કરવો છે. એ જ પ્રમાણે સો-દોઢસો વર્ષ પહેલાંની ઉત્તર ભારતની રાષ્ટ્રીયતા સંસ્કૃતની ભક્ત અને અરબી-ફારસી વિદેશી અસરની વિરોધ કરનારી હતી. એટલે જૂની રાષ્ટ્રીયતા ઉર્દૂનો વિરોધ કરી સંસ્કૃતમયી હિંદીનો પુરસ્કાર કરતી હતી.

આવી સ્થિતિમાં હિંદીવાળાઓને એ સમજાવવાની જરૂર હતી કે જ્યાં સુધી પઠાણ અને મોગલોનું વિદેશી રાજ હતું તે વખતે જે રાષ્ટ્રીયતા તમે કેળવી તે હવે રાષ્ટ્રીય રહી નથી. હવે તો વિદેશી અંગ્રેજી રાજ તોડવા માટે આપણે હિંદુ, મુસલમાન, ઈસાઈ, યહૂદી, પારસી બધાને એકત્ર કરી અંગ્રેજોનું રાજ તોડવું રહ્યું.

આ કામ સૌથી પ્રથમ ગાંધીજીએ શરૂ કર્યું. ઉત્તર ભારતના હિંદી લોકોના હાડમાં તે વખતની જૂની રાષ્ટ્રીયતાને કારણે ઉર્દૂનો વિરોધ સખત હતો. અને મુસલમાનો તો સ્વરાજ્યના જ વિરોધી. તેઓ અંગ્રેજોનું રાજ અને અંગ્રેજી કેળવણીને વફાદાર રહેવામાં જ ભારતીય મુસલમાનોનું કલ્યાણ જોવા લાગ્યા હતા.

ગાંધીજીના હિંદીપ્રચારમાં ઉત્તર ભારતના હિંદી બોલનારા જોડાયા તો ખરા. પણ ઉર્દૂ વિરોધ તેઓ છોડી ન શકે. જવાહરલાલ નેહરુ જેવા રાષ્ટ્રવૃત્તિના લોકો અંગ્રેજી સાહિત્યની અસર તળે આવેલા હોવાથી એમને અંગ્રેજી રાજ્યનો દ્વેષ હોવા છતાં તેઓ પશ્ચિમની સંસ્કૃતિના ભક્ત. અંગ્રેજી સાહિત્યના રસિયા. એમને અંગ્રેજોનું રાજ્ય તોડવું હતું. અને તે રાજ્ય તૂટ્યા પછી સ્વરાજ્ય માટે રાજ્ય-ભાષા તરીકે વિદેશી અંગ્રેજી ભાષા જોઈતી હતી.

ગાંધીજીના નેતૃત્વને કારણે જવાહરલાલજી 'ગાંધીજીની હિંદી'ના પક્ષમાં આવ્યા. પણ તે સોગંદ ખાવા પૂરતા. ગાંધીજીની હિંદીમાં મુસલમાનો ભળે નહીં. એ બાબતમાં એકરાષ્ટ્રીય વૃત્તિવાળા અને ગાંધીજીનું નેતૃત્વ પસંદ કરનારા એક મોટા મુસ્લિમ નેતા સાથે મારી વાતચીત થઈ હતી. પોતાની ભૂમિકા સ્પષ્ટ કરવા માટે હૃદયની વાત મોકળે મને કહેવાની વૃત્તિથી એમણે મને કહ્યું—

"અમારી વાત તમે દક્ષિણના લોકો બરાબર સમજો નહીં. એટલે એક વાર

તો ધ્યાનપૂર્વક સાંભળો. ઉત્તર ભારતમાં અમારું રાજ હતું. આજે જેમ આ દેશ પર અંગ્રેજોનો પ્રભાવ છે તે પ્રમાણે તે વખતે હિંદુ-મુસલમાન બધા જ પર્શિયન ભાષા ઉત્સાહપૂર્વક શીખતા હતા. પર્શિયન એ અમારી સંસ્કૃતિની ભાષા, સંસ્કારિતા માટે દુનિયામાં પંકાયેલી. અમારી ધર્મભાષા અરબી. તે પણ એક સમર્થ ભાષા. એ બે ભાષાઓ આ દેશના લોકો હિંદુ-મુસલમાનો નિષ્ઠાપૂર્વક શીખવા લાગ્યા. અમારું રાજ પર્શિયનમાં ચાલતું.

"છતાં અમે પ્રજાનું મહત્ત્વ ઓળખી અરબી અને પર્શિયન છોડી દઈ જનતાની ભાષા 'ખડી બોલી' રાજભાષા તરીકે સ્વીકારી. આજે જેમ ભારતની તમામ દેશી ભાષાઓમાં અંગ્રેજીના શબ્દો ઘૂસી આવે છે તેમ ખડી બોલીમાં અરબી-ફારસી શબ્દો ઠીક ઠીક માત્રામાં ઘૂસી ગયા. એ ભાષાનું નામ થયું ઉર્દૂ. એ હતી પૂરેપૂરી પ્રજા-ભાષા. આ દેશમાં રહીને રાજ્ય કરવું છે તો ઉર્દૂ જેવી પ્રજાભાષાને જ રાજભાષા બનાવવી જોઈએ એમ અમે નક્કી કરી ઉર્દૂને રાજભાષા તરીકે સ્વીકારી.

હવે લિપિનો સવાલ હતો. ભારતમાં ભાષા દીઠ લિપિ અલગ અલગ છે. એમાં રાજભાષા માટે કઈ લિપિ પસંદ કરવી એ સવાલ અમારી આગળ ઊભો થયો. આજે જેમ ઘણા ભણેલા સંસ્કારી લોકો અંગ્રેજી ભાષાની રોમન લિપિને આંતરરાષ્ટ્રીય લિપિ તરીકે સ્વીકારવા તૈયાર છે એમ તે વખતે પર્શિયન લિપિ ત્રણ ખંડમાં — એશિયા, દક્ષિણ યુરોપ અને આફ્રિકામાં ચાલતી હતી. એ જ લિપિ અમે ઉર્દૂ માટે પસંદ કરી. એ લિપિને પૂરેપૂરી સ્વદેશી કરવા માટે અમે એમાં સહેજસાજ સુધારા પણ કર્યા. એટલે રાજ્યકર્તા તરીકે અમારો અધિકાર અને અમારો આગ્રહ છોડી દઈ રાષ્ટ્રભાષા તરીકે અમે પ્રજાભાષા ઉર્દૂનો સ્વીકાર કર્યો અને એ ચલાવી. હવે એ અખિલ ભારતીય રાજભાષા છોડી દઈ હિંદુને ખાતર હિંદી સ્વીકારવાનું અમને કહો છો એ ક્યાં સુધી યોગ્ય છે એ તમે જ વિચારો. જેને તમે ઉર્દૂ લિપિ કહો છો તે પર્શિયન લિપિ લખવામાં સહેલી છે. એ લિપિ છોડી રોમન લિપિ લેવાનું કહો તો એ સમજાય એવી વાત છે. પણ નાગરીનું તૂત અમારે માથે કેમ નાખો છો?"

આ હતી એક પૂર્ણ રાષ્ટ્રીય મુસલમાન નેતાની દલીલ અને ભૂમિકા. હું તો સમજી ગયો કે હિંદીપ્રચારમાં ગમે તેટલા સુધારા કરીએ અને અરબી-ફારસીના શબ્દોનો બહિષ્કાર ન જ થાય એ નીતિ જોરથી ચલાવીએ તોપણ મુસલમાનો પૂરા ઉત્સાહથી હિંદીપ્રચારમાં ભળવાના નથી. પરિણામે તેઓ અંગ્રેજીનો પક્ષ છોડવાના નથી. થોડા મુસલમાનો ગાંધીજીના પક્ષમાં ભળશે. આપણી સંસ્થાઓમાં એમની પ્રતિષ્ઠા વધશે. મુસલમાન હોવાથી આપણે ત્યાં એમને અમુક લાભો પણ મળશે. પણ રાષ્ટ્રીય સવાલોમાં આખી મુસલમાન કોમ તરફથી આપણને કોઈ મદદ મળવાની નથી. ભારતમાં રહેતા સામાન્ય મુસલમાનો પરિસ્થિતિ પ્રમાણે અનુકૂળ કે પ્રતિકૂળ થઈને રહેશે. પણ એમનાં હૃદયો તો મુસલમાન કોમી નેતાઓના નેતૃત્વ પાછળ જ રહેશે.

આવી સ્થિતિમાં રાષ્ટ્રીય વૃત્તિવાળા એક નેતા સુંદરલાલજીએ મહાત્માજીને સૂચવ્યું કે "હિંદીની વ્યાખ્યા ગમે તેટલી વ્યાપક કરો. એમાં ઉર્દૂના બધા શબ્દો સ્વીકારો તોપણ જ્યાં સુધી નામ હિંદી છે ત્યાં સુધી રાષ્ટ્રભાષાની તમારી પ્રવૃત્તિ હિંદુ-રાજની જ પ્રવૃત્તિ ગણાશે. માટે હિંદી અને ઉર્દૂ બંને નામો છોડી દઈ પૂર્ણ રાષ્ટ્રીય વ્યાખ્યાની રાજભાષાને 'હિન્દુસ્તાની' નામ સ્વીકારો અને નાગરી તથા ઉર્દૂ બંને લિપિ માન્ય રાખો તો જ તમારે વિશેની મુસલમાનોની શંકા દૂર થશે." (જ્યાં સુધી મને યાદ છે સુંદરલાલે પોતાની સૂચનાને અંતે એમ પણ ઉમેર્યું કે આટલો સુધારો ન કરો તો મારે રાષ્ટ્રભાષા-પ્રચારની નોખી પ્રવૃત્તિ ચલાવવી પડશે.)

સુંદરલાલની આવી ધમકીની અસર મહાત્માજી ઉપર થઈ શકે એમ હું માનતો નથી. પણ એમની વસ્તુ મહાત્માજીને ગળે ઊતરી. અને એમણે એ પ્રમાણે પ્રવૃત્તિમાં ફેરફાર કરવાનો વિચાર કર્યો.

હવે રાષ્ટ્રભાષા પ્રવૃત્તિનો આખો ભાર માથે લઈને દેશ આખામાં હું ખૂબ ફર્યો હતો. લોકોની નાડ હું સમજી શક્યો હતો. ગાંધીજીના વિચારોની લોકો ઉપર શી અને કેટલી અસર થાય છે એ સમજતો હતો. અને સમય સમય પર એનો રિપોર્ટ પણ ગાંધીજીને આપતો. મેં ગાંધીજીને કહ્યું કે કેટલાયે મુસલમાનોએ ઉર્દૂ માટે જ 'હિન્દુસ્તાની' શબ્દ વાપર્યો છે એટલે સામાન્ય જનતા હિન્દુસ્તાનીનો અર્થ ઉર્દૂ એટલો જ કરે છે. નાગરી લિપિ સાથે ઉર્દૂ લિપિને પણ રાષ્ટ્રીય લિપિ તરીકે સ્વીકારીએ તો દેશ આખામાં એનો પ્રચાર ન જ થઈ શકે. સંસ્કૃતને કારણે કેટલાક બંગાળીઓ અને મદ્રાસ તરફના લોકો નાગરી લિપિ જાણે છે. રાષ્ટ્રીય એકતા ખાતર લોકો માંડ નાગરી લિપિ શીખવા તૈયાર થશે. પણ બે લિપિનો બોજો સ્વીકારવા જેટલી રાષ્ટ્રીયતા લોકોમાં હજી ઊગી નથી. નાગરી લિપિ સર્વમાન્ય બનાવવા માટે એ લિપિમાં થોડા જરૂરી સુધારા કરવા માટે હું મથું છું. એમાં મારી શક્તિનો અંત આવ્યો છે. ઉર્દૂ લિપિનો પ્રચાર મોઢેથી કરી શકું. એ લિપિ અનેક રીતે અધૂરી છે. મુસલમાન લોકો પોતાની ઉર્દૂ પણ ઘણી વાર ખોટી રીતે લખે છે. લિપિના એવા ઉચ્ચારણ સાથે પૂરતો મેળ નથી....

કેટલાક મુસલમાનો સાફ સાફ કહે છે કે હિન્દુસ્તાની શબ્દની આડમાં ગાંધીજી હિંદી જ ચલાવવા માગે છે. એટલે આપણે એમની સાથે ન ભળીએ.

ઉત્તર ભારતના હિંદીવાળા કહે છે કે હિન્દુસ્તાનીની આડમાં ઉર્દૂ જ ચાલવાની છે.

પરિસ્થિતિ પૂર્ણપણે ગાંધીજીને સમજાવ્યા પછી એમની આજ્ઞા પ્રમાણે ચાલવું એ મારી મનોવૃત્તિ એટલે એમણે પોતાનો આગ્રહ કાયમ રાખ્યો. આ બધું પ્રકરણ ઊભું થયું તે પહેલાં જમનાલાલજીના પ્રભાવ તળે આવેલા એક યુવાન શ્રીમન્-નારાયણ અમારા હિંદીપ્રચારમાં ભળ્યા હતા. આગળ જતાં શ્રીમન્જી શ્રી જમના-લાલજીના જમાઈ થયા. આ હિંદી-હિન્દુસ્તાનીનો ઝઘડો શરૂ થયો ત્યારે શ્રીમન્જીએ પોતાની ભૂમિકા ગાંધીજી આગળ સ્પષ્ટ કરી રાષ્ટ્રભાષા-પ્રચારની પ્રવૃત્તિમાંથી તેઓ નીકળી ગયા. ગાંધીજીની નીતિ સ્વીકારીને તે પ્રમાણે કામ કરવા મારી સાથે ફક્ત

ચિ. અમૃતલાલ નાણાવટી રહ્યા. એમણે ઉર્દૂ લિપિ શીખવા માટે એક પ્રાઈમર તૈયાર કર્યું. એમની શક્તિ-અશક્તિનો મને ખ્યાલ હતો. અમે જ્યારે સ્વરાજની ચળવળને કારણે જેલમાં ગયા ત્યારે અમૃતલાલ નાણાવટીએ હિન્દુસ્તાનીનું નામ જીવતું રાખ્યું. અને ગાંધીજીના આશીર્વાદ મેળવ્યા. ઉર્દૂ લિપિબોધ જેવી એક ચોપડી તૈયાર કર્યા પછી નાણાવટીએ એ દિશામાં વધુ કશું કર્યું નથી. આ વસ્તુ એમની સામે હું નોંધતો નથી. પણ મારી પરિસ્થિતિનો ચિતાર પૂરો કરવા પૂરતી જ આ વસ્તુ મેં નોંધી છે.

પૂર્વપશ્ચિમ ભારતના આઠ પ્રાંતોમાં રાષ્ટ્રભાષા-પ્રચારનું કામ વર્ષો સુધી મેં કર્યું હતું. પ્રાંત દીઠ એક એક સંસ્થા સ્થાપિત કરી હતી. શ્રી પુરુષોત્તમદાસ ટંડનજી સાથે મારો સહયોગ ખૂબ જ વધ્યો હતો. તેઓ મારા ઉપર ખુશ ખુશ હતા. હિન્દુસ્તાની શબ્દ અને બે લિપિનો સ્વીકાર બંને માટે એમનો વિરોધ હતો. મેં એમને કહ્યું કે "આટલો મૌલિક અને મૂલગામી વિરોધ છે ત્યારે ગાંધીજીની આ પ્રવૃત્તિ સંમેલનના હાથમાં ન રખાય. એ સ્વતંત્ર કરવી પડશે. ટંડનજીએ કહ્યું કે એ આખી પ્રવૃત્તિ તમે સંગઠિત કરી છે. ગાંધીજી ઇચ્છે અને આખી પ્રવૃત્તિ સંમેલનથી જુદી પાડે તો એ વસ્તુ હું સહન કરીશ. પણ ગાંધીજીની નવી હિન્દુસ્તાની નીતિ અમે સ્વીકારી શકવાના નથી."

આટલી વાતો કર્યા પછી અને ટંડનજીની, ભલે લાચારીથી આપેલી, સંમતિ મેળવી હું ગાંધીજી પાસે ગયો. અને એમને કહ્યું કે હમણાં આપ હિન્દુસ્તાની પ્રચારની બાબતમાં મૌન રહો તો આપની આઠ પ્રાંતની પ્રવૃત્તિ સંમેલનથી સ્વતંત્ર કરી લઈશું. ટંડનજીની સંમતિ જેમતેમ મેં મેળવી છે. તેઓ સંમેલનને સમજાવશે. સ્વતંત્ર થયા પછી આવડી મોટી સંસ્થા મારફતે આપણે હિન્દુસ્તાનીનો પ્રચાર ક્રમે ક્રમે ચલાવીશું. આ આખી સંસ્થા સંમેલનને સોંપી દઈશું તો આખા ભારતમાં હિન્દુસ્તાનીને નામે બે લિપિના પ્રચારનું કામ ચલાવવું અશક્ય થશે. હું તો દેશ આખામાં આપની નીતિની વાત લોકોને સમજાવીશ. પણ એ વસ્તુ દેશમાં ઊગી શકવાની નથી.

(ઉપરાંત મેં ઉમેર્યું ભારતની તમામ પ્રાદેશિક ભાષાઓ માટે નાગરી લિપિનો સ્વીકાર થાય એ જાતનો પ્રયત્ન હું કરી રહ્યો છું. કર્ણાટકમાં એનો પ્રારંભ કર્યો છે. બંગાળમાં સખત વિરોધ છે છતાં ત્યાં નાગરી લિપિમાં બંગાળી સાહિત્ય છાપી શકીશું. રવીન્દ્રનાથ ઠાકુર પાસેથી મેં એ જાતની રજા મેળવી છે. આવી સ્થિતિમાં અખિલ ભારતીય એક લિપિ પ્રચારને ઠેકાણે રાષ્ટ્રભાષા માટે બે લિપિનો પ્રચાર કરવો બંધ બેસે છે એમ હું તો માનતો નથી.) આટલું બધું સમજાવ્યા પછી પણ ગાંધીજીએ મારી એક્કે વાત નહીં માની. આઠ પ્રાંતના રાષ્ટ્રભાષા-પ્રચાર સંમેલનથી સ્વતંત્ર કરવાની મારી નીતિનો હું પ્રારંભ કરું ત્યાં સુધી બાપુજી વાતાવરણ ડહોળું ન કરે એ મારી વિનંતી બાપુજીએ સ્વીકારી નહીં. દેશ આખામાં એમની નીતિ સામે વાતાવરણ સળગી ઊઠ્યું. એનો લાભ લઈ ટંડનજીએ ગાંધીજીને કહ્યું કે "આઠ

આવી સ્થિતિમાં રાષ્ટ્રીય વૃત્તિવાળા એક નેતા સુંદરલાલજીએ મહાત્માજીને સૂચવ્યું કે "હિંદીની વ્યાખ્યા ગમે તેટલી વ્યાપક કરો. એમાં ઉર્દૂના બધા શબ્દો સ્વીકારો તોપણ જ્યાં સુધી નામ હિંદી છે ત્યાં સુધી રાષ્ટ્રભાષાની તમારી પ્રવૃત્તિ હિંદુ-રાજની જ પ્રવૃત્તિ ગણાશે. માટે હિંદી અને ઉર્દૂ બંને નામો છોડી દઈ પૂર્ણ રાષ્ટ્રીય વ્યાખ્યાની રાજભાષાને 'હિન્દુસ્તાની' નામ સ્વીકારો અને નાગરી તથા ઉર્દૂ બંને લિપિ માન્ય રાખો તો જ તમારે વિશેની મુસલમાનોની શંકા દૂર થશે." (જ્યાં સુધી મને યાદ છે સુંદરલાલે પોતાની સૂચનાને અંતે એમ પણ ઉમેર્યું કે આટલો સુધારો ન કરો તો મારે રાષ્ટ્રભાષા-પ્રચારની નોખી પ્રવૃત્તિ ચલાવવી પડશે.)

સુંદરલાલની આવી ધમકીની અસર મહાત્માજી ઉપર થઈ શકે એમ હું માનતો નથી. પણ એમની વસ્તુ મહાત્માજીને ગળે ઊતરી. અને એમણે એ પ્રમાણે પ્રવૃત્તિમાં ફેરફાર કરવાનો વિચાર કર્યો.

હવે રાષ્ટ્રભાષા પ્રવૃત્તિનો આખો ભાર માથે લઈને દેશ આખામાં હું ખૂબ ફર્યો હતો. લોકોની નાડ હું સમજી શક્યો હતો. ગાંધીજીના વિચારોની લોકો ઉપર શી અને કેટલી અસર થાય છે એ સમજતો હતો. અને સમય સમય પર એનો રિપોર્ટ પણ ગાંધીજીને આપતો. મેં ગાંધીજીને કહ્યું કે કેટલાયે મુસલમાનોએ ઉર્દૂ માટે જ 'હિન્દુસ્તાની' શબ્દ વાપર્યો છે એટલે સામાન્ય જનતા હિન્દુસ્તાનીનો અર્થ ઉર્દૂ એટલો જ કરે છે. નાગરી લિપિ સાથે ઉર્દૂ લિપિને પણ રાષ્ટ્રીય લિપિ તરીકે સ્વીકારીએ તો દેશ આખામાં એનો પ્રચાર ન જ થઈ શકે. સંસ્કૃતને કારણે કેટલાક બંગાળીઓ અને મદ્રાસ તરફના લોકો નાગરી લિપિ જાણે છે. રાષ્ટ્રીય એકતા ખાતર લોકો માંડ નાગરી લિપિ શીખવા તૈયાર થશે. પણ બે લિપિનો બોજો સ્વીકારવા જેટલી રાષ્ટ્રીયતા લોકોમાં હજી ઊગી નથી. નાગરી લિપિ સર્વમાન્ય બનાવવા માટે એ લિપિમાં થોડા જરૂરી સુધારા કરવા માટે હું મથું છું. એમાં મારી શક્તિનો અંત આવ્યો છે. ઉર્દૂ લિપિનો પ્રચાર મોઢેથી કરી શકું. એ લિપિ અનેક રીતે અધૂરી છે. મુસલમાન લોકો પોતાની ઉર્દૂ પણ ઘણી વાર ખોટી રીતે લખે છે. લિપિના એવા ઉચ્ચારણ સાથે પૂરતો મેળ નથી....

કેટલાક મુસલમાનો સાફ સાફ કહે છે કે હિન્દુસ્તાની શબ્દની આડમાં ગાંધીજી હિંદી જ ચલાવવા માગે છે. એટલે આપણે એમની સાથે ન ભળીએ.

ઉત્તર ભારતના હિંદીવાળા કહે છે કે હિન્દુસ્તાનીની આડમાં ઉર્દૂ જ ચાલવાની છે.

પરિસ્થિતિ પૂર્ણપણે ગાંધીજીને સમજાવ્યા પછી એમની આજ્ઞા પ્રમાણે ચાલવું એ મારી મનોવૃત્તિ એટલે એમણે પોતાનો આગ્રહ કાયમ રાખ્યો. આ બધું પ્રકરણ ઊભું થયું તે પહેલાં જમનાલાલજીના પ્રભાવ તળે આવેલા એક યુવાન શ્રીમન્-નારાયણ અમારા હિંદીપ્રચારમાં ભળ્યા હતા. આગળ જતાં શ્રીમન્જી શ્રી જમના-લાલજીના જમાઈ થયા. આ હિંદી-હિન્દુસ્તાનીનો ઝઘડો શરૂ થયો ત્યારે શ્રીમન્જીએ પોતાની ભૂમિકા ગાંધીજી આગળ સ્પષ્ટ કરી રાષ્ટ્રભાષા-પ્રચારની પ્રવૃત્તિમાંથી તેઓ નીકળી ગયા. ગાંધીજીની નીતિ સ્વીકારીને તે પ્રમાણે કામ કરવા મારી સાથે ફક્ત

ચિ. અમૃતલાલ નાણાંવટી રહ્યા. એમણે ઉર્દૂ લિપિ શીખવા માટે એક પ્રાઇમર તૈયાર કર્યું. એમની શક્તિ-અશક્તિનો મને ખ્યાલ હતો. અમે જ્યારે સ્વરાજની ચળવળને કારણે જેલમાં ગયા ત્યારે અમૃતલાલ નાણાવટીએ હિન્દુસ્તાનીનું નામ જીવતું રાખ્યું. અને ગાંધીજીના આશીર્વાદ મેળવ્યા. ઉર્દૂ લિપિબોધ જેવી એક ચોપડી તૈયાર કર્યા પછી નાણાવટીએ એ દિશામાં વધુ કશું કર્યું નથી. આ વસ્તુ એમની સામે હું નોંધતો નથી. પણ મારી પરિસ્થિતિનો ચિતાર પૂરો કરવા પૂરતી જ આ વસ્તુ મેં નોંધી છે.

પૂર્વપશ્ચિમ ભારતના આઠ પ્રાંતોમાં રાષ્ટ્રભાષા-પ્રચારનું કામ વર્ષો સુધી મેં કર્યું હતું. પ્રાંત દીઠ એક એક સંસ્થા સ્થાપિત કરી હતી. શ્રી પુરુષોત્તમદાસ ટંડનજી સાથે મારો સહયોગ ખૂબ જ વધ્યો હતો. તેઓ મારા ઉપર ખુશ ખુશ હતા. હિન્દુસ્તાની શબ્દ અને બે લિપિનો સ્વીકાર બંને માટે એમનો વિરોધ હતો. મેં એમને કહ્યું કે "આટલો મૌલિક અને મૂલગામી વિરોધ છે ત્યારે ગાંધીજીની આ પ્રવૃત્તિ સંમેલનના હાથમાં ન રખાય. એ સ્વતંત્ર કરવી પડશે. ટંડનજીએ કહ્યું કે એ આખી પ્રવૃત્તિ તમે સંગઠિત કરી છે. ગાંધીજી ઇચ્છે અને આખી પ્રવૃત્તિ સંમેલનથી જુદી પાડે તો એ વસ્તુ હું સહન કરીશ. પણ ગાંધીજીની નવી હિન્દુ-સ્તાની નીતિ અમે સ્વીકારી શકવાના નથી."

આટલી વાતો કર્યા પછી અને ટંડનજીની, ભલે લાચારીથી આપેલી, સંમતિ મેળવી હું ગાંધીજી પાસે ગયો. અને એમને કહ્યું કે હમણાં આપ હિન્દુસ્તાની પ્રચારની બાબતમાં મૌન રહો તો આપની આઠ પ્રાંતની પ્રવૃત્તિ સંમેલનથી સ્વતંત્ર કરી લઈશું. ટંડનજીની સંમતિ જેમતેમ મેં મેળવી છે. તેઓ સંમેલનને સમજાવશે. સ્વતંત્ર થયા પછી આવડી મોટી સંસ્થા મારફતે આપણે હિન્દુસ્તાનીનો પ્રચાર ક્રમે ક્રમે ચલાવીશું. આ આખી સંસ્થા સંમેલનને સોંપી દઈશું તો આખા ભારતમાં હિન્દુસ્તાનીને નામે બે લિપિના પ્રચારનું કામ ચલાવવું અશક્ય થશે. હું તો દેશ આખામાં આપની નીતિની વાત લોકોને સમજાવીશ. પણ એ વસ્તુ દેશમાં ઊગી શકવાની નથી.

(ઉપરાંત મેં ઉમેર્યું ભારતની તમામ પ્રાદેશિક ભાષાઓ માટે નાગરી લિપિનો સ્વીકાર થાય એ જાતનો પ્રયત્ન હું કરી રહ્યો છું. કર્ણાટકમાં એનો પ્રારંભ કર્યો છે. બંગાળમાં સખત વિરોધ છે છતાં ત્યાં નાગરી લિપિમાં બંગાળી સાહિત્ય છાપી શકીશું. રવીન્દ્રનાથ ઠાકુર પાસેથી મેં એ જાતની રજા મેળવી છે. આવી સ્થિતિમાં અખિલ ભારતીય એક લિપિ પ્રચારને ઠેકાણે રાષ્ટ્રભાષા માટે બે લિપિનો પ્રચાર કરવો બંધ બેસે છે એમ હું તો માનતો નથી.) આટલું બધું સમજાવ્યા પછી પણ ગાંધીજીએ મારી એક્કે વાત નહીં માની. આઠ પ્રાંતના રાષ્ટ્રભાષા-પ્રચાર સંમેલનથી સ્વતંત્ર કરવાની મારી નીતિનો હું પ્રારંભ કરું ત્યાં સુધી બાપુજી વાતાવરણ ડહોળું ન કરે એ મારી વિનંતી બાપુજીએ સ્વીકારી નહીં. દેશ આખામાં એમની નીતિ સામે વાતાવરણ સળગી ઊઠ્યું. એનો લાભ લઈ ટંડનજીએ ગાંધીજીને કહ્યું કે "આઠ

પ્રાંતનું સંગઠન તમે કર્યું છે. કાકાસાહેબના શ્રમને એ આભારી છે. એ બધું મને માન્ય છે. પણ એ પ્રવૃત્તિ તમે સંમેલનના નામે શરૂ કરી, હિંદીના નામે આજ સુધી કામ કર્યું. એટલે એ પ્રવૃત્તિ તમે અમને સોંપી દો. એમાં જ ન્યાય છે."

ગાંધીજીએ કહ્યું કે "એ આખી પ્રવૃત્તિ તમને સોંપી દઈને હિંદુસ્તાનીને નામે અમે નવી પ્રવૃત્તિ ઊભી કરીએ તો તમને વાંધો નથી ને?" ટંડનજીએ રાજી થઈને કહ્યું, "આપ જરૂર એક નવી સંસ્થા ઊભી કરો. એને હું મારા આશીર્વાદ આપીશ. અમને અમારી પ્રવૃત્તિ સોંપી દો એટલે બસ." તે પ્રમાણે ગાંધીજીએ કર્યું. પછી થોડા જ દિવસમાં અમે બધા સ્વરાજ્યના આંદોલનને લીધે જેલમાં ગયા. હિન્દુસ્તાની પ્રચારસભા ચલાવનાર એકલા અમૃતલાલ નાણાવટી બહાર રહ્યા હતા. અમે બહાર આવ્યા પછી મેં જોયું કે દેશ આખાનું વાતાવરણ બદલાયું છે. હિંદીપ્રચારને અંગે પણ કૉંગ્રેસ કાંઈ વિશેષ કરી શકે એમ નથી. જવાહરલાલજી તો ગાંધીજી કહે તે પ્રમાણે ઠરાવ પાસ કરી છૂટે. મેં ગાંધીનિષ્ઠાને કારણે મારાથી બનતું કર્યું (એક મજાની વાત—પં. સુંદરલાલજીની સૂચના પ્રમાણે બે લિપિવાળી હિન્દુસ્તાનીનો પ્રચાર કરવાનું શરૂ કર્યા પછી મેં સુંદરલાલજીને મદદમાં બોલાવ્યા. એમણે ઠંડે પેટે મને કહ્યું, "હું તો બંને લિપિ છોડી દઈ રોમન (અંગ્રેજી) લિપિ ચલાવવાના પક્ષનો છું." અને મનને મનાવ્યું કે પરિસ્થિતિ સમય સમય પર વિગતે સમજાવ્યા પછી ગાંધીજીએ જે નીતિ અખત્યાર કરી છે તે જ દેશને માટે હિતકર હશે.

મેં આખરે નક્કી કર્યું કે હિન્દુસ્તાની પ્રચારને નામે હિંદી ઉર્દૂ શૈલીનું મિશ્રણ અને નાગરી ઉર્દૂ લિપિનો પ્રચાર આ બે વસ્તુનો હું ઇનકાર પણ ન કરું અને પ્રચાર પણ ન કરું. પણ એની પાછળ રહેલી ભારતની મહાન નીતિ સર્વધર્મ-સમભાવને અપનાવી લઉં. અને દેશ આખામાં ફરી 'સર્વધર્મ-સમભાવ'ને ઠેકાણે 'સર્વધર્મ-મમભાવ'નો પ્રચાર કરું. એમાં ફક્ત ઇસ્લામ નહીં પણ ફારસી, યહૂદી, ઈસાઈ આદિ બધા ધર્મો પ્રત્યે મમભાવ કેળવવાની વાત દેશ આગળ મૂકવી.

ગાંધીજીના દેહાન્ત પછી અથવા એ જ અરસામાં મને બરાબર યાદ નથી, વિનોબાએ રાષ્ટ્રભાષા હિંદીનો પ્રચાર ફક્ત નાગરી લિપિ દ્વારા કરવાને પ્રોત્સાહન આપ્યું. હમણાં હમણાં એમણે ભારતની બધી ભાષાઓ માટે એક નાગરી લિપિ ચાલે એનો પ્રચાર ચલાવ્યો છે. અને સાથે જાહેર કર્યું છે કે નાગરી સુધારાનું કામ હમણાં આપણે વ્યક્તિ પૂરતું જ કાયમ રાખીએ. રૂઢ નાગરીનો સ્વીકાર ભારતની બધી ભાષાઓ કરે. પછી નાગરી સુધારાની વાત વિચારાશે. આને અંગેના મારા વિચારો એક ઠેકાણે વ્યક્ત કરી મેં સંતોષ માન્યો છે.

ભારત-ભાગ્ય-વિધાતા આપણી પાસેથી જે અને જેટલું કામ લેવા માગે તેટલું આપી છૂટવું અને ચિત્તવૃત્તિ અલિપ્તપણે શાંત રાખવી પણ લીધેલાં કામ પાછળ પૂરી શક્તિ વાપરતાં કુચરાઈ ન કરવી એટલું આપણા હાથમાં છે.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।
मा कर्मफलहेतुर् भूः मा ते संगोऽस्तु अकर्मणि ॥

## પ્રકરણ સોળમું

# સાહિત્ય-સમૃદ્ધિ, ભાષાશક્તિ

સને ૧૯૨૦ની વાત હશે. અમદાવાદમાં ગુજરાતી સાહિત્ય સંમેલન ધૂમધામથી થયું હતું. વિખ્યાત સાહિત્યિક કાંટાવાળા અધ્યક્ષ હતા. ગાંધીજીનો રવીન્દ્રનાથ ઠાકુર સાથેનો પ્રેમસંબંધ ગુજરાતમાં જાણીતો થયો હતો. એટલે લોકોએ સર રવીન્દ્રનાથને સાહિત્ય સંમેલનના આદરણીય અતિથિ તરીકે બોલાવ્યા હતા. સ્વાભાવિકપણે તેઓ ગાંધીજીના અતિથિ થઈને આશ્રમમાં રહ્યા હતા. અમે અમુક આશ્રમવાસીઓ એક વખતે શાંતિનિકેતનમાં રહ્યા હતા એટલે કવિવરનું અને એમના સાથીઓનું આતિથ્ય કરતાં અમને જાણે શૂર ચડયું હતું. તે વખતે રવિબાબુ એક સુંદર ભાષણ અંગ્રેજીમાં લખી સાથે લઈ આવ્યા હતા. ભાષણનું નામ હતું Advent of Spring (વસંતાગમન). તે વખતનો એક પ્રસંગ મેં અન્યત્ર લખ્યો જ છે. એનો અહીં ઉલ્લેખ કર્યા વગર ચાલે નહીં. ભાષણ ખુલ્લામાં રાખ્યું હતું. અધ્યક્ષસ્થાને ઘણું કરીને સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથ હતા. કોકિલકંઠ રવીન્દ્રની વાણી. આખું ભાષણ એમણે એટલી સુંદર રીતે વાંચી સંભળાવ્યું કે સાંભળનારા બધા મંત્રમુગ્ધ થઈ ગયા. એમનો શાંત ઉન્માદ જોઈ, જે લોકોને અંગ્રેજી આવડતું ન હતું તેઓ અસ્વસ્થ થયા. એમણે સભાના અધ્યક્ષને વિનંતી કરી કે 'કવિશ્રી શું બોલ્યા એનો સાર તો અમને કહો.' ઉત્સાહમુગ્ધ થયેલા નરસિંહરાવે કહ્યું 'આટલી સુંદર ભાષા અને કાવ્યમય વિચારોનો સાર તે અપાતો હશે? જાતે અંગ્રેજી શીખીને પછી જ આવું ભાષણ સાંભળવા અવાય.' શું કરે બિચારી જનતા!

એટલામાં ભોગજોગે ગાંધીજી ત્યાં આવ્યા. (તેઓ સભામાં આવે એવું પહેલે-થી ગોઠવ્યું ન હતું.) ગાંધીજી આવ્યા અને કેવળ ગુજરાતી જાણનારાઓને શૂર ચઢયું. એમણે ગાંધીજી આગળ પોતાની વાત મૂકી. આખું ભાષણ રીતસર મુદ્રા-લેખિત હતું જ. બાપુજીએ માગી લીધું. ઝડપભેર જોઈ ગયા. અને એ આખા ભાષણમાં આવેલા વિચારો બાપુજીએ એની શૈલીને શોભે એવી ગુજરાતીમાં સહેજ સંક્ષેપ સાથે લોકો આગળ મૂકી દીધા. અને પછી પોતાનું ભાષણ પણ આપ્યું. નરસિંહરાવ ખુશ થઈને કહે: 'કેટલું ભાગ્ય આપણું કે આપણને આજે એકને બદલે બે સુંદર વ્યાખ્યાનો સાંભળવા મળ્યાં.'

આ આખો પ્રસંગ લઈને તે વખતે મેં એક લેખ પ્રસિદ્ધ કર્યો હતો કેમ કે અંગ્રેજી ભાષા આગળ દેશી ભાષાઓ પાંગળી છે એમ માનવાનું કશું કારણ નથી. એ વિચારનો હું જોરશોરથી પ્રચાર કરતો હતો. મારું કહેવું હતું કે અંગ્રેજ લોકોના પુરુષાર્થને કારણે અંગ્રેજી સાહિત્ય સમૃદ્ધ છે. દુનિયાના તમામ સાહિત્યમાં

અંગ્રેજી સાહિત્ય મોખરે ગણાય. એની આગળ આપણી દેશીભાષાના સાહિત્યની સંપત્તિ નહીં જેવી જ ગણાય. પણ તેટલા પરથી ભાષાની શક્તિ પણ પાંગળી શા માટે માનીએ? પ્રજા જો સંસ્કારી હોય અને એણે પોતાની ઢબે પોતાની ભાષા ખેડી હોય તો ભાષાશક્તિ પાંગળી કે ઊતરતી ન જ ગણાય. ભાષાશક્તિ અને સાહિત્યસમૃદ્ધિ બેનો વિચાર અલગ અલગ કરવાની આપણામાં શક્તિ હોવી જોઈએ. અને જો આપણામાં પુરુષાર્થ હોય તો પ્રજાની સેવા કરતાં કરતાં આપણે આપણું સાહિત્ય પણ ગમે તેટલું સમૃદ્ધ કરી શકીએ. અંગ્રેજી સાહિત્યની સમૃદ્ધિ જોઈ આપણે એના દાસ શાના થઈએ? અંગ્રેજો જેટલો જ પુરુષાર્થ કરવાની ઈર્ષા આપણામાં પ્રગટ કેમ ન થાય?

એક મહારાષ્ટ્રી નવોસવો ગુજરાતી શીખે છે અને ગુજરાતીની સંસ્કારિતાની તરફેણમાં લખે એ જોઈને લોકો ખુશ થવા લાગ્યા. અને એમણે મારી જેવીતેવી સાહિત્યસેવાની પેટભરીને કદર કરી.

મારે અહીં નોંધવું જોઈએ કે આ જ અરસામાં રવીન્દ્રનાથના સ્વાગતમાં એમનો પરિચય કરી આપતો મેં એક લેખ ગુજરાતીમાં લખ્યો હતો એ જ મારી કલમે લખેલો મારો પહેલવહેલો લેખ. (આના પહેલાં હું મરાઠીમાં લખું અને આશ્રમના સાથીઓની મદદથી એનું ગુજરાતી કરું.)

## પ્રકરણ સત્તરમું

## નવજીવન

સન ૧૯૧૫માં પૂ. બાપુજી ભારત આવ્યા. એમના ગુરુના કહેવાથી એક વર્ષ સુધી એમણે દેશ આખામાં ફરી કેવળ નિરીક્ષણ કર્યું, ત્યાં સુધી કોઈ જાહેર કામમાં ભાગ ન લીધો અને કોઈ કામ પણ શરૂ ન કર્યું, ફક્ત આશ્રમ શરૂ કરી એની અંદર પૂરતું ધ્યાન આપી દીધું.

એક વર્ષને અંતે એમને જાહેર જીવનમાં ખેંચવા માટે પ્રયત્ન કર્યો શંકરલાલ બૅંકરે એવી મારા મન પર છાપ છે. હું માનું છું બાપુજીએ પ્રથમ યંગ ઇન્ડિયા હાથમાં લીધું.

એમનો સિદ્ધાન્ત હતો કે નવું છાપું કાઢીએ તો એને માટે નવા વાચકો ઉત્પન્ન થતા નથી. જૂના છાપાના ગ્રાહકો જૂનું ખરીદવાનું છોડી દઈ નવું ખરીદે છે. એટલે નવું છાપું હાથમાં લઈને ચલાવવું સારું.

એમનો એ પણ સિદ્ધાન્ત હતો કે છાપાંઓમાં જાહેરખબરો ન લેવાય. છાપામાં આંતરિક યોગ્યતા હશે તો લોકો પૂરતા પૈસા આપી એને ખરીદી લેશે. એમણે એટલે સુધી કહ્યું કે કોઈ જાહેર ખબર અત્યંત મહત્ત્વની હોય તો જાહેરનું

હિત સમજીને એ છાપામાં વગર પૈસે છાપીશું પણ જાહેર ખબરની આવક ઉપર છાપું ન જ ચાલવું જોઈએ.

તે વખતે બાપુજીની આ નીતિની ખૂબ ચર્ચા થઈ. લોકોએ મને મારો અભિપ્રાય પૂછયો. બાપુજીનો નિયમ કેટલો વ્યવહાર્ય છે એને વિશે હું જાણતો ન હતો. પણ એમની નીતિ મને સો એ સો ટકા માન્ય હતી. એમને ઠેકાણે હું હોત તો આટલી હિંમત કરત કે નહીં એ સવાલ નોખો.

મેં મારી ઢબે બાપુજીની નીતિનું સમર્થન કરવા એક દાખલો આપ્યો. "એક માણસને સમાજમાં ધર્મ, નીતિ, સદાચાર, સંસ્કારિતા, કલાવિકાસ વગેરે બધું દાખલ કરવા માટે એક મંદિર બાંધવાનું સૂઝયું. મંદિર મારફતે આ બધાં કામોને ઉત્તમ રીતે પ્રોત્સાહન આપી શકાય એ વિશે શંકા હોય નહીં. મંદિર બાંધ્યું. સુંદર મૂર્તિઓ આણી સ્થપાઈ. પુરોહિતો નિમાયા. ઉત્સવો ચાલુ થયા. સમાજ ખુશ ખુશ થયો. પણ 'મંદિરના ચાલુ ખર્ચને શી રીતે પહોંચી વળાય?' એ એક સવાલ ઉત્પન્ન થયો. એમ નક્કી થયું કે મંદિરની આસપાસ જગ્યા ખૂબ છે. મંદિર માટે ચારે બાજુ પૂરતી જગા છોડી પછી મંદિરની ચારેકોર મકાનો બાંધી એમાં બહારગામથી દર્શને આવનાર લોકોને રહેવા માટે ઓરડીઓ બાંધીએ તો કેવું? આવક સરસ થશે, લોકોની સગવડ થશે.

આવક વધારે થઈ નહીં. એટલે કેટલીક ઓરડીઓ દુકાનો માટે ભાડે આપી. દુકાનોમાં ચારિત્રભ્રષ્ટ કરનારી ચોપડીઓ પણ વેચાય. એની દેખરેખ કોણ કરે? પણ આવક ખૂબ વધવા લાગી. મંદિરની ચિંતા ઓછી થઈ ગઈ.

હવે સૂચના આવી કે આ બધી ઓરડીઓ આવક માટે તો બંધાવી છે. હવે વધારેમાં વધારે ભાડું આવે જો થોડીક ઓરડીઓ છૂપી રીતે વેશ્યાવટું કરનાર લોકોને ભાડે આપીએ તો. વ્યવસ્થાપકોએ ભાડાને લોભે આંખ આડા કાન કરી ઓરડીઓ ભાડે આપી.

હવે વિચાર કરો. સમાજમાં ધાર્મિકતા, ભક્તિ, સંસ્કારિતા અને સદાચારનો વિકાસ થાય એટલા માટે મંદિર બાંધ્યું. અને એનું ચાલુ ખર્ચ નભાવવા માટે આસપાસની ઓરડીઓ ચારિત્ર્યને બાધક એવા કામ માટે ભાડે આપી. એ પસંદ કરવા જેવું છે? જે લોકો દર્શને આવે તે દુકાનોના ઘરાકો પણ થવાના. એવી છે તમારી છાપું ચલાવવા માટે છાપામાં જાહેર ખબરો લઈને એની આવકમાંથી છાપું ચલાવવાની નીતિની યોગ્યતા."

આવો સખત દાખલો સાંભળ્યા પછી ટીકાકારો ચૂપ થયા.

હવે સવાલ આવ્યો એક ગુજરાતી છાપું ચલાવવાનો. બાપુ કહે "સરકાર અને એના ગોરા અમલદારો ધ્યાન દે એટલા માટે આપણે અંગ્રેજીમાં લખીએ છીએ? દરેક પ્રાંતમાં અંગ્રેજી જાણનાર ભણેલા લોકોની સંખ્યા આઠ-દસ ટકા જ હોય છે. એને માટે આપણે અંગ્રેજીમાં છાપું ચલાવીએ. અને અંગ્રેજીની ગંધ પણ જેમને નથી એવી નેવું ટકા જનતાને આપણે ભૂખે રાખીએ છીએ. એમને કેળવતા

નથી, એ મોટી ખામી છે." મેં વચમાં ઉમેર્યું, "લોકમાન્ય ટિળકનું સાપ્તાહિક 'કેસરી' મરાઠી દ્વારા આખા મહારાષ્ટ્રને કેળવે છે. લોકમાન્યનું બીજું અંગ્રેજી છાપું છે—'મરાઠા' તે હજી પગભર થયું નથી. કેમ કે અંગ્રેજી જાણનાર લોકો લોકમાન્યના તેજસ્વી વિચારો સાંભળવા પણ તૈયાર નથી વગેરે."

ગાંધીજીએ ગુજરાતી સાપ્તાહિક ચલાવવાનું નક્કી કર્યું. પણ એ પણ જૂનું છાપું હોવું જોઈએ.

આ વાતની જાણ થતાંવેંત ઈન્દુલાલ યાજ્ઞિક મદદે આવ્યા. 'નવજીવન અને સત્ય' કરીને એમનું એક માસિક ચાલતું હતું. માલિકોએ એ માસિક ગાંધીજીને સોંપી દીધું. એ જ નામ ટૂંકાવીને બાપુજીએ એને સાપ્તાહિક બનાવ્યું. શંકરલાલ બૅંકરે એને માટે એક પ્રેસ ખરીદી લીધો. એ જ પ્રેસમાં 'નવજીવન' સાથે 'યંગ ઈન્ડિયા' પણ ચાલે એમ ગોઠવાયું.

પણ હવે એ પ્રેસ અને છાપાની વ્યવસ્થા કોણ સાચવે?

હું આશ્રમમાં દાખલ થયો એટલે મારા ઓળખીતા લોકો પણ આશ્રમમાં મને મળવા આવવા લાગ્યા. તેઓ ગાંધીજીને પણ મળે. આમ આવનાર લોકોમાં સ્વામી આનંદ અને જુગતરામભાઈ દવેનાં નામો અત્યારે યાદ આવે છે. (બીજાઓ પણ મારી મારફતે બાપુજી સાથે પરિચિત થતા હતા. એમાં અત્યંત મહત્ત્વના ગણાય બેલગામના કર્ણાટક-કેસરી ગંગાધરરાવ દેશપાંડે. એનું શ્રેય પોતાને માટે લેતાં હું સંકોચ કરત પણ ગંગાધરરાવે પોતે જ પોતાના જાહેર લખાણમાં ઉલ્લેખ કર્યો છે કે કાકાસાહેબ મારફતે ગાંધીજી સાથે મેં પરિચય મેળવ્યો.)

આટલી નાની ઉંમરે પણ સ્વામીએ પોતાની કાર્યશક્તિ અને બાહોશીનો પરિચય આપ્યો હતો. પૂ. બાપુજીએ સ્વામી આનંદને પ્રેસ અને છાપાનું કામ સોંપી દીધું. સ્વામી આનંદે કહ્યું કે 'પ્રેસ તો શંકરલાલ બૅંકરે આણ્યો છે. એટલે એમનું મુરબ્બીપણું એમાં ચાલે. એમની સામે મારી પાસે કશું નથી. પણ કોઈનું મુરબ્બીપણું હું સાંખી ન શકું. પ્રેસ ખરીદવામાં જે પૈસા વપરાયા તેટલા ગમે ત્યાંથી મેળવી આપીશ. પણ પ્રેસ ફક્ત ગાંધીજીનો. અને પૂરી વ્યવસ્થા મારે હસ્તક હોવી જોઈએ.'

નવજીવનના પહેલા અંકમાં બાપુજીએ આશ્રમની બહેનો પાસેથી એક એક લેખ માગ્યો. નરહરિભાઈનાં પત્ની—મણિબહેન, કિશોરલાલભાઈનાં ગોમતીબહેન આદિ બધાએ એક એક લેખ આપ્યો. (આ નામો એટલા માટે યાદ છે કે હું નથી માનતો કે આખા જન્મારામાં આ બે બહેનોએ ત્યાર પછી એક્કે લેખ લખ્યો હોય.) બાપુજીને મંગલાચરણ તરીકે બહેનોના લેખો ખાસ લેવા હતા. હવે સ્વામી સાથે મારો સંબંધ એટલો નિકટનો કે અમારામાંથી એક જણ જે પ્રવૃત્તિ શરૂ કરે અથવા આદરે એ બંનેની ગણાય. બાપુજી પાસેથી લેખો આવે. અંગ્રેજીના અનુવાદ પણ આવે છતાં નવજીવનમાં મસાલો ખૂટે તો સ્વામી મારી પાસેથી લેખ માગે.

બાપુજીનું જીવન-તત્ત્વજ્ઞાન, એમની નીતિ વગેરે બધી વિગતો હું જાણું. મરાઠીમાં છાપું ચલાવવાનો મને સારો અનુભવ પણ ખરો. એટલે લેખો આપવામાં મારી અગવડ ફક્ત ભાષાની. હું સ્વામીને મારી તૂટીફૂટી ગુજરાતીમાં લેખ લખાવતો જાઉં અને એ પોતે એને માટે સારા સારા શબ્દો પસંદ કરી લેખ લખતા જાય. આમ કેટલાયે સારા તળપદા ગુજરાતી શબ્દો મારા લેખોમાં આવવા લાગ્યા. લેખોના વિચારો અને નિરૂપણશૈલી મારી, અને ભાષાની કરામત સ્વામીની. વાચકો આશ્ચર્યચકિત થઈ ગયા કે આ કોણ કાકા કાલેલકર એકાએક આભમાંથી ઊતરી આવ્યો છે, અને આટલું સરસ ગુજરાતી લખે છે.

(ગાંધીજી ભારત આવ્યા તે પહેલાં સુરત કૉંગ્રેસ પછી લોકમાન્ય ટિળકે મુંબઈમાં એક મરાઠી દૈનિક 'રાષ્ટ્રમત' શરૂ કર્યું હતું. એમાં શ્રી ગંગાધરરાવ દેશપાંડેએ મને ખેંચ્યો. બીજા કેટલાયે લેખકો નાગપુર, યવતમાળ તરફથી આવેલા. પછી વિચાર થયો કે લોકમાન્યની નીતિ ગુજરાત આગળ પણ રજૂ થવી જોઈએ. ગુજરાતી રાષ્ટ્રમત શરૂ કરવાનું નક્કી થયું. મરાઠીમાંથી ગુજરાતીમાં અનુવાદ કરનાર એક જુવાન છોકરો એમને મળ્યો જે ગુજરાતી હોવા છતાં વાહાડ તરફ મરાઠીમાં વ્યાખ્યાનો આપતો હતો. એને મરાઠીમાંથી ગુજરાતી કરવા માટે બોલાવી આણ્યો, એ આપણા સ્વામી આનંદ. 'રાષ્ટ્રમતમાં એની મારી ઉત્તમ દોસ્તી થઈ. હું ગુજરાતીમાં લખતો થયો એનું બધું શ્રેય સ્વામી આનંદને છે.')

પછી તો મારું ગુજરાતી લખતાં લખતાં સુધારવાનું કામ બીજાઓ પણ કરવા લાગ્યા. એટલામાં હું તૈયાર પણ થયો. સ્વામી આનંદ પછી જુગતરામ દવે મારા લેખો લખવા લાગ્યા. પછી તો નરહરિભાઈ, કિશોરલાલભાઈ કોક કોક વાર મદદ કરે. પછી આવ્યા મારા વિદ્યાર્થી ચંદ્રશંકર શુક્લ. એ તો મારા મંત્રી થઈને જ કામ કરવા લાગ્યા. મહાદેવભાઈએ પણ કોક કોક વાર મને મદદ કરી છે.

એક વાત આગળની છતાં અહીં જ આપી દઉં છું.

૧૯૩૦ની આસપાસ જ્યારે બાપુજી યરવડા જેલમાં સ્ટેટ પ્રિઝનર તરીકે રખાયા હતા અને જેલના નિયમ પ્રમાણે એમણે એક સાથી આપવાની સરકારને જરૂર જણાઈ ત્યારે ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પ્રિઝન્સ કર્નલ ડૉઈલે મારી પસંદગી કરી, મને સાબરમતી જેલમાંથી યરવડા મોકલ્યો. ત્યાંની વાત છે. જતાંવેંત મારું સ્વાગત કરી બાપુજી મને કહે, "તારી મુશ્કેલી હું જાણું છું. તને હાથે લખવાની ટેવ નથી. અહીં તને સ્વામી આનંદ કે ચંદ્રશંકર શુક્લ ક્યાંથી મળવાના? મેં આખા દિવસનો મારો હિસાબ કરી જોયો છે. હું તારે માટે રોજ અર્ધો કલાક કાઢી શકીશ. ગુજરાતી-અંગ્રેજી જે કાંઈ લખવું હોય મને કહી શકે છે."

આ શબ્દ સાંભળીને હું તો પાણી પાણી થઈ ગયો. મેં એટલું જ કહ્યું: "બાપુજી, હું બાધો તો છું. પણ એટલો બાધો નથી કે મારું લખવા માટે આપની મદદ લેવા તૈયાર થાઉં." તરત બાપુ કહે "ના, ના. તમારે જરાયે સંકોચ ન કરવો. કશી અગવડ વેઠયા વગર હું અર્ધો કલાક આપી શકું." મેં કહ્યું: "આપને

હાથે લખાવવા જેટલું મારી પાસે કશું છે જ નહીં."

ખરું જોતાં તે દિવસથી જ મારે પોતાને હાથે લખવાની ટેવ પાડવી જોઈતી હતી. જેથી મારું પરાવલંબન મટે. પણ પડી ટેવ તે મટે કેમ? હજી પણ કોઈ લખનારું મળે તો જ આપણે લખવાના. અને ઈશ્વરની રચના એવી કે મને કોઈ ને કોઈ લખનાર મળ્યા જ છે. અને તે પણ સારું લખનારા.

જ્યારે બાપુજી પોતે નવજીવન ચલાવતા ત્યારે અંક પૂરો કરવા ખૂટતા લેખો અમે આપતા. પછી જ્યારે બાપુજીને જેલ થઈ ત્યારે નવજીવનના અંકો ભરી કાઢવાનું અને અગ્રલેખો પણ લખવાનું મારે માથે આવ્યું. સ્વામીની મદદથી એ જવાબદારીને પહોંચી વળવાનું મારે માટે જરાયે અઘરું ન હતું. ખરું તો એમ કહેવું જોઈએ કે પરિસ્થિતિને પહોંચવાની બધી શક્તિ સ્વામી પાસે હતી જ. અને મારી મદદનો એમને વિશ્વાસ હતો.

ગાંધીજીને જેલ મોકલ્યા છતાં એમનાં છાપાં સરસ ચાલે છે એ સરકારને કઠ્યું એટલે એમણે લેખક, સંપાદક, પ્રકાશક અને પ્રેસ મૅનેજર બધાને જેલ મોકલવાનું નક્કી કર્યું. છતાંયે છાપું તો ચાલ્યું જ.

વચમાં એક મહત્ત્વની બીના મારે નોંધવી જ જોઈએ. બાપુજીને સરકારે જેલમાં મોકલ્યા એટલે ગુજરાતી સાપ્તાહિક નવજીવનના તંત્રી તરીકે નામ કોનું આપવું એ સવાલ ઊઠયો. પ્રત્યક્ષ ચલાવવાનું કામ મારે માથે હતું. એ આખી દુનિયા જાણે. પણ સરદાર વલ્લભભાઈએ સૂચના કરી કે છાપાની પ્રતિષ્ઠા જાળવવી હોય તો મહાત્માજીના દીકરાનું જ નામ તંત્રી તરીકે જાહેર થવું જોઈએ. જમનાલાલજીએ સહેજસાજ આનાકાની બતાવી પણ ગુજરાતી છાપાને વિશે વલ્લભભાઈનો અભિપ્રાય મહત્ત્વનો હતો. એટલે એ સ્વીકારાયો.

મને માઠું લાગ્યું. તંત્રી તરીકે મારું નામ અપાય એવો આગ્રહ મારામાં જરાયે ન હતો. બધા લેખો લેખકને નામે જ છપાય એવી નીતિ પૂ. બાપુજીએ ચલાવી હતી. એટલે મારી સેવા લોકો આગળ પ્રગટ રહેવાની હતી જ. આશ્રમના કે બહારના કોઈ પણ સારા ગુજરાતી લેખકનું નામ તંત્રી તરીકે આપ્યું હોય તો એના હાથતળે કામ કરતાં મને કશી મુશ્કેલી ન હતી. હું જાણતો હતો કે બધા મને પૂછીને જ નક્કી કરવાના.

મને માઠું લાગ્યું તેનું કારણ એ હતું કે 'નેતાની ગાદી ઉપર એના દીકરાને બેસવાનો હક સ્વતઃસિદ્ધ છે એ મધ્યયુગીન પોલો આદર્શ આ વખતે વપરાયો હતો.' (મહાત્માજીના દીકરા તરીકે મણિલાલ અથવા દેવદાસનું નામ મુકાયું હોત તો તે શોભત. પણ બિચારા રામદાસ! એની સાહિત્યશક્તિ કેટલી! એનું નામ આપતાં પહેલાં એને કોઈએ પૂછયું પણ નહીં હોય.)

રાજાની ગાદીએ એનો દીકરો જ આવે. પિતાની ઍસ્ટેટ દીકરાઓને જ મળે. વૈષ્ણવ મંદિરોમાં મુખિયાજી તરીકે નવું નામ આપવું હોય તો ત્યાં પણ પિતાનો દીકરો જ એ જગ્યાનો અધિકારી ગણાય. એ જ આદર્શ આધુનિક જાહેરકામમાં

પણ દાખલ કરી, રામદાસભાઈ ફક્ત ગાંધીજીના દીકરા છે એટલા જ ખાતર એનું નામ મુકાયું! 'એમાં નવજીવન મારફતે અમે જે જીવનના નવા આદર્શો સમાજ આગળ મૂકતા હતા એના ઉપર પાણી ફેરવવામાં આવ્યું.' એનું મને માઠું લાગ્યું. પણ મારે તો સેવા જ કરવી હતી. અને ગુજરાતી વાચકોએ, સાક્ષરોએ અને વિદ્યાર્થીઓએ મને ગમે તેટલો અપનાવ્યો હોય તોયે હું બહારનો માણસ, હું શબ્દ પણ બોલ્યો નહીં અને સરદાર વલ્લભભાઈના શબ્દ વાપરું તો 'માથું નીચું ઘાલીને' મારું કામ કરતો જ ચાલ્યો. પણ કુદરતને આ વ્યવસ્થા ગમી નહીં. એણે આખા પ્રસંગની વિડંબના કરવાનું નક્કી કર્યું હશે.

રામદાસ નવજીવનના તંત્રી થયા, અને તરત જ આજીવિકા માટે કાંઈ કામ કરવું જોઈએ એટલા માટે તેઓ કલકત્તા ચાલ્યા ગયા. એટલે તંત્રી તરીકે એમને પૂછવાપણું, સલાહ લેવાપણું કશું જ રહ્યું નહીં! પછી જ્યારે મારા એક્બે લેખો માટે મને જેલમાં મોકલવાની સરકારને જરૂર જણાઈ ત્યારે સરકારને તંત્રી તરીકે રામદાસને કલકત્તાથી આણવા પડયા.

કોર્ટમાં લેખક તરીકે મારે મારું બયાન આપવું પડયું, ત્યારે મેં કહ્યું કે "ગાંધીજીની ગેરહાજરીમાં નવજીવન ચલાવવાનો ભાર મારે માથે જ હતો. એટલે બધી જવાબદારી મારી છે. મારા લેખોમાં રાજદ્રોહ છે એ સિદ્ધ કરવાની સરકારી વકીલ તકલીફ ન ઉઠાવે તોયે ચાલે. ચાલુ સરકાર સામે અસંતોષ ફેલાવવાનું અમે અમારું કર્તવ્ય માનીએ છીએ. ફક્ત એ કામ અમે અહિંસક ઢબે કરવાના. એટલે ગુનો હું કબૂલ કરું છું અને સજા સ્વીકારવા તૈયાર છું."

મારી પાછળ સરકારી વકીલ બોલવા ઊઠયા. એમણે કયા કયા મુદ્દાઓ ચર્ચ્યા એની સાથે આપણને લેવાદેવા નથી. પણ સરકારી વકીલે છેલ્લે એમ કહ્યું કે "શ્રી કાલેલકર પોતાની બધી જવાબદારી કબૂલે છે. ભાઈ રામદાસ નામમાત્ર તંત્રી હતા અને તેઓ અમદાવાદમાં રહેતા પણ નથી. એટલે સરકારવતી કોર્ટને કહું છું કે સરકાર રામદાસ સામેનું તહોમતનામુ ખેંચી લે છે. એમને છોડી મૂકવામાં આવે."

રામદાસથી આ અપમાન કેમ સહન થાય? એણે ઊઠીને જોશથી કહ્યું કે 'મને છોડી નહીં મૂકતા. મને છૂટો રાખશો તો હું એ જ ગુનો કરવાનો છું.' પણ રામદાસની વાત કોર્ટે સાંભળી જ નહીં.

નવજીવનનું ભાગ્ય સારું. જ્યારે હું જેલમાં ગયો તે જ વખતે મહાદેવભાઈ ઉત્તર પ્રદેશની જેલમાંથી છૂટી આવ્યા હતા. એટલે નવજીવન ચલાવવામાં એક અંકની પણ મુશ્કેલી ન રહી.

નોંધ:

(જાહેર જીવનમાં જવાહરલાલજી બાપુની સાથે ભળ્યા એટલે પોતાના દીકરા ઉપર વારી જતા મોતીલાલજીને પણ ગાંધીજીની ચળવળમાં તણાવું પડયું. એ લોકો ત્યાં કાંઈક છાપું ચલાવતા હતા. એમાં મદદ તરીકે એ લોકોએ બાપુજી પાસેથી

મહાદેવભાઈની માગણી કરી હતી. બાપુજીએ ઉદારતાથી મહાદેવભાઈને અલ્લાહાબાદ મોકલ્યા. ત્યાંનું છાપું ચલાવતા મહાદેવભાઈ જેલમાં ગયા હતા. એમની મુદત પૂરી થઈ અને તેઓ પાછા અમદાવાદ આવ્યા. અને એ જ વખતે મને એક સાલની જેલની સજા થઈ. એનો જ ઉલ્લેખ મેં ઉપર કર્યો છે. આ થઈ સન '૨૩ની વાત.)

એક સાલની સજા દસ મહિનામાં પૂરી કરી હું છૂટી આવ્યો એ જ વખતે છ વર્ષની સજા ભોગવતા ગાંધીજીને મંદવાડને કારણે સરકારે છોડી મૂકવાનું નક્કી કર્યું હતું. હું તરત પૂના જઈ કેદી ગાંધીજીને હૉસ્પિટલમાં મળી આવ્યો.

## પ્રકરણ અઢારમું

# કૉંગ્રેસની સેવા

નવજીવન દ્વારા ગુજરાતના જાહેર જીવનની (અને સાથે સાથે ગુજરાતી સાહિત્યની) જે સેવા થઈ એની કદર કરવાનું રાજકીય નેતાઓને મન થયું. એમણે ગુજરાતની રાજનૈતિક પરિષદ થોડા જ દિવસોમાં બોરસદમાં ભરાવાની હતી તેના અધ્યક્ષ તરીકે મારું નામ સૂચવ્યું. ગુજરાતના રાજકીય જાહેર જીવનની આંટીઘૂંટી હું જાણું એટલે મેં મહાદેવભાઈ મારફતે પૂ. બાપુજીનો નિર્ણય માગ્યો અને કહ્યું કે રાજકીય પરિષદનું અધ્યક્ષપદ સ્વીકારવાની મારી યોગ્યતા વિશે મને શંકા છે એટલે બાપુજી કહેશે તેમ કરીશ.

એ પદ સ્વીકારવાની એમણે સલાહ આપી. તે પ્રમાણે જાહેર થયું તેથી મહારાષ્ટ્ર અને કર્ણાટકના લોકો ખૂબ રાજી થયા.

તે વખતે દેશમાં એક જબરદસ્ત મતભેદ ચાલતો હતો.

સરકારના અમુક કાયદાઓ તોડીને સત્યાગ્રહ કરવાની ગાંધીજીની નીતિ આગળ ન ચલાવવી જોઈએ એમ કહેનારો એક જબરદસ્ત પક્ષ હતો. એ પક્ષના નેતા શ્રી વિઠ્ઠલભાઈ પટેલ (સરદાર વલ્લભભાઈ પટેલના ભાઈ) હતા. એમણે ગાંધીજીની 'કાનૂનભંગ' કરવાની નીતિનો ફરી વાર વિચાર કરવા માટે એક સમિતિ નીમી. લોકો એને 'કાનૂનભંગ સમિતિ' કહેતા હતા. વલ્લભભાઈ બાપુજીના પક્ષમાં. એમના જ ભાઈ વિરોધી પક્ષના નેતા. મારા અધ્યક્ષ ભાષણમાં મારે એ સમિતિની જરાક ઠેકડી કરવી હતી. એટલે મેં એ સમિતિને 'ઉત્સાહભંગ સમિતિ'એ નામ આપ્યું. લોકોને એની ખૂબ મજા પડી. વલ્લભભાઈ રાજી થયા.

બોરસદ પરિષદનો હું અધ્યક્ષ થયો એટલે આશ્રમમાં મારું અભિનંદન કરવાનો બાપુજીનો વિચાર હતો. ત્યારે મેં બાપુજીને કહ્યું, "પરિષદના અધ્યક્ષ થયા છતાં મારે ગુજરાત પ્રાંતીય કૉંગ્રેસ સમિતિના અધ્યક્ષ નથી રહેવું." વલ્લભભાઈ જાણે અને એમની નીતિ જાણે. હું તો પરિષદનો ત્રણ દિવસનો અધ્યક્ષ હતો, એમ

માનીને અલિપ્ત જ રહેવાનો. એ પ્રમાણે હું અલિપ્ત રહ્યો. બનતા સુધી વલ્લભભાઈને અનુકૂળ રહેવું અને પોતાનું વ્યક્તિગત સ્વાતંત્ર્ય સાચવવું એ મારી નીતિ હતી.

ત્યાર પછીની અખિલ ભારતીય કૉંગ્રેસ બેલગામમાં થઈ. ગાંધીજી એના અધ્યક્ષ ચૂંટાયા. શ્રી ગંગાધરરાવ દેશપાંડે એના સ્વાગતાધ્યક્ષ હતા. એમણે બાપુજીની પાસે એક મહિના માટે મારી સેવાની માગણી કરી. બાપુજીએ 'હા' પાડી, ગંગાધરરાવે મને કૉંગ્રેસ વખતે આખા કેમ્પની સ્વચ્છતાનું કામ સોંપ્યું.

શ્રી ગંગાધરરાવે હસીને મને કહ્યું, "કાકાસાહેબ, તમારી સેવા માગવામાં, અને તમને આ કામ સોંપવામાં મારી લુચ્ચાઈ છે. ગાંધીજીને રચનાત્મક કામનો ખૂબ આગ્રહ છે એ હું જાણું છું. એટલે એમને માટે કૉંગ્રેસમાં રહેવાનો એક સુંદર ખાદીમંડપ કરવાનો છું, અને સફાઈનું કામ તમને સોંપ્યું છે. એ સરસ થશે જ." મેં વિચારી રાખ્યું છે "જો તમારું કામ સરસ નીવડ્યું તો હું જાહેરમાં કહીશ કે જુઓ અમારા બેલગામના કાકાસાહેબે કેટલી આદર્શ સફાઈ રાખી! અને જો એમાં ગાંધીજીને ઊણપ દેખાઈ અને ટીકા થઈ તો હું કહેવાનો કે જુઓ મેં સફાઈનું કામ ગાંધીજીના સારામાં સારા માણસને સોંપ્યું હતું એથી અમે વધારે શું કરી શકીએ? તમે ફાવ્યા તો શ્રેય મારું અને કર્ણાટકનું. ન ફાવ્યા તો, 'ગાંધીજીના માણસ પણ ન ફાવ્યા' એમ હું કહેવાનો." મે કહ્યું, 'મને એ મંજૂર છે.' મેં બે શરતો મૂકી. મેં કહ્યું કે 'તમે કૉંગ્રેસ અધિવેશનનું કામ કરવા માટે દોઢ હજાર સ્વયંસેવકો ભેગા કર્યા છે અને હર્ડીકર જેવા બાહોશ માણસને એ કામ સોંપ્યું છે. એ દોઢ હજાર સ્વયંસેવકોમાંથી મારે મારા સફાઈના કામ માટે દોઢસો સ્વયંસેવકો જોઈએ છે. પણ હું તો એમાંથી ફક્ત બ્રાહ્મણોને જ આ કામ માટે પસંદ કરવાનો છું.' ગંગાધરરાવે હા પાડી.

સ્વયંસેવકોની સભામાં મે થોડી મજાક કરી. મેં કહ્યું, "હું ગાંધીજીના આશ્રમનો માણસ ખરો. પણ મારી જાતિનિષ્ઠા (કમ્યુનાલિઝમ) ક્યાં જાય? હું ન્યાતે બ્રાહ્મણ રહ્યો એટલે કૉંગ્રેસ માટે બધાં જાજરૂઓ ઊભાં કરવાં, સાફ કરવાં એ કામ માટે મારે પવિત્ર બ્રાહ્મણો જ પસંદ કરવા છે. એમાંયે બેલગામ અને એના નજીકનું શહાપુર એ બે શહેરના બ્રાહ્મણો મળે તો હું વધારે રાજી થાઉં. એમનાં સગાંવહાલાંઓ અને ન્યાતીલાઓ જ્યારે જોશે કે આપણા છોકરાઓ જાજરૂ સાફ કરવા તૈયાર થયા છે ત્યારે અભિમાનથી ફૂલવાની તક એમને મળશે."

મારી આ 'ન્યાતિનિષ્ઠા' સાંભળી બધા હસ્યા. ત્યાર પછી સભામાંથી કેટલાક લિંગાયત આદિ બ્રાહ્મણેતરોએ કહ્યું, 'તમારી જાતિનિષ્ઠા અમે સમજ્યા. તમને અભિનંદન, પણ અમારે પણ એ કામનું થોડું પુણ્ય લેવું છે.' જવાબમાં મેં ઠાવકું મોઢું રાખી કહ્યું, 'વારુ ત્યારે, ઘણી ઉદારતાથી તમને પણ પુણ્ય મેળવવાની થોડી તક આપીશ. પચીસ ટકા બ્રાહ્મણેતરોને લેવા હું તૈયાર છું. એથી વધારેની માગણી નહીં કરતા'.

એ કામ માથે લેતાં મારી બીજી શરત હતી કે મારા વિભાગનું 'કોન્ઝરવેન્સી'

એવું રૂપાળું અંગ્રેજી નામ ન રાખો: મારા ખાતાને સીધું દેશી નામ આપો 'ભંગી-વિભાગ'. (આપણે ભંગી નામ અપ્રતિષ્ઠિત કર્યું છે. ગાળ તરીકે એ શબ્દ વાપરીએ છીએ. જાજરૂ જવું અને જગા ગંદી કરવી એ કામ આપણે મન પવિત્ર, અને લોકોએ ગંદી કરેલી જગ્યાને સાફ કરવી એ કામ અપવિત્ર!) લોકો સમજી ગયા અને મારી એ વાત પણ માન્ય થઈ.

આ વર્ષે કૉંગ્રેસનું સફાઈખાતાનું કામ ઉત્તમ થયું. 'એક સરસ આદર્શનો અમને વસ્તુપાઠ મળ્યો' એમ લોકો કહેવા લાગ્યા.*

(ગંગાધરરાવે ગાંધીજીને બેલગામ કૉંગ્રેસ માટે બોલાવ્યા ત્યારે ગંગાધરરાવે નક્કી કર્યું હતું કે આખા દેશના લોકો ગાંધીજીને મળવા આવશે ત્યારે એમને માટે કૉંગ્રેસની ભૂમિ ઉપર જ રહેવાની વ્યવસ્થા ખાદીના મકાનમાં કરવી. ગાંધીજી જેવા પોતાના હૃદયસ્વામી અને રાષ્ટ્રના નેતા, એમને માટે સરસમાં સરસ એક મકાન ઊભું કર્યું. એમનો એ ઉત્સાહ અને કુશળતાની કદર કરતાં ગાંધીજીએ પોતાની ઢબે છાપામાં લખ્યું હતું, "I had bargained for a khaddar hut but I was insulted with a khaddar Palace" (મેં તો ખાદીની ઝૂંપડીમાં રહેવાની વાત કરી હતી, પણ એમણે તો મારે માટે ખાદીનો રાજમહેલ બનાવી મારું અપમાન કર્યું.)

મહાત્માની કલમથી આવી જ રીતે કદર થાય ને? એ વાંચ્યા પછી ગંગાધર-રાવે ગાંધીજી આગળ જઈને કહ્યું, "બાપુજી એ ખાદીના રાજમહેલનું ખર્ચ કેટલું થયું હતું, ખબર છે? પૂરેપૂરા સાડા ત્રણસો રૂપિયા, કૉંગ્રેસ સમેટાયા પછી એ મહેલનો સામાન વેચી નાખી, એમાંથી અઢીસો પાછા મળ્યા."

આમ મારું કામ વધવા લાગ્યું. ઘરમાં પત્નીની બીમારી. એની સેવામાં પણ મારે વખત આપવો પડતો. પરિણામે હું માંદો પડયો. મારા શરીરમાં ક્ષયરોગનાં જંતુ હતાં જ, ક્ષયરોગે ઊથલો માર્યો.

ડૉ. જીવરાજ મહેતાએ મને તપાસી છાતીના ફોટા જોઈ સ્પષ્ટ અભિપ્રાય આપ્યો કે ક્ષયરોગનો પ્રારંભ છે. મુંબઈના એક વૈદે ખૂબ ધ્યાનપૂર્વક નાડી તપાસી ચાર અક્ષર ઉચ્ચાર્યા 'રાજ્ય ક્ષમા'. બધાને આશ્ચર્ય થયું. મને ન થયું, એનું કારણ કહેવું જોઈએ.

બેલગામમાં ડૉ. શિરગાંવકર સૌથી બાહોશ ડૉક્ટર હતા. કેટલાંયે કુટુંબો એમની દવા કરે. બેલગામ અને શહાપુર તદ્દન જોડે જોડે વસેલાં બે શહેરો. આ બે શહેર-માં વસેલા અમારા બધા લોકોની તબિયત વિશે એ જાણે. કૉલેજમાં ભણતો હતો ત્યારે એક વાર મારી તબિયત બતાવવા એમની પાસે ગયો હતો. ભાઈસાહેબ બીજી ઘણી

* આના પહેલાં અમદાવાદ કૉંગ્રેસ વખતે મામા ફડકેને એ કામ સોંપાય એમ મેં સૂચના કરેલી અને મામા સાથે મેં ભંગીકામ કરેલું. આગળ જતાં મહારાષ્ટ્રના ગામડામાં સન ૧૯૩૭માં ફૈજપુર કૉંગ્રેસ ભરાઈ ત્યારે એનું ભંગીકામ અપ્પાસાહેબ પટવર્ધને માથે લીધું હતું, તેમાં પણ મામા અને હું મદદમાં ગયા હતા.

વસ્તુઓ ભૂલી જાય, ફરી ફરી પૂછે પણ રોગ વિશે બધી વિગતો વર્ષો સુધી એને યાદ રહે. એણે કહ્યું, "તમારા પિતાશ્રીની તબિયત ઘણી સરસ છે. ઘરડા થયા છતાં એક પણ દાંત પડ્યો નથી પણ તમારાં માતાના પિયરમાં ક્ષયરોગ છે. પછી એમણે એ ખાનદાનના અનેક લોકોનાં નામો આપી દરેક કેમ ગુજરી ગયા વગેરે વાતો કહી. તમારા મામામાં પણ ક્ષયરોગની અસર હતી જ માટે તમને કહું છું કે તમારે અત્યારથી તમારી તબિયત સાચવવી જોઈએ. માંસ ખાવાનું કહું તો તમે માનવાના નથી. જોકે માંસ ન ખાવું એ તો મૂર્ખતા છે પણ અત્યારથી ઈંડાં ખાવાનું શરૂ કરો.

આવા આખા બોલા ડૉક્ટરને જવાબ પણ એવો જ આપવો જોઈએ, મેં એમને કહ્યું, "પ્રાણીઓ મારીને પુષ્ટ થવામાં હું માનતો નથી." આટલું કહી જવાબમાં જોશ આણવા માટે મેં અંગ્રેજીમાં કહ્યું, 'I don't think my life is worth one egg'. આટલું કહી મેં ઉમેર્યું "તમે મને આટલી વિગતવાર માહિતી આપી ચેતવણી આપી છે એ એળે નહીં જાય. હું તબિયત ખૂબ સાચવીશ. મરવાનું હશે ત્યારે મરીશ જ પણ તમને ખાતરી આપવા માગું છું કે ક્ષયરોગથી મરીશ નહીં."

જ્યારે મને ક્ષયરોગ છે એમ પેલા વૈદે ખાતરી આપી ત્યારે ડૉ. શિરગાંવકરને આપેલું વચન મને યાદ આવ્યું. મેં મનમાં કહ્યું, "ડૉક્ટરની ચેતવણી સાચી પડી, ક્ષયરોગ શરીરમાં ઘૂસ્યો. હવે મારો સંકલ્પ મારે ખરો કરવો રહ્યો. ક્ષયરોગને જીતીશ જ."

સ્વામી આનંદ મારા આત્મીયજન અને બધી રીતે હિતકર્તા. એણે મારો કેસ હાથમાં લીધો. કોણ જાણે ક્યાંથી પૈસા લઈ આવ્યા. મને તરત નર્મદાકિનારે લઈ ગયા. ત્યાંથી પૂના પાસે નવદસ માઈલ ઉપર ચિંચવડની રાષ્ટ્રીય શાળામાં મારી રહેવાની વ્યવસ્થા કરી. ત્યાંથી પૂના પાસેના ઈતિહાસ-પ્રસિદ્ધ પહાડી કિલ્લા સિંહગઢમાં મને રાખ્યો. ત્યાંથી મારી સમુદ્રકિનારે બમેરડીમાં રહેવાની સગવડ કરી. ચિંચવડમાં ખેડા જિલ્લાના શામળભાઈ મારી સેવામાં હતા. સિંહગઢમાં અને બોરડીમાં પૂ. ગંગાબાએ મારી અનહદ સેવા કરી છે. સ્વામી અવારનવાર આવ્યે જાય. બધી વ્યવસ્થા વિગતવાર નક્કી કરે. હું નથી માનતો કે કોઈ પણ માણસનાં અત્યંત નજીકનાં સગાંવહાલાંઓ પણ સ્વામી જેટલી ચિંતા અને મહેનત કરી શકે.

મારા મનમાં એક જ શંકા ઊઠતી, 'શું આટલી પ્રેમભક્તિ અને સેવા માટે હું લાયક છું?'

આ દિવસોમાં પૂ. બાપુજી કેટલા પ્રેમથી અને ચિંતાથી મને કાગળો લખતા. તેઓ પણ સ્વામીની સેવાથી પ્રસન્ન થઈ કહેતા હતા, "ક્યાં રહેવું, ઈલાજ શો કરવો વગેરે બધી બાબતમાં સ્વામી આનંદનો જ નિર્ણય આપણે સ્વીકારવો જોઈએ."

આખરે મારી તબિયત ઘણી સુધરી પણ હું રોગમુક્ત થયો નહીં. સ્વામીએ મને અમદાવાદ આણ્યો અને આરામ માટે આશ્રમની શાળામાં જ રાખ્યો અને ક્ષયરોગના ઉત્તમ જાણકાર ડૉ. તળવળકરનાં ઈંજેક્ષન લેવાની ગોઠવણ કરી.

એવું રૂપાળું અંગ્રેજી નામ ન રાખો: મારા ખાતાને સીધું દેશી નામ આપો 'ભંગી-વિભાગ'. (આપણે ભંગી નામ અપ્રતિષ્ઠિત કર્યું છે. ગાળ તરીકે એ શબ્દ વાપરીએ છીએ. જાજરૂ જવું અને જગા ગંદી કરવી એ કામ આપણે મન પવિત્ર, અને લોકોએ ગંદી કરેલી જગ્યાને સાફ કરવી એ કામ અપવિત્ર!) લોકો સમજી ગયા અને મારી એ વાત પણ માન્ય થઈ.

આ વર્ષે કૉંગ્રેસનું સફાઈખાતાનું કામ ઉત્તમ થયું. 'એક સરસ આદર્શનો આમને વસ્તુપાઠ મળ્યો' એમ લોકો કહેવા લાગ્યા.*

(ગંગાધરરાવે ગાંધીજીને બેલગામ કૉંગ્રેસ માટે બોલાવ્યા ત્યારે ગંગાધરરાવે નક્કી કર્યું હતું કે આખા દેશના લોકો ગાંધીજીને મળવા આવશે ત્યારે એમને માટે કૉંગ્રેસની ભૂમિ ઉપર જ રહેવાની વ્યવસ્થા ખાદીના મકાનમાં કરવી. ગાંધીજી જેવા પોતાના હૃદયસ્વામી અને રાષ્ટ્રના નેતા, એમને માટે સરસમાં સરસ એક મકાન ઊભું કર્યું. એમનો એ ઉત્સાહ અને કુશળતાની કદર કરતાં ગાંધીજીએ પોતાની ઢબે છાપામાં લખ્યું હતું, "I had bargained for a khaddar hut but I was insulted with a khaddar Palace" (મેં તો ખાદીની ઝૂંપડીમાં રહેવાની વાત કરી હતી, પણ એમણે તો મારે માટે ખાદીનો રાજમહેલ બનાવી મારું અપમાન કર્યું.)

મહાત્માની કલમથી આવી જ રીતે કદર થાય ને? એ વાંચ્યા પછી ગંગાધરરાવે ગાંધીજી આગળ જઈને કહ્યું, "બાપુજી એ ખાદીના રાજમહેલનું ખર્ચ કેટલું થયું હતું, ખબર છે? પૂરેપૂરા સાડા ત્રણસો રૂપિયા, કૉંગ્રેસ સમેટાયા પછી એ મહેલનો સામાન વેચી નાખી, એમાંથી અઢીસો પાછા મળ્યા."

આમ મારું કામ વધવા લાગ્યું. ઘરમાં પત્નીની બીમારી. એની સેવામાં પણ મારે વખત આપવો પડતો. પરિણામે હું માંદો પડ્યો. મારા શરીરમાં ક્ષયરોગનાં જંતુ હતાં જ, ક્ષયરોગે ઊથલો માર્યો.

ડૉ. જીવરાજ મહેતાએ મને તપાસી છાતીના ફોટા જોઈ સ્પષ્ટ અભિપ્રાય આપ્યો કે ક્ષયરોગનો પ્રારંભ છે. મુંબઈના એક વૈદે ખૂબ ધ્યાનપૂર્વક નાડી તપાસી ચાર અક્ષર ઉચ્ચાર્યા 'રાજ્ય ક્ષમા'. બધાને આશ્ચર્ય થયું. મને ન થયું, એનું કારણ કહેવું જોઈએ.

બેલગામમાં ડૉ. શિરગાંવકર સૌથી બાહોશ ડૉક્ટર હતા. કેટલાંયે કુટુંબો એમની દવા કરે. બેલગામ અને શહાપુર તદ્દન જોડે જોડે વસેલાં બે શહેરો. આ બે શહેરમાં વસેલા અમારા બધા લોકોની તબિયત વિશે એ જાણે. કૉલેજમાં ભણતો હતો ત્યારે એક વાર મારી તબિયત બતાવવા એમની પાસે ગયો હતો. ભાઈસાહેબ બીજી ઘણી

---

* આના પહેલાં અમદાવાદ કૉંગ્રેસ વખતે મામા ફડકેને એ કામ સોંપાય એમ મેં સૂચના કરેલી અને મામા સાથે મેં ભંગીકામ કરેલું. આગળ જતાં મહારાષ્ટ્રના ગામડામાં સન ૧૯૩૭માં ફૈજપુર કૉંગ્રેસ ભરાઈ ત્યારે એનું ભંગીકામ આપ્પાસાહેબ પટવર્ધને માથે લીધું હતું, તેમાં પણ મામા અને હું મદદમાં ગયા હતા.

વસ્તુઓ ભૂલી જાય, ફરી ફરી પૂછે પણ રોગ વિશે બધી વિગતો વર્ષો સુધી એને યાદ રહે. એણે કહ્યું, "તમારા પિતાશ્રીની તબિયત ઘણી સરસ છે. ઘરડા થયા છતાં એક પણ દાંત પડયો નથી પણ તમારાં માતાના પિયરમાં ક્ષયરોગ છે. પછી એમણે એ ખાનદાનના અનેક લોકોનાં નામો આપી દરેક કેમ ગુજરી ગયા વગેરે વાતો કહી. તમારા મામામાં પણ ક્ષયરોગની અસર હતી જ માટે તમને કહું છું કે તમારે અત્યારથી તમારી તબિયત સાચવવી જોઈએ. માંસ ખાવાનું કહું તો તમે માનવાના નથી. જોકે માંસ ન ખાવું એ તો મૂર્ખતા છે પણ અત્યારથી ઈંડાં ખાવાનું શરૂ કરો.

આવા આખા બોલા ડૉક્ટરને જવાબ પણ એવો જ આપવો જોઈએ, મેં એમને કહ્યું, "પ્રાણીઓ મારીને પુષ્ટ થવામાં હું માનતો નથી." આટલું કહી જવાબમાં જોશ આણવા માટે મેં અંગ્રેજીમાં કહ્યું, 'I don't think my life is worth one egg'. આટલું કહી મેં ઉમેર્યું "તમે મને આટલી વિગતવાર માહિતી આપી ચેતવણી આપી છે એ એળે નહીં જાય. હું તબિયત ખૂબ સાચવીશ. મરવાનું હશે ત્યારે મરીશ જ પણ તમને ખાતરી આપવા માગું છું કે ક્ષયરોગથી મરીશ નહીં."

જ્યારે મને ક્ષયરોગ છે એમ પેલા વૈદે ખાતરી આપી ત્યારે ડૉ. શિરગાંવકરને આપેલું વચન મને યાદ આવ્યું. મેં મનમાં કહ્યું, "ડૉક્ટરની ચેતવણી સાચી પડી, ક્ષયરોગ શરીરમાં ઘૂસ્યો. હવે મારો સંકલ્પ મારે ખરો કરવો રહ્યો. ક્ષયરોગને જીતીશ જ."

સ્વામી આનંદ મારા આત્મીયજન અને બધી રીતે હિતકર્તા. એણે મારો કેસ હાથમાં લીધો. કોણ જાણે ક્યાંથી પૈસા લઈ આવ્યા. મને તરત નર્મદાકિનારે લઈ ગયા. ત્યાંથી પૂના પાસે નવદસ માઈલ ઉપર ચિંચવડની રાષ્ટ્રીય શાળામાં મારી રહેવાની વ્યવસ્થા કરી. ત્યાંથી પૂના પાસેના ઈતિહાસ-પ્રસિદ્ધ પહાડી કિલ્લા સિંહગઢમાં મને રાખ્યો. ત્યાંથી મારી સમુદ્રકિનારે બમેરડીમાં રહેવાની સગવડ કરી. ચિંચવડમાં ખેડા જિલ્લાના શામળભાઈ મારી સેવામાં હતા. સિંહગઢમાં અને બોરડી-માં પૂ. ગંગાબાએ મારી અનહદ સેવા કરી છે. સ્વામી અવારનવાર આવ્યે જાય. બધી વ્યવસ્થા વિગતવાર નક્કી કરે. હું નથી માનતો કે કોઈ પણ માણસનાં અત્યંત નજીકનાં સગાંવહાલાંઓ પણ સ્વામી જેટલી ચિંતા અને મહેનત કરી શકે.

મારા મનમાં એક જ શંકા ઊઠતી, 'શું આટલી પ્રેમભક્તિ અને સેવા માટે હું લાયક છું?'

આ દિવસોમાં પૂ. બાપુજી કેટલા પ્રેમથી અને ચિંતાથી મને કાગળો લખતા. તેઓ પણ સ્વામીની સેવાથી પ્રસન્ન થઈ કહેતા હતા, "ક્યાં રહેવું, ઈલાજ શો કરવો વગેરે બધી બાબતમાં સ્વામી આનંદનો જ નિર્ણય આપણે સ્વીકારવો જોઈએ."

આખરે મારી તબિયત ઘણી સુધરી પણ હું રોગમુક્ત થયો નહીં. સ્વામીએ મને અમદાવાદ આણ્યો અને આરામ માટે આશ્રમની શાળામાં જ રાખ્યો અને ક્ષયરોગના ઉત્તમ જાણકાર ડૉ. તળવળકરનાં ઈંજેક્શન લેવાની ગોઠવણ કરી.

પ્રાણીજ વસ્તુમાંથી તૈયાર થયેલાં ઇંજેક્ષન લેવા વિશે મારો સખત વિરોધ હતો. સ્વામીએ કહ્યું, 'ડૉક્ટર તને સોડિયમ મ્યુરવેટનાં ઇંજેક્ષન આપશે'. (દવાનું નામ વખતે ગલત યાદ રહ્યું હશે.) મેં કહ્યું, "રાસાયણિક દ્રવ્યનાં ઇંજેક્ષન લેવામાં મને વાંધો નથી. પૂ. બાપુજીએ પણ સંમતિ આપી, મેં બેચાર નહીં પણ ખાસાં બાવીસ ઇંજેક્ષન લીધાં. એની અસર સારી થઈ. હું ક્ષયરોગ-મુક્ત થયો. એ અરસામાં ચિ. સતીશ અને કાકી (મારી પત્ની) સાથે રહ્યાં હતાં.

હું સાજો થયો, કામે ચડયો. પાછળથી જાણ્યું કે એ ઇંજેક્ષનોમાં પ્રાણીજ વસ્તુનો સ્પર્શ હોય જ છે. ઇંજેક્ષનો લીધાં, સાજો થયો. પાછળથી સાચી બિના જાણી. પછી શું કરી શકું? દૈવમાં હતું તે થઈ ગયું, એમ કરી શાંત થયો. સંતોષ એટલો જ કે ક્ષયરોગથી મરવાનો વારો ન આવ્યો. ત્યાર પછી મેં ડૉ. દિનશા મહેતા પાસેથી નૈસર્ગિક ઉપચારનો લાભ લીધો. તબિયત કેમ સાચવવી એનું જ્ઞાન પણ મેળવ્યું અને સૌથી વિશેષ મનની શરીર ઉપર અસર કેમ થાય છે એનો જાણકાર થયેલો હોવાથી મન ઉપર જરૂરી કાબૂ મેળવી સુખદુ:ખથી અલિપ્ત રહેવાની કળા કેળવી. માણસે 'ચિંતા' કરવાને બદલે 'ચિંતન' કરવું જોઈએ. એ મારું જીવનસૂત્ર થઈ ગયું હતું એટલે અત્યાર પછી તબિયત ઠીક ઠીક સાચવતો આવ્યો છું.

નાનપણથી જ તબિયત નબળી. તેમાં વંશપરંપરાગત ક્ષયરોગની અસર. હિમાલયમાં ગમે તેટલી આકરી મુસાફરી કરી હોય તોયે વ્યવસ્થિત જીવવાની અને નિયમિત કસરત કરવાની ટેવ નહીં—એ બધી વસ્તુઓ મારી વિરુદ્ધ હોવા છતાં હું માનું છું કે છેલ્લાં ત્રીસચાળીસ વર્ષ મેં મારી તબિયત ઠીક ઠીક સાચવી છે.

મારે કબૂલ કરવું જોઈએ કે હિમાલય હોય કે સમુદ્રકિનારો હોય, રણ હોય કે મહાકાંતાર હોય, કુદરત સાથે એકહૃદય થઈ શકું છું અને કુદરત પાસેથી આધ્યાત્મિક પ્રેરણા અને શારીરિક પ્રાણ મને મળે છે એટલે કુદરત પ્રત્યે અને કુદરતને આધારે જીવનાર માણસ તરીકે મારી કૃતજ્ઞતા વ્યક્ત કરવી જ જોઈશે.

*

કૉંગ્રેસનો જન્મ અને મારો જન્મ એક જ વર્ષમાં ૧૮૮૫માં થયો હતો. પ્રથમ પ્રથમ કૉંગ્રેસ પૂરી ક્રાંતિકારી નથી, અંગ્રેજીરાજનું સમર્થન કરે છે અને એની પાસેથી ફક્ત પ્રજા માટે થોડા થોડા અધિકારો મેળવવાના પ્રયત્નમાં સંતોષ માને છે, એ કારણે કૉંગ્રેસ પ્રત્યે મારો વિરોધ હતો.

આગળ જતાં જ્યારે નરમ દલના હાથમાંથી લોકમાન્ય ટિળક અને ગાંધીજી જેવા 'ગરમ' દલના હાથમાં કૉંગ્રેસ આવી ત્યારે એની સેવા કરવામાં મને સંતોષ હતો. પણ હું તો કેળવણીકાર રહ્યો. રચનાત્મક કામ દ્વારા દેશની રાજકીય શક્તિ મજબૂત કરવામાં જ મારી શક્તિ હું વાપરતો હતો. એટલે કૉંગ્રેસના નેતૃત્વમાં સહેજે સ્થાન મેળવી શકત તોયે એમાં મને રસ નહોતો. એક વાર મેં કૉંગ્રેસની સેવા કરવામાં આપ્પાસાહેબને મદદ કરી. હરિજનસેવા દ્વારા અસ્પૃશ્યતાનિવારણમાં મારો પ્રમુખ ભાગ રહેતો. પણ હરિપુરા કૉંગ્રેસમાં મેં વિશેષ ધ્યાન આપ્યું, એનાં

બે કારણો હતાં: એક તો કૉંગ્રેસના ઇતિહાસમાં પહેલી જ વાર, અને વખત છેલ્લી વાર, કૉંગ્રેસ (એક પ્રમુખ શહેરમાં નહીં પણ) ગામડામાં મળતી હતી.

અને બીજું કારણ રાષ્ટ્રીય કેળવણીમાં ગાંધીજીએ જે ક્રાંતિકારી પગલાં દાખલ કર્યાં હતાં એનો સ્વીકાર હરિપુરા કૉંગ્રેસમાં થવાનો સંભવ હતો. બન્ને કારણે મેં કૉંગ્રેસના કામમાં પૂરી નિષ્ઠા અને ઉત્સાહથી ભાગ લીધો.

મારો દૃઢ અભિપ્રાય છે કે કૉંગ્રેસે જનજાગૃતિનું કામ શરૂ કરવાને બદલે પ્રથમ-થી ફક્ત બ્રિટિશ સરકાર સામે થોડી ખેંચાતાણી ચલાવવાનું- કામ શરૂ કર્યું. અને તેથી એને હાથે પ્રજાસેવાનું નક્કર — ઠોસ કામ થવાનું રહી ગયું. પ્રજાજાગૃતિનું કામ થોડું થયું ખરું. પણ નેતાઓ અંગ્રેજી ભાષા ભણેલા, અને યુરોપ-અમેરિકાના ઇતિહાસને જોરે ભારતની રાજનીતિ ચલાવનારા, એવા લોકોના હાથમાં જ એ સંસ્થા રહી. આજે પણ એ નબળાઈ અને એકાંગિતામાંથી કૉંગ્રેસ મુક્ત થઈ નથી.

ખરું જોતાં પ્રજાસેવા, પ્રજાજાગૃતિ અને સ્વરાજ્ય માટે જરૂરી સાંસ્કૃતિક ક્રાંતિ આ ત્રણ ઉદ્દેશો પ્રધાન બનાવી કૉંગ્રેસે પોતાનાં અધિવેશનો ગામડાંમાં ભરાવવાની નીતિ કાયમ કરવી જોઈતી હતી.

કટોકટીને પ્રસંગે ગાંધીજીએ કૉંગ્રેસનું એક અધિવેશન (૧૯૩૮) ગુજરાતના એક ગામડામાં સફળતાપૂર્વક ચલાવી કૉંગ્રેસ આગળ એક મહત્ત્વનો આદર્શ મૂકયો. એની અસર બહુ સારી થઈ. પણ અંગ્રેજ રાજ્યના વિરોધી નેતાઓ અંગ્રેજી ભાષાના ભક્ત હતા. 'રાજદ્વારી શક્તિ પોતાના દેશની સંસ્કૃતિ મારફતે, અને સામાન્ય જનતા દ્વારા ખીલવવાની હોય છે.' એટલી સામાન્ય નીતિ પણ કૉંગ્રેસ-ભેજામાં ઊગી ન શકી. જો હરિપુરામાં નિશ્ચય કર્યો હોત કે 'કૉંગ્રેસનું અધિવેશન ગમે તે પ્રદેશમાં ભરાવો. પણ એ ત્યાંના ગામડામાં જ ભરાવવું જોઈએ.' તો આ તેત્રીસ વર્ષમાં ગ્રામકેળવણી દ્વારા ભારત દુનિયાના નેતૃત્વમાં નવી શક્તિ બની ગયું હોત.

હજી પણ કૉંગ્રેસ એવો વિશ્વાસ કરે અને કૉંગ્રેસ સરકાર પોતાની કેળવણીની યોજનામાં એ ક્રાંતિનો સ્વીકાર કરે તો પાંચદસ વર્ષની અંદર જ, પ્રથમ એશિયામાં અને પછીથી દુનિયામાં ભારતનું નેતૃત્વ તેજસ્વી અને સફળ થઈ શકે એમ છે.

## પ્રકરણ ઓગણીસમું

## "હું જતો થવા તૈયાર નથી"

બારડોલી સત્યાગ્રહના દિવસો હતા (૧૯૨૮). સરદાર વલ્લભભાઈએ લોકોને ઉત્તમ રીતે તૈયાર કર્યા હતા. સરકારે મહેસૂલમાં વધારો કર્યો હતો, તે ગેરવાજબી છે એ હતી સત્યાગ્રહની ભૂમિકા. એ સત્યાગ્રહ શરૂ થયો એટલે એમાં ભાગ લેવા માટે વિદ્યાપીઠમાંથી થોડા વિદ્યાર્થીઓ પસંદ કરી એમને મેં બારડોલી મોકલી દીધા હતા. બાકી વિદ્યાપીઠનું કામ હમેશની પેઠે બરાબર ચાલતું હતું.

એક દિવસે કોકે આવીને મને કહ્યું, “વલ્લભભાઈ તમારા ઉપર નારાજ છે, કહે છે, ‘અમે અહીં જીવલેણ લડત લડીએ છીએ અને કાકાને તો પોતાની વિદ્યાપીઠની જ પડી છે.’ ”

મેં પૂરો વિચાર કરી વલ્લભભાઈને (એ જ માણસ મારફતે હશે) જવાબ મોકલ્યો, “વલ્લભભાઈ, દેશને માટે બારડોલીની લડત અત્યંત મહત્ત્વની છે એ હું જાણું છું. આખા દેશમાં જે ગમગીની ફેલાઈ હતી તે આ લડતથી દૂર થવા લાગી છે. એટલે તો આ લડતમાં મેં અમુક વિદ્યાર્થીઓ મોકલ્યા છે. વિદ્યાપીઠ બંધ કરી આ સત્યાગ્રહમાં ઝંપલાવવાની આવશ્યકતા હું માનતો નથી. જે દિવસે પૂ. બાપુજી અથવા તમે સ્વરાજ્ય માટેની છેલ્લી લડત ઉપાડશો તે દિવસે આખી વિદ્યાપીઠ સંકેલીને અમે બધા અધ્યાપકો અને વિદ્યાર્થીઓ એમાં જરૂર ઝંપલાવવાના પણ આજે એ સ્થિતિ નથી. બારડોલીની લડત ગમે એટલી મહત્ત્વની હોય પણ સ્થાનિક છે. અમુક પ્રદેશના ખેડૂતો ઉપર થતા અન્યાય સામે એ લડત છે. એને ખાતર વિદ્યાપીઠ જેવી સંસ્થા બંધ ન કરાય. પણ તમને ખાતરી આપવા માગું છું કે વિદ્યાર્થીઓ અને અધ્યાપકોમાંથી વધારેમાં વધારે દસ જણ બારડોલી સત્યાગ્રહ માટે આપવાનું નક્કી કર્યું છે. આ દસમાંથી જેટલા લોકોને સરકાર જેલમાં પૂરશે તેટલા નવા સત્યાગ્રહી વિદ્યાપીઠમાંથી મોકલીશ. પણ વિદ્યાપીઠ બંધ નહીં થાય. અમારા વર્ગો રીતસર ચાલશે અને રોજના વિષયો ભણાવવામાં આવશે.

હું માનું છું વિદ્યાપીઠ તરફથી આટલા ફાળાથી તમને સંતોષ થશે. છતાં તમારે કાંઈ વધુ કહેવું હોય તો મને સંદેશો મોકલશો. હું જાતે તમને મળવા આવીશ.”

હું માનું છું કે મારા આ જવાબથી વલ્લભભાઈને સંતોષ થયો હશે અથવા મારી પાસેથી વધારે આશા રખાય નહીં એટલી એમની ખાતરી થઈ હશે.

ખેર, ત્યાર પછી વલ્લભભાઈ તરફથી કોઈ સંદેશો મળ્યો નથી અથવા અસંતોષનાં વચનો મારે સાંભળવાં પડયાં નથી. મેં મારું વચન બરાબર પાળ્યું.

એ સત્યાગ્રહ અંગે બીજી એક વાત નોંધવા જેવી છે.

બારડોલીની લડત ગુજરાતના ખેડૂતોની હતી. અને સરદાર વલ્લભભાઈ ખેડૂતોના સરદાર. એમને આ લડતમાં પૂ. બાપુજીને ખેંચવા ન હતા. બાપુજીની નૈતિક મદદ તો છે જ. પણ ગુજરાતની લડત પોતે જ લડી લેશે એટલો એમને આત્મવિશ્વાસ હતો. અમને બધાને એ વલણ બરાબર છે એમ જ લાગતું હતું. બાપુજી પણ આખી લડતનું કામ ધ્યાનપૂર્વક જોતા હતા. પણ જાતે માથું મારવાનો એમનો વિચાર સરખો ન હતો.

પણ એ લડત ચાલતી હતી ત્યારે અંગ્રેજ સરકારની ચાલાકી જોઈ બાપુજીને ડર લાગ્યો. આ ચતુર સરકાર વલ્લભભાઈને મુશ્કેલીમાં આણવાની છે. એવું જોખમ બાપુજી કેમ ખેડે? એમણે સરદારને સાવ ખાનગીમાં સંદેશો મોકલ્યો, “વલ્લભભાઈ, વખત કટોકટીનો છે. તમે મને જાહેર રીતે બારડોલી પહોંચવા માટે

આમંત્રણ આપો. મારા આવવાથી જ સરકાર સમજી જશે."

વલ્લભભાઈ પણ સમજી ગયા. એમણે બાપુજીને તરત જાહેર રીતે આમંત્રણ આપ્યું. બાપુજી તરત બારડોલી પહોંચી ગયા. સરકાર તરત સમજી ગઈ કે હવે આ વાણિયા સેનાપતિ સાથે કામ પડવાનું છે. સરકારે પોતાનો પેંતરો તરત ફેરવ્યો.

બારડોલીની લડતનો ઇતિહાસ છપાયો છે. એ વખતની ઘણી વસ્તુઓ હવે હું ભૂલી ગયો છું એટલે કાંઈ પણ વિગતો લખતાં હિંમત નથી ચાલતી.

એટલું યાદ છે —

સરકારે જોઈ લીધું કે હવે સરદાર સાથે માંડવાળ કર્યા વગર છૂટકો નથી. એટલે બ્રૂમફીલ્ડ અને બીજા કોઈ ગોરા અમલદારને વિષ્ટિ માટે નીમી દીધા. એમની આગળ ખેડૂતોનો કેસ રજૂ કરવા માટે વલ્લભભાઈ તરફથી બે જણ નિમાયા. એમાં એક હતા મારા સર્વોત્તમ સાથી નરહરિભાઈ. હું વિદ્યાપીઠનો આચાર્ય અને કુલનાયક — વાઇસ-ચાન્સેલર અને નરહરિભાઈ વિદ્યાપીઠના મહામાત્ર. એટલે મારું બધું કામ નરહરિભાઈ સંભાળે. એમના વગર હું અપંગ થઈ જાઉં. પણ મેં કશી આનાકાની વગર નરહરિભાઈને આ કામ માટે જવા દીધા.

નરહરિભાઈએ ખેડૂતોની પરિસ્થિતિ, ખેતી અંગેના કાયદાઓ વગેરે બધાનો ઉત્તમ અભ્યાસ કરી પ્રજાનો કેસ સરકાર આગળ એવો મજબૂત રીતે મૂક્યો કે બ્રૂમફીલ્ડ છક થઈ ગયા. ખેડૂતોની સ્થિતિનો વિચાર શાસ્ત્રીય ઢબે કરવા માટે નરહરિભાઈએ એક એકમ તૈયાર કર્યો હતો. બ્રૂમફીલ્ડ એ એકમને 'મિ. પરીખનો એકમ' કહેતા હતા. અંતે નરહરિભાઈનો વિજય થયો. ખેડૂતોને જોઈતું હતું તે મળી ગયું. સરકારની આબરૂ જાળવવા માટે એક કલમ એવી મુકાઈ કે 'જે ખેડૂતો પૈસાદાર છે, સધ્ધર છે તેમણે સ્વેચ્છાથી રોકેલાં નાણાં ભરી દેવાં. આ બાબતમાં સરકાર દબાણ આણવાની નથી વગેરે.'

આ જ સત્યાગ્રહ દરમિયાન નરહરિભાઈ સાથે મારી વાતચીત થઈ હતી તે મને યાદ આવે છે.

એક વખત એવો આવેલો કે વિષ્ટિને અંગે નરહરિભાઈની સેવા કાયમને માટે આપવી પડશે. ત્યારે મેં નરહરિભાઈને કહ્યું, "નરહરિભાઈ, તમે જાણો છો કે તમારા વગર હું વિદ્યાપીઠ ચલાવી ન શકું. મારો બધો આધાર તમારા ઉપર છે. છતાં વલ્લભભાઈનો આગ્રહ જ હોય, તમારા વગર કામ બગડતું હોય તો તમને જતા કરવા તૈયાર છું."

નરહરિભાઈએ એક ક્ષણ માટે મારા તરફ જોયું અને નિશ્ચયના અવાજમાં મને કહ્યું, "પણ હું જતો થવા તૈયાર નથી. મારી પ્રથમ નિષ્ઠા વિદ્યાપીઠ તરફ છે. તમારી તરફ છે. તમે ઉદાર થઈને મને જતો કરશો પણ હું જતો થવા તૈયાર નથી. એ મારો નિશ્ચય ફરવાનો નથી."

એવો હતો નરહરિભાઈનો અને મારો સંબંધ. નરહરિભાઈના એ શબ્દો હું કોઈ કાળે ભૂલી ન શકું. 'હું જતો થવા તૈયાર નથી.'

## પ્રકરણ વીસમું

# નરમ છતાં તેજસ્વી

ગાંધીજી ભારત આવ્યા ત્યારે 'પોતે નામદાર ગોખલેના શિષ્ય છે' એ પ્રથમ એમણે જાહેર કર્યું. પરિણામે નરમ દલના પ્રતિષ્ઠિત નેતાઓ સાથે એમનું સરસ બનવા લાગ્યું. પણ અમે ક્રાંતિકારી લોકો જાણતા હતા કે સિદ્ધાંત પ્રમાણે સરકારની પણ કદર કરવી જોઈએ એમ માનનારા ગાંધીજી, કોઈ કાળે સરકારી અન્યાય સહન કરે એવા નથી. એમની નરમ ફિલસૂફી મોળી ન હતી, પણ ઉદાર હતી. વિરોધની પણ કદર કરવી જોઈએ, એમની દૃષ્ટિએ પણ વિચાર કરવો જોઈએ એવા વિચારે એઓ ઉદારપણે વર્તતા હતા. (લોકમાન્ય ટિળક એમની એ ખાસિયત ઠીક ઠીક સમજી ગયા હતા. એક દિવસે કહે, "મિ. ગાંધી, આ નોકરશાહી આગળ મેં પણ ઉદારતાથી હાથ લંબાવ્યો હતો. પણ એ મસ્તવાલ નોકરશાહી કેવળ ખુશામત માગે છે. એમની સાથે સહકાર કરતાં મારાં આંગળાં દાઝયાં છે. તમને મારા જેવો અનુભવ થશે ત્યારે મારી ખાતરી છે કે તમે અમારા કરતાં આગળ વધવાના છો.")

પૂરું એક વર્ષ દેશનું નિરીક્ષણ કર્યા પછી ગાંધીજીએ ભારતની રાજનીતિમાં પ્રવેશ કર્યો. 'સરકારને મદદ કરવી જોઈએ, સરકારે હાથ લંબાવ્યો છે એ ઝાલવો જોઈએ' વગેરે ઢબે એમણે પ્રારંભ કર્યો. પણ જોતજોતામાં તેમની તેજસ્વિતા પ્રગટ થઈ.

(એક વખતે સ્વ. ગોખલેની સર્વન્ટ્સ ઑફ ઈન્ડિયા સોસાયટીના સદસ્યોને એમણે કહેલું, "હું તમારો માણસ, તમારો જૂનો સાથી. તમારી વચ્ચે રહીને મેં અહીંના જાહેરજીવનમાં પ્રવેશ કર્યો. અને છતાં આજે તમે મારી સાથે નથી. જહાલ ગણાતા લોકો જ મારી આસપાસ વીંટળાઈ વળ્યા છે. આમ કેમ બન્યું એનો તમે વિચાર કરો. રાજનીતિમાં તમારે ઊંડાણમાં ઊતરવું જોઈએ. આખરે પ્રજાને ચડાવવી છે. ઈ.")

જોતજોતામાં બાપુજી કૉંગ્રેસના નેતા થયા. પ્રજામાં અસાધારણ જાગૃતિ ઉત્પન્ન થઈ. આખું રાષ્ટ્ર બોલવા લાગ્યું. સરકારને પડકાર કરવા લાગ્યું.

ગાંધીજી અહિંસામાં માનતા હતા. પણ અહિંસા એટલે નબળાઈ નહીં. આખા દેશનો સ્વભાવ તેઓ જાણતા હતા. અને આપણી સંસ્કૃતિની 'અહિંસા'માં જે તેજસ્વિતા સૂતી છે એ જાગ્રત કરી શકાય, કરવી જોઈએ. એ વાત જ એમણે દેશને સમજાવી.

એક વખતે હિંસામાં માનનારા અમે ક્રાંતિકારી જુવાનો ભેગા થયા હતા. ગાંધીજીના પક્ષમાં હું ભળી ગયો એનું એમને આશ્ચર્ય થતું હતું! કેટલાક કહેતા, "કાલેલકર લુચ્ચો છે. ગાંધીજી સાથે રહીને અહિંસાની વાતો કરવા લાગ્યો છે. આ

રીતે સરકારની નજર ચૂકવી શકશે. પણ અંદરખાનેથી તો કાલેલકર આપણો જ છે. જેમ સરકારને બનાવે છે તેમ ગાંધીજીને પણ બનાવે છે. સાચા ક્રાંતિકારી તો આવા જ હોવા જોઈએ."

આવા જુવાનો ભેગા થયા હતા. બધા મારા જૂના સાથીઓ. અમે મળીને કેટકેટલી યોજનાઓ આંકી હતી. અને અમલમાં મૂકવા માગતા હતા. મારા ઉપર એમનો વિશ્વાસ પૂરો. એટલે મેં એમને સાફ સાફ કહ્યું, "ભાઈઓ, હું તમારો જ માણસ છું. ક્રાંતિમાં પૂરેપૂરો માનું છું. પણ અનુભવે ગાંધીવાદી થયો છું. હું ગાંધીને બનાવતો નથી. ગાંધીજીના વિચારો સમજીને હૃદયથી મેં સ્વીકાર્યા છે. સરકારને છેતરવા માટે મેં 'અહિંસા' ઓઢી નથી. અહિંસામાં ક્ષાત્રતેજ પ્રગટ થઈ શકે એની ખાતરી થવાથી જ ગાંધીવાદી થયો છું. હવે મારી વાત સાંભળો.

"આપણે હિંસામાં માનીએ છીએ. આપણે મહામુશ્કેલીએ થોડાં શસ્ત્રો ભેગાં કર્યાં. બંગાળના આપણા ભાઈઓએ રાજદ્વારી ખૂન કર્યાં. પરિણામ શું આવ્યું? સરકારને તક મળી. સરકારે પ્રજાને દબાવવામાં મણા રાખી નથી.

લોકો આપણી કદર કરે છે. આપણી દેશભક્તિને પૂજે છે. આપણે જો સંકટમાં આવી પડયા તો આપણને બચાવવા માટે અમુક હદ સુધી જોખમ પણ ખેડે છે. આપણને ગુપ્તવાસમાં રહેવું પડે તો તેની સગવડ કરી આપે છે. એ બધું ખરું. પણ સામાન્ય પ્રજા, વિશાળ પ્રજા આપણે રસ્તે આવવાની નથી. મારફાડ કે ખૂનરેજીનો રસ આપણી પ્રજામાં છે જ નહીં. એને સ્વભાવની મોળાશ કહો કે સંસ્કૃતિની ઊંચાઈ કહો. સ્વભાવ, સ્વભાવ જ છે. એ જ સ્વભાવની અંદર ગાંધીજી સાંસ્કૃતિક ઊંચાઈ જોતા થયા છે. અને તેથી આપણી પ્રજાની સંસ્કૃતિને અનુરૂપ એવો એક લડાઈનો માર્ગ એમણે ઉપજાવી કાઢયો છે. એ માર્ગ શ્રેષ્ઠ હોય કે ન હોય આપણી પ્રજાને ફાવતો છે અને તેથી જ કહું છું—

જ્યાં આપણે અંગ્રેજ રાજ્યકર્તા સામે આખી પ્રજાને ઉશ્કેરી શકયા નથી, લડવા તૈયાર કરી શકયા નથી ત્યાં ગાંધીજી ફાવી ગયા છે. કોઈને મારો નહીં, મકાનો બાળો નહીં, રસ્તાઓ તોડો નહીં અને છતાં સરકારનું કામ અટકી પડે એવું પગલું ભરો અને પ્રજા પાસેથી તે અમલમાં મુકાવો. એ 'લશ્કરી લડાયક પદ્ધતિ' શું મામૂલી છે? જૈનો અહિંસાનો પ્રચાર કરે છે. વૈષ્ણવો પણ અહિંસાને વરેલા છે. પણ ગાંધીજીએ અહિંસામાં જે ક્ષાત્રતેજ દાખલ કર્યું છે તે અનોખું છે. એ સૂઝ એમને સૌરાષ્ટ્રના બહારવટિયા પાસેથી મળી હશે. પણ એ કળાને ગાંધીજીએ અધ્યાત્મ અને યુદ્ધનીતિ બંનેની દીક્ષા આપી છે. આપણે જો એની એ ખૂબી સમજી ન શકીએ તો આપણે ક્રાંતિકારી શાના? અને યુદ્ધકળા-વિશારદ પણ શાના?

ગાંધીજીની 'અહિંસક-માનવ-સંસ્કૃતિ' દુનિયામાં દાખલ થાઓ કે ન થાઓ (યથાકાળે થશે એવો મારો વિશ્વાસ છે) પણ આ ગાંધીપદ્ધતિની યુદ્ધનીતિ આપણી સંસ્કૃતિને અત્યંત અનુકૂળ છે અને આજના યુગમાં ફાવે એવી છે. એટલે

સ્વાતંત્ર્યના એક સેનાપતિ તરીકે ગાંધીજીની પાછળ પાછળ જવાનું મેં નક્કી કર્યું છે.”

મારી આ દલીલની અસર દલીલ તરીકે તરત થઈ. કેટલાક લોકોના જીવન પર ધીરે ધીરે અને કાયમી થઈ.

અને તેથી તમે જોશો કે ગાંધીજીના સત્યાગ્રહમાં અસહયોગમાં અને એવા બધા લડાયક કાર્યક્રમોમાં ક્રાંતિકારી દળના લોકો જ મોખરે આવવા લાગ્યા.

ગાંધીજીએ જોયું કે ‘કાનૂનભંગ જેવા ઉગ્ર સત્યાગ્રહ’ માટે લાખો લોકોને તૈયાર કરવા મુશ્કેલ છે. અને એમને લડત દરમિયાન અહિંસક રાખવા એ એથીયે મુશ્કેલ છે. તેથી એમણે સત્યાગ્રહને અસહયોગનું વ્યાપક રૂપ આપ્યું.

સરકારી કેળવણીનો ત્યાગ, સરકારી ઈલકાબોનો ત્યાગ અને સરકારી કોર્ટોનો ત્યાગ એ જાતનો ત્રિવિધ કાર્યક્રમ એમણે દેશ આગળ મૂક્યો. સાથે સાથે કાયદો બનાવનાર અને રાજ્યશાસન સાથે ઊંડો સંબંધ રાખનાર કાઉન્સિલોનો પણ બહિષ્કાર બાપુજીએ સૂચવ્યો. એમાં એમને ધાર્યા કરતાં વધારે સફળતા મળી. અંગ્રેજ સરકાર હેબતાઈ ગઈ! ‘જે દેશનેતાઓ પોતાની બુદ્ધિની ચમક કાયદા કાઉન્સિલમાં સરકાર સામે વ્યાખ્યાનો આપી બતાવતા હતા એમણે દેશમાં લાખો-ની મેદની આગળ અસહયોગના સિદ્ધાંતો પ્રજાને સમજાવતાં સમજાવતાં પોતાની બુદ્ધિને માટે નવું તેજ કેળવ્યું!’

આખરે સરકારે બાપુજીને જેલમાં પૂરી દીધા. સ્વરાજ્યની હિલચાલમાં મંદી આવી. અને કાઉન્સિલોમાં જઈને ત્યાં પોતાનું બુદ્ધિતેજ પ્રગટ કરનારા લોકો ધંધા વગરના થઈ ગયા.

મોતીલાલ નેહરુ, ચિત્તરંજનદાસ, વિઠ્ઠલભાઈ પટેલ જેવા નેતાઓએ કાઉન્સિલ-માં પ્રવેશ કરી અંદરખાનેથી સરકારનો વિરોધ કરવાની નવી નીતિ દેશ આગળ મૂકી. ગયામાં કોંગ્રેસનું અધિવેશન ભરાયું. દાંડીમાર્ચમાં ફેરફાર ન જ કરાય. કાઉન્સિલ-પ્રવેશ કરવામાં પાછી પાની છે એમ કહેનાર પક્ષના નેતા શ્રી રાજ-ગોપાલાચારી તે વખતે પહેલી વાર દેશ આગળ ચળકયા.

અને છતાં રાજદ્વારી જીવનમાં ભાગલા પડયા તે પડયા.

ગયા-કોંગ્રેસ વખતે નવજીવનના પ્રતિનિધિ તરીકે મેં હાજરી આપી હતી. ત્યારથી કોંગ્રેસના રાજકારણમાં મારે ભાગ લેવો પડયો હતો. દેશના ચિંતનમાં અને સ્વરાજ્ય પ્રવૃત્તિમાં ‘ભાગલા પડયા એનું મને દુઃખ હતું. ગાંધીજીના માણસ તરીકે હું તો કટ્ટરમાં કટ્ટર નાફેરવાદી (No changer) હતો. એ ભૂમિકા છોડવાની મને જરાયે ઇચ્છા ન હતી.

અને છતાં જે લોકો કાઉન્સિલમાં જવા માગતા હતા એમને ‘ગાંધીદ્રોહી, કોંગ્રેસવિરોધી, સ્વરાજ્યદ્રોહી’ કહેવાની મારી તૈયારી ન હતી. મેં ખૂબ ઊંડો વિચાર કર્યો. મને એક રસ્તો સૂઝયો. ગાંધીવાદીઓ જ્યાંત્યાં કહેતા હતા, નરમ દલના મૉડરેટ (Moderate) લોકો ભલે કાઉન્સિલોમાં જાય. કોંગ્રેસવાળા આપણે કાઉન્સિલોમાં ન જ જઈએ.

દેશની સ્થિતિ એવી હતી કે માડરેટ લોકોને કોઈ રોકતું ન હતું. તેઓ કાઉન્સિલોમાં હતા જ. દેશ ઉપર કે સરકાર ઉપર એમની અસર પડતી ન હતી. કોંગ્રેસવાળા લોકો અત્યાર સુધી કાઉન્સિલોનો બહિષ્કાર કરતા હતા. તેમને કાઉન્સિલોમાં જવું હતું. અને અંદરખાનેથી સરકારનો વિરોધ કરવો હતો.

મેં જોયું કે ઉત્તર ભારતમાં જેમ રાષ્ટ્રના હિંદુસમાજ અને મુસ્લિમ સમાજ એવા બે ભાગલા થયા હતા તેવા જ બે ભાગલા બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર એવા પડ્યા હતા. દક્ષિણ ભારત માટે એ આકરો સવાલ હતો. કેળવણીમાં, સમાજ સુધારમાં, રાજનીતિક જાગૃતિમાં વધારે નેતાઓ બ્રાહ્મણો જ હતા. એમની બુદ્ધિ અને રાજનીતિ બંને તેજસ્વી હતાં. પણ બહુજન સમાજ બ્રાહ્મણેતર જ હોય ને? ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, હરિજનો, હાથકારીગરો, ગામડાંના નેતાઓ, તલાટીઓ વગેરે બધા બ્રાહ્મણેતરો જ હોય. આગળ જતાં બ્રાહ્મણેતરોમાં Non-Brahminsમાં મુસલમાનો અને ઈસાઈઓ પણ ગણાવા લાગ્યા. જે બ્રાહ્મણ નથી તે ઘોડો, બળદ હોય કે વાંદરો હોય એ બ્રાહ્મણેતર છે. એમ તે વખતે મેં મજાકમાં કહેલું.

બાપુજી જ્યારે જેલમાં ગયા ત્યારે આંધ્ર, કર્ણાટક, તમિલનાડ અને કેરળમાં મારે ઘણી વાર જવું પડતું ત્યારે મેં જોયું કે રાજાજી જેવા તેજસ્વી બ્રાહ્મણો કોંગ્રેસના નેતા છે એ જોઈ બ્રાહ્મણેતર નેતાઓ કોંગ્રેસ બહાર રહેતા હતા. મેં એમને ભારપૂર્વક કહ્યું, “તમે લોકો બ્રાહ્મણેતર વિશાળ જનતાને અન્યાય કરો છો. કોણે કહ્યું કે કોંગ્રેસ બ્રાહ્મણની સંસ્થા છે. હવે ગણાવો, મહાત્મા ગાંધી વાણિયા બ્રાહ્મણેતર છે. સરદાર વલ્લભભાઈ પાટીદાર ખેડૂત છે. ચિત્તરંજનદાસ કાયસ્થ એટલે ક્ષત્રિય છે. આમ મેં એક લાંબી યાદી લોકો આગળ રજૂ કરી. અને કહ્યું, કોંગ્રેસ તો કરોડોની સંખ્યાના બ્રાહ્મણેતરોની પ્રતિનિધિ સંસ્થા છે. તમને એમાં હકનું સ્થાન છે. એમાં દાખલ થાઓ, એ સંસ્થાનો કબજો લો, પછી એમાં ચળકતા બ્રાહ્મણ નેતાઓ કાં તો તમારા મદદનીશ સાથી થશે અથવા નીકળી જશે. બહુમતી તમારી હોવા છતાં કોંગ્રેસમાં આવતાં ડરો છો?”

આની અસર સારી થઈ. કે. સી. રેડ્ડી, દાસપ્પા વગેરે કર્ણાટકના નેતાઓ કોંગ્રેસમાં દાખલ થયા અને ચળકવા લાગ્યા.

હવે જ્યારે બાપુજીના જેલમાં હોવાને કારણે દેશમાં મંદી આવી હતી, કાઉન્સિલ બહિષ્કારનો કાર્યક્રમ તોડીને કાઉન્સિલની અંદર લડત લઈ જઈએ એમ કહેનારા લોકો આતુર થયા હતા ત્યારે મેં કર્ણાટકની એક રાજદ્વારી પરિષદના અધ્યક્ષ તરીકે સૂચના કરી કે આપણી મુખ્ય નીતિ તો નાફેરવાદી એટલે કાઉન્સિલ બહિષ્કારની જ હોવી જોઈએ. છતાં એ કડક નીતિનો અમલ ફક્ત બ્રાહ્મણ નેતાઓ જ કરે. જો કોઈ બ્રાહ્મણેતર નેતાઓ કાઉન્સિલમાં પ્રવેશ કરી ત્યાં અંગ્રેજ સરકારનો વિરોધ કરવા માગે તો કોંગ્રેસવાળાઓએ એમને મદદ કરવી જોઈએ. આપણા મતદારોના મતો એમણે મેળવી આપવા જોઈએ.”

મારી આ નીતિ દક્ષિણના લોકોને ઘણી ફાવતી આવી. બ્રાહ્મણેતર પક્ષમાં

તેજ આવ્યું. સારા સારા પ્રતિભાવાન નેતાઓ એમને મળ્યા અને કૉંગ્રેસમાં જે બે પક્ષ પડવાની અણી આવેલી તે ટળી. કાઉન્સિલની બહાર અને કાઉન્સિલની અંદર આ બે રીતે અંગ્રેજ સરકારનો વિરોધ જોર પકડી શક્યો અને પ્રજાજીવનમાં ઉત્સાહ જે ઓછો થતો હતો તે અટક્યો. અને અંદર અંદરની સામસામેની ચર્ચા અટકી. અંગ્રેજ સરકાર પ્રત્યેનો વિરોધ મજબૂત થવા લાગ્યો. અને એની સાથે બ્રાહ્મણ-બ્રાહ્મણેતર વચ્ચેની કડવાશ જે થોડી હતી તે મટી ગઈ.

## પ્રકરણ એકવીસમું

# ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના અને પુનર્રચના

મારા જીવનમાં મેં જે થોડીક મહત્ત્વની પ્રવૃત્તિઓમાં ભાગ લીધો તેમાં મારે મન ગૂજરાત વિદ્યાપીઠની પ્રવૃત્તિ સૌથી મહત્ત્વની હતી. (એ પ્રવૃત્તિને અંગે સ્વાભાવિકપણે મેં અનેક વાર અનેક ઠેકાણે તે તે પ્રસંગના સંદર્ભમાં કટકે કટકે લખ્યું હશે. અત્યારે 'જીવનનિવેદન' આપવા બેઠો છું ત્યારે એ પ્રવૃત્તિ વિશે મારે લખવું જ જોઈએ. નવી પેઢીમાંથી નવા લોકોએ મારું જૂનું સાહિત્ય ઘણું કરીને જોયું ન હોય. જૂના લોકોને આમાં પુનરુક્તિ દેખાય તો તેઓ દરગુજર કરશે અથવા આ આખું પ્રકરણ વાંચવાની તકલીફ તેઓ ન ઉઠાવે.)

અંગ્રેજ રાજ્ય સાથે અને એમણે ઊભી કરેલી પશ્ચિમની કેળવણી સાથે અસહકાર કરવાની ઇચ્છા પણ જેમને ન હતી, એવા લોકોમાં પણ ઠીક ઠીક સંખ્યામાં એવા લોકો હતા જેમને અંગ્રેજ સરકારે ચલાવેલી અને એમણે સ્થાપેલી યુનિવર્સિટીઓમાં ચાલતી કેળવણી વિશે અસંતોષ હતો અને આપણા દેશની આવશ્યકતા અને સંસ્કૃતિને વફાદાર રહી આખા દેશમાં રાષ્ટ્રીય કેળવણીનું એક સ્વતન્ત્ર તંત્ર ઊભું કરવાની એમની ઇચ્છા હતી.

એમાં આર્યસમાજનો વિચાર 'વૈદિક ધર્મ અને વેદકાળની સંસ્કૃતિ' ફરીથી જાગ્રત કરી એને અનુકૂળ એક નવું કેળવણીનું તંત્ર ઊભું કરવાનો હતો. એમણે એ પ્રમાણે પ્રયત્નો પણ કરેલા. ઉત્તર ભારતમાં એવા લોકોમાં જૂની સંસ્કૃતિને વધારે મહત્ત્વ આપનાર 'ગુરુકુળ પક્ષ' અને આ જમાનાની અંગ્રેજી કેળવણીનું મહત્ત્વ ઓળખનાર 'D.A.V. (દયાનંદ ઍંગ્લો વેદિક) કૉલેજ પક્ષ' એવા બે પક્ષ પડ્યા હતા.

મુસલમાનોએ ઈસ્લામ અને એની સંસ્કૃતિને મહત્ત્વ આપનાર કેળવણીની નવી પદ્ધતિ ચલાવવા માટે જે પોતાની સંસ્થાઓ ઊભી કરી હતી એનું કેન્દ્ર હતું અલીગઢ યુનિવર્સિટી.

એ જ રીતે હિંદુ સંસ્કૃતિને કેન્દ્રમાં રાખી આખી કેળવણીનું તંત્ર દેશવ્યાપી કરવાના હેતુથી પંડિત માલવિયાજી જેવાઓએ હિંદુ યુનિવર્સિટીની સ્થાપના કરી.

એ સંસ્થાને અખિલ ભારતીય સ્વરૂપ આપવાની માલવિયાજીની ઘણી ઈચ્છા હતી પણ અંગ્રેજ સરકારે મક્કમપણે એ યુનિવર્સિટીને સ્થાનિક બનાવવાની શરતે જ એને ઊભી થવા દીધી. એ હતી બનારસ હિંદુ યુનિવર્સિટી.

આ બધી પ્રવૃત્તિઓ તે તે ધર્મસમાજની હોવાથી એમની રાષ્ટ્રીયતા વિશે કેટલાક લોકો શંકા વ્યક્ત કરતા હતા.

ભારતના જાહેર જીવનમાં તેમ જ સરકારી તંત્રમાં પણ બંગાળી લોકોનું મહત્ત્વ ખૂબ વધ્યું છે. એ અંગ્રેજી રાજ્ય માટે જોખમકારક છે એમ સમજી ભારતની અંગ્રેજ સરકારે બંગાળના બે ભાગલા કરવાનું નક્કી કર્યું એથી આખા બંગાળની સમસ્ત પ્રજા છંછેડાઈ. એમણે 'બંગભંગ' સામે જબરદસ્ત આંદોલન ચલાવ્યું. એ જ અરસામાં દેશમાં રાષ્ટ્રીયતાએ પણ ઘણું જોર કર્યું હતું. એટલે બંગાળીઓને મહારાષ્ટ્ર મદ્રાસ વગેરે પ્રદેશના લોકોએ પૂરા દિલથી ટેકો આપ્યો. અને આખા દેશમાં સ્વરાજ્યની ચળવળ દ્વારા અસાધારણ, પ્રાણવાન એવી પ્રજાજાગૃતિ જોવાને મળી.

એ સ્વરાજ્યની ચળવળમાં દેશી હુન્નરઉદ્યોગોને પ્રોત્સાહન આપવું, દેશમાં આવતા વિદેશી માલનો (તેમાંયે ખાસ કરીને વિલાયતી કાપડનો) બહિષ્કાર કરવો, દેશની આખી કેળવણી સરકારના હાથમાં ન રહે, એટલા માટે સરકારથી સ્વતંત્ર એવી રાષ્ટ્રીય કેળવણી ચલાવવી. એ જાતના ત્રણચાર મહત્ત્વના મુદ્દાઓ લઈને આખા દેશમાં ખૂબ પ્રચાર થયો. એમાં લોકમાન્ય ટિળકની પ્રેરણાથી પૂના-મુંબઈ વચ્ચે તળેગાંવમાં 'સમર્થ વિદ્યાલય'ની સ્થાપના થઈ. સુબોધચંદ્ર મલ્લિક, બિપિન-ચંદ્ર પાલ અને અરવિંદ ઘોષ જેવા બંગાળના નેતાઓએ બેંગાલ નૅશનલ કાઉન્સિલ ઑફ એજ્યુકેશન જેવી સંસ્થાની સ્થાપના કરી. આવી રીતે શુદ્ધ રાષ્ટ્રીય દૃષ્ટિએ અને કોઈ એક ધર્મને આગળ ન કરતાં બધા ધર્મો વિશે આદર રાખીને ભારતીય સંસ્કૃતિને પોષક એવી રાષ્ટ્રીય કેળવણીના અનેક પ્રયોગો શરૂ થયા.

(મૈસૂર રાજ્યમાં પણ આવો જ એક પ્રયોગ શરૂ થયો હતો. પણ અત્યારે એ બધું વિગતવાર યાદ નથી આવતું.

પંજાબમાં પણ શીખ લોકોએ આવા જ પ્રયોગો કર્યા હતા. પણ એ બધાનો ઇતિહાસ આપવાનો અહીં વિચાર નથી. કેવળ વાતાવરણ સમજાવવાનો જ ઉદ્દેશ છે.)

"મોળું 'કૉંગ્રેસી સ્વરાજ્ય' નહીં પણ શુદ્ધ સ્વાતંત્ર્ય મેળવવાની દૃષ્ટિએ અંગ્રેજી રાજ્ય તોડવા માટે રાષ્ટ્રને તૈયાર કરવું જોઈએ. એની તૈયારી કરનાર કેળવણી તે ખરી રાષ્ટ્રીય કેળવણી" એમ માનનારો એક પક્ષ આ બધી અનેક વિશાળ પ્રવૃત્તિની અંદર પોતાનું વાતાવરણ જમાવવાનો પ્રયત્ન કરતો હતો. આવા પક્ષ સાથે ભળીને જ મેં મારા જાહેરજીવનનો પ્રારંભ કર્યો હતો. એટલે પ્રથમ બેલગામમાં અને ત્યાર પછી વડોદરામાં ત્યાંની રાષ્ટ્રીય કેળવણીની સંસ્થામાં હું દાખલ થયો. ત્યાં મેં મારા વિચારો અજમાવવાનો અને પાકટ કરવાનો પ્રયોગ આરંભ્યો. 'એમાં ક્રાંતિકારી વિચારોના શિક્ષકોને જ દાખલ કરવા, અને વિદ્યાર્થી-ઓમાં પણ એ જાતનું તેજસ્વી વાતાવરણ પેદા કરવું, અને છતાં અંગ્રેજોની દમન-

નીતિમાંથી બચી જવું’ એ અમારી કાર્યપદ્ધતિ હતી.

આને અંગે અમે શિક્ષકો જાહેરજીવનમાં ઠીક ઠીક ભાગ લેતા. અને જૂના ધાર્મિક, સાંસ્કૃતિક અને નવા રાજનૈતિક તહેવારો ઊજવવા એ પણ અમારી રાષ્ટ્રીય કેળવણીની કલ્પનાનું એક મહત્ત્વનું અંગ હતું.

આ જ વિચારથી પ્રેરાઈને દેશમાં કોણ કોણ ક્યાં ક્યાં કામ કરે છે એની તપાસ અમે રાખતા. અમે લોકો અવારનવાર એકબીજાને મળતા પણ ખરા. અમે જેમ એકબીજાને શોધી કાઢીએ તે જ પ્રમાણે અંગ્રેજ સરકાર પણ અમને ઓળખી-ને અમારા ઉપર ઓછોવત્તો દબાવ આણવાનો પ્રયત્ન કરે. એનું વાતાવરણ સમાજ માટે ઘણું પ્રેરણાદાયી નીવડ્યું. અમ રાષ્ટ્રસેવકો માટે તો, ત્યાગમય, સેવા-મય, સાદું અને નમ્ર છતાં તેજસ્વી એવા જીવનની પ્રેરણા અને દીક્ષા આપનારું નીવડ્યું હતું. અમારો ભાઈચારો ખરેખર ચારિત્ર્યની દૃષ્ટિએ ઉન્નત અને આત્મી-યતાની દૃષ્ટિએ અત્યંત સંતોષકારક હતો.

જ્યાંત્યાં અંગ્રેજ સરકાર ફાવી જતી જોઈ, અને એક પણ સંસ્થા ટકતી નથી એવો અનુભવ મેળવી, અંતિમ શક્તિ અધ્યાત્મમાંથી જ મળવાની છે એ વિશ્વાસે પશ્ચિમ ભારત કાયમને માટે છોડી હું હિમાલયની યાત્રાએ ગયો. ત્યાં કોઈ એકાદ સ્નેહી રામની ઉપાસના કરે, બીજો કોઈ વેદાન્તમાંથી પ્રેરણા મેળવે. અધ્યાત્મશક્તિની ઉપાસના કરવા માટે કેટલાક લોકો દેવી-ઉપાસના ચલાવે. આસન, પ્રાણાયામ, ધ્યાન અને સમાધિવાળી યૌગિક સાધનામાં પણ કેટલાક ઊતરે. પણ બધાના મનમાં એક વાત સમાન કે અધ્યાત્મની શક્તિ કેળવી પ્રજામાં જાગૃતિ આણવી, બધા ધર્મોમાં આજે ચાલતી હરીફાઈ તોડી એમાં સહયોગનું વાતાવરણ સ્થાપી ગામડામાં પણ ચાલી શકે એવા ઉદ્યોગ-હુન્નરોને સજીવન કરી રાષ્ટ્રઉત્થાન કરવું જોઈએ. વહેલામાં વહેલી તકે દેશ સ્વતંત્ર કરવાની ઉત્કટ અભિલાષા બધામાં સમાનભાવે કામ કરતી હતી. અધ્યાત્મનો મોક્ષ અને ભારતીય સ્વતંત્રતારૂપી રાજનૈતિક મોક્ષ બેનો સમન્વય એ જ અમારી સર્વોપરી પ્રેરણા. એટલે सा विद्या या विमुक्तये એ જ અમારું જીવનસૂત્ર થઈ ગયું. (આગળની એક વાતનો અહીં જરા ઉલ્લેખ કરી દઉં. ગૂજરાત વિદ્યાપીઠની જ્યારે અમે સ્થાપના કરી ત્યારે વિદ્યાપીઠ માટે સાથીઓએ મારી પાસે ધ્યાનમંત્ર (Motto) માગ્યો. મેં તરત એમને सा विद्या या विमुक्तये એ આપ્યો. અને એને માટેનું આખું જૂનું સુભાષિત શોધી કાઢી એમને સમજાવ્યું. મહાત્માજીને પણ એ ધ્યાનમંત્ર બહુ જ ગમ્યો. આજે કેટલીયે સંસ્થાઓ આ જ મંત્ર સ્વીકારીને પોતાનું કાર્ય ચલાવે છે.)

હું હિમાલય ગયો ત્યારે ત્યાંથી પાછા આવી ફરી જાહેર કામમાં પડવું છે એવો સંકલ્પ પણ મેં મારા મનમાં રાખ્યો ન હતો. અધ્યાત્મ સાધના કરવી છે અને પછી પરમાત્મા ભારત સેવા માટે જે કાંઈ પ્રેરણા આપશે તેને બાકી રહેલું જીવન અર્પણ કરવું એટલો જ, યોજના વિનાનો, સંકલ્પ હતો.

હિમાલયમાં એક ઠેકાણે બેસવાને બદલે આપણી પવિત્ર નદીઓનાં ઉગમ-સ્થાનો અને પહાડોનાં શિખરો જોવાં, યાત્રા કરતાં કરતાં ઉત્કટ ધાર્મિક પુરુષોનાં દર્શનો કરવાં અને સાધના સાથે ચિંતન ચલાવવું એ જ અમને વધારે પસંદ પડ્યું. ગંગોત્રી, જમનોત્રી, કેદાર, બદરી એ ચાર સ્થાનો તો અખિલ ભારતના યાત્રીઓનું જાણે પિયર. ત્યાંની યાત્રા પૂરી કરી કાશ્મીરથી માંડીને નેપાળ સુધીના હિમાલયના બધા પ્રદેશો 'પાદાક્રાંત' કર્યા અને પછી ગંગાને કિનારે બેસી ધ્યાન ચલાવ્યું.

મુસાફરી કરતાં અનેક સંસ્થાઓ જોતાં અને જાતજાતના લોકો સાથે વિચાર-વિનિમય કરતાં, વિચાર અને સંકલ્પ દૃઢ થવા લાગ્યા. સ્વામી વિવેકાનંદવાળું રામ-કૃષ્ણ મિશન, શ્રી અરવિંદ ઘોષની પ્રવૃત્તિ અને રવીન્દ્રનાથનું શાંતિનિકેતન — આ ત્રણ સંસ્થાઓનું કામ જોવાનું મન થયું.

શાંતિનિકેતનમાં જ પૂ. બાપુજીનો ભેટો થયો. મારે વિશે એમણે સાંભળેલું હતું જ. મને એમણે આશ્રમમાં બોલાવ્યો અને આશ્રમનો કેળવણીનો વિભાગ ખીલવવા-ની તક આપી.

આટલી તૈયારી સાથે ગુજરાત જેવા એક કાર્યકુશળ પ્રદેશમાં રાષ્ટ્રીય કેળવણી સંગઠિત કરવાનું કામ કરવાની દૃષ્ટિએ ગૂજરાત વિદ્યાપીઠમાં હું પડ્યો. શાંતિ-નિકેતનના છેલ્લા અનુભવ પછી મેં નક્કી કર્યું હતું કે જ્યાં કામ કરીએ ત્યાંના સ્થાનિક લોકોને સાથે લઈ, એમને જ આગળ કરી કામ કરીએ તો જ તે જડ પકડે એમ છે.

સન ૧૯૨૦ના ઑગસ્ટની આખરમાં અમદાવાદમાં મળેલી ચોથી ગુજરાત રાજકીય પરિષદે રાષ્ટ્રીય શિક્ષણ વિશે ઠરાવ કર્યો હતો. ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરવા માટે બાર જણની એક સમિતિ નીમી. એમાં મારું પણ નામ હતું. એ સમિતિ પાછળ શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકનો આગ્રહ હતો. એ આખી પ્રવૃત્તિ આશ્રમ-ની મદદ વગર ઊભી થાય નહીં એ જાણતો હોવાથી એમણે શ્રી કિશોરલાલભાઈ મશરૂવાળાને મંત્રી તરીકે પોતાની સાથે રાખ્યા. શ્રી શંકરલાલ બૅંકરનો એમાં ખૂબ ઉત્સાહ હતો. ભાવનગરની દક્ષિણામૂર્તિ સંસ્થા, સુરતના દયાળજીભાઈ અને કલ્યાણજી, ભરૂચના અંબાલાલ પુરાણી, આણંદના ભીખાભાઈ પટેલ, સ્રી કેળવણીમાં રસ ધરાવનાર ચંદુભાઈ દવે ઈત્યાદિ લોકો આ સમિતિમાં હતા. એટલે એની પાછળ આખા ગુજરાતનો સંકલ્પ હતો. આવા કેળવણીને વરેલા લોકો સાથે કામ કરવાની તક મળતાં મારો ઉત્સાહ પૂરેપૂરો જાગ્યો.

અસહકારની નીતિ આખા દેશે સ્વીકારી, એ પ્રમાણે એક પૂરેપૂરી સ્વતંત્ર યુનિવર્સિટી સ્થાપન કરવાનું કામ સૌથી પ્રથમ ગુજરાતે કર્યું. તેથી આખા દેશમાં જે જે વિદ્યાર્થીઓએ સરકારી કેળવણી સાથેનો સંબંધ તોડ્યો હતો તે બધા ગૂજરાત વિદ્યાપીઠમાં ભણવા આવવા લાગ્યા.

એથીયે વિશેષ તો એ કે અસહકાર કરેલા વિદ્યાર્થીઓની પરીક્ષા લઈ એમને

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી બી.એ., એમ.એ. વગેરે પદવીઓ આપવાની જવાબદારી ગૂજરાત વિદ્યાપીઠ ઉપર આવી પડી. હવે અનેક ભાષાના, અનેક પ્રદેશના વિદ્યાર્થીઓની પરીક્ષા કઈ રીતે લેવાય? કે એમને એમની રાષ્ટ્રસેવા જોઈ માનદ પદવી આપવી એ ચર્ચા ચાલી. એટલે કેવળ પરીક્ષા માટે અમારી પાસે આવેલા વિદ્યાર્થીઓ માટે કાંઈ કર્યે જ છૂટકો એવી સ્થિતિમાં અમે એક સમિતિ નીમી. અને એ બધા વિદ્યાર્થીઓને તપાસી એમને પદવીઓ આપી. પણ એક વાત સ્પષ્ટ થઈ કે ગૂજરાત વિદ્યાપીઠ આખા દેશ માટે એકમાત્ર સંસ્થા હોવાથી એનું સ્વરૂપ અખિલ ભારતીય થવું જોઈએ અને તેથી કેળવણીનું વાહન હવે પછી ગાંધીજીના સિદ્ધાંતો પ્રમાણે હિંદી જ હોઈ શકે. બધા જ અસહકારી નેતાઓએ ગૂજરાત વિદ્યાપીઠ અખિલ ભારતીય સંસ્થા થાય અને એની કેળવણી હિંદી મારફતે અપાય એ નીતિનો ઉત્સાહભેર પુરસ્કાર કર્યો.

પણ ગાંધીજીના આશ્રમના પ્રતિનિધિઓમાં ગાંધીસિદ્ધાંત સમજનારો અને રાષ્ટ્રીય કેળવણીને પૂરેપૂરો સમજનારો હું જ હતો. મેં આગ્રહ કર્યો કે—

આખા દેશમાં ભાષા પરત્વે પ્રાંત રચાશે અને તે તે પ્રદેશમાં તે તે ભાષા મારફતે કેળવણી અપાશે. ગૂજરાત વિદ્યાપીઠના કેળવણીવિષયક આદર્શો અખિલ ભારતીય છે. પણ ગૂજરાત વિદ્યાપીઠ વિશાળ ગુજરાતની જ સેવા કરશે. એની અંદર અંગ્રેજીનો બહિષ્કાર ન હોય. એક ઉપયોગી અને બધે ફેલાયેલી એક સમર્થ ભાષા તરીકે એક ખૂણામાં એને સ્થાન હશે.

આખા દેશની રાષ્ટ્રભાષા હિંદી જ હોઈ શકે એટલે ગૂજરાત વિદ્યાપીઠના આખા તંત્રમાં નીચેથી ઉપર સુધી દ્વિતીય ભાષા તરીકે હિંદીને અત્યંત આદરનું સ્થાન હશે. પણ ગૂજરાત વિદ્યાપીઠનું કેળવણીનું વાહન તો છેક નીચેથી ઉપરના શિખર સુધી ગુજરાતી જ હશે. આ નીતિમાં હું પૂરેપૂરો મક્કમ રહ્યો. પ્રચંડ બહુમતી મારી સામે હતી. છતાં હું એકનો બે ન થયો. લોકો અકળાયા. પણ કરે શું? ઠરાવો રાજકીય પરિષદના હોય કે ગમે તે સંસ્થાના હોય અમલમાં મૂકનાર અમે જ હતા. અમારી સામે તકરાર ચાલી શકે. ગાંધીજી આગળ? લોકો ગયા એમની પાસે. એમણે કહ્યું "કાકાનો આગ્રહ બરાબર છે." એટલે આખું વાતાવરણ મારે માટે અનુકૂળ થયું.

પણ કૉલેજમાં અંગ્રેજી ભણાવશે કોણ? અને કૉલેજનો પ્રિન્સિપાલ કોણ થશે?

હું સીધો ગયો બાપુજી પાસે. અને કહ્યું, વાત આટલે સુધી આવી છે. બલ્લુભાઈ અને દીવાનને રાજી કર્યા વગર છૂટકો નથી. મારે એક પ્રિન્સિપાલ જોઈએ છે. આપ આણી આપો તો જ થશે.

થોડા દિવસમાં બાપુજીએ કહ્યું કે દિલ્હીમાં રામજસ કૉલેજના એક પ્રોફેસર (કે પ્રિન્સિપાલ) છૂટા થાય છે. સિંધી છે. આસુદમલ ગિદવાણી. તેની સાથે મારી વાત થઈ છે. એ તરત આવશે. (એને માથે બે કે ત્રણ હજારનું દેવું છે તે

ચૂકવવું પડશે તે ચૂકવીશું.) મને થયું હાશ, મહાવિદ્યાલય ચાલશે. આસુદમલ ગિદવાણી અંગ્રેજીમાં સરસ વ્યાખ્યાન આપી શકતા હતા. તેમણે લોકો ઉપર સારી છાપ પાડી. ખાસ કરીને વલ્લભભાઈ અને અંબાલાલ સાકરલાલ આ નવા પ્રિન્સિપાલથી પ્રભાવિત થયા. પ્રથમ પ્રથમ ગિદવાણી દરેક કામમાં મને પૂછીને પગલું ભરતા. સભાને અંતે વક્તા અને અધ્યક્ષને ધન્યવાદ આપવાનું કામ અચૂક મને જ સોંપતા. અમારું સરસ ચાલ્યું. પણ આગળ જતાં વલ્લભભાઈ અને અંબાલાલ સાકરલાલ જેવા બે મોટા માણસોનું પીઠબળ મળ્યું એટલે એમની આગળ મારું મહત્ત્વ ઓછું થયું. મારો બધો ઉત્સાહ મહાવિદ્યાલયના ભાષાવિભાગના આર્યવિદ્યા-મંદિરમાં કેન્દ્રિત થતો ગયો. રામનારાયણ પાઠક, રસિકલાલ પરીખ વગેરે લોકોની ભલામણથી મેં પંડિત સુખલાલજી, પં. જિનવિજયજી, પં. બેચરદાસ જેવા જૈન પંડિતોને આણ્યા હતા. આવી વસ્તુનું મહત્ત્વ વલ્લભભાઈની નજરમાં નહીં જેવું હતું.

આખો પ્રસંગ ટૂંકાવીને એટલું જ કહું કે મારા આગ્રહથી બાપુજીએ જેમને આણ્યા હતા તે ગિદવાણીની સાથે રોજ ઊઠીને ખેંચતાણી કરવા કરતાં વિદ્યાપીઠ-માંથી હું નીકળી જાઉં એ જ સારું એમ નક્કી કરી મેં મારો નિર્ણય બાપુજીને જણાવ્યો. મેં કહ્યું "મારું મુખ્ય કામ તો આશ્રમમાં છે. ગુજરાતની પ્રજાએ મારી સેવા માગી માટે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપનામાં ઊપડચો. હવે મારા વગર એ કામ ધમધોકાર ચાલશે. એટલે મને વિદ્યાપીઠ છોડી આશ્રમશાળાનું કામ ચલાવવા દો." બાપુજી માની ગયા.

મારે કહેવું જોઈએ કે ગિદવાણીએ પોતાની ઢબે વિદ્યાપીઠનું કામ ઠીક ચલાવ્યું.

પણ – પણ એ જીવ રાજદ્વારી રસવાળો. સરસ વ્યાખ્યાનો આપે. પ્રથમ પ્રથમ વલ્લભભાઈનું અને ગિદવાણીનું ઉત્તમ બનતું. પણ આગળ જતાં વલ્લભભાઈ એમના પર નારાજ થયા. મારે એનું સ્નાનસૂતક હતું નહીં. પણ મારા મિત્ર જીવતરામ કૃપાલાની એ પણ સિંધી. અવારનવાર પૂ. બાપુજીને અને મને મળવા આવતા હતા. એક દિવસે વલ્લભભાઈએ કહ્યું "મારે કૃપાલાનીને વિદ્યાપીઠ માટે આણવા છે. કાકા ધારે તો આવતી કાલે કૃપાલાની આવી શકે."

વલ્લભભાઈને રાજી કરવાની મારી નીતિ હતી જ. મેં કૃપાલાનીને બોલાવ્યા. તે તરત આવી ગયા. એમણે આવતાંવેંત ગિદવાણીને કહ્યું "ભલા માણસ, કાકાને ખોઈને તમે ભારે ભૂલ કરી છે. કાકા ગાંધીજીના વિશ્વાસના માણસ છે. અને ગુજરાતી સમાજમાં એમનાં સૂળિયાં મજબૂત છે. એવું સ્થાન તમને કોઈ કાળે મળવાનું નથી." (આ વાત કૃપાલાનીએ પોતે જ તે વખતે મને કરી હતી.)

પછી વિદ્યાપીઠમાં કૃપાલાનીનું સ્થાન કેટલું અને ગિદવાણીનું કેટલું એ વાત ચાલી. વલ્લભભાઈનો પૂરો ટેકો કૃપાલાનીને. એટલે ગિદવાણીને થોડા જ દિવસમાં વિદ્યાપીઠનું કામ છોડવું પડયું. કૃપાલાનીની અપેક્ષા એવી કે હું ફરી વાર વિદ્યા-પીઠમાં દાખલ થાઉં. પણ તે જ અરસામાં મને ક્ષયરોગ લાગુ પડચો. અને

સ્વામીએ મને બે-ત્રણ ઠેકાણે ફેરવી પૂના પાસે સિંહગઢ ઉપર પહોંચાડી દીધો.

ગૂજરાત વિદ્યાપીઠનો બધો ભાર કૃપાલાનીને માથે આવ્યો. દક્ષિણામૂર્તિવાળા નાનાભાઈ ભટ્ટ પણ વિદ્યાપીઠમાં પૂરતો રસ લેતા હતા. (સંભવ છે કે તે જ અરસામાં નાનાભાઈ વિદ્યાપીઠના કુલનાયક નિમાયા હતા.)

અમે ભારતીય સંસ્કૃતિનું ઊંડું અધ્યયન કરવા માટે પુરાતત્ત્વ મંદિરની સ્થાપના કરી. એને માટે ગાંધીજીના અનન્ય ભક્ત શ્રી પૂંજાભાઈ હીરાચંદે શ્રીમદ્ રાજચંદ્રના સ્મરણાર્થે ઠીક મોટું દાન આપ્યું હતું.

શ્રી રાજચંદ્ર એક મોટા જૈન આધ્યાત્મિક સાધક હતા. ગાંધીજીના મન ઉપર એમની સારી છાપ પડી હતી. કેટલાક લોકો તો એમને ગાંધીજીના ગુરુ માનતા હતા. (પરિણામે ગાંધીજીને જાહેર કરવું પડયું કે એવી વાત નથી.) શ્રી પૂંજાભાઈ પણ જૈન. અમારા અધ્યાપક મંડળમાં રસિકભાઈ પરીખ એ પણ જૈન. એટલે પુરાતત્ત્વ મંદિરમાં જૈન ધર્મનું અધ્યયન સૌથી મહત્ત્વનું સ્થાન ભોગવે એમાં આશ્ચર્ય ન હતું. અમે પુરાતત્ત્વ મંદિરમાં પં. સુખલાલજી સંઘવી, મુનિ જિનવિજયજી, બેચરદાસ દોશી વગેરે જૈન વિદ્વાનોને ખેંચી શકયા. મને થયું કે સનાતની હિંદુ ધર્મથી જુદા પડનાર જૈન ધર્મ સાથે બૌદ્ધ ધર્મનું પણ અધ્યયન થવું જોઈએ એટલે મેં બૌદ્ધ ધર્મના અસાધારણ વિદ્વાન ધર્માનંદ કોસાંબીને ખેંચી આણ્યા. એ મૂળે ગોવાના. નાનપણમાં કેળવણી વગર રહેલા. કોઈની મદદ વગર એમણે સિલોન (લંકા), બ્રહ્મદેશ અને તિબેટ જઈને બૌદ્ધ ધર્મનો ઉત્તમ અભ્યાસ કર્યો હતો. આગળ જતાં તેમને રશિયાથી આમંત્રણ આવ્યું, અમેરિકાથી આમંત્રણ આવ્યું એટલે તેઓ ત્રિખંડ પંડિત તરીકે ઓળખાયા. એમણે બૌદ્ધ ધર્મ સમજાવવા માટે મરાઠીમાં બહુ કીમતી ચોપડીઓ લખી છે, જેનો અનુવાદ ગુજરાતી, હિંદી, બંગલા વગેરે અનેક ભાષાઓમાં થયો છે.

હવે બન્યું એવું કે કૃપાલાનીના અને મારા મિત્ર નારાયણદાસ મલ્કાનીને કૃપાલાનીએ વિદ્યાપીઠમાં આણ્યા. કોણ જાણે કેમ ગિદવાણી પછી કૃપાલાની, એમની મદદમાં મલ્કાની – ત્રણ સિંધીઓ. એમનું ગુજરાતી પ્રોફેસરો સાથે પૂરતું બને નહીં. રામનારાયણ પાઠક, રસિકલાલ પરીખ જેવા ખાનગી રીતે મારી પાસે આવી ચર્ચા કરે. મેં એમને કહ્યું કે 'કૃપાલાની અને મલ્કાની બંને મારા જૂના અંગત મિત્રો છે. એમના સ્વભાવની ખાસિયત હશે. પણ એમનામાં સિંધીપણું' છે જ નહીં. તમારે એમની સાથે દિલ ખોલીને વાતો કરવી જોઈએ. બધું સરખું ઠીક થઈ જશે. તેઓ મને કહે, 'તમે વિદ્યાપીઠમાં આવો તો જ કાંઈક થઈ શકે.' મારી તૈયારી ન હતી.

ત્યાર પછી મંદવાડમાંથી બચી ગયેલો હું આશ્રમમાં કામ કરવા લાગ્યો. પણ બાપુજીએ એક વાર મને કહ્યું "વિદ્યાપીઠનું કોકડું ગૂંચવાયું છે. તારે વિદ્યાપીઠનો ભાર માથે લઈને બધું સરખું કરવું જોઈએ. વિદ્યાપીઠ તારી જ કૃતિ કહેવાય ને?"

મેં બાપુજીને કહ્યું કે "વિદ્યાપીઠમાં કેટલો સડો પેસી ગયો છે તે આપ જાણો છો તેના કરતાં મને વધારે ખબર છે પણ આપને નચિંત કરવા માટે હું વિદ્યાપીઠનો

ભાર લેવા તૈયાર છું. કૃપાલાની મારા અંગત મિત્ર છે. અમારી વચ્ચે ગેરસમજ થવાનો સંભવ જ નથી. કોણ કયું સ્થાન લેશે એ અમે ફોડી લેશું."

આના ઉપર બાપુજીએ જે કહ્યું તેને માટે હું તૈયાર ન હતો. એમણે કહ્યું કે, કૃપાલાનીને હું વિદ્યાપીઠમાંથી ખેંચી લેવા માગું છું. ઉત્તર ભારતમાં તે ખાદીનું કામ સરસ કરે છે. એ કામ માટે કૃપાલાની જ ઉત્તમ માણસ છે. (મને શંકા છે કે બાપુજીના એ વલણ પાછળ શંકરલાલ બૅંકરની કાંઈક સલાહ હોવી જોઈએ. પણ એ તો શંકા જ છે.)

મેં બાપુજીને કહ્યું, "કૃપાલાની અને હું કૉલેજના દિવસોથી દિલોજાન દોસ્ત છીએ. મારી મારફતે જ મહારાષ્ટ્રની ક્રાંતિકારી પ્રવૃત્તિ સાથે એમનો સહેજસાજ સંબંધ થયો હતો. હું વિદ્યાપીઠમાં દાખલ થાઉં અને કૃપાલાનીને છોડવું પડે તો અમારી વચ્ચે ભારે ગેરસમજ પેદા થશે.

બાપુજીએ કહ્યું, 'એ વાત મારા ઉપર છોડી દો. એવું કશું ન થાય એ જોવાનું કામ મારું છે. આપણે તો જાહેરસેવા માટે છીએ. જે કામ આવી પડે તે કરી છૂટીએ.'

બાપુજીનું વલણ મને ગમ્યું નહીં. પણ હું આજ્ઞાધારક સેવક. બાપુજીએ સ્પષ્ટ કહ્યું કે કૃપાલાની વચ્ચે અને તારી વચ્ચે ગેરસમજ નહીં થવા દઉં. મારી મુખ્ય મૂંઝવણ એ જ હતી. બાપુજીનું આશ્વાસન સ્વીકાર્યા વગર છૂટકો ન હતો. પણ મારી જ વાત સાચી નીવડી. કૃપાલાનીને ગુજરાત છોડવું ન હતું, વિદ્યાપીઠ છોડવાની ઇચ્છા ન હતી. બાપુજીએ એમને બોલાવીને કહ્યું અથવા પૂછ્યું, 'મેં તો તમને મેરઠ તરફના તમારા ખાદીકામમાં મોકલવાનો વિચાર કર્યો છે. છતાં તમારો ગુજરાતમાં જ રહેવાનો આગ્રહ છે?' આવા સવાલનો માણસ શો જવાબ આપી શકે? (બાપુજીએ કેવા શબ્દોમાં કૃપાલાનીને સવાલ પૂછ્યો? એ શબ્દો બાપુજીએ જ મને કહેલા. એટલે જ મેં અહીં ટાંક્યા છે.)

કૃપાલાનીએ મને કહ્યું, 'બાપુજીનું આવું વલણ તું જાણતો હતો તો મને પ્રથમથી જ ચેતવણી આપવાનો તારો ધર્મ હતો. મિત્ર તરીકેના એ ધર્મનું તેં પાલન કર્યું નથી. એ આશ્ચર્યની વાત છે!"

મેં કહ્યું 'બાપુજી મારી સાથે ખાનગીમાં વાતો કરે તે કોઈને કહેવાનું મારાથી કેમ બને? બાપુજીએ મને આશ્વાસન આપ્યું હતું કે કૃપાલાનીનું હું જોઈ લઈશ. એટલે હું નચિંત હતો.'

કૃપાલાની ઘવાયા અને અમારો હાર્દિક સંબંધ એમણે સંકેલી લીધો. મારા જીવનનો એ એક મોટો વિષાદ છે.

વિદ્યાપીઠનો ભાર મારે માથે આવ્યા પછી મેં પૂ. બાપુજીને કહ્યું કે "આપ કુલપતિ છો. મને કુલનાયક નીમો છો. તો હું આપને વચન આપું છું કે ઝીણામાં ઝીણી વિગતો આપને કહેતો રહીશ. જે કાંઈ પગલું ભરીશ, તેની જાણ પ્રથમ આપને કરીને આપની સલાહ પ્રમાણે પગલું ભરીશ. પણ વિદ્યાપીઠના કામને અંગે

બીજા કોઈ પણ માણસ આપની પાસે આવીને વાત કરી ન શકે. બધો અધિકાર મારો. આપની સલાહ લઈને મેં પગલું ભર્યું હોય તોપણ એની જવાબદારી આપને માથે નહીં નાંખું. કેમ કે વિરોધી બાજુ સાંભળવાની તક હું આપને આપતો નથી. આપની સલાહ લઈશ. કેવળ મારા અંતરાત્માના સંતોષ ખાતર. પણ વાંક કાઢવો હોય તો જાહેર પ્રજા મારો જ વાંક કાઢી શકે. આપની ઓથ હું આગળ ન કરી શકું." બાપુજી મારી વાત માની ગયા.

અને હું માનું છું તે જ વખતે ગાંધીજીને મોઢે મને સવાઈ ગુજરાતીની અત્યંત વહાલી પદવી મળી.

પુરાતત્ત્વ મંદિર તરફથી કેટલીક બહુ જ સારી ચોપડીઓ પ્રસિદ્ધ થઈ. કેટલીક આજની દૃષ્ટિએ સારી મહત્ત્વની છે. અને કેટલીક ચોપડીઓની કદર તો જૂની ઢબના પંડિતો જ કરી શકે. પણ સરવાળે એ કામ દીપી ઊઠે. પણ અમારા વિદ્વાનો વિદ્યાપીઠના સિદ્ધાંતો માથે આવી પડે તે માનવા તૈયાર. પણ એની પાછળની દૃષ્ટિનો ભેખ લેનાર નહીં એટલે જ્યારે સ્વરાજ્યની ચળવળ ઉત્કટ અને એકાગ્ર કરવાની જરૂર જણાઈ ત્યારે આવી વિદ્વદ્‌ભાગ્ય પ્રવૃત્તિઓનો તે વખતે સંકોચ કરવો પડયો. સારા સારા વિદ્વાનોને ખેંચી આણવા જેટલી પાંડિત્યની કદર મારી પાસે હતી. અને પોતે આણેલા સારા સારા વિદ્વાનોની સેવાથી વંચિત રહેવાની જવાબદારી પણ કોક કોક વાર મારે જ ઉઠાવવી પડી. જ્યારે જ્ઞાન અને વિદ્યાની ઉપાસના વધારવાની પ્રવૃત્તિઓ આદરી ત્યારે તેનું શ્રેય ગાંધીજીને અને એમની સંસ્થાને. એ તો ઠીક. પણ જ્યારે ગાંધીજીની નીતિનો ઈમાનદારીપૂર્વક સ્વીકાર કરી સંસ્થાનું વાતાવરણ મેં એકાગ્ર કર્યું તો લોકો કહેવા લાગ્યા "કાકાસાહેબના હાથમાં સુકાન આવવાથી વિદ્યાપીઠ પડી ભાંગી છે."

આવા શ્રમવિભાગ માટે હું તો હંમેશાં તૈયાર રહું છું. પણ ગાંધીજીને એમ કહેવાની જરૂર જણાઈ "જો એ પડી ભાંગી છે તો તેનું કારણ કાકાસાહેબ નહીં પણ હું છું. કેમ કે જ્યાં લગી પ્રજાને મારે વિશે મોહ કહો કે પ્રેમ છે ને મુખ્ય ભાગે મારી સલાહ માન્ય રાખે છે ત્યાં સુધી જે ફેરફાર થયા છે તેનો પ્રેરક હું રહ્યો છું."

મારી તમામ જાહેર પ્રવૃત્તિમાં કોઈ ને કોઈ સંસ્થા સાથે મેં સંબંધ રાખ્યો જ છે. અને તે પણ મોટે ભાગે કેળવણીની સંસ્થા સાથે. એટલે સંસ્થા માટે ફાળો ઉઘરાવવાનું કામ બહુ નહીં તોયે થોડું થોડું મારે કરવું જ પડયું છે.

પણ ઉદારતાથી ફાળો આપી શકે એવા લોકો સમાજમાં કોણ કોણ છે? એમને કયા કયા વિષયોમાં, કામોમાં રસ છે? એમના ઉપર અસર પાડી શકે એવા કોણ કોણ લોકો છે વગેરે માહિતી મેળવી એ પ્રમાણે ફાળો ઉઘરાવવાની એક કળા હોય છે. તે મેં કોઈ કાળે કેળવી નથી. સંસ્થાની ઉપયોગિતા, એના આદર્શો, રાષ્ટ્રીય ઉત્થાનમાં એ આદર્શનું મહત્ત્વ વગેરે વસ્તુઓ પ્રજા આગળ મૂકવાનો ધંધો આખો જન્મારો કર્યો છે. એવા પ્રચારને પરિણામે જે નાણાં મળી શકે તેનો સ્વીકાર કરતો

આવ્યો છું. અને મારે અહીં નોંધવું જોઈએ કે સંસ્થા ખીલવવાની મારી શક્તિના પ્રમાણમાં અને સંસ્થાની ભૂખ પ્રમાણે નાણાં આપનાર મને મળ્યા જ છે. હું એમને શોધવા ગયો નથી. કામ માટે નાણાં મળવાની અપેક્ષા રાખવી એ મારું કામ. પણ નાણાં મળી શકે એટલા ખાતર અનુકૂળ પ્રવૃત્તિઓ ઊભી કરવી એ કળામાં હું સાવ અજાણ છું.

જે જે જાહેર સંસ્થામાં દેશના નેતાઓ જોડાયેલા છે તે તે સંસ્થા માટે નાણાંની ચિંતા એ નેતાઓ કરે છે. આવી સ્થિતિમાં મારા જેવાનું કામ મળેલા પૈસાનો ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ કેમ થઈ શકે એ જોવાનું. અને નાણાનો દુરુપયોગ ન થાય એની સાવચેતી રાખવાનું.

જ્યારે ગાંધીજીને ગૂજરાત વિદ્યાપીઠની પુનર્રચના કરવી પડી ત્યારે એનો ભાર એમણે મને આપ્યો. કોઈ સામાન્ય જાહેરપત્રકમાં મેં સરદાર વલ્લભભાઈની સહી લઈને, ત્યાર પછી મારી સહી મૂકી હશે. ત્યારે ગાંધીજીએ મને ખાનગીમાં કહ્યું કે "તારે ફરી વાર આ જ જાતનું પત્રક કાઢવું અને એમાં ફક્ત પોતાની જ સહી આપવી."

આવી વિલક્ષણ સલાહ ગાંધીજીએ કેમ આપી એની કલ્પના હું કરી શક્યો અને તે પ્રમાણે ઘણું કામ મારી એકલાની સહીથી જ કરવા લાગ્યો.

તે વખતે નાણાં આપનાર લોકોને મળવા જવાની જરૂર ઊભી થઈ ત્યારે મેં નાણાં આપનાર વર્ગને કહ્યું—

ગાંધીજીએ વિદ્યાપીઠનો ભાર મારે માથે મૂક્યો છે. એટલે વિદ્યાપીઠના આદર્શો શા છે, એ સંસ્થાની ખાસિયતો કઈ કઈ છે અને એ સંસ્થા મારફતે કઈ કઈ પ્રવૃત્તિઓ ચલાવીએ છીએ એ જાણવાની તમને ઇચ્છા થાય ત્યારે ગમે ત્યારે ગમે તેટલી વાર તમારે ત્યાં મને બોલાવો. હું સુખેથી આવીશ. મારામાં અક્કડપણું છે જ નહીં.

વિદ્યાપીઠ વિશે જો તમે કાંઈ પ્રતિકૂળ સાંભળ્યું હોય; વિદ્યાપીઠની પ્રવૃત્તિને અંગે તમને પોતાને કોઈ અસંતોષ હોય તો મારી પાસેથી જવાબ મેળવવાનો તમને હક છે. તમે કહો ત્યારે તમારી પાસે આવીશ. પણ કેવળ નાણાં માગવા માટે તમારી પાસે હું આવવાનો નથી. એનું કારણ છે. સંસ્થા મારી નથી. આખા ગુજરાતની છે. ગાંધીજીએ એની સ્થાપના કરી છે. એના કર્ણધાર તેઓ પોતે જ છે. એમણે ચલાવેલી આ સંસ્થાની પ્રતિષ્ઠા પણ નાનીસૂની નથી. એવી આ સંસ્થા ચલાવવા માટે તમારે પોતાની મેળે મારી પાસે નાણાં મોકલવાં જોઈએ. સંસ્થાનું વર્ષનું ખર્ચ પાંસઠ કે સિત્તેર હજારનું છે. જો તમને વિશ્વાસ હોય કે આટલાં નાણાંથી અમે વધારેમાં વધારે સેવા આપીએ છીએ તો એ પૈસા વગર માગ્યે મોકલતા જાઓ.

પણ જો તમે જુઓ કે અમારા કરતાં ઓછે પૈસે અમારાથી વધારે સારી સેવા બીજી કોઈ સંસ્થા આપે છે તો જરૂર તમારાં નાણાં તે સંસ્થાને આપવાં. જો તમને ખાતરી થાય કે ઓછામાં ઓછા ખર્ચમાં વધારેમાં વધારે સેવા આપનાર આ સંસ્થા

છે અને તે સેવા સંતોષકારક છે તો જ તમારે અમને પૈસા આપવા. હું માગવા નહીં આવું. તમારે જ પૈસા મોકલવા અને રીતસરની રસીદ લેવી. અમારા કામના અહેવાલો (રિપોર્ટો) તમને મોકલતા રહીશું.

આ મારી નીતિની અસર સારી થઈ. અને જ્યાં સુધી વિદ્યાપીઠનો ભાર મારે માથે હતો ત્યાં સુધી મારે કોઈ કાળે નાણાંની ચિંતા કરવી ન પડી.

એક વખતે એક ભાઈ મને મળવા આવ્યા. એમણે મને સો-બસો રૂપિયા આપ્યા હશે. મેં તરત એમને કહ્યું "સંસ્થા ચલાવું છું એટલે જે નાણાં મળે એ સ્વીકારવાને બંધાયેલો છું. પણ તમારો મારો પરિચય છે એટલે કહું છું કે આ રકમ તમને, મને કે સંસ્થાને શોભા નથી દેતી." બીજી વાર જ્યારે ફાળા માટે મેં અપીલ બહાર પાડી ત્યારે એ જ ભાઈ ફરી મળવા આવ્યા. તે વખતે એમની મદદ ચાર આંકડાની હતી.

## ૨

સન ૧૯૨૦માં અમદાવાદમાં શ્રી અબ્બાસ તૈયબજીના સભાપતિત્વમાં એક રાજનૈતિક પરિષદ થઈ. એના એક પ્રસ્તાવના પરિણામ સ્વરૂપ ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ. એમાં અમ બધા આશ્રમવાસીઓની મદદથી એ વિદ્યાપીઠ બરાબર સારી રીતે ચાલવા લાગી. એટલે અમે આશ્રમવાસીઓ એમાંથી નીકળી આશ્રમના કામમાં જોડાયા.

છતાં વિદ્યાપીઠની સ્થાપનામાં મારો વિશેષ હાથ હોવાથી અને ભાષાસાહિત્ય તેમ જ સંસ્કૃતિના તમામ વિષયોમાં મારો ઉત્કટ રસ હોવાથી મારે વિદ્યાપીઠ સાથે બહાર રહીને પણ ઓછોવત્તો સંપર્ક રાખવો પડયો હતો.

વિદ્યાપીઠમાંથી અમે નીકળી ગયા એટલે એ સંસ્થા ભારતની આવી જ બીજી સંસ્થાઓની પેઠે ચાલવા લાગી. સ્વરાજ્ય માટે લડાઈની તૈયારી કરવી છે, ગામડે ગામડે જઈને સ્વરાજ્ય માટે અહિંસક સૈનિકો તૈયાર કરવા છે એ મુખ્ય વાત વિદ્યાપીઠના વાતાવરણમાં ગૌણ થઈ ગઈ. ખર્ચ વધ્યો અને અધ્યાપક મંડળમાં તેમ જ સંચાલકોમાં એકરાગ રહ્યો નહીં. પરિણામે ગાંધીજીને એ સંસ્થા પોતાના હાથમાં લઈ એની પુનર્રચના કરવી પડી. આ કામ તો શસ્ત્રક્રિયા કરનાર સર્જનનું હતું. બીજા કોઈ સહેજે માથે લે નહીં. એમ વિચારી પૂ. બાપુજીએ એ કામ મારે માથે નાખ્યું. અને મેં એક ઠેકાણે કહ્યું છે તેમ મારા જેવા કેળવણીકારને સેનાપતિનું કામ કરવું પડ્યું.

હવે વિદ્યાપીઠ જેવી સંસ્થા કેળવણીની સંસ્થા પણ રહે અને સ્વરાજ્યની તૈયારી કરનાર લશ્કરી સંસ્થા પણ બને એ પરસ્પર વિરોધી કામ મારે કરવું પડ્યું. મેં પૂ. બાપુજીને કહ્યું "મેં મારી નિષ્ઠા આપને ચરણે અર્પણ કરી છે. આપ ઇચ્છો તે પ્રમાણે આ સંસ્થા ચલાવીશ. ડગલે ને પગલે આપની સલાહ લઈશ. પણ વિદ્યાપીઠનું બધું કામ મારે નામે જ ચાલશે. ત્યાં અંતિમ સત્તા મારી. બીજા લોકો

રોજ આપની પાસે આવી ચુકાદો મેળવે એ પોસાય નહીં. ગાળો ખાવાની હશે તે મારે ભાગે હશે."

અને બન્યું પણ એમ જ. આચાર્ય આનંદશંકર ધ્રુવ મારી સાહિત્યસેવા, કેળવણીની દૃષ્ટિ અને સાંસ્કૃતિક વિષયોમાં મારો રસ જોઈને મારા પર ખુશ હતા. તેમણે જોયું કે જે પુરાતત્ત્વ મંદિર સ્થાપવામાં મારો હાથ હતો અને જે મંદિરને કારણે ગુજરાતના ઘણાખરા વિદ્વાનો મારા ઉપર ખુશ હતા, તેમણે જ ટીકા શરૂ કરી કે વિદ્યાપીઠ કાકાના હાથમાં અપાઈ છે ત્યારથી એ સંસ્થા કેળવણીની સંસ્થા નથી રહી. કાકાસાહેબના હાથમાં સુકાન આવવાથી વિદ્યાપીઠ પડી ભાંગી છે."

બીજી બાજુ ગુજરાતની રાજનૈતિક પ્રવૃત્તિના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલ મારા પર નારાજ થયા. કેમ કે એમણે જ બારડોલીની લડત શરૂ કરી તેમાં અમે બધાએ વિદ્યાપીઠ સંકેલીને ઝંપલાવ્યું નહીં. મેં વલ્લભભાઈને સ્પષ્ટ કહ્યું કે "બારડોલીની લડતનું મહત્ત્વ હું પૂરેપૂરું જાણું છું. ગુજરાત માટે તો બારડોલીનો પ્રશ્ન પ્રાણપ્રશ્ન છે.

એટલે વિદ્યાપીઠમાંથી એકબે અધ્યાપકો અને પાંચદસ વિદ્યાર્થીઓ બારડોલીની લડતમાં ભાગ લેવા તમને આપીશ. એમાંથી જેટલા લોકો જેલ જશે તેટલી જ સંખ્યાના બીજા અધ્યાપક અથવા વિદ્યાર્થીઓ મોકલીશ. અમારી સંખ્યા કાયમ રાખીશ. પણ બારડોલી જેવી સ્થાનિક લડત માટે આખી વિદ્યાપીઠ સંકેલી નહીં શકાય. કબૂલેલી મદદ તમને જ જરૂર મળતી રહેશે એની ખાતરી રાખશો."

વલ્લભભાઈ નારાજ થયા. પણ કરે શું? મને પૂ. બાપુજીનો ટેકો છે એ તેઓ જાણતા હતા. એટલે સ્નેહીઓ આગળ ટીકા કરીને શાંત રહ્યા કે કાકાસાહેબને વિદ્યાપીઠની જ પડી છે.

આમ એક બાજુ આનંદશંકર અને બીજી બાજુ સરદાર વલ્લભભાઈ બંને ગુજરાતના પોતપોતાના ક્ષેત્રના શ્રેષ્ઠ નેતાઓ. એમની નારાજી વહોરીને પણ મારે બાપુજીની નીતિ (જે મેં પૂરા હૃદયથી અપનાવી હતી.) ચલાવવી પડી હતી. કેમ કે હું ભારતના પૂર્ણ સ્વાતંત્ર્યનો ઉપાસક પ્રથમ અને કેળવણીકાર ત્યાર પછીનો. બાપુજી એ જાણતા હતા. તેથી જ તો એમણે મને એ કામ સોંપ્યું હતું.

## પ્રકરણ બાવીસમું

# ગાંધીજીએ કલ્પેલી ક્રાંતિ

જેટલા દેશોના જૂનાનવા ઇતિહાસો આપણી પાસે છે તે દરેકને પોતાની કાંઈક ને કંઈક ખાસિયત છે જ. યુરોપની પશ્ચિમે બ્રિટન અને આયર્લૅન્ડના બેટોનો ઇતિહાસ અને એશિયાના પૂર્વે જાપાનના ચાર મુખ્ય અને સેંકડો ગૌણ બેટોનો ઇતિહાસ તપાસવા જઈએ તો એમાં બહુ થોડું જ સામ્ય જોવાને મળશે. યુરોપમાં

પણ ફ્રાંસનો ઇતિહાસ નોખો. જર્મનીનો નોખો. અને રશિયાનો એથીયે ભિન્ન. અને દક્ષિણ યુરોપને તપાસીએ તો ક્યાં ગ્રીસનો ઇતિહાસ અને ક્યાં ઇટલીની રાજધાની રોમનો ઇતિહાસ. એશિયાનો વિચાર કરીએ તો મોટી લોકસંખ્યાના દેશો બે – ભારત અને ચીન. એ બે દેશોના ઇતિહાસમાં બહુ જ થોડું સામ્ય દેખાશે. બંનેનાં ભાગ્ય જુદાં. અને આફ્રિકાનો વિચાર કરીએ તો ઇજિપ્તને આફ્રિકાનો ભાગ ભાગ્યે જ ગણાય, ઉત્તર આફ્રિકાનો ઇતિહાસ તે ભૂમધ્ય સમુદ્રનો ઇતિહાસ. એને મધ્ય આફ્રિકા તથા દક્ષિણ આફ્રિકા સાથે લાગેવળગે નહીં.

અને ઇસ્લામનો ઇતિહાસ તો એ એક જાતિનો કે વંશનો ઇતિહાસ છે જ નહીં. એ તો એક જબરદસ્ત મેળવણ (Leaven) કહેવાય. જૂની અનેક સ્થાનિક વંશપરંપરા સંસ્કૃતિ ઉપર પોતાની જબરદસ્ત અસર ફેલાવનાર અને તે તે રાષ્ટ્રના ભાગ્યમાં કાયમનો ફેરફાર કરનાર સાંસ્કૃતિક મેળવણ છે. જેને દુનિયાની સંસ્કૃતિઓ, એમનો ઉદ્‌ગમ, એમનો વિકાસ, એમના સંઘર્ષો અને એમાંથી ઉત્પન્ન થતા સમન્વયો જાણવા છે, તેમને માટે આર્યન, ઇસ્લામી અને ખ્રિસ્તી સંસ્કૃતિનો ઇતિહાસ જાણ્યા વગર છૂટકો જ નથી. (આમાં એક વિચાર મનમાં આવ્યા વગર રહેતો નથી. આર્યન સંસ્કૃતિને વિશાળ ભૂતકાળ છે. એ સંસ્કૃતિ અનેક સંસ્કૃતિઓ આગળ દબાઈ ગઈ અને છતાં એને માટે એક સાર્વભૌમ, ઉજ્જવળ ભવિષ્યકાળ હોઈ શકે છે. એ વિશે મનમાં શંકા રહેતી નથી. એમાં પણ બૌદ્ધ-સંસ્કૃતિ જુદી પડે છે. અને તે પણ હવે નવો અવતાર લેશે એમ તો લાગ્યા વગર રહેતું નથી. ઈસાઈ-સંસ્કૃતિ પાછળ પ્રાણતત્ત્વ શું છે એ જાણવું સહેલું નથી અને છતાં એ સંસ્કૃતિએ આખી દુનિયા ઉપર સૌથી વધારે અને સૌથી વ્યાપક અસર કરી છે. એ સંસ્કૃતિ ઉપર વિજ્ઞાનની અસર થવાથી એનો પુનર્જન્મ થયો છે એને માટે પણ ઉજ્જવળ, જાગતિક ભવિષ્ય છે. એના પ્રમાણમાં ઇસ્લામી સંસ્કૃતિને ભવિષ્ય છે કે નહીં એ સવાલ અનેક વાર મનમાં ઊઠે છે. દક્ષિણ યુરોપ ઉપર ઇસ્લામનો પ્રભાવ પડ્યો હતો. ત્યાંથી એ ખસી ગઈ. ઉત્તર આફ્રિકા ઉપર આજે પણ ઇસ્લામનો પ્રભાવ જીવતો છે.

આજે ઇસ્લામને માટે પ્રેરણાદાયી દેશ તો ઇજિપ્ત જ કહેવાય. (વીર્ય અરબસ્તાનનું, સંસ્કૃતિ ઈરાનની. એ સંસ્કૃતિ ઉપર ભારતની અસર પડી નથી એમ નથી. તુર્કસ્તાને ઘણી આશા બતાવી એ જ પ્રમાણે અરબસ્તાન અને ઈરાન વચ્ચેના પ્રદેશે પણ ઇસ્લામ ઉપર ઘણો પ્રભાવ પાડ્યો. મધ્ય એશિયામાં ઇસ્લામનો પ્રાણ ખૂબ ફેલાયો.) અને છતાં આ ઇસ્લામી સંસ્કૃતિ પાસે નવા પ્રાણનું નવજીવન છે કે નહીં એનો જવાબ હજી મળતો નથી. એનું કારણ શું? જૂની અનેક સંસ્કૃતિઓના દોષો ઇસ્લામે ધોઈ કાઢ્યા. વંશભેદ તોડ્યા. જ્ઞાનની અદ્‌ભુત ઉપાસના કરી. સાંસ્કૃતિક એકતા ફેલાવવાની એની શક્તિ અદ્‌ભુત છે. અને છતાં નવજીવન ઝીલવાની અને નવું સર્જન કરવાની એનામાં કેટલી શક્તિ છે એનો ખ્યાલ આવતો નથી. ઇસ્લામ વિશેનું આપણું અધ્યયન કાચું. તેથી એને વિશે આપણે કશું કહી

શકતા નથી એ એક કારણ હશે.

આ રીતે દુનિયાની સંસ્કૃતિનો ઈતિહાસ વિચારતાં રોમ અને ગ્રીસનો પ્રભાવ આપણે ભૂલી શકતા નથી. આ બે જબરદસ્ત સંસ્કૃતિની અસર પચાવ્યા પછી જ યુરોપની ઠેકઠેકાણેની સ્થાનિક સંસ્કૃતિઓ, લોકસંસ્કૃતિઓ માથું ઊંચું કરી શકી.

હવે આ સંસ્કૃતિઓનું ભવિષ્ય શું છે?

૨

જ્યારે ગુજરાત માટે એક વિદ્યાપીઠની સ્થાપના કરવાનો વિચાર આગળ આવ્યો ત્યારે એ પ્રવૃત્તિમાં ભાગ લેનાર જે આઠદસ લોકો હતા તે બધાની દૃષ્ટિનો વિચાર કરવા જતાં મારી પોતાની દૃષ્ટિ કેવી હતી એ જોવાથી પ્રારંભ કરવાનું મન થયું. કૉંગ્રેસનો ઈતિહાસ, સ્વરાજની પ્રેરણા, લોકમાન્ય ટિળક, અરવિંદ ઘોષ, રવીન્દ્રનાથ ઠાકુર, લાલા હરદયાલ, ભગિની નિવેદિતા ઈ. અનેકાનેક મનીષીઓની પ્રેરણા મેળવી, હું ગાંધીજીના આશ્રમમાં દાખલ થયો હતો. ગાંધીજી આત્મનિષ્ઠ છે, આર્યસંસ્કૃતિના હૃદયનો એમને સાક્ષાત્કાર થયો છે. એમ જોયા પછી જ એમના આશ્રમમાં દાખલ થયો. મહારાષ્ટ્ર અને બંગાળનો પૂરતો અનુભવ હોવાથી કોઈ પણ ઠેકાણે પોતાના વ્યક્તિત્વને આગળ આણ્યા વગર કામ કરવાની આવશ્યકતા મેં જોઈ હતી. તેથી એ નિર્ણય કર્યો હતો. અને એની કળા કેળવતો હતો. મારો એ પ્રયત્ન પ્રામાણિક, હાર્દિક, મૂલગામી હોવાથી હું મારી જાતને આગળ આણ્યા વગર ઘણું ઘણું કરી શક્યો. જેમને આગળ આવવું હતું તેમને મેં આવવા દીધા. અંદરથી જ મારો સંકલ્પ અને વિશ્વાસ હતો કે 'જે સંસ્કૃતિનો વિકાસ હું ઈચ્છતો હતો અને જે નવસર્જન માટે હું તૈયારી કરતો હતો તે વસ્તુ અસંખ્ય લોકોના હૃદયમાં ઊગે એ જ મારો પ્રયત્ન હોવો જોઈએ.' કોઈને એમ ન લાગે કે હું એમને કાંઈક આપું છું. દરેકને એમ જ થાય કે એના હૃદયમાં જ કાળ-બળે આ નવી વસ્તુ ઊગવા લાગી છે. મારા આ પ્રયત્નમાં હું સફળ થયો એનો મને અપરંપાર સંતોષ છે.

જ્યારે પૂ. બાપુજીએ એક વાર કહ્યું કે આશ્રમમાં આપણે જે પ્રયોગો કરીએ છીએ એની અસર દેશવ્યાપી થવી જોઈએ, એ કામ કાકા જેવાઓનું છે, ત્યારે એ સાંભળતાવેંત હું તો દબાઈ ગયો. આવડા મોટા કામને પહોંચી વળવા જેટલું વ્યક્તિત્વ મારી પાસે છે? એ જાતની શંકા મનમાં ઉદ્ભવી. પણ બીજી જ ક્ષણે મનમાં ઊગ્યું કે મારી જાતને કોરે મૂકી લગભગ ભૂલી જઈ યુગાનુકૂલ પ્રેરણાને જ આગળ આણવાનો પ્રયત્ન કરું તો આ કામ મારે હાથે જરૂર થશે.

ગૂજરાત વિદ્યાપીઠનું કામ હાથમાં લીધું. અથવા માથે આવ્યું અને પછી જોતજોતામાં મહારાષ્ટ્ર, મદ્રાસ, બંગાળ, બનારસ, બિહાર, પંજાબ વગેરે ઠેકાણે મારે જવું પડ્યું. અને નવો સંકલ્પ જ્યાંત્યાં વાવવો પડ્યો. દરેક ઠેકાણે સ્વરાજ, ભારતીય સંસ્કૃતિ, ગાંધીવિચાર, સત્ય અને અહિંસા એની જ વાત કરવા લાગ્યો. સ્થાનિક જે જે બળો ઉપયોગી જણાયાં તે બધાંને આવકાર આપવા લાગ્યો અને

એ રીતે આખી પ્રવૃત્તિ અંદરથી જ ઊગવા લાગી છે એ રૂપ બધા ઉપર ઠસાવી શક્યો. ગાંધીજી આપણને કાંઈ નવું આપે છે એવી ભૂમિકા ન લેતાં ભારતનો આત્મા અને ભારતનું ભાગ્ય ઓળખવામાં ગાંધીજી આપણને મદદ કરે છે એ ભૂમિકાથી જ બધે હું વાત કરતો હતો. તેથી જ એ જમાનામાં જે જે વાતો અમે કરી તે પ્રજાની થઈ ગઈ. આજે પ્રજાને જે જે અપાય છે તે બધું આ તમારે લેવું જોઈએ, આ તમારા હિતનું છે એવા શબ્દોમાં અપાય છે. પ્રજા તે શ્રદ્ધાપૂર્વક ઝીલવાનો પ્રયત્ન કરે છે. અમુક હદ સુધી પ્રજા ફાવે છે અને પ્રજા થાકી પણ જાય છે. વિદ્યાપીઠના દિવસોમાં અમે જે વાતો લોકો આગળ કરી તે લોકોના હ્રદયમાંથી જ ઊગતી હોવાથી લોકોને ઝીલવાનાં કષ્ટ ન પડયાં.

વિદ્યાપીઠની સ્થાપના વખતે ભારતીય-સંસ્કૃતિના ભૂતકાળનો ઈતિહાસ મેં મારા મનમાં આણ્યો. દુનિયાની અલગ અલગ સંસ્કૃતિઓમાં ભારતીય સંસ્કૃતિને કયું સ્થાન છે એનો અંદાજ મેં કાઢયો અને આમાંથી જાગતિક સંસ્કૃતિ જાગ્રત કેમ કરાય એનો રસ્તો હું શોધવા લાગ્યો.

ઉજજવળ ભૂતકાળ વિશે લોકોમાં આત્મવિશ્વાસ જાગ્રત થાય, જે પ્રેરણા છે તે આપણી પોતાની જ પરંપરાગત પ્રેરણા છે એવી આત્મીયતા વગર એમાં પ્રાણ પ્રગટ થાય નહીં એ હું જાણતો હતો. અને તેથી જ ભવિષ્યની સંસ્કૃતિની વાતો પણ ભૂતકાળના આપણા વારસામાં જ છે એ રીતે લોકોને હું ઠસાવવા માગતો હતો.

આ મારા પ્રયત્નને જાણ્યેઅજાણ્યે પૂ. બાપુજી પાસેથી મને પૂરતું બળ મળતું હતું. ફક્ત એક બાબતમાં બાપુજીની પ્રેરણા સમયાનુકૂલ નથી એમ મને લાગવા માંડયું.

બાપુજી જયારે જયારે ખાદીની વાતો કરતા હતા ત્યારે ત્યારે હું જાણતો હતો કે ભવિષ્યની-સંસ્કૃતિમાં પ્રજાજીવનને નિચોવીને એમાંથી અમુક લોકો આગળ આવે એ વસ્તુનો વિરોધ કરવો છે એ હું જાણતો હતો. પણ મને લાગતું કે બાપુજી પોતાની શ્રદ્ધા ઉપર અધિક ભાર મૂકે છે. દેશ એ ઝીલી ન શકે. પણ મારે મન એ વસ્તુ ગૌણ હતી. હું અસ્વસ્થ થયો એ દિવસે જયારે બાપુજીએ એક મોટું જાણે સૂત્ર મૂક્યું, 'રાષ્ટ્રીય શાળા એટલે રેંટિયા શાળા' રાષ્ટ્રીય કેળવણીમાં ખાદીને મહત્ત્વ આપવા હું તૈયાર હતો. રાષ્ટ્રીય કેળવણીમાં શ્રમજીવનને મહત્ત્વનું સ્થાન હોય. એના વગર શોષણથી મુક્ત એવા સમાજની સ્થાપના થઈ ન શકે. એ વસ્તુ રાષ્ટ્રને ગળે ઉતારવાનો મારો પ્રયત્ન બરાબર ચાલતો હતો. પણ રાષ્ટ્રીય શાળા એટલે રાષ્ટ્રની આત્મજાગૃતિની શાળા. ચૈતન્યમય સંસ્કૃતિના વિકાસની શાળા. એવા એવા પ્રેરણાદાયી શબ્દો હું વાપરતો હતો. ત્યાં બાપુજીએ રાષ્ટ્રીય શાળા એટલે રેંટિયા શાળા એ સૂત્ર મૂકી મને મારી પ્રવૃત્તિને ધક્કો પહોંચાડયો. ધક્કો શું આઘાત પહોંચાડયો. બાપુજી રાષ્ટ્રમાનસનો વિચાર જ કરતા નથી. લોકોની ગાંધી-ભક્તિ ઉપર ભારે બોજો નાખે છે એમ લાગવા માંડયું. પણ બાપુજી સાથે એની ચર્ચા કરાય એમ હતું

જ નહીં. પોતાના વિચારના નશામાં એ વખતે બાપુજી એટલા તલ્લીન હતા કે એ સૂત્ર એમને 'અયમ્ આત્મા બ્રહ્મ' જેટલું જ મહત્ત્વનું લાગ્યું. અત્યંત શ્રદ્ધા અને આદર સાથે બાપુજી પર સહેજ ટીકા કરવાની તે વખતે હિંમત કરેલી બાબુ ભગવાનદાસે.

મેં જોયું કે 'ત્યાર પછી રાષ્ટ્રીય શિક્ષણ બાપુભક્તિ કરતાં વ્યાપક થઈ ન શક્યું.' બાપુજીનું હૃદય ભારતના હૃદય સાથે એકરૂપ થયું હતું એ વિશે શંકા નહીં. પણ રાષ્ટ્રનો વિકાસ બાપુજીના હૃદયને અનુસરીને જ થાય એમ કેમ બની શકે? બાપુજીના હૃદયની ખાસિયત અને એની અદ્ભુત શક્તિ એમાં હતી કે જે વાત ગળે ઊતરે તે તરત અમલમાં મૂક્યા વગર એમને સંતોષ થતો જ નહીં. અને અમલમાં મૂકવા બેઠા એટલે આખો વ્યાપક કાર્યક્રમ લઈને ચાલી ન શકાય. જે વાત અત્યંત અઘરી છે, લોકો સહેજે લે નહીં અને લે તોપણ ટકાવે નહીં, એવી વસ્તુ પકડીને એની પાછળ પોતાની બધી શક્તિ લગાડવાનો એમનો સ્વભાવ હતો. શક્તિ ન લાગી, ફક્ત આગ્રહ જ રહ્યો.

એમણે જોયું કે હિંદુસમાજમાં મુખ્ય તત્ત્વ છે જાતિવ્યવસ્થા. સૌથી પ્રથમ એમણે એ વ્યવસ્થામાં સંયમ અને નમ્રતા જોઈ એનાં વખાણ કર્યાં. પણ આગળ જતાં જોયું કે એ નમ્રતા સંકુચિતતામાં પરિણમી છે અને તેથી હિંદુ સમાજના આદર્શના નહીં પણ પ્રત્યક્ષ જીવનના કકડેકકડા થઈ ગયા છે. હવે એ કકડા સહન તો ન જ કરાય. અને હિંદુ ધર્મને એના આદર્શો છોડવા પણ ન જ કહેવાય એટલે એમણે એક વચલો રસ્તો કાઢ્યો. તે વખતનું એમનું એક અંગ્રેજી વાક્ય દેશમાં બધે ચાલતું હતું. માટે એ જ લઈને એમની કાર્યપદ્ધતિનો વિચાર કરીશું. એમણે કહ્યું કે હિંદુ સંસ્કૃતિનું સાચું સ્વરૂપ વર્ણમાં છે. જાતિવ્યવસ્થા પ્રાણીજીવનની છે. સાંસ્કૃતિક જીવનની નહીં. Caste killeth; varna savath (જાતિવ્યવસ્થા હિંદુ ધર્મનો નાશ કરે છે. વર્ણવ્યવસ્થા એને બચાવે છે) આમ કહી તેઓ સમજાવે છે કે સાચી વર્ણવ્યવસ્થાને રોટીબેટીવ્યવહાર સાથે કશું લાગેવળગે નહીં. વર્ણ કહે છે કે બાપીકો ધંધો છોડશો મા. આજીવિકા મેળવવા માટે બાપીકા ધંધાને વળગો. સમાજસેવાને માટે તો દરેક માણસે ચારે વર્ણના ગુણો કેળવવા જોઈએ.

આ પ્રચાર ભારે ક્રાંતિકારક હતો. પણ હિંદુમાનસ એનો સહેજે સ્વીકાર કરે એમ હતું. (હિંદુસમાજની એ ખાસિયતમાંથી એણે પોતાની નબળાઈ ઢાંકવાનો પણ રસ્તો શોધી કાઢ્યો છે. ઉત્તમ વિચાર ઝટ સમજી જઈશું. સ્વીકારીશું પણ ખરા. પણ ચાલતો આવેલો રિવાજ છોડવાની વાત ન કરીએ.)

આવા સમાજને હચમચાવી ક્રાંતિ તરફ લઈ જવા માટે એમણે અસ્પૃશ્યતા-નિવારણને એક સ્વરાજ્યપ્રાપ્તિની શરત બનાવી દીધી. એમણે માન્યું કે સમાજના હાડમાં ઊતરી ગયેલી અને હરિજનોએ પણ હૃદયથી સ્વીકારેલી અસ્પૃશ્યતા દૂર કરી શક્યા તો ઉચ્ચનીચભાવ ક્યાં સુધી ટકવાનો હતો. (તે વખતના એક કૉંગ્રેસી

પ્રચારકના ભાષણમાંથી ચાર વાક્યો અહીં આપી દઉં, જેથી હિંદુ ધર્મના નેતા ગાંધીજીનો સ્વીકાર કઈ ઢબે કરતા એનો ખ્યાલ આવે.

મહારાષ્ટ્રના એક કૉંગ્રેસ સેવક નેતાને મેં બોલતા સાંભળ્યા, "અમે તમારા ધર્મવિચારોમાં દખલ દેવા માગતા નથી. હરિજનોને ઘરમાં આવવા દેવા કે નહીં એ તમારી મુનસૂબીની વાત છે. એમાં તમે સ્વતંત્ર છો. પણ કૉંગ્રેસની સભાઓમાં હરિજનોને આવવા દેશો, પાસે બેસવા દેશો, મત આપવાનો એમનો અધિકાર માન્ય કરશો તો બસ છે. ખાનપાનની વાત અમે કરી નથી, અમે તો નાગરિકોના સમાન હકની વાતો કરીએ છીએ. મુસલમાનોને અને ઈસાઈ લોકોને અડો અને હિંદુધર્મી હરિજનોને ન અડો એનો અર્થ શો?)"

ખેર ગાંધીજી તો પોતાના આશ્રમ દ્વારા હિંદુસમાજના રીતરિવાજોમાં ક્રાંતિ કરતા જ ચાલ્યા. આશ્રમમાં બધી જાતિના અને બધા ધર્મનાં સ્ત્રી-પુરુષો એકત્ર રહે, બધા જ સાથે બેસીને જમે. એટલું જ નહીં પણ આશ્રમની રસોઈ બનાવવામાં (અને જાજરૂ સાફ કરવામાં) બધી ન્યાતના અને બધા ધર્મનાં સ્ત્રીપુરુષોનો એક-સરખો હાથ હોય.

હવે ભારતમાં લોકજીવનનો વિકાસ જ એવો થયો, ખાસ કરીને શહેરોમાં કે ખાનપાનના બધા નિયમો ઢીલા થઈ ગયા છે. બેટી વ્યવહારમાં ભિન્ન જાતિ કે ભિન્ન ધર્મ વચ્ચેના વિવાહો માન્ય થયા હોય કે ન થયા હોય એનો કોઈ સખત વિરોધ કરતું નથી. આવા વિવાહો થાય છે થોડા. પણ લોકો એને નભાવી લેતાં શીખ્યા છે.

ગાંધીજીએ બીજો પ્રચાર ખાસ રાજનૈતિક ક્ષેત્રમાં પોતાની બધી શક્તિ લગાડી ચલાવ્યો તે હતો હિંદુ-મુસ્લિમ એકતા. (આમાં પારસી, યહૂદી, ઈસાઈ બધા એની મેળે આવી જતા હતા. પણ અઘરો સવાલ હતો હિંદુ-મુસ્લિમ એકતાનો તેથી એ જ નામે એમણે પ્રચાર ચલાવ્યો.)

આમાં હિંદુ અને મુસલમાન બંને કોમના નેતાઓની પૂરા હૃદયથી મદદ ન મળી. હિંદુઓની કેટલેક અંશે ધાર્મિક લાગણી આડે આવતી, પણ 'મોટે ભાગે રાજ્યકર્તા મુસલમાનો દ્વારા જે હેરાનગત થઈ હતી' તે હિંદુ લોકો ભૂલી શકતા ન હતા અને મુસલમાનોમાં અંગ્રેજોએ પ્રચાર ચલાવ્યો હતો કે "સ્વરાજ્ય થશે તો જબરદસ્ત લોકસંખ્યાવાળા હિંદુઓનું જ રાજ્ય થશે. એ સ્વરાજ્યની હિલ-ચાલમાં તમે ન ભળો તો તમને અમે ખાસ ખાસ અધિકારો આપીશું. માટે હિંદુથી વેગળા રહેવામાં જ તમને લાભ છે."

આ જ જાતનો પ્રચાર પ્રત્યક્ષ નહીં પણ આચરણ દ્વારા અંગ્રેજ સરકારે ઈસાઈઓ વચ્ચે પણ ચલાવ્યો હતો. તેથી ગાંધીજીનું બહુ ચાલી ન શક્યું. અંતે દેશના ભાગલા સ્વીકારવા પડ્યા.

અંગ્રેજોએ હરિજનોને હિંદુસમાજથી નોખા પાડવાનો જબરદસ્ત મોકો વાપરી જોયો એની સામે ગાંધીજીએ જેલમાં છતાં આમરણ ઉપવાસ શરૂ કર્યો. અંતે મહા-

મુશ્કેલીએ હરિજન નેતા આંબેડકરને રાજી કરી શકયા. અને હિંદુસમાજે પણ હરિજનોને ગંભીર વચનો આપ્યાં. (આજે કેટલાક હિંદુ નેતા ખાસ કરીને ગામડાના એ આપેલાં વચનો ભૂલી ગયા છે.) અને આંબેડકર તો હરિજનોને હિંદુ તરીકે મળેલા વિશેષ અધિકારો છોડયા વગર હિંદુ મટી બૌદ્ધ તરીકે થવા પ્રયત્ન કરે છે અને આંધળો હિંદુસમાજ હજી રાજનૈતિક લાભહાનિ સમજી જ શકતો નથી. પરિસ્થિતિવશ જેટલો ધર્મ તૂટી જાય તો ભલે તૂટી જાય. પણ વિચારપૂર્વક સંકુચિત લાગણી અને ચાલતા આવેલા રિવાજો તેમને છોડવા મુશ્કેલ છે.

ગાંધીજીએ સામાજિક, ધાર્મિક અને સાંસ્કૃતિક જે ક્રાંતિ શરૂ કરી તે ધીમે ધીમે અમલમાં આવશે, સફળ થશે એ વિશે જરાય શંકા નથી પણ તે એટલી ધીમે ધીમે થશે કે તે અમલમાં આવે તે પહેલાં દેશની એકતા, સ્વતંત્રતા અને હિંદુ ધર્મનું શુદ્ધ સ્વરૂપ ટકશે કે નહીં એ વિશે ભારે શંકા છે.

આજ સુધી બધા જ દેશોમાં કેટલાક મહાત્માઓ પેદા થતા હતા, જેમના દ્વારા સમાજમાં નૈતિક આદર્શોની પ્રતિષ્ઠા માન્ય થતી હતી. સંયમ, પરસ્પર નિષ્ઠા અને એ બે સામાજિક આધ્યાત્મિક સદ્‌ગુણોની સિદ્ધિને અર્થે ગમે તે ત્યાગ કરવાની અને પરાક્રમ કરી બતાવવાની મનની તૈયારી આનું જ નામ સંસ્કૃતિ. એ સંસ્કૃતિને ગાંધીજીએ રાષ્ટ્રીય સ્વરૂપ આપ્યું, સ્વરાજ્ય મેળવવા માટે. જરૂરી તૈયારી કરી. સ્વરાજ્ય મળ્યું અને એ નૈતિક આદર્શને મહત્ત્વ જ જાણે રાજ-નીતિક નેતાઓ આગળ કશું રહ્યું નથી. હવે આર્થિક સ્થિતિ સુધારો, રાજનૈતિક અધિકારો વધારેમાં વધારે લોકોને મળે એવી ગોઠવણ કરો એટલે સત્યયુગ અવતરશે એ જાતની માન્યતા જાણે બધે ફેલાયેલી છે. રાજનૈતિક અધિકારો બધાને મળે એની સામે આજે કોઈ જ નથી, ગરીબી દૂર થવી જ જોઈએ એ વિશે બેમત હોઈ ન શકે. પણ જેમ બેકારી એ ગરીબીનું મુખ્ય કારણ છે તેમ જ થોડા લોકોની અતિશ્રીમંતી એ પણ ગરીબીનું એક મહત્ત્વનું કારણ છે. એ દુનિયાનો અનુભવ ભૂલી ન જવાય. Wealth is the cause of poverty. શ્રીમંતી જમીનદારોની હોય, પૂંજીપતિની હોય કે નવા મંત્રીઓની હોય, ગરીબી આડે આવવાની જ. ગરીબાઈ ટાળવા માટે સામાન્ય લોકોને ઉદ્યોગહુન્નર મળવા જોઈએ. તે થોડા લોકોને નહીં, શહેરના વસનારા ઘણા લોકોને મજૂરી મળે એ પણ બસ નથી, કરોડો લોકો લાખો ગામડામાં વસે છે એમને ઘરબેઠાં પેટપૂરતું મળી શકે એ જાતના ગ્રામોદ્યોગોનો વિકાસ કરવાની ગાંધીજીની હાકલ હતી. તેની વાત તો આજે કોઈ કરતું નથી. સરકાર આજે નાનકડું ખાતું ખોલીને સંતોષ માને છે અને એમાં પણ એ વિશેના ગાંધીવાદી નિષ્ણાતોને ધીરે ધીરે નીકળી જવાની પરિસ્થિતિ ઉત્પન્ન કરે છે અને સરકાર પછી કહી શકે છે કે એ ઈલાજ કારગત નીવડયો નથી.

સંસ્કૃતિપ્રચાર માટે જેમ ભૂખમરો ટાળવો જોઈએ તે જ પ્રમાણે વિલાસી જીવન અને અતિદ્રવ્ય લોભનો પણ વિરોધ કરવો જોઈએ એ આજે કોઈ કરતું

નથી. સમાજમાં નૈતિક જીવન ટકાવવા જે સંયમ, ત્યાગ અને તેજસ્વિતા જોઈએ છે તેની જ પ્રતિષ્ઠા તોડનાર જમાનાને બધા મળીને આવકાર આપી રહ્યા છે એ તરફ કોઈનું ધ્યાન જતું નથી. તેથી કહેવું પડે છે કે આ જમાનામાં સંસ્કૃતિનું દેવાળું નીકળવાની તૈયારી થવા લાગી છે. સાંસ્કૃતિક જીવન ફરી સજીવન કરો પછી ગાંધીજીનું નામ કોઈ લો કે ન લો કોઈ તકરાર કરવાનું નથી.

## પ્રકરણ ત્રેવીસમું

# પ્રાંતીયતા

પ્રાંતીયતાનું સ્મરણ મારે કરવું પડે એવો એક પ્રસંગ અજાણતાં બન્યો.

બાપુજીએ જ્યારે ગૂજરાત વિદ્યાપીઠની પુનર્રચના કરી ત્યારે આદર્શ રાખ્યો કે વિદ્યાપીઠમાં જે શહેરી વિદ્યાર્થીઓ આવશે તેમને કેવળ સારામાં સારી વિદ્યા અને સંસ્કારિતા આપી, એમને ઉત્તમ નાગરિક કરવા એ બસ નથી. એમને ‘ઉત્તમ સ્વરાજ્ય-સેવકો’ બનાવવા અને ગામડાની સેવાને અર્થે એમને ઠેકઠેકાણે મોકલી દેવા અથવા ગોઠવી દેવા. એ આદર્શ અમલમાં મૂકવા માટે એમણે વિદ્યાપીઠનો ભાર મને સોંપ્યો ત્યારની વાત છે.

વિદ્યાપીઠે ગ્રામોદ્યોગનું મહત્ત્વ સ્વીકાર્યું હતું. બાકીના બધા ઉદ્યોગો જાણે આકાશના ગ્રહો અને ખાદી એ ગ્રહો વચ્ચેનો સૂર્ય સમજવો જોઈએ. એટલો ખાદી માટેનો આગ્રહ દેશ આગળ જાહેર કર્યા છતાં ઘરની જ વિદ્યાપીઠમાં ખાદીનો એવો સ્વીકાર થયેલો ન હતો. વિદ્યાર્થીઓ ખાદી પહેરતા કેમ કે એ વિદ્યાપીઠનો ગણવેશ હતો એટલું જ. ખાદીભક્તિ કેવળ કડક નિયમો કરવાથી અને એ નિયમોની આર ભોંકવાથી ઉત્પન્ન થવાની નથી એ હું જાણતો હતો. મારી બધી શક્તિ મારાં પ્રાર્થનાપ્રવચનોમાં હું રેડી શકતો હતો અને નવી પેઢીનાં જુવાન હૃદયોમાં જે સ્વરાજ્યભક્તિ જાગી હતી, તેનું સંપૂર્ણ સ્વરૂપ વિદ્યાર્થીઓ આગળ પૂરા ઉત્સાહથી રજૂ કરતો હતો.

પરિણામે વિદ્યાર્થીઓ રેંટિયો ચલાવવા તૈયાર થયા. પૂણીઓ માટે પીંજણકળા પણ શીખવા લાગ્યા.

કાંતણપીંજણની કળાઓ શીખવા-શીખવવા માટે મેં બે-ત્રણ વિદ્યાર્થીઓ તૈયાર કર્યા હતા.

માંદો પડીને જ્યારે હું પૂના પાસે ચિંચવડ પાસેની સ્વાવલંબન રાષ્ટ્રીય શાળામાં જઈને રહ્યો હતો ત્યારે ત્યાંથી બે-ત્રણ વિદ્યાર્થીઓને ખાદીનું મહત્ત્વ સમજાવી સાબરમતી આશ્રમમાં મોકલ્યા હતા. એ છોકરાઓ પાછળ મેં ઠીક ઠીક મહેનત લીધી હતી. એટલે એ લોકોને જ વિદ્યાપીઠમાં કાંતણ-પીંજણ શીખવવા લઈ લીધા. એમાંથી એક પ્રકરણ ઊભું થયું.

મહારાષ્ટ્રીઓમાં સ્વાર્થી પ્રાંતીયપણું નથી. પણ અભિમાન ભરપૂર છે. જ્યાં જાય ત્યાં મહારાષ્ટ્રપણાની ચર્ચા પણ કરે. ચિંચવડના આ વિદ્યાર્થીઓ મહારાષ્ટ્રી છે એનું ભાન પણ મને ન હતું. મારી કલ્પના પ્રમાણે 'એ કળામાં પ્રવીણ થયા છે અને બરાબર શીખવી શકશે,' એટલું જોઈને મેં એમને વિદ્યાપીઠમાં લીધા હતા.

થોડા જ દિવસોમાં વિદ્યાપીઠના વિદ્યાર્થીઓમાં મહારાષ્ટ્રી-ગુજરાતીની ચર્ચા શરૂ થઈ. "કાકા મહારાષ્ટ્રી છે એટલે એમણે બે-ત્રણ મહારાષ્ટ્રીઓ વિદ્યાપીઠમાં આણ્યા છે. એ જાતના ઉદ્‌ગારો મારા કાને આવ્યા." એટલે મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. જે વસ્તુ, મારે વિશે ગુજરાતના મનમાં કોઈ કાળે ઊગી ન હતી, ઊગવાનો સંભવ ન હતો, તે કાને સાંભળી હું તો હેબતાઈ જ ગયો. એ વાત મે પૂ. બાપુજીને કાને નાખી. તેમણે કહ્યું, "તમારે વિશે ગુજરાતમાં કે બીજે ક્યાંય કોઈના મનમાં શંકા ઊઠે જ નહીં, પણ તમે જે મહારાષ્ટ્રીઓને ત્યાં લઈ ગયા, તેમને ત્યાં લઈ જતાં પહેલાં, તમારે એમના સ્વભાવનો વિચાર કરવો જોઈતો હતો. તમારી આસપાસ મહારાષ્ટ્રીઓને ભેગા ન કરવા એ જ આ દેશને માટે સુરક્ષિત નીતિ ગણાય, તમારામાં પ્રાંતીયતા કે અભિમાન નથી, તેટલા પરથી આખા દેશનો એ દોષ દૂર થયો છે એમ તો ન જ મનાય."

આટલું કહી એક સરસ દાખલો બાપુજીને યાદ આવ્યો તે એમણે મને કહ્યો.

એમણે કહ્યું, "તમે જાણો છો મુંબઈનું દૈનિક છાપું બૉમ્બે ક્રોનિકલ કૉંગ્રેસનું છાપું ગણાય. એના મુખ્ય એડિટર મિ. બ્રેલ્વી એ અંગ્રેજી દૈનિક સરસ ચલાવે છે. એણે પોતાની આસપાસ એક પણ મુસલમાનને રાખ્યો નથી. આપણા દેશમાં આવું ઘણું સાચવવું પડે છે."

બાપુજીની શિખામણ પૂરી ગળે ઊતરી. આટલી સાવચેતી બાપુજીને મને શીખવવી પડી, એની લજ્જાથી હું પાણી પાણી થઈ ગયો. મેં તરત જ જરૂરી પગલાં ભર્યાં. પ્રાંતીયતાનો સવાલ જરાક જ ઊઠયો હતો, ફેલાયો ન હતો. મારે વિશે કોઈના મનમાં કશું આવે એમ હતું જ નહીં. છતાં મેં ચુપચાપ જરૂરી પગલાં ભર્યાં અને આખું વાતાવરણ ભૂલાઈ ગયું.

પણ મારે માટે જિંદગીનો એ એક કીમતી અનુભવ થયો.

## પ્રકરણ ચોવીસમું

# વિકાસની તક સામે ક્રાંતિની ઝડપ

હું હંમેશાં કહેતો આવ્યો છું કે મારા જીવનનાં પાસાંઓ ગમે તેટલાં હોય, મુખ્ય તો હું કેળવણીકાર છું. ગામડામાં રહું, કોઈ કૉલેજ ચલાવું કે કોઈ વિદ્યાપીઠ(યુનિવર્સિટી)ની સ્થાપના કરી એનું વ્યાપક સંગઠન કરવાનું માથે લઉં. એમાં મારું આખું હૃદય અને આખું જીવન રેડયા વગર રહું નહીં. છાપું ચલાવું તોયે

કેળવણીકાર તરીકે જ, સભા-સંમેલનોમાં ભાગ લઉં તોપણ એમાં કેળવણીકાર જ કામ કરવાનો. જેલમાં ગયો ત્યાં પણ જે કેદીઓ સાથે સહવાસ લાધ્યો, એમને લઈને જાણે એક કેળવણીની સંસ્થા ચલાવું છું, એવી રીતે બધા સાથે સંબંધ બાંધ્યો. સભામાં બોલું કે ખાનગી કાગળો લખું કે મળવા આવનાર મુલાકાતીઓને વખત આપું—મારું હૃદય અને મારું ભેજું કેળવણીકાર તરીકે જ કામ કરવાનું.

અને છતાં જ્યારે ગૂજરાત વિદ્યાપીઠ ચલાવવામાં મુશ્કેલી ઊભી થઈ અને એ સંસ્થા બચાવવાનો ભાર મારે માથે નાખવા માટે પૂ. બાપુજીએ મને વિદ્યાપીઠમાં બીજી વાર દાખલ કર્યો ત્યારે તો મારે માટે એ જિંદગીનો એક ઉત્તમમાં ઉત્તમ અવસર હતો. એક આદર્શ વિદ્યાપીઠ કેવળ વિદ્યાર્થી માટે જ નહીં પણ આખી પ્રજા માટે કેળવણીનાં કામો કેવી રીતે કરી શકે છે એ બતાવવાની મને તક હતી. વિદ્યાપીઠ પ્રજાજીવનના પ્રત્યેક અંગના ઉત્કર્ષ માટે શું શું કરી શકે એના નમૂના દાખલ કરવાની મેં મન સાથે હામ ભીડી. હું માનતો હતો કે ગૂજરાત વિદ્યાપીઠનો વિકાસ અને એની સર્વાંગીણ પ્રજાસેવા એ જ મારું સર્વશ્રેષ્ઠ જીવનકાર્ય ગણાય.

પણ ભવિતવ્યતા અલગ હતી. ૧૯૨૮માં વિદ્યાપીઠનો ભાર મારે માથે બાપુજીએ નાખ્યો અને વર્ષ દોઢ વર્ષની અંદર જ, બાપુજીએ સ્વરાજ્યની છેલ્લી લડત શરૂ કરી અને મારે ગાંધીજીની એ ઉત્તમોત્તમ કેળવણીની સંસ્થાને 'સ્વરાજ્યની લડતની એક છાવણી'માં ફેરવવી પડી.

અને એ જ વખતે કેળવણીકાર તરીકે મારી કદર કરવાનું ગુજરાત બહારના લોકોને સૂઝ્યું.

૧૯૩૯માં મહારાષ્ટ્રની તમામ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓએ 'રાષ્ટ્રીય કેળવણી પરિષદ' તળેગાંવમાં ભરવાનું નક્કી કર્યું અને અધ્યક્ષ તરીકે મને આમંત્રણ આપ્યું.

હું ગુજરાત રહેવા ગયો ત્યારથી મહારાષ્ટ્રના લોકોએ મને ગુજરાતી ગણવાનું નક્કી કર્યું. (કેવું ભાગ્ય કે મહારાષ્ટ્રીઓ મારો અસ્વીકાર કરે અને ગુજરાતીઓ મને સવાઈ ગુજરાતી તરીકે અપનાવે! આ હતી ૧૯૧૫થી મારી સ્થિતિ.) એ મહારાષ્ટ્રને કેળવણીકાર તરીકે મારી રાષ્ટ્રસેવાની કદર કરવાનું સૂઝ્યું અને સાતમી પરિષદનો મને અધ્યક્ષ પસંદ કર્યો. શાંતિના દિવસો હોત તો મારી રાષ્ટ્રીય કેળવણીની ભારતવ્યાપી યોજના મેં ત્યાં મૂકી હોત અને સારા કેળવણીકારને શોભે એવું એક મોટું ભાષણ પણ ઘડી આપ્યું હોત, જેમાં 'સ્વતંત્ર ભારત કેળવણી મારફતે વિશ્વ-સેવા કેમ કરી શકે' એનો એક વ્યાપક આદર્શ રાષ્ટ્ર આગળ મેં મૂક્યો હોત પણ ૧૯૩૦માં હું કેળવણીકાર મટી યુદ્ધની એક નવી જ કળા દુનિયા આગળ રજૂ કરનાર યુદ્ધર્ષિ મહાત્માનો એક સેનાપતિ બન્યો હતો. તળેગાંવ રાષ્ટ્રીય શિક્ષા-પરિષદને પરિણામે ઘણા મહારાષ્ટ્રીઓ (વિદ્યાર્થીઓ તેમ જ શિક્ષકો) સ્વરાજ્યની લડતમાં ઊતર્યા એટલે મારું તળેગાંવ જવું લેખે લાગ્યું. પણ મારામાં રહેલો કેળવણીકાર ત્યાં એક રીતે ઝાંખો પડ્યો.

એ તો થઈ પડોશના પ્રાંતની વાત, અને મારી જન્મભાષાના પ્રદેશની વાત

પણ વિદ્યાપીઠ મારફતે મેં એક વાર રાષ્ટ્રીય શિક્ષાસંમેલન ગોઠવ્યું અને એની અંદર ગુજરાતની વિશેષ ખાસિયત ખીલવવા એક છાત્રાલયસંમેલન પણ ગોઠવ્યું. આની મારફતે મારે રાષ્ટ્રીય કેળવણીનું ઉત્તમોત્તમ કામ શરૂ કરવું હતું. પણ સન ૧૯૩૦ની એ સાલ હતી એ મારાથી કેમ ભુલાય? એટલે ત્યાં પણ મારામાં અરધો કેળવણીકાર અને અરધો સેનાપતિ કામ કરતો હતો.

મારે એ છાત્રાલયસંમેલન વિશે બે શબ્દ અહીં કહેવા જ જોઈએ.

એક રીતે જોતાં ભારતીય સંસ્કૃતિમાં કેળવણી સાથે 'વિદ્યાર્થીઓનું ગુરુગૃહવાસમાં રહેવું', એ સ્વાભાવિક હતું. વિદ્યાર્થીઓ ગુરુને ફી ન આપે. ગરીબ વિદ્યાર્થીઓ દક્ષિણા પણ ક્યાંથી આણે? પણ તેઓ ઓશિયાળા રહેવા માંગતા ન હતા. ગુરુના ઘરમાં રહી અત્યંત પવિત્રપણે ગુરુના ઘરનું બધું કામ કરે. ગુરુઓ શિષ્યવત્સલ થઈ પોતાનો આખો વખત શિષ્યોને આપે અને વિદ્યાર્થીઓ ગુરુગૃહમાં મેળવેલા સંસ્કારો યથાસમય સમાજમાં પહોંચાડે એવી એ રાષ્ટ્રમાન્ય વ્યવસ્થા હતી.

(ધની અને ગરીબ એવો ભેદ તો ગુરુઘરમાં હોય જ નહીં. બધા વિદ્યાર્થીઓ સરખા પણ જાતિભેદ પણ ગુરુના ઘરમાં નહીં જેવો. આમ 'સમાનતાની કેળવણી' રાજદ્વારી ઢબે નહીં પણ કેળવણીના દિવસોમાં જીવનમાં ઉતારી સમાજવ્યાપી કરવામાં આવતી. આ હતી ભારતીય સંસ્કૃતિની સામાન્ય સ્થિતિ.)

ગુરુગૃહવાસમાં મોટે ભાગે બ્રાહ્મણ વિદ્યાર્થીઓ જ રહેતા હશે. થોડા વૈશ્ય અને ક્ષત્રિય હોય. કારીગરો તો પોતાની કળાના. ગુરુના ઘરમાં રહેવા ન જાય પણ એના કારખાનામાં એની સીધી દેખરેખ તળે કામ કરતા કરતા શીખે.

આપણે ત્યાં વિદ્યાર્થીઓની રહેવાની ખાસ સગવડો હતી. તેમ ન હોત તો ભાષામાં આવસથ જેવો પારિભાષિક શબ્દ આવત જ નહીં. (આવસથ=છાત્રગૃહમ્)

પણ આપણે ત્યાં અંગ્રેજી રાજ્ય થયું. અંગ્રેજી કેળવણી આવી ત્યાર પછી જ અંગ્રેજ વિદ્યાર્થીઓની હૉસ્ટેલનું અનુકરણ અહીં શરૂ થયું. પણ એમાં મોટે ભાગે પોતાના છોકરાઓને પશ્ચિમની ફૅશન પ્રમાણે કેળવવા માગતા ધની લોકોની જ એ પ્રવૃત્તિ ગણાતી.

ગુજરાતની વાત નોખી. કેટલાયે ગુજરાતીઓ વેપારને અર્થે આફ્રિકામાં કે બીજા કોઈ દેશમાં જઈને રહે. ત્યાં પોતાના છોકરાઓની કેળવણી માટે જોઈતી સગવડ ન મળે અને ઘરના બધા લોકોને પરદેશ લઈ જવાની સગવડ પણ ન હોય. એટલે એવા લોકો પોતાનાં બાળકોને સ્વદેશમાં જ ભણવા રાખે. સ્નેહીને ત્યાં એમને રાખવાની સગવડ બધાને ન મળે. એટલે ગુજરાતીઓએ પરદેશ જઈને વેપાર ખેડનારનાં બાળકો માટે ગુજરાતમાં ઠેકઠેકાણે છાત્રાલયો ચલાવ્યાં.

આવાં છાત્રાલયો ન્યાતવાર ગોઠવાયાં એ ગુજરાતની ખાસિયત. (ખાસિયત છે તો આખા ભારતની. ગુજરાતે એનું વ્યવસ્થિત સંગઠન કર્યું.) પોતાની ન્યાતના બધા છોકરાઓ માટે સાથે રહેવા-ભણવાની સગવડ ન્યાતમાનસને અત્યંત જરૂરી લાગે એ એક વાત. અને બીજું જાહેર જીવનને અંગે પૈસા ખરચીએ તો એનો લાભ

પોતાની ન્યાતને જ મળે એ જાતનો આગ્રહ એ બીજું તત્ત્વ. આ રીતે ગુજરાતમાં જ્ઞાતિદીઠ કોમી છાત્રાલયો ગોઠવાયાં અને હજી પણ ચાલે છે. ગુજરાતમાં એ સ્વાભાવિક છે, સગવડભર્યું છે પણ 'આખા દેશના સાંસ્કૃતિક વિકાસ' માટે આ વ્યવસ્થા જોખમકારક જ નહીં પણ વિનાશકારક નીવડવાનો સંભવ છે. ગુજરાતના લોકોના જીવનમાં ન્યાત એટલી હાડ સુધી પહોંચી ગઈ છે કે જ્ઞાતિવાર કોમી છાત્રાલયો સ્થાપવામાં રાષ્ટ્રીય સંસ્કૃતિને આપણે નુકસાન પહોંચાડીએ છીએ એવી શંકા પણ કોઈના મનમાં આવતી નથી.

માણસને જે વસ્તુ ફાવી જાય તે બધાને ફાવશે જ, એ વિશ્વાસે સમાજ-વ્યવસ્થા ઘડાય છે.

વિદેશમાં વસતાં ગુજરાતી માબાપોએ ગુજરાતમાં ન્યાત અનુસાર કોમી છાત્રાલયો સ્થાપ્યાં. એ પરિસ્થિતિનો લાભ લઈ, એ ન્યાતવાર વ્યવસ્થા તોડવાની આવશ્યકતા છે, એ વાત લોકોને રચનાત્મક ઢબે સમજાવવાની જરૂર જોઈ, અમે છાત્રાલયપરિષદનો પ્રારંભ કર્યો હતો. એની દ્વારા સામાજિક અને સાંસ્કૃતિક ક્રાંતિ અમલમાં મૂકવાની અમારી નેમ હતી.

સ્વરાજ્યની હિલચાલમાં અમે બધા સપડાયા. બીજા અનેક મહત્ત્વનાં કામો આવી પડયાં, એટલે છાત્રાલય-સંમેલનની પ્રવૃત્તિ આગળ ન વધી છતાં એની પાછળનો હેતુ ધાર્મિક સુધારનો, સામાજિક ન્યાયનો, સાંસ્કૃતિક વિકાસનો હોઈ, એનો ઉલ્લેખ અહીં કરવાની જરૂર માની લીધી છે.

છાત્રાલયમાં બ્રાહ્મણથી માંડી હરિજન સુધી બધી ન્યાતના હિંદુ વિદ્યાર્થીઓ જોડે ઈસાઈ, મુસલમાન અને પારસી વિદ્યાર્થીઓ પણ સાથે રહે. આહારના નિયમો વિશે વચલો રસ્તો અમલમાં આવે અને આંતરજાતીય તથા આંતરધર્મીય વિવાહોને અનુકૂળતા પેદા થાય એની પણ અપેક્ષા રાખી હતી. રાષ્ટ્રીયતાનો પ્રચાર કેવળ રાજદ્વારી ક્ષેત્રે થાય એ બસ નથી અને એવો પ્રચાર ટકવાનો પણ નથી. એ ખાતરીથી જ અમારી આ રચનાત્મક પ્રવૃત્તિ હતી. ગાંધીજીના આશ્રમ જેવા ઉદાર છતાં સંયમી જીવનની સંસ્થાઓ ચલાવીએ અને વિદ્યાર્થીઓ કેળવણીનાં વર્ષોમાં એથી ટેવાઈ જાય તો સામાજિક ક્રાંતિ વગર-વિરોધ થઈ શકે એટલો વિશ્વાસ આ પ્રવૃત્તિ પાછળ હતો. 'રાષ્ટ્રીય કેળવણી' એટલે કેવળ રાજદ્વારી એકતાની કેળવણી આટલો સંકુચિત અર્થ અમારા મનમાં કોઈ કાળે ન હતો.

## પ્રકરણ પચીસમું

# જોડણીમાં સ્થિરતા આણી મારી સેવા

હું ગાંધીજીને પહેલવહેલો મળ્યો તે બંગાળની સંસ્થા શાંતિનિકેતનમાં. તે પહેલાં દક્ષિણ આફ્રિકા પહોંચેલા મારા સ્નેહી ભાઈ કોતવાલ પાસેથી મારું નામ ગાંધીજીએ સાંભળ્યું હતું. દેશના ઉદ્ધાર કે વિકાસ માટે સરકારી કેળવણી બાધક છે, એટલા માટે એની સામે થઈને રાષ્ટ્રીય કેળવણી ચલાવવાથી સ્વરાજ્ય મળી શકે એમ માનનારા મંડળમાં હું છું, એટલું તેઓ જાણતા હતા એમ હું માનું છું, તેથી જ એમણે મને 'પોતાના આશ્રમમાં દાખલ થઈ કેળવણીની પ્રવૃત્તિ હાથમાં લેવાની' સૂચના કરી હતી.

એક દિવસે પ્રાર્થનાપ્રવચનમાં તેઓ બોલેલા કે "આપણે આશ્રમમાં રાષ્ટ્રીય શિક્ષણનો પ્રયોગ કરીએ છીએ. આમાં જો આપણે સફળ નીવડયા તો એ પ્રયોગ દેશવ્યાપી કરવાનું કામ આપણે માથે આવવાનું છે. કાકા જેવાઓએ આને માટે તૈયાર થવું જોઈએ."

મેં મારા જાહેર જીવનનો પ્રારંભ જ રાષ્ટ્રીય કેળવણીના પ્રયોગથી શરૂ કર્યો હતો. એવા પ્રયોગ માટે આખું જીવન અર્પણ કરવું એ તો હું સમજતો હતો. પણ એ પ્રયોગ રાષ્ટ્રવ્યાપી બનાવવાની હામ ભીડવા જેટલી મહત્ત્વાકાંક્ષા મારા સ્વપ્નમાં પણ ન હતી. તે દિવસનું પ્રવચન સાંભળી, ઉત્સાહિત થવાને બદલે હું થોડો મૂંઝવણમાં જ પડયો. બાપુજી મારી પાસેથી વધારે પડતી આશા નથી રાખતા? એવો જ વિચાર મારા મનમાં આવેલો.

આગળ જતાં જયારે બાપુજીએ આખા દેશ પરના અંગ્રેજી રાજ્ય સામે અસહકાર પોકારવાની નીતિ દેશ આગળ મૂકી ત્યારે બાપુજીનો હેતુ મારા ધ્યાનમાં આવ્યો. અને તેથી જ ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપનાનું કામ મેં ઉત્સાહપૂર્વક હાથમાં લીધું, એટલું જ નહીં, પણ રાષ્ટ્રીય શિક્ષણનો બાપુજીનો આદર્શ મહારાષ્ટ્ર, આંધ્ર, બંગાળ, બિહાર અને યુક્ત પ્રાંત આગળ વિસ્તારપૂર્વક મૂકવાની પ્રવૃત્તિ મેં આદરી.

ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના અસહકારમાંથી ઉત્પન્ન થઈ. આખા દેશના વિદ્યાર્થીઓ કૉલેજ છોડી નીકળ્યા હતા. એમને માટે અખિલ ભારતીય વિદ્યાપીઠ અમદાવાદમાં સ્થાપવી જોઈએ એવી કલ્પના બધાનાં મનમાં હતી.

બાપુજીના સિદ્ધાંતો હું બરાબર જાણું એટલે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના વખતે મેં સ્પષ્ટ કર્યું કે એકાદ વર્ષ માટે આખા દેશના અસહકારી વિદ્યાર્થીઓની સગવડ ખાતર આપણી વિદ્યાપીઠને અખિલ ભારતીય સ્વરૂપ આપીએ, પણ એ કાયમનું ન હોઈ શકે. ગૂજરાત વિદ્યાપીઠની કાયમી પ્રવૃત્તિ અખિલ ભારતીય હેતુ અને આદર્શથી પ્રેરિત ખરી, પણ ગુજરાત પૂરતી જ મર્યાદિત હોવી જોઈએ એ

મારો આગ્રહ મેં ચલાવ્યો. વિરોધીઓ ગાંધીજી આગળ તકરાર લઈને ગયા. ગાંધીજીએ મને પૂરો ટેકો આપ્યો. મેં જાહેર કર્યું કે ગૂજરાત વિદ્યાપીઠનું કેળવણીનું વાહન ગુજરાતી ભાષા જ હોઈ શકે અને ગુજરાત એટલે ખંડસ્થ ગુજરાત નહીં, સૌરાષ્ટ્ર અને કચ્છ મળીને થતું વિશાળ ગુજરાત એ પણ એ જ વખતે મેં જાહેર કર્યું.

એ દિવસોમાં બાપુજીએ મારો ઉલ્લેખ 'સવાઈ ગુજરાતી' તરીકે કર્યો હતો અને સાથીઓએ એનો ઠીક ઠીક પ્રચાર કર્યો હતો.

પૂ. બાપુજીએ ઈન્દુલાલ યાજ્ઞિક પાસેથી એમનું 'નવજીવન અને સત્ય' લઈ લીધું અને એનું નવજીવન સાપ્તાહિક બનાવ્યું. એને માટે શંકરલાલ બેંકરે નવજીવન પ્રેસ ઊભો કર્યો. એનો કબજો બાપુજીએ સ્વામી આનંદને સોંપી દીધો. સ્વામી આનંદને કારણે હું નવજીવનમાં લખતો થયો. મારા વિચારો ઘડાયેલા હતા. બાપુજીના વિચારો વિગતવાર મેં જાણ્યા હતા. એમની કાર્યપદ્ધતિ મેં અપનાવી હતી, તેથી નવજીવન માટે લખવું મારે માટે અઘરું ન હતું. પણ ભાષા ઉપર કાબૂ નહીં. મને આવડે એવી ભાષામાં હું લેખ લખાવતો જાઉં અને સ્વામી આનંદ સાંભળેલાં વાક્યો પોતાના મનમાં સુધારી સરસ ગુજરાતીમાં લખતા જાય. આ રીતે નવજીવનમાં મારા લેખો પ્રારંભથી જ સરસ ગુજરાતીમાં આવવા લાગ્યા. ગુજરાતમાં મારા લખાણની કદર થવા લાગી અને નવજીવનનાં પાનાં ભરવાની સગવડ તરીકે પૂ. બાપુજીને થોડી રાહત પણ મળી. બાપુજી જ્યારે જેલમાં ગયા ત્યારે નવજીવન ચલાવવાની જવાબ-દારી મારે માથે આવી. પણ સંપાદક તરીકે નવાસવા મારું નામ કેમ અપાય! એ મુશ્કેલી હું સમજી શકું પણ સરદાર વલ્લભભાઈએ રામદાસભાઈનું નામ સૂચવ્યું એનું મને આશ્ચર્ય થયું. બિચારો રામદાસ મૂંઝાયો. આશ્ચર્ય એ કે જમનાલાલ બજાજે વલ્લભભાઈને ટેકો આપ્યો. અધૂરામાં પૂરું રામદાસને એ જ વખતે કલકત્તામાં ક્યાંક નોકરી મળી અને એ ત્યાં ચાલ્યા ગયા. આના વિશે આગલા પ્રકરણમાં મેં લખ્યું જ છે.

કોઈ પણ માણસની સેવાની કદર કરવાની ગાંધીજીની પદ્ધતિ સાવ નોખી. જેલમાંથી લખેલા એક કાગળમાં એમણે મને લખ્યું, "ગુજરાતી ભાષાની શુદ્ધ જોડણી નથી. શુદ્ધ જોડણી વગર ભાષા ભૂતની પેઠે અધ્ધર રહે છે. ગુજરાતીની જોડણી શુદ્ધ અને સ્થિર કરવાનું કામ તું ન કરે તો બીજો કોણ કરે?" હું તો ચકિત થયો. મેં એમને લખ્યું, "ગુજરાતી મારી જન્મભાષા નથી. ગુજરાતીમાં લખવાનો મારો પ્રયત્ન હમણાં જ શરૂ થયો છે. આપણી પાસે ગુજરાતી જાણનારા સારા સારા કેટલાયે લોકો છે. આ કામ એમનું જ છે."

ઠંડે પેટે બાપુજીનો જવાબ આવ્યો, "કામ તને સોંપ્યું છે. આમાં ગમે તેની મદદ લેજે પણ ગુજરાતીને ચોક્કસ સ્થિર અને સર્વમાન્ય થઈ શકે એવી જોડણી જ જોઈએ."

બાદશાહનો હુકુમ! માન્યે જ છૂટકો. મેં એમની પાસેથી પાંચ વર્ષની

મુદત માગી લીધી અને ત્રણ જણની એક સમિતિ નીમી. (મને એકલાને દાદ કોણ દે? પત્રવ્યવહાર સમિતિને નામે કરી શકું, સાક્ષરોને મળી શકું.) આગળ જતાં એ કામ વિદ્યાપીઠને સોંપી દીધું. અંતે બરાબર મુદતની અંદર જોડણીકોશ બાપુજીના હાથમાં મેં મૂકી દીધો. એ કોશની પહેલી આવૃત્તિ સન ૧૯૨૯ના એપ્રિલમાં બહાર પડી. તેમાં ૪૩,૭૮૩ શબ્દોની ફક્ત શુદ્ધ જોડણી આપવામાં આવી હતી. એ જ કોશની બીજી આવૃત્તિ અર્થ સાથેની સન ૧૯૩૧ના પ્રારંભમાં પ્રકાશિત થઈ હતી.

અત્યાર સુધી જોડણીને અંગે માસિકોમાં અને અન્યત્ર જે ચર્ચા થઈ હતી તે એકત્ર કરી મેં એનું રીતસર અધ્યયન કર્યું. મતભેદના મુદ્દાઓ સમજી લીધા. પછી રીતસરનો સંકલ્પ કર્યો કે જોડણીના શાસ્ત્રમાં ગમે તેટલું જાણતો હોઈશ, વ્યુત્પત્તિ અને જોડણી વિશેના મારા પોતાના આગ્રહો ગમે તેવા હોય તોયે એ બધું કોરે મૂકીશ અને સર્વમાન્ય થઈ શકે એવી સ્થિર જોડણી આપી દઈશ.

આખી ચર્ચા વાંચ્યા પછી સર્વમાન્ય થઈ શકે એવા નિયમો મેં ઉપજાવી કાઢ્યા અને ગુજરાતના મોટામાં મોટા સાક્ષરો પાસે એ લઈ ગયો. એમના વિચારો જાણી લીધા. એ પ્રમાણે મારા નિયમોમાં જરૂરી ફેરફારો કરી સુધરેલા નિયમો જાહેર પ્રજા આગળ મૂકી દીધા. અને જાણકાર લોકોના અભિપ્રાય માગ્યા. ચર્ચા ટાળવા માટે લોકો પાસેથી મેં નીચે પ્રમાણે અભિપ્રાય માંગ્યો: (૧) અમુક નિયમો અમને માન્ય છે. (૨) અમુક નિયમો અમને માન્ય ભલે ન હોય પણ એ ચાલે તો અમને વાંધો નથી. (૩) અમુક નિયમ પ્રમાણે જો જોડણીમાં બે પ્રકાર માન્ય થઈ શકે અને જો વિકલ્પ તરીકે બંને જોડણીઓ રૂઢ થાય તો તે ઇચ્છવા જેવું છે.

આવી રીતે વધારેમાં વધારે લોકોની માન્યતા મેળવી. એ નિયમો ફરી છાપ્યા અને એ પ્રમાણે જોડણી કરીને કોશ તૈયાર કરવાનું કામ ત્રણ જણની સમિતિને સોંપ્યું. હું જાતે રોજ અમુક કલાક એ સમિતિ સાથે બેસું અને કામ ઝડપભેર ચાલે એની તકેદારી રાખું.

હવે સવાલ ઊઠ્યો, ગુજરાતીના તમામ શબ્દો એકત્ર ક્યાં મળે? કેટલાક સારા સારા કોશોમાં ગુજરાતીના ઘણા શબ્દો દાખલ થયા હતા. પણ છેલ્લાં આઠદસ વર્ષોમાં જે નવા નવા શબ્દો અસંખ્ય લેખકોએ તૈયાર કર્યા હતા અને જે રૂઢ થતા હતા તે બધા કોશમાં દાખલ થવા જોઈએ.

કેટલાક કોશકારોએ ગુજરાતીમાં ભાગ્યે જ વપરાતા સંસ્કૃત શબ્દો પોતાના કોશમાં લઈને શબ્દોની સંખ્યા વધારી હતી. એવા શબ્દો ગુજરાતીમાં હજી વપરાતા નથી એ કારણે કાઢી નાખવા જરૂરના હતા. આ આખું કામ સહેલું ન હતું પણ થોડો થોડો સમય આપી શકે એવા ઘણા લોકોની મદદ લઈ, ગુજરાતીના ઉત્તમ લેખકોનાં લખાણોમાંથી એવા શબ્દો વીણી કાઢ્યા કે જે ગુજરાતીમાં વપરાતા હતા પણ કોશોમાં હજી દાખલ થયા ન હતા. આ સૌથી મહત્ત્વનું હતું અને જૂના કોશકારોએ હાથમાં લીધું ન હતું. આ કામ કોઈ કાળે પૂર્ણ તો ન

જ થઈ શકે એ ખરું પણ જેટલું કરી શકાય તેટલું કર્યા વગર જંપાય નહીં, એવો નિશ્ચય કરી આ વિભાગમાં મેં વધારે ઉત્સાહ આણ્યો અને 'ગુજરાતીનો' સંપૂર્ણ શુદ્ધ જોડણીકોશ કહી શકાય એવો અર્થ વગરનો કેવળ જોડણીવાળો, એક શબ્દકોશ છપાવીને બરાબર મુદતની અંદર પૂ. બાપુજીના હાથમાં મૂકી દીધો. એ કોશ કઈ પદ્ધતિએ તૈયાર કર્યો, કોની કોની મદદ લીધી એ બધું મેં વિગતવાર બાપુજીને કહ્યું. તેઓ ખુશ થયા અને એમણે કોશને આવકાર આપતાં જાહેર માટે લખ્યું, "હવે કોઈ પણ ગુજરાતીને મનમાની જોડણી કરવાનો અધિકાર રહ્યો નથી." જોડણીશાસ્ત્રના જાણકાર ભલા ભલા વિદ્વાનોએ જોઈ લીધું કે ગાંધીજીએ ગુજરાતીની જોડણી સ્થિર કરવા આ ભારે કામ કર્યું છે તેથી તેમણે ગાંધીજીનો અધિકાર માન્ય રાખ્યો અને મેં મારું કે સમિતિનું નામ આગળ ન ધરતાં એ કોશને વિદ્યાર્થીનો કોશ કહીને જાહેર આગળ મૂકયો, અને એના પર ગાંધીજીનું ઉપરનું વાકય પણ લખ્યું.

પણ એ તો કેવળ જોડણી પૂરતો શબ્દકોશ થયો. સામાન્ય લોકોને અર્થ વગરના કોશનો ઉપયોગ શો? એ કામ નોખું હતું. મેં મગનભાઈ દેસાઈને એ કામ સોંપ્યું અને વિદ્યાપીઠ દ્વારા એક સમિતિ નીમી. એ પ્રમાણે સાર્થ જોડણીકોશ તૈયાર થયો. એ કોશની હવે નવી નવી આવૃત્તિઓ પણ થઈ ગઈ છે. મને યાદ છે તે પ્રમાણે સૌથી પહેલાં વડોદરા રાજ્યે એને માન્યતા આપી. ત્યાર પછી ગોંડળના રાજ્યે, પછી મુંબઈ યુનિવર્સિટીએ, મુંબઈ રાજ્યે એ કોશને અને એની ખાસ જોડણીને પોતાની માન્યતા આપી. (અને છેલ્લે ક્રૉસવર્ડ પઝલ — Cross word puzzle દ્વારા લોકોને મોટાં મોટાં ઈનામ આપવાની પ્રવૃત્તિ ચલાવનાર લોકોએ પણ વિદ્યાપીઠની જોડણીને જ પોતાની માન્યતા હોવાનું જાહેર કર્યું.)

વિષય પૂરો કરવા માટે અહીં જણાવી દઉં કે કેટલાક વિદ્વાનોએ મને નમ્રપણે સૂચવ્યું છે કે જોડણીશાસ્ત્રનો વિકાસ થયો છે એટલે જૂના નિયમોમાં થોડા સુધારા કરી નવેસરથી એક જોડણીકોશ તૈયાર કરવાની જરૂર ઊભી થઈ છે. ગુજરાતની સર્વમાન્ય જોડણી સ્થિર થઈ છે એ સ્થિતિમાં દખલ દેવાનો અમારો વિચાર નથી, પણ જેમ અંગ્રેજીની જોડણી માટે અમેરિકામાં અમુક સુધારા દાખલ થવાની પ્રવૃત્તિ ચાલે છે તેમ ગુજરાતમાં પણ સર્વમાન્ય અદ્યતન સુધારા માન્ય રખાય તો અમે રાજી થઈશું. એ કામ તમે કરો તો જ થાય. જવાબમાં હું કહું છું મારી પાછળ પૂ. ગાંધીજીના માહાત્મ્યનું બળ હતું. એટલે તે વખતે એ મોટું કામ થઈ ગયું. હવે એ સ્થિર થયેલી જોડણીમાં સુધારાને અવકાશ છે એ હું સ્વીકારું છું પણ એને માટે પીઠબળ હવે સ્વરાજ્યના દિવસોમાં ગુજરાત સરકારનું તેમ જ ગુજરાતની તમામ યુનિવર્સિટીઓનું છે. એ કામ હવે સહેજે થઈ શકે. હું ગુજરાતમાં રહેતો હોત તો આ દિશામાં પગલું ભરવાનો પ્રારંભ પણ કરત. એમાં એટલો જ ખ્યાલ રાખવાનો કે સુધારો કરવા જતાં ફરી અરાજકતા દાખલ ન થાય. શુદ્ધિ મહત્ત્વની છે પણ સર્વમાન્ય સ્થિરતા એ જ સૌથી મહત્ત્વની વસ્તુ છે.

# મારી પહેલી જેલ અને ત્યાં કુરાન શરીફનું અધ્યયન

માણસે કોઈ ગુનો કર્યો એટલે કે 'સમાજની નીતિ વિરુદ્ધ કાંઈ કામ કર્યું' તો એને સમાજ વતી સરકાર કાંઈ ને કાંઈ સજા કરે છે. સજામાં દુઃખ અને નુકસાન ઉપરાંત 'સામાજિક અપ્રતિષ્ઠા' પણ મહત્ત્વનો ભાગ ભજવે છે. તેથી જ માણસ સજાથી ડરે છે અને અકળાય છે. સજા ખરેખર સમાજવતી કરાય છે પણ સમાજ એ કામ પોતાના પ્રતિનિધિ સરકાર મારફતે કરાવે છે. સમાજનો સૌથી મોટો પ્રતિનિધિ રાજા. રાજાની શક્તિનું સંગઠન સરકાર અથવા 'રાજ્ય-શાસન' નામની સંસ્થા દ્વારા થાય છે.

હવે ઘણી વાર રાજા અથવા સરકાર પોતાની વિરુદ્ધ થયેલાં કામો માટે પણ સજા કરી શકે છે અને એમાં સમાજની અપ્રત્યક્ષ સહાનુભૂતિ અને માન્યતા હોય છે.

સરકાર વિરુદ્ધ કાંઈ કામ કર્યું તો સરકાર ઠીક ઠીક ચિડાય છે અને સખતમાં સખત સજા કરે છે. સાથે સાથે સમાજ પણ સજા પામેલા માણસની પ્રતિષ્ઠા એની પાસેથી છીનવી લે છે.

હવે સરકાર જેવી સંસ્થા જ જ્યારે અન્યાય કરે, અત્યાચાર કરે, સમાજહિતનો દ્રોહ કરે ત્યારે એ સરકારને જ અપમાનિત કરવાનો એક અહિંસક ઈલાજ ગાંધીજીએ શોધી કાઢયો.

સરકારનું કામ અન્યાયી હોય, અત્યાચારી હોય, પ્રજાહિતને બાધક હોય ત્યારે એ સરકારની જાહેર રીતે ઝાટકણી કાઢવી, નિંદા કરવી અને એ સરકાર પ્રત્યેનો અસંતોષ તીવ્રપણે અમલમાં આણવા માટે કોઈ એવું 'બે-કાયદા કામ' કરવું જેમાં અનીતિ નથી, પાપ નથી.

આવું કાંઈ કામ કરીએ એટલે સરકાર સજા કરવાની અને સજા કરવા માટે આપણને કોર્ટ આગળ રજૂ કરવાની. તે વખતે માણસ જો છડેચોક જાહેર કરે કે હું ઈન્કાર કરતો નથી. મેં છડેચોક આ પાપી સરકાર સામે ગુનો કર્યો છે, અને એને માટે સરકાર જે સજા કરશે તે ખુશીથી ભોગવવા તૈયાર છું, તો સરકાર ચિડાઈને બીજું શું કરી શકે? સજા થોડી વધારી દે. આથી 'ગુનેગાર'ને નુકસાન થવાનું જ પણ એની સામાજિક પ્રતિષ્ઠા તૂટતી નથી. ઊલટું સરકાર જ અપ્રતિષ્ઠિત થાય છે. સજા કરવા જતાં સરકારને જ સજા થાય છે. આનો ઈલાજ સરકાર પાસે કશો હોતો નથી. સરકાર પોતાની ભૂલ સ્વીકારે, પોતાની નીતિ બદલે ત્યારે જ સરકારની આબરૂ ટકે.

સરકાર નાણાંનો દંડ કરે છે એ આપણે આપીએ નહીં તો સરકાર આપણી વસ્તુ કે જમીન ઝૂંટવી લઈ એમાંથી દંડ વસૂલ કરે. એને માટે તૈયાર રહેવું જોઈએ.

સરકાર જેલમાં પૂરી દે ત્યારે હરવાફરવાની છૂટ નહીં, સખત કામ કરવું પડે એને માટે આપણે તૈયાર રહ્યા, તો આપણો વિજય થયો.

આ રીતે સરકાર સામે થઈ નૈતિક વિજય મેળવવાની અહિંસક પ્રદ્ધતિને ગાંધીજીએ સુંદર નામ આપ્યું સત્યાગ્રહ. એટલે લોકો સત્યાગ્રહીને સજા કરનાર સરકારને હત્યાગ્રહી કહેવા લાગ્યા. આ એક અનોખો ઈલાજ હતો. તદ્દન અહિંસક અને પૂર્ણ રીતે નીતિયુક્ત.

(યુરોપમાં અને અન્યત્ર લાચાર લોકો સરકારનો કાયદો તોડો, સરકાર સામે સશસ્ત્ર બંડ કરવાની તાકાત નહીં એટલે ગમે તેમ સામા થઈ સરકારની સજા વહોરી લે. આને ત્યાંના લોકો પૅસિવ રેઝિસ્ટન્સ કહે છે (નિઃશસ્ત્ર પ્રતિકાર કહે છે). ગાંધીજીનો સત્યાગ્રહ અને આ નિઃશસ્ત્ર પ્રતિકાર દેખાય છે સરખા જ, પણ એમાં મૌલિક ભેદ છે. એને વિશે ગાંધીજીએ ઠીક ઠીક સ્પષ્ટતા કરી છે. એ સાહિત્ય દરેક નાગરિક અને સમાજસેવકે વાંચવું જ જોઈએ.)

આપણા દેશમાં ગાંધીજીનો સત્યાગ્રહ એ એક સાવ નવું નૈતિક હથિયાર પ્રજાના હાથમાં આવ્યું. ગાંધીજીએ એ વાપરી બતાવ્યું.

તે પહેલાં જેલ જવું એ અત્યંત નામોશીભર્યું કામ ગણાતું. ગાંધીજીએ સમાજનું માનસ ફેરવ્યું. સત્યાગ્રહ કરી જેલ જનારની પ્રતિષ્ઠા સમાજમાં વધવા લાગી અને સરકાર આગળ પણ આવા માણસની પ્રતિષ્ઠા સાવ તૂટી જતી ન હતી. સરકાર પોતે આપેલા માનમરતબા અને પદવીઓ પાછાં છીનવી લઈ શકે પણ આવા માણસની નૈતિક પ્રતિષ્ઠા માન્ય કર્યા વગર સરકારને પણ છૂટકો ન હતો.

ગાંધીજી દક્ષિણ આફ્રિકાનું કામ પૂરું કરી કાયમને માટે ભારત પાછા આવ્યા. ત્યારે પ્રારંભમાં પોતે રાજનિષ્ઠ એટલે કે રાજ્યનિષ્ઠ નાગરિક તરીકે રહેવા લાગ્યા. સંકટ સમયે સરકારને મદદ કરે, સરકારી કાયદાઓ ઈમાનદારીથી પાળે, જરૂર હોય ત્યાં સરકારની ઈજ્જત પણ કરે. પછી જ્યારે સરકાર તરફથી અન્યાય થાય અથવા પ્રજાહિતનો દ્રોહ થાય ત્યારે સરકાર આગળ ગાંધીજી પોતાનો અણગમો જાહેર કરે. આટલાથી સુધારો ન થયો તો જાહેર રીતે સરકારનો નિષેધ કરે. એટલાથી એ ન પત્યું તો સત્યાગ્રહ કરે. (આમાં સરકાર પ્રત્યે અણગમો જાહેર થયા છતાં સરકાર પ્રત્યે નિષ્ઠાનો ઇન્કાર નથી હોતો. આ વાત જરા તત્ત્વતઃ સમજી લેવી જોઈએ. સરકાર જ્યારે કહે કે 'તમારાથી અમુક કામ ન કરાય, અમારી આ આજ્ઞા ન માનો તો તમારે સજા ભોગવવી પડશે,' એવે વખતે હું સરકારને કહું કે તમે મને બે આજ્ઞાઓ કરી છે. આ સ્થિતિમાં હું આજ્ઞાધારક નાગરિક રહેવા માગું છું. તમારી પહેલી આજ્ઞા હું પાળી શકું તેમ નથી. માટે મારે જેલ જવાની તમારી આજ્ઞા હું શિરોધાર્ય માનું છું. રાજીખુશીથી જેલ સ્વીકારું તો સરકાર કેમ કહી શકે કે આ નાગરિકે આજ્ઞાનું પાલન કર્યું નથી, રાજનિષ્ઠાનો દ્રોહ કર્યો છે. બે આજ્ઞામાંથી એક આજ્ઞા માની લીધી એટલે સરકારનિષ્ઠા તો ટકી જ!)

આ થઈ સત્યાગ્રહની મીમાંસા. પણ 'જ્યારે સરકારને જ અમાન્ય કરવાનાં

વારો આવે' ત્યારે અહિંસક માણસ શું કરી શકે? એને માટે પણ ઈલાજ ગાંધીજીએ બતાવ્યો છે. એ છે અસહયોગનો. તે વખતે અસહયોગી નાગરિક તત્ત્વતઃ આમ કહે છે, “હે સરકાર! તારો અન્યાય અસહ્ય છે એટલે તારા પ્રત્યેની મારી નિષ્ઠા હું પાછી ખેંચી લઉં છું. તારામાં જોર છે. તને ઠીક લાગે તેમ તું કરીશ. પણ હું તો મારા હૃદયથી તને સરકાર તરીકે માનવા તૈયાર નથી. માટે આજથી હું મારો સહયોગ બંધ કરું છું.” આ પણ એક તેજસ્વી અહિંસક ઈલાજ છે.

૨

હું પહેલી વાર જેલમાં ગયો તે ગાંધીજીના ગુજરાતી છાપા નવજીવનના એક પ્રમુખ લેખક તરીકે.

આ જેલ દરમિયાન એક અદ્ભુત રીતે એક મુસ્લિમ નેતા અને ધર્મપંડિત સાથે મારો ઘનિષ્ઠ પરિચય થયો.

સાબરમતી જેલમાં અમે હતા ત્યારે ખિલાફતને કારણે હરદ્વાર પાસેની એક મુસ્લિમ સંસ્થાના મોટા આચાર્ય મૌલાના હુસેન અહમદ મદનીને સજા મેળવીને એ જ જેલમાં રાખેલા હતા. એ લોકો એમના રિવાજ પ્રમાણે પાંચ વાર નમાજ પઢે અને એ નમાજમાં ભાગ લેવા આમંત્રણ તરીકે જોરથી આજાન બોલે. જેલવાળાઓએ એમને એ રીતે આજાન બોલવાની મના કરી. એમણે એની સામે સત્યાગ્રહ તરીકે અપવાસ આદર્યો. એની વિગતો મેં અન્યત્ર આપી છે. મુસલમાનોના ધાર્મિક અધિકારના રક્ષણમાં હિંદુઓની મદદ હોવી જોઈએ એ મારા સિદ્ધાંતને કારણે મેં સહાનુભૂતિપૂર્વક એ અપવાસમાં ભાગ લીધો. પરિણામે મને પણ જેલની સજા થઈ અને એ રીતે મૌલાના સાહેબને અને મને જેલના એક નોખા વિભાગમાં રહેવા મોકલ્યા. ત્યાં અમારી ઉત્તમ દોસ્તી થઈ. મને એક જ ધાર્મિક પુસ્તક પોતાની પાસે રાખવાની છૂટ હતી. જેલની સજા તરીકે મારી બીજી બધી ચોપડીઓ મારી પાસેથી લઈ લઈને જેલરના તાળામાં સોંપી હતી. “બધા ધર્મો સારા છે. ગમે તે એક ધર્મપુસ્તક પસંદ કરવાનો મને અધિકાર છે. ગીતાને બદલે કુરાન શરીફ માંગું તો તમે મને ના ન પાડી શકો.” એવો ઝઘડો કરી કુરાન શરીફ પાસે રાખવાની રજા મેં મેળવી હતી. એ હતું કુરાન શરીફનું મરાઠી ભાષાંતર. એ રોજ હું વાંચતો જાઉં અને મૌલાના સાહેબ પાસેથી ઈસ્લામ ધર્મની વિગતો સમજતો જાઉં. મારે મન જિંદગીનો એ મોટામાં મોટો લાભ હતો. મદની સાહેબ પોતાની વિદ્વત્તાને કારણે અધ્યાપક તરીકે મક્કામદીના પહોંચ્યા હતા. ઈસ્લામના ઉત્તમ જાણકાર તરીકે એમની ત્યાં પ્રતિષ્ઠા જામી હતી. તેથી જ એમના નામ સાથે 'મદની' શબ્દ જોડાયો હતો. એવા ધર્મનિષ્ઠ વિદ્વાનને મોઢે ઈસ્લામની માહિતી હું મેળવી શક્યો એ મારે મન ખુદાતાલાની મોટી મહેરબાની હતી.

આ પહેલી જેલનું વર્ણન મેં મારી એક નાનકડી ચોપડી 'ઓતરાતી દીવાલો'માં આપ્યું છે. કહેતાં સંતોષ થાય છે કે એ ચોપડી ગુજરાતી સમાજને બહુ ગમી.

## પ્રકરણ સત્તાવીસમું

# રેંટિયાની ઉપાસનામાં પણ ગાંધીજીનો કમ્પેનિયન

સન ૧૯૩૦માં ઈન્સ્પેક્ટર જનરલ ઑફ પ્રિઝન્સ કર્નલ ડોઈલે રાજકેદી ગાંધી સાથે યરોડામાં મને એમના સાથી તરીકે રાખવાનો નિશ્ચય કર્યો. એને અંગેની જુદી જુદી લાગણીઓનો વિચાર કરું છું ત્યારે મન અસ્વસ્થ થાય છે.

પૂ. ગાંધીજી જોડે હું જ એકલો પાંચ મહિના ગાળી શકું એ ધન્ય ભાગ્ય તો ખરું જ, પણ એ ભાગ્ય માટે મારામાં કાંઈ પણ યોગ્યતા હતી એમ મેં ત્યારે પણ માન્યું નથી અને આજે પણ માનતો નથી.

મારી પસંદગી સામે પૂ. બાપુજી જોડે મેં પોતાનો અભિપ્રાય આપ્યો. એમની ભાવના મારી કદર કરનારી હતી.

કર્નલ ડોઈલ જેવો સર્વોપરી અંગ્રેજ અમલદાર મને થોડો જ પૂછવાનો હતો કે કેદી તરીકે તમને સાબરમતીથી યરોડા મોકલીએ છીએ એ તમને ગમશે કે નહીં.

પણ મારા મન સાથે મેં વિચાર કર્યો કે જો મને પૂછવામાં આવત તો હું સ્પષ્ટ કહેત કે મને નહીં મોકલતા. મારાથી પૂ. ગાંધીજીની સંતોષકારક સેવા ન થાય. પાંચ મહિના એમની સાથે રહેવાનું મળે એ તો જિંદગીની સર્વોત્તમ તક ગણું, પણ મારાથી બાપુજીની સંતોષકારક સેવા ન થઈ શકે માટે મારી તો ના જ છે.

મારી બદલી પૂ. બાપુજી સાથે મને રાખવા માટે થાય છે, એ સાંભળી મુંબઈથી શ્રી મથુરાદાસ ત્રિકમજીએ સરકાર પાસે ફરિયાદ મોકલી કે "કાકાસાહેબ ક્ષયરોગના રોગી છે. એમને ગાંધીજી પાસે રાખવા જોઈતા ન હતા." મથુરાદાસભાઈની દલીલ તો મારા ક્ષયરોગ વિશે જ હતી, પણ ઘણા લોકોના મનમાં હશે કે કાકાસાહેબ ગાંધીજીની શી સેવા કરવાના હતા? (ઈન્સ્પેક્ટર જનરલ કર્નલ ડોઈલ જવાબમાં કહી શકત "રાજકેદી ગાંધીજી સાથે રહેવા માટે હું તો કોઈ કેદીને જ મોકલી શકું. સમાજમાંથી ગમે તે માણસને પકડી જેલમાં રાખી ન શકું." કર્નલ ડોઈલ ઉમેરી શકત કે "સન ૧૯૨૩માં હું જ્યારે સાબરમતી જેલનો ડૉક્ટર અને સુપરિન્ટેન્ડેન્ટ હતો ત્યારે કાલેલકર મારા કેદી હતા. એ આશ્રમવાસી છે, તે હું જાણતો હતો, એટલે ગાંધીજી સાથે કમ્પેનિયન તરીકે મોકલવા જેવા એ જ એક કેદી મારી પાસે હતા.")

હું યરોડા પહોંચ્યો ત્યાર પછી પૂ. બાપુજીને મોઢે જ મેં સાંભળ્યું કે જેલખાનાનો ઈન્સ્પેક્ટર જનરલ કર્નલ ડોઈલ જેલમાં આવીને મને મળ્યો હતો અને તેણે કહ્યું હતું કે "આપ આ જેલમાં રાજકેદી તરીકે છો. એક નિયમ પ્રમાણે અહીં એક સાથી અમારે આપને આપવો જ જોઈએ. અમારા તાબામાં જે રાજદ્વારી

કેદીઓ છે તેમાં સાબરમતીમાં મિ. કાલેલકર છે. એ તમારો આશ્રમનો માણસ. એને જ તમારી પાસે રાખવાનો મારો વિચાર છે." પૂ. બાપુજીએ એમને કહ્યું હશે કે "ના, ના કાલેલકર સાબરમતીમાં ઠીક ગોઠવાઈ ગયા છે. મારા એકલા ખાતર કાકાને ત્યાંથી અહીં આણવાની ઉપયોગિતા હું જોતો નથી."

પૂ. બાપુજીએ જ મને કહ્યું, "હું જાણતો હતો કે સાબરમતી જેલમાં જે અનેક જુવાનો રાજદ્વારી કેદી તરીકે પુરાયા છે તેમને માટે તમે રાજદ્વારી કેદીઓ-માંથી કેટલાકને અધ્યાપકો તરીકે પસંદ કર્યા છે અને જેલની જ એક કૉલેજ બનાવી છે. આટલું સરસ કામ ચાલતું હોય, ત્યાંથી તમને ખસેડી મારી પાસે મોકલી દે એ મને શી રીતે ગમે? આટલી વિગતો ડોઇલને હું કહી ન શકું. પણ મેં ના તો એમને કહી જ હતી."

પાછળથી મને ખબર પડી કે મથુરાદાસ ત્રિકમજીએ સરકાર પાસે મારી પસંદગી સામે ફરિયાદ નોંધી હતી.

હું યરોડા પહોંચ્યો એટલે થોડા જ દિવસોમાં મારી ડૉક્ટરી તપાસ કરવામાં આવી. એનું કારણ હું સમજ્યો ન હતો. ચિ. ચન્દ્રશંકર પાસેથી મથુરાદાસભાઈની ફરિયાદ વિશે જાણ્યું ત્યારે જ હું સમજ્યો કે મને ખરેખર ક્ષયરોગ છે કે કેમ એની તપાસ કર્નલ ડોઇલે કરાવી હશે.

હવે એક જ વાત નોંધીને આ પ્રકરણ પૂરું કરાશે.

૧૯૩૦ની મારી એ જેલ દરમિયાન મેં પૂ. બાપુજીમાં આકાશના તારાઓ વિશે રસ ઉત્પન્ન કર્યો હતો. મોઢેથી ઘણી માહિતી આપી, રાત્રે કેટલાક તારાઓ બતાવ્યા. મારા છૂટી ગયા પછી બાપુજીએ પ્રો. ત્રિવેદી પાસેથી આકાશના તારાઓ વિશે અંગ્રેજી ચોપડીઓ મંગાવી અને આકાશદર્શન મારફતે આધ્યાત્મિક ચિંતનનો આનંદ મેળવ્યો.

જેલમાંથી છૂટ્યા પછી બાપુજીએ 'આકાશદર્શન'ના આનંદ વિશે એક લેખ લખ્યો જેમાં મારા સહવાસનો ઉલ્લેખ કર્યો હશે. એને વિશે બાપુજીએ 'સત્સંગ' શબ્દ વાપર્યો. હું તો એ એક વિવેક જ ગણું પણ બાપુજી સાથે અખંડ રહેનાર મહાદેવભાઈને 'સત્સંગ' શબ્દ પાછળ ઊંડી લાગણી દેખાઈ. મહાદેવભાઈની ડાયરીમાં આ વાત જ્યારે મેં વાંચી ત્યારે મને એટલું સમાધાન થયું કે જેલમાં મારી સાથે જે પાંચ મહિના બાપુજીને ગાળવા પડ્યા એમાંથી એમને કાંઈ તો સંતોષ મળ્યો ખરો. એને માટે આકાશના તારાઓનો હું હમેશ કૃતજ્ઞ રહીશ.

સાબરમતીથી હું યરોડા પહોંચ્યો ત્યારે મારી તબિયત સારી ન હતી. એટલે ત્યાં પહોંચતાવેંત બે-ત્રણ દિવસ તો હું સૂઈ જ રહ્યો. પછી કામે લાગ્યો. ત્યારે મારી એક મુશ્કેલી બાપુજી જાણે. એ દૂર કરવાની સદ્બુદ્ધિથી એમણે મને જે કહ્યું તેની વિગતો 'મીઠાને પ્રતાપે'માં મેં આપી જ છે. છતાં મારા જ સાથી-ઓએ એ આખો બનાવ બીજી રીતે વર્ણવ્યો છે જે સુધાર્યા વગર પૂ. બાપુજીને ન્યાય થાય નહીં માટે એ જ વસ્તુ ટૂંકામાં અહીં લખવી પડે છે.

સરકારે મને યરોડા મોકલ્યો તે પૂ. બાપુજીને સાથ આપવા. અર્થાત્ એમાં બાપુજીની સેવા આવી જાય છે.

પણ બાપુજી દરેક માણસની મૂંઝવણ સમજી એની સેવા કરવાની તક મળે તો પોતે સેવા કરવાના.

મને શરમાવવા માટે નહીં પણ બિલકુલ સદ્ભાવથી એમણે મને કહ્યું, "કાકા, પોતાના હાથે લખવાની તમને ટેવ નથી. સ્વામી કે ચન્દ્રશંકર કે એવા કોઈ પાસે હોય તો જ તમારું કામ ચાલે. અહીં મેં મારા વખતનો બરાબર હિસાબ કરી જોયો. હું તમારે માટે અર્ધો-પોણો કલાક ફાજલ પાડી શકું. તમારે જે લખવાનું હોય તે મને લખાવી શકો છો."

આ વાત સાંભળી શરમનો માર્યો હું પાણી પાણી થઈ ગયો. મેં કહ્યું, "બાપુજી, હું બાઘો તો છું, પણ એટલો બાઘો નથી કે આપને હાથે કાંઈ પણ લખાવવા તૈયાર થઈ જાઉં. મારી પાસે લખવાનું એવું છે શું કે આપનો ઉપયોગ કરવા તૈયાર થાઉં!"

મારી મૂંઝવણ દૂર કરવા બાપુજીએ ફરી વાર કહ્યું, "ના, ના એવું જરાયે નથી. હાથે લખવાની બાબતની તમારી મૂંઝવણની મને ખબર છે. એટલે જ મેં મારો કાર્યક્રમ બરાબર વિચારી તમને કેટલો વખત આપી શકું એનો અંદાજ કાઢ્યો છે. વિના સંકોચે મારી આ મદદ લઈ શકો છો." મેં ફરી વાર મારી એની એ જ વાત કરી અને એ પ્રકરણ ત્યાં પૂરું થયું.

યરોડા જેલમાં પૂ. બાપુજી જોડે પાંચેક મહિના મેં ગાળ્યા એ દિવસોની બધી વિગતો મારે મન મહત્ત્વની હોઈ મેં એ બધું એક ચોપડીમાં લખી કાઢ્યું છે. એ વખતની મારી જેલ અને બાપુજીની જેલ પણ મીઠાનો કાયદો તોડીને અમે મેળવી હતી. માટે એ ચોપડીનું નામ મેં રાખ્યું 'મીઠાને પ્રતાપે'. એ સુંદર નામ બધી રીતે અન્વર્થક હતું અને છતાં આ નામને કારણે જ એ ચોપડીનો પ્રચાર બહુ ઓછો થયો. જો સીધું નામ રાખ્યું હોત 'ગાંધીજી સાથેનું જેલજીવન', તો અત્યાર સુધી એ ચોપડીની કેટલીયે આવૃત્તિ થઈ હોત. એ ચોપડીમાં પાને પાને ગાંધીજીનું ચરિત્રકીર્તન અને મારી પ્રસન્નતા ભરેલાં છે.

એ જ કારણે હવે યરોડા જેલજીવન વિશે અહીં લખવાનું મન નથી થતું પણ એક વાત આત્મસમર્થનને અંગે મારે અહીં લખવાની છે.

જેણે પોતાનું જીવન ગાંધીકાર્યને અર્પણ કર્યું, ગાંધીજીના વિચારો સાથે જેની લગભગ એકતા છે, એ માણસની કસોટી બેત્રણ રીતે થઈ શકે છે. એનું જીવન ધર્મપ્રધાન હોવું જોઈએ. અસ્પૃશ્યતાનિવારણ પાછળ એણે પોતાની બધી શક્તિ લગાડવી જોઈએ, એ ખાદીધારી તો હોવો જ જોઈએ.

પણ મુખ્ય કસોટી, જે રોજ પારખી શકાય, તે છે રેંટિયાભક્તિ વિશે, નિયમિત રેંટિયો કાંતવા વિશે. બાકીની કસોટીમાં હું કેટલો પાસ થઈશ એ ભગવાન જાણે, પણ કેટલાયે વર્ષો થયાં રેંટિયો કાંતવાનું મેં કાયમનું છોડી દીધું છે એટલે

લોકો મને ગાંધીજીનો માણસ પૂર્ણપણે ન ગણે તો તે સ્વાભાવિક ગણાય.

છતાં મારે કહેવું છે કે મારી ખાદીભક્તિ અને રેંટિયો ચલાવવાનું મહત્ત્વ મનમાં એટલું ને એટલું જ છે. રેંટિયો ચલાવવાનો મારો આગ્રહ અને રેંટિયો સુધારવાની મારી યંત્રબુદ્ધિ, જે લોકો જાણે છે તેઓ પણ ઉદારહૃદયે મને ક્ષમા કરે છે કેમ કે તેઓ જાણે છે કે વિષમમાં વિષમ પ્રસંગોમાં પણ રેંટિયો ચલાવવાનો આગ્રહ મેં લાંબા વખત સુધી કાયમ રાખ્યો હતો પણ પછી જ્યારે જોયું કે ક્ષયરોગથી ખોખલું થયેલું મારું શરીર નિત્ય રેંટિયો ચલાવવાને યોગ્ય રહ્યું નથી ત્યારે એક દિવસે આગળપાછળનો બધો હિસાબ કરી રેંટિયો કાંતવાનું મારું વ્રત મેં ઈશ્વર-ચરણે અર્પણ કર્યું અને ત્યાર પછી રેંટિયો ફરી ફરી હાથમાં લઈને છોડવાનો ઉપક્રમ મેં કર્યો નથી.

મારી ખાદીભક્તિ, રેંટિયો ચલાવવા વિશેનો આગ્રહ અને રેંટિયામાં નાના-મોટા સુધારા કરવાની મારી યંત્રબુદ્ધિની કસોટી યરોડામાં બાપુજી આગળ થઈ હતી, એનો ઉલ્લેખ મારે અહીં કરવો જોઈએ.

આગળ જતાં જ્યારે મહારાષ્ટ્રના એક યંત્રવિશારદ શ્રી કાળેએ એક નવો રેંટિયો તૈયાર કર્યો, અને એને માટે પૂ. બાપુજીએ જાહેર કરેલા એક લાખ રૂપિયા-ના ઈનામ માટેની અરજી એમને મોકલી ત્યારે એ રેંટિયો ખાદીની વ્યાખ્યામાં ઉપયોગી નીવડે એમ છે કે નહીં, એને એક લાખનું ઈનામ અપાય કે નહીં, એ નક્કી કરવા માટે પૂ. બાપુજીએ એ કળાના વિજ્ઞ તરીકે એક સમિતિ નીમી. એમાં ફક્ત બે જ જણ હતા, શ્રી વિનોબા અને હું.

લાખ રૂપિયાના ઈનામની ચર્ચા દેશ આખામાં ખૂબ થઈ હતી એટલે ગ્રામો-દ્યોગી યંત્રવિદ્યાના સર્વોચ્ચ જાણકાર તરીકે અમારા બે જણનાં નામોની ચર્ચા પણ તે વખતે ખૂબ થઈ હતી. નવજીવનમાં, વિદ્યાપીઠમાં અને અસંખ્ય બીજાં કામોમાં દેશ આખામાં ફરનાર હું ગ્રામોદ્યોગી યંત્રોનો આટલો જાણકાર ક્યાંથી થયો એનું લોકો આશ્ચર્ય કરવા લાગ્યા.

પૂ. ગાંધીજી જ્યારે રાજકેદી તરીકે યરોડામાં પહોંચી ગયા ત્યારે દેશ આખાની અને ખાસ કરીને કૉંગ્રેસની રાજનૈતિક સ્થિતિ કટોકટીની હતી. સરકારે પોતે દેશના સર્વોચ્ચ નેતાઓને કેદમાં પૂર્યા હતા. એમની સાથે મંત્રણા કર્યા વગર ચાલે એમ નથી, એમ જોઈ જેલના ઈતિહાસમાં કોઈ કાળે બનેલો નહીં એવો બનાવ સરકારને સ્વીકારવો પડ્યો હતો. યરોડા જેલમાં ગાંધીજીને મળીને દેશ આખાનું ભવિષ્ય નક્કી કરવા માટે સરકારે જુદી જુદી જેલમાંથી મોતીલાલજી, જવાહરલાલજી, સરદાર વલ્લભભાઈ, શ્રીમતી સરોજિની નાયડુ, શ્રી સૈયદ મહમૂદ, શ્રી જયરામ-દાસ દોલતરામ આટલા રાજદ્વારી કેદીઓને યરોડામાં ભેગા કર્યા. અને એમની સાથે ચર્ચા કરવાની સગવડ ડૉ. સપ્રૂ અને જયકર એ બે નેતાઓને કરી આપી. (સન ૧૯૩૦, ઑગસ્ટ, તા. ૧૩–૧૪–૧૫)

આટલી મહત્ત્વની પરિસ્થિતિમાં પણ પૂ. બાપુજીનું ધ્યાન એ દિવસોમાં

ચોવીસે કલાક રેંટિયા સાથે જ કંતાઈ જતું હતું.

પૂ. બાપુજીની આ રેંટિયાભક્તિ જોઈ હું પણ યરોડામાં મારો ઘણો વખત રેંટિયાને આપવા લાગ્યો. ખાદીનું અર્થશાસ્ત્ર તો અમારી ચર્ચાનો વિષય હતો જ પણ શોષણરહિત અહિંસક સંસ્કૃતિમાં ગામડાંનું મહત્ત્વ, ગ્રામોદ્યોગની આવશ્યકતા, ગ્રામોદ્યોગ મારફતે હસ્તોદ્યોગની કળા ખીલવવાનું મહત્ત્વ એ બધી વસ્તુની ચર્ચા અમે દિવસરાત કરવા લાગ્યા.

એક દિવસે મેં બાપુજીને કહ્યું, “બાપુજી, આપ તો મારી ગુજરાતી ભાષાની ભક્તિ, સાહિત્ય ખીલવવાની શક્તિ વગેરે જાણો છો પણ મારામાં યંત્રોદ્યોગનું ભેજું પણ છે અને એમાં હું મારો ફાળો આપી શકું છું એમ હું કહેવા માંગું છું.”

મારો આ દાવો સાંભળી બાપુજી હસ્યા નહીં, એ એમનો વિવેક. તેમણે મને કહ્યું :

“તમારે તમારો દાવો પુરવાર કરવો પડશે. મારી આજની જ મૂંઝવણ તમારી આગળ મૂકું છું. ત્રાક ઉપરથી સૂતર ઉપર ઉતારવા માટે મારે કોકડું હાથમાં પકડવું પડે છે અને બીજા હાથે રેંટિયાનું ચક્ર ફેરવું છું. હવે બેમાંથી મારો એક હાથ જો મોકળો કરી શકીશ તો એમાં ઘણી સગવડ છે. એને માટે કોઈક યંત્ર શોધી કાઢો. શરત એ કે એને માટે જોઈતાં બધાં સાધનો તમારે જેલમાંથી જ મેળવવાનાં. બહારથી કશું મંગાવવાનું નહીં. આવી સગવડ જો ઊભી કરી શકો તો હું માનીશ કે તમારામાં યંત્રબુદ્ધિ છે.”

મેં તરત કહ્યું, “મંજૂર. જેલમાં આપણી બધી સગવડો સાચવવા માટે સરકારે એક યુરોપિયન કેદીને અહીં ગોઠવી દીધો છે. એ વીલર પાસેથી જ ઍલ્યુમિનિયમના એકબે કકડા મંગાવીશ. જેલમાં મળતાં ઓજારો મારફતે જ મારું કામ ચાલશે. આ કામ જરાયે મુશ્કેલ નથી. આ જોશો ત્યારે આપને પણ ખાતરી થશે કે આ સવાલમાં મૂંઝવણ જેવું કશું નથી.”

અમારો કરાર થયો. મેં વીલરને બોલાવી મારી વસ્તુ એને સમજાવી. રેંટિયાના સૂતરથી ભરેલું કોકડું જેમાં ભેરવી શકાય એવી નાનકડી સગવડ એક પતરામાંથી ઊભી કરી. અને એ સગવડ બાપુજીના રેંટિયા ઉપર સ્ક્રૂથી બેસાડી દીધી. આટલો સહેલો અને આટલો સગવડ ભરેલો ઉપાય જોઈને બાપુજી ખુશ થયા. કહેવા લાગ્યા, “હવે મારે તમને તમારી યંત્રબુદ્ધિ માટે સર્ટિફિકેટ લખી આપવું જોઈએ.” તે દિવસથી રેંટિયાની રચના, ત્રાક ગોઠવવાનો ખૂણો વગેરે ઝીણામાં ઝીણી વસ્તુઓને વિશે અમારી ચર્ચા ચાલી. બાપુજીએ પોતે એક નવો રેંટિયો જેલમાં જ ઉપજાવી કાઢ્યો. અમે એને ગાંધી રેંટિયો કહેવાના હતા પણ બાપુજીએ પોતે એને નામ આપ્યું ‘યરોડાચક્ર’. એ આખી કલ્પનામાં પ્રારંભથી આખર સુધી મારો સાથ અને વિચાર-સહયોગ હતા જ.

યરોડાના થોડા મહિનાના અનુભવથી બાપુજીને ખાતરી થઈ કે મારામાં

ખાદીના અર્થશાસ્ત્રના ગણિતમાં ઊતરવાની જેમ આવડત અને હોંશ છે, તેમ જ યંત્રબુદ્ધિમાં પણ મારું ભેજું સરસ ચાલે છે. ઉપરાંત ખાદી ગ્રામોદ્યોગની અંદર રહેલી સૌંદર્યકળામાં પણ દેશને મારો ફાળો મળી શકે છે.

તેથી જ, કાળેના રેંટિયાને લાખ રૂપિયાનું ઈનામ અપાય કે નહીં એનો નિર્ણય કરવા માટે એક સમિતિ નીમતા બાપુજીને મારું નામ સહેજે યાદ આવ્યું.

ત્યાર પછી પણ રેંટિયાને અંગે કોઈ પણ નવો વિચાર બાપુજીને સૂઝે અથવા મૂંઝવણ ઊભી થાય તો બાપુજી મને પ્રેમથી બોલાવતા હતા. યરોડા નિવાસને કારણે બાપુજી મારા ભેજાની એક બાજુ સમજી શક્યા, એટલા માટે પણ યરોડા જેલ પ્રત્યે મારા મનમાં કૃતજ્ઞબુદ્ધિ છે.

## પ્રકરણ અઠ્ઠાવીસમું

# આકાશદર્શન અને પૂ. બાપુજી

સન ૧૯૩૦માં પૂ. બાપુજી સાથે યરોડા જેલમાં હતો, ત્યારે પૂ. બાપુજીનું ઘણુંખરું ધ્યાન રાજનૈતિક પરિસ્થિતિ તરફ હતું પણ મોટે ભાગે રેંટિયો કાંતવાની કળા અને એના સુધાર તરફ જ એમનું ભેજું ચાલતું. રૂ પીંજવાની કળા, તકલીનો ઉપયોગ અને સૂતર કાંતવાનો રેંટિયો — દરેકમાં સુધારા કેમ કરાય એ તરફ જ એમનું ધ્યાન કેન્દ્રિત થતું હતું.

જેલમાં રહ્યા છતાં અમને ઓરડીમાં બંધ રાખવાને બદલે રાત્રે ખુલ્લામાં સૂવાની છૂટ હતી. એનો લાભ લઈને મેં મારો માનીતો ઉદ્યોગ અથવા વિનોદ ચલાવ્યો. આકાશના તારાઓ સાંજે આકાશમાં દેખા દે, નવા નવા પૂર્વ તરફ ઊગે, આખી રાત આકાશની મુસાફરી કરી સવારે આથમતા જાય એ જોવાની મને મજા પડતી. સત્તાવીસ નક્ષત્રો, એમના આકાર હું બરાબર જાણું. (આકાશના એ જ ભાગના બાર વિભાગ કરી દરેક વિભાગને રાશિ કહે છે. એમાંની વૃશ્ચિક જેવી રાશિનો આકાર મારું ધ્યાન ખેંચે.) આકાશના આ પંથમાં દિવસે સૂર્યની અને રાત્રે ચંદ્ર અને ગ્રહોની ગતિ જોવાની મને મજા પડે.

આવો આનંદ પૂ બાપુજીને પણ આપ્યા વગર મારાથી કેમ રહેવાય? એટલે રાત્રે સૂતાં પહેલાં અને સવારે પ્રકાશ થાય તે પહેલાં એ ગ્રહો અને નક્ષત્રો તરફ બાપુજીનું ધ્યાન હું ખેંચું. મને નિરાશ ન કરવા માટે બાપુજી એ બધું જોતા ખરા પણ એમને ખરેખર રસ જામ્યો ન હતો.

દિવસે બાપુજીને નવરા જોઉં એટલે આપણા પંચાંગમાંથી ચંદ્ર અને ગ્રહો તે તે દિવસે ક્યાં ક્યાં નક્ષત્રોમાં હોય છે એ બતાવેલું હોય છે એ પણ બાપુજીને સમજાવું. ત્યાર પછી પૂનાના અમારા સ્નેહી પ્રો. ત્રિવેદી પાસેથી મેં પશ્ચિમના જ્યોતિષશાસ્ત્રની ચોપડીઓ મંગાવી. આકાશના તારાના નકશાઓ મંગાવ્યા. એ

પણ બાપુજીને બતાવું. હું માનતો હતો કે રાજદ્વારી પરિસ્થિતિ અને રેંટિયાના સુધારાના ચિંતનમાંથી બાપુજીને જરા નીકળવાને મદદ કરું તો તે સારું જ થશે. બાપુજીને થતું હશે કે આપણો સાથી આટલા ઉત્સાહથી સમજાવે છે ત્યારે એમાં કાંઈક તો રસ બતાવવો જ જોઈશે.

પછી તો જેલમાંથી હું છૂટચો. મારા કામમાં વળગ્યો. બાપુજી પણ છૂટયા અને ફરી પકડાયા. બત્રીસની સાલમાં કોણ જાણે શી રીતે બાપુજીને આકાશના તારાઓનો સ્વાદ એકાએક વળગ્યો. પછી તો પૂછવું જ શું? એમણે જાતજાતની ચોપડીઓ મંગાવી. પોતે વાંચે અને હું જે જેલમાં હોઉં ત્યાં મારે માટે મોકલાવે. કાગળ લખવાની સગવડ હોય ત્યારે આકાશના તારામાં પડતી મજાનો ઉલ્લેખ કરે અને કોક વાર માહિતી પણ પૂછે. સન ૧૯૩૨ની લડતમાં મારે અનેક જેલોમાં જવું પડયું હતું. તેમાં આકાશના તારાઓનો આનંદ તો હું મેળવતો જ હતો. પણ 'બાપુજી સાથેની આનંદની આપલે'નો હર્ષ તો અનેરો અને અનેકગણો રહેતો.

## પ્રકરણ ઓગણત્રીસમું

# ગ્રામોદ્ધારની ભૂમિકા

હું શહાપુર બેલગામનો રહીશ. મારો રસ 'ગુપ્ત ક્રાંતિકારી પ્રવૃત્તિમાં અને રાષ્ટ્રીય કેળવણીમાં.' એ બંને કામોમાં રસ ધરાવનારા પ્રાંતીય રાજદ્વારી નેતા શ્રી ગંગાધરરાવ દેશપાંડે લોકમાન્ય ટિળકના વિશ્વાસપાત્ર. મારો-એમનો પરિચય સ્વાભાવિક રીતે થયો.

એમનાં બધાં કામોમાં બાહોશપણે મદદ કરનાર એક નવયુવાન ગોવિંદરાવ યાળગી અને એમના કુટુંબના લોકો. (ગોવિંદરાવ અને હું હાઈસ્કૂલમાં એક જ વર્ષમાં ભણતા હતા છતાં તે વખતે અમારી દોસ્તી નામની જ હતી.) અને ગંગાધરરાવના અંગત મંત્રી તરીકે કામ કરનાર શ્રી પુંડલીકજી કાતગડે. આ બધા સાથે મારો પરિચય વધે એ સ્વાભાવિક હતું.

સરકારે જ્યારે મને સ્વરાજ્ય-હિલચાલમાં ભાગ લેવાના ગુનાસર અનેક ઠેકાણે જેલમાં રાખ્યો ત્યારે એમાં બેલગામ પાસેની સરકારી મોટી જેલમાં (નજીકના ગામડાને કારણે એ 'હિંડલગા જેલ' કહેવાતી.) શરૂઆતમાં, મને મોકલ્યો. ત્યાં મને સૂતર કાંતવાની સગવડ ન આપે. એટલે સાત દિવસ મેં અપવાસ કરેલા. પાછળ-થી રજા મળી. અપવાસ કરે તે તોફાની કેદી ગણાય એટલે મને બીજી રીતે તોફાની ગણાતા પુંડલીકજીનો સાથ મળ્યો. અમારી જૂની અંગત મૈત્રી એટલે અમે દુનિયાભરના બધા સવાલોની ચર્ચા કરીએ. પુંડલીકને થયું કે એ ચર્ચાના પરિણામસ્વરૂપ કેટલાક લેખો લખીએ તો સારું. મને લખવાનો ઉત્સાહ નહીં. કોઈ લખનાર મળે તો આપણી વાણી ચાલે. અમે વીસ-પચીસ વિષયો પસંદ કરી

એના ઉપર લખવાનું શરૂ કર્યું.

સ્વરાજ્યની હિલચાલ જો ગામડાં સુધી પહોંચાડવી હોય તો આપણી પાસે ગ્રામોદ્ધારની યોજના હોવી જોઈએ. જૂની સંસ્કૃતિમાંથી ઊપજેલા ભલાબૂરા રિવાજો અને એમને અંગે કેળવાયેલી માન્યતાઓ એ જ ગ્રામલોકોની સંસ્કારિતા, એમાં એ લોકો ઠીક ઠીક દૃઢ રહેતા. એ જૂના ગ્રામસેવા કરનારા સંતોની પ્રસાદી.

આ બધા જૂના રિવાજોને અને વિચારોને સુધારીને તાજા ભવિષ્યોપયોગી અને પ્રાણવાન કર્યા વગર સ્વરાજ્યની હિલચાલ ગામડાં સુધી પહોંચે નહીં અને ગ્રામીણ જનતા ક્રાંતિ માટે તૈયાર થાય નહીં. એવા નિર્ણય ઉપર આવ્યા પછી એ જ પ્રવૃત્તિ પાછળ કેવું તત્ત્વજ્ઞાન હોવું જોઈએ એનું ચિંતન અમે લખી કાઢ્યું. એમાં ધર્મવિચાર પણ આવી ગયો.

જેલ બહાર આવ્યા પછી એ ચોપડીનું હસ્તલિખિત ઘણા લોકોએ જોયું. લગભગ બધા લોકોએ એનું મહત્ત્વ અને ઉપયોગિતા સ્વીકારી, શ્રી ગંગાધરરાવે એને પુરસ્કાર આપ્યો. મૂળે મરાઠીમાં લખેલી આ ચોપડીનો ગુજરાતી અને હિંદીમાં અનુવાદ થયો. કેટલાક લોકોએ આમાંના વિચારો ટૂંકમાં જુદે જુદે નામે પ્રકાશિત કર્યા. સરવાળે આ ચોપડીની અસર સારી થઈ. કાર્યકર્તાઓના વિચારો ક્રાંતિને અનુકૂળ થયા અને જનતા પણ એ દિશામાં વિચાર કરતી થઈ.

## પ્રકરણ ત્રીસમું

# સિંધ હૈદરાબાદની જેલ, ત્યાં ડાંગે સાથે પરિચય

એક વેળા (૧૯૩૩) સરકારે મને કેદી તરીકે સિંધ હૈદરાબાદમાં મોકલ્યો. એમણે વિચાર્યું હશે કે મારો સંબંધ મહારાષ્ટ્ર અને ગુજરાત સાથે. ત્યાંના જેલવાળા પણ મને એ ગાંધીજીના માણસ અને સ્વરાજ્યના નેતા તરીકે ઓળખે. સ્વાભાવિક રીતે મને જોઈતી સગવડો ત્યાં સહેજે મળે અને જેલના નિયમ પ્રમાણે સગાં-વહાલાંઓને મળવાની છૂટ હોય છે એનો લાભ પણ સરકાર સામેની હિલચાલને મદદ કરવામાં વપરાય. દૂર સિંધ હૈદરાબાદમાં પણ મારો કાંઈ સંબંધ હશે એની કલ્પના સરકારને ક્યાંથી હોય? હું હૈદરાબાદ જેલમાં પહોંચ્યો અને મેં ગાયના દૂધની માગણી કરી. જેલના ડૉક્ટર મને કહે, “તમારી તબિયતની દૃષ્ટિએ દૂધ વગર તમારું ચાલે નહીં એ સ્વીકારીએ પણ ગાયનું જ દૂધ આપવા વિશે જેલમાં ખાસ નિયમ નથી અને અમે તમને દૂધ આપીએ એ ગાયનું જ છે એની અમને જ ખાતરી ન હોય તે તમને ક્યાંથી આપીએ?” આનો જે જવાબ મેં આપ્યો તેને માટે ડૉક્ટર તૈયાર ન હતા. મેં કહ્યું, “તમે ગાયનું દૂધ મને આપવાનો હુકમ લખી આપો. એથી વધારે કશું માગતો નથી. બાકીની બધી વ્યવસ્થા હું મેળે કરી લઈશ. દૂધના પૈસા સરકાર ચૂકવે એટલે બસ.”

એને વિશ્વાસ બેસે નહીં કે, "આટલે દૂર આણી રાખેલો આ કેદી પોતાની સગવડ અહીં ઊભી કરી શકશે." મેં ડૉક્ટરને કહ્યું, "અહીં મારા અંગત મિત્રો છે. હૈદરાબાદમાં ઠીક ઠીક રહ્યો છું. તમને આશ્ચર્ય શા માટે થાય છે? હું આ દેશનો જ માણસ છું. ગમે તે પ્રાંતમાં મારા ઈષ્ટમિત્રો હોવાના જ." મેં સૂચના આપી એ પ્રમાણે વ્યવસ્થા થઈ શકી. પછી જેલવાળા કહે, "અમે પણ વ્યવસ્થા ન કરી શકીએ એમ નથી." પછી મેં કહ્યું, "મારું ધાર્મિક વ્રત છે એટલું જાણ્યા પછી તમે પણ ચીવટપૂર્વક ગાયનું દૂધ મેળવી શકશો. તમે મને છેતરશો એવી શંકા પણ મારા મનમાં નહીં આવે. આપણે એક જ દેશના ભારતીય સંસ્કૃતિના લોકો છીએ. મારી ધાર્મિક ભાવનાની તમને કલ્પના હોવાની જ. પછી તો તમે એ ધ્યાનમાં રાખી મારા સાથી જેટલી જ ચીવટ રાખવાના."

સરકારી નોકરો ઉપર, અને તે પણ જેલના નોકરો ઉપર, હું આટલી શ્રદ્ધા, આટલો વિશ્વાસ રાખવા તૈયાર છું એ જોઈ એમના ચહેરા ઉપર જેલના અમલદારોની તોછડાઈ ક્યાંથી જ રહે? ઊલટા સેવક હોય એવી નમ્રતાથી અને આત્મીયતાથી વાતો કરવા લાગ્યા.

જેલમાં કેટલાક સિંધી રાજદ્વારી કેદીઓ પણ હશે. અમે સાથે રહ્યા હોઈશું. એને વિશે મેં ક્યાંક લખ્યું પણ હશે પણ અત્યારે કશું યાદ આવતું નથી.

ફક્ત યાદ આવે છે સામ્યવાદી કમ્યુનિસ્ટ પક્ષના મહારાષ્ટ્રી નેતા ડાંગેની.

શ્રી ડાંગે મારા પહેલાં જ એ જેલમાં પહોંચ્યા હતા કે મારી પાછળ આવ્યા એ પણ યાદ આવતું નથી. હું ગાંધીવાદી, અહિંસામાં માનનારો અને એ કમ્યુનિસ્ટ હિંસામાં માનનારા. અમારી વચ્ચે દોસ્તી ન જ થઈ શકે એમ જેલવાળાઓએ માન્યું હશે. જેલના અમલદારોના વલણ પરથી આનું અનુમાન કરેલું એવું કાંઈ સ્મરણ છે.

અમે તો જોતજોતામાં સારા દોસ્તો થઈ ગયા. હું ગાંધીજીને મળ્યો તે પહેલાં મહારાષ્ટ્રના, ગુજરાતના, બંગાળ અને પંજાબના ક્રાંતિકારી લોકો સાથે મારો સંબંધ હતો એ જાણ્યા પછી એ લોકો વિશે અમે આદરપૂર્વક વાતો કરવા લાગ્યા. મેં જોયું કે ડાંગેના મનમાં ગાંધીજી વિશે—એમની દેશભક્તિ અને ચારિત્ર્ય વિશે આદર છે. તાત્ત્વિક અને રાજનૈતિક મતભેદને કારણે એ આદર ઓછો થવાનું કારણ ન હતું. અમે છૂટથી વાતો કરવા લાગ્યા. પોતપોતાના જીવનના અનુભવો કહેતાં પણ સંકોચ નહીં.

મને પોતાના હાથે લખવાની ટેવ નહીં. કાગળો પણ મારા વિદ્યાર્થીઓ અથવા સેક્રેટરીઓને હાથે લખાવું. આટલું જાણ્યા પછી ડાંગે મારો સંકોચ દૂર કરવા મને કહે, "તમારા કરતાં હું ઉંમરે નાનો. મને પોતાનો સેક્રેટરી ગણીને જે લખાવવું હોય તે મને લખાવી શકો છો."

આવડા મોટા નેતા નિખાલસતાથી આટલી સેવા કરવા તૈયાર થયા છે એની મારા મન પર અસર થઈ. છતાં મેં કહ્યું, "મને સંકોચ નથી. પણ અત્યારે મારે

ગીતા ઉપર કેટલાંક પ્રકરણો લખવાં છે. એ તમારે હાથે કેમ લખાવાય? તમે ગીતામાં માનતા નથી. જેમ અંગ્રેજ સરકારની સામે છો તેમ તમારો ધર્મોનો પણ વિરોધ.” મારું વાકય અધૂરું મૂકી ડાંગે કહે, “પણ મારે તો તમે કહો તે લખવાનું. એમાં ધર્મ આવે કે ગીતા આવે એમાં મારો શો વાંધો હોય? આપણે બંને મહારાષ્ટ્રી છીએ. મરાઠી લખવામાં તમને મદદ કરી શકું છું એટલું મારે માટે બસ છે. સંભવ છે કે ગીતા વિશે લખાવતાં તમારા પોતાના કેટલાક ઉમદા વિચારો એમાં આવી જાય એનો મને પરિચય થશે, એ મને લાભ થશે.”

એ પ્રમાણે નક્કી થયું. જેલવાળાઓ મારફતે મેં બજારમાંથી એક નોટ મંગાવી. જેલવાળાઓએ એ નોટમાં પાનાના નંબર રબર સ્ટેમ્પથી ઠોકી આપ્યા અને ભગવાન શ્રીકૃષ્ણની ભગવદ્‌ગીતા વિગ્રે રશિયાના શિષ્ય કમ્યુનિસ્ટ નેતા ડાંગેને હાથે મેં લખવાનું શરૂ કર્યું! હું નથી માનતો ભગવાન શ્રીકૃષ્ણને કલ્પના થઈ હશે કે એમની ગીતા ઉપર આવી રીતે પણ આ ભારતમાં લખાશે, રશિયાના આગેવાનો શું ધારશે એવી કલ્પના કરવાની આમને જરૂર જણાઈ નહીં.

જ્યારે લખાણ પૂરું થયું અને મારા જેલમાંથી છૂટી જવાના દિવસો નજીક આવ્યા ત્યારે ડાંગે પાસેથી મારી નોટ લઈને મેં વિનોદમાં કહ્યું, “હું તો જેલ-બહાર જઈશ. તમે કયારે છૂટશો એ સરકારે હજી નક્કી કર્યું નથી. તમે ઝટઝટ છૂટવાના નથી જ. બહાર જઈને મહારાષ્ટ્રના લોકોને કહીશ, “તમે શું સમજો છો? જેલમાં ગીતાનું અધ્યયન કરી ડાંગેના વિચારો બદલાયા છે. તેઓ ગીતાભક્ત થયા છે. એમને જ હાથે લખેલા આ વિચારો જુઓ હવે કાંઈ શંકા છે?

તમે જેલમાંથી છૂટી આવીને આનો ઈન્કાર કરો ત્યાં સુધી મેં ભારે તોફાન કર્યું હોય, કેટલાયે લોકોને થશે કે ડાંગે જેવા કટ્ટર સામ્યવાદી અને ધર્મવિરોધી ગીતાની અસર તળે આવી શકે છે તો આપણે ગીતાવિરોધી શા માટે થઈએ? વગેરે વગેરે. તમે મારા હાથમાં સપડાયા છો, થોડા દિવસની મજા કરી જોઈએ.”.

ભાઈ ડાંગે મારો વિનોદ સમજી શકયા અને ઠાવકું મોઢું રાખીને કહે, “તમે ધારો તો જરૂર મિસ્ચિફ કરી શકો છો. બહાર આવ્યા પછી એ ધોઈ કાઢતાં મારે ઠીક ઠીક વેઠવું પડશે, પણ હું જાણું છું કે તમે ગાંધીજીના શિષ્ય છો, વિનોદમાં પણ આવું કશું કરી ન શકો અને કરવા જાઓ તો ગાંધીને શું મોઢું બતાવી શકો? એટલે હું તદ્દન સુરક્ષિત છું.”

“જેલથી છૂટયા પછી આપણે ફરી મળીશું,” એવી ઈચ્છા અમે બંનેએ પૂરા હૃદયથી વ્યક્ત કરી હતી પણ રાષ્ટ્રસેવક ધાર્યું જીવન જીવી ન શકે. એણે પોતાનું આખું જીવન રાષ્ટ્રસેવાને અર્પણ કરેલ. ડાંગે પોતાનું કામ કરે છે. હું મારું કામ કરું છું. અમારી વચ્ચે પત્રવ્યવહાર પણ ચાલુ થયો નહીં અને છતાં મારો વિશ્વાસ છે કે જયારે મળીશું ત્યારે હૈદરાબાદ જેલની મોકળાશથી જ મળીશું અને ભાઈ-ભાઈ હોઈએ એવી રીતે વાતો કરીશું.

# પ્રકરણ એકત્રીસમું

# અસહકારી રાષ્ટ્રીય કેળવણી

કૉલેજના ભણતરના દિવસોમાં જ અમે સરકારી કેળવણી કેટલી અરાષ્ટ્રીય છે એની ચર્ચા દેશના નેતાઓનાં ભાષણોમાં અને લેખોમાં જોતા જ હતા. મેં તો મારા મન સાથે નક્કી કર્યું હતું કે મારે અંગ્રેજોનું રાજ ઊથલાવી પાડવાના ગુપ્ત પ્રયત્નોમાં દાખલ થવું અને એ ક્રાંતિકારી વિચારો સમાજમાં બધે ફેલાય એટલા માટે સરકારી કેળવણી સામેની રાષ્ટ્રીય કેળવણીની પ્રવૃત્તિઓમાં ભાગ લેવો.

મેં એકબે ઠેકાણે લખ્યું પણ છે કે તે વખતે અમારા ત્રણ નેતાઓ હતા. લાલ, બાલ, પાલ. એમાં પાલ એટલે બંગાળના બિપિનચંદ્ર પાલ. તેઓ કલકત્તાના દૈનિક વંદે માતરમ્‌માં લખતા હતા. થોડા જ દિવસોમાં એ જ વંદે માતરમ્‌માં શ્રીઅરવિંદ ઘોષના તેજસ્વી લેખો આવવા લાગ્યા.

આ અરવિંદ ઘોષ એક સંસ્કારી ખાનદાનના નવયુવક વિલાયત જઈ I.C.S.માં ખૂબ ઊંચે નંબરે પાસ થયા પણ એમને વિદેશી સરકારની નોકરી કરવી ન હતી, એટલે ભારત આવીને વડોદરા રાજ્યમાં એમણે નોકરી લીધી. કૉલેજના પ્રિન્સિપાલ થયા. વડોદરાના રાજા સયાજીરાવના ખાનગી સેક્રેટરીનું વિશ્વાસનું કામ પણ કર્યું, પણ દેશની જાગૃતિ જોઈ બધું છોડી બંગાળની સ્વરાજ્યની હિલચાલમાં જોડાયા અને દૈનિક વંદે માતરમ્‌માં ચળકયા.

મેં જાણ્યું કે અરવિંદ ઘોષ વિલાયતમાં ભણતા હતા ત્યારે એમની જ ઉંમરના એક મહારાષ્ટ્રી નવયુવક પણ વિલાયતમાં ભણવા ગયેલા તે એમના દોસ્ત થયા. બંને જણાએ ત્યાં નામના મેળવી. દેશ આવી વડોદરા રાજ્યમાં નોકરી મેળવી. બંને ક્રાંતિકારી વિચારના અને જાણે એક જીવ, એક પ્રાણ. અરવિંદ ઘોષના એ મહારાષ્ટ્રી દોસ્તનું નામ કેશવરાવ દેશપાંડે.

યથાકાળે હું વડોદરા જઈ કેશવરાવ દેશપાંડેની ક્રાંતિકારી રાષ્ટ્રીય શાળામાં દાખલ થયો અને ત્યાં દોઢેક વર્ષ આચાર્યનું કામ કર્યું.

અંગ્રેજ સરકારે જ્યારે એ વિદ્યાલય બંધ કર્યું ત્યારે અમુક કાળ હિમાલયમાં ગાળી હું ટાગોરના શાન્તિનિકેતનમાં ગયો. ત્યાં મહાત્માજી મળ્યા. એમણે મને આશ્રમમાં બોલાવ્યો.

આશ્રમની નિશાળ ચલાવવાનો ભાર અમુક અંશે મારા પર હતો. સરકારી શિક્ષણનો બહિષ્કાર કરવાનું ગાંધીજીએ સૂચવ્યું, ત્યારે મારે દેશના પ્રમુખ કેળવણી-કારો સાથે વિચારવિનિમય કરવો પડયો હતો.

આ હિલચાલ દરમિયાન જ કાશી વિદ્યાપીઠની સ્થાપના થઈ હતી. શ્રી શિવ-પ્રસાદ ગુપ્ત, ડૉ. ભગવાનદાસ અને આચાર્ય નરેન્દ્રદેવના પ્રયત્નથી આ વિદ્યાપીઠની

સ્થાપના થઈ હતી.

એનું ખાસ મહત્ત્વ મારે આજના લોકોને સમજાવવું જોઈએ.

અંગ્રેજ સરકારે મુસલમાનોને ચડાવી અલીગઢ યુનિવર્સિટીની સ્થાપના કરાવી હતી. એ જોઈને પંડિત મદનમોહન માલવિયાજીએ હિંદુ યુનિવર્સિટીની કલ્પના દેશ આગળ મૂકી. આખા દેશના હિંદુઓ ઉત્સાહમાં આવ્યા. એમણે માલવિયાજીને માગ્યા તેટલા પૈસા આપ્યા અને આખા દેશ માટે એક 'અખિલ ભારતીય હિંદુ યુનિવર્સિટી'ની સ્થાપનાની યોજના તૈયાર કરી. અંગ્રેજ સરકારને એ ન ગમ્યું છતાં ના તો ન જ પાડી શકે. એમણે કહ્યું, "હિંદુ યુનિવર્સિટી અખિલ ભારતીય ન બની શકે. એનું ક્ષેત્ર બનારસ પૂરતું જ મર્યાદિત રહેશે. એટલે કે એ સ્થાનિક યુનિવર્સિટી બનશે." માલવિયાજીએ અને તમામ હિંદુ નેતાઓએ ખૂબ જોર કર્યું પણ અંગ્રેજ સરકાર મક્કમ રહી અને બનારસ હિંદુ યુનિવર્સિટીને સ્થાનિક જ કરવી પડી. જોકે એની રાષ્ટ્રીયતા આખા દેશને માન્ય હતી.

જ્યારે ગાંધીજીએ અસહકારની હિલચાલને અંતે સરકારમાન્ય વિદ્યાપીઠોનો બહિષ્કાર પોકાર્યો ત્યારે હિંદુ યુનિવર્સિટીનો પણ બહિષ્કાર એમાં આવી જતો હતો કેમ કે એ સરકારમાન્ય યુનિવર્સિટી હતી.

આવી સ્થિતિમાં હિંદુ યુનિવર્સિટી જેવી પ્રતિષ્ઠિત રાષ્ટ્રીય સંસ્થાની સામે થઈને એક અસહકારી યુનિવર્સિટીની સ્થાપના કરવી એ ભારે હિંમતનું કામ હતું. શ્રી શિવપ્રસાદ ગુપ્તે એ હામ ભીડી અને સને ૧૯૨૦માં કાશી વિદ્યાપીઠની સ્થાપના થઈ.

એ લોકો સાથે મારો સંબંધ પહેલાંથી હતો. ડૉ. ભગવાનદાસ, આચાર્ય નરેન્દ્રદેવ, શ્રી સંપૂર્ણાનંદ આદિ કેળવણીકારો સાથે વિચારવિનિમય તો ચાલતો જ હતો.

હવે સન ૧૯૩૧ની કટોકટીને પ્રસંગે વિદ્યાપીઠના લોકોએ મને પોતાના છઠ્ઠા કૉન્વોકેશન માટે બોલાવ્યો હતો. મેં હા પાડી હતી અને એ જ વખતે પૂ. બાપુજીએ ગોળમેજી પરિષદ માટે વિલાયત જવાનું આમંત્રણ સ્વીકાર્યું. બાપુજી સાથે મહાદેવભાઈ, પ્યારેલાલ અને દેવદાસ ગયા. મને પણ લઈ જવાનો ગાંધીજીનો વિચાર હતો.

આના પહેલાં હું વિલાયત ગયો ન હતો. અત્યંત મહત્ત્વના રાજદ્વારી પ્રસંગે બાપુજી જોડે વિલાયત જવું, ત્યાંની પરિસ્થિતિ સમજી લેવી અને એ પ્રતિષ્ઠાનો લાભ લઈ સારા સારા લોકોનો સંપર્ક કેળવવો, એ નાનીસૂની વાત ન હતી. બાપુજી તા. ૨૭ ઑગસ્ટને દિવસે ખાસ ટ્રેનથી મુંબઈ જઈ ત્યાંથી રાજપૂતાના જહાજ પકડવાના હતા અને કાશી વિદ્યાપીઠનું કૉન્વોકેશન પણ તા. ૨૭ ઑગસ્ટનું જ હતું.

વિદ્યાપીઠવાળાઓને વખતસર તાર કરી હું કહી શકત કે વિલાયત જવાની તક છોડવા નથી માગતો. તમે મારે ઠેકાણે બીજા કોઈને પણ બોલાવી શકો છો. પણ મેં વિચાર કર્યો કે હું આજન્મ કેળવણીકાર, ગૂજરાત વિદ્યાપીઠનો કુલનાયક. ગાંધીજી જોડે વિલાયત જવાને લોભે સ્વીકારેલું આમંત્રણ રદ કરું તો એ લોકો તો માની જશે. ત્યાં ભાષણ માટે એમને સહેજે કોઈ મારે ઠેકાણે મળી શકશે પણ કેળવણીકાર તરીકે મારો ધર્મ હું ચૂક્યો એમ જ મારું મન મારી ટીકા કરશે.

મેં બાપુજીને કહ્યું, "કાશી વિદ્યાપીઠનું આમંત્રણ સ્વીકાર્યું છે, એ ટાળવાની મારી હિંમત નથી. આપની સાથે વિલાયત જવું એ જિંદગીનો અસાધારણ લાભ છે પણ એ થશે સ્વચ્છંદ, માટે એ લાભ જતો કરવો એમ જ મેં નક્કી કર્યું છે." બાપુજીએ મારી વાત તરત માન્ય રાખી.

ત્યાર પછી એક વાર હું વિલાયત ગયો ખરો પણ બાપુજી સાથે જવામાં જે લાભ હતો, એને તોલે બીજું કશું ન ગણાય. એ તક મેં છોડી દીધી. એનો મને કોઈ કાળે પસ્તાવો નથી થયો.

## પ્રકરણ બત્રીસમું

# અસ્પૃશ્યતા દૂર કરી અછૂતોને હિંદુ સમાજમાં રાખવા ગાંધીજીએ અપનાવેલો અપવાસ

રાજ્યકર્તાઓ અને સામ્રાજ્ય-સંસ્થાપકો માટે ભલામણ કરતી એક કહેવત અંગ્રેજીમાં જાણીતી છે:

"Divide and Conquer."

'ભેદ પાડો અને જીતી લો.' અંગ્રેજો તો આ કળામાં અત્યંત પ્રવીણ. જ્યાં જાય ત્યાંના લોકોની 'રહેણીકરણી અને વિચારસરણી' સમજી લે. એમાં લોકોની નબળાઈ ક્યાં છે એ શોધી કાઢે અને પછી એનો લાભ લઈ લોકોને આપસમાં લડવાને ઉત્તેજના આપે.

ભારતની હિંદુપ્રજા અને મુસલમાની રાજ્યકર્તા વચ્ચેનો ઝઘડો સમાજવ્યાપી થયો. દબાયેલા, અકળાયેલા હીનજાતિના કેટલાક હિંદુઓ પોતાની સ્થિતિ સુધારવા મુસલમાન થયા, એમની સ્થિતિ સુધરી. પણ જૂના ઝઘડા આકરા થયા. આનો ઈલાજ હિંદુસમાજના નેતા શોધે નહીં. ધર્મગ્રંથોને પૂછે. ત્યાં તો આકરી સજાઓ જ જડે. પરિણામે એ બે સમાજ વચ્ચે કાયમની ખેંચતાણ ચાલી. ઈસ્લામના સિદ્ધાંત પ્રમાણે ઈશ્વરની મૂર્તિ બનાવવી એ ઈશ્વરનું અપમાન, માણસ માટે મહાપાપ, એટલે તેઓ મંદિર તોડવામાં પુણ્ય માને.

આવી આવી પરિસ્થિતિનો અંગ્રેજોએ લાભ લીધો. હિંદુઓને એક રીતે ઉશ્કેરે, મુસલમાનોને બીજી રીતે ઉશ્કેરે (અને બંને જણા ઉશ્કેરાઈ જવા હંમેશાં તૈયાર).

આ પરિસ્થિતિ સમજી કૉંગ્રેસે હિંદુ-મુસલમાન-ઐક્ય માટે પ્રયાસ કર્યા. હિંદુસભાને એ રુચ્યું નહીં. અખિલ ભારતીય રાજ્યભાષા તરીકે અંગ્રેજીને હટાવી એને ઠેકાણે હિંદીને આણવાના ગાંધીજીએ પ્રયત્નો કર્યા. અંગ્રેજોએ મુસલમાનોને ઉશ્કેર્યા અને કહ્યું કે "તમારું રાજ હતું ત્યારે આ જ હિંદુઓએ ઉર્દૂને રાજભાષા તરીકે સ્વીકારી હતી." હિંદુઓ કહે, "એટલે જ અમે ઉર્દૂ સામે વિશુદ્ધ હિંદી ચલાવીએ છીએ." આવા ઝઘડાથી અંગ્રેજી ભાષાનું સ્થાન મજબૂત થયું. આપણે પાકિસ્તાન

માન્ય કરવું પડયું.

આવા બધા ઝઘડાથી ચેતીને જો ઘર સુધારે તો પછી તે હિંદુ શાના? ગાંધીજીએ અસ્પૃશ્યતાનિવારણ કરી અછૂતોને હિંદુસમાજમાં આબરૂભેર સ્થાન આપવાનો પ્રયત્ન કર્યો. ગામડાના (અને શહેરના પણ) હિંદુઓ ધર્મને નામે ગાંધીજીનો વિરોધ કરે.

આ સ્થિતિનો લાભ લઈ ભારતમાં અંગ્રેજ સરકારે પ્રજાને થોડાક અધિકાર આપતી વખતે જાહેર કર્યું કે સવર્ણ હિંદુઓને અલગ સમાજ ગણીશું. અછૂતોના અધિકાર હિંદુઓના હાથમાં સુરક્ષિત નથી માટે એમને ગેર-હિંદુ ગણીને સ્વતંત્ર અધિકાર આપીશું. જેમ મુસલમાન, ઈસાઈ એ હિંદુ નથી તેથી એમને અલગ અધિકાર છે તેમ અછૂત કોમોને પણ ગેર-હિંદુ ગણીને નોખા અધિકાર આપીશું.

(અમુક ન્યાતોને અછૂત ગણનાર સવર્ણ હિંદુઓ સરકારની ચાલબાજી સમજી તો ગયા પણ પોતાનો સ્વભાવ છોડે નહીં. સમાજસુધાર કરે નહીં અને રાજદ્વારી નબળાઈઓ વધતી જાય તો લાચારીથી અથવા બેદરકારીથી માન્ય રાખે.)

પણ ગાંધીજી એ કેમ સહન કરી શકે? પ્રજાને અસ્પૃશ્યતા દૂર કરવાની વાત સમજાવવામાં જમાનાઓ જાય પણ હિંદુસમાજ ઉપર આ રાજદ્વારી આઘાત એક ક્ષણ પણ કેમ નભાવી લેવાય? એટલે ગાંધીજીએ સરકારનાં પગલાં સામે આમરણ ઉપવાસ આદર્યા. સરકાર અને પ્રજા બંને સડક થયાં. હિંદુ નેતાઓ દોડીને ગાંધીજી પાસે આવ્યા અને એમણે ગાંધીજીને વચન આપ્યું કે હિંદુ ધર્મમાં અને સમાજમાં અસ્પૃશ્યતા રહેવા ન દઈએ. (આ જ વખતમાં ગાંધીજીએ અછૂત કોમના લોકોને 'હરિજન' એ નામ આપ્યું. સંતોએ એક ઠેકાણે આ વચન વાપર્યું હતું એનો લાભ લઈ ગાંધીજીએ જાહેર કર્યું કે અછૂત કોમોની અસ્પૃશ્યતા દૂર કરીએ છીએ અને એમને 'હરિજન' એવું આદરનું નામ આપીએ છીએ.)

(તે વખતનો એક વિનોદ નોંધવા જેવો છે. જે હિંદુઓ હરિજન નથી એમને માટે ક્યો શબ્દ વપરાય એમ એક જણે પૂછયું. તરત કોકે કહ્યું, "હરિજનોને જે ન અપનાવે તેઓ હરિને અને ધર્મને પણ અપનાવતા નથી. તેમને હરિથી અને શુદ્ધ ધર્મથી દૂર ગયેલા દૂરીજન કહેવા જોઈએ." આ વિનોદ તે વખતે ખૂબ ચાલ્યો.)

આ ઉપવાસના દિવસોમાં સરકાર સાથે વિષ્ટિઓ ચાલતી. હિંદુ નેતાઓએ વચનો આપ્યાં પણ હરિજનોના તે વખતના જબરદસ્ત નેતા ડૉ. આંબેડકર આગળ આવ્યા. તેમણે સીધું કહ્યું કે, "આ હિંદુ નેતાઓ આજે વચન આપશે. કાલે તોડશે. એમનો ભરોસો શો? સરકારી કાયદા પ્રમાણે અમને અમારા હક મળવા જ જોઈએ." (દિવસ જાય તેમ ગાંધીજીના પ્રાણ બચાવવાની આવશ્યકતા વધવા લાગી. લોકો આંબેડકર ઉપર દબાણ આણવા લાગ્યા પણ તેઓ તો મક્કમ જ રહ્યા. તેઓ જાણતા હતા કે આ જ વખત છે, મળનારા અધિકારોની ખાતરી મેળવવાનો. ગાંધીજીએ આંબેડકરની માગણી માન્ય કરવા તરફ પોતાનું દબાણ વાપર્યું.

એ એક આખો ઐતિહાસિક કિસ્સો હતો. આજના દરેક યુવકે એ યાદ

રાખવા જેવો છે.)

અંતે કરોડો હરિજનો હિંદુસમાજની અંદર જ રહી શકયા અને હિંદુ ધર્મનું એક મોટું પાપ કાયદામાંથી તો ધોવાઈ ગયું. તે વખતના હિંદુ નેતાઓએ જે વચનો આપ્યાં તે પાળવાની જવાબદારી પેઢીદરપેઢીએ સ્વીકારવી જ જોઈએ. એ પ્રસંગે ગાંધીજીએ, હિંદુ નેતાઓએ અને તે વખતની ભારત સરકારે જે નિર્ણયો કર્યા તે યરોડાપૅક્ટ (Pact) તરીકે ઓળખાય છે.

## પ્રકરણ તેત્રીસમું

# મૌલિક અર્થશાસ્ત્રી કુમારપ્પા

આ વર્ષનો (૧૯૭૨) નવો અનુભવ છે. જૂની ઘણી વસ્તુઓ ભૂલી જાઉં છું તેથી આ નબળાઈ વધે તે પહેલાં જૂનાં સંસ્મરણો લખી કાઢવાની મારે ઉતાવળ કરવી જોઈએ.

જોસેફ કોર્નિલિયસ કુમારપ્પા દક્ષિણના એક ખ્રિસ્તી યુવાન. કુટુંબ સુખી અને સંસ્કારી. અમેરિકા જઈ ઉત્તમ ભણ્યા. અર્થશાસ્ત્રમાં પ્રવીણ થઈ ભારત પાછા આવી ગયા. ત્યાં એમણે ગાંધીજી વિશે વાંચ્યું. એમના લેખો વાંચ્યા. દુનિયાના સર્વમાન્ય અર્થશાસ્ત્રના સિદ્ધાંતોથી જુદા પડતા ગાંધીજીના વિચારો વાંચીને તેઓ અંતર્મુખ થયા. એમને થયું કે સ્વતંત્ર બુદ્ધિવાળા અને બિલકુલ નવા વિચારો સમાજ આગળ આત્મવિશ્વાસથી મૂકનાર આ માણસને મળવું જોઈએ અને બની શકે તો એમની સાથે કામ કરવું જોઈએ. એમણે ગાંધીજીને કાગળ લખ્યો. ગાંધીજી એમના પ્રત્યે આકર્ષાયા. એમણે મને એ બતાવ્યો. અમે આપસમાં એમને વિશે ઠીક ઠીક ચર્ચા કરી.

મેં બાપુજીને કહ્યું, “અમેરિકા જઈને દુનિયાનું અદ્યતન અર્થશાસ્ત્ર પૂરેપૂરું ભણ્યા છતાં આ ભાઈ નવા વિચારો અજમાવવા તૈયાર છે. ભાઈસાહેબમાં હિંમત અને મૌલિકતા દેખાય છે. આવા માણસને વિદ્યાપીઠમાં લેવા હું તૈયાર છું. એમાં એક જ મોટી મુશ્કેલી છે.

દક્ષિણના ખ્રિસ્તી ભાઈ નાનપણથી ઘરમાં પણ અંગ્રેજીમાં જ બોલતા હશે, તેમાં વળી નાની ઉંમરે અમેરિકા જઈ રહેલા. ગૂજરાત વિદ્યાપીઠમાં કઈ ભાષામાં એ ભણાવશે?

આપણે નક્કી કર્યું છે કે ગમે તે ભોગે ગૂજરાત વિદ્યાપીઠની કેળવણી છેક નીચેથી ઉપર સુધી ગુજરાતીમાં જ ચાલશે. એકાદ માણસ ગુજરાતી ન જાણે અને હિંદીમાં ભણાવવા તૈયાર હોય તો અપવાદ તરીકે એવા માણસને લેવા તૈયાર થઈ જાઉં. પણ આ તો હડહડતા મદ્રાસી ભાઈ. ઘરમાં નોકરો સાથે તમિળમાં બોલતા હશે. એથી વધારે સ્વભાષાનું કે દેશી ભાષાનું જ્ઞાન નહીં મળે.”

કુમારપ્પા જ્યારે બાપુજીને મળવા આવ્યા ત્યારે બૂટસૂટ પહેરીને આવેલા. જમીન પર બેસતાં એમને ન ફાવ્યું એટલે મેં તરત એક ખુરશી આણીને એમને આપી. વાતચીત થયા પછી બાપુજીએ એમને કહ્યું, "હું તમને ગૂજરાત વિદ્યાપીઠમાં કામ કરવાની તક આપીશ. તમે વિદ્યાપીઠના પ્રિન્સિપાલ અને વાઈસ-ચાન્સેલરને (આચાર્ય અને કુલનાયકને) મળો." અને ઉમેર્યું, "હમણાં જ તમને બેસવા માટે જેમણે ખુરશી આણી હતી તે જ છે ગૂજરાત વિદ્યાપીઠના આચાર્ય અને કુલનાયક."

જ્યારે ભાઈસાહેબ મને મળવા આવ્યા ત્યારે જોયું કે પ્રોફેસર તરીકે કામ કરવાની એમની ઇચ્છા છે. મેં તરત સ્પષ્ટ શબ્દોમાં કહ્યું, "વિદ્યાપીઠમાં અંગ્રેજી મારફતે ભણાવવાની મના છે. તમારે ગુજરાતી શીખવું પડશે અને એ ભાષામાં ભણાવવું પડશે. હિંદી થોડો વખત ચાલશે પણ અંગ્રેજીમાં ભણાવાય જ નહીં. અલબત્ત, તમારો બીજી રીતે સારો ઉપયોગ કરી શકાય." મારી બીજી વાત સાંભળ્યા વગર જ તેઓ ચાલ્યા ગયા અને એમણે બાપુજીને કાગળ લખ્યો કે વિદ્યાપીઠમાં મને સ્થાન નથી. બાપુજીએ એ કાગળ મને બતાવ્યો ત્યારે મેં કહ્યું, "એ માણસને ખોવા હું તૈયાર નથી. કાગળ લખીને એમને સમજાવીશ કે તરત એમની પાસેથી કયું કામ લેવાનું મેં વિચાર્યું છે." એ પ્રમાણે મેં લખ્યું. ભાઈસાહેબ આવ્યા અને પછી અમારી ઉત્તમ દોસ્તી થઈ.

મેં એમને ગુજરાતના પાટીદાર વિભાગની આર્થિક તપાસ કરવાનું કામ સોંપ્યું. એમને માટે માતર તાલુકો પસંદ કર્યો અને બે ગુજરાતી પ્રૌઢ વિદ્યાર્થીઓ એમની મદદમાં આપ્યા.

મેં એમને કહ્યું, "તમને હું કાયમને માટે લઉં છું. કાંઈ ને કાંઈ સેવા તમારી પાસેથી લઈશું પણ અહીં અંગ્રેજીમાં ભણાવવાની આશા નહીં રાખતા." આ વખતે બરાબર સમજ્યા. એટલું જ નહીં પણ ભાષાની બાબતનો અમારો આગ્રહ પણ એમને ગળે ઊતર્યો. માતર તાલુકાની તપાસ કરી એમણે જે રિપોર્ટ મને આપ્યો તેની કદર કરતી મારી પ્રસ્તાવના એ રિપોર્ટમાં છે. એમની મદદમાં આપેલા વિદ્યાર્થીઓમાંથી એક હતા શ્રી ઝવેરભાઈ પટેલ, જેમની ત્યાર પછીની સેવા ગુજરાતમાં જાણીતી છે.

કુમારપ્પાને એમના ખર્ચ જેટલો જ પગાર આપવાની મેં વાત કરી. એ એમણે માન્ય રાખી, એટલું જ નહીં પણ મને કહે, "હમણાં મારી પાસે થોડા પૈસા છે. તે ખૂટે ત્યાં સુધી પગાર ન લઉં. મેં જોયું કે તમે પણ તમારે માટે નક્કી કરેલી રકમમાંથી જરૂર જેટલા જ રૂપિયા લઈને ચલાવો છો. હું પણ એ જ રીતે ચલાવીશ."

પછી તો અનેક વિષય પર અમારી ચર્ચા ચાલતી. કેળવણીની પદ્ધતિ, સાંપ્રદાયિક ધર્મસુધારાઓ, કૉંગ્રેસની અર્થનીતિ અને ગાંધીજીની અર્થનીતિ વચ્ચેનો

મૌલિક ફરક વગેરે.

કોઈ કોઈ વાર પોતાના કુટુંબની વાતો પણ કરે. સ્ત્રીઓ સાથેના સંબંધની પણ વાતો કરે. મેં જોયું કે માણસ સાવ નિખાલસ છે. નિર્મળ અને સંયમી. ધર્મની બાબતમાં પુરોહિતોની અને મિશનરીઓની કાર્યપદ્ધતિથી અકળાયેલા. બોલે ત્યારે કોઈની પરવા રાખ્યા વગર નિખાલસપણે પોતાના અભિપ્રાયો સાફ સાફ બોલી દે પણ એમાં કોઈનો દ્વેષ નહીં, સ્વાર્થ નહીં અને આખા બોલ્યાની તીખાશ પોતાના વિનોદથી ધોઈ નાખે.

બાપુજીએ એમને વચમાં 'યંગ ઇન્ડિયા'નું કામ કરવાનું સોંપ્યું. એમની શૈલી વિશે બોલતાં બાપુજીએ વિનોદમાં કહેલું, "માણસ મદ્રાસ તરફનો એટલે શૈલીમાં મરચાં આણ્યા વગર એનું કેમ ચાલે?"

એક વખતે જવાહરલાલજીએ એમને કૉંગ્રેસની કોઈ કમિટીમાં લીધા. કુમારપ્પાએ ના નહીં પાડી પણ પરિસ્થિતિ સમજી લઈ બાપુજી આગળ વાત કરી કે "આપના અને જવાહરલાલના વિચારોમાં કોઈ ઠેકાણે મેળ ખાય એમ લાગતું નથી. એમની કમિટીમાં ડગલે ને પગલે મારો મતભેદ થવાનો."

બાપુજીએ એમની વાત માન્ય રાખી અને જવાહરલાલજીને સમજાવ્યું, "કુમારપ્પા કમિટીમાંથી રાજીનામું આપશે. તમે એ માન્ય રાખો એ જ યોગ્ય થશે." જવાહરલાલજી પણ સમજી ગયા.

કુમારપ્પાની આખી કારકિર્દીનું વર્ણન અહીં નથી કરવું. તેઓ સન ૧૯૩૦ની આસપાસ ગાંધીજી પાસે આવ્યા, ગાંધીજીના નિર્વાણ પછી પણ બાર વર્ષ એમણે ગાંધીકાર્ય અનેક ક્ષેત્રે કર્યું. અંતે લાંબી માંદગી ભોગવી ૧૯૬૦માં બરાબર ૩૦મી જાન્યુઆરીએ એમણે દેહ છોડયો. પરિણામે ગાંધીપુણ્યતિથિને દિવસે જ કુમારપ્પાની પુણ્યતિથિ પણ ઊજવી શકાય છે.

કુમારપ્પા મારી દૃષ્ટિએ એક નિષ્ઠાવાન ઈસાઈ સંતપુરુષ હતા પણ વ્યવહાર ઉત્તમ જાણે. ગાંધીવિચારથી પૂરેપૂરા રંગાયેલા. સેવામય જીવન. કોઈ એમને સંત કહેત તો તેઓ એ વાત હસી કાઢત.

ગાંધીજીની અહિંસા, શાંતિનિષ્ઠા અને સર્વોદયના આદર્શ કુમારપ્પામાં પૂરેપૂરા ઊતરેલા હતા.

એક વાત કહેવાની રહી ગઈ. ગાંધીકાર્યમાં રચ્યાપચ્યા હતા તે દરમિયાન એક વાર રશિયામાં અને બીજી વાર ચીનમાં મુસાફરી કરવાની તક એમને મળેલી. કુમારપ્પા પૂરેપૂરા ગાંધીવાદી, અહિંસાનું રહસ્ય સમજનારા, એટલે સામ્યવાદી દેશોની નીતિના દોષો સમજતાં એમને વાર ક્યાંથી લાગે?

છતાં આ બંને દેશોના સામ્યવાદી નેતાઓએ પ્રજાની સ્થિતિ અને કેળવણી સુધારવા માટે જે જે પ્રયાસો કર્યા તેની કદર કર્યા વગર કુમારપ્પાથી રહેવાયું નહીં.

તે વખતના એમના વિચારો વાંચી કેટલાક લોકોએ હો-હા ચલાવી કે કુમારપ્પા

સામ્યવાદી થતા જાય છે. રશિયાની ઢબ પસંદ કરે છે.

મારે તે વખતે જાહેર રીતે કુમારપ્પાનું સમર્થન કરવું પડ્યું : "તેઓ પૂરેપૂરા ગાંધીવિચારના જ છે પણ સામ્યવાદી નેતાઓએ પોતાની જનતાનું જીવન સુધારવા માટે જે સારાં કામો કર્યાં છે તેની કદર આપણી પ્રજા ન કરે તો આપણી પ્રજા પોતાના જીવનમાં સુધારો કેમ કરી શકે?"

ગાંધીવિચારના ભક્તોએ કુમારપ્પાનાં અંગ્રેજી લખાણોમાંથી ગાંધીવિચાર સમજી લેવા જોઈએ અને પ્રજા આગળ એ વિચારો દેશીભાષા મારફત ફેલાવવા જોઈએ.

ગાંધીમંડળમાં કુમારપ્પાનું સ્થાન આજે છે એના કરતાં વધારે મહત્ત્વનું હતું. એક સમર્થ અર્થશાસ્ત્રી ગાંધીજીના અર્થશાસ્ત્રનું સમર્થન કઈ રીતે કરે છે એ લોકોએ આદરપૂર્વક સમજી લેવું જોઈએ.

## પ્રકરણ ચોત્રીસમું

# ગુજરાત છોડ્યું

### અંતે ગાંધીજીએ પણ સંમતિ આપી

કૉલેજની કેળવણી પૂરી થયા પછી, અને રાષ્ટ્રમત બંધ થયા પછી હું પ્રથમ વડોદરા ગંગનાથ વિદ્યાલયમાં રહેવા માટે ગયો; ત્યારે જૂની ઢબના રાજદ્વારી ક્રાંતિકારી તરીકે જ ગયો હતો. ગુજરાતી થવા માટે નહીં. જોકે મારા મનમાં કોઈ પણ જાતની પ્રાંતીયતા હતી જ નહીં.

ફરી જ્યારે ગાંધીજીના બોલાવવાથી ગુજરાતમાં ગયો, એના પહેલાં થોડે અંશે શાંતિનિકેતનમાં હું ગુજરાતી થયો હતો. જોકે ગુજરાતી ભાષા ઉપર જરાયે કાબૂ ન હતો.

બાપુજીના ગુજરાતી સાપ્તાહિક નવજીવનમાં હું લખવા માંડ્યો ત્યારથી ગુજરાતના સામાજિક, ધાર્મિક, સાંસ્કૃતિક અને સમસ્ત જીવન સાથે હું એકરૂપ થવા લાગ્યો. એમાં પૂ. બાપુજીએ અને મારા બધા સાથીઓએ મને બધી જાતનું પ્રોત્સાહન આપ્યું. (મારા દીકરાઓ તો પૂરેપૂરા ગુજરાતી થઈ જ ગયા. અને હજીયે તેઓ ગુજરાતી જ છે.) આગળ જતાં કોઈ કાળે હું ગુજરાત છોડીશ એવી કલ્પના મારા મનમાં, ગાંધીજીમાં કે કોઈનામાં ન હતી.

ગુજરાત છોડવાનો વિચાર જો મનમાં આવે તો એ જાણે આત્મહત્યા કરવાના વિચારો હું સેવતો હોઉં, એવું જ મારે માટે વિષમ હતું.

હું ગાંધીજીના આશ્રમ સાથે પૂર્ણપણે એકરૂપ હતો. વચમાં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપનામાં મારો જે ભાગ હતો તે પરથી હું વિદ્યાપીઠ સાથે એકરૂપ થઈ જઈશ એમ લાગતું હતું. પણ હું તો પૂરેપૂરો આશ્રમનો.

આગળ જતાં જ્યારે વિદ્યાપીઠની પુનર્રચના કરી બાપુજીએ વિદ્યાપીઠ મને મારા જીવનકાર્ય તરીકે સોંપી ત્યારે એક રીતે મારું આશ્રમવાસીપણું ઓછું થયું, અને હું પૂર્ણરૂપે વિદ્યાપીઠમય થઈ ગયો. અને તે જ કારણે ગુજરાતના સામાજિક, ધાર્મિક અને રાજનૈતિક જીવન સાથે હું વધારે એકરૂપ થઈ ગયો.

આવી વિદ્યાપીઠમાં, ગાંધીજી કુલપતિ અને હું આચાર્ય અને ઉપકુલપતિ (કુલનાયક) હતો. વિદ્યાપીઠ સાથે સરદાર વલ્લભભાઈનો સંબંધ ખરો. પણ જ્યાં સુધી બાપુજી વિદ્યાપીઠના કામમાં પૂર્ણ ધ્યાન આપતા હતા ત્યાં સુધી વલ્લભભાઈનો સંબંધ નામનો જ હતો.

છતાં એક વસ્તુ ભૂલી ન જવી જોઈએ. આશ્રમ જેમ પૂર્ણ રીતે ગાંધીજીની સંસ્થા હતી તેમ ગુજરાત વિદ્યાપીઠનું ન હતું. ગૂજરાત વિદ્યાપીઠ એ ગુજરાતની પ્રજાની સંસ્થા. બહુ બહુ તો 'ગુજરાત કૉંગ્રેસ'ની સંસ્થા. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ આશ્રમવાસી નહીં, ગાંધીજીના બધા આદર્શોને વરેલા નહીં એ હું જાણતો હતો. અને તેથી, 'વિદ્યાપીઠનું વાતાવરણ સાવ આશ્રમી થઈ જાય એ કોઈ કાળે ઇષ્ટ નથી' એવો જ મારો અભિપ્રાય હોવાથી હું એ ઢબે જ વિદ્યાપીઠ ચલાવતો હતો. ગાંધીજીને પણ એ વસ્તુ પૂર્ણપણે માન્ય હતી.

આગળ જતાં ગુજરાતનું નેતૃત્વ જેમ ગાંધીજીનું, તેમ સરદાર વલ્લભભાઈનું પણ છે એ વધુ ને વધુ સ્પષ્ટ થવા લાગ્યું. કોક વખતે સરદાર વલ્લભભાઈ મને સલાહ આપે ત્યારે અચૂક કહેતા "ગાંધીજી તો મહાત્મા કહેવાય. એમના આદર્શો પ્રત્યે આપણો આદર હોય, પણ આપણે પ્રજાજીવનનો વિચાર કરી એમાં બાંધછોડ કરવી જ પડે."

આ વસ્તુ મને પ્રથમથી તત્ત્વત: માન્ય હતી. અને ગાંધીજીને પણ માન્ય હતી. ગાંધીજીમાં તત્ત્વનિષ્ઠા જેમ ઉત્કટ હતી તેમ એમનામાં વ્યવહારનિષ્ઠાનું કૌશલ્ય પણ પૂરેપૂરું હતું. તેથી જ અમને વિદ્યાપીઠ ચલાવતાં કશી મુશ્કેલી નડતી નહીં. એ રીતે મતભેદને કોઈ કારણ જ ન હતું. છતાં ગમાઅણગમાને લીધે આગ્રહભેદ રહે એ સ્વાભાવિક હતું.

આગળ જતાં પોતાની સ્વરાજ્યનિષ્ઠા, જાહેરજીવનમાં ઉચ્ચ ચારિત્ર્યની નિષ્ઠા અને વ્યવહારકુશળતાને કારણે ગુજરાતનું આખું જાહેરજીવન વલ્લભભાઈના નેતૃત્વ તળે આવી ગયું. આ બધી રીતે સ્વાભાવિક અને યોગ્ય હતું. ગાંધીજીએ પણ એ ખુશીથી સ્વીકાર્યું.

ગાંધીજીનું પોતાનું વ્યક્તિત્વ કોઈ કાળે ગુજરાત પૂરતું હતું જ નહીં. એમને બંગાળીઓ પણ ખેંચે અને મદ્રાસીઓ પણ ખેંચે. ગાંધીજીની અખિલ ભારતીયતા જેમનામાં હતી એવા એક મારવાડી વૈશ્ય એમના ભક્ત થયા, જમનાલાલ બજાજ. એ ગાંધીજીને ધાર્મિક, સામાજિક, શૈક્ષણિક અને રાજનૈતિક બધી બાબતમાં મદદ કરવા લાગ્યા. એમણે પ્રથમ બાપુજી પાસેથી વિનોબાની સેવા માગી લીધી. અને

એમને માટે એક આશ્રમ ખોલી આપ્યો. એટલું જ નહીં પણ એમના સ્નેહી-સાથીઓને પણ અપનાવવાનો પ્રારંભ કર્યો.

આ રીતે બાપુજીનું વ્યક્તિત્વ જેટલું સાબરમતીનું તેટલું જ વર્ધાનું પણ થવા લાગ્યું.

અને રાજનૈતિક પરિસ્થિતિ પણ એટલી આકરી થઈ ગઈ કે બાપુજીને સાબરમતીના, પોતાના આશ્રમનું વિસર્જન કરી એને 'હરિજન સેવક સંઘ'ને સોંપી દેવો પડયો.

ગાંધીજીના વ્યક્તિત્વ માટે આ એક ભારે પગલું હતું.

સત્યાગ્રહાશ્રમની સ્થાપના પહેલાં જ હું ગાંધીજીની આશ્રમપ્રવૃત્તિનો એક સદસ્ય થયો હતો. સાબરમતી આશ્રમના વિકાસમાં મારો ફાળો ઠીક ઠીક હતો. આશ્રમના કેળવણી વિભાગનો તો હું એક રીતે પ્રમુખ જેવો હતો જ. એટલે સાબરમતી આશ્રમનું વિસર્જન કરતાં પહેલાં પૂ. બાપુજીએ મારી સલાહ પૂરેપૂરી લીધી હતી. અને મેં પણ પૂરા હૃદયથી બાપુજીના એ પગલાને ટેકો આપ્યો હતો.

આગળ જતાં સત્યાગ્રહની લડત જ્યારે છેલ્લી અણી ઉપર આવી ત્યારે 'પોતાનું સર્વસ્વ હોમી દેવાથી જ મુક્તિ માટે ભારતની પ્રજા તૈયાર થશે અને સરકાર પણ આપણા સંકલ્પની કદર કરી શકશે.' એમ જોવાથી બાપુજીએ પોતાનો આશ્રમ હોમી દીધો હતો.

આશ્રમના આદર્શની દૃષ્ટિએ નહીં, પણ રાજનૈતિક મોક્ષના છેલ્લા પગથિયા તરીકે આશ્રમની પેઠે વિદ્યાપીઠ પણ હોમી દેવી જરૂરની છે એમ બાપુજીને અને મને એક જ વખતે એક જ રીતે સૂઝયું. અને સરકારે જ્યારે વિદ્યાપીઠનો કબજો લીધો ત્યારે 'વિદ્યાપીઠનું પુસ્તકાલય પણ ભલે ત્યાં જ જાય જ્યાં આશ્રમનું પુસ્તકાલય ગયું છે' એવો નિર્ણય કુલપતિ ગાંધીજીએ અને કુલનાયક કાકાએ લીધો. વિદ્યાપીઠ આશ્રમ નથી એ વાત અમે બંને જણા જાણતા હતા. પણ રાજદ્વારી આકરું પગલું ભરવું તો બંને સંસ્થા કેમ ન ભરે એવું અમને લાગ્યું.

આ પગલું સરદાર વલ્લભભાઈને પસંદ ન પડયું. તેઓ જાણતા હતા કે આશ્રમની બાબતમાં જેમ ગાંધીજી સર્વેસર્વા હતા, તેમ વિદ્યાપીઠની બાબતમાં ન હતા. એટલે એમણે બંધારણીય સવાલ ઉઠાવ્યો. એ દૃષ્ટિએ વિચારવાનો વલ્લભભાઈને પૂરો હક હતો. એની સામે હું કશું બોલ્યો નહીં. એટલું જ નહીં, મારા મનમાં પણ કોઈ વાંધો ન હતો. એ લોકોએ મારો દોષ ગણી પુસ્તકાલયદાનનું પગલું પાછું ખેંચવાનો વિચાર કર્યો. પણ વિદ્યાપીઠની સેનેટે અમને બધા અધિકારો સોંપ્યા હતા. એટલે વિચાર કરવો પડયો કે સેનેટને આવું પગલું ભરવાનો અધિકાર હતો કે નહીં. અંતે જાહેર થયું કે સેનેટને જ આવું અંતિમ પગલું ભરવાનો અધિકાર હતો નહીં. તેથી કુલપતિ અને કુલનાયક બંનેએ અધિકાર બહારનું પગલું ભર્યું છે. મારા મનમાં આ નિર્ણય સામે કશો વિરોધ ન હતો. ગાંધીજી જેમ

આશ્રમમાંથી મુક્ત થયા તેમ જ ગાંધીજી અને હું પોતે વિદ્યાપીઠમાંથી મુક્ત છીએ એમ જ માનીને અમે ચાલ્યા.

હવે જ્યાં સુધી હું જાણું છું, વલ્લભભાઈના મનમાં અથવા વિદ્યાપીઠ સાથે સંબંધ ધરાવતા કોઈના પણ મનમાં એમ ન હતું કે હું વિદ્યાપીઠ છોડી દઉં. ગાંધીજીના મનમાં પણ એવી ઈચ્છા ન હતી. વલ્લભભાઈની વાત માની જઈ વિદ્યાપીઠ ચલાવવા મારે તૈયાર રહેવું એમ જ ગાંધીજીની ઈચ્છા હતી. પછી જ્યારે એમણે જોયું કે વિદ્યાપીઠ છોડવાનો મારો પૂરો નિશ્ચય છે ત્યારે એમણે મને સૂચવ્યું કે હું આશ્રમમાં રહું અને એના સંચાલનમાં મદદ કરું. એની પણ જ્યારે મેં ના પાડી ત્યારે બાપુજીએ પોતાની બધી લાગણી વાપરીને મને ભારપૂર્વક કહ્યું કે "તારાથી ગુજરાત છોડાય જ નહીં. બધી સંસ્થાઓ છોડીને ગમે ત્યાં એકાદ ગામડામાં જઈને રહેજે અને ત્યાંથી સેવા કરજે." ત્યારે મેં કહ્યું, "એને માટે હું તૈયાર છું પણ મેં ઉમેર્યું, પૂ. બાપુજી, જે ઢબે આપની દેખરેખ તળે, આપને સંતોષ થાય એ ઢબે હું કામ કરતો હતો અને ગુજરાતની સેવા કરતો હતો તે ઢબે હું ન કરી શકું. ગુજરાત છોડવું એ એક તો આપની આજ્ઞા તોડવા બરાબર થશે. એ મારે માટે મોટો આઘાત થશે જ. પણ ગુજરાત છોડવું એ મારે માટે આત્મહત્યા જેવું બનશે. એટલો ગુજરાત સાથે હું એકરૂપ થયો છું. અને ગુજરાતીઓએ મને પૂર્ણપણે અપનાવ્યો છે. પણ મને એમ જ લાગે છે કે હવે પછી મારા આત્માને સંતોષ થાય એવી સેવા અહીં રહીને ન કરી શકું. હું ગમે ત્યાં હોઉં ગુજરાતનો જ છું. એ મારો સંતોષ કાયમ રહેવાનો."

આના પછી બાપુજીએ થોડી રાહ જોઈ મને વધુ સમજવાનો પ્રયત્ન કર્યો. બધા વિચાર કરી અંતે મને કહ્યું, 'ભલે મારી સાથે વર્ધામાં આવીને રહો.'

આવી રીતે ગુજરાતની સીધી સેવા છોડી હું વર્ધા જઈને રહ્યો અને બાપુજીએ મને સૂચવેલી રાષ્ટ્રભાષા હિંદીની સેવા મેં શરૂ કરી. આ પગલું જમનાલાલજીને બધી રીતે પસંદ પડ્યું. અને એમણે મને હાર્દિક આવકાર આપ્યો.

# પ્રાથમિક છતાં મૌલિક

શાસ્ત્રોના નિયમો અને શાસ્ત્રચર્ચા જાણી તેમ જ સંતોની વાણી સાંભળી આપણે ધર્મ વિશે અમુક વિચારો પાકા કરીએ છીએ. ત્યાર પછી જિંદગીમાં જેમ જેમ નવા નવા અનુભવો થતા જાય તેમ તેમ એ શાસ્ત્રધર્મ ઉપરની આપણી શ્રદ્ધા મોળી અથવા પાકી થતી જાય છે. એટલે કહી શકાય કે શ્રદ્ધા અને અનુભવ એ આપણી ધર્મભાવનાનો પાયો છે.

પણ શાસ્ત્રોનો પરિચય થતાં પહેલાં અને ત્યાર પછી પણ, શાસ્ત્રોને આધારે નહીં પણ જિંદગીના સ્વતંત્ર અનુભવને પરિણામે કેવળ કૌટુંબિક વાતાવરણમાંથી અને સામાજિક રિવાજોમાંથી ધર્મ વિશે જે સ્વતંત્ર લાગણીઓ, માન્યતાઓ, ભાવનાઓ અને સિદ્ધાંતો બંધાય છે તેનું સ્વતંત્ર બયાન રજૂ કર્યું હોય તો કેવું? એવો વિચાર મનમાં આવવાથી આ લેખમાળા શરૂ કરી. આમાં આપેલા વિચારો ઘણા લોકોના મનમાં આવ્યા હશે. સંતોનાં વચનોમાં અને શાસ્ત્રોની મીમાંસામાં એ જડી શકે છે પણ મારા પૂરતા એ મૌલિક અનુભવો છે, પછી ભલે તે બિલકુલ પ્રાથમિક સ્વરૂપના હોય.

જે સંકલ્પથી આ લેખમાળા શરૂ કરી તે આગળ જતાં શિથિલ થયો એટલે આગળ જતાં આખી શૈલી ફેરવી એ અનુભવો ટૂંકાવ્યા. અને એને અમુક દરજ્જે સિદ્ધાંત ચર્ચાનું રૂપ આપ્યું. પરિણામે લેખમાળા એકધારી નથી થઈ. આ વસ્તુ સામાન્ય જિજ્ઞાસુ માટે પણ છે અને મૌલિક ચિંતન કરનાર ધર્મપરાયણ વ્યક્તિને માટે પણ છે; તેથી જેવી છે તેવી જ શ્રી ઉમાશંકર જોશીના 'સંસ્કૃતિ' માસિકમાં પ્રથમ છાપવા આપી.

આ લેખમાળા જે ઉદ્દેશથી લખાઈ તે ઉદ્દેશ જાણીને આને વિશે પંડિત સુખલાલજીએ અનુકૂળ અભિપ્રાય બતાવ્યો અને ધર્મચિંતકની રસિકતાથી આ માળાને વધાવી લીધી એ મારે માટે પરમ સંતોષની વાત છે. અને તેથી, છે એવા રૂપમાં પણ આને પુસ્તકાકારે પ્રગટ કરવાની હિંમત કરી છે.

ખરું જોતાં, ધર્મચિંતનના ફળસ્વરૂપે જે વિચારો અંતે ગોઠવાયા અને અનુભવે ઘડાયા છે તેનો પણ સંગ્રહ, આના ઉત્તરાર્ધ તરીકે મારે આપવો જોઈએ. તે ક્યારે થશે અથવા થશે કે નહીં તે હું જાણતો નથી.

આત્મપરીક્ષણ કરવાનો ઉત્સાહ ધરાવનારા થોડા પણ વાચકોને આ લેખમાળા દ્વારા મદદ થાય તો મને સંતોષ છે.

**અમદાવાદ,**
**૧૯–૧૨–'૫૧**

**કાકા કાલેલકર**

# પ્રાસ્તાવિક

માણસ પોતાની ધર્મ વિશેની કલ્પનાઓ સૌથી પહેલાં વૃદ્ધો પાસેથી, કૌટુંબિક રિવાજોમાંથી અને સામાજિક સંસ્થાઓમાંથી મેળવે છે. પ્રથમ પ્રથમ તો આ બધી વસ્તુઓ ઓઢવાની જ હોય છે. માણસ જન્મે છે તે માતા સાથે સંબંધ બાંધીને જ. માતા દ્વારા એ પિતાને ઓળખતો થાય છે. એ બંને દ્વારા પ્રથમ કુટુંબમાં અને ત્યાર પછી એના સમાજમાં એનાં મૂળિયાં રોપાય છે અને દૃઢ થાય છે.

માતપિતા, કુટુંબ અને સમાજ પાસેથી એ જે લે છે તેને પોતાનું કરતાં એને બહુ વાર કે મહેનત લાગતી નથી કેમ કે એનું શરીર, એનો આહાર, એની ભાષા, એની લાગણીઓ અને એનું ભણતર, ટૂંકામાં કહીએ તો એનું આખું જીવતર અને ઘડતર માતપિતા, કુટુંબ અને સમાજ સાથે એકરૂપ હોય છે. અને તેથી એમની દ્વારા એ જે કોઈ ધાર્મિક વસ્તુ લે છે, ઓઢે છે અને સેવે છે તેને આત્મસાત્ (assimilate) કરતાં એને વાર લાગતી નથી. જેમ માણસની હથેળી પરની ભાગ્યરેખાઓ એ માતાના ગર્ભમાં મૂઠી વાળીને પડેલો હોય છે ત્યારે જ ઘડાય છે, તેમ માણસનું સામાન્ય વ્યક્તિત્વ પણ ઉપર કહ્યું છે તે રીતે એને મળેલું જ હોય છે.

ત્યાર પછી આગળ વધતાં કોણ જાણે શી રીતે અને ક્યા ક્રમે એ પોતાનું એવું નોખું વ્યક્તિત્વ કેળવતો જાય છે. અને આમ લાધેલાં અને કેળવેલાં અને પચાવેલાં તત્ત્વો ઉપરાંત તદ્દન સ્વતંત્ર એવાં તત્ત્વો એ ખીલવે છે અને એને જ પોતાના જીવનમાં સર્વોપરી સ્થાન આપે છે.

કન્યા જેમ માતાપિતાના હાથ તળે ઊછરીને મોટી થયેલી હોવા છતાં એક ક્ષણમાં એ સંબંધનો ત્યાગ કરી આખા જન્મારા માટે પોતાના પતિને વળગે છે અથવા કોઈ માણસ પોતાનું આખું ઘડતર કોરે મૂકી પોતાના દીક્ષાગુરુના સંસ્કારોને અપનાવે છે, અથવા ધર્માન્તર કરનાર માણસ જેમ એક સમાજની આખી દુનિયામાંથી નીકળીને બીજા સમાજની બીજી દુનિયામાં પ્રવેશ કરે છે, અને ત્યાંનો પૂરેપૂરો રહીશ થઈ જાય છે, તેવી જ રીતે માણસનું સ્વતંત્ર વ્યક્તિત્વ જ્યારે ખીલે છે ત્યારે મેળવેલાં, ભેળવેલાં, અને અમુક અંશે કેળવેલાં તત્ત્વો પણ ગૌણ થઈ જાય છે અને પોતાને ઓળખતો થઈ એ પોતાના પોતાપણાનો જ વિકાસ કરે છે.

એ જ એનો સાચો જન્મ છે. એ જ એના વ્યક્તિત્વનો પાયો છે.

આ રીતે સાચો જન્મ થયા પછી એને મૌલિક જે ધર્માનુભવો થાય છે તેની અસર એનાં પૂર્વ વયનાં ઓઢેલાં તત્ત્વો ઉપર થાય છે. સાથે સાથે એ પુરાણાં તત્ત્વો પણ સામાં એના ઉપર અસર કરે છે. અને બંનેના ઓતપ્રોત

થવામાંથી માણસની વિભૂતિ વણાય છે.

આ વણાટ અમુક હદ સુધી ચાલ્યા પછી, અથવા તો તે પહેલાં પણ, માણસના જીવનમાં શાસ્ત્રો પ્રવેશ કરે છે. ખરું જોતાં વ્યક્તિનો ધર્માનુભવ અને એની ધાર્મિક કલ્પનાઓ સમાજમાં ફેલાવા માંડે ત્યારે એમને સ્થિર રૂપ આપવા માટે જ શાસ્ત્રો રચાયેલાં હોય છે. પણ શાસ્ત્રો રચનારા દુનિયા આગળ દાવો કરે છે અને પછી પોતે પણ માનતા થાય છે કે એમનું જ્ઞાન – એમની એ પ્રેરણા – કોઈ શ્રેષ્ઠ અને અલૌકિક સત્તા પાસેથી એમને મળેલી છે. તેથી એ શાસ્ત્રોની બહાર જવાય જ નહીં, એ જાતનો આગ્રહ ઉત્પન્ન થાય છે.

જેને ઉત્તમ નૃત્ય કેળવવું છે તે શરૂઆતમાં પોતાના પગમાં ભારે ભારે વાળા પહેરે છે, કે જેથી પગ ખોટો પડે જ નહીં, પણ જો એ વાળા એટલા ભારે થઈ જાય કે નાચવા માટે પગ ઊપડે જ નહીં તો તે શા કામના? શાસ્ત્રના ગ્રંથો આ વાળા જેવા છે. એમની આજ્ઞા મનુષ્યજીવનને, વ્યક્તિગત તેમ જ સામાજિક જીવનને ઠરેલ બનાવે છે, ઘણી ભૂલોમાંથી બચાવે છે, છીછરાપણું ટાળે છે અને વર્તમાન કાળને ભૂતકાળ સાથે જોડી દે છે. પણ જો શાસ્ત્રો પુરુષાર્થને જ હણે, વિકાસને રોકે તો એ શાસ્ત્રો બેડીરૂપ થાય. મડદાં જેમ પોતે મરેલાં હોઈ સડીને બીજાને મારે છે તેવી જ રીતે બેડીઓ પણ પોતે જડ હોઈ બીજાને જડ બનાવી દે છે. બેડીઓ જેમ આખરે તોડવા માટે હોય છે તેમ જડ અને કાલગ્રસ્ત રૂઢિઓ પણ તોડવા માટે હોય છે. નિષ્પ્રાણ થયેલું શરીર જેમ ન રખાય તેમ અર્થવિહીન રૂઢિઓ પણ ન ટકાવાય.

રૂઢિપરાયણતા અમુક હદ સુધી સ્વાભાવિક છે, આવશ્યક છે. એનું પ્રયોજન પૂરું થયા પછી રૂઢિ સામેનો બળવો જાગે જ છે. એ બંડખોર વૃત્તિ પણ આવશ્યક છે, સ્વાભાવિક છે, સારી છે. પણ બંડખોરવૃત્તિ પોતાની મેળે કૃતાર્થ નથી થઈ શકતી. બંડ કરીને જૂનું તોડી પાડ્યા પછી જે પોલાણ ઉત્પન્ન થાય છે તે જૂના સડા કરતાં ઓછું ભયાનક નથી હોતું. ઘણા બળવાખોરો બળવા પછી કશું નવું, નક્કર, જીવતું અને વિકસતું આપી ન શકવાથી પરાસ્ત થયા છે. માણસના જીવનની સાર્થકતા એની સિસૃક્ષામાં રહેલી છે. માણસ સમયાનુકૂલ એવું નવું નવું રચે, નિર્માણ કરે, ચલાવે અને વિકસાવે ત્યારે જ એનામાં ઐશ્વર્ય આવે છે. અને એ વાટે જ એ અમર બને છે.

મારા જીવનમાં આ બધી બાજુઓ મેં બહુ વહેલી અનુભવી છે. એ બધાનું પ્રામાણિક બયાન મારી પાછળ મૂકી જાઉં તો તે અવશ્ય ઉપયોગી થાય. પણ તેમ કરતાં એક મહાભારત આત્મચરિત થઈ બેસે. અત્યારે કેવળ ભિન્ન ભિન્ન મૌલિક ધર્માનુભવોનો ઉદય કેમ થતો ગયો એનાં સંસ્મરણો જીવનક્રમે નોંધવાં છે.

એનો પ્રારંભ 'હરિજનબંધુ'માં કર્યો હતો. ત્રણચાર લેખો લખ્યા હશે. પણ 'હરિજનબંધુ'માં તે અસ્થાને છે એમ જોઈને એ માળા ત્યાં જ છોડી દીધી હતી.

પણ એ સંકલ્પ છોડેલો ન હોવાથી એ માળા આગળ ચલાવવાનો વિચાર છે. એને પૂરી કરવાનો વિચારે નથી અને તેમ કરવાની આશાયે નથી.

★

ધાર્મિક અનુભવો લખવા તો હું બેઠો છું, પણ ધાર્મિક અનુભવ એટલે શું? આજકાલના ઘણા લોકો એમ જ માને છે કે ધર્મ એટલે ઈશ્વરવિષયક અનુભવો અથવા અતીન્દ્રિય અંતરાત્મા વિશેના ગૂઢ અનુભવો. જૂના જમાનાના ઘણા લોકો અને આજના પણ કેટલાક પછાત લોકો ધર્માનુભવ વિશે અનેક વિચિત્ર ખ્યાલ સેવતા દેખાય છે. કાંઈક અકુદરતી બનાવ બને, દા. ત. પથ્થર પાણી ઉપર તરે, જાનવર મનુષ્યની વાણી બોલે, અચાનક મરી ગયેલો માણસ છતો થાય, અણધારી મદદ મળે, ગેબી અવાજ સંભળાય, વગર કારણે પ્રકાશ દેખાય, સુગંધનો અનુભવ થાય, – તો એ જ ધર્માનુભવ છે એમ તેઓ માનતા દેખાય છે. આવા ચમત્કાર અથવા સાક્ષાત્કાર દ્વારા પણ ધર્મનો અનુભવ થઈ શકે છે. પણ સામાન્ય રીતે કુદરતમાં જે ન મળે તે મળવાથી એમાં 'ધર્મ' પ્રગટ થાય છે અથવા માણસની પ્રગતિનું એ દ્યોતક છે એમ માનવું એ ભૂલભરેલું છે.

જે અનુભવ દ્વારા આત્માનો વિકાસ થાય છે, વ્યક્તિત્વ વધે છે, અતીદ્રિય વસ્તુઓ પર યોગ્ય શ્રદ્ધા બેસે છે અને માણસ ઈંદ્રિયસુખની લાલસા છોડી, દેહરખો મટી, ઊંચે ચડે છે તે ધર્માનુભવ છે. ઉત્કટ પ્રેમ, નિરપેક્ષ સેવાભાવ, સત્યની અને જ્ઞાનની અદમ્ય ખોજ, શીતળ ભાવે અથવા પ્રસન્નતાથી થતું બલિદાન, સર્વ ભૂતો પ્રત્યે સિદ્ધ થયેલો સમભાવ એ બધા ખરેખરા ધર્માનુભવો જ છે.

માણસ પૂર્ણ રીતે જીવન જીવે એટલે એને સ્વાભાવિક રીતે આવા અનુભવો આવતા જાય છે. પણ ધર્માનુભવની અસર જીવન પર ચમત્કારી અને ઊંડી થતી હોવાથી ખાસ સાધના દ્વારા – શ્રાવણ, મનન અને ધ્યાન દ્વારા એ અનુભવ વહેલા થાય, વ્યવસ્થિત થાય, અને ઊંડે પહોંચે એવો પ્રયત્ન માણસ કરે છે. ધર્માનુભવ માટેની એ સાધનાની સફળતાને પણ ધર્માનુભવ તરીકે જ ઓળખવામાં આવે છે.

કેટલાક લોકોને અમુક ધર્માનુભવ થાય તોયે એ ધર્માનુભવ છે એમ તેઓ ઓળખી શકતા નથી. અને એથી ઊલટું કેટલાક લોકો જરા સરખો કાંઈ આડોઅવળો અનુભવ થયો તો એને સાક્ષાત્કાર માની બેસે છે.

મારે મારા અનુભવના દાખલાઓ દ્વારા ધર્માનુભવ વિશેની કલ્પના પણ સ્પષ્ટ કરવી છે. ઉત્તમ વાત તો એ થાત કે ધર્માનુભવ કેમ થતો ગયો એનો વિકાસ ક્રમશઃ હું બતાવી દઉં. પણ 'સ્મરણયાત્રા'માં જેમ સળંગ આત્મચરિત્ર ન દેતાં વીણેલા અમુક પ્રસંગો જ આપ્યા છે તેવી જ રીતે અહીં પણ ચાલવાનો છું.

૨૮–૧૧–'૩૯

# ૧. ધન્ય સંકલ્પ

અમે સાતારામાં હતા. એક દિવસ એક મૂંગો સાધુ અમારે પાછળને બારણે આવ્યો. પિતાશ્રી બહાર આવ્યા. એમણે સાધુને પૂછ્યું, 'શું જોઈએ છે?' એણે કશો જવાબ વાળ્યા વગર પિતાશ્રીને ઇશારો કર્યો કે નીચે બેસો. પિતાશ્રી બેસી ગયા એટલે એણે પાણીથી ભરેલું એક રૂપાળું વાસણ હાથમાં લઈ પિતાશ્રીને કપાળે અડાડ્યું અને પોતાની મૂંગી ભાષામાં કાંઈક આશીર્વાદનાં વચનો પણ વગર અવાજે બોલી ગયો. પછી એણે બીજી એક બાટલીમાં પાણી હતું એમાંથી થોડુંક કાઢીને પિતાશ્રીના માથા પર થોડો છંટકાવ કર્યો. પિતાશ્રીએ મને ખેંચીને પોતાના ખોળામાં બેસાડ્યો, એટલે સાધુએ મારે માથે પણ એ પાણીના ચાર છાંટા નાખ્યા. પિતાશ્રીના મોઢા પર ધન્યતાની મુદ્રા છવાઈ. એમણે ઓટીમાંથી થોડાક પૈસા કાઢી પેલા સાધુને આપી દીધા. સાધુએ પેલું જળનું ઠંડું વાસણ મારે કપાળે પણ અડાડ્યું. પિતાશ્રીએ કહ્યું કે, 'નમસ્કાર કરજે.' મેં નમસ્કાર કર્યા અને પછી પૂછ્યું કે, 'આ શાનું પાણી છે?' પિતાશ્રીએ જવાબ વાળ્યો કે, 'આ પવિત્ર ગંગાજળ છે. આ સાધુઓ મહિનાઓ સુધી ચાલતા ચાલતા કાશી જાય છે અને ત્યાંથી ગંગાજળ ભરીને ફરી ચાલતા ચાલતા આમ લઈ આવે છે.'

પિતાશ્રીને ખબર નહોતી કે ગંગાજળ આણે છે તે કાશીનું નહીં, પણ પ્રયાગથી ગંગા-યમુનાનો સંગમ થતાં પહેલાંનું ગંગાજળ જ લેવાય છે. કહેવાય છે કે સંગમ પછીના પાણીમાં જીવ પેદા થઈ શકે છે. આ જૂની માન્યતા ઉપરથી આજના લોકો કહે છે કે ગંગા નદીના પાણીમાં 'બૅક્ટેરિયા' જંતુ નથી હોતાં. તે કેટલે દરજ્જે સાચું છે તે કોણ જાણે.

તે દિવસથી હું બધાને ગંગા વિશે અને ગંગાજળ વિશે પૂછતો. સાધુએ કરેલી ક્રિયા અને પિતાશ્રીના મોઢા ઉપરની પ્રસન્ન ગંભીર ભાવના — બંનેની મારા મન ઉપર ભારે અસર થઈ. મેં સાંભળ્યું કે જે વર્ષે હું જન્મ્યો તે વર્ષે મારા નાના મારાં ફોઈને લઈને કાશીયાત્રાએ ગયા હતા. તેમણે પણ પિત્તળ અને તાંબાથી બનેલા એક મોટા વાસણમાં ગંગાજળ આણ્યું હતું.

ગંગા આકાશમાંથી ઊતરી તે મહાદેવની જટા ઉપર ઊતરી, ત્યાંથી તે હિમાલયમાં પ્રગટ થઈ અને હરદ્વાર, પ્રયાગ, કાશી વગેરે સ્થળોને પાવન કરતી કરતી સમુદ્રને જઈને મળી. આ પૃથ્વી ઉપર ગંગા આવી એટલે માણસને પોતાના ઉદ્ધારનું સાધન જડ્યું.

આ બધી વસ્તુઓ જેમ સાંભળતો જાઉં તેમ ગંગા પ્રત્યે મારી ભક્તિ વધતી જાય. મેં મનમાં વિચાર કર્યો, કોક દિવસે તો કાશી જઈશ જ અને ગંગાનું પાણી ધરાઈને પીશ. પછી સ્વર્ગે જવાનો મારો રસ્તો મોકળો થશે. મેં મારો સંકલ્પ

આજી આગળ વ્યક્ત કર્યો. આજીએ રાજી થઈને કહ્યું, 'ધન્ય છે તારો સંકલ્પ!'

'હું કાશીએ જઈશ' એમ કોઈ સંકલ્પ કરે તો તેટલાથીયે એને પુણ્ય લાગે છે, —काशीस जावें, नित्य वदावें. (કાશીએ જવું છે એમ હંમેશ બોલવું.)

આજીએ મારાં વખાણ કર્યાં એટલે મારી સાત્ત્વિકતા ઉપર હું વારી જવા લાગ્યો. મને ગર્વ થયો કે હું કેટલો સાત્ત્વિક, પુણ્યવાન છું. તે વખતે સાત્ત્વિક અને પુણ્યવાન એ મારે માટે શબ્દો જ હતા. એમનો અર્થ કંઈક સારો છે એટલું જ જાણતો. આજીએ કહ્યું, 'બધા જ લોકો કંઈ કાશીયાત્રાએ જઈ શકતા નથી; એટલે માણસ મરવા પડે એટલે ક્યાંક પૂજામાં રાખેલા ગંગાજળમાંથી ચાર ટીપાં કાઢીને માણસના મોઢામાં નાખી દે છે. ગંગાજળનું એક પણ બિંદુ માણસના ગળામાં પહોંચ્યું કે યમરાજના દૂતો એ માણસને અડી શકતા નથી. પછી તો મહાદેવના શિવદૂતો જાતે આવીને એ માણસને કૈલાસ લઈ જાય છે. શરીરે ભસ્મ લગાડેલા શિવદૂતોને જોતાંવેંત યમરાજના દૂતો ભાગી જાય છે.'

આવી આવી વાતો સાંભળીને કાશી અને ગંગા પ્રત્યે તેમ જ હિમાલય પ્રત્યે મનમાં ભક્તિ જામી. તે અનેક રૂપે મનમાં ફેરવાયા છતાં આજે પણ હૃદયમાં કાયમ છે. ધાર્મિક હિંદના હૃદયનું કેન્દ્ર કાશી જ છે. અને એવા ધાર્મિક જીવનના પ્રવાહનું પ્રતીક શ્રી ગંગામૈયા છે. નદીઓ પ્રત્યેની કૃતજ્ઞતા આમ ધર્મ સાથે જોડી દેવાની ખૂબી ખરેખર અભિનંદનીય છે.

આજીએ એમ પણ કહેલું કે કાશીયાત્રા કરીને પાછા આવેલા પુણ્યવાન લોકોનો ચરણસ્પર્શ કરીએ તોયે આપણે પાવન થઈએ છીએ.

આ સાંભળ્યા પછી જ્યારે જ્યારે સાંભળતો કે અમુક ભાઈ કે બહેન કાશીએ જઈ આવ્યાં છે, ત્યારે ત્યારે એમના તરફ હું નવી જ નજરે જોતો કે કેટલા ધન્ય આ લોકો છે! સંકોચને કારણે એમનો ચરણસ્પર્શ હું કરતો નહીં, પણ આપણા કરતાં આ લોકો શ્રેષ્ઠ છે, હું અધન્ય છું, આ લોકો ધન્ય છે, એવી લાગણી મનમાં સેવતો.

# ૨. પાપ અને પુણ્ય

સાતારાની જ વાત છે. સાંજનો વખત હતો. અમે બધાં બાળકો સીતાફળીના ઝાડની તળે સાંજનો નારતો કરવા બેઠાં હતાં. મારા મોટા ભાઈઓ નિશાળથી પાછા આવે કે તરત એમને કાંઈ ખાવાનું મળવું જ જોઈએ. હું નિશાળે જવા જેવડો મોટો નહોતો. પણ આખો દિવસ કૂદંકૂદા કરીને મને પણ એ વખતે ભૂખ લાગતી, એટલે અમે બધા દૂધની દશમી, ઘી અને અથાણું લઈ ખાવા બેસતા. સીતાફળીની આસપાસ આંગણું લીંપીને સાફ રાખેલું હતું, એટલે નાસ્તામંડળી ત્યાં પ્રસન્નતાથી બેસતી.

સીતાફળીના ઝાડ પાસે ઉંબરાનું જૂનું ઝાડ હતું. એણે ન જાણે કેટલા ઉનાળા અને શિયાળા ખાધા હતા. ઝાડની છાલમાં તડો પડી હતી, અને આખા થડ ઉપર છાલના પોપડા વળી ગયા હતા. બેઠાં બેઠાં ગોંદુ નખ વડે એ પોપડા ઉખાડતો હતો. કાશીભાભીએ એને વાર્યો અને કહ્યું, 'આમ કરવાથી પાપ લાગે છે.' ગોકળબહેને કહ્યું, 'ના, પોપડા ઉખાડવાથી પુણ્ય થાય છે.' પછી ચર્ચા ચાલી. મારે માટે બંને શબ્દો નવા હતા. મેં પૂછ્યું, 'બેમાંથી કયું સારું? પાપ સારું કે પુણ્ય?' મંડળીમાં કોઈ પીઢ માણસ હતું નહીં, એટલે બધા મૂંઝાયા. મેં પૂછ્યું, 'પણ ગોકળબહેન, પાપ લાગે છે કે પુણ્ય લાગે છે એ તમે શી રીતે જાણી શકો?' એમણે કહ્યું, 'આપણને ખરજવું થયું હોય અને ચામડી ઉપરની પોપડીઓ આપણે કાઢી નાખીએ ત્યારે આપણને કેટલું સુખ થાય છે! આ ઝાડને પણ એમ જ થાય છે. કોકનું ભલું કરીએ, કોકને સુખ આપીએ તો આપણને પુણ્ય લાગે છે. કોકને હેરાન કરીએ ત્યારે પાપ લાગે છે.' કાશીભાભીએ કહ્યું 'વાત સાવ સાચી છે. પણ પોપડા ઉખાડવાથી આ ઝાડને દુ:ખ થાય છે. પોપડા સાવ સૂકાઈ ગયા હોય, તો એની મેળે ખરી પડે. હાથે કરીને કાચા પોપડા ઉખાડો તો ઝાડને દુ:ખ થયા વગર રહે નહીં.'

ઝાડને સુખદુ:ખ હોય છે કે નહીં એ સવાલ કોઈએ ઉઠાવ્યો નહીં. ઝાડ જીવે છે એટલે એને સુખદુ:ખ હોવું જોઈએ એટલી માન્યતા અમારામાં પ્રથમથી જ હતી. એ શી રીતે આવી એ હું કહી ન શકું.

પછી તો ઝાડને પાણી પાઈએ તો પુણ્ય લાગે કે નહીં? ઝાડનાં પાંદડાં તોડીએ તો કેમ? ફૂલ તો પૂજા માટે રોજ તોડાય છે, એનું કેમ? એમાં પાપ હોત તો પૂજા માટે ફૂલો ન જ વપરાત, વગેરે સવાલો ચર્ચાયા. આજના સ્મરણ પ્રમાણે તે વખતે દેવપૂજાનું મને કશું ભાન નહોતું. પિતાશ્રી નાહીને દેવઘરમાં બેસતા તે વખતે કોઈને અડવા દેતા નહીં. હું નાગો થઈને જાઉં તો મને અડવામાં વાંધો નહોતો, એટલું જ તે વખતનું મારું પૂજાનું જ્ઞાન. એટલે માણસનું નાગું શરીર

પવિત્ર છે, આભડછેટ કપડાંની જ છે, એવી કાંઈક માન્યતા બંધાઈ હતી. રેશમી કપડાં, ઊની કપડાં, શણનાં રંગીન કપડાં અને ધોઈને સૂકવેલાં અને કોઈનાથી અસ્પૃષ્ટ એવાં કપડાં, એ પૂજામાં ચાલે છે એ પણ ભાન હતું. રસોડામાં તો અમને છોકરાઓને કોઈ પેસવા જ ન દે. આ બધી વિગતો વિધિનિષેધની હતી. અમુક કરાય અને અમુક ન કરાય એને માટે 'કેમ' એ સવાલ ઊઠતો નહોતો. પણ ઝાડના પોપડા ઉખેડવામાં તો ઝાડને સારું લાગે છે કે નહીં, એને લાભ છે કે હાનિ છે, એનો સવાલ હતો. એ ઉપરથી પાપ અને પુણ્ય નક્કી થવાનું હતું. મારા બાળમાનસને એ વસ્તુની ખાસિયત ન લાગી હોત તો એ પ્રસંગ યાદદાસ્તમાં આટલો ચોંટયો ન હોત.

ત્યાર પછી ગાયને પંપાળવામાં અથવા એનાં બે શિંગડાં વચ્ચેના ભાગમાં ખંજવાળવામાં પુણ્ય છે એ વસ્તુને મેં જાણી. ગાય પોતાની ખરી વડે પોતાના શરીરના ગમે તે ભાગ સુધી પહોંચી શકે છે, પણ બે શિંગડાં વચ્ચેનો ભાગ એમનો એમ રહી જાય છે. ત્યાં ગાય આપણી મદદની આશા રાખે છે. એટલે તે ખંજવાળવામાં પુણ્ય વધારે, એટલું જ્યારે જાણ્યું ત્યારે મને ખૂબ જ આનંદ થયો. ઘરની ગાય ગરીબ હતી એટલે એ પુણ્ય હું સહેજે મેળવી શકતો હતો.

પુણ્ય અને પાપની વિગતો અને એના પ્રસંગો પછી તો વધવા લાગ્યા. ચકલીઓ માટે ઠીકરામાં પાણી ભરી રાખવું, ચકલીઓ માળા બાંધવા માંડે એટલે રૂના કડકા આમતેમ ફેંકી દેવા જેથી એ ઊંચકીને લઈ જાય વગેરે ધંધા વધવા લાગ્યા.

રાત્રે ઘરમાં દીવીઓ બળતી. ઘાસલેટ તે વખતે અમારા ઘરમાં આવ્યું નહોતું. રાત્રે મંકોડા એ દીવીની આસપાસ પ્રદક્ષિણા કરતા. પ્રથમ પ્રથમ સાવરણી લઈને હું એ મંકોડાને વાળી નાખતો, પણ પાપપુણ્યનો વિવેક જાણ્યા પછી એમને કનડવાનું મેં છોડી દીધું. એ મંકોડામાં એકાદ મંકોડો બહુ જ મોટો રહેતો, અને એ અવળો ફરતો. મને થતું આ તો રાક્ષસ છે. સવળો ફરતો નથી. એટલે એવાને અધ્ધર પકડી દૂર ફેંકી દેતો. એક દિવસે એવા એક મંકોડાએ પોતાના ચીપિયાની પકડથી મને એવો તો ડંખ માર્યો કે આંગળીમાંથી લોહી જ નીકળ્યું. પણ એ તો સહેજ.

ધાર્મિક માન્યતાઓમાં બોટઅબોટનો વિવેક એ એક અજબ વસ્તુ છે. એમાં માણસની મતિ ચાલે નહીં. પાપપુણ્યનો વિવેક એ બીજી વસ્તુ છે, જેમાં સજીવ સત્ત્વોનાં સુખદુ:ખનો, ભલાબૂરાનો સવાલ હોય છે. એ ભેદ મારા મગજમાં ઠસી ગયો. છેક નાનપણમાં બોટઅબોટ અને એઠાજૂઠાનો વળગાડ અમ બાળકો માટે નહોતો. એટલે હું તો પાપપુણ્યનો જ ડગલે ને પગલે વિચાર કરતો થયો. પાણીમાં કીડી તણાઈ જાય એટલે એને બચાવવી, ખાળમાં એકાદ માખી ડૂબતી હોય ત્યારે તણખલા વતી એને બહાર કાઢવી, વગેરે તરફ ધ્યાન જવા લાગ્યું. અને તે એટલું વધ્યું કે જ્યાંત્યાં નજર એ જ વસ્તુને શોધે. પ્રથમ પ્રથમ પુણ્ય વધાર્યાનો

અકળામણ શરૂ થઈ, અને દુખિયાની વહારે ધાવું એ અગવડભરેલો ધર્મ જણાવા લાગ્યો. દોડવાકૂદવાની સ્વાભાવિકતા કાંઈક ઓછી થઈ. દુ:ખી જીવડાં ઉપર નજર ન પડે તો કેવું સારું એવું મનમાં થવા લાગ્યું. હું નજર ટાળવાનો પ્રયત્ન કરું, પણ નજર અવળચંડીની પેઠે અચૂક જાય જ. દુખિયાનું દુ:ખ દૂર કરવાનો પ્રસંગ હું ટાળું છું એ સારું નથી એમ પણ મનમાં થતું. સ્વાભાવિકતા નષ્ટ થયાથી હું અસ્વસ્થ રહેતો અને પાપપુણ્યનો ફરી ફરી મનમાં વિચાર કરતો. આ અકળામણ ક્યારે અને કેમ નીકળી ગઈ અને હું કેમ રીઢો થયો એ આત્યારે યાદ નથી. પણ પાપપુણ્ય જીવન સાથે સંકળાયેલાં છે એ તે દિવસથી જે જાણ્યું તે બરાબર ચોંટ્યું જ છે. આજે સ્મરણશક્તિ તાણતાં ધર્મનો મારો પ્રથમ અનુભવ આ જ જણાય છે.

ક્રમમાં બીજું સ્થાન નક્કી કરતાં કંઈક મુશ્કેલી ઉત્પન્ન થઈ છે. હું માનું છું કે પાપપુણ્યના ખ્યાલ પછી જેનો ઉદય થયાનું ચોક્કસ ભાન છે એ તો માતપિતા પ્રત્યેની ભક્તિનું છે. પણ મંદિરે જઈ મૂર્તિઓની પૂજા ચાલતી જોવાનું એ જ અરસામાં થયેલું હોવાથી કદાચ એને બીજું સ્થાન આપવું જોઈએ એમ લાગેલું આજે જ્યારે આ લખું છું ત્યારે ગણેશચતુર્થી છે, અને નાનપણમાં જ્યારે મા કે દાદી સાથે મંદિરે જતો ત્યારે હનુમાન અને ગણપતિનાં મંદિરે જ જતો, એટલે આજે ભગવદ્દર્શન અને મૂર્તિપૂજાની પ્રાથમિક કલ્પના વિશે લખવાનો મોહ થયો હતો. પણ બાલમાનસનાં લગભગ ભૂંસાઈ ગયેલાં સ્મૃતિચિત્રો તપાસતાં થાય છે કે ઈશ્વરભક્તિ પહેલાં માતપિતાની ભક્તિ જ જાગેલી હતી.

શ્વાસ લેવો, ખાવું, પીવું અને ઊંઘવું એ માણસને જેટલું સ્વાભાવિક છે તેટલું જ માતપિતા પ્રત્યેનું આકર્ષણ બાળકોને માટે સ્વાભાવિક છે, એમ મને લાગે છે. તેમાંયે માતા પ્રત્યે તો આકર્ષણ લઈને જ બાળક જન્મે છે. મારી બાબતમાં પિતા પ્રત્યેનું આકર્ષણ પણ જન્મથી જ સ્વાભાવિક થયું હતું. એનું ખાસ કારણ હતું. મારા કરતાં સહેજ મોટો મારો ભાઈ ગોંદુ નાનપણમાં બહુ જ માંદો રહેતો. એના પછી હું દોઢ વર્ષે જન્મ્યો, એટલે મારી માતા ગોંદુને સાચવે અને મારી સંભાળ લેવાનું કામ પિતાશ્રી કરે, એવી ગોઠવણ હતી. મને નવડાવવાનું, જમાડવાનું, સુવાડવાનું બધું જ કામ પિતાશ્રી કરતા. રાત્રે મારે લઘુશંકા કરવા જવું હોય તો પિતાશ્રી મને ઊંચકીને આંગણામાં લઈ જતા. મને આશ્ચર્ય થતું કે અંધારામાં એમને રસ્તો જ કેમ જડતો હશે? એ આશ્ચર્યમાંથી મન સાથે નિશ્ચય થયો કે પિતાશ્રીની

શક્તિ કંઈ અજબ છે. તેઓ તો બધું જાણે, બધું કરી શકે, દરેક મંદવાડની દવા એમની પાસે હોય જ. ફોટો પણ જે પાડી શકે તેમની શક્તિનું માપ શી રીતે કઢાય? આવી રીતે પિતા પ્રત્યે પ્રેમ અને આદર જન્મથી હતાં.

માતા પ્રત્યે પ્રેમનો ઉમળકો એટલો બધો હતો કે ત્યાં આદર જેવી વસ્તુ સંભવતી જ ન હતી. પોતાનું શરીર જેટલું પોતાનું લાગતું તેટલી જ મા પોતાની લાગતી. મા પ્રત્યે આદરભાવ જેવી વસ્તુ હતી નહીં, પણ સદ્ભાવ તો સોયે ટકાનો હતો. મા જે કહે તે સાચું. જે લાગણી હૃદયમાં રેડે તે તરત ત્યાં વવાય. માએ કહ્યું કે પાંડવો સારા હતા અને કૌરવો ખરાબ હતા, ત્યારે તે કેમ એવો સવાલ તો મનમાં ઊઠતો જ નહીં. પાંડવો સારા હોવા જ જોઈએ. લાગણીઓનું બીજારોપણ આવી રીતે થાય છે, અને હું માનું છું કે આમ જ થવું જોઈએ. 'કેમ'નું પૃથક્કરણ પાછળથી આવે એ જ યોગ્ય છે.

માતપિતા પ્રત્યેની આ સ્વાભાવિક લાગણીનું ભક્તિમાં રૂપાન્તર કેમ થયું એ કહેવું મુશ્કેલ છે. મને ખ્યાલ છે કે આસપાસનાં સગાંવહાલાં અને શાળાના શિક્ષકોની શિખામણથી અને સાંભળેલી કે ગોખેલી કવિતાથી ભક્તિનું સ્પષ્ટ રૂપ બંધાયું. માબાપે જન્મ આપ્યો છે, નાનપણમાં તેમણે આપણે માટે કષ્ટ વેઠયાં છે વગેરે હંમેશની દલીલો એ લોકો રજૂ કરતા. માબાપે જન્મ આપ્યો છે એ ઉપકાર છે એમ તો નાનપણમાંયે લાગ્યું નહોતું; પણ એ દલીલ મગજમાં પેસતી જ નહીં, એટલે એનો વિચાર કરવાપણું પણ રહેતું નહીં. તેઓ આપણે માટે કષ્ટ વેઠે છે એ દલીલ પણ નાનપણને માટે વધારે પડતી હતી. સ્વાવલંબન શક્તિ જાગ્યા પછી જ કોઈના કષ્ટ પ્રત્યે ઉપકારબુદ્ધિ કેળવી શકાય છે. જ્યાં આખું જીવન જ માબાપ ઉપર આધાર રાખે ત્યાં ઉપકારનો ખ્યાલ શી રીતે આવી શકે? એટલે માબાપના ઉપકારવાળી દલીલો તો હવામાં ઊડી જતી. પણ માબાપ પ્રત્યે ભક્તિ ઈશ્વરભક્તિ જેટલી જ હોવી જોઈએ એટલી વાત વગર દલીલે મનમાં ઠસી ગઈ.

આગળ જતાં સવારે ઊઠતાંવેંત માબાપને રીતસર પગે લાગવાનો મેં નિયમ લીધો. અમારે ત્યાં આવો નિયમ રૂઢ ન હતો, એટલે કેટલાકને એનું આશ્ચર્ય થયું. લોકો મને ભક્ત તરીકે ઓળખાવવા લાગ્યા. પ્રથમ પ્રથમ હું શરમાતો. પાછળથી શરમ નીકળી ગઈ, પણ એની સાથે અભિમાનની શરૂઆત થઈ. શરૂઆતના દિવસોમાં એ અભિમાન નજીવું અને સાત્ત્વિક ગણાય એવું હતું. પણ એ વધતાં મારા મોટા ભાઈઓ કરતાં પણ હું કાંઈક સારો છું એવો ભાવ જાગ્યો, અને આવા ગર્વને કારણે જ પુંડલિક, શ્રાવણ વગેરે પિતૃભક્તોની વાર્તામાં મને વિશેષ રસ પડવા લાગ્યો.

ભક્તિમાંથી સેવા ઊપજી. પિતાશ્રીને પંખો નાખવો, એમના જોડા સાફ કરવા, માતાને બપોરે પાણી પાવું, અના વાળ ઓળવા, વગેરે સેવાના પ્રસંગો હું શોધવા લાગ્યો, અને જેમ પ્રસંગ મળે તેમ હું રાચતો.

આજે વિચાર કરતાં મને લાગે છે કે ધાર્મિક લાગણીની શરૂઆત માતપિતાની

ભક્તિથી થાય એ જ યોગ્ય છે. માણસની કુદરતી એટલે કે સ્વાભાવિક લાગણીઓ ખૂબ ચડે ત્યારે એમાંથી ધાર્મિકતા પ્રગટે છે, એ વાત જો સાચી હોય તો માતપિતા પ્રત્યેના પ્રેમમાંથી આદર, શ્રદ્ધા અને નિષ્ઠા પેદા થાય એ બધી રીતે ઉચિત છે.

## ૪. બાનો ધર્મ

જેમ જેમ વિચાર કરું છું, તેમ તેમ મને ખાતરી થાય છે કે મને મારો ધર્મ આપ્યો મારી બાએ. મારી બાને લખતાં-વાંચતાં આવડતું ન હતું એટલે સંસ્કૃત તો શું એકે મરાઠી ચોપડી સાથે પણ એનો પરિચય ન હતો. મારી દાદીને જેમ મંદિરે જઈને પુરાણ સાંભળવાની ટેવ હતી, તેવી ટેવ પણ મારી બાને ન હતી. એવી ટેવને મારી બા તો લત કહીને જ વખોડી કાઢતી. પોતાનું ઘર સાચવવું, પોતાનાં બાળકોની સુખાકારીમાં રચ્યાપચ્યા રહેવું, સગાંવહાલાં અને અતિથિ-અભ્યાગત બધાંની, પોતાની શ્રદ્ધા પ્રમાણે આગતાસ્વાગતા કરવી, માણસના આશ્રયે રહેલાં પશુપક્ષીઓ પ્રત્યે દયાભાવ રાખવો, કુળપરંપરાથી ચાલતા આવેલા ઉત્સવો અને તહેવારો ભક્તિથી ઊજવવા, અને એમાં રહેલું જીવનકાવ્ય માણવું એ જ મારી બાનો ધર્મ હતો. ઘરમાં કોઈ માંદું પડે, કોઈ પણ જાતનું સંકટ આવે, તો માનતા રાખવી, એ માનતા પૂરી થાય નહીં ત્યાં સુધી ઘણી ચોકસાઈથી એ દેવાનો હિસાબ રાખવો, અને પિતાશ્રીને વખતોવખત એની યાદ દેવડાવવી, એ બાનું પ્રધાન કર્તવ્ય હતું. કુટુંબમાં કાંઈ પણ મહત્ત્વનું પગલું ભરવું હોય, ઘરમાં નવી છોકરી આણવી હોય, મોટી મુસાફરીએ ઊપડવું હોય, તો કુળદેવનો કોલ પૂછ્યા વગર બા કશું કરે નહીં. હાલતાં ને ચાલતાં મારી બાને ભગવાનનું જીવતું સ્મરણ રહેતું. પિતા, માતા, દાદી, ફોઈબા, ભાઈઓ, ભાભીઓ વગેરે જેમ ઘરનાં કુટુંબીઓ હતાં, તેમ જ બિલકુલ તેટલી જ સત્યતાથી ભગવાન પણ અમારા કુટુંબી હતા. એ દેખાતા ન હતા, છતાં ઘરમાં એમની ઓરડી હતી, મુસાફરીમાં એ અમારી સાથે રહેતા. હું નથી માનતો કે મારી બા માટે એમનાં માતપિતા કે સાસુસસરા કરતાં કુળદેવ ભગવાન ઓછા પ્રત્યક્ષ હોય.

આજકાલના મારા જેવાની બાબતમાં ધર્મનું જ્ઞાન અને ધર્મનું આચરણ એ બે વચ્ચે જે જબરદસ્ત તફાવત હોય છે અને તે કારણે જે અખંડ અસંતોષ અને પશ્ચાત્તાપ રહે છે તે મારી બા માટે ન હતા. જે જાતનું સાદું બાળબોધ જીવન તેઓ જીવતાં એ જ ભગવાનને પ્રિય છે, એટલાની જ ભગવાન અપેક્ષા રાખે છે, એવી એની માન્યતા હતી. ભગવાન જાણે છે કે આપણે કાંઈ સાધુ — સત્પુરુષ નથી, આપણે કાંઈ ત્યાગી કે વૈરાગી નથી, આપણે કોઈ સંતમહંત નથી, આપણે સાદાસીધા ગૃહસ્થાશ્રમી છીએ. આપણો ધર્મ કેવો અને કેટલો તે ભગવાન બરાબર

જાણે છે. એ હળવા ધર્મની હળવી કસોટી ઉપર જ ભગવાન આપણને કસવાનો. એ કસોટીમાં આપણે હીણાં ન દેખાઈએ એટલે બસ — એ હતી મારી બાની શ્રદ્ધા. કોઈ કાળે કોઈનું બૂરું કરવું નહીં, ચિંતવવું નહીં, ઘરનાં બધાં પ્રત્યે પક્ષપાતરહિત એકસરખો પ્રેમ રાખવો, પરઘરથી આણેલી વહુઓને દીકરી જેવી રાખવી, પોતાનું સાચવીને બની શકે તેટલો પરોપકાર કરવો, અને સમાજમાં આપણું કોઈ ભૂંડું બોલી ન શકે એટલી અખંડ સાવચેતી રાખવી, એટલો એનો સમાજધર્મ હતો. દેવોની પૂજા તો નિત્ય ચાલે જ. પૂજા પૂરી થયા પહેલાં કશું ખાવું નહીં; પૂજા, નૈવેદ્ય, વૈશ્વદેવ અને કાગવાશ એ બધું એક પછી એક નિયમસર થતું, ત્યાર પછી ભોજન કરાય.

ધર્મને અંગે મારી બાના બીજા કેટલાક આગ્રહો હતા જે ઘરમાં આખર સુધી ચાલ્યા નહીં, પણ બાએ એ વિશેનો પોતાનો આગ્રહ આખર સુધી તાણી જોયો ખરો.

પહેલો આગ્રહ એ કે ઘરમાં ઘાસલેટના દીવા ન આવે. ઘરમાં જ્યાંત્યાં સમઈઓ દીવીઓ હોય, કોડિયાં હોય, રાત્રે બહાર ક્યાંય જવું-આવવું હોય તો કોપરેલનું ફાનસ હોય. એ દિવસો અને એને અંગે અમને વેઠવી પડતી હાડમારીઓ મને બરાબર યાદ છે. પણ બા તો હંમેશાં કહે કે તલનું તેલ સમઈમાં બાળવાથી ઘરમાં લક્ષ્મી રહે છે. ઘાસલેટ એ અવદસા છે. (અવદસા=અવદશા, એ લક્ષ્મીથી ઊલટી સ્થિતિ હતી. જેમ જાહોજલાલી અને પડતી એ બે શબ્દો છે, તેમ જ તે જમાનામાં લક્ષ્મી અને અવદસા એ બે શબ્દો વપરાતા.)

બાનો બીજો આગ્રહ તે ઘરમાં દૂધ ન ખરીદવાનો. मोज्या-माप्या खाशील काय पाप्या — તોળીને, જોખીને અને માપીને (ખાવાનું રાખો) તો હે પાપી તું કેટલું અને શું ખાઈશ? એ બાનું આ બાબતનું સૂત્ર હતું. ઘરમાં હાથી જેવી એક ભેંસ હોય, એકાદ કપિલા ગાય હોય, એટલે બાલબચ્ચાં બધાં દૂધ, દહીં, માખણ, ઘી ધરાઈને ખાય. બારણે કોઈ ભિખારી બપોરે આવ્યો હોય તો, એને ઠંડી ઠંડી છાસ પવાય. એને ઠેકાણે ગવળી પાસેથી જેવું તેવું દૂધ ખરીદીને કુટુંબ ક્યાં સુધી ચલાવાય? અમે સાતારાથી કારવાર ગયા, ત્યાંથી ધારવાડ ગયા, પછી બેલગામ આવ્યા, પણ ઘરમાં જ્યાં સુધી દુધાળું જાનવર ન હોય ત્યાં સુધી અમે બજારનું ઘી-દૂધ લઈએ પણ મારી બા પોતે ઘી-દૂધ વગર ચલાવે. બા કહે, “બજારનું ઘી ગંધાય છે, મારાથી ખવાય જ નહીં.” પરિણામે ઘરમાં ભેંસ આણવી જ પડતી.

બાનો ત્રીજો આગ્રહ તે ઘરમાં ગમે તેટલા મહેમાન આવ્યા હોય, બ્રાહ્મણ કે શૂદ્ર — બધાને ખવડાવવું જ જોઈએ. ગામડાના ખેડૂતો આવે તો એમને માટે ફક્ત ભાત અને પીઠલું તૈયાર થાય, પણ ઘરમાં ત્રણત્રણ ચારચાર વાર રાંધેલું મને યાદ છે.

ચોથો એક આગ્રહ જે આખર સુધી ન ટક્યો તે ઘરનાં ઘરેણાં વિશે હતો.

ઘરેણાં માટે શુદ્ધ સોનું જ વપરાય, ગિની ગોલ્ડ, જેને તે જમાનામાં 'પવન' કે 'પીન' કહેતા, તે જ્યારે પહેલી વાર મેં ઘરમાં આણ્યું અને એની વીંટી બનાવી ત્યારે બાએ મને ઠપકો આપ્યો. ગિનીનું સોનું ગમે તેટલું ચળકતું હોય, એનો રણકો ગમે તેટલો મધુર હોય, તોયે તે કમઅસલ ચીજ છે, એને ઘરમાં સ્થાન ન અપાય, એ બાની દલીલ હતી.

બાને પણ આ ધર્મ પાળતાં એક વાર ભારે સંકટ આવ્યું હતું. ગોવાના કારીગરો ગિનીના સોનામાંથી બહુ જ સુંદર, નાજુક કમળો બનાવતા. એને 'સાળકં' કહે છે. એવી સાળકંની જોડી જોઈ બાનું મન લોભાયું. એણે પિતાશ્રી સાથે એની વાત કરી. બંને વચ્ચે મહિનાઓ સુધી એની વાતો ચાલતી. એવી એક સરસ જોડી બનાવડાવવાનું નક્કી પણ થયું, પણ અંતે બા હિંમત હારી. એણે કહ્યું, "સોનાનાં ફૂલ તો ઘણાં છે, એ જ પહેરીને સંતોષ માનીશ." ત્યાર પછી કેટલાય સોનીઓને બાએ પૂછેલું કે શુદ્ધ સોનાનાં સાળકાં તૈયાર થઈ ન શકે? બધા કહે એટલી પાતળી પાંખડી શુદ્ધ સોનાની ન બની શકે. અને જાડી પાંખડી બાને ગમે નહીં!

## ૫. પિતાજીની સાધના

મારી માતાની ધર્મવિષયક કલ્પનામાં સામાજિક સદાચાર, કુલધર્મ, વ્રત અને ઉત્સવ એ જ વસ્તુ પ્રધાન હતી. પિતાજીની ધર્મભાવનામાં કુલધર્મ અને વ્રતોત્સવ તો હતા જ, પણ એ ઉપરાંત એક બાજુ કર્મકાંડને વિશેષ સ્થાન હતું, અને બીજી બાજુ કર્મના સિદ્ધાંતની અટળતા પર એમનો વિશ્વાસ મારા પર અસર કરતો હતો. તીર્થયાત્રા વિશે પણ એમનામાં ખાસ આકર્ષણ હશે એમ માનું છું.

સમાજ, સમાજધર્મ અને સામાજિક પ્રતિષ્ઠા પ્રત્યે મારી માતાની જે નિષ્ઠા હતી તેનો પિતાજીમાં લગભગ અભાવ હતો. લોકોમાં જઈને ભળવા તરફ એમનામાં ઘણી અરુચિ હતી. પોતાના જીવનવ્યવહારને અંગે જેટલા લોકોને મળવું પડે તેટલાને જ તેઓ મળતા. એમને એમના નાનપણમાં ગાયનનો શોખ હતો. ઘરમાં સતાર રાખી તે વગાડતા હતા, એમ મેં સાંભળ્યું હતું, પણ મારા દિવસોમાં એમણે એ વસ્તુનો સદંતર ત્યાગ કર્યો હતો. કોઈ પ્રિય ગીતની એકાદ લીટી પોતાપૂરતી ગણગણતા પણ મેં એકબે વાર જ એમને સાંભળ્યા છે. પૂજા પછી તેઓ જે મંત્રપુષ્પો બોલતા અથવા નાહ્યા પછી નવગ્રહસ્તોત્ર બોલતા, તેના માધુર્ય ઉપરથી જ મારે કલ્પના કરવી પડતી કે એમને સંગીતનો શોખ એક વખતે હશે ખરો. એમના નાનપણમાં પણ એમણે સંગીતની મહેફિલ ગોઠવ્યાનું મેં સાંભળ્યું નથી. દસ લોકોને ઘરમાં ભેગા કરવા, ચાપાણીની પાર્ટી કરવી, એ પણ એમને ગમતું ન હતું. ઘરમાં કોઈ મહેમાન આવી ચડે તો એમની આગતા-સ્વાગતામાં ઊણપ નહીં આવે, પણ એમણે કોઈને ખાસ બોલાવ્યા હોય અથવા પોતે ક્યાંય હોંશે હોંશે ગયા હોય

એવો એકે પ્રસંગ મને યાદ નથી. એ રીતે એમનો સ્વભાવ નિવૃત્તિપરાયણ હતો. વેદપઠન પાછળ નાનપણમાં એમણે ઠીક ઠીક મહેનત લીધી હતી. અમને બધાને સંધ્યાપૂજા, વૈશ્વદેવ, રુદ્ર, પવમાન, દેવે વગેરે વૈદિક સૂક્તો અને કર્મકાંડ ભણાવવા માટે એમણે શાસ્ત્રીઓ રોકેલા. ધાર્મિક વાચન તરીકે શિવલીલામૃત, રામવિજય, પાંડવ-પ્રતાપ, હરિવિજય, ગુરુચરિત્ર, મંગેશીમાહાત્મ્ય વગેરે ચોપડીઓ એમણે અમને પૂરી પાડી હતી. પણ પોતે ધર્મગ્રંથનું પણ વાચન કરવા બેસતા નહીં. રોજની પૂજામાં તેઓ અત્યંત તલ્લીન થતા. આપણે કોઈનું ભૂંડું કરીએ નહીં, તો ભગવાન આપણું કોઈ કાળે બૂરું કરે નહીં. આપણે પોતાની સજ્જનતા અને ઈશ્વરભક્તિ ઉપર વિશ્વાસ રાખીને દુનિયામાં પ્રવેશ કરીએ તો આપણે નિર્ભય છીએ. કોઈ આપણું બૂરું કરવા જાય તો એ દુર્જન પોતે જ ફજેત થશે. આપણે એની સામે પોતાની જાતને બચાવવાની કશી તરખડ કરવાની જરૂર નથી. આપણા ભોળપણમાં આપણે સુરક્ષિત છીએ. — એ જાતનો એમનો વિશ્વાસ મને ઘણો જ ઉપયોગી નીવડ્યો છે. પિતાશ્રીની એ અલિપ્તતા અને સમાજવિમુખતા મારામાં ઘણે અંશે આવેલી હોવાથી સમાજમાં આગળ આવવાની ગમે તેટલી તકો મને મળી હોય તોય એનો લાભ મેં લીધો નથી. આગળ આવવાની તક શોધવામાં કાંઈક હીનતા રહેલી છે એમ મારા મનમાં એવું તો ઠસ્યું છે કે એ જાતની વાસના મનમાં ઊઠતાં પહેલાં જ એનાથી હું શરમાઉં છું. આને હું મારા પિતાશ્રીનો વારસો ગણું છું.

કાલેલકર કુટુંબની જ રાંગણેકર શાખાના શ્રી રઘુનાથ બાપુ સાવંતવાડીમાં રહેતા હતા. એમણે ચાળીસ વરસ સુધી — અથવા વધારે — રાજયોગનો અભ્યાસ કર્યો હતો. ગુજરાતીમાં જેને 'અવળવાણી' કહે છે એવું રાજયોગ કે હઠયોગ અંગેનું કવિતાસાહિત્ય એમની પાસે ઘણું હતું. મનુષ્યસમાજના બાલ્યકાળમાં આવા સાહિત્યનું લોકોને ભારે આકર્ષણ હોય છે. એમાં રહેલી ગૂઢ વાતો જે ઉકેલી શકે તે જ ખરો વિદ્વાન અને રહસ્યનો જ્ઞાતા મનાય છે. મરાઠીમાં આવી અવળવાણીને 'જ્ઞાનદેવની મેખ' પણ કહે છે.

શ્રી રઘુનાથ બાપુએ મારા પિતાશ્રીને રાજયોગની દીક્ષા આપી. ત્યાર પછી વરસો સુધી મારા પિતાશ્રી રાત્રે સૂતાં પહેલાં ધ્યાન ધરવા બેસતા. એમના ધ્યાન માટે આસન ઈત્યાદિની તૈયારી કરી આપતાં મને ઘણી ધન્યતા જણાતી. હું નથી માનતો કે બાપુએ આપેલા મંત્રના જાપ ઉપરાંત પિતાશ્રી આ ધ્યાન દરમ્યાન બીજું કાંઈ કરતા હશે. એમનો એ સ્વભાવ ન હતો. એમની એ દિશા જ ન હતી.

રઘુનાથ બાપુએ જ્યારે મારા પિતાશ્રીને આત્મા અને પરમાત્માની એકતા સમજાવી અને અદ્વૈતની ભૂમિકા પર જઈને કહ્યું કે તમે પોતે જ પરબ્રહ્મ છો, ત્યારે પિતાશ્રીએ કંઈક અકળાઈને કહ્યું, "આપ કહો છો એ બધી વાત સાચી છે. પણ મારા કુળદેવ પ્રત્યેની નિષ્ઠા અને ભક્તિ ઓછાં થવાનાં નથી." બાપુ સાથેના પોતાના આ સંવાદનો રિપોર્ટ પિતાજીએ પોતે જ મને આપ્યો. પોતાની આવી આવી બધી વસ્તુઓ તેઓ મને કહેતા.

પિતાશ્રીની આ નિષ્ઠાનો મારા પર ઘણો પ્રભાવ પડ્યો. આગળ જતાં જ્યારે અદ્વૈતવાદના પરમ આચાર્ય શંકરાચાર્યનો નીચેનો શ્લોક મેં વાંચ્યો ત્યારે તરત મારા પિતાશ્રીનું સ્મરણ થયું:

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम्।
सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः।।

ભેદભાવ તદ્દન નીકળી ગયા છતાં હે નાથ! હું તારો છું પણ તું મારો નથી. 'સમુદ્રનું મોજું' એમ કહે છે. કોઈ ઠેકાણે 'મોજાંનો સમુદ્ર' એમ કહેલું નથી.

ભર્તૃહરિના શ્લોકમાં પણ જ્યારે છેલ્લે આવ્યું કે—तथापि भक्तिस्तरुणेन्दुशेखरे। શિવ અને વિષ્ણુ વચ્ચે ભેદ તો નથી છતાં મારી ભક્તિ ભાલચંદ્ર શિવજી પ્રત્યે જ છે. ત્યારે પણ મને પિતાશ્રીનું સ્મરણ થયું.

રઘુનાથ બાપુ સ્વભાવે પ્રચારક હતા. હુમલો લઈને આવ્યા. રેલનું પાણી ફેલાય અને પછી ઓસરી જાય તેવી રીતે એમના રાજયોગનું થયું. મારા નાનપણથી પિતાશ્રીની ધાર્મિક ભૂમિકાનો મને ઠીક ઠીક પરિચય હતો. મારી મુગ્ધ ભક્તિ અને ત્યાર પછીની નામસ્મરણ પ્રત્યેની અનુરક્તિ બંને પિતાશ્રી જાણતા હતા. તીર્થયાત્રા પ્રત્યેના મારા પક્ષપાતને પણ એમના તરફથી પ્રોત્સાહન મળ્યું હતું. હું જ્યારે બુદ્ધિવાદી સંશયથી ઘેરાયો, ત્યારે મારા મનની સ્થિતિ મેં પિતાશ્રીને સમજાવી હતી. હું હડહડતો નાસ્તિક થયો ત્યારે પણ ઘરના કુળદેવના પ્રસાદ પ્રત્યેની મારી ભક્તિ મેં પિતાશ્રીને જણાવી હતી. એ ખૂબી તો પિતાશ્રીની નિષ્ઠામાંથી જ ઉદ્ભવી હતી. મારા સંશયવાદના દિવસોમાં પિતાશ્રી મારી બધી વસ્તુઓ ચુપચાપ સાંભળે. એમણે એક શબ્દથી પણ મારો વિરોધ ન કર્યો. તેઓ એટલું જ કહેતા, "તારી બધી વાત સાંભળ્યા છતાં, કુળદેવ પ્રત્યેની મારી નિષ્ઠા ઓછી નથી થતી. એ જ આપણું રક્ષણ કરે છે. એ જ આપણને દોરે છે."

આગળ જતાં જ્યારે મારી નિષ્ઠા વેદાન્ત ઉપર દૃઢ થઈ, ત્યારે મેં એની વાતો પિતાજી આગળ કરી. એમાં એમને ઘણો રસ પડવા માંડ્યો. એક દિવસ પિતાજીએ કહ્યું કે, "મારે તારી સાથે ભગવદ્ગીતા વાંચવી છે." એમને સંસ્કૃત આવડતું ન હતું. પણ ગીતાના શ્લોકો બોલી જવાનો અને એનો અર્થ સમજવાનો એમને ઉત્સાહ હતો. રઘુનાથ બાપુ અને એમનો રાજયોગ જે ન કરી શક્યા તે ગીતાએ કર્યું. વેદાન્તના સિદ્ધાંતો જેમ જેમ ચિત્તમાં ઠસતા ગયા તેમ તેમ આખો જન્મારો અત્યંત શ્રદ્ધાથી કેળવેલાં કર્મકાંડ-ક્રિયાકાંડ પિતાશ્રીના જીવનમાંથી ઢીલાં થતાં ગયાં. બોટઅબોટનો એમનો આગ્રહ પણ મર્યાદિત થયો. તેઓ જગત, જીવ અને જગદાત્મા વિશે ચિંતન કરવા લાગ્યા અને વિશ્વનું રહસ્ય શોધવામાં રહેલા આનંદમાં તેઓ ગરક થવા લાગ્યા. આવા ચિંતનમાંથી કોઈ સિદ્ધાંત તેઓ તારવી શકતા ત્યારે ઘણા ઉત્સાહથી તેઓ મારી સાથે એની ચર્ચા કરતા. એમના મૃત્યુને સમયે એમની આગળ આખી ગીતાનું મેં પારાયણ કર્યું ત્યારે મને જે સમાધાન મળ્યું તે હું શબ્દોમાં વ્યક્ત ન કરી શકું.

# ૬. બાએ શીખવેલો કુટુંબ-ધર્મ

મારી બાએ મને જેમ મારો ધર્મ આપ્યો તેમ ચોક્કસ શબ્દોમાં કુટુંબીઓ પ્રત્યે મારો ધર્મ પણ મને શીખવ્યો.

પુત્રનો પિતા પ્રત્યે શો ધર્મ છે એ તો એ અનેક વાર મને સમજાવતી. પિતાજી પોતાના સુખનો કે આરામનો કશો વિચાર કર્યા વગર જે આટલી દિવસ-રાત મહેનત કરે છે, મેળવેલું ધન પોતાને માટે જરા સરખું વાપર્યા વગર અમારે માટે ખરચે છે, અમારી કેળવણીની આટલી બધી ઈંતેજારી રાખે છે, માંદા હોઈએ ત્યારે ઉજાગરા વેઠે છે, અમારી પ્રગતિથી સંતોષ પામે છે અને સમાજમાં અમને સ્થાન કરી આપે છે એ બધો એમનો પ્રેમ છે, એમના ઉપકાર છે. માટે અમારે એમની સેવા કરવી, એમની આમન્યામાં રહેવું, એમને સંતોષ થાય એવી રીતે વર્તવું—એ બધું પ્રસંગપરત્વે, કટકે કટકે, માને મોઢે હું સાંભળતો હતો. માનાં વચન મારે માટે હંમેશ પ્રમાણ હોવાથી એ બધું સહેજે મારે ગળે ઊતરતું. પણ એ બધાં વચનોની મારા ઉપર જે ઊંડી અસર થતી તે મારી બાની પોતાની મારા પિતા પ્રત્યેની ઊંડી ભક્તિને લીધે.

માતપિતાનો પરસ્પર સંબંધ પતિપત્નીનો હોય છે એટલું પણ તે કાળે મારા ધ્યાનમાં આવ્યું ન હતું. માતાની મારા પિતા પ્રત્યેની ભક્તિ એ વિશુદ્ધ પ્રેમ જ છે એમ પણ મારા ધ્યાનમાં આવવાનું કારણ ન હતું.

એક દિવસે મારી બા સાથે એક બગીચામાં ફરતો હતો. ત્યાં ગુલાબનું એક અસાધારણ સુંદર ખુશબોદાર તાજું ફૂલ જોઈને માતાનું મન લલચાયું. એણે એ તોડીને હળવેથી આંગળામાં પકડ્યું અને જ્યાં પિતાશ્રી બેસતા હતા ત્યાં જઈને એમને આપ્યું. એટલી ભક્તિથી આપ્યું કે બાની આંખોમાં એ ભક્તિનું તેજ અસાધારણ રીતે પ્રગટ થયેલું મેં જોયું. પિતાશ્રીએ પ્રસન્ન થઈને એ ફૂલ લઈને સૂંઘી લીધું. બા ધન્ય ધન્ય થયાં અને ખાલી હાથે પાછાં આવ્યાં. ખાલી હાથે એટલા માટે કહું છું કે આપવાનું હતું તે બધું આપી દીધું, એ સ્પષ્ટ ભાવથી બાએ પોતાના હાથ લટકતા રાખ્યા એ તરફ મારું ધ્યાન તરત ગયું. પાછા વળતાં બા મને કહે, "ગુલાબનાં ફૂલ તેમને બહુ ગમે છે." આટલું વાક્ય ઉમેર્યા વગર બાથી રહેવાયું નહીં એ પણ મેં જોયું.

તે દિવસથી પિતાશ્રીની સેવા હું વધારે હેતપૂર્વક કરતો થયો. મને પણ પિતાશ્રીની કાંઈ પણ નાનીસરખી સેવા કરવાની તક મળે તો હું પણ ધન્યતા અનુભવવા લાગ્યો.

એક દિવસ મને ભારે દુઃખદ અનુભવ થયો.

પિતાશ્રીની બદલી થઈ. અમે કારવાર ગયાં હતાં. સમુદ્રકાંઠાનો ગરમ પ્રદેશ.

બેલગામ-સાતારા તરફની ઠંડી કોરી હવાથી ટેવાયેલા અમે કારવારની સર્દ ગરમીથી બરફની પેઠે ઓગળવા લાગ્યા. બપોર કેમ પૂરી થાય અને સાંજની ઠંડી હવા કેમ મળે એમ બધાને થતું. પાણીથી ભરેલા લોટા હાથરૂમાલમાં બાંધી ઊલટા ટિંગાડવાની યુક્તિ કોકે અમને શિખવાડી હતી તેથી ઠંડામાં ઠંડું પાણી પીવાને મળતું. જેટલું પાણી પીએ તેટલું પરસેવાના રૂપમાં બહાર નીકળતું જાય.

રવિવારનો દિવસ હતો. જમ્યા પછી પિતાશ્રી ચટાઈ ઉપર સૂતા હતા. હનુમાન રામચંદ્રની ભક્તિ કરે તેમ હું પિતાશ્રીને પંખો કરતો ઊભો હતો. પંખો કરી કરીને હું થાક્યો. ઊભા ઊભા પગ રહી ગયા. પંખો ચલાવીને હાથ થાક્યા પણ મારી ભક્તિ થાકી ન હતી. પંખો ચલાવતો જાઉં અને પિતાશ્રીનું દીર્ઘ શ્વસન સાંભળી સંતોષ પામું.

એટલામાં બહાર એક બાઈ મજાની કાકડી વેચવા આવી. કુમળી બટકણી કાકડી જોઈ મને થયું કે પિતાશ્રીને આવી કાકડી ખાવાની મળે તો અંદરથી શાંતિ થશે. હું એટલો મોટો ન હતો કે મારી મેળે કાકડી ખરીદીને મૂકી દઉં. મેં પિતાશ્રી-ને જગાડ્યા. ભરનીંદરમાંથી જાગવાથી તેઓ નારાજ થયા. પૂરતા જાગ્યા ન હતા. બોલી ગયા, "કેવો કસાઈ છે તું, જરા ઊંઘવા પણ ન દે?"

મને પેટમાં કાંઈકનું કાંઈ થઈ ગયું. શું કરવા ગયો અને શું થયું! મોઢામાંથી શબ્દ ન નીકળે. વીલું મોઢું કરીને જોતો જ રહ્યો. પછી એમણે જોયું કે સારી કાકડીઓ આવી છે. એમણે પ્રસન્નતાથી એ ખરીદી. ચપ્પુ લઈને સમારી, મીઠું ભભરાવી નિચોવી એનું થોડુંક પાણી કાઢી નાખ્યું અને પહેલો કકડો મને આપ્યો. હું કહું, "ના, તમે પહેલો ખાઓ." પિતાશ્રી કહે, "ના, તું ખા." જાગ્યા પછી તેઓ વસ્તુસ્થિતિ સમજ્યા હતા. મારું મોઢું પણ એમણે જોયું હતું. મને પ્રથમ ખાવા માટેનો એમનો આગ્રહ પોતાની ભૂલ કબૂલ કરવાના એક પ્રકાર રૂપે જ હતો. મારી જિદ્દમાં હું કાયમ રહ્યો. એમણે કાકડી ખાધી, બાનો કકડો મેં બાને આપ્યો, પછી જ મેં ખાધી. તે દિવસે મારા ભાગનો કકડો માતપિતા પછી ખાતાં મને જે આનંદ થયો તે પણ મારો એક ધર્માનુભવ જ છે. માતાને મારું આવું વલણ ખૂબ ગમતું. બા રાજી રાજી થતાં.

જેમ લક્ષ્મણે રામની સેવા કરી તેમ તારે મોટા ભાઈઓના કહ્યામાં રહેવું એમ બા મને હમેશાં શિખામણ આપતાં. લક્ષ્મણને એક જ મોટો ભાઈ હતો. મારે ભાગે પાંચ હતા, અને તે બધા કાંઈ રામ ન હતા. મારી લક્ષ્મણવૃત્તિનો સારી પેઠે લાભ ઉઠાવતા અને છતાં મને વઢતા ને મારતા તે વધારાનું.

તેઓ મને મારે અને વઢે તોયે તેમના પ્રત્યેની બંધુપ્રીતિમાં ઊણપ ન આવવી જોઈએ એવો મારો ધર્મ હું સમજતો હતો અને તેથી મેં ઘણું વેઠ્યું છે. ગોંદુની ઉંમર લગભગ મારા જેટલી જ હોવાને કારણે, અને અમે બંને એકબીજાના ગોઠિયા હોવાને કારણે ગોંદુ મારા પર મોટાભાઈપણું ઝાઝું ચલાવી શકતો ન

હતો. મારે ઘણું વેઠવું પડયું ભાઉને હાથે. એ તો લહેરી, તરંગી અને શીઘ્રકોપી. પોતાની વાસનાનો દાસ. એને હાથે મેં ઘણો માર ખાધો છે અને આશ્ચર્ય એ કે એના પ્રત્યે જ મારી ભક્તિ વધારે. તે વખતે મને લાગતું કે આદર્શ બંધુપ્રેમ હું કેળવી રહ્યો છું. આજે જોઉં છું કે એ એક જાતની વિકૃતિ ગુલામી વૃત્તિનું રૂપ ધારણ કરતી હતી. કેશુ કરતાં વિષ્ણુ ઉંમરે સહેજ મોટો, પણ એના પ્રત્યે ભાઉએ લક્ષ્મણવૃત્તિ કેળવી ન હતી. ભાઉ એની નિંદા કરતો અને મને પણ એ નિંદામાં ભાગ લેવા નોતરતો. હું અકળાતો પણ ભાઉનું કહ્યું જ કરતો.

મારી બા પાસેથી પિતૃભક્તિ અને જ્યેષ્ઠ બંધુભક્તિ હું શીખ્યો પણ માતૃભક્તિ મને કોઈએ શિખવાડી જ નહીં.

માંતાને હંમેશાં 'તું' કહીએ, હઠપૂર્વક જોઈતી વસ્તુ માગી લઈએ. અનેક રીતે એને પજવીએ અને પિતાશ્રી માતાને વઢે ત્યારે નિરપવાદ પિતાનો પક્ષ તાણીએ અને એ રીતે માતાને વધારે દુ:ખી કરીએ એવી સ્થિતિમાં માતા પ્રત્યે ભક્તિનું વાતાવરણ કયાંથી જ જામે? પણ માતાને જરાસરખું દુ:ખ થાય તો અંદરના ઉમળકાથી હું અરધો અરધો થઈ જતો. માતાની સેવા કરતાં મને અસાધારણ રસ છૂટતો. માતા પોતાનાં સુખદુ:ખની વાતો મને સંભળાવે ત્યારે તો હું ઓગળી જતો. માતા પ્રત્યે ભક્તિ નહીં પણ ઉત્કટ પ્રેમ જ મેં કેળવ્યો અને તે વગર શીખવ્યે. માતાએ પોતે મને માતૃભક્તિનો ધર્મ કોઈ કાળે એક શબ્દથી પણ ન શીખવ્યો. હું પિતાનો પક્ષ તાણું ત્યારે કોક વાર કહે, "અંતે તું પણ એમનો જ પક્ષ તાણે છે. મારી દીકરી હોત તો આમ ન કરત." મેં નિશ્ચય કર્યો કે હું તો બાની દીકરી જ થાઉં. બા નાહવા બેસે ત્યારે એમની પીઠ ચોળી આપું. કેડ દુખતી હોય ત્યારે કેડે માલિશ કરું. બાના વાળ ઓળી આપું. ચોટલો વાળતાં તો મને સરસમાં સરસ આવડી ગયો.

પણ પિતાશ્રીનો અને બાનો મતભેદ થાય ત્યારે આપણે તો પિતાના જ પક્ષના. તેમાં દીકરી થવાપણું મને સૂઝયું નહીં.

## ૭. પશ્ચાત્તાપનો સાક્ષાત્કાર

'સ્મરણયાત્રા'માં કે બીજે મેં મારી દાદી વિશે લખ્યું છે જ. મારાં સંસ્મરણના દિવસોમાં મારાં દાદી એટલાં ઘરડાં થઈ ગયાં હતાં કે સીધાં ઊભાં રહી શકે જ નહીં. કેડ વળી ગઈ હતી. છતાં મંદિરમાં કે કયાંય ઉત્સવ હોય તો એ જોવા જવાનો એમનો ઉત્સાહ ભાંગ્યો ન હતો. વાંકી કેડ સાથે એ અચૂક જઈને પહોંચવાનાં જ. લોકોમાં એની ટીકા થતી. આઈને એ ટીકાનું માઠું લાગતું. મંદિરે જવાની ભક્તિ કે હોંશ બન્નેને હોવા છતાં વગર હિસાબે મંદિરમાં ચોખા કે સીધું આપવાની દાદીની ટેવ આઈને ગમતી નહીં. ઘરમાં આખો ઘરસંસાર આઈએ

સાચવેલો. દાદી દહાડે રાંધે. સાંજે પોતાની દશમી કે થાલીપીઠ પોતે બનાવીને ખાય. દાદીના જમણા હાથની વચલી આંગળી ઉપર ડૉક્ટરે ઑપરેશન કરેલું હોવાથી એ ટૂંકી અને વાંકી થઈ હતી, દશમી કે થાલીપીઠ બનાવે એમાં એ આંગળીના ખાડા આવી જતા એની અમને મજા પડતી.

ધર્માનુભવની દૃષ્ટિએ મારે એટલું જ નોંધવું છે કે જેમ મારી માતા એ પિતાની પત્ની થાય છે એ મારા બાળધ્યાનમાં આવતું જ નહીં, તેમ જ દાદી એ પિતાની માતા થાય એ પણ મારા મન પર ઠસેલું ન હતું. માતા પ્રત્યે જે પ્રેમનો ઉમળકો મારામાં હતો એવો જ પિતાશ્રીનો દાદી પ્રત્યે હોવો જોઈએ. અને મારા મનમાં તો એમને વિશે પરમ ભક્તિ હોવી જોઈએ એવું મને આખર સુધી સૂઝ્યું નહીં. દાદી મારી માતાનાં સાસુ થાય છે અને એમણે આઈને એમના નાનપણમાં ખૂબ પજવેલાં એટલું જ હું જાણું એટલે કોક કોક વખતે દાદી પ્રત્યે મનમાં અણગમો જાગતો.

પિતાશ્રી તો આઈ અને દાદી વચ્ચેના ઝઘડામાં પડતા જ નહીં. ઘરમાં શાંતિ જાળવવાનો એ જ એક ઉપાય હતો. ચુપચાપ સાંભળી લે છે, કશું જ બોલતા કે કરતા નથી, એની ચીડમાં આજીને અને આઈને બન્નેને મેં રોતાં જોયાં છે. પિતાશ્રી તે દિવસે એવા તો ગુમસૂમ થાય કે એમની આગળ જઈ વાતો કરવાની હિંમત ફક્ત હું જ કરી શકું.

ઘરના એ વાતાવરણની મારા બાળમન ઉપર વિલક્ષણ અસર થઈ. વાંક આજીનો છે એ તો હું સ્પષ્ટ જોઈ શકતો હતો. આજી ક્રોધે ભરાય એટલે આંધળાં થઈને ગમે તેમ બોલે. પણ આજી એકલી છે, અસહાય છે, છેવટે એને જ ચૂપ થવાનું છે એ પણ હું જાણતો પણ દયા છૂટતી નહીં. કોક વખતે બપોરે કે રાત્રે દેવઘરમાં એકાંત મળે ત્યારે ભગવાન આગળ બેસી, આજી પોતાનાં રોદણાં રુએ. મનમાં ને મનમાં નહીં, પણ રીતસર બધું ભગવાનને સંભળાવે. એક દિવસ મને થયું, ચાલો આપણે આજીની થોડી મશ્કરી કરીએ. દેવઘરના બારણા આગળ સંતાઈને હું ઊભો. આજીએ પોતાનાં રોદણાં ચલાવ્યાં એટલે હું, જાણે ભગવાન બોલતો હોય તેમ ગંભીર અવાજે બોલ્યો, "અહો આજીબાઈ, તમે દુઃખ નહીં કરતાં, હું તમારું દુઃખ દૂર કરીશ." મારો અવાજ આજી ઓળખી શકશે, એમ મને લાગેલું નહીં. આટલો ભાગ ભજવી હું આઈ પાસે દોડતો ગયો અને મારાં પરાક્રમ આઈને મેં સંભળાવ્યાં. પહેલાં તો આઈ પોતાનું હસવું ખાળી ન શકી, ધરાઈને હસી લીધા પછી આઈને માઠું લાગ્યું. એણે કહ્યું, "દત્યા! આવું ફરી ન કરતો. ફરી કરીશ તો તેઓ એમને કહીને તને માર મરાવશે. અને આજી ન કહે તો હું કહીશ."

જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ મને આજી પ્રત્યેના પોતાના વલણની શરમ આવવા લાગી. એક વાર અમે બધા સાવંતવાડી ગયા હતા. બળદગાડીમાં બેસીને પાછા આવ્યા અને બેળગુંદીમાં, અમારા ઘરમાં પહોંચીએ ત્યાં મારા વચલા

ભાઈ વિષ્ણુએ પિતાશ્રીને કહ્યું કે ઘરમાં કશી ચીજને અડશો મા, આપણને સૂતક આવ્યું છે. પિતાશ્રી આ વાત સાંભળતાંવેંત સડક થઈ ગયા અને થાંભલાને આધારે કેટલોય વખત સુધી ઊભા ને ઊભા જ રહ્યા. વિષ્ણુએ બધી વિગતો એમને કહી. આજી કેમ માંદાં હતાં, કોણે કેટલી દવા કરી વગેરે બધું કહ્યું જ. પણ છેલ્લે કહ્યું કે, "શબનું દહન કરવા માટે મંત્રાગ્નિ આપનાર કોઈ ન હતું એટલે અમે ભંડાગ્નિ આપ્યો અને મંત્રાગ્નિ માટે આજીનાં અસ્થિ ભેગાં કરી, એક માટલામાં ભરી દઈ બગીચાના એક ઝાડ ઉપર ટિંગાડી રાખ્યાં છે. તમારે એ અસ્થિને હવે મંત્રાગ્નિ આપવો પડવાનો." બીજે કે ત્રીજે દિવસે પિતાશ્રીએ એ બધું કર્યું. ગોરને લઈને, ગામ બહારના બગીચામાં જઈને માટલું ઉતાર્યું અને અસ્થિને મંત્રાગ્નિ આપ્યો. પિતાશ્રી સાથે ફક્ત ગોર હતા. હું તો ખરો જ. એ વિધિ પૂરો થતાં ઠીક વાર લાગી. પાછા વળતાં પિતાશ્રીને ગળગળા થયેલા મેં જોયા. એમનાથી રહેવાયું નહીં એટલે મને કહે, "દત્તુ, મેં મારી બાને સારી રીતે નહીં રાખ્યાં. એમની સાથે વધારે પ્રેમથી બોલત અને મરજીમાં આવે તેમ ખરચવા માટે દર મહિને ૫-૧૦ રૂપિયા એમને આપતો જાત તો સારું થાત. તેમને કશી આવડત ન હતી એટલે પૈસા તો વેડફી જ નાખત. પણ તેથી શું? એમને સંતોષ તો થાત. અને આજે મારે આવો પસ્તાવો કરવાનો વારો ન આવત." એમની આંખમાંથી એક-બે આંસુ ટપક્યાં.

પોતાની માતાના દેહાન્તના સમાચાર સાંભળ્યા તે ક્ષણથી મંત્રાગ્નિનો વિધિ પૂરો કરી ઘેર આવતાં સુધીના ગાળામાં એમના મનમાં શું શું ચાલ્યું હશે એનો ખ્યાલ સરખો મને ક્યાંથી હોય? મારા જેવા બાળક આગળ પોતાનો પસ્તાવો રજૂ કરવાનું એમને મન થયું એ જ એમના દુઃખનું ઊંડાણ બતાવે છે.

પશ્ચાત્તાપ એ એક કીમતી ધર્માનુભવ છે. જે વાસણો માટી કે રાખથી સાફ થતાં નથી તે જેમ તેજાબથી સાફ થાય છે અને કાટ બધો ઓગળી જઈ કે બળી જઈ વાસણો ચળકવા માંડે છે, તેવી જ રીતે ધર્મજીવન પર બાઝેલી કેટલીયે શિથિલતા પશ્ચાત્તાપથી દૂર થઈ જાય છે અને માણસ એકાએક પલટો ખાય છે. ખરેખર પશ્ચાત્તાપની અસર તેજાબથી ઓછી નથી હોતી.

## ૮. કુળદેવ-નિષ્ઠા

બાને મોઢે, અને પિતાજીને મોઢે પણ, 'ઘાટાખાલી' (સહ્યાદ્રિ પર્વતની ઘાટીઓ તળે) ગોવામાં વસતા કુળદેવની વાતો અનેક વાર સાંભળી હતી, અને તેથી એ સ્થાનને દર્શને જવાની ઝંખના મારામાં નાનપણથી હતી. મારી જિંદગીમાં પહેલી વાર અમે 'ઘાટાખાલી' ગયાં તે ૧૮૯૯ના અરસામાં. ત્યાં લગભગ એક મહિનો રહ્યાં.

ગોવામાં મંગેશી, શાંતાદુર્ગા, મહાલક્ષ્મી, વેર્ણીગ, નાગેશી, મ્હાળસાદેવી વગેરે

અનેક સ્થાનો છે જ્યાં સારસ્વતોના કુળદેવો છે. એક એક મંદિર એટલે જાણે એક એક જાગીર. એક એક મંદિર પ્રત્યે અમુક ખાનદાનોની નિષ્ઠા બંધાયેલી છે. એ ખાનદાનોએ જેટલી માનતાઓ રાખી હોય તે બધી કુળદેવ આગળ આવીને અદા થાય. મંગેશીમાં અમારી પેઠે સેવા માટે આવી રહેલાં બીજાં સારસ્વત ખાનદાનો મેં જોયાં. એમનામાં પણ કુળદેવ પ્રત્યેની એ જ નિષ્ઠા મેં જોઈ અને તેથી મારી નિષ્ઠા પરિપુષ્ટ થઈ.

રાજનિષ્ઠા જેવી આ ધર્મનિષ્ઠા અને સ્થાનનિષ્ઠા કેવી હોય છે એનો નાનપણથી જ ઊંડો અનુભવ હોવાને કારણે ખ્રિસ્તીઓની જેરુસલેમ પ્રત્યે કેવી નિષ્ઠા હોઈ શકે છે, અને મુસલમાનોની મક્કામદીના અને મક્કાના કાબા પ્રત્યે કેવી ઊંડી અને ઉત્કટ નિષ્ઠા હોઈ શકે છે, એ હું સહેજે સમજી શક્યો. આજે આપણે એ નિષ્ઠાને મધ્યકાલીન વહેમી લાગણી તરીકે વર્ણવી શકીએ. પણ એ લાગણી કેટલી જીવતી અને ઊંડી હોય છે, અને એની અંદર ધર્મસંગઠનનું કેટલું જબરદસ્ત તત્ત્વ છે એ આજે પણ આપણે સમજવું જોઈએ. એ લાગણી ઈષ્ટ ગણીએ કે અનિષ્ટ પણ એના સામર્થ્યનો આપણાથી ઇનકાર ન થાય. આજે એ લાગણી ભલે કાલગ્રસ્ત થઈ હોય, પણ એના કાળમાં મોટા મોટા મનુષ્યસમાજનું એણે ધાર્મિક સંગઠન કર્યું છે એ વસ્તુ જો આપણે ભૂલી જઈએ, તો મધ્યકાલીન ઇતિહાસ સમજવાનું એકમાત્ર સાધન આપણે ખોઈ બેસીશું.

મક્કાના કાબાએ આખી દુનિયાના મુસલમાનોને એક કેન્દ્ર આપ્યું. જ્યારે ચાર ધામની કલ્પનાએ હિંદુઓને એમની ધર્મભૂમિ બાંધી આપી.

જાતિસંસ્થા વખોડી કાઢનાર અને મૂર્તિપૂજાનો વિરોધ કરનાર પ્રાર્થનાસમાજના એક પ્રમુખ સંસ્થાપક ડૉ. ભાંડારકર ન્યાતે ગૌડસારસ્વત હતા. અને પ્રસંગ આવ્યે પોતાનું ખાનદાન ગોવાના કયા કુળદેવ પ્રત્યે નિષ્ઠા રાખે છે એ ઘણી આત્મીયતા સાથે જાહેર કરતા. ગોત્રની લાગણી જેટલી ઊંડી છે એના કરતાં આ કુળદેવ-નિષ્ઠાની લાગણી વધારે ઊંડી હોય છે.

પ્રાચીન કાળમાં વિશાળ સમાજો બંધાયા તે પહેલાં clan – જમાત કે ગોત્ર બંધાયાં હતાં. એમની નિષ્ઠા કોઈ મૂળ પુરુષ પ્રત્યે, અટક પ્રત્યે કે કુળદેવ પ્રત્યે બંધાય છે. આગળ જતાં એ કુળદેવનું એક સ્થાન નક્કી થાય એટલે એ કુળની વ્યક્તિઓ દુનિયામાં ગમે ત્યાં ફેલાય તો એમની નિષ્ઠા અમુક ભૂમિ પ્રત્યે, સ્થાન પ્રત્યે, અને એ સ્થાનમાં ચાલતી માન્યતાની સંસ્થા પ્રત્યે ખીલે બંધાય છે. આમ વ્યક્તિનિષ્ઠા અને સ્થાનનિષ્ઠા એકબીજામાં ઓતપ્રોત થાય છે. એમાંથી રિવાજો અને પરંપરા બંધાય છે, અને માનવી સંસ્કૃતિ રૂપ પકડે છે. સંસ્કૃતિનો ઇતિહાસ શોધનાર માનસશાસ્ત્રીને માટે આ ધર્માનુભવ કીમતી હોય છે. આને આધારે અનેક સૈકાઓનો માનવી-ઇતિહાસ બરાબર સમજાય છે.

# ૯. કોપરાનો કકડો

નાનપણમાં તર્કબુદ્ધિ કરતાં કલ્પનાનું રાજ્ય વધારે હોય છે. મોટપણમાં એ ૪ કલ્પના કાવ્યનું રૂપ ધારણ કરે છે. એટલે કે કલ્પનાવિલાસ ચાલતાં છતાં આ ધું સાચું નથી, માનેલું છે એનો પ્રત્યય અથવા જાગૃતિ અખંડ ચાલુ હોય છે. ોતે જ કરેલી કલ્પનાને માણસ નાનપણમાં એવો તો વશ થઈ જાય છે કે લ્પનાની વસ્તુ એને માટે સાચી બને છે અને એનો એ ગુલામ થઈ જાય છે.

શ્રાવણનો મહિનો હતો. સોમવારને દિવસે ઘરનું પૂજાનું નારિયેળ બદલવાનું હતું.

અમારા કુળધર્મ પ્રમાણે દેવઘરમાં પથરાની અને ધાતુની અનેક મૂર્તિઓ વચ્ચે ુખ્ય કુળદેવ મંગેશ મહારુદ્રને ઠેકાણે એક નારિયેળ રાખવામાં આવતું. શિવલિંગ ીચે જેમ ચાવીના કાણાના આકારની એક જળાધારી કે પિંડી હોય છે તેવા જ ાકારના લાકડાના એક આસન ઉપર નારિયેળ મૂકવામાં આવતું.

નારિયેળ એટલે વિશ્વામિત્રની સૃષ્ટિનો માણસ. નારિયેળની કાચલી તે એ ાણસની ખોપરી. જે કાણામાંથી નારિયેળનો ફણગો ફૂટે છે તે એનું મોઢું. એના ૃપર બે આંખો તો હોય જ છે. મોઢા ઉપર લાંબા લાંબા રેસાની મૂછ આગળ ખાવી સરસ શોભે છે.

પિતાશ્રીએ મને બજારમાં જઈ એક પાકું સારું સરખું નારિયેળ આણવાનું કહ્યું. ો નારિયેળ એક વર્ષ સુધી પૂજામાં રહેશે એટલે અંદરનું પાણી ધીમે ધીમે સુકાઈ જશે. પછી અંદરનું કોપરું સુકાઈ જશે અને એનો ગોટો કાચલીથી જુદો પડી ંદર ગુડગુડ વાગવા માંડશે. નારિયેળ કાચું હોય તો અંદરનું કોપરું કોવાઈ જશે, ને આવતે વર્ષે મંગેશ મહારુદ્રનો પ્રસાદ મળે નહીં, એ અશુભ ગણાય એટલે ૂબ કાળજીથી પાકટ નારિયેળ પસંદ કરવાનું હતું. મેં બજારમાં જઈને સો-બસો ારિયેળ તપાસી એમાંથી એક સારું પસંદ કર્યું. ગોળ નારિયેળ કરતાં લંબગોળ ધારે સારું. એમાં કોપરું વધારે હોય છે, અને એ ટકવામાં પણ સારું.

નારિયેળ ઘેર લઈ આવીને મેં એની ઉપરનાં વધારે પડતાં છોડાં કાઢી નાખ્યાં. ાંખની તળેની અને મોઢાની ઉપરની મૂછ ઊખડી ન જાય એની સાવચેતી ાખી. પછી તાપડું લઈ નારિયેળ ઘસીઘસી એને સુંવાળું બનાવ્યું. અને નાહીધોઈ પેતાશ્રીને પૂજામાં મદદ કરવા જઈ બેઠો. બધા દેવો તરભાણામાં નાહવા ઊતર્યા. ેમને માથે અભિષેકપાત્ર ગોઠવ્યું. ગયા વર્ષનું નારિયેળ એક વર્ષની પૂજાથી કાળું ુંવાળું ચળકતું થયું હતું. એ નારિયેળ અભિષેકપાત્રની નીચે મુકાયું હતું. અભિષેકની ુખ્ય ધારા એની ઉપર પડતી હતી. આ વર્ષનું નવું નારિયેળ એની પડખે હતું. જૂનું નારિયેળ હજી ગાદીએ હતું એટલે એ વચમાં હતું. દૂધ, દહીં, ઘી, માખણ, ધ, સાકર—એ પંચામૃતથી સ્નાન થયું. પછી 'ઉષ્ણોદક' આવ્યું. ત્યાર પછી દેવો

'શુદ્ધોદક'થી નાહ્યા. મેં પવિત્ર 'ધૌત' વસ્ત્રથી બધા દેવોને લૂછી કાઢ્યા અને એમને દેવઘરમાં પોતપોતાને ઠેકાણે બેસાડ્યા. હવે મુખ્ય ઠેકાણે આસન ઉપર નવું નારિયેળ મૂક્યું. જૂનું નારિયેળ એની પડખે, પણ નીચે મૂક્યું. પછી પિતાશ્રીએ દેવોની પૂજા કરી. 'વસ્ત્રાર્થે અક્ષત' અર્પણ કરી દેવોને ચંદન લગાવ્યું. હરિદ્રા, કુમકુમ વગેરે ચડાવ્યું. પછી ફૂલો ચડાવ્યાં. મહાદેવને ધોળાં ફૂલ, ગણપતિને લાલ ફૂલ, દેવીને સુવર્ણચંપક (પીળો ચંપો). સૂર્યને સૂર્યમુખીનું ફૂલ આપ્યું. પછી મહાદેવને ત્રણ પાંદડાંવાળું બિલ્વદલ અર્પણ કર્યું. વિષ્ણુને તુલસીદલ, ગણપતિને દુર્વાદલ, દેવીને પત્રી એટલે કે જાતજાતનાં નવાં પાંદડાં અર્પણ કર્યાં. પછી ધૂપ, દીપ, નૈવેદ્ય, બધું રીતસર થયું. જૂના નારિયેળને ઠેકાણે નવું નારિયેળ ગાદીએ આવ્યું અને નવું ધાર્મિક વર્ષ શરૂ થયું. તે દિવસે તો બંને નારિયેળની પૂજા થઈ.

બીજે દિવસે અભિષેક માટે એકલું નવું નારિયેળ હતું. જૂનું નારિયેળ કોરે મૂકી દીધું અને પૂજાને અંતે એ વધેરવામાં આવ્યું. અંદરનું સુકાયેલું કોપરું સરસ નીવડ્યું. ભોજન પછી ઘરનાં બધાં કુટુંબીઓને એનો એક એક નાનકડો કકડો પ્રસાદ તરીકે ખાવા આપવામાં આવ્યો. અને જેઓ બહારગામ હતાં તેમને પણ પોસ્ટ વાટે એક એક કકડો મોકલવામાં આવ્યો. કુટુંબીઓમાંથી એક પણ વ્યક્તિ આ પ્રસાદમાંથી વંચિત ન રહે.

આગળ જતાં જ્યારે હું કૉલેજમાં ગયો અને મારો ઈશ્વર ઉપરનો વિશ્વાસ ઊડી ગયો અને મંદિરે જવામાં અથવા પૂજા કરવામાં પાપ છે એમ માનતો થયો ત્યારે પણ ઘેરથી કુળદેવનો આ પ્રસાદ આવે એટલે પોતાની નવી માન્યતા અને ઝનૂન બધું કોરે મૂકી ભક્તિપૂર્વક એ કોપરાના કકડાનું સેવન કરતો અને મનને મનાવતો કે એ ઈશ્વર પ્રત્યેની નિષ્ઠા નથી, પણ સનાતન કાળથી ચાલતી આવેલી કુલપરંપરાના તત્ત્વ પ્રત્યેની નિષ્ઠા છે. અને એ પરંપરા આગળ ચલાવી મારે એ આવતી પેઢીને પણ પહોંચાડવી જોઈએ એમ માનતો.

એક વર્ષે નારિયેળ કાચું આવ્યું હશે. એટલે વર્ષને અંતે નારિયેળ વધેરીને જોયું તો અંદર કોપરું સાવ કોવાઈ ગયું હતું. એ જોઈને પિતાશ્રી બહુ દુ:ખી થયા અને આવતું વર્ષ કેમ જશે એની ચિંતા કરવા લાગ્યા. મેં મારી બુદ્ધિ ચલાવી, અને કહ્યું કે નારિયેળ અંદરથી કોવાઈ ગયું એ બતાવે છે કે ગયું વર્ષ આપણને ખરાબ ગયું. અને વાત પણ ખરી હતી.

આમ મારી દલીલને કારણે આવતા વર્ષ માટેની પિતાશ્રીની ચિંતા દૂર થયેલી જોઈને મને સંતોષ થયો.

ઘણી વાર સાંજે દેવઘરમાં દીવો કરી હું ધ્યાન કરવા બેસતો. ધ્યાનમાં નારિયેળની આંખો કોક વાર પ્રસન્ન દેખાતી અને કોક વાર ભારે ક્રુદ્ધ થઈ હોય એમ લાગતું અને તે પ્રમાણે હું રાજી થતો અથવા દુ:ખી થતો અને ઉત્કટ પ્રાર્થના કરતો. પ્રાર્થનાની અસર થતી અને એ આંખો ફરી પ્રસન્નપણે જોતી હોય એમ મને ભાસતું. આ બધા મનના ખેલ છે એ જાણતાં છતાં એની મન પર ઓછી

આવી બધી કલ્પનાને કારણે મારું મન સરવાળે નબળું પડતું કે મારી શ્રદ્ધાશક્તિ વધતી એ આજે કહી ન શકું. મને લાગે છે કે બંને વૃત્તિઓ એકસાથે જ પોષાતી હતી. નાનપણમાં આવા વાતાવરણમાં હું ઊછર્યો એનું મને દુ:ખ નથી એટલું જ નહીં, પણ ખરેખરું સમાધાન છે.

અને છતાંય મેં મારા દીકરાઓ માટે ન તો આવું વાતાવરણ પૂરું પાડ્યું, ન તો ઇચ્છ્યું. એમની માતા તરફથી એમને આવું થોડું મળ્યું ખરું; અને એની અસર સારી જ થઈ છે.

બ્રહ્મદેવે બનાવેલા આપણે માણસો અને વિશ્વામિત્ર ઋષિએ કલ્પેલા નારિયેળ રૂપી માણસો મળીને કોંકણની સૃષ્ટિ થાય છે. નારિયેળને કુળદેવને ઠેકાણે સ્થાપવામાં ઘણું ઔચિત્ય છે. એ આજે જોઈ શકું છું.

## ૧૦. એ કંઠી

એક વિચિત્ર અનુભવ મારે અહીં નોંધવો છે. એ થયો ત્યારે એ વાટે કોઈ ધર્મનું જ્ઞાન થયું એવું લાગ્યું ન હતું પણ આજે એની અસર ધર્મમૂલક હતી એમ જ લાગે છે.

મારા જન્મ પહેલાંની વાત છે. મારા પિતાશ્રીની ધર્મશ્રદ્ધા વિશે મેં અનેક વાર લખ્યું છે. ઈશ્વરે આપ્યું છે તેમાં સંતોષ માનવો, ખોટે રસ્તે કાંઈ પણ કમાણી કરવી નહીં—એ પિતાશ્રીનો આગ્રહ કડક હતો. પણ એમાં એક વખતે મોળાશ આવેલી એ વિશે મારી માતાને મોઢે સાંભળેલી એક વાત યાદ આવે છે.

અમારા ઘરમાં, ઘણાં ઘરોમાં હોય છે તેમ, કેટલીયે વસ્તુઓ આડીઅવળી પડેલી રહેતી. એક વખતે એક બાજુ પડેલી સોનાની કંઠી મેં જોઈ. જૂના વખતમાં જેમ સોનામોહર અને પૂતળી નાણાં તરીકે વપરાતાં અને ઘરેણાંમાં પણ એ બેસાડવામાં આવતાં તે જ પ્રમાણે સોનાની વરી પણ વપરાતી. મહોરની કિંમત ૧૦ અથવા ૧૫ રૂપિયાની રહેતી, એ સિક્કો જાડો રહેતો. પૂતળી પાંચ રૂપિયાની બહુ પાતળી—અને એની બન્ને બાજુએ પ્રાચીન કાળની છાપ અને ગ્રીક અક્ષરો પણ રહેતા. વરી એટલે સોનાના ચોરસ અષ્ટ ખૂણિયા નક્કર દાણા. વસ્તુના દામ ચૂકવવા માટે એ પણ ગણીગણીને અપાતા હતા. એ દાણા જુવાર કરતાં મોટા ન હતા. સોનાના તારના અંકોડા સાથે આ વરીના દાણા બેસાડી એનો ગળામાં પહેરવાનો હાર બનાવતા. એને કંઠી કહેતા. આવી સુંદર સોનાની કંઠી એક ખૂણામાં પડેલી જોઈ મને આશ્ચર્ય થયું. એ ઊંચકીને હું આઈ પાસે લઈ ગયો અને કહ્યું. “આવી કીમતી વસ્તુ એક ખૂણામાં કેમ પડી છે?” માતાના મોઢા ઉપર વિચિત્ર ભાવ છવાયો. “મૂકી દે, એ ભૂંડી વસ્તુને. એ સોનાની છે જ નહીં. એની

પાછળ એક કિસ્સો છે. આપણે સારી પેઠે છેતરાયા હતા—." આઈની વાત પૂરી થાય તે પહેલાં વિષ્ણુએ ત્યાં આવીને દબાયેલા અવાજે કહ્યું, "મને ખબર છે. મને ખબર છે. ચોરીનો માલ ખરીદવા ગયા અને એમાં બન્યા."

આઈએ મને પોતાની પાસે બેસાડી કહ્યું કે, "બેસ, તને કહું છું. તેઓ જ્યારે સરકારી નોકરીએ ચડ્યા ત્યારે કોઈની પાઈને અડતા ન હતા. થોડા દિવસ માટે જ્યારે તેઓ કલેક્ટરના ચિટનીસ કે હેડરાઈટર થયા (એ વખતે હેડક્લાર્કને હેડરાઈટર કહેતા હતા) ત્યારે એમના હાથ તળેના એક કારકુને એમને લાંચ લેવા લલચાવ્યા. એણે તેમને કહ્યું કે, 'પૈસા લીધા વગર, કોઈ એટલે કોઈ, રહેતું નથી. તમને નહીં આવડે તો મારા ઉપર છોડી દો. તમારે કોઈની સાથે વાતો પણ નથી કરવી પડવાની. હું ચુપચાપ તમારા હાથમાં પૈસા મૂકતો જઈશ તે તમારે લેવાના અને એ લોકોનું પ્રકરણ કલેક્ટર આગળ જાય ત્યારે અમુક ઢબે કલેક્ટરને વાત સમજાવી દેવાની. તમારો સીધો સંબંધ કોઈની સાથે આવે જ નહીં અને કોઈને કશી ખબર પડે પણ નહીં. ઘરમાં આવેલી લક્ષ્મીને કોઈ પાછું કાઢતું હશે?' એમણે પહેલાં તો ના પાડી. સાંભળતાં પણ ડરી ગયા. પણ પેલો કારકુન ચતુર, રોજ રોજ એની વાત કરે. અંતે તેઓ પલળ્યા અને એકબે વાર પૈસા લીધા. મનમાં વસવસો રહેતો કે આપણે હાથે ખરાબ કામ થાય છે પણ પેલો તો રોજ સમજાવે કે 'આવા પૈસા તો બધા જ લે છે. કોઈનું કામ કરી આપીએ અને એ રાજીખુશીથી થોડુંક મહેનતાણું આપે તો કેમ ન લઈએ? આપણે થોડા જ એને મારીઝૂડીને એની પાસેથી પૈસા કઢાવીએ છીએ?'

"એ જ અરસામાં એક જણ એક સોનાની કંઠી વેચવા આવ્યો અને સસ્તામાં વેચવાની એણે વાત કરી. એમણે પેલા ભાઈને પૂછ્યું કે, 'સસ્તામાં કેમ વેચી શકે છે?' પેલાએ કહ્યું, 'એનું તમારે શું? સારી વસ્તુ સસ્તામાં મળે છે. લેવી હોય તો લો. નહીં તો હું ચાલ્યો.' એમણે પૂછ્યું, 'સાચા સોનાનો તો માલ છે ને? નહીં તો તમે લોકો અમને જ છેતરવાના.' પેલાએ ઘવાયો હોય એમ ચિડાઈને કહ્યું, 'ખાતરી કરી લો. આ જો મારી પાસે વરકલ છે (કાનડી ભાષામાં કસોટીના પથ્થરને 'વરકલ' કહે છે). મારે કંઠી બગાડવી નથી, પણ એની એક વરી આ પથ્થર ઉપર આ જુઓ ઘસું છું. તમારા હાથના સલ્લા(વીંટીનો એક પ્રકાર)ની પણ આ પથરા ઉપર એક લીટી ઘસી કાઢો અને બન્નેના રંગ તપાસો. મારો માલ ઊતરતો હોય, તકલાદી હોય તો તમારી એક પાઈ પણ લીધા વિના તમારા હાથમાં એ મૂકી જઈશ.' વરકલ ઉપર કસોટી કરતાં વરી બરાબર બાવન કસની નીવડી. એમણે પૈસા આપ્યા અને કંઠી ખરીદી લીધી.

"થોડા દિવસ જવા દઈ એમણે એ કંઠી આપણે ઘેર હંમેશાં આવનાર સોનીને બતાવી. એણે કહ્યું, 'વજનમાં હલકી લાગે છે. એમાં કાંઈ ગોટાળો છે.' એણે ગજવામાંથી વરકલ કાઢીને બેચાર વરીઓ તપાસી. બધી પિત્તળની હતી. એના ઉપર એક જાતનું પાણી ચડાવેલું હતું. એમને ખાતરી થઈ કે આપણે બન્યા. કશું

બોલ્યા વગર સોનીના હાથમાંથી એ કંઠી લીધી અને પેટીમાં મૂકી દીધી. બીજે દિવસે પૂજામાં બેઠા હતા ત્યારે એમણે મને કહ્યું કે 'હરામનું ધન લેવા ગયા એની કુળદેવે સજા કરી, કમાયા એના કરતાં વધુ ખોઈ બેઠા. આવી દુર્બુદ્ધિ મને ક્યાંથી સૂઝી. સંગતિ-સંગદોષેણ ... બીજું શું?'

"તેઓ એવા તો પસ્તાયા કે ફરી પેલા કારકુનને કશી વાત કરવા ન દીધી. એ કંઠી ઉપર એવા ચિડાયા કે એને એક ખૂણામાં ફેંકી દીધી. મેં જ એ ઊંચકીને પેલી પેટીમાં મૂકી દીધી હતી. એમની નજરે એ ન પડે એની સાવચેતી રાખું છું કેમ કે નજરે પડે છે ત્યારે આખો દિવસ ઉદાસ રહે છે. એને લઈને બહાર જઈશ નહીં. કોઈ એને વિશે પૂછે તો શો જવાબ અપાય? ઘરની શરમ ઘરમાં જ રહે એ સારું!"

મેં એ કંઠી ધ્યાનપૂર્વક જોઈ તો ક્યાંક ક્યાંક એના ઉપર કાળા કાળા ડાઘા દેખાતા હતા. મને પણ થયું કે આ ધાતુના ડાઘા નથી પણ આપણા કુટુંબના ચારિત્ર્ય ઉપરનો એ ડાઘો છે. લાલચ અને બાઘાઈનું એ પ્રતીક છે.

જ્યારે માણસને નુકસાન વેઠવું પડે છે ત્યારે એ નિશ્ચય કરે છે કે પાપને રસ્તે નહીં જાઉં પણ ઘણી વાર એનો એ નિશ્ચય ટકતો નથી. માણસ ફરી ફરી લાલચમાં સપડાય છે. મારા પિતાશ્રીએ એક ભૂલ માટેના પસ્તાવામાંથી એવું ચારિત્ર્યબળ કેળવ્યું કે ફરી તેઓ કોઈ કાળે લાલચને વશ થયા નહીં.

આઈએ આ બધું મને એવા ભાવથી કહ્યું કે જાણે મને દીક્ષા જ આપતી હતી. પોતાના કુળની સારીનરસી બન્ને બાજુની કથા પોતાના દીકરાને કહેવી જોઈએ. એથી એના મનમાં માતાપિતા વિશે અનાદર નથી પેદા થવાનો પણ કુળના સારાનરસા અનુભવમાંથી એને એક સારો વારસો જ મળવાનો છે એ વિશ્વાસે આઈએ ગંભીરતાપૂર્વક મને એ આખો કિસ્સો સંભળાવ્યો. એ મને કશું જ ન કહેત તો કશું બગડવાનું ન હતું પણ એ વાત વિગતવાર કરી આઈએ મને કુળપરંપરાની કીમતી દીક્ષા આપી.

પોતાના પિતાની પણ એક વાત આઈએ મને દુ:ખ સાથે કરી હતી.

## ૧૧. જતના શિક્ષક

નાનપણમાં નિશાળમાં જે કવિતાઓ ગોખવી પડતી તેમાં મોટે ભાગે નૈતિક ઉપદેશ જ રહેતો. અમે કવિતા મોઢે કરતા તે નિશાળના એક પાઠ તરીકે. મોઢે થયા પછી એ કવિતાઓ હ્રસ્વદીર્ઘ સાચવીને, મોટે સાદે, રાગમાં ગાવાનો અનેરો આનંદ આવતો. જમણવાર હોય ત્યારે અર્ધુંપર્ધું જમી રહ્યા પછી શ્લોકો બોલવાનો રિવાજ હતો. મોટેરાં તેમ જ નાનાં પોતપોતાની શ્રદ્ધા પ્રમાણે ગાય. કેટલાક લોકો ડાબો હાથ ગાલ ઉપર રાખીને ગાતા, કેટલાક માથું હલાવીને ગાતા. અમને

બાળકોને ઊંચે સાદે ગાવામાં આનંદ આવતો પણ કવિતાના બોધ તરફ એની મેળે ધ્યાન જતું નહીં.

નિશાળમાં કેટલાક શિક્ષકો કવિતા સમજાવીને સંતોષ માનતા, પણ ઘણાખરા નીતિનો બોધ અમારા મન પર ઠસાવવા માટે ઉપદેશનાં વ્યાખ્યાનો આપતા. ભલે અણઘડ રીતે, પણ નીતિનો જ ઉપદેશ આપતા હોવાથી મન પર એની સારી અસર થતી. જેવો ઉપદેશ આપે છે તેવું જ શિક્ષકનું ચારિત્ર્ય છે કે નહીં એ તરફ જોવાનું મને સૂઝયું જ નહીં. એમાં ઉદારતાની વાત ન હતી. એ દિશાએ ભેજું ચાલતું જ નહીં. વર્ગમાં શિક્ષક કોઈ આજ્ઞા કરે કે, "ઊભો રહી પગના અંગૂઠા પકડ" તો તેમ કરવું પડતું. શિક્ષક પણ તે જ પ્રમાણે કરે છે કે નહીં એ જોવાનું કે શિક્ષક અંગૂઠા પકડે તો જ આપણે પકડવાના—એમ જેમ મનમાં થતું નહીં, તેમ જ શિક્ષક ઉપદેશ આપે છે તે પ્રમાણે એ પોતે ચાલે છે કે નહીં એ જોવાનું મનમાં આવતું જ નહીં.

મારે કહેવું જોઈએ કે અમારા વખતના શિક્ષકો મોટે ભાગે, એમની ઢબ પ્રમાણે, નીતિથી ચાલવાના આગ્રહી હતા. નાહવાનું, તિલક કરવાનું, સાંજે મંદિરે દેવદર્શને જવાનું, ભિખારીને ભિક્ષા આપવાનું, અગિયારશને દિવસે અપવાસ કરવાનું, આ બધું તો તેઓ ચીવટપૂર્વક પાળતા. તેઓ પોતે જૂઠું બોલે છે કે નહીં એ જાણવાની તક અમને ક્યાંથી મળે?

શાળાના માસ્તરની આજ્ઞા તો પાળવી જ પડતી. એમના પ્રત્યે આદર ધારણ કરવો જોઈએ એ પણ એની સાથે જ આવતું. 'મારે નહીં તે શિક્ષક સારા—મારે તે સારા નહીં'—એટલું, પોતાપૂરતું અમે નક્કી કરતા; પણ શિક્ષકના ચારિત્ર્યનો વિચાર સરખો મનમાં આવતો નહીં.

એક વાર અમે જત ગયેલા. એ દેશી રાજના હિસાબ બરાબર છે કે નહીં એ તપાસવાનું કામ અંગ્રેજ સરકાર તરફથી મારા પિતાશ્રીને સોંપેલું, કેમ કે જતના રાજા ઉંમરે નાના હતા અને અંગ્રેજ સરકાર તરફથી નીમેલા એક ઍડ્‌મિનિસ્ટ્રેટર કારભારું ચલાવતા. એક જ મહિનાનું કામ હતું. છતાં તેટલા દિવસ માટે મને નિશાળે મોકલેલો. રાજની નાણાંની વ્યવસ્થા તપાસવા માટે આવેલા અમલદારનો દીકરો એટલે નિશાળમાં મારી સહેજસાજ પ્રતિષ્ઠા હતી. હું મરાઠી ચોથીમાં હોઈશ. એક દિવસે વર્ગના શિક્ષક મને કહે, "તારા પિતાશ્રીને તો ઘણા પૈસા મળતા હશે." મેં એમને કહ્યું, "આટલા રૂપિયાનો પગાર છે." તેઓ હસીને કહે, "એની વાત કોણ કરે છે? લાંચના પૈસા તો ઘણા મળતા હશે." શિક્ષકની એ વાત મને ગમી નહીં. પણ શિક્ષક બોલે છે એ પિતાશ્રીનું અપમાન છે, એવી વાત સહન કરવી ન જોઈએ, એમના ઉપર ચિડાવું જોઈએ એવું તો કશું મને સૂઝયું નહીં. મેં એટલું જ કહ્યું કે, "ના, ના, મારા પિતાશ્રી લાંચ લેતા જ નથી."

શિક્ષકે નફફટપણે ચલાવ્યું, "અરે, જાઓ, કોઈ અમલદારનો વાંક જડી આવે એટલે એ દોડતો ઘેર આવવાનો, અનેક વાર પગે લાગવાનો અને કહેવાનો કે,

'મને આમાંથી બચાવો.' પછી રૂપિયાની મોટી મોટી થેલી ઘેર આવે એટલે ઘરમાં ચાલતી આવેલી લક્ષ્મીને પાછી કાઢવાની હિંમત કેની ચાલે? ચુપચાપ થેલીઓ લઈને પેટીમાં મૂકતા હશે." વર્ગના છોકરાઓ પણ એટલા જ રસથી બધું સાંભળતા હતા. મારા પિતાશ્રી ચારિત્ર્યહીન હશે એવી તિરસ્કારની છાપ કોઈના મોઢા ઉપર મેં જોઈ નહીં, પણ હું કેટલો ભાગ્યશાળી હોઈશ એવા ખ્યાલથી જ બધા મારા તરફ જોવા લાગ્યા!!

મને ઘણું દુ:ખ થયું. મેં ફરી ફરી કહ્યું કે, "મારા પિતાશ્રી એવા નથી." પણ શિક્ષક માને જ શાના? અને એનો ઈલાજ શો કરવો એની ખબર નહીં એટલે સમસમીને હું બેસી રહ્યો. ઘરમાં આવીને પિતાશ્રીને કહેત તો તેઓ શિક્ષકની ધૂળ કાઢી નાખત, એની નોકરી જાત. 'હું બોલ્યો જ નથી,' એમ એ કહેત અને વર્ગના છોકરાઓની સાક્ષી પણ રજૂ કરત. પણ આવું કાંઈ કરવા જેવું હોય છે એમ મારા ભેજામાં આવ્યું જ નહીં. ફક્ત શિક્ષક પ્રત્યે અણગમો થયો અને વર્ગના ભણતર તરફ પણ લક્ષ ચોંટે નહીં. શિક્ષક થઈને આવું બોલે એનું મને આશ્ચર્ય થયું, દુ:ખ થયું. શિક્ષકની ન્યાતમાં ન શોભે એવો માણસ છે એટલું જ મનમાં રહી ગયું. શિક્ષક લોકોએ વિદ્યાર્થીઓ આગળ સારાં જ ચિત્રો દોરવાં જોઈએ એટલું તો તે વખતે હું જાણતો હતો. તેથી જ જતના શિક્ષકની પેલી વાતથી મારા મનને ઠેસ વાગી.

# ૧૨. બાળપણના દેવો – ૧

સનાતની બ્રાહ્મણ કુટુંબનું વર્ષ એટલે વ્રતો, ઉત્સવો અને તહેવારોની અખંડ ઘટમાળ. મારી દાદીને ઘરના સામાન્ય વ્યવહારમાં ઝાઝો રસ રહ્યો ન હતો. સવારે રાંધી અમને બધાને દસ વાગ્યાની આસપાસ ખવડાવે, અને સાંજે પોતાની દશમી અથવા 'થાલીપીઠ' અલગ તૈયાર કરી એકલી એકલી ખાઈ જાય. હું તો આજી (દાદી) સાથે લાડ કરી એ થાલીપીઠમાંથી ભાગ પડાવ્યા વગર રહેતો નહીં. બધી રીતે નિવૃત્ત થયેલી આજી મારા પ્રત્યે સહેજસાજ પક્ષપાત રાખતી, અને પોતાના અભણ જીવનના ભંડારમાંથી ધાર્મિક વાર્તાઓ કહેતી.

મહાદેવ એક જોગી છે. એમની લાલપીળી જટા માથાથી પગ સુધી લાંબી હોય છે. આખે શરીરે ભસ્મ ચર્ચે છે. એક મોટો શંખ લઈને ભુમ્ ભુમ્ ભુમ્ અવાજ કરે છે. એમનાં પત્ની પાર્વતી રૂપરૂપના ભંડાર, પણ એવા ઘેલા પાછળ ગાંડાં થયેલાં. મહાદેવ સ્મશાનમાં ભટક્યા કરે અને પાર્વતીદેવી એમની સેવાને અર્થે પાછળ પાછળ ફરે. એવાં એવાં શબ્દચિત્રો આજી પોતાનાં ટૂંકાં ટૂંકાં વાક્યોમાં આપ્યા કરે. અંતે મારા મન આગળ મહાદેવનું વ્યક્તિત્વ સાવ સ્પષ્ટ થઈ ગયું. ક્ષણમાં રાજી થનાર, ક્ષણમાં કોપાયમાન થનાર, અને જરા 'ક્ષમસ્વ' કહ્યું એટલે

ફરી રાજી રાજી થનાર એ દેવ મને બહુ જ વહાલો થઈ પડયો. બ્રહ્મા જેવો એ બીકણ નહીં. રાક્ષસોને યુક્તિપ્રયુક્તિથી છેતરનાર અને માત કરનાર વિષ્ણુ જેવો એ ચતુર નહીં, એ તો ભસ્માસુરને પણ માગે તેવું વચન આપે, અને ભસ્માસુર પૂંઠે પડયો એટલે જીવ લઈને નાસે. ભોળા શંકર વિશે મારી વિશેષ ભક્તિ જામી. માણસ ગૃહસ્થાશ્રમ કરે તો તે મહાદેવ જેવો કરવો જોઈએ. સ્ત્રીને ગરજ હશે તો ઘર ચલાવશે. છોકરાંછૈયાં પ્રત્યે પ્રેમભાવ હોય તોયે તે બતાવવા જેટલું છીછરાપણું તો ન જ હોવું જોઈએ, એવો ખ્યાલ અસ્પષ્ટપણે બંધાયો.

અમારા ઘરથી થોડેક દૂર એક મોટો કૂવો હતો. એની પાછળ આકડાના થોડાક છોડ ઊગ્યા હતા. આજી કહે, "દત્તુ, આકડાનાં ફૂલ મળે તેટલાં લેતો આવજે. આપણે હનુમાનને એની માળા ચડાવીશું." મેં એક ફૂલ તોડીને સૂંઘી જોયું. એમાં સુવાસ ન હતી. આજીએ કહ્યું, "હવે ફેંકી દે એ ફૂલ. તેં સૂંઘ્યું તે હવે હનુમાનને ચડાવાય નહીં એ તો તારું એઠું થયું ગણાય." હું એક ધાર્મિક પાઠ શીખ્યો. ભગવાનને ભોગ ચડાવવો હોય તો તે અણચાખેલો જ હોવો જોઈએ. ફૂલ ચડાવવું હોય તો તે અણસૂંઘેલું જ હોય. સૂંઘ્યું એટલે અપવિત્ર થયું. ઉપભોગ દરેક વસ્તુને મલિન કરે છે એ જાતની માન્યતા બંધાઈ.

"પણ આવાં ગંધરહિત અને કઠણ ફૂલો આપણે હનુમાનને કેમ ચડાવીએ? જાઈ, મોગરો, ચંપો, ગુલાબ એવાં સરસ સરસ ફૂલો છોડીને આ આકડાનાં ફૂલ શીદ ચડાવીએ?" મેં પૂછયું. આજીએ કહ્યું, "તને ખબર નથી? હનુમાન બાળબ્રહ્મચારી છે ને વજ્રકૌપીન છે. એને આવાં જ ફૂલો ગમે." બાળબ્રહ્મચારી અને વજ્રકૌપીનની દલીલ સમજવા જેટલો હું મોટો ન હતો. મેં એટલું તારવી કાઢયું કે હનુમાન જરા વિચિત્ર છે એટલે જ એને આવાં ફૂલ ગમે છે. અમે ખૂબ ફૂલ ભેગાં કર્યાં. નાના (અમે છ ભાઈમાંનો પાંચમો ભાઈ) પણ મદદમાં આવ્યો. ખાસી લાંબી માળા તૈયાર કરી. હવે એ માળા હનુમાન કેમ પહેરે છે એ જોવા આજી જોડે હું મારુતિના મંદિરમાં ગયો. તેલ અને સિંદૂરનાં પડ જેના ઉપર બાઝયાં છે એવી મૂર્તિ મને ગમી નહીં, પણ દેવો વિશે મનમાં અણગમો આણવો એમાં પાપ છે એટલું હું શીખ્યો હતો, તેથી મારી બધી બાળભક્તિ ભેગી કરી હનુમાન પ્રત્યે મેં શ્રદ્ધા કેળવી. ફક્ત એની લાંબી પૂંછડી ગમાડતાં મને મુશ્કેલી ન પડી. તે વખતે કળાનો ખ્યાલ સરખો ન હતો, નહીં તો હું જરૂર કહેત કે કળાની દૃષ્ટિએ પૂંછડી વગરનું શરીર અપૂર્ણ ખરું. હનુમાનની પૂજા પૂરી થઈ અને અમને પ્રસાદ મળ્યો. ઘણું કરીને સૂંઠ અને ખાંડનો પ્રસાદ હતો. મેં પૂછયું, "આજી, આપણને આ પ્રસાદ શા માટે આપે છે?" આજીએ કહ્યું, "મારુતિએ નૈવેદ્ય ખાધું. આપણને એની ખબર ન પડે. પછી જે બચી ગયું તે આપણે બધાં પ્રસાદ તરીકે ખાઈએ છીએ." મેં પૂછયું, "આપણે એઠું કેમ ખાઈએ?" આજીએ જવાબ વાળ્યો, "માણસનું એઠું ન ખવાય. માણસે ચાખ્યું એટલે અપવિત્ર થયું.

પણ ભગવાન ચાખે ત્યારે તો એ વસ્તુ વધારે પવિત્ર થાય છે. ભગવાનનો પ્રસાદ તો માગીને પણ ખવાય." પડખે બેઠેલી એક બાઈએ એમાં ઉમેરો કર્યો, "પણ પ્રસાદ મૂઠી ભરીને ખાવાનો નથી હોતો હોં, એ તો સહેજ ચખાય." પ્રસાદની તીખાશ અને એનું ગળપણ મારા મોઢામાં કામ કરતાં હતાં. ભગવાનના પ્રસાદમાં બન્ને હોય એવો પણ કાંઈક ખ્યાલ તે વખતે બંધાયો હશે.

મંદિરમાં એક બાજુ એક પુરાણી પોતાની પોથી છોડીને એમાંનું એક પાનું હાથમાં લઈને વિવરણ કરતો હતો. એનો અવાજ મંદિરના નાનકડા ઘુંમટમાં ગુંજતો હતો. તે શું બોલે તે તો હું સમજી શકતો ન હતો, પણ એની આગળ બેઠેલી બહેનો એકાગ્રપણે સાંભળતી જાય અને હાથ વતી પૂજાની દિવેટો તૈયાર કરતી જાય, એ દૃશ્ય મને ગમેલું. કોઈ પણ બહેન પુરાણ સાંભળવા અંદર આવે એટલે એક પવાલું ચોખા પુરાણી આગળ ઠાલવે, કોઈ સાકરના બેચાર ગાંગડા મૂકે, કોઈ અગરબત્તી સળગાવે, એકાદ બહેન પાઈ પૈસો મૂકે. મેં જોયું કે પુરાણીબુવા પોતાની આગળ શું મુકાય છે એ તરફ પોતાનું બિલકુલ ધ્યાન નથી એમ બતાવવાનો પ્રયત્ન કરતા હતા. મને આશ્ચર્ય થયું.

અણ્ણાનો સ્વભાવ ઘણો મશ્કરો. એને જ્યારે મેં કહ્યું કે મંદિરે જઈ હનુમાનને જોઈ આવ્યો ત્યારે કહે, 'તને ખબર છે કે હનુમાન નાકથી શ્વાસ લે છે? કાલે જઈને એના નાકમાં આંગળી ઘાલી જોજે. ઠંડો ઠંડો પવન આવશે.' અણ્ણા મારા મોટા ભાઈ. એને વિશે મારા મનમાં આદર હતો. હવે અણ્ણા મારુતિની મશ્કરી કરે ત્યારે મારે શું માનવું? આજીએ ચિડાઈને કહ્યું, "જા જા, આવી ટાયલી વાતો કરીને બાળકોનાં મન ભમાવીશ નહીં." અણ્ણાએ હસતાં હસતાં આગળ ચલાવ્યું, "હું કયાં હનુમાનની મશ્કરી કરું છું? હું કહું છું હનુમાન જીવતો છે. નાક વતી એ શ્વાસ લે છે. એની આગળ ભોગ ધરો છો તે એ ખાતો નથી પણ સૂંઘી લે છે, તેથી જ ભોગમાં મૂકેલી વસ્તુઓ જ્યારે પ્રસાદ તરીકે આપણે ખાઈએ છીએ ત્યારે ફીકી ફીકી હોય છે."

હિંદુ માનસ વિચિત્ર છે. ભગવાન વિશે અનન્ય ભક્તિ હોવા છતાં એની છૂટથી મશ્કરી કરતાં વાંધો નથી આવતો. પોતાની ગાય કે ભેંસ જંગલમાં ખોવાઈ જાય તો એવો મશ્કરો માણસ પણ પૂર્ણ શ્રદ્ધાથી માનતા રાખવાનો કે ઢોર પાછું આવે તો એક આનાની સાકર હનુમાનને ખવડાવીશ. હનુમાનની મશ્કરી કરનાર કેટલાક લોકો મેં જોયા છે કે જેઓ આખો જન્મારો શનિવારનો ઉપવાસ કરવાનં ચૂકતા નથી.

# ૧૩. બાળપણના દેવો – ૨

મારો બીજો ઓળખીતો દેવ તે ઢોલ્યા ગણપતિ. મારા નાનપણમાં અમલદારોની પત્નીઓ ટોળે વળીને મંદિરે જવામાં શોભા માનતી હતી. સાંજે મંદિરે જવાનું હોય ત્યારે આઈ સારામાં સારાં કપડાં પહેરી, એક શાલ ઓઢી, બધાં ઘરેણાં પહેરી બીજી બહેનોની રાહ જુએ. જેટલી બહેનો આવે એટલા પટાવાળા તો હોય જ. હું પણ એમની સાથે કોઈ કોઈ વાર મંદિરે જતો. પટાવાળાના રક્ષણ તળે બહેનોનું આવું સરસ ધણ ચાલતું જોઈ મને મજા પડતી. પણ કોઈ ઝટ ઝટ ચાલે જ નહીં. હું આગળ જાઉં ને પાછળ આવું. હું આઈ પાસે તકરાર કરું કે "આટલી વારમાં હું તો મંદિરે ત્રણ વાર જઈ આવત." આઈ કહે, "મોટા લોકો ઉતાવળે ચાલે નહીં. ચાલે તો ભૂંડું દેખાય." મેં આઈને પૂછ્યું, "પણ આઈ, મંદિરે જતાં તું બધાં ઘરેણાં કેમ પહેરે છે?" આઈએ હસી પડીને કહ્યું. "ભગવાને જે બરકત આપી હોય તે એની આગળ ન ચોરીએ. હું મંદિરે જઈને ગણપતિને કહું છું કે તારી કૃપાથી મને આ સારાં કપડાં અને સારાં ઘરેણાં મળ્યાં છે. તારી કૃપાએ છોકરાં પણ સારાં નીવડયાં છે. છોકરાં મોટાં થાય ત્યારે એમને મારા કરતાં પણ વધારે આપજે."

ઢોલ્યા ગણપતિની મૂર્તિ ઠીક ઠીક ઊંચી હતી. અમે ગયાં એટલે પૂજારીનો છોકરો અમને ચરણામૃત આપવા આગળ આવ્યો. ચરણામૃતમાં ચંદન, ખાંડ, મધ વગેરેની સહેજસાજ મહેક હતી. મેં આઈને પૂછ્યું, "આવડો નાનો છોકરો ગણપતિને શી રીતે નવડાવતો હશે અથવા તિલક કરતો હશે?" કોકે કહ્યું, "ગણપતિની દુંદ બહાર આવી છે ને? એના ઉપર ચડીને એ ગણપતિને નવડાવે છે." બધાં હસી પડયાં, અને જાણે હું જ ફજેત થયો હોઉં તેમ હું ત્યાંથી ખસી ગયો.

ગણપતિ ઉંદર ઉપર બેસે છે. એને મોદક બહુ ભાવે છે. એ બુદ્ધિનો દેવ છે. ભણતરની શરૂઆત એના નામથી જ કરવી જોઈએ. એક દિવસ મોદક ખાઈને ઉંદર ઉપર સવાર થયેલા ગણપતિ તોલ સાચવી ન શકવાથી નીચે પડયા. એ જોઈને આકાશમાં ચંદ્ર હસ્યો. ગણપતિ ચિડાયા. એમણે પોતાનો એક બાજુનો લાંબો દાંત તોડીને ચંદ્ર ઉપર ફેંક્યો અને એને શાપ આપ્યો કે તારું મોઢું કોઈ નહીં જુએ. ચંદ્ર ગભરાયો, પસ્તાયો અને રોવા લાગ્યો. એણે ગણપતિ પાસે ઉ:શાપ માગ્યો. ગણપતિને દયા આવી. એમણે કહ્યું, "વરસમાં એક જ દિવસે – ભાદરવા સુદ ચોથે – તારું દર્શન અમંગળ ગણાશે. તે દિવસે જે કોઈ તારું દર્શન કરશે એના ઉપર ચોરીનું આળ આવશે." આનો પરચો જોવો હોય તો જંગલમાં જઈ તપાસો. જંગલનાં ભૂંડો પણ ગણેશચોથને દિવસે રખેને ચંદ્રનું દર્શન થાય એ બીકે ઝાડીઝાંખરાંમાં માથું ખોસીને બેસી જાય છે. આ બધું સાંભળીને મેં પૂછ્યું:

"પણ જો ભૂલેચૂકે આપણાથી ચંદ્રનું દર્શન તે દિવસે થાય તો?"

"તો એનો ઇલાજ છે. કોઈ પડોશીના ઘર ઉપર પથરા ફેંકવા. પડોશી ચિડાઈને ગાળ દે એટલે પછી ચોરીનું આળ ટળી જાય છે!"

જેવી બીક તેવો એનો પરિહાર, જેવો સમાજ તેવા એના દેવો. એટલે જ આદિકવિ વાલ્મીકિએ કહ્યું છે: यदन्नः पुरुषो भवति तदन्नास्तस्य देवताः । માણસ જેવો આહાર ખાય છે તેવો જ આહાર ખાનારા એના દેવો પણ હોય છે. આજે તો આ બધી પૌરાણિક વાર્તાઓ રૂપક તરીકે સમજાવવાનું મન થાય છે. તેમાંયે જ્યાં સુધી રૂપક બંધ બેસે નહીં ત્યાં સુધી અસંતોષ રહ્યા કરે છે. નાનપણમાં એવું ન હતું. તે વખત આખો સમાજ પણ ભોળો હતો. દેવોમાં શક્તિ હોય, ભક્તોનું રક્ષણ કરવાની કાળજી હોય એટલે બસ. તે ઉપરાંત દેવોનું ચારિત્ર્ય ઊંચું હોવું જોઈએ, તેઓ પક્ષપાતરહિત હોવા જોઈએ એવી અપેક્ષા ન હતી. દેવોને બહુ શુદ્ધ કરવા જતાં તેમનામાં કશું વ્યક્તિત્વ જ રહેતું નથી. આમ કરતાં કરતાં જ વેદાંતી ઈશ્વર નિર્ગુણ નિરાકાર થઈ ગયો હોવો જોઈએ. સમાજના બાલ્યકાળમાં દેવો સમાજની શ્રેષ્ઠ વિભૂતિઓની સુધારેલી આવૃત્તિ જેવા જ હોય છે. અને તેથી જ દેવો આટલા વહાલા થઈ પડે છે.

અને ઉચ્ચ દૃષ્ટિએ તપાસતાં કોણ કહી શકે કે આજની આપણી, પ્રૌઢ લોકોની ઈશ્વર વિશેની માન્યતાઓ પણ ખરા ઈશ્વરને અને એના સાચા સ્વરૂપને યથાર્થતાએ રજૂ કરે જ છે?

એક દિવસ ત્રણ ગાફેલ લોકોએ એક મુંગૂસ (નોળિયો) જોયું. એકેને એનું સાચું નામ આવડે નહીં. એક જણે કહ્યું, "જુઓ પેલું સુમંગ જાય છે." બીજો કહે, "તું કેવો જંગલી છે! એને સુમંગ કહેવાય? એ તો મુસંગ છે." ત્રીજો કહે, "બહુ ડાહ્યા ન જોયા હોય તો! કોઈ કાળે શાસ્ત્ર વાંચ્યું છે? એનું નામ તો ધુમ્મસ." સુમંગ, સુસંગ, ધુમ્મસ વચ્ચે ખૂબ ઝઘડો ચાલ્યો અને મુંગૂસ એ સાચું નામ છેવટ સુધી કોઈને સૂઝયું જ નહીં!

ભોળા લોકોની ઈશ્વર વિશેની ભોળી કલ્પના જોઈ ચિડાનાર લોકોએ જાણવું જોઈએ કે આપણે પણ ઈશ્વરની સાચી કલ્પનાથી કદાચ એમના જેટલા જ દૂર હઈશું. અગાસી ઉપરનો માણસ રસ્તા પરના માણસને હસે અને કહે, 'જુઓ તમારા કરતાં હું સૂરજની કેટલો નજીક છું!' એના જેવું જ એ હશે. લોકોનું અજ્ઞાન આપણે જરૂર દૂર કરીએ, વહેમ ને ધતિંગ જેટલું જ એને ત્યાજ્ય ગણીએ, પણ ભોળા સમાજની ભોળી કલ્પના વિશે સમભાવ રાખીએ, એટલું જ નહીં પણ એની પાછળ રહેલી સ્થૂળ પણ નક્કર ધાર્મિકતાની કદર પણ કરીએ.

ગણપતિની સુંદર મૂર્તિઓ ઘરમાં આણી, ત્રણ દિવસ એમની ષોડશોપચાર પૂજા કરી, જ્યારે અંતે એમને કૂવામાં કે તળાવમાં પધરાવી દેતા ત્યારે ચિત્ત ઉદાસ થતું, અને અમે બાળકો જોરથી બોલતાં, 'ગણપતિ બાપ્પા મોરિયા, પુઢલ્યા વર્ષી લવકર યા."

# ૧૪. ગદ્ય પ્રાર્થના તે જ પ્રાર્થના

નાનપણમાં મેં ખરી પ્રાર્થના સાંભળી તે મારી માને મોઢે. એમાં કવિતા ન હતી: "દેવા બાપ્પા મંગેશા, મહારુદ્રા આમ્હીં અજ્ઞાન આહોં, આમ્હાંલા કાંહીં કળત નાહીં. આમચ્યા હાતૂન તુઝી સેવા હી ઘડત નાહીં. તેં સર્વ ક્ષમા કર. આમચે-વર અમુક અમુક સંકટ આલેં આહે તેં દયા કરૂન દૂર કર આણિ સર્વાંના સદ્‌બુદ્ધિ દે. શકય તિતકયા લવકર આમ્હીં બારા બ્રાહ્મણાંચી સમારાધના ઘાલૂં. એક લઘુરુદ્ર કરૂં, ઘાટાખાલીં તુઝયા સેવેસાઠીં યેઉં. સર્વાંચે બરેં કર." આ જાતની એ પ્રાર્થના રહેતી. ઘરમાં કોઈ માંદું પડે કે એવી જ કાંઈ મુશ્કેલી આવે ત્યારે પૂજાની ઓરડી-માં દેવઘરમાં આવી પ્રાર્થના મને અચૂક સાંભળવા મળતી. વસ્તુસ્થિતિ સાથે બંધબેસતી અને હૃદયના ભાવો, જેવા હોય તેવા વ્યક્ત કરતી, આ ગદ્ય પ્રાર્થનાની અસર મારા મન પર સચોટ થતી. હવે આપણે સુરક્ષિત છીએ એવો વિશ્વાસ મનમાં પેદા થતો, જે આરતીઓ બરાડીને કોઈ કાળે પેદા થતો નહીં.

૧૮૯૯માં જ્યારે પહેલવહેલા અમે 'ઘાટાખાલી' (ઘાટ તળે) કોંકણમાં મંગેશી ગયા ત્યારે રિવાજ પ્રમાણે ગામમાં પહોંચતાંવેંત અમે 'ધૂળભેટ'નો કાર્યક્રમ પૂરો કર્યો. શરીર પરની અને પગ પરની ધૂળ ખંખેર્યા વગર, યાત્રીઓ, દર્શનની ઉત્કંઠાથી મંદિરે દોડે છે અને દર્શન લે છે એને ધૂળભેટ કહે છે. અમે મંદિરે જઈને અમારા પુરોહિતને કહેવડાવ્યું કે "અમે આવ્યા છીએ. અમને ભગવાન પાસે લઈ જાઓ." ભગવાનના દરબારમાં પરિચય કરાવનાર કોઈ જોઈએ જ ને? પુરોહિત અમને ભગવાન આગળ લઈ ગયા અને એણે ચલાવ્યું: "દેવા, મહારાજા! હે બાળ-કૃષ્ણરાવ કાલેલકર સહકુટુંબ તુઝયા ભેટીસાઠીં બેળગાંવ-શહાપુરહૂન આલે આહેત. કાંહીં દિવસ સેવેસાઠીં રાહાતીલ. યાંચી સેવા માનૂન ઘે આણિ યાંચેં બરેં કર." આટલું કહીને પુરોહિતે ભગવાન આગળ અમારું નારિયેળ ધર્યું. પછી તે વધેરીને એક વાટી પોતાને માટે રાખી અને બીજી વાટીમાં ફૂલ, તુલસી, બીલીપત્ર વગેરે પ્રસાદ મૂકી એ અમારા હાથમાં આપી. શી તે દિવસની ધન્યતા! મનમાં થતું કે ભગવાન ખરેખર આ બધું સાંભળે છે અને કૃપાવંત થઈને એ પ્રમાણે કરે છે.

પછી હું પણ મનમાં ને મનમાં આવી પ્રાર્થના કરતો થયો.

મેં કયાંક કહ્યું જ છે કે શ્રાવણ મહિનામાં પહેલા સોમવારને દિવસે મારા પિતાશ્રી કુલદેવને ઉદ્દેશીને એક કાગળ લખતા અને એમાં વરસ દરમિયાન થયેલી બધી કૌટુંબિક ઘટનાઓ દાખલ કરતા. એની પણ મારા મન પર ઊંડી અસર થઈ. જોકે આવા કાગળો લખવાની બાબતમાં પિતાશ્રીનું અનુકરણ કરવાનું મને સૂઝયું નહીં. સૂઝત તો બીજું કાંઈ નહીં તોપણ કુટુંબનો ઈતિહાસ ટૂંકામાં મળી રહેત.

પિતાશ્રીએ લખેલા એવા કાગળો વાંચ્યા પછી મારા મન પર જે ઊંડી છાપ પડી તે એ કે આપણે અનાથ નથી. એક સર્વસમર્થ સત્તા આપણી સંભાળ લે છે. એની ઇચ્છા અને વ્યવસ્થા આપણે જાણતા નથી. આપણે માટે શું હિતકર છે અને શું હિતકર નથી તે આપણે જાણતા નથી. આપણી લાગણીઓ પ્રમાણે આપણે સુખી કે દુ:ખી થઈએ છીએ. જે ઘટના આપણને કારી ઘા જેવી લાગે છે તે અનિષ્ટ જ હશે એમ માનવાનું કારણ નથી. મારી બહેન જ્યારે ગુજરી ગઈ ત્યારે ભગવાને એને પોતાની પાસે બોલાવી લીધી એમ જ્યારે પ્રાર્થનામાં મેં સાંભળ્યું ત્યારે મને થયું કે આક્કા ગઈ એનું દુ:ખ આપણને જરૂર થાય, પણ એનું તો અશ્રેય થયું નથી. ભગવાનને જોઈને આક્કાને કેટલો આનંદ થયો હશે! એક દિવસે મનમાં વિચાર આવ્યો કે, "ભગવાન પાસે ગયા પછી પાછા કેમ અવાતું નહીં હોય? આજે જો આક્કા આવીને ભગવાનને ત્યાંની વાત કરે તો કેટલો આનંદ થાય!" બીજો વિચાર મનમાં આવ્યો કે, "ભગવાન જે કરે છે તે જ સારું છે એમ સ્વીકારીને આપણે ચાલવું જોઈએ."

મારા મનની કલ્પનાઓમાં ગડમથલ હંમેશાં ચાલતી. ભગવાન પાસે કાંઈ પણ માગું અને તરત મનમાં આવે કે ભગવાનને બધી ખબર છે. જે યોગ્ય હશે તે એ કરશે જ. પ્રથમ એક રીતે માગું. એમાં ખામી જોઈને એ માગણી સુધારું. તેમાંય દોષ જોઉં એટલે ફરી મૂંઝાઉં. અંતે થાકીને કહું કે, "મને માગતાંયે આવડતું નથી અને ઇચ્છતાંયે આવડતું નથી. ફક્ત શ્રદ્ધા કેળવીને બેસી જાઉં એ શું ખોટું?"

છેક નાનપણમાં કેળવાયેલી આ વૃત્તિને કારણે સકામ પ્રાર્થના એવી તો મેં બે-ત્રણ વાર જ કરી હશે. પણ જ્યારે મારે હાથે કોઈ મોટી ભૂલ થાય ત્યારે પ્રાર્થના કરી વચન આપતો કે, "હવે ફરી આવી ભૂલ ન કરું. જે થઈ છે એની ક્ષમા કરજે. ભૂલ માટે સજા કરવી હોય તો ભલે કર પણ મનમાં તો ક્ષમાવૃત્તિ જ રાખજે. ક્ષમાયુક્ત સજા મળે તે સુખેથી ભોગવીશ. મારી કાયરતાને પોષણ આપીશ નહીં પણ તારી ક્ષમાનો અનુભવ મને મળવો જ જોઈએ."

## ૧૫. આરતી

ધર્માનુભવ મેળવવાના સાધનને સાધના કહે છે. એ સાધના જેટલી બાહ્ય હોય તેટલી સ્થૂળ હોય છે. ખરી સાધના આંતરિક જ હોય. ઊંડાણમાં ઊતરીને જોઈશું તો ખાતરી થશે કે ધર્માનુભવ મેળવવાનું સાચું સાધન તે આપણું આખું જીવન જ છે. જીવનનું દરેક અંગ અને એની દરેક ક્ષણ આપણને ધર્માનુભવ તરફ લઈ જાય છે. એ અનુભવ જો બેદરકારીથી કે ગફલતથી આપણે વેડફી ન નાખીએ અને જાગ્રતપણે એનો સંગ્રહ કરીએ તો અનુભવની મૂડી સમૃદ્ધ થતી જાય છે. અને જેમ વહેવારમાં મૂડી આપણને વ્યાજ મેળવી આપે છે તેમ ધર્માનુભવનો

વિચારપૂર્વક સંગ્રહ કરવાથી એ સંગ્રહ જ એક જાતનો વિશેષ ધર્માનુભવ બને છે અને એમાંથી નવી નવી વસ્તુઓ નીતરે છે.

આ વાત મારા મન ઉપર ઠસી ગઈ પ્રાર્થનામાંથી. પ્રાર્થના મોટે ભાગે અર્થ વગરની યાંત્રિક કવાયત જેવી દેખાય છે અને ઘણી વાર તે તેવી હોય છે પણ ખરી. છતાં મારા બાળપણમાં કોણ જાણે શી રીતે, પ્રાર્થના મારે માટે જીવતી વસ્તુ થઈ ગઈ હતી.

પિતાશ્રી પૂજાને અંતે પ્રાર્થના કરતા, પણ તે મનમાં જ. એમનો ભક્તિ-ગદ્‌ગદ ચહેરો કોક કોક વાર મારી નજરે પડતો પણ તેનો અર્થ હું સમજતો ન હતો.

ઉત્સવપ્રસંગે, પૂજાને અંતે, અમે બાળકો તાળીઓ વગાડીને આરતીનાં પદો ગાતા એ અમારી પહેલી પ્રાર્થના હતી. એ આરતીઓ મરાઠીમાં હોવા છતાં એના અર્થ તરફ અમારું ધ્યાન જતું નહીં. ઉચ્ચારણમાં ભૂલ ન થાય અને તાલ સચવાય એટલી જ ઈંતેજારી રહેતી; અને છતાં ભગવાનને પ્રિય એવું કંઈક આપણે કરીએ છીએ, કર્તવ્ય પાર પાડીએ છીએ, અને એમાંથી આપણને પુણ્ય મળશે, એટલી ભાવના મનમાં ઊઠતી અને લાંબા કાળ સુધી ટકતી. 'ભવસાગરમાં ડૂબીએ છીએ, સંકટમાં સપડાયા છીએ, આમાંથી ઉગારનાર બીજું કોઈ નથી, વિઘ્નોથી ઘેરાયા છીએ,' એ અર્થનાં વચનો એ આરતીઓમાં આવતાં. અમે અર્થ જાણતા થયા ત્યારે પણ એ સંકટો, એ વિઘ્નો અને એમાં ડૂબી જવાપણું અમારે માટે કશું હતું જ નહીં. આરતીમાં વ્યક્ત કરેલી ભાવનાઓ ઓઢી લેવાનો કોક કોક વાર અમે પ્રયત્ન કરતા. પણ એમાં કશો અર્થ રહેતો નહીં. મને તો એમ જ લાગતું કે આ કવિઓ પણ ભાવના-ગદ્‌ગદ થયા વગર અમસ્તા જ શબ્દો જોડી કાઢતા હશે. મારા નાનપણના દિવસોમાં ધાર્મિક કાવ્યો જોડી કાઢનારા કેટલાક કવિઓનો રચનાનંદ જોતાં અને તેમાં ભાવનાનો તદ્દન અભાવ જોતાં તે વખતનો મારો અભિપ્રાય — કે આ બધાં જોડકણાં છે — સાચો જ હતો. આજે પણ કેટલીય કવિતાઓ આ રીતની જ હું જોઉં છું. આગળ જતાં સમર્થ રામદાસનાં કરુણાષ્ટકો જ્યારે સાંભળવાને મળ્યાં ત્યારે અંદરથી લાગવા માંડ્યું કે આ કવિ સાચો લાગે છે. એ ખરેખર ગળગળો થયો છે. તુકારામના અભંગો પણ એ જ રીતે જીવતાં વચનો જણાતાં. પાંડવપ્રતાપ, રામવિજય વગેરે ગ્રંથોમાં જે પ્રાર્થનાઓ આવતી તેમાં અનેક વાર મન તલ્લીન થતું. કોક કોક વાર આંખો ભીની પણ થતી. પણ સામાન્ય ભજનો તો બધાં જોડકણાં છે એમ જ લાગતું. (આજે એને જોડકણાં ન કહેતાં ભાષા-વિલાસ અને કલ્પના-વિલાસ કહીશ.)

જ્યારે સંતોનાં ચરિત્રો સાંભળવાની તક મળી ત્યારે જ મારે માટે પ્રાર્થના એ જીવતી વસ્તુ થઈ. સંતો પોતાના જીવનનો સદુપયોગ થાય એ માટે ઈંતેજાર રહેતા. જીવન ભગવાનમય થાય એની એમને તાલાવેલી લાગેલી જણાતી. એમના પ્રત્યે આદર અને ભક્તિભાવ જાગતો તે બધો એમની પ્રાર્થનાને વળગ્યો. આ

રીતે સંતોનાં જીવનમાંથી પ્રાર્થનાનાં સ્વરૂપનો સાક્ષાત્કાર થવા લાગ્યો. સારું થયું કે નાનપણમાં પ્રાર્થનાનું મહત્ત્વ સમજાવનારાં પ્રવચનો મને મળ્યાં નહીં. સંતોનાં જીવન એ જ પ્રાર્થનાનું રહસ્ય પ્રગટ કરનાર દીપિકાઓ હતી. હું હૃદયથી પ્રાર્થના કરતો થયો.

**નોંધ** : સંસ્કૃતમાં आर्ति એટલે સંકટ. दुःखतप्तानाम् प्राणीनाम् आर्तिनाशनं कामये। દુઃખથી દાઝેલા લોકોનું સંકટનિવારણ હું ચાહું છું. आर्त એટલે હેરાન થયેલો. આ ઉપરથી ભગવાન આગળ દીવાઓ ફેરવી ફેરવીને સ્તુતિ કરવી અને સંકટનિવારણ માટે યાચના કરવી એ આખી પ્રક્રિયાને आर्तिक्य કહેવા લાગ્યા અને હવે તો બધી જ દેશી ભાષાઓમાં આરતી ઉતારવી એટલે ભગવાન આગળ દીવાઓ ફેરવવા કે નચાવવા એ અર્થ થઈ ગયો છે. એમાંથી સંકટનો ભાવ સાવ લુપ્ત થઈ ગયો છે. લડાઈ જીતીને વીર પાછો આવે ત્યારે સંકટનિવારણ થયેલું હોય જ છે. એના માનમાં કે વખાણમાં આરતી ઉતારવામાં આવે છે.

પ્રાર્થના એટલે ભગવાન પાસે કાંઈક પણ માગવું અને તે માગતાં પહેલાં, ભગવાનને અનુકૂળ કરી લેવા માટે, એની શક્તિનાં અને એની ભલાઈનાં વખાણ કરવાં; એ જાતની કલ્પના સંસ્કૃત સાહિત્યમાં બધે ભરેલી છે. દેવો જાતે અસહ્ય રીતે હેરાન થયા હોય અને શંકર કે વિષ્ણુ પાસે દોડયા હોય તો “ભગવાન, દોડો દોડો, બચાવો,” એવો સ્વાભાવિક પ્રારંભ કરતા નથી, પણ ભગવાનના દરબારમાં જઈ રીતસર ભગવાનની આગળ માનપત્ર વાંચતા હોય એવી રીતે પોતાનું તત્ત્વ-જ્ઞાન આખું ભગવાન આગળ ઠાલવી દે છે અને ભગવાન પૂરતા રાજી થયા છે એમ લાગે એટલે ધીમે રહીને પોતાની અરજીની સુનાવણી કરે છે. એનું જ અનુકરણ શ્રીધર, મહીપતિ આદિ મરાઠી કવિઓએ પણ કર્યું છે. છેક નાનપણમાં પણ મને એ બધું વિચિત્ર અથવા પ્રતિકૂળ જેવું જણાયું હતું અને તેથી સ્તુતિનો ભાગ છોડી દઈને હું આગળ વાંચતો.

આગળ જતાં જ્યારે તત્ત્વજ્ઞાનનો રસ જાગ્યો ત્યારે સ્તુતિનો પૂર્વાર્ધ હું ધ્યાનપૂર્વક વાંચવા લાગ્યો, પણ હજી સુધી સ્તુતિ અને અરજી એ બે ભાગનો સમન્વય હું કરી શક્યો નથી; અને તેથી આપણી ઘણીખરી પ્રાર્થનાઓ સાથે મારો સમભાવ જાગ્યો જ નથી. પરિણામે મારે સ્વતંત્ર રીતે પોતાની જ પ્રાર્થના અને પ્રાર્થનાની મીમાંસા ઉપજાવવી પડી.

# ૧૬. શ્રાદ્ધ

દેવો પોતે ખાતા નથી, ફક્ત સૂંઘી લે છે. અને એટલેથી જ એમને સંતોષ થાય છે. માત્ર આપણે સૂંઘેલું એઠું ફૂલ કે ચાખેલું એઠું ફળ એમને આપાય નહીં એટલું તો હું શીખ્યો. પણ આગળ જતાં જોયું કે કોઈ તહેવારને દિવસે બ્રાહ્મણને બોલાવીને, એમની પૂજા કરીને એમને જમાડયા હોય તોયે તે ભગવાનને પહોંચે છે. ભગવાન વતી બ્રાહ્મણ ખાઈ શકે છે એ મારે માટે એક મહત્ત્વની શોધ હતી. હું પણ બ્રાહ્મણ છું, એટલે જનોઈ મળ્યા પછી 'દેવકાર્ય'ને કારણે મને પણ કોઈ બોલાવી જમાડે તો તે ભગવાનને પહોંચે, એ જાણી મને પોતાનું મહત્ત્વ વિશેષ લાગ્યું. આ મજાની વ્યવસ્થા છે. મારું પણ પેટ ભરાય, મને પણ સ્વાદ મળે, અને ભગવાન પણ રાજી થાય. મારું એઠું ફળ ભગવાનની પૂજામાં ચડાવાય નહીં, પણ પૂજા કરી મને કોઈ ફળ ચખાડે તો એની મેળે એ ભગવાનને પહોંચે!

આ અટપટી ધર્મવ્યવસ્થા તર્કશુદ્ધ છે કે કેમ એ શંકા સરખી મારા મનમાં આવતી નહીં. એ ઉંમર તપાસવાની નથી હોતી, ફક્ત ગ્રહણ કરવાની હોય છે. મોટેરાં કહે, આપ્તજનો કહે, તે જ સાચું એવી સહેલી વ્યવસ્થા તે વખતના જીવનમાં હતી. ઘરમાં બ્રાહ્મણો જમવા બેસે એટલે હું ખૂબ શ્રદ્ધાથી એમના તરફ જોતો. ઈશ્વરના પ્રતિનિધિ તરીકે એમને ઓળખવાનો પ્રયત્ન કરતો.

અમારા ઘરમાં મંગેશ (મહાદેવ) અને મહાલક્ષ્મી એ અમારાં કુલદેવ. દેવકાર્ય હોય એટલે કોઈ ગરીબ બ્રાહ્મણ અને એનાં પત્નીને બોલાવીએ. તેમનાં બાળકો પણ જમવા આવે. હવે ગરીબ માણસને ત્યાં તંગી તો હોય જ. બાઈને કોઈ વાર જમવા ઉપરાંત થોડુંક પકવાન ઘેર લઈ જવાનું મન થાય, પણ માગતાં શરમ આવે, એટલે ભાણામાં પીરસેલાંમાંથી થોડુંક નજર ચૂકવીને સંતાડી લઈ જાય. એટલે પછી એની કૂથલી ચાલે. મારા મન પર એ વસ્તુનો ભારે બોજો પડયો. જેને કુલદેવતા મહાલક્ષ્મીની પ્રતિનિધિ તરીકે ઓળખવાનો હું પ્રયત્ન કરતો તેને જ ચોર તરીકે ઘરના લોકોના મોઢે વર્ણવાતી સાંભળી હું અસ્વસ્થ થતો. કોને પૂછું? મેં આઈ આગળ મારી મૂંઝવણ વ્યક્ત કરી. આઈએ કહ્યું, "ગરીબોની નિંદા થાય નહીં. ઈશ્વરે આપણને આપ્યું છે, આપણે ગરીબોને આપી છૂટીએ. આપણે ભગવાનને નામે જે આપ્યું તે ભગવાનને પહોંચવાનું જ. ફરી વાર એ ભટાણીને બોલાવીશ ત્યારે તેને ઠીક ઠીક પકવાન ઘેર લઈ જવા માટે પણ આપીશ એટલે થયું." હું એક નવો પાઠ શીખ્યો. કોઈને ઈશ્વરનો પ્રતિનિધિ બનાવીએ તો તે માણસ મટી નથી જતો; એના ગુણદોષ રહી જ જાય છે. ટપાલવાળાની પેઠે, તે આપણો ભાવ ઈશ્વર સુધી પહોંચાડે છે એટલું જ.

ત્યાર પછી આઈએ કહ્યું "દેવકાર્ય હોય ત્યારે ગમે તેવો બ્રાહ્મણ ચાલે.

એના ગુણદોષ તપાસવાની જરૂર નથી. પણ પિતૃકાર્ય હોય ત્યારે વાત જુદી છે. ઘરમાં શ્રાદ્ધ કે મહાલય હોય ત્યારે બોલાવેલો બ્રાહ્મણ આપણા વડવાઓનો પ્રતિનિધિ થઈને બેસે છે. એ સારો વિદ્વાન અને ચારિત્રવાન હોવો જોઈએ. એને તપાસ્યા વગર ન બોલાવાય."

મેં પૂછ્યું, "એમ કેમ?"

આઈએ જવાબ આપ્યો, "કેમ કે શાસ્ત્રમાં લખ્યું છે. ભગવાન ગમે તેવા બ્રાહ્મણને સહન કરે છે, પિતરો સહન નથી કરતા."

પૂર્વજો મરી ગયા પછી પણ તેમને જમાડવાના હોય છે; ભલે વરસમાં ફક્ત એકબે વાર જ. તેઓ પણ પ્રત્યક્ષ ખાતા નથી, પણ 'અહીં બ્રાહ્મણો ખાય એટલે પિતરલોકમાં વડવાઓને તૃપ્તિ મળે' એમ હું શીખ્યો. એ પિતરલોક ક્યાં હશે? ત્યાં પિતરો શી રીતે રહેતા હશે? અંદર અંદર વાતો કરતા હશે? ઉપરથી આપણને બધાને તેઓ જોતા હશે, એમને ન ગમતું આપણે કશું કરીએ તો તેઓ દુ:ખી થતા હશે, આપણને શાપ આપતા હશે, માટે આપણે એમને ન ગમે એવું કશું ન કરવું જોઈએ, તેઓ આપણા ચોકીદાર છે, એવું એવું મનમાં આવતું. મારા શાસ્ત્રગ્રંથો કે સંદર્ભગ્રંથો એટલે આઈ અને આજી. એમને પૂછતો કે મારા દાદા કેવા હશે? બીજા વડવાઓને શું શું ગમતું? આઈએ કહ્યું, "એ (મારા પિતાશ્રી) નાના હતા ત્યારે જ એમના પિતાશ્રી ગુજરી ગયેલા. ઘડપણને લીધે આંખો ગઈ હતી. પગ લપસ્યો અને કૂવામાં પડી ગુજરી ગયા. માટે આપણે કોઈ પાવો વગાડતું હોય ત્યારે જમવા ન બેસવું જોઈએ. જમતી વખતે કોઈ પાવો વગાડે તો ઊઠી જવું જોઈએ." હું કારણ સમજ્યો નહીં. પૂછતાં આઈએ જવાબ આપ્યો, "એમ છે કે જેઓ કૂવામાં પડીને મરી જાય છે તેમને ભાગે સ્વર્ગમાં કૂવાનો કાદવ કાઢવાનું કામ હોય છે. તેમને વિસામો મળતો નથી. કોઈ પાવો વગાડે એટલી વાર તેઓ થાકેલા લમણા ઉપર હાથ મૂકી ઊભા રહે છે, અને વિસામો લે છે. પોતાના વંશજો શું કરે છે એ તે વખતે તેઓ જુએ છે. તે જ વખતે આપણે મજામાં જમવા બેસીએ એ કેટલું ખરાબ!" મારા દાદા વિશે મારા મનમાં ભારે દર્દ ઊપજ્યું. હું પલળી ગયો. મેં મન સાથે નક્કી કર્યું કે કોઈ પાવો વગાડતો હોય ત્યારે તો હું જમવા નહીં જ બેસું.

બધા કહેતા હતા કે આપણે દેવોને જોઈ શકતા નથી, પણ દેવો સર્વત્ર હોય છે, તેઓ આપણને જુએ છે, તેમનાથી કશું છાનું રહેતું નથી. હવે દેવો સાથે પિતરો ઉમેરાયા. તેમની નજર પણ આપણા ઉપર હોય છે. કુળને કલંક લાગે એવું આપણે હાથે કશું થવું ન જોઈએ. નહીં તો તેઓ દુ:ખી થાય, એટલું હું સમજ્યો.

થોડોક મોટો થયો અને જ્યારે કંઈ ખાવાની વસ્તુ વગર પૂછ્યે ખાઈ જતો ત્યારે આઈને ખબર પડશે તો આઈ વઢશે એ બીક કરતાં પિતરોને ખબર પડ્યા વગર રહેવાની જ નથી, તેઓ દુ:ખી થશે, એ બીક વધારે સજ્જડ નીવડી. એ

જ માન્યતા અને એ જ બીક કાયમ રહી હોત તો કેવું સારું થાત!

શ્રાદ્ધ માટે આવેલા બ્રાહ્મણો પ્રત્યે મારી લાગણી વિશેષ રહેતી. તેમને પગ ધોવા ગરમ પાણી આપવાનું કામ મારું. મને થતું કે મરી ગયેલા વડવાઓની સેવા કરવાની આમ તક મળી છે એ કેમ જતી કરવી?

આધ્યાત્મિક નિયમ અટળ છે એમ પ્રાકૃત માણસ સમજી ન શકે. એને તો એક જ રીતે જ્ઞાન થઈ શકે કે ઈશ્વર આપણી આસપાસ બધે છે. કુલપરંપરા એ દરેક ખાનદાનની અમૂલ્ય મૂડી છે એમ માણસ ઝટઝટ નથી સમજી શકતો. પણ મરી ગયા પછી પણ પિતરો જીવે છે; એમને જમાડીએ નહીં તો તેઓ ભૂખ્યા રહેશે; સમાજના વિદ્વાન અને ચારિત્રવાન બ્રાહ્મણને આશ્રય આપીને જ પિતરોની સેવા થઈ શકે છે; દેવકાર્ય એ ખરું જોતાં દયાકાર્ય છે, એ જે રીતે માણસ સમજી શકે તે રીતે લોકધર્મે સમજાવી આપ્યું છે. દેવકાર્ય અને પિતૃકાર્ય એ ધર્મનો મોટો હિસ્સો છે એ વિશે શંકા નથી.

## ૧૭. જીવદયા

ઘણાં વરસ પછીની વાત છે. પ્રાણીઓને મરતાં બચાવવાં કે નહીં, અને બચાવવાં એમ મન સાથે નક્કી થાય તો એ જ એક ધંધો થઈ બેસે ત્યારે શું કરવું, એ વિચારની ગડમથલ મનમાં ચાલતી હતી એવે વખતે બેળગુંદીના અમારા ઘરમાં એક બિલાડી વિયાઈ. એનાં બચ્ચાંને લઈને અમે ખૂબ રમતા. એક દિવસે એક મોટો બિલાડો ક્યાંકથી અમારી ઓરડીમાં ઘૂસ્યો અને એણે તરાપ મારી બિલાડીનું એક બચ્ચું પકડ્યું. મેં એ બિલાડાને લાકડી મારી છતાં એ તો એક બચ્ચું લઈ જ ગયો. હું દુઃખી અને અવાક થઈ ત્યાં જ થોભ્યો. પણ અમારા નારાયણમામા વધારે જોશીલા. એમણે બૂમ પાડી મને કહ્યું, "દત્તુ દોડો, એ બચ્ચાને આપણે હજી બચાવીએ." હું ઊઠું તે પહેલાં એમણે બિલાડાની પૂંઠ પકડી, આમતેમ દોડી બિલાડાને ઘેર્યો એટલે બિલાડાએ બચ્ચું પડતું મૂક્યું અને જીવ લઈને નાઠો.

બિલાડો ફક્ત પોતાનો જીવ લઈને નાસી જાત તો વાંધો ન હતો પણ બચ્ચાને છોડતાં પહેલાં એણે એની ડોક ઉપર એવું તો જોરથી બચકું ભર્યું કે બચ્ચું પણ લગભગ નિષ્પ્રાણ બન્યું. મામાએ એને જિવાડવાના ઘણા પ્રયત્નો કર્યા પણ અર્ધોએક કલાક વેદના વેઠીને એ બચ્ચું માર્જારોના વૈકુંઠલોક તરફ પ્રયાણ કરી ગયું.

મામા ઊઠ્યા ત્યારે મેં મનમાં ને મનમાં મારો અનેક રીતે ધિક્કાર કર્યો. મામાનો રજોગુણ કેટલો સમર્થ કે તેમણે બિલાડાની પૂંઠ પકડી, બચ્ચાને બચાવવા કેટલી જહેમત ઉઠાવી. હું તો ત્યાં ને ત્યાં જ બેઠો રહ્યો. મામાએ બૂમ પાડી એટલે હું પણ દોડ્યો ખરો અને બિલાડાને ઘેરવામાં મદદ કરી. પણ એ મારી સ્વયંભૂ પ્રેરણા થોડી જ હતી?

પછી જ્યારે બચ્ચું મરી ગયું ત્યારે બીજી રીતે વિચારો ચાલ્યા. બચ્ચાની છેલ્લી ચીસ સાંભળતાં વેંત મને રામાની ચાન્ની યાદ આવી. એ બચ્ચાને બચાવીને આપણે શું મેળવ્યું? બચ્ચું તો મરી જ ગયું. એટલે કુદરતની વ્યવસ્થામાં દખલગીરી કરવામાં કાંઈ લાભ છે કે કેમ એ જાતની શંકા મનમાં ઊઠી. જો બિલાડાને હું સમજાવી શકત કે બચ્ચાંને ન મરાય, તો વાત જુદી હતી. બિલાડો ઉંદરને ખાય એ સમજાય એવી વસ્તુ છે. એ એનો ખોરાક છે. પણ બિલાડો બિલાડીના બચ્ચાને ખાતો નથી, મારીને ફેંકી દે છે. ત્યારે એ શા માટે મારતો હશે? કુદરતે એનામાં એ વૃત્તિ રાખી છે એની પાછળ હેતુ શો હશે? એવા એવા વિચારો કરતાં હું મૂંઝાયો. જવાબ ન મળ્યો એટલે પ્રસંગે પ્રસંગે એવા વિચારો ઊઠતા જ રહ્યા. જીવન અને મરણ એ કુદરતનો ખેલ છે. ઉંદર આપણને પજવે છે એટલા માટે જ આપણે ઘરમાં બિલાડી પાળીએ છીએ. બિલાડી ઉંદરને ખાય ત્યારે ભૂતદયાને બુઠ્ઠી કરી આપણે રાજી થઈએ છીએ. એ જ બિલાડી પોતાના બચ્ચાને મારે ત્યારે આપણે અનાથની વહારે ધાઈએ છીએ અને એ જ્યારે પંખીને મારે ત્યારે આપણો કાવ્યાત્મા હણાય છે. અને એ જ બિલાડી માણસના બાળકને નહોર મારે ત્યારે—? (મારા પિતાશ્રી બહુ નાના હતા ત્યારે પારણામાં બિલાડીએ ગાલ અને નાક વચ્ચેના ભાગમાં, આંખ તળે એક નહોર માર્યો હતો. એની નિશાની એમના મોઢા પર આખો જન્મારો રહી હતી. તેથી જ મારા વિચારોએ ઉપરની દિશા પકડી હતી.)

*

કોચરબના આશ્રમની વાત છે. સ્વામી સત્યદેવ આશ્રમના મહેમાન હતા. રાત પડ્યે દીવાની આસપાસ જીવડાં ભેગાં થતાં હતાં. કેટલાંક ગંધાતાં પણ હતાં. એ જીવડાં ખાવા ગરોળીઓ આવતી. જીવડાંને બચાવવા માટે અમે ગરોળીને હાંકી કાઢતા. સત્યદેવને એ ગમતું નહીં. તેઓ કહેતા, "ગરોળી જીવડાંને પકડે છે એ જોવાની કેટલી મજા આવે છે! જીવડાંનો ત્રાસ ઓછો કરવામાં એ આપણને મદદ કરે છે." એક વાર એમના ખડાવા તળે સપડાઈને એક ગરોળી મરી ગઈ ત્યારે એમને માઠું લાગ્યું—જીવહત્યાનું નહીં પણ ઉપયોગી ગરોળી મરાઈ તેનું!

કોકે આખી વાત પૂ. બાપુજીને કહી અને જીવડાંને બચાવવાના ધર્મની ચર્ચા છેડી. બાપુજીએ જે જવાબ વાળ્યો તેને માટે હું તૈયાર ન હતો. એમણે કહ્યું, "બધાં જ પ્રાણીઓને બચાવવાનો આપણો ધર્મ નથી. ગરોળી જીવડાંને ખાય છે એ શું આના પહેલાં મેં કોઈ કાળે જોયું નથી? ગરોળી પોતાનો ખોરાક શોધે છે એમાં—એટલે કે કુદરતી વ્યવસ્થામાં પડવાનું મેં મારું કર્તવ્ય માન્યું નથી. જે જાનવરોને આપણે સ્વાર્થ ખાતર કે શોખ ખાતર પાળીએ છીએ તેમને બચાવવાનો ધર્મ આપણે માથે લીધો છે એથી આગળ આપણાથી જવાય નહીં."

બાપુજીના એ જવાબની અમે અંદર અંદર ખૂબ ચર્ચા કરી. કિશોરલાલભાઈએ ચુકાદો આપ્યો કે "મન તટસ્થ કે ઉદાસીન હોય ત્યારે બચાવવાનો પ્રયત્ન ન

કરવો. જીવને બચાવવાની વૃત્તિ જાગ્રત થાય, દયાભાવ ઊલટે ત્યારે એને દબાવવા કરતાં જીવને બચાવવાનો પ્રયત્ન કરવો એ જ સારું." કિશોરલાલભાઈની વૃત્તિ મારા જીવનસિદ્ધાંતો સાથે બંધબેસતી હતી એટલે એમનો ચુકાદો સ્વીકારી હું શાંત થયો. ત્યાર પછી જીવડાંના સવાલોએ મનમાં કોઈ પણ પ્રકારની અસ્વસ્થતા પેદા કરી નથી. છેક નાનપણથી જાગ્રત થયેલો જીવહિંસા અને જીવદયાનો સવાલ આ રીતે શાન્ત થયો. ઉકેલાયો એમ કહેવાનું મન નથી થતું.

## ૧૮. દૂરના પ્રત્યેની આત્મીયતા

જેને હું એક કીમતી ધર્માનુભવ કહી શકું એવી વસ્તુ મારામાં ક્યારે આવી ગઈ અને કેમ, તે હું કહી ન શકું. સામાન્ય રીતે લોકો સગાંવહાલાં અને ઓળખીતા લોકો પ્રત્યે જ આકર્ષાય છે. જેનો પોશાક જુદો છે, જેની ભાષા નોખી છે, જેના ધાર્મિક રિવાજ આપણે સમજી શકતા નથી, એવા લોકો આપણાથી જુદા છે, એમનો અને આપણો સંબંધ હોઈ જ ન શકે, એમની જીવનદૃષ્ટિ જ જુદી છે, એમને તો આપણા વિરોધી જ ગણવા, એવા અવળા લોકોને આપણી સાથે ભળવા ન દેવા—એ જાતની વૃત્તિ દુનિયાભરના લોકોમાં અને દરેક જમાનાના ઈતિહાસમાં આપણે જોઈ શકીએ છીએ. સેવા, ન્યાય અને ક્ષમા—ત્રણે વસ્તુઓ સ્વજનોને માટે જ હોય. જેઓ સ્વજન નથી તેમનો તિરસ્કાર ન કરીએ પણ તેઓ ઉપેક્ષાપાત્ર તો છે જ. તેમના પ્રત્યે આપણો કશો જ ધર્મ નથી, એમ સમજીને ચાલનારા લોકો જ દુનિયામાં વધારે છે. એક સ્કૉટિશ બાઈએ એક વાર કહ્યું હતું કે ફ્રેન્ચ જેવી કઢંગી ભાષામાં જેઓ પ્રાર્થના કરે છે તેમની અરજી શું ભગવાન સમજવાનો કે માનવાનો હતો! આ પ્રસંગ કોઈ ઠાવકા અંગ્રેજે લખેલો છે. જે રૂપમાં લખેલો છે તે રીતે તો આપણને પેલી ડોસીની વૃત્તિ હાસ્યાસ્પદ લાગે છે, પણ દુનિયાભરના અનેક ધાર્મિક રિવાજો અને સંસ્કૃતિની કેટલીયે ખૂબીઓ આવી કોઈ સંકુચિત માન્યતા પર જ રચાયેલાં છે.

મારામાં જે આત્મ-અવિશ્વાસ પ્રથમથી છે તે કારણે નવા લોકો જોડે ભળતાં મને મુશ્કેલી પડે છે. જે લોકો મને ઓળખે છે, મારું કઢંગાપણું દરગુજર કરે છે તેમની આગળ જ હું ખીલી શકું. એવી સ્થિતિ હોવા છતાં જેઓ દૂરના છે, પરાયા ગણાય છે, અથવા જેમની જીવનાનુભૂતિ મારાથી જુદી છે, એવા લોકોના પ્રસંગમાં આવવાનું, એમનું દૃષ્ટિબિંદુ સમજી લેવાનું અને આટલા મહત્ત્વના ભેદો પાછળ અભેદનાં તત્ત્વો ક્યાં ક્યાં છે એ શોધી કાઢવાનું આકર્ષણ મારામાં છેક નાનપણથી હું જોઉં છું.

જેઓ આપણી ન્યાતના નથી, ખાનપાનના આપણા નિયમો પાળતા નથી, તેઓ કેવી રીતે રહેતા હશે અને તેમને પોતાની જિંદગીમાં કઈ જાતનું સમાધાન

મળતું હશે એ સમજવા માટે હું લગભગ તલસતો.

અમારા પડોશમાં સોનીના બે છોકરાઓ હતા. એમની સાથે એ જ વૃત્તિથી મેં દોસ્તી કરેલી. પડોશનો દરજી નામદેવ શું ખાય છે, સામેના ઘરનો પહેલવાન પોતાના છોકરાઓને કઈ રીતે ઉછેરે છે, એમના ઘરમાં મરઘાં શા માટે છે, મુસલમાન છોકરો ડાંગ્યા—તેને એની મા કઈ ભાષામાં બોલાવે છે, એ બધા મારી બાળજિજ્ઞાસાના વિષયો હતા.

જ્યારે અમે કારવાર ગયા ત્યારે મેં જોયું કે ત્યાંના બ્રાહ્મણ લોકો નાહવા માટે—અરે, કોગળો કરવા માટે પણ—બ્રાહ્મણેતરનું પાણી વાપરે છે, એ જોઈને હું તો દિંગ થઈ ગયો. અહીં બધે હડહડતો કળિયુગ આવ્યો છે એમ જ મેં માન્યું. પણ મને આશ્ચર્ય થતું તે એ કે એ બધા લોકોમાંથી કોઈને જ એમાં કશું અજુગતું લાગતું ન હતું.

મારો બીજો આશ્ચર્યનો વિષય તે 'સોવળં' અથવા ધૌત વસ્ત્રનો. રેશમનું, ઊની અથવા મુગટાનું અબોટિયું પવિત્ર છે. એ પહેરીને ઊભા હોઈએ અને આપણને કોઈ અડે તો એ વસ્ત્ર અપવિત્ર નથી થતું એ બરાબર છે. પણ સુતરાઉ ધોતી, દાંડી ઉપર 'સોવળં' તરીકે સુકાયા પછી, ભીનાં કપડાં પહેર્યા વગર એને અડાય જ નહીં એવો અમારી સંસ્કૃતિનો નિયમ હતો. પોતાનાં બધાં કપડાં ઉતારીને, ભીનું ધોતિયું પહેરીને પછી જ એ 'સોવળં' પહેરી શકાય.

કારવારમાં મેં જોયું કે બ્રાહ્મણ તો શું, શૂદ્ર પણ જો લાંબી લાકડી વતી દાંડી પરનું ધૌત વસ્ત્ર કાઢી લઈ અડયા વગર એને પાટલા ઉપર મૂકી દે તોપણ તે અબોટિયું જ રહેતું. એના હાથનો પ્રત્યક્ષ સ્પર્શ થાય ત્યારે જ એ 'બોટિયું' થયું કહેવાય. આવી લાકડીને ત્યાં 'બડી' કહેતા હતા. એ લોકોના 'બડી-સોવળં'ની અમે લોકો ઘણી મશ્કરી કરતા હતા.

એથી આગળ જઈને જ્યારે મેં જોયું કે ભાત, રોટલી, ખીચડી વગેરે વસ્તુઓ જો નેતરની ઝાંપી 'સાંબળી'માં મૂકી દીધી હોય અને એના ઉપર ધાબળી—ઊની કપડું—વીંટી હોય તો એ ભોજન નોકરને હાથે પણ કોઈના ઘરમાં મોકલી શકાય. મોટા મોટા કર્મનિષ્ઠ બ્રાહ્મણો પણ એ રસોઈ ખાઈ શકે. મારો સનાતની આત્મા એ રિવાજ પ્રત્યે એવો તો ચિડાયો કે ત્યાંના લોકોને બ્રાહ્મણ તરીકે સ્વીકારવાની જ મેં ના પાડી.

છતાં મારું ભેજું વિચાર કરતું કે આવા રિવાજો અહીં સર્વમાન્ય કેમ થયા હશે? 'બડી' મારફતે સોવળંપણું ખરેખર નીકળી જાય છે કે નહીં? તે વખતની નાની ઉંમરમાં એક વિચાર મારા મનમાં આવ્યો કે કોઈ શૂદ્ર આપણા વાસણને અડકે તો તે અપવિત્ર થાય છે. આપણા પાણીને અડકે તો તે ફેંકી દેવું પડે છે, પણ જો કોઈ તરસ્યો શૂદ્ર મારી પાસેથી પીવાને પાણી માગે તો હું એને મોઢા પાસે આણેલા એના ખોબામાં પાણી રેડીને પાણી પાઉં છું. તે વખતે પાણીની

ધાર તો એકીસાથે મારા હાથના લોટાને સ્પર્શે છે. અને પેલા પીનારના ખોબાને પણ સ્પર્શે છે. ત્યારે એની અપવિત્રતા પાણીની ધાર દ્વારા ચડીને મારા લોટાને અપવિત્ર કેમ નથી કરતી? જો નેતરની લાકડી મારા લોટાને અને પેલા ભાઈના ખોબાને એક સાથે અડે તો તો મારું પાણી અપવિત્ર થઈ જાય છે. ત્યારે પાણીની ધારમાં એવું તે શું છે કે અપવિત્રતા ઉપર ચડતી નથી? એ બધા નિયમોનું શ્રદ્ધા ને આગ્રહપૂર્વક પાલન કરતાં છતાં મન સાથે નક્કી થયું કે આ બધો સગવડિયો ધર્મ છે. રેશમનું કપડું કીમતી છે, રોજ ધોવાય નહીં, માટે એ પવિત્ર. ઊની કપડાં રોજ રોજ ધોઈએ છીએ ત્યારે એવાં તો ચડી જાય છે કે ઘૂંટણ સુધી પહોંચતી ધાબળી મહિના બે મહિનામાં લંગોટીનું કામ પણ ન આપી શકે, માટે એને પણ પવિત્ર કરી મૂકયાં છે—ઊની કાપડ અભડાય ત્યારે એને હવામાં ઝાટકવું જોઈએ. એને વાયુસ્નાન મળ્યું એટલે એ પવિત્ર થાય છે. આ બધા વિચારો મેં શ્રદ્ધાપૂર્વક ઓઢી લીધા હતા.

શ્રદ્ધાપૂર્વક ઓઢી લીધા હતા એમ કહું છું એમાં હું ઘણું ઘણું કહું છું. મારી બાળબુદ્ધિ પણ કહેતી હતી કે આ બધી માનવાની વસ્તુઓ છે. પણ મારી શ્રદ્ધા કહેતી કે જે માની લીધું તે એટલું ઉત્કટતાથી માની લેવું જોઈએ કે આપણે માટે એ સોએ સો ટકા સાચું હોવું જોઈએ.

આટલી પૂર્વતૈયારી હતી તેથી જ પ્રાણપ્રતિષ્ઠાનો સિદ્ધાંત સમજી લેવો મારે માટે અઘરી વસ્તુ ન બની. પોતાના શરીરમાં જે ચૈતન્યતત્ત્વ સ્ફુરે છે એ ત્યાંથી કાઢી લઈને સામેની માણસને હાથે બનેલી માટીની મૂર્તિની અંદર પ્રતિષ્ઠિત કરવું, સ્થાપી દેવું અને આ રીતે એ મૂર્તિને સચેતન બનાવી એને પ્રભુના પ્રતીક તરીકે જોવી, પછી એને સોળે ઉપચાર સાથે પૂજવી, એની પાસે જે જોઈતું હોય તે માગી લેવું, અને છેવટે આપણે જ એ મૂર્તિમાં સ્થાપેલું ચૈતન્ય પોતાના શરીરની અંદર પાછું ખેંચી લેવું, અને પછી તે માટીની મૂર્તિ કેવળ માટી તરીકે ઓળખી જળાશયમાં પધરાવી દેવી, એને માટે જે ઉચ્ચ માનસિક તૈયારી જોઈએ છે તે આપણા ઋષિઓએ કેળવી રાખી છે.

તેથી જ ભાવનગર પાસે વરતેજમાં હરિજનો માટે જ્યારે મારે હાથે મૂર્તિ સ્થપાઈ ત્યારે મેં મારા પ્રાણપ્રતિષ્ઠાના પ્રવચનમાં કહ્યું કે મૂર્તિપૂજા એ અજ્ઞાની જડ લોકો માટે નથી પણ અમુક હદ સુધી આગળ વધેલા જીવો માટે જ છે.

પ્રવચનમાં આ જે મેં કહ્યું તે કેવળ તર્ક ન હતો પણ નાનપણનો ધર્માનુભવ જ બુદ્ધિવાદીની ભાષામાં મૂકયો હતો.

પરસ્પર ભિન્ન અને પરસ્પર વિરોધી એવી સાધના દ્વારા પણ મનુષ્ય એક જ ધર્માનુભવ પ્રાપ્ત કરી શકે છે એમ નાનપણમાં જ મન ઉપર એની મેળે ઠસી ગયેલું હોવાથી, ભિન્ન ભિન્ન સમાજના અને જુદા જ રિવાજના લોકો સાથે હૃદયનું તાદાત્મ્ય જમાવતાં મને કઠણ નથી પડતું. એ લોકોની વાતો સાંભળતાંવેંત એમના અનુભવો ધારણ કરવાને માટે મારું હૃદયકમળ તરત જ ઉત્ફુલ્લ અને

અભિમુખ થાય છે. અને તેથી જ ખરેખર મારે માટે કોઈ પણ પરાયું નથી, કોઈ પણ ધર્મ પરધર્મ નથી. તક મળવાનો જ અવકાશ, હૃદય હૃદય સાથે મળી જાય છે. આને માટે મારે કોઈ માનસિક વિરોધ સાથે ઝઘડો કરવો પડયો નથી. આ વસ્તુ કેળવવા માટે મારે કષ્ટ વેઠવાં પડયાં નથી. જાણે આવી મૂડી સાથે જ જન્મ્યો હોઉં એમ લાગે છે. માટે એને હું ભગવાન તરફથી મળેલો કૃપાપ્રસાદ જ ગણું છું.

હાઈસ્કૂલમાં ભણતો ત્યારે એક વાર 'સોશિયલ ગૅધરિંગ' કરવાનું સૂઝ્યું. આવાં સ્નેહસંમેલનમાં મિષ્ટાન્નની ઉજાણી તો હોવી જ જોઈએ. એમાંથી ન્યાત-જાતના ઝઘડા ઊભા થયા. તે મેં સફળતાથી લડી લીધા. પણ તે દિવસે એ લડત બહારની એક બીજી વસ્તુ થઈ. હિંદુઓ તો વર્ણના ક્રમ પ્રમાણે ઉપર-નીચે બેઠા. તેને અંગે અમારી ન્યાતનું યોગ્ય સ્થાન મેળવવા માટે હું લડયો હતો. પણ હાઈ-સ્કૂલમાં જે મુસલમાન, પારસી છોકરાઓ હતા એમને સૌથી છેલ્લે નોખા બેસાડયા હતા. એમને માટે રંગોળી ન મળે. એમની આગળ અગરબત્તી પણ ન હતી. મને એનું માઠું લાગ્યું. અન્યાયની ચીડ મારામાં ભરેલી હતી જ પણ તે દિવસનો મારો અનુભવ ચીડથી કાંઈક જુદો હતો. એ મુસલમાન, પારસી વિદ્યાર્થી હું જ છું અને મારું અપમાન થાય છે એવી ભાવનાથી હું ઘવાયો. કોઈ બીજા માણસનું અપમાન થતું હોય અને એ સહેલાઈથી ગળી જતો હોય તો આપણે પણ આંખ આડા કાન કરીને ચૂપચાપ બેસી જઈએ છીએ, પણ આ તો મારું જ અપમાન થયું, હું જ ઘવાયો. એ મૂંગે મોઢે કેમ સહેવાય? મેં તરત જ એ લોકોને પીરસવાનું મારે માથે લીધું. બધાને પહોંચે તે પહેલાં એમને પીરસી આવ્યું. હેતપૂર્વક આગ્રહ કર્યું. એક બાટલીવાળા છોડીને બીજા કોઈ મારા વર્ગના છોકરા ન હતા એટલે એમની સાથે મારી દોસ્તી ન હતી. મને આમ ખાસ એમની જ સેવામાં આવેલો જોઈ એમને પણ આશ્ચર્ય થયું, કેમ કે હું જનરલ સેક્રેટરી (પ્રધાન મંત્રી) હતો. ગામના મોટા મોટા આગેવાનો આગળ ઊભા રહીને પોતાની પ્રતિષ્ઠા વધારવાનો મારો હક હતો. પણ એ કામ માટેના ઉમેદવારો ઓછા ન હતા. સ્નેહ-સંમેલનનો પ્રસંગ પૂરો થયા પછી એ લોકો જોડે વિશેષ દોસ્તી કેળવવાનો મેં પ્રયત્ન કર્યો નહીં, કેમ કે, મને મારા વર્ગના દોસ્તદારો પૂરતા હતા.

## ૧૯. ઉપનયન

મહારાષ્ટ્રમાં ઉપનયનવિધિને મુંજ કહે છે. દરેક બ્રાહ્મણ બાળકની આઠમે વર્ષે તો મુંજ થવી જ જોઈએ. પાંચમે વરસે પણ મુંજ કરતા. સોળ વરસ સુધી મુંજ ન થાય તો એ છોકરાનું બ્રાહ્મણ્ય ગયું. માબાપને પણ કંઈક પાપ લાગતું હશે. સામાન્યપણે બાર વરસ પહેલાં મુંજ થઈ જ જતી હતી. જનોઈ પહેરવી અને વેદના મંત્ર શીખીને બે અથવા ત્રણ વખત સંધ્યાવંદન કરવું એ આ વિધિના

મુખ્ય ભાગ છે. પણ લૌકિક દૃષ્ટિએ કેડે મુંજા ઘાસની દોરી બાંધી લંગોટી પહેરવી એ આ વિધિનો મુખ્ય ભાગ ગણાતો હશે. તેથી આ વિધિનું નામ મુંજ પડયું. બીજા પ્રાન્તોમાં ઉપનયનવિધિનું નામ જનોઈ છે, જે વધારે બંધબેસતું છે.

અમારા પ્રાંતમાં, તે દિવસોમાં, છોકરાઓ આઠ વરસ સુધી ઘરમાં નાગા ફરી શકતા હતા. બહાર જતી વખતે ધોતિયું કે ઇજાર (પાયજામો) પહેરવાનો રિવાજ હતો. ઘરમાં એક પહેરણ હોય એટલે બસ.

મુંજ થયા પછી લંગોટી પહેર્યે જ છૂટકો. જનોઈનો વિધિ થાય તે વખતે કેડે મુંજા ઘાસની દોરી બાંધે છે પણ પાછળથી કાં તો રેશમનો દોરો હોય, નહીં તો એક જનોઈ જ કેડે બાંધેલી હોય. રેશમનો દોરો છેક નાનપણથી પણ કેડે બાંધી રાખતા હતા.

મારા મોટાભાઈ કેશુની કે ગોંદુની જનોઈનો ઉત્સવ હતો. શરણાઈ અને ચોઘડિયાં વાગતાં હતાં. મિષ્ટાન્ન ખાવાને મળતું હતું. હું ક્યાંક રમતો હોઈશ. એક જુવાને મારી પાસે આવીને કહ્યું, "ચાલ, તારા પિતા તારા ભાઈને લંગોટી પહેરાવે છે તે જોવા ચાલ. આજે તારા ભાઈનું છેલ્લું નાગું દર્શન કરી લે. હવે પછી ફરી એ તને નાગો જોવાને નહીં મળે." છેલ્લા દર્શનમાં કાંઈ ખાસિયત છે એમ મને લાગ્યું નહીં. ગયો અને જોઈ આવ્યો. સેંકડો લોકો વચ્ચે મારા ભાઈ, પિતાશ્રી આગળ સાવ નાગા ઊભા હતા. પિતાશ્રીએ પ્રથમ ઘાસની દોરી એને કેડે બાંધી. ત્યાર પછી પીળા રેશમની (જેને તાપૂતા કહેતા હતા) લંગોટી એને પહેરાવી. પછી આગળનો વિધિ ચાલ્યો.

જે વસ્તુ ફરી કરાય નહીં, એક જ છેલ્લી વાર જે થતી હોય તે કાંઈક મહત્ત્વની છે એમ હું સમજતાં શીખ્યો. નાગાપણું છોડીને લંગોટી પહેરવી એ સંયમનું એક લક્ષણ હતું.

એ જ પ્રમાણે જનોઈ આપતાં પહેલાં બટુકને માતા સાથે, માતાની થાળીમાં જમવા બેસાડવાનો નિયમ હોય છે. જનોઈ મળી એટલે બટુક તે દિવસથી આખો જન્મારો કોઈનું—માતાનું પણ એઠું ખાઈ ન શકે. માતા સાથેનું બાળકનું આ પહેલવહેલું જુદા પડવાપણું હોવાથી જનોઈના વિધિનું આ એક મહત્ત્વનું અંગ હોય છે. માતા સારામાં સારાં કપડાં પહેરે છે. બધાં સગાંવહાલાં પંક્તિએ આવીને બેસે છે. વાજિંત્ર વાગે છે. એમ કરી એ વિધિને બની શકે તેટલું ઉત્સવનું રૂપ આપવામાં આવે છે. બાળકને એમાં ખૂબ મજા પડે છે. પણ માનો ચહેરો જોવા જેવો થઈ જાય છે! આઈ મહામુશ્કેલીએ આંસુ ખાળી શકી હતી. કેમ કે શુભ કાર્ય વખતે આંખમાંથી આંસુ કઢાય નહીં. એટલામાં કોક ચોખલિયું બોલી ગયું, "બસ આજ સુધી દીકરો માનો હતો, હવે તો વેદાધ્યયન માટે ગુરુનો થઈ ગયો. સારું છે કે પિતા જ ગુરુ હોય છે. આવતી કાલથી આ જ દીકરો માને બારણે ॐ भवति भिक्षां देहि કરીને ભિક્ષા માગવા ઊભો રહેવાનો!" આટલું

સાંભળ્યું અને માની આંખમાંથી દડદડ ચાર ટીપાં પડી જ ગયાં. ખરું જોતાં કશ જ ફેર થતો નથી. છોકરો ઘરમાં જ હોય છે, માની થાળીમાં ભલે બેસી ન શકે પણ મા એને હેત ભરીને ખવડાવી તો શકે જ છે. છતાં હવે પછી એક થાળીમ જમાય નહીં એ બંધન માતાને ભારે થાય જ છે. કેટલાક લાડમાં ઊછરેલા છોકરાઓ પણ માને રોતી જોઈને પોતે રોઈ પડે છે.

છેલ્લી વાર માણી લેવાની વાત મેં બીજા એકબે પ્રસંગે જોઈ છે.

અમારા જમાનામાં બ્રાહ્મણો ડુંગળી કે લસણ ખાય નહીં અને ખાય તોયે કબૂલ કરે નહીં. બહુ ટેવ હોય તો ડુંગળી રાત્રે ખાતા. બપોરે જે રંધાય તે ભગવાન આગળ ભોગ તરીકે ધરાતું હોવાથી બપોરે રસોઈમાં ડુંગળી વપરાતી નહીં.

પણ ચાતુર્માસ બેઠું એટલે ડુંગળી બિલકુલ બંધ. (ચાતુર્માસ્ય એટલે આષાઢી એકાદશીથી માંડીને કાર્તિકી એકાદશી સુધીના વરસાદના ચાર મહિના—અર્થાત્ ચોમાસું.) હવે ચાર મહિના સુધી ડુંગળી ખાવાની ન મળે એ હાડમારી સહન કરવાની. પૂર્વતૈયારી તરીકે આષાઢ સુદ નોમને દિવસ કાંદેનોમીનો ઉત્સવ થાય છે. તે દિવસે ડુંગળીના શોખીનો ધરાઈને ડુંગળી ખાઈ લે છે. ભજિયાંમાં, શાકમાં અને દાળમાં તો ડુંગળી હોય જ, પણ કેટલાક તો રોટલીમાં અને ભાતમાં પણ ડુંગળી નાખીને ખાય છે. હું કહેતો હતો કે, "તે દિવસે જમ્યા પછી હાથ ધોવા માટે જે પાણી વપરાય છે તે પણ ડુંગળીનું જ પાણી હોવું જોઈએ." ડુંગળી પ્રત્યે મારો આમ કે આમ પક્ષપાત ન હતો છતાં દૂધમાં ડુંગળીની વાસ ભળે એટલે મારે માટે એ અસહ્ય થતી. પણ કાંદાનોમને દિવસે ડુંગળીનું રાજ હોય. એને તે દિવસે બધે પહોંચવાનો અધિકાર.

કાંદાનોમનું તત્ત્વ એથી આગળ વધેલું જોયું તે હોળીના ઉત્સવમાં. આખું વરસ સજ્જનતાની ભાષા બોલવી, મોઢામાંથી ગાળ ન કાઢવી એ હાડમારી વેઠ્યાની બક્ષિસ તરીકે હોળીને દિવસે અપશબ્દો બોલવાની છૂટ લેવાતી. ભાષાની જેટલી ગાળો લોકોને યાદ હોય અથવા ભુલાયેલી હોય તે બધી તે દિવસે તાજી થવાની. નાના અને મોટા ટોળે વળીને શેરીએ શેરીએ ફરે, એકબીજાને મોઢે રાખ ચોપડે, ગંદી આકૃતિની છાપો એકબીજાના પહેરણ ઉપર ચોડે અને સ્ત્રીજાતિનું અપમાન થાય એવા બીભત્સ શબ્દના બરાડા પાડે. તે દિવસે આખા સમાજની સ્ત્રીઓની હિંમત શી કે રસ્તા પરથી ચાલે! ધૂળવડનો એક આવો દિવસ ગાળ્યો એટલે લોકોને એક આખું વરસ ઠાવકું મોઢું રાખવાની અને શરાફત જાળવવાની હિંમત આવે!

જૂના 'ધાર્મિક' જીવનમાંથી સરખા દેખાતા પણ એકબીજાથી તદ્દન જુદા ચાર દાખલાઓ એકસામટા યાદ આવ્યા. એમાંથી બોધ શો લેવો? માની થાળીમાં મા સાથે ખાવા બેસવું એમાં એઠાજૂઠાનો દોષ છે એમ સિદ્ધાંતો ગમે તેટલું કહે તોયે નાનપણથી માબાપ સાથે જમવાની જેને ટેવ હોય તે કાંઈ માનવાનો નથી કે આપણે એ ગંદી ટેવમાંથી ઊગરી ગયા. કેટલાક વૈષ્ણવો એક કોળિયો મોંમાં નાખ્યા પછી એઠાં આંગળાં ધોઈને પછી જ બીજો કોળિયો લે છે. બીજા કેટલાક

તો ભગવાનની પૂજામાં બેઠા હોય ત્યારે અક્ષત ચડાવે અને શંખમાં રાખેલા પાણી વડે હાથ ધૂએ, પછી ફૂલ ચડાવે અને ફરી એ જ રીતે હાથ ધૂએ. મારા નાના તો છેલ્લે છેલ્લે સાકરનો ગાંગડો મોંમાં નાખવો હોય તોયે હાથપગ ધોઈને, ધાબળ પહેરીને પછી જ સાકર મોંમાં નાખતા. (ધાબળ એટલે ઊની અબોટિયું.)

પણ કાંદાનોમ અને ધૂળવડના રિવાજોમાં દાખલ કરેલા Safety Valveનો ખરેખર કાંઈ ઉપયોગ છે ખરો? આ સિદ્ધાંતોનું અહીં વિવેચન નથી કરવા માગતો, પણ આવા દાખલાઓની મારા મન ઉપર સારીનરસી ઘણી ઊંડી અસર થઈ છે. એટલું અહીં કહી દઉં કે એકબે વાર દૂરનાં સગાંવહાલાંઓના ખેંચી જવાથી ધૂળવડના ટોળામાં હું શામિલ થયો છું પણ પ્રોત્સાહનથી કે ધમકીથી પણ તેઓ મને એ બીભત્સ પ્રકારમાં ભેળવી શક્યા ન હતા.

## ૨૦. નવી સંધ્યા

મને જનોઈ કંઈક મોડી અપાઈ હતી. એટલે ઘણા દિવસ સુધી જનોઈ માટે ઝંખતો હતો. જનોઈ મળતાંવેંત ઘણા ઉત્સાહથી મેં સંધ્યાવંદનના મંત્રો શીખી લીધા. પછી પુરુષસૂક્તના મંત્રો કંઠે કરવાનો વારો આવ્યો. વિષ્ણુસૂક્ત તો એની સાથે જ હોય. પૂજાના ઘણાખરા પૌરાણિક મંત્રો મેં જનોઈ મળી તે પહેલાં જ મોઢે કર્યા હતા. એટલું જ નહીં પણ પિતાશ્રીને પૂજામાં તાંત્રિક મદદ કરતી વખતે એ મંત્ર હું વાપરતો પણ ખરો.

આગળ જતાં કર્મકાંડ અને ભક્તિકાંડ બંને કાંઈક મોળા પડ્યા અને પ્રાર્થના-માં ઈશ્વરનાં રૂપ, આયુધ અને અલંકાર કરતાં ઈશ્વરના ગુણો અને માણસની નૈતિક જવાબદારી વિશે જ વધારે આકર્ષણ જાગ્યું. ઈશ્વર સમર્થ છે એ વિશે શંકા ન હતી, પણ સામર્થ્યનાં વખાણ કરવાં એમાં કાંઈ મહત્ત્વ ન રહ્યું. ઈશ્વર જેમ સમર્થ છે તેમ ન્યાયી છે. જેમ એ સર્વજ્ઞ છે તેમ ક્ષમાવાન છે. કર્મના સિદ્ધાંત વડે એ સૃષ્ટિ ચલાવે છે, પણ સાથે સાથે પ્રાર્થનાને પણ અવકાશ રહે છે—વગેરે વાતો હું ઘણે અંશે સમજતો થયો. તે વખતે હું અંગ્રેજી ત્રીજીમાં હોઈશ. સંધ્યાના મંત્રો અને સવારસાંજની સંધ્યા બંને છૂટી ગયાં અને તેને ઠેકાણે નિશાળમાં શીખેલાં ગીતો હું ભક્તિભાવપૂર્વક સવારસાંજ ગાતો. એનો પ્રારંભ અમુક આર્યાથી થતો.

देवा! परम-समर्था दीनदयाळा, प्रभो, जगन्नाथा।
आलों शरण तुला मी. दीन तुझ्या ठेवितो पदीं माथा॥

એક દિવસે સમુદ્રકાંઠે ફરવા ગયેલા. ત્યાં દેવીદાસે મને પૂછ્યું, "કેમ, તમે સવારસાંજ સંધ્યાવંદન કરો ખરા?" મેં એને સામે પૂછ્યું, "તું કરે છે?" એણે કહ્યું "હાસ્તો, સંધ્યાવંદન વગર બ્રાહ્મણ રહી શકે ખરો? પણ મારા સવાલનો

જવાબ તેં આપ્યો જ નહીં? કંઈક પાણી મરતું લાગે છે!" મેં કહ્યું, "સાચી વાત એ છે કે સવારસાંજ સંધ્યાવંદન કરું જ છું. કરું છું એટલું જ નહીં પણ તારી પેઠે યાંત્રિક ઢબે નથી કરતો, ભક્તિભાવપૂર્વક કરું છું. ફરક એટલો જ કે મેં આપણા રૂઢ સંસ્કૃત મંત્રો છોડી દીધા છે. હું મારી ઉપજાવેલી સંધ્યા જ કરું છું." મારા નવા મંત્રો કયા એ મેં એને કહ્યું નહીં, કેમ કે એ આર્યાઓ એ પણ દર રવિવારે નિશાળના નીતિના વર્ગમાં ગાતો હતો! પણ એ બધું પૂછવાનું એને ક્યાંથી સૂઝે? નવી સંધ્યા મેં ઉપજાવી કાઢી એ ધૃષ્ટતાથી જ એ ચકિત થઈ ગયો. એણે કહ્યું, "શું તમે કોઈ ઋષિ છો કે નવી સંધ્યા ચલાવી શકો? કોઈ પવિત્ર ઋષિમુનિ હોય, એણે ભારે તપશ્ચર્યા કરી હોય ત્યારે એને મંત્રદેવતાનો સાક્ષાત્કાર થાય. પછી એ નવી સંધ્યા ચલાવે." મેં મોઢું ખૂબ ગંભીર કરીને જવાબ વાળ્યો: "આપણે આપણા પૂરતા ઋષિ છીએ. તપશ્ચર્યા હવે પછી થશે." એણે ફરી પૂછ્યું, "પણ તને આ બધું સૂઝ્યું ક્યાંથી?"

મેં ગપોડાં ચલાવ્યાં. મરાઠી કવિઓના પૌરાણિક ગ્રંથો વાંચીને મારી કલ્પનાશક્તિ ખૂબ તેજ થઈ હતી. મેં કહ્યું, "ગોકર્ણમાં કોટિતીર્થમાં નાહવા ગયો હતો ત્યાં નાગલોકો મને ખેંચીને પાતાળ લઈ ગયા. ત્યાં એક આશ્રમ હતો. દાઢીજટાવાળા ઋષિઓ ત્યાં તપ કરતા હતા ઈ. ઈ." દેવીદાસ એ બધું સાચું માનતો હતો એમ નહીં, પણ એ સવાલો પૂછીને વિગતો માગતો જાય અને હું वचने का दरिद्रता એ ન્યાયે અદ્ભુત રસ પીરસતો જાઉં. એટલું સારું હતું કે વખત થયે ઘેર આવવાની ફરજ બન્નેને માથે હતી.

બાળપણમાં આવા પ્રસંગો બહુ મહત્ત્વના નથી હોતા. પણ દેવીદાસનું એક વચન મારા મનમાં ચોંટ્યું. "શું તમે કોઈ ઋષિ છો કે પોતાની સંધ્યા ચલાવી શકો?"

ધાર્મિકતા કેળવવા માટે ઇંતેજાર હોવા છતાં મેં ગપોડાં કેમ ચલાવ્યાં? મારી પ્રાર્થનામાં એક આર્યા (ગીતિ) હતી—

श्रद्धा सद्धर्मावर सच्छास्त्रावर सदा असो धावी।
पाखंडवाद नास्तिकपण यांची अभिरुचि मनिं नसावी।।

ગપોડાં એટલે અસત્ય. કલ્પનાતરંગ ઉપર તરતું મૂકેલું અસત્ય. એમાં સુરક્ષિતતા એટલી જ હતી કે સામેનો માણસ સાચું માનીને ભોળવાય એની શક્યતા ન હતી. પુરાણો રચનારા કવિઓ જે ગપોડાં લખતા તેના પર તેઓ પોતે જ શ્રદ્ધા કેળવતા અને સામાન્ય જનતા પણ એ બધું સાચું છે એમ માને એવી અપેક્ષા રાખતા. પોતે ચલાવેલી કલ્પના કે ભ્રમણા પોતાના પર જ કેમ સવાર થઈ શકે છે—આ એક માનસશાસ્ત્રનો કોયડો છે.

દેવીદાસે પૂછેલો પ્રશ્ન કે "નવી સંધ્યા રચવા માટે શું તમે કોઈ ઋષિ છો?"—હિંદુ ધર્મનું આખું રહસ્ય પ્રગટ કરે છે. હિંદુ ધર્મ પ્રગતિશીલ છે. વિકાસ માટે એમાં દરેક જાતનો અવકાશ છે. જૂનું છોડી દેવાની અને નવું ધારણ કરવાની છૂટ એમાં પ્રથમથી જ છે.

પણ એ ફેરફારો ગમે તે માણસ ન કરી શકે. જેણે નિષ્ઠાપૂર્વક ધર્મનું પાલન કર્યું છે, તપશ્ચર્યા કરીને વાસના, દુરભિમાન, સંકુચિતતા, એકાંગિતા અને અદૂરદૃષ્ટિ આદિ દોષો જેણે બાળી નાખ્યા છે એવો માણસ જ હિંદુ ધર્મમાં ફેરફાર કરી શકે છે.

આગળ જતાં જ્યારે મેં ધર્મશાસ્ત્રનો મૂળ સંસ્કૃતમાં અભ્યાસ કર્યો ત્યારે જોયું કે દરેક સ્મૃતિગ્રંથના પ્રારંભમાં ઋષિનું વર્ણન કરી નવી સ્મૃતિ ચલાવવાનો એ ઋષિનો અધિકાર આડકતરી રીતે અચૂક સૂચવવામાં આવે છે. તપ કરીને જેમણે પાપોનો ક્ષય કર્યો છે એવા ઋષિઓએ लोकहितकाम्यया આ બધું લખ્યું છે અને તે પણ કલિયુગને કારણે લોકોની મૂંઝવણો વધી તેને પહોંચી વળવા માટે કારુણ્યથી તેમણે નવું બંધારણ બાંધી આપ્યું—એ જાતનો પ્રાસ્તાવિક ભાગ એમાં હોવાનો જ.

મેં જોયું છે કે છેક નાનપણથી મારામાં એક વૃત્તિ જૂનું સાચવવા તરફ ઢળે છે, જ્યારે બીજી વૃત્તિ જૂનું છોડીને અથવા તોડીને એને ઠેકાણે તદ્દન નવી વસ્તુ ઊભી કરવાનો આગ્રહ સેવે છે. અને ખૂબી એ કે મારું માનસ એ બન્ને વૃત્તિની કદર કરી. બે વચ્ચે સાધી શકાય એવો સમન્વય શોધે છે. નાનપણમાં એ વસ્તુ છીછરી હતી, કંઈક અણઘડ હતી અને સમન્વયમાં સુમેળનું સંગીત પેદા થતું જ હતું એમ નહીં, છતાં પ્રયત્ન એ દિશામાં જ રહેતો.

મૂર્તિપૂજા તરફ કલાત્મક આકર્ષણ હોવા છતાં ભગવાનના સૌન્દર્યનાં વર્ણનો મને અણછાજતાં જેવાં લાગતાં. ભગવાનને પહેરાવેલાં કપડાં અને આભૂષણો મારી અભિરુચિ સાથે બંધબેસતાં ન હતાં તેથી એ વર્ણનો વાંચીને વિરસ જ થતો. ભગવાનનાં ગુણગાન પણ ઘણી વાર મને કૃત્રિમ લાગ્યાં છે અને એ અસંતોષમાંથી મેં મારી ભગવાન વિશેની કલ્પના દહાડે દહાડે વિશુદ્ધતર અને વિશુદ્ધતમ બનાવી.

આવા અસંતોષમાંથી ચિકિત્સક બુદ્ધિ જાગી. વિચારો નિર્દોષ થવા લાગ્યા પણ એ અસંતોષને કારણે ઉપાસનાની એકાગ્રતા તૂટી અને ઉત્કટતા મોળી પડી. પણ આને વિશે વિસ્તારપૂર્વક સ્વતંત્ર રીતે લખવું જોઈએ.

## ૨૧. ઈશકૃપા હિ કેવલમ્

મેં ક્યાંક લખ્યું છે કે અમે સાવંતવાડીમાં હતા ત્યારે વિઠુ કરીને એક પટાવાળાએ મારી આગળ ઈશ્વરભક્તિની ઘણી વાતો કરી હતી. એ જે કહેતો તેમાં એનો પૂરેપૂરો વિશ્વાસ હતો, અને એવી ઉત્કટતાથી કહે કે એની અસર હૃદય સુધી પહોંચ્યા વગર રહેતી નહીં.

એણે એક વાર બપોરને વખતે નવરાશની વાતો ચાલતી હતી ત્યારે કહ્યું

કે માણસ ૧૪ વરસ પૂરાં કરે ત્યાં સુધી એની બાળપણની ભૂલો ભગવાન માફ કરે છે. ત્યાર પછી કરેલી ભૂલો માટે સજા થઈ શકે છે કેમ કે ૧૪ વરસ સુધી માણસને સારા-નરસાંનો ખ્યાલ નથી હોતો. ૧૪ વરસ પછી એ બધું સમજતો થાય છે. ત્યાર પછી કરેલાં પાપો ભૂલથી કે અજ્ઞાનમાં થયાં એમ ન ગણાય.

મને લાગે છે કે તે વખતે હું બારેક વરસનો હોઈશ. નક્કી યાદ નથી. મને થયું મારી આગળ કેટલી સુંદર તક છે. હજી મને ૧૪ વરસ થયાં નથી. તે પહેલાં જ મને આટલું જ્ઞાન મળ્યું છે તો તેનો લાભ હું કેમ ન ઉઠાવું?

તે વખતે મનમાં એવો વિચાર ન ઊઠયો કે ભગવાને ૧૪ વરસ જ કેમ પસંદ કર્યાં? આ ૧૪ વરસની મુદત માણસને કોણે કહી હશે? કયા સંત પુરુષે ભગવાનનું મન જાણ્યું હશે? મનમાં એવો વિચાર પણ ન આવ્યો કે બારમે વરસે જ જો આ વાતની ખબર પડી અને સારા-નરસાનો વિવેક મનમાં જાગ્યો તો હવે પછીનાં બે વરસ સુધી ભગવાન શા માટે ક્ષમા કરે? ૧૪ વરસ તે પંચાંગ પ્રમાણેનાં ૧૪ વરસ કે સમજણશક્તિની ૧૪ વરસ જેટલી પરિપક્વતા?

આવા વિચારો તે વખતે મનમાં ન આવ્યા એ સારું જ થયું. મનમાં એવી ધન્યતા ઊપજી કે અત્યાર સુધી થયું તે થયું. એનો ખરખરો કરીને માયૂસ થવાની કશી જરૂર નથી. એ બધું ભૂલી જઈને અને આજથી જ તમામ દોષો ટાળીને પુણ્યનો સંચય કરીએ. મેં મનમાં કેટલાયે સંકલ્પો કર્યા.

માબાપની જિગરથી સેવા કરીશ. ભાઈઓ સાથે કજિયો નહીં કરું. સ્વાર્થને વશ થઈ કોઈ પણ પ્રકારની વધુ સગવડો નહીં માગું. અતિથિ તથા અભ્યાગત તરફ બેદરકારી નહીં બતાવું. કોઈની પણ સેવા કરવાની તક મળે તો તે નહીં છોડું. કીડીમંકોડા વગેરે પ્રાણીઓને નહીં છેડું. ચકલી, કાગડા, પોપટ વગેરે પ્રાણીઓ માટે પીવાનું પાણી ક્યાંક મૂકી રાખું. ગાયભેંસને શિંગડાં વચ્ચે ખંજવાળું. એવા એવા સૂઝે તેવા અનેક સંકલ્પો મેં કર્યા. તેમાંથી સૌથી પહેલા સંકલ્પે નિશ્ચિત રૂપ પકડયું તે એ કે સવારે ઊઠતાંવેંત પિતાશ્રી અને મા જ્યાં હોય ત્યાં જઈને એમને પગે લાગું. આ વાત મેં નવી શરૂ કરી ન હતી. આથી નાની ઉંમરમાં પણ પગે લાગતો હોઈશ પણ હવે એ નિયમિત શરૂ થયું. નામસ્મરણનું પણ એમ જ. આપણે ધર્મનિષ્ઠ છીએ, બીજા લોકો કરતાં સારા છીએ, એ ભાન આમાંથી સૌથી પ્રથમ જાગ્યું. આવી ઉંમરે આવા ભાનમાંથી મીઠાં જ પરિણામો આવે છે એમ નથી.

બીજા છો ગમે તેમ વર્તે પણ હું તો મારે રસ્તે જ જવાનો, બીજા ક્યાં મારી પેઠે સાધક છે? એ જાતનું ભાન માણસને અનેક અનુકરણોમાંથી બચાવે છે અને જાગૃતિનો લાભ આપી ચડવામાં મદદ કરે છે.

રોજ નાહ્યા પછી આપણે હવે કેટલા સ્વચ્છ છીએ એ જાતનું ભાન જેમ અંગઅંગમાંથી સ્ફુરતું તેવું જ કાંઈક ભાન ઉપરના સંકલ્પો પછી હું અનુભવવા લાગ્યો. એની સરખામણી જનોઈ મળ્યાની દીક્ષા સાથે જ કરી શકાય.

આજે જ્યારે એ દિવસોનાં સ્મરણ કરું છું ત્યારે લાગે છે કે મેં જે કાંઈ

પાપો કર્યાં હશે તે બધાં આ ૧૨-૧૪ વરસ પછીનાં જ છે. ૧૪ વરસ સુધીનાં પાપો ઈશ્વર તો શું પણ મારા જેવો માનવી પણ ક્ષમા કરી શકે છે. જે પાપો માટે તે વખતે ઊંડો પસ્તાવો કર્યો તે આજે નજીવાં લાગે છે અને ૧૪ વરસ પછી જે પાપો કર્યાં તેની તો કલ્પના પણ એ ઉંમરે ઊગી ન હતી. પાપ એ કેટલી સૂક્ષ્મ વસ્તુ છે અને બહારથી તદ્દન સારા દેખાતા હોઈએ છતાં મનના ક્ષેત્રમાં કેટલો અને કેવો સડો પેસી શકે છે એનું નાનપણમાં ભાન સરખું હોતું નથી એ જ ઈશ્વરની સૌથી મોટી દયા છે.

૨

આવી મુદતને અંગ્રેજીમાં Period of grace કહે છે. આની કલ્પના, એક યા બીજી રીતે, બધા ધર્મોમાં જોવામાં આવે છે.

ખ્રિસ્તીઓ માને છે કે ઈસા મસીહનો જન્મ થયો ન હતો ત્યાં સુધી માણસને ધર્મનું સાચું જ્ઞાન જ ન હતું. તેથી ઈસા પૂર્વેના દિવસો અધન્ય દિવસો હતા. ઈસા મસીહ આવ્યો અને દુનિયા ધન્ય થઈ. હવે દરેક માણસ માટે પશ્ચાત્તાપ કરવાનો અને ઈશ્વરની ક્ષમા મેળવવાનો રસ્તો મોકળો થયો.

ઈસ્લામની માન્યતા છે કે દરેક દેશ માટે અને દરેક યુગ માટે લોકોને ચેતવી ખબરદાર કરનાર અને એમને ઈશ્વરનો પેગામ પહોંચાડનાર કોઈ ને કોઈ નબી મોકલવામાં આવે જ છે. એવા નબીની નસીહત કાને પડી ન હોય ત્યાં સુધી માણસ પાપ કરવાનો જ. એને માટે એની જવાબદારી નહીં જેવી ગણાય. પણ નબીની વાણી કાને પડી એટલે માણસની જવાબદારી વધી. પછી તો એ પ્રમાણે ન ચાલવા માટે એને માટે કશું કારણ નથી. કુરાનનો ભગવાન કહે જ છે કે, અય લોકો અમે તમને તમારા ભલા માટે એક નબી મોકલ્યો. એણે તમને ચેતવ્યા, છતાં તમે એની વાત માની નહીં. હવે તમે કયે મોઢે ક્ષમા માગી શકો છો?

ભગવાન તરફથી ક્ષમા થાય છે એને માટે મુદતની આવશ્યકતા નથી પણ પૂર્ણ પશ્ચાત્તાપ જરૂરી છે. માણસની પાપ કરવાની શક્તિ કરતાં ભગવાનની પાપની ક્ષમા કરવાની શક્તિ વધારે છે એમ પતિતદશા અનુભવ્યા પછી ઈશ્વરકૃપાથી ધન્ય થયેલા સંતોએ એકરાર કર્યો છે. એનું કારણ એટલું જ કે ભગવાન અંતર્યામી છે, આત્મારામ છે. તે શુભ સંકલ્પ છે; અને સત્ય-સંકલ્પ તો છે જ. પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત બન્નેને કર્મના સિદ્ધાન્તમાં સ્થાન હોવાથી જ ઈશ્વરની ન્યાયનિષ્ઠા અને કૃપાલુતા એકરૂપ થાય છે.

સંધ્યા, અઘમર્ષણ, પ્રાર્થના અને ઉપાસના—એ બધા પ્રકારો ઈશ્વરની કૃપાને જાગ્રત કરવા માટે છે.

# ૨૨. ધર્મવૃત્તિ કેળવવાનાં ક્ષેત્રો

મારી કલ્પના પ્રમાણે ધર્મમાં નીચેની વસ્તુનો અંતર્ભાવ થાય છે; એની સિદ્ધિ એ જ ધર્મલાભ :

૧. સ્વચ્છતા, સુઘડતા, આરોગ્ય અને સર્વ-હિતકારિતા.

૨. અખંડ જ્ઞાનોપાસના અને વધતી જતી કર્મકુશળતા.

૩. સંસ્કારિતા, પરસ્પર મેળ (સામંજસ્ય).

૪. પરોપકાર, દયા, પ્રેમ અને કલ્યાણબુદ્ધિ.

૫. દુ:ખનિવારણ, અન્યાયનો પ્રતિકાર, સંકટ અને અરિષ્ટ સામેની જહેમત.

૬. સ્વાર્થ, મત્સર અને કપટનો ત્યાગ, નિખાલસતા, ઋજુતા, હૃદયની એકતા.

૭. મનુષ્યસમાજ, પ્રાણીઓ અને આ આખા વિશ્વના હૃદયની પિછાન અને એની સાથેની એકતા અને તેમાંથી ઉત્પન્ન થતો આનંદ.

૮. આત્માનું પરમાત્મા તરફ વહેવાપણું, યોગ અને એની સાધના.

૯. એ યોગ સાધ્ય થાય એ માટે ઇન્દ્રિયજય, વાસનાત્યાગ, સંયમ, જડ ઉપર ચૈતન્યે મેળવવાના વિજયની સાધના.

૧૦. સામાન્ય સમાજમાં ભિન્ન ભિન્ન લોકોમાં અને વર્ગોમાં સંકુચિતતા અને સ્વાર્થબુદ્ધિ રહેવાની જ છે એમ સમજી એના ઉપર સામાજિક અંકુશ મૂકીને વ્યક્તિઓ અને વર્ગો વચ્ચે સમાધાન અને સ્નેહભાવ (સંઘર્ષનો અભાવ) પેદા કરવા માટે કરેલી વ્યવસ્થા.

૧૧. જીવનક્રમમાં આ જાતનું સામંજસ્ય ઉત્પન્ન કર્યા પછી જે જીવનકાવ્ય પેદા થાય છે, એને પ્રસન્ન-ગંભીરપણે માણવા માટે ઊભી કરેલી સંસ્થાઓ.

૧૨. સમાજનાં ભિન્ન ભિન્ન અંગો અને અવયવો વચ્ચેના સહયોગ માટે અત્યંત જરૂરી એવી લાગણીઓ અને તેમાંથી ઉત્પન્ન થતા સંબંધોની સુવાસ, મીઠાશ અને સંગીતની ખિલવણી.

૧૩. ભૂત, વર્તમાન અને ભવિષ્ય એમ ત્રણે પેઢીઓની પરંપરા જળવાય, એમની સાંકળ સંધાય અને એ રીતે સંસ્કૃતિની મૂડી સચવાય, વધારાય અને જીવતી રખાય એ માટે ઉત્પન્ન કરેલી પવિત્ર સંસ્થાઓ, કથાઓ અને ટેકો.

૧૪. પોતાની ટેવો અને શરીરની મર્યાદાઓ એ બધાની કદર કરી ભૌતિક સૃષ્ટિ, પ્રાણીજગત અને મનુષ્યસમાજ, ત્રણેની સેવા લઈ, તેમ જ એમની સેવા કરી, જીવન પરિપુષ્ટ કર્યા પછી યથાકાળે એમાંથી અલિપ્ત અને મુક્ત થવા માટે યોજેલા સંકલ્પો અને ગોઠવેલી સાધના.

૧૫. તાદાત્મ્ય સાથે તાટસ્થ્યનો મેળ બેસાડી કેળવીને સ્થિર કરેલી વિશ્વાત્મૈકયવૃત્તિ, શાન્તિ અને મુદિતા.

ઉપર કરેલું પૃથક્કરણ સંપૂર્ણ છે એવો દાવો નથી. પણ રહી ગયેલા જેવા લાગે તે મુદ્દાઓ પણ ઉપરના પૃથક્કરણમાં એક યા બીજી રીતે આવી જ જાય છે. પૃથક્કરણના એકેએક મુદ્દાના પેટામાં અસંખ્ય પેટામુદ્દાઓ અને પ્રસંગો આવી જાય છે. એ બધાનો પરિચય કેમ થયો અને પરિચયમાંથી સાક્ષાત્કાર કેમ પેદા થયો એ બધું જો વિગતવાર કહી શકાય તો જ તેને ધર્માનુભવનું સંપૂર્ણ બયાન ગણી શકાય. તેમ કરવા જતાં એમાં માનવકોટીનું લગભગ આખું જીવન આવી જાય અને એ બધી વસ્તુઓનું વ્યવસ્થિતપણે, ધાર્મિક વૃત્તિથી સ્મરણ કરવું એ જ એક મોટી ધર્મસાધના થઈ બેસે.

## ૨૩. ક્રતુપતિને પ્રાર્થના

ઉપનિષદોમાં જીવાત્માને 'ક્રતુ' કહ્યો છે. 'ક્રતુ' એટલે કરનારો. સંકલ્પ કરનારો, જ્ઞાનોપાસના કરનારો, કર્મ કરનારો, સંયમ અને સમન્વય કરનારો એવો જે માણસ, તે 'ક્રતુ' છે. એણે કરેલો જીવનયજ્ઞ પણ ક્રતુ છે. આ જીવનયજ્ઞમાંથી જે સામર્થ્ય પેદા થાય છે એ પણ ક્રતુ (Kretos=Power) જ છે. એવા ક્રતુ-યુક્ત માણસને ક્રતુનો આદેશ છે કે—'ॐ क्रतो स्मर कृतं स्मर'। હે કર્મકારી મનુષ્ય, પોતાનું કરેલું સ્મરણમાં આણ. જેટલું જીવ્યો તે બધું સ્મરણ દ્વારા ફરી વાર જીવી લે, એ જ મોટી સાધના થશે. ધર્માનુભવનું સ્મરણ, ચિંતન અને નિબંધન, એ પણ એક જીવનની સાધના જ છે એવી પવિત્ર ભાવનાથી આ અનુભવો લખવાના છે, એમાં ભગવાન ક્રતુપતિ સહાય થાઓ.

## ૨૪. ગુરુજનોની ઊણપો

સદ્ભાગ્યે મારા બાળપણમાં સાવ ચારિત્ર્યહીન એવા શિક્ષક તળે ભણવાનું મારે ભાગે ન આવ્યું. એવા કોઈ હોય તો એ વિશે મારા કાન ઉપર કશી વાત આવી નહીં. લોકમાન્ય ટિળકના મુરબ્બી સાથી વિષ્ણુ શાસ્ત્રી ચિપલુણકરના ચરિત્રમાં મેં વાંચ્યું છે કે નાનપણમાં એ લોકો જ્યારે મળસકે નિશાળે જાય અને વર્ગમાં શિક્ષકને ન જુએ ત્યારે તેઓ પોતાના શિક્ષકને, એમની વેશ્યાને ઘેર જઈને ઉઠાડીને લઈ આવે અને શિક્ષક પણ શરમાયા વિના, કોગળો કરીને, બાળકો સાથે નિશાળે આવે!

અમારા જમાનામાં બધા જ શિક્ષકો અમને નીતિનો ઉપદેશ કરતા અને તેથી પોતાના જીવનમાં અમુક ઊંચાઈએ રહેવાનો એમનો દાવો રહેતો. માટે સામાન્યપણે એમના પ્રત્યે મનમાં આદર રહેતો.

એક શિક્ષકે મારા પિતાશ્રી વિશે, "તેમને ઘણી લાંચ મળતી હશે," એવું કહ્યું ત્યારે મને કેટલું માઠું લાગેલું તે મેં નોંધી રાખ્યું છે. કારવારના એક અસંસ્કારી ઘનશ્યામ વાણી માસ્તર તરફની ચીડ પણ મેં ક્યાંક નોંધી હશે. એ બાપડાનું જીવનનું ધોરણ જ હલકું. એટલે જોકે હું મરાઠી બીજીમાં હતો તોયે મને એને વિશે મનમાં તિરસ્કાર જ જામ્યો.

મારા મનમાં શિક્ષકો પ્રત્યે જે આદરભાવ પ્રયત્નપૂર્વક રેડાયો હતો તેને આવા કેટલાક કિસ્સાઓથી ભારે આઘાત પહોંચવાથી મારું પારાવાર નુકસાન થયું એમ મને મોટા થયા પછી લાગતું. પણ આજે તટસ્થપણે વિચાર કરું છું ત્યારે એ અનુભવને લીધે મને લાભ જ થયો છે એ વિશે શંકા રહેતી નથી. શિક્ષકો તેટલા બધા સારા, પવિત્ર પુરુષો, ચારિત્ર્યના દીપસ્તંભ, એમ માનવાથી મનને સંતોષ જરૂર થતો, પણ એ વૃત્તિ પાછળ શ્રદ્ધા કરતાં ભોળપણ જ વધારે હતું. અને ભોળપણ એ કોઈ પણ રીતે આધ્યાત્મિક વૃત્તિ ન જ કહેવાય. રાજનિષ્ઠ પ્રજા-જનમાં ખરાબ રાજા પ્રત્યે તિરસ્કાર હોવા છતાં રાજાની ગાદી પ્રત્યે જેમ ખરેખરી નિષ્ઠા હોઈ શકે છે તે જ પ્રમાણે શિક્ષક એ શિક્ષક છે એટલા માટે જ એમના પ્રત્યે સુરબ્બીભાવ કેળવવો ઘટે છે, અને એમના વ્યક્તિગત દોષો દરગુજર કર-વાના હોય છે એ વસ્તુ હું છેક નાનપણમાં જ શીખ્યો. નિશાળના બીજા વિદ્યા-ર્થીઓમાં એ વિવેક ન હોવાથી શિક્ષક પ્રત્યેનો તિરસ્કાર વ્યક્ત કર્યા વગર એમનાથી રહેવાયું ન હતું. હું એ દોષમાંથી સ્વાભાવિક રીતે બચી ગયો, અને એ લાભ મને આખા જીવનમાં ઘણો જ મદદગાર નીવડ્યો છે.

બાળકોના મનમાં એ વિચાર ઊગી નથી શકતો કે પોતાનાં માબાપ પોતાને માટે અત્યંત પૂજ્ય વ્યક્તિ હોવા છતાં દુનિયા માટે તેઓ સામાન્ય વ્યક્તિ જ હોય છે. માબાપ પ્રત્યેનો પૂજ્યભાવ વ્યક્તિગત સંબંધને લીધે હોય છે. એમાં માબાપની યોગ્યતા-અયોગ્યતાનો સંબંધ હોતો નથી. એવો એ સૂક્ષ્મ ભેદ શિક્ષકોને લીધે હું સમજી અને કેળવી શક્યો એ જિંદગીની મોટી મૂડી જ સમજવી જોઈએ. આને હું ધર્માનુભવ એટલા માટે કહું છું કે આવો ભેદ કરતાં શીખીને ઘણી ગડમથલમાંથી અને મૂંઝવણમાંથી હું બચી ગયો. ત્યાર પછી માબાપોના કૌટુંબિક જીવનમાં નાનોમોટો સ્વાર્થ, પક્ષપાત કે એકાંગિતા જોયા છતાં અને ધાર્મિક વિચા-રોમાં પણ એમનું ભોળપણ નજરે ચડ્યા છતાં એમના પ્રત્યેનો આદરભાવ ઓછો થયો નહીં. અને મારા કર્તવ્ય વિશે પણ મૂંઝવણ પેદા થઈ નહીં. શિક્ષકો પ્રત્યે આદરભાવ કેળવવાના દિવસોમાં એમના હડહડતા દોષો તરફ ધ્યાન જવાથી ઠોકર વાગ્યા જેવું જે થતું તે અનુભવ સુખાવહ ન હતો, પણ મારા ઘડતરમાં એનો ફાળો હું મહત્ત્વનો ગણું છું.

આગળ જતાં, અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ગયો હતો ત્યારે, અમારી વાગ્વર્ધિની સભામાં એક વાર ચર્ચાનો વિષય નીકળ્યો હતો કે 'દરેક યુવકે કોઈ વ્યક્તિને પોતાની નજર આગળ આદર્શ તરીકે રાખવી કે નહીં?' મારી સામેના વિદ્યાર્થીનું

કહેવું હતું કે વ્યક્તિને આદર્શ તરીકે સ્વીકાર્યા વગર માણસનો વિકાસ થઈ જ ન શકે. શિવાજી, નેપોલિયન વગેરે કેટલાય દાખલાઓ એણે ટાંકયા. મેં કહ્યું કે શ્રેષ્ઠ પુરુષોના સદ્‌ગુણોની કદર તો હોવી જ જોઈએ. પણ પોતા માટે આદર્શ તરીકે કોઈ વ્યક્તિને સ્થપાય જ કેમ? એનામાં દોષો હોય, સંકુચિતતા હોય, એના જમાનાનું પછાતપણું હોય. આદર્શ તો તાત્ત્વિક ચિત્ર — abstract principle — જ હોય. આપણે એ ચિત્ર પણ અનુભવ અને ધ્યાન પ્રમાણે સુધારતા જઈએ.

મારી દલીલ મેં એટલી સચોટ રીતે રજૂ કરી હતી અને મારી બાજુ, મારી દૃષ્ટિએ એટલી સ્વયંસિદ્ધ હતી કે છોકરવાદથી ઊગરેલા અધ્યક્ષ સમારોપ કરતી વખતે મારી બાજુનું જ સમર્થન કરશે એવી મારી ખાતરી હતી. પણ અમારા કિત્તૂર માસ્તરે તેમ ન કર્યું. મારા તરફ જોઈને મને સમજાવતા હોય, મને અપીલ કરતા હોય એવી રીતે એમણે કહ્યું કે કોઈ વ્યક્તિને આદર્શ તરીકે સ્વીકાર્યા વગર છૂટકો જ નથી હોતો. એના વગર માણસ ચડી જ ન શકે. કિત્તૂર માસ્તર અમારા સંસ્કૃતના શિક્ષક. જેટલા કડક, તેટલા જ વિદ્યાર્થીવત્સલ. હું જ્યારે સંસ્કૃતમાં છંદોબદ્ધ રચના કરતો ત્યારે એક બાજુ મને વઢે કે વખત કેમ બગાડે છે, અને બીજી બાજુ, પોતાનો ઠીક ઠીક વખત બગાડીને મારી કવિતા સુધારી આપે. એમના પ્રત્યે આદર ઉપરાંત કંઈક ભક્તિભાવ પણ હું સેવતો હતો. એમની વાત સાંભળીને મને દુઃખ થયું. મને થયું, આટલી વાત પણ એ સમજી શકતા નથી કે વ્યક્તિ તો અપૂર્ણ જ હોય! અપૂર્ણ વ્યક્તિને ધ્યાનમૂર્તિ તરીકે સ્થપાય જ કેમ? હું તો પૌરાણિક દેવોની ભક્તિ કરતી વખતે પણ એમના દોષોથી મૂંઝાઉં છું ત્યાં કેવળ માનવીને આદર્શને સ્થાને શી રીતે સ્થપાય?

મેં મનમાં કહ્યું, "તમે ભલે ગમે તે કહો. મારી ખાતરી છે કે મારી ભૂમિકા જ બરાબર અને શ્રેષ્ઠ છે."

## ૨૫. એક વ્રત

પૂજ્ય બાપુજીએ કોચરબમાં સત્યાગ્રહાશ્રમની સ્થાપના કરી હતી. મેં વડોદરા છોડયું ન હતું. ગિરનાર પરની દત્તાત્રેયની ટૂક જોવા માટે જૂનાગઢ જઈ હું પાછો ફર્યો હતો. અમદાવાદ ગયો અને પૂજ્ય બાપુજીના આશ્રમમાં મહેમાન તરીકે રહ્યો. એ જ વખતે અમદાવાદમાં રાજકીય પરિષદ અને સામાજિક પરિષદ થઈ હશે. સામાજિક પરિષદના અધ્યક્ષ રેંગલર પરાંજપે હતા. કઈ સાલની વાત છે એનો ખ્યાલ આવે એટલા માટે જ ઉપરની વિગત લખી છે.

આશ્રમના પ્રારંભમાં શ્રી પૂંજાભાઈ ઘણી વાર આશ્રમમાં આવતા. પ્રાર્થનાને અંતે રાજચંદ્રનું લખાણ વંચાતું તે સાંભળી એમને પરમ સંતોષ થતો. જૈનો અવારનવાર અનેક વ્રતો લે છે. વ્રતો લેનારની પ્રતિષ્ઠા એ સમાજમાં ઘણી મનાય છે.

ગયો તે જ દિવસે મેં કારણવશાત્ પૂજ્ય બાપુજીને કહ્યું કે "સૂર્યાસ્ત પછી હું જમતો નથી—જમતી વખતે મારું મૌન હોય છે અને તેથી એક વાર પિરસાવી લીધા પછી ફરી કશું લેતો નથી. ખાંડનો મેં ત્યાગ કર્યો છે." બાપુજી ઉપર આની સારી છાપ પડી. એમણે પૂંજાભાઈને કહ્યું કે "કાકાસાહેબે અમુક અમુક વ્રતો લીધાં છે." પૂંજાભાઈ આગળ મારું માન વધ્યું. બાપુજીએ મને પૂછ્યું કે "કેટલા દિવસનું આ વ્રત છે?" મેં દરેક વ્રતની વિગતો કહી, "આટલાં વરસથી આ ચાલે છે." એમણે પૂછ્યું, "પણ કેટલાં વરસને માટે લીધું છે?" મેં કહ્યું, "એવું તો કશું નથી. ગમે ત્યારે છોડી શકું છું." એમણે ફરી પૂછ્યું, "દર વરસે નવેસર વ્રત લો છો?" મેં કહ્યું, "એવુંયે નથી."

"ત્યારે રોજ સવારે ચોવીસ કલાકનું લેતા હશો?"

"ના, બાપુજી, એવુંય નથી. બપોરે ધારું તો બપોરે પણ છોડી શકું."

બાપુજીની ધારણા હતી કે વ્રત એક સ્વેચ્છાએ લીધેલું બંધન છે, જે અમુક મુદત સુધી ન જ તોડાય એવો કંઈક નિયમ હોવો જોઈએ. મારું એવું ન હતું. મનનો નિશ્ચય ચાલે ત્યાં સુધી પાળ્યું, નિશ્ચય ફર્યો કે તે ક્ષણે છોડી દીધું.

મેં ઉમેર્યું, "પણ હું માનું છું કે મારો એ નિયમ વરસો સુધી ચાલશે. મને એની અકળામણ નથી. છોડી દેવાનું કશું કારણ નથી. કારણ ઊભું થશે તો 'આટલાં વરસ પાળ્યું છે; હવે છોડી દઉં તો આટલાં વરસનો નિર્ધાર પાણીમાં જશે' એવું મને લાગવાનું નથી."

પૂજ્ય બાપુજીએ એ વાત ત્યાં જ પડતી મૂકી. પૂ. બાપુજી મુસાફરીએ ગયા હોય ત્યારે શ્રી મગનલાલભાઈ અમને પીરસતા. કોક દિવસે કેરી કે એવી જ કોઈ વસ્તુ પીરસવાનું ભૂલી જાય એટલે વસ્તુ હાથમાં લઈને મારી આગળ આવે અને ઘણા પસ્તાય. જમી રહ્યા પછી મૌન છૂટે એટલે હું એમને કહેતો, "આખો જન્મારો જાતજાતની વસ્તુઓ ખાઈને એટલો ધરાયો છું કે અમુક વસ્તુ ખાવાને ન મળી તો મને એનું કશું લાગતું નથી."

આ વાતને વરસો થયાં. અમે કોચરબ છોડીને વાડજ ગયા. પહેલાં તંબૂમાં રહ્યા. પછી ઝૂંપડીઓ બાંધી. આગળ જતાં અમારાં અનેક મકાનો તૈયાર થયાં. મારું કામ અનહદ વધ્યું. નાહવા, જમવા અને સૂવા પૂરતો જ ઘરમાં હોઉં. બાકીનો આખો વખત ઘરમાં અથવા બહાર વર્ગો ચાલતા હોય, ચર્ચા કરતો હોઉં, લેખો લખાવતો હોઉં, આસન વણતો હોઉં કે નદી પર વિદ્યાર્થીઓને તરતાં શીખવતો હોઉં. એક દિવસે મેં જોયું કે આખો દિવસ મારાં કામમાં રહું છું. જમતી વખતે જ શંકર, બાળ, કાકી અને હું અમે સાથે થતાં. જમવા બેસું કે મારું મૌન શરૂ થાય. બાળકોને મારો સહવાસ મળતો નથી. એમની સાથે વાર્તાવિનોદ થતો નથી. એમના પ્રત્યેના મારા કર્તવ્યમાં હું ચૂકું છું. હું જમવા માટે જઈ પાટલા ઉપર બેઠો. ગિરધારી સાથે હતો કે નહીં તે યાદ નથી. મેં કહ્યું, "જમવા ટાણે મૌન રાખું છું તેથી બાળકો સાથે વાર્તાવિનોદ થતો નથી. આજથી મારું મૌન છોડી

દઉં છું." મને જરાય ન થયું કે આટઆટલાં વરસની મારી તપસ્યાનો આજે ભંગ થાય છે. મારા મોઢામાંથી મૌન છોડી દેવાની વાત સાંભળી અને બાળ પોતાના પાટલા પરથી ઊઠીને પવનદડાની પેઠે કૂદ્યો અને ધ . . . ડ દઈને પાટલા ઉપર ફરી બેઠો અને કહેવા લાગ્યો, "મજા, મજા, મજા!!"

બાળકોને મેં કેટલો અન્યાય કર્યો હતો, અને એક બાબતમાં કેટલા આનંદ-વિહોણા રાખ્યા હતા એનું પ્રત્યક્ષ માપ બાળના એ અંગદ-કૂદકામાંથી મને મળ્યું. મનમાં મને સંતોષ થયો પણ હું કશું બોલ્યો નહીં. કાકીને આનંદ થયો એ કહેવાની જરૂર નથી. એણે મનમાં ઈશ્વરનો ઉપકાર માન્યો હતો, પણ એ વાતનો એણે ઉલ્લેખ સરખો કર્યો નહીં. મારાં એ વ્રતોથી મને અગવડ થાત તો એ જ કારણે ઝોડની પેઠે એને વળગી રહેત. પણ હું એવો જડ કે મારા એ વ્રતની બીજાને કેટલી અકળામણ થાય છે એ મને ઊગ્યું જ નહીં. જ્યારે ઊગ્યું ત્યારે એ વસ્તુ છોડી દેતાં એક ક્ષણની પણ વાર લાગી નહીં. આ સ્વભાવને કારણે જ હું માનું છું કે હું જડ છું પણ ઘરડો નથી.

મારી વ્રતની કલ્પના સમયના બંધન સાથે સાંકળાયેલી નથી હોતી. જોકે એક વાર સોપારી ન ખાવાનું વ્રત બે વરસ માટે લીધું હતું અને લજપતરાયની હદપારી પછી (૧૯૦૬ની સાલ હશે) છ વરસ સુધી ખાંડ ન ખાવાનું વ્રત લીધું હતું. પણ સમયનું બંધન ભવિષ્યને બાંધતું હોવાથી મારે મન એ સદોષ હોઈ શકે છે. જે ભવિષ્યને આપણે જાણતા નથી એને બાંધી રાખવામાં કાંઈ ભૂલ થવાનો સંભવ રહે જ છે.

સત્ય, અહિંસા આદિ જીવન-વ્રતોની વાત નોખી છે.

## ૨૬. સત્યનું સ્વરૂપ અને એની ઉપાસના

મેં એક ઠેકાણે લખ્યું છે કે સત્યનું વિરોધી તત્ત્વ અસત્ય નથી પણ સત્તા છે. અસત્ય બિચારું પાંગળું છે. અસત્ય અસત્ય તરીકે ચાલી જ ન શકે. એને સત્ય હોવાનો દાવો કરવો પડે છે. અસત્ય શબ્દના અક્ષરો જોઈને મેં કહ્યું હતું 'અરે એના પેટમાં તો સત્ય છે!' સત્ય આગળ શિર ઝુકાવીને, સત્યનાં કપડાં ઓઢીને, સત્યની છાપ ચંદનની પેઠે કપાળ ઉપર ધારણ કરીને જ એને વ્યવહારમાં ચાલવું પડે છે. અસત્ય પોતાનો સ્વાર્થ સાધતાં છતાં આણ તો સત્યની જ સ્વીકારે છે. એથી વિજય તો સત્યનો જ થાય છે.

પણ સત્તાનું એવું નથી. સત્તા સત્યનો છડેચોક વિરોધ કરે છે. સત્તા કહે છે—'સત્યની મને પડી નથી. સત્ય ગમે તેવું હોય. એ બાપડું ખૂણામાં ભલે બેસે. વ્યવહાર ચાલશે મારા હુકમ પ્રમાણે જ. રાજ મારું ચાલવાનું છે, સત્યનું નહીં.'

આમ સત્તા છડેચોક સત્યને અપમાનિત કરીને માનવસમાજને પોતાની

છત્રછાયા તળે આણવા માગે છે. જ્યારે અસત્ય સત્યનું જ રાજ્ય સ્વીકારીને એના ઉપર અપમાનિત દશામાં નભવા માગે છે.

મેં નાનપણથી જોયું છે કે સત્ય બોલવું, સત્યની ઘોષણા કરવી અને સત્ય શોધવું એ મનુષ્યને માટે સહજ છે, સ્વાભાવિક છે. સત્યનિષ્ઠા ખરું જોતાં કેળવવી પડતી જ નથી. સમાજ અને ખાસ કરીને માબાપો બાળકોમાં જાણ્યે અજાણ્યે અસત્યનિષ્ઠા ઉપજાવે છે, કેળવે છે. એ અસત્યનિષ્ઠા દૃઢમૂળ થયા પછી જ્યારે માણસ પસ્તાય છે ત્યારે માણસને મૂળ સ્વાભાવિક સ્થિતિ પર આવવા માટે પ્રયત્ન કરવો પડે છે અસત્યનિષ્ઠા ઉતારવાનો. એમાં જો એ ફાવ્યો તો સત્યનિષ્ઠા એની મેળે પ્રગટ થાય છે, કેમ કે એ પહેલેથી ત્યાં હતી જ.

નાનાં બાળકો જેવું જુએ છે, સમજે છે અને ઇચ્છે છે તેવું સીધેસીધું પોતાને આવડે એવી ભાષામાં બોલી જાય છે. એ આગળ જતાં અગવડરૂપ જણાય ત્યાં એ મૂંઝાય છે. કેટલાંક બાળકો ઘણું મૂંઝાયા છતાં એમને સત્યને બદલે બીજું શું કહેવું એ સૂઝતું નથી—અરે, સત્યની માગણી થાય ત્યારે મૂગા બેસી જવું અને પછી બચી જવું એ પણ એમને માટે અશક્ય થઈ જાય છે. કોઈ માંત્રિક મંત્ર બોલે અને સરપ પોતાના દરમાંથી લાચારીથી બહાર આવે, કમને આવે પણ આવ્યા વગર રહે જ નહીં, તેવી જ રીતે માણસ સત્યની માગણી આગળ સ્વાભાવિક રીતે મંત્રમુગ્ધ થયો હોય તેમ, સત્યનો એકરાર કરી બેસે છે. એ બળ છે સત્યનું—અને અખંડ સત્યવ્રત પાળીને સત્યમૂર્તિ થયેલ વ્યક્તિનું.

આપણે બાળકોને અસત્ય શીખવીએ છીએ તે પ્રથમ વિવેક દ્વારા. કોક કોક વાર વિવેક એ સજ્જન લોકોએ ચલાવેલું, નિર્દોષ ગણાતું જૂઠાણું હોય છે. જે મનમાં હોય તે ઢાંકવું અને જે મનમાં ન હોય તે ઓઢીને બોલી બતાવવું, અને ઓઢેલું ઓઢેલું નથી પણ અંદર વસેલું છે, ઊગેલું છે એવો ડોળ કરવો, અને હોઈએ એના કરતાં વધારે સારા અને સંસ્કારી છીએ એવી છાપ પાડવી, અને આશા કરવી કે આમ ઓઢેલું ધીમે ધીમે અંદર ઊતરશે અને કૃત્રિમપણે માનેલું કાળે કરીને ખરેખરું સત્ય થઈ જશે—આ છે વિવેકનું સાચું સ્વરૂપ.

આ વિવેકમાંથી જ ધીમે ધીમે સત્યનિષ્ઠા ઓછી કરી પ્રસંગ-નિષ્ઠા શીખવવામાં આવે છે, જેને કુનેહ પણ કહે છે. સત્યનો દ્રોહ કર્યા વગર જો કુનેહ વાપરતાં આવડે તો તો માણસ જીતી ગયો, પણ બને છે એવું કે સાત્ત્વિક વૃત્તિવાળા લોકો પણ કુનેહ વાપરી સત્યને ઢાંકી દે છે અને કહે છે કે એમાં અમારો સ્વાર્થ તો હતો જ નહીં. સાત્ત્વિક વૃત્તિથી જ અમે બધું કર્યું છે. બધાનું સાચું અને સંપૂર્ણ હિત જેમાં સમાયેલું છે એ જ સત્ય છે—એ વ્યાખ્યા પ્રમાણે અમારી કુનેહ ઉચ્ચ કોટિનું સત્ય છે એમ કહેતાં પણ તેઓ સંકોચ કરતા નથી.

એવા લોકોએ એટલું તો ધ્યાનમાં રાખવું જ જોઈએ કે સ્વાર્થ ભલે ન હોય, પણ દુનિયાનો ઘટનાક્રમ અમુક ઢબે ન ચાલે અને અમુક ઢબે ચાલે, એવો આગ્રહ

કે અહંકાર એની પાછળ હોય જ છે. અને જ્યાં અહંકાર આવ્યો ત્યાં સત્ય જરાક તો ડહોળું થયું જ.

આ બધી સાત્ત્વિક લોકોને હાથે થતી સત્યની પજવણીની વાત થઈ. પણ જ્યારે રજોગુણી અને તમોગુણી લોકોના હાથમાં પરિસ્થિતિને વાળવાનું આવે છે ત્યારે સત્યનો દ્રોહ કરનાર વૃત્તિઓ નીચેમાંની એકાદ હોય છે:

શરીરને તકલીફ થશે, કષ્ટ વેઠવાં પડશે, માર ખાવો પડશે અથવા નુકસાન વેઠવું પડશે એ બીકે માણસ સત્યનો દ્રોહ કરે છે. દેહરખા લોકો પહેલી જ તકે સત્યને છોડી દેવા તૈયાર થાય છે. સત્ય અને બીકણપણું એ બેનો મેળ કોઈ કાળે ખાય નહીં. એ બીકણપણું કાઢી નાખવા માટેની સર્વોત્તમ સાધના છે શરીરનું ખડતલપણું.

હદ ઉપરાંત શ્રમ કરવાની, ટાઢતડકો, ભૂખતરસ સહન કરવાની, ઇષ્ટ લોકોનો વિયોગ, અને અનિષ્ટ લોકોનો સહયોગ કે સંયોગ સહન કરવો પડે તો તેની તૈયારી જેની નથી તેને માટે અધ્યાત્મ છે જ નહીં. રોગ કે ઘડપણ આવી પડે તો શાન્તિથી એને બરદાસ્ત કરવું અને ધર્માનુકૂલ જેટલો ઇલાજ થઈ શકે તેટલો કરીને સંતોષ માનવો, એટલી જો તૈયારી ન હોય અને માણસ દુઃખ અને ચિંતામાં જ ડૂબી જતો હોય તો તે સત્યનો ઉપાસક ન થઈ શકે, પછી જીવનઉપાસક ક્યાંથી જ થાય! શરીરના પ્રેમમાં જે પડયો એણે જીવનની સારામાં સારી લિજ્જત ખોઈ સમજવી.

જે માણસમાં સ્વાભિમાન રહ્યું નથી એ માણસ પણ સત્યનો દ્રોહ ઝટ ઝટ કરી બેસે છે. જેનાથી હું બીતો હોઉં એને જ હું જૂઠું કહેવાનો. સાચું કહું તો એ નારાજ થશે અને એની નારાજી વહોરી લેવી મને પોસાય નહીં એમ જ્યારે લાગતું હોય, ત્યારે જ માણસ જૂઠું બોલવા પ્રવૃત્ત થાય.

સાચો સ્વાભિમાની માણસ કોઈ આગળ જૂઠું બોલતાં પહેલાં વિચાર કરશે: “આ તે શું એવો મોટો માણસ છે કે જેને માટે જૂઠું બોલવા જેટલો હું નાનો થાઉં? આના કરતાંય હું આટલો હલકો કે આની આગળ જૂઠું બોલીને હું બચી જાઉં? ના, જે સાચું હશે તે જ કહીશ. મારું જે થવાનું હશે તે થશે. કરી કરીને મારું કેટલું નુકસાન કરવાનો હતો? હું જૂઠું બોલું અને મારી આગળ મારું સ્વાભિમાન હણાય, એના કરતાં પેલું નુકસાન વેઠી લેવું શું ખોટું છે?”

આ રીતે સત્ય સાથે પોતાનું સ્વાભિમાન જોડી દેવાથી માણસ એની મેળે અધ્યાત્મને રસ્તે આવી જાય છે.

સ્વાભિમાનનો અભાવ, સ્વાર્થ અને બીક—આ ત્રણે વસ્તુઓ સત્યની વિરોધી છે. અમુક માણસ સ્વાભિમાન સાચવવા ખાતર જૂઠું બોલ્યો એમ જ્યારે કહેવાય છે, ત્યારે ખરું જોતાં એ માણસ સ્વાભિમાન ખોઈને સામાજિક માન જાળવવાનો પ્રયત્ન કરે છે. પરિણામે પ્રથમ પોતાની આગળ અને છેલ્લે છેલ્લે સમાજ આગળ

પણ તે પામર બને છે. સત્ય કરતાં શરીર શ્રેષ્ઠ, સત્ય કરતાં સલામતી શ્રેષ્ઠ, સત્ય કરતાં સ્વાર્થ શ્રેષ્ઠ, સત્ય કરતાં પ્રતિષ્ઠા શ્રેષ્ઠ, સત્ય કરતાં સમાજ શ્રેષ્ઠ—એમ જ્યારે માણસને લાગે છે ત્યારે તે પોતાના આત્માને અપમાનિત કરે છે. પ્રિયતમ આત્માનું અપમાન અથવા એનો ઇનકાર કર્યા વગર માણસ અસત્ય તરફ જઈ જ ન શકે, કેમ કે સત્ય અને આત્મા ભિન્ન વસ્તુ નથી.

અને જ્યારે માણસ સત્તા ખાતર—બીજા ઉપર અધિકાર મેળવવા ખાતર સત્યનો દ્રોહ કરે છે ત્યારે એ સામા માણસના આત્માનું પણ અપમાન કરે છે અથવા એનો ઇનકાર કરે છે.

ખરી વાત એ છે કે આત્મા બે હોઈ જ ન શકે. સામા માણસનું હૃદય જીતવું એટલે એના આત્મા સુધી પહોંચી જવું. બે વ્યક્તિની અંદર રહેલા આત્માનો અભેદ ઓળખવો અને આત્મૈક્ય સિદ્ધ કરવું. એના બદલામાં જે માણસ બહારથી બીજા પર સત્તા ભોગવવા માગે છે તે પોતાનું પણ અપમાન કરે છે અને સામા માણસનું પણ. સામા માણસના સ્વાતંત્ર્યની જે કદર ન કરી શકે તેને નથી દર્શન થયું સત્યનું અને નથી સાક્ષાત્કાર થયો આત્માનો . . . એવો માણસ પોતાની સ્વતંત્રતા સાચવી જ ન શકે. સત્ય, આત્મા અને આઝાદી મૂળમાં એક જ વસ્તુ છે. (આમાં સત્ય એટલે જીવનાત્મક સત્ય, ક્રિયાત્મક સત્ય.) સ્વાર્થ, બીકણપણું, લોભ અને 'ઈશ્વરભાવ' એટલે કે સત્તા, એ એનાં વિરોધી છે.

ઉપર જે લખાયું છે એ જાણી જોઈને નિબંધના રૂપમાં લખ્યું છે પણ એમાંના એકેએક વાક્ય પાછળ નક્કર ધર્માનુભવ રહેલો છે, પણ એની વિગતો લખવા જેવી ન લાગી એટલે એને નિબંધનું રૂપ આપ્યું છે.

## ૨૭. જિજ્ઞાસાયુગ

નાનપણના ધર્માનુભવની અંદર સદાચારનો ખ્યાલ, કુટુંબહૃદયનો સાક્ષાત્કાર, ઈશ્વર વિશેની રૂઢ કલ્પનાનો પરિચય અને એનો સ્વીકાર, અને પોતાના મન ઉપર સંયમ દ્વારા કાબૂ મેળવવાની આવશ્યકતા—એટલી જ વસ્તુઓ મુખ્યત્વે આવતી હતી.

ઈશ્વર છે કે નહીં? છે જ એમ માનવાને કાંઈ કારણ છે કે કેમ? પ્રાર્થનામાં કાંઈ અર્થ છે કે કેમ? કર્મનો નિયમ એટલે શું? કર્મના સિદ્ધાંત ઉપરાંત નોખું અને વિશેષ અધ્યાત્મશાસ્ત્ર છે કે કેમ? એ જાતની વિચારણા અને એને અંગે થયેલા અનુભવો એ ત્યાર પછી આવે છે.

પ્રથમ કાલખંડમાં માબાપ પાસેથી અને સામાજિક જીવનમાંથી મળતી ધાર્મિક કલ્પનાઓ અપનાવવાનું અને હજમ કરવાનું જ મુખ્ય કામ રહેતું. બીજા યુગમાં તર્કબુદ્ધિની જાગૃતિ મુખ્ય હતી. દરેક વસ્તુ તપાસીને લેવી. પવિત્રમાં પવિત્ર

મનાતી વાતને પણ બુદ્ધિનો પડકાર કરવાની હિંમત ધરાવતી, અધકચરી બુદ્ધિ અને કાચાપાકા અનુભવે મન સાથે જે સિદ્ધાંતો બંધાય તેને વળગી રહેવું અને આખી દુનિયાની બુદ્ધિ અને અનુભવ સામે પણ પોતાના સિદ્ધાંતોને ઊભા કરવા, એ આ યુગનો કાર્યક્રમ હતો.

ચાર કે પાંચ વરસના ગાળાને પણ સંસ્કૃતમાં યુગનું નામ આપેલું છે. કૉલેજનાં ચાર વરસની અંદર ઉપર બતાવેલા બધા ફેરફારોમાંથી પસાર થઈને ઊંડાણમાં ઊતરવા લાયક થયો માટે એ ચાર વરસને 'જિજ્ઞાસાયુગ' એ નામ આપવાનું મન થાય છે. એ યુગમાં નાસ્તિકતા કેળવી હતી એમ મેં પહેલાં માન્યું. પણ આગળ જતાં પુરાણના એક ઋષિએ આશ્વાસન આપ્યું: जिज्ञासा नास्ति नास्तिक्यम् ।

પાકે પાયે જાણવાની દૃષ્ટિથી એકેએક વસ્તુને બુદ્ધિની એરણ ઉપર તર્કની હથોડીથી ટીપી જોવી અને એ પ્રક્રિયામાં જે ટકે તેટલું જ પલ્લે બાંધવું, એ નાસ્તિકતા ન કહેવાય. કેવળ કુતૂહલ (curiosity) એ કાંઈ સાચી જિજ્ઞાસા નથી. જિજ્ઞાસા પારમાર્થિક (serious) હોય છે, પ્રયોગ-પરાયણ હોય છે. જાણવાનું જણાય નહીં ત્યાં સુધી જિજ્ઞાસા સખ વાળીને બેસે નહીં અને કોઈને નિરાંતે બેસવા દે નહીં. જાણવાનું બધું જાણવા માટે જેટલા ઉત્પાત કરવા પડે તે કરતાં એને જરાય આંચકો આવતો નથી. માટે જ એ ચાર વરસના ગાળાને મેં જિજ્ઞાસાયુગ કહ્યો છે.

બાળકોને નવા દાંત ઊગે એની સાથે જે તે વસ્તુને કરડી જોવાની અદમ્ય ઇચ્છા પણ એને ઊગે છે. જાણે દાંતને એવી ચળ છૂટે છે. એ જ રીતે અમુક ઉંમરે તર્કબુદ્ધિ પ્રબળ થાય છે. એમ તો અંગ્રેજી ત્રીજામાં હતો ત્યારથી જ દરેક વસ્તુને, વિચારને કે કલ્પનાને પડકાર કરવાનો પ્રારંભ થયો હતો. અંગ્રેજી છઠ્ઠી અને સાતમીમાં અમારી વાગ્વર્ધિની સભાને કારણે એ વૃત્તિમાં સહેજ ઘી હોમાયું હતું. પણ બુદ્ધિવાદે ખરેખરું જોર પકડયું કૉલેજના પહેલા અને ખાસ કરીને બીજા વર્ષમાં. बुद्धिस्तु शरणं मम એ જ જાણે મારું જીવનસૂત્ર બન્યું હતું. આમાં તુ શબ્દનું મહત્ત્વ છે. બાકી બધી વસ્તુઓ સાંભળું, મહત્ત્વની વસ્તુઓને મહત્ત્વ આપું, મોટા લોકોનાં વચનો પ્રત્યે આદર રાખું, જ્યાં ન જાણતો હોઉં ત્યાં રાહ જોવાની ધીરજ બતાવું—એ બધું ખરું. પણ શરણ જાઉં બુદ્ધિને, છેલ્લો આધાર રાખું એકમાત્ર મારી બુદ્ધિ ઉપર. અને મારું આચરણ તો એ બુદ્ધિના નિર્ણય પ્રમાણે જ થાય.

# ૨૮. એક તો ખાતરી થઈ

ઈશ્વર છે કે નહીં એ સવાલે મને જેટલો ગૂંઝવ્યો, એના કરતાં પ્રાર્થના કરીને લાભ શો? એ સવાલ મારે માટે વધારે કપરો નીવડ્યો.

ઈશ્વર છે એમ સિદ્ધ જ કરવું જેમ અઘરું હતું, તેમ ઈશ્વર નથી એમ સિદ્ધ કરવું તેટલું જ બલકે એનાથીય વધારે કઠણ હતું. મારી નાસ્તિકતાના દિવસોમાં મને થતું કે ઈશ્વર નથી એમ નિશ્ચયપૂર્વક કહેનારા લોકોની બુદ્ધિ કેટલી મંદ હશે! અને તેથી હડહડતો નાસ્તિક તો હું બની જ ન શક્યો.

લેલે કરીને એક એન્જિનિયર પેન્શનર હતા. નમૂનેદાર માણસ. રોજ સવારે સૂર્યોદય પહેલાં સ્નાન પતાવે, પછી હવા ભલેને ગમે તેવી હોય. કસરત કરીને એમણે પોતાનું શરીર પણ આખર સુધી લીંબુ જેવું ચળકતું રાખ્યું હતું. ભાઈ લેલે ભારે કર્મકાંડી. ગાયત્રીનો જાપ કરે, સૂર્યનમસ્કાર તો ખરા જ. વૈદિક મંત્રો બધા એમને મોઢે હતા. કર્મકાંડમાં ક્યાંય ઊણપ નહીં આવે. પણ એ માણસ નાસ્તિક હતા. મને કહે, "કાકાસાહેબ, ગાયત્ર્યૈ નમઃ સાવિત્ર્યૈ નમઃ એમ કહીને આપણે વૈદિક છંદોને નમસ્કાર કરીએ છીએ તો Iambic pentameter, Alexandrine વગેરે અંગ્રેજી છંદોને નમસ્કાર કેમ નથી કરતા? ગંગાદેવીની પૂજા કરીએ છીએ અને છોકરીને નદીનાં નામો આપીએ છીએ તો ટેમ્સ ને મિસુરી, મિસીસીપી એવાં નામો પણ આપણે છોકરીઓનાં કેમ ન રાખીએ? ખરું કહું ? ઈશ્વર જેવી કોઈ વસ્તુ છે જ નહીં અને ધર્મ ધર્મ કહીએ છીએ એ બધું ધતિંગ છે."

"ત્યારે તમે સવારે ઊઠીને સંધ્યા કેમ કરો છો? તમારા કર્મકાંડમાં તો તમે જરાય ચૂકતા નથી." મેં આશ્ચર્યચકિત થઈને પૂછ્યું.

"એનું એમ છે કે હું તો જાણું છું કે ઈશ્વર નથી. પણ કેમ કહેવાય? મારી ભૂલ થતી હોય અને ઈશ્વર હશે જ અને મરી ગયા પછી એનો ભેટો થાય તો એની આગળ ભોંઠો પડું તે કરતાં એને કહી શકું કે 'અલ્યા, હું તને ઓળખતો કે માનતો ન હતો. પણ તારું દેવું ચૂકવતો આવ્યો છું. હું કાંઈ તારા ગુનામાં નથી. તારા ચોપડા જોઈ લે." પછી મને કહે, "જુઓ ભાઈ, We must err on the safeside (ભૂલો કરવી તે પણ આપણને સવળું પડે એ રીતે કરવી જોઈએ).

દરેક બુદ્ધિમાન માણસને ભાઈ લેલે જેવું જ થાય છે કે રખેને ભગવાન હોય!

કૉલેજમાં જ્યારે બુદ્ધિવાદ ઉપરની ચોપડીઓ વાંચવા લાગ્યો અને એના પર વિચાર કરવા લાગ્યો ત્યારે હું પૂરેપૂરો સંશયવાદી બન્યો. મેં મારા મન સાથે નક્કી કર્યું કે 'ઈશ્વરની જેવી વ્યાખ્યા કરવામાં આવે છે એવો કોઈ ઈશ્વર છે કે નહીં એ આપણે જાણતા નથી. વખતે તે હોય. વખતે ન પણ હોય. જો હોય તો એ

જણાવો જ જોઈએ એવું કાંઈ નથી. અને ન હોય તો કાંઈ ખાસ બગડશે એમ પણ નથી. પણ જો ઈશ્વર હોય — તો જેવી ઈન્દ્રિયો, જેવું મન અને જેવી બુદ્ધિ આપણી પાસે છે, એમની શક્તિઓની મર્યાદાનો વિચાર કરતાં એટલું તો સોએ સો ટકા ખાતરીથી કહી શકાય કે જો ઈશ્વર હોય તો એને આપણે જાણી શકવાના નથી. આટલી ખાતરી થઈ એ પણ કાંઈ નાનીસૂની વાત નથી. જો ઈશ્વર હોત અને એને આપણે જાણી શકવાના નથી એવી ખાતરી ન હોત, તો સંશયનો ફાયદો ઈશ્વરને આપી, ઈશ્વરને શોધવા પાછળ કેટલીયે જિંદગી આપણને વેડફી નાખવી પડત. જેવાં સાધનો માણસ પાસે છે — મન, બુદ્ધિ, ઈન્દ્રિય વગેરે, — એમની દ્વારા તમારી વ્યાખ્યાવાળો ઈશ્વર જણાય એમ છે જ નહીં એટલું સિદ્ધ થયું એટલે નિરાંત વળી. હવે આપણે બીજે ધંધે વળગી શકીએ.'

[કૉલેજમાં ભૂમિતિ મારો અત્યંત પ્રિય વિષય હતો. Casey's Sequel to Euclid એ ભૂમિતિની અઘરામાં અઘરી ચોપડીમાંથી દાખલાઓ લઈને હું બેસતો અને એમાં ફાવી ગયા પછી મળતો ગણિતાનંદ હું માણતો. એ ગણિતમાં જૂના કાળમાં ત્રણ સવાલો ભૂમિતિવેત્તાઓને પજવતા. વર્તુલનો ચોરસ કેમ બનાવવો? કોઈ પણ ખૂણાના ત્રણ સરખા ભાગ કેમ પાડવા? અને ત્રીજો પ્રશ્ન ભૂલી ગયો. આ ત્રણે સવાલનો ઉકેલ સૈકાઓ સુધી શોધાયો; પણ કેમે કરીને ઉકેલ હાથ આવે નહીં. પેઢી દરપેઢીએ શોધ ચાલી. અંતે એક મહાગણિતી જાગ્યો. એણે પોતાનું ગણિતી ભેજું ચલાવીને અકાટ્ય પ્રમાણો આપીને સિદ્ધ કરી આપ્યું કે ભૂમિતિની ઢબે એ સવાલોનો ઉકેલ હોઈ ન શકે. એ કેમ ન હોઈ શકે એનાં બધાં જબરદસ્ત કારણો આપ્યા પછી જ ત્રણ સવાલના એ ત્રણે ભૂતોને ગતિ મળી. હવે એ સવાલો પાછળ કોઈ પડતું નથી. એ જ રીતે સ્યાદ્વાદી — એટલે કે અનિર્ણયવાદી લોકોએ ઈશ્વર હાથ ન આવતાં પોતાની માનસિક શક્તિઓ પર જ બુદ્ધિ ચલાવી સિદ્ધ કર્યું કે જો ઈશ્વર હોય તો તે ઓળખવાનું આપણું ગજું નથી એટલી તો ખાતરી છે જ.

હાશ! કાંઈ તો ખાતરી હાથ આવી.]

## ૨૯. જીવનપરંપરા — ૧

પૂર્વજન્મ અને પુનર્જન્મની કલ્પના મને ક્યાંથી આવી એ ન કહી શકું. મને લાગે છે કે એ કલ્પના આર્ય માનસમાં એટલી તો વણાઈ ગઈ છે કે એને નોખું અસ્તિત્વ જ રહ્યું નથી. હું છું, મારું શરીર છે, શરીરને ભૂખ લાગે છે, તરસ લાગે છે, ઊંઘ આવે છે — એ વિશે જેમ વિચાર કરવાપણું હોતું જ નથી. પાંપણ હાલે છે તે તરફ ધ્યાન જાય તોયે જેમ એ કાંઈ વિશેષ છે એમ લાગતું નથી, તેમ જ પૂર્વજન્મ અને પુનર્જન્મ વિશે આપણા લોકોની સ્થિતિ છે.

એના મૂળમાં જીવનના ધારાવાહિક અસ્તિત્વનો અનુભવ છે. નદીનું પાણી ઊગમ તરફથી આવે છે, મુખ તરફ જાય છે, ક્ષણે ક્ષણે બદલાય છે અને છતાં નદી એ ને એ જ છે એમ આપણે અનુભવીએ છીએ. નદીનાં પાણી એ ને એ જ હોતાં નથી છતાં દરેક નદીનાં પાણીની નોખી નોખી ખાસ અસર હોય છે અને એમાં અમુક જાતનું સ્થાયીપણું હોય છે. ઋતુ પરત્વે નદીમાં જે ફેરફાર થાય છે તેમાં પણ એક જાતનો સનાતન નિયમ દેખાય છે અને તેથી દરેક નદીના નોખા નોખા સ્વભાવની પણ આપણે વાતો કરીએ છીએ.

પાણી વગર આપણું ચાલતું નથી તેથી, અને પાણીના પ્રવાહ સાથે આપણી જિંદગીના પ્રવાહનું સામ્ય છે તેથી આપણા પૂર્વજોએ પાણીને જ 'જીવન' એ એક નામ આપ્યું.

આપણે રોજ સૂઈએ છીએ અને બીજે દિવસે ઊઠીએ છીએ. આપણે જીવીએ છીએ એ ભાનને, તેમ જ નાનપણથી કેળવેલાં જ્ઞાન, કૌશલ્ય આદિ તમામ સંચિતને દરેક ઊંઘ સાથે, સૂર્યચંદ્રના ગ્રહણ જેવું ગ્રહણ લાગે છે. ઊંઘીને ઊઠતાંવેંત આપણે આપણું ભાન—'હું છું' એ જાતની સંવિદ जाणीव—ગ્રહણમુક્ત થાય છે અને કેળવેલું જ્ઞાન આદિ પણ સંવિદ સાથે આપણને ફરી પ્રાપ્ત થાય છે. ઊંઘ ટાણે જાગૃતિ મરે છે અને ઊઠતાંની સાથે એનો પુનર્જન્મ થાય છે. એવી જ રીતે મરણ સાથે ફક્ત સ્થૂળ શરીરનો જ નાશ થાય છે અને બહુ બહુ તો આ દુનિયાની સાથેના આપણા સંબંધનો પણ અંત આવતો હોય એમ લાગે છે. તો ઊંઘના અંતની પેઠે મરણની સ્થિતિને પણ અંત હોવો જ જોઈએ અને પછી કોઈ નવી જ દુનિયામાં, નવા શરીરે આપણે ફરી જીવનવાન થતા હોઈશું એવી કલ્પના ચાલવી સાહજિક છે.

માણસ જન્મે છે અને આખો જન્મારો પુરુષાર્થ કરે છે. મરણ સાથે એ બધાનો—જ્ઞાન, કૌશલ્ય, આવડત, પ્રેમ ઇત્યાદિ કમાઈનો સદંતર નાશ જ થતો હશે એમ માનવું માણસને માટે લગભગ અશક્ય છે. એ બધું ક્યાં જાય છે? એની શોધ કરવાનું મન થવાનું જ. જ્યાં શોધને અવકાશ નથી હોતો ત્યાં માણસ કલ્પના દોડાવીને સંતોષ માને છે. આ રીતે એણે પુનર્જન્મની કલ્પના સ્વીકારી. હવે ખેતી કરતાં એને અનુભવ થાય છે કે બીજ માટીમાં પડીને પાણીથી કોવાઈ જાય છે. પણ એની સાથે એક અંકુર ઊગે છે અને તે જીવન ચલાવવાની યોગ્યતા ધરાવે છે. માણસ મરે છે તે પહેલાં બાળકોને જન્મ આપી એ પોતાની જીવન-પરંપરા અબાધિત રાખે છે. માણસ પોતે જ પુત્રરૂપે ફરી જન્મે છે અને એક જન્મમાં ચલાવેલી અને અધૂરી રહેલી શોધ નવી પરિસ્થિતિમાં અને નવી ઢબે એની મારફતે આગળ ચલાવે છે. આ પણ એક જાતની જીવનપરંપરા છે. પણ આટલેથી માણસને સંતોષ નથી થતો.

માણસ શોધખોળ કરે છે, જ્ઞાનની ઉપાસના કરે છે, શાસ્ત્રો ખેડે છે. આમ કરતાં

અને સાથીની જરૂર રહે છે. પોતાની યોગ્યતાના સાથીઓ હંમેશાં મળતા નથી. તેમનામાં ઘણી વાર સહકારશક્તિ હોતી નથી. એટલે માણસ કાચા મસાલામાંથી સાથીઓ અને સહકારીઓ ઘડી કાઢે છે. એવા ઘડી કાઢેલા સાથીઓને શિષ્ય અથવા શાગિર્દ કહે છે. એમની મારફતે પણ માણસ પોતાના જીવનોદ્દેશો આગળ ચલાવી શકે છે. આ રીતે શિષ્યપરંપરા એ પણ એક જાતની ત્રીજી જીવનપરંપરા જ છે.

પરંપરાનો હજીયે એક નોખો પ્રકાર હોય છે. એમાં પુત્ર કે શિષ્ય ઉપર આધાર ન રાખતાં જે કોઈ સમુદાય અમુક પ્રવૃત્તિ કે શોધખોળ ચલાવવા તૈયાર હોય એ સમુદાયને જ આપણે પરંપરાનો વારસો સોંપીએ છીએ. એ સમુદાયમાં આવેલી વ્યક્તિઓ લાંબા વખત સુધી કાયમ ટકશે જ એમ નહીં. એક માણસે થોડા દિવસ સુધી એ પ્રવૃત્તિમાં રસ ધરાવ્યો અને કામ આગળ વધાર્યું પછી એ કોકને સોંપી દઈ પોતે નિવૃત્ત થયા, કે બીજાં કામમાં પડયા. આ ઢબે કંપનીઓ ચાલે છે, સંસ્થાઓ ચાલે છે અને જ્ઞાતિ જેવા સંઘો પણ ચાલે છે. આ પણ એક જાતની જીવનપરંપરા જ કહેવાય.

પરંપરાનો હજીયે એક નવો પ્રકાર નોંધવો જોઈએ. સામાન્ય જીવન જીવનારા અસંખ્ય લોકો વચ્ચે કોક વખતે કોક અસાધારણ વિભૂતિ જન્મ લે છે અને એ વિભૂતિ એવી કોઈ અદ્‌ભુત અસર સમાજ ઉપર પાડે છે કે એ હજારો વરસ સુધી ખીલતી જ રહે. એવી વ્યક્તિઓ ફરી ફરી એ ને એ જ કુળમાં, જાતિમાં, વંશમાં કે ધર્મમાં પેદા થાય છે એવો અનુભવ નથી. પણ એમની કૃતિમાં અ-સાધારણ સામ્ય દેખાય છે. કાર્થેજનો હૅનિબાલ નેપોલિયન રૂપે ફરી વાર જન્મ્યો છે એમ જ બંનેની કારકિર્દી જોતાં માણસને લાગ્યા વગર રહેતું નથી. બુદ્ધ ભગવાન જ ફરી વાર ખ્રિસ્ત રૂપે પ્રગટ થયા છે અને એ જ વિભૂતિએ આજના જમાનામાં ગાંધીનું રૂપ ધારણ કર્યું એમ આજે આખી દુનિયા માને છે. આપણા લોકોએ આવી મિશનપરંપરાને અવતારપરંપરાનું નામ આપ્યું છે. નાનપણમાં અમે ગોખેલું 'ज्ञानाचा अेका आणि नामाचा तुका।' મહારાષ્ટ્રમાં ધર્મજાગૃતિ કરવાનું કામ જે સંતોએ કર્યું તેમાંથી ચારનાં નામો આમાં છે. જે કાર્ય સુધારક જ્ઞાનેશ્વરે કર્યું તે જ કાર્ય ઉદ્ધારક એકનાથે કર્યું અને જે ભક્તિ દરજી નામદેવે પંઢરપુરમાં વહેવડાવી, તે જ ભક્તિનો, વાણિયા તુકારામે સાગર બનાવ્યો. આ સંતોનાં જીવન-કાર્ય જોતાં આ વાત સહેજે ગળે ઊતરે એમ છે. ભોળા લોકોએ એ ઉપરથી બેસાડી દીધું કે, જ્ઞાનદેવનો જ અવતાર એકનાથ થયો અને નામદેવે જે લાખ અભંગ લખવાનો સંકલ્પ કર્યો હતો તે પૂરો કરવા માટે તેઓ ફરી વાર તુકારામને નામે અવતર્યા. વ્યાપક અર્થમાં આ પણ એક જીવનપરંપરા જ છે.

સજ્જનતાની જ પરંપરા હોય છે એમ નહીં. જયવિજય બગડયા અને તેઓએ હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ, શિશુપાલ અને વક્રદંત, રાવણ અને કુંભ-કર્ણ એવી ત્રણ જોડીમાં અવતાર લઈ પોતાનું પાપ અજમાવી અંતે ધોઈ કાઢ્યું.

પુનર્જન્મના આટલા પ્રકારોથી માણસને સંતોષ ન થયો. એણે કલ્પના દોડાવી, અને પરકાયાપ્રવેશવિદ્યા ઉપજાવી.

એક ઋષિ હતો. જ્ઞાન અને તપસ્યાનું અનુશીલન કરીને આગળ વધતો હતો પણ એની વિષયવાસનાનું કેમે કરીને શમન થાય નહીં. અને ઋષિજીવન તો એવા પશુકર્મથી અભડાવાય નહીં. એટલે એણે એક રસ્તો શોધી કાઢયો. એણે ગુફામાં ધ્યાનસ્થ બેસી મૃગનું રૂપ ધારણ કર્યું અને એ મૃગી સાથે રમમાણ થવા લાગ્યો.

મંડનમિશ્રનાં પત્ની ભારતી સાથે વાદવિવાદ કરતાં પોતાની અનુભવજ્ઞાનની ઊણપ જોઈ શ્રી શંકરાચાર્યે પરકાયાપ્રવેશ કરી ગૃહસ્થાશ્રમનો અનુભવ લીધો હતો એમ પણ એમના ચરિત્રકારોએ ઉપજાવી કાઢયું છે.

જીવન એક, અખંડ અને એકધારું છે. એ માન્યતા અથવા અનુભવ વ્યક્ત કરવા માટે માણસે આમ અનેક જાતની પરંપરાની કલ્પના બાંધી છે. પુનર્જન્મની કલ્પના દ્વારા અનેક જમાનાઓ એ સાંધી શકે છે અને પરકાયાપ્રવેશની કલ્પના દ્વારા એણે દેહભેદ અને સ્થાનભેદ વટાવી જીવનની એકતાને મૂર્તિમંત કરી છે. એમ જોતાં દરેક કવિ અને નાટકકારને અનેક પાત્રો ઉપજાવતાંની સાથે એક જાતનો પરકાયાપ્રવેશ (અથવા પર-માનસ-પ્રવેશ) કરવો જ પડે છે. પોતાની કળામાં તે જ અધ્યાપક સફળતા મેળવી શકે છે, જે પોતાના શિષ્યના માનસમાં ઘૂસી શકે છે.

વ્યક્તિત્વ વધારવાના આવા અનેક પ્રકારો છે.

## ૩૦. જીવનપરંપરા – ૨

જેમ જીવનસાતત્યની દૃષ્ટિએ ભવિષ્યકાળનો વિચાર કરીએ છીએ તેમ ભૂતકાળનો પણ વિચાર કરવો પડે છે. નદી ક્યાં જાય છે એ જેમ આપણી જિજ્ઞાસાનો વિષય હોય છે, તેમ જ નદી ક્યાંથી આવી એ પણ એટલી જ પ્રબળ જિજ્ઞાસાનો વિષય છે. ફરક એટલો જ કે ભવિષ્યની વાતો અઘટિત હોઈ એના પરચા માટે તાત્કાલિક સાધન કશું હોતું નથી. ભવિષ્યની વાતો કાં તો અનુમાનની હોય, કાં કલ્પનાની. પણ ભૂતકાળ તો બની ગયેલી વાત હોય છે. આપણે એ જાણતા ન હોઈએ પણ એને ક્યાંક તો અસ્તિત્વ હતું જ અને તેથી એ જાણવાના પ્રયત્નો કોઈ ને કોઈ રીતે સફળ થવા જોઈએ જ એ આશા માણસ સેવી શકે છે. પૂર્વજન્મની વાતો આપણે ન જાણતા હોઈએ પણ કોક તો જાણતું હશે જ એવી અપેક્ષા માણસના મનમાં ઘણી જ પ્રબળ હોય છે, અને જો ભૂતકાળ કોઈ અદ્‌ભુત રીતે જાણી શકાતો હોય તો ભવિષ્યકાળ કેમ નહીં, એમ વિચાર થવો માણસ માટે બિલકુલ સ્વાભાવિક છે. આમાંથી જ ત્રિકાળદર્શી ઋષિઓની આપણે કલ્પના કરી અને ભવિષ્યકાળ જોવા માટે જ્યોતિષથી માંડીને યોગ સુધીની અનેક પ્રવૃત્તિઓ આપણે ખેડી.

કલ્પના દોડાવવામાં તો કશો વાંધો નથી પણ માણસ ભૂત અને ભવિષ્ય 'જાણી શકે છે' એ સંભાવના પરથી 'જાણે જ છે' એમ જ્યારે આપણે માનતા થઈએ છીએ, ત્યારે મોટી મોટી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. કોઈનું ઘર પચાવી બેસનાર કે કોઈની સ્ત્રી ઉઠાવીને લઈ જનારના બચાવમાં જ્યારે કોઈ સાધુ કે પુરાણકાર આપણને આવીને કહે કે, 'પૂર્વભવમાં એ એનો માલિક હતો અને તેથી એનો એના પર હક છે,' ત્યારે સમાજમાં ભારે મુશ્કેલી ઉત્પન્ન થાય છે. પૂર્વજન્મનું અને ભવિષ્યકાળનું આપણે કશું જાણતા નથી એ ઈશ્વરની કૃપા છે એમ જ કહેવું પડે છે. ઈતિહાસના અધ્યયનમાંથી જીવનશાસ્ત્રના સિદ્ધાંતો તારવી કાઢવા ઉપરાંત જો માણસ જૂના અધિકારો ઉપજાવી કાઢે તો જેમ પાર વગરની મુશ્કેલીઓ ઉત્પન્ન થાય તેમ જ ભૂત અને ભવિષ્ય જાણવાથી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય જ છે. અને તેથી મુદતની મર્યાદાનો time-barનો સિદ્ધાંત એક આધ્યાત્મિક સિદ્ધાંત તરીકે સ્વીકારવો પડે છે. ભૂતકાળ અને ભવિષ્યકાળ જાણવાનો આપણને અધિકાર નથી. જાણીએ તો એમાં આપણને લાભ નથી, પણ નુકસાન જ છે. જો કોઈ જાણી શકતો હોય તો એણે એ વાત કોઈને કહેવી ન જોઈએ. એમાં જ ઐહિક તેમ જ પારમાર્થિક કલ્યાણ છે એ વસ્તુ આપણને સ્પષ્ટ થવી જોઈએ.

૨

વંશપરંપરાને કારણે જે જીવનસાતત્ય અનુભવાય છે તેનું અધ્યયન હજી બરાબર થયું નથી. જે અનુમાનો બંધાય છે તે ઘણી વાર એકાંગી હોય છે. અને વંશપરંપરામાંથી તમામ અનુમાનો કાઢવાં એ ભૂલભરેલું પણ છે. વંશપરંપરાની અસર સ્વીકારીએ તોયે તે અપૂર્ણ સત્ય છે. વંશપરંપરામાંથી વ્યક્તિત્વના બધા સવાલોનો ઉકેલ આવતો નથી. ફલ-જ્યોતિષશાસ્ત્ર આ ભવની જ વાતો બરાબર જાણી શકતું નથી તો ગતજન્મની અને પુનર્જન્મની વાતો એને પૂછવા ક્યાં જઈએ? યોગશાસ્ત્રનો ઉપયોગ શરીર અને મન ઉપર કાબૂ મેળવવા માટે જરૂર કરાય, પણ યોગશાસ્ત્રની દુહાઈ દઈને પૂર્વજન્મની કે ભવિષ્યના જન્મની વાતો કરવી એ જોખમ ભરેલું છે. પૂર્વજન્મ અને પુનર્જન્મ હોઈ શકે છે. હોવા જ જોઈએ એમ આપણે કર્મના સિદ્ધાંતથી પણ સિદ્ધ કરી શકીએ. પણ પૂર્વજન્મની વિગતોમાં ઊતરીએ એ તો નર્યો વહેમ છે.

૩

નાનપણમાં પૂર્વજન્મ અને પુનર્જન્મની વાતો તો હવામાં બધે જ ફેલાઈ હતી. બધા જ લોકો એમાં માનતા હોય અને ડગલે ને પગલે લોકોની વાતોમાં એનો ઉલ્લેખ થતો હોય એવી સ્થિતિમાં એ માન્યતાનો ઉદય મનમાં ક્યારે થયો એ કહેવું મુશ્કેલ છે; છતાં બાલ્યકાળનાં સંસ્મરણો તપાસું છું ત્યારે એમ જણાય છે કે સ્વર્ગ અને પાતાળની કલ્પના સાથે જ પૂર્વજન્મ અને પુનર્જન્મની કલ્પના વણાઈ છે. સ્વર્ગ ઉપર છે, રાત્રે દેખાતા આકાશના તારાઓથી પર છે એવી

પુનર્જન્મના આટલા પ્રકારોથી માણસને સંતોષ ન થયો. એણે કલ્પના દોડાવી, અને પરકાયાપ્રવેશવિદ્યા ઉપજાવી.

એક ઋષિ હતો. જ્ઞાન અને તપસ્યાનું અનુશીલન કરીને આગળ વધતો હતો પણ એની વિષયવાસનાનું કેમે કરીને શમન થાય નહીં. અને ઋષિજીવન તો એવા પશુકર્મથી અભડાવાય નહીં. એટલે એણે એક રસ્તો શોધી કાઢ્યો. એણે ગુફામાં ધ્યાનસ્થ બેસી મૃગનું રૂપ ધારણ કર્યું અને એ મૃગી સાથે રમમાણ થવા લાગ્યો.

મંડનમિશ્રનાં પત્ની ભારતી સાથે વાદવિવાદ કરતાં પોતાની અનુભવજ્ઞાનની ઊણપ જોઈ શ્રી શંકરાચાર્યે પરકાયાપ્રવેશ કરી ગૃહસ્થાશ્રમનો અનુભવ લીધો હતો એમ પણ એમના ચરિત્રકારોએ ઉપજાવી કાઢ્યું છે.

જીવન એક, અખંડ અને એકધારું છે. એ માન્યતા અથવા અનુભવ વ્યક્ત કરવા માટે માણસે આમ અનેક જાતની પરંપરાની કલ્પના બાંધી છે. પુનર્જન્મની કલ્પના દ્વારા અનેક જમાનાઓ એ સાંધી શકે છે અને પરકાયાપ્રવેશની કલ્પના દ્વારા એણે દેહભેદ અને સ્થાનભેદ વટાવી જીવનની એકતાને મૂર્તિમંત કરી છે. એમ જોતાં દરેક કવિ અને નાટકકારને અનેક પાત્રો ઉપજાવતાંની સાથે એક જાતનો પરકાયાપ્રવેશ (અથવા પર-માનસ-પ્રવેશ) કરવો જ પડે છે. પોતાની કળામાં તે જ અધ્યાપક સફળતા મેળવી શકે છે, જે પોતાના શિષ્યના માનસમાં ઘૂસી શકે છે.

વ્યક્તિત્વ વધારવાના આવા અનેક પ્રકારો છે.

## ૩૦. જીવનપરંપરા – ૨

જેમ જીવનસાતત્યની દૃષ્ટિએ ભવિષ્યકાળનો વિચાર કરીએ છીએ તેમ ભૂતકાળનો પણ વિચાર કરવો પડે છે. નદી ક્યાં જાય છે એ જેમ આપણી જિજ્ઞાસાનો વિષય હોય છે, તેમ જ નદી ક્યાંથી આવી એ પણ એટલી જ પ્રબળ જિજ્ઞાસાનો વિષય છે. ફરક એટલો જ કે ભવિષ્યની વાતો અઘટિત હોઈ એના પરચા માટે તાત્કાલિક સાધન કશું હોતું નથી. ભવિષ્યની વાતો કાં તો અનુમાનની હોય, કાં કલ્પનાની. પણ ભૂતકાળ તો બની ગયેલી વાત હોય છે. આપણે એ જાણતા ન હોઈએ પણ એને ક્યાંક તો અસ્તિત્વ હતું જ અને તેથી એ જાણવાના પ્રયત્નો કોઈ ને કોઈ રીતે સફળ થવા જોઈએ જ એ આશા માણસ સેવી શકે છે. પૂર્વજન્મની વાતો આપણે ન જાણતા હોઈએ પણ કોક તો જાણતું હશે જ એવી અપેક્ષા માણસના મનમાં ઘણી જ પ્રબળ હોય છે, અને જો ભૂતકાળ કોઈ અદ્‌ભુત રીતે જાણી શકાતો હોય તો ભવિષ્યકાળ કેમ નહીં, એમ વિચાર થવો માણસ માટે બિલકુલ સ્વાભાવિક છે. આમાંથી જ ત્રિકાળદર્શી ઋષિઓની આપણે કલ્પના કરી અને ભવિષ્યકાળ જોવા માટે જ્યોતિષથી માંડીને યોગ સુધીની અનેક પ્રવૃત્તિઓ આપણે ખેડી.

કલ્પના દોડાવવામાં તો કશો વાંધો નથી પણ માણસ ભૂત અને ભવિષ્ય 'જાણી શકે છે' એ સંભાવના પરથી 'જાણે જ છે' એમ જ્યારે આપણે માનતા થઈએ છીએ, ત્યારે મોટી મોટી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. કોઈનું ઘર પચાવી બેસનાર કે કોઈની સ્ત્રી ઉઠાવીને લઈ જનારના બચાવમાં જ્યારે કોઈ સાધુ કે પુરાણકાર આપણને આવીને કહે કે, 'પૂર્વભવમાં એ એનો માલિક હતો અને તેથી એનો એના પર હક છે,' ત્યારે સમાજમાં ભારે મુશ્કેલી ઉત્પન્ન થાય છે. પૂર્વજન્મનું અને ભવિષ્યકાળનું આપણે કશું જાણતા નથી એ ઈશ્વરની કૃપા છે એમ જ કહેવું પડે છે. ઈતિહાસના અધ્યયનમાંથી જીવનશાસ્ત્રના સિદ્ધાંતો તારવી કાઢવા ઉપરાંત જો માણસ જૂના અધિકારો ઉપજાવી કાઢે તો જેમ પાર વગરની મુશ્કેલીઓ ઉત્પન્ન થાય તેમ જ ભૂત અને ભવિષ્ય જાણવાથી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય જ છે. અને તેથી મુદતની મર્યાદાનો time-barનો સિદ્ધાંત એક આધ્યાત્મિક સિદ્ધાંત તરીકે સ્વીકારવો પડે છે. ભૂતકાળ અને ભવિષ્યકાળ જાણવાનો આપણને અધિકાર નથી. જાણીએ તો એમાં આપણને લાભ નથી, પણ નુકસાન જ છે. જો કોઈ જાણી શકતો હોય તો એણે એ વાત કોઈને કહેવી ન જોઈએ. એમાં જ ઐહિક તેમ જ પારમાર્થિક કલ્યાણ છે એ વસ્તુ આપણને સ્પષ્ટ થવી જોઈએ.

૨

વંશપરંપરાને કારણે જે જીવનસાતત્ય અનુભવાય છે તેનું અધ્યયન હજી બરાબર થયું નથી. જે અનુમાનો બંધાય છે તે ઘણી વાર એકાંગી હોય છે. અને વંશપરંપરામાંથી તમામ અનુમાનો કાઢવાં એ ભૂલભરેલું પણ છે. વંશપરંપરાની અસર સ્વીકારીએ તોયે તે અપૂર્ણ સત્ય છે. વંશપરંપરામાંથી વ્યક્તિત્વના બધા સવાલોનો ઉકેલ આવતો નથી. ફલ-જ્યોતિષશાસ્ત્ર આ ભવની જ વાતો બરાબર જાણી શકતું નથી તો ગતજન્મની અને પુનર્જન્મની વાતો એને પૂછવા ક્યાં જઈએ? યોગશાસ્ત્રનો ઉપયોગ શરીર અને મન ઉપર કાબૂ મેળવવા માટે જરૂર કરાય, પણ યોગશાસ્ત્રની દુહાઈ દઈને પૂર્વજન્મની કે ભવિષ્યના જન્મની વાતો કરવી એ જોખમ ભરેલું છે. પૂર્વજન્મ અને પુનર્જન્મ હોઈ શકે છે. હોવા જ જોઈએ એમ આપણે કર્મના સિદ્ધાંતથી પણ સિદ્ધ કરી શકીએ. પણ પૂર્વજન્મની વિગતોમાં ઊતરીએ એ તો નર્યો વહેમ છે.

૩

નાનપણમાં પૂર્વજન્મ અને પુનર્જન્મની વાતો તો હવામાં બધે જ ફેલાઈ હતી. બધા જ લોકો એમાં માનતા હોય અને ડગલે ને પગલે લોકોની વાતોમાં એનો ઉલ્લેખ થતો હોય એવી સ્થિતિમાં એ માન્યતાનો ઉદય મનમાં ક્યારે થયો એ કહેવું મુશ્કેલ છે; છતાં બાલ્યકાળનાં સંસ્મરણો તપાસું છું ત્યારે એમ જણાય છે કે સ્વર્ગ અને પાતાળની કલ્પના સાથે જ પૂર્વજન્મ અને પુનર્જન્મની કલ્પના વણાઈ છે. સ્વર્ગ ઉપર છે, રાત્રે દેખાતા આકાશના તારાઓથી પર છે એવી

કાંઈક કલ્પના બંધાઈ હતી. આકાશનો કોઈ તારો ખરી પડે એટલે મારી મા, દાદી અથવા પિતાશ્રી 'નારાયણ નારાયણ' બોલે. હું પૂછું એટલે કહે, "સ્વર્ગમાંનો કોઈ જીવ જન્મ લેવા નીચે ફરી ઊતર્યો છે. એનો અધઃપાત જોઈ સહાનુભૂતિમાં 'નારાયણ નારાયણ' કહીએ છીએ." મારી ભાભીએ એક દિવસે મને કહ્યું, "આ તારાઓ પડે છે એ કૂવામાં પડે છે. કૂવાનું પાણી ખેંચીને કપડાં ધોવા માટે દોણી ભરી દઈએ એટલે એમાં આવે છે. સાડી દોણીમાં ધોઈએ એટલે સાડીમાં જાય, સાડી પહેરતાંની સાથે એ પેટમાં જાય અને માને પેટે બાળક થઈને જન્મ લે." એ બધું સાંભળીને મને બહુ મજા પડતી. રાત્રે કોક વખતે ભરેલી દોણીમાં તારાનું પ્રતિબિંબ જોઈ ભાભીએ કહેલી વાત યાદ આવતી.

આ રીતે સ્વર્ગ તો આકાશમાં તારાઓની પેલી પાર બેસાડી શક્યો. આગળ જતાં એક મરાઠી કવિની કવિતામાં વાંચ્યું કે આકાશમાં તારાઓ દેખાય છે તે દેવો નથી પણ દેવોનાં આસન છે. દેવોને આવા ચળકતા આસન ઉપર બેસતા જાણી મનમાં એમની અદેખાઈ થઈ. પણ એક સમાધાન થયું કે આકાશમાં ધ્રુવનો તારો દેખાય છે એ પોતે ધ્રુવ નથી પણ ધ્રુવનું આસન છે.

એમ માનવામાં ઘણી સગવડ જણાઈ. સ્વર્ગની કલ્પના કરવી સહેલ ખરી. કેમ કે એમાં કૈલાસની થોડી અગવડ હતી. કૈલાસ વિષ્ણુ લોક કરતાં પણ ઊંચો અને સ્વર્ગની ટોચે હોવા છતાં એ હિમાલય પર પણ હતો. કુબેર અને એના યક્ષો હિમાલયમાં રહેતા. એથી પાર અથવા ઊંચે બરફના શિખર ઉપર કૈલાસ હોવો જોઈએ. રાવણે ત્યાં જઈને જ કૈલાસ માથે લીધો હતો. નારદ આદિ ઋષિ-ઓ સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર ઊતરે ત્યારે પહેરો પણ હિમાલય પર જ રાખતા હતા. સ્વર્ગમાંથી ગંગા પડી તે પણ આવીને હિમાલય ઉપર જ અથડાઈ.

સ્વર્ગમાં વળી ઇંદ્રલોક, ગોલોક, વૈકુંઠ, યમપુરી વગેરે અનેક પ્રદેશો હતા અને ત્યાંની અનેક વાતો વિગતવાર સાંભળવાને મળતી. દરેક લોકમાં તે તે દેવના— શિવ, વિષ્ણુ, યમ વગેરેના નિષ્ઠાવાન નોકરો સંખ્યાબંધ રહેતા અને સોંપ્યું કામ કરતા. વિષ્ણુના નોકરો રૂપેરંગે વિષ્ણુ જેવા, શિવના નોકરો કદરૂપા ગાંડા ભૂત જેવા, વિષ્ણુ હાથી પર બેસે, શિવ બળદ ઉપર, યમરાજ પાડા ઉપર, ચંદ્ર હરણ ઉપર. દૂરની મુસાફરી હોય ત્યારે વિષ્ણુ ગરુડ ઉપર બેસે, દુંદાળા દેવ ગણેશ ઉંદર ઉપર બેસે અને સરસ્વતી તો મોર ઉપર બેસી થનગન નાચે. આવી બધી માહિતી અક્ષરશઃ સાચી સમજીને મારી કલ્પના દોડાવતો. ધીરે ધીરે સ્વર્ગલોકનાં અટપટાં ઇતિહાસભૂગોળમાં હું કંઈક પાવરધો થયો. પુણ્ય કરી મરવાથી સ્વર્ગે જવાશે, ત્યારે આ વિચિત્ર સ્વર્ગલોકમાં આપણું સ્થાન કેવું હશે? આપણા પૂર્વજો અત્યારે ત્યાં શું કરતા હશે? આપણને આપણી બાળવયમાં છોડી ગયેલા પૂર્વજો જ્યારે આપણને ઘરડી અવસ્થામાં ત્યાં મળશે ત્યારે એ મેળાપ કેવો થશે? વગેરે અનેક કલ્પનાઓ યથાશક્તિ દોડાવતો. તેમાં વળી કોકે કહ્યું કે પૂર્વજો સ્વર્ગમાંથી આપણને

જોઈ શકે છે અને આપણે શું શું કરીએ છીએ અને વિચારીએ છીએ એ બધું તેઓ જાણે છે, એ સાંભળીને મને આનંદ ન થયો. આકાશમાં ઊંચે ઊડતી સમડી નીચેનો કાંકરો પણ જોઈ શકે છે, એટલું જ નહીં પણ અમારી વચ્ચે નાચતી ખિસકોલીને પણ જોઈ ઝડપી શકે છે એનું તો પ્રત્યક્ષ જ્ઞાન હતું. આપણે જોઈ શકતા નથી એવી રીતે આકાશમાં બેસી પૂર્વજો આપણને જોઈ શકે છે એ વસ્તુ મને ત્રાસ જેવી લાગી. જૂના જમાનાના એ લોકો આપણને નવી ઢબે પોશાક પહેરતા જોઈ ચિડાતા હશે. પણ આપણે બારાબંદીને બદલે પહેરણ અને લંગોટીને બદલે પાયજામા પહેરીએ છીએ એમાં ખોટું શું?—એવી એવી દલીલો મન કરતું હતું.

સ્વર્ગ સાથે કલ્પનાનો સંબંધ આમ જેમતેમ બંધાયો, પણ પાતાળની મુશ્કેલી એથી ભારે હતી. 'પાતાળ આપણી પૃથ્વી તળે છે,' એટલું સાંભળ્યું હતું. તે વખતે પૃથ્વી દડા જેવી ગોળ ન હતી અને પૃથ્વીની બધી બાજુ આકાશ પણ ગોઠવાયું ન હતું. આકાશ ફક્ત માથે જ હતું. પાતાળ પૃથ્વી તળે કેમ ગોઠવાયું હશે? એને માથે આકાશ તો હોવું જ જોઈએ. ઘરમાં ભોંયતળિયું, ઉપલી મેડી અને ભોંયરું હોય છે, એવી જ રીતે આ પાતાળ ક્યાંક હશે એમ લાગતું.

જ્યારે સાંભળ્યું કે જમીનમાં વિવર ખોદીને પાતાળે જવાય છે ત્યારે એ વિવર કેવું હશે એની કલ્પના બરાબર થતી ન હતી.

પાતાળની કલ્પના આમ મૂંઝવતી હતી એટલામાં નાગલોક આવીને કલ્પના પર ભટકાયો. નાગકન્યા, નદી, સરોવરો કે સમુદ્રમાંથી બહાર આવી, રાજપુત્રોને પાતાળમાં ખેંચીને લઈ જતી હતી. માણસ પાણીમાં ગૂંગળાઈ કેમ નહીં જતો હોય એ તો સવાલ હતો જ પણ એની સાથે બીજો સવાલ એ ઊઠતો કે પાણીમાંથી નાગલોકમાં કેમ જવાતું હશે? અને એ વાટે પાણી પણ નાગલોકમાં ઘૂસીને નાગલોકને જળબંબોળ કેમ નહીં કરતું હોય?

કલ્પનાને એક લોકમાંથી ભૂસકો મારીને બીજા લોકમાં જવું પડતું, પણ તે અઘરું ન હતું. જાગૃતિમાંથી ઊંઘમાં અને ઊંઘમાંથી સ્વપ્નલોકમાં જઈ રોજ પાછા આવનારને આટલું અઘરું ન હોવું જોઈએ.

સ્વર્ગ, પાતાળ અને નાગલોક સાથે પિતૃલોક અને યમલોકની કલ્પના આવી. યમલોક તો પોલીસોના ફરાસખાના કે જેલની અંધારી કોટડીની પેઠે માણસને હેરાન કરવાની જગ્યા હતી. યમદૂતો માણસને કઈ રીતે રિબાવે છે એનાં વર્ણનો બાળકો આગળ વિસ્તારપૂર્વક કરનારને આજે તો હું સજા જ કરું; પણ તે વખતે એ બધાં વર્ણનો હું અદ્‌ભુત રસપૂર્વક સાંભળતો હતો અને જે લોકો આ દુનિયામાં સજામાંથી છટકી જાય છે તે લોકો યમલોકમાં સજાના સકંજામાં સપડાય છે એ જાણી ન્યાયની સાર્વભૌમતા મને સંતોષ આપતી. પણ યમદૂતોની કઠોરતા સાંભળી કંપારી તો છૂટતી જ. (મેં એમ પણ જોયું કે બીજા કેટલાકને મારી પેઠે કંપારી છૂટતી નહીં પણ તેઓ રાજી થતા અને કહેતા કે, 'લેના જાઓ, પાપ કરતાં

કાંઈક કલ્પના બંધાઈ હતી. આકાશનો કોઈ તારો ખરી પડે એટલે મારી મા, દાદી અથવા પિતાશ્રી 'નારાયણ નારાયણ' બોલે. હું પૂછું એટલે કહે, "સ્વર્ગમાંનો કોઈ જીવ જન્મ લેવા નીચે ફરી ઊતર્યો છે. એનો અધ:પાત જોઈ સહાનુભૂતિમાં 'નારાયણ નારાયણ' કહીએ છીએ." મારી ભાભીએ એક દિવસે મને કહ્યું, "આ તારાઓ પડે છે એ કૂવામાં પડે છે. કૂવાનું પાણી ખેંચીને કપડાં ધોવા માટે દોણી ભરી દઈએ એટલે એમાં આવે છે. સાડી દોણીમાં ધોઈએ એટલે સાડીમાં જાય, સાડી પહેરતાંની સાથે એ પેટમાં જાય અને માને પેટે બાળક થઈને જન્મ લે." એ બધું સાંભળીને મને બહુ મજા પડતી. રાત્રે કોક વખતે ભરેલી દોણીમાં તારાનું પ્રતિબિંબ જોઈ ભાભીએ કહેલી વાત યાદ આવતી.

આ રીતે સ્વર્ગ તો આકાશમાં તારાઓની પેલી પાર બેસાડી શક્યો. આગળ જતાં એક મરાઠી કવિની કવિતામાં વાંચ્યું કે આકાશમાં તારાઓ દેખાય છે તે દેવો નથી પણ દેવોનાં આસન છે. દેવોને આવા ચળકતા આસન ઉપર બેસતા જાણી મનમાં એમની અદેખાઈ થઈ. પણ એક સમાધાન થયું કે આકાશમાં ધ્રુવનો તારો દેખાય છે એ પોતે ધ્રુવ નથી પણ ધ્રુવનું આસન છે.

એમ માનવામાં ઘણી સગવડ જણાઈ. સ્વર્ગની કલ્પના કરવી સહેલ ખરી. કેમ કે એમાં કૈલાસની થોડી અગવડ હતી. કૈલાસ વિષ્ણુ લોક કરતાં પણ ઊંચો અને સ્વર્ગની ટોચે હોવા છતાં એ હિમાલય પર પણ હતો. કુબેર અને એના યક્ષો હિમાલયમાં રહેતા. એથી પાર અથવા ઊંચે બરફના શિખર ઉપર કૈલાસ હોવો જોઈએ. રાવણે ત્યાં જઈને જ કૈલાસ માથે લીધો હતો. નારદ આદિ ઋષિ-ઓ સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર ઊતરે ત્યારે પહેરો પણ હિમાલય પર જ રાખતા હતા. સ્વર્ગમાંથી ગંગા પડી તે પણ આવીને હિમાલય ઉપર જ અથડાઈ.

સ્વર્ગમાં વળી ઇંદ્રલોક, ગોલોક, વૈકુંઠ, યમપુરી વગેરે અનેક પ્રદેશો હતા અને ત્યાંની અનેક વાતો વિગતવાર સાંભળવાને મળતી. દરેક લોકમાં તે તે દેવના—શિવ, વિષ્ણુ, યમ વગેરેના નિષ્ઠાવાન નોકરો સંખ્યાબંધ રહેતા અને સોંપ્યું કામ કરતા. વિષ્ણુના નોકરો રૂપેરંગે વિષ્ણુ જેવા, શિવના નોકરો કદરૂપા ગાંડા ભૂત જેવા, વિષ્ણુ હાથી પર બેસે, શિવ બળદ ઉપર, યમરાજ પાડા ઉપર, ચંદ્ર હરણ ઉપર. દૂરની મુસાફરી હોય ત્યારે વિષ્ણુ ગરુડ ઉપર બેસે, દુંદાળા દેવ ગણેશ ઉંદર ઉપર બેસે અને સરસ્વતી તો મોર ઉપર બેસી થનગન નાચે. આવી બધી માહિતી અક્ષરશ: સાચી સમજીને મારી કલ્પના દોડાવતો. ધીરે ધીરે સ્વર્ગલોકનાં અટપટાં ઇતિહાસભૂગોળમાં હું કંઈક પાવરધો થયો. પુણ્ય કરી મરવાથી સ્વર્ગે જવાશે, ત્યારે આ વિચિત્ર સ્વર્ગલોકમાં આપણું સ્થાન કેવું હશે? આપણા પૂર્વજો અત્યારે ત્યાં શું કરતા હશે? આપણને આપણી બાળવયમાં છોડી ગયેલા પૂર્વજો જ્યારે આપણને ઘરડી અવસ્થામાં ત્યાં મળશે ત્યારે એ મેળાપ કેવો થશે? વગેરે અનેક કલ્પનાઓ યથાશક્તિ દોડાવતો. તેમાં વળી કોકે કહ્યું કે પૂર્વજો સ્વર્ગમાંથી આપણને

જોઈ શકે છે અને આપણે શું શું કરીએ છીએ અને વિચારીએ છીએ એ બધું તેઓ જાણે છે, એ સાંભળીને મને આનંદ ન થયો. આકાશમાં ઊંચે ઊડતી સમડી નીચેનો કાંકરો પણ જોઈ શકે છે, એટલું જ નહીં પણ અમારી વચ્ચે નાચતી ખિસકોલીને પણ જોઈ ઝડપી શકે છે એનું તો પ્રત્યક્ષ જ્ઞાન હતું. આપણે જોઈ શકતા નથી એવી રીતે આકાશમાં બેસી પૂર્વજો આપણને જોઈ શકે છે એ વસ્તુ મને ત્રાસ જેવી લાગી. જૂના જમાનાના એ લોકો આપણને નવી ઢબે પોશાક પહેરતા જોઈ ચિડાતા હશે. પણ આપણે બારાબંદીને બદલે પહેરણ અને લંગોટીને બદલે પાયજામા પહેરીએ છીએ એમાં ખોટું શું?—એવી એવી દલીલો મન કરતું હતું.

સ્વર્ગ સાથે કલ્પનાનો સંબંધ આમ જેમતેમ બંધાયો, પણ પાતાળની મુશ્કેલી એથી ભારે હતી. 'પાતાળ આપણી પૃથ્વી તળે છે,' એટલું સાંભળ્યું હતું. તે વખતે પૃથ્વી દડા જેવી ગોળ ન હતી અને પૃથ્વીની બધી બાજુ આકાશ પણ ગોઠવાયું ન હતું. આકાશ ફક્ત માથે જ હતું. પાતાળ પૃથ્વી તળે કેમ ગોઠવાયું હશે? એને માથે આકાશ તો હોવું જ જોઈએ. ઘરમાં ભોંયતળિયું, ઉપલી મેડી અને ભોંયરું હોય છે, એવી જ રીતે આ પાતાળ ક્યાંક હશે એમ લાગતું. જ્યારે સાંભળ્યું કે જમીનમાં વિવર ખોદીને પાતાળે જવાય છે ત્યારે એ વિવર કેવું હશે એની કલ્પના બરાબર થતી ન હતી.

પાતાળની કલ્પના આમ મૂંઝવતી હતી એટલામાં નાગલોક આવીને કલ્પના પર ભટકાયો. નાગકન્યા, નદી, સરોવરો કે સમુદ્રમાંથી બહાર આવી, રાજપુત્રોને પાતાળમાં ખેંચીને લઈ જતી હતી. માણસ પાણીમાં ગૂંગળાઈ કેમ નહીં જતો હોય એ તો સવાલ હતો જ પણ એની સાથે બીજો સવાલ એ ઊઠતો કે પાણીમાંથી નાગલોકમાં કેમ જવાતું હશે? અને એ વાટે પાણી પણ નાગલોકમાં ધૂસીને નાગલોકને જળબંબોળ કેમ નહીં કરતું હોય?

કલ્પનાને એક લોકમાંથી ભૂસકો મારીને બીજા લોકમાં જવું પડતું, પણ તે અઘરું ન હતું. જાગૃતિમાંથી ઊંઘમાં અને ઊંઘમાંથી સ્વપ્નલોકમાં જઈ રોજ પાછા આવનારને આટલું અઘરું ન હોવું જોઈએ.

સ્વર્ગ, પાતાળ અને નાગલોક સાથે પિતૃલોક અને યમલોકની કલ્પના આવી. યમલોક તો પોલીસોના ફરાસખાના કે જેલની અંધારી કોટડીની પેઠે માણસને હેરાન કરવાની જગ્યા હતી. યમદૂતો માણસને કઈ રીતે રિબાવે છે એનાં વર્ણનો બાળકો આગળ વિસ્તારપૂર્વક કરનારને આજે તો હું સજા જ કરું; પણ તે વખતે એ બધાં વર્ણનો હું અદ્‌ભુત રસપૂર્વક સાંભળતો હતો અને જે લોકો આ દુનિયામાં સજામાંથી છટકી જાય છે તે લોકો યમલોકમાં સજાના સકંજામાં સપડાય છે એ જાણી ન્યાયની સાર્વભૌમતા મને સંતોષ આપતી. પણ યમદૂતોની કઠોરતા સાંભળી કંપારી તો છૂટતી જ. (મેં એમ પણ જોયું કે બીજા કેટલાકને મારી પેઠે કંપારી છૂટતી નહીં પણ તેઓ રાજી થતા અને કહેતા કે, 'લેના જાઓ, પાપ કરતાં

કાંઈક કલ્પના બંધાઈ હતી. આકાશનો કોઈ તારો ખરી પડે એટલે મારી મા, દાદી અથવા પિતાશ્રી 'નારાયણ નારાયણ' બોલે. હું પૂછું એટલે કહે, "સ્વર્ગમાંનો કોઈ જીવ જન્મ લેવા નીચે ફરી ઊતર્યો છે. એનો અધ:પાત જોઈ સહાનુભૂતિમાં 'નારાયણ નારાયણ' કહીએ છીએ." મારી ભાભીએ એક દિવસે મને કહ્યું, "આ તારાઓ પડે છે એ કૂવામાં પડે છે. કૂવાનું પાણી ખેંચીને કપડાં ધોવા માટે દોણી ભરી દઈએ એટલે એમાં આવે છે. સાડી દોણીમાં ધોઈએ એટલે સાડીમાં જાય, સાડી પહેરતાંની સાથે એ પેટમાં જાય અને માને પેટે બાળક થઈને જન્મ લે." એ બધું સાંભળીને મને બહુ મજા પડતી. રાત્રે કોક વખતે ભરેલી દોણીમાં તારાનું પ્રતિબિંબ જોઈ ભાભીએ કહેલી વાત યાદ આવતી.

આ રીતે સ્વર્ગ તો આકાશમાં તારાઓની પેલી પાર બેસાડી શક્યો. આગળ જતાં એક મરાઠી કવિની કવિતામાં વાંચ્યું કે આકાશમાં તારાઓ દેખાય છે તે દેવો નથી પણ દેવોનાં આસન છે. દેવોને આવા ચળકતા આસન ઉપર બેસતા જાણી મનમાં એમની અદેખાઈ થઈ. પણ એક સમાધાન થયું કે આકાશમાં ધ્રુવનો તારો દેખાય છે એ પોતે ધ્રુવ નથી પણ ધ્રુવનું આસન છે.

એમ માનવામાં ઘણી સગવડ જણાઈ. સ્વર્ગની કલ્પના કરવી સહેલ ખરી. કેમ કે એમાં કૈલાસની થોડી અગવડ હતી. કૈલાસ વિષ્ણુ લોક કરતાં પણ ઊંચો અને સ્વર્ગની ટોચે હોવા છતાં એ હિમાલય પર પણ હતો. કુબેર અને એના યક્ષો હિમાલયમાં રહેતા. એથી પાર અથવા ઊંચે બરફના શિખર ઉપર કૈલાસ હોવો જોઈએ. રાવણે ત્યાં જઈને જ કૈલાસ માથે લીધો હતો. નારદ આદિ ઋષિઓ સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર ઊતરે ત્યારે પહેરો પણ હિમાલય પર જ રાખતા હતા. સ્વર્ગમાંથી ગંગા પડી તે પણ આવીને હિમાલય ઉપર જ અથડાઈ.

સ્વર્ગમાં વળી ઇંદ્રલોક, ગોલોક, વૈકુંઠ, યમપુરી વગેરે અનેક પ્રદેશો હતા અને ત્યાંની અનેક વાતો વિગતવાર સાંભળવાને મળતી. દરેક લોકમાં તે તે દેવના—શિવ, વિષ્ણુ, યમ વગેરેના નિષ્ઠાવાન નોકરો સંખ્યાબંધ રહેતા અને સોંપ્યું કામ કરતા. વિષ્ણુના નોકરો રૂપેરંગે વિષ્ણુ જેવા, શિવના નોકરો કદરૂપા ગાંડા ભૂત જેવા, વિષ્ણુ હાથી પર બેસે, શિવ બળદ ઉપર, યમરાજ પાડા ઉપર, ચંદ્ર હરણ ઉપર. દૂરની મુસાફરી હોય ત્યારે વિષ્ણુ ગરુડ ઉપર બેસે, દુંદાળા દેવ ગણેશ ઉંદર ઉપર બેસે અને સરસ્વતી તો મોર ઉપર બેસી થનગન નાચે. આવી બધી માહિતી અક્ષરશ: સાચી સમજીને મારી કલ્પના દોડાવતો. ધીરે ધીરે સ્વર્ગલોકનાં અટપટાં ઇતિહાસભૂગોળમાં હું કંઈક પાવરધો થયો. પુણ્ય કરી મરવાથી સ્વર્ગે જવાશે, ત્યારે આ વિચિત્ર સ્વર્ગલોકમાં આપણું સ્થાન કેવું હશે? આપણા પૂર્વજો અત્યારે ત્યાં શું કરતા હશે? આપણને આપણી બાળવયમાં છોડી ગયેલા પૂર્વજો જ્યારે આપણને ઘરડી અવસ્થામાં ત્યાં મળશે ત્યારે એ મેળાપ કેવો થશે? વગેરે અનેક કલ્પનાઓ યથાશક્તિ દોડાવતો. તેમાં વળી કોકે કહ્યું કે પૂર્વજો સ્વર્ગમાંથી આપણને

જોઈ શકે છે અને આપણે શું શું કરીએ છીએ અને વિચારીએ છીએ એ બધું તેઓ જાણે છે, એ સાંભળીને મને આનંદ ન થયો. આકાશમાં ઊંચે ઊડતી સમડી નીચેનો કાંકરો પણ જોઈ શકે છે, એટલું જ નહીં પણ અમારી વચ્ચે નાચતી ખિસકોલીને પણ જોઈ ઝડપી શકે છે એનું તો પ્રત્યક્ષ જ્ઞાન હતું. આપણે જોઈ શકતા નથી એવી રીતે આકાશમાં બેસી પૂર્વજો આપણને જોઈ શકે છે એ વસ્તુ મને ત્રાસ જેવી લાગી. જૂના જમાનાના એ લોકો આપણને નવી ઢબે પોશાક પહેરતા જોઈ ચિડાતા હશે. પણ આપણે બારાબંદીને બદલે પહેરણ અને લંગોટીને બદલે પાયજામા પહેરીએ છીએ એમાં ખોટું શું?—એવી એવી દલીલો મન કરતું હતું.

સ્વર્ગ સાથે કલ્પનાનો સંબંધ આમ જેમતેમ બંધાયો, પણ પાતાળની મુશ્કેલી એથી ભારે હતી. 'પાતાળ આપણી પૃથ્વી તળે છે,' એટલું સાંભળ્યું હતું. તે વખતે પૃથ્વી દડા જેવી ગોળ ન હતી અને પૃથ્વીની બધી બાજુ આકાશ પણ ગોઠવાયું ન હતું. આકાશ ફક્ત માથે જ હતું. પાતાળ પૃથ્વી તળે કેમ ગોઠવાયું હશે? એને માથે આકાશ તો હોવું જ જોઈએ. ઘરમાં ભોંયતળિયું, ઉપલી મેડી અને ભોંયરું હોય છે, એવી જ રીતે આ પાતાળ ક્યાંક હશે એમ લાગતું.

જ્યારે સાંભળ્યું કે જમીનમાં વિવર ખોદીને પાતાળે જવાય છે ત્યારે એ વિવર કેવું હશે એની કલ્પના બરાબર થતી ન હતી.

પાતાળની કલ્પના આમ ગૂંચવતી હતી એટલામાં નાગલોક આવીને કલ્પના પર ભટકાયો. નાગકન્યા, નદી, સરોવરો કે સમુદ્રમાંથી બહાર આવી, રાજપુત્રોને પાતાળમાં ખેંચીને લઈ જતી હતી. માણસ પાણીમાં ગૂંગળાઈ કેમ નહીં જતો હોય એ તો સવાલ હતો જ પણ એની સાથે બીજો સવાલ એ ઊઠતો કે પાણી-માંથી નાગલોકમાં કેમ જવાતું હશે? અને એ વાટે પાણી પણ નાગલોકમાં ઘૂસીને નાગલોકને જળબંબોળ કેમ નહીં કરતું હોય?

કલ્પનાને એક લોકમાંથી ભૂસકો મારીને બીજા લોકમાં જવું પડતું, પણ તે અઘરું ન હતું. જાગૃતિમાંથી ઊંઘમાં અને ઊંઘમાંથી સ્વપ્નલોકમાં જઈ રોજ પાછા આવનારને આટલું અઘરું ન હોવું જોઈએ.

સ્વર્ગ, પાતાળ અને નાગલોક સાથે પિતૃલોક અને યમલોકની કલ્પના આવી. યમલોક તો પોલીસોના ફરાસખાના કે જેલની અંધારી કોટડીની પેઠે માણસને હેરાન કરવાની જગ્યા હતી. યમદૂતો માણસને કઈ રીતે રિબાવે છે એનાં વર્ણનો બાળકો આગળ વિસ્તારપૂર્વક કરનારને આજે તો હું સજા જ કરું; પણ તે વખતે એ બધાં વર્ણનો હું અદ્ભુત રસપૂર્વક સાંભળતો હતો અને જે લોકો આ દુનિયામાં સજામાંથી છટકી જાય છે તે લોકો યમલોકમાં સજાના સકંજામાં સપડાય છે એ જાણી ન્યાયની સાર્વભૌમતા મને સંતોષ આપતી. પણ યમદૂતોની કઠોરતા સાંભળી કંપારી તો છૂટતી જ. (મેં એમ પણ જોયું કે બીજા કેટલાકને મારી પેઠે કંપારી છૂટતી નહીં પણ તેઓ રાજી થતા અને કહેતા કે, 'લેતા જાઓ, પાપ

મજા પડતી હતીને, હવે કેવું લાગે છે? તમે લોકો હતા જ એ લાગના! આવી સજા વગર તમે થોડા જ સુધરવાના હતા?' પુરાણોની વાર્તાઓમાં સજા ભોગવ્યા પછી કોઈ સુધરીને પુણ્યવાન થયાના દાખલા મેં સાંભળ્યા ન હતા.)

એક વાર ઘરમાં કોઈ માંદું હશે. હું ડૉક્ટરને ત્યાં દવા લાવવા ગયો હતો. ત્યાં પાસેની ઓરડીમાં ડૉક્ટર કોઈ માંદા માણસના શરીર ઉપર ઑપરેશન કરતા હતા. એ માણસ ચીસો પાડતો હતો. ચીસો સાંભળીને મારા પેટમાં કાંઈનું કાંઈ થઈ ગયું. એટલામાં ડૉક્ટરનો જાડિયો કંપાઉન્ડર ઓરડી બહારથી હસતો હસતો કહે, 'લેતો જા, હવે મજા પડે છે?' મને કંપાઉંડરની એ નિર્દયતા ન ગમી. મારા મોઢા પરનો તિરસ્કાર જોઈ કંપાઉંડર મને કહે, 'આ માણસ વેશ્યાગમની છે. થોડા મહિના ઉપર આવી જ રીતે વાઢકાપ કરી ડૉક્ટરે એને સાજો કર્યો હતો અને ફરી આવું ન કરવાનું એણે ડૉક્ટરને વચન પણ આપ્યું હતું. પણ સ્વભાવ ક્યાં જાય? ભાઈસાહેબ ફરી માંદા પડીને હાજર થયા છે. કોના મનમાં આવા માણસ વિશે દયા આવે?'

મને પુરાણના યમદૂતોનાં વચનો યાદ આવ્યાં. તેઓ પણ પાપી લોકોને આ કંપાઉંડરની પેઠે જ રસપૂર્વક ધિક્કારતા હશે!

સ્વર્ગ, મૃત્યુ, પાતાળ, યમલોક અને નાગલોક જેવી દુનિયાઓની જે કલ્પના કરી શકે તેને માટે પૂર્વજન્મ ને પુનર્જન્મની કલ્પના કરવી જરાય અઘરી નથી. આ ભવે જેવું કર્મ કર્યું હોય, જેવું જ્ઞાન મેળવ્યું હોય, અને જેવી બુદ્ધિ ખીલવી હોય, તેવો નવો જન્મ માણસને મળવાનો. (યથાકર્મ, યથાશ્રુતં અને યથાપ્રજ્ઞા) આ ભવનાં સુખદુ:ખનું, સગવડો અને હાડમારીઓનું કારણ શોધતાં પૂર્વજન્મનાં કરતૂક સુધી જવું જ પડે છે અને આ ભવના સદાચાર અને દુરાચારનું ફળ આ જ દુનિયામાં ભોગવવાનું ખતમ ન થતાં બાકી ક્યાંક ભોગવવું રહેલું હોવાથી પુનર્જન્મની કલ્પના કરવી જ પડે છે. આમ કરીને માણસ કર્મના અટળ સિદ્ધાંતની ન્યાયનિષ્ઠા મન પર ઠસાવી લે છે, અને સાથે સાથે એને બીજું પણ એક સમાધાન મળે છે–(એને સમાધાન પણ માની શકાય અથવા બીક તરીકે પણ સ્વીકારી શકાય) કે મરણથી જીવનનો અંત આવતો નથી. મરણ પછી પણ પરલોક દ્વારા કે પુનર્જન્મ દ્વારા જીવન તો વહેતું જ રહેવાનું.

પરલોક કે પુનર્જન્મ સ્વીકારવા ન સ્વીકારવાનું માણસના હાથમાં હોત તો માણસે શું કર્યું હોત? પોતાના દીકરાઓનું યૌવન પણ પોતે ભોગવનાર રાજાઓએ તો એ બંને દશાનો સ્વીકાર જ કર્યો હોત, અને કોઈ કાળે જેનો અંત આવતો નથી એવી જન્મમરણની તેમ જ જન્માંતરની ઘટમાળથી ગભરાયેલા લોકો આવી ઘટમાળમાંથી છુટકારો એટલે કે મોક્ષ માગે જ છે.

કેટલાક આધુનિકો કહે છે કે જીવન આખા વિશ્વમાં ફેલાયું છે, એ વાત ખરી છે. અને અમુક પ્રાણીઓના મરવાથી આખી પ્રાણીકોટિનો નાશ નથી થતો

એ પણ ખરું છે. પણ સાચો મોક્ષ જન્મજન્માંતરની ઘટમાળમાંથી છુટકારો મેળવવામાં નથી, પણ મરણ પછી પુનર્જન્મ છે એ ભ્રમણામાંથી મુક્ત થવામાં છે. એ જ સાચો મોક્ષ છે. વ્યક્તિને મરણ છે પણ અનેક વ્યક્તિઓની પરંપરા ચાલતી હોવાથી જાતિને મરણ નથી. માણસો મરે છે, પણ મનુષ્યજાત મરતી નથી. પ્રાચીન કાળમાં કેટલાંક જાનવરોની આખી જાત નષ્ટ થઈ છે તેમ કોક વખતે માણસજાત પણ નષ્ટ થઈ જાય તોયે આ દુનિયામાં જીવન જેવું તો રહેશે જ અને આ દુનિયાનો નાશ થાય તો બીજી દુનિયાઓ હશે અને તમામ દુનિયાઓનો નાશ થાય તોયે વિભુ – ચૈતન્ય – તો રહેશે જ. આ ઉપરાંત જીવોના પુનર્જન્મની નોખી કલ્પના કરવાની જરૂર નથી.

પૂર્વજન્મ અને પુનર્જન્મની કલ્પના નાનપણથી મન ઉપર એટલી બધી ઠસાવવામાં આવી છે કે એના સાચાપણા વિશે મનમાં શંકા જ ઊઠતી નથી. એક સ્નેહીએ આર્યસંસ્કૃતિની વ્યાખ્યા જ એવી કરી છે કે, 'જન્મજન્માંતરની પરંપરા ઉપર જે વિશ્વાસ રાખે છે તે આર્યસંસ્કૃતિ.' 'આવી વ્યાખ્યા કરતાં યહૂદી, ખ્રિસ્તી અને ઈસ્લામી – ત્રણે સંસ્કૃતિઓ આર્યસંસ્કૃતિમાંથી બાતલ થાય છે. બૌદ્ધ, જૈન, શીખ, સનાતની, આર્યસમાજી; બધા એ વ્યાખ્યામાં આવી જાય છે.'

મેં એમને કહ્યું કે બાઈબલમાં twice-born નો ઉલ્લેખ આવે છે. એ સંસ્કારને કારણે આવતા દ્વિજત્વ જેવું ભલે હોય પણ એમાંથી જન્માંતરની કલ્પનાને ટેકો મળે છે.

પુનર્જન્મની કલ્પના કર્મના સિદ્ધાંત સાથે એટલી બધી બંધ બેસે છે કે પશ્ચિમના અનેક વિદ્વાનો પુનર્જન્મની ઉપપત્તિ સ્વીકારવા તરફ લલચાય છે. કઠોપનિષદનો નાયક નચિકેતા કહે છે એ જ વાત સાચી છે કે, "મરણ પછી માણસની કોઈ વ્યક્તિ તરીકે હસ્તી રહે છે કે નહીં એ વિશે માણસોમાં વિચિકિત્સા ચાલે છે. કેટલાક કહે છે, 'મરણ પછી પણ વ્યક્તિત્વની હસ્તી હોય છે.' કેટલાક કહે છે, 'નથી હોતી.' આ વિચિકિત્સાનો ફેંસલો મરણનો સ્વામી યમરાજ જ આપી શકે છે." ઉપનિષદનો યમ કહે છે કે, "કર્મ, શ્રુત અને પ્રજ્ઞાને અનુસરીને જીવમાત્રને ફરી જન્મ લેવો જ પડે છે."

છેક નાનપણમાં જન્માંતર વિશેની કલ્પના અસ્પષ્ટ અને અણઘડ હતી. મોટપણમાં પુરાણો વાંચીને અને 'માણસ જેવું કરે તેવું ભરે'ના ન્યાયની વાતો સાંભળી એ કલ્પના દૃઢ થઈ. વેદાન્તે એ કલ્પનાને જુદું જ રૂપ આપ્યું. બૌદ્ધ અને જૈન ધર્મના અધ્યયનને કારણે એ કલ્પનામાં ઘણો ફેર પડ્યો. ખ્રિસ્તી અને ઈસ્લામી ધાર્મિક લોકોની માન્યતા જાણ્યા પછી અને એની અપૂર્ણતા મન પર ઠસ્યા પછી પુનર્જન્મ વિશેના વિચારો ફરી ડહોળાયા. વંશપરંપરાના તત્ત્વના અધ્યયનથી ઘણોખરો સંતોષ મળવાથી પુનર્જન્મનો સિદ્ધાંત એક સિદ્ધાંત નથી પણ કલ્પના છે એમ લાગવા લાગ્યું. સામાન્ય લોકોમાં પુનર્જન્મ વિશે જે કલ્પના હોય છે તે તો ભ્રામક

એ પણ ખરું છે. પણ સાચો મોક્ષ જન્મજન્માંતરની ઘટમાળમાંથી છુટકારા મળવવામાં નથી, પણ મરણ પછી પુનર્જન્મ છે એ ભ્રમણામાંથી મુક્ત થવામાં છે. એ જ સાચો મોક્ષ છે. વ્યક્તિને મરણ છે પણ અનેક વ્યક્તિઓની પરંપરા ચાલતી હોવાથી જાતિને મરણ નથી. માણસો મરે છે, પણ મનુષ્યજાત મરતી નથી. પ્રાચીન કાળમાં કેટલાંક જાનવરોની આખી જાત નષ્ટ થઈ છે તેમ કોક વખતે માણસજાત પણ નષ્ટ થઈ જાય તોયે આ દુનિયામાં જીવન જેવું તો રહેશે જ અને આ દુનિયાનો નાશ થાય તો બીજી દુનિયાઓ હશે અને તમામ દુનિયાઓનો નાશ થાય તોયે વિભુ – ચૈતન્ય – તો રહેશે જ. આ ઉપરાંત જીવોના પુનર્જન્મની નોખી કલ્પના કરવાની જરૂર નથી.

પૂર્વજન્મ અને પુનર્જન્મની કલ્પના નાનપણથી મન ઉપર એટલી બધી ઠસાવવામાં આવી છે કે એના સાચાપણા વિશે મનમાં શંકા જ ઊઠતી નથી. એક સ્નેહીએ આર્યસંસ્કૃતિની વ્યાખ્યા જ એવી કરી છે કે, ‘જન્મજન્માંતરની પરંપરા ઉપર જે વિશ્વાસ રાખે છે તે આર્યસંસ્કૃતિ.’ ‘આવી વ્યાખ્યા કરતાં યહૂદી, ખ્રિસ્તી અને ઈસ્લામી – ત્રણે સંસ્કૃતિઓ આર્યસંસ્કૃતિમાંથી બાતલ થાય છે. બૌદ્ધ, જૈન, શીખ, સનાતની, આર્યસમાજી; બધા એ વ્યાખ્યામાં આવી જાય છે.’

મેં એમને કહ્યું કે બાઈબલમાં twice-born નો ઉલ્લેખ આવે છે. એ સંસ્કારને કારણે આવતા દ્વિજત્વ જેવું ભલે હોય પણ એમાંથી જન્માંતરની કલ્પનાને ટેકો મળે છે.

પુનર્જન્મની કલ્પના કર્મના સિદ્ધાંત સાથે એટલી બધી બંધ બેસે છે કે પશ્ચિમના અનેક વિદ્વાનો પુનર્જન્મની ઉપપત્તિ સ્વીકારવા તરફ લલચાય છે. કઠોપનિષદનો નાયક નચિકેતા કહે છે એ જ વાત સાચી છે કે, “મરણ પછી માણસની કોઈ વ્યક્તિ તરીકે હસ્તી રહે છે કે નહીં એ વિશે માણસોમાં વિચિકિત્સા ચાલે છે. કેટલાક કહે છે, ‘મરણ પછી પણ વ્યક્તિત્વની હસ્તી હોય છે.’ કેટલાક કહે છે, ‘નથી હોતી.’ આ વિચિકિત્સાનો ફેંસલો મરણનો સ્વામી યમરાજ જ આપી શકે છે.” ઉપનિષદનો યમ કહે છે કે, “કર્મ, શ્રુત અને પ્રજ્ઞાને અનુસરીને જીવમાત્રને ફરી જન્મ લેવો જ પડે છે.”

છેક નાનપણમાં જન્માંતર વિશેની કલ્પના અસ્પષ્ટ અને અણઘડ હતી. મોટપણમાં પુરાણો વાંચીને અને ‘માણસ જેવું કરે તેવું ભરે’ના ન્યાયની વાતો સાંભળી એ કલ્પના દૃઢ થઈ. વેદાન્તે એ કલ્પનાને જુદું જ રૂપ આપ્યું. બૌદ્ધ અને જૈન ધર્મના અધ્યયનને કારણે એ કલ્પનામાં ઘણો ફેર પડયો. ખ્રિસ્તી અને ઈસ્લામ ધાર્મિક લોકોની માન્યતા જાણ્યા પછી અને એની અપૂર્ણતા મન પર ઠસ્યા પછી પુનર્જન્મ વિશેના વિચારો ફરી ડહોળાયા. વંશપરંપરાના તત્ત્વના અધ્યયનથી ઘણોખ સંતોષ મળવાથી પુનર્જન્મનો સિદ્ધાંત એક સિદ્ધાંત નથી પણ કલ્પના છે એ લાગવા લાગ્યું. સામાન્ય લોકોમાં પુનર્જન્મ વિશે જે કલ્પના હોય છે તે તો ભ્રા

જ છે એવી ખાતરી થઈ અને અત્યારે પુનર્જન્મ વિશેનો મૂળ વિશ્વાસ દૃઢ થયા છતાં એનું સ્વરૂપ એટલું બધું બદલાયું છે કે બધા લોકો ધરાવે છે તેવો વિશ્વાસ પુનર્જન્મ વિશે મારામાં છે કે નથી એ હું કશું કહી શકતો નથી, પણ એટલું કહી શકું કે મારા ગૂઢમાં ગૂઢ અનુભવોની મનમાં જે છણાવટ ચાલે છે તે પરથી પુનર્જન્મની ઉપપત્તિ અનુકૂળ લાગે છે. અને છતાં ફરી શંકા ઊઠે જ છે કે આ બધું નાનપણના સંસ્કારોને પરિણામે જ તો નહીં હોય?

## ૩૧. પ્રેમ આંધળો છે?

પ્રેમ આંધળો હોય છે ખરો? કોક વખતે લાગે છે કે અમુક આંધળાપણું માણસમાં ન હોત તો એ પ્રેમ કરી શકત જ નહીં. બીજી વાર અનુભવ થાય છે કે જો પ્રેમને દિવ્ય દૃષ્ટિ ન હોત તો નિરીક્ષણ, પરીક્ષણ, તુલના અને બૌદ્ધિક ચિંતનને વરેલાં આપણાં ચર્મચક્ષુ ખરેખર, બધું જોનારા કેમેરાના લેન્સ જેવાં સાવ આંધળાં નીવડત. કેમેરાએ આંખ ઉઘાડી એટલે એને સામેનું જે કાંઈ છે તે બધું જ દેખાય છે. 'અમુક જોઈશ અને અમુક ન જોઉં' એવી ચૂંટણી કે છાંટણી કરવાની સ્વતંત્રતા એને છે જ નહીં. રૂપસૃષ્ટિમાંનું બધું જ જોવાની ફરજને કારણે એ બિચારો કેમેરા આત્મસૃષ્ટિમાંનું કશું જ જોઈ શકતો નથી.

અહીં યાદ આવે છે કે કેમેરાનું અસલી નામ હતું—camera obscura—એટલે કે અંધારી કોટડી, બંધિયાર કમરો. એના પેટમાં અંધારું સમાયેલું ન હોય તો એ પોતાનું કામ કરી જ ન શકે. ફ્રેન્ચ લોકો કવિ ખરા કે તેમણે આજના યુગના સહુથી સમર્થ દર્શકને—ફોટો લેવાની પેટીને—આવું યથાર્થ નામ આપ્યું.

હું કહેતો હતો કે આત્મિક દૃષ્ટિ ખીલવવા માટે થોડુંક ભૌતિક આંધળાપણું જરૂરનું હોય છે. સિનેમામાં આપણે જે ચિત્રોની હાલચાલ જોઈએ છીએ તે ખરું જોતાં એટલા જ ખાતર આપણને સાચી લાગે છે કે એક ચિત્ર જઈને એને ઠેકાણે બીજું ચિત્ર આવે છે એ બિના તરફ આપણું ધ્યાન જઈ શકતું નથી. આપણી પાંપણો હાલે છે તેથી આપણી નજર આગળનું ચિત્ર પળે પળે અથવા પલકે પલકે ખંડિત થાય છે. એ વસ્તુ જો ધ્યાનમાં આવવા માંડે તો જોવાના આનંદથી તો આપણે વંચિત થઈએ જ પણ આપણી જોવાની શક્તિ પણ લગભગ વ્યર્થ થઈ જાય.

પ્રેમ છે એટલે જ આપણે અપૂર્ણ વસ્તુમાં રહેલી પૂર્ણતા જોઈ શકીએ છીએ. પ્રેમ છે એટલે જ આપણે દોષોના તાત્કાલિક પડ તળે ઢંકાઈ ગયેલા સ્થાયી સદ્‌ગુણોને સ્પષ્ટ રીતે નિહાળી શકીએ છીએ. તેથી જ મને મન થાય છે કે કેમેરાની દુનિયામાં જઈને પ્રેમને હું infra red કિરણો સાથે સરખાવું. પહાડ ઉપરથી સામી ખીણમાં જોઉં અને ત્યાં બધે ફક્ત ધુમ્મસ દેખાતું હોય એવે વખતે જો

હું infra red લેન્સવાળા કેમેરાથી ફોટો લઉં તો ધુમ્મસ જાણે હતું જ નહીં એવી રીતે એ કૅમેરા ખીણની તમામ વિગતોનું ચિત્ર આપણને આપે.

*

મારાં બહેન આક્કા જ્યારે પરણીને સાસરે ગયાં ત્યારે ત્યાંના અસંસ્કારી લોકો એની નાજુક સંસ્કારિતાની, અભિજાત અભિરુચિની અને ઉચ્ચ સામાજિક આદર્શની-કદર કરી ન શક્યા. એમણે અનેક રીતે એનું અપમાન કર્યું. એની કોમળ લાગણી-ઓ ઉપર પ્રહાર કરી એને બુઠ્ઠી કરવાના પ્રયત્ન આદર્યા. આક્કા ઘેર આવે ત્યારે મારી બા આગળ પોતાની આપવીતી વિગતવાર વર્ણવે. આવા વાર્તાલાપ ચાલતા હોય અને હું ત્યાં ગયો હોઉં તો ઘણે ભાગે મને ત્યાંથી કાઢી મૂકવામાં આવતો. મારા ધ્યાનમાં એટલું જ આવતું કે પોતાનાં વીતકો કહેતી વખતે આક્કા બિલકુલ રુએ નહીં. એ કામ આઈનું જ. કશી ઉત્તેજના વગર આક્કા કહેતી જાય અને આઈ રોતી જાય.

આક્કાના ગુજરી ગયા પછી જ્યારે જ્યારે આઈને આક્કાનું સ્મરણ થતું અને દુ:ખાવેગનો ઉમળકો આવતો ત્યારે ત્યારે આઈ મને એ જૂના પ્રસંગો યાદ કરી કરીને કહેતી. નાનપણમાં જોયેલા એ પ્રસંગો અને વર્ષો પછી સાંભળેલું એનું બયાન જોડી દઈ હું મારું ચિત્ર જીવતું કરી લેતો.

આક્કાનાં સાસરિયાં જે સદ્‌ગુણો આક્કામાં જોઈ શકતાં ન હતાં તે પ્રેમને કારણે અમારે માટે પ્રત્યક્ષ હતા. આક્કા ગુજરી ગઈ ત્યારે એની ઉંમર સોળ કે અઢાર વરસની હશે. પહેલી સુવાવડમાં જ એ ગુજરી ગઈ હતી. માણસ ગુજરી ગયા પછી એની ઉંમર વધતી નથી પણ જ્યાં સ્મરણજળનું સિંચન કરી પ્રેમ દ્વારા માણસની સ્મૃતિને જીવતી રાખવામાં આવે છે ત્યાં ઉંમરમાં ઉમેરો થયા વગર એ વિકસિત થતી જાય છે. અને જે પહેલાં કાચું હતું તે પાકું થવા માંડે છે. જે અનિશ્ચિત હતું તે નિશ્ચિત રૂપ ધારણ કરે છે.

આઈને મોઢે આક્કાના જીવનપ્રસંગો સાંભળતો જાઉં, અને તેની પાછળ રહેલા ભાવનું સ્પષ્ટીકરણ મારી આગળ રજૂ થતું જાય તેમ તેમ આક્કાની વધુ ને વધુ ઉજ્જવળ મૂર્તિ મારી નજર આગળ ખીલતી જાય. આઈના બયાનમાં અતિશયોક્તિ કરવાની, કૃત્રિમ ચિત્ર ઊભું કરવાની વૃત્તિ જરાય ન હતી. સાચી ભક્તિ હંમેશાં પ્રામાણિક હોય છે. એડમંડ બર્કની એક કલ્પના વાપરીને કહું તો ગુજરી ગયેલાં અપત્યો માબાપો માટે વંશજો મટી પૂર્વજો બની જાય છે અને અપત્ય-વાત્સલ્યનું રૂપાંતર ભક્તિમાં થાય છે.

આઈએ રજૂ કરેલાં આક્કાનાં સ્વભાવચિત્રો જેમ જેમ સાંભળતો જાઉં તેમ તેમ મારી ખાતરી થતી કે મારાં આક્કા જો વધુ જીવ્યાં હોત અને અત્યારે જીવતાં હોત તો આઈ વર્ણવે છે એવું જ ચારિત્ર્ય એમણે ખીલવ્યું હોત.

એક દિવસે એક વિચિત્ર વાસના મારા હૈયામાં પેસી ગઈ. આઈ મારા પ

જ છે એવી ખાતરી થઈ અને અત્યારે પુનર્જન્મ વિશેનો મૂળ વિશ્વાસ દૃઢ થયા છતાં એનું સ્વરૂપ એટલું બધું બદલાયું છે કે બધા લોકો ધરાવે છે તેવો વિશ્વાસ પુનર્જન્મ વિશે મારામાં છે કે નથી એ હું કશું કહી શકતો નથી, પણ એટલું કહી શકું કે મારા ગૂઢમાં ગૂઢ અનુભવોની મનમાં જે છણાવટ ચાલે છે તે પરથી પુનર્જન્મની ઉપપત્તિ અનુકૂળ લાગે છે. અને છતાં ફરી શંકા ઊઠે જ છે કે આ બધું નાનપણના સંસ્કારોને પરિણામે જ તો નહીં હોય?

## ૩૧. પ્રેમ આંધળો છે?

પ્રેમ આંધળો હોય છે ખરો? કોક વખતે લાગે છે કે અમુક આંધળાપણું માણસમાં ન હોત તો એ પ્રેમ કરી શકત જ નહીં. બીજી વાર અનુભવ થાય છે કે જો પ્રેમને દિવ્ય દૃષ્ટિ ન હોત તો નિરીક્ષણ, પરીક્ષણ, તુલના અને બૌદ્ધિક ચિંતનને વરેલાં આપણાં ચર્મચક્ષુ ખરેખર, બધું જોનારા કેમેરાના લેન્સ જેવાં સાવ આંધળાં નીવડત. કેમેરાએ આંખ ઉઘાડી એટલે એને સામેનું જે કાંઈ છે તે બધું જ દેખાય છે. 'અમુક જોઈશ અને અમુક ન જોઉં' એવી ચૂંટણી કે છાંટણી કરવાની સ્વતંત્રતા એને છે જ નહીં; રૂપસૃષ્ટિમાંનું બધું જ જોવાની ફરજને કારણે એ બિચારો કેમેરા આત્મસૃષ્ટિમાંનું કશું જ જોઈ શકતો નથી.

અહીં યાદ આવે છે કે કેમેરાનું અસલી નામ હતું—camera obscura—એટલે કે અંધારી કોટડી, બંધિયાર કમરો. એના પેટમાં અંધારું સમાયેલું ન હોય તો એ પોતાનું કામ કરી જ ન શકે. ફ્રેન્ચ લોકો કવિ ખરા કે તેમણે આજના યુગના સહુથી સમર્થ દર્શકને—ફોટો લેવાની પેટીને—આવું યથાર્થ નામ આપ્યું.

હું કહેતો હતો કે આત્મિક દૃષ્ટિ ખીલવવા માટે થોડુંક ભૌતિક આંધળાપણું જરૂરનું હોય છે. સિનેમામાં આપણે જે ચિત્રોની હાલચાલ જોઈએ છીએ તે ખરું જોતાં એટલા જ ખાતર આપણને સાચી લાગે છે કે એક ચિત્ર જઈને એને ઠેકાણે બીજું ચિત્ર આવે છે એ બિના તરફ આપણું ધ્યાન જઈ શકતું નથી. આપણી પાંપણો હાલે છે તેથી આપણી નજર આગળનું ચિત્ર પળે પળે અથવા પલકે પલકે ખંડિત થાય છે. એ વસ્તુ જો ધ્યાનમાં આવવા માંડે તો જોવાના આનંદથી તો આપણે વંચિત થઈએ જ પણ આપણી જોવાની શક્તિ પણ લગભગ વ્યર્થ થઈ જાય.

પ્રેમ છે એટલે જ આપણે અપૂર્ણ વસ્તુમાં રહેલી પૂર્ણતા જોઈ શકીએ છીએ. પ્રેમ છે એટલે જ આપણે દોષોના તાત્કાલિક પડ તળે ઢંકાઈ ગયેલા સ્થાયી સદ્‌ગુણોને સ્પષ્ટ રીતે નિહાળી શકીએ છીએ. તેથી જ મને મન થાય છે કે કેમેરાની દુનિયામાં જઈને પ્રેમને હું infra red કિરણો સાથે સરખાવું. પહાડ ઉપરથી સામી ખીણમાં જોઉં અને ત્યાં બધે ફક્ત ધુમ્મસ દેખાતું હોય એવે વખતે જો

હું infra red લેન્સવાળા કૅમેરાથી ફોટો લઉં તો ધુમ્મસ જાણે હતું જ નહીં એવી રીતે એ કૅમેરા ખીણની તમામ વિગતોનું ચિત્ર આપણને આપે.

*

મારાં બહેન આક્કા જ્યારે પરણીને સાસરે ગયાં ત્યારે ત્યાંના અસંસ્કારી લોકો એની નાજુક સંસ્કારિતાની, અભિજાત અભિરુચિની અને ઉચ્ચ સામાજિક આદર્શની-કદર કરી ન શક્યા. એમણે અનેક રીતે એનું અપમાન કર્યું. એની કોમળ લાગણી-ઓ ઉપર પ્રહાર કરી એને બુઠ્ઠી કરવાના પ્રયત્ન આદર્યા. આક્કા ઘેર આવે ત્યારે સારી બા આગળ પોતાની આપવીતી વિગતવાર વર્ણવે. આવા વાર્તાલાપ ચાલતા હોય અને હું ત્યાં ગયો હોઉં તો ઘણે ભાગે મને ત્યાંથી કાઢી મૂકવામાં આવતો. મારા ધ્યાનમાં એટલું જ આવતું કે પોતાનાં વીતકો કહેતી વખતે આક્કા બિલકુલ રુએ નહીં. એ કામ આઈનું જ. કશી ઉત્તેજના વગર આક્કા કહેતી જાય અને આઈ રોતી જાય.

આક્કાના ગુજરી ગયા પછી જ્યારે જ્યારે આઈને આક્કાનું સ્મરણ થતું અને દુઃખાવેગનો ઉમળકો આવતો ત્યારે ત્યારે આઈ મને એ જૂના પ્રસંગો યાદ કરી કરીને કહેતી. નાનપણમાં જોયેલા એ પ્રસંગો અને વર્ષો પછી સાંભળેલું એનું બયાન જોડી દઈ હું મારું ચિત્ર જીવતું કરી લેતો.

આક્કાનાં સાસરિયાં જે સદ્‌ગુણો આક્કામાં જોઈ શકતાં ન હતાં તે પ્રેમને કારણે અમારે માટે પ્રત્યક્ષ હતા. આક્કા ગુજરી ગઈ ત્યારે એની ઉંમર સોળ કે અઢાર વરસની હશે. પહેલી સુવાવડમાં જ એ ગુજરી ગઈ હતી. માણસ ગુજરી ગયા પછી એની ઉંમર વધતી નથી પણ જ્યાં સ્મરણજળનું સિંચન કરી પ્રેમ દ્વારા માણસની સ્મૃતિને જીવતી રાખવામાં આવે છે ત્યાં ઉંમરમાં ઉમેરો થયા વગર એ વિકસિત થતી જાય છે. અને જે પહેલાં કાચું હતું તે પાકું થવા માંડે છે. જે અનિશ્ચિત હતું તે નિશ્ચિત રૂપ ધારણ કરે છે.

આઈને મોઢે આક્કાના જીવનપ્રસંગો સાંભળતો જાઉં, અને તેની પાછળ રહેલા ભાવનું સ્પષ્ટીકરણ મારી આગળ રજૂ થતું જાય તેમ તેમ આક્કાની વધુ ને વધુ ઉજ્જવળ મૂર્તિ મારી નજર આગળ ખીલતી જાય. આઈના બય'નમાં અતિશયોક્તિ કરવાની, કૃત્રિમ ચિત્ર ઊભું કરવાની વૃત્તિ જરાય ન હતી. સાચી ભક્તિ હંમેશાં પ્રામાણિક હોય છે. એડમંડ બર્કની એક કલ્પના વાપરીને કહું તો ગુજરી ગયેલાં અપત્યો માબાપો માટે વંશજો મટી પૂર્વજો બની જાય છે અને અપત્ય-વાત્સલ્યનું રૂપાંતર ભક્તિમાં થાય છે.

આઈએ રજૂ કરેલાં આક્કાનાં સ્વભાવચિત્રો જેમ જેમ સાંભળતો જાઉં તેમ તેમ મારી ખાતરી થતી કે મારાં આક્કા જો વધુ જીવ્યાં હોત અને અત્યારે જીવતાં હોત તો આઈ વર્ણવે છે એવું જ ચારિત્ર્ય એમણે ખીલવ્યું હોત.

એક દિવસે એક વિચિત્ર વાસના મારા હૈયામાં પેસી ગઈ. આઈ મારા પર

જ છે એવી ખાતરી થઈ અને અત્યારે પુનર્જન્મ વિશેનો મૂળ વિશ્વાસ દૃઢ થયા છતાં એનું સ્વરૂપ એટલું બધું બદલાયું છે કે બધા લોકો ધરાવે છે તેવો વિશ્વાસ પુનર્જન્મ વિશે મારામાં છે કે નથી એ હું કશું કહી શકતો નથી, પણ એટલું કહી શકું કે મારા ગૂઢમાં ગૂઢ અનુભવોની મનમાં જે છણાવટ ચાલે છે તે પરથી પુનર્જન્મની ઉપપત્તિ અનુકૂળ લાગે છે. અને છતાં ફરી શંકા ઊઠે જ છે કે આ બધું નાનપણના સંસ્કારોને પરિણામે જ તો નહીં હોય?

# ૩૧. પ્રેમ આંધળો છે?

પ્રેમ આંધળો હોય છે ખરો? કોક વખતે લાગે છે કે અમુક આંધળાપણું માણસમાં ન હોત તો એ પ્રેમ કરી શકત જ નહીં. બીજી વાર અનુભવ થાય છે કે જો પ્રેમને દિવ્ય દૃષ્ટિ ન હોત તો નિરીક્ષણ, પરીક્ષણ, તુલના અને બૌદ્ધિક ચિંતનને વરેલાં આપણાં ચર્મચક્ષુ ખરેખર, બધું જોનારા કૅમેરાના લેન્સ જેવાં સાવ આંધળાં નીવડત. કૅમેરાએ આંખ ઉઘાડી એટલે એને સામેનું જે કાંઈ છે તે બધું જ દેખાય છે. ‘અમુક જોઈશ અને અમુક ન જોઉં’ એવી ચૂંટણી કે છાંટણી કરવાની સ્વતંત્રતા એને છે જ નહીં: રૂપસૃષ્ટિમાંનું બધું જ જોવાની ફરજને કારણે એ બિચારો કૅમેરા આત્મસૃષ્ટિમાંનું કશું જ જોઈ શકતો નથી.

અહીં યાદ આવે છે કે કૅમેરાનું અસલી નામ હતું – camera obscura – એટલે કે અંધારી કોટડી, બંધિયાર કમરો. એના પેટમાં અંધારું સમાયેલું ન હોય તો એ પોતાનું કામ કરી જ ન શકે. ફ્રેન્ચ લોકો કવિ ખરા કે તેમણે આજના યુગના સહુથી સમર્થ દર્શકને – ફોટો લેવાની પેટીને – આવું યથાર્થ નામ આપ્યું.

હું કહેતો હતો કે આત્મિક દૃષ્ટિ ખીલવવા માટે થોડુંક ભૌતિક આંધળાપણું જરૂરનું હોય છે. સિનેમામાં આપણે જે ચિત્રોની હાલચાલ જોઈએ છીએ તે ખરું જોતાં એટલા જ ખાતર આપણને સાચી લાગે છે કે એક ચિત્ર જઈને એને ઠેકાણે બીજું ચિત્ર આવે છે એ બિના તરફ આપણું ધ્યાન જઈ શકતું નથી. આપણી પાંપણો હાલે છે તેથી આપણી નજર આગળનું ચિત્ર પળે પળે અથવા પલકે પલકે ખંડિત થાય છે. એ વસ્તુ જો ધ્યાનમાં આવવા માંડે તો જોવાના આનંદથી તો આપણે વંચિત થઈએ જ પણ આપણી જોવાની શક્તિ પણ લગભગ વ્યર્થ થઈ જાય.

પ્રેમ છે એટલે જ આપણે અપૂર્ણ વસ્તુમાં રહેલી પૂર્ણતા જોઈ શકીએ છીએ. પ્રેમ છે એટલે જ આપણે દોષોના તાત્કાલિક પડ તળે ઢંકાઈ ગયેલા સ્થાયી સદ્ગુણોને સ્પષ્ટ રીતે નિહાળી શકીએ છીએ. તેથી જ મને મન થાય છે કે કૅમેરાની દુનિયામાં જઈને પ્રેમને હું infra red કિરણો સાથે સરખાવું. પહાડ ઉપરથી સામી ખીણમાં જોઉં અને ત્યાં બધે ફક્ત ધુમ્મસ દેખાતું હોય એવે વખતે જો

# ૩૨. મૂર્તિઓનું ધ્યાન

ધ્યાન એટલે શું? કોઈ વસ્તુ તરફ એકીટશે યા ટગર ટગર જોયા કરવું તે? પ્રેમથી, વિસ્મયથી, બીકથી કે આદરથી કોઈ વ્યક્તિ કે વસ્તુ તરફ ચિત્તનું ચોંટી જવું તે?

ઉપાસનાના ગ્રંથોમાં મૂર્તિના ધ્યાનના શ્લોકો આવે છે. મૂર્તિનું કેવું રૂપ બનાવી અથવા કલ્પી એ દૃઢપણે મનમાં રાખવું એની સૂચના અથવા એનું ચિત્ર આપતા એ શ્લોકો મેં અનેક વાર વાંચ્યા છે અને મોઢે પણ કર્યા છે. આવી મૂર્તિનું ધ્યાન કર્યા કરવાથી એ મૂર્તિ નજર આગળ જીવતી થાય છે. કોઈ જીવતો માણસ આવીને આપણને મળી જાય, આપણી સાથે વાતો કરે અને જો રાજી થાય તો આપણને કાંઈક આપે, એવી જ રીતે આ મૂર્તિઓ પણ જીવતી થઈને આપણી સાથે વહેવાર કરે છે એવી માન્યતા નાનપણમાં મેં સેવેલી. મૂર્તિની આંખો તરફ અથવા પૂજાના નાળિયેરની આંખો તરફ ધ્યાનપૂર્વક અને ઉત્કટ ઉત્સુકતાથી જોયા કરવાથી એ આંખોમાંથી વિશિષ્ટ ભાવો પ્રગટ થાય છે એમ મને લાગતું. મારી ભાવુક કલ્પના જાગ્રત થતી. અને સરવાળે મન એક કે બીજી રીતે ઉન્નત થતું. દૃઢ ભક્તિ હોય તો તે પ્રમાણમાં મૂર્તિ જીવતી થવાની જ એ જાતની દૃઢ માન્યતા મનમાં બંધાઈ.

આનું એક પરિણામ એ આવ્યું કે મૂર્તિની સુંદરતા તરફ અને એના મોઢા ઉપરના મૂર્તિકારે ઉપજાવેલા ભાવો તરફ ધ્યાન જવા લાગ્યું. માણસના ચહેરા પરથી જેમ આપણે એના સ્વભાવની અને એના મનોવિકારોની કાંઈક ને કાંઈક સાચી-જૂઠી કે કાચીપાકી કલ્પના કરીએ છીએ, તેમ જ મૂર્તિ જોઈને પણ મનમાં કલ્પનાઓ ઊઠવા લાગી.

સાથોસાથ બીજી પણ એક અસર થઈ. જેમ સગાંવહાલાં કે પૂજ્ય મુરબ્બીઓ પ્રત્યે આદર હોવાને કારણે એમનો ચહેરો અને એમનું શરીર ગમે તેવાં હોય તોયે એ તરફ અનુકૂળ નજરે જ જોવાની વૃત્તિ અને શક્તિ એની મેળે કેળવાય છે, તેવી જ રીતે મૂર્તિઓ ગમે તેવી હોય તોયે એમના પ્રત્યે આદરભક્તિ કેળવતાં હું શીખ્યો.

એમાં એક મુશ્કેલી આવી. જો મારા પિતાશ્રીનું નાક ચીબું હોત તો એ કારણે એમના પ્રત્યે મારા મનમાં અનાદર, તિરસ્કાર કે અણગમો પેદા ન થાત. નાક ચીબું હોવા છતાં પિતા પ્રત્યેનો પ્રેમ ઓછો ન થાત. એમ પણ બનત કે લોકોને ન ગમતું એવું ચીબું નાક ભગવાને મારા પિતાશ્રીને આપ્યું છે એટલા માટે જ એમના પ્રત્યે વધારે વહાલ છૂટત. પણ ચીબું નાક સુંદર છે એમ કહેવા હું તૈયાર ન થાત. બહુ બહુ તો એટલું જ કહેત કે ચીબું નાક પિતાશ્રીનું છે માટે મને તે વહાલું લાગે છે. એમાં પણ અમુક સુંદરતા જોવા તરફ મારું વલણ થાત. પણ ચીબાપણું જ

પ્રેમ કરે છે એ વિશે શંકા નથી. હું આઈની જે કાંઈ સહેજસાજ સેવા કરું છું તેનાથી તેને અનહદ આનંદ થાય છે એ પણ હું જોઉં છું. પણ જે જાતની પ્રેમ-ભક્તિ આઈના મનમાં આક્કા વિશે છે તેવી મને ક્યારે મળે? હું મરી જાઉં તો જ એ જાતની પ્રેમભક્તિનો અધિકારી થઈ શકીશ. અનેક વાર મનમાં આવે કે આટલી પ્રેમભક્તિ મેળવવા ખાતર આપણને તો મરી જવું પણ પોસાય.

ફરી મનમાં વિચાર આવે કે મરી ગયા પછી આપણે એ પ્રેમ શી રીતે જોઈ કે જાણી શકવાના હતા? વિધાતાએ આ ભારે કફોડી સ્થિતિ કરી મૂકી છે કે જે વસ્તુ જાણવાને માટે સૌથી વધારે ઇંતેજાર આપણે જ છીએ તે અચૂક આપણે જ જાણી ન શકીએ અને આખી દુનિયા જાણે. એવું ગોઠવતાં વિધાતાને શો રસ પડયો હશે?

આની સાથે એકાએક મનમાં વિચાર આવ્યો કે આપણી વાસના કેટલી સ્વાર્થી! આઈના હૈયામાં ખીલેલી પ્રેમભક્તિ જાણવા માટે હું મરવા તૈયાર થઈ ગયો. પણ આઈનું શું? એક આક્કાના મરણથી દસ દસ વરસ થયાં આઈ આટલી ઘવાયેલી રહે છે તે મારા મરણનો ઘા સહન કરી શકે ખરી? અને માની લઈએ કે તે બાકીના બધા બચેલા લોકોની સેવા કરવા ખાતર મારા મરણનો ઘા ઝીલી શકે અને જીવી શકે તોયે માના અખંડ ધારાવાહિક દુ:ખમાંથી રસ મેળવવાની હું ઇચ્છા કરું એ કેટલું અનુચિત!

આવી રીતે પોતાની વાસનાની મલિનતા ઓળખી તે શુદ્ધ કરવાનો પ્રયત્ન કરતો હતો તેવે વખતે મને એક ઉપમા સૂઝી: આપણે ધૂપ બાળીને એની સુગંધ લઈએ છીએ. સુગંધને લોભે ધૂપને બાળીએ છીએ. ધૂપને બળતાં કેટલી વેદના થતી હશે એના તરફ એટલા જ ખાતર આપણું ધ્યાન નથી જતું કે ધૂપની એ હૈયાબળતરામાંથી જે ધુમાડો નીકળે છે તે આપણે માટે અનુકૂળ હોય છે અને આપણી હવાને પણ પાવન કરે છે.

એ ઉપમા મેં એમને એમ હૈયામાં ક્યાંક સંઘરી રાખી હતી. અને એક વખતે પૂ. બાપુજી ઘણા થાકેલા હોવા છતાં એમની પાસેથી કોઈ જરૂરી લખાણ માગતો કાગળ જ્યારે મેં એક વાર લખ્યો ત્યારે પોતાની કઠોરતાનો એકરાર કરતાં મેં એ ઉપમા વાપરી હતી.

# ૩૨. મૂર્તિઓનું ધ્યાન

ધ્યાન એટલે શું? કોઈ વસ્તુ તરફ એકીટશે યા ટગર ટગર જોયા કરવું તે? પ્રેમથી, વિસ્મયથી, બીકથી કે આદરથી કોઈ વ્યક્તિ કે વસ્તુ તરફ ચિત્તનું ચોંટી જવું તે?

ઉપાસનાના ગ્રંથોમાં મૂર્તિના ધ્યાનના શ્લોકો આવે છે. મૂર્તિનું કેવું રૂપ બનાવી અથવા કલ્પી એ દૃઢપણે મનમાં રાખવું એની સૂચના અથવા એનું ચિત્ર આપતા એ શ્લોકો મેં અનેક વાર વાંચ્યા છે અને મોઢે પણ કર્યા છે. આવી મૂર્તિનું ધ્યાન કર્યા કરવાથી એ મૂર્તિ નજર આગળ જીવતી થાય છે. કોઈ જીવતો માણસ આવીને આપણને મળી જાય, આપણી સાથે વાતો કરે અને જો રાજી થાય તો આપણને કાંઈક આપે, એવી જ રીતે આ મૂર્તિઓ પણ જીવતી થઈને આપણી સાથે વહેવાર કરે છે એવી માન્યતા નાનપણમાં મેં સેવેલી. મૂર્તિની આંખો તરફ અથવા પૂજાના નાળિયેરની આંખો તરફ ધ્યાનપૂર્વક અને ઉત્કટ ઉત્સુકતાથી જોયા કરવાથી એ આંખોમાંથી વિશિષ્ટ ભાવો પ્રગટ થાય છે એમ મને લાગતું. મારી ભાવુક કલ્પના જાગ્રત થતી. અને સરવાળે મન એક કે બીજી રીતે ઉન્નત થતું. દૃઢ ભક્તિ હોય તો તે પ્રમાણમાં મૂર્તિ જીવતી થવાની જ એ જાતની દૃઢ માન્યતા મનમાં બંધાઈ.

આનું એક પરિણામ એ આવ્યું કે મૂર્તિની સુંદરતા તરફ અને એના મોઢા ઉપરના મૂર્તિકારે ઉપજાવેલા ભાવો તરફ ધ્યાન જવા લાગ્યું. માણસના ચહેરા પરથી જેમ આપણે એના સ્વભાવની અને એના મનોવિકારોની કાંઈક ને કાંઈક સાચી-જૂઠી કે કાચીપાકી કલ્પના કરીએ છીએ, તેમ જ મૂર્તિ જોઈને પણ મનમાં કલ્પનાઓ ઊઠવા લાગી.

સાથોસાથ બીજી પણ એક અસર થઈ. જેમ સગાંવહાલાં કે પૂજ્ય મુરબ્બીઓ પ્રત્યે આદર હોવાને કારણે એમનો ચહેરો અને એમનું શરીર ગમે તેવાં હોય તોયે એ તરફ અનુકૂળ નજરે જ જોવાની વૃત્તિ અને શક્તિ એની મેળે કેળવાય છે, તેવી જ રીતે મૂર્તિઓ ગમે તેવી હોય તોયે એમના પ્રત્યે આદરભક્તિ કેળવતાં હું શીખ્યો.

એમાં એક મુશ્કેલી આવી. જો મારા પિતાશ્રીનું નાક ચીબું હોત તો એ કારણે એમના પ્રત્યે મારા મનમાં અનાદર, તિરસ્કાર કે અણગમો પેદા ન થાત. નાક ચીબું હોવા છતાં પિતા પ્રત્યેનો પ્રેમ ઓછો ન થાત. એમ પણ બનત કે લોકોને ન ગમતું એવું ચીબું નાક ભગવાને મારા પિતાશ્રીને આપ્યું છે એટલા માટે જ એમના પ્રત્યે વધારે વહાલ છૂટત. પણ ચીબું નાક સુંદર છે એમ કહેવા હું તૈયાર ન થાત. બહુ બહુ તો એટલું જ કહેત કે ચીબું નાક પિતાશ્રીનું છે માટે મને તે વહાલું લાગે છે. એમાં પણ અમુક સુંદરતા જોવા તરફ મારું વલણ થાત. પણ ચીબાપણું જ

સુંદર છે, એ ચીબાપણું ન હોત તો ચહેરાની સુંદરતા મારી જાત એમ માનવા સુધી હું ન જાત. હજીય જઈ શકતો નથી. પણ નામદેવ, તુકારામ આદિ સંતોએ વખાણેલી પંઢરપુરના વિઠોબાની મૂર્તિ જ્યારે મેં જોઈ ત્યારે મારા ભક્તમાનસને પણ આઘાત થયો. આવી મૂર્તિમાં તે શું સૌંદર્ય એ લોકોએ જોયું હશે? વિઠ્ઠલના બીજા બધા ગુણો ગાતાં એમને કોણે ના પાડી હતી? આવી બેઢબ મૂર્તિને વખાણવાથી એની મશ્કરી જ નહીં થઈ જાય? એવા વિચારો મનમાં આવવા લાગ્યા. બીજે બીજે વિઠોબા-રુકમાઈની સારી સુંદર મૂર્તિઓ પણ મેં જોઈ હતી. રામસીતા, લક્ષ્મીનારાયણ, કૃષ્ણરાધા વગેરેની સ્તુતિપાત્ર મૂર્તિઓ ઘણી છે. પણ આ પંઢરપુરના વિઠોબામાં શું છે? એવી શંકાઓ મનમાં આવવા લાગી. પ્રેમ આંધળો હોય છે એ હું જાણતો હતો. પ્રેમને કારણે આંધળો થવા તત્પર પણ હતો. પણ અહીં મારો એ કીમિયો ચાલ્યો નહીં. એટલે મેં આદરનું કવચ ધારણ કરી વધુ વિચાર કરવાનું છોડી દીધું.

અમારે ત્યાં કેટલાક ગોર ભટજીઓ આવતા. કેટલાકની મૂછો લશ્કરી ઢબની, આંખો ખાવા ધાય એવી, ચહેરા પર સંસ્કારિતા જરાય ન મળે અને રોફ એવો — જાણે કહેતા હોય કે દુનિયાને હું ઓળખું છું, દુનિયામાં ફાવવા માટે જ હું સરજાયેલો છું. એવા ભટજીઓ પ્રત્યે મારા મનમાં છાનો છાનો અણગમો મેં સેવેલો.

પછી જ્યારે કાશીવિશ્વેશ્વરનું એ જ જાતનું ચિત્ર મેં જોયું અને લિંગ ઉપર બેસાડવામાં આવતો ચાંદીનો કે સોનાનો મુછાળો ઉગ્ર મુખવટો પણ મેં જોયો, ત્યારે મૂર્તિનું ધ્યાન કરવાની મારી વૃત્તિ હણાઈ.

આગળ જતાં જ્યારે શ્રીરામની, કૃષ્ણની, કે ગુરુ દત્તાત્રેયની કેટલીક છબીઓમાં અતિનાજુક. અતિસુંદર, લગભગ સ્ત્રીઓના અવયવવાળી છબીઓ જોવાને મળી ત્યારે તો મનમાં સાવ જુગુપ્સા જ પેદા થઈ. સંસ્કૃતમાં એક શબ્દ છે **पोटा** — એનો અર્થ છે — સ્ત્રીલક્ષણો પુરુષ, અથવા પુરુષલક્ષણી સ્ત્રી. ભગવાનને નામે પોટાની છબીઓ કોઈ દોરી આપે, તો તે અસહ્ય જ થાય ને?

આ રીતે મૂર્તિના ધ્યાનમાં મારા પ્રયત્નો જે પ્રથમ અત્યંત ભક્તિયુક્ત અને ઉત્કટ હતા તે વણસી ગયા, અને મૂર્તિપૂજાનું એક તત્ત્વ મોળું પડ્યું.

## ૩૩. માનસ પૂજા અને આગળ આગળ

નાનપણમાં જ શિવમાનસપૂજાના શ્લોકો હાથ આવ્યા હતા અને તે ભક્તિપૂર્વક મોંઢે કર્યા હતા. તે પરથી જાણ્યું કે મૂર્તિપૂજા કર્યા પછી માણસ માનસપૂજાનો અધિકારી થાય છે.

માનસપૂજામાં નજર આગળ કોઈ પાર્થિવ મૂર્તિ નથી હોતી. પણ મનમાં જ

કલ્પનાની આંખ આગળ સર્વાંગ-સંપૂર્ણ અને સાલંકૃત મૂર્તિ ખડી કરવી એ કાંઈ નાનીસૂની વાત નથી. ત્યાર પછી એ મૂર્તિની માનસિક દ્રવ્યોથી જ મનમાં ને મનમાં ષોડશોપચાર પૂજા કરવાની હોય છે. એ બધા ઉપચાર જ્યારે પાર્થિવ મૂર્તિને અર્પણ કરીએ છીએ, ત્યારે મૂર્તિ એવી ને એવી જ રહે છે. નૈવેદ્ય અર્પણ કરીએ ત્યારે મૂર્તિ મોઢું ખોલીને ખાતીપીતી નથી. માનસપૂજામાં એ મુશ્કેલી નથી. માનસપૂજામાં મૂર્તિને અંગરખો પહેરાવીએ તો મનોમયી મૂર્તિ હાથ ઊંચો કરી બાંય ચઢાવવામાં મદદ પણ કરે. તેથી જેમ ખિદમતગારો કોઈ રાજાની સેવા કરે, તેવી રીતે આ ષોડશોપચાર માનસપૂજા કરવાની હોય છે.

કોઈ સાધુ આવી રીતે માનસપૂજા કરતો હતો. એણે મનમાં ને મનમાં ધૂપ સળગાવ્યો અને આસપાસના લોકોને અગરબત્તીની સુવાસ મળી. કેસરી દૂધનું પવાલું ભગવાનને હોઠે પહોંચાડવા જતાં પવાલું એક વાર હાથમાંથી છૂટી ગયું. ગભરાઈને આંખ ખોલીને જુએ તો એ સાધુના ઘૂંટણ પાસેના ધોતિયા પર દૂધ ઢોળાયું હતું. એવી એવી અદ્‌ભુત વાર્તાઓ સાંભળીને હું માનસપૂજા રસથી કરવા લાગ્યો.

પૂજાના દેવસ્થાન ઉપર જે નિત્યપૂજાની મૂર્તિઓ હતી તે બહુ જ નાની, મૂઠીમાં સહેજે માય એવી. માનસપૂજા માટે આટલી નાની મૂર્તિ કામની નથી. અને મનની અપાર્થિવ સૃષ્ટિમાં કંજૂસાઈ શા માટે કરીએ? માણસ જેવડી મોટી મૂર્તિઓ મારા બાલમાનસને અનુકૂળ ન લાગી. એટલે ગણેશચતુર્થી વખતે ઘરમાં ગણપતિની મૂર્તિ આણાતી તેવી મૂર્તિની કલ્પના કરી હું માનસપૂજા કરવા લાગ્યો. પાર્થિવ પૂજા લાંબા વખત સુધી કરેલી હોવાથી મારી માનસિક મૂર્તિઓ પણ સ્થિરપણે બેઠે બેઠે જ બધી સેવાઓ લેતી. વસ્ત્રાર્પણ કરું તો મારી મૂર્તિ ઊભી થઈને માણસની પેઠે એ ધોતિયું પહેરવા નહીં માંડે, પણ વસ્ત્ર પહેરેલી જ મૂર્તિ નજર આગળ ખડી થાય.

ખાસ કરીને જ્યારે હું આરતી ઉતારું ત્યારે આરતીના દીવા જેમ જેમ ફરે, તેમ તેમ મૂર્તિની છાયા આમતેમ નાચતી જોવાની મને ખૂબ મજા પડતી. કેમ કે પાર્થિવ પૂજામાં એ કલાત્મક આનંદ મેં ખૂબ માણ્યો હતો, એટલું જ નહીં પણ મૂર્તિ તરફ ધ્યાન જવાને બદલે મૂર્તિની છાયા તરફ ધ્યાન જાય છે એ સારું નહીં એમ પોતાના મનને સમજાવતો પણ હતો. છતાં ધ્યાન તો મૂર્તિ તરફ છે અને એની આસપાસ નાચતી છાયા પણ અસ્પષ્ટપણે નજરે આવી જ જાય છે, એ જાતનું દર્શન જ મને વધારે આકર્ષક લાગતું. કેવળ મૂર્તિ કરતાં છાયાયુક્ત મૂર્તિ એ જ મારા ધ્યાનનો વિષય બની ગયો હતો. પુરાણોમાં લખેલું મેં વાંચ્યું નહોતું. એમ નહીં કે બે બાબતમાં માણસ અને દેવ વચ્ચે ફરક છે. દેવોને માણસની પેઠે હાલનારી પાંપણો નથી હોતી, એ એક; અને દેવોની છાયા પડતી નથી, એ બીજી.

આવી માનસપૂજાથી મારી આધ્યાત્મિક શક્તિ વધી એમ તો ન જ કહી શકું. ઊલટું ભગવાનને પણ ભોગવિલાસ કરવા-કરાવવાપણું હોય છે, એવો ખ્યાલ

મનમાં પેસી ગયો.

માનસપૂજાને કારણે કલ્પનાશક્તિ, જેને હું ચિત્રશક્તિ કહું છું, ઘણા વેગથી વધી. અનેક વાતો અને પ્રસંગો મનમાં ને મનમાં વિગતવાર rehearse કરવાની, ભજવવાની શક્તિ મેં કેળવી. આથી મને ઘણો લાભ થયો અને ઘણું નુકસાન થયું. આગળ જતાં જ્યારે જ્યોતિષશાસ્ત્ર એટલે કે ખગોળવિદ્યા હું શીખવા લાગ્યો ત્યારે સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, તારા આકાશમાં કઈ રીતે રાસ રમતા હશે એનું સહેજ પણ વર્ણન વાંચવાથી, એ આખું ચલચિત્ર હું મારા મન આગળ ઊભું કરી શકતો. સૂર્ય, એના ગ્રહો અને ઉપગ્રહોની ગતિ બતાવનારું યંત્ર—જેને ઓરેરી કહે છે—જ્યારે મેં હાઈસ્કૂલમાં જોયું, ત્યારે મારે માટે એમાંથી કશું શીખવાપણું રહ્યું નહોતું. જેને અંગ્રેજીમાં scientific imagination કહે છે તે કલ્પનાચિત્રશક્તિ માનસપૂજા દ્વારા ખીલેલી હોવાથી જ્ઞાનની ઉપાસનામાં મને ઘણો ફાયદો થયો છે.

અને નુકસાન શી રીતે થયું એ પણ મારે કહેવું જોઈએ. હું છેક નાનો હતો ત્યારે કોક વાર પિતાશ્રી પાસે હઠ લઉં કે ઘરમાં અમુક રાચરચીલું વસાવો, અમુક વસ્તુઓ મને આણી આપો. તેઓ કહેતા કે, “શું આપણે રાજા છીએ કે આવી વસ્તુઓ ઘરમાં વસાવીએ?” હું સહેજ મોટો થયો ત્યારે એક વાર એમણે કહ્યું કે, “જુઓ, વસ્તુઓ વસાવવાથી આપણને જે આનંદ થાય છે, તે અંતે માનસિક જ હોય છે. ધારો કે હું તને સ્પ્રિંગવાળી એક આગગાડી ખરીદી આપું (એવી એમણે એક મને આપી પણ હતી) અને એ તૂટી જાય નહીં ત્યાં સુધી તું એની સાથે રમે, તો તને જે આનંદ થાય છે તે કેવળ માનસિક જ છે ને? ત્યારે તું મનમાં એવી કલ્પના કેમ નથી કરતો કે આપણને એક મોટો મહેલ મળી ગયો છે, આપણે એમાં રહીએ છીએ, બધી જાતનું ફર્નિચર એમાં છે; રંગબેરંગી દીવાઓ છે; હાથી, ઘોડા બધું છે; તું રોજ હાથીની અંબાડીમાં બેસીને ફરે છે?”

પિતાશ્રીએ તો મને પટાવવા ખાતર વિનોદ કર્યો હશે. પણ હું ખરેખર જ આવાં મનોરાજ્યો સેવવા લાગ્યો. મારી મૂર્તિપૂજા પછીની માનસપૂજાને કારણે મારી ધ્યાનશક્તિ કે ચિત્રકલ્પનાશક્તિ એટલી જાગ્રત થઈ હતી કે કલ્પનાથી એ બધો વૈભવ હું ખરેખર માણવા લાગ્યો. વગર ખરચે (અને દુ:ખની વાત એ છે કે વગર કશા પુરુષાર્થે) હું બધા ભોગ ભોગવવા લાગ્યો. માનસિક શક્તિ ઉત્કટ હોવાને કારણે, જેમ મને ઊંડામાં ઊંડો આનંદ મળવા લાગ્યો, તેમ તેનું નુકસાન પણ એટલું જ ઉત્કટ થવા લાગ્યું. જો માનસિક સુખ પ્રત્યક્ષ શારીરિક સુખ જેટલું ઉત્કટ કરી શકાય તો એનાં માનસિક અને શારીરિક દુષ્પરિણામો પણ એટલાં જ ઉત્કટ થવાનાં.

શિવલીલામૃતમાં એક કથા હતી કે એક વિધવાને એનો પતિ સ્વપ્નામાં દર્શન દેતો અને ભોગ પણ આપતો. અને એમાં ઉમેર્યું હતું કે એના સ્વપ્નનું સુખ જાગૃતિનાં સુખ કરતાં જરાય ઓછું નહોતું. પરિણામે એને વૈધવ્યદુ:ખ જેવું રહ્યું

જ નહીં. એનું જીવન સુકાયું નહીં.

યુવાવસ્થામાં જ્યારે જાતજાતના વિકારો મનમાં જાગ્રત થવા લાગ્યા ત્યારે મારી એ કલ્પનાચિત્રશક્તિ એમાં પણ મદદ કરવા લાગી. પરિણામે હું બાહ્ય આચરણમાં અત્યંત સંયમી અને ઠાવકો દેખાતો હોવા છતાં કલ્પનામાં હું ભોગવિલાસી બની ગયો. એમાં એક નજીકના યુવકનાં હીન મનોરાજ્યો સાંભળવાનું માથે આવવાથી હું મનોમયી રમણી સાથે રમમાણ થવામાં મારી માનસપૂજાશક્તિ વાપરવા લાગ્યો. દુર્દૈવ મારું કે કિર્લોસ્કરકૃત સંગીતસૌભદ્ર નાટકમાંના એક પદમાં અર્જુનને પણ સુભદ્રાની એવી જ માનસપૂજા કરતો ચીતર્યો છે. તે ગીત પેલા ભાઈએ મારા સાંભળતાં મોઢે કરવાનું શરૂ કર્યું—

नीर-क्षीरालिंगन-रूपी स्नान तुला ते घालोनी।
माझ्या अवलोकन-वस्त्रानीं टाकिन तव तनु झांकोनी ॥

ઇત્યાદિ.

[આવો પ્રત્યક્ષ અનુભવ હોવાથી જ આગળ જતાં સાહિત્યકારો પ્રત્યે મારો આગ્રહ વધ્યો કે તમારા સાહિત્યમાં શૃંગાર ભલે ગમે તેટલો હોય, પણ નવયુવકોના હાથમાં જનારી ચોપડીઓમાં તો અને ખાસ કરીને પાઠ્યપુસ્તકોમાં કલ્પનાને વિકારી ઉત્તેજન આપે એવું કશું હોવું ન જોઈએ.]

મૂર્તિપૂજા અને માનસપૂજા બંનેનો અનુભવ લીધા પછી મનમાં વિચાર આવ્યો કે બંને પૂજા અને બંને ધ્યાન બાહ્ય તો ખરાં જ. ખુલ્લી નજર આગળ મૂર્તિ હોય, અથવા બંધ આંખ આગળ મનોમયી મૂર્તિ હોય, એ મૂર્તિ તો ખરી જ. અને એની પૂજા દ્રવ્ય દ્વારા અને ક્રિયા દ્વારા જ થાય છે. મૂર્તિપૂજા એ જેટલું બાહ્યાર્ચન છે, એટલું જ અત્યાર સુધી હું ચલાવતો હતો એ માનસપૂજા પણ બાહ્યાર્ચન જ છે. સ્ત્રી પોતાના પતિની સેવા કરે, બાળકોની સેવા કરે, એવી જ રીતે ભક્ત પોતાના ઉપાસ્યની વગર માગી અને વગર જરૂરની સેવા કરે, એનું નામ તે પૂજા—એટલું હું જોઈ શક્યો. માંદાઓની, બાળકોની અને અતિથિઓની જરૂરી સેવા કરીએ છીએ તે તો તે તે લોકોના હિત અને સંતોષ ખાતર. ભગવાનને તો આવી સેવાની જરૂર નહીં જ હોય, છતાં આપણે પોતાના સંતોષ ખાતર એની સેવા કરીએ તો આપણને એ કરવા દે છે.

કોઈ આપણી ખુશામત કરે અથવા માનપત્ર આપે અને એની અંદર આપણે જાણતા હોઈએ એવી જ વસ્તુઓનો ઉલ્લેખ કરે તો જેમ આપણને સંતોષ થાય છે (જોકે એ સંતોષ ઉચ્ચ કોટિનો ન જ ગણાય) તેવી જ રીતે ભગવાનને પણ સ્તુતિથી સંતોષ થાય છે એમ લોકો અને શાસ્ત્રકારો માને છે. રાજાને જ્યારે પ્રજા કહે છે કે તમે ન્યાયી અને દયાળુ છો, ત્યારે રાજા ન જાણતો હોય એવી વિગતો એને પૂરી પાડવામાં નથી આવતી, પણ પ્રજા એમ બતાવવા માગે છે કે તમે ન્યાયી અને દયાળુ છો એ અમે જોયું છે. અમને એ ગમે છે. એની અમને કદર છે. તમે ન્યાયી છો, એટલા માટે જ અમે રાજનિષ્ઠ છીએ. સ્તુતિ કરનાર ખરું જોતાં

એટલું જ જાહેર કરે છે કે હું નગુણો નથી. મારી પાસેથી કદરદાન વ્યક્તિની પ્રવૃત્તિની જ અપેક્ષા કરો. એવું આશ્વાસન મળવાથી સામી વ્યક્તિ સંતુષ્ટ થાય છે. અને સાથે સાથે પોતાનું કર્તવ્ય શું છે એ પણ ઓળખે છે.

ઈશ્વરની સ્તુતિ કરવામાં આવું જ કંઈક વાતાવરણ હોય છે. ભક્તોએ નક્કી કર્યું છે કે ઈશ્વર સ્તુતિ-પ્રિય છે. માણસ સ્તુતિ-પ્રિય હોય તો તે શોભે નહીં. ઈશ્વરને એનો વાંધો નથી. માણસ પાસે માગ્યા કરીએ તો એ કંટાળે છે, ચિડાય છે. ઈશ્વર પાસે ન માગીએ તો એ નારાજ થાય છે એમ પણ ઈસ્લામી (અને ખ્રિસ્તી પણ) સાધુઓનું માનવું છે. શું કરે ભગવાન! માણસ જેવું ઇચ્છે તેવું રૂપ જ નહીં પણ સ્વભાવ પણ એને ધારણ કરવો પડે છે!

ઈશ્વરની સ્તુતિ કરવાથી આપણને ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન થાય છે, ભાન થાય છે, અને તે ભાન તાજું રહે છે એ સ્તુતિનો પહેલો લાભ છે. જ્ઞાની ભક્તો કહે છે કે એ જ મુખ્ય લાભ છે.

આ બધી મૂર્તિપૂજા, માનસપૂજા, મૂર્તિનું ધ્યાન, ભગવાનની સ્તુતિ, સ્તોત્રો, બધાનો વરસો સુધી અનુભવ લીધા પછી વેદાંતનું થોડુંક અધ્યયન કર્યું. ભગવાન બધે વસે છે તેથી આપણા હૃદયમાં પણ છે એટલી વાત નાનપણથી સાંભળેલી અને માનેલી. છાતીની અંદર એક નાનકડો ગોખલો હશે, તેની અંદર ભગવાનની મૂર્તિ રહેતી હશે, એવો અર્થ બાળપણમાં મેં કરેલો. ત્યાં બેસીને ભગવાન આપણે શું શું કરીએ છીએ એ જોઈ લે છે એટલું જ નહીં, પણ આપણા મનમાં શું શું ચાલે છે એ પણ એ સમજી લે છે, એવો વિશ્વાસ પેદા થયેલો હોવાથી જ્યારે જ્યારે એ વિશ્વાસ જાગ્રત થતો, ત્યારે ત્યારે, મનમાં સારા જ વિચારો આવવા જોઈએ, હાથે અનાર્ય કૃત્ય ન જ થવાં જોઈએ એ જાતની ચીવટ રહેતી.

સ્વામી વિવેકાનંદનાં વેદાંતી લખાણો વાંચ્યા પછી બોધ થયો કે ભગવાન આપણા હૃદયમાં છે એટલું જ નહીં પણ જેને આપણે 'આપણે' કહીએ છીએ ને આપણું આત્મતત્ત્વ અને જગત-ચાલક પરમાત્મતત્ત્વ તત્ત્વતઃ એક જ છે. આપણો અંતરાત્મા એ જ વિશ્વાત્મા છે. અને તેથી આપણી ઊણપોને કારણે અંતરાત્મામાં જે સંકુચિતતા ઊભી થાય છે તે દૂર કરવી એ જ મુખ્ય સાધના છે. ભગવાનની મૃણ્મયી કે મનોમયી મૂર્તિને સુખોપભોગ આપવા એ સાચી પૂજા નથી પણ હૃદયસ્થ જીવતત્ત્વના દોષો બાળી નાખીને એને શિવતત્ત્વનું શુદ્ધ, વ્યાપક, સંપૂર્ણ અને સાર્વભૌમ રૂપ આપવું એ જ સાધના છે, એ જ પૂજા છે. આગળ જતાં ખબર પડી કે આવું રૂપ આપ્યું અપાય નહીં, મૂળથી એ છે જ. એ પ્રગટ કરવું, એનો સાક્ષાત્કાર કરવો અને પોતે તદાકાર થઈ જવું, એ જ ખરી સાધના છે. ભગવાન જેવો છે તેવો dis-cover કરવો—એટલે કે એના ઉપર આવી પડેલું cover દૂર કરવું એ જ મુખ્ય શાધના છે.

સાધનાનું આ સ્વરૂપ જ્યારે સ્પષ્ટ થયું ત્યારે જ મન સાથે નક્કી કર્યું કે પથ્થરમાંથી મૂર્તિ ઘડવી એ એક સાધના ગણાય. અને પથ્થરની અંદર વસેલી

મૂર્તિ ઓળખી કાઢવી અને તેટલો ભાગ રહેવા દઈ, તેના પરનાં અનાવશ્યક પોપચાં ઉતારી કાઢવાં, એ બીજી સાધના છે. આ જ જાતની કવિતા જ્યારે મને વાંચવાને મળી ત્યારે એટલો તો આનંદ થયો! અને હું કહેવા લાગ્યો કે મારી જ કલ્પના આ કવિઓએ અપનાવી છે. મને એ કલ્પના સ્ફુરી તે પહેલાં જ પેલા કવિએ એ કવિતા લખી હોય તોયે શું?

મૂર્તિનિર્માણની આ બે કલ્પનાઓ દ્વારા સાધનાનું સ્વરૂપ ઉત્તમ રીતે વ્યક્ત થાય છે.

અણઘડ જીવનમાંથી સર્વાંગસંપૂર્ણ જીવન ઉપજાવી કાઢવાનું હોય છે અથવા જોઈ લેવાનું હોય છે. એટલે સુધી આવ્યા પછી મારી સાધનાનો ક્રમ આખો ફરી ગયો. પાર્થિવ કે માનસિક દ્રવ્યોનું ધ્યાન છૂટી ગયું અને ગુણોની ઉપાસના શરૂ થઈ. પારસમણિ જેમ લોઢાનું પરિવર્તન કરી એનું સોનું બનાવે છે, એવી જ રીતે લોઢા જેવું જડ જીવન સાધના દ્વારા ઉન્નત કરવું અને સોનાની પેઠે એને તેજરૂપ બનાવી દેવું એ જ ખરી સાધના છે એમ અંદરથી ઊગ્યું.

આમ લાંબે ચાલ્યા પછી એક ભારે ક્રાન્તિકારી પરિવર્તન મારી શ્રદ્ધામાં જ થવા લાગ્યું.

પહેલાં કલ્પના હતી કે પૂર્ણતા એ એક નિશ્ચિત સ્થિતિ છે. એ સ્થિતિએ પહોંચ્યા પછી પરિવર્તન કરવાપણું રહે નહીં. અમુક કોટિએ પહોંચ્યા એટલે ગંગા નાહ્યા. હવે કરવાપણું અથવા થવાપણું બાકી કશું ન હોય. ફક્ત હોવાપણું જ આપણે ભાગે આવી જવાનું, એ કલ્પનાને એકાએક એક શંકાનો ધક્કો પહોંચ્યો. સ્થિર પૂર્ણતા અંતે મૃત પૂર્ણતા તો નહીં હોય? એવી શંકા મનમાં ઉદ્‌ભવી. એ શંકાએ જીવનમાં કેવા કેવા ફેરફારો કર્યા તે હવે પછી જોવાનું છે.

સાધના જો ગતિ હોય તો સિદ્ધિ એ સ્થિતિ હોવી જોઈએ એવો ખ્યાલ વિચારક્ષેત્રમાં એટલો તો દૃઢ હતો કે પૂર્ણત્વ સુધી પહોંચ્યા પછી કેવળ સ્થિરતા જ અનુભવવાની હોય છે એમ લાગ્યા કરતું હતું. અવાજને અંતે જેમ મૌન અથવા નીરવતા સ્થપાય છે તેમ જ પ્રયત્નને અંતે જે શાંતિ સ્થપાય છે તે નિષ્ક્રિય હોવી જોઈએ એમ લાગતું. યાત્રી મુકામે પહોંચ્યા પછી એને માટે ચાલવા-પણું હોય નહીં.

આગળ જતાં મનમાં શંકા ઊઠી કે શાંતિ અને મૃતિમાં પછી ભેદ શો? ધ્વનિને અંતે જે વિરામ આવે છે એ શું કેવળ શિથિલતા જ છે? એક જણે સુખની વ્યાખ્યા કરી છે કે દુઃખ ભોગવી રહ્યા પછી દુઃખનો અંત થવાથી જે આલસ્ય અનુભવાય છે તે જ સુખ—सुखं दुःखान्तम् आलस्यम् । ત્યારે શું પૂર્ણતા એ પણ એક જાતનું આલસ્ય જ છે?

ના. સાધનામાં જે પ્રક્રિયા હોય છે તે કરવી પડે છે. એની પાછળ એક જાતની બાધ્યતા છે. સિદ્ધિ પછી પ્રક્રિયા રહે છે પણ બાધ્યતા નીકળી જાય છે. પ્રક્રિયા પણ કેવળ આનંદ તરીકે, સ્વાત્માનુભવ તરીકે, પરિપૂર્ણતાની સુવાસ તરીકે

તો ચાલવાની જ.

લોઢાનો ગોળો જ્યારે ગરમ કરાય છે ત્યારે એ કાંઈ દોડવા નથી માંડત
છે ત્યાં ને ત્યાં જ રહે છે. પણ એની અંદરના એકેએક પરમાણુ નાચવા મ
છે. પૂર્ણતામાં બાહ્ય દૃષ્ટિએ નિષ્ક્રિયતા ભલે દેખાય, અને આંતરિક દૃષ્ટિએ ક
બંધન ભલે ન રહે, પણ એમાં આત્માનુભૂતિ જાગ્રત, સંસ્ફુરત રહે છે એટલું
નહીં પણ તે વર્ધમાન પણ હોય છે.

જ્યારે આપણે કોઈ ભીંત ચણીએ છીએ ત્યારે એક ઈંટ ઉપર બીજી ઈ
બેસાડી દઈએ છીએ. છેલ્લી ઈંટ બેસે નહીં ત્યાં સુધી એ ભીંત અપૂર્ણ જ હ
છે. અપૂર્ણતા ઓછી કરતાં કરતાં આપણે પૂર્ણતા તરફ જઈએ છીએ. એથી ઊ
જ્યારે કળી ખીલીને ફૂલ થાય છે ત્યારે એમાં પ્રથમ એક પાંદડી બેઠી પછી બી
ઊગી, પછી ત્રીજી આમ કરતાં કરતાં બધી પાંદડી આવી ફૂલ પૂર્ણ થાય છે એમ ન
હોતું. કોઈ પણ ક્ષણે અને કોઈ પણ તબક્કે અપૂર્ણતા હોતી જ નથી. કળી પ
સંપૂર્ણ છે, અધખીલું ફૂલ પણ સંપૂર્ણ છે અને પૂર્ણ વિકસિત ફૂલ પણ સંપૂ
છે. એવી જ રીતે આ વિશ્વમાં બધે પૂર્ણતા જ ભરેલી છે. એ પૂર્ણતાનો જ વિકા
થતો જાય છે. અપૂર્ણતા જાણે ક્યાંય હતી જ નહીં. આ છે સર્વેશ્વરની લીલ
જ્યાં થોભવાપણું છે એવી પૂર્ણતા અને જ્યાં અસ્વસ્થ થવાપણું છે એવી અપૂર્ણ
જ્ઞાની પુરુષના જગતમાં હોવી ન જોઈએ.

જ્યાં સુધી અપૂર્ણતાનું ભાન છે, પૂર્ણતાનો સાક્ષાત્કાર થયો નથી ત્યાં સુ
માણસને માટે સાધના છે. એ સાધના ક્યારે પૂરી થઈ કે થાય છે એ તો કહેવા
નહીં. પણ ધીરે ધીરે સાધના સાધના મટી લીલા થતી જાય છે. પરિશ્રમ ક
અને ઉપભોગ કર્યો એની ખબર જ ન પડે એવું પરિવર્તન થઈ ગયા પ
માણસને એક સમાધાન મળે છે કે હવે આપણે ઉન્નતિના પ્રવાહમાં પડ્યા છીએ
સુરક્ષિત છીએ. હવે ઉતાવળ કે શિથિલતા કોઈને સ્થાન નથી.

સાધનાની આ દશા જો કાચી હોય તો ખતરનાક છે, કેમ કે એમાં ઉતાવ
અને શિથિલતા વારાફરતી આવવાનાં જ. યથાક્રમે પરિપક્વ દશામાં જ્યારે લીલા
ભૂમિકા કેળવાય છે ત્યારે ઓછામાં ઓછા પ્રયત્ને વધુમાં વધુ પ્રગતિ થાય છે
અને છતાં આંતરિક સમાધાનને કારણે એ પ્રગતિનું વધારેપડતું ભાન પ્રસન્નતા
નષ્ટ કરતું નથી.

# ૩૪. સત્યનિષ્ઠામાં મોળાશ

૧

જિંદગીમાં જો કાંઈ ખાસ જાણવા જેવી વસ્તુ હોય, આચરવા અને કેળવવા જેવી હોય તો તે સત્ય છે. માણસ માટે સત્ય સ્વાભાવિક હોય છે. વ્યક્તિગત તેમ જ સામાજિક દોષોને કારણે જ માણસ અસત્ય તરફ ઢળી પડે છે. પછી તો એ રીતસર અસત્ય કેળવે છે અને સત્યની સ્વાભાવિકતા ખોઈ બેસે છે. અસત્ય દૃઢ થયા પછી એ ઓગાળી કાઢવા માટે સત્ય કેળવવું પડે છે. એને માટે અખંડ જાગૃતિ, હિંમત અને નિર્ભયપણું હોવાં જોઈએ. પરિણામ-ભીરુતા છોડી દેવી જોઈએ.

માણસ સહેજ પણ જાગ્રત હોય તો પોતાની સત્યનિષ્ઠા વધે છે કે ઘટે છે એ સહેજે ઓળખી શકે છે.

અસત્યના અનેક પ્રકાર છે. અલ્પ સત્ય, વિકૃત સત્ય, ભ્રમોત્પાદક સત્ય એ એક પ્રકાર થયો. જ્યાં સત્ય કહેવું જોઈએ ત્યાં તે ન કહેતાં મૌન સેવવું અને સામા માણસ ઉપર ખોટી છાપ પાડવી એ બીજા પ્રકારનું અસત્ય છે. અને સામા માણસને છેતરવા માટે સત્યથી વિરુદ્ધ કંઈક જુદું જ કહી દેવું એ હડહડતું અસત્ય ત્રીજા પ્રકારનું છે.

મેં જોયું છે કે ભલભલા પ્રામાણિક લોકો પણ સૂક્ષ્મ રીતે અસત્ય સેવે છે. એમના ઉદ્દેશો સારાનરસા ગમે તેવા હોય પણ સત્યનિષ્ઠામાં જાજ્વલ્ય એવા બહુ થોડા લોકો જોવામાં આવે છે.

સમાજમાં દરેક માણસ કેટલે દરજ્જે સત્યનિષ્ઠ છે એ આપણે વગર કહ્યે તપાસતા રહીએ જ છીએ. સામાજિક જીવન સત્યને આધારે જ ટકી શકે છે. જે માણસ સત્યની ચોરી કરે છે તે તમામ જાતની ચોરી કરે છે એમ જે મનુ ભગવાને કહ્યું છે તે તદ્દન સાચું છે. જેટલા લોકોના પ્રસંગમાં આપણે આવીએ છીએ તે બધા વ્યક્તિશઃ આપણા પ્રત્યે કેટલા અનુકૂળ છે અને કેટલા પ્રતિકૂળ છે એ જેમ આપણે, એની વાણી, એનો અવાજ અને એની આંખ પરથી જોતા જ રહીએ છીએ, તેમ એ માણસ કેટલે દરજ્જે સત્યવાદી છે એનો તાગ કાઢતા રહેવું એ પણ આપણો સ્વભાવ જ હોય છે.

પણ આવી તપાસમાં પુખ્ત ઉંમરના લોકો વખતે મોળા પડી શકે છે. બાળકો મોળાં નથી હોતાં. બાળકોને તો પોતાની શક્તિ પ્રમાણે, આખી દુનિયા સમજી લેવાની હોય છે, દુનિયાને જોઈ જોઈને પોતાની જાતને ઘડવાની હોય છે. બાળક જેટલું જુએ છે તેટલું બધું જ એને માટે દીક્ષા-ગ્રહણ જેવું હોય છે. મોટેરાંઓને અને ખાસ કરીને સગાંવહાલાંઓને જોઈ જોઈને જ તે શીખે છે. તેથી આપણામાં

સત્ય જ રજૂ કરીએ છીએ. એમાંથી એકેયે આપણને આમ કરવાનું કહેલું નથી હોતું. આપણે પોતાની જવાબદારી ઉપર જ તેમ કરીએ છીએ.

બેય જણા જો આપણી આ વૃત્તિ સમજવા જેટલા સમજુ હોય તો એમના મનમાં કૃતજ્ઞતાભાવ પેદા થાય. પણ ઘણી વાર આવું સદ્‌ભાગ્ય સાંપડતું નથી. પરિણામે બન્ને આપણા ઉપર ચિડાય છે કે સાચી વાત તો કહી જ નહીં. દલાલો જ્યારે સોદો પતાવવા ખાતર આમ કરે છે ત્યારે બન્ને બાજુને વાંધો નથી હોતો અને દલાલને દલાલી મળવાની હોય છે. આપણને એટલું પણ સમાધાન નથી હોતું. એટલે વચમાં પડનારને ભાગે ગેરસમજ અને કૃતઘ્નતા જ આવે છે.

કોઈના વિશે વાતો કરતાં, કોઈની બાજુ રજૂ કરતાં કે કોઈના વતી આજીજી કરતાં, મારામાં એટલું બધું હળવાપણું આવી જાય છે કે એની બાજુ સારી દેખાય એ ઈંતેજારીમાં, એની વિરુદ્ધ જાય એવું સત્ય હું સહેજે બોલી શકતો નથી. . . . એ માણસ પોતાનો સ્વાર્થ સાધવા ખાતર સત્યનો જેટલો અપલાપ કરી શકે તેટલો કરવા સુધી જવાની વૃત્તિ મારામાં આવી જાય છે. અને એ સ્વતંત્રપણે સ્વભાવના જ દોષ જેવી બની જાય છે.

કોક કોક વાર કોઈના વિશે આપણે ખાનગી રીતે કાંઈક જાણેલું હોય છે અથવા કોક વિશે આપણા મનમાં જબરદસ્ત શંકા આવેલી હોય છે. એવે વખતે ખાનગી માહિતી કે શંકાનો ઉપયોગ તો કરાય નહીં અને મનમાંથી એ કાઢી પણ નખાય નહીં. એવી સ્થિતિને કારણે આપણે પોતે જ ચોર જેવા થઈ જઈએ છીએ. એ મૂંઝવણ મેં ઘણી અનુભવી છે. અંતે બાપુજી પાસેથી એટલું શીખ્યો છું કે જેને વિશે વહેમ હોય, તેને ખાનગીમાં સાફ કહી દેવું જોઈએ કે "તમારે વિશે મારું મન સાફ નથી; આવી આવી શંકાઓ મનમાં રહે છે. એ મનમાંથી જાય નહીં ત્યાં સુધી હું મૂંઝાયેલો જ રહીશ, માટે, મારે વિશે મનમાં દયા રાખજો. હું લાચાર છું." પણ આવી તક હંમેશાં મળી શકે જ છે એમ નથી. અને એમ કહેવામાં જોખમ નથી એમ પણ નથી. પણ તે ખેડાય.

પોતાની જાત વિશે અને પોતાનાં લાભ-હાનિ વિશે સાવ બેદરકાર હોવા છતાં બીજાનો પ્રશ્ન હોય ત્યારે ઉત્પન્ન થતી આવી પરિણામ-ભીરુતા મને હંમેશાં નડી છે. પરિણામ-ભીરુતાને કારણે માણસનું તેજ ઝાંખું થઈ જાય છે અને એનો સામાજિક દરજ્જો પણ ઊતરી જાય છે. માણસ પોતાના સ્વાર્થની દૃષ્ટિએ પરિણામ-ભીરુ બને અને એને સત્યનો દ્રોહ કરતાં સંકોચ ન હોય ત્યારે એને મૂંઝવણ ઓછી રહે છે. મારી મૂંઝવણ તો જેને મરાઠીમાં विकतचें श्राद्ध કહે છે તેના જેવી થાય છે કે, 'ઊઠ પહાણ, પડ મારા પગ ઉપર'. મારી આ સ્થિતિને કારણે મારી કોઈએ દયા ખાધી હોય એવો એકકે દાખલો મને યાદ નથી. લોકો એ વૃત્તિ સમજે તો ને?

જ્યારે અંતર્મુખ થઈને આ બધી વસ્તુઓનો વિચાર કરું છું ત્યારે મનમાં થાય છે કે આનો ઈલાજ એક જ છે કે જ્યાં આપણે ફાવતા નથી એ ધંધામાં

પડવું જ નહીં. નિવૃત્તિ સૌથી સારી. નિવૃત્તિના ક્ષેત્રમાં પણ કરવા જેવું ઘણુ હોય છે અને એનું મહત્ત્વ ઓછું નથી હોતું. પણ આજના જમાનાનું તત્ત્વજ્ઞાન છે પ્રવૃત્તિપરાયણતા. એનો મેં સ્વીકાર કર્યો છે. અને સ્વભાવ પણ એવો જ ઘડ કાઢયો છે. પરિણામે પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્ને વચ્ચે ઝોલાં ખાઉં છું. ચાહું છુ નિવૃત્તિ, પડું છું પ્રવૃત્તિમાં અને એક્કેનો લાભ મને મળી શકતો નથી. બન્નેન ગેરલાભ ભેગા થઈને પોતાને ભાગે આવે ત્યારે એનાથી ન અકળાવા જેટલું રીઢા-પણું અથવા અનાસક્તિ મેં કેળવી છે એટલો જ નક્કર લાભ છે.

મારી જીવનયાત્રાનો આ તાદૃશ ચિતાર છે. કાંઈક યથાર્થ રીતે ચીતરી શક્યો એનું જ સમાધાન છે:

## ૩૫. આપણો ધ્યાનમંત્ર : સત્યમેવ જયતે !

એવો અનુભવ નથી કે સત્યનો જ સદા વિજય થાય છે. જો થતો હોય તો સત્યને શા માટે કોઈ છોડત?

આથી **सत्यमेव जयते**નો લોકો એવો અર્થ કરે છે કે અંતે સત્યનો જ વિજય થાય છે. પણ કોને અંતે? સૃષ્ટિનો તો અંત છે નહીં. મનુષ્યનો અંત છે. દરેક ઘટનાનો અંત છે. કોઈ મનુષ્યને પોતાની સત્યવાદિતાને કારણે આખી જિંદગી-ભર દુ:ખ, અન્યાય અને પરાજય ભોગવવાં પડે અને પોતાનો અંત આવ્યા પછી લોકો તેની કદર કરે તો એથી એ માણસને શો લાભ થયો? સત્યનો વિજય સમય પર થાય તો જ તે કામનો.

આવી વૃત્તિના લોકોને વિશ્વાસ આપવો કે અંતે સત્યનો જ વિજય છે તે એમની ચીડ વધારવા જેવું છે. એથી વધારે સારું તો સત્યની ફલશ્રુતિ જ બદલી નાંખનારું જૈન વચન છે सच्चं लोगम्मि सारभूयं — આ દુનિયામાં સારરૂપ તો સત્ય છે, બાકી બધું નિ:સાર છે. પ્રેમ સત્યનો હોવો જોઈએ, વિજયનો નહીં, દુન્યવી લાભનો નહીં.

સત્યના પાલનથી આપણું તેજ વધે છે, ચારિત્ર્ય ઉન્નત થાય છે, સત્યથી ધૈર્યની સિદ્ધિ થાય છે. જેની પાસે સત્ય છે, તેની ધીરજ કદી ખૂટતી નથી. અને સત્યને લીધે જે આંતરિક સંતોષ મળે છે તેની બરાબરી કરી શકે એવી કોઈ ચીજ દુનિયામાં છે નહીં.

આ દૃષ્ટિએ વિચારતાં सत्यमेव जयतेનો આપણને નવો અર્થ મળે છે. હૃદય-શક્તિને બાહ્ય સૃષ્ટિ સાથે જેટલો સંબંધ છે, એટલો સત્યનો વિજય બાહ્ય સૃષ્ટિમાં પણ છે. પણ સાચો લાભ આંતરિક સંતોષનો છે. સત્યનો વિજય આંતરિક—subjective—હોય છે અને તે અંતમાં નહીં પણ હંમેશાં, અખંડ, થયા કરે છે.

આત્મપ્રતિષ્ઠા અને આત્મ-તેજ પ્રાપ્ત થાય છે. આ જ પરમ લાભ છે.

સત્યનો વિજય આંતરિક હોય છે એ ભાવ બતાવવા માટે જ ઉપનિષદના ઋષિએ જિ જેવા પરસ્મૈપદી ધાતુને અહીં આત્મનેપદી બનાવ્યો લાગે છે.

## ૩૬. ધર્માંતર

### ૧

શહાપુર-બેલગામમાં કે કારવાર તરફ ભણવાની સગવડ સારી નથી એમ જોઈ પિતાશ્રીએ બાબાને અને અણ્ણાને ભણવા માટે પૂના રાખ્યા હતા. તેઓ વીશીમાં જમતા અને હાઈસ્કૂલમાં ભણતા. ખરચ ઠીક ઠીક થતું અને છતાં પૈસા વખતસર મળતા નથી એની તકરારો પિતાશ્રીને સાંભળવી પડતી. થોડા દિવસ પછી વિષ્ણુ પણ ભણવા માટે પૂના ગયો. આ બધી વ્યવસ્થા સમાધાન-કારક નથી એમ જોઈને પિતાશ્રીએ પૂનામાં એક ઘર ભાડે રખાવ્યું અને તેમાં બાબા, બાબાનાં પત્ની, અણ્ણા, અણ્ણાનાં પત્ની, વિષ્ણુ, કેશુ, ગોંદુ અને હું— અમે બધાં મારી બા સાથે ત્યાં રહેવા લાગ્યાં. પિતાશ્રી એકલા કારવારમાં નોકરીએ રહેતા. બાબાનો દીકરો વાસુ રમતિયાળ બાળક હતો. એને રમાડતાં અમને મઝા પડતી. આવા મોટા કુટુંબમાં રહીને બધાનું ભણતર ચાલતું. ગૃહસ્થાશ્રમી વિદ્યાર્થીઓ કેમ ભણે છે અને કેમ કેળવાય છે એનો ખ્યાલ આજના લોકોને વખતે નહીં આવી શકે.

હું જે પ્રસંગનું વર્ણન અહીં કરવાનો છું તે બન્યો ત્યારે હું બા સાથે પિતાશ્રી જોડે જ હતો. કારવારમાં હતો કે શહાપુરમાં એ બરાબર યાદ નથી.

એક દિવસે પિતાશ્રીને નામે એક તાર આવ્યો કે, “તમારો દીકરો વિષ્ણુ ખ્રિસ્તી થવાનો છે, તરત આવશો તો જ એને બચાવી શકશો.” તે જમાનામાં તારનો વહેવાર બહુ ઓછો હતો. તારના ત્રણ પ્રકાર હતા: અર્જંટ, ઑર્ડિનરી અને ડિફર્ડ. ડિફર્ડ તાર આવે તોયે તારનું પરબીડિયું ફોડતાં પહેલાં લેનારના હાથ-પગ ધ્રૂજે. અન્ય ઘરનાં બધાં, ભય અને ઉત્કંઠાથી, રૂંધાયેલા શ્વાસે સાંભળવા ભેગાં થાય. અર્જંટ તાર આવે તો આખા ગામમાં એક અસાધારણ બિના તરીકે એની વાતો થાય.

વિષ્ણુ ખ્રિસ્તી થવાનો છે એવો તાર વાંચી બધાંના હોશકોશ ઊડી ગયા. મરણના પ્રસંગો મેં બહુ જોયા ન હતા. પણ આક્કાના મરણથી પિતાશ્રી ને આઈ કેટલાં ઘવાયાં હતાં તેનો મને ખ્યાલ હતો. પણ મરણ આગળ કોઈનું કશું ચાલતું નથી એટલે એ ઘા સહન કર્યે જ છૂટકો. પણ ‘ખ્રિસ્તી થવાનો છે’ એ સમાચાર મળતાવેંત ઘરમાં જે ગમગીની ફેલાઈ તે મરણના સમાચાર કરતાં પણ આકરી

હતી. આજે વિચાર કરતાં લાગે છે કે વિષ્ણુ ફાંસીએ જવાનો છે એવા સમાચાર આવત અને ઘરનાં લોકોમાં ગભરામણ છૂટત એના જેવી જ આ ગભરામણ હતી. 'રજા મેળવીને તરત પૂના જવું જોઈએ,' એમ તો નક્કી થયું જ; પણ પિતાશ્રીની સાથે કોણ કોણ જાય એની પણ ચર્ચા ચાલી. દીકરો ન જ માને તો શું કરવું, એના મન ઉપર અસર કરવા માટે એને શું શું કહેવું એ વિશેની જાતજાતની સૂચનાઓ અનેક સગાંવહાલાં કરવા લાગ્યાં.

હું એટલો નાનો હતો કે 'ખ્રિસ્તી થાય છે' એટલે શું એની મને કલ્પના આવી નહીં. આપણે દાઢીવાળા મુસલમાનો જોયા હતા. ઈજાર ટોપી પહેરનારા સાહેબલોકો જોયા હતા. એમાંના કેટલાક ગોરા હતા, કેટલાક કાળા હતા. પણ એ બધા પોતપોતાના ધર્મ સાથે જ જન્મેલા હોતા હશે એવી મારી કલ્પના હતી. મેં આઈને પૂછ્યું, પિતાશ્રીને પૂછ્યું, અનેક લોકોને પૂછ્યું કે 'વિષ્ણુ ખ્રિસ્તી થશે એટલે શું કરશે?' અને મનમાં વિચાર આવતો કે ખ્રિસ્તી થવું આટલું ભયાનક કે ભૂંડું હોય તો શા સારુ વિષ્ણુ ખ્રિસ્તી થતો હશે?'

બધા પાસેથી મને એક જ જવાબ મળ્યો કે, "ખ્રિસ્તી થશે એટલે આપણો મટી જશે. પછી એ શરાબ પીશે, માંસ ખાશે . . . અરે, ગાયનું માંસ પણ ખાશે અને કોઈ મડમ સાથે પરણશે. ગમે તેના હાથનું ગમે તે ખાતાં એને વાંધો નહીં હોય. આપણે માટે તો એ મરી ગયા સમાન જ થશે. એનું મોઢું પણ કેમ જોવાય? હાય રે હાય! આ શું થવા બેઠું છે? ઘરનો દીકરો માબાપની અને બધાંની લાગણી તરછોડીને પરધર્મમાં જવા તૈયાર થાય છે! એને કોણે આટલો બધો ભરમાવ્યો કે ફોસલાવ્યો હશે? એના ઉપર શો જાદુ કર્યો હશે? લોકોનાં બાળકોને આમ વટલાવવાથી અને આડે રસ્તે લઈ જવાથી આ પાદરીઓને શું મળતું હશે? કેમ એમનામાં કશી જ લાગણી નહીં હોય?"

આ જાતના ઉદ્‌ગાર બધા જ લોકોના મોઢામાંથી નીકળતા હતા. બાબા-અણ્ણા ત્યાં છે. તેમણે કેમ કશું કર્યું નથી? તેઓ આટલા બેદરકાર કેમ થયા છે? અણ્ણાને તો હંમેશાં પોતાની જ પડી હોય છે અને બાબા તો પોતાના સહપાઠીઓના ડાયરામાં રમમાણ! એ લોકોને ખબરે નહીં હોય કે વિષ્ણુના મનમાં શું ચાલે છે, એ કોની સાથે ભળે છે અને શું કરે છે.

પિતાશ્રી ધડકતે હૈયે પૂના ગયા અને પાછળ રહેલા અમે બધા, તેઓ શા સમાચાર લઈને પાછા આવે છે એની જ ચિંતામાં અસ્વસ્થ રહ્યા. નાનાં બાળકો કશું સમજે નહીં તોયે ઘરના વાતાવરણનો ચેપ એમને લાગ્યા વગર રહેતો નથી.

પિતાશ્રી પૂના ગયા. અણ્ણા-બાબા ઘરમાં હતા. વિષ્ણુ ક્યાંક ફરવા ગયો હતો. પિતાશ્રીને જોઈને અણ્ણા-બાબાને આશ્ચર્ય થયું. પિતાશ્રીએ એમને તાર બતાવ્યો. બન્ને જણાએ કહ્યું, "અમને તો આની કશી ખબર નથી." વિષ્ણુ ઘેર આવ્યો. એના ચહેરા ઉપર પણ કશું ન હતું. પિતાશ્રીને જોઈને એને પણ આશ્ચર્ય

કાનફૂસી ચાલી. કેટલાક ખડખડાટ હસ્યા, કેટલાક શરમાયા. ગુનેગાર હતા તેમણે પોબારા ગણ્યા. તરત ખુલાસો થયો કે પહેલી એપ્રિલની એ મશ્કરી હતી! વિલાયતમાં અંગ્રેજ લોકો પહેલી એપ્રિલને All Fools' Day કહે છે અને તે દિવસે લોકોને અનેક પ્રકારે બનાવે છે. આવો રિવાજ આપણા દેશમાં છે જ નહીં. હોળીના તહેવારમાં અશ્લીલતા ઘણી વપરાતી. લોકોને પજવવાના અનેક પ્રકારો થતા પણ એમાં છેતરવાની વાત નહીં. પહેલી એપ્રિલને દિવસે લોકોને બનાવવા માટે ગમે તે હદ સુધી જવાય એવી માન્યતા એ લોકોમાં છે એમ લોકો કહેતા હતા.

સંભવ છે કે યુરોપીય લોકોમાં આટલી હદ સુધી જવાનો રિવાજ નહીં હોય. હોળીના તહેવારની અસંસ્કારિતામાં ઊછરેલા લોકોએ જ પહેલી એપ્રિલની એ સ્વદેશી આવૃત્તિ તૈયાર કરી હશે.

ગમે તે હો. પિતાશ્રી પૂનેથી સાવ થાકીને પાછા આવ્યા. છોકરાઓને ભણવા માટે પૂના મોકલ્યા એનો જ એમને પસ્તાવો થયો હતો. બધી વાત સાંભળ્યા પછી મારા મનમાં એટલું જ આવ્યું કે પિતાશ્રી પ્રત્યે આદર નથી રાખતા એવા હલકા ગોઠિયા વિષ્ણુએ શી રીતે ભેગા કર્યા હશે?

એ આખા પ્રસંગની મારા પર જે છાપ પડી તેનું પૃથક્કરણ કરવા જતાં બે ત્રણ વસ્તુઓ તરી આવે છે. ખ્રિસ્તી ધર્મ એ અત્યંત હીન ધર્મ છે, દુરાચાર તરફ માણસને લઈ જાય છે એમ મનમાં વસી ગયું. તે એટલે સુધી કે આગળ જતાં પ્રીવિયસ કે ઇન્ટરની પરીક્ષા પાસ થવાને કારણે મારા મોટા ભાઈઓને 'નવા કરાર'ની કે આખા બાઇબલની જે ચોપડીઓ ભેટ મળી હતી તે ભાઉ અને હું ચીડમાં ને ચીડમાં ફાડી નાખતા. એ ચોપડીઓની બાંધણી એટલી મજબૂત હતી એની પણ અમને ચીડ ચડતી.

બીજી અસર એ થઈ કે ધર્માંતર કરવું એ મોટામાં મોટો કુટુંબદ્રોહ અને સમાજદ્રોહ છે. સારામાં સારી કૌટુંબિક લાગણીઓ અને સમાજનિષ્ઠા બન્નેને તિલાંજલિ આપ્યા વગર માણસ ધર્માંતર કરવા તૈયાર ન જ થઈ શકે. જેટલા ગુના અને પાપ છે એમાં સૌથી મોટો ગુનો અને સૌથી હીન પાપ ધર્માંતર છે. મારામાં જે માતૃભક્તિ અને પિતૃભક્તિ હતાં અને માતાપિતાની કુલદેવ પ્રત્યેની નિષ્ઠાના જે સંસ્કારો મારા પર પડ્યા હતા તે બધાને અજ્ઞાનપણે સાક્ષી રાખી મેં મારા મન સાથે નિશ્ચય કર્યો કે હું કોઈ કાળે વટલાઈશ નહીં, પોતાનો ધર્મ છોડીશ નહીં.

૨

આના પછી મહારાષ્ટ્રનો ઇતિહાસ વાંચતાં શિવાજીના વખત પહેલાં લોકોને જબરદસ્તીથી મુસલમાન કેમ કરવામાં આવતા એનું વર્ણન વાંચ્યું. કારવાર ગયા પછી, ગોવામાં પોર્ટુગીઝ રાજકર્તા તરફથી ધાર્મિક જુલમ કેમ થતો તેનાં વર્ણનો સાંભળ્યાં. અને ધર્માંતર પ્રત્યેની ચીડ ખૂબ જ વધી. શીખ લોકોએ—એમના ગુરુઓએ ધર્માંતર કરવા કરતાં માથું અર્પણ કરવું પસંદ કર્યું એ વસ્તુ ચિત્તને ઘણી ઉત્તેજક જણાઈ. મહારાષ્ટ્રના ઇતિહાસમાં જ્યારે વાંચ્યું કે ઔરંગઝેબે શિવાજીના

દીકરા સંભાજીને પકડીને મુસલમાન થવાનો હુકમ કર્યો અને સંભાજીએ જવાબ વાળ્યો કે, "તારી દીકરી મને આપીશ તો હું મુસલમાન થઈશ," ત્યારે મારું ધર્માભિમાન ઘવાયું.

આગળ જતાં હિંદુ ધર્મનો એક સિદ્ધાંત વાંચ્યો કે દરેકને માટે એનો ધર્મ સારો. ત્યારે એના અર્થના ઊંડાણમાં જવાને બદલે મેં એટલો જ અર્થ કર્યો કે ધર્માંતર કરવાની કશી જરૂર નથી. ધર્મો વિશે કેવી લાગણી રાખવી જોઈએ એ વિશે શુદ્ધ નિર્ણય મળ્યો સ્વામી વિવેકાનંદનાં લખાણોમાંથી કે—બધા જ ધર્મો તત્ત્વત: સારા છે પણ દરેકને તેનો ધર્મ, એના સ્વભાવની ખૂબી પ્રમાણે, મળેલો હોય છે.

આવી ભૂમિકાને કારણે આર્યસમાજીઓની, લોકોને પોતાના ધર્મમાં લેવાની વૃત્તિ મને બહુ ગમી નહીં. જોકે એનો વિરોધ પણ મનમાં ન હતો. જે હિંદુ લોકો જબરદસ્તીથી વટલાયા તેમને અને તેમના વંશજોને પોતાના ધર્મમાં પાછા લેવા વિશે મન હંમેશાં અનુકૂળ રહેતું અને સનાતનીઓ આટલી સીધી વાત કેમ નથી સમજતા એવી અકળામણ પણ મનમાં થતી.

ધર્મધર્મો વચ્ચે ખેંચતાણના વાતાવરણમાં ગીતાનો શ્લોક વાંચ્યો: "स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः।" ધર્માંતર વિશેની સૂગને ગીતામાંથી આવો મજબૂત ટેકો મળે છે એમ માની રાજી થયો. પણ પાછળથી મનમાં શંકા ઊઠી કે ગીતા ગવાઈ અથવા લખાઈ ત્યારે એકલો સનાતન ધર્મ જ હતો. ઈસ્લામ, વિશ્વાસી ધર્મ કે જૈન અને બૌદ્ધ ધર્મ એવા કોઈ ધર્મો હતા જ નહીં. એટલે ત્યાં 'પરધર્મ'નો અર્થ જુદો જ કરવો જોઈએ. બુદ્ધિ એટલી ઠેકાણે આવ્યા પછી એ શ્લોકનો શુદ્ધ અર્થ કરવા માટેનાં ઘણાંયે શાસ્ત્રવચનો જડી આવ્યાં.

આવું જેનું ઘડતર હતું તેને માટે ગાંધીજીનો સર્વ-ધર્મ-સમ-ભાવ સ્વીકારતાં કેટલી મુશ્કેલી પડી હશે અને હૃદયથી સ્વીકાર થતાંવેંત કેટલો સંતોષ થયો હશે એની કલ્પના કોઈ સમભાવી વ્યક્તિ જ કરી શકે.

સર્વ-ધર્મ-સમ-ભાવમાંથી ગાંધીજીએ એક ઉપસિદ્ધાંત તારવી કાઢ્યો કે બધા જ ધર્મો જ્યાં સારા છે ત્યાં ધર્માંતરની કશી જરૂર નથી. એ વસ્તુ સહેજે ગમે એવી હતી. પણ બધા ધર્મોનો સમભાવપૂર્વક ઊંડો અભ્યાસ કર્યા પછી મારા મનમાં એક નવો જ ઉપસિદ્ધાન્ત જાગ્યો કે ધર્માંતર આવશ્યક ભલે ન હોય, સ્વેચ્છાએ કરેલાં ધર્માંતરમાં ઉતાવળ, મોહ અથવા બેવકૂફી ભલે હોય પણ પાપ તો નથી જ, કેમ કે બધા જ ધર્મો સારા છે.

છેવટે ચિંતનમાંથી એ નિર્ણય ઉપર પહોંચ્યો કે કોઈ ધર્મના સ્વીકારમાં દોષ નથી, પણ દોષ છે પોતાનો ધર્મ છોડવામાં. પોતાનો ધર્મ કાયમ રાખી દુનિયાભરના તમામ સદ્‌ધર્મોનો સ્વીકાર કરવામાં દોષ કે પાપ કશું નથી અને આજના જમાનામાં તો બધા ધર્મોનો સ્વીકાર કરવો એ એક અત્યાવશ્યક યુગ-કર્તવ્ય જ છે.

સાઠ વરસની એક જિંદગીમાં આ કેવડું મોટું પરિવર્તન!

કાનફૂસી ચાલી. કેટલાક ખડખડાટ હસ્યા, કેટલાક શરમાયા. ગુનેગાર હતા તેમણે પોબારા ગણ્યા. તરત ખુલાસો થયો કે પહેલી એપ્રિલની એ મશ્કરી હતી! વિલાયતમાં અંગ્રેજ લોકો પહેલી એપ્રિલને All Fools' Day કહે છે અને તે દિવસે લોકોને અનેક પ્રકારે બનાવે છે. આવો રિવાજ આપણા દેશમાં છે જ નહીં. હોળીના તહેવારમાં અશ્લીલતા ઘણી વપરાતી. લોકોને પજવવાના અનેક પ્રકારો થતા પણ એમાં છેતરવાની વાત નહીં. પહેલી એપ્રિલને દિવસે લોકોને બનાવવા માટે ગમે તે હદ સુધી જવાય એવી માન્યતા એ લોકોમાં છે એમ લોકો કહેતા હતા.

સંભવ છે કે યુરોપીય લોકોમાં આટલી હદ સુધી જવાનો રિવાજ નહીં હોય. હોળીના તહેવારની અસંસ્કારિતામાં ઊછરેલા લોકોએ જ પહેલી એપ્રિલની એ સ્વદેશી આવૃત્તિ તૈયાર કરી હશે.

ગમે તે હો. પિતાશ્રી પૂનેથી સાવ થાકીને પાછા આવ્યા. છોકરાઓને ભણવા માટે પૂના મોકલ્યા એનો જ એમને પસ્તાવો થયો હતો. બધી વાત સાંભળ્યા પછી મારા મનમાં એટલું જ આવ્યું કે પિતાશ્રી પ્રત્યે આદર નથી રાખતા એવા હલકા ગોઠિયા વિષ્ણુએ શી રીતે ભેગા કર્યા હશે?

એ આખા પ્રસંગની મારા પર જે છાપ પડી તેનું પૃથક્કરણ કરવા જતાં બે ત્રણ વસ્તુઓ તરી આવે છે. ખ્રિસ્તી ધર્મ એ અત્યંત હીન ધર્મ છે, દુરાચાર તરફ માણસને લઈ જાય છે એમ મનમાં વસી ગયું. તે એટલે સુધી કે આગળ જતાં પ્રીવિયસ કે ઇન્ટરની પરીક્ષા પાસ થવાને કારણે મારા મોટા ભાઈઓને 'નવા કરાર'ની કે આખા બાઇબલની જે ચોપડીઓ ભેટ મળી હતી તે ભાઉ અને હું ચીડમાં ને ચીડમાં ફાડી નાખતા. એ ચોપડીઓની બાંધણી એટલી મજબૂત હતી એની પણ અમને ચીડ ચડતી.

બીજી અસર એ થઈ કે ધર્માંતર કરવું એ મોટામાં મોટો કુટુંબદ્રોહ અને સમાજદ્રોહ છે. સારામાં સારી કૌટુંબિક લાગણીઓ અને સમાજનિષ્ઠા બન્નેને તિલાંજલિ આપ્યા વગર માણસ ધર્માંતર કરવા તૈયાર ન જ થઈ શકે. જેટલા ગુના અને પાપ છે એમાં સૌથી મોટો ગુનો અને સૌથી હીન પાપ ધર્માંતર છે. મારામાં જે માતૃભક્તિ અને પિતૃભક્તિ હતાં અને માતાપિતાની કુલદેવ પ્રત્યેની નિષ્ઠાના જે સંસ્કારો મારા પર પડ્યા હતા તે બધાને અજ્ઞાનપણે સાક્ષી રાખી મેં મારા મન સાથે નિશ્ચય કર્યો કે હું કોઈ કાળે વટલાઈશ નહીં, પોતાનો ધર્મ છોડીશ નહીં.

૨

આના પછી મહારાષ્ટ્રનો ઇતિહાસ વાંચતાં શિવાજીના વખત પહેલાં લોકોને જબરદસ્તીથી મુસલમાન કેમ કરવામાં આવતા એનું વર્ણન વાંચ્યું. કારવાર ગયા પછી, ગોવામાં પોર્ટુગીઝ રાજકર્તા તરફથી ધાર્મિક જુલમ કેમ થતો તેનાં વર્ણનો સાંભળ્યાં. અને ધર્માંતર પ્રત્યેની ચીડ ખૂબ જ વધી. શીખ લોકોએ—એમના ગુરુઓએ ધર્માંતર કરવા કરતાં માથું અર્પણ કરવું પસંદ કર્યું એ વસ્તુ ચિત્તને ઘણી ઉત્તેજક જણાઈ. મહારાષ્ટ્રના ઇતિહાસમાં જ્યારે વાંચ્યું કે ઔરંગઝેબે શિવાજીના

# જીવનભર ઈશ્વરકૃપા

[ કેટલાક આધ્યાત્મિક અનુભવો—બાલ્યકાળ અને પ્રૌઢાવસ્થાના ]

# જીવનસભર ઈશ્વરકૃપા

[ કેટલાક આધ્યાત્મિક અનુભવો—બાલ્યકાળ અને પ્રૌઢાવસ્થાના ]

# ૧. આધ્યાત્મિક અનુભવો

જેમ યાદ આવે તેમ મારા કેટલાક આધ્યાત્મિક અનુભવો લખી કાઢવાનું નક્કી કર્યું છે. સામાન્ય લોકો 'અધ્યાત્મ' શબ્દના ગમે તેવા અર્થ કરે છે. જેનું કારણ જડે નહીં, જે અત્યંત ગૂઢ છે, એવા આશ્ચર્યકારક અનુભવોને લોકો 'આધ્યાત્મિક અનુભવો' કહે છે — અથવા કહી છૂટે છે. સામાન્ય અનુભવથી પર, જે કાંઈ વિચિત્ર હોય, ચમત્કારિક હોય, ગૂઢ હોય, તે બધું આધ્યાત્મિક, એવો અર્થ કરાય છે!

બીજી બાજુ, જીવનના ભાગલા પાડી, (૧) શરીર, (૨) એની ઈન્દ્રિયો, (૩) એમાં કામ કરતી પ્રાણશક્તિ, (૪) એને સમજનાર મન, (૫) એનું ચિંતન કરનાર બુદ્ધિ, અને સામાન્ય ભાવનાઓ, આટલા પંચકની બહાર જે છે, તે છે આત્માનું ક્ષેત્ર: એવું નક્કી કરી, સામાન્ય નીતિથી પણ પર, એવી અદ્‌ભુત શક્તિ જેમાં કામ કરે છે એવા અનુભવો તે આધ્યાત્મિક અનુભવો — એવો ભેદ કરી, અસામાન્ય, લોકોત્તર અનુભવો જેને ગણી શકાય, એવાને જ આધ્યાત્મિક અનુભવો કહેવા લોકો તૈયાર થાય છે.

મારે આવા સૂક્ષ્મ ભેદોમાં ઊતરવું નથી. સામાન્યપણે, તમામ જીવનના જડ અને ચેતન એવા સ્થૂળ ભેદ કરી, મનુષ્યમાં રહેલી ચૈતન્યશક્તિને જાગ્રત કરનારા બધા જ અનુભવોને હું આધ્યાત્મિક અનુભવો કહું છું. એમાં 'સાધારણ' અને 'અસાધારણ' એવો ભેદ કરવાપણું હોય નહીં. અને છતાં —

માણસમાત્રને ડગલે ને પગલે જે અનુભવો થાય છે એની પાછળ પણ આત્મ-શક્તિ કામ કરે જ છે, એવી, ભલે સાચી, દલીલ કરીને, તમામ અનુભવોનો સંગ્રહ પણ હું ન કરું. જીવનની આટલાં વરસની સાધનાને અંતે પણ જે અનુભવો આજે નોંધવા જેવા લાગ્યા અને જેની દ્વારા આધ્યાત્મિક વિકાસનો પ્રારંભ તેમ જ ક્રમ બતાવી શકાય, એવા વિશિષ્ટ ( significant ), ધ્યાનમાં લેવા લાયક, નોંધપાત્ર અનુભવો જ કહેતો જઈશ. એવા અનુભવો પણ, — નમૂનાના એક-બે, અથવા બે-ચાર અનુભવો આપ્યા પછી — એ જ જાતના વધારે અનુભવો ભેગા કરવાનો અહીં વિચાર નથી.

નાનપણના અનુભવોમાં, જેને આધ્યાત્મિક કહી શકાય એવો અનુભવ ક્યાંથી જ હોય? પણ આત્માની હસ્તી અને જાગૃતિ છેક નાનપણથી હોય જ છે. એનો વિકાસ ભલે પાછળથી, બુદ્ધિ અને લાગણીની મદદથી થતો જાય, પણ જે વસ્તુ અતીન્દ્રીય કહી શકાય, એને જાગ્રત કરનારો અનુભવ તે આધ્યાત્મિક અનુભવ છે, એવી વ્યાપક વ્યાખ્યા કરી પ્રારંભ કરવામાં હું લાભ જોઉં છું. કેમ કે આત્મતત્ત્વને પ્રથમથી ઓળખવાની પ્રેરણા વાચકોને આ અનુભવોમાંથી મળવી જોઈએ.

# ૧. આધ્યાત્મિક અનુભવો

જેમ યાદ આવે તેમ મારા કેટલાક આધ્યાત્મિક અનુભવો લખી કાઢવાનું નક્કી કર્યું છે. સામાન્ય લોકો 'અધ્યાત્મ' શબ્દના ગમે તેવા અર્થ કરે છે. જેનું કારણ જડે નહીં, જે અત્યંત ગૂઢ છે, એવા આશ્ચર્યકારક અનુભવોને લોકો 'આધ્યાત્મિક અનુભવો' કહે છે — અથવા કહી છૂટે છે. સામાન્ય અનુભવથી પર, જે કાંઈ વિચિત્ર હોય, ચમત્કારિક હોય, ગૂઢ હોય, તે બધું આધ્યાત્મિક, એવો અર્થ કરાય છે!

બીજી બાજુ, જીવનના ભાગલા પાડી, (૧) શરીર, (૨) એની ઇન્દ્રિયો, (૩) એમાં કામ કરતી પ્રાણશક્તિ, (૪) એને સમજનાર મન, (૫) એનું ચિંતન કરનાર બુદ્ધિ, અને સામાન્ય ભાવનાઓ, આટલા પંચકની બહાર જે છે, તે છે આત્માનું ક્ષેત્ર: એવું નક્કી કરી, સામાન્ય નીતિથી પણ પર, એવી અદ્‌ભુત શક્તિ જેમાં કામ કરે છે એવા અનુભવો તે આધ્યાત્મિક અનુભવો — એવો ભેદ કરી, અસામાન્ય, લોકોત્તર અનુભવો જેને ગણી શકાય, એવાને જ આધ્યાત્મિક અનુભવો કહેવા લોકો તૈયાર થાય છે.

મારે આવા સૂક્ષ્મ ભેદોમાં ઊતરવું નથી. સામાન્યપણે, તમામ જીવનના જડ અને ચેતન એવા સ્થૂળ ભેદ કરી, મનુષ્યમાં રહેલી ચૈતન્યશક્તિને જાગ્રત કરનારા બધા જ અનુભવોને હું આધ્યાત્મિક અનુભવો કહું છું. એમાં 'સાધારણ' અને 'અસાધારણ' એવો ભેદ કરવાપણું હોય નહીં. અને છતાં —

માણસમાત્રને ડગલે ને પગલે જે અનુભવો થાય છે એની પાછળ પણ આત્મ-શક્તિ કામ કરે જ છે, એવી, ભલે સાચી, દલીલ કરીને, તમામ અનુભવોનો સંગ્રહ પણ હું ન કરું. જીવનની આટલાં વરસની સાધનાને અંતે પણ જે અનુભવો આજે નોંધવા જેવા લાગ્યા અને જેની દ્વારા આધ્યાત્મિક વિકાસનો પ્રારંભ તેમ જ ક્રમ બતાવી શકાય, એવા વિશિષ્ટ ( significant ), ધ્યાનમાં લેવા લાયક, નોંધપાત્ર અનુભવો જ કહેતો જઈશ. એવા અનુભવો પણ, — નમૂનાના એક-બે, અથવા બે-ચાર અનુભવો આપ્યા પછી — એ જ જાતના વધારે અનુભવો ભેગા કરવાનો અહીં વિચાર નથી.

નાનપણના અનુભવોમાં, જેને આધ્યાત્મિક કહી શકાય એવો અનુભવ ક્યાંથી જ હોય? પણ આત્માની હસ્તી અને જાગૃતિ છેક નાનપણથી હોય જ છે. એનો વિકાસ ભલે પાછળથી, બુદ્ધિ અને લાગણીની મદદથી થતો જાય, પણ જે વસ્તુ અતીન્દ્રીય કહી શકાય, એને જાગ્રત કરનારો અનુભવ તે આધ્યાત્મિક અનુભવ છે, એવી વ્યાપક વ્યાખ્યા કરી પ્રારંભ કરવામાં હું લાભ જોઉં છું. કેમ કે આત્મતત્ત્વને પ્રથમથી ઓળખવાની પ્રેરણા વાચકોને આ અનુભવોમાંથી મળવી જોઈએ.

આ અનુભવો સામાન્ય લેખોની પેઠે પ્રકાશિત કરવાનો સંકલ્પ નથી, જે થોડા લોકોના હાથમાં આ લખાણ જાય અને એ વાંચવા જેટલી શ્રદ્ધા એમનામાં જાગે અને એમને આમાં થોડો રસ પડે, તો તેટલેથી મને સંતોષ થશે. એમને જો આધ્યાત્મિક વિકાસક્રમનો ખ્યાલ આવે તો તે એક વધારાનો લાભ ગણું.

'સ્મરણયાત્રા' લખતી વખતે એની પાછળનો ઉદ્દેશ મેં સ્પષ્ટ કર્યો હતો. મારા બાળપણની વાતો વાંચી કે સાંભળી, વાચકને પોતાનું નાનપણ યાદ આવે અને એ એ માણતાં શીખે — એટલો જ એની પાછળ ઉદ્દેશ છે, એમ ત્યાં નોંધેલું છે.

અહીં પણ માણસ યદૃચ્છાએ થયેલા પોતાના અનુભવો યાદ કરે અને એમનું પૃથક્કરણ કરી, એમાંનું આત્મિક-આધ્યાત્મિક તત્ત્વ પકડી લે તો આ લખાણોનો હેતુ સર્યો, એમ હું માનીશ. આગળ જતાં પોતાની સાધના ચલાવવામાં અને આધ્યાત્મિક ક્ષેત્રના નવા નવા અનુભવો ખેડવામાં એને મદદ મળે, તો વિશેષ લાભ કહેવાય.

કવિ રવીન્દ્રનાથે વાતચીતમાં એક સાચી વાત કહી હતી, "દરેક માણસ માટે, એનું પોતાનું આધ્યાત્મિક જીવન એ અણખેડેલો, અદ્વિતીય, અનન્ય સાગર છે." એમાં દુનિયાનો અનુભવ અમુક હદ સુધી જ કામ આવે. અરે, આધ્યાત્મિક ગુરુની શિખામણ પણ અમુક પગથિયાં સુધી જ મદદ કરી થોભી જાય છે. પછી — માણસ છે, અને એની અધ્યાત્મસાધના છે. પોતે પ્રયત્ન કરતો જાય અને પોતે જ ચકિત થાય. પતિપત્નીના સહયોગ કરતાં પણ આ એક અતિગૂઢ અને અદ્ભુત અનુભવ હોય છે. માણસ પોતે મેળવે, પોતે જ માણે અને 'બીજાને કેમ સમજાવી શકું? એ તો અશક્ય છે' એવા નિર્ણય ઉપર આવી, ઉપનિષદના ઋષિની પેઠે, 'હા-ઉ,' 'હા . . . ઉ' જેવા અર્થ વગરના ઉદ્ગારો કાઢતો જાય, એવી સ્થિતિ થવાની. (આ બધા રવિબાબુના શબ્દો નથી. એમણે કહેલું કે ઉત્કટ આધ્યાત્મિક સાધના અને એના અનુભવ અણખેડેલા સમુદ્ર – uncharted sea – જેવા-છે.)

મારે કહેવું જોઈએ કે ઉત્કટ આધ્યાત્મિક અનુભવો વ્યક્ત કરવા ગમે તેટલા કઠણ હોય અને ઉત્તમમાં ઉત્તમ ખેડેલી ભાષા પણ ભલે અધૂરી નીવડતી હોય, પણ સાચું અધ્યાત્મ તત્ત્વ સાર્વભૌમ છે. જેને જડ સૃષ્ટિ કહીએ છીએ એમાં પણ એ મોજૂદ છે, અને જેમને આપણે પહોંચેલ, અનુભવી, આધ્યાત્મિક પુરુષ, સંત, મહંત, યોગી, મહાયોગી કે અવતારી પુરુષ કહીએ છીએ, અને જેમને આપણે ભગવાનથી અભિન્ન કહીએ છીએ, એ બધામાં એ આત્મતત્ત્વ અખંડ સતત વિરાજમાન છે. તેથી યથાકાળે, યોગ્ય સાધનાને અંતે, (અથવા બીજી ભાષા વાપરવી હોય તો ભગવત્-કૃપાથી) એકનો અનુભવ બીજાને થવાનો જ છે. અથવા એમ કહી શકાય કે આપણી ઉત્પત્તિ અને હસ્તી જન્મપરંપરાને અંતે, જીવનસાધના મારફતે, એ સર્વોચ્ચ અનુભવ મેળવવા માટે અને ધન્ય થવા માટે જ છે. જે એકને મળ્યું તે બધાને મળવાનું છે જ. સાચો ઉદય સર્વોદય જ હોઈ શકે. સાચી

મુક્તિ સર્વ મુક્તિ થઈને જ પરિતૃપ્ત થવાની છે. આવો અનુભવ જીવમાત્રનો જન્મસિદ્ધ અધિકાર છે.

આ વિશ્વાસે જ, જાણ્યે-અજાણ્યે આપણે જીવન જીવતા આવ્યા. હવે જાણપૂર્વક, એ વિશ્વાસે જ જીવનસાધના ચલાવવાના. તથાસ્તુ.

## ૨. મૂર્તિમાં દેખાતા જીવતા ભગવાન

છેક નાનપણમાં અધ્યાત્મનો ખ્યાલ ક્યાંથી જ હોય? ભગવાનની વાતો સાંભળેલી—ભગવાન સર્વત્ર છે, બધું જુએ છે, જાણે છે, લોકો સારી રીતે ચાલે એ ભગવાનને પસંદ છે, ખરાબ લોકોને ભગવાન સજા કરે છે વગેરે વગેરે વાતો સાંભળેલી. અને એ કેટલી સારી છે, એવા વિચારે મનમાં સંતોષ વ્યાપેલો—એટલું જ બાળપણનું અધ્યાત્મ.

એક દિવસે મા સાથે મંદિરે ગયો હતો. જોયું કે મા ભગવાન આગળ ઊભી રહીને ગંભીરપણે કંઈક બોલે છે—"देवा, मायबापा, બધાંનું ભલું કરજે, બધાંને સદ્‌બુદ્ધિ દેજે. અમે જે કાંઈ સારું સારું ભોગવીએ છીએ એ તારી જ કૃપા છે, એ બધું યાદ કરીને તારે દર્શને આવીએ છીએ, અમારું ભલું કરજે." મેં જોયું કે મા પોતાનાં આંગળાં બંને ગાલ ઉપર લગાડી જાણે ભગવાનની ક્ષમા માગતી હોય એવી રીતે માથું નમાવી નમસ્કાર કરતી હતી.

કોક વખતે, હું સાથે છું એ યાદ આવવાથી મારે માટે પણ મા પ્રાર્થના કરતી—"ભગવાન! આ દત્તુને સારી બુદ્ધિ આપજે. નિશાળે જવા લાયક થાય ત્યારે એ સારી રીતે ભણે એમ કરજે. ભગવાન આનું ભલું કરજે." કેટલી સાદી પ્રાર્થના! હૈયામાંથી ઊપજેલી! ભગવાન ઉપર એ પ્રાર્થનાની શી અસર થતી, ભગવાન જાણે; પણ મારે માટે કરેલી ભગવાન આગળની પ્રાર્થના મને ગમતી અને હું મનમાં કહેતો : "હું જરૂર ડાહ્યો થઈશ."

આટલી ભક્તિથી મા જે ભગવાનની પ્રાર્થના કરે છે, એ ભગવાનનું હું એકીટસે દર્શન કરતો. ધીરે ધીરે જાણે ભગવાનની એ મૂર્તિ જીવતી થઈ જતી. ભગવાનની એ આંખો મને જુએ છે અને, અમારા શાળામાસ્તર જેમ કોક વાર અમારી તરફ સદ્‌ભાવથી જોતા હતા, તેમ ભગવાન પણ મારી તરફ પ્રેમથી જુએ છે, એમ મને લાગતું. તે ક્ષણે મનને કેટલું સારું લાગતું! મને થતું કે મૂર્તિ ખરેખર જીવતી થઈ છે અને હેતુપૂર્વક મને જુએ છે.

એટલું સારું લાગતું, એટલું તો સારું લાગતું કે ખુશ ખુશ થઈને ઘેર આવતો અને પછી આખી સાંજ, કોણ જાણે કેમ, મન જાણે વગર કારણે પ્રસન્ન રહેતું.

હવે, સાંજે મા સાથે મંદિરે જવાનું મને ગમતું. માની ભક્તિનાં રોજ દર્શન

થવાથી, મારામાં પણ ભક્તિનો ઉદય થવા લાગ્યો. રોજ મંદિરમાં ભગવાન આગળ, પોતાના ગાલ ઉપર મા પશ્ચાત્તાપના હળવા તમાચા મારે છે, એ દૃશ્ય પણ મારા પર ઊંડી અસર કરતું હતું.

"ભગવાન આગળ આપણે બધાં બાળક જેવાં છીએ. કોણ જાણે કેટલા ગુના આપણે હાથે રોજ થતા હશે. કોણ જાણે આપણે કેટલાં પાપો કરતા હઈશું.

"ભગવાન આગળ નમ્ર થઈને ક્ષમા માગવી, એ જ આપણું કામ. ભગવાન જરૂર ક્ષમા કરશે." એ જાતની વાતો મા કોક વાર, જાણે પોતા આગળ જ કરતી હતી. મને એ બધું સાંભળવાને મળતું. આમ હું પણ એ ભાવનામાં, મારી બાળશક્તિ જેટલો ભળી જતો હતો.

આ મારી નાનપણની પહેલવહેલી આધ્યાત્મિક ભાવના. મૂર્તિની આંખો મારા તરફ જુએ છે, એમાં પ્રસન્નતા છે, વાત્સલ્ય છે, એમ મને લાગતું. અને તે જ કારણે મને ધન્ય ધન્ય થતું.

આગળ જતાં દાદીમા પાસેથી, એની ભોળી ભાષામાં ભગવાન વિશે થોડું સાંભળવા મળતું. ઘરમાં બધાંનાં મનમાં દાદી વિશે ખાસ આદર દેખાતો ન હતો. ઘરમાં એ છે, એટલું જ.

દાદીમા વિશે મારા મનમાં પણ એ આદર ન હતો, જે મા વિશે અને પિતાજી વિશે હતો. છતાં દાદીમાને મોઢે સાંભળેલી વાતો પરથી જ ભગવાન વિશે અને એના સ્વભાવ વિશે હું કલ્પના બાંધી શકતો હતો. જે ચિત્ર દાદીમાએ ઉપજાવેલું એ શાસ્ત્રશુદ્ધ ભલે ન હોય પણ મારે માટે એ જ સાચું હતું. હું તો દાદીમાના ભગવાનને જ સાચા ભગવાન માનતો. અને મંદિરની મૂર્તિની આંખોમાં એ જ ભગવાનને જોવાનો પ્રયત્ન કરતો.

આ હતી મારા અધ્યાત્મજીવનની પ્રારંભિક અવસ્થા.

મારા પિતાશ્રી એકમાર્ગી. સવારે ઊઠીને રોજનું કામ કરે. નવ-દસ વાગ્યાની આસપાસ નાહીને પૂજામાં બેસે. પૂજાને અંતે જમીને કચેરીએ જાય. સાંજ સુધી સરકારી કામ કરી ઘેર આવે, અમ બાળકોને બોલાવી અમારી વાતો પૂછે. ઘરના લોકો સાથે દિવસની વાતો કરી, મળવા આવેલા લોકોની વાતો સાંભળી, રાત્રે વહેલા જમીને જલદી સૂઈ જાય. પરિણામે સવારે વહેલા ઊઠી, ઠીક ઠીક વખત સુધી ભગવાનનું નામ લઈને નવો દિવસ શરૂ કરે.

એમના મનમાં ભગવાન પ્રત્યે ભક્તિ-નિષ્ઠા ઊંડી, પણ એમનું આખું જીવન ભક્તિમય હતું એમ કોઈને લાગે નહીં. સવારે જમતાં પહેલાં નાહીને પૂજામાં બેસે ત્યારે એ પૂજાની ઉત્કટતા જોઈને જ એમની ભક્તિનું અનુમાન કરી શકાય.

થવાથી, મારામાં પણ ભક્તિનો ઉદય થવા લાગ્યો. રોજ મંદિરમાં ભગવાન આગળ, પોતાના ગાલ ઉપર મા પશ્ચાત્તાપના હળવા તમાચા મારે છે, એ દૃશ્ય પણ મારા પર ઊંડી અસર કરતું હતું.

"ભગવાન આગળ આપણે બધાં બાળક જેવાં છીએ. કોણ જાણે કેટલા ગુના આપણે હાથે રોજ થતા હશે. કોણ જાણે આપણે કેટલાં પાપો કરતા હઈશું.

"ભગવાન આગળ નમ્ર થઈને ક્ષમા માગવી, એ જ આપણું કામ. ભગવાન જરૂર ક્ષમા કરશે." એ જાતની વાતો મા કોક વાર, જાણે પોતા આગળ જ કરતી હતી. મને એ બધું સાંભળવાને મળતું. આમ હું પણ એ ભાવનામાં, મારી બાળશક્તિ જેટલો ભળી જતો હતો.

આ મારી નાનપણની પહેલવહેલી આધ્યાત્મિક ભાવના. મૂર્તિની આંખો મારા તરફ જુએ છે, એમાં પ્રસન્નતા છે, વાત્સલ્ય છે, એમ મને લાગતું. અને તે જ કારણે મને ધન્ય ધન્ય થતું.

આગળ જતાં દાદીમા પાસેથી, એની ભોળી ભાષામાં ભગવાન વિશે થોડું સાંભળવા મળતું. ઘરમાં બધાંનાં મનમાં દાદી વિશે ખાસ આદર દેખાતો ન હતો. ઘરમાં એ છે, એટલું જ.

દાદીમા વિશે મારા મનમાં પણ એ આદર ન હતો, જે મા વિશે અને પિતાજી વિશે હતો. છતાં દાદીમાને મોઢે સાંભળેલી વાતો પરથી જ ભગવાન વિશે અને એના સ્વભાવ વિશે હું કલ્પના બાંધી શકતો હતો. જે ચિત્ર દાદીમાએ ઉપજાવેલું એ શાસ્ત્રશુદ્ધ ભલે ન હોય પણ મારે માટે એ જ સાચું હતું. હું તો દાદીમાના ભગવાનને જ સાચા ભગવાન માનતો. અને મંદિરની મૂર્તિની આંખોમાં એ જ ભગવાનને જોવાનો પ્રયત્ન કરતો.

આ હતી મારા અધ્યાત્મજીવનની પ્રારંભિક અવસ્થા.

મારા પિતાશ્રી એકમાર્ગી. સવારે ઊઠીને રોજનું કામ કરે. નવ-દસ વાગ્યાની આસપાસ નાહીને પૂજામાં બેસે. પૂજાને અંતે જમીને કચેરીએ જાય. સાંજ સુધી સરકારી કામ કરી ઘેર આવે, અમ બાળકોને બોલાવી અમારી વાતો પૂછે. ઘરના લોકો સાથે દિવસની વાતો કરી, મળવા આવેલા લોકોની વાતો સાંભળી, રાત્રે વહેલા જમીને જલદી સૂઈ જાય. પરિણામે સવારે વહેલા ઊઠી, ઠીક ઠીક વખત સુધી ભગવાનનું નામ લઈને નવો દિવસ શરૂ કરે.

એમના મનમાં ભગવાન પ્રત્યે ભક્તિ-નિષ્ઠા ઊંડી, પણ એમનું આખું જીવન ભક્તિમય હતું એમ કોઈને લાગે નહીં. સવારે જમતાં પહેલાં નાહીને પૂજામાં બેસે ત્યારે એ પૂજાની ઉત્કટતા જોઈને જ એમની ભક્તિનું અનુમાન કરી શકાય.

# ૩. નાળિયેરની આંખોમાં શિવજી

જીવનમાં નાનોમોટો કઠણ પ્રસંગ આવે ત્યારે એની થોડીઘણી ચર્ચા કર્યા પછી પિતાજી અચૂક કહેવાના, "આપણા કુળદેવ મંગેશ મહારુદ્ર સમર્થ છે. એ તો આપણું ભલું જ કરવાના. ભગવાન રાજી થાય એટલું જ જોવાનું આપણું કામ." આથી વધારે ભગવાન વિશે તેઓ બોલતા પણ નહીં.

હું નાનો હતો – જનોઈનો વિચાર કરવાની પણ એ ઉંમર ન હતી – ત્યારે નાહીને, નાગો નાગો, પિતાજીની પડખે જઈને બેસતો અને તેઓ પૂજા કેમ કરે છે એ નિષ્ઠાથી વિગતવાર જોતો. દેવઘરમાં એક મોટા આસન ઉપર પૂજાની અનેક મૂર્તિઓ ગોઠવેલી રહેતી. બિલકુલ વચમાં, શિવજીની મૂર્તિ તરીકે, એક નાળિયેર એના ખાસ આસન પર રાખેલું. નાળિયેરની બે આંખો, નીચે મોઢું અને બે વચ્ચે અણીદાર મૂછ – એ જ જાણે શિવજીનું માથું.

એ નાળિયેરની બે બાજુએ લીંબુ જેવા આકારનાં પથ્થરનાં શિવજીનાં બે બાણ. (બાણ એટલે ધનુષ્ય-બાણ નહીં, પણ નર્મદા નદીના પ્રવાહમાંથી આણેલો, ઈંડાના આકારનો ગોળમટોળ પથરો. એ પથરાને જ શિવજીનું બાણ અથવા શિવજીની મૂર્તિ કહેવાનો રિવાજ હતો.) ઉપરાંત દેવદેવીઓની મૂર્તિઓ : નાનકડી ત્રાંબાની વાડકીમાં એક નાનકડું બાણ, શાળિગ્રામ, સૂરજ માટે એક સ્ફટિકનો મણિ, ગણપતિનો લાલ પથરો, અને જેને 'સોનામુખી' કહેતા હતા એવો – ધાતુનો એક નાનકડો કકડો દેવીને ઠેકાણે. આમ પંચાયતન પૂજા માટે એ વાડકી ઘણી ઉપયોગી હતી.

પિતાજી પૂજા માટે બેસે એટલે આગલા દિવસનાં ફૂલ અને પાંદડાં, મૂર્તિઓ ઉપરથી ઉતારી કોરે મૂકતા. પછી બધી મૂર્તિઓને મોટા તરભાણામાં મૂકી એમને સ્નાન કરાવવાનું. સાથે સાથે, એ પ્રસંગને છાજે એવા મંત્રો પણ બોલવાના.

મૂર્તિઓને રીતસર નવડાવ્યા પછી (ખરી રીતે પૂજાના સ્નાનવિધિમાં 'નવડાવવું' એ શબ્દ ન વપરાય), મૂર્તિઓનો અભિષેક થયા પછી, પવિત્ર કપડા વતી એ મૂર્તિઓને કોરી કરી પોતપોતાને ઠેકાણે મૂકવાની. પછી એમને ચંદન, અક્ષત, પુષ્પ વગેરે અર્પણ કરવાનાં. બિલ્વવૃક્ષનાં ત્રણ ત્રણ પત્તાં શિવજીને આપવાનાં. તુલસીનાં પાંદડાં ભગવાન વિષ્ણુને આપવાનાં. ગણપતિ માટે લાલ પુષ્પ – વગેરે શાસ્ત્રોક્ત પૂજા કર્યા પછી, પિતાશ્રી નૈવેદ્ય મૂકતા. 'મધ્યે પાનીયમ્' કહી ભોજનની વચમાં ભગવાનને પાણી પણ પિવડાવતા. છેલ્લે મંત્રપુષ્પ, આરતી વગેરે પૂરી થયા પછી, પિતાશ્રી હૈયામાં જેવી ઊગે તેવી પ્રાર્થના કરતા. કોક વખતે ગળગળા થઈ, કૌટુંબિક જીવનમાં ઉત્પન્ન થયેલી મુશ્કેલીનો પણ ઉલ્લેખ કરતા.

મારે માટે એ આખી પૂજા જાણે કોઈ રાજપુરુષની સેવા કરતા હોઈએ, એવી જીવતી અને મહત્ત્વની જણાતી.

જનોઈ મળ્યા પછી અને પૂજાના મંત્રો મોઢે કર્યા પછી જ દેવપૂજાનો અધિકાર માણસને મળે. પણ હું તો પ્રથમથી પિતાની પડખે બેસી એમની પૂજામાં ધીરે ધીરે મદદ કરતો થઈ ગયો હતો.

મારા પિતાશ્રી, પૂજાને અંતે જે પ્રાર્થના કરતા, તે પ્રાર્થના પણ હું, એટલી જ ભક્તિથી સાંભળતો. પૂજા કલાકેક ચાલે. એટલો વખત એ પવિત્ર વાતાવરણમાં હું રાચતો. ખરેખર ભગવાન પ્રસન્ન થઈને અમારી પૂજા ગ્રહણ કરે છે, એમ મને લાગતું.

આમ કરતાં, શિવજીને ઠેકાણે સ્થાપેલા નાળિયેરની આંખો તરફ હું ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. ધીરે ધીરે એ આંખો જીવતી છે, મારી તરફ જુએ છે, એમ મને લાગવા માંડયું. એ આંખોમાં હું કોક કોક વખતે વાત્સલ્ય અને પ્રસન્નતા જોતો. કોક કોક વખતે મનમાં કોઈ રાશી વિચાર આવે ત્યારે એ આંખો જાણે મને ધમકાવે છે એમ પણ લાગતું.

આવા અનુભવ પછી નાળિયેરની આંખો તરફ મારું ધ્યાન વધવા લાગ્યું. ભગવાનની જાતજાતની ભાવનાઓ, નાળિયેરની આંખ મારફતે, મારી આગળ સ્પષ્ટ થતી ગઈ.

પછી તો હું સાંજે અથવા રાત્રે દેવઘરમાં જઈ, દીવો કરી, એકલો એકલો પણ ધ્યાનપૂર્વક મૂર્તિ તરફ જોતો બેસી રહેતો. આનો જાણે મને 'છંદ' લાગ્યો. (મરાઠીમાં છંદ લાગવો એટલે ઘેલું લાગવું.)

આ ઘેલું એકબે વરસ સુધી ટક્યું હશે. પછી એ કેમ ઓસરી ગયું, એ આજે યાદ નથી આવતું. પણ એ ચાલ્યું ત્યાં સુધી મારે માટે એ ઈશ્વરનું ઉત્કટ ધ્યાન જ હતું. અને આજે ઈશ્વર મારા પર રાજી છે કે નારાજ એ પેલી આંખોમાં જ જોવાનો પ્રયત્ન હું કરતો. ઈશ્વરનું સાન્નિધ્ય આ રીતે અનુભવતાં એની અસર ચારિત્ર્ય પર થતી ગઈ. હું થોડો અંતર્મુખ થયો. પોતાની જાતને દહાડે દહાડે સુધારવી જોઈએ, એ જાતનો પ્રયત્ન એની મેળે થવા લાગ્યો.

આને પણ હું મારા આધ્યાત્મિક જીવનનો પ્રારંભ જ ગણું છું. મંદિરોમાં દર્શને જતાં મેં જે મેળવ્યું, તેનો મોટો ભાગ માતા પાસેથી મને મળ્યો. અને નાળિયેરની ષોડશોપચાર પૂજામાંથી મારામાં જે કેળવાયું તે પિતાશ્રી પાસેથી મને મળ્યું એમ આજે હું કહી શકું છું.

## ૪. મૂર્તિપૂજાથી ચોક્કસ લાભ

આપણે ત્યાંના આધ્યાત્મિક અનુભવોનો મૂર્તિપૂજા સાથે અત્યંત નિકટનો સંબંધ છે. એટલે આ વિષય પરત્વે થોડીક ચર્ચા કર્યા પછી જ આગળ વધાય. પ્રારંભનાં પ્રકરણોમાં જ આને વિશેના મારા વિચારો અને અનુભવ નોંધી રાખવાનું જરૂરી માનું છું.

ધર્મચિંતકો, પંથોના પ્રવર્તકો, સંતો અને અધ્યાત્મના સાધકો — બધાએ મૂર્તિપૂજા વિશે અનુકૂળ અને પ્રતિકૂળ વિચારો જાહેર કર્યા છે. પણ મૂર્તિપૂજા સામે ઉગ્રમાં ઉગ્ર ઝનૂન તો ઈસ્લામનું જ.

ઈસ્લામની ભૂમિકા, પૂજા અથવા ધ્યાનની દૃષ્ટિએ મૂર્તિનો ઉપયોગ કેટલો છે એ શંકામાંથી ઉત્પન્ન થયેલી નથી. ઈસ્લામ માને છે કે સર્વસમર્થ, સર્વવ્યાપી ખુદાતાલાને મૂર્તિ મારફતે વ્યક્ત કરવામાં ભગવાનનું અપમાન છે. ઈસ્લામના કેટલાક વિચારો ભગવાને પોતે જ, વહી મારફતે આપેલા છે, એ ભૂમિકા પર આધાર રાખતા હોઈ, 'ભગવાનને પોતાને જ મૂર્તિપૂજા અપમાનરૂપ લાગે છે તેથી આપણાથી એ કેમ જ ચલાવાય?' એમ દરેક મુસલમાન માને છે.

પોતાની સાધના પૂરતો મૂર્તિનો અણગમો હોય તો તે સમજાય એવી વસ્તુ છે, પણ દુનિયામાં કોઈના તરફથી, કોઈ પણ ઠેકાણે, મૂર્તિ સ્થપાય તો તે ઈશ્વરનું અપમાન છે, એ અપમાન ધોઈ કાઢવાની જવાબદારી દરેક મુસલમાનની છે એમ સમજનાર લોકો, જ્યાં જ્યાં એમનું ચાલે ત્યાં, મૂર્તિપૂજાનો વિરોધ કરી, મૂર્તિઓનું ખંડન કરવા સુધી પોતાના ઝનૂનને પહોંચવા દે છે! જોકે, જે મૂર્તિપૂજા ભગવાન ચલાવવા દે છે તેની સામે આપણે કેટલે સુધી જઈ શકીએ? ધર્મની બાબતમાં જબરદસ્તી ન જ કરાય, એવી ભગવાનની આજ્ઞા છે, એ ધ્યાનમાં રાખી મૂર્તિઓ તોડવાનો ધંધો આપણે ન કરવો જોઈએ, એમ માનનારા મુસલમાનો પણ છે.

મૂર્તિપૂજા પરત્વેની આ એક દૃષ્ટિનો ઉલ્લેખ કરી આપણે આગળ જઈશું.

બીજા લોકો અપમાનની દૃષ્ટિએ મૂર્તિપૂજાનો વિરોધ કરતા નથી, પણ મૂર્તિપૂજામાં આધ્યાત્મિક લાભ છે કે નહીં, એની ચર્ચા તેઓ કરે છે. એક પક્ષ માને છે કે મૂર્તિપૂજાને કારણે, ભગવાન વિશેની શુદ્ધ કલ્પના કરવામાં વિક્ષેપ ઉત્પન્ન થાય છે, લાભ કશો થતો નથી, માટે મૂર્તિપૂજા ન કરવી જોઈએ.

સામી બાજુનો વિચાર કરનારા લોકોની દલીલો પણ સાંભળવા જેવી હોય છે. એ દલીલો ટૂંકમાં રજૂ કરતાં પહેલાં બીજી એક દૃષ્ટિ ધ્યાનમાં લેવી જોઈએ.

મૂર્તિનો ઉપયોગ કેવળ ધ્યાન માટે કરીએ કે જીવતા માણસની સરભરા કરીએ છીએ એવી રીતે પંચોપચાર અથવા ષોડશોપચાર પૂજા કરવા માટે કરીએ, એ વાત સ્પષ્ટ કરવી જોઈએ. બંનેમાં ભારે તફાવત છે.

આપણે ત્યાં, મૂર્તિની સ્થાપના કરવી, એની સેવા કરવી, મૂર્તિ દ્વારા ભગવાનને ખવડાવી, એનો પ્રસાદ ભક્તોને આપવો, વગેરેનું ઘણું માહાત્મ્ય છે. જ્યારે બીજા કેટલાક લોકો એ પૂજાને બાળકોની રમત જેવી માને છે.

મૂર્તિ સામે રાખી તેનું ધ્યાન કરવું, એટલે કે મૂર્તિ ઉપર નજર સ્થિર કરી ભગવાનનું ધ્યાન કરવું, એ વસ્તુ તદ્દન નોખી છે. માણસના આકારની મૂર્તિ બનાવી એના ઉપર ધ્યાન એકાગ્ર કરવું અથવા કોઈ સંત અથવા ગુરુની છબીનું ધ્યાન કરવું, એ વસ્તુ સરખી જ છે. એક વ્યક્તિને નજર આગળ રાખી એના ગુણો, એનો ઉપદેશ અથવા એનાં કાર્યો યાદ કરવાં, અને એ રીતે પોતાની

ઉન્નતિ સાધવી, એ જાતની સાધનાનો વિરોધ આજનો કોઈ માણસ ન કરે; મૂર્તિ અથવા છબી ધ્યાનચિંતન માટે કેવળ પ્રેરક વસ્તુ હોય છે. અને એ ઘણી મદદગાર નીવડે છે.

પણ કોઈ પથરાને, કાચના કકડાને, કે એવી જ કોઈ પાર્થિવ વસ્તુને આદર બતાવવા માટે સામે રાખવી અને એની પૂજા કરવી એ નોખી વસ્તુ છે. મૂર્તિને સંગીત સંભળાવીએ, એની આગળ નૃત્ય કરીએ, એ પણ પૂજાનો જ એક સુંદર પ્રકાર છે. રામકૃષ્ણ પરમહંસ આવી જૂની, રૂઢ મૂર્તિપૂજાના વાતાવરણમાં ઊછરેલા. મંદિરમાં પૂજારી તરીકે નિમાયેલા. એવી પૂજા મારફતે પણ તેઓ પોતાની સાધના ચલાવી સિદ્ધિ મેળવી શકયા. સ્વામી વિવેકાનંદે એક ઠેકાણે કહ્યું છે કે, “મૂર્તિ-પૂજા મારફતે જો એકાદ રામકૃષ્ણ તૈયાર થતા હોય તો મૂર્તિપૂજાનો વિરોધ કરવાનો આપણને હક નથી.”

મેં નાનપણમાં મૂર્તિઓની રીતસર પૂજા પણ કરી છે અને બાળપણની શક્તિ પ્રમાણે મૂર્તિનું ધ્યાન પણ કર્યું છે. એટલે બંનેનો અનુભવ મને પૂરતો છે. હું કહું છું કે સાધના તરીકે મૂર્તિનો વિરોધ ન જ કરાય. જેને પૂજા ન ફાવે તે ન કરે. મૂર્તિનું કેવળ ધ્યાન કરે.

હવે કેટલાક લોકો રહ્યા સાવ જંગલી સ્વભાવના. એ લોકો કોઈ વસ્તુને જ ઈશ્વર માની, એ વસ્તુમાં ચમત્કાર કરવાની શક્તિ છે એમ સમજી, એની પૂજા કરે છે. (આને અંગ્રેજીમાં Fetish worship કહે છે.) એ વસ્તુ નોખી, અને આપણે લોકો ઈશ્વરને સર્વવ્યાપી અને સર્વસમર્થ જાણતા છતાં, કેવળ પ્રતીક તરીકે મૂર્તિ વાપરે, એ વસ્તુ નોખી.

પશ્ચિમના એક અથવા અનેક લોકોએ કહ્યું છે કે ‘જેમની બુદ્ધિનો વિકાસ થયો નથી, ઈશ્વર વિશેની જેમની કલ્પના ઢંગધડા વગરની છે, એવા લોકો ભલે મૂર્તિ વાપરે; જેમની બુદ્ધિનો વિકાસ થયો છે એમણે તો મૂર્તિ ન જ વાપરવી જોઈએ.’ એવા લોકોનો વિરોધ કરતાં મેં લખ્યું છે કે, ઈશ્વર વિશે જેમની કલ્પના શુદ્ધ અને વ્યાપક છે તેમને જ પ્રતીક તરીકે, મૂર્તિપૂજા કરવાનો અધિકાર હોવો જોઈએ. એમને મૂર્તિપૂજા નડે નહીં. જે જંગલી લોકો જડ વસ્તુને જ ઈશ્વર માને છે, તેમની ભ્રમણા ભાંગવી જ જોઈએ. અમુક અધિકાર વગર માણસને મૂર્તિપૂજા સદે નહીં. આપણે ત્યાં ઈશ્વરભક્તિનો પ્રચાર એટલો સુંદર અને શુદ્ધ ઢબે થયો છે કે આપણા લોકોને મૂર્તિપૂજાથી કશું નુકસાન થતું નથી. કેટલાકને ચોક્કસ લાભ જ થયો છે.

પૂજા અને ધ્યાન—બંને રીતે મૂર્તિથી મેં લાભ મેળવ્યો છે એ નક્કર અનુભવને કારણે જ મેં મારા ધર્માનુભવનો પ્રારંભ મૂર્તિથી કર્યો છે.

# ૫. એવા જ બે અનુભવો

માતપિતા પાસેથી મળેલા સંસ્કારોને કારણે મૂર્તિના ધ્યાનની અને પૂજાની જે અસર થઈ, તેની વાત આગળનાં બે પ્રકરણોમાં મેં કરી.

દર્શનમાત્રથી મૂર્તિ જીવિત થઈ, જાણે પ્રસન્નતાથી આશીર્વાદ દે છે, એ જાતની અસર, એ જમાનામાં બીજે બે ઠેકાણે થઈ. એનો અછડતો ઉલ્લેખ મારે કરવો જોઈએ.

સાતારા પાસે પરળી કરીને એક સ્થાન છે. ત્યાં છત્રપતિ શિવાજીએ, પોતાના ગુરુ સમર્થ રામદાસને એક કિલ્લો આપી દીધો હતો. એનું નામ સજ્જનગઢ. ત્યાં અમે ગયાં હતાં ત્યારે એક ઠેકાણે સમર્થ સ્વામી રામદાસની મૂર્તિ રાખેલી હતી. અમે ગયાં ત્યારે ત્યાં ભક્તોની એવી ભીડ પણ ન હતી કે જેની અસર થઈ હોય એમ કહી શકાય. પણ મૂર્તિ આંખ ઉઘાડી મારી તરફ જુએ છે, એવો સ્પષ્ટ અનુભવ મને ત્યાં થયો. આમાં વિશેષતા એ છે કે તે વખતે, મેં સમર્થ રામદાસનું જીવન પણ વાંચ્યું ન હતું. મહારાષ્ટ્રમાં એમણે જે કાર્ય કર્યું, એનો ઇતિહાસ પણ હું જાણતો ન હતો. એટલે રામદાસ વિશેના, કામની જાણકારીને લીધે મન પર અસર થઈ હતી એમ પણ કહી ન શકું. મેં તો એટલું જ માન્યું કે રામદાસ સ્વામી વાત્સલ્યથી મને જુએ છે. એટલે એની ધન્યતા મેં અનુભવી. અને એ વિશે મેં મારી માને જ્યારે કહ્યું ત્યારે એ પણ રાજી થઈ.

બીજો એવો જ અનુભવ ગોકર્ણ મહાબળેશ્વરમાં થયો. એ યાત્રાનું વર્ણન મેં અન્યત્ર કર્યું છે. મુખ્ય મંદિરમાં માતાપિતા સાથે દર્શન કરી આવ્યો. એથી શિવજી માટેની ભક્તિ વધી. એ સ્થાનના સ્મશાનમાં એક તળાવ વિશે અને ત્યાંની હરિશ્ચંદ્રની મૂર્તિ વિશે મેં બીજે લખ્યું જ છે. એમાં હરિશ્ચંદ્રની મૂર્તિ ઉપર વિષાદનું આરોપણ મેં કર્યું, એને હું 'અનુભવ' ન કહી શકું.

પણ બપોરે, મોડાં મોડાં, અહલ્યાબાઈના અન્નછત્રમાં એક યાત્રીને અન્ન કાઢી આપવા માટે મને બોલાવ્યો હતો ત્યારે તે અન્નછત્રમાં મેં અહલ્યાબાઈની એક મૂર્તિ જોઈ (મૂર્તિમાં ખાસ કશું ન હતું. માટીની મૂર્તિ હશે). એને જોતાંવેંત એ મૂર્તિ જીવંત થઈને જુએ છે અને અન્ન કાઢી આપવા માટે હું ખાસ આવ્યો એનો સંતોષ એ મૂર્તિ બતાવે છે,' એમ મને લાગ્યું.

હું કાંઈ ભારે કામ કરું છું એવું તો મને લાગ્યું ન હતું, એટલે કશી અપેક્ષા નહોતી. એટલે મૂર્તિ ઉપર સંતોષનું આરોપણ મારા તરફથી થયું હતું એમ ન કહી શકાય. અને છતાં મૂર્તિના મોઢા પર સંતોષ પ્રગટ થયેલો દેખાયો, એટલે જ આ વાત ધ્યાનમાં રહી છે.

# ૯. પાંડુરંગના વાતાવરણમાં

રાજધાની જતથી બળદગાડીમાં બેસી, અમે પંઢરપુરની યાત્રાએ ગયાં હતાં. ત્યાં પહોંચ્યા પહેલાં, અથવા પાછાં વળતાં (યાદ નથી) કોઈ ગામડાના મંદિરમાં અમે રાતવાસો રહ્યાં હતાં. સાંજે ગામના લોકો દર્શને આવતા અને એકાદ અભંગ બોલી પાછા જતા મેં જોયેલા. ત્યાર પછી મૂર્તિ આગળ બેસીને મેં મારું થોડું ધ્યાન કર્યું ત્યારે મૂર્તિ જીવતી થઈ છે એવું તો ન લાગ્યું, પણ મંદિરના એ ગર્ભગૃહમાં ભગવાન હાજર છે અને ભક્તોનાં જીવન પ્રત્યે દક્ષતાથી ધ્યાન આપે છે, એ જાતના વાતાવરણનો અનુભવ થયો. એ પણ દર્શને આવેલાં સ્ત્રીપુરુષોની ભક્તિની અસર હતી એવું હું માનતો નથી.

અમે પંઢરપુર પહોંચ્યાં અને વિઠોબાનાં દર્શન કર્યાં. એ મૂર્તિની સુંદરતા વિશે અને વિઠોબાની કૃપા વિશે સંતોનાં ભજનો ઘણાં સાંભળ્યાં હતાં, વિઠોબાની મૂર્તિની સવારની અને રાતની પૂજા સેંકડો લોકો સાથે બેસીને જોઈ હતી, અને ભક્તોના જયજયકાર સાંભળ્યા હતા. એટલે ત્યાં કંઈક સાક્ષાત્કાર થશે એવી મારા ભક્ત-માનસની અપેક્ષા પણ હતી. છતાં ન એ મૂર્તિમાં કશી સુંદરતા હું જોઈ શક્યો, ન ત્યાંના વાતાવરણની કોઈ અદ્‌ભુત અસર મારા મન પર થઈ. સામાન્ય અસર જે થાય છે, એટલી જ થઈ.

પણ પંઢરપુરમાં અનેક મંદિરો અને સંતોનાં સ્થાનો જોતાં આખો દિવસ રખડ્યા અને મજા માણી. ત્યાં એક ઠેકાણે જાણે ભોંયરું હોય એવી એક અંધારી ઓરડીમાં, ઝાંખા સરખા દીવાના પ્રકાશમાં, બાજુના એક ખાટલા ઉપર, તેલથી જાણે કાળી મશ થયેલી એવી એક ગોદડી અમને બતાવવામાં આવી. ગોદડીને ગ્રામ મરાઠીમાં 'વાકળ' કહે છે. 'જનાબાઈની વાકળ' તરીકે એ વિખ્યાત હોવાથી લોકો એ જોવા માટે જ ત્યાં જાય છે. મેં બીતાં બીતાં એ વાકળનો એક છેડો હાથમાં લીધો અને એનાં પડો જરા ઉકેલી જોયાં, ત્યારે ખરેખર, જૂનાં ધોતિયાં વગેરે સીવીને તૈયાર કરેલી ઘણી જૂની એ વાકળ હતી એની ખાતરી થઈ. એનું જૂનાપણું યાત્રીઓનાં મન પર ઠસાવવા માટે વાકળ ઉપર તેલનો હાથ અવારનવાર ફેરવ્યો હશે, એમ પણ મનમાં આવ્યું, કારણ કે પંડાઓ વિશે મનમાં કોઈ કાળે આદર હતો જ નહીં. અને છતાં, એ અંધારી ઓરડીમાં જાણે જનાબાઈ આજે પણ રહે છે અને ભગ-વાન પાંડુરંગ એને દળવામાં સાથ આપે છે, એવું મનને લાગ્યું. એ વાતાવરણ એટલું જીવતું હતું કે એ મારી કલ્પના કે ભાવનાથી મેં ઉપજાવી કાઢ્યું છે એમ ન લાગ્યું. અને પંડાની હસ્તી ભૂલી જઈ, જાણે જનાબાઈ હમણાં દેખાશે, એમ લાગવાથી હું આસપાસ જોવા લાગ્યો. આખું વાતાવરણ એટલું જીવતું હતું કે સગી આંખે પંડાને જોઉં છું એના કરતાં જનાબાઈના કાળમાં હું અહીં ઊભો છું,

એવા જ અનુભવ થયા.

આ વર્ણન વાંચી વાચકોને શું લાગશે એ તેઓ જાણે. પણ મને તો, જનાબાઈ સાથે પાંડુરંગ હાજર છે અને હમણાં દેખાવા જોઈએ એવું બધું જાણે આંખે જોતો હોઉં, એમ જ લાગ્યું.

એ દિવસથી મહારાષ્ટ્રના જ્ઞાનેશ્વર જેવા જ આદ્યસંત નામદેવની ગરીબડી દાસી જનાબાઈ મારે માટે અત્યંત નજીકની થઈ, ખાસ મારી થઈ ગઈ. પછી નામદેવના અભંગો સાથે એમનાં સગાંવહાલાંના અને જનાબાઈના અભંગો મળે છે તે મેળવીને મેં વાંચ્યા ત્યારે તો જનાબાઈની સ્ત્રી-સહજ ભાષાના અભંગો વાંચતાં ઉમળકો આવતો.

## ૭. ન સદનારી દત્તોપાસના મને તો સદી

જ્ઞાન-ભકિત-કર્મ સમુચ્ચયવાળા વેદાંતમાં ધર્મનું સંપૂર્ણ રહસ્ય મને જડયું, તે પહેલાં શિવ, વિષ્ણુ, સૂર્ય, ગણેશ, દેવી વગેરે પંચાયતન પૂજાના વાતાવરણમાં હું હતો. તેમાંય મારા એક મોટાભાઈ કેશુ(નં. ૪)ની મારા પર અસર સહુથી વધારે. એમાં એના ચારિત્ર્યની અસર નહીં પણ જોહુકમી ચલાવવાનો એનો સ્વભાવ અને એણે મને અપનાવ્યો એટલે એના અનુયાયી થવું જોઈએ, એ મારી મનોવૃત્તિ. આ મનોવૃત્તિને કારણે મેં કેટલું વેઠયું, એનું વર્ણન અહીં ન કરું, પણ કેશુએ કહ્યું કે, "આપણે શૈવ એટલે શિવજીના ભક્ત. આપણે વિષ્ણુની ભક્તિ ન કરીએ. વિષ્ણુની ભક્તિ સાથે કૃષ્ણ આવી જ જાય છે. અને કૃષ્ણ એટલે વ્યભિચારી દેવ. એની ભક્તિ આપણાથી થાય નહીં."

એમાં મજા એવી કે ભાઉ નિશાળમાં બધા પાસે ગોખી ગોખીને માર્ક્સ મેળવે અને સહેજે પરીક્ષામાં પાસ થાય, તેથી પિતાજીનો એ લાડકો. એનો સ્વભાવ પણ બધાં સહન કરતાં. એણે આગ્રહપૂર્વક 'રામવિજય' એ ચોપડી ખરીદીને આણી હતી. એ કાવ્યમય ચોપડી વાંચી અમે રામભક્ત થયા. રામ એકવચની, એકબાણી અને એક પત્નીવ્રતી; રામભક્તિ અમને સદી.

હવે રામ પણ ઈશ્વરના અવતાર અને કૃષ્ણ પણ ઈશ્વરના અવતાર. કેશુએ 'રામવિજય' ગ્રંથ આણ્યો એટલે ગોંદુએ 'હરિવિજય' આણ્યો. એમાં બધી કૃષ્ણની લીલા. ભાઉનું અને ગોંદુનું બને નહીં, એ કારણે પણ ભાઉ કૃષ્ણની નિંદા કરતો. કૃષ્ણની નિંદા કરવામાં, ભાઉ પ્રત્યેની નિષ્ઠા સિદ્ધ થતી હતી, એટલે એમાં હું ભળ્યો, પણ 'રામને માનનારો અને પંઢરપુર જઈ આવેલો હું વિષ્ણુની ઉપાસના કેમ છોડું' એ મારી મૂંઝવણ હતી.

મૂંઝવણ ભલે બાલસહજ હોય, પણ ભગવાન આગળ મોટા પંડિત અને નાનાં બાળકો—બંને સરખાં જ. ભગવાને કૃપા કરી મારી આગળ દત્તાત્રેયની ભક્તિ ઊભી કરી. એમાં ભાઉનું ચાલે એમ ન હતું. માને મોઢે કે પિતાને મોઢે,

મેં સાંભળ્યું હતું કે જ્યારે હું માના પેટમાં હતો, ત્યારે સાતારામાં એક સાધુ અમારે ત્યાં આવ્યા. મારી માને જોઈ કહે, "હું તમને કહું છું કે આ વખતે પણ આ માતા જન્મ આપવની છે દીકરાને જ. મારી ભલામણ છે કે દીકરો અવતરે એટલે એનું નામ દત્તાત્રેય રાખજો." (મારા મોટાભાઈનું નામ કુળદેવ ઉપરથી 'મંગેશ' રાખ્યું હતું. ત્યાર પછી ચાર ભાઈનાં નામો વિષ્ણુનાં – રઘુનાથ, વિષ્ણુ, કેશવ, ગોવિંદ – એટલે મારે ભાગે પણ વિષ્ણુનું જ એકાદ નામ આવત. પણ એ સાધુએ મારું નામ નક્કી કરી આપ્યું. પિતાશ્રીએ સાધુને દક્ષિણા આપવા આગળ કરી. એણે કહ્યું, "મારે દક્ષિણા નથી લેવી. હું ફક્ત કહેવા આવ્યો છું કે હવે જે દીકરો થશે તેને દત્તાત્રેયનો પ્રસાદ ગણવો." એટલું કહીને સાધુ ચાલ્યા ગયા. એટલે નક્કી થઈ જ ગયું કે મારું નામ દત્તાત્રેય.)

જે ઉંમરની હું વાત કરું છું તે ઉંમરે શિવજી અને વિષ્ણુ વચ્ચે જ મારે પસંદગી કરવાની હતી. 'પાંડુરંગ' નામના અર્થ પ્રમાણે શરીરે ભલે ધોળા હોય, પણ એ તો કૃષ્ણાવતાર પછીનું વિષ્ણુનું રૂપ. પાંડુરંગ રાધા અને રુક્મિણીના પતિ. છતાં કૃષ્ણ જેવા વિલાસી નહીં. એવા બધા ગોટાળા ભેજામાં ચાલતા.

એવામાં પંઢરપુરની યાત્રાએ ગયાં હતાં ત્યારે, બજારમાં પિત્તળની એક ત્રિમૂર્તિ જોઈ. મને સ્મરણ થયું કે મારું નામ દત્તાત્રેય છે તો આ મૂર્તિ ખરીદીને એની પૂજા કેમ ન કરું?

પિતાશ્રીએ મૂર્તિ લઈ આપી. ત્રિમૂર્તિ એટલે બ્રહ્મા, વિષ્ણુ, મહેશનો સમન્વય. મારી મૂંઝવણ દૂર થઈ ગઈ. મેં દત્તાત્રેય વિશે ઘણું સાંભળ્યું અને વાંચ્યું. શિવજીને બીલીનાં ઝાડનાં ત્રણ પત્તાં પસંદ પડે, વિષ્ણુને તુલસી વહાલી, ત્યારે દત્તાત્રેયનું ઝાડ કયું? માએ કહ્યું કે દત્ત અવધૂત તો ઉંબરાના ઝાડ તળે બેસે. આટલું જાણ્યા પછી, જ્યાં જ્યાં ઉંબરાનું ઝાડ જોઉં, ત્યાં જઈ એને ફૂલ ચડાવું અને એની છાયામાં બેસું. પૂજામાં પેલી મૂર્તિ તો હતી જ. પાછળથી દત્તાત્રેય એ જ નૃસિંહ સરસ્વતી દત્ત અવધૂત — એ જાણ્યું એટલે 'ગુરુચરિત્ર' વાંચવાની ઇચ્છા થઈ. 'રામવિજય', 'હરિવિજય', 'પાંડવપ્રતાપ', 'ભક્તિવિજય' અને 'સંતલીલામૃત' આટલી ચોપડીઓ અમે વસાવી હતી. ભક્તોનાં ચરિત્રો બધાં જાણીએ. ગુરુચરિત્ર આણતાં વાર કેટલી?

ત્યાં મોટું વિઘ્ન ઉત્પન્ન થયું. મારા ધર્માનુભવ સાથે મારી આસપાસનું ધર્મનું વાતાવરણ પણ મારે બતાવવાનું છે તેથી આ વિઘ્ન વિશે લખ્યે જ છૂટકો.

મારી માએ કહ્યું, 'ના બાપુ, આપણે ગુરુચરિત્ર ઘરમાં ન વસાવીએ. આપણને એ સદે નહીં.'

પછી તો અમારા કુળમાં અને સગાંઓમાંથી ગુરુચરિત્ર વસાવવાનો અને વાંચવાનો પ્રયત્ન કોણે કોણે કર્યો અને એ બધું એમને અને આખા કુળને કેમ નડ્યું, એની બધી વિગતો માએ સંભળાવી.

બસ નિર્ણય થઈ ગયો અને ગુરુચરિત્ર ઘરમાં ન જ આવ્યું. અને મારી

ગુરુભક્તિ મારે ચોરીથી જ ચલાવવી પડી! ઉંબરાના ઝડ તળે જઈને બેસું, ત્રિમૂર્તિની પૂજા કરું, સાધુ થઈને ખૂબ યાત્રા કરીશ એ જાતનો આદર્શ સેવું, પણ ઘરમાં એની વાત ન કરું.

આ પરિસ્થિતિને કારણે દત્તાત્રેય બધાના નહીં પણ મારા પૂરતા જ ઈષ્ટદેવ થયા. અને તેથી, ઉંબરાના ઝાડ તળે, ખાસ આગ્રહપૂર્વક હું જઈને બેસતો. ગુરુ-ચરિત્રની વાતો જેમ તેમ મેં જાણી હતી. ગુરુનાં નામોમાં 'શ્રીપાદ', 'શ્રીવલ્લભ', 'નરહરિ', 'નૃસિંહ સરસ્વતી', મારાં પરિચિત થયાં હતાં. એ અવધૂત, બ્રહ્મચારી, નિઃસંગ, એક ઠેકાણે રહે નહીં. પાસે કશું રાખે નહીં. યાત્રા કરતા ફરતા હોય. સવારે સ્નાન કરે હિમાલયમાં, બપોરે જમે કોલ્હાપુરમાં અને રાત્રે આરામ કરે રામેશ્વરમાં. એવા ભગવાન મને બહુ જ ગમ્યા. અને તેથી જ જ્યારે ઉંબરા તળે બેસું અથવા દત્તાત્રેયની મૂર્તિ જોઉં ત્યારે ભક્તિભાવ ઊભરાઈ આવતો.

આ તો સામાન્ય અનુભવ થયો. પણ કોક કોક વાર — ખાસ કરીને બે વાર — ઉંબરાના ઝાડ તળે મને થયું કે દત્ત અવધૂત પાસે જ ક્યાંક છે, એટલામાં મને અગરબત્તી અથવા ધૂપસુગંધનો અનુભવ થયો. આસપાસ ક્યાંય ધૂપ કે અગર-બત્તી મળે નહીં; પછી તો ખાતરી થઈ કે યાત્રા કરતા કરતા, દત્ત અવધૂત અહીંથી જ પસાર થતા હોવા જોઈએ. આની મારા મન ઉપર ઘણી અસર થઈ. મારે પરણવું ન જ જોઈએ, અવધૂત થઈને ફરવું જોઈએ, દુઃખી લોકોનું દુઃખ દૂર કરી અવધૂતની પૂજાનો પ્રચાર કરવો જોઈએ — આવા આવા વિચારો મનમાં આવવા લાગ્યા, અને સુગંધીનો અનુભવ પણ અનેક વાર, અણધાર્યો થવા લાગ્યો.

ત્રિમૂર્તિ પૂજામાં એક શંકા પેઠી. પુરાણોમાં લખ્યું છે કે બ્રહ્મદેવને શાપ મળ્યો હતો તેથી એની પૂજા થતી નથી. બ્રહ્મદેવનાં મંદિરો પણ આ દેશમાં ક્યાંય ન મળે. (એની વાર્તામાં હું ન ઊતરું) ત્યારે ત્રિમૂર્તિની પૂજામાં બ્રહ્મદેવ પણ પૂજાય છે એનો ઈલાજ શો? (સનાતની લોકોને આવી અનેક મૂંઝવણો પજવે છે, અને એમાંથી જ પછી રસ્તો કાઢવો પડે છે.)

ઉપર કહ્યા પ્રમાણે હું જ્યારે વેદાન્તમાં વ્યાપક રીતે માનનારો સનાતની થયો, ત્યારે મારી બધી મૂંઝવણો એની મેળે દૂર થઈ, એટલું જ નહીં પણ બીજા લોકોની મૂંઝવણો દૂર કરવાની સૂઝ પણ મારામાં આવી.

બ્રહ્મા ઉત્પત્તિકર્તા, વિષ્ણુ પાલનકર્તા, અને શિવજી — નવનિર્મિતિ માટે અથવા મોક્ષને અર્થે, સંહારકર્તા — આમ ઈશ્વરની ત્રણ વિભૂતિ અથવા અવતારકાર્યો. એમાં ઉત્પત્તિનું કામ બધે એટલું જોશથી અને અમર્યાદ ચાલે છે કે ઉત્પત્તિકર્તાની ઉપાસના કરવાનું કશું કારણ નથી. તેથી બ્રહ્મદેવની ઉપાસના રદ થઈ. એ આધ્યાત્મિક અર્થ મેં ઉપજાવી કાઢ્યો અને ભગવાનનાં વિવિધ કાર્યોનું ચિંતન કરવામાં કશો વાંધો નથી, એટલું આશ્વાસન મેળવી વેદાન્તની સાથે મૂર્તિપૂજાનું અને અલગ અલગ દેવદેવીઓની ઉપાસનાનું સમર્થન મેળવ્યું.

આ સમર્થનને લીધે જ હિમાલય જતાં પહેલાં, મેં દેવીની ઉપાસના સ્વીકારી

અને કેળવી. અહીં નોંધવા જેવી વાત એક જ. ઘણાં વરસ પછી જ્યારે એક વાર હું પૂનામાં, નિસર્ગોપચારવિજ્ઞ, ડૉ. દીનશા મહેતાના નર્સિંગ હોમમાં હતો ત્યારે મને દત્ત અવધૂતના સાન્નિધ્યનો અનુભવ અણધાર્યો થયો હતો. આ એક અનુભવ બાદ કરું તો આજની મારી સ્થિતિમાં, ગમે તે દેવદેવીની પૂજા કરવી પડે તો ભક્તોને રાજી કરવા એમની પૂજામાં હું ભળી જાઉં, પણ પોતાની મેળે, દેવદેવીની પૂજામાં મને રસ રહ્યો નથી.

## ૮. પ્રૌઢાવસ્થાના અનુભવો : પ્રાસ્તાવિક

મારે તો, જીવનની જુદી જુદી અવસ્થામાં જે અનુભવો થયા, એમાંના માત્ર આધ્યાત્મિક અનુભવો જ નોંધવા છે. કોઈ પણ બીજી જાતનું મનોમંથન આમાં લાવવું નથી. પ્રથમ પ્રકરણમાં અધ્યાત્મ વિશેની મારી ભૂમિકાનું સ્પષ્ટીકરણ કરીને, ત્યાર પછીનાં છ પ્રકરણોમાં મેં જે બાલ્યકાળના આધ્યાત્મિક અનુભવો આપ્યા છે, તેને કદાચ આધ્યાત્મિક અનુભવો કહેવાને બદલે ધાર્મિક અનુભવો કહેવા વધુ યોગ્ય થશે. જોકે જીવનના પાયામાં જે સાદા અને સામાન્ય ધર્માનુભવ થાય છે એના જ પાયા ઉપર અને ક્યારેક એના વિરોધરૂપે જે નવા અનુભવો થાય છે તેનું રહસ્ય આગળ જતાં પ્રગટ થાય છે. એટલે એ વસ્તુ ખ્યાલમાં રાખીને જ એ છ પ્રકરણો આપ્યાં છે. (જોકે એ બાલ્યાવસ્થાના અનુભવોમાં પણ પ્રૌઢાવસ્થાના અનુભવોની સહેજસાજ ઝાંખી કે ઉલ્લેખ આવી ગયાં છે.)

આ પ્રકરણો પછી મારું બાળપણ પૂરું થાય છે અને પ્રૌઢાવસ્થા શરૂ થાય છે.

હું કૉલેજમાં ગયો અને ગણિતનું ‘કઠોર’ તત્ત્વજ્ઞાન મને વળગ્યું. ધર્માનુભવ સાથે સંસારસુધારાની યોજનાઓ મનમાં તોફાન કરવા લાગી અને બુદ્ધિવાદનો નશો મારા પર સવાર થયો. એ નશામાં સપડાઈ ત્રણેક વર્ષ સુધી તો મેં ઈશ્વર પરનો મારો વિશ્વાસ પણ ખોયો. એટલું જ નહીં, પણ ધાર્મિક અને સામાજિક જીવનમાં મને જે અનેક દોષો દેખાઈ આવ્યા, તેને લીધે ધર્મ પ્રત્યેનો મારો આદર પણ ઊખડી ગયો. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ હું સંશયવાદી બન્યો. ઈશ્વર પરનો, પ્રાર્થના પરનો, અને ધર્મસાધના પરનો જેનો વિશ્વાસ ઊડી જાય છે તેને વહેવારમાં નાસ્તિક કહે છે. એ જાતનો હું હડહડતો નાસ્તિક બની ગયો. મારા વિકાસની દૃષ્ટિએ, અને આધ્યાત્મિક અનુભવોની દૃષ્ટિએ પણ, એ ત્રણચાર વરસો, જે મેં બુદ્ધિવાદમાં ગાળ્યાં, એનો મને અફસોસ નથી — શરમ તો લેશમાત્ર નથી. કારણ કે ચારિત્ર્યનું મહત્ત્વ, દેશભક્તિની પ્રબળ ભાવના, અને માનવતાની સેવા એ વસ્તુઓનો પાયો એ કાળ દરમ્યાન પણ ખૂબ મજબૂત હતો. અથવા એમ કહી શકું કે એ ત્રણે વસ્તુઓની ગંભીરતાનો ઉદય થવાનો જ એ કાળ હતો. હું તો એમ પણ કહું કે એ સંશયવાદ અથવા નાસ્તિકતામાંથી હું પસાર થયો

તેથી જ, આગળ જતાં, ઈશ્વરનિષ્ઠા, વેદાન્તભાવના, અને- જ્ઞાનયોગ, કર્મયોગ, ભક્તિયોગ અને ધ્યાન આદિ જીવનસાધનામાં મજબૂતી આવી.

એટલે બાલ્યકાળનો ધર્માનુભવ વર્ણવ્યા પછી (સંશયવાદને બાજુ પર રાખીને), જેને પ્રૌઢાવસ્થાના આધ્યાત્મિક અનુભવો કહી શકાય એવા અનુભવો હવે શરૂ કરું છું.

## ૯. મરણ : કસોટી વખતે આત્મચિંતન

અનુભૂતિની પાર્શ્વભૂમિકા કંઈક જુદી હોવાથી આ પ્રકરણ આ લેખમાળામાં લેવું કે નહીં એ વિશે મનમાં જરા શંકા ઉત્પન્ન થઈ હતી, પણ આખરે એ નિર્ણય ઉપર આવ્યો કે જે આત્માનુભવનું આમાં નિરૂપણ છે તે આ લેખમાળામાં સંકલિત કરવામાં આવેલા આધ્યાત્મિક અનુભવોની શ્રેણીમાં બેસે એવું છે જ. સમયાનુસાર (Chronologically) પણ આ પ્રકરણ અહીં જ પ્રસ્તુત ગણી શકાય.

વાતનો ઉદ્ભવ થયો છે જ્યારે હું ૧૯૦૯ અથવા ૧૯૧૦માં ક્રાંતિકારી જીવન જીવતો હતો ત્યારે. એવા જીવનમાં પણ અધ્યાત્મ કેવી રીતે ઘૂસ્યું તે જરા જાણવા જેવું છે. હું ત્યારે મુંબઈથી પ્રસિદ્ધ થતા લોકમાન્ય ટિળકના 'રાષ્ટ્રમત' છાપામાં કામ કરતો હતો.

ફર્ગ્યૂસન કૉલેજના મારા મિત્ર કે. જી. ખરેની નાસિક કેસ અંગે સરકારે ધરપકડ કરેલી. એક દિવસ મને સંદેશો મળ્યો કે ખરે મને લૉકઅપમાં મળવા માગે છે. મને એ આમ બોલાવે એનું આશ્ચર્ય તો થયું. પણ કંઈક એવું જ મહત્ત્વનું હશે એમ માની હું પોલીસ કમિશનરની ઑફિસમાં ગયો અને મને તરત જ પકડવામાં આવ્યો. ઉપાલંભ કરીને એક સબઈન્સ્પેક્ટરે મને કહ્યું : "અરે ભાઈ, આ તો હરિની માયા છે! એમાંથી કોઈ છટકી ન શકે. બોલો, રિવૉલ્વર ક્યાં છે?" ઇ. મેં શાંતપણે જવાબ આપ્યો, "તમે શું એમ સમજો છો કે બધા જ જુવાનિયાઓ ક્રાંતિકારી હોય છે ને જે કોઈ હોય તે બધાને જ રિવૉલ્વરની ખબર હોય છે?" આટલું સાંભળ્યા પછી મને એક ઓરડીમાં પૂરી દેવામાં આવ્યો.

ખરે તરફથી મળેલો સંદેશો ખરો છે કે નહીં તેની તપાસ કર્યા વગર હું પોલીસના વડાની ઑફિસમાં ગયો એ મારી ગફલત થઈ એટલું હું સમજી ગયો અને 'હવે શું?' એ વિશે મારા મનમાં વિચારો ચાલવા લાગ્યા. ગુપ્ત સંસ્થા સાથેનો મારો સંબંધ પોલીસે હવે જાણી લીધો છે એટલે મારી જાહેર કારકિર્દી હવે પૂરી થઈ એનો ખ્યાલ આવ્યો. હવે પોલીસો વાત કઢાવવા માટે મને શરીર ઉપર અસહ્ય માર મારશે, અનેક વેદનાઓ પહોંચાડશે એની પણ કલ્પના આવી. ગમે તે થાય તોપણ લોકમાન્ય ટિળકનું નામ લેવું નહીં અને એમના સંબંધને છતો કરવો નહીં એટલું તો મન સાથે પ્રથમથી જ નક્કી હતું. બીજી

રીતે પણ ગુપ્ત ક્રાંતિકારી કામોનો સંબંધ બહાર ન જ પડાય એટલો વિવેક પણ હું જાણતો હતો. મારા શરીરને અકળાવે તોય મારું મન મને દગો નહીં દે એટલો આત્મવિશ્વાસ હતો. મારી મૂંઝવણ તો એ હતી કે ભૂખ્યો રાખે, ઊંઘવા ન દે, ચાક ઉપર બેસાડી ગોળ ગોળ ફેરવે, અને બુદ્ધિ બહેર મારી જાય અને અર્ધ-બેભાન અવસ્થામાં હું કાંઈક બબડી જઈશ તો? પણ મને આનો જવાબ 'અંદર'થી જ મળી ગયો.

હું વિચાર કરવા લાગ્યો અને મનને પ્રતીતિ થઈ કે શરીર અને મનને ગમે તેટલાં પજવે તોપણ હારી ન જવાય તે માટે છેલ્લો ઉપાય તો આત્મશક્તિ જ છે. તો પછી એ આત્મશક્તિનું જ સ્મરણ અને મનન કેમ ન કરું? હું હમેશાં ગજવામાં રાખતો તે રેશમના પૂંઠાવાળી નાનકડી ભગવદ્‌ગીતા મેં બહાર કાઢી અને એમાંથી ધ્યાનપૂર્વક બીજો અધ્યાય હું વાંચી ગયો. પછી ઓરડીમાં મૂકેલા એક બાંકડા ઉપર જાણે સૂઈ ગયો હોઉં એમ આડા પડી, મેં પ્રથમ ભગવાનને એક ટૂંકી પ્રાર્થના કરી: "ભગવાન! જિંદગીનો સૌથી મહત્ત્વનો, આણીનો પ્રસંગ આજે આવ્યો છે. મારા હૃદયમાં ઊતરીને મને શક્તિ આપજે. મને પૂરો વિશ્વાસ છે ભગવાન, કે મારી ભારતભક્તિ સાચી અને ઉત્કટ હશે તો તારા તરફથી મને શક્તિ મળવાની જ છે."

આટલી પ્રાર્થના કરીને પછી મેં આત્મચિંતન ચલાવ્યું. અને એકાએક જુદો જ અનુભવ થયો. એ કટોકટીનો પ્રસંગ જ જાણે હું ભૂલી ગયો! હું ક્યાં છું એ પણ જાણે મહત્ત્વનું રહ્યું નહીં. અંદરથી મારું વેદાન્તી વ્યક્તિત્વ સ્ફૂર્ત થઈને બોલવા લાગ્યું: "હું શરીર નથી, ઇન્દ્રિયો નથી, અહંકાર અને ચિત્ત નથી. હું તો ચિદાનંદરૂપી પ્રત્યક્ષ શિવ છું. મારે માટે વળી મરણની શી તમા? જીવન અને મરણ બન્ને સરખાં જ છે. જ્યારે મરણની ક્ષણ આવે ત્યારે પણ હું તો અંદરથી લલકારતો હોઈશ, चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् કોણ જાણે કેટલો સમય આ અદ્‌ભુત સ્થિતિમાં હું પડયો રહ્યો હોઈશ; પણ આખો વખત મને અપૂર્વ ચિત્તશાંતિ હતી.

મોડેથી મને છોડી મૂકવામાં આવ્યો ને 'રાષ્ટ્રમત'ની ઑફિસમાં સીધો જવાને બદલે આમતેમ રખડીને મધરાત પછી હું ત્યાં ગયો ને મારા ક્રાંતિકારી આગેવાન ગંગાધરરાવ દેશપાંડેને મેં આખો રિપોર્ટ આપ્યો. (પણ મારા આત્મચિંતન વિશે કે આધ્યાત્મિક ધ્યાન વિશે ન તો મેં એમને કંઈ કહેલું કે ન અત્યાર સુધી બીજા કોઈને કહ્યું કે લખ્યું છે. એ અનુભવ વિશે તો આ પ્રથમ વાર જ લખી રહ્યો છું.)

પણ એ પ્રસંગે, ગીતાપાઠ પછી મેં જે ધ્યાન કર્યું તે એટલું ઊંડું હતું કે એમાંથી મને આત્માનો સાક્ષાત્કાર થઈ શક્યો. અને એ સાક્ષાત્કારમાંથી જે નિર્ભયતા અને શક્તિ મને મળ્યાં તે તો મારી કાયમી મૂડી થઈ છે.

# ૧૦. પરમહંસની પંચવટી

વડોદરામાં, જેનો હું આચાર્ય હતો તે ગંગનાથ વિદ્યાલય બંધ થયું. કેશવરાવ દેશપાંડે પણ ગાયકવાડની નોકરી છોડી દઈ સયાજીપુરામાં રહેવા ગયા, અને હું હિમાલયની યાત્રાએ ઊપડયો, તે વખતની વાત છે. અનંતબુઆ મરઢેકર મારી સાથે આવવા નીકળ્યા. એ પણ ગંગનાથ વિદ્યાલયના નિષ્ઠાવાન સેવક. અમે યાત્રાએ ઊપડયા ત્યારે મેં, મુસાફરીમાં કામ આવે એવો એક ટૂંકો કોટ તૈયાર કરાવ્યો અને અમે ઊપડયા: અલ્લાહાબાદ, બનારસ અને ગયામાં મેં ત્રણ શ્રાદ્ધ કર્યાં અને અમે કલકત્તા ગયા. ત્યાં મારે સ્વામી વિવેકાનંદનો બેલૂડ મઠ જોવો હતો. અને રામકૃષ્ણ પરમહંસના પ્રિય શિષ્ય અને ચરિત્રકાર 'M' (મહેન્દ્રનાથ ગુપ્ત)ને ખાસ મળવું હતું. કાલીઘાટ જઈ કાલીમાતાનાં દર્શન કરવાં, દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણ પરમહંસ રહેતા હતા તે સ્થાન જોવું, જે 'પંચવટી બગીચા'માં તે ધ્યાન કરવા બેસતા, તે સ્થાન પણ જોવું, એવા એવા અનેક ઉત્કટ વિચારે હું કલકત્તા ગયો હતો. બેલૂડ મઠમાં સ્વામી પ્રેમાનંદનો ભેટો થયો. એ પોતે એમના નામ જેવા જ પ્રેમાળ. મહેન્દ્રનાથ સાથે તો પત્રો દ્વારા આત્મીયતા જામી જ હતી, કેમ કે મારા મિત્ર ગુણાજીએ અને મેં, એમની ચોપડીનું મરાઠી ભાષાંતર કર્યું હતું. મને જોતાંવેંત કહે, "મેં તો માનેલું કે માત્ર એક મહારાષ્ટ્રીય વિદ્વાનનો ભેટો થશે. તમે તો સાધુ પણ છો ને શું!"

ખેર. મારે પંચવટીનો અનુભવ લખવો છે.

દક્ષિણેશ્વર ગયા. ત્યાં રાણી રાસમણિએ સ્થાપેલા ભવ્ય મંદિરમાં કાલીમાતાનાં દર્શન થયાં, રામકૃષ્ણ પરમહંસ રહેતા હતા તે ઓરડી જોઈ. ત્યાંથી પંચવટીમાં જતા હતા ત્યારે મનમાં એક સંકલ્પ ઊઠયો અને કાલીમાતાને ઉદ્દેશીને મેં કહ્યું, "માતાજી, આ સંકલ્પને તમારા આશીર્વાદ હોય તો મારે એની એંધાણી જોઈએ છે." મનમાં એટલો સંકલ્પ ઊઠયો અને ટપ દઈને મારી આગળ એક નાનકડું ફૂલ પડયું. એ પારિજાતકનું હતું. એ મેં ઊંચક્યું. ભાવ-ગંભીર થયો. બુઆ મને જોવા લાગ્યાં. મેં તરત ત્યાં ને ત્યાં મારો કોટ ઉતાર્યો અને નક્કી કર્યું કે હવે પછી, સાધુ તરીકેનું જીવન રહે ત્યાં સુધી દરજીએ સીવેલાં કપડાં પહેરવાં નહીં. એટલે એ દિવસથી ધોતિયું, ખેસ અને મફલર – એ જ મારો પોશાક બની ગયો. પછી અમે પંચવટી જોવા ગયા. કલકત્તાથી આટલું નજીક હોવા છતાં, અને દક્ષિણેશ્વર મંદિરનો જ એક ભાગ હોવા છતાં, એ બગીચો સાવ એકાન્ત જેવો હતો. સ્વામી વિવેકાનંદ, રામકૃષ્ણ પરમહંસ, ભગિની નિવેદિતા, શારદામાતા, એવી પૂજ્ય વિભૂતિઓનાં ચરિત્રો મેં વાંચ્યાં હતાં. એટલે પંચવટીમાં ભાવાવેશ મારા પર સવાર થાય એમાં આશ્ચર્ય નથી. અને પેલું પારિજાતકનું ફૂલ તો મારા હાથમાં હતું જ.

દેવી કેટલાં પ્રેમાળ છે અને હળવાં છે, એની વાત કરી ત્યારે જ દેવી મહાલક્ષ્મી મારે માટે 'સાચાં' કહો કે 'જીવતાં' કહો, થઈ શક્યાં. આ રીતે દેવીની ભક્તિ વળગ્યા છતાં દેવીની ઉપાસના મને વળગી નહીં. ભક્તિ અને ઉપાસના વચ્ચેનો ભેદ સૂક્ષ્મ છે, પણ સાચો છે.

કવળેમાં મહાલક્ષ્મીને લઈને કોઈ ખાસ અનુભવ થયો હોય એમ ન કહી શકું, પણ મહાલક્ષ્મીનું અસ્તિત્વ મારે માટે જીવતું થયું. અને એ ભાવના કાયમ થઈ તે આજે પણ કાયમ છે.

દેવીભક્તિ વિશે આગળ જતાં મેં જે ઉપાસના ચલાવી, તેનો વિસ્તાર પાછળથી કરીશ. અત્યારે એટલું જ કહીશ કે શક્તિસંપ્રદાય અને એ લોકોની વિચિત્ર સાધના વિશે કશું જાણતાં પહેલાં જ મહાલક્ષ્મી પ્રત્યે ભક્તિ જામી, એ મારે માટે મોટામાં મોટો લાભ ગણું છું. (આગળ જતાં મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી વિશે જાણ્યું ત્યારે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ ત્રિમૂર્તિની ત્રિવિધ શક્તિ વિશે સમજતાં મને વાર ન લાગી. એમ જ દત્તાત્રેયની નાનપણની મારી ઉપાસના મને આખર સુધી, અનેક રીતે મદદગાર નીવડી છે.)

હિમાલયના પ્રવાસમાં ગંગોત્રી, જમનોત્રી, કેદાર અને બદરી કર્યા પછી હું કાશ્મીરમાં અમરનાથની યાત્રા કરી આવ્યો. એ યાત્રા દરમ્યાન એક ઠેકાણે ક્ષીર-ભવાનીનું જીવતુંજાગતું સ્થાન છે. ત્યાંનો અનુભવ ખરેખર અદ્ભુત હતો. (હું ધારું છું એને વિશે મેં ક્યાંક વિસ્તારથી લખ્યું છે. છતાં ધર્માનુભવ ઉપરાંત આત્મિક અનુભવની વાતો કરવા બેઠો છું એટલે ક્ષીરભવાનીના અનુભવોનો ઉલ્લેખ અહીં કરવો જ જોઈએ.)

કૉલેજની કેળવણી પૂરી થયા પછી ત્રણ વસ્તુઓ મને વળગી હતી: ૧. એક તો ભારતને સ્વતંત્ર કરવા માટે સશસ્ત્ર ક્રાંતિ કરવી જોઈએ એવો નિર્ધાર અને એને માટે જીવન અર્પણ કરું છું — એવો કરેલો સંકલ્પ.

૨. ક્રાંતિકારીઓ જેનું મહત્ત્વ સમજતા ન હતા અને જે મારામાં જોરથી ઊગ્યું હતું તે એ કે ૧૮૫૭ની સાલમાં જેમ રાજાઓ અને ફોજ પર આધાર રાખી લડવાનો પ્રારંભ કર્યો અને હાર્યા, તેની પુનરુક્તિ હવે ન કરાય. ક્રાંતિ માટે સામાન્ય જનતાનું માનસ જાગ્રત થવું જોઈએ. એને માટે ક્રાન્તિકારી રાષ્ટ્રકેળવણી — કેવળ બૌદ્ધિક નહીં, પણ બુદ્ધિ સાથે ક્રિયાકૌશલ્યની કેળવણી પણ આપવી જોઈએ. એનું મહત્ત્વ મારા હૈયામાં પૂરેપૂરું ઊતર્યું હતું. અને તેથી જ ગંગાધરરાવ દેશપાંડેના કહેવાથી બેલગામનું ગણેશ વિદ્યાલય મેં હાથમાં લીધું હતું.

૩. અને ત્રીજી વસ્તુ, રાજદ્વારી અને ક્રાન્તિકારી કેળવણી સાથે જૂની ધાર્મિક કેળવણી — પછી એ પૂજાઅર્ચાની હોય કે સંતોની ભક્તિમાર્ગી હોય — કામની નથી. પણ અદ્વૈત વેદાન્તની સર્વસમન્વયકારી આધ્યાત્મિક કેળવણીનું તેજ પણ એમાં હોવું જોઈએ. એને માટે આધ્યાત્મિક શક્તિ જાગ્રત કરવા સિવાય ઊતરતો કોઈ ઉપાય નહીં ચાલે — એ વિશ્વાસ દૃઢ થયો હતો.

મેં જોયું હતું કે આ ત્રણે વસ્તુ શ્રી અરવિંદ ઘોષમાં છે. એટલે એમની પાસે જવું જોઈએ એ મન સાથે નક્કી થયેલું પણ પરિચય વગર અને યોગ્ય ભલામણ વગર, અંતરંગ પ્રવેશ ક્યાંથી મળે? એ મૂંઝવણ હતી.

બેલગામના અમારા ગંગાધરરાવ દેશપાંડેએ, વડોદરાના બૅરિસ્ટર કેશવરાવ દેશપાંડે વિશે વાતો કરતાં એક વાર કહ્યું કે, 'તેઓ સયાજીરાવ ગાયકવાડના માનીતા અમલદાર છે. અંદરથી પૂરા ક્રાંતિકારી અને અરવિંદ ઘોષના ખાસ મિત્ર છે.' મેં મન સાથે નક્કી કર્યું કે કેશવરાવ પાસે જઈશ અને એમને રાજી કરી, એમની મારફતે અરવિંદ ઘોષ પાસે જઈશ.

યથાકાળે હું વડોદરા ગયો. ગંગનાથ વિદ્યાલયનો આચાર્ય થયો. મારા ત્રણે આગ્રહ માટે મને ત્યાં અનુકૂળતા જણાઈ. પણ અંગ્રેજોની જોહુકમીને કારણે એ વિદ્યાલય બંધ પડયું અને મેં હિમાલયમાં જઈને સાધના કરવાનું અને નવી પ્રેરણા મેળવવાનું નક્કી કર્યું.

જતાં પહેલાં કેશવરાવ પાસેથી રીતસર દીક્ષા લેવાનું મને મન થયું. તેમણે 'હા' પાડી. અને મારી કુળપરંપરા વિશે પૂછીને પછી મને દેવીભક્તિની દીક્ષા આપી. મંત્રનો સ્વીકાર કરી હું દુર્ગાસપ્તશતીનો પાઠ કરવા લાગ્યો. અને ધીરે ધીરે અથવા ઝડપભેર, દેવીભક્તિમાં તલ્લીન થયો.

બંગાળમાં શાક્તસંપ્રદાય ફેલાયેલો છે. એમાં કેટલાક લોકો દક્ષિણાચારી હોય છે, એ મેં જાણ્યું. વામાચારી વિશે ઘણી વાર બહુ ખરાબ વાતો સાંભળેલી એટલે એને વિશે તિરસ્કાર હતો જ. દેવીઉપાસનાની દીક્ષા લીધા પછી, વામાચારી પણ દેવીઉપાસક હોઈ આપણાં જ ભાઈભાંડુ છે, એમનો તિરસ્કાર ન કરાય પણ એમનાથી ચેતીને ચાલવું જોઈએ અને વામાચાર મૂળે કેવો હતો અને કેમ બગડી ગયો, એની પણ શોધ કરવી જોઈએ એ જાતના વિચારો મનમાં આવવા લાગ્યા.

હિમાલયની યાત્રા એ મારા જીવનનો એક મોટો પલટો હતો. ઘરબાર, પત્ની, બાળકો, બધું છોડી, દેવી પાસેથી પ્રેરણા મેળવી, રાજદ્વારી તેમ જ આધ્યાત્મિક મુક્તિ માટે ફના થવું, એ દૃઢ સંકલ્પ સાથે મેં ઘર છોડયું. મુસાફરીમાં કેટલાક શાક્ત સંન્યાસી પણ મળ્યા. એમનું વલણ પણ જાણ્યું. એમાં દુરાચારની ગંધ ન દેખાઈ પણ જડતા પાર વગરની હતી.

હિમાલય પહોંચ્યો ત્યાં સુધી હું પૂરેપૂરો વેદાન્તી થયો હતો. આત્મા-પરમાત્માનો અભેદ, બુદ્ધિથી માન્ય થયો હતો. પણ મારી સાધના તો જગત અને જગદીશ્વર વચ્ચેનો અભેદ જોવાની અને અનુભવવાની હતી. પૌરાણિક અને વૈદિક પણ. દેવદેવીઓ સ્વતંત્ર વ્યક્તિઓ નથી, પણ એ બધાં રૂપકો છે, એમ પણ હું માનતો હતો. અને છતાં એમનું વ્યક્તિત્વ મારે માટે કેવળ કાલ્પનિક નહીં, પણ સાચું અને જીવતું હતું. બીજા ધર્મો કરતાં સનાતન ધર્મની આ વિશેષતા મારે ગળે ઊતરી હતી. તેથી પરમાત્મા એક જ છે, એ વિશે પરિપૂર્ણ નિશ્ચય અને અનુભવ હોવા

છતાં, 'એની અનેક રીતે પૂજા ન કરાય' એ ઈસ્લામનો કે ઈસાઈ ધર્મનો આગ્રહ મને હમેશાં સંકુચિત લાગ્યો છે. હું હમેશાં કહેતો, 'પરમાત્માને આ રીતે નબળો કેમ પડાય કે એ અનેક રીતે પ્રગટ ન થઈ શકે? ભગવાનનાં નામો જો અસંખ્ય, તો રૂપો અને વિભૂતિઓ પણ અસંખ્ય કેમ નહીં?'

આ ભૂમિકા પર આરૂઢ હોવાને કારણે હું હિમાલયમાં અદ્વૈત અનુભવ જોરથી કેળવતો ગયો. અને સાથે સાથે ગમે તે દેવદેવીઓની કોઈ ઠેકાણે પૂજા કરવી પડે તો એમાં મને વાંધો ન આવતો.

કાશ્મીરની ક્ષીરભવાનીમાં ન હતું કોઈ મંદિર કે ન હતી કોઈ મૂર્તિ. નદીના પ્રવાહને કારણે એની વચ્ચે એક સારોસરખો બેટ (ટાપુ) બનતો હતો. અને એની અંદર, એક જગ્યાએ એક સાધારણ હોજ કે તળાવ બનેલું છે. એ તળાવ જ ક્ષીરભવાની. લોકો એની જ પૂજા કરે છે. તળાવમાંથી પાણી લઈને લોકો એ તળાવને જ અભિષેક કરે, એટલે કે, નવડાવે! ભક્તોને એમાં કશી વિચિત્રતા લાગતી ન હતી. મેં પણ પૂજા કરી. પણ આખા હિમાલયને ભગવાનના રૂપ તરીકે જોવાની ટેવ પડયા પછી, આ તળાવમાં વિશેષ શક્તિ જોવાનું મન જ ન થયું. અખંડ પ્રવાસને કારણે ભારતમાતાનાં ભિન્ન ભિન્ન દર્શનો થતાં હતાં. (આજકાલના લોકો હિંદુસ્તાનને 'ભારતમાતા' કહે છે.) એ એક ભક્તિની ભાષા છે. લાગણીનો ઊભરો છે. પણ દેવીની ઉપાસના કરનાર હું — મારે માટે મહાકાલી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી જેમ પ્રત્યક્ષ દેવીઓ હતી, એવી જ રીતે ભારતમાતા પણ એક પ્રત્યક્ષ દેવી હતી. એની પૂજા કરું અને ભક્ત તરીકે એની પાસેથી આશીર્વાદ પણ માગું. મારી ભારતભક્તિ કેવળ રૂપક ન હતી; પણ સોએ સો ટકા ઉપાસના હતી. ક્ષીરભવાની મારે માટે કેવળ પાણીનો જથ્થો ન હતો. એ પાણીને ભક્તિ દ્વારા ક્ષીર — એટલે દૂધ — માનવાની પણ મારે ગરજ ન હતી. ભારતમાતા કરોડોને જે ધાન્ય આપે છે, ફળફૂલ વનસ્પતિ આપે છે, જાનવરોને અને પશુપંખીઓને ખવડાવે છે, એ બધું એનું દૂધ જ છે. એવી એક ક્ષીરભવાનીની પૂજા કરવા અહીં આવ્યો છું — એ ભવ્ય વિચારે ભારેલો, હું ત્યાં પહોંચ્યો હતો. તે દિવસે મનમાં એક પ્રશ્ન ઊઠયો તે આટલે વરસે આજે ફરી યાદ આવ્યો. મનમાં વિચાર આવ્યો કે ભારતમાતા સર્વત્ર છે ત્યારે અહીં જ હું શા માટે આવ્યો? અહીં જ કેમ પૂજા કરું છું? હૈયાએ તરત જવાબ આપ્યો : 'ભારતમાતા એટલે પહાડ, નદીઓ, સરોવરો અને ખેતરો જ નહીં, પણ અહીં વસતાં કરોડો હૈયાંઓ પણ ભારતમાતા જ છે. આખા દેશના હજારો અને લાખો લોકો દર્શને આવે છે એ હૈયાંઓએ આ સ્થાન પસંદ કર્યું છે, સ્થાપ્યું છે. તેથી કરોડો હૈયાંની એ ભક્તિભાવના ધારણ કરી — ધારણ કરીને નહીં, પણ જાગ્રત કરી — અહીં દર્શન અને પૂજા કરવા આવ્યો છું.'

એ બેટ સાવ નાનો ન હતો. ત્યાં કેટલાંય મકાનો અને મોટાં મોટાં ઝાડ હતાં. પણ ભીડ એવી કે માણસના આ જંગલમાં એકાન્ત જરાયે મળે નહીં. ફરતાં ફરતાં જ્યાં ત્યાં માણસો અથડાય. મકાનોમાં સૂવાની શું, બેસવાની જગા પણ ન મળે.

તે દિવસે (અને રાત્રે) મને ભીડની અકળામણ જરાય ન થઇ.

એ જ તો ક્ષીરભવાની! જેટલા લોકો વધારે, એટલું દર્શન ઉત્કટ. ભીડ એટલે ભક્તિની જાડાઈ-પહોળાઈ એવો વિચાર આવ્યો અને હું હસી પડયો. મેં બુવાને કહ્યું, "ઘણે દિવસે કોઈ સ્નેહીનો મેળાપ થાય એટલે આપણે જોરથી ભેટી પડીએ છીએ. એ ભેટી પડવામાં હૈયાની એકતા શરીર મારફતે અનુભવવાનો પ્રયત્ન હોય છે. અહીં અનાયાસે આટલી ભીડ આપણને મળી છે, એટલે આજે આ ભીડ હું માણું છું. 'માણું છું' કહેવાને બદલે, 'આ ભીડ મારફતે ક્ષીરભવાનીનો સાક્ષાત્કાર કરું છું એમ જ મારે કહેવું જોઈએ." બુવા કહે, "તમારી વાત સમજી શકું છું. હવે એ જ અનુભવવાનો પ્રયત્ન કરું છું."

પછીની વાત મેં જે અન્યત્ર લખી છે તે જ ટૂંકામાં અહીં કહી દઉં.

અમારી સાથે સેવકરામ કરીને એક યાત્રીભક્ત હતો. એક ઝાડ તળે સૂવાનો અમે પ્રયત્ન કરતા હતા ત્યારે સેવકરામ કહે, "લોકો કહે છે કે ક્ષીરભવાનીમાં જે કોઈ આવે તેને ખાવાને મળવાનું જ. છતાં અત્યારે આપણે ત્રણે જણા ભૂખ્યા સૂઈએ છીએ એ જરા વિચિત્ર લાગે છે."

મને એની વાત ગમી નહીં. મેં કહ્યું, "ક્ષીરભવાનીનું સત (અને આપણી ભક્તિ) કસોટીએ ન ચઢાવીએ. આજે દર્શનાનંદ મળ્યો જ છે, એ આનંદમાં સૂઈ જઈએ."

એટલામાં એક ભાઈ આવીને કહે, "મારી પાસે મીઠું નાખેલો ભાત વધ્યો છે. એક મૂર્તિને પૂરો થાય એટલો છે. તમારામાંથી કોઈ આવશો?"

મેં સેવકરામને કહ્યું, "સેવકરામ, આ લ્યો! ક્ષીરભવાનીનું તમારે માટે આમંત્રણ આવ્યું છે.' એ કહે, 'હું એકલો નહીં જાઉં.' મેં કહ્યું, "બુવા તો પોતાને હાથે રાંધેલું જ ખાય છે અને મારે આવવું નથી. તમે નકામી વાર ન લગાડો. જાઓ અને ક્ષીરભવાનીનો પ્રસાદ લઈ લો."

સેવકરામ પેલા માણસની પાછળ પાછળ ગયા. બુવા અને હું સૂતા સૂતા વાતો કરતા હતા. એટલામાં એક માણસ ત્યાં આવી ચઢયો. પૂછે, "તમે કોણ છો?" મેં કહ્યું, "સાધુ છીએ, તારે શું જોઈએ છે?" એ કહે, "અમારા શેઠ આવ્યા છે. ખાવાનું તૈયાર છે. શેઠે કહ્યું, કે 'કોઈ સાધુ ભૂખ્યો હોય તો લઈ આવો.' એટલે આવ્યો છું". બુવા મને કહે, "તમે જાઓ." મેં કહ્યું, "તમે કોઈના હાથનું ખાતા નથી એ જાણું છું. પણ તમે એકલા ભૂખ્યા રહો એ ગમતું નથી."

થોડી રકઝકને અંતે હું ગયો. એ શેઠ જ્યાં ઊતર્યા હતા ત્યાં ખાવાની બધી તૈયારી હતી અને દૂધનો એક મોટો લોટો ભરેલો પડયો હતો. મારા સ્વભાવ પ્રમાણે મેં મશ્કરી કરી, "આટલું બધું પીરસ્યું છે તો શું તમે મને રાક્ષસ માન્યો?" શેઠ કહે, "તમે ભાવે તેટલું ખાઓ, બાકીનું અમારે માટે પ્રસાદ થશે." એના ઉપર મેં મારું હમેશનું પ્રવચન આપ્યું. પછી કહ્યું, "પેલા ઝાડ તળે એક મૂર્તિ સૂતી છે એને આ દૂધનો લોટો તમારા નોકરને હાથે મોકલી દો. નોકર એ જગા જાણે છે."

છતાં, 'એની અનેક રીતે પૂજા ન કરાય' એ ઈસ્લામનો કે ઈસાઈ ધર્મનો આગ્રહ મને હમેશાં સંકુચિત લાગ્યો છે. હું હમેશાં કહેતો; 'પરમાત્માને આ રીતે નબળો કેમ પડાય કે એ અનેક રીતે પ્રગટ ન થઈ શકે? ભગવાનનાં નામો જો અસંખ્ય, તો રૂપો અને વિભૂતિઓ પણ અસંખ્ય કેમ નહીં?'

આ ભૂમિકા પર આરૂઢ હોવાને કારણે હું હિમાલયમાં અદ્વૈત અનુભવ જોરથી કેળવતો ગયો. અને સાથે સાથે ગમે તે દેવદેવીઓની કોઈ ઠેકાણે પૂજા કરવી પડે તો એમાં મને વાંધો ન આવતો.

કાશ્મીરની ક્ષીરભવાનીમાં ન હતું કોઈ મંદિર કે ન હતી કોઈ મૂર્તિ. નદીના પ્રવાહને કારણે એની વચ્ચે એક સારોસરખો બેટ (ટાપુ) બનતો હતો. અને એની અંદર, એક જગ્યાએ એક સાધારણ હોજ કે તળાવ બનેલું છે. એ તળાવ જ ક્ષીર-ભવાની. લોકો એની જ પૂજા કરે છે. તળાવમાંથી પાણી લઈને લોકો એ તળાવને જ અભિષેક કરે, એટલે કે, નવડાવે! ભક્તોને એમાં કશી વિચિત્રતા લાગતી ન હતી. મેં પણ પૂજા કરી. પણ આખા હિમાલયને ભગવાનના રૂપ તરીકે જોવાની ટેવ પડયા પછી, આ તળાવમાં વિશેષ શક્તિ જોવાનું મન જ ન થયું. અખંડ પ્રવાસને કારણે ભારતમાતાનાં ભિન્ન ભિન્ન દર્શનો થતાં હતાં. (આજકાલના લોકો હિંદુસ્તાનને 'ભારતમાતા' કહે છે.) એ એક ભક્તિની ભાષા છે. લાગણીનો ઊભરો છે. પણ દેવીની ઉપાસના કરનાર હું — મારે માટે મહાકાલી, મહાલક્ષ્મી અને મહા-સરસ્વતી જેમ પ્રત્યક્ષ દેવીઓ હતી, એવી જ રીતે ભારતમાતા પણ એક પ્રત્યક્ષ દેવી હતી. એની પૂજા કરું અને ભક્ત તરીકે એની પાસેથી આશીર્વાદ પણ માગું. મારી ભારતભક્તિ કેવળ રૂપક ન હતી; પણ સોએ સો ટકા ઉપાસના હતી. ક્ષીર-ભવાની મારે માટે કેવળ પાણીનો જથ્થો ન હતો. એ પાણીને ભક્તિ દ્વારા ક્ષીર — એટલે દૂધ — માનવાની પણ મારે ગરજ ન હતી. ભારતમાતા કરોડોને જે ધાન્ય આપે છે, ફળફૂલ વનસ્પતિ આપે છે, જાનવરોને અને પશુપંખીઓને ખવડાવે છે, એ બધું એનું દૂધ જ છે. એવી એક ક્ષીરભવાનીની પૂજા કરવા અહીં આવ્યો છું — એ ભવ્ય વિચારે ભારેલો, હું ત્યાં પહોંચ્યો હતો. તે દિવસે મનમાં એક પ્રશ્ન ઊઠયો તે આટલે વરસે આજે ફરી યાદ આવ્યો. મનમાં વિચાર આવ્યો કે ભારત-માતા સર્વત્ર છે ત્યારે અહીં જ હું શા માટે આવ્યો? અહીં જ કેમ પૂજા કરું છું? હૈયાએ તરત જવાબ આપ્યો : 'ભારતમાતા એટલે પહાડ, નદીઓ, સરોવરો અને ખેતરો જ નહીં, પણ અહીં વસતાં કરોડો હૈયાંઓ પણ ભારતમાતા જ છે. આખા દેશના હજારો અને લાખો લોકો દર્શને આવે છે એ હૈયાંઓએ આ સ્થાન પસંદ કર્યું છે, સ્થાપ્યું છે. તેથી કરોડો હૈયાંની એ ભક્તિભાવના ધારણ કરી — ધારણ કરીને નહીં, પણ જાગ્રત કરી — અહીં દર્શન અને પૂજા કરવા આવ્યો છું.'

એ બેટ સાવ નાનો ન હતો. ત્યાં કેટલાંય મકાનો અને મોટાં મોટાં ઝાડ હતાં. પણ ભીડ એવી કે માણસના આ જંગલમાં એકાન્ત જરાયે મળે નહીં. ફરતાં ફરતાં જ્યાં ત્યાં માણસો અથડાય. મકાનોમાં સૂવાની શું, બેસવાની જગા પણ ન મળે.

સૂતા હશે, એમનું સ્મરણ કર્યું. અને મોઢામાંથી શબ્દો નીકળ્યા, "માતા ભવાની, આ બધું તું જ છે. હું જાગતો હતો, આ બધા સૂતા છે. માતાનું આલિંગન તો પક્ષપાતરહિત બધાંને મળે છે. પણ કેટલું સારું થયું કે હું માતાના આલિંગન વખતે જાગતો હતો!"

એ ધન્યતામાં હું ડૂબી ગયો. પછી ઊંઘ ક્યારે આવી એની ખબરે ન પડી. સવારે ઊઠીને, બધા યાત્રીઓની પેઠે અમે પણ એ બેટમાંથી નીકળ્યા અને પોતપોતાને રસ્તે ચાલવા લાગ્યા. મને આખા શરીરે ક્ષીરભવાનીના માતૃસ્પર્શના આનંદનો અનુભવ ફરી તાજો થયો.

*

એક બીજી વાત યાદ આવે છે. એક વાર પૂજ્ય બાપુજી જોડે વારાણસી ગયો હતો. વિખ્યાત દેશભક્ત શિવપ્રસાદ ગુપ્તે ત્યાં ભારતમાતાનું એક મંદિર બાંધ્યું હતું. મંદિરની મધ્યમાં, મૂર્તિને બદલે, આરસપહાણમાં ઉપસાવેલો, ભારતમાતાનો નકશો હતો. લંબાઈ, પહોળાઈ પ્રમાણબદ્ધ. પણ જમીનની અને પહાડોની ઊંચાઈ પ્રમાણબહાર અતિશયોક્તિવાળી. પણ એના વગર પહાડો ધ્યાનમાં આવે નહીં.

ભારતમાતાનો સંગેમરમરવાળો આવો રિલીફ મૅપ જોઈ એની ઉપયોગિતા મારા જેવા કેળવણીકારના ધ્યાનમાં તરત આવી જ જાય. પણ કોણ જાણે કેમ, ભારતની યાત્રા કરતાં અસંખ્ય પ્રદેશો નજરે જોયા હતા. યાત્રાધામોમાં ભક્તયાત્રીઓ સાથે ભક્તિની આપ-લે કરી હતી, એ બધું ત્યાં યાદ આવ્યું.

ભારતમાતાનું એ મંદિર ખુલ્લું મૂકવા માટે મહાત્માજીને આમંત્ર્યા હતા, એમની સાથે હું ગયેલો. જ્યાં મહાત્માજી હોય ત્યાં ઈશભક્તો અને દેશભક્તો ભેગા થવાના જ. એમના દર્શનમાં ભારતમાતાનું દર્શન કરતો હતો ત્યારે એકાએક કાશ્મીરની ક્ષીરભવાનીનું સ્મરણ થયું. પછી પૂછવું જ શું? પેલો નકશો જોઉં, અને ક્ષીરભવાની યાદ આવે. મહાત્માજીને જોઉં અને ક્ષીરભવાની યાદ આવે. એ દિવસ કોઈ કાળે ભૂલી ન શકું.

## ૧૨. મૃત્યુરૂપી જીવનનો સાક્ષાત્કાર—યમરાજ

હિમાલયના પ્રવાસને અંતે, એક ઠેકાણે 'કોઈ પણ સાથી વગર, એકલો જ રહી જોઉં;' એ વિચારે ટેહરી ગઢવાલ પાસે માલદિવલ નામના ગામડા પાસે જઈને રહ્યો હતો (સન ૧૯૧૨). એ સ્થાન પસંદ કરવાનાં કારણો બે :

સ્વામી રામતીર્થે ગંગાને કિનારે પોતા માટે એક આશ્રમ તૈયાર કર્યો હતો. આશ્રમ એટલે બે પાકી ઝૂંપડીઓ. એ આશ્રમ સાચવનાર એક નોકર ત્યાં હતો. એ પણ રાત્રે ત્યાં રહે નહીં. કેમ કે માલદિવલ ગામડું અને આશ્રમ વચ્ચે ગામનું સ્મશાન હતું. હિમાલયના વહેમી ગામડિયા લોકો માને કે સ્મશાનમાં મરી ગયેલા

શેઠ કહે, "એમને પણ સાથે કેમ ન લઈ આવ્યા?" જરા ચિડાઈને નોકર તરફ જોવા લાગ્યા. મારે સમજાવવું પડ્યું કે, "એ મૂર્તિ કોઈના હાથનું રાંધેલું ખાતી નથી. સ્વયંપાકી છે. પણ એ દૂધ લેશે." શેઠ પૂછે, "બીજું કાંઈ?" મેં કહ્યું, "એ બીજું કશું લે નહીં અને આ દૂધનો લોટો એમને માટે પૂરતો થશે." નોકર દૂધ આપી આવ્યો. શેઠ મારી આગળ બેસીને ભક્તિથી મને ખવડાવતા જાય. મારો સાધુનો વેશ, પણ ચશમાંની સોનેરી ફ્રેમ જોઈ પૂછે, "તમે ભણેલા લાગો છો?" મે કહ્યું, 'હા', "શાસ્ત્રી જાણો છો? ક્યાં સુધી ભણ્યા છો?" (શાસ્ત્રી એટલે હિંદી ભાષા!) મેં કહ્યું, "શાસ્ત્રી ઉપરાંત સંસ્કૃત અને અંગ્રેજી પણ જાણું છું. કૉલેજની કેળવણી પૂરી કરી છે." આસપાસના બધા જ લોકોની આંખો આશ્ચર્યથી મોટી થઈ! ક્ષીરભવાનીના આ પવિત્ર ઠેકાણે શાસ્ત્રી, સંસ્કૃત અને અંગ્રેજી જાણનાર વિદ્વાન સાધુ મહેમાન મળ્યા!

ખેર. જમીને ઝાડ તળે પહોંચ્યો. બુવા જાગતા જ હતા. સેવકરામ પણ જમીને આવ્યા હતા. બુવા કહે, "સેવકરામ, તમે ક્ષીરભવાનીનું સત પારખવા નીકળ્યા હતા. ક્ષીરભવાનીએ ત્રણેને ખવડાવ્યા, એટલું જ નહીં પણ જેને જેવી ટેવ એવું જ એને ખાવાનું મળ્યું." સેવકરામની ભક્તિ તે દિવસે દૃઢ થઈ. અને અમે બધા નિરાંતે આડા થયા.

ચમત્કારોમાં હું માનું નહીં. ચમત્કાર થાય તોયે તેનું મહત્ત્વ ગણું નહીં. પણ તે દિવસે, કોણ જાણે કેમ, મને ઊંઘ આવે નહીં. થાકેલો હતો, અને ધરાઈને ખાધું હતું એટલે ઊંઘ તરત આવવી જોઈતી હતી, પણ ન આવી. હું બેઠો થયો અને મારો માનીતો શ્લોક બોલવા લાગ્યો—

या देवी सर्वभूतेषु श्रद्धारूपेण संस्थिता।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ।।

આખા દિવસના અનુભવ પછી આ શ્લોક બોલતાં એનો નશો ચઢતો જ જાય. એ શ્લોકનું રટણ ચાલ્યું. અને — એકાએક — દેહધારી નહીં, છતાં પ્રત્યક્ષ ક્ષીરભવાનીનો સાક્ષાત્કાર થયો. એનો અનુભવ વર્ણવવો મુશ્કેલ છે. હાથપગવાળી, મુકુટ ધારણ કરનારી દેવી દેખાત તો મને આશ્ચર્ય ન થાત. હૈયાની તૈયારી હતી. પણ દેહધારી નહીં, છતાં ક્ષીરભવાની માતાનું આલિંગન હું અનુભવી શક્યો. કોણ જાણે એ અનુભવ કેટલો વખત ચાલ્યો અને ટક્યો. એ અનુભવ ઊતર્યા પછી મન થયું કે બુવાને જગાડું. એમની સાથે વાતો કર્યા વગર ચેન નહીં પડે. ફરી વિચાર થયો. એક તો ગાઢ નિદ્રામાંથી એમને જગાડવાથી, અડધા ઘેનવાળા બુવા મારી વાત ઝટ સમજે નહીં એટલે વિગતે સમજાવવું પડે. બીજો પણ એક વિચાર તે વખતે મનમાં આવ્યો. બુવા તો રહ્યા રામોપાસક, દેવીની ઉપાસનાવાળા નહીં, એટલે એમને જગાડી આ બધો અનુભવ સમજાવવામાં ખરેખર ઔચિત્ય નથી. એટલે એમને જગાડવાનું માંડી વાળ્યું અને ચારે તરફ જોતો બેસી રહ્યો. અંધારામાં આસપાસનાં ઝાડ જોયાં. અસંખ્ય યાત્રીઓ પોતપોતાને ઠેકાણે

સૂતા હશે, એમનું સ્મરણ કર્યું. અને મોઢામાંથી શબ્દો નીકળ્યા, "માતા ભવાની, આ બધું તું જ છે. હું જાગતો હતો, આ બધા સૂતા છે. માતાનું આલિંગન તો પક્ષપાતરહિત બધાંને મળે છે. પણ કેટલું સારું થયું કે હું માતાના આલિંગન વખતે જાગતો હતો!"

એ ધન્યતામાં હું ડૂબી ગયો. પછી ઊંઘ ક્યારે આવી એની ખબરે ન પડી. સવારે ઊઠીને, બધા યાત્રીઓની પેઠે અમે પણ એ બેટમાંથી નીકળ્યા અને પોતપોતાને રસ્તે ચાલવા લાગ્યા. મને આખા શરીરે ક્ષીરભવાનીના માતૃસ્પર્શના આનંદનો અનુભવ ફરી તાજો થયો.

*

એક બીજી વાત યાદ આવે છે. એક વાર પૂજ્ય બાપુજી જોડે વારાણસી ગયો હતો. વિખ્યાત દેશભક્ત શિવપ્રસાદ ગુપ્તે ત્યાં ભારતમાતાનું એક મંદિર બાંધ્યું હતું. મંદિરની મધ્યમાં, મૂર્તિને બદલે, આરસપહાણમાં ઉપસાવેલો, ભારતમાતાનો નકશો હતો. લંબાઈ, પહોળાઈ પ્રમાણબદ્ધ. પણ જમીનની અને પહાડોની ઊંચાઈ પ્રમાણબહાર અતિશયોક્તિવાળી. પણ એના વગર પહાડો ધ્યાનમાં આવે નહીં.

ભારતમાતાનો સંગેમરમરવાળો આવો રિલીફ મૅપ જોઈ એની ઉપયોગિતા મારા જેવા કેળવણીકારના ધ્યાનમાં તરત આવી જ જાય. પણ કોણ જાણે કેમ, ભારતની યાત્રા કરતાં અસંખ્ય પ્રદેશો નજરે જોયા હતા. યાત્રાધામોમાં ભક્તયાત્રીઓ સાથે ભક્તિની આપ-લે કરી હતી, એ બધું ત્યાં યાદ આવ્યું.

ભારતમાતાનું એ મંદિર ખુલ્લું મૂકવા માટે મહાત્માજીને આમંત્ર્યા હતા, એમની સાથે હું ગયેલો. જ્યાં મહાત્માજી હોય ત્યાં ઈશભક્તો અને દેશભક્તો ભેગા થવાના જ. એમના દર્શનમાં ભારતમાતાનું દર્શન કરતો હતો ત્યારે એકાએક કાશ્મીરની ક્ષીરભવાનીનું સ્મરણ થયું. પછી પૂછવું જ શું? પેલો નકશો જોઉં, અને ક્ષીરભવાની યાદ આવે. મહાત્માજીને જોઉં અને ક્ષીરભવાની યાદ આવે. એ દિવસ કોઈ કાળે ભૂલી ન શકું.

## ૧૨. મૃત્યુરૂપી જીવનનો સાક્ષાત્કાર—યમરાજ

હિમાલયના પ્રવાસને અંતે, એક ઠેકાણે 'કોઈ પણ સાથી વગર, એકલો જ રહી જોઉં;' એ વિચારે ટેહરી ગઢવાલ પાસે માલદિવલ નામના ગામડા પાસે જઈને રહ્યો હતો (સન ૧૯૧૨). એ સ્થાન પસંદ કરવાનાં કારણો બે :

સ્વામી રામતીર્થે ગંગાને કિનારે પોતા માટે એક આશ્રમ તૈયાર કર્યો હતો. આશ્રમ એટલે બે પાકી ઝૂંપડીઓ. એ આશ્રમ સાચવનાર એક નોકર ત્યાં હતો. એ પણ રાત્રે ત્યાં રહે નહીં. કેમ કે માલદિવલ ગામડું અને આશ્રમ વચ્ચે ગામનું સ્મશાન હતું. હિમાલયના વહેમી ગામડિયા લોકો માને કે સ્મશાનમાં મરી ગયેલા

લોકોનાં ભૂત રહે છે, અને દેખા દે છે. અંધારું થયા પછી આશ્રમ તરફ આવવાની કોઈ હિંમત જ ન કરે.

આ સ્થળ પસંદ કરવાનું બીજું કારણ – ગંગામૈયાનો પ્રવાહ ત્યાં સહેજ, જરીક જ, ઉત્તર તરફ વહે છે. સાધારણ રીતે આખી ગંગા ક્યાંક દક્ષિણ અને ક્યાંક પૂર્વ તરફ વહે છે. એટલે આવો પ્રવાહ ક્યાંક બેવડો વળાંક લઈ, સહેજ પણ ઉત્તર તરફ વહે, તો એ અદ્‌ભુત સ્થાન ગણાય છે. વધુ પવિત્ર તો ખરું જ. યાત્રીઓ આવાં ત્રણ સ્થાનોની વાતો કરે છે. ૧. ઉત્તર કાશી, ૨. વારાણસી અને એ બે સ્થાનો વચ્ચેનું આ ૩. માલદિવલ.

અહીં મને થોડા દિવસ સરસમાં સરસ એકાંત મળ્યું; જેને માટે હું ઝંખતો હતો. યાત્રાલાઈનથી આ જગા સહેજ દૂર હોવાથી અહીં ભાગ્યે જ કોઈ આવતું. પેલો નોકર ઓરડી સાફ કરી મને એકાદ વસ્તુ રાંધી ખવડાવે અને અલોપ થઈ જાય. પહાડ અને ગંગા; કુદરતનું નિરીક્ષણ; થોડુંક વાચન અને આખો વખત ચિંતન – એમ દિવસો પસાર થતા હતા.

એટલામાં હું માંદો પડ્યો. અમસ્તોય હું દવા પાછળ પડું નહીં. એમાં વળી ટેહરી જઈ દવા આણવાનું ફાવે એમ ન હતું. એટલે એમ ને એમ પડ્યો રહ્યો.

એક રાતની વાત છે. ઊંઘ આવતી ન હતી. ઉત્તર રાત્રીએ જરાક આંખ મળી હશે, એટલામાં હેબતાઈને જાગી ગયો. જાણે કોઈએ મને હલાવીને જગાડ્યો હોય! અને ત્યાં મને એકાએક મૃત્યુનું દર્શન થયું! મારો અંતકાળ આવ્યો છે એની તો લગભગ ખાતરી જ થઈ. શરીરની નબળાઈ પાર વગરની હતી. પણ વિશેષ એ કે પ્રત્યક્ષ મૂર્તિનું દર્શન કર્યા વગર એમ જ લાગ્યું કે યમરાજે મને હલાવીને જગાડ્યો છે અને મને કહે છે: "લેવા આવ્યો છું. તૈયારી તો છે ને?" એક ક્ષણ તો, એ પ્રશ્ન ભેજામાં ઊતરે તે પહેલાં, અનુભવની અદ્‌ભુતતાને કારણે હું ચકિત થયો. યમરાજ પોતે આવ્યા છે અને મને પૂછે છે, એ વસ્તુ એટલી સ્પષ્ટ અનુભવાઈ કે એ કલ્પના હશે એ વિચારને સ્વીકારવાની માનસે સાફ ના પાડી. બીજી જ ક્ષણે મેં હા પાડી. "આ ક્ષણે આવવા તૈયાર છું." એવા શબ્દો મનમાં ગોઠવાયા પણ મોઢામાંથી નીકળ્યા નહીં.

અને મેં માન્યું કે જેમ અનેક વાર મૃત્યુનું ચિંતન કરતાં થાય છે તેમ, આખા જીવનની ઘટનાઓ અને એમનો બોધ મનમાં જાગશે. પણ તેવું કશું થયું નહીં. આખા શરીરમાં એક પ્રફુલ્લતા વ્યાપી . . . અને હું હર્ષગદ્‌ગદ થયો! આખા શરીરમાં, રોમેરોમમાં એ હલકાપણું પહોંચી ગયું. અને એ ભાવના જ્યારે સહેજ ઉત્કટ થઈ ત્યારે શરીર એ ભાવના કેમ જીરવશે એની જાણે મૂંઝવણ થવા લાગી.

આખા જીવનમાં જાતજાતના આનંદો મેં અનુભવ્યા છે – શારીરિક, માનસિક અને ભાવનાત્મક. કેવળ બુદ્ધિના આનંદો પણ મેં અનેક વાર અનુભવ્યા છે. આનંદોની આવી વિવિધતાનું ચિંતન પણ મેં ઊંડા ઊતરીને કર્યું છે. પણ તે દિવસનો એ આનંદ કાંઈ નોખો જ હતો. એમાં મન, બુદ્ધિ અને ભાવનાના સહયોગ

ઉપરાંત, શરીરનાં રોમેરોમ સહયોગ આપે છે, એમ મેં વિશેષપણે અનુભવ્યું. એટલે મન સાથે શરીર પણ નીકળી જવાને તૈયાર થયું હોય, ઇંતેજાર હોય, એમ લાગ્યું.

થોડા વખત પછી એ આનંદનો ઊભરો શમવા લાગ્યો. અને એ સંપૂર્ણ આનંદમાં શાંતિ દાખલ થઈ.

એ નવા આનંદનો આખા શરીર-મન-પ્રાણે અનુભવ લીધો એટલે એ જ મૃત્યુનું અથવા યમરાજનું પ્રત્યક્ષ દર્શન છે, એ વિચારથી હું આનંદમગ્ન થયો. અંતે 'ઠેકાણે' આવ્યા પછી મને પહેલો વિચાર આવ્યો કે આનાથી માણસ શા માટે ડરતો હશે? વિચાર કર્યો કે હવે સૂઈ જાઉં. ઘડિયાળમાં જોયું તો રોજની પેઠે ધ્યાન કરવાનો એ વખત હતો. પણ રોજની પેઠે ધ્યાન શરૂ થાય જ શી રીતે? એક અનેરા આનંદનો અનુભવ વાગોળવો તો જોઈએ જ ને? પછી થાક જણાતાં યાદ આવ્યું કે હું માંદો છું, થાક લાગે એમાં આશ્ચર્ય શું? ભગવાનની કૃપાનો વિચાર કરતો કરતો આડો થયો. થોડીક ઊંઘ પણ આવી ગઈ, પણ જાગતાંવેંત ફરી એ જ અનેરા અનુભવનું ચિંતન ચાલવા લાગ્યું.

મારી નિરપવાદ સંપૂર્ણ 'હા'થી યમરાજને જાણે સંતોષ થયો. અને એમણે કહ્યું, —"બસ, મારે આટલું જ જોઈતું હતું. અત્યારે તને લઈ જવાની ઇચ્છા નથી. આ પ્રસંગની તારી સાધના પર સારી અસર થશે, અને શરીરને પણ એના લાભ મળશે."

## ૧૩. તારાઓનું આકાશી સખ્ય

છેક નાનપણથી તારા જોવાની મને મજા પડતી. રાત્રે, ચાલતી બળદગાડીમાં પથારી પાથરી સૂતા હોઈએ, ગાડી ખુલ્લી હોવાથી પથારીમાં સૂતાં સૂતાં આકાશના તારા તરફ ધ્યાન જાય. એ બધું હજી યાદ છે. તે વખતે, કોક કોક ઠેકાણે, મોટા મોટા તારાનો મજાનો ત્રિકોણ થાય છે, વાંકોચૂકો ચતુષ્કોણ થાય છે, અમુક તારા એક લીટીમાં આવે છે, એટલું જ જોવાનો આનંદ. એના કરતાં વિશેષ કશું જ જાણું નહીં. લોકોને પણ તારા વિશે બોલતા સાંભળ્યા ન હતા. સૂરજ, ચાંદામામા અને બંનેને કોક કોક વખતે થતાં ગ્રહણો વિશે ખૂબ સંભળાતું. ગ્રહણ કેમ થાય છે, શું બોલવાથી સૂરજ કે ચાંદાની ગ્રહણમાંથી મુક્તિ થાય છે અને દાન પણ તે વખતે કેમ આપવું જોઈએ—એની વાર્તાઓ ખૂબ સાંભળેલી. પણ તેથી તારાના જ્ઞાનમાં કશો ઉમેરો થયો નહીં.

ત્યાર પછી શુક્ર, મંગળ, ગુરુ અને શનિ વિશે સાંભળવાનું મળ્યું. ગ્રહણ થાય તે પહેલાં એના 'વેધ લાગે છે,' એ વાત કેમે કરીને ધ્યાનમાં આવે નહીં. તારાઓ ઝબક-ઝબક ચળકે છે, ગ્રહો ચળકતા નથી, એમનો પ્રકાશ સ્થિર હોય છે, એવો ભેદ જાણ્યો, ત્યારથી ચમક-ચમક તારાઓના સખ્યનો પ્રારંભ થયો.

અહીં મારે એનો આખો ઇતિહાસ આપવો નથી. ગંગનાથ વિદ્યાલયમાં

કરતો હતો ત્યારે દેશપાંડે સાહેબને મળવા એમ. ગોવિંદ પૈ કરીને મંગળૂર તરફના એક વિદ્વાન આવેલા. એમને મોઢે આકાશના તારાઓ વિશે ઘણું જાણ્યું અને ૧૯૦૩માં મૅટ્રિક ક્લાસમાં એસ્ટ્રૉનોમી (Astronomy) નામની એક પ્રાથમિક ચોપડી વાંચી હતી એનું જ્ઞાન ફરી જીવતું થયું.

મોટો લાભ એ થયો કે મોટા મોટા તારાનાં દેશી નામ અને અંગ્રેજી નામ એકસાથે જાણતો થયો. અમુક અમુક તારાઓનાં મંડળો થાય છે. એમનાં પણ દેશી અને વિદેશી નામથી પરિચિત થયો. એટલું જ નહીં, પણ આપણાં પુરાણોમાં અને પરદેશનાં પુરાણોમાં તારાઓ વિશે જે જૂની કથાઓ છે, તેમાં નવો જ રસ પડવા લાગ્યો.

તારા કેમ ઊગે છે, કેમ આથમે છે વગેરે જ્ઞાનમાં ઠીક ઠીક ઉમેરો થયો. 'ભૂગોલચિત્રમ્' નામના નકશાઓનું આલબમ મેં વસાવ્યું. દેશી-વિદેશી ઘણી ચોપડીઓ વાંચી અને સ્વભાવે કેળવણીકાર હોઈ, મારા જ્ઞાનનો હું પ્રચાર પણ કરવા લાગ્યો. જે લોકો સાંભળવા આવે, તેમને તારામંડળના સદસ્ય ગણી, તેમની સાથે દોસ્તી કેળવવા લાગ્યો.

મારે કારણે તારાઓનો ચેપ જેમને લાગ્યો એમની સંખ્યા નાનીસૂની ન હતી, પણ અત્યારે ત્રણ નામ ખાસ યાદ આવે છે: ૧. વડોદરામાં હું શિક્ષક હતો તે વખતના ત્યાંના એક વિદ્યાર્થી, વિનોબા. ૨. મુંબઈના એક વેપારી હીરાલાલ અમૃતલાલ શાહ અને ૩. મહાત્મા ગાંધી. ૧૯૩૦માં સરકારની કૃપાથી મહાત્માજી સાથે યરવડા જેલમાં રહેવાની તક મળી ત્યારે એમને આકાશના તારાઓ બતાવતો જતો. તે વખતે એમને બહુ રસ ન પડયો, પણ પાછળથી એ રસ જબરદસ્ત રીતે વધ્યો – એ વિશે મહાદેવભાઈએ અને એમણે પોતે જ લખ્યું છે.

આટલી સર્વમાન્ય અને જરા લાંબી પ્રસ્તાવના કરી, તારાઓના ગૂઢ અનુભવો વિશે ચાર શબ્દો કહેવા માગું છું. એમાં ચર્ચવા જેવું કશું નથી. એ અનુભવો નોંધવાની જ માત્ર વાત છે.

રાષ્ટ્રીય કેળવણીના અમારા પ્રયોગો સરકારે અશકય કર્યા. ક્રાન્તિકારી કામ પણ આશાસ્પદ જણાયું નહીં ત્યારે, ચારેકોરથી નિરાશ થયેલો હું, હિમાલયની યાત્રાએ ગયો (સન ૧૯૧૨). પાછા વળવાની દાનત હતી જ નહીં. ઘરના લોકો કોક વાર, સંભાપણ પરત્વે, યાદ આવે, પણ એમના પ્રત્યેની આત્મીયતા પ્રયત્નપૂર્વક ભૂંસી નાખી હતી. હિમાલયનો પ્રદેશ અજાણ્યો અને લોકો અજાણ્યા. મારા જેવા અનેક પ્રાન્તના યાત્રીઓનો ભેટો થાય એટલે વાતો જરૂર કરીએ. છતાં, આખો દિવસ સ્વજનોમાં તો અમે ત્રણ જ — સ્વામી આનંદ, અનંતબુવા મરઢેકર અને હું. આખા જીવનમાંથી કાયમને માટે ફેરફાર કરેલો હું, જાણે જૂના જીવન માટે મરી જઈ, નવું જ જીવન જીવતો હોઉં એમ લાગતું. ત્રણ જણા વાતો કરીએ ત્યારે જૂના જીવનની વાતો કરતી વખતે એ જાણે પૂર્વભવની હોય એમ જ લાગતું! 'હવે એમની સાથે સંબંધ શો?' એ જાતનો પ્રશ્ન ફરી ફરી મનને પૂછીને જીવનપરિવર્તનની

ઘટના મનમાં સ્થિર અને મજબૂત કર્યા કરતો હતો.

આવા વાતાવરણમાં, આકાશના તારાઓ જ મારા જૂના, કાયમી અંગત મિત્રો હતા. આ અજાણ્યા મુલકમાં, જાણે સદાના ઉત્તમ સખાઓ તરીકે એમનું દર્શન થાય ત્યાં સુધી હું અજાણ્યા પ્રદેશમાં નથી, એ જાતનું આશ્વાસન મનમાં ઊગવા લાગ્યું અને ગંભીર થવા લાગ્યું.

અને તેથી જ એ ગ્રહો, એ તારાઓ, એનાં અમુક અમુક મંડળો — દાખલા તરીકે વૃશ્ચિક રાશિ, મઘા પાસેની સિંહ રાશિ, હમેશાં દેખાતા સપ્તર્ષિ — એમનાં નામ અત્યારે લઉં છું ત્યારે પણ સગાંવહાલાંઓ અને જીવનસાથીઓનાં નામ લઉં છું એવો જ ભાવ જાગ્રત થાય છે.

પણ હિમાલયના વાતાવરણમાં, અનેક પહાડોનાં શિખરો વચ્ચે સાંકડા થયેલા આકાશના ત્રિકોણોમાં કે વાંકાચૂકા આકારોમાં તારાઓ દેખાય ત્યારે એ બધા જીવતા સાથીઓ થવા લાગ્યા. એ ભાવના કોક કોક વાર અત્યંત ઉત્કટ થતી. અને તેથી હૃદયમાં જે લાગણીઓ અને કંપનો ઊભાં થતાં હતાં, તેનું વર્ણન શી રીતે કરું?

તારાઓની મદદ લઈને જ હું કહી શકું કે હિમાલયમાં આવ્યા પહેલાં જમીન, પાણી, પહાડો, જંગલો, સમુદ્રો, નદીઓ, પ્રપાતો અને બહુ બહુ તો આકાશનાં વાદળો — એ બધી આપણી દુનિયા એમ લાગતું. અને સૂર્ય, ચંદ્ર સાથેના ગ્રહો, નક્ષત્રો અને તારાઓ એ દૂરની અજ્ઞાત, અનંત દુનિયા, એવો ભેદ મનમાં રહેતો. હિમાલયમાં રાત્રે આકાશદર્શન કરતી વખતે એથી બરાબર ઊલટું થઈ જતું. આકાશના તારાઓ, ગ્રહો, એમની ગતિઓ અને નક્ષત્રો એ બધાં મારાં આત્મીયજનો. એમનું આકાશ એ જ મારી દુનિયા, અને જે દુનિયા ઉપર હું રહેતો હતો, જેનો નવો નવો સ્પર્શ મારા પગને રોજ અનેક માઈલો સુધી થતો હતો, જે દુનિયાનું પાણી હું પીતો હતો, જેનાં જંગલોની છાયામાં હું બેસતો હતો — એ આખી દુનિયા હવે, પ્રમાણમાં, પરાઈ થઈ ગઈ! અહીંની નદીઓ, અહીંના પર્વતો અને અહીંના લોકો રોજ બદલાતાં. એ મારાં નથી; પણ જેમણે મારો સાથ છોડયો જ નથી એ તારાઓ જ મારા ઓળખીતા, અંગત મિત્રો અને સાથીઓ, આત્મીયજનો છે, એમ જ આ ચિરપરિચિત અને કોઈ કાળે દગો ન દેનારી જ્યોતિઓ વિશે થવા લાગ્યું. નજીકની દુનિયા પરાઈ અને દૂરની દુનિયા સ્વકીય — એ અનુભવ અદ્‌ભુત તો હતો જ. એને માટે તૈયારી તો શું, અપેક્ષા પણ ન હતી, કલ્પના પણ ન હતી. એકાએક આ પરિવર્તન સાચું થઈ ગયું. અને જાણે શરીરના રોમેરોમથી એ અનુભવું છું એમ લાગવા માંડયું.

અને પછી એ બધા આકાશના રહીશો મારે માટે જીવતા થયા. દરેકનું જુદું વ્યક્તિત્વ, એટલે કે જીવતું વ્યક્તિત્વ, હું અનુભવવા લાગ્યો અને એમાં એક રાત્રે (મને ખ્યાલ છે તે પ્રમાણે જમનોત્રી પહોંચતાં પહેલાંની રાત્રે) એ તારાઓમાં મને ભગવાનનાં દર્શન થવા લાગ્યાં

રાતનો વખત હતો. ચાંદરણું પણ ન હતું. સાંજના પ્રકાશમાં કેટલાંક પર્વત-શિખરો જાણે ગેરુવી કફની ઓઢીને આરામ કરે છે એવું લાગતું હતું. એ જ ઠેકાણે, એ જ પહાડોને માથે તારાઓ દ્વારા ભગવાનનાં દર્શન થવા લાગ્યાં. અને ગીતાનું વચન મોઢામાંથી નીકળ્યું : (स्वभावो अध्यात्म उच्यते ।) આનો અનુવાદ મેં એક વાર કરેલો — This Personality is What is Called Adhyatma. (સ્વભાવ એટલે Personality, એ અર્થ મેં મારા સ્નેહી મહાદેવ મલ્હાર જોશીના કોઈ લેખમાં વાંચ્યો હતો, અથવા એમની સાથેની ચર્ચામાં મેં સાંભળ્યો હશે.) પણ એ વિચારની મદદથી જ રાતના એ અદ્‌ભુત અનુભવનું રહસ્ય હું સમજતો થયો. એનું કાર્યકારણ એ વખતે પણ મનમાં સ્પષ્ટ થયું ન હતું; આજે પણ એના પર વધારે પ્રકાશ પાડી શકું એમ નથી.

અને છતાં, તે રાત્રે જે દર્શન થયાં એ હિમાલયના મારા બે-ત્રણ ઉત્કટ અનુભવ કે 'દર્શન'માંનું એક ગણું છું.

એવો જ અનુભવ ધોળે દહાડે* પવાલી પાસે જોયેલાં હિમાલયનાં અસંખ્ય ધોળાં શિખરો દ્વારા થયો હતો એટલું જ અહીં નોંધી રાખું છું. જોકે એ હિમાલયનો અનુભવ ખરો, પણ તારાઓનો નહીં.

* 'હિમાલયનો પ્રવાસ' (જુલાઈ ૧૯૪૧ની ગુજરાતી આવૃત્તિ) પૃષ્ઠ ૨૭૧. (કાલેલકર ગ્રંથાવલિ–૧, પૃ. ૧૪૨)

# આશીર્વાદ

સાચા સેવકને સેવા કરતાં જે આનંદ મળે છે તે ખરું જોતાં પ્રેમાનંદ હોય છે. સાચા શિક્ષકને ભણાવતાં જે સુખ થાય છે તે પણ પ્રેમાનંદ જ છે. કુદરત-ઘેલો જ્યારે કશા હેતુ વગર રખડે ત્યારે એને જે કલાત્મક આનંદ થાય છે તેની પાછળ પણ વિરાટ પ્રેમાનંદ જ હોય છે. જ્યારે હું ગુજરાતીમાં લખું છું ત્યારે મારા નાનામોટા વાચકો સાથે હું એક રીતે વાતો કરું છું એ ખ્યાલથી, અને એટલા પૂરતો એટલા બધા લોકો સાથે હું અભેદ અનુભવું છું એ રસથી મને આનંદ થાય છે. મેં જોયું છે કે આ 'ઓતરાતી દીવાલો'એ મારે માટે અનેક ઘરનાં બારણાં ખુલ્લાં કર્યાં છે; અને અનેક હૃદયોમાં મને પ્રવેશ આપ્યો છે. કેટલીક વાર મે જોયું છે કે, કોઈ નાનો છોકરો આનંદથી એ વાંચે છે અને એ આનંદ પેટમાં ન માવાથી ઘરનાં મોટેરાં આગળ એમાંથી એકાદ ફકરો વાંચી સંભળાવે છે. મોટેરાંમાંથી કોઈ એથી આકર્ષાઈને એ ચોપડી એના હાથમાંથી ખેંચી લઈ પોતે જ વાંચવા બેસે છે અને નાનીશી હોવાથી એને પૂરી કરીને જ છોડે છે. એ વખતે મારો મૂળ બાળવાચક જે મીઠી અસ્વસ્થતા અનુભવે છે તે જોવા લાયક હોય છે. પોતાના વાચનમાં ખલેલ પડી એ એને ગમતું નથી. પણ પોતે કરેલી પસંદગી સાચી નીવડી અને ખરેખર એ ભાગ વાંચવા લાયક હતો એ બિના સિદ્ધ થયેલી જોઈ એનો આત્મવિશ્વાસ વધે છે.

નાનાઓને હંમેશ થાય છે કે આપણે નાના, આપણી અભિરુચિ 'નાની', આપણને જે ગમે છે તે મોટેરાંઓને ક્યાંથી જ ગમે? પણ જ્યારે તેઓ જુએ છે કે એવી વસ્તુ પણ દુનિયામાં હોઈ શકે છે કે જે આપણને જેટલી ગમે છે તેટલી જ મોટેરાંઓને પણ આકર્ષે છે, ત્યારે એ સમાનતાને કારણે એ રાજી થાય છે, મોટાં થાય છે અને એમનો આત્મવિશ્વાસ વધે છે. આ નાની ચોપડીએ આ કામ કર્યું છે અને તે મેં બાળકોના મોઢા પર જોયું છે.

આનું કારણ શું હશે? કારણ એટલું જ કે આ લખાણમાં ઉપદેશ નથી, પ્રચાર નથી, ડહાપણ નથી, વિદ્વત્તા નથી; કેવળ અનુભવની, સુખદુઃખની અને કલ્પનાની આપલે છે. અને વિશેષ તો ખુશમિજાજી છે. ખરેખર, દુનિયા મારાથી અકળાઈ હોય તો ભલે પણ હું દુનિયાથી અકળાયો નથી. દુનિયા ભલી છે, દુનિયાએ મને પ્રસન્ન રાખ્યો છે; મારું ભલું જ કર્યું છે; અને મને જીવવા પૂરતો અવકાશ આપ્યો છે. જેલમાં જ્યાં ગેરસમજ, ગેરઈન્સાફ અને હેરાનગત જ હોય છે ત્યાં પણ મારી દુનિયા મને પ્રિય જ લાગી છે.

ખેલ જ્યારે ખલાસ થાય છે અને ધરાયેલા છોકરાઓ ઘર ભણી દોડી જાય છે ત્યારે તેઓ ખેલને ખરાબ નથી ગણતા, પણ આટલો આનંદ આપનાર ખેલ પ્રત્યે નિઃશબ્દ કૃતજ્ઞતા અનુભવે છે; તેમ જ વખત આવ્યે આ દુનિયા ખુશીથી છોડી જઈશ પણ દુનિયા પ્રત્યેનો મારો સદ્‌ભાવ ઓછો નહીં થાય.

દુનિયા પ્રત્યેની મારી આ લાગણી, કોણ જાણે શી રીતે, આ 'દીવાલો' દ્વારા વ્યક્ત થઈ છે, તેથી જ મારાં લખાણોમાં મને એ પ્રિય થઈ પડી છે. અને તે જ કારણે હું માનું છું, વાચકોને પણ એ પ્રિય થઈ પડી હશે.

સ્વામીએ એને પ્રેમથી પ્રગટ કરી; પૂ. બાપુજીએ માંદગીની નિવૃત્તિમાં એ વાંચીને પોતાની પ્રસન્નતા વ્યક્ત કરી; નવજીવને એ ચોપડી પ્રત્યે પક્ષપાત બતાવ્યો અને ભાઈ નગીનદાસે એના પર નોંધો લખીને એને વિદ્યાર્થીયોગ્ય બનાવી; સ્વ. ગિજુભાઈએ એની પાંખો કાપી એને નાની કરી પોતાના બાળમિત્રોના હાથમાં એ આપી; એ બધા ધન્યતાના વિષયો છે. આવી આ આશીર્વાદ સમી ચોપડીને

**કોંગ્રેસનગર, નાગપુર** — **કાકાના**

**૧૧–૧૨–'૩૯** — **સપ્રેમ શુભાશિષ**

# દીવાલપ્રવેશ

ગાંધીજીએ આશ્રમને માટે સ્થાન સરસ પસંદ કર્યું છે. ઉત્તર તરફ સાબરમતી જેલની દીવાલો દેખાય છે, જ્યારે દક્ષિણ તરફ દૂધેશ્વરનું સ્મશાન છે. સામી બાજુ શાહીબાગથી માંડીને એલિસબ્રિજ સુધી પથરાયેલાં અમદાવાદનાં ભૂંગળાં દેખાય છે, જ્યારે પાછલી બાજુ વગડા સિવાય કશું જ નથી. આવે ઠેકાણે રહ્યા પછી ચારે તરફ કુતૂહલની નજર ગયા વગર શી રીતે રહે? વખત મળે એટલે રખડીએ. આસપાસની બધી સીમ જોઈ, પણ પેલી ઓતરાતી દીવાલોની અંદર શું છે અને સ્મશાનની પેલી પાર શું છે એનો જવાબ મળવો સહેલ ન હતો. સરકારની કૃપાથી એક સવાલનો જવાબ મળ્યો. બીજા સવાલનો જવાબ ઈશ્વરની કૃપા થાય ત્યારે!

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

૧

જેલના અનુભવ એટલે શું હોય? જેલના અમલદારો સાથેના પ્રસંગો, ત્યાંનો ખોરાક, મજૂરી કરતાં પડેલાં કષ્ટો, બીજા કેદીઓ સાથેની વાતચીત, અથવા તો જેલમાં મળતા આરામના વખતમાં વાંચેલી ચોપડીઓ અને લખેલાં લખાણો, એટલો જ ખ્યાલ સામાન્યપણે રખાય છે. પણ જેમાં માણસનો સંબંધ જ ન હોય એવો પશુપક્ષી, ઝાડપાન, ટાઢતડકા, વરસાદ ને ધૂમસનો અનુભવ કંઈ જેલમાં ઓછો નથી હોતો. જિંદગીનો મોટો ભાગ જેણે શહેર બહાર કુદરતના ખોળામાં ગાળ્યો છે, નવરાશના મહિનાઓ રખડુ મુસાફર થઈ ગાળવામાં જેણે આનંદ માન્યો છે એવા મારા જેવાને જેલની ચાર દીવાલની અંદર પ્રકૃતિ માતાનો એવો અનુભવ ન મળે તો તેની શી વલે થાય? મારી દૃષ્ટિએ આ વિભાગનો જેલનો અનુભવ જેટલો મહત્ત્વનો તેટલો જ રમણીય છે. આ અનુભવમાં ઈર્ષાદ્વેષ કશું ન મળે, દયા ખાવાપણું કે દયા માગવાપણું બહુ ઓછું હોય અને છતાં એમાંથી હૃદયને

જોઈતો ખોરાક પૂરેપૂરો મળે.

સન ૧૯૨૩નો ફેબ્રુઆરીનો મંગળ દિવસ હતો. જેલનો પ્રવેશવિધિ પૂરો થયો અને હું 'યુરોપિયન વૉર્ડ'ની એક કોટડીનો સ્વામી બન્યો. આ ઓરડીમાં ઊંચે બે જાળિયાં હતાં. પણ તે હવાને માટે હતાં. અજવાળું આપવાનું તેમનું કામ ન હતું. અજવાળું તો કોટડીના લગભગ મારા કાંડા જેવડા સળિયાવાળા બારણામાંથી જેટલું આવે તેટલું જ. આંગણામાં લીમડાનાં અઢાર ઝાડ ત્રણ હારમાં ગોઠવાયેલાં હતાં. પાનખર ઋતુ એટલે ઘરડાં પાદડાં સવારથી સાંજ સુધી પડયાં જ કરે. આઠ દિવસની અંદર લગભગ બધાં જ પાંદડાં ખરી પડયાં અને અઢારેઅઢાર ઝાડ ક્ષપણક જેવાં નાગાં દેખાવા લાગ્યાં. આ સ્થિતિ જોઈને મને બહુ આનંદ ન થયો. મેં કહ્યું, 'कथं प्रथममेव क्षपणक: !'

## દાબડે બાપા

અમારા મકાનની જમણી બાજુ પર દાબડે બાપાના વાવેલ કેટલાક છોડ હતા: બે આંબાના, બે લીમડાના ને એક જાંબુનો. એ પોતાનાં બાળકો જ ન હોય તેમ બાપા આ બધાં ઝાડની સારવાર કરતા. પ્રેમનો ઉમળકો આવે એટલે પોતાની કાનડી ભાષામાં ઝાડો સાથે વાતો પણ કરતા, અને મારી સાથે તેને લગતી વાતો કરતાં તો બિલકુલ થાકતા જ નહીં. જમી રહ્યા પછી અમે આ છોડ વચ્ચે બેસીને અમારાં વાસણ ઊટકતા. જસતનાં આ વાસણ ઊટકવાની ખાસ કળા હોય છે. મુનિ જયવિજયજીએ આ કળામાં વિશેષ પ્રાવીણ્ય મેળવ્યું હતું. ભારે ઉમંગથી અને થોડીક જબરદસ્તીથી તેમણે મને એ ઉપયુક્ત કળાની દીક્ષા દીધી. બીજે જ દિવસે તેઓ જેલ બહાર ગયા એટલે એક જ પાઠનો હું ભાગ્યશાળી થયો. જસતનાં વાસણનું તેજ એ તો જાહેર કામ કરનાર દેવસેવકની આબરૂ જેવું હોય છે. રોજ સાવધ ન રહે તો જોતજોતામાં ઝાંખું પડી જાય. એના પર જરાક ઝાંખપ આવે કે તરત સ્નેહપ્રયોગ કરવો પડે. સાથે કાંઈક ખટાશનો પણ અનુભવ કરાવીએ તો વધારે ઠીક.

સાંજના છ વાગ્યા એટલે અમે પોતપોતાની કોટડીમાં પુરાયા. ખટ ખટ અવાજ કરતાં તાળાંએ સરકારને ખાતરી આપી કે કેદી રાત્રે નાસી જાય એમ નથી. પણ નર્યાં તાળાંનો વિશ્વાસ શો? રાત્રે લગભગ અર્ધે અર્ધે કલાકે ફાનસો આવી ખાતરી કરી લેતાં કે કેદી અલોપ થયો નથી, જાગતો ન હોય તોપણ જગા પર છે. જાગતા હોઈએ તો ફાનસને અમારું ને અમને ફાનસનું દર્શન થતું. જેલ બહાર ઠીક ઉજાગરા થયેલા તેથી જેલમાં સ્થિતિ થતાંવેંત ઊંઘવાનું જ કામ મેં પ્રથમ આદર્યું. ઊંઘ ખાતે રોજના સરેરાશ ચૌદ કલાક મંડાતા. આઠ દિવસમાં ઊંઘની ઉઘરાણી પૂરી કરી નવા અનુભવ માટે તૈયાર થયો.

## ખિસકોલીનું સ્મરણ

કેટલીક ખિસકોલીઓ સવારે, બપોરે ને સાંજે અમારી દોસ્તી કરવાના ઈરાદાથી આવતી. ખિસકોલીઓને જોઈને મારું મન ઉદાસ થયું. કૉલેજમાં ભણતો ત્યારે મેં એક ખિસકોલીનું બચ્ચું પાળ્યું હતું. એક વરસ સુધી મારી સાથે વસીને અક્ષય-તૃતીયાને દિવસે તે અક્ષરધામ ગયેલું તેનું મને સ્મરણ થયું. ખીંટી પર ટાંગેલા સાઈકલના પૈડા પર ચડવાનો તે પ્રયત્ન કરતું. પૈડું ગોળ ગોળ ફરતું એટલે ઉપર ચડાતું જ ન હતું; એ જોઈ તે રોઈ પડતું. હું દૂધ પીતો હોઉં ત્યારે મારા પહોંચા પર બેસી મારી સાથે જ મારા વાટકામાંથી તે દૂધ પીતું. એ અને એવા બીજા અનેક પ્રસંગો યાદ આવ્યા.

કાગડાઓ પણ અનેક આવતા, પણ તે મારી સાથે દોસ્તી બાંધે જ શાના? મારી પડોશમાં કેટલાક સિંધી મુસલમાન રાજદ્વારી કેદીઓ રહેતા, તેમની પાસેથી આ હાડિયા મહાશયોને માંસ તેમ જ હાડકાંના કકડા મળતા, એટલે તેમણે અચૂક એ જ દોસ્તી બાંધી હતી.

## કીડીઓની હાર

એક દિવસ બપોરે મારી ઓરડી પાસે થઈને જતી કીડીઓની એક હાર મેં જોઈ. તેમની પાછળ પાછળ હું ચાલ્યો. કેટલીક કીડીઓ વૈતરાકામ કરનાર મજૂરો હતી, કેટલીક આગળપાછળ દોડનાર વ્યવસ્થાપકો હતી, અને કેટલીક તો વ્યાજ ઉપર જીવનાર શેઠિયાની પેઠે અમસ્તી જ આમતેમ ફરનારી હતી. થોડીક કીડીઓ રસ્તો છોડીને આસપાસના મુલકમાં શોધે જતી અને દૂર સુધી જઈ પાછી આવ્યા પછી કોલંબસ કે મંગોપાર્કની પેઠે પોતાની મુસાફરીનાં બયાન વ્યવસ્થાપકો આગળ રજૂ કરતી. મેં રોટલીનો ભૂકો કરી તેમના રસ્તાની બાજુ પર બેએક હાથ દૂર મૂકી દીધો. અડધીક ઘડીની અંદર આ શોધક મુસાફરોને તેની ભાળ લાગી, તેમણે તરત જઈને વ્યવસ્થાપકોને રિપોર્ટ કર્યો. હુકમ બદલાયા, રસ્તો બદલાયો અને સાંજ સુધીમાં ખોરાકની નવી ખાણ ખાલી થઈ. કોઈ પણ મજૂર પર બોજો વધારે થયેલો દેખાય કે તરત જ વગર બોલાવ્યે બીજા મજૂરો આવીને હાથ દે જ છે — અરે ભૂલ્યો, પગ દે છે. પણ બોજો કયે રસ્તે ખેંચવો તે વિશે તેઓ જલદી એકમત થતા નથી. તેથી બે કીડીઓ બોજાની તાણાતાણી કરતી ગોળ ગોળ ફરે છે. આખરે એકમત થયા પછી બગડેલા વખતનું સાટું વાળવા તેઓ ઉતાવળે ચાલતી થાય છે.

## કીડીઓનું સ્મશાન

આ કીડીની હાર આવે છે ક્યાંથી એ જોવાનું મને મન થયું અને ધીમે ધીમે હું ચાલ્યો. પાછળની બાજુમાં ઓટલા નીચે એક દર હતું તેમાંથી કીડીબાઈઓની આ વિસૃષ્ટિ નીકળતી હતી. પાસે જ માટીના જેવો નાનકડો લાલ ઢગલો દેખાયો. નજીક જઈને જોયું તો તે કીડીઓનું સ્મશાન હતું. ધ્યાનપૂર્વક નિહાળવામાં થોડોક વખત ગાળ્યા પછી બે કીડીઓ દરમાંથી બહાર આવતી નજરે પડી. મડદાં સ્મશાનમાં ફેંકી દઈ તેઓ સીધી પાછી ગઈ. કંઈ નહીં તો પાંચ-સાતસો મડદાં ત્યાં ભેગાં પડયાં હતાં. આ કીડીઓની સમાજરચના કેવી હશે, તેમના સુધરાઈખાતાના નિયમો કેવા હશે, શા હેતુથી આવાં સ્મશાનો તેઓ ગોઠવતી હશે એ વિશે અનેક વિચારો મનમાં આવ્યા. બીજાં કયાં કયાં પ્રાણીઓમાં સ્મશાનભૂમિની ગોઠવણી હોય છે એ જાણવાનું મન થયું. મધમાખો વખતે સ્મશાનસ્થાન નક્કી કરતી હશે. મંકોડાઓ તો અલબત્ત કરે જ છે. શા માટે બીજાં પ્રાણીઓમાં એ બુદ્ધિ નથી એ વિશે પણ ઘણા વિચારો મનમાં આવ્યા.

## ધૂમસમાં આંટા

પાનખર ઋતુ હતી છતાં ઉનાળો બેઠો ન હતો. દાબડે બાપા ઘરડું પાન. ભારે જહેમત ચલાવીને જેલમાં તેમણે નાહવા માટે રોજ ગરમ પાણીનો હક મેળવ્યો હતો. સવારે ધૂમસ ફેલાતું. દયાળજીભાઈ અમારી સાથે રહેવા આવ્યા ત્યારે સવારે ઊઠીને ધૂમસમાં સાથે આંટા મારતાં ખૂબ મજા પડતી. કોક કોક વાર આજુબાજુની દીવાલો કે મકાનો પણ દેખાતાં ન હતાં. નાનપણમાં બેલગામથી સાવંતવાડી જતાં આંબોલીઘાટમાં કેટલીયે વાર આવા અનુભવ લીધેલા તે યાદ આવ્યા. ધૂમસ ફેલાયું હોય ત્યારે ઝપાટાબંધ ચાલવાનો ઉમંગ ખૂબ વધે છે. કપડાં પૂરતાં પહેરેલાં હોય ને માથું ઉઘાડું હોય ત્યારે તો વળી વધારે આનંદ આવે છે. ટાઢ અને ધૂમસ નાકને, આંખને, કાનને ગદબદિયાં કરે છે. ટાઢ વધારે હોય તો સખત કરડે પણ ખરી. મૂછ ઉપર ઝાકળ પડે અને ઝપાટાબંધ ચાલતાં શ્વાસ ગરમ થઈ ઝાકળનાં બિંદુ મોટાં મોટાં થઈ જાય, એ અનુભવ જેણે લીધો હોય તે જ ધૂમસમાં ચાલવાનો આનંદ ઓળખી શકે.

ધૂમસમાંથી દેખાતું આસપાસનું અસ્પષ્ટ ચિત્ર જોઈ કેશવસુત કવિએ વર્ણવેલા કવિહૃદયની સ્થિતિ યાદ આવી:

कविच्या, हृदयीं उज्ज्वलता आणिक मिळती अंधुकता ।
तीच स्थिति ही भासतसे सृष्टि कवयित्रीच दीसे ।।

ધ્યાન અને તપસ્યાથી ઋષિમુનિઓ જે તત્ત્વનું સ્પષ્ટ દર્શન કરે છે તેનું સહેજ સ્પષ્ટ અને સહેજ ઝાંખું દર્શન કવિઓને સહેજે થાય છે. તેથી જ કેશવસુતે ધૂમસવાળા પ્રભાતકાળને કવિહૃદયની ઉપમા આપી છે.

## અકસ્માતનું સામ્રાજ્ય

એક દિવસ બપોરે અમે આંટા મારતા હતા, એવામાં દયાળજીભાઈના પગ તળે એક મંકોડો ચગદાઈ ગયો. એમનું તો ત્યાં ધ્યાન પણ ન ગયું, પણ મારા પેટમાં કંઈનું કંઈ થઈ ગયું. બિચારો મંકોડો કેમ મરી ગયો, એણે શું પાપ કર્યું હતું, વગર ગુને એને આવું મોત કેમ આવ્યું, દુનિયામાં નીતિનું સામ્રાજ્ય છે કે અકસ્માતનું, આવા આવા વિચારો એક જ ક્ષણની અંદર આવ્યા અને ગયા. ફરી નવો વિચાર આવ્યો કે આવું મોત માઠું જ શા માટે ગણવું? મંકોડાને એક ભવમાંથી આ રીતે રજા મળી તે તેના કોઈ પણ ગુનાની સજારૂપે મળી કે કોઈ સત્કર્મને માટેના ઇનામ તરીકે મળી એનો નીવેડો કોણ આણી શકે? પ્રાણીમાત્ર મોતથી ડરે છે, મોતથી ભાગતાં ફરે છે એ યોગ્ય છે કે અયોગ્ય? મોતથી નાસી જવું એ પ્રાણીમાત્રનો જન્મસિદ્ધ સ્વભાવ છે. એ સ્વભાવ યોગ્ય છે કે અજ્ઞાન-મૂલક છે એ કોણ કહી શકે? ફરી વિચાર આવ્યો, મોત ગમે તે રીતે આવો પણ અજાણ્યે મોત આવે એ કેમ પાલવે? મોત આવવાનું છે એમ જાણ્યા પછી જે મોતનો સાક્ષાત્કાર થાય છે તે કીમતી અનુભવથી વંચિત થવું એ શું દુર્ભાગ્ય નથી? અને કોણ કહી શકે છે કે મોતમાં અમુક જાતની લિજ્જત નહીં જ હોય? ઊંઘનું આગમન જો મીઠું હોય તો મોતનું કેમ ન હોય? ફાંસી જનાર માણસને આઠ-દસ દિવસની નોટિસ મળે છે. એટલા દિવસમાં પરલોક માટેની કેટલી મજાની તૈયારી તે કરી શકે એમ છે!!

૨

## ‘ખાનગી વ્યવસ્થા’

થોડા જ દિવસમાં ફાંસીખોલીમાં મારી બદલી થઈ. ફાંસીખોલી એટલે ફાંસી દેવાની જગા પાસે જ આવેલી, ફાંસીની સજાવાળા કેદીઓને રાખવાની આઠ ઓરડીઓ. સાબરમતી જેલમાં આ જગા સૌથી સરસ ગણેલી હોઈ સ્વામી, વાલજી-ભાઈ, પ્રાણશંકર ભટ્ટ વગેરે ભાઈઓને અહીં રાખવામાં આવ્યા હતા. સ્વામી તો ગાંધીજીવાળી ઓરડીમાં જ રહેતા હતા. મને અહીં કદાચ વધુ વખત ન રાખે

એ શંકાથી સ્વામીએ આગ્રહપૂર્વક ગાંધીજીવાળી ઓરડી મને રહેવા આપી. ઊંચી દીવાલની પેલી પાર ઓરતોની જગા હતી. ફાંસીમાં અહીં આવીને હું એક રીતે પસ્તાયો. દીવાલની પેલી પાર આખી બપોર બૈરાંઓ કપડાં ધુએ, તેમનાં છોકરાં રુએ, અને અધૂરામાં પૂરં દશપાંચ સ્ત્રીઓ ઝઘડાનો પ્રવાહ અખંડ ચલાવે. જેલની મુસીબતો વેઠવા હું તૈયાર હતો. પણ આવો કાબરકલહ સાંભળવાની તૈયારી કરી ન હતી. પણ બેચાર દિવસમાં કાન ટેવાઈ ગયા તેથી, કે પછી 'ઓરતો'માં આવેલી નવી સ્ત્રીઓ જૂની થઈ ગઈ તેથી ઝઘડા પ્રમાણમાં શાંત પડયા એમ લાગ્યું.

# ફોજદારની માવજત

ફાંસીખોલીમાં આવતાંવેંત બે બિલાડીઓની દોસ્તી થઈ. એકનું નમ 'ફોજદાર' હતું, બીજીનું નામ 'હીરા'. રોજ ઇસ્પિતાલમાંથી આ બિલાડીઓને નવટાંક દૂધ મળવાની 'ખાનગી વ્યવસ્થા' હતી. ખાનગી વ્યવસ્થા એટલે દાક્તર કે જેલરના હુકમ વગર થયેલી અને ચાલતી આવેલી વ્યવસ્થા. જેલ ખાતામાં એવી ઝીણી ઝીણી ઘણી વ્યવસ્થાઓ હોય છે. કેદીઓ તેમ જ તેમના ઉપરી નોકરો બધા જ માણસ હોય છે, એટલે હૃદયવિહીન નિયમનું પાલન કરતી વેળા જેમ તેઓ તેમાં ઘણી વાર કઠોરતા ઉમેરે છે તેમ કેટલીક વાર દયાનું મિશ્રાણ પણ કરે છે. સવાર-સાંજના રોટલા આવે કે તરત જ અમારે ત્યાં તેના ત્રણ-ચાર કકડા દૂધમાં પલાળી બિલાડીઓ માટે એક ખૂણામાં રાખવામાં આવતા. કોક દિવસ ભૂખ કકડીને લાગી હોય ત્યારે બિલાડીઓ વૉર્ડરના પગ સાથે નાક ઘસી ઘસીને તેને વીનવે, અને કોક દિવસ વળી ખાવાનું પાસે મૂક્યું હોય તોપણ પહોરવાર સુધી જોયાં જ કરે અને ભર્તૃહરિના હાથીની પેઠે धीरं विलोकयति चाटुशतैश्च भुंक्ते. આ બે બિલાડીમાંથી ફોજદારની પૂંછડી બરાબર મધ્યમાં લગભગ તૂટવા આવી હતી— રોગથી કે કંઈ જખમથી તે કોણ કહી શકે? દાબડે બાપા એક દિવસ ઇસ્પિતાલમાં ગયા ત્યારે ત્યાંથી મલમ લઈ આવ્યા. તે દિવસથી રોજ ફોજદારની માવજત થવા લાગી. પણ બાપા તેની પૂંછડી પકડીને મલમ લગાવે તે સ્થિતિ બિલાડીને પહેલે દિવસે સ્વમાનને બાધક જણાઈ. તેણે સૌમ્ય ને આકરા બધા નિષેધો વ્યક્ત કર્યા, પણ બીજા જ દિવસથી ફાયદો લાગવાથી તેણે એન્ડ્રોકિલઝના સિંહની વૃત્તિ ધારણ કરી.

# ‘સાવ ગુજરાતી’

હું પાછળ કહી ગયો કે દાબડે બાપા કર્ણાટકી બ્રાહ્મણ હતા. મરચાં વિના તેમને ચાલે નહીં. જેલના ખોરાકમાં મરચાંની અછત તો હોતી જ નથી. છતાં બાપાનું તેટલાથી નભતું નહીં. તેણે આંગણામાં મરચીના ખાસા છોડ વાવ્યા હતા. તેમાંથી તેમને રોજ દોથોએક મરચાં તાજાં તાજાં મળતાં. તેમણે મને કર્ણાટકી જાણી મરચાં ખાવાનો આગ્રહ કર્યો. મેં જ્યારે કહ્યું કે હું મરચાં ખાતો નથી ત્યારે નિરાશ થઈ બોલ્યા, ‘ત્યારે તો સાવ ગુજરાતી બની ગયા! અરે, મરચાં ન ખાય તે કર્ણાટકી શાનો?’ આ આરોપ મારે કબૂલ રાખ્યે જ છૂટકો હતો.

પછી હોળીના દિવસ આવ્યા. બપોરે પોલીસ કે મુકાદમ ઘોડી પર બેસી ઊંઘતો હોય તેવામાં દાબડે બાપા આંગણાના દરવાજામાંથી છટકી પાછળના ખેતરમાં જાય અને ત્યાંથી સુકાઈ ગયેલાં ડાળીઝાંખરાં ભેગાં કરી લાવે. થોડા જ દિવસમાં બળતણનો એક નાનોસરખો ઢગલો થયો. હોળીને દિવસે સુપરિન્ટેન્ડેન્ટ આવી ગયા બાદ આંગણામાં રીતસર હોળી પ્રગટાવી શંખનાદ સાથે તેમણે ત્રણ પ્રદક્ષિણા કરી, અને કારાવાસમાં પણ હિંદુ ધર્મને જીવતોજાગતો રાખ્યો! હોળી સળગાવવા માટે દેવતા ક્યાંથી આણ્યો એ મેં તેમને પૂછ્યું નહીં, કેમ કે હું જાણતો હતો કે એ ‘ખાનગી વ્યવસ્થા’ હતી.

# શાકભાજીના ઉમેદવાર

ફાંસીખોલીમાં અમને બીજા નવા દોસ્તો મળ્યા અને તે વાંદરાઓ. વાંદરાઓ જેલની અંદરના બગીચામાં ખૂબ રંજાડ કરે છે, તેથી જેલના અમલદારો તેમના તરફ ‘નફરતકી નિગાહસે’ જુએ છે, અને તે જ કારણસર કેદીઓને વાંદરાઓ પર ખૂબ ભાવ હોય છે. અમારા ઝાડુવાળાને આનું કારણ પૂછતાં તેણે કહ્યું, ‘અમારી છાતી ફાટી જાય ત્યાં સુધી પાણી ખેંચીખેંચીને અમે શાક ઉગાડીએ છીએ અને અમારે ભાગે તેમાંથી ફક્ત ઘરડાં પાંદડાં ને ડાંખળાં જ આવે છે. અસલી માલ તો અમલદારો ખાય છે અથવા કમિટીમાં આવનાર વિઝિટરો લઈ જાય છે. ઈતવારને દિવસે ધર્મનું ભાષણ સંભળાવવા પેલા બે જણા આવે છે તે પણ શાકભાજી માટે જ આવે છે એ શું અમે નથી જાણતા?’ મેં એને સમજાવવા પ્રયત્ન કર્યો કે એ મહાશયો બજારમાંથી પણ શાક ખરીદી શકે છે. પણ પેલો મારું માને જ શેનો? વાંદરા આવે કે કેદીઓ ખુશીમાં આવી એમના જેવી કિકિયારી કરે અને પોતાના રોટલામાંથી એકાદ ટુકડો તેને ફેંકતાં પણ અચકાય નહીં. અમારે ત્યાં વાંદરાઓ બહુ

પાસે ન આવતા. દીવાલ પર બેસી લાંબી પૂંછડી એક બાજુ લટકતી રાખી, ડોક મરડી, ખભા પરથી અમારી તરફ જોતા, અને જાણે પાડ કરતા હોય તેમ સહેજ દાંત પણ બતાવતા. અમે રહેતા હતા તેની બહાર મોટી દીવાલોનો ખૂણો પડતો હતો. વાંદરાઓ એ ખૂણા પાસે જઈ કૂદીને એક દીવાલને લાત મારે ને બીજી દીવાલ પર અથડાવા જાય. ત્યાં લાત મારી પહેલી દીવાલ પર કૂદે. આમ કરતે કરતે ઠેઠ દીવાલની ટોચ સુધી પહોંચી જતા. મને થતું વાંદરાઓ જો આમ જઈ શકે તો માણસ કેમ ન જાય? બીજી જ ક્ષણે વિચાર આવ્યો, તેમ બની શકતું હોત તો ચોરોએ એ કળા ક્યારની કેળવી હોત.

## ચન્દ્રદર્શન

જેલના નવા નવા અનુભવોમાં હું એ વાત ભૂલી જ ગયો હતો કે બાર કલાક ઓરડીમાં પુરાવાથી ચન્દ્ર કે તારાઓ અમે જોઈ શકતા જ નહોતા. અમારી ઓસરી પર તો દૂધ જેવું ચાંદરણું પડતું, પણ અમને બંધ ઓરડીમાં ચન્દ્રનું દર્શન ક્યાંથી થાય? એટલામાં સ્વામીએ એક યુક્તિ સુઝાડી (ભૂલ્યો – તેમને તે દયાળજીભાઈએ સુઝાડેલી.) અમારી પાસે તે કાળે હજામતનો સામાન (અસ્રા સિવાય) રાખવા દેવામાં આવતો તેમાં અરીસો હતો. તેનો કાન પકડી સળિયામાંથી અમે તેને બહાર ત્રાંસો રાખતા. એટલે બાજુથી ચન્દ્રબિંબ તેમાં આવીને પડતું અને તે જોઈને અમને મજા પડતી. થોડા જ દિવસમાં બારણામાંથી સામેના આકાશખંડમાં અગસ્ત્યને ઊગતો મેં ઓળખ્યો. અગસ્ત્ય તો મારો જૂનો દોસ્ત – દક્ષિણનો આચાર્ય. તેને જોઈને હું રાજી રાજી થઈ ગયો. પણ એ ઝાઝો વખત ત્યાં રહેતો નહીં. દક્ષિણ દિશામાં જ ડાબી બાજુએ ઊગે અને જમણી બાજુ ડૂબકી મારે.

## આકાશદર્શનનો આનંદ

આઝાનને અંગે મુસલમાન ભાઈઓ જોડેના મારા ચાર દિવસના ઉપવાસ પછી મને નબળાઈ રહી ત્યાં સુધી ખુલ્લામાં સૂવાની રજા મળી હતી. સ્વામીને પણ મારી માવજત માટે બહાર સૂવાનું કહેવામાં આવ્યું હતું. રાત્રે લગભગ દસ વાગ્યા સુધી અમે આંગણામાં આંટા મારતા અથવા કંબલ પર પડ્યા પડ્યા તારાઓ જોતા. આંગણામાં પીપળાનું એક નાનું રૂપાળું ઝાડ હતું. બીજું એક મોટું લીમડાનું ઝાડ હતું. તેનાં પાંદડાંની આરપાર તારાઓ જોવાની ખૂબ મજા આવતી. આવો આનંદ માણતો હતો એટલામાં ઉપવાસ કર્યાની સજા મને સુનાવવામાં આવી અને કેદીઓ જેને જેલનું પોર્ટ બ્લેર (કાળાં પાણી) કહે છે તે છોટા ચક્કર

નં. ૪માં મારી બદલી થઈ. ખુલ્લી હવા, તારાઓનું દર્શન અને સ્વામીનો સહવાસ આ ત્રણ ટૉનિકથી ત્રણ જ દિવસની અંદર હું એટલો સાજો થયો હતો કે મેં દાક્તરને લખેલું કે, 'હવે હું સજા ભોગવવા લાયક થયો છું; મારી સજાને ઠેકાણે મને લઈ જવામાં ખોટી થવાનું કારણ નથી.' સાચે જ ખુલ્લી હવા કેદીઓને ટટાર કરનાર અમૃત સંજીવની છે.

## ૩
## બંધ બારણે ચન્દ્રદર્શન

છોટા ચક્કર નં. ૪માં મારી સજા શરૂ થઈ. મારી પાસેથી મારી ચોપડીઓ, લખવાના કાગળો, ખડિયોકલમ, પેનસિલ બધું છીનવી લેવામાં આવ્યું. ફક્ત એક ધાર્મિક ગ્રંથ મારી પાસે રહેવા દીધો હતો. આ ચોપડીમાં નિશાની કરવા સારુ મેં મારી પેનસિલ માગી. પણ તે શેની મળે? અનેક રીતે મને પજવવાની, મારું અપમાન કરવાની યુક્તિઓ યોજાઈ હતી. પણ જેમના હાથમાં મારું માન મેં સોંપ્યું ન હતું તેમને હાથે મારું અપમાન પણ શું?

પણ આ બધી સજાઓ અને પજવણીઓને લીધે મારું ધ્યાન કુદરત તરફ વધારે જવા લાગ્યું. બીજા કોઈ કેદી સાથે હું વાતચીત ન કરી શકું એટલા માટે મને છેક છેડા પરની એક કોટડી આપવામાં આવી હતી. આ ઓરડીનું બારણું લગભગ ઓતરાતું હતું. ઓરડીની ડાબી બાજુની દીવાલમાં ખૂબ ઊંચે એક જાળી હતી તેમાંથી અજવાળું સરસ આવતું અને રાત્રે ચન્દ્ર જ્યારે પશ્ચિમમાં હોય ત્યારે તે આ જાળીમાંથી દર્શન દેતો. ચન્દ્રનું પ્રત્યક્ષ દર્શન ન થતું ત્યારે મારો અરીસો દીવાલ પર પડેલા ચાંદરણામાં ઊંચો કરી તેમાંથી હું ચન્દ્રદર્શન કરી લેતો. રાતે એ જાળીમાંથી બેચાર તારા દેખાતા. તે કયા તારા છે એ નક્કી કરવું બહુ મુશ્કેલ પડતું, છતાં તે નક્કી કરવામાં જ એક જાતનો આનંદ મળતો. આખું આકાશ દૃષ્ટિ આગળ હોય ત્યાં તો દિશાનું ભાન બરાબર થાય છે અને આસપાસના તારાઓ અને તેમનો ક્રમ જોઈ અમુક તારો કયો એ નક્કી કરવું સહેલું પડે છે. પણ જાળીમાંથી તો એકબે તારા જ દેખાય. છતાં તારાગણ સાથે મારે જૂની ઓળખાણ તેથી પહેલી જ રાતે મેં પુનર્વસુના બે તારા ઓળખી કાઢ્યા અને આખી રાત બારીમાં એક પછી એક આવનારા તારા જોવા લાગ્યો.

# ત્રેવડું સ્વાગત

પણ તારાવિહાર એ કંઈ મારા આખી રાતના જાગરણનું કારણ ન હતું. છોટા ચક્કર નં. ૪માં કોટડીઓની ભોંય માટીના લીંપણવાળી કાચી હતી. તે ભોંયમાં તેમ જ ભીંતોમાં માકણની મોટી ફોજ થાણું નાખી ક્યારની પડેલી હતી. પોતાની કોટડીમાં રોજના કષ્ટ અને શ્રમથી લોથપોથ દેહ નાખના કેદીઓને બદલે મારા જેવો સુકલકડી કેદી જોઈને માકણો સારી પેઠે ચિડાયા, અને તેમણે લોભ સાથે રીસ ભેળવી મારા પર કટક ચડાવી હુમલો કર્યો. પણ આ સ્વાદાનંદ ચાખનાર એકલા માકણો જ ન હતા. તેમના હરીફ વંદાઓનું ટોળું પણ નાનુંસૂનું ન હતું. છાપરામાંથી તેઓ ટપ દઈને નીચે અવતરતા અને મારા પર ધસી આવતા. આ ભાઈઓને મારા માથાના વાળ બહુ સ્વાદિષ્ટ લાગતા હોય એમ જણાયું, કેમ કે જરાક ઊંઘ આવવાની થાય કે માથામાં જ તેઓ બચકું ભરતા.

સ્વાગત જો ત્રિવિધ ન હોય તો તેમાં કાવ્ય શું રહ્યું? એટલે ગરોળીનાં બચ્ચાંએ પોતાનો ભાગ ભજવ્યો. તેઓ મને મારી પથારીમાં એકલો સૂવા દેતાં નહીં. અસ્પૃશ્યતાનિવારણમાં હું ગમે તેટલું માનતો હોઉં છતાં આ ઢેઢગરોળીનાં બચ્ચાંના સહવાસને હું પસંદ કરું એમ ન હતું અને આ બચ્ચાં તો મારી સાથે વધારેપડતો પરિચય કરવા આતુર જણાતાં હતાં. આટલી તૈયારી જોઈ મેં નિશ્ચય કર્યો કે સમરાંગણમાં સૂતા રહેવું આપણને છાજે નહીં. હું ઊઠીને બેઠો થયો અને અંધારામાં મારા સમોવડિયાઓ સામે મેં અહિંસક યુદ્ધ ચલાવ્યું.

સવારે મેં સુપરિન્ટેન્ડેન્ટ આગળ રીતસર ફરિયાદ કરી. તેમણે કહ્યું, 'આ કોટડી પસંદ ન પડતી હોય તો પડખેની બીજી લો.' હું જાણતો હતો કે પાસેની ઓરડી એ આ ઓરડીની મોટી બહેન. આકારમાં સરખી પણ અગવડમાં મોટી. તેમાં ઉપરની જાળી ન મળે. એટલે ચન્દ્ર અને પુનર્વસુનું દર્શન રાતે ક્યાંથી થાય? મેં કહ્યું, 'સામે એક આખી બરાક ખુલ્લી છે, તેમાં મને સૂવા દો'; એટલે રીંચા જેવો એક ગોરો ડેપ્યુટી જેલર હતો તેણે વચમાં જ કહ્યું, 'એ નહીં બને, ત્યાં તમે સૂઓ તો તમને અમારા નિયમ કરતાં વધારે હવા મળે. અને વળી તમે રાત્રે એમાં આંટા પણ મારી શકો. સજા ભોગવતા કેદીને આટલી સગવડ ન અપાય.'

# મહાન શસ્ત્રાસ્ત્રો!

મેં તરત જ મારું સમયપત્રક ફેરવી નાખ્યું. આખી રાત જાગવું ને બપોરે ઓટલા પર ચાર કલાક ઊંઘી લેવું. એક દિવસ દાક્તર તબિયત પૂછવા આવ્યા. મેં કહ્યું, 'રાત્રે ઊંઘ આવતી નથી તેથી બપોરે ઊંઘું છું.' તેઓ બિચારા શું કરે? તેમણે

મને ઊંઘની દવા આપી; બ્રોમાઈડ ઑફ પોટેશિયમ અને બીજી કેટલીક દવાઓ. બ્રોમાઈડની અસર હું જાણતો હતો, છતાં લાચાર થઈને વીસેક દિવસ સુધી મેં તે દવા લીધી. પછી એક દિવસ મેં પાવડાકોદાળી માટે અરજી કરી. મારી ઇચ્છા હતી કે મારી ઓરડીની જમીન ખોદી ટીપીને તૈયાર કરું અને દીવાલો પણ ફિનાઈલ વડે ધોઈ કાઢું. પણ પાવડોકોદાળી તો મહાન શસ્ત્રાસ્ત્રો! તે મારા જેવા 'બદમાશ'ના હાથમાં કેમ અપાય? એટલે અમારા પર દેખરેખ રાખનાર એક 'અશરાફ' બલૂચી મુકાદમને તે આપવામાં આવ્યાં. આ અમારો મુકાદમ ભરૂચ જિલ્લામાં ધાડ પાડવાના ગુના સારુ આઠ-નવ વરસ મેળવીને આવ્યો હતો. તેણે બેચાર કેદીઓને બોલાવી મારી જમીન ટીપી આપી અને મેં ડામર માગી લઈ તેનાથી જમીન લીંપી કાઢી. ડામર સુકાય ત્યાં સુધી શું કરવું એ સવાલ હતો, એટલે પાછળની એક ઓરડીમાં જવાનું મેં પસંદ કર્યું. જેલના અમલદારોએ મારો એ વિચાર તરત જ વધાવી લીધો, કારણ એમ કરવાથી બીજા રાજદ્વારી કેદીઓથી હું સાવ વિખૂટો પડતો હતો. પરંતુ મને તો આ પાછળની નવી કોટડી એવી ગમી ગઈ કે મેં ત્યાં જ રહેવાનું નક્કી કર્યું.

## ઘરડો અરીઠો

આ ઓરડી સામે એક અરીઠાનું ઝાડ હતું. તે પણ દાબડે બાપાની પ્રજા. ઝાડ લગભગ આઠ ફૂટ ઊંચું પણ સાવ સુકાઈ ગયેલું હતું. માત્ર ત્રણચાર પાંદડાં રહ્યાં હતાં. અને તે પણ સુકાઈ ગયેલાં. મારી લંગોટી સૂકવવા એની પાસે ગયો કે એ પાંદડાં પણ ખરી પડયાં. મનમાં વિચાર આવ્યો કે આ મરી ગયેલું ઝાડ ઉખેડી નાખું. પણ તેમ કર્યું હોત તો જેલનો ગુનો થાત; તેમાં વળી બાપાનું વાવેલું ઝાડ મારાથી ઉખાડાય જ કેમ? મેં આ મૃત જેવા ઝાડની જ સેવા શરૂ કરી. ખાનગી વ્યવસ્થાથી એક દાતરડું માગી આણ્યું અને ઝાડની આસપાસ ક્યારો બાંધ્યો. રોજ એને બબ્બે ડબા પાણી પાવાનું શરૂ કર્યું. મારી શ્રદ્ધા ફળી. થોડા જ દિવસમાં ડાળીએ ડાળીએ કોંટા ફૂટયા. ઝાડ મરી ગયેલું ન હતું પણ હિંદુ ધર્મની પેઠે તેને ઘડપણ આવ્યું હતું. જોતજોતામાં નીલમ જેવાં લીલાં અને મખમલ જેવાં સુંવાળાં પાંદડાંથી અરીઠો શોભવા લાગ્યો.

## જન્મટીપવાળો લિંગાપ્પા

એથી સહેજ આગળ એક પીપળાનું ઝાડ હતું. તેની નીચે તેના જ ક્યારામાં તુળસીનો એક ઘરડો છોડ અને એક બારમાસીનો છોડ હતા. લિંગાપ્પા કરીને જનમટીપવાળો એક કર્ણાટકી ડોસો હતો તે રોજ તુળસીને પાણી પાય અને બારમાસીનું ફૂલ તોડી તુળસીને ચડાવે. હું કાનડી ભાષા જાણું છું એવી ખબર પડતાં

તેના આનંદનો પાર ન રહ્યો. 'તુળસીનું ઝાડ તો દેવ—પરમેશ્વર. સેવા તેની કરવી ઘટે. તે છોડીને તમે આ કમબખ્ત અરીઠાની સેવા શા સારુ કરો?' મેં કહ્યું, 'મારે મન જેટલે દરજ્જે તુળસીમાં દેવ છે તેટલે દરજ્જે અરીઠામાં પણ છે.'

મારી આ નવી ઓરડીને પડખે પાપાએ (પારસી સુપરિન્ટેન્ડેન્ટ) ઉદ્ધ્વસ્ત કરેલો દાબડે બાપાનો બગીચો હતો. બાપાને સજા કરવા ખાતર પાપાએ તેમનો ઉછેરેલો બગીચો ઉખેડી નંખાવ્યો હતો. તેમાં બારમાસીના ચારપાંચ છોડ બચી ગયા હતા. તેમને પણ હું પાણી પાતો. પણ જ્યારે પેલો રોંચો હેક મને બગીચો કરવા તરફ ઉત્તેજન આપતો ત્યારે હું તેમ કરવાની સાફ ના પાડતો. એક દિવસ મેં એને ચોખ્ખું કહી દીધું, 'હું બગીચો ઉછેરું અને બીજે દિવસે તમે એને ઉખેડી નાખો. એવો સેતાની આનંદ તમને પૂરો પાડવાને હું તૈયાર નથી.'

## કર્મકાંડી કબૂતરો

કાગડાઓ, કાબરો, લેલાંઓ અને ખિસકોલીઓ પાણીને માટે ટળવળવા લાગ્યાં. વાંદરાં પણ આસપાસથી આવી અમારા હોજ પર ડોકિયાં કરવા લાગ્યાં. કબૂતરો કર્મકાંડી બ્રાહ્મણની પેઠે આખો દિવસ પાણીમાં નાહવા લાગ્યાં. મારી પાસે માટીની એક કૂંડી હતી. તે ભરીને હું લીમડા તળે મૂકતો. આખો દિવસ ખિસકોલીઓ આવે, કાબરો આવે, કાગડાઓ આવે અને લે લે લે લે કરીને આકાશ ગજાવી મૂકનાર બૈરાગીવર્ણી લેલાંઓ પણ આવે. આ બધાંમાં કાગડો બડો દૂતો. તે તો મળે ત્યાંથી રોટલીના સૂકા કકડા લઈ આવે. કૂંડીમાં ત્રણ-ચાર પલાળી રાખે, ત્રણચાર વાર ચાંચ વતી દબાવી જુએ, અને પલળીને બરાબર પોચા થઈ જાય એટલે આત્મદેવને ભોગ ચડાવે. રવિવારના દિવસે એ ગૃહસ્થો અમારી કૂંડી પણ હાડકાના કકડાથી અભડાવી નાખે. એક દહાડો એક નકટો કાગડો આવ્યો. તેની ચાંચ ઉપરના ભાગમાંથી અડધોઅડધ તૂટી ગઈ હતી. તેની દીન મુદ્રા પરથી લાગતું હતું કે પોતાની ખોડનું એને પૂરેપૂરું ભાન હતું. બિચારો પાણી પીતો ત્યારે એની મુશ્કેલી જોઈ બહુ દયા આવતી. બીજા કાગડા તેને પોતાના મંડળમાં ભળવા દેતા નહીં.

એક મહિના પછી બીજો એક એકપગો કાગડો આવ્યો. કયા મહાયુદ્ધમાં એણે પોતાનો બીજો પગ ગુમાવ્યો હતો તે કંઈ તે મને કહી ન શક્યો. તે પણ બીજા કાગડા સાથે ભળી શકતો નહીં. બિચારો ઊડીને આવે, અને એક પગ પર ઊભો રહે. પણ એ કંઈ બગલાની નાત નહીં કે એમ ને એમ એક પગ પર લાંબો વખત ઊભો રહી શકે. બગલા અને કાગડાની વચ્ચે તો ધોળાકાળા જેટલું અંતર.

એકાદ મિનિટ ઊભો રહે કે થાકીને પડી જાય. ફરી ઊડે, ફરી ઊભો રહે, ફરી પડે. આ તેનો ક્રમ આખો વખત ચાલતો. એ કાગડો લાગલાગટ ચાર-પાંચ દિવસ સુધી આવ્યો પછી ક્યાં ગયો એની ખબર ન પડી.

## મત્કુણસત્ર

નવો સુપરિન્ટેન્ડેન્ટ આવ્યો. તે દાક્તર પણ હતો. તેણે મારી બાટલી જોઈ પૂછ્યું, 'શાની દવા લો છો?' મેં હસતે હસતે કહ્યું, 'એ તો માકણ અને વંદાનું ઓસડ છે.' કેદીની વાત સાચી માને તો પછી સુપરિન્ટેન્ડેન્ટ શાનો? તેણે ધૂર્ત નજરે હસીને કહ્યું, 'વંદા જ્યારે ફરી કરડે ત્યારે એકાદ પકડીને મને બતાવશો?' મેં પણ હસતી નજરે લાગલો જ જવાબ વાળ્યો, 'સહેજ તસ્દી લો તો આ ઘડી જ બતાવું.' આમ કહી મેં મારી કપડાંની પેટી સહેજ ઉઘાડી તેવા જ પાંચ-સાત વંદા સુપરિન્ટેન્ડેન્ટનું સ્વાગત કરવા દોડ્યા! મેં સાહેબબહાદુરને કહ્યું, 'આ તો આજનો શિકાર છે. ગઈ કાલે જ મેં પેટી દિવસ બધો તડકામાં મૂકી હતી.' સાહેબ-બહાદુરે એકદમ હુકમ છોડ્યા, 'અભી કે અભી ઘાસતેલ સ્ટવકી બત્તી લે આઓ. ઔર જમીન દીવાલ સબ જલા દો.' ત્રીજે કે ચોથે દિવસે બત્તી આવી અને મત્કુણસત્ર શરૂ થયો. દીવાલના ખૂણા, ચૂનાના પોપડા તેમ જ બારણામાં રહેલી ફાટો, બધે બત્તી ફરી વળી અને માકણોના લાંબા થયેલા અને ગંધાતા દેહ જમીન પર પથરાયા. એ સંહાર સાચે જ મહાન હતો. આઠ-દસ દિવસ પછી મેજર સાહેબે પૂછ્યું, 'હવે કેમ છે?' મેં કહ્યું, 'એક ફોજ તો ગારદ થઈ. પણ વંદાઓ તમારી બત્તીની રેન્જની બહાર છે.' તરત જ સુપરિન્ટેન્ડેન્ટ અને જેલરની વૉર કાઉન્સિલ બેઠી. નિર્ણય થયો કે છાપરા પર કબૂતર બેસે છે તેમની હગાર ત્યાં પડે છે તેમાંથી વંદાઓ પેદા થાય છે. તરત જ હુકમ થયો કે કબૂતરો છાપરાની અંદર ઘૂસી ન શકે એવી રીતે બધે સિમેંટ લગાડવો!

## કબૂતરોમાં હાહાકાર

આટલે સુધી બધું ઠીક હતું, પણ ત્યાર પછી જે કાંડ શરૂ થયો તેથી અમને ભારે કલેશ થયો. એક દિવસ સવારે આ નવા સાહેબ પોતાની બંદૂક લઈને આવ્યા અને તેમણે કબૂતરોનો સંહાર શરૂ કર્યો. તેઓ મારી પાસે મલકાતા કહેવા લાગ્યા, 'આ બલાનું કાસળ કાઢી નાખું છું. બહુ ગંદવાડ કરે છે.' હું તેનો આભાર માનીશ એમ તેણે ધારેલું. મેં ઉદાસીન નજરે તેના તરફ જોયું. મારા મોઢામાંથી એક હાય નીકળી ગઈ. સાહેબબહાદુરને ભાન આવ્યું કે આ તો દયાધર્મી હિંદુ છે. કબૂતરોને

ઘેર તે દિવસે હાહાકાર હતો અને સુપરિન્ટેન્ડેન્ટને ત્યાં ઉજાણી.

અને કબૂતરો પણ કેવાં બેવકૂફ! બીજે દિવસે તેટલાં ને તેટલાં જ આવીને છાપરા પર બેઠાં. અમે તેમને ઉડાડવાની ખૂબ કોશિશ કરતા, પણ તે જાય શેનાં? તેમનામાં પણ હુબ્બેવતન હોય જ છે. એ કબૂતરોમાં એક સફેદ અથવા કાબરચીતરું કબૂતર હતું. તે એક વાર પાળેલું હતું એટલે તેણે નીચે આવી એક પોલીસનો આશ્રય શોધ્યો. પોલીસે તેનાં કેટલાંક પીછાં કાપી નાખ્યાં એટલે તે ઊડી પણ ન શકે. આખરે અમારા 'ભાપણવાળા'માં અલ્લાદાદ કરીને એક સિંધી હતો તેણે તે કબૂતર પોતાના કબજામાં લીધું. ખાનગી વ્યવસ્થાથી જુવાર મંગાવી તેને તે ચારો નીરતો. નવાં પીછાં ઊગ્યાં એટલે એક દિવસ કબૂતર ઊડી ગયું. એ કબૂતર અમારી સાથે હતું ત્યાં સુધી અમારામાંના ગમે તેના ખભા પર બેસતું અને રાજી થાય ત્યારે પોતાનો અંતસ્થ અવાજ કાઢતું.

## કડવા ઝાડની મીઠી મહેક

થોડા દિવસ પછી લીમડાને નવાં પાન આવ્યાં, પછી ફૂલ આવ્યાં; અને પવન વાય ત્યારે આખો દિવસ લીમડાનાં ફૂલનો વરસાદ ચાલે. અને હું मजवरी तरु कुसुमरेणु वरुनि ढाळिति એ જૂનું પદ લલકારવા લાગતો. સવારથી સાંજ સુધી ફૂલો પડ્યા જ કરે. જમીન પર પડ્યા પછી પણ કરાની પેઠે ઊડયાં કરે. આ કડવા ઝાડનાં કડવાં ફૂલોની મહેક માત્ર મીઠી હોય છે. રોજ સવારે ઝાડુવાળાઓ સુકાઈ ગયેલાં ફૂલ વાળીને કોથળા ભરતા અને રોજ નવાં નવાં ફૂલના ગાલીચા પથરાતા. લીમડા નીચે ફરવાની બહુ મજા આવતી. અમે કહેતા, 'સરકારને શી ખબર કે અમે આટલો આનંદ લૂંટી રહ્યા છીએ?'

આખરે આ ફૂલની ઋતુ પણ વિદાય લઈને ગઈ અને લીંબોળીઓ પોતાના આગમનની તૈયારી કરવા લાગી. આ વરસે વરસાદ રસ્તો ભૂલીને ક્યાંય આડો ચડી ગયો હશે. ઉનાળો અસહ્ય થવા લાગ્યો. રાત્રે ઓરડીમાં પુરાવું એના કરતાં બિસ્કૂટ તૈયાર કરવાની ભઠ્ઠીમાં જઈને સૂવું બહેતર એમ થઈ જતું. 'ભાષણવાળાઓ'-એ ખૂબ તકરારો કરી, પણ રાત્રે ખુલ્લામાં સૂવાની રજા પણ ન મળે. જો જૉન્સ સાહેબ એવી રજા આપતો પણ ડૉઈલ સાહેબ કંઈ જૉન્સ સાહેબ ન હતા. આખરે જ્યારે ઝમ્મટમલ એક વાર રાત્રે બેભાન થયા ત્યારે પૂનાથી પરવાનગી મંગાવવામાં આવી અને અમને ખુલ્લામાં સૂવાની રજા મળી. અમે સાંજે ભેગા બેસી પ્રાર્થના કરતા, ખૂબ પાણી રેડી જમીન ઠંડી કરતા અને પાણીની વરાળ નીકળી ગયા પછી પથારી કરતા. આટલા પુરુષાર્થથી તૈયાર કરેલી મીઠી પથારી હું એકલો જ વાપરું એ કુદરતને કેમ ગમે? એક દડબા જેવો પુષ્ટ દેડકો મધરાતે મારી પથારીમાં પ્રવેશ કરતો અને મારી ડોક તળે આવી પોતાના ભીના કલેવરનો શીતળ સ્પર્શ મને કરાવતો.

## ૧૮૧૮ના કાયદાનો અમલ

મારે આવા સ્પર્શના કરતાં અખંડ નિદ્રાની દરકાર વધારે હતી. બેત્રણ દિવસ દેડકો લાગલાગટ આવવા લાગ્યો. મેં પથારીનું સ્થાન બદલ્યું. ભાઈસાહેબ ત્યાં પણ આવ્યા. એટલે મેં વિચાર કર્યો કે આને હવે સને ૧૮૧૮નો કાયદો લાગુ કરવો જોઈએ. એક રૂમાલમાં તેને પકડી દીવાલ બહાર વિદાય કર્યો અને તેના સ્પર્શસુખમાંથી હું કાયમનો મુક્ત થયો.

## ખિસકોલીનો ઉદરવાસ

એક દિવસ રાત્રે (અમે ઓરડીમાં પુરાતા તે દિવસોમાં) લગભગ દસ-અગિયાર વાગ્યે ખિસકોલીની એક કારમી ચીસ સંભળાઈ. થોડી જ વારમાં કોઈ ખાતું હોય એવો કુરરર કુરરર અવાજ કાને પડયો અને આખરે બિલાડીનો વિશિષ્ટ જાતનો લાક્ષણિક આનન્દોદ્‌ગાર સંભળાયો. મેં જાણ્યું કે એક ખિસકોલી બિલાડીના પેટમાં જઈ કાયમની સૂતી. પણ એટલું જાણ્યા પછી મને ઊંઘ આવે શી રીતે? બિચારી ખિસકોલીને શું થયું હશે? સાંજે થાકીપાકી પોતાના માળામાં સૂઈ ગઈ ત્યારે શું એને સૂઝયું હશે કે એ એની આખરની નિદ્રા છે? પણ ભૂખી બિલાડીને કેટલો આનંદ થયો હશે! રોજ રોજ કંઈ તેને આવી ઉજાણી ઓછી જ મળતી હશે? બિલાડીએ વિધાતાને અનેક આશીર્વાદ આપ્યા હશે!

સવારે દા.... કે બીજા કોઈના ઘરનાં બૈરાંછોકરાં જેલ જોવા આવ્યાં હતાં. ફૂલ જેવાં નાનાં બાળકોનું દર્શન જેલમાં કેટલું આનંદદાયક થાય છે એની કલ્પના તે અનુભવ લીધા વિના આવે નહીં. રીઢા બદમાશો પણ આવાં બાળકોને જોઈને જરા સૌમ્ય થઈ જાય છે અને હૃદયશૂન્ય પોલીસો પણ બેચાર ક્ષણ મીઠાશથી બોલતાં શીખે છે. તે જ દિવસે હેકનું કૂતરું પણ જેલમાં આવેલું. આખા વરસમાં જેલમાં અમે બે જ કૂતરાં જોયાં.

## માનવબુદ્ધિનું દેવાળું

બિલાડીએ ખિસકોલીનો શિકાર કર્યો તે જ અરસામાં એક જુવાન કેદી ફાંસીએ ચડયો. તે દિવસે મને ખાવાનું ભાવ્યું નહીં. હિંસા એ શી વસ્તુ છે? સ્ટવબત્તીથી આપણે માકણ મારીએ છીએ, બિલાડી ખિસકોલીને મારી ખાય છે, અને ન્યાય-દેવતા એક જુવાન ગુનેગારનો બળિ લે છે! આનો અર્થ શો? શું સમાજને આ

જુવાનનો બીજો કશો આથી ચડિયાતો ઉપયોગ સૂઝયો નહીં? મૅજિસ્ટ્રેટ, જજ દાક્તર, સુપરિન્ટેન્ડેન્ટ, જેલર, ડેપ્યુટી જેલર બધા ભેગા થયા. લાંચ ન મળે ત્યારે વીસ રૂપિયાની અંદર જ ગુજરાન ચલાવનાર દસ-બાર પોલીસો ભેગા થયા. એક જણે કાગળ વાંચી સંભળાવ્યો, બીજાએ ઈશ્વરનું નામ લીધું, અને બધાએ મળીને પછવાડિયે બાંધેલા એક અસહાય તરુણનું ખૂન કર્યું. જેલનો મોટો ઘંટ વાગ્યો અને દુનિયામાંથી એક માણસ ઓછો થયો. જેલના ઘંટે શું કહ્યું? તેણે માણસની બુદ્ધિનું પોગળ જાહેર કર્યું. તેણે કહ્યું, 'મનુષ્યજાતિએ બુદ્ધિનું દેવાળું કાઢયું છે, મરી જનાર માણસનું શું કરવું એ સમાજને સૂઝયું નહીં એટલા જ માટે આટલા લોકોએ ભેગા થઈને એક માણસને આ દુનિયામાંથી વિદાય આપી અને તેના સરજનહારને બેવકૂફ ઠરાવ્યો!' આજે સુપરિન્ટેન્ડેન્ટ જ્યારે આવશે ત્યારે શરમથી ઝંખવાણો પડેલો હશે એમ મેં ધારેલું. પણ તેને કંઈ એ પહેલો જ પ્રસંગ ન હતો.

૪

# કાનખજૂરા પુરાણ

એક દિવસ સવારે પો ફાટતાં પહેલાં જ મારી પથારીમાં કંઈ કાળું હાલે છે એમ મને દેખાયું. આંખોમાં ઊંઘનો અમલ હતો જ, તેથી મેં ધાર્યું કે અમસ્તો વહેમ છે. જરાક અજવાળું થયું અને જોયું તો એક મોટો કાનખજૂરો પથારીની બાજુ પર થઈને દીવાલ તરફ દોડતો હતો. અર્ધા કલાક પછી તાળું ખખડયું અને બારણું ઊઘડયું એટલે મેં સાવરણી આણીને કાનખજૂરાને ઓરડી બહાર ફેંકી દીધો. પાંચ વરસ પહેલાં તો કાનખજૂરો નજરે પડે કે તરત જ હું મારી નાખતો. પણ ગુજરાતમાં આવીને અહિંસાનો ચેપ લાગેલો હોવાથી કાનખજૂરાને મારવાનું મન ન થયું. મેં તો એને ઓરડી બહાર ફેંકી દીધો, પણ મારો પડોશી ઈસ્માઈલ થોડો જ સખણો રહેવાનો હતો? તેણે સાવરણી ઉપાડી એક જ સપાટામાં કાનખજૂરાને એક ભવમાંથી મુક્ત કર્યો. તેણે મને કહ્યું, 'કાકાસાહેબ, આપ જરૂર ઇસકી શિકાયત કીજિયેગા. સપ્રીડન્ડકો યહ બતાના ચાહિયે.' એટલામાં ઈસ્લામ આઝાદ ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો, 'કાનખજૂરા કાનમેં જાકર કાનકો ખા જાય તો સરકારકા બાબાકા કયા જાતા હૈ; હમારા નુકસાન હો જાય તો ઉસકા જુમ્મેદાર કૌન હૈ?' જોતજોતામાં કાઉન્સિલ ભેગી થઈ અને કાનખજૂરામાંથી શું પ્રકરણ ઊભું કરી શકાય એની ચર્ચા ચાલી. મેં કહ્યું, 'પણ મારી એવું કશું કરવાની ઇચ્છા નથી.' મહાત્માજીનો શિષ્ય આવો જ મોળો હોય એવો સિદ્ધાંત બાંધી નારાજ થયેલા કાઉન્સિલરો પોતપોતાની કોટડી તરફ ચાલ્યા ગયા. કાનખજૂરો ત્યાં જ પડયો હતો. સુપરિન્ટેન્ડેન્ટ આવ્યો. તેણે કાનખજૂરો પડેલો જોયો. હું કંઈ પણ ફરિયાદ કરવાનો હોઈશ એવી અપેક્ષાથી તેણે મારી તરફ જોયું. હું કશું બોલ્યો નહીં. એ જ ક્ષણે એક

કાગડો આવી કાનખજૂરાને ઉપાડી લઈ ગયો, અને અહીં કાનખજૂરાપુરાણ સમાપ્ત થયું. જેલમાં આંગણું સાફ રાખવામાં આવે છે, દીવાલો વરસોવરસ ધોળવામાં આવે છે, જમીન દર પંદર દિવસે લીંપવામાં આવે છે; પણ ઉપરનાં નળિયાંમાં જમાનાનો કચરો અને કેદીઓએ છુપાવી રાખેલી વસ્તુઓ પડેલી હોય છે, એટલે ત્યાંથી જ એવા કાનખજૂરા આવી પડે છે. ભાઈ શ્વેબ કુરેસીને એક વાર રોટલામાંથી કાનખજૂરો જડયો હતો એમ મેં સાંભળ્યું છે. સહેજ વાતોમાં મેં સુપરિન્ટેન્ડેન્ટને રોટલામાંથી કાનખજૂરો જડયાની એ વાત કરેલી ત્યારે તે કહે, 'એમ તો બને જ નહીં. વીશી(જેલરસોડું)ના વ્યવસ્થાપક ઉપર ખાર રાખનાર કોઈ કેદીએ જાણીજોઈને કાનખજૂરો રોટલામાં મૂકી દીધો હશે.' મેં કહ્યું, 'હાસ્તો, જેલની વ્યવસ્થામાં ખામી હોવી અસંભવિત છે. કુદરતના કાનૂન અને જેલની વ્યવસ્થા બંને નિર્દોષ જ હોવાનાં!'

## વીસમી સદીનો મયાસુર

હવે કાગડાઓના માળા બાંધવાના દિવસ આવ્યા. કાગડાઓ દૂર દૂરથી ડાંખળીઓ લઈ આવતા અને ઝાડ પર ગોઠવતા. ડાંખળી જરા મોટી હોય અથવા જોઈએ તેવી ન હોય ત્યારે કાગડાઓ એ લાવીને મારી કૂંડીમાં નાખતા: પંદરેક મિનિટમાં બરાબર પલળે એટલે લઈ જતા. એક દિવસ એક કાગડાને લોઢાના તારનો જાડો કકડો જડયો. ઘાસની ગાંસડી બાંધવા માટે આવા તારનો ઉપયોગ થાય છે. આ તાર વતી વીસમી સદીના આ મયાસુરે એક લોહપ્રાસાદ બાંધવાની ખૂબ મથામણ કરી, પણ તાર અક્કડ જ રહ્યો. આખરે એને સૂઝ્યું કે ચાલો આપણે એને પાણીમાં નાખીને પલાળીએ. બરાબર બે વાગ્યાથી ચાર વાગ્યા સુધી એણે એ પ્રયત્ન ચલાવ્યો. પહેલાં એક છેડો પાણીમાં બોળ્યો, પછી બીજો, પછી વચલો ભાગ. બે કલાકની અફળ મહેનત પછી કાગડાભાઈ એટલું પદાર્થવિજ્ઞાન શીખ્યા કે લાકડાના ગુણધર્મ અને લોઢાના ગુણધર્મ સરખા નથી હોતા. પણ આખરે એણે પોતાના માળામાં એ તારનો ઉપયોગ તો કર્યો જ.

બીજે એક દિવસે બીજો એક કાગડો છત્રીનો તાર લઈ આવ્યો. તે બહુ જ સીધો હોવાથી એની સ્થાપત્યકળામાં તેને સ્થાન ન હતું. એક કેદીએ એ લઈને એના બે કકડા કર્યા અને એક ઠેકાણે સંતાડી રાખ્યા. મેં પૂછ્યું, 'આનું શું કરશો ભાઈ?' તો કહે, 'મારે મોજાં બનાવવાં છે.' મેં કહ્યું, 'શું જેલમાં તું મોજાં પહેરવાનો હતો?' જવાબ મળ્યો, 'ના રે, હું મોજાં બનાવી પેલા પઠાણ પોલીસને આપીશ એટલે મને બીડીની જરાક રાહત મળશે.' 'અને સૂતર ક્યાંથી લાવીશ?' 'સ્ટોરમાંથી. ત્યાં કોણ હિસાબ રાખે છે? અંગ્રેજી રાજ્યમાં ઉપરનો ડોળ જોઈએ તેટલો. અંદરકી બાત ખુદા જાને.' મેં ઉમેર્યું, 'ઔર તુમ્હારે જૈસે જાને!'

# કાગડો ઠગાયો

એક દિવસ અલ્લાદાદ દોડતો દોડતો આવીને કહે, 'કાકાજી કાકાજી, જરા ઈધર આઈએ તો સહી. હમને એક કાંગડા પકડા હૈ.' જઈને જોઉં છું તો સાચે જ ચતુર કાગડો પણ ઠગાયો હતો. કાગડો ઓરડીમાં પકડાયો હતો. એને પગે એક લાંબી દોરી બાંધેલી હતી. (કેદી પાસે દોરી ક્યાંથી આવી? ખાનગી વ્યવસ્થા જ.) કાગડાએ દુનિયાના તમામ કાકાઓને વહારે ધાવા બૂમ પાડી. પણ હું એકલો જ ત્યાં હાજર હતો. મેં અલ્લાદાદને આજીજી કરી અને કાગડાભાઈ છૂટી ગયા. મારી ખાતરી છે કે એ કાગડે ફરી વાર જેલનું મોં પણ નહીં જોયું હોય. પગ બંધાયો એનું કંઈ નહીં, મરી જાત એનુંયે કંઈ નહીં, પણ કાગડો ઠગાયો એ શરમ એની આખી નાતને અસહ્ય થઈ હશે.

# ખિસકોલીઓનું સામ્રાજ્ય

કાગડાની પેઠે ખિસકોલીઓનું પણ અહીં સામ્રાજ્ય હતું. આખો દિવસ આંગણામાં ને ઝાડ પર દોડમદોડા કરે. સાંજરે છાપરા પર ફરે, બપોરે જમવા વેળાએ આસપાસ આવી, 'મને નહીં?' એમ પૂછે. ઢગરાં પર બેસી, આપણે ફેંકેલો કકડો બે હાથમાં પકડી અણીદાર દાંત વતી કોતરીને ખાય અને કૂંડીનું પાણી પીએ. સાંજ પડ્યે ઘણીખરી ખિસકોલીઓ છાપરાના ચારે છેડા પર આવી ખૂબ ક્રંદન કરતી. તેમનો એ આનન્દોદ્ગાર હતો કે દુઃખોદ્ગાર એ આપણે કેમ જાણીએ? પણ મારા કાનને તો તે કરુણ ક્રંદન દમયન્તીવિલાપ જેવું જ લાગતું. રોજ સાંજે પાંચ વાગ્યે આ વિધિ નિયમિત ચાલતો. એક દિવસ ખૂબ વરસાદ પડ્યો. ક્રંદન પાર વગરનું ચાલ્યું. પણ બીજા દિવસથી તે બંધ થયું.

# મૂરખના વહાલેશરી : પરગજુપણાનાં સરકસ

અમે અમારા સૂવાના કામળા રોજ તડકામાં મૂકતા. ત્યાં આ ખિસકોલીઓ આવી દાંત વતી ઊન ખેંચીખેંચીને બહાર કાઢતી. આગલા પગ અને મોઢાની મદદથી એ ઊન ગોળગોળ ફેરવી એનો ડૂચો બનાવતી અને તે નળિયાંમાં લઈ જઈ પોતાનો માળો બનાવવામાં વાપરતી. ઘણા કામળાને આવી રીતે તેમણે કાણાં પાડ્યાં અને ઠેકઠેકાણે માળા તૈયાર થયા. મારી ઓરડીના બારણા ઉપર જ એવો

એક માળો દેખાતો હતો. થોડા દિવસ પછી ત્યાં ત્રણ બચ્ચાં દેખાવા લાગ્યાં. તેમની મા અમારી પાસેથી રોટલાના કકડા લઈ જતી અને બચ્ચાંને ખવડાવતી. બેશક, બચ્ચાં ધાવણ પૂરું થયા પછી જ અનાજ ખાવા લાગ્યાં. એક દહાડો એક બચ્ચું ઉપરથી નીચે પડ્યું. સામેના લીમડા પર બેઠેલા કાગડાના મોંમાં પાણી છૂટ્યું. પણ બચ્ચું મારી ઓરડીમાં જ પેસી ગયું. મેં અંદર જઈને સહેજ પ્રયાસથી બચ્ચાને પકડી લીધું. પણ તેને તેના ઊંચા માળામાં કેવી રીતે મૂકવું? મેં બૂમ પાડીને શામળભાઈને બોલાવ્યા. તેઓ મારા બારણા આગળ બેસી ગયા. હું તેમના ખભા પર એક હાથમાં બચ્ચું લઈ, બીજે હાથે બારણાના સળિયા પકડી ઊભો થયો. પછી શામળભાઈ ધીમે ધીમે ઊભા થયા. આ રીતે મારો હાથ માળા સુધી પહોંચી ગયો. અને બીકથી ધ્રૂજતું બચ્ચું હેમખેમ પોતાને ઘેર પહોંચી ગયું. બચ્ચાની માને શી ખબર કે હું એનો વહાલેશરી છું? તેણે પોતાની તિર્યગ્ભાષામાં મને અનેક ગાળો દીધી, શાપ દીધા; અને જ્યારે એનું બચ્ચું એના માળામાં ખેમકુશળ પહોંચી ગયું ત્યારે પણ મને લાગે છે કે પોતાની ભૂલ જોવાને બદલે માને એમ જ થયું હશે કે પાડ પરમેશ્વરનો કે મારું વહાલું બચ્ચું આ દુષ્ટ માણસના હાથમાંથી છટકી શક્યું. પણ પેલાં બેવકૂફ બચ્ચાં પર તો બીજી જ જાતની અસર થઈ; કેમ કે હવે બેદરકાર થઈ તેઓ બેત્રણ વાર ઉપરથી નીચે પડ્યાં અને દરેક વખતે શામળભાઈને અને મારે સરકસની કસરત કરવી પડી. પણ ભૂયોદર્શન થવાથી ખિસકોલી-માની ખાતરી થઈ કે આ લોકો વાલ્મીકિના શાપને લાયક નિષાદો નથી પણ હરિણશાવકનું પાલન કરનાર જડભરત જેવા જ કોઈક છે.

આ જ અરસામાં લીમડા પર કાગડાનાં બચ્ચાં પણ ઈંડાંમાંથી બહાર નીકળ્યાં. પશુપક્ષીઓમાં અપત્યરક્ષણની વૃત્તિ સૌથી પ્રબળ હોય છે. અત્યાર સુધી ઘણા કેદી રોજ સવારે કે સાંજે દાતણને અર્થે લીમડા પર ચડતા. કેટલાક તો જેલ બહારની દુનિયાનું દર્શન કરવા ખાતર પણ લીમડા પર ચડતા. ‘એ તમારો આશ્રમ દેખાય! ત્રણ મજલાનું એક બીજું મકાન દેખાય છે!’ એમ મને સંભળાવતા અને મને પણ ઉપર આવવા નોતરતા. ઝાડ પર ચડવું એ તો જેલના નિયમ પ્રમાણે નવ દિવસની માફી કપાય એવો ગુનો છે. એક જ વરસને માટે હું જેલમાં આવેલો હોવાથી ગુનો કરીને પણ બહારની દુનિયા જોવાનું મને મન થાય એમ ન હતું.

## કાગડાઓનો પ્રસાદ

પણ જ્યારે લીમડા પર કાગડાનાં બચ્ચાંનો વાસો થયો ત્યારે લીમડા પર ચડવાની કોઈ કેદીની મગદૂર ન રહી. કાગડાઓ ઝપ દેતા આવીને ચાંચ મારતા અથવા માથા પરની ટોપી ઉપાડી જતા, અને કેદી ટોપી ખોઈ બેસે તો સાથે નવ દિવસની માફી પણ ખોઈ બેસે. એક કાગડીઓ લીમડા પર ચડનાર શામળભાઈ અને બીજા

બે કેદીઓ ઉપર મનમાં ખાસ ખાર રાખ્યો. એમને જુએ કે ચાંચ માર્યા વગર રહે જ નહીં. અમારો ડોસો ઝાડુવાળો પીળી ટોપી પહેરતો. તેના પ્રત્યે કાગડીનો સવિશેષ રોષ હતો. અને તેથી કોઈ પણ પીળી ટોપીવાળો કેદી લીમડા પાસે થઈને નીકળે કે તેને પણ કાગડીની ચાંચનો પ્રસાદ મળ્યા વગર રહેતો નહીં; ગમે ત્યાંથી આવીને માથા પર, ખભા પર અથવા લમણા પર ચાંચ મારી કાગડી નાસી જતી. દિવસે દિવસે આ કેર એટલો બધો વધ્યો કે અંતે નૂરમહમદે માથા પર ચાદર વીંટાળી લીમડા પર ચડી કાગડાનો માળો નીચે ઉતાર્યો. તેમાં પીંછાં વગરનાં, ઊંટ જેવાં દેખાતાં કાગડાનાં ત્રણ બચ્ચાં હતાં. મોં વકાસીને તેઓ પડયાં હતાં. મોઢાં અંદરથી રૂપાળાં લાલચોળ દેખાતાં.

નૂરમહમદની આ ક્રૂરતા અબદુલ્લાથી સહન ન થઈ. ભાઈ અબદુલ્લા સિંધ તરફના એક સંસ્કારી કુટુંબના જુવાન હતા. તેમણે ચિડાઈને કહ્યું, 'ખિલાફતને અર્થે ફાંસી પર પણ ચડવાને તમે બહાદુર તૈયાર છો; અને પોતાનાં બચ્ચાંની રક્ષા ખાતર ચાંચ મારનાર કાગડીના પ્રહારથી તમે કાયર બન્યા અને બચ્ચાંનો માળો તોડયો! ખુદા તમારા પર કેટલો નારાજ થશે!' બિચારો નૂરમહમદ ભોંઠો પડયો. અને શામળભાઈને આશ્ચર્ય થયું કે માંસાહારી મુસલમાનમાં પણ આટલી દયા? આખરે નૂરમહમદે પઠાણની રજા લઈ અમારા આંગણા બહારના બીજા લીમડા પર તે માળો મૂકી દીધો. પણ ત્યાં તે ટકી ન શકયો. એટલે ફરી પહેલાંને ઠેકાણે તેને માળો ગોઠવી દેવો પડયો.

## અંગ્રેજ આરબનાં યુદ્ધ

કાગડીને હવે પોતાનાં બચ્ચાંના ચારાનો સવાલ ઊભો થયો હતો, એટલે તેણે પોતાની કાકદૃષ્ટિ વધારે તીવ્ર કરી આહાર શોધવાનું શરૂ કર્યું. એટલામાં ખિસકોલીનાં બચ્ચાં પણ સહેજ મોટાં થઈ આમતેમ ફરતાં થયાં હતાં. કાગડીએ તેમાંનું એક બચ્ચું મારી પોતાના દીકરાને માંસનો પહેલવહેલો સ્વાદ ચખાડયો. તે દિવસથી ખિસકોલીઓ અને કાગડાઓ વચ્ચે મહાવેર જામ્યું. કાગડા છાપરા પર બેઠા હોય કે લીમડા પર, એકાદ મોટી ખિસકોલી પોતાની પૂંછડી ફુલાવીને કાગડા પર ધસી જતી અને કાગડો ભયભીત થઈને ઝડપથી ઊડી જાય તેટલામાં તેને પોતાના નખ અને દાંતનો કંઈક પ્રતાપ બતાવતી. કાગડા ખિસકોલીથી બીએ છે એ તો મેં અહીં જ પહેલવહેલું જોયું. પણ કાગડો હવામાં ઊડી શકે છે અને ખિસકોલી નથી ઊડી શકતી, એટલે અંગ્રેજો અને આરબ વચ્ચેના યુદ્ધ જેવું આ યુદ્ધ થઈ જતું. આરબો પાસે હવાઈ જહાજ (ઍરોપ્લેન) હોત અને ખિસકોલીને પાંખો હોત તો તે મહાયુદ્ધો બીજું જ સ્વરૂપ પકડત.

# પરદુ:ખવિચાર-મીમાંસા

એક દિવસ એક કાગડો ક્યાંકથી ખિસકોલીનું બચ્ચું મારી લાવીને મારી કૂંડીમાં પલાળવા લઈ આવ્યો હતો. ચિડાઈને મેં પાણી ઢોળી નાખી કૂંડી ઊંધી મૂકી દીધી. ફરી વિચાર કર્યો, દયાધર્મમાં વળી ઇન્સાફ કેવો? ઇન્સાફ તો એક ખુદા જ કરી શકે. તે રહીમ પણ છે ને કહાર પણ છે.* મારું કામ તો તરસ્યાંને પાણી પાવાનું છે. કાગડો પોતાનો આહાર શોધી લે છે તેમાં હું તેને શાને સજા કરું? મારા દેખતાં તે ખિસકોલીને મારતો હોય તો ખિસકોલીનો જીવ બચાવવાનો હું જરૂર પ્રયત્ન કરું. તેમ ન કરું તો મારી દયાવૃત્તિ દુભાય. પણ મારે કાગડા ઉપર રીસ રાખવી ન જ ઘટે. કાગડો જ્યારે ખિસકોલીને મારતો હોય ત્યારે તેના મનમાં ખિસકોલી પ્રત્યે દ્વેષ કે વેર હોય છે કે પોતાનાં ભૂખ્યાં બચ્ચાંની વાત્સલ્યભરી ચિન્તા હોય છે એ કોણ નક્કી કરે? મારી મા ઝાડ પરની કેરી તોડી મને ખાવા આપતી ત્યારે તેના જે વિચારો હશે તેથી શું આ કાગડીના વિચારો જુદા હશે? પરદુ:ખનો વિચાર કરવો એ માણસનો જ અધિકાર છે; અન્ય પ્રાણીઓ તો જવલ્લે જ એ વૃત્તિ કેળવી શકે છે. પશુપક્ષીઓનું જીવન નીતિબાહ્ય હોઈ તેમાં નીતિઅનીતિ સંભવતી જ નથી. માણસ પણ હજી મોટે ભાગે પશુ જ છે, તેથી જ પરદુ:ખથી તેનું હૃદય પીગળતું નથી. એમ કહેવાય છે કે માણસોમાં પણ સ્ત્રીઓ પોતાનાં બાળબચ્ચાં ને સગાંવહાલાં પ્રત્યે પ્રેમવૃત્તિનો અસાધારણ ઉત્કર્ષ બતાવતી છતાં અન્યના દુ:ખ પ્રત્યે ઉદાસીન જ હોય છે. અને સ્ત્રી સ્ત્રીનું દુ:ખ જોઈને કેટલીક વાર રાજી પણ થાય છે. આ વાત કેટલે દરજ્જે સાચી છે અને કેટલે દરજ્જે તહોમત છે એ તો સ્ત્રીઓ જ કહી શકે. એટલું ખરું કે મનુષ્યેતર સૃષ્ટિમાં નર કરતાં માદાનો જુસ્સો અને ઝનૂન વધારે હોય છે. જંગલી અસંસ્કારી લોકોમાં પણ એમ જ હોય છે.

# કાગડાની કાણ

એક રાત્રે મોટો પવન ચાલ્યો. કાગડાનો માળો ઢળી પડ્યો અને એક બચ્ચું મરી ગયું. નૂરમહમદે માળો અને બચ્યા ગયેલું બચ્ચું લીમડા પર ગોઠવી દીધાં પણ એક બે દિવસમાં તેનો પણ અંત આવ્યો. ઝાડુવાળાએ બચ્ચું દીવાલ બહાર ફેંકી દીધું. ત્યાં કાગડાઓની ન્યાત ભેગી થઈ ને કાણ કાઢી. કેટલાક ઘરડા કાગડાઓએ રાજિયા ગાયા. મા કાગડી તો અવાચક થઈને બેસી જ ગઈ હતી. આખરે જ્યારે મોટો વરસાદ આવ્યો ત્યારે ન્યાત લાચાર થઈને ઊડી ગઈ. પણ ત્રણ-ચાર

* રહીમ એટલે દયાવાન, અને કહાર એટલે કેર વરતાવનાર.

કાગડાઓના દુઃખનો આવેગ એટલો બધો હતો કે વરસાદમાં ઊડી જવાનું પણ તેમને ન સૂઝયું. કાગડાઓનું નસંતાન વળેલું જોઈ ખિસકોલીઓ રાજી થઈ કે કેમ એ આપણે કેમ કહી શકીએ? અદેખાઈ, મત્સર અને પારકાનું દુઃખ જોઈ થતો આનંદ એ વૃત્તિઓ વખતે સુધરેલાં પ્રાણીઓના જ દુર્ગુણ હશે. બચ્ચાં મરી ગયા પછી કાગડા પણ જરા મોળા પડયા. અમને સાલે એવો કાગડાનો છેલ્લો શિકાર તો અમારા જાજરૂ પર રહેતી એક દેવચકલીનાં બચ્ચાંનો હતો.

૫

## અજાયબ ઘરનો માનવી

રવિવારનો દિવસ હતો. પોલીસોને જલદી ઘેર જવું હતું એટલે તેમણે અમારી આજીજી કરી અમને પાંચ વાગ્યે જ કોટડીઓમાં પૂરી દીધા હતા. હું 'નાથભાગવત'-નો એક અધ્યાય પૂરો કરી ઓરડીમાં નિરાંતે બેઠો હતો. રાતપાળીના પોલીસો તેમ જ મુકાદમો તાળાં બરાબર બંધ છે કે નહીં તે તપાસી બીડી પીવા કયાંક ખૂણે જ ભરાયા હતા. એટલામાં એક મોટો ઘોઘર બિલાડો ધરાઈને ખાધા પછી મૂછ ચાટતો ચાટતો અને હાથીની પેઠે ડોલતો ડોલતો આવી મારા બારણા આગળ અટકયો અને ધ્યાનપૂર્વક મને નિહાળતો ઊભો. તેણે માથું ઊંચું કર્યું, નીચું કર્યું, બારણાના એક છેડા તરફથી જોયું, બીજા છેડા તરફથી જોયું, ને ગુર્ર્ર્' 'મ્યાઉં' કરીને પોતાનો સંતોષ જાહેર કર્યો! નાનપણથી અનેક અજાયબઘરો (મ્યુઝિયમો) હું જોતો આવ્યો છું. પાંજરાંની માંહ્ય પશુપક્ષીઓ, વાઘબિલાડીઓ પૂરેલાં મેં બહારથી જોયાં છે, તપાસ્યાં છે, તેમનું વર્ણન બહારના લેબલ પર વાંચી સંતોષ વ્યક્ત કર્યો છે; પણ કોઈ કાળે મેં એમ સ્વપ્નેય ધારેલું નહીં કે હું બંધબારણે પુરાયો હોઈશ અને એક નફ્ટ બિલાડો બહારથી મને જોઈ તપાસી પોતાનો સંતોષ જાહેર કરશે! બિલાડીઓનું કોમી છાપું ચાલતું હોત તો પેલો ઘોઘર આ પ્રસંગ પર જરૂર એક લાંબો વર્ણનાત્મક લેખ લખત.

## 'ભોલુ' મિત્રો

હું પાછળ કહી ગયો કે જેલમાં વાંદરાઓ પુષ્કળ આવતા, નીચે ઊતરીને હોજમાંથી પાણી પણ પીતા. અમારી સાથેના પ્રોફેસર ઝમ્મટમલને આ વાંદરાઓ ઉપર ભારે ભાવ. સિંધી ભાષામાં વાંદરાને 'ભોલુ' કહે છે. ભોલુઓને જુએ કે ઝમ્મટમલ રાજીરાજી થઈ જાય. ઘણી વાર અમે સાંજે ચાર વાગ્યે સાથે નાહવા બેસીએ અને આ ભોલુઓ પડખેની ભીંત પર થઈને પસાર થાય. અહિંસક માણસ તરીકે

મારી છાપ આ ભોલુઓ પર સારી હતી, એટલે હું નાહતો હઉં તોપણ તેઓ ભીંત પરથી વગર બીકે નિરાંતે ચાલ્યા જાય. પણ ઉનાળાના બફારાથી સારી પેઠે શેકાયેલા ઝમ્મટમલનો સમભાવ મારા કરતાં વિશેષ. તેથી તેમને થતું : આ ભોલુઓને નવડાવીએ તો કેવું! એટલે તે પોતાનો જસતનો ચંબુ ભરીને ગુપચુપ તૈયાર રહેતા અને ભોલુ દીવાલ પરથી પસાર થાય કે 'હાઉઉ' કરતા તેના પર ચંબુમાંનું પાણી ઉરાડતા. અરસિક ભોલુઓને આમાં મજા પડતી નહીં, એટલે પોતાની લાંબી પૂંછડી ઊંચી કરી તેઓ દોટ મૂકતા અને દૂર જઈ પાછા વળી દાંતિયાં કરી પોતાનો રોષ જાહેર કરતા. અલ્લાદાદ ત્યાં હોય ત્યારે તે જરૂર વાંદરાઓને ખાતરી આપતો કે માણસોને પણ દાંત હોય છે. આમ ઘણા દિવસ સુધી ચાલ્યું. વાંદરાઓ છોટા ચક્કર નં. ૪નો ત્યાગ કરવાનો વિચાર કરત, પણ ઝમ્મટમલ તો મધમાખ જેવા; મધમાખ પાસે ડંખ પણ હોય ને મધ પણ હોય. તેઓ રોજ સાંજે મળી શકે તેટલા રોટલાના કકડા ભેગા કરી આ ભોલુઓને ખવડાવતા, એટલે પછી ભોલુઓ જવાનું મન શેના કરે? રોજ નવા નવા ઇષ્ટમિત્રોને તેઓ લઈ આવતા. આગળ જતાં તો તેઓ એટલા ધીટ બન્યા કે અમારા હાથમાંથી પણ રોટલાના કકડા લઈ જાય! એમાંનો એક ઘરડો હતો. તેના દાંત પડી ગયા હતા. તેને રવિવાર શુક્રવારે અમે ઘઉંની રોટલી આપતા.

પણ થોડા જ દિવસમાં આ ભાઈબંધોના ઉધમાત બહુ વધી પડ્યા. એક દિવસ સાંજે સાડાછએક વાગ્યા હશે. અમે કોટડીઓમાં પુરાયા હતા. એટલામાં દસ-બાર ભોલુઓની ફોજ આવી ને તેમણે હોજ પાસેના પીપળા પર એકાએક હુમલો કર્યો. બિચારા પીપળાને થોડું થયાં જ નવાં પાન આવ્યાં હતાં. તડકામાં તે ખૂબ ચળકતો. ભોલુઓએ તેની અનેક નાનીમોટી ડાળીઓ તોડી નાખી; નીચેથી ઉપર, ને ઉપરથી નીચે તેઓ કૂદ્યા અને પોતાની ચળ શમાવી અંધારું થતાં ઘેર ગયા. ઘેર એટલે ક્યાં?

## ખેરલનું તર્કશાસ્ત્ર : જૈસે અંગ્રેજ વૈસે યે

બીજે દિવસે મારા સાથીઓને મેં કહ્યું કે, 'વાંદરાઓને આપણે વધારે હેળવશું તેમ તેઓ વધારે આવવાના, લંકાલીલા કરવાના, અને પછી કબૂતરહત્યાની પેઠે વાનરહત્યા થવાની. તેનું પાપ આપણે માથે ચોંટવાનું.' મારી દલીલ સૌએ કબૂલ રાખી, પણ કોઈના આચરણમાં ફેર ન પડ્યો. એક દિવસ ખેરલ નામના એક સિંધી ભાઈએ એક ભોલુને લલચાવી સામેની ખાલી બરાકમાં પૂરી દીધો અને પછી બહારથી ભાઈસાહેબ માટીનાં ઢેફાં તેના પર ફેંકવા લાગ્યા. ભોલુએ બુમરાણ મચાવ્યું, બહારથી પાંચ પચીસ ભોલુઓ ભેગા થયા. ચીસો કિકિયારીઓનો પાર ન રહ્યો. એક ભાઈ આવીને મને આ કહી ગયો. પેલો ભોલુ બિચારો બરાકમાં કૂદાકૂદ કરી

અંતે છાપરાની કેંચી પર ચડી બેઠો હતો. મેં ખેરલને કહ્યું, 'છોડ દો બિચારેકો. ગરીબકો ક્યોં સતાતે હો?' ખેરલ કહે, 'યે તો હમારે દુશ્મન હૈં. ઉનકો મારના ચાહીએ.' મે પૂછ્યું, 'બિચારે ભોલુ તુમારે દુશ્મન કહાંસે બન ગયે?' આનો મને જે જવાબ મળ્યો તેમાં તો માણસ જાતની તર્કશક્તિની સીમા જ હતી. ખેરલે કહ્યું, 'અંગ્રેજ હમારે દુશ્મન હૈં હમ અંગ્રેજોકો બંદર કહેતે હૈં, ઈસલિયે બંદર હમારે દુશ્મન હૈં! [Q. E. D.] ઉનકો જરૂર મારના ચાહિયે!' ફર્ગ્યુસન કૉલેજમાં હું દેશી વિલાયતી બેઉ તર્કશાસ્ત્ર ભણ્યો છું. આપણા મહાવિદ્યાલયમાં પણ ભીડને પ્રસંગે તર્કશાસ્ત્ર મેં ભણાવ્યું છે. પણ આ તર્કશાસ્ત્ર આગળ તો હું આભો જ બની ગયો. મેં એને કહ્યું, 'તુમ અંગ્રેજકો બંદર કહતે હો ઈસમેં બંદરોંકા ગુનાહ ક્યા હૈ? ક્યા વે તુમારે પર રાજ કરતે હૈં? ક્યા બંદરોને ખિલાફતસે દુશ્મની કી હૈ? ક્યા બંદર ઈસ દેશકો લૂટ રહે હૈં?' ખેરલ કહે, 'લેકિન યે બંદર તો હૈં ના? બસ ઈસીલિયે યે હમારે દુશ્મન હૈં. જૈસે અંગ્રેજ વૈસે યે!'

આખરે બધાના દબાણથી ભોલુનો માંડ છુટકારો થયો અને તે બધા રાતને માટે સૂવા ચાલ્યા ગયા.

૬

## વર્ષાની લીલાલહેર

વરસાદના દિવસ આવી પહોંચ્યા. રાહ જોઈ જોઈને થાકેલાં ને લગભગ નિરાશ થયેલાં પ્રાણીઓને આનંદ થયો. જમીન મહેકવા લાગી. સંધ્યા સમયનાં વાદળાંઓ મધ્યે શ્યામ અને સોનેરી કિનારવાળાં વધારે પ્રિય દેખાવા લાગ્યાં. કોઈ દિવસ અમદાવાદની દિશામાં તો કોઈ દિવસ વીરમગામની દિશામાં સજલ ઘન ઊતરતા દેખાવા લાગ્યા. પહેલે દિવસે સાંજે અમે ભેગા બેસીને પ્રાર્થના કરી અને મેઘની પેઠે આર્દ્ર હૃદયે આ કૃપા માટે પરમાત્માનું ગાયન કર્યું. સુકાયેલી જમીનમાંથી બાલ-તૃણાંકુર ઊગી નીકળ્યા. પણ પોતાના કાન ને પૂંછડીઓ હલાવતાં હલાવતાં તે તૃણાંકુરો પર ઉજાણી કરનાર વાછરડાં કે ઘેટાંબકરાંનાં બચ્ચાં અહીં હતાં નહીં. ભૂમિદેવીનું માતૃહૃદય સફળ થયું. પણ તેને ધાવનાર કોઈ ન મળે. બિચારો હોકેરઆપ્પા અહીં રહ્યો કર્ણાટકના હંપી તરફનાં પોતાનાં ખેતરો નિહાળવા લાગ્યો. નિર્દોષ વાળંદ પોચાભાઈ ઘરનાં ઢોરની વાતો કરવા લાગ્યો. અર્જુન અને રાવજી એ ભીલોની વૃદ્ધ જોડી બાળકની પેઠે નૃત્ય કરવા લાગી. નૃત્ય સાથે ગાયન પણ હતું. પણ શિષ્ટજનોને માટે તે શ્રાવ્ય ન હતું. રાવજી કદાવર નહોતો પણ મજબૂત હતો. જેલમાં બીજી વાર આવ્યો હતો. હવે તેના મોઢાના દાંત બહુ ઓછા રહ્યા હતા. આવો ઘરડો માણસ વરસાદની ઠંડક લાગતાંવેંત એકદમ જુવાન થયો ને કહેવા લાગ્યો, 'કોણ જાણે ઘેર જઈશ ત્યારે મારી ઘરવાળી જીવતી હશે કે નહીં? મરી ગઈ હશે તો હું ફરી વાર પરણવાનો. મને રાંધીને મૂકનાર કોઈ જોઈએ કની!'

# કેદીઓનો મનુષ્યપ્રેમ

પછી બહારથી નવા આવનાર કાચા કેદીઓની સંખ્યા વધે એટલે તેમાંના કેટલાક કેદીઓને અમારા પોર્ટ બ્લેરમાં પૂરતા. તેમની પાસેથી અમે બહારના વરસાદના સમાચાર મેળવતા. પોલીસો જ્યારે ખુશમિજાજમાં હોય ત્યારે અમારી પાસે બેસી સાબરમતીમાં દસ ફૂટ પાણી છે, વીસ ફૂટ પાણી છે એવી પણ ખબરો આપતા. અમારો એક દોસ્ત નિયમસર લીમડા પર ચડી દૂર સુધી જોતો, પણ કહેતો કે, 'ખેતરોમાંના મોલ કેવાક છે એ અહીંથી બરાબર કહી શકાતું નથી.' બહાર દુકાળ હોય કે સુકાળ, આ કેદીઓને તેની શી પડી છે? તેમને તો આઠ આઠ દસ દસ વરસ અહીં જ ગાળવાં છે. કેટલાક નિસાસા નાખીને કહેતા, 'અમારો ખાડો જેલમાં જ છે.' આ લોકોને દુકાળની શી પડી હતી? બહાર અનાજ પાકે તોયે એમને ઘીદૂધ તો શું, છાશનું પણ ટીપું સરખું મળવાનું નથી. અને બહાર સખતમાં સખત દુકાળ પડે તોયે તે કારણસર તેમની ૧૩ ઔંસની રોટલીના ૧૧ ઔંસ થવાના નથી. આમ છતાં તેમને વરસાદની દરકાર રહે છે તે શા માટે? એટલા જ કારણસર કે તેઓ કેદી થયા એટલે કંઈ માણસ મટયા નથી. કેટલાક ગુના તેમણે કર્યા હશે, પણ તેઓ કંઈ દુનિયાનું બૂરું ચાહનારા નથી. માણસજાત વિશેના આ અકારણ અને અકૃત્રિમ પ્રેમની બાબતમાં જેલના અમલદારો કરતાં જેલના કેદીઓ ચડિયાતા છે એમાં શક નથી.

લીમડાની લીંબોળીઓ હવે બરાબર પાકી અને ટપ ટપ ટપ નીચે પડવા લાગી. કેદીઓને આ ખાવાની છૂટ હતી. માંદા પડીને ઇસ્પિતાલમાં જવાની અને ત્યાં એકાદ દિવસ સાબુચોખાની કાંજી પીવાની શક્તિ કે યુક્તિ જેમનામાં ન હોય તેવાઓને આખા વરસમાં આટલો જ ગળ્યો મેવો મળે, એટલે તેઓ ધરાઈને આ લીંબોળીઓ ખાય. હા, મુકાદમ અનુકૂળ હોય ત્યારે ઇસ્પિતાલમાં જઈ સ્પિરિટ ક્લૉરોફૉર્મનો એકાદ ડોઝ પી શકાય ખરો.

# ખિસકોલીઓની મૈત્રી

ખિસકોલીઓનું કરુણ ક્રંદન હવે બંધ થઈ ગયું. હવે તેઓ મૂંગે મોઢે ઝાડ પર અને નીચે આંગણામાં શરતો રમવા લાગી. અત્યાર સુધીમાં ઘણી ખિસકોલીઓએ અમારી સાથે દોસ્તી બાંધી હતી. અમારી પાસે આવે અને મોઢું હલાવી હલાવીને રોટલાના કકડા માગે. અમને મળતા જુવારના રોટલા સામે કેદીઓની ફરિયાદ તો રહેતી જ પણ કાગડા, સમડી અને ખિસકોલીઓ સુધ્ધાં જુવારના રોટલાને

દિવસે રોટલાના કકડા લેવાને બહુ ઇંતેજાર રહેતાં નહીં. કેટલાક કેદીઓ કહેતા, 'આ તે જુવાર છે? પેટમાં નાખી શકાય એવી માટી!' મેં જોયું છે કે ઘણી વાર કેદીઓ જુવાર કરતાં ખોરી ખોરી પણ બાજરી પસંદ કરતા. ઘઉંની રોટલી હોય તે દિવસે ખિસકોલી અમારી સામે બેસી અમારા હાથમાંથી કકડો લઈ જાય ને ઓરડીની અંદર આવીને ખાય. એક દિવસ તો બે ખિસકોલીઓની શરત ચાલતી હતી. તેમાંની એક પાછળથી દોડતી આવી મારા ખભા પર ચડી બેઠી. અમે ખિસકોલીઓને સવારે ગરમાગરમ કાંજી આપતા. જે દિવસે સવારે કાંજી મોડી આવી હોય તે દિવસે અધીરા બાળકની પેઠે આ ખિસકોલીઓ અમને પજવતી પણ ખરી.

## કારણપરંપરા

એક દિવસ સુપરિન્ટેન્ડેન્ટ આવી અમને કહે, 'મેં સાંભળ્યું છે કે તમે ખિસકોલીઓને ખવડાવો છો?' મેં હા પાડી. તેણે કહ્યું, 'હા, આને લીધે જ ખિસકોલીઓ બહુ આવે છે ને તડકે નાખેલા કામળા કાતરી ખાય છે. 'રિટ્રેન્ચમેન્ટ'ના આ દિવસોમાં આટલું નુકસાન કેમ ખમાય? તમારે આજથી ખિસકોલીઓને ખવડાવવાનું બંધ કરવું જોઈએ, નહી તો મારે પાંજરાં લાવીને ખિસકોલીઓ પકડવી પડશે ને મારવી પડશે.' હિંદુને જેર કરવાનો અકસીર ઇલાજ ભાઈસાહેબના હાથમાં આવી ગયો છે એમ હું સમજી ગયો. સાચે જ, બીજે દિવસથી મેં ખિસકોલીઓને ખવડાવવાનું બંધ કર્યું! બિચારીઓ આવી આવીને મારી તરફ જુએ. આજે હું તેમને કેમ નથી ખવડાવતો તેનું કારણ તેઓ ક્યાંથી સમજે અને હું સમજાવી પણ કઈ રીતે શકું? મારી આંખ ભરાઈ આવી. યુરોપમાં મહાયુદ્ધ થયું, ઇંગ્લંડનું લોહી સુકાયું, માટે હિંદુસ્તાનને અઢળક ખરચમાં ઊતરવું પડયું, તેથી બધાં સરકારી ખાતાંનાં ખર્ચ કમી કરવાનું નક્કી થયું અને તેથી એક ગરીબડી ખિસકોલીને રોજ મળતો રોટલીનો કકડો બંધ થયો! શી કારણપરંપરા!

## કાબરોની કિસમિસ

વરસાદ આવ્યો અને અમારું બહાર સૂવાનું બંધ થઈ ગયું. અમે પાછા સાંજે કોટડીમાં પુરાતા થયા. એ જ અરસામાં મારી ઓરડીમાં મંકોડાનો રાફડો ફાટયો. હવે કેમ સુવાય? 'સાષણવાળાઓ'ની ઓરડીઓ છેક છેડા પરની, એટલે વાછટથી વધારે પલળવાની, અને તેમાં મંકોડા પણ જરૂર થવાના. દહાડે ઓટલા પર સૂતા હોઈએ ત્યાં પણ મંકોડા આવે. રાત્રે ઓરડીઓમાં આવે. અને આવે ત્યારે દસપાંચ કે સો-પચાસ નહીં, પણ આખી ઓરડી છવાઈ જાય એવડી કાળી ફોજ ત્યાં ખડી

# દ્વિજગણનું સ્વરસંમેલન

વહાણું વાય એટલે પક્ષીઓ વહેલાં ઊઠી કિલબિલ કિલબિલ કિલબિલ અવાજ કરતાં. સાંજે પાછાં આવે ત્યારે પણ જંપે તે પહેલાં તેવો જ શ્રાવણરુચિર અવાજ કરે. દ્વિજગણનું આ સૂર્યોપસ્થાન મને મારી પ્રાર્થનાની યાદ દેવડાવતું. એક વર્ષની જેલ દરમિયાન એક જ દિવસ મારી પ્રાર્થના પડવા પામી હતી. ઉનાળામાં પક્ષીઓ બહુ વહેલાં ઊઠે છે. જે પહેલવહેલું ઊઠ્યું હોય તે પોતાના કલધ્વનિથી શરૂઆત કરે. તરત જ બીજાં પાંચસાત પક્ષીઓ જુદાં જુદાં ઝાડ પરથી તેનું પ્રતિશ્રવણ કરે, અને પછી આખો સંઘ પોતાની અમૃતવાણીનો ધોધ ચલાવે. પક્ષીઓના આ સંમિશ્ર ગાયનમાં નથી હોતો સ્વરનો મેળ કે નથી હોતી કોઈ જાતની તાલબદ્ધતા. છતાં આ વિશૃંખલ સ્વરસંમેલનમાં કેવું અનુપમ માધુર્ય હોય છે! ઉષા અને સંધ્યા ગમે તેટલા સમૃદ્ધ રંગોથી સજાયેલી હોય, તોપણ આવા નિસર્ગસંગીતના સાથ વગર તે સૂની સૂની જ લાગવાની.

# ચવલીપાવલીનો વરસાદ

એક દિવસ ખૂબ વરસાદ પડ્યો. બધે પાણી પાણી થઈ રહ્યું. ખાળો અને નીકો એટલી બધી ભરાઈ ગઈ કે તે ક્યાં છે એની જ ખબર ન પડે. એ પાણી પર જ્યારે વરસાદ પડે ત્યારે પાણી ઊછળીને જાણે ઉપરના વરસાદનું સ્વાગત કરતું હોય એવું દેખાય છે. નાનપણમાં એને અમે 'ચવલીપાવલીનો વરસાદ' કહેતા. આકાશમાંથી ચાંદીની ચળકતી બેઆની ચારઆનીઓ જમીન ઉપર પડીને ઊછળતી ને ચળકતી હોય તેવો આ દેખાવ હોય છે. અને તે ઉપરથી જ અમને એ નામ સૂઝેલું. વરસાદ સહેજ થાકે એટલે જેને જીવનની ઉપમા શોભે એવા પરપોટા તૈયાર થતા અને પાણી ઉપર કશા ઉદ્દેશ વગર આમતેમ ફરતા રહી એક પછી એક ફૂટી જતા, પણ તેમને માટે કોઈ વિલાપ કરતું નહીં. માણસ અને પરપોટા વચ્ચે આટલો ભેદ તો ખરો જ.

મેઘરાજાએ ઘણા દિવસ સુધી પોતાની મહેર વરસતાં અટકાવી. પાણી સુકાવા લાગ્યું, ખાબોચિયાંને તળિયે લીલ બાઝી ગઈ, અને એ લીલ ઉપર ઝીણા મોતી જેવા પરપોટા જામવા લાગ્યા. ઝમ્મટમલ અને મારી વચ્ચે વિવાદ શરૂ થયો. પાણીમાં રહેલી હવાને ખોરાક તરીકે ખેંચીને આ લીલે આ પરપોટા બનાવ્યા છે અને સંગ્રહ કર્યા છે, કે લીલના શ્વાસોચ્છ્વાસમાંથી નીકળેલી હવામાંથી આ બનેલા છે? એટલું ખરું કે પરપોટા એટલા નાના હતા કે ખાબોચિયાનું તળિયું છોડી

પાણી કાપી તે ઉપર આવી શકતા ન હતા. તળે ને તળે જ બેસી જતા. આખરે જ્યારે ખાબોચિયું આખું સુકાઈ ગયું ત્યારે આ પરપોટાની અંદર વસતું પરપોટાકાશ મહદાકાશ સાથે એકરૂપ થઈ ગયું અને તે બે વચ્ચેના ભેદની નિશાની સરખી રહી નહીં.

# દાતરડાંધારીની ચડાઈ : વિકાસની શરત

लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः? લલાટે લખેલા લેખ કોણ ટાળી શકે? આંગણામાં ઊગેલા ઘાસને ખાઈ જનાર ઢોરબકરાં જેલમાં ન હતાં, પણ તેથી કંઈ અંદરનું ઘાસ સલામત ન હતું. એક દહાડો દાતરડાં લઈને કેદીઓનું એક ટોળું આવ્યું અને તેમણે એક જ કલાકમાં આખું ખેતર નક્ષત્રું કરી નાખ્યું! જમીન ઉઘાડી પડી એટલે કેદીઓએ સંતાડી રાખેલાં ડુંગળી, લસણ, મૂળા, અને થોડીક બીડીઓ પ્રગટ થયાં. દાતરડાં પર દેખરેખ રાખનાર પોલીસે પ્રથમ તો તે બધાં જપ્ત કર્યાં, પણ તરત જ તેને દયાધર્મ (?) સૂઝયો અને તેણે કેદીઓ વચ્ચે તેની ખેરાત કરી નાખી. પછી આવ્યું ધારિયાંધારી કેદીઓનું ટોળું. પરશુરામે જેમ કાર્તવીર્યના સહસ્ર બાહુ વાઢી નાખ્યા તેમ તેમણે તમામ લીમડાની અનેકાનેક શાખાઓ કલમ કરી. અસારે માટે દાતણોની ઉજાણી થઈ અને ખિસકોલીઓને માટે રમવાકૂદવાનું તેટલું ક્ષેત્ર ઓછું થયું. મારા અરીઠા પર લીમડાની એક મોટી ડાળ ફેલાયેલી હતી. જોહુકમી તળે જેમ માણસનો વિકાસ થતો નથી તેમ લીમડાની છાયા નીચે મારો અરીઠો ઠીંગરાઈ ગયો હતો. આ સુંદર તક જોઈ મારા અરીઠાનો મેં પુરસ્કાર કર્યો ને તેના હિતની ખાતર લીમડાની જાડી ડાળ કપાવી નાખી. સાચે જ ખુલ્લા વાતાવરણની સ્વતંત્રતા મળતાંવેંત અરીઠો જોતજોતામાં વધવા લાગ્યો. સ્વતંત્રતા વગર વિકાસ નથી એ સાર્વભૌમ નિયમ છે.

# ચકલીનો સહવાસ

મારી ઓરડીમાં ખૂબ ઊંચે એક બાકું હતું. એક ચકલીની દૃષ્ટિ તેના પર પડી. તરત જ તેણે ત્યાં પોતાનો માળો ઘાલ્યો. ખિસકોલીઓએ મારા ઉદેપુરી ઊનના આસનના કકડા તો કરી નાખ્યા જ હતા. તેમાંના મનપસંદ કકડા ઉપાડી ઉપાડી ચકલીએ પોતાનો મહેલ સજી નાખ્યો. આ રીતે છ વાગ્યે ઓરડીમાં પુરાયા પછી પણ સહવાસને માટે મને ગોઠિયો મળ્યો. ચકલી એ હંમેશાં પ્રસન્ન રહેનાર પ્રાણી છે. આખો દિવસ વાતો કરતાં તે થાકે જ નહીં, અને બૈરાંઓની પેઠે એની એ જ વાત ફરીફરીને કહેતાં કંટાળે નહીં. મારી ઓરડીમાં એમને માટે રોટલાના

કકડા રાખેલા હોય જ, એટલે અન્ન અને આશ્રયની તેને પૂરેપૂરી સગવડ મળી. અને પરિન્દાની જાત એટલે વસ્ત્ર તો માગે જ નહીં. યથાકાળે માળામાં નાનાં નાનાં બચ્ચાં ચિવ્ ચિવ્ કરવા લાગ્યાં. ચકલી રોટલાની કરચો જમીન પરથી વીણી લે, ચાંચમાં દબાવી દબાવીને તેને પોચી કરે ને ઉપર જઈ બચ્ચાંને ખવડાવે. મારી ઓરડીમાં રહેતી ખિસકોલીથી આ ચકલીનો સહવાસ સહન થયો નહીં. પણ કરે શું? ભીંતના બાકા સુધી પહોંચી જવાય એમ ન હતું. નહીં તો ખિસકોલીએ ચકલીનાં ઈંડાંને જ હોઈયાં કરી નાખ્યાં હોત. જોકે ખિસકોલીઓ ઈંડાં ખાય છે એ વાત છોટા ચક્કર નં. ૪ છોડ્યા પછી જ મારા જાણવામાં આવી.

## સ્થાનાન્તર

જેલની અશુદ્ધ હવા, ઘી-દૂધ વગરનો ખોરાક અને કાચી રસોઈ, આ ત્રણેના સંયોગને લીધે હું ક્ષીણ થવા લાગ્યો, નેતરની ખુરસીઓ બનાવવાનું મેં છોડી દીધું, અને દરજીકામ માગી લીધું. મારું વજન ખૂબ ઘટી ગયું. ક્ષયરોગની આ પૂર્વ-તૈયારી જોઈ જેલના દાક્તરે મારું સ્થાનાન્તર કરવાની જરૂર જોઈ. યુરોપિયન વૉર્ડમાં મને ફરી મોકલવાનું નક્કી થઈ ચૂક્યું. એટલે મેં મારા પાંચ મહિનાના માનવી તેમ જ તિર્યક સ્નેહીઓની દુ:ખિત હૃદયે વિદાય લીધી.

૭

યુરોપિયન વૉર્ડનાં અનેક નામો છે. આ જેલમાં ભાગ્યે જ યુરોપિયનોને રાખે છે. એટલે આ વૉર્ડનું ઉપરનું સરકારી નામ નામનું જ છે. નવા આવેલા બધા કેદીઓ અહીં રખાય છે એટલા માટે એને ક્વૉરેન્ટીન કહે છે. આમાં સાત કોટડીઓ હારોહાર છે તેથી એને 'સાતખોલી' પણ કહે છે. અહીંની ઓરડીઓ જેલની બીજી કોટડીઓના પ્રમાણમાં મોટી છે, અને જમીન તેમ જ આગળપાછળના ઓટલા છોબંધ છે, એટલે સ્વચ્છતા સારી રીતે જળવાય છે. આ સ્થાનમાં શરૂ-આતમાં હું રહી ગયેલો એટલે અહીં નવા જેવું કશું હતું નહીં. છેલ્લા પાંચ માસ દરમિયાન ભાઈશ્રી ઈન્દુલાલ અને દયાળજી પણ અહીં રહી ગયેલા. અને હું આવ્યો ત્યારે રૂપાલ સ્ટેટના ઠાકોર તખ્તસિંહજી કરીને એક ઉમદા રજપૂત ગરા-સિયા અહીં રહેતા હતા. આ ભાઈને જેલમાં બીડી પીવાની રજા હતી અને તેનાં ઠૂંઠાં આમતેમ ફેંકી દેવાની ટેવ હતી! આખી જેલમાં આ કારણથી તેમની પ્રતિષ્ઠા સૌથી વધારે હતી.

## નવી સગવડો

મને ખુલ્લી હવામાં સૂવાની હવે રજા મળી. મારી સાથે શામળભાઈ આવ્યા. તેમને પણ મારી સાથે જ ખુલ્લામાં રાખ્યા, કેમ કે તેમની મદદ વગર મારું ચાલે એમ ન હતું. સાતખોલીમાં પહેલી સગવડ એ થઈ કે, દિવસરાત જેલનો મોટો ઘંટ બરાબર સંભળાતો એટલે વખતનો કંઈક ખ્યાલ આવતો. સહેજ કંટાળો આવે એટલે ઘંટ વાગવાની રાહ જોઈએ. બીજો ફરક તે રેલવે ટ્રેનનો અવાજ. પહેલી વાર હું સાતખોલીમાં રહ્યો હતો ત્યારે ટ્રેનની સિસોટી તરફ ધ્યાન ગયું ન હતું, પણ છ મહિનાના વિવાસનથી રેલવેની સિસોટી પણ આકર્ષક થઈ પડી.

હિમાલયની ૨૩૦૦ માઈલની પગમુસાફરી પછી જ્યારે ફરી પહેલવહેલો રેલવે-નાદ સાંભળ્યો ત્યારે તે અત્યંત નીરસ અને કાવ્યહીન લાગ્યો હતો, પણ આજે તો રેલના પાવામાં કંઈ અપૂર્વ કાવ્ય જડી આવ્યું. ટ્રેન જાણે જીવતી હોય અને દૂરદૂરની મુસાફરી કરવાને નોતરતી હોય એમ જ મનમાં થતું. સાબરમતી સ્ટેશનના ઍંજિનવાળાઓ પણ રસિક હોવા જોઈએ. ઍંજિનમાંથી એવા તો લાંબા લાંબા અને વિષાદમય આરોહઅવરોહવાળા સૂર કાઢતા કે બેઠેલે ઠેકાણે ચિત્ત અસ્વસ્થ થતું. હાલના કવિઓ બળદગાડી અથવા ઊંટની મુસાફરીને રોમૅન્ટિક (Romantic) કહે છે અને રેલવેની મુસાફરીને શુષ્ક ગદ્ય જેવી કહે છે. રેલવેની મુસાફરી જ્યારે નવી હતી ત્યારે એમાં કુતૂહલનું કાવ્ય હતું. હવે પછી સુધારાના જમાનામાં જ્યારે તે જૂની થઈ જશે ત્યારે પણ કવિઓને તેમાં પુરાતનતાનું કાવ્ય જડશે.

## મરુભૂમિમાં સંગીત

જેલ બહાર જેલના પોલીસોએ હમણાં હમણાં જ મહાદેવનું એક દેરું બાંધ્યું છે. જેલમાંથી તેનું ચળકતું શિખર સહેજસાજ દેખાય છે. આ મંદિરમાં રાતની વેળા ઘણીક વાર ભજન ચાલતું. જેલના શુષ્ક અને અનાત્મવાદી વાતાવરણમાં મીઠું સંગીત પણ અજુગતા અજુગતા જેવું લાગતું. જ્યાં સંગીત હોય ત્યાં જેલજીવન અસત્ય જેવું ભાસવાનું જ. કેદીઓને પકડનાર પોલીસો, તેમને જેલમાં મોકલનાર ન્યાયાધીશો, તેમને માટે કાયદાઓ ઘડનાર ધારાશાસ્ત્રીઓ, તેમની ચોકી કરનાર જેલઅમલદારો ને વૉર્ડરો, બધાનો વિચાર કરીએ તો ક્યાંયે સંગીત જડે નહીં; બધે જ નરી કર્કશતા!

### ગાયન

એક દિવસ કેટલાક છોકરાઓ કે છોકરીઓ મંદિરમાં રાતના બારેક વાગ્યા સુધી ગાતાં હશે. અવાજ કુમળો છતાં તીણો હતો, એટલે જ્યારે પવનની લહેર અમારી દિશામાં આવતી અને એકાદ મધુર મધુર આલાપ સંભળાતો, ત્યારે ગંધર્વ-ગાયન સંભળાતું હોય એવો આનંદ થતો અને ઔત્સુક્ય વધતું. પણ ગાયન

કરતાં નરઘાંની ઠેકમાં જ ઉન્માદકારી શક્તિ વધારે હોય છે. તાલ જામે એટલે ચિત્તવૃત્તિનો એક જાતનો લય થાય છે, બાહ્ય સૃષ્ટિનું ભાન ભુલાય છે, નરઘાંના ધબકારા સાથે હૃદયના ધબકારા ચાલવા માંડે છે, અને મન એક જાતનું નૃત્ય શરૂ કરે છે. કોક કોક વાર રાત્રે સ્ટેશન તરફથી ડાકલાના તાલ સાથે ધૂણવાનો અવાજ સંભળાતો, પણ બિલકુલ આકર્ષક લાગતો નહીં. ધૂણવું એ તો ગાંડાઈની જ નિશાની છે. ધૂણનારને પોતાને જ તેમાં રસ ન પડે, પછી સાંભળનારને ક્યાંથી પડે?

ઘણી વાર રસ્તા પરથી જતી ને બરાડા પાડતી મોટરગાડીઓ સંભળાતી, સાઈ-કલની કિંકિણી કાને પડતી, અને બાહ્ય દુનિયા નાહક કેટલી દોડે છે એનો ખ્યાલ આપતી. આ બાજુ અમે અંદર નિરર્થક કાળ વ્યતીત કરતા હતા. બહારની પ્રયો-જન વગરની ગતિ અને અંદરની અર્થ વિનાની સ્થિતિ બંને હાલના જમાનાની નિરર્થકતા સૂચવતાં હતાં.

## ‘પ્રભુ – તું’: ભાઈનો પસ્તાવો

પાછલા આંગણાની દીવાલ પર દયાભાજન હોલાઓનું જોડું ઘણી વાર આવીને બેસતું. કહે છે કે તમામ પ્રાણીઓમાં હોલો અત્યંત નિષ્પાપ અને ભોળું જાનવર છે. આખો દિવસ ‘પ્રભુ – તું’ ‘પ્રભુ – તું’, એમ રટયા કરે છે. મહારાષ્ટ્રમાં હોલાને ‘કવડા’ કહે છે. અહીંના અને ત્યાંના હોલાઓમાં નામભેદ છે એટલું જ નહીં પણ શબ્દભેદ પણ છે. મહારાષ્ટ્રના હોલા ‘પ્રભુ – તું’ બોલતા નથી. તેમનો અવાજ લગભગ ‘કુટુર્ર્’, ‘કુટુર્ર્’, ‘કુટુર્ર્’, કુટુર્ર્, એવો થાય છે. આ ઉપરથી ત્યાંનાં ગામડાંના લોકોએ એક લોકવાર્તા ઉપજાવી કાઢી છે: કવડો પહેલાં માણસ હતો. તેના ઘરમાં એક તેની સ્ત્રી અને સીતા કરીને એક તેની બહેન હતાં. એક દિવસ તેણે બહેનને અને સ્ત્રીને શેર શેર ડાંગર આપી કહ્યું, મને આના પૌંઆ બનાવી આપો. સ્ત્રીએ ડાંગર ખાંડી એમ ને એમ પતિ આગળ ધરી દીધી. હેતાળ બહેને ડાંગર ખાંડી સોઈ ઝાટકી કુશકા જુદા કરી ચોખા બરાબર વીણી ભાઈ માટે પૌંઆ તૈયાર કર્યા. ભાઈએ જોઈ લીધું કે સ્ત્રીના પૌંઆ શેરે શેર છે અને બહેનના તો બહુ જ ઓછા છે. તેણે મન સાથે નક્કી કર્યું કે બહેન પાકી આપસ્વાર્થી ને પેટૂડી છે. સ્ત્રી તો આખરે સ્ત્રી. એને ધણીનું લાગે એટલું બીજાને ક્યાંથી લાગે? ભાઈ ક્રોધે ભરાયો અને શેરિયો ઉપાડી એણે બહેનના કપાળમાં માર્યો. બહેન બિચારી ત્યાં ને ત્યાં જ તરફડીને મરી ગઈ! થોડી વારે ભાઈ સ્ત્રીએ તૈયાર કરેલા પૌંઆ ખાવા બેઠો. સ્ત્રીએ તૈયાર કરેલા પૌંઆ મોઢામાં તો નાખ્યા, પણ કુશકાસોતા પૌંઆ ખાધા કેમ જાય? થૂ થૂ કરીને બધા કાઢી નાખ્યા. પછી પેલા બહેનના પૌંઆ ખાવા લાગ્યો. અહા, શી એની મીઠાશ! દુનિયામાં બહેનના હેતની તોલે આવે એવી કઈ વસ્તુ છે? ભાઈએ એક જ કોળિયો ખાધો અને પશ્ચાત્તાપથી બહેનના શબ પાસે પડી પ્રાણ છોડયા. ત્યારથી એને હોલાનો જન્મ મળ્યો છે અને હજી એની પશ્ચાત્તાપ

વાણી ચાલ્યાં કરે છે : उठ सिते कवडा पोरपोर । पोहे गोड गोठ ॥ 'સીતે, (ક્ષમા કર ને) ઊઠ. કવડાએ તો છોકરવાદી કરી. તારા જ પૌંઆ મીઠા હતા, મીઠા હતા.'

કેટલું કરુણ કાવ્ય! અને કેવો જનસહજ બોધ! સાંજે પ્રાર્થના પછી શામળભાઈએ હોલાનું જ ગીત ગાયું. મેં તેમને ઉપલી વાત કહી અને હોલાની જ વાતો કરતા અમે સૂઈ ગયા. નઝીરના પેલા કાવ્યનું અનેક વાર સ્મરણ થયું, પણ આખું યાદ ન હતું.

'સાંજ સબેરે ચિડિયાં મિલ કર
ચૂં ચૂં ચૂં ચૂં કરતી હૈ.
ચૂં ચૂં ચૂં ચૂં ચૂં ચૂં ક્યા સબ
બેચૂં બેચૂં કહતી હૈ.'

પશુપક્ષીઓ અને કુદરત પાસેથી અધ્યાત્મનો પાઠ શોધવાના અને શીખવાના પ્રકાર બધા જ કવિઓમાં હોય છે.

સાતખોલીની પડખે જ નવું કારખાનું હતું. ત્યાં પણ લીમડાનાં ને બીજાં ઝાડ બહુ મોટાં મોટાં હતાં. તેના પર સવાર-સાંજ પક્ષીઓની જમાત આવીને બેસતી અને વખત થયે વગર આળસે નમાજ પઢતી. છોટા ચક્કર કરતાં અહીં પક્ષીઓ વધારે હતાં, અને મને લાગે છે અહીંનાં પક્ષીઓ સવારે કંઈક વહેલાં પણ ઊઠતાં. આખો દહાડો ખિસકોલી, કાગડા, સમડી, હોલા, કાબરો વગેરે અનેક જાતનાં પક્ષીઓ ભેગાં થતાં અને કોલાહલ મચાવતાં. એક દિવસ એક કાગડાએ એક નાનકડા કોશિયાનો કંઈક ગુનો કર્યો હશે. કોશિયો એવો તો ચિડાયો કે કેમે કર્યો કાગડાની પૂંઠ છોડે જ નહીં. કાગડો એક ઝાડથી બીજે ઝાડ કરતો કરતો ઘણી જગ્યાએ ઊડ્યો, પણ કોશિયે તો જાપાની સિપાઈઓની પેઠે તેનો કેડો મૂક્યો જ નહીં. પેલા કાગડાની મદદમાં બીજો કાગડો ન આવ્યો હોત તો તેના શા હાલ થાત તે કહેવું મુશ્કેલ છે.

## મોગલ ફોજ અને મરાઠા બારગીર

કાગડાનો અને સમડીનો સંગ્રામ તો જગજૂનો છે. સમડી સ્પૅનિશ આમડા-ની પેઠે અથવા મોગલ ફોજની પેઠે ધીમે ધીમે ચાલે. ઝટ દિશા ફેરવતાં તેને આવડે જ નહીં; જ્યારે કાગડો તો મરાઠા બારગીરોની પેઠે સ્વૈરગતિએ દોડી શકે અને ગમે તે સ્થિતિમાં પોતાનો બચાવ કરી શકે. પણ કાગડો કોઈ કાળે એકલો સમડી પર હુમલો કરે નહીં. બે કાગડા હોય ત્યારે જ એક બાજુથી એક ને બીજી બાજુથી બીજો સમડીની પૂંઠ પકડે છે. સમડી એકને મારવા જાય એટલે બીજો તરાપ મારી સમડીને ચાંચ મારે. સમડી તેની તરફ વળે એટલે પેલી તરફ-વાળો તરાપ મારી ચાંચ મારે. આમાંથી બચવાનો એક જ ઉપાય સમડી પાસે હોય છે. તે ગોળ ગોળ ફરતી આકાશમાં ઊંચે ઊંચે ચડે છે અને પછી કાગડા ત્યાં સુધી જવાની હિંમત નથી કરતા.

# આકાશમાં મહાયુદ્ધ: અનાર્ય યુદ્ધ

વાત એમ બની કે એક વખતે સ્ટેશન તરફ માંસના લોચા અથવા કોઈ સડેલું જાનવર પડયું હશે, એટલે વીસપચીસ સમડીઓ અને સોબસો કાગડા ત્યાં ભેગાં થયાં, અને જોતજોતામાં ટ્રોજન યુદ્ધ જેવું મહાયુદ્ધ આકાશમાં જામ્યું. આ યુદ્ધમાં એકિલીઝનો ભાગ કોણે ભજવ્યો, પૅરિસ કોણ થયો, નેસ્ટર જેવું ડહાપણ કોણે ડહોળ્યું અને યુલિસિસ કોણ બન્યો એ બધું હું જાણત તો જરૂર એક મહાકાવ્ય લખવા જેવો તે પ્રસંગ હતો. ચાંચ અને નહોર ઉપરાંત કાગડાઓ પાસે એક વધારાનું શસ્ત્ર હતું. સમડી પાસે તે નહીં હોવાથી સમડીનો પક્ષ ન્યૂન દેખાતો. એ શસ્ત્ર તે મહાન કોલાહલ. સમડીઓ મૂંગે મોઢે ફર ફર ફર ફર્યા કરે. આમ જુએ ને તેમ જુએ, નીચે જુએ, ને ઉપર જુએ. પણ કાગડા તો બધા મળીને સિવિલ સર્વિસના નોકરોની પેઠે એકસામટા કાવ્ કાવ્ કાવ્ કરી મૂકે અને પોતાના બુમરાણ આગળ બીજું કશું કાને પડવા જ દે નહીં. આ મહાયુદ્ધમાં અમે જોયું કે, સમડીઓમાં પણ સંપ હોય છે અને તેમની ધીરજ સહેજે ખૂટી જાય એવી નથી હોતી. એક સમડીને ઝાઝા કાગડા પજવે એટલે ચારપાંચ સમડીઓ મોટી ક્રૂઝર કે ડ્રૅડનૉટની પેઠે તાબડતોબ તેની વહારે ધાય અને પછી એકે કાગડો ત્યાં ટકી ન શકે. યુદ્ધ ચાલતું હોય ત્યારે સમડીઓની ગતિ પ્રમાણબદ્ધ વર્તુળાકારમાં ચાલ્યાં કરે તેથી તે ખૂબ જ શોભે. અમારી ખાતરી થઈ ગઈ કે ગમે તેનો પક્ષ સાચો હોય છતાં યુદ્ધમાં સમડીઓ આર્યોની પેઠે લડે છે અને કાગડા તો છેક અનાર્ય. ગમે તેમ ફરે, ગમે ત્યારે પાછી પાની પણ કરે. તેમને ચડતાં પણ વાર નહીં અને ઊતરતાં પણ વાર નહીં. લગભગ બે કલાક સુધી આ આકાશયુદ્ધ ચાલ્યું. અમને ઉત્કંઠા થઈ કે દિવસનો અંત પહેલો આવશે કે આ યુદ્ધનો? જોકે આવી ચિંતાનું કારણ ન હતું. આ યુદ્ધમાં કોઈ અર્જુન અને જયદ્રથ થોડા જ હતા? આખરે સમડીઓએ છેલ્લી નીતિ આદરી. ગોળ ગોળ ફરતાં તેમણે પોતાની 'ઉન્નતિ' એટલી તો સાધી કે ક્ષુદ્ર કાગડાઓ ત્યાં પહોંચી ન શકે. કાગડાઓએ રણગીતનો સૂર ફેરવી વિજયગીત શરૂ કર્યું: 'અમે જીત્યા,' 'અમે જીત્યા.' જોકે સમડીઓના મનમાં ખાતરી હતી કે નૈતિક વિજય તો પોતાનો જ થયો હતો.

# 'કાચો પારો ખાવો અંન'

આપણે બધા જાણીએ છીએ કે મહાયુદ્ધ પૂરું થાય તોપણ થોડા દિવસ સુધી તો પાછળ તેના ભણકારા આવ્યા જ કરે છે. બીજે દિવસે બેચાર સમડીઓ કંઈક ખાવાનું લઈને જેલની દીવાલ પર બેઠી હતી. કાગડાઓને તેની ખબર પડી. તેમણે બબ્બે ત્રણત્રણ જણ વચ્ચે એક એક સમડી વહેંચી લીધી. એક કાગડો

જમણી તરફ બેસે, બીજો ડાબી તરફ, અને ત્રીજો હોય તે સહેજ પાછળની બાજુએ સમડીના માથા પર ફર્યા કરે. સમડી બેઠી બેઠી ત્રણેને ધમકાવી છેટે રાખતી જાય અને પગમાં પકડેલો ખાદ્યનો કકડો ખાતી જાય. એક સમડી સરત-ચૂકથી અથવા ક્રોધના સંમોહમાં ભાન ભૂલી જઈને એક કાગડા પર ધસવા સહેજ ઊડી કે તરત જ બીજી બાજુ ટાંપી રહેલા કાગડાએ તેના પગમાંનો કકડો ઝૂંટવી લીધો ને લાગલો જ એ ત્યાંથી નાઠો. યુદ્ધમાં આવી રીતે કમાયેલી લૂંટ ત્રણે યુદ્ધમાન કાગડાઓ માંહોમાંહે વહેંચી લે છે કે કેમ તે જોવાને હું આતુર હતો, પણ કાગડા જેલની દીવાલની પેલે પાર આવેલા ઝાડ પર ઊતર્યા તેથી મારું આ મહત્ત્વનું સંશોધન ત્યાં જ અટકી ગયું. બીજી સમડી વધારે યોગયુક્ત હતી. તેનું સમગ્ર ધ્યાન કાગડાઓને સજા કરવા કરતાં પોતાનો કકડો બચાવવા તરફ હતું. એ એ જ નીતિને વળગી રહી. કાગડાઓ મથ્યા કરે અને અપ્રમત્ત સમડી પોતાના લોચામાંથી એક પછી એક નવાલો લેતી જાય. અંતે જ્યારે કશું બાકી રહ્યું નહીં ત્યારે કાગડાઓને ધર્મબુદ્ધિ સૂઝી અને 'કાચો પારો ખાવો અંન, તેવું છે પરાયું ધંન' એમ કહેતા કહેતા સાધુ સમી મુદ્રા ધારણ કરી ત્યાંથી ચાલ્યા ગયા.

હું માનતો કે કોયલ પોતાનાં ઈંડાં કાગડા પાસે સેવાવે છે એ કેવળ કવિ-કલ્પના હશે. 'શાકુન્તલ'માં જ્યારે વાંચ્યું 'अन्यैर्द्विजैः परभृतः खलु पोषयन्ति' ત્યારે કાલિદાસે લોકવહેમનો ઉપયોગ કર્યો છે એમ જ મેં માનેલું. પણ જેલમાં જોયું કે કાગડા સાચે જ કોયલનાં બચ્ચાંને ઉછેરે છે. જ્યાંત્યાંથી ખાવાનું આણીને બચ્ચાંને ખવડાવે અને તેમને લાડ લડાવે. પણ થોડા દિવસમાં સંસ્કૃતિનો ઝઘડો શરૂ થયો. કાગડાને થયું કે બચ્ચાંને ખવડાવીએ એટલું બસ નથી, આપણી સુધરેલી કેળવણી પણ તેને આપવી જોઈએ. એટલે ખાસ વખત કાઢી માળા પર બેસી કાગડો શિખવાડે, 'બોલ કા . . . કા . . . કા.' પણ કોયલનું પેલું કૃતઘ્ન બચ્ચું જવાબ આપે, 'કુઊ . . . કુઊ . . . કુઊ.' કાગડો ચિડાઈને ચાંચ મારે અને ફરી કેળવણી શરૂ કરે, 'કા . . . કા . . . કા.' પણ આમ કોયલ કંઈ પોતાની સંસ્કૃતિનું અભિમાન છોડે? એણે તો પોતાનું 'કુઊ . . . કુઊ' જ રટવા માંડ્યું. કાગડાની ધીરજ ખૂટી ત્યાં સુધીમાં કોયલનું બચ્ચું પગભર—અથવા સાચું કહીએ તો પાંખભર—થયું હતું. કાગડાની બધી મહેનત છૂટી પડી. મને લાગે છે કે કાગડો હિન્દુસ્તાની હોવાથી તેણે નિષ્કામ કર્મ કર્યાનું સમાધાન તો જરૂર મેળવ્યું હશે: यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ।

એમ ન હોત તો કાગડો દર વરસે એ ને એ જ અખતરો ફરીફરીને શું કામ કરત? શામળભાઈ કહે, 'આ કોયલનાં બચ્ચાં જેટલી પણ અક્કલ આપણા અંગ્રેજી ભણેલાઓમાં હોત તો તેઓ ઘરમાં અંગ્રેજીમાં ન બોલત.'

# આકાશમાં મહાયુદ્ધ: અનાર્ય યુદ્ધ

વાત એમ બની કે એક વખતે સ્ટેશન તરફ માંસના લોચા અથવા કોઈ સડેલું જાનવર પડયું હશે, એટલે વીસપચીસ સમડીઓ અને સોબસો કાગડા ત્યાં ભેગાં થયાં, અને જોતજોતામાં ટ્રોજન યુદ્ધ જેવું મહાયુદ્ધ આકાશમાં જામ્યું. આ યુદ્ધમાં એકિલીઝનો ભાગ કોણે ભજવ્યો, પૅરિસ કોણ થયો, નેસ્ટર જેવું ડહાપણ કોણે ડહોળ્યું અને યુલિસિસ કોણ બન્યો એ બધું હું જાણત તો જરૂર એક મહાકાવ્ય લખવા જેવો તે પ્રસંગ હતો. ચાંચ અને નહોર ઉપરાંત કાગડાઓ પાસે એક વધારાનું શસ્ત્ર હતું. સમડી પાસે તે નહીં હોવાથી સમડીનો પક્ષ ન્યૂન દેખાતો. એ શસ્ત્ર તે મહાન કોલાહલ. સમડીઓ મૂંગે મોઢે ફર ફર ફર કર્યા કરે. આમ જુએ ને તેમ જુએ, નીચે જુએ, ને ઉપર જુએ. પણ કાગડા તો બધા મળીને સિવિલ સર્વિસના નોકરોની પેઠે એકસામટા કાવ્ કાવ્ કાવ્ કરી મૂકે અને પોતાના બુમરાણ આગળ બીજું કશું કાને પડવા જ દે નહીં. આ મહાયુદ્ધમાં અમે જોયું કે, સમડીઓમાં પણ સંપ હોય છે અને તેમની ધીરજ સહેજે ખૂટી જાય એવી નથી હોતી. એક સમડીને ઝાઝા કાગડા પજવે એટલે ચારપાંચ સમડીઓ મોટી ક્રૂઝર કે ડ્રૅડનૉટની પેઠે તાબડતોબ તેની વહારે ધાય અને પછી એકે કાગડો ત્યાં ટકી ન શકે. યુદ્ધ ચાલતું હોય ત્યારે સમડીઓની ગતિ પ્રમાણબદ્ધ વર્તુળાકારમાં ચાલ્યાં કરે તેથી તે ખૂબ જ શોભે. અમારી ખાતરી થઈ ગઈ કે ગમે તેનો પક્ષ સાચો હોય છતાં યુદ્ધમાં સમડીઓ આર્યોની પેઠે લડે છે અને કાગડા તો છેક અનાર્ય. ગમે તેમ ફરે, ગમે ત્યારે પાછી પાની પણ કરે. તેમને ચડતાં પણ વાર નહીં અને ઊતરતાં પણ વાર નહીં. લગભગ બે કલાક સુધી આ આકાશયુદ્ધ ચાલ્યું. અમને ઉત્કંઠા થઈ કે દિવસનો અંત પહેલો આવશે કે આ યુદ્ધનો? જોકે આવી ચિંતાનું કારણ ન હતું. આ યુદ્ધમાં કોઈ અર્જુન અને જયદ્રથ થોડા જ હતા? આખરે સમડીઓએ છેલ્લી નીતિ આદરી. ગોળ ગોળ ફરતાં તેમણે પોતાની 'ઉન્નતિ' એટલી તો સાધી કે ક્ષુદ્ર કાગડાઓ ત્યાં પહોંચી ન શકે. કાગડાઓએ રણગીતનો સૂર ફેરવી વિજયગીત શરૂ કર્યું: 'અમે જીત્યા,' 'અમે જીત્યા.' જોકે સમડીઓના મનમાં ખાતરી હતી કે નૈતિક વિજય તો પોતાનો જ થયો હતો.

# 'કાચો પારો ખાવો અંન'

આપણે બધા જાણીએ છીએ કે મહાયુદ્ધ પૂરું થાય તોપણ થોડા દિવસ સુધી તો પાછળ તેના ભણકારા આવ્યા જ કરે છે. બીજે દિવસે બેચાર સમડીઓ કંઈક ખાવાનું લઈને જેલની દીવાલ પર બેઠી હતી. કાગડાઓને તેની ખબર પડી. તેમણે બન્ને ત્રાજુત્રાજુ જણ વચ્ચે એક એક સમડી વહેંચી લીધી. એક કાગડો

જમણી તરફ બેસે, બીજો ડાબી તરફ, અને ત્રીજો હોય તે સહેજ પાછળની બાજુએ સમડીના માથા પર ફર્યા કરે. સમડી બેઠી બેઠી ત્રણેને ધમકાવી છેટે રાખતી જાય અને પગમાં પકડેલો ખાદ્યનો કકડો ખાતી જાય. એક સમડી સરત-ચૂકથી અથવા ક્રોધના સંમોહમાં ભાન ભૂલી જઈને એક કાગડા પર ધસવા સહેજ ઊડી કે તરત જ બીજી બાજુ ટાંપી રહેલા કાગડાએ તેના પગમાંનો કકડો ઝૂંટવી લીધો ને લાગલો જ એ ત્યાંથી નાઠો. યુદ્ધમાં આવી રીતે કમાયેલી લૂંટ ત્રણે યુદ્ધમાન કાગડાઓ માંહોમાંહે વહેંચી લે છે કે કેમ તે જોવાને હું આતુર હતો, પણ કાગડા જેલની દીવાલની પેલે પાર આવેલા ઝાડ પર ઊતર્યા તેથી મારું આ મહત્ત્વનું સંશોધન ત્યાં જ અટકી ગયું. બીજી સમડી વધારે યોગયુક્ત હતી. તેનું સમગ્ર ધ્યાન કાગડાઓને સજા કરવા કરતાં પોતાનો કકડો બચાવવા તરફ હતું. એ એ જ નીતિને વળગી રહી. કાગડાઓ મથ્યા કરે અને અપ્રમત્ત સમડી પોતાના લોચામાંથી એક પછી એક નવાલો લેતી જાય. અંતે જ્યારે કશું બાકી રહ્યું નહીં ત્યારે કાગડાઓને ધર્મબુદ્ધિ સૂઝી અને 'કાચો પારો ખાવો અંન, તેવું છે પરાયું ધંન' એમ કહેતા કહેતા સાધુ સમી મુદ્રા ધારણ કરી ત્યાંથી ચાલ્યા ગયા.

હું માનતો કે કોયલ પોતાનાં ઈંડાં કાગડા પાસે સેવાવે છે એ કેવળ કવિ-કલ્પના હશે. 'શાકુન્તલ'માં જ્યારે વાંચ્યું 'अन्यैर्द्विजैः परभृतः खलु पोषयन्ति' ત્યારે કાલિદાસે લોકવહેમનો ઉપયોગ કર્યો છે એમ જ મેં માનેલું. પણ જેલમાં જોયું કે કાગડા સાચે જ કોયલનાં બચ્ચાંને ઉછેરે છે. જ્યાંત્યાંથી ખાવાનું આણીને બચ્ચાંને ખવડાવે અને તેમને લાડ લડાવે. પણ થોડા દિવસમાં સંસ્કૃતિનો ઝઘડો શરૂ થયો. કાગડાને થયું કે બચ્ચાંને ખવડાવીએ એટલું બસ નથી, આપણી સુધરેલી કેળવણી પણ તેને આપવી જોઈએ. એટલે ખાસ વખત કાઢી માળા પર બેસી કાગડો શિખવાડે, 'બોલ કા . . . કા . . . કા.' પણ કોયલનું પેલું કૃતઘ્ન બચ્ચું જવાબ આપે, 'કુઊ . . . કુઊ . . . કુઊ.' કાગડો ચિડાઈને ચાંચ મારે અને ફરી કેળવણી શરૂ કરે, 'કા . . . કા. . . કા.' પણ આમ કોયલ કંઈ પોતાની સંસ્કૃતિનું અભિમાન છોડે? એણે તો પોતાનું 'કુઊ . . . કુઊ' જ રટવા માંડયું. કાગડાની ધીરજ ખૂટી ત્યાં સુધીમાં કોયલનું બચ્ચું પગભર—અથવા સાચું કહીએ તો પાંખભર—થયું હતું. કાગડાની બધી મહેનત છૂટી પડી. મને લાગે છે કે કાગડો હિન્દુસ્તાની હોવાથી તેણે નિષ્કામ કર્મ કર્યાનું સમાધાન તો જરૂર મેળવ્યું હશે: यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ।

એમ ન હોત તો કાગડો દર વરસે એ ને એ જ અખતરો ફરીફરીને શું કામ કરત? શામળભાઈ કહે, 'આ કોયલનાં બચ્ચાં જેટલી પણ અક્કલ આપણા અંગ્રેજી ભણેલાઓમાં હોત તો તેઓ ઘરમાં અંગ્રેજીમાં ન બોલત.'

## તહેવાર કે સજા?

ચોમાસામાં વરસાદ બહુ ઓછો પડવાથી તાપ સખત પડતો હતો. તે હવે ઓછો થવા લાગ્યો. દશેરાદિવાળીના દિવસો આવ્યા. જેલમાં દશેરાદિવાળીનો કંઈ અર્થ જ નથી. આખું વરસ એક જ જાતનો ખોરાક મળવાનો, અને રજા ફક્ત રવિવારની તે પણ નામની જ. નાતાલને દિવસે સુપરિન્ટેન્ડેન્ટ યુરોપિયન હોય તો કેદીઓને શાક ઉપરાંત અથાણું મળે. રજાને દિવસે પણ કેદીઓ પાસેથી કામ તો લેવાય જ છે; પણ તે ઉપરાંતની નવી અગવડ એ કે પોલીસો પોતાને છુટ્ટીનો લાભ મળે એટલા સારુ કેદીઓને બપોરે જ પૂરી દઈ જેલ રાતપહેરાવાળાઓને સુપરત કરી ચાલતા થાય. બિચારા કેદીઓને છુટ્ટીને દહાડે આમ ઊલટી વધારાની સજા થાય ને સંધ્યાકાળનાં લાલપીળાં સોનેરી વાદળાં જોવાનો જે આનંદ આડે દહાડે હમેશાં મળે છે તે તહેવારને દિવસે મળતો નથી.

બિચારા કેદીઓ ઓરડીના એકાંતવાસથી ડરે છે, મૂંઝાઈ જાય છે. કેટલાકને તો મોટેથી રોતા પણ મેં જોયા છે. મને જે એકાંત અત્યંત પ્રિય લાગતું તે તેમને ભારે સજારૂપ લાગતું પણ આ બાબતમાં મારા જેવાની સંખ્યા તો દુનિયામાં હમેશાં ઓછી જ રહેવાની. માણસની વૃત્તિ અંતર્મુખ હોય તો જ તેને એકાંત સદે છે. છતાં જેલમાં એક જ પરિસ્થિતિમાં, એની એ જ દીવાલો વચ્ચે લાંબા વખત સુધી રહેવું પડે એની મારા જેવાના મન પર પણ અસર થાય છે એમ મેં જોયું. કેદીઓને જેલની અંદર જ એકાદ કલાક વારાફરતી ખૂબ ફરવાની સગવડ હોય તો તેની નૈતિક અસર ખૂબ સારી થાય.

## શુકન લાધ્યાં : નીલકંઠનું દર્શન

દશેરાને દિવસે એક નીલકંઠ (ચાસ પક્ષી) ઊડતો ઊડતો અમારે ત્યાં આવ્યો. નાનપણથી નીલકંઠ વિશેનું કાવ્ય ખૂબ સાંભળેલું. નીલકંઠ એટલે અત્યંત કલ્યાણકારી પક્ષી; જ્યાં તે જાય ત્યાં શુભ જ થવાનું. નીલકંઠનું દર્શન થાય એટલે તે દિવસે સારું સારું ખાવાનું મળવાનું, એ બધી માન્યતાઓ તેના દર્શન સાથે મનમાં તાજી થાય છે. મને સારું સારું ખાવાની ઇચ્છા પણ ન હતી ને આશા પણ ન હતી. મેં સ્વાદ જીત્યો છે એમ તો કેમ કહું, પણ તે વિશે ખૂબ બેદરકાર છું ખરો. નીલકંઠને જોઈને આખો દિવસ ખૂબ પ્રસન્નતા અનુભવી અને નીલકંઠ પણ કોઈ રાજદૂતની પેઠે પોતાના પોશાકના મહત્ત્વનું પોતાને બરાબર ભાન હોય તેમ દબાયેલા અભિમાનથી આમતેમ ઊડતો હતો. ઘણી વાર અમારા તરફ નજર નાખતો, પણ તે એટલી બેદરકારીથી કે જાણે કહેવા માગતો હોય કે તમારા જેવા પાંખ વગરના ક્ષુદ્ર માનવી મારી એક નિગાહને પણ લાયક નથી. થોડોક વખત

આમતેમ ફરી ભાઈસાહેબ જાણે કંઈ ભારે કામ ભૂલી ગયાનું સ્મરણ થયું હોય તેમ એકાએક ઉતાવળા ઉતાવળા ઊડી ગયા. આપણા બેસતા વરસે સુપરિન્ટેન્ડેન્ટે એ જ નીલકંઠ જોયો, એટલે મને આવીને કહે, 'મિ. કાલેલકર, આજે મેં નીલકંઠ જોયો. એનું માહાત્મ્ય શું છે?' મેં કહ્યું, 'તમારું આખું વરસ મજામાં જશે. માત્ર નીલકંઠનો શિકાર નહીં કરતા.' સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું, 'આખું વરસ કેવું જશે કોણ જાણે, પણ આજે તો સવારે ઊઠીને નવા કારખાનામાં કેદીઓ ને મુકાદમ લડી પડ્યા એ ભારે અપશુકન થયા ખરા!'

## ઠાવકી બિલાડી : કાગારોળ

હું માંદો હતો તે દરમિયાન મને દૂધ મળતું. અને જ્યાં દૂધ હોય ત્યાં બિલાડી તો હોય જ એ સનાતન સિદ્ધાંત, એટલે હીરાએ મારી સાથે ભાઈબંધી કરી. ગમે ત્યાંથી આવે અને પગે નાક ઘસે, પૂંછડી ઊંચી કરીને 'મિયાઉં' એવો પ્રતિષ્ઠિત અને સજ્જન અવાજ કરે. નાનપણમાં વૈશ્વદેવ કરી પછી જ જમવા બેસવાનો અમારો રિવાજ, એટલે બિલાડીને દૂધ પાયા વગર જાતે દૂધ પીવાનું મન થતું નહીં. પણ બિલાડી માટે વાસણ ક્યાંથી લાવવું? સદ્ભાગ્યે અમારા ઓટલાની કોર પરના એક પોરબંદરી પથરામાં નાનકડી તાવડી જેવો એક ખાડો હતો, તેમાં રોજ એને હું દૂધ પાતો. કોક દિવસ હું A Tale of Two Cities વાંચવામાં ગુલતાન હોઉં અને બિલાડીને વેળાસર દૂધ ન મળે એટલે ધીમે ધીમે એક એક પગલું ભરી બિલાડી સ્લેટથી ઢાંકેલા મારા ચંબુ તરફ જાય, દૂરથી ચંબુ સૂંઘે, ને પોતે ભારે ગુનો કરવા ચાલ્યાં છીએ એવું એકાએક ભાન થયું હોય તેમ ઝટ પાછે પગલે પાછી હટી જાય. બિલાડી જો સંસ્કૃત જાણતી હોત તો બોલી ઊઠત : 'अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।' પણ એ તો બિલાડી રહી. એનું બધું સંસ્કૃત 'મિયાઉં' એ એક જ ઉદ્ગારમાં પરિસમાપ્ત થતું. પાછી બેસીને 'મિયાઉં' બોલી મારા તરફ સહેજ જુએ ને ઠાવકું મોઢું રાખીને ધીરજ કેળવે. પણ પાછું રહેવાય નહીં એટલે ફરી આગળ જાય, દૂધ સૂંઘે, ને અચકાઈને ફરી પાછી હઠે. આ રીતે એણે મારા પર સારી છાપ પાડી. હું એને નિયમસર દૂધ પાતો. કોક વાર એને રોજ કરતાં બમણું દૂધ આપતો. પણ આખરે બિલાડી તે બિલાડી. એક દિવસ ક્યાંકથી એક દોસ્તદારને લઈ આવી. હીરાને તો અમારી બીક હતી જ નહીં એટલે તે સીધી આવીને મારી પથારી પાસે બેઠી અને એનો દોસ્તદાર અમારી નજર ચૂકવીને આગળ ધસ્યો અને એણે ચંબુ ઊથલાવી પાડ્યો. એની ઉજાણી શરૂ થાય તે પહેલાં જ શામળભાઈનું ધ્યાન તે તરફ ગયું ને તેમણે તેને હાંકી કાઢ્યો. હીરાની મુદ્રા પણ ચોર જેવી થઈ હતી. તે પણ વગર હાંક્યે ત્યાંથી પોબારા ગણી ગઈ. બેત્રણ દિવસ લાગલાગટ આ બંનેએ ઉત્પાત મચાવ્યો. ભીંત-

ના નીચલા કાણામાંથી હીરા પહેલાં એકલી આવતી અને પરિસ્થિતિ નિહાળી અનુકૂળતા જણાયે બહાર જઈ દોસ્તદારને લઈ આવતી. પોતે પ્રત્યક્ષ ચોરીમાં ભાગ ન લે એ ખરું; પણ તેમાં એનો સમભાવ પૂરેપૂરો. હીરાના ગુનાની ખાતરી થયા પછી બે દિવસ મેં એનું દૂધ બંધ કર્યું. દૂધ ઉપર સખત પહેરો રાખ્યો. એટલે હીરા સમજી ગઈ. તેણે પેલા દોસ્તદારની દોસ્તી છોડી અને તે અડધોઅડધો કલાક અમારી પાસે બેસી પસ્તાવો જાહેર કરવા લાગી. એનું દૂધ ફરી શરૂ થયું તે છેક હું બહાર આવ્યો ત્યાં સુધી ચાલુ રહ્યું. કોક દિવસ — અને ખાસ કરીને જેલમાં મટનનો દિવસ હોય ત્યારે સરસ ઉજાણી મળવાથી હીરા દૂધને માટે આવતી જ નહીં. પણ હું એનો ભાગ બીજા દહાડા સુધી સાચવી રાખતો. એક દહાડો શામળભાઈ પોતાના કાગડાઓને રોટલીના કકડા ખવડાવતા હતા ત્યાં હીરા ક્યાંક-થી આવી ચડી. કાગડાઓને આ અણધાર્યા મહેમાનનું આવવું ગમ્યું નહીં. તેઓ બધા જમીન પર હારબંધ બેઠા, અને તે હાર પણ દીવાલનો છાંયો જ્યાં પૂરો થઈને તડકો શરૂ થતો હતો ત્યાં છાંયાના છેડા પર બનાવી. તેમણે વિવિધ અવાજે પણ એકમને 'કા' 'કા'ની લાળી શરૂ કરી. બિલાડીએ પહેલાં તો આ કાગારોળ તરફ આંખ આડા કાન કર્યા. પણ થોડા જ વખતમાં તે અકળાઈને દોટ મૂકી દીવાલના કાણામાં થઈ આંગણા તરફ ચાલી ગઈ. કાંગડા ટાઢા પડ્યા ને પછી સુખેથી તડકામાં બેસી નિર્વિઘ્ને રોટલીના કકડા આરોગવા લાગ્યા!

## ઇન્દ્રધનુષ

૩૦મી ઑક્ટોબરનો દિવસ હતો. આકાશ વાદળાંથી ઘનઘોર ઘેરાયું હતું. આકાશમાં એક સુંદર ઇન્દ્રધનુષ તણાયું. એમ તો ઇન્દ્રધનુષ બધાં જ સુંદર હોય છે, સૂર્યની બરાબર સામી બાજુએ તણાતાં હોવાથી તેને દિશાની અનુકૂળતા આપોઆપ મળી જાય છે. સૂક્ષ્મ દૃષ્ટિએ નિહાળનાર માણસ જોઈ શકે છે કે આકાશમાં હમેશાં બે ઇન્દ્રધનુષો દેખાય છે, એક મુખ્ય અને બીજું એની જ પાસે એ જ મધ્યબિંદુ સાચવીને પણ બહુ જ આછા રંગનું. આ આછા ઇન્દ્ર-ધનુષની બીજી ખૂબી એ હોય છે કે મુખ્ય ઇન્દ્રધનુષનો રંગ જે ક્રમમાં દેખાય છે એથી બરાબર ઊલટા ક્રમમાં આછા ધનુષના રંગ હોય છે. નાટકમાં જેમ નાયિકા સાથે ઉપનાયિકા હોય તો જ નાટક ભરચક ગણાય છે તેમ આ આછા ઇન્દ્રધનુષને લીધે જ મૂળ ઇન્દ્રધનુષની શોભા યક્ષના પ્રાસાદ જેવી થાય છે. પણ ઇન્દ્રધનુષની ખાસ શોભા તેની આસપાસના મેઘની શ્યામલતા ઉપર જ દીપે છે. આજે વાદળાંની શોભા અસાધારણ હતી. વાદળાંનો રંગ બહુ ઘાડો ન હતો છતાં તે વખતના પ્રકાશ સાથે તેની વિલક્ષણતા બરાબર જામી હતી, અને તેથી બંને ખીલી ઊઠતાં હતાં. ૩૦મી ઑક્ટોબરે આટલાથીયે સંતોષ ન માન્યો. પાસેની એક

મિલમાંથી કાળો સીપિયા રંગનો ધુમાડો નીકળતો હતો, અને હવાના દબાણને લીધે એ ધુમાડાના ગોટા બહુ ફેલાવાને લીધે મોજાની પેઠે અંદર ને અંદર ઘૂમરી ખાતા ઇન્દ્રધનુષને છેદીને આગળ વધતા હતા! આવો મેળાપ ભારે પ્રતિભાવાળા ચિત્રકારને પણ સહેજે ન સૂઝે.

## પઢતમૂર્ખનો પુરુષાર્થ : કાવ્ય ભાંગ્યું

સાચે જ કબૂતર એ બેવકૂફ પ્રાણી છે. અમારી ઓસરીના છાપરામાં મોભ અને મોભિયાંને વચગાળે અને વળી વચ્ચેના ખૂણામાં પોતાનો માળો બાંધવાનો કબૂતરના એક જોડાએ વિચાર કર્યો. ત્યાં માળો ટકે એમ હતું જ નહીં. અને તેમાં વળી સુપરિન્ટેન્ડેન્ટ રોજ આવીને છાપરું અંદરથી સારું છે કે નહીં એ તપાસે. કબૂતરો સવારથી સાંજ સુધીમાં લીમડાની કેટલીક સૂકી સળીઓ ભેગી કરીને ગોઠવતાં. પણ જેટલી ગોઠવવા જાય તેટલી નીચે પડે ને નીચે કચરો પડે. મને થયું કે આ ધણીધણિયાણીને આ મિથ્યા પ્રયત્નમાંથી હું બચાવું. મેં એમને બેત્રણ દિવસ સુધી આખો દિવસ ઉડાવવાનો ધંધો કર્યો. એમને ત્યાં આવવા જ ન દઉં. પણ એ પઢતમૂર્ખ કબૂતરોએ ઉત્તમ-જનનું લક્ષણ મોઢે કર્યું હતું :

विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः<br>प्रारब्धमुत्तमजना न परित्यजन्ति॥

એમણે પુરુષાર્થ (અથવા દંપત્યર્થ) જારી જ રાખ્યો. મેં હાર ખાધી અને એમની દૃષ્ટિએ એમનું કામ નિર્વિઘ્ન થયું. પછી જ્યારે જ્યારે હું સવારે એમના માળા નીચેથી આંટા મારતો ત્યારે પોતાની કુદરતી લાલ આંખોથી તેઓ મારી તરફ તાકીને જોતાં, અને હું ધારું છું કેટલાયે શાપ આપતાં. પણ એમની આંખની લાલાશમાં કંઈ તપસ્યાનો અગ્નિ ન હતો કે હું બળી જાઉં. એમના ભારથી જ એમનો માળો ઘણી વાર પડી જતો. આખરે માળો અડધો તૈયાર થાય તેના પહેલાં જ માદાએ એ માળામાં ઈંડું મૂક્યું, અને બંને તેને વારાફરતી સેવવા લાગ્યાં. એક દિવસ નર ઊડવા ગયો અને એના ભારથી આખો માળો ઢળી પડ્યો અને ઈંડું ફૂટી ગયું. આમ છતાં એ શેઠશેઠાણીને ડહાપણ ન આવ્યું. ફરી ત્યાં જ બીજો માળો શરૂ કર્યો. આ વેળા કંઈક સારો થયો હતો. પણ તે પૂરો થાય તે પહેલાં જ માદાએ બીજું ઈંડું મૂક્યું. તે પણ ગબડી પડ્યું, પણ આ વખતે સીધું ભોંય પર ન પડવાથી તેના કકડા ન થતાં માત્ર કોચલામાં તડો પડી. મેં એ માળો ફરી ઉપર ગોઠવ્યો અને ઈંડું અંદર મૂકી દીધું. આ ઈંડાંમાંથી બચ્ચું નીકળે એમ તો હવે હતું જ નહીં, પણ મને થયું કે આ ઘેલા જોડાને આસાએશ તો મળશે. એક દિવસ એ લોકોએ ઈંડું સેવ્યું, પણ તેમના પ્રાક્તનમાં દુ:ખ જ લખેલું હતું તે કેમ ટળે? એક ખિસકોલીને આ ફૂટેલા ઈંડાની ભાળ

લાગી અને કબૂતર નથી એવો લાગ જોઈ તેણે ઈંડું ફોડી ખાધું. તેના દાંતનો અવાજ સાંભળી હું પાસે ગયો. ખિસકોલી ફળાહારી પ્રાણી છે એમ અત્યાર સુધી હું માનતો તેને આવી રીતે ઈંડું ખાતી જોઈ મને આશ્ચર્ય થયું અને ખિસકોલી વિશે મારા મનમાં જે કાવ્યમય પ્રેમ નાનપણથી બંધાયો હતો તે પણ એકદમ ઓછો થયો. કબૂતર અને ખિસકોલી બન્ને નિરપરાધ અથવા કાવ્યની દૃષ્ટિએ નિષ્પાપ પ્રાણી છે એમ હું માનતો. તેમાં વળી ખિસકોલીને પોતાના બચ્ચાના રક્ષણ સારુ કાગડા પર ધસારો કરતી જોઈ ત્યારથી કબૂતર કરતાં પણ મેં એને ઊંચું સ્થાન આપ્યું હતું. કબૂતર બીજાને ઈજા કરે નહીં એ ખરું, પણ સાથે સાથે પોતાનું રક્ષણ કરવા જેટલાં પણ ડહાપણ કે હિંમત તેની પાસે ન મળે. ખિસકોલી હિંસામાં અસમર્થ પણ સ્વસંરક્ષણમાં સમર્થ એવું આદર્શ પ્રાણી છે એમ મેં માન્યું હતું. પણ એક કમબખ્ત ખિસકોલીએ પેલા ઈંડાની સાથે મારું કાવ્ય પણ તોડી નાખ્યું.

૮

ફરી પાછી પાનખર ઋતુ આવી. ઉડાઉ માણસના વૈભવની પેઠે ઝાડવાંનાં પાંદડાં ઝપાટાબંધ ખરી પડવા લાગ્યાં. કેદીઓ આંગણું વાળીવાળીને થાકી જતા. સવારે સુપરિન્ટેન્ડેન્ટ આવે તે વખતે એક પણ પાંદડું જમીન પર ન જોઈએ. સુપરિન્ટેન્ડેન્ટનો વખત નક્કી ન હોય. કોઈ વાર સાત વાગ્યે આવે અને કોઈ વાર નવ વાગ્યા સુધીયે ન આવે. કોઈ વાર વળી હું માંદો એટલે મને જોવા બધું કામ કરી પરવારી બાર સાડા બાર વાગ્યે આવે! ત્યાં સુધી આંગણું સાફ રહેવું જોઈએ, પછી ભલે તે ગમે તે થાય. ઝાડ જેલનાં ખરાં, પણ એ કાંઈ સુપરિન્ટેન્ડેન્ટનો હુકમ માને? આખો દિવસ પાંદડાં વરસાવ્યાં જ કરે. અને પવન કશા પક્ષપાત વગર આંગણામાં તે બધાં પાંદડાં સરખી રીતે વેરી દે. બિચારા કેદીઓને આંગણું ફરીફરીને વાળવું પડતું. જેલમાં 'તાર'ની ખાનગી વ્યવસ્થા ન હોત તો કેદીઓ મરી જ જાત. પણ બલિહારી 'તાર'ની! સવારની 'રોન'માં તપાસ કરવા સુપરિન્ટેન્ડેન્ટ ઊપડે કે અરધી જ મિનિટમાં આખી જેલમાં 'તાર' દ્વારા ખબર પહોંચી જાય અને પછી કેદીઓ ઝપાટાબંધ આંગણાં સાફ કરી રાખે.

## પીળો પરોણો

એક દિવસે એક પીળું પતંગિયું અમારા આંગણામાં આવ્યું. સાધારણ રીતે પીળાં પતંગિયાં મને બહુ ગમે છે એમ નથી, પણ જેલમાં તો એવાં પતંગિયાંનાં દર્શન પણ દોહ્યલાં. અને પતંગિયું પણ આખો દિવસ હવામાં તરતું હતું. અમારા આંગણામાં મેં વાવેલા કેટલાક ગલગોટાના છોડ ઉપરાંત એકે ફૂલઝાડ હતું નહીં,

અને ગલગોટામાં પતંગિયાને કે ભમરાને આકર્ષક કશું ન મળે. છતાં પતંગિયું એક દિવસ મહેમાન કેમ રહ્યું એ સમજાયું નહીં. એની સરકારે કંઈ એને ૧૨૪(અ) કે ૧૫૩મી કલમની રૂએ અહીં મોકલ્યું નહીં હોય. આવા ગુનાઓ તો માનવીને જ કરવા પડે છે.

## કુદરતથી અળગા

પાનખર ઋતુ જામતી ગઈ તેમ પક્ષીઓ પણ મૂંગાં થયાં. સવારસાંજના કલ્લોલ બંધ થતાં બહુ જ સૂનું સૂનું લાગતું. શહેરના રહેવાસીઓ કુદરતથી એટલા અળગા થયેલા હોય છે કે આજે કઈ ઋતુ ચાલે છે એનું પણ તેમને ભાન નથી હોતું. આજના આપણા કેળવાયેલા મૂછ વગરના કે મૂછ કઢાવેલા છોકરાઓને પૂછો કે કયા મહિનામાં કયાં ફૂલ ઊગે છે, જાંબુ કયા મહિનામાં થાય છે, ઇન્દ્રધનુષ કયા કયા મહિનામાં દેખા દે છે, આકાશમાંથી કરા કયા મહિનામાં પડે છે? શહેરના છોકરાઓને એટલી જ ખબર હોય છે કે આઇસક્રીમની ઋતુ પછી છત્રી ઓઢવાની ઋતુ આવે છે અને ત્યાર પછી ગળે મફલર બાંધીને ફરવાની ઋતુ આવે છે! ગામડાના લોકોનું જીવન ઋતુઓ સાથે પૂરેપૂરું સંકળાયેલું હોય છે. ધાર્મિક તહેવારો ઋતુ અનુસાર ગોઠવાયેલા હોય છે. અને પક્ષીઓનું તો જીવન અને મરણ ઋતુઓની રાજી-નારાજી પર નિર્ભર રહે છે. શિયાળો જામ્યો એટલે પક્ષીઓ ગુનેગારની પેઠે ચૂપ થઈ ગયાં. હિંમતથી આમતેમ ફરે ખરાં, પણ વસમા દહાડા આવ્યાનું ભાન હોય એમ તેમનાં છાતી અને માથાં પરથી જણાતું હતું.

## प्रकृतिं यान्ति भूतानि

હવે બે નવાં પ્રાણી અમારું રંજન કરવા આવવા લાગ્યાં. મોટાં મોટાં સારસનું એક જોડું રોજ સાંજે સૂર્યાસ્ત પછી બહુ મોડું સાબરમતીના પટ તરફથી રાણીપ કે કાળીની દિશામાં નિયમસર જતું. લાંબા લાંબા પગ ખેંચીને પેટની અડોઅડ રાખેલા અને વચમાં જ થોડી થોડી વારે 'ચકર્ર ચકર્ર' એવો શબ્દ કરતું આ જોડું દરિયામાં મોટું જહાજ જાય તેમ અમારા માથા પર થઈને પસાર થતું. કોક કોક વાર એમને એટલું અસૂર થતું કે તેમનો શબ્દ સંભળાય પણ આકાશમાં તેઓ દેખાય નહીં. મને લાગે છે 'ચકર્ર ચકર્ર' અવાજ ઉપરથી જ આપણા પૂર્વજોએ તેમનું નામ 'ચકર્રવાક્' રાખ્યું હશે અને પછી સંસ્કૃત લોકોએ તેનું 'ચક્રવાક' એ સંસ્કારી નામ કર્યું હશે. બહુ મોડું થાય એટલે તેમના અવાજમાં ગભરાટ જણાય, પણ બીજે દિવસે વહેલાં ઘેર જવાનો એમણે

 

નિશ્ચય કર્યો હોય એમ લાગે નહીં. વાંદરાઓ રોજ રાત્રે નિશ્ચય કરે છે કે આવતી કાલે સવારે ઊઠીને સૌથી પહેલું ટાઢ સામે ઘર બાંધીશું ને પછી જ ખાવાનો વિચાર કરીશું. પણ વાંદરાંઓએ હજી ઘર બાંધ્યાં નથી ને સારસો સવેળા ઘેર પહોંચ્યાં નથી. જેનો જે સ્વભાવ પડ્યો તે કંઈ તે છોડી શકે? ગીતાજીમાં અમસ્તુ નથી લખ્યું 'प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ?'

## કાગડાની કેળવણી

શામળભાઈ પાસેથી રોટલાના કકડા ખાઈ ખાઈને કાગડાઓ સારી પેઠે માત્યા હતા. મને થયું, ચાલો કાગડાઓને જરા કસરત કરાવું. હું રોટલાના કકડા આકાશમાં ખૂબ ઊંચે ઉછાળું. ધારણા એવી કે કાગડા ઊડીને આકાશમાં ને આકાશમાં કકડા અધ્ધરથી ઝીલી લે. પણ એ બાઘાઓ માથું ઊંચું કરીને કકડો ક્યાં ઊડે છે ને ક્યાં પડે છે તે ઠંડે પેટે જોઈ લેતા અને કકડો નીચે પડે એટલે એના માટે પડાપડી કરતા. મેં શામળભાઈને કહ્યું, 'તમારા ગુજરાતના કાગડા સાવ નાલાયક છે. અમારે ત્યાં નાનપણમાં હું ચેવડામાંથી કાંજુ વીણીવીણીને આકાશમાં ઉડાડતો ત્યારે કાગડાઓ એકેએક અધ્ધર જ ઝીલી લેતા, પણ આ બાઘાઓ તો ડોળા ફોડીને જોઈ રહે છે!' શામળભાઈમાં કાંઈ પ્રાંતીય અભિમાન ઓછું હતું? તેમણે કહ્યું, 'અમારે ત્યાંના કાગડા ઓછા જ ભૂખડીબારશ હોય છે?'

પણ આ કાગડાઓને હું જે શીખવી ન શક્યો તે સમડીએ શીખવ્યું. પાંચ-પચાસ સમડીઓ વચ્ચે રોટલાના કકડાના ફુવારા ઊડતા જોઈ એક સમડીએ લાગ સાધ્યો અને ઝડપ દઈને આવી અને એક મોટો કકડો લઈ ગઈ. કાગડા ચેતે તે પહેલાં તો બીજી સમડી આવી ને બીજો કકડો લઈ ગઈ! પોતાના નિત્ય-વૈરીની આ જીત જોઈને કાગડાઓ ખૂબ ચિડાયા. તેમનાથી આ અપમાન સહ્યું જાય એમ ન હતું. તેમણે એ નવીન કળા હસ્તગત કરવાની – બલ્કે, ચંચુગત કરવા-ની – પ્રતિજ્ઞા લીધી, અને કાર્થેજના લોકો સામે જેમ રોમન લોકો અને ઈરાનના લશ્કર સામે ગ્રીક લોકો નૌકાયુદ્ધમાં ફાવ્યા તેમ કાગડા પણ અંતે સમડી સામે આ કળામાં ફાવ્યા. કાગડા રોટલાના કકડા ઝીલતાં શીખ્યા, એટલું જ નહીં પણ સમડી સામે ચોકી પણ કરતાં શીખ્યા. કાગડાઓ તરફનું મારું ધ્યાન જોઈ શામળ-ભાઈના મનમાં અદેખાઈ ઊપજી. પણ એમને કંઈ ઇલાજ સૂઝ્યો નહીં, એટલે મને કહ્યું, 'આજથી કાગડા તમારા અને ખિસકોલી મારી.' મેં કહ્યું, 'મારી ના નથી.' પણ ખિસકોલીનો અનુનય કરવાની કળા એમની પાસે ક્યાં હતી? એમની કળા તો કાગડા સુધી જ પહોંચે એમ હતી.

# અનાથ શિશુ : દુખિયારી મા

પણ સત્યસંકલ્પનો ફળદાતા ભગવાન બેઠો જ છે. એક દિવસ શામળભાઈ ખિસકોલીનું એક નાનકડું બચ્ચું કેદીની ટોપીમાં મારી પાસે લઈ આવ્યા અને કહેવા લાગ્યા, 'એક કાગડો આને લઈ જતો હતો. અમે બે જણાએ ચાલાકી કરી એને બચાવ્યું છે. હવે એનું શું કરીએ?' મને કૉલેજના દિવસો યાદ આવ્યા. એક ચીંથરાની દીવેટ બનાવી દૂધમાં બોળી એ બચ્ચાને ચૂસવાને આપી. પણ એ ગભરાયેલું બચ્ચું કેમે કર્યું દૂધ ચૂસે જ નહીં. રોટલો આપ્યો, ખીચડી આપી, ભાત આપ્યો. પણ પેલું બચ્ચું તો એમાંથી કશાને અડે જ નહીં. આખરે મારા નાહવાના ડબામાં એક લૂગડું પાથરી તેમાં એને બેસાડી દીધું અને અમે સૂઈ ગયા. બીજે દિવસે તો એણે ચીસો પાડી પાડીને આખું વાતાવરણ કરુણ કરી મૂક્યું. શામળભાઈ બિચારા વ્યાકુળ થઈ ગયા. બચ્ચાનું શું કરવું એ કોઈને સૂઝે નહીં. દરેક જણ આવીને બચ્ચાને હાથમાં લે. બિચારું બચ્ચું જાન બચાવવા ખાતર હાથમાંથી કૂદી પડે. થાકી જાય, પેશાબ કરે, અને ફરી દોડે. એક વખત તો ઠાકોર સાહેબના ઓરડામાં બળતણ પડયું હતું તેમાં જઈને ભરાઈ બેઠું. મુશ્કેલીથી અમે તેને બહાર કાઢ્યું. કાગડા અને બિલાડી બંનેના મોંથી તેનું રક્ષણ કરવું એ સહેલી વાત નહોતી. બીજો દિવસ પણ પૂરો થવા આવ્યો. બે દિવસ થયાં બિચારાને કડાકા હતા. ભૂખે મરતું એને તે કેમ બચાવાય અને કાગડાબિલાડાના મોંથી પણ એને કેમ બચાવાય એ અમને બેવડી ચિંતા થઈ પડી હતી. અંતે બપોરના ચાર વાગ્યે મેં જોયું કે એક ખિસકોલી ઝાડે ઝાડે ને ઓરડીએ ઓરડીએ વ્યાકુળ થઈને ફરે છે; એ જ આ બચ્ચાની મા હોવી જોઈએ. જે ઓરડીમાં મેં ડબો રાખ્યો હતો એ ઓરડી તરફ તે જાય એટલા માટે મેં એને એકબે ઠેકાણેથી હાંકી. કઈ ભાષામાં હું એને સમજાવું કે તારું બચ્ચું મારી ઓરડીમાં છે ને એની સલામતી ખાતર જ એને અંદર રાખ્યું છે? બિચારી માને થયું હશે કે દુખિયારી હું બચ્ચાની શોધમાં રખડું છું ત્યાં આ જમદૂત મારી કેડે પડયો છે, જંપવા પણ નથી દેતો. આખરે ઠાકોર સાહેબ, શામળભાઈ, એકબે પોલીસો, ઠાકોર સાહેબનો કેદી રસોઈયો અને હું સૌએ મળીને એક કાઉન્સિલ બેસાડી અને હામ ભીડીને એક યોજના ઘડી કાઢી. ક્રિકેટની રમતમાં જેમ ઠેકઠેકાણે ક્ષેત્રપાલો ઊભા રહે છે તેમ બધા દૂર દૂર ઊભા રહ્યા. મેં બચ્ચાવાળો ડબો ઓરડીમાંથી બહાર આણ્યો અને જે ઝાડ ઉપર પેલી મા ખિસકોલી ફરતી હતી તેની નીચે આડો મૂકી દીધો. બેત્રણ કાગડાઓએ આ જોયું. પછી કંઈ એ મહાશયો ત્યાંથી ખસે? લોભી આંખે તેઓ એકીટશે જોવા લાગ્યા. પણ અમારા ક્ષેત્રપાલો પૂરેપૂરા સાવધાન હતા. બચ્ચું ડબામાંથી બહાર નીકળ્યું અને એણે કિલકિલ કિલકિલ કરી કારમી ચીસ પાડી. મારું

ધ્યાન મા ખિસકોલી તરફ હતું. તે વખતની એની મુદ્રા જોવા જેવી હતી. એનો જીવ કાન અને આંખમાં આવી રહ્યો હતો. બચ્ચાનું દર્શન થયું એટલે બાકીની બધી સૃષ્ટિ એને માટે શૂન્ય થઈ ગઈ. ખિસકોલીની દોટથી એ ઉપરથી દોડતી નીચે આવી. સ્ટેશન નજીક આવતાં રેલગાડી જેમ સિસોટી વગાડે તેમ અવાજ કરતી એ આવી. બચ્ચું પણ મા તરફ દોડ્યું. બંનેનો ભેટો થયો. તરત જ મા ચોમેર નજર નાખવા લાગી. અમારે એ માને બીક ન લાગે એટલે દૂર, પણ કાગડા ફાવી ન શકે એટલે નજીક, ઊભા રહેવું જરૂરી હતું.

## શિરસાટે ભોજન : જગ જીતી!

હવે એક ભારે દૃશ્ય જોવાનું મળ્યું. માને થતું હતું કે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર આ બચ્ચાને માળામાં લઈ જાઉં તો જગ જીતી. બચ્ચાને એનો ખ્યાલ ક્યાંથી આવે? તે તો બે દિવસનું ભૂખ્યું હતું. માને જોઈ કે તરત જ તેને ધાવવાને દોડ્યું. મા એને મોઢામાં પકડીને ઊંચકવા જાય અને બચ્ચું તેમાંથી છટકી ધાવવા જાય! મિનિટ દોઢ મિનિટ સુધી આ છોડવળગ ચાલી. આખરે બચ્ચાનો વિજય થયો. માએ જોઈ લીધું કે બચ્ચું સમજે એમ નથી; એટલે જીવને જોખમે તે ત્યાં જ થોભી ગઈ. બચ્ચાને ધાવવા દીધું. ભૂખ્યા સિપાઈઓ રણાંગણ પર શિરને સાટે પણ ભોજન કરે છે એના જેવો આ પ્રસંગ હતો. બચ્ચાની ભૂખ જરા ભાગી એટલે માએ દૃઢતાથી બચ્ચાને એના પેટની ચામડી વતી ઝાલ્યું. બચ્ચાએ તરત જ પોતાના ચારે પગ અને પૂંછડી માને ગળે વીંટાળી દીધાં. માના ગળાની આસપાસ આ એના હૃદયનું ધન અમૂલ્ય હારની પેઠે વીંટળાઈ રહ્યું. તેને સાચવી માથું ઊંચું કરીને મા આંગણું વટાવી ઓટલા પર આવી. અમે કૂંડાળું નાનું કર્યું. ઓટલાની કોર આગળ જ્યાં દીવાલનો ખૂણો બહાર આવ્યો હતો તેની ધાર ઉપરથી ખિસકોલી ટગુમગુ કરતી ચડવા લાગી. શી એની સંભાળ! શી એની એકાગ્રતા! ઉપર લગભગ છાજ સુધી પહોંચી ગઈ. ત્યાંથી કૂદકો મારીને જ લાકડાના પેડિયા સુધી પહોંચાય એમ હતું. કૂદકો મારશે કે નહીં? કૂદકો મારવાની હિંમત કરી મા આખા શરીરનો સંકોચ કરે, પણ કૂદતાં પહેલાં જ હિંમત હારી જાય! નિરાશ થઈ નિસાસો મૂકે. ફરી બીજી રીતે પ્રયત્ન કરે. દસેક વાર તો જમણી બાજુથી ડાબી બાજુ ને ડાબી બાજુથી જમણી બાજુ ગઈ હશે. ઉપરથી પડી જાય તો બચ્ચું જીવતું ન રહે. જેટલા જેટલા નિષ્ફળ પ્રયત્ન થાય તેટલી શક્તિ ઓછી થાય અને પ્રયત્ન સફળ થવાની આશા પણ ઓછી થાય. બિચારીએ એક વાર હતાશ થઈને ચીસ પાડી. કયો ભક્ત આથી વધારે વ્યાકુળ પ્રાર્થના કરી શકે? અમે આટલા જણ આસપાસ ઊભા હતા. પણ એની શી સેવા કરીએ? માણસજાતે આજ સુધીમાં ક્યાં ખિસકોલીનો વિશ્વાસ સંપાદન કર્યો છે કે આજે એ તેમને પાસે આવવા દે? મને એક વિચાર સૂઝ્યો. દોડતો જઈને હું મારો ખેસ

લઈ આવ્યો. બે છેડા મારા હાથમાં ને બે શામળભાઈના હાથમાં એમ કરી જમીનથી એકબે હાથ ઊંચે અમે ખેસ પહોળો કરી પકડી રાખ્યો. ઉદ્દેશ એ કે ખિસકોલી કે એનું બચ્ચું પડે તો તેમનો છૂંદો ન થઈ જાય. આખરે ઈશ્વરે ખિસકોલીની ધા સાંભળી. એના શરીરમાં અસાધારણ બળ આવ્યું. સાસ રોકી એણે વિશ્વાસપૂર્વક એક કૂદકો માર્યો અને એક પળમાં તે મુકામે પહોંચી ગઈ! બે છાપરાંની સાંધમાં મોભનાં નળિયાં નીચે ખિસકોલીનું નિવાસસ્થાન હતું. તે રાત્રે મા અને બચ્ચાએ કેવી મીઠી ઊંઘ લીધી હશે! સાચે જ માને થયું હશે કે જગ જીતી! ત્યાર પછી કેટલાય દિવસ એ માને અને એ બચ્ચાને અમે જોતા અને ઓળખતા.

## મકાનો ધોળાયાં? : અબળા કરતાંયે પરાધીન

થોડા જ દિવસમાં ઈન્સ્પેક્ટર જનરલ આવવાનો હતો. એટલે એના આવવાની તૈયારીઓ ચાલી. મકાનો ધોળાયાં, ચૂનાસિમેંટનું કામ કરવા જેવું હતું તે થયું, છાપરાં ચળાયાં, અને થાંભલાઓ તેલપાણીમાં નાહ્યા. કેદીઓની કવાયત કઈ રીતે ચાલતી વગેરે વિગતો રમૂજી છે ખરી, પણ તે આ પ્રકરણના ઉદ્દેશ બહારની વાત છે. પણ એ અરસામાં રાત આખી અમને દીવાનું દર્શન થતું હતું એ વાત લખ્યા વગર નહીં ચાલે. અમે રહેતા હતા ત્યાંથી પુષ્કળ દૂર જેલનો મુખ્ય દરવાજો આવેલો છે. આ દરવાજા પર ઉપલે માળે સુપરિન્ટેન્ડેન્ટની ઑફિસ છે. અમારી પરસાળમાંથી આ ઑફિસ બરાબર દેખાતી. ૩૫–૪૦ રૂપિયામાં મહિનો આખો વૈતરું કરી રાજીરાજી રહેનાર જેલનો કારકુન સામાન્ય રીતે રાતના દસ વાગ્યા સુધી આ ઑફિસમાં બેસી કામ કરે છે. મને લાગે છે એનો હેડક્લાર્ક પણ તેટલું જ બેસે છે. પણ હવે તો ઈન્સ્પેક્ટર જનરલ આવવાનો. એટલે ઑફિસનો દીવો રાતના બે વાગ્યા સુધી બળ્યા કરતો હોય. કોક કોક વાર તો પરોઢિયાના ચાર સુધી કામ ચાલે! ઑફિસની ઓરડી આટલી દૂર અને આટલી ઊંચી, છતાં ત્યાંથી અમારા ઓટલા સુધી સ્વચ્છ પ્રકાશ આવતો. ચોપડી વંચાય એટલો તો નહીં, પણ જરાતરા દેખી શકાય એટલો ખરો. જેલમાં રાતે આટલું અજવાળું મળે એ કંઈ નાનીસૂની સગવડ ન કહેવાય. એટલે અમે એક તરફ ઉજાસ મળ્યાનો આનંદ અનુભવતા, અને બીજી તરફ આઠે પહોર વૈતરું કરનાર, દિવસરાત ઉપરીના ઠપકાના ભય હેઠળ જીવનાર, અબળા કરતાં પણ વધારે પરાધીન એવા પેલા કારકુનોની દયા ખાતા.

## વિદાય વેળાએ

કાળને મૃત્યુના ઘાનું ઓસડ કહી કોઈ લોકકવિએ 'દંન ગણંતાં માસ થયા વરસે આંતરિયાં'વાળો દુહો કહ્યો છે. પણ જેલવાસ તો મુદતબંધી સામાજિક મૃત્યુ છે એટલે ત્યાંનો ક્રમ 'માસ ગણંતાં દંન રહ્યા' એવો ઊલટો હોય છે. આમ હવે વિદાયનો દિવસ પાસે આવવા લાગ્યો. સો દિવસના પચાસ રહ્યા. પચાસના પચીસ થયા.

પછી તો આઠ જ દિવસ રહ્યા. શામળભાઈની ધીરજ ખૂટી. તેમ
ગણતરી છોડી દીધી અને કલાકો ગણવા લાગ્યા: હવે સવાસો કલાં
પાંણોસો રહ્યા. આંગણામાં ઊછરતા આંબાના ને જાંબુડાના વિરહની કલ
આવવા લાગી. જાંબુડાને જીવાત લાગી હતી. જીવાત ઝાડનાં પાંદડાં ખાઈ
જીવ લેવા મથતી હતી. ખવાયેલાં પાંદડાં મેં જતનપૂર્વક કાઢી નાખ્યાં હત
સાજ બગડેલાં પાંદડાં અને ઝાડનું થડ રોજ આયોડિનના પાણીથી હું ધ
કરી કરીને જાંબુડાને મેં બચાવ્યો હતો. પછી એને નવાં પાંદડાં ફૂટયાં હતાં
તાં પ્રસન્ન દેખાતો હતો કે જાણે વસંતની વનશ્રી. આંબો પણ આવી જ
વેલો હતો. ઠાકોર સાહેબના રસોઈયાએ આંબાને રાખ અને એઠવાડનું
ખાતર આપ્યું હતું કે બિચારો લગભગ ગૂંગળાઈ ગયો હતો. એને પણ સ
બનાવી સુખી કર્યો હતો. મારા ગયા પછી આ બંનેનું શું થશે એ ખ્યા
આવ્યા વિના કેમ રહે? ગલગોટાનું ઝાડ તો ક્યારનું સુકાઈ ગયું હ
આશા છૂટી ગયા પછી એના ગોટા તોડી તોડીને હું છડીઓ બનાવતો. જે
વાતાવરણમાં ગલગોટાની છડી પણ મજાની લાગતી.

## ક્ષીણે પુણ્યે

આખરે ફેબ્રુઆરીની પહેલી તારીખ ઊગી. સવારે ચાર વાગ્યે ઊઠી
લીધું. જેલના ભ્રષ્ટ ખોરાકની અસર ધોઈ કાઢવા સારુ આગલે દિવસે મેં
કર્યો હતો. નાહીને શરીર સ્વચ્છ કર્યું. મારો લગભગ બધો સામાન આગલે
મેં ઘેર મોકલી દીધો હતો. એટલે તૈયારી કરવાપણું કંઈ હતું જ નહીં. આ
તેમ જ જાંબુડાને છેલ્લું પાણી પાયું. હીરાને મળવાનું મન હતું, પણ આટલી
તે ક્યાંથી આવેલી હોય? જેલની ચારે દીવાલથી ઘેરાયેલા આકાશમાં તારાઓ
દર્શન કરી લીધું. એટલામાં ઠાકોર સાહેબ ઊઠયા. શામળભાઈ પણ નાહીને
અમે ત્રણે જણાએ, જેલના નિયમ વિરુદ્ધ, એકઠા બેસીને પ્રાર્થના કરી. શામળ

'રામ ભજ તું પ્રાણિયા, તારા દેહનું સારથ થશે,
તારી કંચનની કાયા થશે, રામ ભજ તું પ્રાણિયા.'—